


સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક પહેલો

ઓગસ્ટ : ૨૦૦૧

તંત્રી

**રમણલાલ જોશી**

૧૩૩



# ઉદ્દેશ

વર્ષ : બારમું અંક : પહેલો સળંગ અંક : ૧૩૩

અનુક્રમ : ઑગસ્ટ ૨૦૦૧





પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક . રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૬૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂા ૧૫૦, વિદેશમા (ઍરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય રૂા ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયુ મોકલવુ જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂા ૨૫, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામુ .
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણદ - ૩૮૮ ૦૦૧

(૪) ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અકો પણ ઉપરના સરનામે મળશે

ઉદ્દેશ

ઑગસ્ટ ૨૦૦૧

सर्वभाषा सरस्वती



# इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्

મહાભારતના આદિપર્વના પહેલા અધ્યાયમાં છેવટે છેવટે મહાભારતના પહેલા અધ્યાયનું પઠન પુણ્યકારક હોય છે તેનું વર્ણન કરતા કેટલાક શ્લોકો છે. તેમાંનો એક શ્લોક નીચે પ્રમાણે છે :

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति ॥ १.१.२०४
(પાઠભેદ : मामयं प्रहरिष्यति)

શ્લોકનો અર્થ સામાન્ય રીતે એવો કરાય છે : "ઇતિહાસ અને પુરાણોના આધારે વેદનો અર્થનિર્ણય કરવો (કાં તો વેદને આધાર આપવો). જેનું જ્ઞાન ઓછું હોય છે તેનાથી વેદ ડરે છે, 'રખે આ મને (સહેજે) ઓળંગી જશે.' "

કે. એમ. ગાંગુલી (K. M. Ganguli)નું ભાષાંતર : "By the aid of history and the Purānas, the Veda may be expounded; but the Veda is afraid of one of little information lest he should injure it."[1]

જે. એ. બી. ફાન બોયટન (J. A. B. Van Buitenen)નું ભાષાંતર : "With both Epic and Purāṇa one would support the Veda. The Veda is afraid of one of little knowledge; me it shall ferry over !"

અમદાવાદસ્થિત એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટમાં ૧૯૭૫માં યોજાયેલાં ત્રણ વ્યાખ્યાનો માટે ડૉ. ટી. જી. માઈણકરસાહેબે The Upabṛṃhaṇa and the Ṛgveda Interpretation વિષયની પસંદગી કરી હતી. તેમણે પણ શ્લોકનો અર્થ ઉપર મુજબ કર્યો છે. તેઓ કહે છે કે વેદોની રચના ઋષિપરંપરા (Ṛsi tradition)માં થઈ, અને ઇતિહાસપુરાણોની રચના સૂતપરંપરા (Sūta tradition)માં થઈ. મહાભારતનો શ્લોક એમ સૂચવે છે કે વેદોમાં આવતાં સંવાદસૂક્તોનો અર્થ મહાભારત જેવા ઇતિહાસને આધારે કરવો. તે દૃષ્ટિએ માઈણકરસાહેબે પોતાનાં વ્યાખ્યાનોમાં ઋગ્વેદમાં મળતી બે કથાઓનો ઉકેલ કરવાનો પ્રયત્ન કર્યો છે (મુદ્ગલ ઋ. ૧૦.૧૦૨ અને અગસ્ત્ય-લોપામુદ્રા ઋ. ૧.૧૭૯).

પુરૂરવસ્-ઉર્વશી, અગસ્ત્ય-લોપામુદ્રા એવાં ઋગ્વેદનાં સંવાદસૂક્તો પ્રસિદ્ધ છે. વળી, શુનઃશેપની કથાને લગતુંવળગતું સંપૂર્ણ સૂક્ત ઋગ્વેદમાં નથી, પણ એ કથાનો સંકેત આપતી કેટલીક ઋચાઓ ઋગ્વેદમાં મળે છે (૧.૨૪.૧૨-૧૩; ૫.૨.૭). ઋગ્વેદનાં એવાં સૂક્તો અથવા ઋચાઓનો અર્થ, એ સૂક્તોની પાર્શ્વભૂમિ, સંવાદોમાં આવતી ઋચાઓ કોણ બોલે છે એ બધું સમજવા માટે ઋગ્વેદ પછીના બ્રાહ્મણગ્રંથો તેમજ નિરુક્ત, બૃહદ્દેવતા, રામાયણ, મહાભારત જેવા ગ્રંથોનો ઉપયોગ થાય છે એ જાણીતી વાત છે. દાખલા તરીકે પુરૂરવસ્-ઉર્વશી સૂક્ત (૧૦.૯૫)નો અર્થ શતપથ બ્રાહ્મણ (૧૧.૫.૧-૧૭)માં તે વિષે મળતી માહિતીને આધારે ઘણો સ્પષ્ટ થાય છે. તેમજ શુનઃશેપ વિશેની ઋચાઓ સમજવા માટે ઐતરેય બ્રાહ્મણ (અધ્યાય ૩૩-૭.૩)માં આવતા શૌનઃશેપ આખ્યાનનો ઉપયોગ થાય છે.

ઉપર્યુક્ત ગ્રંથ-જેમાં મહાભારત, રામાયણ, પુરાણોનો સમાવેશ થઈ શકે – વેદાર્થ સમજવા કેટલેક ઠેકાણે ઉપયોગી થઈ પડે છે[2] એ વાત સત્ય હોવા છતાં 'इतिहासपुराणाभ्यां...' શ્લોકનો અર્થ ડૉ. માઈણકર અને અન્ય અભ્યાસકોએ કર્યો છે તેમ કરવો ઉચિત નથી.

એનું એક કારણ એવું છે કે બૃંહ્ અથવા સમુપબૃંહ્ ધાતુનો અર્થ 'સ્પષ્ટ કરવું, ટેકો આપવો' એવો થતો નથી. એ ધાતુનો અર્થ 'મોટું થવું, વધવું, મજબૂત થવું' અને પ્રયોજક રૂપ હોય તો 'વિસ્તાર કરવો, લંબાવવું, મોટું કરવું, વધારવું.'

અને બીજું કારણ એવું કે પ્રસ્તુત સંદર્ભમાં 'વેદ' શબ્દનો અર્થ ઋગ્વેદાદિ ચાર વેદ એવો નથી. મહાભારત ગ્રંથનું મહત્ત્વ દાખવતી વેળા વચ્ચે જ ઋગ્વેદાદિ ગ્રંથોનો ઉલ્લેખ થવો માનવા જેવું નથી. 'वेदं समुपबृंहयेत्' એ વાક્યનો અર્થ કરતી વખતે ઉપર્યુકત શ્લોક પછી તરત જ જે શ્લોક આવે છે તેના પર ધ્યાન આપવું જોઈએ. તે શ્લોક નીચે પ્રમાણે છે :

कार्ष्णं वेदमिमं विद्वान् श्रावयित्वार्थमश्नुते ।[3]
भ्रूणहत्याकृतं चापि पापं जह्यान्न संशयः ॥ મહા. ૧.૧.૨૦૫

આ શ્લોક પરથી સ્પષ્ટ થાય છે કે આ શ્લોકના પૂર્વેનો શ્લોક રચનારને 'વેદ' શબ્દથી ઋગ્વેદાદિ વેદ નહીં, પણ 'કાર્ષ્ણ વેદ' એટલે કે કૃષ્ણ દ્વૈપાયન રચિત વેદ, એટલે જ મહાભારત ગ્રંથ અભિપ્રેત છે. મહાભારત ગ્રંથ પાંચમો વેદ ગણાય છે : वेदानध्यापयामास महाभारतपञ्चमान् ૧.૫૭.૭૪. તેથી આ લેખની શરૂઆતમાં આપેલા શ્લોકનો અર્થ એવો થાય છે : "ઇતિહાસ અને પુરાણો વડે વેદનો (એટલે જ કાર્ષ્ણ વેદનો, મહાભારતનો) વિસ્તાર કરવો, કારણ કે જેનું જ્ઞાન ઓછું છે (એટલે જે ઘણાં ઇતિહાસ-પુરાણો જાણતો નથી) તેનાથી વેદ (એટલે મહાભારત)ને ડર લાગે છે કે આ (અલ્પશ્રુત માણસ) મને (સહેજે) તરી જશે (એટલે મારું કથન જલદીથી પૂરું કરી નાખશે)."[4]

વ્યાસરચિત મૂળ મહાભારતમાં સદીઓ જતાં કથાકારોએ અને પૌરાણિકોએ ઘણી જાતનો ઉમેરો કર્યો છે અને ગ્રંથનો વિસ્તાર સાધ્યો છે એમાં શક નથી. આવી જાતના ઉમેરાઓમાં આખ્યાનોનો પણ સમાવેશ છે અને એ આખ્યાનો ઇતિહાસ-પુરાણો જેવા ગ્રંથોમાંથી લેવાયાં એ સહેજે સમજી શકાય. ઉપર્યુકત શ્લોક રચનારાએ-એ શ્લોક ચોખ્ખી રીતે મૂળ મહાભારતનો હોઈ શકે નહીં - આવી જાતનો ઉમેરો કરી મહાભારતને વિસ્તારવાની છૂટ આખ્યાનવિદોને આપી છે, અને તેનો પૂરેપૂરો લાભ તેમણે લીધો છે.

**મ. હ. મેહેંદળે**

---

૧. ગાંગુલીનું 'injure it' ભાષાંતર प्रतरिष्यतिने બદલે प्रहरिष्यति પાઠના આધારે છે.

૨. "Indeed, to interpret the Veda in the light of this Itihāsa and the Purāna has been our traditional mode of dealing with the Veda for the saying goes, itihāsa-purāṇābhyām vedam samupabrmhayet." T.E. Mainker, The Upabrmhana and the Rgveda Interpretation, P. 2. મહાભારતના શ્લોકનો સંદર્ભ આપવાને બદલે માઈણકર આ શ્લોકાર્ધને 'saying' કેમ કહે છે તે સ્પષ્ટ નથી. આ શ્લોકને સમજાવતાં નીલકણ્ઠ ટીકાકારે ઋગ્વેદની તદ્દન જુદી જ ઋચા દાખલા તરીકે લીધી છે એ અત્યંત અનુચિત છે. ઋગ્વેદમાં ઇન્દ્રને વિશે એક ઋચામાં કહ્યું છે : यद्धत्य मायिनं मृगं तमु त्वं मायर्यावधीः... (૧.૮૦.૭). ઋચામાં મૃગનો વધ કર્યાનું કહ્યું છે તેટલા પરથી નીલકણ્ઠે એનો સંબંધ રામાયણમાં આવતા મારીચવધની કથાની સાથે જોડ્યો છે અને તેના આધારે ઋચાનો અર્થ કરવો જોઈએ એમ કહે છે, પરંતુ પ્રસ્તુત ઋચામાં મૃગ એટલે હિંસ્ર પશુ એવો અર્થ છે અને તેથી વૃત્ર જેવા કોઈ અસુર તરફ સંકેત થયો છે. અહીંયાં મારીચ રાક્ષસનો કશો સંબંધ નથી. સાયણાચાર્ય પણ વૃત્ર તરફ સંકેત કરે છે, મારીચ તરફ કરતા નથી.

૩. આ શ્લોકાર્ધ મહાભારત ૧.૫૬.૧૭માં પણ મળે છે.

૪. मामयं प्रतरिष्यतिने બદલે मामय प्रहरिष्यति એવો પાઠ લઈએ તો અર્થ થશે : અલ્પશ્રુત કથાકાર ઇતિહાસ અને પુરાણો વડે મહાભારત વેદમાં ઉમેરો કરી ગ્રંથને મજબૂત કરી શકશે નહિ, તેથી એ કથાકાર નબળા મહાભારતને ઈજા પહોંચાડશે એવો ડર ગ્રંથને લાગે છે.



## ગુજરાતી વાર્તા રાષ્ટ્રીય સ્તરે

નેશનલ સ્કૂલ ઑફ ડ્રામા, દિલ્હી દ્વારા સાડા સાત સો વાર્તાઓના ચયન પછી તેમનાં છાત્રો દ્વારા મંચ પર નાટ્યાત્મક પ્રસ્તુતિ માટે ભારતની જુદી જુદી ભાષાઓમાંથી ૧૦ વાર્તાઓ પસંદ થઈ હતી. પ્રસિદ્ધ સાહિત્યકાર ફણીશ્વર-નાથ 'રેણુ', બિમલ મિત્ર, ભીષ્મ સહાની, બલવંતસિંઘ વગેરેની વાર્તાઓ સાથે શ્રી રજનીકુમાર પંડ્યાની વાર્તા 'કંપન જરા જરા' પ્રસ્તુત થઈ હતી. ગઈ ૧૭મી મે ૨૦૦૧ના રોજ નેશનલ સ્કૂલ ઑફ ડ્રામા, દિલ્હીએ એની પ્રસ્તુતિ કરી હતી. શ્રી રજનીકુમાર આ પ્રસંગે ખાસ નિમંત્રણથી ઉપસ્થિત રહ્યા હતા. ગુજરાતી વાર્તાકારનું આવું બહુમાન થયું એ આનંદપ્રદ ઘટના છે. શ્રી રજનીકુમારને અભિનંદન અને શુભેચ્છાઓ.

## ગુજરાતી સાહિત્ય પરિષદમાં ઊજવાયેલું કવિપર્વ

ગુજરાતી સાહિત્ય પરિષદ યોજિત ઉમાશંકર સ્વાધ્યાય પીઠના ઉપક્રમે ઉમાશંકર જોશી તેમજ અન્ય સર્જકોની ગદ્ય તેમજ પદ્ય કૃતિઓનાં પઠન અને આસ્વાદનો એક કાર્યક્રમ તા. ૨૧ જુલાઈ ૨૦૦૧ (ઉમાશંકરનો જન્મદિન)થી તા. ૨૫ જુલાઈ ૨૦૦૧ સુધી પરિષદના ગોવર્ધન ભવનમાં યોજાયો હતો.

## આધુનિક કવયિત્રી ડૉ. પલ્લવી ભટ્ટના કાવ્યસંગ્રહનું વિમોચન

પેટલાદનાં કવયિત્રી અને આપણા સંમાન્ય કવિ 'કાન્ત'નાં પૌત્રી પલ્લવીબેનના કાવ્યસંગ્રહ 'તત્ત્વરૂપા'નું વિમોચન તા. ૭ જુલાઈ ૨૦૦૧ના રોજ અનુપમ મિશનના ઉપક્રમે થયું હતું. શ્રી જશભાઈ, શ્રી અશ્વિનભાઈ, ડૉ. કેશુભાઈ દેસાઈ, શ્રી પીટરભાઈ વગેરેએ તેમને શુભેચ્છા અને આશીર્વાદ પાઠવ્યાં હતાં. અભિનંદન.

## નટુભાઈ ઠક્કરનું દુઃખદ અવસાન

શ્રી નટુભાઈ ઠક્કર (જન્મ : ૧૪ નવેમ્બર, ૧૯૩૭)નું તા. ૨ ઑગસ્ટ, ૨૦૦૧ના રોજ દુઃખદ અવસાન થયું છે. તે શ્રી સ્વામિનારાયણ આર્ટ્સ કૉલેજના આચાર્ય હતા. તેમણે શિક્ષણ ઉપરાંત સાહિત્યક્ષેત્રે પણ કામ કર્યું છે. તેમણે 'યાત્રિક' તખલ્લુસ રાખેલું. છાપામાં કટાર પણ લખતા. તેમના પુસ્તકોમાં 'લીમડામાં એક ડાળ મીઠી', 'પાનખરને તરસ વસંતની', 'જયભિખ્ખુ : વ્યક્તિત્વ અને વાઙ્મય' જાણીતા છે. સદ્ સાહિત્યના પ્રસાર માટે તેમણે જીવનભર કામ કર્યું. તેમણે 'નટુભાઈ ઠક્કર ફાઉન્ડેશન ટ્રસ્ટ' પણ સ્થાપેલું.

તેમના અવસાનથી ગુજરાતના શિક્ષણ અને સંસ્કારના ક્ષેત્રે મોટી ખોટ પડી છે. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની તેમના પરિવારને પ્રભુ શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિર શાંતિ અર્પે એ પ્રાર્થના.

## 'ઓળખ' માસિકનો દીપોત્સવી વિશેષાંક

'ઓળખ'ના તંત્રી શ્રી હંમેશ મોદી જણાવે છે કે 'ઓળખ'નો આગામી દીપોત્સવી વિશેષાંક 'શેર-સુભાષિત' વિશેષાંક તરીકે પ્રગટ થશે. ગઝલકાર શ્રી મનહર મોદી આ અંકનું સંપાદન કરશે. સૌ કવિઓને પોતાને ગમતા પાંચેક શેર તા. ૩૧-૮-૨૦૦૧ સુધીમાં મોકલી આપવા વિનંતી છે. કવિઓ પોતાના વિશેની વિગતો અને પાસપૉર્ટ સાઈઝનો ફોટો પણ મોકલી આપે એવી વિનંતી પણ કરવામાં આવી છે.



# મધ્યકાલીન ભવસાગરમાં પ્રેમ અને આનંદનો એક અલગ ટાપુ : પ્રેમાનંદ – એક મૂલ્યાંકન

ઉશનસ્

આપણા ગુજરાતી સાહિત્યમાં મધ્યકાલીન યુગની ખરેખરી શરૂઆત ૧૫મી સદીના નરસિંહ મહેતાથી થાય છે. એટલે જ નરસિંહ મહેતા આપણો આદિકવિ ગણાય છે; જોકે નરસિંહ પૂર્વે છેક હેમચંદ્રાચાર્યથી એટલે કે ૧૨મી સદીથી તે નરસિંહ મહેતાના આગમન સુધીની ત્રણ સદીઓ સાહિત્ય વિનાની ન હતી, પણ તે સાહિત્ય જૈન કવિઓનું હતું, જેમાં ફાગુ-રાસા જેવા જૈનધાર્મિક સાહિત્યપ્રકારો ખેડાયા છે. આ જૈન સાહિત્ય મુખ્યત્વે વીતરાગ સાહિત્ય છે. જોકે ક્યારેક 'વસંતવિલાસ' કે 'કહાનડ દે પ્રબંધ' જેવી જૈનેતર વલણવાળી રચનાઓ પણ મળે છે ખરી; અરે, સ્વ શ્રી હરિવલ્લભ ભાયાણીએ તો નરસિંહ પૂર્વેની કૃષ્ણકવિતાનું સંશોધન-સંપાદન પણ કર્યું છે ! એ બતાવે છે કે, નરસિંહ પૂર્વે પણ શ્રીકૃષ્ણભક્તિની એક ફલ્ગુધારા ગુજરાતમાં વહેતી તો હતી જ, પણ નરસિંહ મહેતામાં તે મુખ્ય ધારા થઈને પ્રગટ થતી જોવામાં આવે છે. એટલે નરસિંહ મહેતાને સાહિત્ય-ઈતિહાસકારો ગુજરાતી કવિતાના આદિકવિ તરીકે માને છે, એમાં પૂરું ઔચિત્ય છે. પરલોક-પરાયણતા એ સાહિત્યનો મુખ્ય સૂર છે. નરસિંહમાં ભાગવત પરંપરાની ભક્તિનો પ્રબળ પ્રવાહ વહેતો થયો છે ખરો, પણ નરસિંહ જેટલો ભક્ત કવિ છે તેટલો જ જ્ઞાની કવિ પણ છે; વિદ્વાનોએ નરસિંહમાં ઉપનિષદોના જ્ઞાનના પડઘા સાંભળ્યા છે; 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ', 'નીરખ'ને ગગનમાં કોણ ઘૂમી રહ્યો' જેવાં પ્રભાતિયામાં તે આપણને પણ વરતાય છે. પણ પછી તો નરસિંહ ખુદ કૃષ્ણભક્તિ તરફ, સગુણ ભક્તિ તરફ વળી જાય છે ને તે 'પ્રેમરસ પા ને તું મોરના પિચ્છધર, તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે' એમ કહે છે.

ઈ.સ. ૧૬મી સદીમાં રાજસ્થાનની મીરાંની ગણતરી ગુજરાતી ભાષાની કવિતામાં પણ થાય છે, ને તે તો કૃષ્ણભક્તિમાં 'પ્રેમદીવાની' છે. ને આ ભક્તિની શાખા રામાનંદી-વૃંદાવની છે. આ ૧૫મી અને ૧૬મી સદીની ભાષા તે જૂની ગુજરાતી/જૂની પશ્ચિમી રાજસ્થાની છે. મીરાં સૌરાષ્ટ્રમાં દ્વારકા આવી હતી તેથી તે ગુજરાતી ભાષાની કવિ બની નથી; પણ નરસિંહ-મીરાંની ભાષા 'જૂની ગુજરાતી' કે જૂની પશ્ચિમી રાજસ્થાની છે; ને આ સદીઓ ભક્તિપ્રવાહની સદીઓ છે. ૧૭મી સદીમાં તો હવે શુદ્ધ અર્વાચીન ગુજરાતી ભાષા પ્રવર્તે છે, ને કહો કે મધ્યકાલીન સાહિત્યમાં આ ૧૭મી સદી એક સુવર્ણયુગ જેવી છે, તે કેવી રીતે તે જોઈએ.

લોકજીવન જોતાં જણાય છે કે ૧૭મી સદીમાં ગુજરાતમાં લોકજીવન ઠર્યું છે. ગુજરાતમાં તત્કાલીન મુસ્લિમ સલ્તનત હોવા છતાં હિન્દુ પ્રજાજીવન થાળે પડ્યું હોય તેમ જણાય છે. વિદ્વાનોએ યોગ્ય રીતે તારવ્યું છે કે આ મધ્યકાલીન પ્રજાજીવનની અસ્મિતા હ્રાસ પામી છે ત્યારેય આ ભક્તિની સરવાણી જીવતી રહી છે ને તે જ પ્રજાની અસ્મિતાને જાળવી લે છે; મધ્યકાલીન સદીઓ એટલે કે ૧૫ થી ૧૮મી સુધીની ત્રણ સદીઓ; ૧૫મી- ૧૬મી સદીઓ મુસ્લિમ આક્રમણોની સદીઓ છે, તો ૧૮મી સદી અંગ્રેજી આક્રમણની સદી છે. આમાં ૧૭મી સદી નોખી ને ઠરેલી તરી આવે છે. એ વિના પ્રેમાનંદ, અખો ને શામળ જેવા મોટા કવિઓ પાકે નહિ. ૧૮મી સદીમાં એવો પ્રતિભાશાળી દયારામ મળે છે ખરો, પણ તે વલ્લભ-પુષ્ટિમાર્ગી પ્રેમલક્ષણા ભક્તિનો કવિ છે; ભક્તિના ધોરી માર્ગનો તે કવિ નથી. ૧૭મી સદીમાં શુદ્ધ ગુજરાતી ભાષા નીખરી આવી છે; એ પણ પ્રજાજીવન ઠર્યું ના હોય તો બને નહીં. પ્રેમાનંદની ભાષાની તો વાત કરીએ તેટલી ઓછી છે. એ ગુજરાતી ભાષાનો સદાકાળનો સ્વામી છે. એ અખાની જેમ "ભાષાને શું વળગે ભૂર ? જે રણમાં જીતે તે શૂર", એમ ભાષાકીય ઉપેક્ષા સેવનારો નથી. એને આ ભવરણને માત્ર જીતવું નથી; એ ભાષાને ખીલવે છે ને ખીલવી ખીલવી ભાષા નામના 'રસ'ને પણ ખીલવે છે. એ પદો રચતો નથી, પણ પદોની 'દેશીઓ'ને જ

આખ્યાનરૂપમાં વિસ્તારીને અનેક સ્તરમાં ઢાળે છે. એની દેશીઓના રાગ-ઢાળ તત્કાલીન રીતે સૌથી વધુ પ્રવાહી ને કર્ણમધુર છે. એ ઢાળ ઉપર આપણને જાણે ઢળી જવું ગમે છે.

પ્રેમાનંદ સાચે જ એક ચિત્રકાર કવિ છે. સફળ કથાકાર થવા શ્રોતાઓ સમક્ષ ભાષાનાં ચિત્રો ઊભાં તો કરવાં જ પડે અને તેમ કરવામાં તે અદ્યાવધિ અજોડ છે. "Poetry is a speaking picture." એ પ્રેમાનંદની બાબતમાં કેટલું બધું સાચું છે ! નરસિંહ મહેતાની વહેલ, સુદામાનું દ્વારિકાગમન, સુદામા-કૃષ્ણનું મૈત્રીમિલન, નળાખ્યાનના બાહુકનું વર્ણન ને રાજા ઋતુપર્ણના રથનું બાહુક દ્વારા હાંકવું, 'રણયજ્ઞ'માં કુંભકર્ણના શરીરમાં વાનરનો પ્રવેશ વગેરે આપણાં અવિસ્મરણીય ભાષાચિત્રો છે. બીજાં વર્ણનોમાં પણ પ્રેમાનંદ ખૂબ ખીલે છે. 'મામેરુ'માં "મારી મીઠી ન ભરીએ આંસુ રે, તેડો ક્યાં છે તમારી સાસુ રે !" માં 'તેડો' શબ્દનું બળ જુઓ, અનુભવો; 'મીઠી' ઉદ્‌ગાર તો 'My sweet' ઉદ્‌ગાર જેટલો અર્વાચીન - તાજો લાગે છે. 'સુદામાચરિત્ર'માં કૃષ્ણ-સુદામાનું દ્વારિકામાં મિત્રમિલન જુઓ. "તને સાંભરે રે" "મને કેમ વીસરે રે"નો+ વિશ્રંભલય જુઓ; એથી વધુ સારી રીતે એ વાત જાણે કે થઈ શકી જ ન હોત એમ લાગ્યા વિના રહેશે નહીં. "ગોવિંદે માંડી ગોઠડી"માં સહજ રીતે 'ગ' વર્ણ પ્રેમાનંદના પ્રવાહમાં આવે છે. અને આ ઉક્તિ "સાંભળવા આતુર છું સમાચાર તમારા" - તો જાણે આજે જ લખાઈ છે એટલી બધી અદ્યતન તે લાગે છે.

નળાખ્યાનમાં "વૈદર્ભી વનમાં વલવલે"માં 'વ' વર્ણનું પણ એવું જ શક્તિશાળી કવિકર્મ જોઈ શકાય છે. તે ક્યારેક રસિક રીતે શબ્દને સર્જકતાપૂર્વક લહેરાવે છે. 'મામેરું'માં "ઉધડકી ઊઠિયો વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં, ગરુડ ક્યાં વદત વાણી"માં પણ આવું જ આસ્વાદ્ય કવિકર્મ જોઈ શકાય છે, તો 'નળાખ્યાન'માંનું લયપ્રવાહી કવિકર્મ જુઓ : "મનગમયંતી બોલ દમયંતી"માં એણે ગમતીનું 'દમયંતી'ના ધ્વનિપ્રવાહના જોરે 'ગમયન્તી' કરી દીધું છે. એ વાત પણ એટલી જ આપણ સૌનેય 'ગમયન્તી' લાગશે. એની સામે, એને ભાષાક્ષતિરૂપ ગણી હજી કોઈ ભાવક-પંડિતે વાંધો ઉઠાવ્યો નથી; એ વાત પણ આપણી કર્ણપેયતાના પ્રમાણપત્ર જેવી છે, એમ કહેવું જોઈએ. 'રણયજ્ઞ'માં વાનર કુંભકર્ણના એક કાનમાં થઈ બીજા કાનમાં નીકળે છે, તે ભારે રમૂજી લાગે છે, ને કુંભકર્ણનું ઉદર ભેદાય છે ત્યારે "ઉદરમાં અજવાળું થયું" એવું તો માત્ર પ્રેમાનંદ જ કહી શકે. તે રીતે 'ઓખાહરણ'માં ઓખા અનિરુદ્ધનું ચિત્રલેખાકૃત ચિત્ર આલિંગે છે, ત્યારે ચિત્રલેખા જ કહે છે તે પણ ઓછું રમૂજી નથી કે બહેન, જોજો, આ તો કાગળ ઉપર દોરેલું ચિત્ર છે તે ફાટી ન જાય ભેટવાથી! આ મતલબની ઉક્તિ પ્રેમાનંદની રસસંક્રાતિનું એક નેત્રદીપક ઉદાહરણ છે. પ્રેમાનંદ 'રસ'નો સ્વામી છે. રસસંક્રાન્તિનો કલાકાર છે. તેમાં ય 'હાસ્યરસ' તો એનો જ ! એણે આપણાં દેવપાત્રો અને ભક્તિપાત્રોને ૧૭મી સદીનાં ગુજરાતી પાત્રો બનાવી દીધાં છે. એ વાત એનો ગુણ અને દોષ બન્ને છે. છતાં એમ કહેવું જોઈએ કે સરવાળે આ પાત્રોનું પાત્રત્વ અંતે તે જાળવી લે છે ખરો. શ્રીકૃષ્ણ સુદામાની તાંદુલપોટલી છીનવીને છોડવા બેસે છે, તેને પ્રેમાનંદ આમ વર્ણવે છે : "છે ચીંથરાં દસવીસ", તો ગાંઠો તો કેટલી કસેલી છે ! પ્રેમાનંદને જ સાંભળીએ, "જે છોડતાં ચઢે રીસ", પણ અંતભાગે સુદામા મહાન ભાગવત ભક્ત જ રહે છે. "શું ભાભી અમારાં વઢકણાં" એવા ગુજરાતી ઢબના ખબરઅંતર પૂછ્યા પછી જે સુદામાનો વળતો જવાબ છે તે એક પરમ ભાગવતનો જ છે. "હું તમારાથી છૂટો પડ્યો તેથી જ આમ સુકાઈ ગયો છું." ને અંતે પ્રશમમાં ઠરતી તેની ઉક્તિ જુઓ : "તમ ચરણકમલમાં મનસા રહેજો મારી !" તારસમકમાં ફરીને જાણે સૂર સા-મૂળ ઘરમાં આવ્યો છે.

ભાષા-ભાવ ને હિન્દુ ભક્તિ પણ પ્રેમાનંદમાં સ્થિર થઈ હોય એવું જણાય છે. હિન્દુ ધર્મના અનેક દેવોની પણ 'એકતા' સ્થપાઈ છે. નરસિંહનો 'શામળો', મીરાંનો 'ગિરધરલાલ' ને ભાલણનો 'રામ' એવા ભેદવિભેદની ઉગ્રતા પણ હવે રહી નથી. જ્ઞાની અખા ભગતની ઉગ્ર ધર્મવહેમ-ટીકા પણ પ્રેમાનંદમાં નથી. અખો, કબીર જેવો નિર્ગુણ ભક્તિનો ટોચનો કવિ છે, એ વાત ઉમાશંકરે 'અખો, એક અધ્યયન'માં પ્રતિપાદિત કરી છે. તો

પ્રેમાનંદ અખા જેવો જ્ઞાની ને ટીકાકાર, થોડો અપ્રસન્ન કવિ નથી. નરસિંહ-મીરાં જેવો કૃષ્ણભક્ત પણ નથી. દયારામ જેવો પુષ્ટિમાર્ગીય પ્રેમલક્ષણા ભક્તિનો પણ કવિ નથી. એ માત્ર કથાકાર કવિ છે. એને 'ભક્ત' કે 'ભગત' કહી શકાય તેમ નથી, તે રામ, કૃષ્ણ, શિવ વગેરે દેવોનાં આખ્યાન લખે છે. પ્રેમાનંદને ભક્તિ કરીને ભગવાન પામવો નથી. જ્ઞાની થઈને મોક્ષ પામવો નથી ને દયારામની જેમ વ્રજ-વૃંદાવન જવું નથી; એને તો માણ વગાડતાં વગાડતાં કથા જમાવવી છે ને તે દ્વારા ઉદરનિર્વાહ કરવો છે. તે કહે છે તેમ "ઉદર કાજે સેવ્યું નંદરબાર !" વડોદરાનો એટલે કે તળગુજરાતનો, મધ્ય ગુજરાતનો આ માણભટ્ટ પેટ ભરવા કથા કરતો ને તે માટે મોટે ભાગે દક્ષિણ ગુજરાતમાં ફરતો હતો; તે સારું કમાયો હશે. એવું માની શકાય છે કે એનાં આખ્યાનોનો એ એક સફળ 'વ્યાસ' જ નહિ, પુરાણી જ નહિ, પણ રસસિદ્ધ કવીશ્વર હતો. મર્યાદિત શક્તિવાળું 'માણ' જેવું સાધન લઈ તે માત્ર 'માણ' જ ગજાવતો નહિ હોય; આખી ભક્તસભાને પણ રસ પમાડીને ગજાવતો હશે. 'કથા' અને 'માણ' તો તેના હાથમાં સાધન માત્ર છે; ને તેમને અતિક્રમી જાય છે ને આપણો શ્રેષ્ઠ આખ્યાનકાર થતાં થતાં તે આપણો મધ્યકાલીન શ્રેષ્ઠ પરલક્ષી કવિ પણ બની ગયો છે. શામળે તેને મહેણું માર્યું છે કે "કથ્યું કથે તે શાનો કવિ ?" પણ પ્રેમાનંદે તેના નાકર, વિષ્ણુદાસ ને વિશ્વનાથ જેવા પુરોગામીઓનો પૂરો કસ કાઢ્યો છે, ને નરસિંહ મહેતાએ જે 'સુદામાચરિત્ર' રચી આખ્યાનનું બીજ નાખ્યું હતું તેને મુખબંધ - કડવાં - વલણ વગેરેમાં પૂર્ણ વિકસિત કરીને પૂર્ણ સ્વરૂપમાં ઢાળી આપ્યું છે. આખ્યાન તો નમૂનેદાર સ્વરૂપમાં પ્રેમાનંદનું જ.

શામળે વાત તો સાચી જ કહી હતી કે આખ્યાન તો 'ખ્યાતવસ્તુ' જ હોય છે, 'પૂર્વવૃત્તોક્તિ' જ હોય છે; પણ પ્રેમાનંદે તેને પોતાના પ્રતિભાસ્પર્શથી ભૂત, વર્તમાન ને ભાવિ એવા ત્રિકાલમાં અમ્લાનરૂપે સ્થાપી આપ્યું છે; એ આપણો રસસિદ્ધ કવીશ્વર છે, જેને જરામરણનો ભય જ નથી. પ્રેમાનંદની પ્રતિભાનો જાદુઈ સ્પર્શ તો તેનું 'ગુજરાતીપણું' જ છે; કથા કરતો કરતો તે પ્રજાની નાડને પણ બરાબર પારખી લે છે. ૧૭મી સદીની ગુજરાતી પ્રજાની નાડને પ્રેમાનંદ જેવું બીજું કોઈ ભાગ્યે જ પકડી શક્યું હશે, એમ જરૂર કહી શકાય. એક ઉદાહરણ લઈ આ મુદ્દો તપાસીએ.

આખ્યાનના આદ્ય સ્થાપક નરસિંહ મહેતાએ પોતાના જેવા જ એક ભાગવત ભક્ત પોરબંદરના સુદામાનું પ્રભાતિયાંમાં ચરિત્ર લખ્યું છે. બન્ને સમાન કક્ષાના ભક્ત ને બન્ને ગુજરાતી ભક્ત; એક જૂનાગઢનો તો બીજો પોરબંદરનો. નરસિંહ પોતાની ભક્તિસપાટી સુદામામાં મેળવી લે છે ને ઉતાવળે ઉતાવળે જાણે તે કથા પૂરી કહી જાય છે. પણ પ્રેમાનંદ તો નાનો 'વ્યાસ' છે, આખ્યાનકાર છે અને આખ્યાન એટલે તો "આસમન્તાત્ ખ્યાનમ્". ચારે બાજુથી જમાવીને કહેવું તે આખ્યાન છે; જમાવટ જ એનો આત્મા છે, તે પ્રેમાનંદ બરાબર જાણે છે. લોકો વચ્ચે કથા કરવાનો ધંધો છે એટલે કથારસનાં તેમજ ગુજરાતી જીવનનાં ખીલવી શકાય તેવાં રસબીજોનો તે અચ્છો જાણકાર છે. ભક્તની પેઠે તેને માત્ર કથા કહી જવામાં કોઈ રસ નથી. તે ગુજરાતી જીવનના તેમજ કવનના બધા જ રસોનો અચ્છો જાણકાર છે. રસસંક્રાન્તિની શક્તિ પણ એની જ; જેની નોંધ નવલરામે લીધી છે. "આ રસસંક્રાન્તિ તે એવી રીતે કરે છે કે ક્યાંય રસભંગ થતો નથી; તે ધારે છે ત્યારે રડાવે છે, ધારે ત્યારે હસાવે છે ને ધારે છે ત્યારે શાન્તરસના ઘરમાં બેસાડે છે" વગેરે. પણ પછી આપણે તેને વશ વર્તીએ છીએ; આપણે તેના હાથમાં રમીએ છીએ. આપણે 'આજના' હોઈએ તો પણ. આ ૧૭મી સદીનું ગુજરાતીપણું એ જ એને જિવાડે છે, અમર કરે છે, તો મારે પણ એ જ છે. આ જ એની વિશિષ્ટ શક્તિ છે, તો તેની મર્યાદા પણ છે.

નરસિંહનો સુદામો ભાગવતનો પરમ ભક્ત ને વૈષ્ણવ છે જેવો, તે કવિ પોતે પણ છે, પણ પ્રેમાનંદનો ભક્ત સુદામા તો તત્કાલીન કોઈ 'બામણ' જેવો પ્રેમાનંદે બનાવી દીધો છે. અરે, પ્રેમાનંદનાં અવતાર જેવાં પાત્રો પણ ૧૭મી સદીની મર્યાદાવાળાં બની જાય છે ! છતાં કહેવાનું મન થાય છે કે ગુજરાતમાં ખુદ નરસિંહ, સુદામા ને સ્વયં કૃષ્ણ જેવાં પાત્રો પણ પ્રજામાનસમાં અદ્યાવધિ જે જે રૂપમાં અંકાઈ જળવાઈ રહ્યાં છે તે તેનાં મૂળ

સ્વરૂપ જેવાં નથી; પણ પ્રેમાનંદે ચીતર્યાં છે તેવાં જ તે આજે પણ જીવિત રહ્યાં છે; નરસિંહ-મીરાં-દયારામની ભક્તિએ, અખાની જ્ઞાનમાર્ગી ટીકાઓએ જો આપણને મધ્યકાળમાં ટકાવી રાખ્યાં છે, તો પ્રેમાનંદનાં ભક્ત અને ભગવાનનાં પાત્રોએ પણ આપણી ભક્તિભાવનાને પોષી-સંતોષી છે એમ કહેવામાં વાંધો નથી. પ્રેમાનંદ પોતાની કથાઓમાં ભક્તિને અતિક્રમીને પણ હાસ્યરસની જમાવટ કરે છે; જેના દાખલામાં નરસિંહ મહેતાની વહેલ, સુદામાનું દ્વારિકાગમન, નળાખ્યાનના બાહુકનું વર્ણન વગેરે આપી શકાય.

પ્રેમાનંદ આપણો સર્વકાલીન પરલક્ષી કલાનો ઉત્તમ કવિ છે; એ ઊર્મિપ્રધાન આત્મલક્ષી ભક્તિનાં પદો રચતો નથી; એ ભક્ત અને ભગવાનની કથા 'જમાવીને' કહે છે. ઊર્મિપ્રધાન ભક્ત કવિને તો એક સ્વાભાવિક લાભ રહે છે lyrical impulseના આવેગપૂર્ણ ઉદ્‌ગારનો. પરલક્ષી કવિને ઠંડે કલેજે બધી વાત માંડીને કરવાની હોય છે; એમાં મૂળ વસ્તુની વાત, પાત્રાલેખન, સંધિઓ-વાતાવરણ બધું બરાબર જાળવવાનું હોય છે. પ્રેમાનંદનાં રસકલાવિધાન, પાત્રાલેખન બધું સૌષ્ઠવપૂર્ણ ને સપ્રમાણ હોય છે; ક્યાંય વધારે કે ઓછું નહિ, બધું બરાબર, એ જ એની શક્તિ છે. ઓખાહરણ જેવા આખ્યાનમાં કૃષ્ણ (વિષ્ણુનો અવતાર) અને શિવ એવા બે મહાન આરાધ્ય દેવોને તે સામસામા ટકરાવે છે ! પણ અંતે નહિ કોઈની હાર કે જીત ! હિન્દુ ધર્મના બે મહાન દેવોનું સમકક્ષપણું બરાબર સચવાય છે ને બન્નેની વિશિષ્ટતાઓને, પરિવેશને તે રમણે ચઢાવે છે, ને શ્રોતાઓને ભરપેટ હસાવે છે, ને છતાં ભક્તિ તો બન્નેમાં ઠરીને ઠામ રહે છે. એક કથાકાર તરીકે તે પ્રજામાનસને સમજીને સાચવી પણ લે છે.

ભાગવતમાં જે શ્રીકૃષ્ણની છૂટક કથાઓ છે, એ રીતે તે સળંગ આખ્યાન નથી. જુદાં જુદાં મણકાસ્વરૂપ સાથે કામ પાડે છે. તે કદાચ તેની ઉત્તરવયની કૃતિ હશે. પણ 'નળાખ્યાન' એની મહત્ત્વાકાંક્ષી કૃતિ છે. એ 'મહાકાવ્ય' થતાં થતાં જાણે કે રહી ગયું છે. પ્રેમાનંદની રસજમાવટની શક્તિ અહીં તેના મધ્યાહ્ન જેવી ખીલી ઊઠે છે. તેનો જાણીતો હાથવગો હાસ્યરસ 'બાહુક'ના પાત્રમાં છે જ. પણ પ્રેમાનંદે નળાખ્યાનમાં રાજા નળમાં એક લોકોત્તર માનવપાત્રને દેવોથીયે વશેકાઈ દર્શાવતું બતાવીને પોતાની શક્તિનો ને સમજનો પરિચય આપ્યો છે. દમયંતીના પ્રથમ સ્વયંવરમાં લાલચુ દેવો પણ આવ્યા છે, દમયંતીને પરણવા ઉત્સુક; પણ રાજા નળ પોતે થઈ એમને તેમાં ઉત્તેજન આપે છે ! એમાં જ નળની માનવતા દેવોથીયે ઉત્તમ રીતે પ્રગટ કરી આપી છે, જોકે દમયંતી રાજા નળને જ પરણે છે એ એનું સતીત્વનું દ્યોતક બની રહે છે. 'નળાખ્યાન' મહાભારતના 'નલોપાખ્યાન'નું વિકસિત સ્વરૂપ છે, એટલું જ નહિ, પણ પ્રેમાનંદની પ્રતિભાશક્તિનું પણ પૂર્ણ વિકસિત સ્વરૂપ છે. આમ આપણે જોઈ શક્યા છીએ કે પ્રેમાનંદની કથાઓમાં ભક્તિથીય વધારે 'સંસારરસ'નો ઉત્કર્ષ અનુભવાય છે; કવિને સ્વર્ગ કે મોક્ષ જોઈતો નથી. એને ભગવાનની પ્રાપ્તિની પણ ઉતાવળ નથી. એ તો પૂર્ણ કદનો કવિ માત્ર છે. એને 'ઉદર' તો નિમિત્ત છે; કથારસમાં જ ખરો રસ છે. નવલરામ કહે છે તેમ તેનામાં સર્વત્ર 'પ્રેમ' અને 'આનંદ' જ ઊછળી રહ્યા છે. ૧૭મી સદીની જે મર્યાદા છે તે જ તેની પ્રતિભાની છે. પણ પ્રેમાનંદનું પૂર્ણ આખ્યાનસ્વરૂપ ગુજરાતી ભાષાનું પૂર્ણ વિકસિત સ્વરૂપ છે રસસિદ્ધિની અસાધારણ કુશલતા ને સૂઝ, રસબીજોની એની સમજ ને માવજત આ બધું એવુ છે કે ગુજરાતને એથી મોટો બીજો કવિ મળે ત્યારે ખરો; નહિ તો નવલરામે પોતાના ઉત્તમ એવા પ્રેમાનંદ-વિવેચન-લેખમાં કહ્યું છે તેમ હાલ તો ''એના પેંગડામાં પગ ઘાલી શકે તેવો બીજો કોઈ કવિ નથી.'' હવે આજે જ્યારે આપણે પ્રેમાનંદને મૂલવીએ છીએ ત્યારે તે આપણી સામે ગુજરાતી ભાષાના એક સર્વકાલીન મહાકવિ તરીકે નહિ, તો મહાન કવિ લેખે, રસસિદ્ધ કવિ લેખે જ આપણું ધ્યાન ખેંચી રહે છે.

પ્રેમાનંદનાં આખ્યાનોની ભાષાનો એક અલગ સ્વતંત્ર કોશ થઈ શકે. ૧૭મી સદીની ભાષાનો સ્વતંત્ર કોશ કરો તો અખો પણ ઉમેરવો પડે. શામળની પ્રતિભા પદ્યવાર્તાઓમાં વર્તાય છે; પણ તે પ્રેમાનંદની રસકક્ષાની નથી. નરસિંહથી શરૂ થયેલું આખ્યાનસ્વરૂપ ૧૮મી સદી સુધી ચાલ્યું છે. પણ ૧૮મી સદીમાં જ તે

ક્ષીણ થઈ ગયું છે. દયારામ ઊર્મિપ્રધાન પ્રતિભા છે. તેને ગીત-ગરબી, ભજન-પદ ફાવે છે. તેણે આખ્યાન અજમાવી તો જોયું છે, પણ તે ફાવ્યું નથી. ૨૦મી સદીમાં કવિ શ્રી સુન્દરમે 'લોકલીલા'માં સુદામાની વાત માટે આખ્યાન અજમાવી જોયું છે, પણ તે પ્રભાવક નથી. ૧૭મી સદીમાં તે સ્વરૂપ પ્રેમાનંદમાં જ અનવદ્ય ને ટોચનું પરિણામ પામ્યું છે. તેના પ્રવાહી ઢાળો ને દેશીઓની ભાષા સો ટકા ગુજરાતી બની રહી છે. એ બધું જોઈને મને એમ કહેવાનું મન થાય છે કે આપણે પ્રેમાનંદ પછી બીજી ત્રણ સદીઓ વટાવી છે ને હવે ૨૧મી સદીમાં પ્રવેશ્યા છીએ ત્યારે આ વીતેલી ત્રણ સદીઓમાં જેમાં અંગ્રેજી શાસનથી માંડીને - રેનેસાંસથી માંડીને-ગાંધીજીની આગેવાની નીચે દેશ આઝાદ થયો તે દરમિયાન આપણાં મૂલ્યો ડહોળાયાં ને ચકાવે ચઢ્યાં ને કંઈક ઠર્યા તે ગોવર્ધનરામ - ન્હાનાલાલમાં બેશક પમાય છે. પણ આ ત્રણ સદીઓનું જમાવીને આખ્યાન કરે તેવો પ્રેમાનંદ જેવો બીજો એક કવિ આપણને મળ્યો હોત તો તે કેવું "ગુજરાતીપણું" આપણને જોવા મળત તે મારા કુતૂહલનો વિષય છે.

**પરિશિષ્ટ**

+ પ્રેમાનંદે સુદામાચરિત્રમાં સુદામાને કૃષ્ણના દ્વારિકા-નગરી ખાતેના મિલનમાં "તને સાંભરે રે" અને "મને કેમ વીસરે રે" એ ઢાળનું પ્રખ્યાત કડવું રચ્યું છે, જે ઘણું લોકપ્રિય નીવડ્યું છે, ને લોકજીભે ચઢી ગયું છે; પણ "તને સાંભરે રે" એ શબ્દગુચ્છ તો વ્યાકરણશુદ્ધ છે; પણ "મને કેમ વીસરે રે" એ શબ્દ-ઝૂમખું મને ચર્ચા કરવા જેવું લાગે છે.

"તું સ્મરે છે" એ તો શુદ્ધ વ્યાકરણી કર્તરિ પ્રયોગ છે. પણ એ જ અર્થમાં "તને સ્મરે છે ?" એમ કહી શકાય ખરું ? "તને સ્મરે છે ?" એ "તને યાદ આવે છે ?" એવા અર્થમાં વાપરી શકાય ખરું ? "તે તને સ્મરે છે"માં તને એ કર્મ વિભક્તિ છે, કર્તા 'તે'. છે. એનો અર્થ એવો થાય કે કર્મને કર્તા તરીકે વાપરી શકાય ? મને એ વાત મુશ્કેલ લાગે છે; એથી જ પ્રેમાનંદે "મને કેમ વીસરે રે ?" એવો પ્રયોગ કર્યો છે તે "હું કેમ વીસરી શકું ?" એ અર્થમાં છે. અહીં "મને" જે કર્મ વિભક્તિ છે તેને તેણે કર્તા વિભક્તિમાં વાપરી છે. પ્રેમાનંદ જેવો ગુજરાતી ભાષાનો માહિર કવિ આવો પ્રયોગ કરે ને એ અતિ લોકપ્રિય પણ થાય તો એમ માનવું રહ્યું કે આવો પ્રયોગ તે સમયમાં ચલણી હશે જ. એ સિવાય આમ બને નહીં. અને હવે આવો પ્રયોગ આપણી ભાષામાં આજકાલ જોવામાં આવતો નથી. કોઈ વિદ્વાન આ પ્રશ્ન ઉપર વધુ પ્રકાશ પાડશે તો ગમશે.



## સાભાર સ્વીકાર

**બા એટલે :** લે. પ્રફુલ્લ રાવલ, પ્ર. કૃતિ પ્રકાશન, વી. પી. રોડ, વીરમગામ - ૩૮૨ ૧૫૦, કિં. રૂા. ૧૪/-; **અંતિમ રાત્રિ :** લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૪૨/-; **સંગાથ :** લે. પ્ર. ગભરુ ભડિયાદરા, ગાંધી વિદ્યાપીઠ, વેડછી, તા. વાલોડ, જિ. સૂરત, કિં. રૂા. ૩૦/-; **અંધ દિગંત :** સુરેન્દ્ર મહાન્તિ, અનુ. રેણુકા સોની, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્હી - ૧૧૦ ૦૦૧, કિં. રૂા. ૧૪૦/-; **ગુજરાતી લલિત નિબંધ સંચયન :** સંપા. ભોળાભાઈ પટેલ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૧૦૦/-; **સ્વર્ગગંગા :** લે. જ્યોતિ જોશી, પ્રકાશન-આયોજક, કુસુમ પ્રકાશન, અમદાવાદ, પ્રાપ્તિસ્થાન (ભારતમાં) : શ્રીમતી મમતાબેન થાનકી, માધવભુવન, ભોજેશ્વર પ્લોટ, રેલવે બગીચાની સામે, પોરબંદર - ૩૬૦ ૫૭૫, કિં. રૂા. ૫૦/-.

પામ્યાં છે. સર્જક કવિ તરીકેની એમની શબ્દોપાસના-એ એમને સંમાર્જિત અને સમુચિત શબ્દ સંપડાવ્યો છે. શબ્દયોજના, છંદોવિધાન અને કૃતિના સંવિધાન પરત્વે એક સભાન કલાકાર તરીકેની મુદ્રા એમની કવિતામાં ઊપસે છે અને તેમાં એમની કાવ્યજ્ઞતાનુંય પ્રદાન ઓછું નથી. 'નિશીથ'ની કવિતામાં એમનું એ સંવિત્‌સર્વસ્વ ઊતર્યું છે એમ કહેવામાં કોઈ અત્યુક્તિ થતી નથી.

સકલ વિશ્વનાં સુખ-શાંતિની ખેવનાનાં, વસુધૈવ કુટુમ્બકમ્‌ની ભાવનાનાં અને વિશ્વમાનવી બનવાની આદર્શનિષ્ઠાનાં યુગપ્રભાવી પૂર, જે 'વિશ્વશાંતિ'ની અને 'ગંગોત્રી'ની કવિતામાં હતાં તે, અહીં 'નિશીથ'ની કવિતામાં થોડાં આછર્યાં છે, પણ સાવ ઓસર્યાં નથી. બધી વ્યક્તિગત સંકડામણને અતિક્રમીને વિરાટમાં વ્યાપવાની ઝંખના 'ત્રિઉર'ની આ અંતિમ પંક્તિઓમાં પ્રકટી છે :

*કૂદી છલંગ ભરી, વીજળીવેગ ધારી,*
*આ સાંકડા-ઝટ ચલો !-તજીએ કિનારા.*
*ને સિંધુમોજ મહીં ખોજી અનન્ત યારી*
*ચાલો ડુબાડી દઈએ નિજ ભાવ ન્યારા.*

(પૃષ્ઠ ૮૯)

વિરાટને વ્યાપવાની એ વાંચ્છા જ શબ્દાંતરે 'રખડુંનું ગીત'માં પ્રકટી છે :

*ઘરનો ઉંબર જડ ઓળંગી આજ હવે*
*પગમાં કંઈ પંથો રમાડું રે,*
*ક્ષિતિજઉંબર મારે પૃથ્વીનો ઠેકવો*
*ક્ષણ ન વાર તો લગાડું.*

(પૃષ્ઠ ૧૭)

વ્યક્તિથી વિશેષ સમષ્ટિની, કહો કે અંગતથી વિશેષ સમસ્તની, ચિંતા સેવનાર કવિ માનવજાતિને ઉત્કટતાથી ચાહે છે. એક જ ધારદાર પંક્તિમાં એની પ્રતીતિ થાય છે :

*અનન્ય અધિકારિણી ઉરની એક તું માહરા.*

જે માનવજાતિને 'સાન્ત્વના'માં 'અંગે અંગે રુધિર ઝરતી' કહી છે તેને ઉત્કટતાથી ચાહવાની વાત 'વિરાટ પ્રણય'માં કવિ કરે છે અને ઉમેરે છે કે -

*રહો તું ચાહવા જેવી હુંથી કે અન્ય કોઈથી,*
*એટલી ઉદ્‌ભવી તુંને ચ્હાતાં ચ્હાતાં જ ઝંખના.*
*અને ચ્હાનારની કો દી કમીના ન હજો તને,*
*અવિશ્રાંત તને ચાહી માગું આજ હું એટલું.*

(પૃષ્ઠ ૬૨)

પ્રકૃતિસૌંદર્યના અખૂટ રસની સાથે જ માનવ-ઉત્કર્ષની તીવ્ર ઝંખના ઉમાશંકરમાં સતત જોવા મળે છે. મનુષ્યના-માનવજાતિના માંગલ્ય વિશેની ખેવના અને જાગૃતિ આ કવિએ 'વિશ્વશાંતિ'થી જ દાખવી છે. આમ, સૌંદર્ય અને માંગલ્ય-બંનેય એમની કવિતાનાં પ્રેરક-ચાલક બળ છે અને એટલે જ કવિ 'વિરાટ પ્રણય' જેવું કાવ્ય આપે છે. ઉમાશંકરનાં ગંભીર ચિંતન અને સૂક્ષ્મ સૌંદર્યદર્શનથી એ કૃતિ રસાયેલી છે. માનવજાતિની વિકાસરેખા, વિવિધ સંસ્કૃતિઓના ઉદયાસ્તનું ચિત્ર તેમજ સંસ્કૃતિ અને પ્રકૃતિનો વિમર્શ આ કાવ્યને ખરેખર વિરાટ પરિમાણ અર્પે છે. સંસ્કૃતિની સખીરૂપે પ્રકૃતિને કવિએ એમાં પ્રત્યક્ષ કરાવી છે. એનું વર્ણન સુંદરીના રૂપકથી કરેલું છે :

*હતી પ્રકૃતિ તો શકે નવવધૂ સમી મંડિતા.*
*ખચેલ ઉડુમંડલે, નયનમાં નરી નીલિમા,*
*અને ધવલ કંબુકંઠ નભગંગસ્રગ્‌ધારિણી.*
*સકંપ કુચમંડલે સલિલપાતળી પામરી,*
*ધરી ક્ષિતિજમેખલા મુખર સિંધુબુદ્‌બુદ્‌રવે,*
*પદે ઝરણઝાંઝરી, ડિલ વસંતવાઘા લચે.*

(પૃષ્ઠ ૫૧-૫૨)

'વિરાટ પ્રણય'ને વિષ્ણુપ્રસાદે આધુનિક ગુજરાતી કવિતાની એક સિદ્ધિ ગણાવેલ છે. તેમ બીજી સિદ્ધિ છે 'નિશીથ'. નિશીથને એટલે રાત્રિને સચેત-સજીવ તત્ત્વ કલ્પીને કવિએ એમાં નિરૂપણ કર્યું છે. વળી ભવ્ય, રુદ્ર અને છતાં રમણીય લાગતા વિરાટ નર્તકની મૂર્તિ રૂપે તેને કલ્પીને 'નિશીથ હે !' એવું ઉદ્‌બોધન કરીને કવિએ તેનું પ્રભાવક વર્ણન કર્યું છે. પૂરા ૫ ખંડમાં વિસ્તરેલા ૮૦થી વધુ પંક્તિના આ મહત્ત્વાકાંક્ષી કાવ્યમાં એક પ્રૌઢ કવિનો ઉન્મેષ પ્રકટ્યો છે. એનાં સુરેખ ચિત્રો, આકર્ષક અલંકારો અને છંદોવિધાન તરત ધ્યાનમાં આવે છે. 'પ્રીતિપ્રોયાં', 'રસપ્રોક્ષણ' અને 'મનોમૃત્તિકા' જેવા સુંદર પ્રયોગો કરતા કવિએ દાખવેલી ભાષાસિદ્ધિ પણ નોંધપાત્ર છે. સમર્થનરૂપે થોડીક પંક્તિઓ જોઈશું :

એ પ્રકટ થતાં જ, ગાંધીયુગના 'અગ્રણી કવિ' તેમજ આપણા એક પ્રૌઢ (major) કવિ તરીકે સ્થાપિત થઈ જાય છે. આપણા સાહિત્યના ઈતિહાસની આ એક ખૂબ જ નોંધપાત્ર ઘટના ગણવી જોઈએ.

અહીં મારે બીજી એક આડવાત કહેવી છે. સમકાલીન-અથવા ખરું કહીએ તો ગાંધીયુગના અગ્રયાયી (pioneer)-કવિ સુન્દરમ્‌નો બીજો કાવ્યસંગ્રહ 'વસુધા' પણ ૧૯૩૯માં જ પ્રકાશિત થાય છે. કાવ્યકલાએ વિકસિત, કાવ્યગુણે વિભૂષિત અને કાવ્યોત્કર્ષે પ્રમાણિત એવો એ સંગ્રહ પૂર્ણ સંતર્પક છે. ગુણજ્ઞ ગુજરાતે સુન્દરમ્‌ની બધી તેમ એ સંગ્રહની કવિતાનેય હૃદયના ઉમળકે વધાવી છે અને આસ્વાદી છે. પરંતુ પુરસ્કાર-પ્રદાયકોનું જવું જોઈતું હતું તે ધ્યાન એની તરફ ગયું નથી. હા, નોંધવું જોઈએ કે પછીથી સુન્દરમ્‌ને એમના સાચા સાહિત્યરસિક અને અભ્યાસી પણ મૂળભૂત તો રાજકારણી એવા માધવસિંહ સોલંકીને કારણે 'પદ્મ-ભૂષણ'નું બિરુદ પ્રાપ્ત થાય છે. પણ તે બિના જેટલી આનંદપ્રદ તેટલી ગૌરવપ્રદ લાગતી નથી. ઉમાશંકરને પણ 'પદ્મભૂષણ' મળવો જોઈતો હતો તેમ 'જ્ઞાનપીઠ પુરસ્કાર' સુન્દરમ્‌ને કેમ નહીં ? ગુજરાતના આ બેઉ સમર્થ કવિવરોને એ સંયુક્તપણે અથવા એક પછી એક આપી શકાયો ન હોત ? આવા વંધ્ય પ્રશ્નો હવે જોકે પૂછવા જોઈએ નહીં, તોય કહેવું જોઈએ કે ઉમાશંકરને અને સુન્દરમ્‌ને સમર્પિત સંમાન-પુરસ્કાર અંગેની આ હકીકત આપણા પ્રજાજીવનની એક કમનસીબી છે.

સુન્દરમ્-ઉમાશંકર વિશે મેં અન્યત્ર જે કહ્યું છે તેનું પુનઃકથન કરું છું : "આ (ગાંધી)યુગના પ્રમુખ કવિઓ તે સુન્દરમ્-ઉમાશંકર. એ બંને એકબીજાના સ્પર્ધક નથી, પૂરક છે. કવિઓ, સર્જકો અને તેમાંય આવા યુગલરૂપ ને સમકાલીન સર્જકોની ખરી-ખોટી ને પ્રસ્તુત-અપ્રસ્તુત સરખામણી આપણે ત્યાં થયાં કરી છે. આ બે સર્જકોનું મૂલ્યાંકન કરતો વિવેચનનો અંતિમ શબ્દ ઉચ્ચારવો જોકે હજુ બાકી છે, બાકી રહેશે કદાચ. તો પણ કવિતા અંગે એટલું અવશ્ય કહી શકાય કે દર્શનની દીપ્તિમાં ઉમાશંકર ચઢે, ભાવની આર્ત્તિમાં સુન્દરમ્. બંનેમાં એ બેઉ પાછાં છે તો ખરાં. બીજું, શબ્દનો સદ્યઃસ્પર્શિતાનો ગુણ સુન્દરમે સિદ્ધ કર્યો છે તેટલો ઉમાશંકરે નથી કરી બતાવ્યો. શબ્દની માવજત ઉમાશંકર કસબીની, સભાન કલાકારની શક્તિથી કરે છે. શબ્દનું સહજ સ્ફુરણ સુન્દરમ્‌ની તપોમય ચેતનાના બળે સ્વયં કાવ્યાત્મક ઉન્નતિ ને ઔચિત્ય ધારણ કરે છે. બંને વચ્ચેનો આ ભેદ સહૃદયને છેક અજાણ્યો રહે એવો નથી." ('અર્વાચીન કવિતામાં પ્રકૃતિનિરૂપણ'માં).

'નિશીથ'ના પ્રાકટ્યે એને વધાવતાં વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ('૧૯૩૯ના ગ્રંથસ્થ વાઙ્‌મયની વાર્ષિક સમીક્ષા'માં) આ ઉદ્‌ગાર કાઢ્યા હતા :

"સુકુમાર હૃદય, તેજસ્વી બુદ્ધિ, સમર્થ કલ્પના અને ઊંડા ચિન્તન વડે સમૃદ્ધ વ્યક્તિત્વનો પરિચય 'નિશીથ'માં થાય છે...શ્રી ઉમાશંકર જોશી આપણો નવીન પણ અગ્રણી કવિ, સાહિત્યના અનેક પ્રાન્ત સર કરનાર સાહિત્યકાર, ગુજરાતની સૂક્ષ્મ સંપત્તિ છે. તેમની કૃતિઓનો ઉલ્લેખ બીજા પ્રાંતો આગળ આપણે ગૌરવથી કરી શકીએ છીએ, અને માનીએ છીએ કે બીજા પ્રાંતોમાં પણ એમના જેવા સાહિત્યકાર ગણતર જ હશે. ગુજરાતની યોગ્ય પ્રશંસા ને કદર તેમના વિકાસને નડતર નહિ કરે તેની પતીજ તેમની કવિતા જ આપે છે." ૧૯૬૮માં, એટલે બરોબર ૩૧ વર્ષે, વિષ્ણુપ્રસાદની આ આગાહી સાચી ઠરી અને 'નિશીથ'ને ભારતીય જ્ઞાનપીઠનો રાષ્ટ્રીય પુરસ્કાર મળ્યો. ગુજરાત માટે એ ખરે જ ભારે આનંદ-ગૌરવનો પ્રસંગ બન્યો. પુરસ્કારો અનેક સાંપડ્યા છતાં ઉમાશંકર આજ લગી સતત વિકાસશીલ કવિ રહ્યા છે. એ બાબતે પણ વિષ્ણુભાઈ સાચા ઠર્યા છે. વળી હમણાં કેટલાક સમયથી તો ઉમાશંકરને આંતરરાષ્ટ્રીય નોબેલ પુરસ્કાર મળવો જોઈતો હતો એવી વિષ્ણુભાઈની દૃઢ માન્યતા છે અને તે બિલકુલ સાચી છે. બલકે, આપણે સહુ એમની સાથે સહમત થઈએ એવી-એટલી સાચી છે.

આટલી અનિવાર્ય ભૂમિકા પછી હવે 'નિશીથ'ની કાવ્યસૃષ્ટિમાં પ્રવેશ કરીએ :

ઉમાશંકર આપણા એક પ્રૌઢ કવિ છે, ગાંધીયુગના જ નહીં, સમગ્ર અર્વાચીન કાલના ઉત્તમ કવિઓમાંના એક છે. એમનું કવિવ્યક્તિત્વ એટલે વિશાળ માનવ-સમભાવ, સમુન્નત ભાવના અને મર્મગામી ચિંતન. એ વ્યક્તિત્વદ્યોતક તત્ત્વો એમની સમગ્ર કવિતામાં આવિષ્કાર

પામ્યાં છે. સર્જક કવિ તરીકેની એમની શબ્દોપાસના-એ એમને સંમાર્જિત અને સમુચિત શબ્દ સંપડાવ્યો છે. શબ્દયોજના, છંદોવિધાન અને કૃતિના સંવિધાન પરત્વે એક સભાન કલાકાર તરીકેની મુદ્રા એમની કવિતામાં ઊપસે છે અને તેમાં એમની કાવ્યજ્ઞતાનુંય પ્રદાન ઓછું નથી. 'નિશીથ'ની કવિતામાં એમનું એ સંવિત્‌સર્વસ્વ ઊતર્યું છે એમ કહેવામાં કોઈ અત્યુક્તિ થતી નથી.

સકલ વિશ્વનાં સુખ-શાંતિની ખેવનાનાં, વસુધૈવ કુટુમ્બકમ્‌ની ભાવનાનાં અને વિશ્વમાનવી બનવાની આદર્શનિષ્ઠાનાં યુગપ્રભાવી પૂર, જે 'વિશ્વશાંતિ'ની અને 'ગંગોત્રી'ની કવિતામાં હતાં તે, અહીં 'નિશીથ'ની કવિતામાં થોડાં આછર્યાં છે, પણ સાવ ઓસર્યાં નથી. બધી વ્યક્તિગત સંકડામણને અતિક્રમીને વિરાટમાં વ્યાપવાની ઝંખના 'ત્રિઉર'ની આ અંતિમ પંક્તિઓમાં પ્રકટી છે :

*કૂદી છલંગ ભરી, વીજળીવેગ ધારી,*
*આ સાંકડા-ઝટ ચલો !-તજીએ કિનારા.*
*ને સિંધુમોજ મહીં ખોજી અનન્ત યારી*
*ચાલો ડુબાડી દઈએ નિજ ભાવ ન્યારા.*

(પૃષ્ઠ ૮૯)

વિરાટને વ્યાપવાની એ વાંચ્છા જ શબ્દાંતરે 'રખડુંનું ગીત'માં પ્રકટી છે :

*ઘરનો ઉંબર જડ ઓળંગી આજ હવે*
*પગમાં કંઈ પંથો રમાડું રે,*
*ક્ષિતિજઉંબર મારે પૃથ્વીનો ઠેકવો*
*ક્ષણ ન વાર તો લગાડું.*

(પૃષ્ઠ ૧૭)

વ્યક્તિથી વિશેષ સમષ્ટિની, કહો કે અંગતથી વિશેષ સમસ્તની, ચિંતા સેવનાર કવિ માનવજાતિને ઉત્કટતાથી ચાહે છે. એક જ ધારદાર પંક્તિમાં એની પ્રતીતિ થાય છે :

*અનન્ય અધિકારિણી ઉરની એક તું માહરા.*

જે માનવજાતિને 'સાન્ત્વના'માં 'અંગે અંગે રુધિર ઝરતી' કહી છે તેને ઉત્કટતાથી ચાહવાની વાત 'વિરાટ પ્રણય'માં કવિ કરે છે અને ઉમેરે છે કે -

*રહો તું ચાહવા જેવી હુંથી કે અન્ય કોઈથી,*
*એટલી ઉદ્‌ભવી તુંને ચ્હાતાં ચ્હાતાં જ ઝંખના.*
*અને ચ્હાનારની કો દી કમીના ન હજો તને,*
*અવિશ્રાંત તને ચાહી માગું આજ હું એટલું.*

(પૃષ્ઠ ૬૨)

પ્રકૃતિસૌંદર્યના અખૂટ રસની સાથે જ માનવ-ઉત્કર્ષની તીવ્ર ઝંખના ઉમાશંકરમાં સતત જોવા મળે છે. મનુષ્યના-માનવજાતિના માંગલ્ય વિશેની ખેવના અને જાગૃતિ આ કવિએ 'વિશ્વશાંતિ'થી જ દાખવી છે. આમ, સૌંદર્ય અને માંગલ્ય-બંનેય એમની કવિતાનાં પ્રેરક-ચાલક બળ છે અને એટલે જ કવિ 'વિરાટ પ્રણય' જેવું કાવ્ય આપે છે. ઉમાશંકરનાં ગંભીર ચિંતન અને સૂક્ષ્મ સૌંદર્યદર્શનથી એ કૃતિ રસાયેલી છે. માનવજાતિની વિકાસરેખા, વિવિધ સંસ્કૃતિઓના ઉદયાસ્તનું ચિત્ર તેમજ સંસ્કૃતિ અને પ્રકૃતિનો વિમર્શ આ કાવ્યને ખરેખર વિરાટ પરિમાણ અર્પે છે. સંસ્કૃતિની સખીરૂપે પ્રકૃતિને કવિએ એમાં પ્રત્યક્ષ કરાવી છે. એનું વર્ણન સુંદરીના રૂપકથી કરેલું છે :

*હતી પ્રકૃતિ તો શકે નવવધૂ સમી મંડિતા.*
*ખચેલ ઉડુમંડલે, નયનમાં નરી નીલિમા,*
*અને ધવલ કંબુકંઠ નભગંગસ્રગ્‌ધારિણી.*
*સકંપ કુચમંડલે સલિલપાતળી પામરી,*
*ધરી ક્ષિતિજમેખલા મુખર સિંધુબુદ્‌બુદ્‌રવે,*
*પદે ઝરણઝાંઝરી, ડિલ વસંતવાઘા લચે.*

(પૃષ્ઠ ૫૧-૫૨)

'વિરાટ પ્રણય'ને વિષ્ણુપ્રસાદે આધુનિક ગુજરાતી કવિતાની એક સિદ્ધિ ગણાવેલ છે. તેમ બીજી સિદ્ધિ છે 'નિશીથ'. નિશીથને એટલે રાત્રિને સચેત-સજીવ તત્ત્વ કલ્પીને કવિએ એમાં નિરૂપણ કર્યું છે. વળી ભવ્ય, રુદ્ર અને છતાં રમણીય લાગતા વિરાટ નર્તકની મૂર્તિ રૂપે તેને કલ્પીને 'નિશીથ હે !' એવું ઉદ્‌બોધન કરીને કવિએ તેનું પ્રભાવક વર્ણન કર્યું છે. પૂરા ૫ ખંડમાં વિસ્તરેલા ૮૦થી વધુ પંક્તિના આ મહત્ત્વાકાંક્ષી કાવ્યમાં એક પ્રૌઢ કવિનો ઉન્મેષ પ્રકટ્યો છે. એનાં સુરેખ ચિત્રો, આકર્ષક અલંકારો અને છંદોવિધાન તરત ધ્યાનમાં આવે છે. 'પ્રીતિપ્રોયાં', 'રસપ્રોક્ષણ' અને 'મનોમૃત્તિકા' જેવા સુંદર પ્રયોગો કરતા કવિએ દાખવેલી ભાષાસિદ્ધિ પણ નોંધપાત્ર છે. સમર્થનરૂપે થોડીક પંક્તિઓ જોઈશું :

*નિશીથ હે ! શાંતમના તપસ્વી !*
*તજી અવિશ્રાંત વિરાટ તાંડવો,*
*કદીક તો આસન વાળી બેસતો*
*હિમાદ્રિ જેવી દૃઢ તું પલાંઠીએ.*
*ઉત્ક્રાંતિની ધૂણી ધખે ઝળાંઝળાં,*
*ઉડુસ્ફુલિંગો ઊડતા દિગંતમાં.*
*ત્યાં ચિંતવે સૃષ્ટિરહસ્ય ઊંડા*
*અમાસઅંધારતલે નિગૂઢ તું.*

(પૃષ્ઠ ૩)

અહીં જોઈ શકાય છે તેમ આ મહત્ત્વસિદ્ધ કૃતિમાં પ્રકટતું કવિનું છંદ-લયનું અને વાણીનું સામર્થ્ય ખરે જ મુગ્ધકર છે; એ ઉભયની આગવી ઉમાશંકરીય પ્રભા-છટા અને તેની ઉપરનું એમનું પ્રભુત્વ તરત પરખાય છે. નીચેની પંક્તિઓમાં બધે અને છેલ્લીમાં વિશેષપણે વર્ણસંવાદ અને છંદસંવાદ દ્વારા સધાતું કવિતાનું સંગીત અનુભવી શકાય છે.

*ફેલાવી બે બાહુ, બ્રહ્માંડગોલે*
*વીંઝાઈ રહેતો, ઘૂમતી પૃથ્વી સાથે.*
*ઘૂમે, સુઘૂમે ચિરકાલ નર્તને,*
*પડે પરંતુ પદ તો લયોચિત*
*વસુંધરાની મૃદુ રંગભોમે;*
*બજંત જ્યાં મંદ્ર મૃદંગ સિંધુનાં.*

(પૃષ્ઠ ૧)

અહીં આ પંક્તિઓમાં યોજાયું છે તે શાલિની અને ઉપજાતિ છંદોનું મિશ્રણ કવિએ આ કૃતિમાં સર્વત્ર યોજ્યું છે. ઉપરાંત એને લગતા નવા પ્રયોગ લેખે એ છંદોની શ્રુતિઓમાં વધ-ઘટ કરી છે. 'ટિપ્પણ'માં દર્શાવ્યા મુજબ, ''પંક્તિ ૫માં શાલિનીની અંત્ય બે શ્રુતિ વચ્ચે લઘુ નાંખ્યો છે, જ્યારે પંક્તિ ૬૮માં ૭મી ગુરુશ્રુતિનો લોપ કર્યો છે....૮૨મી પંક્તિ તતજગાગા-ની છે, ઇન્દ્રવજ્રાની ૭મી લઘુશ્રુતિને બદલે અહીં દીર્ઘ છે''. આમાં શાલિનીની પંક્તિનો શ્રુતિલોપ સુભગ લાગતો નથી, બીજા બે પ્રયોગો સહજસાધ્ય અને સુંદર લાગે છે. સંગ્રહનું નામાભિધાન જેની ઉપરથી થયું છે તે આ 'નિશીથ' કાવ્યનાં કામણ ન્યારાં છે. એણે વાચકોને અને વિવેચકોને તો આંજ્યા છે જ, કવિઓનેય આંજ્યા છે. એની અનુભૂતિરૂપે નાથાલાલ દવેએ 'હિમાદ્રિ હે !' અને શ્રીકાંત માહુલીકરે 'શશાંક હે !' કાવ્યો લખ્યાં છે. બીજા પણ અનેક કવિઓની કૃતિઓ પર એની પ્રત્યક્ષ કે પરોક્ષ અસર પથરાયેલી અભ્યાસીને જડશે. 'નિશીથ'ને અંતે આવતી દેશભક્તિની મુદ્રા તો સમકાલીન ઘણાં કાવ્યોમાં ઊપસી છે. આ કાવ્ય ઋગ્વેદની સ્તોત્રકવિતાના નવા અવતાર સમું છે. એને અંતે આવતું માનવોની મનોમૃત્તિકામાં સ્વપ્નોનાં બી વાવતા નિશીથનું કવિનું દર્શન મઝાનું છે. પરંતુ રાત્રિના એ પ્રકૃતિતત્ત્વને દેવાધિદેવ માનીને, દેશી જનોની અજ્ઞાનનિદ્રા અને દાસત્વતંદ્રા દૂર કરવાની કવિએ કરેલી પ્રાર્થના આજે ખાસ રોચક નીવડતી નથી. ઊલટું, એ ઉમેરણ લટકણિયા સમાન લાગે છે. ગાંધીયુગમાં વ્યાપક બનેલ દેશચિંતનનું અને દેશપ્રેમનું એમાં સ્વાભાવિક પ્રતિબિંબ પડ્યું છે. યુગપ્રભાવ કવિતામાં કોઈ ને કોઈ પ્રકારે પોતાની છાયા નાંખે જ છે !

પ્રકૃતિવર્ણનની સાથે ચિંતન ભળ્યું હોય એવું-'નિશીથ' જેવું, બીજું કાવ્ય છે 'વણજાર'. એ 'વિરાટ પ્રણય' સાથે પણ સામ્ય ધરાવે છે. કારણ, એમાં વણજાર નિમિત્તે માનવજાતિની પ્રગતિનું નિરૂપણ છે. બે ડુંગરની વચ્ચેની ઘાટીમાંથી પોઠ પસાર થાય છે તેનું પ્રભાતમાં દર્શન થતાં કવિની નજર આગળ માનવજાતિની અનેક પોઠનાં દૃશ્ય ખડાં થાય છે. પ્રારંભનું સ્રગ્ધરા છંદમાં થયેલું એક સુંદર આલેખન જોવા જેવું છે :

*સૂતેલી રાત આખી રજ સળવળી ને તોષવા રંગતૃષ્ણા*
*ઊડી ઊંચે સુતેજે રમતી, ઊડી જવા પૃથ્વીનેયે નિમંત્રે.*
*ગાઢા નાદે ખરીના પથ પર ઝૂકતાં વાંસનાં ઝુંડ જાગ્યાં,*
*જાગ્યો શૃંગેથી ધીરે શ્રમ પરહરીને સ્ફૂર્તિલો માતરિશ્વા.*

(પૃષ્ઠ ૧૨૮)

આવાં પ્રકૃતિનિરૂપણથી આરંભાયેલી ૬૮ પંક્તિની આ કૃતિ પેલી બીજી પોઠોના વર્ણન સાથે સમાપ્ત થાય છે એ વર્ણન કૃતિનો અર્ધાથી વધુ ભાગ રોકે છે. કવિનું વાણીનું અને છંદનું સામર્થ્ય અહીં પણ જણાઈ આવે છે. એનું પ્રકૃતિવર્ણન પણ નોંધપાત્ર છે. પરંતુ ચિંતનપ્રધાન બની રહેલી કૃતિ એકંદરે જામતી નથી.

ઉમાશંકરનું પ્રકૃતિદર્શન-વર્ણન તો એમની પ્રથમ કાવ્યકૃતિમાં જ સબળતાથી છલકાઈ ઊઠ્યું છે. કાવ્યનિર્મિતિ એટલે સૌંદર્યસર્જન અને સૌંદર્યનું પાન કરતાં કે કરીને ગાતું થયેલું હૃદય જ કવિતા કરી શકે એ

વાત જેમાં કહેવાઈ છે તે સૉનેટ 'નખી સરોવર ઉપર શરત્પૂર્ણિમા'માં તરુણ ઉમાશંકરે આંકેલું પ્રકૃતિદશ્યનું ગતિશીલ ચિત્ર એમના પ્રકૃતિદર્શનનો તેમ એમની કવિપ્રતિભાનો પાકો પરિચય કરાવે છે.

*શીળી મીઠી અનિલલહરી વૃક્ષની વલ્લરીમાં*
*સૂતી'તી તે ઢળતી જલસેજે મૂકે ગાત્ર ધીમાં,*
*સંકોરીને પરિમલ મૃદુ પલ્લવપ્રાન્ત મંદ.*

(પૃષ્ઠ ૧૨૦)

આ કૃતિ ઉપર બળવંતરાયના 'ભણકાર'ની અસર છે; બળવંતરાયે એની યોગ્ય પ્રશંસા કરેલી, તે એ માટે કે એમાં ઉમાશંકરનું વિશિષ્ટ કવિવ્યક્તિત્વ મુદ્રિત થયેલું છે. આ તેમ આવાં અનેક પ્રકૃતિનાં સભર ને દીપ્તિમંત ચિત્રો આલેખવા પાછળના પ્રકૃતિના સૌન્દર્ય-અનુભવની મૂડી ઉમાશંકરને છેક નાનપણથી મળતી રહેલી. એમણે પોતાની સર્જનપ્રવૃત્તિનાં ઘડતરબળો વિશે કહેતાં આ જણાવ્યું છે : "ખંભેરિયા ડુંગરની તળેટીમાં બામણા ગામ તે મારું વતન. એટલે સૌંદર્યધામ શામળાજી અને ચોતરફના ગિરિપ્રદેશની વનશ્રીની કામણગારી અસર બાલ્યવયથી ચિત્ત પર અંકિત થતી રહી છે." ('મિલન' વિશેષાંક, પૃષ્ઠ ૩૭). મોટપણે પણ આ અને આવા કુદરતની સમૃદ્ધિવાળા અનેક પ્રદેશોનાં પ્રવાસ-પર્યટનો એ કરતા રહ્યા અને પ્રકૃતિ-અનુભવનો સંચય વધતો ને સચેત થતો રહ્યો. ઉમાશંકર લગભગ નિત્યના, દેશવિદેશના પ્રવાસી રહ્યા છે. બીજી એક પ્રારંભિક કૃતિ 'સાબરદર્શન'માં સાબરમતીને ઉદ્દેશી કાઢેલા આ ઉદ્ગાર જાણે કે સાર્થક થયા છે :

*લાડકડી, ધપતી ડુંગરડા છોડી તું, ત્યમ હુંય;*
*પ્રવાસિની, મારેય કેડી દર કેડી ખેડવી ભુંય.*

(પૃષ્ઠ ૧૨૨)

'ભોમિયા વિના' આ પંક્તિમાંની ભાવનાનો વિસ્તાર છે. આ કાવ્યમાં પ્રકૃતિનાં સુંદર ચિત્રો છે.

ચિંતનપ્રધાન કાવ્યોમાં નોંધપાત્ર તે 'આત્માનાં ખંડેર' સૉનેટમાળા. માનવપ્રેમની અનિવાર્યતા અને યથાર્થનો સ્વીકાર એવાં બે અત્યંત મહત્ત્વનાં વિચાર-બીજો એમાં કવિએ રોપ્યાં છે અને તેને ઉછેર્યાં છે, આગળ જતાં એમની કવિતામાં એને વધુ વિકસાવ્યાં છે. 'કુંજ ઉરની' અને 'યથાર્થ જ સુપથ્ય એક' એવાં બે સૉનેટોમાં એ બીજનિક્ષેપ થયેલો છે. 'કુંજ ઉરની'ના અષ્ટકમાં ખૂબ આકર્ષક પ્રકૃતિનું વર્ણન પ્રસ્તુત કરીને કવિ જણાવે છે કે પ્રકૃતિ એમને આમંત્રે છે, પરંતુ એમણે તો પોતાનો પ્રેમ જગતને ચરણે ધર્યો છે એટલે એમને પ્રકૃતિ પ્રિય છે, પણ પ્રિયતર તો મનુષ્ય જ છે, પછી ભલે મનુષ્ય ચાહે કે અવગણે :

*મનુષ્યો ચાહે કે કદી અવગણે, હૈં ન ગણના,*
*રહું રાખી ભાવો મનુજઉરના ઉરસરસા.*
*મને વ્હાલી વ્હાલી કુદરત ઘણી, કિંતુ અમૃતે*
*મનુષ્યે છાયેલી પ્રિયતર મને કુંજ ઉરની.*

(પૃષ્ઠ ૧૭૩)

ઉમાશંકર કવિતાને સમજનારા મરમી કવિ છે તેમ જીવનને સમજનારા મેધાવી માનવી છે. એમની એ ઉભયની પરિપક્વ સમજ એમના વાઙ્મયમાં વેધકતાથી વ્યક્ત થઈ છે. કદાચ એથી જ સૂત્રાત્મકતા એમની શૈલીનું વિશેષ લક્ષણ બની રહે છે. અહીં છેલ્લી બે પંક્તિઓ સૂત્રાત્મક બની આવી છે.

'યથાર્થ જ સુપથ્ય એક'માં કવિ જણાવે છે કે અશક્ય આદર્શોના ઘેનમાં પડીને રમ્ય ભ્રાંતિમાં રાચવું અને સામે રહેલી વાસ્તવિકતાને અવગણવી 'એ તો જીવનના પ્રવાહને આંગળીઓ વચ્ચેથી વ્યર્થ સરી જવા દેવા બરાબર છે.' દુ:ખદ હોય તો પણ યથાર્થને એટલે વાસ્તવિકતા (reality)ને સ્વીકારવી અને સમજવી તે જ બહેતર છે. ખોટા ભ્રાંત સુખ કરતાં સાચાં એટલે સ્વીકારી લીધેલાં દુ:ખ સારાં અને એટલે જ સુખ કરતાં 'સમજમાં ઊતરેલાં દુ:ખ' સારાં, આ વિચાર સૉનેટને અંતે વ્યક્ત કરીને કવિએ યથાર્થનો મહિમા ગાયો છે :

*મને અસુખ ના દમે વિતથસૌખ્ય જેવાં કઠે;*
*સુખો ન રુચતાં, યથા સમજમાંહિ ઊતર્યાં દુખો.*
*યથાર્થ જ સુપથ્ય એક, સમજ્યાં જવું શક્ય જે.*
*અજાણ રમવું કશું ! સમજવું રિબાઈય તે.*

(પૃષ્ઠ ૧૮૪)

છેલ્લી બે પંક્તિની સમજૂતી આપતાં કવિએ 'ટિપ્પણ'માં જે લખ્યું છે તે અહીં નોંધવું અનિવાર્ય લાગે છે. "જીવન જીવવાનું જ છે તો યથાર્થ એક

તનદુરસ્તી સાચવવાનો ઈલાજ છે. બને એટલું સમજ્યા જવું. વણસમજ્યો આનંદ ભોગવવામાંયે શી મઝા છે ? એ કરતાં તો ભલે રિબાવું પડે, પણ સમજવું સારું."

'આત્માનાં ખંડેર' એક રીતે જોતાં તો ભ્રાંતિ-ભંગની કથા છે. ૧૭ સૉનેટની એ માળામાં કવિએ એનું વિગતે વર્ણન કર્યું છે. કથાનાયક અહમ્‌થી પ્રેરાઈને વિજયપ્રાપ્તિ માટે યાત્રા આરંભે છે અને ત્યારે જગત પાસેથી, એનાં મનુષ્યો પાસેથી અનેક આકાંક્ષા-અપેક્ષાઓ રાખે છે. પરંતુ આગળ જતાં, વિવિધ અનુભવોમાંથી પસાર થતાં, મનુષ્યોની મર્યાદાઓનો પરિચય થતાં એ બધી એને વ્યર્થ-નિરર્થક લાગે છે. "માનવતાના આત્માની ભવ્ય સુંદર ઇમારતને ઠેકાણે એને ખંડેરો જ દેખાય છે. પછી તરત તો ગાવામાં દિલાસો શોધે છે. છેવટે એ યથાર્થને-હકીકતને-realityને સમજવા તૈયાર થાય છે, યથાર્થની સમજણને જ જીવનના સારસર્વસ્વ તરીકે વધાવે છે." આ લાક્ષણિક અને મહત્ત્વની કૃતિની કવિએ 'ટિપ્પણ'માં આપેલ આવી વિશદ સમજૂતી જોવાનું પ્રલોભન છોડીને, આ કાવ્યના કેન્દ્રમાં રહેલી ભાવના અને સમજણ એમની કવિતામાં આગળ જતાં કેવા રમણીય રૂપે વ્યક્ત થઈ છે તે જોઈશું. તે માટે કવિના કાવ્યસંગ્રહો 'અભિજ્ઞા' અને 'વસંતવર્ષા'માં પ્રકાશિત કેટલાંક સૉનેટો ઉપર અલ્પ દષ્ટિપાત કરીશું.

કવિને પ્રકૃતિથી અધિક મનુષ્ય પ્રિય છે એ ભાવ-ભાવના 'ભલે શૃંગો ઊંચાં'માં આમ વ્યક્ત થઈ છે :

*ગમે શૃંગો કિન્તુ જનરવભરી ખીણ મુજ હો !*
*તળેટીએ વીથી સહજ નિરમી શાલતરુની,*
*રમે ત્યાં છાયાઓ; ઉટજ ઉટજે સૌમ્ય ગૃહિણી*
*રચે સન્ધ્યાદીપ; સ્તિમિત દગ ખેલે શિશુકુલો;*
*..............................*
*ભલે શૃંગો ઊંચાં, અવનિતલ વાસો મુજ રહો !*

આના અનુસંધાને 'ગયાં વર્ષો-'ની માનવપ્રેમની ભાવનાનો મહિમા કરતી આ પંક્તિઓ જુઓ :

*ઉરે ભારેલો જે પ્રણયભર, ના જંપ ક્ષણ દે.*
*સ્ફુર્યો કાર્યે કાવ્યે, જગમધુરપો પી પદપદે*
*રચી સૌહાર્દોનો મધુપુટ અવિશ્રાંત વિલસ્યો,*
*અહો હૈયું !-જેણે જીવતર તણો પંથ જ રસ્યો.*

'રહ્યાં વર્ષો તેમાં-'માં વિવિધરંગી અજબ દુનિયા સમજવી મુશ્કેલ છે એમ જણાવીને ફરીથી પ્રકૃતિ વિરુદ્ધ માનવપ્રેમનો મહિમા કર્યો છે :

*મને આમંત્રે ઓ મૃદુલ તડકો, દક્ષિણ હવા,*
*દિશાઓનાં હાસો, ગિરિવર તણાં શૃંગ ગરવાં;*
*નિશાખૂણે હૈયે શશિકિરણનો આસવ ઝમે;*
*જનોત્કર્ષે-હ્રાસે પરમ ઋતલીલા અભિરમે.*

'હિસાબો જીવ્યાના' અને 'ફલશ્રુતિ' આ બે સૉનેટમાં સમજવિષયક બે સૂત્રાત્મક પંક્તિઓ આવે છે, જે અનુક્રમે આ રહી :

*ભર્યું શું આયુષ્યે ? અણસમજ ને ગેરસમજો.*

* * *

*અહો આયુર્યાત્રા !-બસ, સમજવું એ ફલશ્રુતિ.*

આ જોતાં સમજાય છે કે માનવપ્રેમની મનીષા અને સમજણની આરાધના આ બે વાનાં વિચારક ઉમાશંકરના જીવનચિંતનના સારભૂત તત્ત્વરૂપ છે. અને એનો પ્રથમ આવિર્ભાવ 'આત્માનાં ખંડેર'માં થતો હોઈને એમની એ કૃતિ પણ ખૂબ જ મહત્ત્વની અને ભારે મહત્ત્વાકાંક્ષી બની રહે છે.

સંગ્રહનાં બીજાં સૉનેટોમાં પ્રણયભાવનાં તેમજ કવિતાવિષયક સૉનેટો નોંધપાત્ર છે. પૃષ્ઠ ૨૬ થી પૃષ્ઠ ૪૯ દરમિયાનમાં એ વિષયનાં કાવ્યો મુકાયાં છે; તેમાં કેટલાંક સૉનેટ છે. 'સખી મેં કલ્પી'તી'નો બળવંતરાય ઠાકોરે 'આપણી કવિતાસમૃદ્ધિ'ની બીજી આવૃત્તિમાં સમાવેશ કર્યો ત્યારે નોંધ્યું છે કે "પ્હેલી આવૃત્તિ વખતે મ્હને અર્વાચીન સુરુચિને અનુરૂપ પ્રેમકાવ્યોના નમૂના બહુ થોડા મળ્યા હતા. નવી કવિતાએ આ ખોટ ઝડપથી પૂરી નાખવા માંડી છે." પ્રિયતમા વિશે કવિતાઈ કલ્પનાઓમાં રાચતા કાવ્યનાયકને વાસ્તવિક રૂપે તેનું મિલન થતાં જણાય છે કે તે તો તેના પોતાના જેવી જ એક મનુષ્ય છે અને તેય અપૂર્ણ. છતાં આનંદ એ વાતનો છે કે તેનું હૃદય કલ્પ્યાથીય વધુ મધુર છે. આ વસ્તુને કવિએ શેક્સ્પિરિયન પ્રકારના સૉનેટમાં ઢાળી છે. એની પછીના સૉનેટ 'મળી ન્હોતી ત્યારે-'માં મિલન પૂર્વેની પ્રિયતમાની સ્થિતિની વાત છે. પહેલામાં જે વિરોધ છે તેનાથી સહેજ જુદો, પણ તેવો જ વિરોધ અહીં અંતિમ પંક્તિયુગ્મમાં વ્યક્ત થયો છે-આ રીતે :

*મળી ન્હોતી ત્યારે, પ્રિય, જલથલે ખોજી તુજને,*
*રહું શોધી આજે તુજ મહીં પદાર્થો સકલ એ.*

(પૃષ્ઠ ૩૦)

આ બેઉમાં સૉનેટના બંધની ચુસ્તી અને શિખરિણી છંદનું વિધાન ખૂબ મનોરમ અને તેથી ખૂબ જ આકર્ષક છે. એમાં પ્રકટતું છંદલયનું અને વર્ણસંવાદનું સૌંદર્ય કેટલીક પંક્તિઓને ભાવકચિત્તમાં હંમેશ માટે અંકિત કરી દે છે.

*જતી તોયે હૈયે ચિર મૂકી જતી મોહમદિરા...*
*. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .*
*અદીઠી શી મીઠી અવનવલ રંગોની લટ શી.*

(પૃ. ૨૯)

* * *

*દ્રુમે ડાળે ડાળે કીધ નજર માળે ખગ તણા*
*. . . . . . . . . .*
*મળી'તી સ્વપ્નોમાં મદિલ મિલનોની સુરભિથી.*

(પૃ. ૩૦)

* * *

મૂળ ઇંગ્લિશ સૉનેટની પ્રાસયોજનાનું અહીં અનુસરણ નથી; બલકે, પ્રાસનાં બંધન સ્વીકાર્યાં જ નથી, પણ તેને સ્થાને આવતું વર્ણસંવાદનું અને આન્તરપ્રાસનું માધુર્ય પ્રશસ્ય છે. આ માધુર્ય અને તદ્દજનિત કાવ્યસંગીત 'બે પૂર્ણિમાઓ' નામક બીજા સૉનેટમાંય અનુભવી શકાય છે. કવિનાં જ નહીં, આપણી કવિતાનાં ઉત્તમ સૉનેટોમાં સહેજે સ્થાન પામી શકે એવા આ સૉનેટમાં કવિએ, પહેલા અને બીજા પદ્કમાં અનુક્રમે શારદી અને વૈશાખી એવી બે પૂર્ણિમાઓનું વર્ણન તે બંનેના મહિમાના સૂચન સહ કર્યું છે. પહેલી પૂર્ણિમાએ કવિને જીવનમાં પ્રથમ કાવ્યસ્ફુરણ થયું હતું, સૌંદર્યદર્શનનો મંત્ર લાધ્યો હતો. અને બીજીએ પ્રિયતમાનું પત્નીરૂપે આગમન થયું હતું, જીવન ભર્યુંભર્યું બન્યું હતું. અહીં જણાવવું જોઈએ કે વૈશાખી પૂનમ એટલે બુદ્ધપૂર્ણિમા કવિની લગ્નતિથિ છે. આમ બંને યાદગાર પૂનમને કવિએ અહીં સ્થિરીકૃત કરી છે. બંધ છે મિશ્ર અને છંદ પૃથ્વી. 'સાન્ત્વના' કાવ્યમાં '*મધ્યાહ્નેય મને તું હ્રદયદવ શમાવંતી લાંધી સુજ્યોત્સ્ના*' એ છેલ્લી પંક્તિમાં, પત્નીનું 'જ્યોત્સ્ના' નામ વણી લીધું છે તે સુજ્ઞ વાચકની નજર બહાર નહીં જાય. પ્રણયભાવને વ્યક્ત કરતાં બીજાં સૉનેટો છે 'મૂક મિલન', 'સ્પંદનો' અને 'રહસ્યો તારાં'. કવિતાવિષયક સૉનેટોમાં 'પરાધીન કવિ' અને 'કહો છો કે' નોંધપાત્ર છે. પહેલામાં એક સરસ કોટિ (conceit)ની રજૂઆત કરી છે. કવિનું હૃદય વીફર્યું છે અને તે કવિતાને ઉદ્દેશીને એક મહત્ત્વની વાત કહી દે છે કે કવિની પ્રેયસી જ કવિતાનો ખરો વિષય બની બેઠેલી છે એટલે જે બીજા વિષયો કવિ અપનાવે છે તે બધા પોચા, ખોટા અને બનાવટી છે. એ બધા તો છે કવિતાને પટાવવા માટે. આ સાંભળી કવિતા સામી વીફરે છે અને કહે છે કે પ્રેયસીની બધી વાત તે જાહેર કરી દેશે અને તેની ફજેતી કરશે. આ બન્યું ત્યારથી પ્રિયાસંબંધિની કથા કવિ સહેજ પણ છુપાવી શકતો નથી. હળવા ભાવના આ સૉનેટથી વિપરીત બીજા સૉનેટમાં કવિ સામે દુનિયાદારીની ફરિયાદ રજૂ થઈ છે. તેમાં કહેવામાં આવે છે કે કવિ માત્ર પ્રકૃતિની અને પ્રેમની જ કવિતા કરે છે. ઉત્તરમાં કવિ કહે છે કે જગતમાં પ્રકૃતિ નિરંતર ખીલતી-પ્રફુલ્લતી રહે છે તેમજ પ્રેમીજનોની પ્રણયગોષ્ઠિ પણ સતત ચાલ્યાં જ કરે છે. એ બંને જ્યાં સુધી બદલાય નહીં ત્યાં સુધી તો તેમની જ કવિતા થશે.

*અમે ઘેલા છો ને ! પ્રથમ દુનિયા ઘેલી પલટો,*
*પછી શાણાં ગાણાં નવલ લવશું શાણપણનાં.*

(પૃ. ૮૩)

અહીં 'લવશું' શબ્દ દ્વારા કવિએ કરેલો કટાક્ષ ધ્યાનમાં લેવા જેવો છે. આ વિષયના બીજા એક સૉનેટ 'અમે ગાયાં ગીતો'માં કવિ સામે આખા સ્ત્રી-વર્ગ વતી પ્રિયાએ કરેલી ઉપાલંભભરી ફરિયાદ અને તેનો ઉત્તર છે. કવિતાવિષયક બીજાં સૉનેટો છે 'ઓરતા' અને 'આત્મસંતોષ'. આ બધાં સૉનેટમાં સૉનેટનાં કલા-કસબનું કવિનું સામર્થ્ય પરખાઈ આવે છે.

આ સંગ્રહમાંનાં બધાં સૉનેટો જોતાં જણાય છે કે સૉનેટના ત્રણેય પ્રકારો-બંધો-શેક્સ્પિરિયન, પેટ્રાર્કન અને મિશ્ર, કવિ આસાનીથી અજમાવી જાણે છે. ત્રણેમાં સફળ સૉનેટો એમણે આપ્યાં છે. તેમ છતાં કવિનો

પક્ષપાત છે પેટ્રાર્કન તરફ. કવિનું પહેલું કાવ્ય સૉનેટ છે અને તેય પેટ્રાર્કન. 'આત્માનાં ખંડેર' સૉનેટમાળાનાં ૧૭ પૈકી ૧૨ જેટલાં સૉનેટ પેટ્રાર્કન બંધમાં છે. પ્રયોગની દૃષ્ટિએ જોઈએ તો એમાંના ૧૧મા સૉનેટમાં છેલ્લી બે પંક્તિઓ શિખરિણીની નહીં, અનુષ્ટુપની છે. એવી જ રીતે 'મૂક મિલન'ની છેલ્લી પંક્તિમાં છંદપલટો કર્યો છે. મિશ્ર બંધના અને તેથી ભિન્ન પંક્તિવિભાજનના પ્રયોગો પણ કવિએ કર્યા છે, જેના ઉદાહરણ તરીકે 'ઓરતા' અને 'ભલે' દર્શાવી શકાય. એકમાં ૪+૪+૫+૧ અને બીજામાં ૫+૫+૪ એવાં વિભિન્ન વિભાજનો છે, જે તેની નોખી આંતરભાત દર્શાવે છે. ૮+૪+૨નો મિશ્રબંધ તો અનેકમાં જોવા મળે છે. આ સર્વમાં સૉનેટની રચનાની ક્ષમતાને પૂરેપૂરી તાગવાનો કવિનો પ્રયાસ જોઈ શકાય છે.

સૉનેટ પછી ગીતનો ખ્યાલ કરીએ તો સંગ્રહમાંનાં ૨૨ જેટલાં ગીતો કવિના અનુગામી સંગ્રહો 'આતિથ્ય' અને 'વસંતવર્ષા'માં ભવિષ્યમાં આવનારાં ગીતોના પૂર્વસંકેતરૂપ છે. અહીં 'મોરી ગુજરાત', 'દૂર શું ? નજીક શું ?', 'માનવીનું હૈયું', 'ગીત ગોત્યું ગોત્યું', 'નવાં નવાણ', 'ગાણું અધૂરું મેલ્ય મા...' જેવાં કેટલાંક સારી પ્રસિદ્ધિ પામેલાં ગીતો છે. 'સાબરનો ગોઠિયો' ઘણું લાંબું અને 'પારેવડાં' જેવું ઘણું ટૂંકું ગીત છે. 'રખડુનું ગીત' જેવું વિરાટની ભાવનાને આલેખતું ગંભીર ગીત છે તેમ 'વાદળી' જેવું હળવું રમતિયાળ ગીત છે. આમ ગીતોમાં ઘણું વૈવિધ્ય છે. એમાં બંધોનુંય વૈવિધ્ય છે, સુરેખ પ્રાસરચના અને મોહક લયસિદ્ધિ છે. થોડીક રમણીય પંક્તિઓ જોતાં આની પતીજ પડશે :

*અમે ગોત્યું કંઈ સેંથીની વાટે,*
*લોચનને ઘાટે*
*કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.*
(પૃ. ૧૨)

* * *

*ઊગી સૌને ઉગમણે આરે પૂનમ મારી એળે ઊગી.*
*એક ઊગી આથમણે મારે પૂનમ મારી એળે ઊગી.*
(પૃ. ૨૪)

* * *

*માનવીના હૈયાને નંદવામાં વાર શી ?*
*અધબોલ્યા બોલડે,*
*થોડે અબોલડે,*
*પોચા શા હૈયાને પીંજવામાં વાર શી ?*
(પૃ. ૬૪)

* * *

*ત્યાં તો વાયરાની વેણુ ક્યાંક વાગી*
*જાગી હું અભાગી વસંતનાં ફૂલડાં સખી.*
*હવે ફૂટતાં ફૂલોને કોણ રોકે*
*આવત અહીં ટોકે વસંતનાં ફૂલડાં સખી.*
(પૃ. ૧૫૯)

કાવ્યોમાં અઘરી સંસ્કૃતપ્રચુર ભાષા યોજતા કવિએ અહીં સરળ સીધી ગુજરાતી ભાષા યોજી છે. તો પણ સંસ્કૃત શબ્દોનો કવિનો આગ્રહ ગીતોમાંય વર્તાય છે. સંસ્કૃત શબ્દો ગીતમાં ન જ આવી શકે એવો કોઈ નિયમ ન હોઈ શકે, તો પણ 'ક્ષિતિજઉંબર', સંધ્યા-ઉષા', 'લાવણ્ય', 'આયુષની', 'વિશ્વોને', 'જીવન-સ્વપ્ન' જેવા શબ્દો ગીતમાં ઓગળી જઈ શકતા નથી તેથી શોભતા નથી. આજનો કવિ 'આયુષ્યની'ને બદલે 'આયખાની' શબ્દ યોજશે એ તફાવત ઉઘાડો છે. તો વળી આજના કવિનાં ગીતમાં સતત જોવા મળતો 'ટેરવું' શબ્દ ઉમાશંકરે તેમના પ્રશસ્તગીત 'નવાં નવાણ'માં છેક ૧૯૩૪ના નવેમ્બરમાં પ્રયોજ્યો છે એ અગ્રતાય નોંધવા જેવી છે. કવિનાં ગીતો એકંદરે આસ્વાદ્ય છે તેમ સુગેય પણ છે. એથી જ એમનાં ઘણાંએક ગીતો આપણા સંગીતકારોએ સ્વરબદ્ધ કર્યાં છે અને ગાયાં-ગવરાવ્યાં છે.

ગીતો અને સૉનેટો ઉપરાંત સંગ્રહનો મોટો ભાગ રોક્યો છે મુક્તકોએ તેમજ લઘુ-દીર્ઘ કાવ્યોએ. ૧૮ જેટલાં નાનાં-મોટાં મુક્તકોમાંથી એક-બે તો ૮-૮ પંક્તિનાં કાવ્યો જ કહેવાય તેવાં છે. એકાદ મૂળ અંગ્રેજીના અનુવાદરૂપે છે. આ બધાંમાં કોઈ ને કોઈ પ્રકારની ભાવની કે વિચારની ચોટ અનુભવી શકાય છે. નોંધ લેવી અનિવાર્ય એવાં છે : 'મુખચમક', 'મ્હેણું', 'જલનિધિ-તટે', 'મૌન', 'દેશવટે' આદિ. આમાંનાં ઘણાંક ઘણી પ્રસિદ્ધિ પામ્યાં છે, પણ સૌથી વધુ પ્રસિદ્ધ મુક્તક આ રહ્યું :

*પરાગ જો અંતરમાં હશે તો*
*એ પાંગરીને કદી પુષ્પ ખીલશે.*
*મનોરથો સ્વપ્ન મહીં હશે તો*
*સિદ્ધિરૂપે કાર્ય વિષે જ જન્મશે.*

(પૃ. ૮૨)

આ અને આવાં મુકતકો અપવાદ લેખાય, નહીંતર મુક્તકો આપણા કાવ્યસંગ્રહોમાં મોટે ભાગે સ્થળપૂરક તરીકે જ મુકાતાં આવ્યાં છે.

લઘુકાવ્ય અને દીર્ઘકાવ્ય એ બેનો ભેદ કરવો મુશ્કેલ છે. અહીં અનુકૂળતા ખાતર ૨૦-૩૦ પંક્તિની એક જ છાપ નિપજાવતી ઉકિતલાઘવયુક્ત કૃતિને લઘુકાવ્ય કહીશું. એથી ભિન્ન વર્ણન, વિચાર કે ચિંતન-પ્રધાન વિસ્તારયુક્ત રચનાને દીર્ઘકાવ્ય કહીશું. દીર્ઘ-કાવ્યોમાં 'પાંચાલી', 'બૅન્ક પાસેનું ઝાડ' અને 'સીમાડાના પથ્થર પર' દલિત-પીડિત વિષેનાં કાવ્યોના વર્ગમાં આવે છે. પૃષ્ઠ ૯૦ થી ૧૧૮ સુધીનાં કાવ્યો એ પ્રકારનાં છે. તેમાં દલિત-પીડિત-સમભાવનું તેમજ સામાજિક વિષમતાનું ગાંધીયુગને પરિચિત એવું આલેખન થયેલું છે, તેમજ સામ્યવાદની અસર હેઠળનો ક્રાંતિનો વિચાર રજૂ થયેલો છે. બીજાં 'જ્ઞાનસિદ્ધ', 'અન્નબ્રહ્મ' અને 'તમિસ્રગાથા' નર્યા વિચારપ્રધાન કાવ્યો છે. 'જ્ઞાનસિદ્ધ'માં એક વૈજ્ઞાનિકના આત્મમંથનને સહારે 'થૈ રૂહેવું નિર્ભ્રમિત એય અમોઘ જ્ઞાન.' અર્થાત્ "નિર્ભ્રમિત-ભ્રમમુક્ત (disillusioned) થઈ રહેવું એ પણ આ રીતે અમોઘ (નિષ્ફળ ન નીવડે એવો) જ્ઞાનલાભ જ છે" એ વિચાર વિસ્તારથી પ્રસ્તુત કર્યો છે. 'અન્નબ્રહ્મ' 'अन्नं ब्रह्मेति व्याजानात्' એ તૈત્તિરીયોપનિષદની ભૃગુવલ્લીના વચન પર આધારિત છે અને એટલે જ *'સર્વ કૈં અન્નપ્રેર્યા ને અન્નપ્રાપ્તાન્નરક્ષિયાં'* એ પંક્તિ આખા કાવ્યનું કેન્દ્ર છે. અન્નને નિમિત્તે કવિએ અહીં પણ સામાજિક વિષમતાનું વિસ્તારથી આલેખન કર્યું છે. *'દૃષ્ટિની સર્વશક્તિ તે શક્તિ છે માત્ર આત્મની'* એ વિચાર 'તમિસ્રગાથા'માં રજૂ થયો છે. આ દીર્ઘકાવ્ય હેલન કેલરના કાવ્યનો અનુવાદ છે. બીજાં દીર્ઘકાવ્યોમાં 'સીમાડાના પથ્થર પર', 'નડ્ગા શિખર' અને 'ગ્રીષ્મ-પૂર્ણિમા' વર્ણનકથનપ્રધાન છે. એ ત્રણેયમાં તત્કાલે પ્રવર્તમાન ભાવનાઓનું આલેખન થયું છે. પ્રત્યેક વર્ણ્ય વસ્તુને કોઈ ને કોઈ રીતે માનવજીવન સાથે સાંકળી લેવાની એક પદ્ધતિ-કહો કે કાવ્યપ્રયુક્તિ (poetic device)-ગાંધીયુગમાં પ્રચલિત હતી. જેમ કે, 'થુવેરકાંટા'માં ખેતરની આસપાસ બાંધેલી થુવેરની સાંકડી વાડનું વર્ણન કરીને કવિ માનવહૈયાંએ રચેલી વ્યક્તિપ્રેમની દુર્ગમ વાડની વાત કરે છે. અલબત્ત, આવાં કાવ્યોમાં પણ મોટા કવિની શક્તિ તેમના શબ્દપ્રયોજનમાં તેમજ છંદ-વિધાનમાં પ્રકટ થતી જોવા મળે છે. ઉદાહરણ તરીકે, આ પંક્તિઓ જોઈએ :

*જેણે નવે અર્ણવને વલોવ્યા,*
*મઢ્યાં રણોને નવપલ્લવો વડે,*
*ખણ્યાં ધરાભીતર, તાગ લીધા,*
*વીંધ્યા ગિરિ, બાગ ગણ્યાં અરણ્યો,*
*નાથ્યા નદો ને પવનો પલાણ્યા.*
*શો ગર્વ એ માનવ પાસ રે તવ !*

(પૃ. ૧૨૫)

* * *

*અન્ને કીધો કરવંતો પશુને,-કીધ માનવી,-*
*કરે કીધો બુદ્ધિવંતો, બુદ્ધિએ સંસ્કૃતિવતો,*
*સંસ્કૃતિએ કીધો દેવ, ચતુષ્પદ હતો જ જે,*
*પ્રગતિ અણમૂલી આ અન્નમૂલા બુધો લહે.*

(પૃ. ૧૩૯)

ઊર્મિપ્રધાન લઘુકાવ્યો થોડાંક જ છે, પણ તે બધાં ખૂબ મૂલ્યવાન છે, 'નિશીથ'ની તે મહદ્ સંપદ છે. એમાં મુખ્ય છે કવિતા-પ્રિયા-લક્ષી કાવ્યો અને અંજલિકાવ્યો. 'હૃદયની રખેવાળણ'માં કવિ કવિની અને પ્રણયીની તેમજ કવિપ્રણયીની વાત કરે છે.

*કવિઓ દિનરાત કલ્પતા,*
*પ્રણયીઓ અવિરામ જલ્પતા.*
..................
*પ્રણયે ભરપૂર ઉરથી*
*રસગાથા જગને ભીંજવતી.*

(પૃ. ૪૩)

* * *

*કવિ હતો, વળી ને પ્રણયી થયો,*
*પ્રણયની કવિતા મહીં જૈ ખૂંપ્યો.*

(પૃ. ૪૪)

આ સંદર્ભે જ 'અપરાધી'માં કવિએ કવિતાનો કરેલો અપરાધ પોતે સ્વીકારે છે અને સ્વીકારતાં જણાવે છે કે પહેલાં એ કવિતાનો હતો ને પછી પ્રિયાનો થયો, આથી કવિ પોતે અને એની કવિતા બંને તેનાં બની ગયાં છે.

*કવિતે, અપરાધ કારમા*
*મુજ સ્વીકાર કરું છું આજ હું.*
*ચિરકાલ હતો હું તાહરો,*
*અવ હું-તું ઉભયેય એહનાં.*

(પૃ. ૩૭)

'અપરાધી'ની સામે મૂકવા જેવું કાવ્ય છે 'ક્ષમા-યાચના'. એ પણ વૈતાલીય છંદમાં રચાયેલું છે, જેના ત્રણ જ શ્લોકમાં કવિએ પ્રિયતમાની હૃદયપૂર્વક ક્ષમા યાચી છે. પ્રિયતમા સાથેનાં મિલનોની કથા લખવામાં મગ્ન કવિ તેને લાડથી બોલાવી શકતો નથી તેમજ તેનાં પદો રચવામાં લીન કવિ તેને પત્ર લખી શકતો નથી; કાવ્યસર્જનરત કવિ જીવનમાં પ્રિયતમાને પ્રેમનો પૂરો અનુભવ કરાવી શકતો નથી. આ અંતિમ પંક્તિઓમાં ઉમાશંકરની હૃદય-આરત પૂર્ણપણે પ્રકટી છે :

*સહજે પ્રિય જિંદગી મહીં*
*નવ પાયાં પ્રણયામૃતો પૂરાં.*
*કવિ હું, જીવતાં મથ્યો પૂઠે*
*પરબો માંડી જવા સુધા તણી.*

(પૃ. ૪૫)

કવિનાં પ્રણયકાવ્યોમાં શિરમોર સમું આ કાવ્ય છે. હમણાં જોઈ તે પંક્તિઓમાં કવિતાને સમર્પિત કવિની વિવશતા તેમજ તેના જીવનની પરવશતા દર્શાવાઈ છે. ગાંધીયુગના આપણા આ કવિએ અનુગાંધીયુગમાં, અદ્યતન સંવેદનાને શબ્દબદ્ધ કરતાં બે કાવ્યો-'છિન્નભિન્ન છું' અને 'શોધ'-રચ્યાં છે. એ પૈકી 'ક્યાં છે કવિતા ?' એવા ધ્રુવઉદ્‌ગારવાળા 'શોધ'માં કવિજીવન વિશે આવો દુ:ખ-ઉદ્‌ગાર કાઢ્યો છે : *'કવિજીવન અરેરે શું ઉપ-જીવન ?'* અહીં 'નિશીથ'નાં કાવ્યોમાં એના પૂર્વસંકેત સાંપડે છે, જે કવિતાવિષયક સૉનેટોમાં તેમજ 'ત્રિઉર'માં, કોઈ ને કોઈ રૂપે, પ્રકટ્યા છે, સૉનેટોમાં 'કવિ-જિંદગી' અને 'પરાધીન કવિ' જેવા શબ્દ-પ્રયોગોમાં, તો 'ત્રિઉર'ની આ બે પંક્તિઓમાં, આ પંક્તિઓ 'શોધ'ની એવી જ પંક્તિઓ જેવી છે :

*શું કાવ્ય કાર્યપડઘા જ સદૈવ રહેશે,*
*ગાવું જીવ્યું અવરનું બસ એ જ કાવ્ય ?*

(પૃ. ૮૮)

મરહૂમ અબ્દુલકરીમખાંને અને સ્વર્ગસ્થ નરસિંહ-રાવને અંજલિ આપતાં કાવ્યો સર્વસામાન્ય પ્રકારનાં છે. પરંતુ પોતાના પિતાને અને મોટાભાઈને અંજલિરૂપે લખાયેલાં કવિનાં કાવ્યો ખૂબ સુંદર, હૃદયસ્પર્શી છે, બંનેય સાચા અર્થમાં કરુણપ્રશસ્તિઓ છે. એ કાવ્યો વિશે કાંઈ કહેવા કરતાં એ બેઉની થોડી પંક્તિઓ જ જોવી-માણવી ઠીક રહેશે :

*અમે જેની ખાંધે વજન ફિકરોનું થઈ ફર્યા*
*બધે આયુર્માર્ગે, જગની ગલીકૂંચી વિવિધમાં,*
*ચડાણે, ઊંડાણે, શિરવિટમણાઓ થઈ ભમ્યા;*
*અમે લાવ્યા એ રે શરીર નિજ ખાંધે ઊંચકીને,*
*અહીં લાવ્યા એ રે શરીર નિજ ખાંધે જનકનું.*

(પૃ. ૬૭)

'પિતાનાં ફૂલ'ની આ પ્રારંભિક પંક્તિઓ કેવી સહજસ્ફૂર્ત છે ! ઊર્મિઆવેગને બળે જ સહસા પ્રકટી આવી હોય એવી આ પંક્તિઓમાં શબ્દ, છંદ, લય બધું જ સાહજિક છે, અનાયાસ છે. અહીં 'એ રે' શબ્દનું અને અલ્પ પરિવર્તન સાથે ચોથી પંક્તિના પુનરાવર્તનનું સાર્થક્ય અલગ દર્શાવવું પડે એવું નથી, બલકે સહૃદયથી તરત પામી જવાય તેવું છે. કવિમાં રહેલા ચિંતકે 'પિતાનાં ફૂલ'માં 'વિશ્વક્રમ' નિહાળ્યો છે તેમ જ વિશ્વનું 'શિવ સકલ' જોયું છે તે પણ સ્વાભાવિક લાગે છે. કાવ્યને ટૂંકાવીને તેને સૉનેટ બનાવવાનો કે લંબાવીને તેને દીર્ઘકાવ્ય કરવાનો લોભ કવિએ રાખ્યો નથી, તેમાં તેમનાં સંયમ અને ઔચિત્ય ધ્યાનમાં લેવા જેવાં છે.

'સદ્‌ગત મોટાભાઈ' ઉમાશંકરનું એક સફળ સદ્ય:સ્પર્શી' કાવ્ય તો છે જ, 'A long poem does not exist' એવી એડ્‌ગર ઍલન પોની સમુચિત ઉક્તિને ખોટી ઠેરવે એવું કાવ્ય છે-એ અર્થમાં કે લાંબી રચનામાં એકધારી ટકી ન શકતી આવેશની માત્રા ('degree of excitement') ૮૨ પંક્તિના આ કાવ્યમાં સાદ્યંત અનુભવાય છે.

*અરધીપરધી મ્હોરી હતી આયુષ્યવેલડી,*
*પડ્યું હિમ અચિંત્યું ને નિશ્ચેતન ઢળી પડી.*

*હજી તો જમતા'તા જ્યાં હૈયે કોડ જીવ્યા તણા,*
*ઢોળાયું જિંદગી કેરું પાત્ર ને કૈં ન રહે મણા.*

(પૃ. ૬૮)

પ્રારંભની આ પંક્તિઓ જ મોટાભાઈના અવસાનથી કવિના બળબળતા જીવની સ્થિતિનો ખ્યાલ આપે છે. ૩૨ વર્ષની કાચી ઉંમરે ભરજુવાનીમાં એકાએક ચાલ્યા ગયેલા ભાઈની પાછળ રહેલા નાના ભાઈની સ્થિતિનું આલેખન ચાર ખંડમાં વિભક્ત-વિસ્તીર્ણ કાવ્યમાં એવું તો થયું છે કે ભાવક એમાં એકદમ સંડોવાઈ જાય છે, સમસંવેદન અનુભવે છે :

*શોભા ભલે જગની કૈં રચતા પદાર્થ,*
*શોભા ભલે જગની ના મુજ હો પદાર્થ,*
*એ મ્હારું તો કિમપિ દ્રવ્ય, અકલ્પ્ય શોભા,*
*ક્યાંયે હવે અલભ દ્રવ્ય અધન્યનું રે.*

(પૃ. ૬૯)

આ પંક્તિઓમાં મોટાભાઈ જતાં તેમની અંગત રીતે પોતાને જે ખોટ સાલી રહી છે તેનું મર્મસ્પર્શી આલેખન છે.

*આષાઢી આભનો ભેદે વીજળી ઘનમંડપ,*
*બળતી જળતી તેવી ચિત્તમાં સ્મૃતિવિદ્યુત.*
*શ્વાસે શ્વાસે રહે જાગી ડંખ અંતરછેદના,*
*પલકે પલકે ઊંડી ટપકે ગૂઢ વેદના.*

(પૃ. ૬૯)

મોટાભાઈ જતાં સર્જાયેલી હૃદયની અવસ્થાનો ચિતાર આપતી આ પંક્તિઓમાં આવતી ઉપમા કેવી સુંદર, ઉપયુક્ત છે ! કવિએ અહીં ફક્ત ૧૨ જ પંક્તિમાં મોટાભાઈનું વ્યક્તિચિત્ર દર્શાવ્યું છે. થોડીક જોઈએ :

.......................

*સંતોષી એ મુખની આકૃતિ સુપ્રસન્ન,*
*ઘૂંટેલ અશ્રુકણ શી વળી આંખ આર્દ્ર !*

.......................

*સંસારની વહી ધુરા પડી કાંધ, વેઠી.*
*હોમ્યાં સુખો નિજ કરી નિત અન્યચિંતા,*
*સ્વીકારી આતુર ઉરે વડીલે દીધેલ*
*સાધ્યો સુકોમલ વયે કટુ કર્મયોગ.*

(પૃ. ૭૦)

આ પછી ખૂબ સુંદર ઉપમાન અને અધ્યાસ નિયોજીને કવિએ દર્શાવ્યું છે કે પાંચ ભાઈઓમાં એ મોટાભાઈ હતા અને પછી પ્રશ્ન કર્યો છે કે પાંડુના પાંચ પુત્રોએ હિમાલયમાં હાડકાં ગાળ્યાં ત્યારે મોટાભાઈ ધર્મરાય છેલ્લે ઢળ્યા હતા, તો અમારા મોટાભાઈ, તમે પહેલાં કેમ ગયા ? આ વસ્તુ કવિએ ભાવકચિત્તમાં હંમેશ માટે અંકાઈ રહે એવી અનુષ્ટુપની આ ચાર પંક્તિમાં શબ્દસ્થ કરી છે :

કાળને તે કહીએ શું જરીયે નવ ચૂકિયો,
પાંચ આંગળીઓમાંથી અંગૂઠે વાઢ મૂકિયો.
પાંડુના પાંચ પુત્રોએ હેમાળે હાડ ગાળિયાં,
રહ્યા'તા ધર્મ છેવાડે, તમે આગળ શે થયા ?

(પૃ. ૭૦)

'જીવન તો વિકૃતિ છે, મૃત્યુ જ જીવમાત્રની પ્રકૃતિ છે'–'રઘુવંશ'માં કાલિદાસે કહેલાં એ વચનો યાદ કરીને આશ્વાસન મેળવવા, મન મનાવવા કવિ પ્રયાસ કરે છે; પણ મન માનતું નથી. જે પર્ણોને શિશિરમાં ખરવાનું હોય છે તે વસંતમાં ખરે *'તો સત્ય ક્યાં, ઋત કહીં, પ્રકૃતિક્રમો ક્યાં ?'* એવી મન દલીલ કરે છે. સંકલ્પ-વિકલ્પ કરતા મનને આખરે નિયતિની સત્તા સ્વીકારવી પડે છે. મન તેમાં ઘડીક ઠરે છે, તોય આંસુ તો વહ્યાં જ કરે છે :

*જે કૈં પડે, નિયતિને શિર નામી સ્હેવું,*
*રે તોય ક્યાંયથી અમર્ગળ અશ્રુ વ્હેતાં.*

(પૃ. ૭૧)

અલ્પ આયુષ્યમાં અનલ્પ સ્નેહની કમાણી મૂકી જનારા ભાઈની સ્મૃતિ સદ્ગત પિતાની જેમ જ સદાને માટે કવિચિત્તમાં સચવાઈ રહેશે. કોઈ સંજોગમાં એ ન ભુલાય એવું બન્યું પણ છે. યોગાનુયોગ, કવિએ પોતાના જન્મદિને જ એ બેઉને–એટલે અનુક્રમે જન્મદાતા (પિતા)ને અને અગ્રજન્મા (મોટાભાઈ)ને ગુમાવ્યા છે. પ્રત્યેક જન્મદિને એ બંને અનિવાર્યપણે યાદ આવશે. ઉમાશંકરની હૃદયઆરતને ઝીલતી 'જન્મદિને'ની આ પંક્તિઓ નોંધ્યા વિના ચાલે એમ નથી :

*ચોધાર આકાશ રડે અષાઢી,*
*અને હું નોધાર અહીં રડું છું.*

આવ્યા-જશે જન્મદિનો બીજાય તે,
એ ખ્યાલથી આંસુ ઝમે વિશેષે.

(પૃ. ૬૫)

અગાઉ જોયું તેમ 'આત્માનાં ખંડેર'નાં સૉનેટોમાં જીવનની સમજણના અર્કરૂપે વ્યક્ત થયેલું ઉમાશંકરનું દર્શનસર્વસ્વ પ્રકટ્યું છે તેમજ હમણાં જોયાં તે એમનાં પ્રણયકાવ્યો અને અંજલિકાવ્યોમાં જીવનની વિવશતારૂપે વ્યક્ત થયેલું ઉમાશંકરનું સંવેદનસર્વસ્વ પ્રકટ્યું છે. એ દર્શન-સંવેદનનું અનુસંધાન એમની ભવિષ્યની કવિતામાંય સધાયેલું જોવા મળે છે. આ દૃષ્ટિએ જોતાં પણ 'નિશીથ' ઉમાશંકરનો પ્રતિનિધિ સંગ્રહ છે. આપણા અર્વાચીન કાળના એક મોટા કવિની પ્રૌઢ કવિતાનો પ્રથમ અને પ્રબળ આવિષ્કાર એમાં થયો છે, તેથી કવિનો આ સંગ્રહ અત્યંત મહત્ત્વનો તો છે જ; આપણી કવિતાના એક સીમાસ્તંભરૂપ છે.

વસ્તુ પરત્વે જોતાં ઇષ્ટ ભાવનાઓનું એકધારું રટણ, ન્હાનાલાલીય ભવ્યતાનું અનાવશ્યક આલેખન અને સર્વત્ર માનવભાવનાનું મનમાન્યું દર્શન તેમજ રચના પરત્વે જોતાં છંદની પ્રવાહિતાના નામે થતો કાવ્યકૃતિનો અતિવિસ્તાર, પ્રયોગના નામે છંદ સાથે લેવાયેલી અસહ્ય છૂટછાટ અને 'જ', 'સુ', 'વિ', 'રે' આદિ શ્રુતિપૂરકોની યાંત્રિક ભરમાર જેવી એ સમયની બધી કવિતાની મર્યાદાઓથી 'નિશીથ'ના કવિ બચી શક્યા નથી, પરંતુ એથી એમના કવિયશનો મહિમાભંગ થતો નથી; બલકે, 'નિશીથ'ની પ્રૌઢ કવિતાના સર્જક કવિ ઉમાશંકર 'ગુજરાતની સૂક્ષ્મ સંપત્તિ'રૂપે ચિરંજીવી છે અને રહેશે.

['કાવ્યગોષ્ઠિ'ના સાતમા કાવ્યસત્રમાં, સંસ્કાર ભારતી-અમરાપુરમાં તા. ૭-૬-૧૯૮૧ના રોજ આપેલું વ્યાખ્યાન. સુધાર્યું, તા. ૭-૧૧-૧૯૯૧. ફરી સુધાર્યું, તા. ૨૮-૦૬-૨૦૦૧. પૃષ્ઠાંક 'નિશીથ'ની પ્રથમ આવૃત્તિ, ૧૯૩૮ના છે.]

❑

## સ્વ-અવબોધ

ખાલી ખડિયો ખખડાવીને જોવા બેઠાં ખાંડણ ખેલ,
ઊણપ ઊપસી અખ્ખરે અવ કાગળ ઉપર કરવત મેલ.

કિત્તાએ કૈં કરી કમાલ, કહે, શબદ સહુ અવળા મૂક,
અરથ ઉકેલે જો થાક ચડે, તો ભલા ભવ ભૂંગળ ફૂંક.

આંધળ-પાટો રમત મજાની ના રે કૈં પણ જોવા હરખ,
તું ઓળખની ના કર ખેવના ને પેસી પર-કાયામાં પંડ-પરખ.

ચીતર તારી અડખે પડખે તરસ-કુંડળી, પરપોટાને પરખ,
ભવ-ભય સાગર કદા તરાશે ? લૈ ઢાંકણી હમણે થા ગરક.

તું વય વેતર, કૂખ પણ કોતર, છેતર છેતર છળને આજ,
પંડ-પિંડમાં વેતર ક્યાં છે ? શોધ જરી તું પે'રી તાજ.

ઉપરછલ્લું છલકે આયખું, ભીતરનાં કૈં છલકે છળ,
વાળ પલાંઠી, બાવળ હેઠળ, ઉકેલ વય તણા સહુ વળ.

**પ્રાણજીવન મહેતા**

# શ્રી રામકૃષ્ણ પરમહંસની વિરલ પ્રેમભાવના

આ મે માસની નવમી તારીખે રામકૃષ્ણ મિશને ૧૦૪મી જન્મજયંતી ઊજવી. શતાબ્દી કરતાં વધારે સમયથી એકધારી સંગીન સેવાપ્રવૃત્તિ કરતી સંસ્થાઓ આપણા દેશમાં વિરલ હશે. શ્રી રામકૃષ્ણની મહાસમાધિ પછી અગિયાર વર્ષે સ્થપાયેલા આ મિશનના પાયામાં શ્રી રામકૃષ્ણે આપેલો 'શિવજ્ઞાને જીવસેવા'નો અદ્‌ભુત મંત્ર હતો. અને એ મંત્રની પાછળ એમની અનન્ય પ્રેમભાવના હતી.

શ્રી રામકૃષ્ણના બાળપણથી જ એમનામાં આ પ્રેમભાવનાનો ઉદય જોવા મળે છે. ખુદિરામ ભટ્ટાચાર્ય અને ચંદ્રમણિના ચોથા સંતાન રામકૃષ્ણનો જન્મ, કલકત્તાની નૈર્ઋત્યે, આશરે ૧૨૫ કિ.મી.ને અંતરે આવેલા કામારપુકુર નામના ગામમાં ઈ.સ. ૧૮૩૬માં થયો હતો. એમનું જન્મનામ ગદાધર હતું. કુલીન બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલા ગદાધરે બાળપણમાં જ, પોતાની જનોઈ વેળા પહેલી ભિક્ષા પોતાના કુટુંબની કોઈ સ્ત્રી પાસેથી નહીં લેતાં પડોશણ ધની લુહારણ પાસેથી લઈ, અભેદનું સુંદર ઉદાહરણ પૂરું પાડ્યું હતું. અને પ્રેમ વિના અભેદ સંભવી શકતો નથી.

શ્રી રામકૃષ્ણના બારતેર વરસના સાધનાકાળ દરમિયાન એમની પ્રેમભાવનાનો જુદી જ દિશામાંનો વિકાસ જોવા મળે છે. એક પંથની, સંપ્રદાયની, પરંપરાની કે ધર્મની સાધનાની મર્યાદાથી સંતુષ્ટ ન થતાં, એમણે હિંદુ ધર્મના વિવિધ સંપ્રદાયોની સાધના કરી, ભયંકર વામમાર્ગની પણ સાધના કરી અને વેદાન્તના દ્વૈત તેમજ અદ્વૈત માર્ગની પણ એમણે સાધના કરી. એટલેથી પણ ધરવ નહીં થતાં એમણે ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મને માર્ગે જઈ એ અનુભૂતિઓ પણ લીધી. આ બધી સાધનાઓને અંતે કબીરે કહેલા તારણ પર જ એ આવ્યા :

*કબીર કૂવા એક હૈ, પનિહારી અનેક;*
*બરતન ન્યારે ન્યારે ભયે, પાની સબમેં એક.*

કબીરની આ વાતને, તળાવને જુદે જુદે ઘાટે જઈ પાણી ભરી લાવતા અને એને 'વૉટર', 'પાની', 'જલ' એમ, તત્ત્વતઃ એક જ પદાર્થને જુદા જુદા નામે ઓળખાવી ઝઘડતા અને ભેદ ઊભો કરતા લોકોનું દૃષ્ટાન્ત આપી શ્રી રામકૃષ્ણે રજૂ કરી હતી. અહીં પણ ભાર અભેદ ઉપર જ હતો અને અભેદ વિના પ્રેમ સંભવી શકતો નથી.

શ્રી રામકૃષ્ણ સને ૧૮૫૫-૫૬થી દક્ષિણેશ્વરમાં આવેલા કાલીમંદિરના પૂજારી તરીકે જોડાયા હતા. સાધનાને પંથે ચડ્યા પછી, એમના પૂજાવિધિમાં એ ખૂબ બેદરકાર બની ગયા, અને, કાલીમાતાની પ્રતિમાને ચડાવવાનાં પુષ્પો પોતાને શિરે ચડાવવા લાગ્યા અને માતાજીને ધરાવેલી ભોગની થાળીમાંથી, "મા, તું નથી ખાતી ને એમ ઇચ્છે છે કે હું ખાઉં ?" કહી પોતે ખાવા લાગ્યા, ત્યારે બીજા પૂજારીઓએ એમની વિરુદ્ધ ફરિયાદો કરી, એ એમને 'પાગલ' કહેવા લાગ્યા અને એમને નોકરીમાંથી પાણીચું અપાય એવા પ્રયત્નો એ સૌ કરવા લાગ્યા. એમને તેમાં સફળતા ન સાંપડી તેમજ શ્રી રામકૃષ્ણને પોતાની ઉપર ગુસ્સે કરવામાં પણ એમને સફળતા ન સાંપડી. શ્રી રામકૃષ્ણની જીભે કડવું વેણ કદી ચડી શક્યું જ ન હતું.

સાધનાકાળ દરમિયાનના એમના વિચિત્ર વર્તનને લઈને કામારપુકુરના કેટલા લોકો એમને પાગલ માનવા લાગ્યા હતા. એથી વિશેષે તો, પોતે બાવીસ વર્ષ પૂરાં કર્યાં પછી પાંચ વર્ષની બાલિકા, જયરામવાટીના રામચંદ્ર મુખોપાધ્યાયની પુત્રી શારદામણિ સાથે લગ્ન કર્યાં પછી, એ બાલિકાને એના કેટલાક સંબંધીઓ અને ગામના માણસો 'પાગલની વહુ' તરીકે આંગળી ચીંધવા લાગ્યા, ત્યારે કોઈ કામારપુકુરવાસી કે જયરામવાટીવાસી પ્રત્યે શ્રી રામકૃષ્ણે તિરસ્કાર ન દાખવ્યો કે કદી કોઈની ઉપર ક્રોધ ન કર્યો. આ નબળા માટીની સહિષ્ણુતા ન હતી. આની પાછળ શ્રી રામકૃષ્ણની અનન્ય પ્રેમભાવના હતી.

એમના સાધનાકાળ દરમિયાન એમને એક વાર 'મા'એ બતાવી દીધું હતું કે "તારી પાસે ભણેલા-ગણેલા જુવાન શિષ્યો આવશે." ત્યારથી, મંદિરના

વિશાળ ચોકની બહારના પ્રાંગણમાં, મંદિરનું નિર્માણ કરનાર રાણી રાસમણિએ પોતાના અને પોતાનાં કુટુંબીજનોના નિવાસ માટે બંધાવેલી કોઠીની અગાસીએ ચડી, કલકત્તા તરફ નજર કરી, અશ્રુપાત સાથે શ્રી રામકૃષ્ણ પોકારતા : ''ઓ મારા દીકરાઓ, તમે જલદી આવો.'' અને, નરેન, રાખાલ, લાટુ, બાબુરામ, તારક, શરત, શશી, નિરંજન, યોગીન, હરિ વગેરે એ 'દીકરાઓ' આવ્યા ત્યારે શ્રી રામકૃષ્ણે એમને વાત્સલ્યની ભાગીરથીમાં નવરાવ્યા. રાખાલ - પછીના સ્વામી બ્રહ્માનંદ-ને તો એ પોતાને ખોળે બેસાડતા. ઉચ્ચનીચના ભેદ વિના, જે વાત્સલ્ય એ બ્રાહ્મણ ગંગાધર - પછીના સ્વામી અખંડાનંદ - પર વરસાવતા એ જ વાત્સલ્યની અમી-ધારા ભરવાડના નિરક્ષર પુત્ર લાટુ - પછીના સ્વામી અદ્ભુતાનંદ - પર પણ વર્ષાવાતી. નરેન્દ્ર - પછીના સ્વામી વિવેકાનન્દ-ને એમણે કહ્યું હતું, ''નરેન, તારે માટે બારણે બારણે જઈ ભીખ માગવા હું તૈયાર છું.'' પોતાના શિષ્યો પ્રત્યેની તેમની પ્રીતિ આવી અદ્ભુત હતી.

એમના પ્રેમને પોતાના-પરાયાની મર્યાદા ન હતી. આશ્ચર્યકારક લાગે એવી રીતે, માનવમાત્ર સાથે નહીં, સમગ્ર સૃષ્ટિ સાથે એમણે તાદાત્મ્ય સાધ્યું હતું. એક ઉનાળામાં ઉઘાડે શરીરે એ પોતાના ઓરડામાં આંટા મારી રહ્યા હતા. મંદિરના પ્રાંગણમાં પડતા દરવાજા તરફ આવી એ પાછા જતા હતા, ત્યારે મંદિરમાં પૂજારીનું કામ કરતો, લગભગ એમની જ વયનો એમનો ભાણેજ, હૃદય ઓરડામાં દાખલ થયો. સાધનાકાળ દરમિયાન મામાનું ધ્યાન રાખનાર હૃદયને મામાનો વાંસો દેખાયો અને એ વાંસામાં એને સોળ પડેલા દેખાયા, જાણે મામાને કોઈએ લાકડીથી માર્યા હોય. ક્રોધે ભરાઈ, છલંગ મારતો હૃદય મામા પાસે જઈ બોલ્યો : ''મામા, મામા, તમને કોણે લાકડીઓ મારી છે ? મને નામ આપો, હું એની ખાલ ઉખેડી નાખું.''

દરમિયાનમાં મામા બીજી બાજુના દરવાજા પાસે પહોંચી ગયા હતા. એ દરવાજો ગંગાતટે આવેલી પરસાળમાં પડતો હતો. મામા એ પરસાળમાં ગયા અને હૃદયને પણ સાથે લેતા ગયા. ત્યાંથી એમણે દૂર આંગળી ચીંધી કહ્યું : ''હૃદય, ત્યાં જો.''

હૃદયે ત્યાં દૃષ્ટિપાત કર્યો, તો એણે જોયું કે એક હોડીવાળો માંઝી કોઈને લાકડીએ ને લાકડીએ મારી રહ્યો છે. માર કોઈ ખાતું હતું, પણ તેના સોળ શ્રી રામકૃષ્ણના વાંસામાં ઊઠતા હતા. આટલું તાદાત્મ્ય એમણે બીજા જીવો સાથે સાધ્યું હતું.

પહેલો વરસાદ પડી ગયા પછી ઊગી નીકળેલી ઘ્રો પર કોઈ નાચીખૂંદી રહ્યું હતું તેની પીડા શ્રી રામકૃષ્ણે અનુભવી હતી અને એમનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં હતાં. સૃષ્ટિ સાથેના તાદાત્મ્યનું આ દૃષ્ટાન્ત છે.

ગળાનું કૅન્સર થતાં, સારવાર માટે દક્ષિણેશ્વર છોડી એ કલકત્તા શહેરની નજીક રહેવા આવ્યા હતા. ૧૮૮૫ના અંતના કેટલાક સમય સુધી બીજે ક્યાંક રહ્યા પછી એ કાશીપુરના ઉદ્યાનગૃહે રહેવા ગયા હતા. ૧૮૮૬ના જાન્યુઆરીની પહેલી તારીખે તબિયત થોડી સારી લાગતાં એ નીચે ટહેલવા આવ્યા હતા ત્યારે એ રજાને દિવસે, ત્યાં આવેલા ત્રીસેક માણસોને સ્પર્શ કરી એમણે એ સૌને પરમ ચૈતન્યની અનુભૂતિ કરાવી એ સૌ પર અહેતુક પ્રેમવર્ષા કરી હતી.

એમના ગળાની માંદગીને લઈને એમનું ખોરાક લેવાનું પ્રમાણ સાવ ઘટી ગયું હતું. પ્રવાહી ખીર પણ માંડ માંડ ગળે ઊતરતી. કોઈ તાંત્રિક સાધકે એમને કહ્યું હતું, ''ઠાકુર, તમે માત્ર ઇચ્છા કરો અને તમે સાજા થઈ જાઓ.'' એમને ઉત્તર આપતાં શ્રી રામકૃષ્ણે કહ્યું હતું : ''આ માટીની હાંડલીને માટે એવી ઈચ્છા હું કરી શકું જ નહીં.'' એવો આગ્રહ કરનાર બીજા લોકોને પણ એવો જ જવાબ મળતો. પણ એક વાર એમના પ્રિય નરેને જીદ કરી : ''અમને બોધ આપી શકો એ માટે તમે ખોરાક લો તે જરૂરી છે. તમારે 'મા'ને કહી એ માગવું જ પડશે.'' નરેનની જીદને એ અવગણી શક્યા નહીં. પરંતુ, એ પછી થોડા સમયને અંતરે નરેન્દ્રનાથ - અને બીજા શિષ્યો - શ્રી રામકૃષ્ણ પાસે જિજ્ઞાસાપૂર્વક ગયા ત્યારે શ્રી રામકૃષ્ણ બોલ્યા : ''માએ શું કહ્યું, જાણો છો ? માએ કહ્યું કે, 'આ બધાને મુખેથી તું જ જમે છે.' '' કેવું તો અસાધારણ તાદાત્મ્ય !

આવું તાદાત્મ્ય, આટલો ઉચ્ચ પ્રકારનો પ્રેમભાવ, સર્વ સૃષ્ટિ સાથેની આવી એકરૂપતા પામવાનું કાર્ય અતિ વિરલ છે. અદ્વૈતના મહાન પ્રબોધક શંકરાચાર્ય પણ કાશીમાં ગંગામાંથી નાહીને આવતા હતા, ત્યારે કોઈ

ચાંડાલના સ્પર્શે ચોંકી ઊઠ્યા હતા. તે સમયે, એ ચાંડાલે શંકરાચાર્યને અભેદ પ્રબોધ્યો હતો એવી કથા છે. રસિક મહેતરનું જાજરુ સાફ કરી એને પોતાના લાંબા વાળથી લૂછનાર શ્રી રામકૃષ્ણે, અગાઉ આપેલાં બધાં દૃષ્ટાન્તો નિર્દેશે છે તે પ્રમાણે, સંપૂર્ણ અભેદ સાધ્યો હતો. એમને એ અભેદ સહજ હતો.

અભેદની આ સહજતાનું કારણ તપાસતાં જણાશે કે અતિ અલ્પ શિક્ષણ લીધેલા શ્રી રામકૃષ્ણે, ઉપનિષદો વાંચ્યા વિના ઉપનિષદોમાં દર્શાવેલી બાબતોની અનુભૂતિ કરી હતી. 'ઈશાવાસ્ય' ઉપનિષદના છઠ્ઠા અને સાતમા શ્લોકોમાં જે અદ્‌ભુત એકત્વની વાત કરવામાં આવી છે તે શ્રી રામકૃષ્ણને સહજ હતી. બ્રહ્મભાવની દશાનું નિરૂપણ કરતા એ બે શ્લોકો નીચે પ્રમાણે છે :

यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥
यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद् विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥

(પરંતુ સર્વ ભૂતોને આત્મામાં નિત્ય જે જુએ,
આત્માને ભૂત સૌમાં, ને એને ચાહે ન ઢાંકવા.
બન્યો આત્મા જ ભૂતો સૌ જ્યાં અનુભવ જ્ઞાનીમાં,
તેને શો મોહ, શો શોક – જે એકત્વ જુએ સદા.
– અનુવાદ ઉમાશંકરનો.)

શ્રી રામકૃષ્ણની પ્રેમભાવનાને નિર્દેશતાં જે દૃષ્ટાંતો અગાઉ રજૂ કર્યાં છે તે પરથી જણાશે કે તેમણે આ ઉપનિષદભાખી એકત્વાનુભૂતિ સાધી હતી. એકત્વની આવી અનુભૂતિના સાતત્ય વિના આટલી ઉદાત્ત, નિર્વ્યાજ, સહજ પ્રેમભાવના સંભવી શકે નહીં. એમની આ પ્રેમભાવનાને ઉદ્દેશીને જ, રવીન્દ્રનાથ ઠાકુર પછી તરત જ જેમનું નામ બંગાળમાં લેવામાં આવે છે તે કવિ નઝરુલ ઇસ્લામે લખ્યું હતું –

*તવ નામ માખા પ્રેમનિકેતને*
*ભરિયા છે તાઈ સંસાર.*

કવિ કહે છે કે, "તું જે પ્રેમભંડાર છો એ પ્રેમ વડે સમગ્ર જગત વ્યાપી રહેલ છે."

એમની આ અનન્ય પ્રેમભાવનામાંથી જ અચાનક, એક દહાડો એમનો પરમ મંત્ર સરી પડ્યો હતો.

પોતાના પ્રિય શિષ્યોમાંના કેટલાકથી ઘેરાઈને એ બેઠા હતા અને ભક્તિની વાત કરતા હતા. આગળ બોલતાં એમણે કહ્યું, "આપણે જીવમાત્ર પ્રત્યે દયા દાખવવી જોઈએ." આ શબ્દો બોલ્યા પછી તરત જ એમના ચહેરાનો ભાવ બદલાઈ ગયો, અને જાણે જાત પર તિરસ્કાર આવ્યો હોય એવા ભાવ સાથે એ બોલી ઊઠ્યા, "હત્ છુ. દયા કરનાર તું કોણ ?" અને પછી તરત જ, એમના ચહેરા પરનું ચિરપરિચિત હાસ્ય પાછું આવી ગયું અને એ આગળ બોલ્યા : "દયા નહીં, સેવા. શિવજ્ઞાને જીવસેવા."

ત્યાં બેઠેલું શિષ્યવૃંદ આ બધું શાંતિથી અને એકચિત્તે સાંભળતું બેઠું હતું. એ સૌ એમ જ બેઠા રહ્યા, પણ એમાંથી એક તરવરિયો જુવાન ઊઠ્યો, એ ઓરડાની બહાર ગયો, અને આનંદિત થઈ નાચતો બોલી ઊઠ્યો : "આજે ઠાકુરે અદ્‌ભુત મંત્ર આપ્યો છે. એ મંત્ર ઉપર મોટું ભાષ્ય રચી શકાય અને મકાન, ઇમારત રચી શકાય." અને, આ શબ્દો બોલાયા પછી બાર-પંદર વર્ષે એણે એ 'ઇમારત' રચી પણ ખરી. એ 'ઇમારત' તે આજે સો વર્ષે પણ અડીખમ ઊભેલું અને સતત સેવાપ્રવૃત્તિ કરતું શ્રી રામકૃષ્ણ મિશન. એ શબ્દોના બોલનાર અને એ ઇમારતના રચનાર જુવાન તે નરેન્દ્રનાથ, ભાવિના સ્વામી વિવેકાનંદ.

આ મંત્રનો ઉદ્‌ભવ સહજ જ થયો હતો, પરંતુ એની પાછળ શ્રી રામકૃષ્ણનું સતત સાધનામય જીવન હતું. લેખના આરંભમાં જણાવ્યા પ્રમાણે એમણે 'ઋજુ, કુટિલ' એવા અનેક વિવિધ પંથોની સાધના કરી હતી, અનેક સાધુસંતોનું સેવન કર્યું હતું અને પ્રાચીન-અર્વાચીન કાળના સાધકોને માર્ગે પણ એ ગયા હતા. કવિવર રવીન્દ્રનાથે પોતાની લાક્ષણિક રીતે એ સાધનાને આમ વર્ણવી છે :

*બહુ સાધકેર બહુ સાધનાય ધારા*
*ધ્યાને તોમાર મિલિત હોયે છે તારા.*

"તમારા ધ્યાનમાં અનેક સાધકોની સાધનાધારાઓ ભળી ગઈ છે !"

આમ, અનેક સાધકોની સાધનાધારાઓ એમના ધ્યાનમાં મળીભળી ગઈ હતી, પણ એ બધી, કબાટમાં રાખેલી અવ્યવસ્થિત વસ્તુઓની જેમ, એમના ચિત્તમાં આડીઅવળી પડી ન હતી. એ સઘળી સાધનાધારાઓ

એમનામાં કેવી એકરૂપ થઈ ગઈ હતી તે 'શ્રી રામકૃષ્ણ-કથામૃત' વાંચતાં તુરત ધ્યાન પર આવશે. શ્રી રામકૃષ્ણની અદ્‌ભુત આધ્યાત્મિક અનુભૂતિને, સુવિખ્યાત ફ્રેંચ ચિંતક રોમાં રોલાંએ ૧૯૩૧માં લખેલા શ્રી રામકૃષ્ણના જીવનચરિત્રની પાશ્ચાત્ય વાચકો માટેની પ્રસ્તાવનામાં, નીચે મુજબ ચીંધી બતાવી છે.

"જે માનવની પ્રતિમાનું હું અહીં આવાહન કરું છું તે ભારતવર્ષના ત્રીસ કરોડ લોકોના બે હજાર વર્ષના આધ્યાત્મિક જીવનના પરિપાકરૂપ હતા."

આ અનુવાદમાંનો 'પરિપાક' શબ્દ મૂળ ફ્રેંચ શબ્દ 'કન્ઝ્યુમાશિયો' (consumation)નો એકદમ નબળો પર્યાય છે.

'શિવજ્ઞાને જીવસેવા'નો આ મંત્ર આપીને શ્રી રામકૃષ્ણ બેસી રહ્યા ન હતા. સને ૧૮૬૮માં, રાણી રાસમણિના જમાઈ અને રાણીના મૃત્યુ પછી એમની તમામ સંપત્તિના વહીવટદાર મથુરબાબુ જાત્રાએ જવા નીકળ્યા, ત્યારે એમણે શ્રી રામકૃષ્ણને અને એમના ભાણેજ હૃદયને પણ સાથે લીધા. એ જાત્રા વ્યક્તિગત ન હતી, પણ સંઘરૂપે હતી, એટલે મથુરબાબુએ એક સેકંડ કલાસનો અને બે થર્ડ કલાસના ડબ્બાઓ રિઝર્વ કરાવ્યા હતા. એ સંઘનો પહેલો મુકામ દેવઘર હતો. જાગીરદારીનું એ ગામ. સને ૧૭૯૩માં ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસે કાયદો કરી, જમીનદારી કાયમી કરી દીધી હતી. જમીનદારી એટલે શોષણ પર નભતી વ્યવસ્થા. ખેડૂતો ખેતી કરે, પણ અનાજ બધું જમીનદારોના કોઠારોમાં ઠલવાય. ખેતી કરનારને અને એના કુટુંબને બે ટંક ખાવાના પણ સાંસા. શરીરે કપડાં પણ અપૂરતાં હોય. એમાં વળી ૧૮૬૭માં બંગાળમાં ભયંકર દુકાળ પડ્યો હતો એટલે ગ્રામવાસીઓની સ્થિતિ સાવ દયાજનક બની ગઈ હતી. કંગાલ હાડપિંજરો જેવાં સૌ લાગતાં હતાં.

એમની આ દશા જોઈ શ્રી રામકૃષ્ણનું હૃદય દ્રવી ઊઠ્યું અને એમણે મથુરબાબુને કહ્યું : "આ સૌને એક ટંક પેટ ભરીને જમાડ અને દરેકને અકેક વસ્ત્ર આપ."

"પણ બાબા, આપણે જાત્રાનો ખર્ચ ખૂબ થવાનો છે અને કાશીમાં આપણે દાનપુણ્ય કરશું જ." મથુરાનાથે કહ્યું.

પણ શ્રી રામકૃષ્ણે એમની કોઈ દલીલ સાંભળી નહીં. મથુરબાબુની અનિચ્છા જોઈ એ કહે, "તો મારે જાત્રાએ નથી આવવું. હું આ લોકો સાથે અહીં જ રહીશ." આમ બોલી એ પેલા ગ્રામવાસીઓ પાસે જઈને બેસી ગયા. 'સત્યાગ્રહ' શબ્દના ઘડનાર અને એને જગતભરમાં પ્રચલિત કરનાર પૂતળીબાઈના પુત્રના જન્મથી પોણા બે વરસ પહેલાંના શ્રી રામકૃષ્ણ પરમહંસના આ સત્યાગ્રહે મથુરબાબુનો નિર્ણય ફેરવાવ્યો અને શ્રી રામકૃષ્ણે સૂચવ્યા પ્રમાણે, કલકત્તાથી વસ્ત્રો મંગાવી, તેમણે એ ગ્રામ-વાસીઓને આપ્યાં અને એ સૌને પેટ ભરી ભોજન કરાવ્યું. આમ 'શિવજ્ઞાને જીવસેવા' મંત્ર એમણે ઉચ્ચાર્યો તેના દોઢ દાયકા પહેલાં એમણે એ અનુસાર આચરણ કર્યું હતું. એમને માટે એ આચરણ સહજ હતું. એ આચરણની પાછળ દયાની કે દાનની વૃત્તિ ન હતી, એની પાછળ નિર્ભેળ પ્રેમ હતો. અને ધની લુહારણ પાસેથી, કહેવાતી નીચ જાતિની બાઈ પાસેથી જનોઈ વેળા પહેલી ભિક્ષા લેવાના પોતાના આગ્રહને વળગી રહી કુમારાવસ્થાથી એમણે એ પ્રેમભાવના દાખવી હતી. એ સહજ પ્રેમભાવના બધા ધર્મોનો અને બધા સંપ્રદાયોનો સ્વીકાર કરતી એમની સાધનાપ્રવૃત્તિથી પરિપુષ્ટ થઈ હતી. આ રીતે અનેક સાધનાઓનો સુભગ સંયોગ કરીને, વિવિધ ધર્મો, સંપ્રદાયો, પંથોને માર્ગે ચાલીને, અનેક અનુભૂતિઓને પોતાના આત્માના ખરલમાં ઘૂંટીને આત્મસાત્ કરીને ઠાકુર શ્રી રામકૃષ્ણ પરમહંસે અનુભૂતિનું મહાશિખર-એવરેસ્ટ સર કર્યું હતું :

આવા પ્રેમમૂર્તિની છબીના દર્શનનો, 'શ્રી રામકૃષ્ણ-કથામૃત'માંના તેમના ચેતનાભર્યા શબ્દના શ્રવણનો અને 'શિવજ્ઞાને જીવસેવા' મંત્રને સાકાર કરતા એમના અનુજોના સેવનનો લાભ સંત જ્ઞાનેશ્વરના શબ્દોમાં જ વર્ણવી શકાય :

મુક્તાંતે નિર્ધારિતા
લાભે આપુલી ચિ મુક્તતા.

"મુક્તોનું દર્શન કરતાં આપણી જ મુક્તિ આપણને સાંપડે છે."

---

તા. ૩૦-૪-૨૦૦૧ ને સોમવારે, પોરબંદરના રામકૃષ્ણ મિશનમાં આપેલું પ્રવચન - થોડા ફેરફારો સાથે.

પ્રીતિ સેનગુપ્તા


## હિન્દી, તાઈવાની, અમેરિકન

આધુનિક જમાનામાં કોઈ પણ સારું યંત્ર-એટલે કે મશીન-વસાવો કે વાપરો એ સાથે એને સમજવું પડે છે. ઘણી વાર તો એમ લાગે છે કે એની સાથે સારી ઓળખાણ કરવી પડે છે, નહીં તો એનો સહકાર મળતો નથી. ઉપરાંત, વીજળીના તારનાં જાતજાતનાં ગૂંચળાં પડેલાં હોય છે, જેમનું શું કરવું તે સમજાતું નથી. જટિલ યંત્ર ચાલતું રહે તે માટે એ તારોની વ્યવસ્થા કરવાની હોય છે. જાણકાર ઈલેક્ટ્રિશિયનને વાર નથી લાગતી. એને ખબર હોય છે કે કયો તાર ક્યાં ભરાવવો, કયા પ્લગમાં ખોસવો, બીજા કયા તાર સાથે જોડવો વગેરે.

સંબંધ પણ વીજળીના તાર જેવા જ હોય છે. એ પણ ગૂંચળાં થઈને જ રહેલા હોય છે. એમને છૂટા કરવા, સીધા કરવા, યોગ્ય સંપર્કમાં જોડવા-વગેરે જરા પણ સહેલું કામ નથી. વળી, એ તો સતત કરતાં રહેવું પડે છે. ને સંબંધના તાર તો પાછા કાચા સૂતરના. તૂટતાં પણ ક્યાં વાર ? આ બધા તારને ઠીક કરી આપનાર કોઈ કારીગર મળે ખરો ?

આહા, એ જ મુશ્કેલી છે. જીવનમાં દરરોજ જે બાબત માટે મદદ મળવી જોઈએ, તેમાં જ નથી મળતી. દરેક જંત્ર-એટલે કે માણસ-પોતાનાં, અને બીજાનાં-ગૂંચળાંના પથરાંની વચમાં રહ્યે રહ્યે મૂંઝાતું રહે છે, ગૂંગળાતું રહે છે. કર્ણપ્રિય-હૃદયપ્રિય સંગીત પ્રસરતું નથી. કાળક્રમે એ વિસંવાદિતાથી ટેવાઈ જાય છે, અનેક પ્રકારની ઓછપથી ચલાવી રહે છે, જીવી રહે છે.

જીવનનો અર્થ જ આ બની ગયેલો લાગે છે : સંબંધનો વિચ્છેદ. પ્રેમ શબ્દનો પર્યાય જ બની ગયેલો જણાય છે અસહિષ્ણુતાનો ભાવ. હવે કોઈ કોઈના પણ વગર મઝેથી ચલાવી શકે છે. હવે એક પણ સંબંધ માટે ખાતરી રાખી શકાતી નથી. એક સમય હતો જ્યારે કુટુંબની ઘણી મોટી ઓથ રહેતી. અત્યારે તો એવાં કુટુંબોયે ભાગ્યે દેખાય છે, ને ઓથની અપેક્ષામાં સ્વાર્થીપણું જોવામાં આવે છે.

હમણાં હમણાં અમેરિકામાં વસતા ભારતીય સમાજમાં જાતજાતના કિસ્સા બનતા દેખાય છે-પતિના હાથનો માર ખાતી રહેતી પત્નીઓ; કાનૂનની મદદ પામેલી પત્નીઓ દ્વારા ઘરની બહાર તગેડી મુકાતા પતિઓ; મરણપથારીએ પડેલા બાપની ખબર કાઢવા પણ ના જતા પુત્રો; સાધારણ દેખાવવાળી સ્ત્રીને પરણ્યા પછી-અમેરિકામાં રહેવાનો પાકો પરવાનો મળી જતાં-એને તરછોડી દેતા યુવકો; અને આવા બીજા કેટલાયે. આશ્ચર્યનો પાર ન રહે.

મારા જેવાને તો આઘાત પણ સહેજ વારમાં લાગતો રહે. જેમ કે, બે પેઢીઓથી ગાઢ મિત્રો રહેલાં બે દંપતી વચ્ચે સદંતર અણબનાવ થયાનું સાંભળ્યું. વર્ષોનાં વર્ષો સુધી જેમને એકમેક વિના જરાયે ચાલ્યું ન હતું તેવાં ચાર નિવૃત્ત-વયી જણ હવે "કેમ છો"ની આપ-લે પણ કરતાં નથી. આ ખબર મળતાં ખૂબ નવાઈ પામીને, જીવ બાળતાં મેં પૂછેલું કે એવાં જ નજીકનાં પેલાં ત્રીજાં દંપતીએ કશું કર્યું નહીં એ બેને ભેગાં કરવા ?

પણ ના, બીજાંની બાબતે કોઈને માથું મારવું હોતું નથી-પછી ભલે ને એ "બીજાં" ત્યાં સુધી "પોતાનાં" થઈને રહેલાં હોય. "આત્મીય"માંથી "અન્ય" બનતાં, ને બનાવતાં મોટા ભાગનાંને વાર લાગતી નથી. ઊંચી ઈમારત પરથી ભૂસકો મારવા જેવી એ વાત છે, એ દેખાઈ આવે છે. એ ખતરનાક છે, આપઘાતકારક છે, ને છતાં એ જોખમ લોકો ખેડતાં રહે છે. લાંબા સમયના સંબંધને-પ્રેમ અને મૈત્રીના પોષક સંપર્કને-બચાવવાના પ્રયત્ન કોઈને કરવા નથી હોતા.

રોજના જીવનમાં સંબંધનું જે સ્વરૂપ બન્યું છે, તે કોઈથી છૂપું ના હોઈ શકે, પણ તાજેતરમાં જોયેલાં ત્રણ અનુષ્ઠાનમાં નિરૂપાયેલાં સંબંધનાં વિવિધ રૂપોની ટૂંકમાં સમાલોચના કરવાનું રસપ્રદ લાગે છે. દૂરદૂરના

ત્રણ પ્રદેશોમાં અથથી ઈતિ સુધી તૈયાર થયેલાં આ અનુષ્ઠાનો મેં ન્યૂયૉર્કમાં જોયાં. એમાં એક હતી હિન્દી ફિલ્મ 'મહોબતેં', બીજી હતી તાઈવાની ફિલ્મ 'યી યી', અને ત્રીજું હતું નાના એક નાટ્યગૃહમાં ભજવાઈ રહેલું નાટક 'ડિનર વિથ ફ્રેન્ડ્ઝ.' ત્રણ સાવ જુદાં દેશ, ભાષા, વિચારસરણી, ને રજૂઆત. એ જોવાની જેટલી મઝા છે, તેનાથી વધારે એનાં સર્જનાત્મક, ને કળાત્મક પાસાં વિષે વિચાર કરવામાં મઝા પડે છે.

આ ત્રણેયમાં જો એક સૌથી મોટી સરખી બાબત હોય તો તે હતી ખલનાયકનો અભાવ. એની તો પહેલેથી જાણ ન હતી, પણ હિન્દી ફિલ્મ જોવાની 'હિંમત' તો ત્યારે જ કરું જ્યારે-મારામારી નહીં હોય એવો ખ્યાલ હોય. આ થયો (કહેવાતા) મનોરંજનના પ્રકાર સાથે એક (વિચારશીલ) પ્રેક્ષકનો સંબંધ ! 'મહોબતેં'ની જાહેરાતમાં વિવિધ સંબંધોનો ઉલ્લેખ કરાતો સાંભળ્યો હતો, તેથી જોવાનું કુતૂહલ થયેલું. એમાંની-ત્રણ યુવાન યુગલોના પ્રથમ પ્રેમની-સમાંતર કથા તો ઠીક હતી, પણ બંને મુખ્ય અભિનેતાઓની અદાકારી, તથા એક એક લાંબી એકોક્તિની રજૂઆતની કક્ષા સારી લાગેલી. એક વાક્ય યાદ રહી ગયું : મૃત્યુ પામેલી પુત્રીના મોટા ફોટાને હાર ચઢાવીને રાખતા પિતાને એ જ કન્યાને પ્રેયસી તરીકે ગુમાવી બેઠેલો યુવક કહે છે, ''જાણો છો ? મારી પાસે એનો ફોટો જ નથી. જરૂર જ ના પડી ક્યારેય-કારણ કે યાદ કરું છું, ને એ આંખો સામે તાદશ થઈ જાય છે.''

આવા ઉચ્ચારણમાં જાણે પ્રેમ-ભાવની ઊંડાઈ અને શાશ્વતતા દેખાય છે. પણ આ તો થયું આપણાં મન-હૃદયને સુપરિચિત એવું ચિત્રણ-કથાનું, સંવેદનોનું, પાત્રોનું. જ્યારે સાવ બીજાં જ કોઈ ભાષા-સંસ્કારનું નિરૂપણ જોવાનું હોય છે ત્યારે આપણી નજર તથા બુદ્ધિની રીત પણ બદલવી પડે. જો આટલું ના કરીએ તો વૈશ્વિક કશું ગમે જ નહીં, ને પારકું જ લાગે. 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'માં ફિલ્મ-વિવેચકના લેખ પરથી-ક્યારેક તો એના શીર્ષક, લંબાણ કે પહેલા વાક્ય પરથી-ખ્યાલ આવી જાય કે ફિલ્મ જોવા જવું કે નહીં. જાઓ તે પછી ખૂલતું જતું રહસ્ય માણવાનું, કે સમજવા મથવાનું !

તાઈવાન દેશમાં ખૂબ જાણીતા ફિલ્મદિગ્દર્શક એડ્વર્ડ યાન્ગની આ પહેલી ફિલ્મ અમેરિકામાં આવી છે. ત્રણ કલાક લાંબી ખરી, પણ જરાયે નીરસ બનતી નથી. એનું નામ 'યી યી' છે. એનો અર્થ 'તાલ આપતી વખતે થતી થાપની ગણતરી-એક, બે...' એવો કરવો પડે. એક કુટુંબની ત્રણ પેઢીઓ એમાં દર્શાવાઈ છે. ઉપરાંત, બીજાં ઘણાં પાત્રો કથામાં સંકળાયેલાં છે. લગ્ન-પ્રસંગના આનંદ ને ઘોંઘાટથી એ શરૂ થાય છે, ને દાદીમાના મૃત્યુનો શોક-ગંભીર બનાવ એને સમાપ્ત કરે છે. આ વિશાળ ફલક વિભિન્ન દષ્ટિકોણથી જીવનની કમાનનું નિરીક્ષણ શક્ય બનાવે છે. દરેક પાત્રની પોતાની મૂંઝવણ છે, મનોમન ભોગવાતી પીડા છે. એ દરેક કઈ રીતે શાંતિ અને સમાધાન પામે છે તે ક્યાંક સૂક્ષ્મ, તો ક્યાંક સ્પષ્ટ રીતે દર્શાવાયું છે. આ સાથે દરેક સંબંધ સુરેખ આકાર પામતો જાય છે.

પતિ ને પત્ની વચ્ચેનો, સંતાનો સાથેનો, બાળકોનો અંદરોઅંદરનો, કિશોરીનો પ્રથમ કિશોર-મિત્ર પ્રત્યેનો, ત્રીસેક વર્ષ પછી મળતાં સ્ત્રી-પુરુષનો, ધંધાના ભાગીદારોની વચ્ચેનો, નવ-પરિણીત યુગલના સંઘર્ષનો-વગેરે કેટલા બધા સંબંધો 'યી યી' ફિલ્મમાં પરિપક્વ થતા, નિરાકરણ પામતા જોવા મળે છે. સૌથી સફળ પાત્ર કેન્દ્રમાં રહેલા પુરુષ, નામે 'એન.જે.'નું છે. નીચા કદના, ને સાધારણ દેખાવવાળા એવા અભિનેતાને હિન્દી ફિલ્મમાં મુખ્ય પાત્ર તો ક્યારેય મળે જ નહીં. અહીં તો એ ખૂબ અસરકારક છે, વાસ્તવિક છે. સંયત અભિનય દ્વારા એ સર્વ સંવેદન-પ્રેમ, ધૈર્ય, હતાશા, પાકટ સમજણ, ઔદાર્ય-છતાં કરે છે. ઓછામાં ઓછા સંવાદોથી આ નાયકનું સંપૂર્ણ વ્યક્તિત્વ અંકાયું છે. પત્નીનો વિલાપ ઘરમાં બીજાંને સંભળાય નહીં, તે માટે 'એન.જે.' ધીરેથી બારણું બંધ કરે છે, ને પત્નીનું કષ્ટ દૂર કરવાનો ઉકેલ પણ તરત, ને આસ્તેથી, એને જણાવે છે. બુદ્ધિમાન, સંવેદનશીલ, તેમજ અવલંબનીય એવા નાયકના વ્યક્તિત્વ માટે (સુજ્ઞ) પ્રેક્ષકને માન અને સ્નેહની લાગણી થાય છે.

પત્નીની પાસે જઈને એને સહજ બાથમાં લઈને, એને માથે હાથ ફેરવીને સાંત્વન આપતો જોવા પ્રેક્ષક ઇચ્છી રહે છે. એ ઇંગિત પ્રાપ્ત થતું નથી, કારણ કે

'એન.જે.' સજ્જન છે, પરંતુ પત્ની સાથેનો એનો સંબંધ સક્રિય સ્નેહનો નથી. જેની સાથે ક્યારેય દેહ-સંભોગ કર્યો નથી એવી પ્રેયસીને કહે છે તેમ એણે ક્યારેય બીજી કોઈ સ્ત્રીને ચાહી નથી. છતાં, પત્નીને બે સુંદર બાળકો સાથેનું સુખી જીવન આપવાની ભદ્રતા, તથા છેલ્લે પ્રેયસીને નકારવાની વિવેક-બુદ્ધિ પણ 'એન.જે.'માં છે. ફરીથી, આ તત્ત્વો આપણને પ્રશંસાત્મક લાગે છે.

'મિત્રો સાથે ભોજન' નાટક લખનાર અમેરિકન નાટ્યકાર ડેવિડ માર્ગુલિસ નાટ્યક્ષેત્રનું પુલિત્ઝર પારિતોષિક પામ્યા છે. બે યુગલ બાર વર્ષ જેટલા (લાંબા) સમયથી પરિણીત છે, અને નજીકનાં મિત્રો છે. જ્યારે એમાંનું એક યુગલ જાહેર કરે છે કે એમના લગ્નમાં ક્યારેય સાચો પ્રેમ, ઐક્ય અને સામીપ્ય હતાં જ નહીં, ત્યારે બીજું યુગલ પોતાની વચ્ચેના વિશ્વાસ તથા આધારના સંબંધ પ્રત્યે શંકા કરવા માંડે છે. બંને પુરુષો તેમજ બંને સ્ત્રીઓનો પરસ્પર વચ્ચેનો સંબંધ પણ પછી સાવ બદલાઈ જાય છે.

આપણે જેને 'પશ્ચિમી' કહી શકીએ તે ઢબનું આ કથાવસ્તુ છે. એમાં સ્નેહને બદલે સંભોગ, પ્રેમના સ્થાયિત્વને બદલે સ્વ-પરાયણતાનું સમર્થન છે. છૂટાં પડી ગયેલાં પુરુષ ને સ્ત્રી બીજાં સ્ત્રી ને પુરુષ સાથે જોડાઈ ગયાં છે, ખુશખુશાલ છે. સાથે રહેલું-રહેવા માગતું-યુગલ વિચારે છે, "આપણે કશું ચૂક્યાં કે શું ?" પશ્ચિમી જીવનને આવરી લેતું, ને પશ્ચિમી પ્રેક્ષકોને (સ્વાનુભવને કારણે ?) વધારે પસંદ પડતું આ નાટક છે.

પણ કાચા, ને કચાશવાળા સંબંધોનાં અસ્તવ્યસ્ત ગૂંચળાંથી ક્યો સમાજ ફાંસો ખાતો નહીં રહેતો હોય ? ક્યો સમાજ બાકાત હશે ? આપણો તો નથી જ.



## સુન્દરમ્ જતાં*

*તમે જીવન-મૃત્યુના પરમ સત્યને પામવા*
*અધીર, લઈ બિસ્તરો દખણ આશ્રમે જૈ ચઢી*
*પ્રકાશઢગની વચે સતત શોધતા હે કવિ,*
*જડી પગલી કેટલી...?*
*– મનુકુળ વિકાસના મહત છંદની આવલિ.*

*અનંત પ્રકૃતિ પીઠે, ક્રમિક જે જતી માનુષી*
*સમુજ્જ્વલ વિકાસની પદધીમી જ ઉત્ક્રાન્તિની*
*સુમન્દ વણજાર જે પરમ ચેતનાની પ્રતિ*
*ત્યહીં અરબ ઘોડલી પલણવા ચહ્યું વીર હે !*

*પુરાણ કવિ સત્યના ઉપનિષદ્‌ગિરા વર્ષતા,*
*અથાહ ભવસાગરે હૃદયમંથને સારવ્યાં*
*મહાશ્રમણ, ગૌતમે જગદુરિતનાં ઔષધો;*
*અહીં પ્રકૃતિજાડ્યમાં પરમ ચેતના સ્થાપવા*
*રૂપાન્તર મખે મથ્યા પૂરણ યોગી અરવિંદ હા.*

*પરાપર પ્રકૃતિના ભીષણ યુદ્ધના સૈનિક !*
*તમે કવિ હતા, હતી સમિધગૌરવા અંજલિ.*

* તા. ૬-૨-૧૯૯૧

ઈશ્વરભાઈ પટેલ

# એ ઘેર કદીય નહિ જવાય ?

અવંતિકા ગુણવંત

"કઈ બાજુ લઉં ?" ડ્રાઇવરે પૂછ્યું.

"સરસ્વતી સોસાયટી." ભાર્ગવી બોલી. મોં બહાર શબ્દો નીકળ્યા, એના કાનમાં ગયા ને એ ચમકી ગઈ. ઓહ સરસ્વતી સોસાયટી ! સરસ્વતી સોસાયટીના મકાનને અને મારે તો આ ભવનું છેટું પડી ગયું છે, એ અંતર કદી કપાશે ?

અને એનું હૈયું આર્દ્ર થઈ ગયું. આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં. એની દીકરી વિશ્વાના લગ્નનો પ્રસંગ છે. વિશ્વાના લગ્નની વિધિ લાયન્સ હૉલમાં થઈ છે ને હવે થાપા દેવા ઘેર જવાનું છે, કારણ કે ગણેશસ્થાપન ઘેર કર્યું છે.

એના 'દેવભૂમિ' ઘરની ભીંત પર ગણેશજી ચીતર્યા છે. સવારે ત્યાં પૂજા કરીને દીવો પ્રગટાવ્યો હતો. હૉલમાં લગ્ન પત્યાં ને મહારાજે કહ્યું, "બહેન, વરઘડિયાંને ગણેશજીને પગે લગાડવા લઈ જવાનાં છે, ત્યાં થાપા દેવડાવવાના છે."

ભાર્ગવી વરઘડિયાંને લઈને ગોરમહારાજ સાથે ગાડીમાં બેઠી, ને ડ્રાઇવરે પૂછ્યું, "કઈ બાજુ કાર લઉં ?" ત્યારે પોતાના ઘર 'દેવભૂમિ'નું નામ કહેવાના બદલે એના મોંમાંથી નીકળ્યું 'સરસ્વતી'-પિયરના ઘરનું નામ.

એનું પિયરનું ઘર તો વરસો પહેલાં છૂટી ગયું છે, ભાર્ગવીનું હૈયું ભરાઈ આવ્યું. એને એની પોતાની જાતની દયા આવી ગઈ. ઓ રે 'સરસ્વતી'નું ઘર હૈયે કેટલું વળગ્યું છે, ને છતાંય ત્યાં જઈ શકાતું નથી.

ભાર્ગવીના પિયરમાં શું કોઈ સગું નથી ? એ ઘરને તાળું લાગી ગયું છે ? ના, એ ઘરને તાળું નથી લાગ્યું. માબાપ અવસાન પામ્યાં છે, પણ ભાઈ છે, ભાભી છે. પોતાનો એકનો એક નાનો ભાઈ વિજય, અને ભાભી રશ્મિ ત્યાં રહે છે.

ભાઈબહેનની જોડ હતી. વિજય ભાર્ગવી કરતાં પાંચ વરસ નાનો હતો. વિજય નાનો હતો ત્યારથી ભાર્ગવીએ એનો હવાલો લઈ લીધો હતો. એ ઘોડિયે ઝૂલતો હતો ત્યારે હીંચકો નાખતી હતી. માંડ એકાદ મહિનાના વિજયને એ વહાલથી ઊંચકવા જતી, ઊંચકતાં ફાવે નહિ, ભાઈ લબડી પડે. માની નજર પડી જાય ને એને ઊંચા સાદે કહે, "ભાઈને ઊંચકાય નહીં. પડી જાય."

ભાર્ગવી કહેતી, "પણ મારે ભાઈને રમાડવો છે."

મા કહેતી, "જો, હું ભાઈને ગાદીમાં સુવાડું. તું બાજુમાં બેસીને રમાડ." ભાર્ગવી નાનપણથી જ ખૂબ ડાહી, ઠરેલ ને કહ્યાગરી હતી. વડીલો જે પ્રમાણે કહે એ પ્રમાણે એ કરતી. કદી જીદ ના કરતી. મનમાં ઓછું આવી જાય તોય મોંથી બોલતી નહિ. મનને દબાવી દેતી.

એ ભાઈની બાજુમાં બેસતી, તાળીઓ પાડતી, ગીતો ગાતી ને ભાઈને રમાડતી. ભાઈ હસતો ને એય હસતી.

ભાઈ ખુશ તો એય ખુશ. ભાર્ગવીએ કાયમ ભાઈની ખુશીનો જ વિચાર કર્યો છે. બા કહેતી, "ભાઈ ને તું અહીં ઘરમાં જ રમો." તો એ વિજયની સાથે ઘરમાં જ રમતી.

વિજય તો પાંચ વરસ નાનો તેથી દોડાદોડ કરવાની રમત રમાય નહિ. એ નાનો તેથી હારે તોય રડે, અને રડે એ બાને પાલવે નહિ. બા ઘાંટો પાડે, "ભાઈને કેમ રડાવે છે ?" ને ભાર્ગવી પોતે ખોટું ખોટું હારતી ને ભાઈને જિતાડતી. આવું રમવામાં મઝા ન આવતી. એ અકળાતી અને કોઈ વાર સરખેસરખી સાહેલીઓ સાથે રમવા જવાની વાત ઉચ્ચારતી, પણ મા તરત જ ના પાડી દેતી, "ના, ભાઈને મૂકીને નહીં જવાનું."

"ભાઈને લઈને જાઉં ?"

"ના, ભાઈને વાગી જાય, ભાઈ પડી જાય." બા અધીરાઈથી બોલતી. દીકરો મોટી ઉંમરે આવેલો તેથી બા એની નજરથી દૂર રમવા મોકલી શકતી નહિ.

ભાર્ગવી ને વિજય ઘરમાં કે આંગણામાં એકલાં એકલાં રમતાં, ચોર-સિપાઈ, ડૉક્ટર-દરદી, નિશાળ-નિશાળ, શાકવાળો ફેરિયો વગેરે કેટલીય રમતો રમતાં. ભાઈ કહે એ રમત રમવાની. ભાઈ કહે ત્યારે રમવાનું.

કોઈ વાર ભાઈ કહે, રમવું નથી, વાર્તા કહે, તો વાર્તા કહેવાની. કોઈ વાર ચિત્રો કરવાનાં. ભાર્ગવીને લેસન કરવાનું હોય ને વિજયનું ફરમાન છૂટે કે રમવું છે, તો ભાર્ગવીએ નિશાળનું લેસન પડતું મૂકીને રમવું પડતું. ભાઈનો પડ્યો બોલ ભાર્ગવી ઝીલી લેતી. વિજયનું મન જરાય દુભાવવાનું નહિ. એની ભૂલ હોય તોય એને કંઈ કહેવાનું નહિ. વઢવાનું નહિ.

માબાપની જેમ ભાર્ગવી ભાઈને લાડ કરતી. ભાઈને સાચવતી. હર પળ ભાઈની સાથે રહેતી.

ભાર્ગવી પરણી. એનું અલગ ઘર વસ્યું, તોય ભાઈ-બહેનનાં હેત ઓછાં ન હતાં થયાં. ભાઈ રોજ બહેનના ઘેર આવતો. બહેનનું ઘર નાનું હતું, બે રૂમ-રસોડાનું ઘર, પણ ભાઈ એનો વિશાળ બંગલો છોડીને બહેનના ઘેર આવતો, ભાઈને ત્યાં જ ગમતું. ત્યાં ઓટલે બેસીને ભાઈબહેન ચા-નાસ્તો કરતાં. પરીક્ષા સમયે એ બહેનના ઘેર જ વાંચતો. બહેનથી જુદા રહેવું એને ગમતું નહિ.

પણ ભાઈ પરણ્યો ને ભાભી આવી. ભાભી રશ્મિને ભાઈબહેનનાં હેત ગમ્યાં નહિ. નણંદ પર એને અણગમો જ અણગમો આવતો. એણે વિજયને કહ્યું, ''આ શું આખો દિવસ બહેન બહેન કરો છો ? બહેનને બહેનના ઘેર રહેવા દો.''

''બહેન તો બહેનના ઘેર છે, પણ આપણા ઘેર આવે છે ત્યારે મારા આનંદનો કોઈ પાર નથી રહેતો. હું સમજણો થયો ત્યારથી મેં બહેનને જ જોઈ છે. બહેન સાથે રમ્યો છું ને ભણ્યો છું. બહેન સિવાય મારે કોઈ ભાઈબંધ નથી.''

''બસ કરો હવે બહેનનાં ગીત ગાવાનાં. તમારી બહેનમાં શું છે, તે આમ આરતી ઉતારો છો ?'' રશ્મિ રીતસર છણકો જ કરતી.

વિજયની બહેન માટેની ઘેલછા જોઈને રશ્મિએ મનથી નક્કી કર્યું, ''નણંદનાં પગલાં હવે મારા ઘરમાં જોઈએ જ નહિ.''

વિજય બહેનને ઘેર બોલાવતો, પણ રશ્મિ નણંદને કદી ''આવો'' કહીને આવકાર ના આપતી. ભાર્ગવી ભાભીનું મન પારખી ગઈ હતી, પણ ભાઈના ઘેર ગયા વગર એ રહી શકતી નહિ. એ ઘર સિવાય એને બીજું કંઈ સૂઝતું નહિ.

અને એ કોઈ દિવસ ખાલી હાથે ભાઈના ઘેર જતી નહિ. કંઈ ને કંઈ લઈને જતી. આ જોઈને ભાઈ હરખાઈ ઊઠતો. રશ્મિ આગળ એ બહેનનાં વખાણ કરવા જતો, પણ રશ્મિ તરત જ ઘડ દઈને બોલતી, ''આ ઘેરથી કેટલોય કરિયાવર પામ્યાં છે તે લાવે છે તો નવાઈ નથી કરતાં.''

''આ ઘેરથી કરિયાવર પામી છે તો એ આ ઘરની દીકરી છે, પણ એથી કરીને એ આવે એટલી વાર આપણા માટે કંઈ ને કંઈ લાવવા એ બંધાયેલી નથી. એ આપણા માટે લાવે છે, કારણ કે એને આપણા માટે હેતપ્રેમ છે. આપણે એ પ્રેમનો પ્રતિસાદ પાડવો જ જોઈએ. બહેનનું લઈને બેસી ના રહેવાય.'' આવું વિચારીને વિજય ભાર્ગવીને કંઈ ને કંઈ ભેટ આપતો. આ જોઈને રશ્મિ બળી ઊઠતી. એ સમજી ગઈ કે વિજયને ગમે એટલું કહીશ, પણ એ એની બહેનને આપ્યા વગર નહિ રહે. માટે એને કહેવાનો કંઈ અર્થ નથી.

હવે વિજયને એ કંઈ કહેતી નથી. પણ પોતાની ચાલ તો રમ્યા કરે છે. એક વાર વિજયે ભાર્ગવીને એને મનપસંદ 'શરદ ગ્રંથાવલિ'નો સેટ આપ્યો. તો બે-ચાર દિવસ પછી ભાર્ગવીના ઘેર જઈને રશ્મિ કહે, ''મનેય શરદબાબુ બહુ ગમે છે, હું વાંચવા લઈ જઉં છું.'' ભાર્ગવી એવું ન કહી શકી કે એક પુસ્તક લઈ જા, વાંચીને પાછું આપીને બીજું લઈ જા. શરદ ગ્રંથાવલિ ભાર્ગવી પાસેથી કાયમ માટે ગઈ.

રક્ષાબંધનના દિવસે વિજયે ભાર્ગવીને મનપસંદ ગુલાબી રંગની સાડી આપી. અઠવાડિયા પછી રશ્મિ ભાર્ગવીના ઘેર જઈને કહે, ''અમારે કિટી પાર્ટીમાં બધાંએ ગુલાબી રંગની સાડી પહેરીને જવાનું છે, તો તમારી પાસે ગુલાબી રંગની સાડી છે ?''

''હા છે ને, એક નહિ, ત્રણચાર સાડીઓ છે, જે પસંદ પડે એ લઈ જાઓ.'' કહીને ભાર્ગવીએ પોતાનું કબાટ ખોલી આપ્યું.

રશ્મિએ વિજયે આપેલી સાડી લીધી ને કહ્યું, ''પછી આ સાડી આપી દઈશ.'' પણ એ સાડી એણે કદી પાછી ના આપી.

આ રીતે અવારનવાર કંઈ ને કંઈ બહાનું બતાવીને રશ્મિ ભાર્ગવીને ત્યાંથી વસ્તુઓ લઈ આવતી. રશ્મિની લુચ્ચાઈ ભાર્ગવી સમજી ગઈ, પણ પોતે કંઈ બોલે ને

વાત વધી જાય ને ભાઈભાભી સાથે સંબંધ બગડી જાય એ બીકે એ ચૂપ રહેતી. રશ્મિ જે વસ્તુ લઈ જતી એ લઈ જેવા દેતી, માગે એ આપી દેતી. વસ્તુ કરતાં ભાઈબહેનનો સંબંધ એને મન વધારે હતો.

પણ ધીરે ધીરે ભાર્ગવીએ જોયું કે રશ્મિ હદ વટાવતી જાય છે, ભાઈ એ જુએ છે છતાં કેમ કંઈ બોલતો નથી ? ભાર્ગવીને દુઃખ થઈ ગયું. શું ભાઈ મારો બદલાતો જાય છે ? આજ સુધી હું માનતી હતી કે બીજાના ભાઈ બદલાય, પણ મારો ભાઈ તો મારો જ રહે. પણ હવે લાગે છે, ભાઈ મારાથી દૂર જતો જાય છે. ભાર્ગવી ઉદાસ થઈ ગઈ.

અને એ પછી વિજયના જન્મદિવસે ભાર્ગવી 'હેપી બર્થડે' કહેવા ગઈ તો વિજય ઘેર ન હતો. ઑફિસે જવા નીકળી ગયો હતો. ભાર્ગવીને નવાઈ લાગી. એણે રશ્મિને પૂછ્યું, ''ભાઈ કેમ વહેલો નીકળી ગયો ?'' રશ્મિ તાડૂકી, ''કેમ વહેલા નીકળી ગયા એની હજી સુધી તમને ખબર નથી પડી ? એ તમને ઇચ્છતા નથી. તમે અમારા ઘેર ન આવશો એવી તમને નોટિસ મોકલીએ તો જ તમે અમારા ઘેર આવતાં બંધ થશો ?'' રશ્મિના અવાજમાં નર્યું ઝેર હતું. દેખીતા કારણ વગર જ એ ઝઘડવા માંડી.

ભાર્ગવી પણ અપમાનથી સળગી ઊઠી. એણે ગુસ્સાથી પૂછ્યું, ''હું કેમ અહીં ના આવું ? આ મારા બાપુજીનું ઘર છે, મારા બાપુજીનું બંધાવેલું, બાનું વસાવેલું. આ ઘર મારા ભાઈને વારસામાં મળેલું છે. તમે જે આ ઘરમાં રહો છો એની પર તમારો જેટલો હક છે, એટલો જ મારો હક છે. ફરક એટલો છે કે હું હકદાવો કરતી નથી. અહીં રહેતી નથી.'' મનમાં હતી એના કરતાંય વધારે કડવાશ નીકળી ગઈ. ભાર્ગવી જે વાત બોલવા ઇચ્છતી ન હતી, એ વાત બોલાઈ ગઈ. ઝેરની સામે ઝેર ઓકાઈ ગયું ને ઝેરે ઝેરનું કામ કર્યું.

રશ્મિએ વિજયને કહ્યું, ''તમારી બેન આજે આવી હતી. ઘર પરનો હકદાવો રજૂ કરતી ગઈ છે, માનો કે નોટિસ જ આપી છે. હવે એ ગમે ત્યારે ભાગ માટે કેસ કરશે.''

રશ્મિએ વાતને થોડી વધારી, મીઠુંમરચું ભભરાવીને કહી, ને વિજયના મનમાં તોફાન ખડું કરી દીધું, ''ઓહ, પ્રેમાળ લાગતી મારી બહેન આટલી મતલબી, સ્વાર્થી, લાલચુ, મિલકત માગનારી ! પહેલાં તો એ આવી ન હતી, કેમ એ બદલાઈ ગઈ ?''

રશ્મિએ કહ્યું, ''બદલાઈ નથી ગઈ, એ તો પહેલેથી જ આવી હતી. તમે ભોળા તે પારખી ના શક્યા, પણ હું તો એને જોઈને જ ઓળખી ગયેલી. જો-જો ને, હવે એ કૉર્ટ થ્રૂ તમને નોટિસ મોકલશે. એને તો ઘરમાં ભાગ જોઈએ છે.''

ભાઈના મનમા બહેન માટે નફરત પેદા થઈ ગઈ. સંબંધ કપાઈ ગયો. તે દિવસ પછી વરસો થયાં ભાઈબહેન એકબીજા સાથે બોલ્યાં નથી. અન્યોન્યનાં મોં જોયાં નથી. અવસર પ્રસંગેય યાદ નથી કર્યાં. બહેને 'સરસ્વતી સોસાયટી'ના એ ઘેર પગ નથી મૂક્યો. પણ એ ઘર ભૂલી નથી. એ ઘર ભુલાયું નથી.

'સરસ્વતી સોસાયટી'ના એ ઘરમાં ભાર્ગવી જન્મી હતી, ઊછરી હતી, મોટી થઈ હતી. એ ઘર એના હૃદયમાં જડાઈ ગયું હતું, અણુએ અણુમાં વણાઈ ગયું હતું. એ ભૂલવા લાખ મથે તોય ભૂલી શકે એમ ન હતું. ક્યાંથી ભુલાય ? એ ઘરની ભીંતો પર એનાં કરેલાં ચિત્રો લટકે છે, કમ્પાઉન્ડની દીવાલ પર એણે કરેલાં ચિતરામણો છે, એ વખતનો ઉમંગ-ઉલ્લાસ એના મનમાં હજીય એવો ને એવો તાજો છે, અકબંધ છે. કમ્પાઉન્ડમાં એનાં વાવેલાં વૃક્ષો ને છોડવા છે. એણે બનાવેલી ગુલાબ-મોગરાની ક્યારીઓ હજીય મહેકે છે. એણે ભરત ભરેલાં ટેબલક્લૉથ હજીય વપરાય છે. એને એમાંથી કશું જોઈતું ન હતું, કોઈ ભાગ લેવો નથી, માત્ર નજરે જોવું હતું, ત્યાં જઈને ઘડી બે ઘડી બેસવું હતું એય હવે શક્ય નથી. એ ઘેર જવાતું નથી, પણ હવે એ ઘર એને સ્વપ્નામાં આવે છે. પોતાની જાતને એ ઘરમાં હરતીફરતી એ જુએ છે. 'દેવભૂમિ'નું એનું ઘર, જે એણે પોતે બંધાવેલું છે, જેના દરવાજે એના નામની તકતી છે, જે ઘર એણે સજાવ્યું છે, મન દઈને સજાવ્યું છે, એ એના સ્વપ્નામાં નથી આવતું. એ ઘર કદી એના સ્વપ્નામાં નથી આવ્યું. વિષાદભર્યા સૂરે એ એના પતિને પૂછતી, આપણું આ ઘર મને કદી સ્વપ્નામાં નથી આવતું. અને આજે દીકરીને, નવપરિણીતા દીકરીને

જમાઈ સાથે લઈ જવાની વેળાએ એને મોંએ પિયરના ઘરનું નામ આવી ગયું - "સરસ્વતી સોસાયટી".

ભાર્ગવી રડું રડું થઈ ગઈ. ઓ રે, મારું એ ઘર, સ્વપ્નામાં આવતું ઘર, હૈયે જડાઈ ગયેલું મારું ઘર આ શહેરમાં જ છે. ધારું તો દોડીને ત્યાં જઈ શકું, પણ ત્યાંનાં બારણાં મારા માટે વસાઈ ગયાં છે. મારા સગા ભાઈ, માજણ્યા ભાઈએ એ દ્વાર બંધ કર્યાં છે. લોખંડની ભોગળ ત્યાં વસાઈ ગઈ છે - શું એ ભોગળ કદી નહિ ખૂલે ? ભાઈભાભીના હૃદયનાં દ્વાર ખૂલે તો એ ભોગળ ખૂલે. કોઈ ચમત્કાર થાય તો એ ખૂલે. ભાર્ગવી રડી પડી.



## ઉમાશંકરભાઈ જતાં*

*કોને હવે મળશું ? આ પ્રિય ગુર્જરીની*
*વાર્તા લઈ, યુગયુગાન્તર દષ્ટિવંત-*
*એ ધન્ય નામ અવ અક્ષરદેહ સ્હોશે !*
*ઉચ્ચાર ચારુ ઝરતી કયહીં દેહયષ્ટિ ?*
*કોના બની પ્રિય સખા અવ નીકળીશું*
*એ શોધમાં કવિત-અમૃતને પગેરે !*

*ઉત્તુંગતા હિમગિરિ સમ, બાલભાવ*
*કો અબ્ધિ-સૈકત-તટે રમતા શિશુનો.*
*ગોષ્ઠિ મહીં સતત વાસ કરંત કાવ્ય*
*હૈયે ધરી સકલ વિશ્વ તણી સુચિન્તા,*
*આ ગુર્જરી જીવન પાવન શુભ્રનીર*
*વિશ્વાબ્ધિવાઙ્મય મહીં કવિ, તેં ઉતાર્યાં.*

*જે શબ્દનાં ઋત-મધુ ગ્રહી, ધાઈ, પીને*
*આ પૃથ્વી પે મનુકુલો મહીં પ્રાણસ્પંદ,*
*એ શબ્દશોધ તમને લઈ ગૈ પ્રવાસી,*
*ઉચ્ચોચ્ચ શૃંગ પર શારદ, હે મહાકવિ,*
*ત્યાં સ્વર્ણનાં કવચ-ભેદન-વ્યસ્ત આપે-*
*પૃચ્છા કરી સતત 'ક્યાં કવિતા ?' નરી ક્યાં ?*

*એ પૂર્વસૂરિગણ-સેવિત ગો[1] પદોની*
*ધન્યા શ્રુતિ વસી ગઈ તવ આત્મગેહે*
*ને સ્વર્ણનાં કમલ, માનસ ધન્ય ધન્ય !*

* તા. ૨૪-૧૨-'૮૮; કવિશ્રીનું નિધન, તા. ૧૯-૧૨-'૮૮. ૧. ગો=શબ્દ.

**ઈશ્વરભાઈ પટેલ**

# કાંચળી

**કલ્પના જિતેન્દ્ર**

ઘરને શણગાર થઈ રહ્યો છે. નવો રંગ, નવું ફર્નિચર, નવેસરથી ગોઠવણી ઘરને એક આગવો ઉઠાવ આપે છે, પણ એક રૂમમાંથી બીજા રૂમમાં સામાનની ફેરબદલીમાં થાકી જવાય છે.

આજે પૂજાઘરનો વારો છે. પૂજાનો બાજોઠ ખસેડ્યો, નીચેથી એક ડબો નીકળ્યો. ડબો ખોલ્યો તો લીલા કપડામાં વીંટાળેલી જીર્ણશીર્ણ, કટકા થઈ ગયેલી હાલતમાં પીળાશપડતી સફેદ જાળીવાળી રિબિન નીકળી. 'રિબિન' શબ્દ સાથે જ એકદમ ખ્યાલ આવ્યો કે અરે ! આ તો સર્પની કાંચળી છે ! મને મળેલી ને મેં સાચવી રાખેલી તે. ત્યારે તો ત્રણેક ફૂટ લાંબી ને આખી હતી. ઝીણી ઝીણી જાળીવાળી કેવી સુંદર લાગતી હતી !

તરત જ અનુસંધાન મળી ગયું. પ્રકૃતિના સાંનિધ્યનો ગાંડો શોખ મને અવારનવાર માઉન્ટ આબુ લઈ ગયો છે. અરવલ્લીની ગિરિકંદરા અને ગાઢી વનરાજિનું મને હંમેશાં આકર્ષણ રહ્યું છે.

લગભગ પંદર વર્ષ પહેલાંની આ વાત છે. માઉન્ટ આબુ પર ગૌમુખ જવાના રસ્તે વૃક્ષના થડ પર ચીપકાયેલી કાંચળી મને મળી હતી. સૂર્યનાં કુમળાં કિરણોમાં સહેજ ચળકતી, પવનના સ્પર્શે આછું થરકતી ને જીવંત લાગતી એકદમ તાજી કાંચળીએ મને આકર્ષી હતી ! (સર્પને કાંચળી બદલ્યે ભાગ્યે જ ચાર-પાંચ કલાક થયા હશે.)

સર્પની કાંચળી મેં પ્રથમ વાર જ જોઈ ! જોકે અગાઉ વાત સાંભળેલી ને ક્યાંક વાંચેલું પણ ખરું કે સર્પ વર્ષમાં એક વાર પોતાની ચામડી બદલે છે. બદલવી જ પડે.

આ અગાઉ મેં ક્યારેય જોયેલી નહિ કે જોવાની કોઈ ઉત્કંઠા પણ થયેલી નહિ, અપેક્ષા તો ક્યાંથી હોય જ ? અને છતાંય પ્રથમ નજર પડતાં જ મને સહજ સ્ફુરણા થઈ આવી કે આ તો કાંચળી છે. શોધવા છતાં પણ ભાગ્યે જ મળે તેવી સર્પની કાંચળી !-જે મને અકસ્માત જ મળી ગઈ !

પ્રથમ પાંચ મિનિટ તો મેં એને ધારી ધારીને જોયા કરી. એને સ્પર્શવાની મને ઇચ્છા થઈ. મેં નીચે વાંકાં વળીને હાથ લંબાવ્યો, ક્ષણભર ખચકાટ થયો ને લંબાવેલો હાથ પાછો ખેંચાઈ ગયો.

સ્પર્શના અદમ્ય આકર્ષણે ફરીથી હાથ લંબાવ્યો અને મારી આંગળીઓ એકદમ નાજુક ને બારીક લીસી લીસી કાંચળીને સ્પર્શી. સ્પર્શની સાથે જ હું અનહદ રોમાંચિત થઈ ઊઠી.

તે સાથે જ કાંચળીને મારી સાથે જ રાખવાની પ્રબળ ઇચ્છા થઈ આવી. મેં એને ખૂબ જાળવીને હાથમાં લઈ લીધી. એટલી પાતળી હતી કે ડર લાગતો હતો કે પકડતાની સાથે જ ક્યાંક તૂટી ન જાય !

મૉર્નિંગ વૉકમાં નીકળેલી. મારી પાસે બીજું કશું જ નહોતું. સદ્‌ભાગ્યે હાથરૂમાલ હતો. તેમાં સાચવીને મૂકી દીધી. અને પછી ધીરેથી રૂમાલને હળવી ગાંઠ બાંધી દીધી.

ભાગ્યે જ મેળવી શકાય તેવી અલભ્ય કાંચળી મેળવીને ખુશીથી છલકાતી હોટલ પર આવી.

મમ્મી દાદરો ઊતરતી હતી. કહે : "કાંઈ બહુ ખુશખુશાલ દેખાય છે ને શું ?...રૂમાલમાં શાનાં ફૂલ બાંધ્યાં છે ?"

"મમ્મી, આમાં ફૂલ નથી. કાંઈક બીજું જ છે."

"ફૂલ નહીં તો આકર્ષક પાંદડાં હશે, રંગબેરંગી પતંગિયાં હશે...તારો શોખ હું જાણું ને ? પતંગિયાં પાછળ દોડવાની તો તને નાનપણથી આદત છે."

"નહીં, તું કહે છે તેમાંનું કશું જ નથી. કાંઈક વિશિષ્ટ જ છે. કલ્પના કર, શું હશે ?"

મમ્મીએ ઘણી કલ્પના કરી, પણ સર્પની કાંચળીની કલ્પના તો આવે જ ક્યાંથી ?

મેં બતાવી તો એ ખુશ થઈ ઊઠી. કહે,

"નસીબદારને જ કાંચળી મળે. આ કાંચળી લીલા કપડામાં બાંધી પૂજામાં રાખજે. શુકનનાં જાણકાર લોકો કાંચળી મેળવવા ને પૂજામાં રાખવા આતુર હોય છે. જ્યારે આ કાંચળી તો તને પોતાને જ મળી છે. માટે જ કહું છું, બેટા, તું સદ્નસીબ છે." કહેતાં મમ્મી ભાવવિભોર બની ગયેલી.

આ વાતને આજે પંદર વર્ષ વીતી ગયાં છે. આજે તો મમ્મી પણ નથી ને મારો બહાર ફરવાનો શોખ પણ ઓગળી ગયો છે. મારામાંનું કાંઈ કેટલુંય ઓગળી ગયું છે !

રહ્યાં છે માત્ર અપમાન ને અવહેલના, વલોપાત ને વ્યથા, સામાજિક વ્યવહારો ને બંધનો, પ્રવૃત્તિ તળે દબાયેલી જીવનચર્યા ને સંસારરથનાં તૂટેલાં પૈડાંને સાંધવાની મથામણ.

શુષ્કતા ફરી વળી છે જીવનમાં. પાનખરનાં ખરેલાં પાંદડાંનો અહેસાસ થાય છે.

મારી અત્યારની તપ્ત મનઃસ્થિતિ મને સર્પ બનાવી દે છે, કાંચળી ઉતારતો સર્પ !

મારા સુંવાળા શરીર પર અસંખ્ય ભીંગડાં ઊગી નીકળ્યાં છે. આમ તો છેલ્લા ત્રણ-ચાર મહિનાથી ઝીણું ઝીણું ચૂભ્યા કરે છે. હવે તો ડંખે છે ! અસહ્ય વેદના થાય છે. કાંચળી ઉતારવાનો સમય આવી ગયો છે.

ઘરની દીવાલોના પોપડા સહેલાઈથી ઊખડી જાય છે. આ કાંઈ મારું ઘર થોડું જ છે ?-કે પોપડા ઉખાડી નાખું ?

આ તો મારા શરીરનાં ભીંગડાં ! શરીરનાં લોહી-માંસમાંથી જ બંધાયેલાં ને ઊગી નીકળેલાં ભીંગડાં ! ભીંગડાં ખોતરીશ તો લોહી નીકળશે. ખોતરવાની ને લોહી નીકળવાની પીડા તો કદાચ સહ્ય બનશે, પણ મારા જ શરીરમાંથી વહેતું લોહી હું જોઈ શકતી નથી. પીડા સહન કરવાની શક્તિ હૃદયમાં છે, પણ મારી આંખો લોહી નીંગળતું શરીર જોઈ શકશે નહિ.

આ ગાઢી વનરાજિમાં ખરબચડી સપાટીવાળાં ઘણાં વૃક્ષો છે. એકાદ વૃક્ષના થડની ખરબચડી છાલ પર મારું શરીર ટેકવું છું.

શરીરમાં ઊગેલાં અસંખ્ય ભીંગડાં ચામડીને શરીરથી અલગ કરવા ડંખે છે. વૃક્ષની ખરબચડી છાલ મારી સુંવાળી ચામડીને ચીપકેલી રાખે છે. મારે સહેજ જોર કરીને ચામડીમાંથી બહાર સરકી જવાનું છે. થડની છાલની બરછટતા મને ખૂંચે છે, પીડા થાય છે...ભયંકર પીડા... પણ સુંવાળી સપાટી તો મને ખપે જ નહિ. સુંવાળું શરીર અને સુંવાળી સપાટી પસંદ કરું તો...હું કાંચળી નહિ ઉતારી શકું...આખેઆખી હું જ સરકી જઈશ.

ઓહ ! અસહ્ય પીડા થાય છે. નથી તો હું ચામડી સહન કરી શકતી કે નથી ઉતારી શકતી !

ફરીવાર જોર કરીને થડ ઉપર ચીપકાઉં છું. શરીર પર ઉઝરડા પડે છે, લોહી નીકળે છે. કીડી, મંકોડા ને કેટલાંય જંતુઓ તેમાં ચીટકે છે. ચામડીમાંથી સરકવાનો પ્રયત્ન કરું છું... ઊંહું... વધારે જોર કરું છું... પણ બહાર નથી નીકળી શકાતું.

બાજુમાં નજર કરું છું. વધારે બરછટ ! .... અરે ! તીણી શૂળવાળા બાવળના ઝાડમાં ચીપકાઉં છું ! લાંબી, તીણી શૂળ શરીરમાં ભોંકાય છે....વેદનાની....તીવ્ર વેદનાની ક્ષણો ઊભરાય છે ! મારા શરીરને કાંચળીથી અલગ કરવાનો પ્રયત્ન કરું છું....નથી થતું.

વડીલોએ તો કહેલું : "બહુ સહેલાઈથી કાંચળી ઉતારી શકાય છે." મારાથી કેમ નથી થતું ?

ફરી જોર કરું છું. કાંચળીમાંથી સરકવા પ્રયત્ન કરું છું. સહેજ સરકું છું... તે સાથે જ બાવળની અસંખ્ય તીણી શૂળ શરીરમાં ઊંડે સુધી ભોંકાય છે. કાળી બળતરા ઊપડે છે. જે બાવળનો આધાર લીધો તે તો મને તીવ્ર પીડા આપે છે !

આખું શરીર લોહીલુહાણ ! શરીરનું કોઈ અંગ બાકી નથી, જ્યાં શૂળ ન ભોંકાતી હોય ! અને જ્યાંથી લોહી ન નીંગળતું હોય !

માથા પરથી લોહીના રેલા આંખો પર આવવા લાગ્યા છે. આંખ પટપટાવું છું...અરે ! આ કીડી, મંકોડાની લાંબી હાર મારી તદ્દન નજીક આવી ગઈ છે ! લોહીની તીવ્ર ગંધ તેમને ખેંચી લાવી છે.

બસ, એક જ પળ...માત્ર એક જ પળ...ને પછી અસંખ્ય કીડી-મંકોડા મને ચોંટી પડશે !

પળ પછી આવનારી ભયાનક પળની કલ્પના-માત્રથી મને કમકમાં આવે છે...હું થથરી ઊઠું છું !

એક વાર ફરીથી જોર કરું છું...કાંટાળા બાવળ પર ચીપકેલી ચામડીમાંથી શરીરને બહાર કાઢવાનો મારો આખરી પ્રયાસ...

ઓહ ! ઓહ !...પીડાની...તીવ્રતમ પીડાની ભયંકર ક્ષણ ! બાવળની તીણી શૂળ મારી આંખમાં ભોંકાય છે....બળતરા...કાળી બળતરા ઊપડે છે...ભયંકર પીડાથી મારી રાડ ફાટી જાય છે.

પથારીમાં મારી દીકરી મને હલબલાવે છે. "મમ્મી, મમ્મી, તને શું થાય છે ?"

ધીરે ધીરે મારી આંખ ખૂલે છે...એક ભયાનક દુઃસ્વપ્નમાંથી હું બહાર આવવા મથું છું. શરીરમાં ધ્રુજારી અને આખું શરીર પરસેવાથી લથબથ !

એકદમ જ દીકરીને છાતી સરસી ચાંપી દઉં છું. જાણે રણતરસ્યાને મીઠી વીરડી !

મારી મીઠડી એનો નાનકડો કોમળ હાથ મારા મોઢા પર, શરીર પર ફેરવે છે.

મારી પીડાને...મારી બળતરાને જાણે શીળો સ્પર્શ !!



## .....શું થાશે ?

*અંધાર લોહની રજકણ તારા-ફૂણી થૈ ગૈ,*
*કરીને સ્પર્શ પારસનો સ્વર્ણે શું પલટી ગૈ ?*
*હજી તો આ અમાવાસ્યા અખંડ ઊભી છે,*
*કરી સ્વર્ગગંગા રૂપેરી વર્ણે પલટી ગૈ ?*
*હજી ભળભાંખળું થોડા સમયથી થ્યું,*
*ત્યાં ચાંદની પૂર્ણિમામાં એને શું પલટી ગૈ ?*
*આ દિન ઊગું ઊગું થાતાં,*
*ઉષા સુવર્ણને-કળશે શું પલટી ગૈ ?*
*હજી આરજૂ મનની બાકી છે,*
*બાકી છે ઉમંગો મનના, તું ઊલટી થૈ ?*
*કે પલટી દૈ વહી જાશે, રહી જાશે,*
*શું બાકી જાડ્યને, તમને, તું પલટી જૈ ?*
*વહી જાશે તો શું થાશે,*
*અમારા મનચંદ્ર, આત્મસૂરજને;*
*જગતની જીર્ણતા કેરા અભિગમનું*
*જીવનમાં પૂર્ણિમાને સ્વર્ણમાં જો ન પલટી ગૈ ?*
*શું થાશે સુષુમણાનું ન નિહારિકામાં,*
*શું થાશે સરસ્વતી-યમુનામાં ન પલટી ગૈ ?*
*શું થાશે કહો મક્કા, મદીનાનું,*
*શું થાશે કાશી, કાબાનું, જો*
*પ્રયાગોમાં ઝમ્ઝમૂન છલકી ગૈ ?*

**તનસુખ ઓઝા**

દુષ્યન્ત પંડ્યા

### સુન્દરમ્‌નાં કાવ્યોનું અંગ્રેજીમાં આચમન

ગુજરાતની બહાર, ગુજરાતથી દૂર વસતા ગુજરાતીઓ દ્વારા ગુજરાતી સાહિત્યમાં પ્રદાન ગગનવિહારી મહેતાથી અને ચાંપશી વિ. ઉદ્દેશીથી આરંભાયેલું છે. આજે હવે એનો વ્યાપ ખૂબ વિસ્તર્યો છે, અને પાકિસ્તાનમાંથી, આફ્રિકામાંથી, યુરોપમાંથી અને અમેરિકામાંથી ગુર્જરી ટૌકા આપણને સાંભળવા મળે છે. દૂર દક્ષિણ પૉંડિચેરીમાં વસતાં બહેન ધનવંતી ગુજરાતી કવિતાનો ટૌકો જગતને સંભળાવવા પ્રયાસ કરે છે. સુન્દરમ્‌ની એકસઠ કાવ્યકૃતિઓનો એમનો અનુવાદ એનો સબળ પુરાવો છે. શ્રી ધનવંતીના આ પ્રયાસને ગુજરાત સાહિત્ય અકાદમી વધાવે છે એ આનંદની વાત છે.

પુસ્તકના 'ફૉરવર્ડ'માં જણાવ્યા' પ્રમાણે ધનવંતીબહેનને સુન્દરમ્‌નાં-અને અંબુભાઈ પુરાણી તેમજ પૂજાલાલનાં પણ-વિદ્યાર્થિની થવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું. પૉંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમના સાધક બનેલા સુન્દરમ્ ૧૯૩૦થી ૧૯૪૦ના દાયકાના કડવી વાણીના, ગાંધીજીની પ્રબળ અસર હેઠળના, ગરીબો, શોષિતો અને દલિતોની વકીલાત કરતા અને ઈન્દ્રિયજન્ય પ્રેમમાં રાચતા કવિ રહ્યા ન હતા. અગસ્ત્ય ઋષિની માફક, દક્ષિણાયન કર્યા પછી એ પાછા આવ્યા જ નહીં એમ તો નહીં કહી શકાય, પણ એમની ગુજરાતની મુલાકાતો ઊડતી મુલાકાતો જ થતી.

એમના જીવનમાંના આ ભૌગોલિક પરિવર્તન કરતાં અનેકગણું જબ્બર પરિવર્તન એમના જીવન પ્રત્યેના અભિગમમાં, એમના વ્યક્તિત્વમાં આવ્યું હતું. આધ્યાત્મિક ઘણના આ પ્રબળ ઘાની અસર હેઠળ થોડા સમય માટે એમનું કાવ્યસર્જન થંભી ગયું, પરંતુ, તરત જ, સુન્દરમ્‌ના જ શબ્દોમાં કહીએ તો, કવિતાનું ધ્રુવ-પદ એમણે પુનઃ પ્રાપ્ત કર્યું. પછી એમાં કામાવેગને સ્થાન ન હતું, વાદો બધા આથમી ગયા હતા, અને આભાસી સહાનુભૂતિ સરી પડી હતી. 'યાત્રા'માં શ્રી અરવિંદ વિશેનું કાવ્ય છે. પછીના કાવ્યસંગ્રહોનાં શીર્ષકો-'વરદા', 'મુદિતા', 'ઉત્કંઠા', 'પલ્લવિતા', 'અનાગતા'-જ સૂચક નથી શું ?

શ્રી ધનવંતીએ 'કોયા ભગતની કડવી વાણી' સંગ્રહને છોડી, બાકીના સુન્દરમ્‌ના બધા કાવ્યસંગ્રહો-માંથી અનુવાદ માટે કાવ્યો પસંદ કર્યાં છે. પરિણામે, સુન્દરમ્‌ની કવિતાના આત્માનું પ્રતિબિંબ પૂરું અહીં ઝિલાયું છે, અને અનુવાદની આરસી છતાં, એ સ્પષ્ટ છે.

ઇતર ભાષામાંથી માતૃભાષામાં અનુવાદ કરવાનું કામ પણ સરળ નથી અને માતૃભાષામાંથી ઇતર ભાષામાં, આપણી ભાષારૂઢિથી તદ્દન અલગ ભાષારૂઢિવાળી, સાંસ્કૃતિક દૃષ્ટિએ સારા એવા અંતરવાળી અંગ્રેજી ભાષામાં અનુવાદકાર્ય કેટલું કઠિન છે તેનો આ લેખકને જાતઅનુભવ છે. ધનવંતીએ પણ પોતાની મર્યાદાઓ માટે ગુજરાતી પંડિતોની ક્ષમા 'ફૉરવર્ડ'માં યાચી જ છે. 'નાચીજની કહાણી'થી ૧૯૯૧માં એમણે આરંભેલું કાર્ય દસ વર્ષે પૂર્ણાહુતિ પામે છે તે અનુવાદ પાછળની કઠિનતા સૂચવે છે એથી વધારે, પોતાના અનુવાદને વધારે ને વધારે મઠારવાની ધનવંતીની વૃત્તિનું દર્શન કરાવે છે.

સુન્દરમ્‌ના એક પ્રખ્યાત મુક્તકનો અનુવાદ જોઈએ :

*તને મેં ઝંખી છે*
*યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.*

ધનવંતીનો અનુવાદ :

I have longed for thee
With the burning thirst of Sahara sands
Scorched through ages.

મૂળ મુક્તકનું લાઘવ બરાબર જાળવી, મૂળમાંની ચોટને પણ ધનવંતીએ સફળતાથી રજૂ કરી છે.

'ચલો ચમેલી'માંથી થોડી પંક્તિઓ લઈએ :

*મેં નયનોમાં પુષ્પનયનની*
*પરિમલધારા પૂર્ણ ભરી છે,*
*અહો બગીચે છટા હરિત કો*
*તવ વસનો શી હરીભરી છે,*
*ગીતઝરણનાં ચરણ તળાંસી*
*કૈંક મોતીડાં કશાં ઢળ્યાં છે,*
*ચલો ચમેલી, સાંજ ખીલી છે.*

ધનવંતીનો અનુવાદ :

My eyes are brimming with the fragrance
Flowing from the eyes of flowers,
The garden's green elegance
Has donned thy vestures' opulence,
And from the cascade's caressed feet
Lustrous pearls are rolling out,
Come on Chameli,
As evening unfolds.

આ અનુવાદખંડ ધનવંતીની અનુવાદ કરવાની સફળતાની સાથે એમની એક નિર્બળતાને પણ વ્યક્ત કરે છે. અંગ્રેજી રૂઢિ અનુસાર નિર્જીવ પદાર્થોની સંબંધક વિભક્તિ 'sથી દર્શાવી શકાતી નથી. અહીં garden's green elegance, vestures' opulence અને cascade's caressed feet એમ ઉપરાછાપરી ત્રણ પંક્તિઓમાં રૂઢિભંગ થયો છે. છપાયેલા પુસ્તકમાં vesturesમાં એ છપાયો નથી તે જુદી વાત અનુવાદમાં માતૃભાષાની પકડમાંથી છૂટવું અતિ કઠિન છે.

'પુષ્પ થૈ આવીશ'ની એક કડી અને એનો અનુવાદ જોઈએ :

*હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં,*
*તું નાનકી બાળા હશે કોડે ભરી કૌમાર્યના,*
*હું કેશ તારે લાડીલી વેણી બની ઝૂલીશ,*
*તારા કાનમાં ઝૂલી કપોલે તાહરે ગેલીશ,*
*કે ગજરો બની તારા કરે મોહીશ, મોહીશ સર્વનાં મન,*
*તું ભલે કો સ્વપ્નની ડાળે ચડી મુજને જતી બસ વિસ્મરી.*

ધનવંતીનો અનુવાદ :

I shall come to thee in the guise of a flower,
Thou a maiden, full of life and longings-
I shall sway in the bouquet on thy braid,
Dangle from the ears and tingle thy cheek;
Be a wreath round your wrist,
Enchanting every heart; whilst thou
Hovering high on some dream-bough
Shalt forget me totally.

અનુવાદ મૂળ કાવ્યના ભાવને સરસ અને સફળ રીતે રજૂ કરે છે.

આ સરસતા અને સફળતાનાં બાધક તત્ત્વો આ અનુવાદમાં જોવા મળે છે તે કોઈ સ્થળે શબ્દની સાચી અર્થછાયા ધ્યાન બહાર રહી જવાથી શબ્દપસંદગી ખોટી થઈ છે તે, અને ઉપર ઉલ્લેખ કર્યો છે તે માતૃભાષાની પકડનું પ્રતિબિમ્બ પાડતો સામાસિક પદોનો પ્રયોગ. schoolmaster, waterfall, ringworm, road-block, petrochemical જેવા સમાસો અંગ્રેજીમાં પણ છે, પરંતુ Venus-smile (The Footprints of The Immeasurable), altar-throne (Salute), wonder-warmth, ocean-eyes (The Story of a Nobody) જેવા પ્રયોગો રુચિકર નથી જણાતા, તો full-bloomed (I Sing Thy Song), world-destroying (Sri Aurobindo), ocean-whirls (Sri Aurobindo) જેવા પ્રયોગો સ્વીકાર્ય બને તેવા છે.

શબ્દની અર્થછાયાની વાત કરી છે તેનું દૃષ્ટાન્ત Salute ('નમું'ના અનુવાદ)માંથી સાંપડે છે. એ કાવ્યની પ્રથમ પંક્તિ છે :

*નમું તને, પથ્થરને ? નહીં, નહીં,*

એનો અનુવાદ આ પ્રમાણે કરવામાં આવ્યો છે :

Salute thee, Statue ? Stone ? No, No.

મૂળ કાવ્યમાં પ્રતિમાનો, મૂર્તિનો ઉલ્લેખ નથી અને અનુવાદમાં છે તેની સામે વાંધો લેવા જેવું નથી, કારણ મંદિરમાં છે તે સાદોસીધો પથ્થર નથી, પણ પથ્થરમાંથી-કે કાષ્ઠમાંથી કે કોઈ ધાતુમાંથી-કંડારેલી પ્રતિમા છે; પણ statue એટલે 'a sculptured, cast, carved, or moulded figure of a person or animal, esp. life-size or larger' (The Concise Oxford Dictionary). statueનો અર્થ પ્રતિમા કરીએ તો પણ એ પૂજાર્હ પ્રતિમા નથી.

પૂજાર્હ પ્રતિમા માટે એ જ ડિક્શનરી idol-an image of a deity etc. used as an object of worship-શબ્દ આપે છે. અમદાવાદમાં આશ્રમ માર્ગ ઉપર છે તે ગાંધીજીનું statue છે. રાજકોટમાં અને અન્યત્ર જાહેર માર્ગો પર સ્વામી વિવેકાનંદની પ્રતિમાઓ મૂકવામાં આવી છે તે સઘળી statues જ કહેવાય. પરંતુ, રાજકોટના શ્રી રામકૃષ્ણ આશ્રમમાં આવેલા મંદિરમાં શ્રી રામકૃષ્ણ પરમહંસની જે પ્રતિમા રાખવામાં આવી છે તે idol કહેવાય. કવિ સુન્દરમ્‌ની વિવક્ષા પણ આવી મંદિર-સ્થિત મૂર્તિની-idolની-જ હતી.

આ ચીંધણાનો હેતુ અનુવાદને ઉતારી પાડવાનો નથી જ. શ્રી ધનવંતીબહેનના આ અનુવાદો મૂળને પૂરો ન્યાય આપનારા અને મૂળના સૌન્દર્યને અવતારનારા ન હોત, તો Forewordમાં ધનવંતીએ દર્શાવ્યા મુજબ, "...Why so few translations ?....Please, Dhanavantiben, go ahead and translate more poems of Sundaram and place them before a wider public..." એમ મેં એમને લખ્યું જ ન હોત.

'શ્રી અરવિંદ' પરના કાવ્યના અનુવાદનો ઉપાડ કેવો વેધક છે !

O Thou, who, having crossed all human shores
Hast in a single step conquered the seven nether worlds...

'મારાં કુસુમો'ના અનુવાદનો ઉપાડ પણ એવો જ, જકડી લે તેવો છે :

When my buds bloomed,
My heart with their pollen was so imbued,
The melodies of earth all waned to nought.

'ઘણ ઉઠાવ'ના અનુવાદનો ઉપાડ પણ એટલો જ આકર્ષક છે :

There's so much to shatter, strike hard,
O my arm !
To break, to batter, heave thy hammer.

ધનવંતીબહેને 'નમું'ના અનુવાદમાં કર્યું છે તેમ, અહીં લાઘવનો આશ્રય લઈ સીધું So much to shatter...કર્યું હોત તો, કદાચ, વધારે અસરકારક બનત. બીજી બાબત પણ કોઈના લક્ષમાં આવે તેવી એ છે કે, ઘણ-કે કશું પણ-હાથ-hand-થી પકડાય; arm એટલે ખભાથી કાંડા સુધીનો ભાગ; CODમાં જણાવ્યા પ્રમાણે : "Each of the two upper limbs of the human body from the shoulder to the hand" અને hand માટે COD નીચે પ્રમાણે સમજણ આપે છે : "The end part of the human arm beyond the wrist, including the fingers and thumb." વસ્તુને પકડવા માટે hand વપરાય, handમાં પકડેલા ઘણનો ઘા મારવા માટે armને ઊંચો કરવો પડે. ગુજરાતી શબ્દ 'હાથ' આ બંને અવયવો *માટે વપરાય છે. ગરબડ થવાનો સંભવ એ કારણે છે.*

'વિરાટની પગલી'ના અનુવાદનો આરંભ પણ ચિત્તાકર્ષક છે :

In my soul's sacred mansion,
do set thy feet, O Lord !

'તે રમ્ય રાત્રે'માંની કેટલીક પંક્તિઓનો ચોટદાર અનુવાદ વાંચીએ :

From her garment's guarded pleat
Shot out an arm, Cupid's arrow.
And her body, arched like a stringed bow,
She thundered : 'You cannot go !'

કવિએ 'વસુધા'માં જેને યુગોથી ધીખેલા સહરાની તરસથી ઝંખી હતી તે 'ઉત્કંઠા'માં કવિને લાધી છે. 'અહીં તે છે' કાવ્યના અનુવાદ 'She Is Here'ના આરંભની પંક્તિઓમાં આ એકરાર છે :

The one I longed for,
with the burning thirst
Of Sahara's sands, is here now.

સમગ્ર અનુવાદ સુન્દર છે.

Now, we will tell the litte ones of all the world,
The elders, the suffering and woe-begone,
Those who hope and who have ceased to hope,

The minds bogged down in reason's evil charms,
The ascetic heart striving in his upward soar;
Come here, come eye all, bring each your bowl
Of inner self, for SHE, all nectar is,
And has for your sake, assumed a human form.

લેખના આરંભમાં સુન્દરમ્‌ના વ્યક્તિત્વના સર્વાંગીણ પરિવર્તનનો ઉલ્લેખ કર્યો છે. ધનવંતીબ્હેને અનુવાદ માટે પસંદ કરેલાં કાવ્યો-'તે રમ્ય રાત્રે'નો પણ એમણે અનુવાદ કર્યો છે-માં સુન્દરમ્‌માંના આ પરિવર્તનને પ્રતિબિમ્બિત થતું જોઈ શકાય છે. '૧૩-૭ની લોકલ'નો, 'ઈટાળા'નો, 'ભંગડી'નો અનુવાદ ભલે નથી અપાયા. ધનવંતીએ સુન્દરમ્‌ના કાવ્યકર્મની આ નાનકડી છબિ સફળતાપૂર્વક રજૂ કરી છે એ બદલ એ અભિનંદનનાં અધિકારી છે.

[Selected Poems of Sundaram : Translator Dhanvanti, Gujarat Sahitya Academy, Town Hall Campus, Sector 17, Gandhinagar - 382 017, Price Rs. 55/-.]



*પહેલા દિવસની રાત ઢળી,*
*આવડી ભયંકર પરિસ્થિતિ*
*પસાર કરી આવેલી હું,*
*આભારથી ઝૂકેલી હતી.*
*મેં કહ્યું મારા આત્માને :*
*"ગા, હવે તું, તારું ગાન."*

*એણે કહ્યું :*
*"તાર મારા તૂટી ગયા છે.*
*ગજ મારો કણ કણ બની*
*વીખરાઈ ગયો છે."*
*અને પછી સવાર સુધી*
*એણે મને આપ્યું કરવા સમારકામ.*

*ત્યારે મારા ચહેરા સામે*
*ગઈ કાલ જેવો જ*
*એક પ્રચંડ દિવસ*
*ઉકેલવા માંડ્યો*
*એનો કંપાવતા ત્રાસનો વીંટલો.*
*જ્યાં સુધી આંખો મારી*
*ઢંકાઈ ગઈ પૂરેપૂરી.*

**એમિલી ડિકિન્સન / અનુ. ધનવન્તી**

## જિંદગી*

*જિંદગી જુગટા સમી : એક પ્યાદું ચાલીએ,*
*કિસ્મત મહીં જે હોય તે-જીત કે હાર પામીએ.*

*જિંદગી એ ફૂલ છે, સુગંધ એની પ્રસરીએ,*
*જગને ગમે કે ન ગમે, એની તમા ના રાખીએ.*

*જિંદગી એ આગિયો, ચમકે ઘડી કે બે ઘડી,*
*જેને મળે તેને ગમે - સંતોષ એમાં માનીએ.*

*જિંદગી યાત્રા ગણો, મંઝિલ મળે કે ન મળે,*
*પ્રસાદ જો મીઠો મળે તો ભાગ્ય મોટું માનીએ.*

*જિંદગી પૂજા સમી - એ ફળે કે ન ફળે,*
*રહસ્ય જો સમજાય તો તેમાં સફળતા માનીએ.*

*જિંદગી સમસ્યા સમી - સરળ કે ગૂંચવાળી હો,*
*'ઉદ્દેશ' જો એમાં ભળે તો ધન્યતા બસ માનીએ.*

**ધર્મેન્દ્ર મ. માસ્તર (મધુરમ્)**

* 'ઉદ્દેશ' અને તેના વિદ્વાન તંત્રીને સાદર.

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સાહિત્યવિવેચન અને સાહિત્યસંશોધનને ક્ષેત્રે તુલનાનો વિષય હંમેશાં ધ્યાન ખેંચનારો છે. આ વિષય જેટલો રસપ્રદ છે એટલો જ જોખમકારક છે. જુદા ઇતિહાસો, જુદાં પરિબળો અને જુદી પરિસ્થિતિઓ વચ્ચે ઊભા થતા પ્રવાહો કે કિસ્સાઓને જ્યારે એકસરખા ગણીને ચાલીએ અને ઉત્સાહ-પૂર્વક ખોટા નિષ્કર્ષો પર આવીએ ત્યારે ગૂંચવાડાઓ એકઠા થવાને બદલે વધવાનો સંભવ વિશેષ છે. અલબત્ત, એક-સરખાપણાનો નહીં, પણ સમાન્તરતાઓનો અભ્યાસ સાવધપણે મનુષ્યમનનાં સંચલનોની કેટલેક અંશે સમાન-ગતિને એના વિરોધના પરિપ્રેક્ષ્ય સાથે ગ્રહણ કરી શકે તો એકંદરે સાહિત્યસમજને વ્યાપ જરૂર આપી શકાય છે.

સુધારકયુગની દાંડી પીટનાર નર્મદનું પાક્ષિક વર્તમાનપત્ર 'ડાંડિયો' નર્મદે કહ્યું છે તેમ '' 'ધ સ્પેક્ટેટર'ના જેવું લખાણ કાઢવું''-ના આશય સાથે પ્રગટ થયું હતું અને ત્યારથી 'ડાંડિયો'ની ચર્ચા વખતે જોસેફ઼ ઍડિસન (Joseph Addison) અને રિચર્ડ સ્ટીલ (Richard Steele)ના તંત્રીપદા હેઠળ માર્ચ ૧૭૧૧થી ડિસેમ્બર ૧૭૧૨ સુધી અને પછી જૂન ૧૭૧૪થી ડિસેમ્બર ૧૭૧૪ સુધી ચાલેલા દૈનિક 'ધ સ્પેક્ટેટર'નો ઉલ્લેખ કરવામાં આવે છે. 'ધ સ્પેક્ટેટર'માં રાજકારણ સંપૂર્ણ બાકાત રાખવામાં આવેલું હતું અને સાહિત્ય, ધર્મ અને નીતિને લગતાં લખાણોનો સમાવેશ કરવામાં આવેલો એ વાત એમાં લગભગ ભુલાઈ જાય છે.

નર્મદના 'ડાંડિયો'એ સામાજિક પ્રશ્નો ઉપરાંત રાજકીય પ્રશ્નો પરત્વે પણ સારી પેઠે ધ્યાન આપ્યું છે. સમાજના દુષ્ટ રિવાજો, એનાં પાખંડ, ઢોંગ અને દૂષણો પર તો પ્રહારો ખરા જ, પણ જિલ્લાઓના અમલદારના જુલમ કે તુમાખીના અથવા લાંચરુશવતના બનાવો પણ એમાં છોડાયા નથી. સરકારી સમરી સેટલમેન્ટો, મ્યુનિસિપલ કમિટીનાં વહીવટ-કાર્યો, તત્કાલીન ધાર્મિક આચાર્યોની વિલાસિતાઓ-આ બધાંયને 'ડાંડિયો' અડફેડમાં લઈને ચાલ્યો છે.

ઓગણીસમી સદીના પૂર્વાર્ધના અંતમાં અંગ્રેજી તાબા હેઠળની પ્રારંભકાળની ઔદ્યોગિકીકરણની પછાત, ધીમી, પ્રાકૃત અને બિનકાર્યક્ષમ ગતિ વચ્ચે શાસિત પ્રજા તરીકેનું માનસ જે રીતે જોવાય છે, જે રીતે સામાજિક રૂઢિઓની ધૂંસરી, ઘોર અજ્ઞાન અને વહીવટી શોષણ જોવાય છે, જે રીતે યાતના અને જુલમો દ્વારા મનુષ્યની અવહેલના થતી જોવાય છે, બરાબર એવી જ સ્થિતિ એ સમયે રશિયન સામ્રાજ્યમાં વસતી પ્રજાની હતી. જેમ નર્મદ એમ ત્યાં પણ નવા ઉગ્રવાદીઓની નવી પેઢી આકાર લઈ રહી હતી એમાં આલેકઝાન્દર હેર્ઝને (Alexander Herzen) એના અભિપ્રાયો અને એની પ્રવૃત્તિઓ દ્વારા રશિયાની સામાજિક વિચારણાની દિશા બદલી નાખી છે. એની સંસ્મરણાત્મક આત્મકથા 'મારો ભૂતકાળ અને મારા વિચારો' (My Past and Thoughts) તો એના સમકાલીન લેખકો તોલ્સ્તોય, તુર્ગેનેવ કે દોસ્તોયેવ્સ્કી જેવા સમર્થ લેખકોની હરોળમાં એને સ્થાન અપાવે એવી છે.

પણ સૌથી વધુ રસપ્રદ બાબત તો એ છે કે નર્મદના 'ડાંડિયો'ની જેમ એણે ઓગારેવ (Ogarev)ની સાથે રહી 'The Bell' (Kolokol) નામનું મુખપત્ર પહેલાં લંડનથી અને પછી જિનીવાથી કાઢ્યું છે. આનો સમયગાળો, લગભગ 'ડાંડિયો'ની સમાન્તર, ૧૮૫૭થી ૧૮૬૭નો રહ્યો છે. આ મુખપત્ર રશિયન એકહથ્થુતાની સામે વ્યવસ્થિત ક્રાંતિપ્રચારનું સાધન બન્યું. ગુપ્ત માર્ગોએ રશિયામાં પહોંચતું; એને ઉચ્ચ અધિકારીઓ તો વાંચતા, પણ કહેવાય છે કે એમ્પરર પોતે પણ વાંચતા. પોતાને મળતા પત્રો અને અંગત સંદેશાઓને આધારે હેર્ઝન રશિયન અમલદારશાહીના ભ્રષ્ટાચાર, ન્યાયપ્રપંચો અને જુલમોને તેમજ વગ ધરાવતા અધિકારી-ઓની અપ્રામાણિકતાઓને દસ્તાવેજી પ્રમાણોથી અને મૂંઝવતા પ્રશ્નોથી પ્રકાશમાં લાવતો.

ટૂંકમાં, નર્મદે જેમ ગુજરાતી પ્રજાજીવનની કુરૂપતાને, તેમ હેર્ઝને રશિયન પ્રજાજીવનની કુરૂપતાને ઢંઢેરો પીટીને જાહેર કરેલી. 'ડાંડિયો'માં દાંડી પીટી રોન ફ઼રનારનો જેમ સંદર્ભ છે, બરાબર એવો જ સંદર્ભ હેર્ઝનના 'ઘંટ' (The Bell)માં છે. એકે ડાંડિયાના સાદે તો બીજાએ ઘંટના નાદે પ્રજાજાગૃતિનું સામાજિક અને રાજકીય ઉદ્દામવાદી કાર્ય સંભાળ્યું છે.

ભવિષ્યના સંશોધકે નર્મદ સંદર્ભે 'ધ સ્પેક્ટેટર' ઉપરાંત 'ધ બેલ'નો અભ્યાસ કરવો હવે જરૂરી બન્યો છે.



## ભાંગી પડેલા ભાંગેલા ભુજને

ઊઠ, ફરી હુંકાર કરીને,
થઈ જા ઊભો,
આ લઈ લે મારાં કેલિપર્સ ને કાખઘોડી,
તૂટી પડેલા શ્વાસને જોડી.

ચાલ્યો
વરસોનાં વરસો
તારા અતીતને લઈ સાથે .
એની ભવ્યતાનો સઘળો લઈને
મેઘાડંબર માથે.

તારું ખમીર
મારું ખમીર થઈને ઝળક્યું
રૂંવેરૂંવે,
આંજી ખુમારી તારી
મારી આંખોનું નૂર ચળક્યું.

બૂંગિયો
ગાજિયો
મારા પંડના પડમાં
પડઘાતા આ
હણહણતા તોખાર,
એના ડાબલા વાગે :
ઊછળી રહેલા લોહીના થડકાર
પ્રતાપી પૂર્વજોના.

અડીખમ ઊભો રાખ્યો
મને-પંગુને
હેમાળા જેવા
ધીણોધર શો;
ચલાવ્યો
કેલિપર્સ ને કાખઘોડીથી
રણમાં ઊઠતી ડમરીઓની શિપ્ર ગતિએ,
આ નસકોરાંમાં
સાગરના ઘુઘવાટ ભરીને...

અને-અને આ શું જોઉં છું,
ક્યાં સુધી-ક્યાં સુધી આ જોયા કરું હું
તને આમ ને આમ-
આમ ઘસડાતો
ખરડાતો આમ
તડફડાટ-કણસાટ વચાળે
રગદોળાતો આમ
ભૂલીને ભાન
મૂકીને માન
નફ્ફટ થઈને !
બેશરમ, લે ચાલ,
ઉઠાવ, મારાં કેલિપર્સ ને કાખઘોડી.*

**ધીરેન્દ્ર મહેતા**

* શારીરિક ક્ષતિવશ કવિ ઊભા રહેવા માટે અને ચાલવા માટે ડબલ કેલિપર્સ અને ક્રચિઝનો ઉપયોગ કરે છે.



## તિરાડો

કંકાલ થઈને ઊભી છે ઇમારતો,
ભાંગી પડેલા પગની જેમ
વળી ગયેલા થાંભલાઓનો
માંડ માંડ ટેકો લઈને...
આંતરડાંની જેમ
બહાર નીકળી આવીને
લટકી રહ્યા છે સળિયાઓ...
ફાટી ગયેલી આંખો જેવી
ફટાસ બારીઓ
ખૂંપી ગઈ છે
અતાગ શૂન્યતામાં...
પણ આ બધું
ડરામણું નથી મારે માટે;
બિહામણી તો છે
આ તિરાડો,
ધરાનો કમ્પ ચીતરાયો છે એમાં.
મારા ઘરની દીવાલો પર,
અગમ્ય હસ્તરેખાઓ જેવી,
ક્યાંથી પ્રગટ થઈ આ તિરાડો !
જોઉં છું,
વિસ્ફારિત થઈને વિસ્તરી રહી છે,
અનાગત રહસ્યને
માર્ગ ચીંધતી
આ છેડેથી પેલે છેડે...

**ધીરેન્દ્ર મહેતા**

Uddesh (A literary cultural monthly) August 2001 ISSN 0971-6599
Licensed to post without prepayment, Licence No 188 R No. GUJ 156/2000

શરીરને કંકણની ઉપમાં આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નભી શકે.

મહાત્મા ગાંધી (ગંગાબહેન પરના તા. ૮.૫.૩૧)

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

ર્ષ બારમું : અંક બીજો

સપ્ટેમ્બર . ૨૦૦૧

તંત્રી

રમણલાલ જોશી

૧૩૪



# ઉદ્દેશ

વર્ષ : બારમું | અંક : બીજો | સળંગ અંક : ૧૩૪

અનુક્રમ : સપ્ટેમ્બર ૨૦૦૧



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ ઍપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

સપ્ટેમ્બર ૨૦૦૧

સર્વભાષા સરસ્વતી



# એ દેશની ખાજો દયા

દોસ્તો, સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા
જ્યાં ધર્મનો છાંટો નહીં, ફિરકા છતાં ફાલી રહ્યા,
સૂત સફરાં અંગ પે – પોતે ન પણ કાંતે વણે,
જ્યાફતો માણે – ન ભૂમિપાક પોતાનો લણે.
લોક જે દારૂ વિદેશી રોજ ઢીંચે ખંતથી,
વતન કેરું મધ પરંતુ જેમણે ચાખ્યું નથી.
રંગ છે બહાદુર ! બિરદાવી ફુલેકે ફેરવી
જે પ્રજા નાચી રહે ગુંડા ટણકને ટેરવે,
ને દમામે જીતનારાને ગણે દાનેશરી,
હાય, એવા દેશના જાણો ગયા છે દી ફરી.

ભાવનામાં વાસના કેરાં વછોડે આંગળાં
જિંદગીમાં એ પિશાચીનાં પછી ચાટે તળાં,
મરસિયા વિણ મોકળું કયાંયે ગળું ના મૂકતાં,
એકલી ડંફાસ ખંડેરો મહીં જઈ ફૂંકતાં,
માંચડે ફાંસી તણે ચડતાં કપાતાં ખંજરે
એ વિના જે હરફ હોઠે કાઢતાંયે થરથરે,
જાણજો એ લોકને કાજે રહ્યાં છે છાજિયાં,
દોસ્તો સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા.

લોકનેતા લોંકડી શા જ્યાં કપટના કાંધિયા,
ભૂર ભાષાના મદારી હોય પંડિત વેદિયા,
નામ ફૂટીને કળાનું થીગડાં મારી ફરે,
જ્યાં જુવાનો નકલ-નખરામાંય ફિસિયારી કરે,
નવા રાજાને કહે વાજાં વગાડીને, જિયો !
જાય તો પાછળ ઉડાડી ધૂળ બોલે હુડિયો,
ને છતાં એ કોઈ બીજાને પછી સત્કારવા
એ જ નેજા ! એ જ વાજાં !
એ જ ખમ્મા, વાહ વા !
જાણજો એવી પ્રજાના ખીલડા ખૂટલ થયા,
દોસ્તો સફરના સાથીઓ, એ દેશની ખાજો દયા.

મૂક જર્જર જ્યાં મહર્ષિઓ અવસ્થા કારણે,
જેમના શૂરાજનો પોઢ્યા હજી છે પારણે,
ભાગલા પાડી ઉડાડે નોખનોખી જે ધજા
ને બધા એ ભાગ પોતાને ગણે આખી પ્રજા !
જાણજો એવી પ્રજાના પ્રાણ પરવારી ગયા –
દોસ્તો, સફરના સાથીઓ એ દેશની ખાજો દયા.

(ખલીલ જિબ્રાનના '*Pity the Nation*'નો અનુવાદ)

**અનુવાદક : મકરન્દ દવે**

['પ્રતિરૂપ' પુસ્તકમાંથી]

# ઉદ્દેશ

વર્ષ : બારમું     અંક : બીજો     સળંગ અંક : ૧૩૪

અનુક્રમ : સપ્ટેમ્બર ૨૦૦૧



પ્રકાશક : રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા ૧૫૦, વિદેશમા (એરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન . ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મેગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

અને નિહાર અને પુત્રી નિવેદાને વિલાપ કરતાં મૂકી ગયા છે. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે અને કુટુંબીજનોને એમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

### ગુજરાત સાહિત્ય સભાની સને ૨૦૦૦ના વર્ષની વાર્ષિક સમીક્ષા

આ સમીક્ષાનું કાર્ય ડૉ. મધુસૂદન પારેખને સોંપવામાં આવ્યું છે. એટલે લેખકો અને પ્રકાશકોને પુસ્તકો નીચેના સરનામે મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે :

ડૉ. મધુસૂદન પારેખ
એ-૩, લિંકન એપાર્ટમેન્ટ્સ,
મણિનગર,
અમદાવાદ - ૩૮૦ ૦૦૮.

### ગુજરાત સાહિત્ય સભા તરફથી સનત્કુમારી મહેતા પારિતોષિક

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર ત્રણ વર્ષે એનાયત થતું સનત્કુમારી મહેતા પારિતોષિક ત્રણ શ્રેષ્ઠ લેખિકાઓને આપવાનું હોઈ ઈ.સ. ૧૯૯૫, ૧૯૯૬, ૧૯૯૭ તથા ઈ.સ. ૧૯૯૮, ૧૯૯૯ અને ૨૦૦૦નાં વર્ષ દરમ્યાન પ્રગટ થયેલાં પુસ્તકો ડૉ. મધુસૂદન પારેખને ઉપરના સરનામે મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે.

### 'ગુજરાતના સારસ્વતો'ની સંશોધિત-સંવર્ધિત આવૃત્તિ

શ્રી કે. કા. શાસ્ત્રી સંપાદિત 'ગુજરાતના સારસ્વતો'ની સંશોધિત-સંવર્ધિત આવૃત્તિ તૈયાર થઈ રહી હોઈ ડિસેમ્બર ૨૦૦૦ સુધીમાં જેમનું પુસ્તક પ્રકાશિત થયું હોય તેવા સૌ સર્જકોએ પોતાની વ્યક્તિગત માહિતી ૩૦ સપ્ટેમ્બર ૨૦૦૧ સુધીમાં મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે. માહિતી મોકલવાનું સરનામું :

ડૉ. શ્રદ્ધા ત્રિવેદી
શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ,
આશ્રમ રોડ,
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

### પુસ્તક વર્ષ નિમિત્તે સાહિત્ય સંગમની સસ્તાં પુસ્તકોની યોજનાઓ

ગુજરાતની જાણીતી પ્રકાશન સંસ્થાઓ સાહિત્ય સંગમ અને સાહિત્ય સંકુલ તરફથી આ અંગે સસ્તાં પુસ્તકોની યોજના કરવામાં આવી છે. રસ ધરાવનારે સાહિત્ય સંગમ, ગોપીપુરા, સૂરત - ૩૯૫ ૦૦૧નો સંપર્ક કરવો.

### ભૂલસુધાર

'ઉદ્દેશ'ના ઑગસ્ટ ૨૦૦૧ના અંકમાં પ્રથમ લેખ મ. અ. મેહેંદળેનો છે અને નહીં કે મ. હ. મેહેંદળેનો. આ સુધારો કરવા વિનંતી છે.



## પ્રશ્ન

*ફેરફૂદડી ફરવી છે,*
*રમત અધૂરી રમવી છે ?*
*કથા પ્રેમની મીઠી મીઠી*
*છેલ્લા શ્વાસે જપવી છે ?*
*જીવતર સકળ રણમાં રોળ્યું,*
*મૃગજળક્રીડા કરવી છે ?*
*કિતાબ કોરી આખેઆખી,*
*સ્મરણસંહિતા લખવી છે ?*
*સુક્કા વૃક્ષે કૂંપળ ફૂટે,*
*અચરજલીલા રચવી છે ?*

**મુકુન્દ પરીખ**

*પડતર જમીન મેં પેખી નથી.*
*દરિયો કદી મેં દેખ્યો નથી.*
*તે છતાં જાણું હું નક્કી*
*કેવું હશે એક ઝાંખરું*
*ને કેવો હશે તરંગ.*
*નથી કરી મેં ગોઠડી*
*કદીયે પ્રભુની સંગ.*
*સ્વર્ગમાં નથી કરી મેં સહેલ.*
*તો પણ નિશ્ચિત જાણું ઠેકાણું*
*જાણે મળી કો નકશાકૃતિ.*

**એમિલી ડિકિન્સન / અનુ. ધનવન્તી**

તંત્રી

## ગુજરાતના સંસ્કારજીવનની વિભૂતિ 'દર્શક'ની વસમી વિદાય

ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યસર્જક, કેળવણીકાર અને ચિંતક શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'નું તા. ૨૯ ઑગસ્ટ ૨૦૦૧ ને બુધવારે અમદાવાદમાં અવસાન થતાં ગુજરાતના સંસ્કારજીવનને ન પુરાય એવી ખોટ પડી છે. મનુભાઈની 'કીર્તિદા' નવલકથા 'ઝેર તો પીધાં છે જાણી જાણી' આપણા બધાને સુપરિચિત છે. આ નવલકથાને ભારતીય જ્ઞાનપીઠનો મૂર્તિદેવી એવૉર્ડ મળ્યો હતો. 'ઝેર તો પીધાં છે જાણી જાણી'ના પહેલા અંકની પ્રસ્તાવનામાં સદ્‌ગત સાક્ષર ડોલરરાય માંકડે એની ચિંતનાત્મક ભાષા વિશે મનભર પ્રશંસા કરેલી. મનુભાઈએ 'બંધન અને મુક્તિ', 'પ્રેમ અને પૂજા', 'દીપનિર્વાણ', 'સૉક્રેટીસ' વગેરે કૃતિઓ આપી છે. ઉમાશંકરે 'દીપનિર્વાણ' વિશે લખેલું કે ગોવર્ધનરામે નિરૂપેલા સાક્ષરજીવનના ઉચ્ચ આદર્શની જેનામાં કંઈક ઝાંખી થતી હોય એવા એક લેખકની આ કૃતિ છે, એમ કહી ગોવર્ધનરામ પછીની એક અગ્રગણ્ય નવલકથા તરીકે ઓળખાવી હતી. 'સૉક્રેટીસ'ને દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ મળેલો. એના વિશે લખવાનો પ્રસંગ આવેલો. એમનાં અન્ય પુસ્તકો વિશે પણ પ્રસંગોપાત્ત લખેલું. તેમનાં અનેક સંસ્મરણો છે. એમની સાથે જાહેર સંસ્થાઓમાં કામ કરવાની તક પણ મળેલી. મનુભાઈ જેવાને અનેક પારિતોષિકો કે માનપાન મળ્યાં હોય તે સ્વાભાવિક છે. અનેક સાહિત્યસ્વરૂપોમાં કામ કર્યું હોવા છતાં તે એક મોટા ગજાના નવલકથાકાર તરીકે સ્મરણીય રહેશે. તેમના એક પુસ્તકના અવલોકનમાં મેં લખેલું કે તેમનાં પત્ની વિજયાબહેનના વાત્સલ્યથી પ્રભાવિત થયેલો, અને વિજયાબહેનનું વ્યક્તિત્વ મનુભાઈના વ્યક્તિત્વ કરતાં વધારે ચઢિયાતું લાગે છે. એમના અવસાન બાદ 'જનસત્તા'ની મારી કૉલમમાં તા. ૧-૯-૨૦૦૧ના રોજ મનુભાઈનાં જીવનકાર્ય અને સાહિત્યિક પ્રદાન વિશે લખવાનું થયેલું. આવા શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'નું ૮૭ વર્ષે અવસાન થતાં ગુજરાતના સંસ્કાર-જીવનમાં જાણે કે શૂન્યાવકાશ સર્જાયો છે. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે, અને તેમના અવસાનનું દુ:ખ સહન કરવાની કુટુંબીજનોને શક્તિ અર્પે એ પ્રાર્થના. સમગ્ર ગુજરાત એ તેમનું બૃહત્ કુટુંબ હતું. એટલે આપણને સૌને એ શક્તિ મળે એમ પ્રાર્થીએ.

## આધ્યાત્મિક પુસ્તકોના લેખક શ્રી હીરાભાઈ ઠક્કરનું દુ:ખદ અવસાન

આધ્યાત્મિક પુસ્તકોના લેખક શ્રી હીરાભાઈ ઠક્કર (જન્મ : ૧૧ જુલાઈ ૧૯૧૮)નું તા. ૨૬ ઑગસ્ટ ૨૦૦૧નાં રોજ દુ:ખદ અવસાન થતાં આધ્યાત્મિક પુસ્તકોના એક અત્યંત લોકપ્રિય લેખક આપણી વચ્ચેથી વિદાય લે છે. તેમણે 'કર્મનો સિદ્ધાંત', 'વેદાંતવિચાર', 'મૃત્યુનું માહાત્મ્ય' જેવાં ઘણાં પુસ્તકો લખેલાં છે. એમનાં પુસ્તકો વિશે લખવાનો પ્રસંગ આવેલો, પણ એ પછી રૂબરૂ મળવાનો પણ ખ્યાલ હતો. ત્યાં તો અચાનક એમના અવસાનનાં સમાચાર આવ્યા. તેમના અવસાનથી આધ્યાત્મિક સાહિત્ય ક્ષેત્રે ન પુરાય એવી ખોટ પડી છે. તેમના અવસાનનું દુ:ખ સહન કરવાની તેમનાં પત્ની શ્રી ભાનુબહેનને, પુત્રીઓ ચિ. મીના અને હેમુને અને અન્ય કુટુંબીજનોને પ્રભુ શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## પ્રસિદ્ધ સાહિત્યકાર અને પત્રકાર અવંતિકુમાર દવેનું દુ:ખદ અવસાન

પ્રસિદ્ધ સાહિત્યકાર અને પત્રકાર તેમજ ગુજરાત સરકારના ભૂતપૂર્વ સંયુક્ત માહિતી નિયામક અવંતિકુમાર દવેનું તા. ૧૭ ઑગસ્ટ ૨૦૦૧ના રોજ અમેરિકાના એટલાન્ટા ખાતે ત્રેસઠ વર્ષની વયે અવસાન થતાં એક સારા કવિ, નાટ્યકાર અને અભ્યાસી લેખકની મોટી ખોટ પડી છે. તેમના પરિચયમાં આવવાની તક મળી હતી. તેઓ તેમની પાછળ પત્ની હર્ષાબેન, પુત્રો મૌલિક

અને નિહાર અને પુત્રી નિવેદાને વિલાપ કરતાં મૂકી ગયા છે. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે અને કુટુંબીજનોને એમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ પ્રાર્થના.

**ગુજરાત સાહિત્ય સભાની સને ૨૦૦૦ના વર્ષની વાર્ષિક સમીક્ષા**

આ સમીક્ષાનું કાર્ય ડૉ. મધુસૂદન પારેખને સોંપવામાં આવ્યું છે. એટલે લેખકો અને પ્રકાશકોને પુસ્તકો નીચેના સરનામે મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે :

ડૉ. મધુસૂદન પારેખ
એ-૩, લિંકન એપાર્ટમેન્ટ્સ,
મણિનગર,
અમદાવાદ - ૩૮૦ ૦૦૮.

**ગુજરાત સાહિત્ય સભા તરફથી સનતકુમારી મહેતા પારિતોષિક**

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર ત્રણ વર્ષે એનાયત થતું સનતકુમારી મહેતા પારિતોષિક ત્રણ શ્રેષ્ઠ લેખિકાઓને આપવાનું હોઈ ઈ.સ. ૧૯૯૫, ૧૯૯૬, ૧૯૯૭ તથા ઈ.સ. ૧૯૯૮, ૧૯૯૯ અને ૨૦૦૦નાં વર્ષ દરમ્યાન પ્રગટ થયેલાં પુસ્તકો ડૉ. મધુસૂદન પારેખને ઉપરના સરનામે મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે.

**'ગુજરાતના સારસ્વતો'ની સંશોધિત-સંવર્ધિત આવૃત્તિ**

શ્રી કે. કા. શાસ્ત્રી સંપાદિત 'ગુજરાતના સારસ્વતો'ની સંશોધિત-સંવર્ધિત આવૃત્તિ તૈયાર થઈ રહી હોઈ ડિસેમ્બર ૨૦૦૦ સુધીમાં જેમનું પુસ્તક પ્રકાશિત થયું હોય તેવા સૌ સર્જકોએ પોતાની વ્યક્તિગત માહિતી ૩૦ સપ્ટેમ્બર ૨૦૦૧ સુધીમાં મોકલી આપવાની વિનંતી કરવામાં આવી છે. માહિતી મોકલવાનું સરનામું :

ડૉ. શ્રદ્ધા ત્રિવેદી
શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ,
આશ્રમ રોડ,
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

**પુસ્તક વર્ષ નિમિત્તે સાહિત્ય સંગમની સસ્તાં પુસ્તકોની યોજનાઓ**

ગુજરાતની જાણીતી પ્રકાશન સંસ્થાઓ સાહિત્ય સંગમ અને સાહિત્ય સંકુલ તરફથી આ અંગે સસ્તાં પુસ્તકોની યોજના કરવામાં આવી છે. રસ ધરાવનારે સાહિત્ય સંગમ, ગોપીપુરા, સૂરત - ૩૯૫ ૦૦૧નો સંપર્ક કરવો.

**ભૂલસુધાર**

'ઉદ્દેશ'ના ઑગસ્ટ ૨૦૦૧ના અંકમાં પ્રથમ લેખ મ. અ. મેહેંદળેનો છે અને નહીં કે મ. હ. મેહેંદળેનો. આ સુધારો કરવા વિનંતી છે.



## પ્રશ્ન

*ફેરફૂદડી ફરવી છે,*
*રમત અધૂરી રમવી છે ?*
*કથા પ્રેમની મીઠી મીઠી*
*છેલ્લા શ્વાસે જપવી છે ?*
*જીવતર સકળ રણમાં રોળ્યું,*
*મૃગજળક્રીડા કરવી છે ?*
*કિતાબ કોરી આખેઆખી,*
*સ્મરણસંહિતા લખવી છે ?*
*સુક્કા વૃક્ષે કૂંપળ ફૂટે,*
*અચરજલીલા રચવી છે ?*

**મુકુન્દ પરીખ**

*પડતર જમીન મેં પેખી નથી.*
*દરિયો કદી મેં દેખ્યો નથી.*
*તે છતાં જાણું હું નક્કી*
*કેવું હશે એક ઝાંખરું*
*ને કેવો હશે તરંગ.*
*નથી કરી મેં ગોઠડી*
*કદીયે પ્રભુની સંગ.*
*સ્વર્ગમાં નથી કરી મેં સહેલ.*
*તો પણ નિશ્ચિત જાણું ઠેકાણું*
*જાણે મળી કો નક્શાકૃતિ.*

**એમિલી ડિકિન્સન / અનુ. ધનવન્તી**

# પારાશર્યનો ગીતવિશેષ

લાભશંકર પુરોહિત

ત્રીશીના ગાળાના આપણા મોટા ભાગના કવિઓ સ્વરાજલડત અને ગાંધીશાસનની સામાજિક/સાંસ્કૃતિક હલચલ સાથે વૈચારિક તેમજ વ્યવહારભૂમિકાએ સક્રિય-પણે સંકળાયેલા રહ્યા હતા. એ કારણે આ સર્જકોની કવિતામાં સમસામયિક રાષ્ટ્રીય ચેતના અને સામાજિક સંચલનોની ગાઢ છાયા, ખાસ તો અંતર્ગત ભાવદ્રવ્યની બાબતમાં, ઝિલાતી રહી. તો કવિતાબંધારણ પરત્વે, લાંબા વા ટૂંકા પટમાં વિચરતી ઊર્મિકવિતાએ છાંદસ પદ્યતંત્રને સશક્ત માધ્યમ તરીકે અંગીકારવાનું વલણ, વ્યાપકપણે, દાખવ્યું હતું. પરંતુ, ત્રીશી પૂર્વે ન્હાનાલાલ, બોટાદકર જેવા કવિઓએ પરંપરાપ્રાપ્ત લયમેળ ધરાવતી ગેય રચનાઓ દ્વારા, વૃત્તેતર પદ્યતરેહોની કાવ્યક્ષમતાનો પરચો પણ આપ્યો હતો. એ કારણે, ત્રીશીના કવિઓનું કાવ્યસર્જન મુખ્યતયા વૃત્તબદ્ધ રચનાઓરૂપે થતું હોવા છતાં, એની સમાંતરે, લયમેળ ધરાવતી ગાનધર્મી ગીતકવિતા પણ સરજાતી રહી.

ત્રીશીના અરસામાં કવિપણાની કારકિર્દીનો આરંભ કરનારા આ કવિઓનું રચનામાધ્યમ, અક્ષરમેળ/માત્રામેળ બંધારણ ધરાવતી છંદતરેહો સાથે લયમેળ સાચવતી ગીતાત્મક તરેહોનો સમાદર કરે છે; પરંતુ '૫૦ પછીના અરસામાં પરંપરિત છંદતરેહો ઉપરાંત અછાંદસ અને લયસ્પૃષ્ટ ગદ્યબંધ પણ કવિતાવાહનની કામગીરી સંભાળતા થાય છે. આ જ અરસામાં, પ્રથમ હરોળના મોટા ભાગના સર્જકો ગીતલેખનથી અળગા થતા રહ્યા. કશા પૂર્વસંકલ્પ વા પ્રતિબદ્ધતાની પરિણતિરૂપે આવું વલણ, કદાચ, ન હોય; બદલાયેલા ભાવસંદર્ભનો આંતરિક દબાવ કે અનુકાલીન કવિઓને કાવ્યયશ આપનારા અજાણ્યા કાવ્યતરીકાની અજમાયશ દ્વારા પ્રસ્તુતતા જાળવી રાખવાની સરત પણ એની પાછળ હોય, એવું બને. ત્રીશીની પેઢીના કવિઓના કિસ્સામાં, બદલાતી જતી કવિપેઢીઓ સાથેનું આવું માધ્યમપરક સાતત્ય, છેક એંસીના દાયકાના અંત પર્યન્ત જળવાઈ રહેલું વરતાશે. પરિવર્તિત કાવ્યધોરણો સાથેનો આવો શબ્દસંવાદ, આપણા કવિતાઈતિહાસમાં, એ કવિઓના સર્ગવિકાસના પર્યાય લેખે પણ ઓળખાતો રહ્યો.

સમયાંતરે બદલાતાં રહેલાં આવાં કાવ્યવલણોનો પ્રતિઘોષ ઝીલ્યા વગર, પોતે આરંભે આંકેલી સર્ગસપાટી પર યાવજ્જીવન વિચરતા રહેલા ગાંધીયુગના કવિઓમાં પારાશર્યની ગણના થઈ શકે. પારાશર્યની સર્જકતાનું મૂળ અનુસંધાન, ભાવ અને નિરૂપણ-ઉભય પરત્વે, પરંપરા તથા પ્રશિષ્ટતા સાથે રહ્યું છે. યુનિવર્સિટીની કેળવણીએ એમને અંગ્રેજી સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓનો પરિચય કરાવ્યો ખરો; પરંતુ પ્રાચીન સંસ્કારમૂલ્યોને ઉપસેવતી કુલપરંપરાને કારણે સંસ્કૃત શાસ્ત્ર અને સાહિત્યની ઘાટી સુગંધ, છેક બચપણથી જ, એમની સર્ગચેતનાને સુવાસિત કરી રહી હતી. એટલે એમની સર્જકતાનું સંચારક બળ અધ્યાત્મરસિત અને જીવનકેન્દ્રી પરંપરા-માન્ય 'શબ્દ' રહ્યો. આ કારણે, પાંચેક દાયકા પર્યન્ત વિસ્તરેલી એમની લેખનપ્રવૃત્તિમાં, પરંપરિત મૂલ્યો પ્રત્યેની ઊંડી શ્રદ્ધા ને અધ્યાત્મભક્તિનો ગૂઢો રંગ સાદ્યંત તરવરતાં રહ્યાં.

પ્રબોધ પારાશર્યનું સહકર્તૃત્વ દાખવતા 'અર્ચન' (૧૯૩૮) પછી, 'સંસૃતિ' (૧૯૪૧), 'ભદ્રા' (૧૯૮૦) એ બે કવિતાસંગ્રહો એમણે આપ્યા. ઉપરાંત 'ફૂલ ફાગણનાં' (૧૯૫૪), 'કંઠ ચાતકનો' (૧૯૭૦), અને 'પ્રાણ પપૈયાનો' (૧૯૭૯) : આ ત્રણ નકરી ગીત-કવિતાના સંચયો મળી, ૭ જેટલા કાવ્યસંગ્રહો એમના મળ્યા. આ સિવાય સામયિકોમાં અત્રતત્ર પ્રકાશિત, પણ ગ્રંથસ્થ થયા વગરની સો જેટલી રચનાઓ પણ એમના ખાતે જમા છે. બધી મળીને લગભગ પાંચ સોના આંકને આંબતી કવિતાઓ પારાશર્ય પાસેથી સાંપડી છે.

પારાશર્યની કવિતાનો એકંદર વળોટ, પ્રયોગશીલતા વા પરિવર્તનથી વેગળો રહીને, પ્રચલિત કાવ્યરીતિને વિશેષપણે મળતો રહે છે. એટલે એમાં એક તરફથી

અક્ષરમેળ/માત્રામેળ છંદોની સફાઈદાર બાંધણી છે; તો બીજી તરફથી આપણી પરંપરિત લયમેળની પદ્યતરેહોનો પણ એટલો જ પ્રશસ્ય વિનિયોગ થયો છે. એમની પ્રાપ્ય રચનાઓનો અર્ધો જથ્થો છંદબંધારણ સ્વીકારે છે; તો અરધોઅરધ સંખ્યા - એટલે કે લગભગ અઢી સોને આળેગાળે-ની રચનાઓ ગીતકવિતાનો લયમેળાપક પદ્યબંધ પ્રયોજે છે. છંદોબદ્ધ રચનાઓની તપાસ એ સ્વતંત્ર મુદ્દો બની શકે; પણ અહીં તો એમની ગીતરચનાઓ, અને એમાંથી પ્રત્યક્ષ ગીતવિશેષની તારવણી ઇષ્ટ છે એટલે ચર્ચા, ગીતકવિતા પૂરતી સીમિત રાખીને ચાલવું યોગ્ય ગણાશે.

*

કાવ્યસર્જનની એમની સુદીર્ઘ લેખનયાત્રા પર ઉપલક નજરે જોતાં પણ એક બાબત તરત દેખાઈ આવશે કે આરંભકાળે, એમનો મુખ્ય ઝોક છંદોબદ્ધ રચના ભણી રહ્યો છે. 'અર્ચન' જ નહિ, તે પછીના બન્ને સંગ્રહો 'સંસૃતિ' અને 'ભદ્રા'માં, મોટા ભાગની કવિતા છંદોમૂલક રહી છે, એની સમાંતરે ગીતપ્રકારની રચનાઓ લખાતી તો રહી છે; પણ એનો પ્રારંભિક પ્રવાહ ઘણો પાતળો છે. પરંતુ ઉત્તરકાલીન સર્જનોમાં ગીતનો પાતળો પ્રવાહ, પૃથુલ બનતો જાય છે. એટલું જ નહિ, આરંભના ગાળાની ગીતરચનાઓમાં પ્રકૃતિ, કુટુંબભાવ, વા પ્રત્યક્ષ વાસ્તવના કશાક ભાવને કેન્દ્રમાં રાખીને ચાલતી ગીતરચનાઓમાં ક્યાંક અર્થાન્તરન્યાસી નિષ્કર્ષ વા કશાક માનવરહસ્યની આછોતરા સંકેતને સાચવવાની રસમ હતી, તે ઉત્તરકાલીન ગીતરચનાઓમાં પાંખી પડતી જાય છે.

પારાશર્યનાં ગીતોનું રચનાબંધારણ પૂર્વપરંપરાને અનુવર્તે છે. પ્રકૃતિના ભિન્નભિન્ન વિલાસો, ઋતુરંગો, વસંત, વર્ષા, સાગર, સરિતા, વહેતાં ઝરણાં, વિજન વગડો, વનસ્પતિ, લૂમઝૂમ વૃક્ષો, ફૂલવેલ : આવી સચરાચર સૃષ્ટિ સાથેનું એમનું હૃદયાનુબંધન, પ્રકૃતિમાં સાકારિત પ્રભુતાને કારણે એમને સાર્થક લાગે છે. પ્રકૃતિનાં વિધવિધ રૂપો વા સ્ફુરણો પ્રત્યેનો આવો અભિગમ પણ, એમના પરંપરાપુષ્ટ સર્ગપિંડને કારણે, બંધાયો લાગે. જીવનવ્યતિરિક્ત વા નિરપેક્ષ પ્રકૃતિસૌન્દર્યના માદક છાકનું નિરૂપણ એમનાં ગીતોમાં ભાગ્યે જ જોવા મળે. માનવ-તાની જેમ પ્રકૃતિ પણ, તત્ત્વતઃ અને મૂલતઃ વ્યાપનશીલ પ્રભુતાનો ચૈતન્યપરિસ્પંદ છે; માનવ-તા સાથેનો એમનો અનુબંધ ઉપયોગમૂલ નહિ, સહયોગમૂલ છે એવું કશુંક દર્શન, પારાશર્યની જીવનદષ્ટિમાં નિહિત છે. એટલે પ્રકૃતિનિરૂપણ કરતી એમની ગીતરચનાઓમાં નિસર્ગના સરલ-સહજ આવિષ્કારોની રમણીય વસ્તુસૃષ્ટિ પ્રત્યે પણ ક્યાંક પ્રેરક અહોભાવ તો ક્યાંક ઊંડા હૃદયનો કૃતજ્ઞતાભાવ આલેખાતો રહે છે.

પારાશર્યના ગીતસર્જનમાં સાદ્યંતપણે, સર્ગપ્રેરણાનું જે પ્રભાવક સ્વરૂપ સક્રિયતા દાખવે છે એ છે એમની અંતઃપ્રતીતિ ને ઊંડી અધ્યાત્મપ્રીતિ. કાવ્યલેખનના આરંભિક તબક્કાનો દેશકાળ સ્વરાજપ્રાપ્તિ માટેની ઉગ્ર લડત ને તદનુષંગી સામાજિક/શૈક્ષણિક આંદોલનનો હતો. પરંતુ આ કવિ, સમસામયિક પરિબળોથી ઝાઝા અભિભૂત થયા વગર, પોતે આંકેલી ને ભીતરથી પ્રમાણેલી સર્ગસરણિ પર વિચરવાનું પસંદ કરે છે. શરૂઆતના ગાળાની રચનાઓમાં રાષ્ટ્રીય પરતંત્રતાની ખટક વા સામાજિક વિષમતાની કણસ બેત્રણ ગીતરચનાઓમાં ઉદ્ગાર પામતી દેખાય છે ખરી; પરંતુ એમાં યુયુત્સાનો ઉદ્રેક કે આવેશયુક્ત દાઝની સીધી સંડોવણી નથી. સ્વરાજ્યની અભિલાષા ને વિશ્વપ્રફુલ્લનનો મીઠો આશાવાદ ગાઈને એ અટકે છે. 'એ દિન આવશે' ('સંસૃતિ') અને 'દેશગીત' ('સંસૃતિ') : આ બન્ને ગીતોમાં આવાં વલણની છાયા ઝિલાતી દેખાય છે. આગળ નોંધ્યું છે તેમ, પ્રકૃતિનું નિતાન્ત નિરપેક્ષ સૌન્દર્ય કે પ્રસન્નકર ઉપસ્થિતિઓ, કેવળ સૌન્દર્યવિભાવ તરીકે, એમનાં ગીતોમાં વિષયરૂપે પ્રગટતાં નથી. એમની આજુબાજુની દુનિયા-ગ્રામપરિસરનાં નદી, ઝરણાં, સરોવર, ડુંગરા, વગડા, ઝાડવાં, પશુ-પંખી, સૂર્ય-ચંદ્રના ઉદય-અસ્ત, ઋતુચક્ર : વસંત, વર્ષા, પાનખર, ગ્રીષ્મ વગેરેનાં સાદાં, સરળ અને અનલંકૃત, કહો કે સ્વાભાવિક-સદૃશ, ચિત્રો થોડાંક ગીતોમાં અવશ્ય મળે. પરંતુ આવાં ગીતોનું આકર્ષણ એમાં પ્રત્યક્ષ થતી સાદી ને સરળ પ્રકૃતિચિત્રણા, ક્વચિત્ કશોક જીવનસંકેત, જ હોય છે. 'ચકલાં ધૂળમાં ન્હાય'-ની આ પંક્તિઓ જુઓ :

"તાપ, બાફ પણ ધૂળ વિષે સુખ એને અમિત જણાય;
ચકલાંને આકારે જાણે ધૂળ ધૂળમાં ન્હાય !
- ચકલાં ધૂળમાં ન્હાય."
(અગ્રંથસ્થ)

-'પાનખરનાં પાન'માંનું આ ચિત્ર પણ જુઓ :
"થરથર ફરફર ખરે, ખરે રે, પાનખરનાં પાન,
રહીરહીને પણ અવિરત આ જાતાં ખરતાં પાન.
એક એક પછી ખરે, હતાં જે તરુ પર નિત મસ્તાન."
(અગ્રંથસ્થ)

ધ્રુવપંક્તિમાંનું ગતિશીલ અંકન તદ્દન સાદી ને આછી રેખાવાળું હોવા છતાં તરત ધ્યાન ખેંચે છે. 'સારસ પાંખ પ્રસારે' શીર્ષકનું ગીત, એના પક્ષવિલાસની ઝીણીઝીણી ગતિ-વિધિઓનાં ચિત્રણને કારણે આસ્વાદ્ય ઠરે એવું છે. વસંત અને વર્ષા : આ બન્ને ઋતુઓના વિધવિધ વિલાસો, એમનાં ગીતોમાં વારેવારે પ્રગટતા રહ્યા છે. એમનો એક ગીતસંગ્રહ જ 'ફૂલ ફાગણનાં' - એવું સૂચક શીર્ષક ધરાવે છે. 'લળુંબે ઝળુંબે', 'વ્હાલેરું બીજનું રૂપ', 'વરસે અનરાધાર' વગેરે ગીતોમાં મેઘની આતુર પ્રતીક્ષા, આગમનનો સચરાચર ઉલ્લાસ, અનહદ લહાણની આનંદના ભાવોની નોખનોખી મુદ્રાઓ ગીતાંતરિત થઈ છે. પ્રકૃતિપ્રીતિને વ્યકત કરતી રચનાઓમાં નોખી તરી આવે એવી બે'ક કૃતિઓ, ખાસ તો ધરતી પ્રત્યેના ગાઢ નેડાની નક્કરતાને કારણે, આસ્વાદ્ય નીવડે છે. 'ધરતીને અડીને' ગીત છે તો સત્તર અંતરાનો લાંબો પથારો ધરાવતી રચના. પણ એમાંની કલ્પકતા અત્યંત હૃદ્ય છે. જુઓ ધ્રુવ/અંતરો-

"આ ધરતીને અડીને ઊભું છે આભ, એમાં કૈં જ નથી છેટું, છે ઓરું.
ધરતી જેવું એમાં લીલું કશું નથી, સરવાળે સાવ બધું કોરું. - આ૦
ધરતીને ટેકે મેં નભને આલરિયું, ત્યાં તમે ભાળો તેમ ભાળું,
ચાંદા-સૂરજમાં કૈં જ નથી, બોર જેમ વીણીને ગજવામાં ઘાલું !
શેતૂરી-ટમકીના ચળકે છબા એવા તારલાને ઠેબે ઉલાળું !
આકાશગંગની રૂપેરી રેતમાં બેસીને ટાંટિયા પલાળું !
એ પાણીમાં સ્વાદ નૈં, પણ નાયેંધોયેં તો થોડુંક થાય પંડ ગોરું. - આ૦"

એક અન્ય ગીતરચના, 'ધન રે ધરતી'માં પ્રકૃતિ-સંસ્કૃતિના સાયુજ્યનો સંકેત કવિ આ રીતે મૂકે છે :

"શ્રાવણો વાવ્યા, ને ગીત પાંગર્યાં,
પ્રકટ્યાં શબ્દોનાં ફૂલ;
ફૂલની સુવાસે ભાવો ઊમટ્યા,
ફળતાં કવિતાનાં ફળ.
ધન રે ધરતી ને ધનધન વાવણી."
('ભદ્રા', પૃ. ૧૯)

ગીતકવિઓ માટે કારકિર્દીનો આરંભ, ઘણે ભાગે, પ્રણયની મુગ્ધતા ને માદકતાને લલકારવાનો શબ્દઅવસર બની રહેતો હોય છે. મુકુન્દભાઈની આખી કાવ્યયાત્રામાં માતૃપ્રેમ, બંધુપ્રેમ, ભગિનીપ્રેમ-એમ પ્રેમનું વ્યાપક ફલક પ્રકૃતિ, પ્રભુ, માનવ-તા ભણી વિસ્તરતું રહે છે. સર્જક તરીકેની એમની સંવેદનશીલતાની સોખ્ય માવજત ઘરનાં નાનાંમોટાં આપ્તજનોના સકંપ પ્રેમોપચારથી થતી રહ્યાની જાણ આપણને એમના ચરિત્રનિબંધો વગેરેમાંથી સાંપડે જ છે. હૃદયસંવાદે નિષ્પન્ન થતા ભગિનીપ્રેમની આજુબાજુ ઘૂંટાયેલા અધ્યાત્મબોધની, 'બેન'-સંબોધનથી આરંભાતી ઘણી ગીતરચનાઓ પણ એમની મળે છે. દાંપત્યપ્રણયનાં ગીતોની ઓછપ કેમ ? - આવો પ્રશ્ન પણ ઊઠે. 'અંબોડો' ('સંસૃતિ') જેવું એકાદ ગીત, શૃંગારની સંયતતામાં વિચરતું છતાં, દાંપત્યપ્રીતિના માધુર્યને વ્યંજિત કરે છે.

પારાશર્યની ગીતકવિતાનો મુખ્ય અને મહત્ત્વનો ભાવપ્રદેશ તો રહ્યો છે અધ્યાત્મબોધ અને ભક્તિની પ્રાંજલતાનાં વિધવિધ સ્ફુરણોનો. પ્રણય કે પ્રકૃતિનું શબ્દાનુસંધાન સાર્થકતા તો પ્રમાણે છે અંત:સાક્ષ્યના અનુભવપૂત અધ્યાત્મમાં. અઢી સો જેટલી એકંદર ગીતરચનાઓમાંથી પોણા ભાગ ઉપરાંતની કૃતિઓ અધ્યાત્મક-ભક્તિનાં સ્પંદનોથી રસાયેલી છે. 'પ્રાણ પપૈયાનો', 'કંઠ ચાતકનો' ઉપરાંત 'ફૂલ ફાગણનાં'-આ ત્રણેય ગીતસંચયોની રચનાઓનું કેન્દ્રીય રસસૂત્ર, ઊંડા આત્મબોધ વા ભક્તિભાવનું છે; તો વળી, 'સંસૃતિ', 'ભદ્રા'-એ બન્ને કાવ્યસંગ્રહોમાંની ગીતરચનાઓનો પણ

ઠીકઠીક હિસ્સો ધર્માનુપ્રાણિત રંગનો જણાશે; અગ્રંથસ્થ રચનાઓના કિસ્સામાં પણ આવું પ્રમાણ તરી આવે છે. આખીયે કારકિર્દીમાં કવિતાસર્જન પરત્વે આવા અંત:પ્રબોધી ભક્તિભાવના વલણ પાછળ કવિની ખુદની કેવી મનશ્ચેતના કારણરૂપ હશે ?

*

રસાત્મક શબ્દઘટના તરીકે 'કવિતા' પાસેની શિષ્ટવિદગ્ધની કલા-અપેક્ષાથી પારાશર્ય અનભિજ્ઞ નથી જ; એ પોતે પશ્ચિમની ઉત્તમ પ્રશિષ્ટ કવિતાના અને સમકાલીન અત્રત્ય કવિતાના, સંસ્કૃતની પ્રશિષ્ટ કાવ્ય-ધારાના પણ રસભોગી રહ્યા છે. પરંતુ વિવેક-જાગ્રત વ્યક્તિ તરીકે એમનું ચિત્તબંધારણ સર્જક કલાકારનું નહિ, એટલું આત્મોન્નતિસાધક અધ્યાત્મપંથીનું રહ્યું છે. આ કારણે એમની સિસૃક્ષા આત્મજિજ્ઞાસા અને મુમુક્ષાના સતત નિયંત્રણથી વ્યાપારવતી રહી. એમને મન શબ્દની સર્જનાત્મક ઊર્જાની અંતિમ સાર્થકતા ને સમર્પકતા આત્મસંસિદ્ધિમાં છે, રસસંસિદ્ધિમાં નહિ. એ અર્થમાં એ 'અનુભૌસાચપંથી' છે. અનુભૂતિ પ્રત્યેની પ્રામાણિકતા ને પ્રતિબદ્ધતામાં અભિવ્યક્તિની પૂર્ણ પ્રપત્તિ, કવિ તરીકે, એમને અભિમત છે. આ કારણે, એમની ઘણી રચનાઓમાં ભાવનો ચમકાર દીપતો રહે, છતાં અભિવ્યક્તિ ક્યાંક લથડી જતી લાગે; રચનાની સાવયવ સમગ્રતા વીંધરાઈ જાય એવું પણ બને; ૭૦-૮૦ પંક્તિઓ સુધી ગીતરચના લંબાતી જ રહે એવા દાખલા પણ મળે; ('નાવિકનું ગીત') રચનાના કાવ્યત્વ માટે અનાવશ્યક-ક્યારેક અપકર્ષક પણ-એવા રાગ/તાલના ગેયતાધર્મી નિર્દેશો રચનાને મથાળે ટપકાવેલા મળે; ભાવના રસળતા ઉદ્રેકના પ્રવાહમાં, ગીતનો રચનાબંધ ઢીલોઢફ થતો જાય, અને આવેશયુક્ત ઉદ્ગારોની મુખરતા, કાવ્યાર્થને દાબી દેનારી પણ દીસે. કવિતાશાસનનાં પ્રચલિત કાવ્યધોરણોની જાણકારીનો અભાવ કાંઈ, આવી કાવ્યાપકર્ષક નિરૂપણરીતિના મૂળમાં હોતો નથી એ ભૂલવું ન ઘટે. 'અનુભવ એ જ કમાઈ' – એ એમની સિસૃક્ષાનું પ્રેરણાબળ રહ્યું છે. આ કારણે, નર્યા કાવ્યરસ-પિપાસીને, પારાશર્યની ગીતકવિતાના કેટલાક ઇલાકાઓ, અગોચર અને અજનબી ભાસે એવો પાકો સંદેહ ખરો.

કવિતાના રસબોધની પૂરી ને ઈમાનદાર સંપ્રજ્ઞતા પછીયે, પોતાની શબ્દગત સમજણમાં આ પ્રકારની અધ્યાત્મપ્રતીતિની આરોપિત શ્રદ્ધાને અકબંધ રાખીને, કોઈ કવિ સર્ગપ્રવૃત્ત રહેવાનું મુનાસબ માને તો એની સામે, આપણી અલાયદી શબ્દસમજની ભૂમિકા પરથી, તકરાર ઉઠાવવાનું કશું કારણ ન હોવું ઘટે. કેમ કે, કવિતાભાવનના પ્રદેશમાં આવો અભિગમ, સર્જનાત્મકતા પ્રત્યેની શબ્દનિષ્ઠાની અનિવાર્યતા છે; કેવળ સમુદાર રુચિતંત્ર વા વૈચારિક મોકળાશની ઉપલબ્ધિ નથી ગણાતી. ભાવક તરીકેની આપણી નિસબત તો, ભલે કવિની ભૂમિકા પર ઊભા રહીને પણ, આવી રચનામાં નિહિત રઢિયાળા સૌન્દર્યઅંશોની પરખ, પિછાન અને રસપ્રાપ્તિ પૂરતી રહેવાની.

*

સાત્ત્વિક અધ્યાત્મની તીવ્ર અભીપ્સા અને પ્રપન્ન ભક્તહૃદયની પારદર્શી ઋજુતામાંથી નીતરની ભીનાશ : આ બે વાનાં પારાશર્યની અધ્યાત્મભાવની ગીતરચના-ઓને સચેતસપણે સતત સંચારિત કરતાં રહે છે. અંતસ્તત્ત્વ પરત્વે, એમાંની એક ધારા, પ્રત્યક્ષની આરપારનાં અનુભૂત સત્યો કે બોધવચનોને સારવે છે; તો ગીતોની બીજી એક ધારા ઊંડી અધ્યાત્મ-જિજ્ઞાસામાંથી સાંપડતા અનુભવોને વાચા આપે છે. પ્રત્યક્ષતા કે જિજ્ઞાસામાંથી લાધતાં સત્યોનાં આવાં બોધન કે કથનની ગીતસપાટીની આંતરસીમાઓ સરકણી રહેવાની. આવી ગીતરચનાઓની અપીલનું કારણ એ રહે છે કે અહીં કવિ પોતાની જાતને અન્યથી અદકી કે ઊંચી હોવાની અતડાઈ રાખી, ઉપદેશકની વાણીપીઠિથી બોલતા નથી; પરંતુ સર્વસાધારણથી પણ આછા ને ઊણા રહી આત્મશોધકની વિનમ્રતાથી ખુદની સામેલગીરી (self-involvement)પૂર્વક નિખાલસ ઉદ્ગારના રૂપમાં રચનાનું પોત ઉપસાવે છે. એથી જ આવાં ગીતોને ભાવક સાથેની અંતરંગતા ને અંગતતાનો સ્પર્શ પણ, જાણે કે, મળતો રહે છે. ગીતોની ત્રીજી ધારાનો મૂળ રંગ છે ભક્તિનો; પ્રભુ પ્રત્યેની નિર્મળી પ્રીતિ ક્યારેક પ્રપત્તિનો હૃદયોપચાર વ્યક્ત કરે છે; તો થોડાં મોટાં જૂથની રચનાઓ, કૃષ્ણ પ્રત્યેની પ્રેમ-

લક્ષણાના માધુર્ય ઉપરાંત વાત્સલ્ય-એવા ઉભય ભાવને ધારણ કરતી વહે છે.

આમ તો, કવિતા માત્ર ખુદ્દવફાઈની અનિવાર્યતાનો આગ્રહ જ રાખે; પરંતુ અધ્યાત્મને અવતારતી કવિતામાં તો, અનુભૂતિની સચ્ચાઈનો રણકો જો ન ઊઠે તો એમાંનું ફટકિયું મોતી, પ્રથમ નજરે જ ફટ દઈને ઊડી જવાનું. બીજી બાબત એ પણ ખસૂસપણે સમજી લેવાની કે આવી રચનાઓની પાલખ, અભિવ્યક્તિગત શબ્દ-પ્રપંચથી ઓછીઅદકી શણગારાય, પણ મહીંના અનુભવનો પ્રાણસંચાર તો પદેપદે ઘૂંટાયેલો રહેવાનો. પારાશર્યની ગીતરચનાઓમાં, આંતરસત્ત્વે કરીને વજનદાર રચનાઓનું પ્રમાણ ઠીકઠીક મળી રહેવાનું. એમની આજીવન શબ્દચર્યાની અન્વર્થક ફલશ્રુતિ તો રહી છે, તળભૂમિના અદ્દલ મિજાજમાં ને સરલ-તરલ લોકબાનીમાં અનુભૂતિના અંતર્લોકને ઉજાળતી, થોડીક ભજનરચના-ઓમાં; લોકઢાળમાં સહજપણે વહ્યે જતાં થોડાંક ભક્તિપદોમાં; ભીતરના ભગવાની છાયા ઝીલતાં થોડાંક ઉપશામરસિત પ્રભુપ્રીતિનાં ગીતોમાં.

*

પારાશર્યનાં ગીતોમાં પ્રયોજાતી પદ્યતરેહો, એમાંનાં લયસંયોજનોના આગવાપણાને કારણે, ધ્યાન ખેંચે છે. આપણી પરંપરાપ્રાપ્ત તરેહોમાં લયવિન્યાસની જે લોકમાન્ય તરકીબો એ પ્રયોજે છે એથી કરીને લયતરેહોની નોખનોખી આકૃતિઓ ઊભી થાય છે. આવાં લયસંયોજનો, તત્સમરંગી અને તળપદરંગી : બાનીની એવી ઉભયપ્રકારની ગીતરચનાઓમાં જોઈ શકાય છે. આ નમૂનો જુઓ :

*"જેની રુદિયામાં પ્રીત રે,*
*એનાં આ ગીત રે,*
*-ગાઉં, ન ગાઉં, શું કરું ?*
*ફૂલ હૈયાની પ્યાસ રે,*
*એની સુવાસ રે*
*-ફોરું, ન ફોરું, શું કરું ?*
*મારો ચાતકનો કંઠ; મેઘ કાજે ઉત્કંઠ;*
*ભર્યાં અષાઢી નીર રે,*
*વરસે અધીર રે,*
*-ઝીલું, ન ઝીલું, શું કરું ?"*

એમનાં ગીતોનું વહેણ પણ, સર્વત્ર એકસરખી ભાષિક સપાટીએ જ વિચરતું નથી. ભક્તિની આરત, આર્દ્રતા, પ્રાંજલતાને તરાશતી ગીતરચનાઓ ઉપરાંત હૃદયના પ્રપન્ન ભાવને વાચા આપતી પ્રાર્થના જેવાં પદોમાં જ્યાં શિષ્ટતાપરાયણ નિરૂપણરંગ છે, ત્યાં બાનીનું પોત પણ પ્રશિષ્ટ સંસ્કૃતના તત્સમરંગથી રસાયેલું પ્રતીત થશે; જ્યારે લોકઢાળમાં વહેતી રચનાઓ, આપણાં ધોળ, પદ, ગરબી, પરભાતિયાંની માંડણી ને ઘાટ (pattern)ને જ અંગીકારે છે એવું નથી, એનો ભાષિક ઠાઠ પણ-ભાવનું પોતીકાપણું સાચવીને-સહજપણે મહોરી ઊઠતો દેખાશે. જુઓ આ પંક્તિ-

*"બેન, મેં તો જાણ્યું ના રાત કેવી આવી,*
*(ત્યાં) વાહોણલાં વાઈ ગિયાં રે લોલ !"*

- આવી ઉપાડપંક્તિ પછીના કાવ્યપટમાં, 'પાણિયારે કોડિયે કાચે, સૂરજદેવ ઊગી ગયા'; 'ચાકળે ચીતર્યા મોર, એકસામટા ગ્હેકી ઊઠ્યા' કે 'પોપટ ઈંઢોણીએથી ઊડ્યા' : આવાં ગ્રામીણ પરિસરનાં સ્વાભાવિક ગતિચિત્રો નાયિકાના ત્વરિત દ્યુતિસંચારને કેવો ધ્વનિત કરે છે !

- પણ પારાશર્યનો ઉત્તમ ગીતવિશેષ પ્રત્યક્ષ થાય છે એમની તળપદા સોરઠી મિજાજને, અસલૂકી રંગ- છટામાં વ્યકત કરતી પદ-ભજનરચનાઓમાં. અનુભૂતિના બલિષ્ઠ સહજોદ્રેક, સર્જકતાની સભાનતાનો સદંતર અભાવ અને તળ સાથેના પૂ.રે.પૂ.રા વાચિક તદ્રૂપતાનુસંધાનને બળે જનમેલી આવી થોડીક પદરચનાઓ આખી ભજનપરંપરામાં પોતાની આગવી જગ્યા માટેનો અધિકાર ધરાવતી નીવડે એમ છે. મધ્યકાળના આપણા સંતભકત કવિઓની સાક્ષાત્કારક વાણીનાં અમી, જાણે કે, પારાશર્યનાં આ ભજનોમાં સીધેસીધાં અનાયાસપણે ઊતર્યા છે. ઉદાહરણો તો કેટલાંક આપવાં ? થોડાક અંશો જુઓ :

૧. *"અમને જે મળ્યા ઈ તમનેયે મળે*
*ઈમાં મીનમેખ નૈં,*
*હેતે બોલાવી જુઓ એક દાણ,*
*ઈ આવ્યા વિણ રે'શે નૈં.*
*- એક દાણ બોલાવી જુઓ, બાપલા !*

વધુ તે શું કૌં ? અનુભવ બૌ કહ્યા,
હેતે હાજર મારો રામ,
આંસુડે ઊલટમાં ઊઠી ઉમળકે
ઘાલે બાથમાંયે આમ-
- એક દાણ બોલાવી જુઓ બાપલા !"
* * *

૨. "નવા આ વરસના, બાપા, રામરામ,
બાયું, બોનું સંધાયનો / રે'જો અખંડ ચૂડો;
ઢોરાં, છોરાં સીખે સૌ રીઓ / નીતરે આકૂડો
મધપૂડો – નવ૯"
* * *

૩. "તારી ખીચડીમાં ઘી થઈ જાઉં, હો લાલ, મારા !
દૂધમાં સાકર થાઉં."
* * *

૪. "હે જી, હવે શેનો ઉલાળ-ધરાળ ? ભાર નહીં
વેંઢારો રે,
ખંખેરીને વહી જયેં જી રે !"
* * *

૫. "મકન, તું કઈ વાડીનો મૂળો ?
ભરબજારે વેચાયો તું, આજ લગણ સમૂળો;
કોઈએ ભાવ ન પૂછ્યો, તુંથી મોંઘો ઘાસનો પૂળો !"
* * *

૬. "ભગતું બોલે ને ડુંગરા સાંભળે.
મુગતિ મળે કે નરક સાંપડે, / એને લેવાદેવા નૈં;
રુદે બેઠા છે એને રામજી, / એને સખદખ નૈં."
('ભગતું બોલે')
* * *

૭. "ઓગઠમાંથીયે મકના, તું ગયો ?
તુંને ભૂંડે સૂંઘે નૈં !
સેમર તો થા લીલીછંમ કે / એકે ઢોરું મેલે નૈં,
- જીવતર કેવું મકના, જાણ ને !" ('જાતને')
* * *

૮. "જેણે હસીને લોભાવી કીધી વાતડી,
સૂતાં જગાડ્યાં વેણુના દઈને સાદ;
- એણે રે અમને છેતર્યાં !" ('અમને છેતર્યાં !')
* * *

૯. "પાતાળે નીકળ્યાં પાણી, ગુરુરાજ મારા !
થાળાં છલકાણાં, ખેતર લહકાણાં,
ડુંગરે ઝરમર છવરાણી;
સચરાચર માંહે નીતરતા નેહમાં
ચાતકની ચાંચ છલકાણી !
- ગુરુરાજ મારા !"
* * *

૧૦. "એની ગાંઠે ત્રણ ભોમનું નાણું
સાધુડા ! જેના મનડામાં મોતી બંધાણું !"
* * *

૧૧. "નેવાનાં ચડ્યાં રે મોભે પાણીડાં
એનો લીધો જેણે સવાદ;
બે'રા રહી સંસારે આઠે પો'ર રે
સુણતા અનાહત જે નાદ;
- એનાં રે અમારી હાર્યેં બેસણાં !
* * *

૧૨. "એક જ સોનાના જુદા ઘાટ છે,
નામરૂપ બેઉ જૂઠ;
તમે તો મુગટ મારા નાથનો,
અમે એના પગનું અંગૂઠ;
- બાકી તો તમમાં કે અમમાં ભેદ નૈં !"
*

અધ્યાત્મ ને ભક્તિના અનુભૂત ઉદ્રેકોનો સાચૂકલો સંચાર ઝીલતી પારાશર્યની ગીતરચનાઓની સંખ્યા નાનીસૂની નથી; પણ આટલા ટૂંકા લેખમાં એના હવાલાનેય હદ હોય ને ! આત્મબોધના અવનવા તરંગો, સંસારદર્શને સંપડાવેલી ને સુઝાડેલી અંતઃસ્થિતિઓ, ભક્તિતન્મયતાનાં સ્પંદનો, એનાં સહજ સ્ફુરણોનો પારાવાર એમની વિધવિધ ગીતરચનાઓમાં વિલસતો રહ્યો છે. કવિતાના ઘાટઘૂટની આળપંપાળ કે આયાસની આડશમાં અટવાયા વગર, નિરાભરણ ને નિજાનંદની લહેરમાં મલપતી/મલકતી આવી ગીતરચનાઓની સરળતા, સાદગીમાંયે કેટલું બધું સોંસરાપણું સંભર્યું છે ! કશાયે ભેળીસાડા વગરની નરદમ ને નગદ અનુભૂતિ પંડ્યે એવી બળૂકી હોય છે કે વાણીનાં ઝાઝાં વગદાંની વહાર વગર પણ એ પોતાની કાવ્યકેડી કંડારી લેતી હોય

છે. બોલચાલના વાગ્લયનાં મંદ્ર/તીવ્ર કંપનો, ઘરાળુ ને ગામઠી બોલીના વાક્યબંધમાંના આરોહ/અવરોહના વળાંકો, કાકુઓની અર્થવેધકતા, વિશેષ તો પ્રયુક્ત શબ્દરૂપોના પર્યાયસ્થાપનની અશક્યતા : બોલીગત આવાં વાચિક દ્રવ્યોનો કવિતાક્ષમ વિનિયોગ, આવી અભિવ્યક્તિને આકર્ષક ને આસ્વાદ્ય બનાવે છે.

પારાશર્યનાં ગીતોની પુષ્કળતા કાંઈ આપોઆપ પારમાર્થિકતાનો પર્યાય ઠરતી નથી. શબ્દની સર્જનાત્મકતા જ નહિ, ઇતર સંભાવનાઓ અંગે એમની પોતીકી કશીક પ્રતીતિ હતી. એમને મન, 'શબ્દ' માત્ર સર્જન નહિ, સાધનાનો પણ પદ-અર્થ લાગે છે. ગાંધીશાસનના તપતા કાળમાં એમની કવિતા ઊગી; આમ છતાં સમકાલીન વાતાવરણથી ઝાઝી લેપાયા વગર એ ઊભરતી ને ઊછરતી રહી. એક ગીતમાં એ કહે છે :

*"આ તો નદીયું જઈ સાગરે સમાણી,*
*નિમુબાઈ, મારાં છૂટાં પડાય કેમ પાણી ?*
*નદીયું કે સાગર એના જુદા આકાર, નિમુબાઈ, મૂળે તો એક પાણી પાણી;*
*તમને સંબોધ્યાં એ તો અમને સંબોધ્યા, વ્હાલા, પોતાના પોતની કમાણી."*

('પ્રાણ પપૈયાનો', પૃ. ૧૨)

- એમની કવિતાનો સમ પણ આ, 'પોતાના પોતની કમાણી' પર આવીને ઠરે છે. એમની આ નિ:સંગતાએ, એમની કવિતાને નિતાન્ત અંત:પ્રતીતિની વસ તરીકે પ્રમાણી હશે ? સ્વકીય શબ્દસમજથી નિયંત્રિત એમની કવિતાપ્રવૃત્તિ, રસપ્રવર્તનની બાબતમાં, વ્યાપક ન બને એ સમજી શકાય એમ છે. સમકાલીનોમાં પારાશર્યનું નામ કવિપંગતની પ્રથમ હરોળમાં ભલે ન લેવાતું હોય, એથી કરીને એમની સત્ત્વશીલ ને રસગર્ભ થોડીક રચનાઓનો મહિમા કાંઈ ઓસરી જતો નથી. સમરથ પુરુષોની સર્ગપુષ્કળતા પણ સરેરાશથી બહુ ઊંચી સપાટીએ જતી હોતી નથી; તો અવરજનની કા કથા ? એવા સર્જનપરિપ્રેક્ષ્યમાં પારાશર્યની થોડીક ગીતરચનાઓ, ખાસ તો ઊંડા આત્મબોધને તરાશતી ભજનાનંદી રચનાઓ, અપ્રતિબદ્ધ અને નિરાકાંક્ષ રસિકજનને, વરસો વીતવા છતાં, સંતોષતી રહેશે એવું અક્ષરસૌભાગ્ય એ રચનાઓના અંતર્વિધાનને આધારે પણ વાંચી/વાંછી શકાય એમ છે. આવી વાંછના ચરિતાર્થ થાય એ સારુ એવું ન બની શકે કે કોઈ નિરપેક્ષ શબ્દાધારી સંસ્થા, મુકુન્દભાઈનાં સત્ત્વસંપન્ન ને સાચવી રાખવાજોગ પચાસેક ગીતોના સંચયનું પ્રકાશનપુણ્ય પ્રાપ્ત કરવા પ્રેરાય ?



## ઇયળને

*લીલા પર્ણે લીલું ભળી જાય ઇયળ,*
*તરુ એમ આખું ચરી જાય ઇયળ.*

*પછી 'પાઠ્યપુસ્તક' ધર્યું છદ્મ છોગું,*
*છળી બાગ, પુષ્પો હરી જાય ઇયળ.*

*નથી કૈં જ નક્કર, નર્યા મીણની છે,*
*તપે સૂર્ય કે ઓગળી જાય ઇયળ.*

*મળી જાય 'શાહી જનાજા'ની ખાતરી,*
*તો હમણા જ હરખે મરી જાય ઇયળ.*

**કિસન સોસા**

## રંગ ફૂલના

*દૃષ્ટિ આરપાર જાય રંગ ફૂલના,*
*મ્હેક મ્હેક ચિત્ત થાય રંગ ફૂલના.*

*નાસિકાય ચક્ષુ જેમ જાય ઝીલતી,*
*ગંધમાંય કોતરાય રંગ ફૂલના !*

*શક્ય હોય તો જરીક કાઢ તારવી,*
*ગંધથી અલગ કરાય રંગ ફૂલના ?*

*કોઈ હોઠને જ પ્રાપ્ત ભેટ જન્મથી,*
*સ્હેજ જ્યાં હસે-છવાય રંગ ફૂલના.*

*દેખનાર ભાળશે જ એવુંયે નથી,*
*કોક નેત્રથી કળાય રંગ ફૂલના.*

**ભાનુપ્રસાદ પંડ્યા**

# 'આવ રે વરસાદ'

ચન્દ્રકાન્ત દવે

હમણાં આખું વરસ સૌરાષ્ટ્ર આખાને ઊંચક જીવે રાખ્યા પછી બે દિવસના વરસાદે બધું દુઃખ ભૂલવી દીધું. અનરાધાર વરસ્યો. ચારે તરફ પાણી જ પાણી. રસ્તા ચાલતા હતા તે ખળખળ વહેતા થયા. ડામરના પથરીલા ભૂખરા રસ્તા અચાનક રેલા, ભીના લસરકા થઈ ગયા. પથ્થરની ભૂખરાશ પર પરત ચડી પાણીની પારદર્શિતાની. રસ્તા ચળક ચળક ચળકવા લાગ્યા. આસપાસનાં વૃક્ષો, મકાનો, ચાલતાં વાહનો એ પથઆરસીમાં ઝિલાયાં. ક્યાંક પેટ્રોલના ઢળવાથી આકાશના ઇન્દ્રનું મેઘધનુષી ધનુ નીચે ધરતી પર આવી ગયું. જાંબલી, વાદળી, લીલો, પીળો, નારંગી, લાલ રંગના અનેક અવનવા આકારો રચાયા. પારદર્શી અવનવા સપ્તરંગી ઝલમલતા આકારો – પિકાસો, જૅક્સન પૉલોકે જાણે રસ્તો ચીતર્યો. સરર્ સાયકલ ચલાવતો છોકરો, ગતિના રંગના લિસોટા જેમ પસાર થઈ જતી ગાડીઓ, ફરવા નીકળેલાં ઉત્સાહી થનગનતાં જુવાનિયાંઓ જળદર્પણમાં ઝિલાયાં. રાતે આ રસ્તો ટ્યૂબલાઈટમાં રૂપેરી બનશે, સોડિયમ લૅમ્પ નીચે સોનેરી.

સંભળાવા લાગ્યો જળનો આદિમ અવાજ. અવાજો. ધોધમાર વરસાદની ત્રાંસી જળરેખાઓનો ધોધમાર અવાજ, છાપરા પર તડાતડ અવાજ, નેવાં નીચે રાખેલા વાસણમાં ધાત્વિક અવાજ, બગીચા પરનાં ઝાડનાં પાન પર પડતા વરસાદનો અવાજ, શેરીમાં પડતા ધધૂડાનો અવાજ–આવા આવા તો અનેક અવાજો વચ્ચે છજા નીચે ગોટમોટ ભરાયેલ વાછંટથી ભીંજાયેલ કબૂતરનું મૌન.

આ વરસાદમાં મકાનો, ફ્લૅટો, ઇમારતોના આકારો, મોટાં સ્કાયસ્ક્રેપરનાં તોતિંગ સ્ટ્રકચરો, ખૂણિયા મોટા આકારો જાણે નરમ હળવા બન્યા. દરેક મકાનના રંગ ઊઘડ્યા–વરસાદે જાણે તેમને ડિલ ચોળી ચોળીને નવરાવ્યાં. જે કાંઈ રુક્ષ હતું તે હળવું પ્રેમાળ થયું. એવું લાગ્યું કે આ મકાનો તેની સીધી–આડી–ઊભી–ત્રાંસી રેખાઓ ગુમાવી વૃક્ષો જેવી વહેતી રેખાઓ ધારણ કરે કે બરફની જેમ પીગળવા લાગે તો કાંઈ કહેવાય નહીં. પાસેનાં વૃક્ષોને પાન પરથી પાણી ટપકાવતાં, પવનમાં નાચતાં જોઈને આવા વરસાદી માહોલમાં સ્થિર ઊભેલાં મકાનોને જરૂર અફસોસ થયો હશે કે આ વૃક્ષોની જેમ આપણે નાચી શકતાં નથી. તે ઇચ્છા કદાચ આ વરસાદમાં પૂરી પણ થાય.

ઘરની બારીએ બારીએ તાજાં વૉશ ચિત્રો દોરાયાં. રસ્તા પરની ધૂળમાં રહેલા કાળા કાંકરા ભીના, વધુ શ્યામ થયા ને સફેદ કાંકરા વધુ સફેદ. રસ્તાઓ આવી સરસ મોઝેઇક ભાતવાળા કાંકરાઓથી છંટાયા છે તેનો અચાનક ખ્યાલ આવ્યો. પહેલા વરસાદ પછી ઊગી નીકળેલા કૂણા તાજા ઘાસનો આવો પોપટી રંગ ઊઘડેલો ફ્રેશ ક્યારેય નથી જોયો. બગીચામાં વાવેલ થોર તેની કાંટાળી કાયા પરહરી કુમળો બન્યો, તેના અનેક નાના નાના કંટકો પર મોતી ટાંગ્યાં. વૃક્ષો વધુ લીલાં થયાં. જાસૂદનો હિંગળોકિયો રંગ ભડકો થયો. વૃક્ષના થડ પર ભીના રેલા ઊતર્યા. સુક્કું ભીનું થડ કાબરચીતરું થયું. અનેક રંગોનો રંગલોક ઊઘડ્યો.

ત્યાં તો વરસાદનું જોર વધ્યું. અચાનક જાણે સેકન્ડ ગિયરમાંથી ફૉર્થ ગિયરમાં પડ્યો. પવનનું જોર વધ્યું. ધારાસાર વરસતી વાઝડીમાં જળનો અવાજ પૌરુષી બન્યો. ધૂસર થયાં બગીચાનાં ઝાડ, ધૂસર થયા તેના રંગો, અલોપ થયાં દૂરનાં મકાનો, ફ્લૅટો. રહી એકરસ આકાશમાંથી વરસતી ત્રાંસી ધારાઓ. દિશાઓ ઓગળી ગઈ, રહી માત્ર વેગવાન વરસતી ત્રાંસી ધારાઓ. સહેજ જોર ઓછું થયું અને અચાનક 'રુક જાવ'નો આદેશ મળ્યો હોય તેમ ધોધમાર વરસાદ ઝરમરમાં પલટાયો. ગાલ પર ઝીલવો ગમે, બુંદેબુંદના સ્પર્શની અસર થાય તેવો ઝરમર વરસાદ. નેવાની ધાર હવે ટપક ટીપાં થયાં. ઓછા થયેલા વરસાદમાં બંધ ઘરમાં બંધાયેલાં છોકરાં છૂટ્યાં. કલશોર–કિલકારી વેરાઈ ગઈ શેરીઓમાં. એ પછી અવાજો આવ્યા થંભી ગયેલા જનજીવનને થાળે

પડવાના. રસ્તાધારે છજા, દુકાન પાસે, ઝાડ નીચે ઊભાં રહી ગયેલાં માણસો સાયકલ પલાણી, કિક મારી સ્કૂટરે ચડી છાંટા ઉડાડતાં હૉર્ન મારતાં ચાલતાં થયાં.

એ પછી નીકળ્યો ઉઘાડ. ઘડી પહેલાં જ લથબથ ચૂતું રૂના પોચા પુંજ જેવું આકાશ ખુલ્લું થયું. સાંજનો સુવર્ણોજ્જવલ પીળો તડકો નીકળ્યો. નાના હતા ત્યારે આ તડકાને નાગો તડકો કહેતા. કેમ કહેતા હશું ? નગ્ન જેવો આદિમ ચોખ્ખો તીક્ષ્ણ છે, માટે ? હા, આ તડકો છે નગ્ન-માઇકલૅન્જેલોના ડેવિડના શિલ્પ જેવો શાલીન, પૌરુષી પ્રતાપી તેજસ્વી. ભીની જમીન, ફ્લૅટો, મકાનો, ઝાડો પર આ મિડાસસ્પર્શી તડકો ઢોળાયો. પૃથ્વી આખી સુવર્ણકળશ જેમ ચળકવા લાગી. આખું નગર એક અજાયબ સુવર્ણનગરમાં પલટાઈ ગયું. અનેક ફ્લૅટો, બ્લૉકો, મકાનોની બારીઓના કાચ પીળા ચળકી રહ્યા. છેક ઉપરના ફ્લૅટની બારીથી શરૂઆત કરી એક પછી એક બારી સૂર્યને ઝીલતી, પ્રતિબિંબતી ધન્ય થતી ગઈ. આખું નગર જેસલમેર જેવું પીળું થયું. સુક્કીભઠ્ઠ તડિયાં પડેલી જમીનમાં અચાનક જીવ આવ્યો. જમીન ગંધવતી થઈ, ગર્ભવતી થઈ. જમીનમાંથી પાંખોવાળાં રતાશ પડતાં ફૂદાંઓ નીકળ્યાં. આમતેમ સ્વચ્છ હવામાં પીળા તડકામાં હેલિકૉપ્ટરની જેમ પાંખો વીંઝતાં રહ્યાં. જમીનના રંધ્રેરંધ્રમાં ભંડારાયેલા ગંધકૂપ ખુલ્લા થયા. તાજી ભીની માટીની મસમસતી ગંધ હવામાં ફેલાઈ ગઈ.

આ બધી લીલા જ્યાંથી ઉદ્ભવી તે આકાશ ભણી નજર ગઈ. નિરાકાર નિરંજન નિખિલ અંતરથી નીલ આકાશ અત્યારે વાદળોનું રૂપ ધરીને આવ્યું છે પૃથ્વીને આંગણે. ઉઘાડ વખતેય ઈશાન તરફનું આકાશ ચોખ્ખુ ન હતું થયું. ત્યાં વાદળોના ઢગ, વાદળોના પુંજ ખડકાયેલા હતા. મોટા મોટા રાખોડી કાળાશ પડતા ગુંબજો. ક્યાંક કોક ગુંબજમાં જાંબુડિયો, રીંગણી શેઈડ, કોઈકમાં તપખીરિયો. નાના છોકરાને રૂના ઢગમાં જઈ ખૂંદવા સંતાવા ઉડાડવાનું મન થાય તેમ મનેય થઈ આવ્યું કે લાવ, અગાશીમાંથી સીધી ઉપર ડાફો ભરી દોડતો જઈ વાદળના ઢગને ખૂંદું. વાદળોના અવનવા આકારો આંખને સ્પર્શનો બોધ કરાવે. વાદળોય કેવાં કેવાં ! ક્યાંક વહી ગયેલી ભરતી પછી રહી ગયેલી રેતી જેવી ભાતવાળાં, કોઈ વિરાટ લસરકા જેવાં, કોઈ અગરબત્તીની સેર જેવા પાતળા નમનીય વળાંકોવાળાં. તો વળી કોઈ તો અવનવા આકારો ધારણ કરતું સેલારા મારતું. એક વાદળ તો સરકતું સહજ આકારો બદલતું સરવા લાગ્યું. આ વાદળોને આકાર, રૂપ, બાહ્ય રેખાઓ ખરાં, પણ એ જડ, અફર, અપરિવર્તનીય નહીં.

સ્લો મોશનમાં સરકતું, મંથર ગતિએ વહેતું વાદળ નીચેની પૃથ્વી વિશે શું વિચારતું હશે ? પૃથ્વી તેને કેવી લાગતી હશે ? શું તેના મુખમાંથી ઉદ્ગાર સરી પડતો હશે, "અહો ઉદારરમણીયા પૃથિવી" ? વાદળની મંથર ગતિ સાથે મન સરકવા લાગે મેઘદૂતની દુનિયામાં - વિદિશા, વેત્રવતી, નિર્વિંધ્યા, ઉજ્જયિની, ગંભીરા, માળવા, કનખલ, કુરુક્ષેત્ર, ક્રૌંચરંધ્ર થઈ હિમાલયમાં કૈલાસ, અલકા સુધી. મેઘ આમેય ગતિશીલ ચંચળ 'આવારા બાદલ' - wandering cloud. તેમાંય તેને કલ્પનાની પાંખો મળે અને તેય કાલિદાસની તો ક્યાં ક્યાં પહોંચે ! આ આકાશ અને આ વાદળોને ટર્નરનાં ચિત્રોમાં એક નાટકીય રંગમાં વિરાટ રંગમંચની જવનિકા-સાયક્લૉરામા રૂપે જોયાં છે. એ ચિત્રોનું આકાશ રહસ્યગર્ભ લાગે, થોડું ભયાવહ પણ. જાણે Second Coming જેવી મહાન રહસ્યમય ઘટના ઘટવાની હોય તેની એંધાણી જેવું. એલ ગ્રેકોના ચિત્રમાં આકાશ ઘેરું રહસ્યમય વિદીર્ણ ઘાયલ લીરે લીરે વરસતું જોઈ કોઈ માયાવી દુનિયામાં પહોંચી જવાય છે. પણ આ જ આકાશ અને વાદળોને કૉન્સ્ટેબલનાં ચિત્રોમાં પોતીકાં, પ્રેમાળ શાંત સ્વરૂપે જોયાં છે - થાય કે આ તો મારા કાઠિયાવાડના ચોમાસામાં જોયાં છે તે જ વાદળો. આ તો આપણે કહીએ છીએ આપણાં વાદળો. મારાં વાદળો. વાદળોને ક્યાં કશું મારું તારું છે ? તેને તો જ્યાં મન થાય ત્યાં વરસી પડે, પછી હળવાં થઈ આગળ ઊડે. આ વાદળો ગતિશીલ ચંચળ, તો મન પણ ક્યાં નથી ? તે તો એથીય ચંચળ. જોયું ? આટલા સમયમાં તો એ કયા કયા પ્રદેશો, કયા કયા કાળમાં ફરી આવ્યું, અજબ અકળ કળથી સંદર્ભો, સ્મૃતિઓ, સંસ્કારોના કેટકેટલા પટારા ખોલતું આવ્યું !

એક વિચાર ઝબકી જાય છે કે માનો કે ભવિષ્યમાં ચંદ્ર, મંગળ કે કોઈ બીજા ગ્રહ પર માણસ કૉલોની સ્થાપી વસાહત કરે તો ત્યાંના વાતાવરણ વગરના ગ્રહ

પર ગૂઢ, મૂઢ, મીંઢા, અપરિવર્તનીય, એકધારા આકાશને તાકયા જ કરવાનું ? વ્યર્થ વ્યોમને ફાકયા જ કરવાનું ? શું એ વિરાટ નભપટ પર વાદળીઓ કયારેય નહીં દોરાય ? પછી થાય છે, મૂકો ને પંચાત ભવિષ્યના માણસોની. પૃથ્વી પરનું શું શું ગુમાવ્યું છે તેનો તેમને ખ્યાલ જ નહીં હોય તો પછી રંજ ક્યાંથી હશે ? તું અત્યારે આ આથમતી સાંજનું આકાશ જો ને, જે તને અત્યારે અને અહીં જ જોવા મળશે, પછી કયારેય નહીં.



## '૨૧મી સદીનો ઉંબરો વળોટેલી ભગ્નપ્રેમી વૃદ્ધા-'

રોહિતજી રઢિયાળા મારા,
યાદ રોહિણી કરે,
તમને યાદ રોહિણી કરે.
આંખે ઝાંખપ માથે પળિયાં
એ પેઢીનાં વહાણાં વળિયાં
આપણ છેલ્લે મળિયાં
હાં, આપણ છેલ્લે મળિયાં.
છેલ્લે આપણ કયાં મળિયાં'તાં ?
કહો, કહો, કયાં મળિયાં'તાં ?
હેવમોરની છાયામાં ?
બોલો, બોલો...
હા, હેવમોરની છાયામાં.
સાથે તે દિન જોઈ સિનેમા
કઈ સિનેમા ?...
અનારકલી કે આવારા ?
બોલો બોલો...
હા.....આવારા.
ફિલ્મી ગીતે ભરી મેલ્યાં'તાં
લવલેટરનાં પાનાં,
જીવનભર સાથે રહેવાના
કોલ દીધા'તા છાના.
આંખ મહીંથી આંસુ સાથે
ઊતરે જૂની વાતો,
કહે પોતરો : "દાદીમાની
આંખે ઝામર આ તો!"
સમરકંદ-બુખારા જે તલ પર
ન્યોચ્છાવર કરતા'તા,
ફૂલપાંદડી શા ઓષ્ઠો પર
સાજન તે દી મરતા'તા.
તલ ડૂબ્યો ત્યાં ઊઠી રસોળી
હોઠ ઝરે છે લાળે,
અંગ બળે ઘરડું રોહિતજી,
મન યૌવનની ડાળે,
રઢિયાળા, મન યૌવનની ડાળે.
આંખ કાન પગ કહ્યું કરે ના,
દમથી હાંફે છાતી,
નામ તમારું છાનું લેતાં
મનથી હું શરમાતી,
મૂઈ રે મનથી હું શરમાતી.
વરમાળા કરમાણી કંઠે,
હવે રહી કરમાળા,
હોઠ જપે છો હરિહરિ,
પણ અંતરમાં રઢિયાળા,
ઓ રોહિતજી રઢિયાળા.
વડીલવાંકે જુદા પાટે
ચડી ગઈ બે ગાડી,
પરણ્યાજી પરથમ સંચરિયા
મૂકી લીલી વાડી.
પિયુ ને પરણ્યાની વચ્ચે
હૈયું ઝૂરે અનાડી,
અરેરે, હૈયું ઝૂરે અનાડી.
હાય, રે હૈયું ઝૂરે અનાડી.
આથમતે અજવાળે દેખું
કયારે આવે સ્ટેશન,
ફરી મળાયું નહીં મળાયું
ટા, ટા, જેશીકિશન,
આવજો ટા, ટા, જેશીકિશન.
રોહિતજી રઢિયાળા મારા,
યાદ રોહિણી કરે,
તમને યાદ......

**મુનિકુમાર પંડ્યા**

# સાગરકથાઓના સર્જક

નરોત્તમ પલાણ

સાગર, જીવનનો આદિ સ્રોત હોવા છતાંય મનુષ્યની સંસ્કૃતિ એનાં દ્વિજરૂપ એવાં સરોવર અને સરિતાની સંસ્કૃતિ છે. આદિપ્રજાને સાગરનો સીધો સંપર્ક નથી. લાખો વર્ષ સાગરથી દૂર રહ્યા પછી ક્રમશઃ એ સાગરની નજીક આવી છે અને છેલ્લાં માત્ર દશ હજાર વરસ જ એની ઉપરની સફરનાં વર્ષો છે ! ભારત જેવા દેશમાં તો અદ્યાપિ સાગરસફરનો નિષેધ હતો. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશમાં સાગર કેટલો ? છેલ્લાં હજાર વર્ષથી વિકસેલી ભારતની પ્રાદેશિક ભાષાઓનો વિચાર કરીએ તો હિન્દી, બંગાળી, મરાઠીની તુલનામાં ગુજરાતીમાં સાગર વિશેષ છે. એક તો ગુજરાત પાસે સૌથી લાંબો સાગરકિનારો છે અને કચ્છ અખાત તથા ખંભાતના અખાતથી એનું વૈવિધ્ય પણ દુનિયાના બીજા દેશોની તુલનામાં અનોખું છે. દરિયાપારની પ્રજાઓની હેરફેર આ કિનારે વિશેષ થઈ છે એટલે કથા, પુરાકથાઓના તંતુઓ પણ અહીં વિશેષ ગૂંથાયા છે. ગુજરાતી સાહિત્યના પ્રાચીન કાળમાં ચારણ કવિઓ અને હેમચંદ્ર, મધ્યકાળમાં બહુધા રૂપક તરીકે 'સાગર'નો ઉપયોગ અને અર્વાચીન કાળમાં 'એકે હજારાં' જેવા ગુણવંતરાય આચાર્ય છે !

*

ગુજરાતી નવલકથાને ઊંડાણ પ્રદાન કરનારા ગોવર્ધનરામ છે, તો વ્યાપ વધારનાર ગુણવંતરાય છે. મેઘાણીની માફક ગુણવંતરાયના પિતા પણ પોલીસમાં હતા. બદલીઓના કારણે એમનું શિક્ષણ જુદાં જુદાં સ્થળે થયું. મોટાભાઈ કચ્છ-માંડવીમાં શિક્ષક હતા એટલે માધ્યમિક શિક્ષણ માટે ગુણવંતરાય માંડવી આવ્યા અને આ સમય દરમિયાન માત્ર પંદર-સોળ વરસની વચ્ચે, માંડવીથી બસરા જતા એક વહાણમાં એમણે પહેલી સાગરસફર ખેડી ! એશિયાના દરિયાકિનારામાં કચ્છના અખાતથી ઈરાનના અખાત સુધીનો કિનારો, રહસ્યમય દંતકથાઓનો કિનારો છે ! યૂફ્રેટીસ અને ટાઇગ્રિસ નદીના સંગમ ઉપર વસેલું બસરા, એક બાજુથી સાયપ્રસ, સિરિયાની દરિયાઈ કથાઓનું અને બીજી બાજુથી બગદાદની અદ્ભુત કથાઓનું સંગમસ્થાન છે. ગુણવંતરાયની ઊગતી જુવાનીમાં બસરાની આ સફર, અખૂટ કુતૂહલ અને અસંખ્ય કથાઓનું સિંચન કરનાર નીવડી છે.

મેઘાણી સાથેનું બીજું સામ્ય-ગુણવંતરાય પણ કામધંધાર્થે વતનથી દૂર રતલામ જાય છે અને પુનઃ જામનગર પાછા ફરી રોઝીબંદર ઉપર નોકરી સ્વીકારે છે. વીસમી સદીના આરંભનો દરિયાકિનારો, સાગરખેડુ ખારવા-ખલાસીની અને વાતડાહ્યા વાણિયા વેપારીની વાતો-કથાઓથી ઊભરાતો કિનારો હતો. બાજુનું સલાયા, ગુણવંતરાયની સાગરકથાઓનાં અનેકાનેક પાત્રોનું ઉદ્ભવસ્થાન છે. અહીંથી જ 'દરિયાલાલ'ની રૂખી અને 'હરારી'નો જીવણ ઠક્કર 'સામે પાર' પહોંચે છે ! ૧૯૨૭માં ગુણવંતરાય 'સૌરાષ્ટ્રમિત્ર'માં જોડાવા રાણપુર આવે છે અને રાણપુરની ગોફણમાંથી મેઘાણી પછી બીજા ગુણવંતરાય સાહિત્યાકાશમાં છૂટે છે ! ૧૯૨૮માં ગુણવંતરાયનું પ્રથમ પ્રકાશન 'સોરઠી સમશેર' ભેટપુસ્તક તરીકે પ્રસિદ્ધ થયું. આ સમય, મેઘાણીની 'રસધાર' અને ધૂમકેતુના 'તણખા'થી રસવંત તથા તેજવંત બનેલો છે. પોતાના લેખનનો પ્રથમ દાયકો ગુણવંતરાય મેઘાણી અને ધૂમકેતુના પેંગડામાં પગ રાખીને પૂરો કરે છે, પણ બીજા દાયકાના આરંભે જ પોતાના સ્વતંત્ર એવા સાગર-ઘોડલે પલાણે છે ! મેઘાણી અને ધૂમકેતુથી મુક્ત રહેવું હોય તો આ જ રસ્તો છે ! ૧૯૩૭માં ગુણવંતરાય પોતાના સામ્રાજ્યનો સાવ મૌલિક એવો 'ભગવો નેજો' લઈને આવ્યા અને જોતજોતામાં 'દરિયાલાલ' (૧૯૩૮) તથા 'જળસમાધિ' (૧૯૩૯) જેવી નવલકથાઓથી પોતાનું અલાયદું સ્થાન કાયમ કરી રહ્યા !

*

ગુણવંતરાય પહેલાં સાગરકથાઓનું ખેડાણ સાવ નથી થયું એમ નથી. કચ્છ મુન્દ્રાના જ ચંદ્રશંકર બુચ 'સુકાની' દ્વારા 'દેવો ધાધલ' (૧૯૩૭) જેવી નવલકથાઓ

અને પોરબંદરના દામોદર ભટ્ટ 'સુધાંશુ' દ્વારા 'હલેસાં' (ગ્રંથસ્વરૂપે ૧૯૬૬) જેવી ટૂંકી વાર્તાઓ આ ક્ષેત્રે નોંધપાત્ર બનેલી છે, પરંતુ ગુણવંતરાયમાં તો દરિયો, દરિયો થઈને આવે છે ! જીવનનાં છેલ્લાં ત્રીસ વર્ષ લાગલાગટ સાગરકથાઓનું સર્જન ! નાનીમોટી સત્તાવીશ દરિયાઈ નવલકથાઓ અને એટલી જ સંખ્યાની દરિયાઈ ટૂંકી વાર્તાઓ ! ગુણવંતરાયમાં દરિયો જાણે પૂનમની ભરતી થઈને ઊછળે છે !

આપણે આ દૃષ્ટિએ ગુજરાતી નવલકથાનો વિચાર હજુ સુધી કર્યો નથી, પણ દરિયાઈ નવલકથાને ધ્યાનમાં લો તો સમગ્ર ભારતમાં અને કદાચ વિશ્વસાહિત્યમાં પણ ગુણવંતરાય આચાર્ય અદ્વિતીય સિદ્ધ થાય ! મનુષ્ય-જાતિ પાસે આટલો મોટો દરિયાકિનારો છે, પણ ક્યા દેશની કઈ ભાષામાં દરિયાઈ નવલકથાનું ખેડાણ થયું છે ? જુલે વર્ન અને મોન્ઝાઈટ જેવા બેપાંચ લેખકોને બાદ કરતાં ગુણવંતરાયની સાથે ઊભી શકે એવો એક પણ લેખક મને દેખાતો નથી ! એશિયા-આફ્રિકાના કિનારાની આટલી જાણકારી ! કાંઠાના માણસોનો આવો પરિચય ! વહાણ અને તેનાં અંગોપાંગની આવી આત્મીયતા ! દરિયાનો આવો મિજાજ અને દરિયાનાં આટલાં રૂપોનાં ચિત્રણો ગુણવંતરાય સિવાય અન્યત્ર ક્યાં છે ? થોડાંક ચિત્રો જુઓ :

"હોડીમાં માત્ર એક જ માણસ હતો. હોડી પણ સાગના થડને જ કોરીને બનાવેલી હોય એવી સાવ પાતળી ને સાંકડી નાવડી જેવી જ હતી. હોડીમાં બેઠેલો માણસ હોડીની જમણી ને ડાબી બાજુ વારાફરતી ઝનૂની જોરથી હલેસાં મારતો હતો. એકએક હલેસાના ઝાટકે હોડી જાણે પાણી ઉપર કૂદતી જતી હતી." ('સક્કરબાર', પૃ. ૩)

"આ તે મછવો છે કે ભમરડો ? આ તે વહાણનો સથો છે કે આભ સાથે બાંધેલ હિંડોળો છે ?" (પૃ. ૧૬૮)

"પચાસ ફૂટ ઊંચું દરિયાનું મોજું પાણીનો ધણખૂંટ દોડ્યો આવે એમ દોડતું હતું." ('સરગોસ' પૃ. ૧૪૫)

જોઈ શકાશે કે પાણી ઉપર કૂદતી અને ઊછળતી હોડી તથા દરિયાનાં મોજાંનું આ ચિત્ર, ગુણવંતરાયની અનન્યતા છે. હિન્દી જેવી ભારતની પ્રમુખ ભાષાની નવલકથાઓમાં દરિયો નથી, તેની તુલના કરો તો ગુજરાતી નવલકથા અને ગુણવંતરાયની મહત્તા આપોઆપ સિદ્ધ થશે. અહીં મુકાયેલું પહેલું અવતરણ 'સક્કરબાર' નવલકથાનું ઉદ્‌ઘાટન છે, તેની સાથે આપણે આપણી સુપ્રસિદ્ધ નવલકથા 'સરસ્વતીચંદ્ર'નું ઉદઘાટન મૂકી શકીએ. જુઓ,

"સુવર્ણપુર, પશ્ચિમ સાગરની સાથે ભદ્રાનદી સંગમ પામે છે ત્યાં આગળ આવેલું છે. સાગરે નદીરૂપ હાથ વડે કેડ ઉપર બાળક તેડ્યું હોય તેમ એક ટેકરીના ઢોળાવ ઉપર પથરાયેલો એનો વિસ્તાર લાગે છે. એ નગરના બંદરમાં માઘમાસમાં એક દિવસ એક વહાણ આવી નાંગર્યું, અને જુદાજુદા નાનામોટા મછવાઓ તે ઉપરનો માલ ઉતારવા ગયા, તેમાં માલની ગાંસડીઓ ઊતરતી હતી તેમ કોઈ કોઈ ઉતારુઓ પણ ઊતરતાં હતાં. સમુદ્રતરંગથી મછવો આમતેમ ખેંચાતો હતો –"

અહીં દરિયો છે, બંદર છે, વહાણ છે, મછવો છે, પણ હજુ માત્ર ચિત્ર છે, એની ગતિશીલતાનો કે એના ધબકતા પ્રાણનો કોઈ અનુભવ અહીં નથી ! ગુણવંતરાયમાં મછવો ભમરડો બને છે, આભ સાથે બાંધેલ હિંડોળો બને છે અને દરિયાનું મોજું ધણખૂંટ બને છે ! 'સરસ્વતીચંદ્ર' પછી અર્ધી-પોણી સદીમાં ગુણવંતરાયના હાથે ગુજરાતી નવલકથામાં દરિયો ઊછળતો થયો છે. ગુણવંતરાયે એક જગ્યાએ નોંધ્યું છે : "ડુંગર ડુંગર જેવડાં મોજાં જાણે આભમાં અધ્ધર ચડી જવા કે પાતાળમાં નીચે ઊતરી જવાને પછડાતાં હોય, એવા પાણીના ડુંગરો નાચતા હોય, એવા દરિયા ઉપર એક વહાણ પોતાના સઢ ફરકાવતું જતું હોય, એના જેવો ભવ્ય અને જાજરમાન દેખાવ આ જગતમાં બીજો કોઈ ભાગ્યે જ હશે." ('દરિયાપીર' પૃ. ૧૩૬)

દરિયાનો જાજરમાન અને ભવ્ય દેખાવ ગુણવંતરાયના હાથે ગુજરાતી નવલકથામાં ઊભો થયો તે ગુણવંતરાયનું પ્રથમ પ્રદાન. બીજું મહત્ત્વનું ઉદ્‌ઘાટન એમણે ગુજરાતના વહાણવટાને આપણી નવલકથામાં પ્રવેશ આપ્યો તે છે. આપણી નવલકથા એક બાજુથી રાજામહારાજા અને પ્રધાનકુટુમ્બોની કથા બની છે, તો

બીજી બાજુથી સાસુવહુની લડાઈનું-ગૃહકલહનું મેદાન એમાં વિસ્તરેલું છે ! આવી સ્થિતિમાં દરિયાઈ વહાણવટું એના મૂલ્યવાન દસ્તાવેજી અંશો સાથે ગુણવંતરાયના હાથે આલેખન પામે છે. કચ્છ અને સૌરાષ્ટ્રનો કિનારો, એના ભાટિયા, લોહાણા, ખોજા અને મેમણ વેપારીઓ એમની વિકટતા અને સાહસિકતા સાથે અહીં ચિત્રણ પામ્યા છે. લધાભા, રામજી, પ્રાગજી અને રણમલ લાખા જેવા શાહ સોદાગર, આ કથાસૃષ્ટિનાં ઐતિહાસિક પાત્રો છે. દુનિયાભરમાં ગુજરાતની જે વિશિષ્ટતા કહેવાય છે તે દરિયાઈ વેપારવાણિજ્ય, ગુણવંતરાયે કથાના ફલકમાં જીવતાં રાખ્યાં છે, તેનું મૂલ્ય અનેકધા છે.

ગુણવંતરાય પાસે દરિયાની જાણકારી પણ અજબગજબની છે. ઘરઆંગણાનો કચ્છનો અખાત અને ખંભાતનું બારું, પોરબંદર અને માંગરોળ વચ્ચેનું ભાદરનું ભાઠું કે વલસાડની ખાડી, દક્ષિણ ગુજરાતના કિનારેથી નીકળેલું વહાણ રાતા સમુદ્રમાં 'બાબ્-અલ-મંડબે' કેમ પહોંચે તેની વિગત કે જાવા પાસેનો ક્રાકોટ ટાપુ (કટાહ દ્વીપ), સુદૂર દક્ષિણ આફ્રિકાનાં માડાગાસ્કર અને જંગબાર, નીલ નદીનો કાંઠો અને હરારે-એની પ્રત્યેક વિશિષ્ટતા સાથે અહીં ચિત્રણ પામ્યાં છે ! આફ્રિકાનાં જંગલો ('દરિયાલાલ' અને 'હરારી') અને દક્ષિણ ભારતનાં જંગલો ('નિવેદિતા') પણ એની પશુસૃષ્ટિ સાથે અહીં હાજર છે. સોમનાથભંગ પછી દૂર દરિયાપાર વસેલા સૌરાષ્ટ્રીઓનું ચિત્ર પણ અહીં છે ('સરગોસ'). માંડવી (કચ્છ)થી માંડીને બાલી (ટાપુ) સુધીનાં વેપારી મથકો, દીવ, દમણ, ગોવા, કોચીનથી લઈને કંતાન તથા વચ્ચેના ટાપુઓ, એની ચિત્રવિચિત્ર પ્રકૃતિ અને માનવવસતી-ગુણવંતરાયે આપણી કથાસૃષ્ટિની જે ભૌગોલિક ક્ષિતિજો વિસ્તારી છે તેની અલગથી નોંધ લેવા જેવી છે ! આ બધાની વચ્ચે દરિયામાં ઘૂમતા અને જળસમાધિ લેતા આપણી કાંઠાળ ભૂમિના કચ્છી, સૌરાષ્ટ્રી, વલસાડી માણસો-એનાં આવાં વિશિષ્ટ પાત્રો અને વિશિષ્ટ પ્રસંગો આપણા કથાસાહિત્યની સમૃદ્ધિ છે. કોઈ સમૃદ્ધ બંદરને લૂંટવું હોય તો કેમ લૂંટાય તેનો પ્રસંગ જુઓ : પીરમના પાદશાહ મોખડાજીને ખંભાત લૂંટવું છે. ભરતી સમયે દરિયાનાં પાણી જોશભેર બારામાં પ્રવેશે અને બારામાં નાંગરેલાં વહાણ હૂડૂડૂ કરતાં ઊંચાં ઊપડે, આ સમયનો લાભ લઈ, તેલ અને કપાસિયા ભરેલા વહાણને સળગાવી ભરતીમાં મૂકી દેવામાં આવે ! સળગતાં વહાણો બંદરમાં નાંગરેલાં વહાણો સાથે અથડાઈ પડે ! કિનારાના માણસો એના રક્ષણમાં રોકાય તેનો લાભ લઈ બંદરને લૂંટવામાં આવે-આ અને આવાં ચિત્રો, ગુણવંતરાય કેવા અલગ સર્જક છે તેનો ખ્યાલ આપી જાય છે.

ગામડામાં અને શહેરમાં, યુદ્ધમાં અને દેવપૂજામાં, જંગલમાં અને આશ્રમમાં એમ વિવિધ સ્થળે માણસનાં ચિત્રણ આપણને મળ્યાં છે, પણ સમુદ્ર સાથે માણસનું ચિત્ર માત્ર ગુણવંતરાયમાં મળે છે. ભાષાશૈલી અને રજૂઆતની બાબતમાં પણ ગુણવંતરાયની અનન્યતા નોંધવા જેવી છે. આપણે અહીં માત્ર અલંકારોની એક ઊડતી નોંધ લઈએ : 'સામા પવનમાં વહાણ સરતું હોય એવો અવાજ' / 'દરિયે ચાલતા વહાણની જેમ એ ડોલતો ચાલતો' / 'જાણે કોઈ ખડક ઉપર દરિયાનાં મોજાં ફાટતાં હોય' એવું હાસ્ય / 'બંદાની સૂરત અને મૂરત એવાં કે દરિયામાં જેમ મીઠું ભળી જાય એમ લોકમાં ભળી જાય' / 'હરિભગતને લાગ્યું કે મધદરિયે સળગી ઊઠેલા વહાણના તૂતક ઉપર જ એ ઊભો·છે' / 'કેસરની ટટ્ટાર મૂરત નાના કલમી કૂવાથંભ જેવી સીધી ને મછવાના હિલોળા સાથે હિલોળ લેતી હતી.' આમ, પાત્ર, ક્રિયા અને પાત્રમાનસના પ્રગટીકરણ માટે દરિયાનો પ્રવેશ છે, તેમ વહાણની વિવિધ અદા માટે સજીવ સૃષ્ટિનો ઉપયોગ પણ નોંધનીય છે : 'ડાંગના મારથી ખીલે બાંધેલું ઢોર ભડકીને કૂદાકૂદ કરે એમ મછવો કૂદાકૂદ કરતો હતો.' / 'દારૂ પીધેલો માણસ લથડતો હોય એમ મછવો લથડતો હતો.' / 'રાજરાણી પોતાને માટે માગ માગતી છડી સવારીએ જતી હોય એમ દરિયાને ડારતું વહાણ આગળ ને આગળ જતું હતું.' / 'હિમસાગર-માંથી કોઈ બરફનો પહાડ ભૂલો પડીને દરિયામાં સ્વૈરવિહારે નીકળી આવ્યો હોય એવું વહાણ.' / 'વાળમાંથી ગુલાબનું ફૂલ ઝૂકીને તરતું હોય એવું જહાજ.' / 'ફિરંગી આગબોટ ચોમાસાના ખાબોચિયામાં ભેંસ ચાલતી હોય એમ ચાલવા માંડી.' / 'વહાણ

એના લંગર ઉપર શ્વાસોશ્વાસ લેતા કોઈ જીવતા પ્રાણીની જેમ ઊંચુંનીચું થતું હતું.' / 'પ્રચંડ બગલાઓ પાંખો ફફડાવતા હોય એમ ચડતી ભરતીએ જહાજોએ આવીને ધક્કા ઉપર લંગર નાખ્યું.' / 'બંદરમાં અત્યારે બહુ ભીડ નહોતી. બેક મલબારી જહાજ મલબારના જંગલનાં સાગ ને સીસમ ને દેવદારનાં લાકડાંનો બોજ વહેતાં જલોદરના દરદીની જેમ પેટ પાથરીને નાંગર્યાં હતાં.'

મછવા-વહાણના આ પ્રત્યેક ચિત્રમાં સજીવતા-ભર્યું જે નાવીન્ય છે, તેણે આપણા કથાવિશ્વનો વ્યાપ વધાર્યો છે. આ ઉપરાંત દરિયાનાં ભરતીઓટ, ભિન્ન ભિન્ન બંદર અને બારામાં દરિયાની સ્થિતિ તથા ઋતુ મુજબ બદલતો મિજાજ, મધદરિયાનાં તોફાન અને ઘડો ફાટવો કે વાવાઝોડાનું ઊતરવું-'સક્કરબાર'ની પ્રસ્તાવનામાં ગુણવંતરાય કહે છે તેમ 'દરિયો મને મારું વતન લાગ્યો છે !' દરિયાનાં અસંખ્ય રૂપોનું ચિત્રણ ગુણવંતરાયની એક મહાન અને અદ્યાપિ અદ્વિતીય રહેલી સિદ્ધિ છે.

સાગરકથાઓના સર્જક તરીકે ગુણવંતરાયનું અનન્ય સ્થાન આપણા સાહિત્યમાં છે, તેમાં માત્ર સાહસકથા કે દરિયો જ મહત્ત્વનાં છે એમ નહિ, એનું વિષયવસ્તુ પણ અલગતાથી વિચાર માગે છે. હજુ ગઈ કાલ સુધી આપણે ત્યાં ગુલામોની લે-વેચ થતી, ખાસ કરીને મોટા વેપારી જહાજને ચલાવવા એક સાથે પચીસ, પચાસ કે સો માણસની જરૂર પડતી. આ માટે આદિવાસીઓને પકડી લાવવામાં આવતા અને વહાણ ઉપર ચડાવી દેવાતા ! તોપગાડીઓ અને મોટાં લશ્કરી વહાણો ઢસડવા માટે કંપની સરકારે પણ ગુલામો વેચાતા લીધાના ઉલ્લેખો મળે છે. મેઘાણી અને ગુણવંતરાયે, ઇતિહાસગ્રંથોમાં લખાયેલા ઈતિહાસ ઉપરથી નવલકથાઓ લખી છે, તેમ ઈતિહાસગ્રંથોમાં નહિ લખાયેલા પણ દંતકથારૂપે આમ સમાજમાં સંગ્રહાયેલા ઇતિહાસને પ્રગટ કરવાનું મહાન કાર્ય પણ કરેલ છે. ગુણવંતરાયે દક્ષિણ ગુજરાતમાં વકરેલી ગુલામીપ્રથા અંગે તેમજ કચ્છના આમવર્ગમાં અને સૌરાષ્ટ્રના મિયાણા, વાઘેર જેવા 'વનબાળ'માં વ્યાપેલ ગાયકવાડ અને અંગ્રેજ શાસનની જોહુકમી વિશે સાવ બીજા છેડાથી પ્રકાશ ફેંક્યો છે. ગુણવંતરાયની દરિયાઈ નવલકથાશ્રેણી 'સક્કરબાર' અને 'કચ્છમાં ક્રાન્તિ', 'માજીનું મંદિર' તથા 'જગતના મંદિરમાં' (જેનું સુપ્રસિદ્ધ નાટ્ય રૂપાંતર 'અલ્લાબેલી') જેવી કથાઓ દ્વારા સાવ ઓઝલ એવો આપણો પ્રજાગત ઇતિહાસ પ્રગટ થાય છે. હિન્દુ કન્યાઓને પકડી તેને દાસી તરીકે ઈરાન અને અરબસ્તાનમાં મોકલી દેવાનું ષડ્યંત્ર, સ્વામી આનંદના મોનજી રૂદરનો પૂર્વજ વલસાડનો અનાવિલ અમૂલખ દેસાઈ ખુલ્લું પાડે છે, તેને પડકારે છે અને આજીવન સંઘર્ષ આપે છે તેની રોમાંચક કથા ગુણવંતરાયે 'સક્કરબાર' શ્રેણીમાં આપી છે. આમાં એને કચ્છ-સૌરાષ્ટ્રના ભાટિયા અને લોહાણા વેપારીઓનો સાથ મળે છે, સામે પાર 'ઠકરાત' ઊભી થાય છે, ત્યાં જ્ઞાતિપ્રથાને સ્થાન નથી, ધર્મસંપ્રદાયોને અવકાશ નથી અને નિજી તોર પર કુટુમ્બજીવન ચાલે છે ! વાઘેર, મિયાણા, સંઘાર, ખારવા જેવી કાંઠાળ પ્રજાના જીવન વિશે કથાઓ લખનાર ગુણવંતરાય આમવર્ગના કેવડા મોટા ચાહક હતા તેનો અંદાજ હજુ સુધી આપણે કાઢ્યો નથી. મુનશી અને પન્નાલાલની પ્રેમકથાઓમાં આપણે અટવાયેલા રહ્યા, 'કલા કલા'ના ઢોલ વચ્ચે વિષયવસ્તુના મૂલ્યાંકનની બેજવાબદારી વહોરી લીધી અને સાહિત્યના ઇતિહાસમાં માત્ર પાંચ લીટીમાં કે નવલકથાના ઇતિહાસમાં માત્ર 'દરિયાલાલ'થી ગુણવંતરાયને પૂરા કર્યા ! ગુણવંતરાયે દરિયાઈ નવલકથા નિમિત્તે કેવડા મોટા વિષયવસ્તુ સાથે બાથ ભીડી છે તેનાં લેખાંજોખાં પણ માંડવા જેવાં છે.

*

લેખન માટે આજીવિકા છોડી દેનાર સર્જકોથી તદ્દન સામે છેડે ગુણવંતરાય છે ! અહીં આજીવિકાર્થે જ વધુમાં વધુ લેખન છે ! જે લખ્યું તે ફરી એક વાર વાંચવાનો સમય પણ ગુણવંતરાય પાસે નથી. પરિણામે અતિ લેખનની બધી જ મર્યાદાઓ ગુણવંતરાયમાં જોવા મળે છે. એક વખત લખાયેલી ટૂંકી વાર્તાના બીજને ગ્રહીને એની ઉપર નવલકથા લખાય છે, લખાયેલી નવલકથાના એક એક પાત્રને અલગ કરીને પુન: એની ઉપર કથાકરામત થાય છે ! ક્યારેક તો મારતે ઘોડે અનુવાદ, રૂપાંતર કે સાંભળેલી વાતને કથારૂપ આપી દેવાયું છે ! આ ઝડપી લેખનમાં સ્થળકાળના ભેદ ભુલાયા છે, એક વખત જેનું મૃત્યુ આલેખી દીધું તેનું પુનઃ મૃત્યુ

લેખાય છે ! (જેમકે 'દરિયાલાલ' અને 'સક્કરબાર' શ્રેણીમાં અબુ હસન !) કાળક્રમનો વ્યુત્ક્રમ અને બે અલગ અલગ ઐતિહાસિક પાત્રોની સેળભેળ પણ થઈ છે. ભળતાં જ વર્ણનો, અતિશયોક્તિ અને વાર્તારસને ચગાવવાની એકમાત્ર નેમથી વાસ્તવિકતાનો ઊડતો છેદ, નવલકથાનું નામ હોય 'દરિયાઈ સફર' પણ એમાં દરિયો કે એની સફર વિશે કંઈ ન હોય અને માત્ર વહાણવટાનો ઈતિહાસ પાનાં રોકે !

ગુણવંતરાય સતત વંચાતા રહેલા લેખક છે, એટલે એમની નવલકથાઓની એકથી વધુ આવૃત્તિઓ થઈ છે. આ દરેક આવૃત્તિમાં પાઠાંતરનો પ્રશ્ન પણ છે. શતાબ્દી સમયે આપણો યુવા અભ્યાસી પોતાની કલમ-કિસ્તીને આ ગુણવંતસાગરમાં ઝુકાવે એવી આશા સાથે."

* ગુજરાતી સાહિત્ય પરિષદ તથા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંયુક્ત ઉપક્રમે તા. ૯ સપ્ટેમ્બર ૨૦૦૦ના રોજ અમદાવાદ મુકામે 'ગોવર્ધન સ્મૃતિમંદિર'માં રજૂ થયેલું વકતવ્ય.



## ભાર

*આપણી ડાયરીનાં સેંકડો પાનાં*
*તારા-મારા હજારો પત્રોનાં સંભારણાં*
*-સંઘર્યાં હોત !-રચાયો હોત મહાગ્રંથ-*
*આજે*
*સાવ નિર્મમભાવે*
*ચીરી નાખ્યાં*
*-કેમ જાણે કોઈ રદ્દીનો નિકાલ ન કરતી હોઉં-*

*એ જરાજીર્ણ પૃષ્ઠોએ*
*સહેજે અવાજ ન કર્યો*
*-તારી મારી જેમ-*
*ન કર્યા ઠાગાઠૈયા*
*-નીચી નજરે જ ચીર્યાં'તાં,*
*રખે ઘેરી વળે*
*દૃષ્ટિના દીવાને-*
*એ અક્ષરો*
*જેને અંકિત કર્યા હતા રાતોની રાતો કાગળ પર,*
*એ અક્ષરો*
*જેને ઝંખ્યા હતા ઊંડી આરતથી નિરંતર,*
*એ અક્ષરો*
*જેને ઉકેલ્યા હતા ટીકી ટીકીને વારંવાર-*
*તારી-મારી ગુજગોષ્ઠીનાં અણમોલ અવતરણો*
*સંઘરી રાખ્યાં'તાં.*

*હતું-*
*વયનિવૃત્તિમાં વાગોળીશું*
*હાથતાળી દઈ સરકી ગયેલી એ પળોને !*
*અંગો ગળાયાં છે ને આંખે ઝાંખી વળી છે.*
*કાળદેવતાનું તેડું આ આવ્યું આ આવ્યું...*

*ખરું કહું છું-*
*જરાય ધબકાર નથી ચૂક્યું હૃદય*
*છાતીએ વળગાડીને*
*કચરાપેટીમાં*
*નકામા કચરા ભેગા નાખવા ગઈ ત્યારેય !*
*એમ તો હળવે હાથે જ મૂક્યા'તા એમને,*
*એ નાજુક ફૂલોને રખે ને...*

*અક્ષરો !*
*જે આયખાનો સાર માન્યા*
*તે હવે ઊંચકાય ના*
*એવો ભાર લાગ્યા !*

**દક્ષા વ્યાસ**

પ્રવીણસિંહ ચાવડા

પહેલા દિવસે આશાપૂર્ણાના ટ્યૂશન માટે લલિતચંદ્ર ગયા ત્યારે દીવાનખાનાની હવાના કઠોર પડદા ભેદવામાં એમને ઠીકઠીક કષ્ટનો અનુભવ થયો. ચાર માણસો શેઠની સામે બેઠા હતા અને મુનીમ પ્રકારના ત્રણ અદબ વાળીને પાછળ ઊભા હતા. લલિતચંદ્રના આગમન સાથે વાતો અટકી ગઈ અને બધા નવાઈથી એમની સામે જોઈ રહ્યા. કોઈને કંઈ સમજાયું નહીં. શેઠ પણ અચાનક આવી પડેલી આ સમસ્યાથી થોડાક વિચલિત થઈ ગયા. પછી હસીને ઇશારો કર્યો-જાઓ અંદર. આટલા ઇશારાની જ રાહ જોતું હોય એમ તરત એક ડોકું અંદરના બારણામાંથી દેખાયું. ''આપ આ બાજુ પધારો.'' કેટલાયે દાદરો ચડી, અસંખ્ય અંધારા ખંડ અને પેસેજ પસાર કરતાં લલિતચંદ્રને સ્પષ્ટ થયું કે બીજું ગમે તે હોય, રેશમી વસ્ત્રો ફરકાવી એમની આગળ આ જે ચાલતી હતી એ તો દાસી જ હતી. એની ઓઢણીના સળ વીસમી સદીના નહોતા. પશ્ચિમ ભાગમાં એક ખંડનું બારણું હળવેથી ઠેલી એણે ગુસપુસસ્વરે કહ્યું, ''બેનસાહેબ, ગુરુજી-''

''વારુ, સુલક્ષણા, તું જા અને જલપાનની વ્યવસ્થા કર.''

આશાપૂર્ણા બારી પાસે બેઠાં હતાં. ઊભાં થવાના અભિનયમાં શરીરને સહેજ હલાવતાં એમણે હાથ જોડ્યા અને સામેની ખુરશી બતાવી ક્ષીણ સ્વરે કહ્યું, ''બિરાજો''.

બિરાજમાન થતાં લલિતચંદ્રના મનમાં એક સમસ્યા આવી અને એનો ઉકેલ પણ તરત જ મળી ગયો. કૉલેજના ટ્રસ્ટી તથા પ્રિન્સિપાલ તરફથી મળેલ સૂચનમાં ક્યાંય વિદ્યાકાંક્ષિણીની વયનો ઉલ્લેખ થયો નહોતો. અરજીપત્રકની પ્રથા હોત તો વય ઉપરાંત, ઊંચાઈ, કદ, ત્વચાનો રંગ વગેરે પહેલેથી જાણી શકાયું હોત અને તો કદાચ અત્યારે તમ્મર ન આવ્યાં હોત. સમસ્યા : બાવીસ-પચીસ વર્ષની સ્ત્રીને અંગ્રેજીનું શિક્ષણ આપવા માટે સત્તાવીસ વર્ષના અધ્યાપકની પસંદગી કયા ધોરણે થઈ હશે ? નિવારણ : ફાટેલા કૉલરવાળો બુશકોટ, ત્રણ દિવસની દાઢી, તૂટેલાં ચંપલ અને મોં ઉપર કોઈ પણ પ્રકારના નૂરનો સદંતર અભાવ.

''ક્યાંથી શરૂ કરીશું ?'' એમણે પૂછ્યું. બે હાથમાં આટલી બંગડીઓ ક્યારેય જોઈ નહોતી. બીજાં ઘરેણાંનો ભાર પણ રૂમ જેટલો જ હતો. એની સામે પાંપણો ઊંચી રાખવા માટે સતત બળનો ઉપયોગ કરવો પડતો હતો.

''આપને ઠીક લાગે ત્યાંથી.'' હાથે મેંદી અને સેંથામાં સિંદૂર વિદ્યાપ્રવેશ સમયે અનિવાર્ય લાગ્યાં હશે.

લલિતચંદ્રે ખડિયામાં હાથ નાખી અંગ્રેજીના પ્રાઇમરને પસવાર્યું. આલ્ફાબેટથી શરૂ કરી કૅટ અને રૅટ જેવાં નાના કદનાં પ્રાણીઓ વચ્ચે શેઠાણીને રમતાં મૂકી વિદાય લેવી એવું ઝાંખું આયોજન એમના મનમાં હતું.

માથું પાછળ ટેકવી આશાપૂર્ણાએ કહ્યું, ''વી મે બિગિન વિથ લૉર્ડ બાયરન ઍાર શેલી.''

એમણે સાચવીને થેલી ખુરશીના પાછળના ભાગમાં સરકાવી દીધી, ''એ વિચાર પણ સાવ કાઢી નાખવા જેવો નથી.''

''સવારની એક જ લીટી પકડીને બેઠી છું. લિફ્ટ મી અપ ઍઝ અ વેવ, અ લીફ, અ ક્લાઉડ.''

*

શહેરની બહાર આવેલો શેઠ રોશનલાલનો બંગલો અને જદુબાવાની ખડકી વચ્ચેનું અંતર ભૌગોલિક તો હતું જ, ઉપરાંત યુગોનો પણ ફેર હતો. થોડાક સ્વરો બે સ્થળોને ખેંચીને રેશમી ગાંઠથી બાંધતા હતા. એમાં બંગડીઓનો રણકાર ઘોડાગાડીના ઘૂઘરા કરતાં વધારે પ્રબળ હતો.

એક તબક્કે આ પંક્તિ આવી-એના ચહેરાની આજુ-બાજુ સમુદ્રનાં મોજાંની જેમ છલછલ થતી એની આંખો-

સાંભળીને એ મૌન બની ગઈ. બીજા દિવસે સમસ્યાને મુઠ્ઠીમાં દબાવીને બેસી રહી હોય એમ ટ્યૂશનના પ્રારંભે જ બોલી, ''એના ચહેરાની આજુબાજુ એની આંખો ? ભૌતિક નિયમોને તમે તો-''

લલિતચંદ્રે નમ્રતાથી કહ્યું, "મેં નહીં, કવિએ."

"સમજું છું, બધું સમજું છું. તમે અને કવિ આવા અઘરા ભેદોમાં મને નાખશો નહીં. આખી રાત ઊંઘ આવી નથી."

લલિતચંદ્રને પણ એક દિવસની એકના હિસાબે સમસ્યાઓ ઊઠતી હતી અને રાત્રે સાંકડી મેડીના એકાન્તમાં એનું નિરાકરણ પણ થઈ જતું. નામના ઘટકો એ રીતે સમજાયા. 'આશા' નામ દ્વારા એ મધ્યમ વર્ગની સ્કૂલમાં ભણતી બાળા હતી જે એમની સામે શિસ્તપૂર્વક ભણવા બેસતી. રેશમી સાડીની પાછળ યુનિફૉર્મનું બ્લૂ ફ્રૉક દેખાયા વગર રહેતું નહીં. મોટી આંખો, લાંબો ચોટલો, મેંદી, ઢગલો બંગડીઓ અને ત્વચાના સુવર્ણ વડે એ "પૂર્ણા" હતી. નામનો ત્રીજો અવ્યક્ત ઘટક એની આજુબાજુ વીંટાયેલો હતો.

એક વાર, એટલે કે છ-આઠ મહિને નહીં, પણ ગણીને ચોથા દિવસે, કારણ કે કાળ એટલો ઘટ્ટ બની ગયો હતો, એણે કહ્યું, "એકલતાના બધા અર્થો સમજાવો."

"કવિતાના સઘળા યુગો પસાર કરી સાધુભક્તોની પાસે પહોંચીશું ત્યારે-"

"મારે આધુનિક એકલતા નથી જોઈતી. મને કિલ્લાઓ, મધદરિયા વચ્ચેના ખડકો, યોજનોમાં મપાતાં અંતર અને સોનેરી સળિયામાં રસ છે."

*

પ્રસ્તાવનાના પક્ષમાં ઘણું કહી શકાય તેમ છે. સંબંધોને અનેક ખંડો અને ખાસ કરીને શયનખંડોવાળા મહાલય તરીકે કલ્પવામાં આવે તો એમાં પ્રસ્તાવના બેઠકખંડ છે. બીજી રીતે કહીએ તો નાયિકાના પ્રવેશ પહેલાં સ્ટેજ ઉપર આવી અંગોનાં થોડાં કાચાંપાકાં લટકાં કરી, સિતાર ઉપર આમતેમ હાથ પછાડી જતી રહેતી લઘુનાયિકા જેવી એ છે. એની સદંતર બાદબાકી થવી જોઈએ નહીં. આઘાત સામે ઓશીકા તરીકે પણ એ કામ આપી શકે છે-

આ વિચારો લલિતચંદ્રને ત્યારે આવ્યા, જ્યારે એક બેઠકનો પ્રારંભ આ શબ્દો સાથે થયો :

"આટલા ટૂંકા ગાળામાં મને તમારે માટે આટલી લાગણી, આટલું માન, લગભગ પ્રેમ જેવું, લગભગ અને જેવું નહીં, હાડોહાડ પ્રેમ જ, શા માટે થયો હશે એ સમજાવશો ?"

દાસી સુલક્ષણા મોટા ખંડની બારીઓના પડદા એક પછી એક હટાવી રહી હતી. લલિતચંદ્ર એકદમ સતર્ક બની એની સામે જોવા લાગ્યા.

"અકળાવાની કે આઘાત પામવાની જરૂર નથી. આપણી પાસે સમય નથી. નહીં તો સત્યુગમાં દૃષ્ટિ મળી હોત, ત્રેતા યુગમાં હું હસી હોત, દ્વાપરમાં આપે મારી સામે હાથ લંબાવ્યો હોત અને છેક જતાં કળિયુગમાં-આવી કોઈ કવિતા તમે નહોતી કહી ?"

"કાળનો રથ પ્રચંડ ખખડાટ સાથે આપણી તરફ ધસી રહ્યો છે."

સુલક્ષણા ખડખડ હસી, એક ફૂદડી ફરી બંનેની સાવ નજીક આવી અને "ગળ્યું મોં કરાવું-" કહેતી ત્યાંથી સરકી ગઈ. આશાપૂર્ણાએ સંબંધને બંગલાના નકશા સાથે જોડતાં કહ્યું, "અહીં નર્યું એકાન્ત જ છે. એક ખંડમાં એક મુલાકાત યોજવામાં આવે તો પણ પુરું એક વર્ષ ચાલે એટલું વૈવિધ્ય છે. વર્ષ પુરું થાય પછી શું - એવી ચિંતા કરવી તે યોગ્ય ગણાય ?"

*

બીજા દિવસે લલિતચંદ્રે અજ્ઞાતવાસનો અંત લાવે નહીં એવા પ્રકારની દાઢી કરી અને વાડકામાં કોલસા ભરી બુશકોટની ઇસ્ત્રી કરી. સુલક્ષણાએ બારણું ઉઘાડ્યું ત્યારે એનાં બધાં લક્ષણો નાયકની મોટી સાળી જેવાં હતાં. લલિતચંદ્રની આગળઆગળ ચણિયાને હિલોળા લેવડાવતાં એણે કહ્યું, "ઢોલિયો પ્રથમ ખંડમાં ઢાળેલો છે. બદામવાળું દૂધ...પછી આપી જઈશ."

ખોળામાં ચોપડી સાથે આશાપૂર્ણા નીચું જોઈને બેઠી હતી.

લલિતચંદ્રે કહ્યું, "પૂર્ણા-"

એણે ઊંચું જોયા વગર પૂછ્યું, "આજે શું ભણાવશો ?"

"તું કહે તે." લલિતચંદ્રને લાગ્યું કે ત્રણ સરળ શબ્દોમાં અનેક સંકેતો ઠાંસીને ભરવામાં પોતે સફળ થયા હતા.

"ટેનિસન લો. લેટ ધેર બી નો મૉર્નિંગ ઍટ ધ બાર."

કાવ્ય વંચાયે ગયું એમ સામે બેઠેલી વ્યક્તિના ચહેરા પર વેદનાના ઘટ્ટ લપેડા થયે ગયા.

એ રાતના સંતાપનું વળતર પછીના દિવસે મુલાકાતની પહેલી ક્ષણોમાં જ મળી ગયું. લલિતચંદ્રના હાથમાંથી ચોપડી લઈને ટેબલના છેડા તરફ ફેંકતાં એણે કહ્યું, "કાલે તમને વિચિત્ર લાગ્યું હશે."

શબ્દો વચ્ચેની ખાલી જગ્યામાં કટુતા ગોઠવતાં લલિતચંદ્રે કહ્યું, "કેવું લાગ્યું હશે એની ચિંતા તમે કરો છો એ વિચારે થોડુંક આશ્વાસન જરૂર મળે છે."

"તમે નહીં, તું. અને આજે ભણવા ઉપર પૂર્ણવિરામ."

"પૂર્ણાનો વિરામ ?"

"તમે તો આટલા સંવેદનશીલ છો. આ સ્થિતિમાં સ્ત્રીના મનની હાલત કેવી હોય તે તમે સમજતા જ હશો. ચિત્રવિચિત્ર અનેક ભાવોનું મનમાં લગભગ યુદ્ધ જ ચાલતું હોય છે એ તમારા જેવાને કહેવાનું ન હોય."

"એ સાચું. હું એ સમજી શકું છું."

"એક બીજી વાત છે. ગતિના નિયમોમાં, હું સમજી છું ત્યાં સુધી, અવકાશનું મહત્ત્વ હોય છે. આપણાં મકાનોમાં ચોક હોય છે."

લલિતચંદ્રે ઉત્સાહથી કહ્યું, "તારી વાત સંપૂર્ણ સાચી. કલાના કોઈ પણ સ્વરૂપને એ લાગુ પડે."

"સંગીતમાં પણ હશે."

"સંગીતમાં તો વિશેષ."

બીજા દિવસે દાદર ચડતાં લલિતચંદ્રે સુલક્ષણાને હાકલ કરી, "આજે તો શેડકઢાં દૂધ તૈયાર રાખજે."

સુલક્ષણા બોલી, "સોનાના વરખયુક્ત ઔષધિઓ સાથે તે તૈયાર હશે."

ઓરડામાં પગ મૂકતાં લલિતચંદ્રે મુઠ્ઠી હવામાં ઉછાળતાં ઘોષણા કરી, "આજે-"

"હા, આજે."

"દેવી, આજે તો આશા પૂર્ણ થશે ને ?"

"શબ્દોની ખરી રમત કરો છો." આશાપૂર્ણાએ સામેની ખુરશી બતાવી. "મને એક વિચાર આવ્યો તે કહું ?"

"કેવો વિચાર ?"

"આપણે આમ હાથમાં હાથ રાખી વિહાર કરવો એ તો જાણે નિર્માયેલું જ હશે છતાં મનમાં એક નાનું દ્વંદ્વ ચાલે છે એની વાત હું તમને ન કરું તો કોને કરું ? ત્રીજા પાત્રની હાજરી તમારા ધ્યાન બહાર નહીં જ હોય."

લલિતચંદ્રે કહ્યું, "સુલક્ષણા."

"જે કક્ષાનો રસ એ આ સંબંધમાં લઈ રહી છે એ ધ્યાનમાં લેતાં એને ચોથું પાત્ર ગણી શકાય. ત્રીજા પાત્ર તરીકે, ભૂમિતિની શુદ્ધ દૃષ્ટિએ જોઈએ તો-"

"ત્રીજે ખૂણે શેઠ રોશનલાલ ઊભા છે."

"એ મુદ્દો તમને સાવ હસી કાઢવા જેવો લાગ્યો ? નીતિ વિશેની ઈંદ્રિય એટલી બધિર બની ગઈ હોય એવું માનવા હું તૈયાર નથી. નિદ્રા તો હવે રહી નથી. શરીરનો ત્યાગ કરીને આત્મા જાણે સામે ઊભો રહે છે. આ જે બની રહ્યું છે તે સુંદર છે, અદ્‌ભુત છે એ વિશે તો કોઈ શંકા નથી. સાથે એ પણ હકીકત છે કે-" અહીં એ સહેજ અટકી, "હવે હું જે બોલવા જઈ રહી છું એ કદાચ તમને થોડુંક ઓછું પ્રીતિકર લાગશે."

"તારું કોઈ પણ વચન-"

"પુરુષસહજ ઈર્ષ્યાથી મુક્ત હો તો મને આનંદ થશે. રોશનને મેં...પ્રેમ કર્યો હતો, આજે પણ કરું છું, એમ કહું તો તમે માનો ? એ વાત બહુ લાંબી છે."

"લાંબી વાતો માટે-"

"હું એ બધું કહેવા નથી માગતી. તમે સામેથી પૂછશો અને મને ઠીક લાગશે તો ક્યારેક કહીશ. હાલ તો એટલું જ કહું છું કે મારા જે સંજોગો હતા એમાં એ માણસે, માણસ નહીં દેવદૂતે-"

વાક્ય અધૂરું રાખીને એ બેસી રહી એટલે લલિતચંદ્ર બબડ્યા, "પાંખો ઝભ્ભામાં સંતાડી રાખતા હશે."

"પાંખો ?"

"કેટલાંક તત્ત્વો મને દેખાય છે. વિધવા માતા, દારિદ્ર્ય અને લાચારી જેવા ચવાઈ ગયેલા બૅકગ્રાઉન્ડમાં મોંઘા બૂટના ખખડાટ અને અત્તરને કારણે પણ કેટલાક ભ્રમ થયા હોય, પણ એ વાત બાજુ ઉપર રાખીએ. બનેલા બનાવોનું નહીં, અર્થઘટનોનું મહત્ત્વ છે."

આશાપૂર્ણા આંખો લૂછી રહી એટલે વ્યાકરણનો બારીક મુદ્દો પકડતા હોય એમ લલિતચંદ્રે કહ્યું, "આ

- આ વિષયને જરાક જુદી રીતે સમજવો જોઈએ. પ્રેમ, વફાદારી વગેરે શબ્દોની આજુબાજુ જાળાં બાઝી ગયાં છે. એટલે કે એ ભાવનાઓ કે ખ્યાલો-''

''ખરેખર ?''

''હા.''

''સાચું કહેજો. અંગ્રેજી કવિતામાં તેમ આ વિષયમાં પણ હું તો તમારી ચેલી જ છું.''

લલિતચંદ્રે આવેશથી હાથ વીંઝતાં કહ્યું, ''શબ્દોને ફેંકી દઈ મૂળ પદાર્થને તટસ્થતાથી તપાસીએ તો વાત બે માણસો વચ્ચેના અદ્વિતીય, અપ્રતિમ સંબંધની છે. એને ઈતિહાસ, સમાજ, વિજ્ઞાન, કાયદાઓ-''

દૂરની બારીએ એક પડદાને ઝાટકતાં સુલક્ષણાએ ઉમેર્યું, ''ધર્મ.''

''આભાર, સુલક્ષણા, ધર્મ-આમાંના કોઈની સાથે સંબંધ નથી.''

''કોને ?''

''બે માણસો વચ્ચેના સંબંધોને.''

''એમને કોની સાથે સંબંધ નથી ?''

''આ સુલક્ષણા લોચે ચડાવે છે-'' કહેતાં લલિતચંદ્રે કડક દૃષ્ટિએ બારી સામે જોયું અને દાસી હસવું રોકતી નાસી ગઈ.

આશાપૂર્ણાએ સહાનુભૂતિપૂર્વક કહ્યું, ''તમે શબ્દોમાં થોડાક અટવાઈ ગયા, પણ કહેવાનો સાર હું સમજી ગઈ. સમગ્ર રીતે વિચારતાં હવે મને લાગે છે કે બંને પોતપોતાની જગ્યાએ બરાબર છે. એક વડે બીજાનો દ્રોહ થાય એમ વિચારવું એમાં પરિપક્વતાનો અભાવ છે.''

એણે હસીને શ્વાસ હેઠો મૂક્યો, ''કેટલો ભાર મારી છાતી ઉપરથી ઊતરી ગયો !''

લલિતચંદ્રે ચપટી વગાડી, ''તો હવે?''

''ટ્યૂશનનો ક્લાસ પૂરો'', બારણામાં પગ મૂકતાં સુલક્ષણાએ કૉર્ટના બેલિફની જેમ પોકાર કર્યો.

એક અંધારા પૅસેજમાં રણઝણતો સ્વર એમના કાનમાં પીંછાની જેમ ફર્યો, ''રોજેરોજ દૂધ ઢોળી દેવું પડે છે. આવો વ્યય આ ગરીબ દેશને પોસાય ?''

''સુલક્ષણા, આ તને અઘરું લાગશે છતાં સમજવા પ્રયત્ન કરજે. એક દૂધને બાળીને એનો અર્ક બીજામાં, બીજાની ભાવના ત્રીજામાં-એમ ઘસ્યે જવાનું છે.''

''ક્યાં સુધી ?''

''અવકાશ સિવાય કંઈ ન રહે ત્યાં સુધી. શૂન્યને ભરી દેતા શૂન્ય સુધી.''

અહીં એ અટક્યા. ''સુલક્ષણા.''

''જી.''

''મને પણ આ બધું સમજાતું નથી, સુલક્ષણા.''

''જી.''

''કંઈ નહીં.''

*

''શયનખંડ સુગંધિત દ્રવ્યોથી મઘમઘે છે-'' એની ફૂંક એમના કાનમા મારતાં બીજા દિવસે સુલક્ષણાએ હળવા ધક્કે એમને અંદર મોકલ્યા ત્યારે જે રૂપ દેખાયું તેથી સઘળા પ્રશ્નોનું નિરાકરણ થઈ ગયું. સજાવટની જરૂર નહોતી છતાં એ ઢીંગલીની જેમ કેશ, કાન, નાક, હાથ બધું સજાવીને બેઠી હતી. લલિતચંદ્રે જિજ્ઞાસાથી એની સામે હાથ લાંબો કર્યો. એનો હાથ પણ ઊંચો થયો. પછી તરત, બે હાથનાં આંગળાં વચ્ચે હવા પણ પસાર ન થઈ શકે એટલું અંતર રહ્યું હશે ત્યાં, એ પાછો ખેંચાઈ ગયો. ''હું એમ કહેતી હતી-''

''શું કહેતી હતી ?''

''એક પ્રશ્ન મને હંમેશાં સતાવે છે. એનો સંતોષકારક જવાબ મને આજ સુધી મળ્યો નથી.''

લલિતચંદ્રે કહ્યું, ''પ્રશ્નો પૂછનાર મહાન છે. જવાબો આપનાર તો માસ્તરોએ લખેલી સસ્તી ગાઈડ જેવો છે. તું એકએક પ્રશ્નની ફૂંકથી મને હવામાં તરતો રાખ.''

''મને હંમેશાં થાય કે...સ્ત્રી-પુરુષ વચ્ચેના સંબંધોમાં...તમે ઊભા કેમ છો ? બેસો ને નિરાંતે !''

લલિતચંદ્રે કહ્યું, ''બેસું, પણ ક્રિયાવિશેષણ વગર.''

''જોયા મારા નખ ?''

''હા, જોયા.''

''જોયા મારા સોનાના વાળ ?''

''હા, એ પણ જોયા.''

''સાદી ભાષામાં કહું તો, અમુક પ્રકારનો સંબંધ અનિવાર્ય ખરો ? એટલે કે બે આત્માઓ વચ્ચે-''

લલિતચંદ્રે એક નોટબુક ઉપાડીને એની સામે ધરી. ''આમાંથી એક કાગળ ફાડ.''

''કાગળને શું કરીશું ?''

"ચિત્ર દોરતાં આવડે છે ને ?"

નવાઈથી હસતાં હસતાં એણે એક કાગળ ફાડ્યો, પેન ઉઘાડી અને શર્ટની બાંયની જેમ બંગડીઓ ઊંચે ચડાવી. શું દોરવાનું છે એ કહેવું પડ્યું નહીં. થોડા લસરકામાં તો એક સ્ત્રી અને એક પુરુષ એવા બે તત્પર આકારો સામસામે આવી ગયા.

"પહેલાં મનનું મિલન કરશો કે આત્માનું ? ઓ.કે. તું આત્માના પક્ષમાં છે, તો આ આકૃતિમાં આત્મા ક્યાં છે તે બતાવીશ ?"

ચિત્રનાં સ્ત્રી-પુરુષના માથે-કપાળે-છાતીએ આંગળી મૂકતાં એ બોલી, "અહીં, અહીં, અહીં."

આ બાળરમતથી કંટાળો આવતો હતો. "મન, આત્મા, શરીર-આવા ભાગ જ નથી, બધું સળંગ જ છે, રંધાઈ ગયેલી રસોઈમાંથી મરચું કે મીઠું જુદું પાડવું અશક્ય છે, તો પછી-"

નોટબુક ઊછળીને ખૂણામાં જઈ પડી. "તમે તો અદ્‌ભુત માણસ છો ! આટલી અઘરી વાતને તમે રસોઈની ઉપમાથી સ્પષ્ટ કરી મારે ગળે ઉતારી દીધી."

"એ માટે કદાચ હું અભિનંદનનો અધિકારી ગણાઉં, પણ આજનો કલાક તો પૂરો થયો."

"શિસ્ત !" એણે એક આંગળી ઊંચી કરતાં હસીને કહ્યું.

જતાં જતાં લલિતચંદ્ર ઉંબર પાસે થોભ્યા. "આવતી કાલે કળા-કોયડા માટે તૈયાર રહેવાનું છે એ કહો તો ગૃહકાર્ય કરતાં ફાવે."

"તમે મજાક કરો છો."

"મજાક કરવાનો મારો હેતુ સહેજ પણ નથી. પૂર્વતૈયારી થાય તો વિજયની તકો ઊજળી બને. નર્યા સ્વાર્થથી પ્રેરાઈને આ પૂછું છું."

"એકાદ-બે બાબતો છે. આગળ...વધતા પહેલાં આપણા બંનેના ભૂતકાળની કેટલીક ચર્ચા કરી લેવી જોઈએ એવું તમને નથી લાગતું ?"

"મેં પણ ઘરમાંથી કડું ચોર્યું હતું."

"એની વાત નથી કરતી. મને એક છોકરો સ્કૂલમાં કવિતા લખીને આપતો. એ પવિત્ર સ્મૃતિનો ભાર હજુ આજે પણ છે. આવા ભાર લઈને હું તમારી પાસે આવવા નથી માગતી. તમારે પણ એકાદ વાત આવી હશે."

આ બોલતાં આશાપૂર્ણાની આંખો બંધ થઈ ગઈ હતી અને એની આજુબાજુ પડદા ખેંચાઈ ગયા હતા. એ ચહેરા સામે જોતાં લલિતચંદ્રને અચાનક એક નવા પ્રકારના હર્ષનો અનુભવ થયો. હમણાં જાણે પહો ફાટશે અને હમણાં આ દેખાતી બંધ થશે.

બારણા બહાર સુલક્ષણા ઊભી હતી. કેસરયુક્ત દૂધનો પ્યાલો એમની સામે લંબાવતાં એ બોલી, "આજે ઘણો સમય લીધો. આજે તો આની આવશ્યકતા હશે જ. આપના મોં ઉપર પણ-"

"એ તને નહીં સમજાય. પણ દૂધની જરૂર નથી."

સુલક્ષણા ખુશ થઈ ગઈ. "દૂધ ઢોળી દેવું ન પડે એવા વિકલ્પો મારી પાસે છે. અને આમે વિકલ્પો માટે તો મન ખુલ્લું રાખવું જ જોઈએ."

"આવાં લક્ષણો ન બતાવ, સુલક્ષણા."

"નામ પ્રમાણ તો વર્તું છું !"

"આ તબક્કે આડકથા દાખલ કરવાનો તારો પ્રયત્ન બેહૂદો લાગે છે." દાદરના સાતમા પગથિયે એ અટક્યા, "સુલક્ષણા."

"જી."

"તારાં શેઠાણી."

"જી."

"એમને-બરાબર સાચવજે."

સુલક્ષણા એમની સામે જોઈ રહી.

"મને બરાબર કહેતાં નથી ફાવતું. અંગ્રેજી વ્યાકરણ સિવાય બીજું કંઈ ખાસ આવડતું નથી. તર્કમાં બાઘો છું. અન્ય ક્ષેત્રોમાં સમજ બહુ સીમિત છે."

આટલું કહી નિરાશાથી માથું ધુણાવતા એ દાદર ઊતરી ગયા.

*

બીજા દિવસે એ ઘેર પહોંચ્યા ત્યારે ક્ષોભ નહોતો. ભીંત સાથે લપાઈને સરકવાની શૈલીનો આશરો લીધા વગર એ કોઈ સ્વરને શોધતા હોય એમ ટટાર ચાલે દીવાનખંડને વીંધતા જઈ રહ્યા હતા ત્યાં શેઠ રોશનલાલે એમને ખોંખારા વડે બોલાવ્યા. ધંધાના અનુભવે શેઠની

ભાષાને જે રુક્ષ લાઘવ આપ્યું હતું એમાં પણ પ્રસ્તાવનાની જોગવાઈ નહોતી.

"કાલથી તમારી સેવાઓની જરૂર નથી."

કારણ ન કહ્યાં. લલિતચંદ્રને પણ કારણોમાં રસ નહોતો. એમણે પ્રસન્નતાથી ડોલતાં કહ્યું, "આભાર !"

"બહાર મુનીમ પાસેથી હિસાબ સમજી લેજો."

લલિતચંદ્રે પીઠ ફેરવી. બધું હળવું બની ગયું હતું. અવાજો શમી ગયા હતા. બારણા તરફ પગ ઉપાડતાં એમણે મકાનના પાછળના ભાગો તરફ જોઈને ફરીથી કહ્યું, "આભાર !"



# દીકરીની લીંબડી, સેતૂર

અમૃતઝરણુ ઉરમાં ઊભરે. હૈયામાં ઘણું હેત,
નાનકી એવી નટખટ. માંડે નવા ઉધામા નત.
પળમાં હસતી પળમાં રડતી, રૂઠતી વારે વારે.
વાત વાતમાં વાંકું પડે, માંડે કંકાસ ભારે
રાડો તાણી ઘર ગજવે, રોજ માવતરને પજવે.
આપ દેખાડ્ય ડરે નહિ, આખા પરિવારને લજવે.
હઠે આળોટે આંગણાધારે, નાનકડીને માવડી મારે,
હીબકાં ભરતી ભારે. દોડી આવે ખોળામાં મારે.
માનતાનથી લાડ લડાવું; જેમ તેમ એને મનાવું.
મહેનતે માંડ મનાવુ. તોડે અબોલા મુજ હારે.
હઠ મૂકી માંડ મનાય, વહાલથી વળગે ગળા હારે.
ઘર એવું જાણે ખીલ્યું, ખીલ્યાં ફૂલ ગુલઝારે.
આંગણું ફોર્યું જાણે ફાગણિયા ફાગવારે.

રૂસણાં મનામણાં થતાં માવતરથી જ્યારે,
ગગન માંડવે ઘટા ગરજી, પવન જોર સારે.
ખેતરે પાદરે, સીમ સેઢે, ગહકિયા મોર ચારે,
ધરાએ લીલી ઓઢણી ઓઢી, મેઘ સાંબીલાધારે.
લાડકી દોડી દાતરડું લાવી, માંડ્યો ઉધામો ભારે,
ખાંતે બે ખાડા લાડકી ખોદે, આંગણિયે મારે.
પાણિયારેથી પાણીની તાંબડી લાવી લારે.
વાડથી ખોળી લીંબડી લાવી હરખે આંગણે વાવી.
માવતરના મનમાં ઊલટ આવી, હૈયે દીકરી ભાવી.
અવર ખાડે સેતૂર રોપી, મુખ એનું રહ્યું ઓપી.
હેતથી બે છોડવા ચોપ્યા, જાણે માણેકથંભ રોપ્યા.
વરસાદમાં ભીંજાતી, તોય સીંચતી જાય પાણી.
લાખ સમજાયું એને, માને નહિ દીકરી શાણી.
ઝટપટ એનાં ઝાડવાં મોટાં થાય, મન આતુર,
રાતદિવસ ઊછરે એમ દીકરી લીંબડી સેતૂર
નટખટપણું મૂકી દીધું, કિશોરી રૂપ કામણ મુખડે.
શીળો છાંયો આંગણે છાયો, લીંબડી સેતૂર રૂખડે.
હરખઘેલી હૈયે, વાતો માંડે, હસતી જાય મુખડે.
લીંબડી, સેતૂર, દીકરી એમ પણ વીંટાયાં સુખડે.
મહેમાન ભાવે આવે, બેસતા શીળા છાંયડે.
આવકાર મીઠો મળતો જાય, આંગણે શીળો વાયુ વાય-
ધણીનું ધારેલ થાય, વખતનો ચાકડો ફરતો જાય.

વરસો વીત્યે લાડકી વરાવી. દિલડું દુ:ખી મારે,
લાંબી લાજે વિદાય વેળા, ઝાડવે નજરો ધારે.
આંસુડે ભીંજાયું વીરભોટિયું, લાડકી હીબકાં સારે.
માવતર બેઠાં ઢોલિયે, રૂખડાં ઊભાં વીંઝળો ઢોળે,
દીકરી વરાવી દિલનો દરિયો ડહોળી વળતા વારે.
માવતર, ભાંડરાં આંસુડાં સારે, રૂખડાં રુવે હારે,
બુઢાપો વરતાયો બેઉને, ઢોલિયે બેઠાં માબાપ.
બેવડાઈ ગયાં બેઉ, દીકરીના જપતાં જાપ.
માવતરના હૈયે સદા ડામ, મુખે રમે દીકરીનું નામ.
બેસવાનું થયું નિત કામ, લીંબડી સેતૂર હેઠ ધામ.
દેહકારે રૂખડાં વહાલાં, દીકરીને દે આશિષ કાલાં.
બેઠાં એક દી રૂપડાં હેઠ, ઢોલિયા ઢાળી ભાવે,
દીકરીએ ઝાલી પિયરવાટ, માવતરને મળવા આવે.
લાડકીની અણહારે, નટખટ, રૂડી દીકરી ખોળે ધાવે,
નાના, નાની લવતી, ગગી ઝાંપેથી દોડતી આવે.
માવતરની હેત હેલીથી, હૈયાં થયાં ભારી, ભારી.
બુઢાપે બલહારી, ગગી પર વારી વારી.

**મુરાદખાન ચાવડા**

લારે = સાથે; ચોપ્યા = ચોંટ્યા, લગાવ્યા; રૂખડે = ઝાડવે; સુખડે = સુખ-આનંદે; ચાકડો = કુંભારનો ચાક (પૈડું); વળતા વારે = સાંજને સમયે; બેવડાઈ = વાંકા વળવું; ડામ = બળતરા; કાલાં = ઘેલાં, ગાંડાંતૂર; નાના-નાની = પુત્રીનાં માબાપ; ગગી = નાની દીકરી.

# ઉછરંગરાય ઢેબર : સૌરાષ્ટ્રના સંત પંતપ્રધાન

મનુ રાવળ

૧૯૪૯ના જાન્યુઆરીની ૧લી તારીખે ભારત સરકારના રાજકારણી અને રાજ્યોના વિષયોના સરદાર પટેલના વિશ્વાસુ સચિવ વી. પી. મેનન સૌરાષ્ટ્રના રાજપ્રમુખ જામસાહેબ દિગ્વિજયસિંહજીની સાથે સૌરાષ્ટ્રના રાજવીઓનાં વર્ષાસન અને મહેલોની મંત્રણા કરી વિમાનમાર્ગે કચ્છ જવા ઊપડ્યા ત્યારે સૌરાષ્ટ્રના પંતપ્રધાન સ્વ. શ્રી. ઉછરંગરાય ઢેબરના મંત્રી તરીકે હું, મારાં પત્ની અને અમારો ૧ા-૧ાા વર્ષનો પુત્ર તેમના વિમાનમાં કચ્છના પાટનગર ભુજના વિમાનગૃહે ઊતર્યાં. કચ્છની રાજ્ય આગગાડી સેવાના મુખ્યસંચાલક શ્રી સૌભાગ્યચંદ્ર કોઠારીની કૃપાથી ભુજના રેલમથકે તૈયાર રાખેલી જીપમાં અમે અમારાં એક સંબંધીની સંભાળ લેવા કચ્છનો રણપ્રદેશ શિયાળાની હાડ થીજવતી કડકડતી ઠંડીમાં કચ્છના વાયવ્ય ખૂણામાં દરિયાકિનારાના જખૌ બંદરે પહોંચ્યાં, અને થોડા કલાક પછી પાછાં જીપ વાટે જ ભુજ પહોંચ્યાં ત્યારની કોઈ સૈકાજૂના પ્રદેશની સ્વપ્નશીલ મનોદશામાંથી પાછાં રાજકોટ પહોંચ્યાં.

૧૯૫૨માં ભૂમિમાર્ગે પાલણપુરથી ભુજને જોડતી પ્રથમ રેલવેલાઈનનું ઉદ્ઘાટન કરતાં સ્વ. સરદાર પટેલ બોલ્યા હતા કે કચ્છ ૧૮મી સદીમાં જીવતો પ્રદેશ પૃથ્વીના જન્મ પછી પહેલી જ વાર જમીનમાર્ગે બાકીના ભારત સાથે જોડાય છે. ૧૯૫૨માં એવી સ્થિતિ હોય તો ૧૯૪૯માં વધારે સારી ક્યાંથી હોય ? પરંતુ અમારા પૂર્વજન્મનાં શાં કર્મબંધન હશે કે તે જ કચ્છમાં અમારે ૧૯૪૯, ૧૯૫૭ અને ૧૯૬૩માં જવાનું બન્યું. એટલું જ નહિ, પણ ૧૯૬૩થી ૧૯૭૩ સુધી કચ્છના નવનિર્મિત આદિપુરમાં અમે દસ વર્ષ સતત રહ્યાં તે મારા જીવનની એક જ સ્થળમાં લાંબામાં લાંબો સમય ગાળવાની પહેલી અવધિ હતી. ૧૯૪૯-૧૯૫૨માં ભારતના કોઈ ભાગની આવી દશા હોય તો ૧૯૦૫માં, આજથી ૯૫ વર્ષ પહેલાં આખા ભારતની કેવી દશા હોય તે માત્ર કલ્પનાનો નહિ, પણ જાણે કે સ્વાનુભવનો વિષય બની જાય છે.

૧૯૦૫માં જાપાને, એક પૂર્વીય રાજ્યે, રશિયા જેવા મહાકાય પાશ્ચાત્ય દેશને માનવ-ઇતિહાસમાં પહેલી વાર હરાવ્યો. તે જ વર્ષમાં લોકમાન્ય ટિળક અને ન્યાયમૂર્તિ રાનડેના સહયોગી, વિચક્ષણ રાજકારણી ગોપાલ કૃષ્ણ ગોખલે, ૪૦ વર્ષની વયે, ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસના અધ્યક્ષ નિમાયા. તે જ વર્ષના સપ્ટેમ્બરની ૫મી તારીખે જામનગરથી અગિયાર માઈલ દૂર ગંગાજળા નામના અજાણ નાના ગામડામાં કાઠિયાવાડના ભાવિ વિધાતા ઉછરંગરાય ઢેબરનો જન્મ થયો. જુનવાણી અકિંચન નાગર કુટુંબના નબીરા ઢેબર ૨૩ વર્ષની વયે મુંબઈના સર્વોચ્ચ ન્યાયાલય (હાઈકૉર્ટ)માં દીનશા વાચ્છા, કનૈયાલાલ મુનશી, જયકર, મહંમદઅલી ઝીણા વગેરે ન્યાયશાસ્ત્રના તેજસ્વી તારલાઓનાં ન્યાયપૂર્ણ અને છટાદાર ભાષણોથી પ્રભાવિત પ્રેરણા લઈ વકીલાતના વ્યવસાયમાં પડવાના ઇરાદાથી ગજવામાં ૫૩ રૂપિયાની માતબર (!) મૂડી લઈ રાજકોટના રેલવેસ્ટેશને ઊતર્યા.

વારસાગત સંસ્કારિતા, અનર્ગળ પ્રામાણિકતા, મન, વચન અને કર્મના ઐક્યની યોગસાધના, કર્મયજ્ઞની વૈરન્તર્ય પ્રતિષ્ઠા, તેજસ્વી બુદ્ધિબળ અને ચારિત્ર્યની અનુપમતાને પરિણામે ઢેબર આઠ વર્ષના ટૂંકા ગાળામાં આખાયે કાઠિયાવાડના સૌથી વધારે પ્રતિષ્ઠિત વકીલની કીર્તિ પામ્યા અને ૧૯૩૬ના ઑક્ટોબરની ૨જી તારીખ ગાંધીજન્મજયંતીને દિવસે જ કાઠિયાવાડની ગાંધીયુગી પ્રથમ સંસ્થા રાષ્ટ્રીય શાળામાં મહાત્મા ગાંધીના પોતાના આશીર્વાદ લઈ રાજકારણમાં જોડાયા.

૧૯૨૧ના ગાંધીજીના સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાવનગરથી બળવંતરાય મહેતા એક અનન્ય રાષ્ટ્રસેવક સેનાની તરીકે સ્વાર્પણ કરી બેઠા હતા. ૧૯૩૨માં સરદાર પટેલની સલાહથી લંડનમાં બૅરિસ્ટરનો અભ્યાસ કરવા ગયેલા રસિકલાલ પરીખ ભણતર અધૂરું મૂકી સત્યાગ્રહમાં જોડાઈ ગયા હતા. આમ ઢેબર આ ત્રિપુટીના ત્રીજા સાથી હતા; પરંતુ ત્યાગમૂર્તિ, કર્મવીર ઢેબર કાઠિયાવાડના

રાજકારણમાં મોડા જોડાયા છતાં નેતાગીરીના શિખરે પહોંચ્યા. ૧૯૩૬થી ગાંધીજી, ૧૯૩૮થી સરદાર અને ૧૯૫૧થી જવાહરલાલની સીધી દોરવણી નીચે ઢેબરે, કાઠિયાવાડ, નવસર્જિત સૌરાષ્ટ્ર અને સ્વતંત્ર ભારતની અનન્ય સેવા બજાવી.

૧૯૩૬થી ૧૯૪૭ સુધી જ્યારે જ્યારે ગાંધીજીએ જે કોઈ ચળવળ ચલાવી તેમાં ઢેબર સૈનિક રહ્યા અને અનેક વાર કારાવાસ ભોગવી છેવટે સ્વરાજ્યપ્રાપ્તિ પછી કાઠિયાવાડમાંથી સૌરાષ્ટ્ર બનેલા પ્રદેશના સૌપ્રથમ મુખ્યમંત્રી બન્યા ત્યારે ભારતના સૌથી નાની વયના મુખ્યમંત્રી હતા. ૬।-૬।। વર્ષના સફળ વહીવટ પછી ૧૯૫૫ના જાન્યુઆરીમાં ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસના અધ્યક્ષપદેથી ૫।। વર્ષ સુધી કૉંગ્રેસ જેવી મહાકાય સંસ્થામાં નવો પ્રાણ પૂર્યો. જવાહરલાલ નહેરુનો વાસ્તવવાદી અભિગમ અને ઢેબરનો આદર્શવાદ અંતે નિરાળા માર્ગમાં પરિણમ્યા અને નહેરુની આંતરિક ઇચ્છાને માન આપી ઈન્દિરા ગાંધીને તે સ્થાને બેસાડી ઢેબર કાર્યશીલ રાજકારણમાંથી નિવૃત્ત થયા.

આમ છતાં ૧૯૬૦થી ૧૯૭૫ સુધી દેશની અનેક સંસ્થાઓમાં અધ્યક્ષપદે રહી તેમનો કર્મયજ્ઞ ચાલુ રહ્યો અને ૧૯૭૭ના માર્ચની ૧૧મી તારીખે પોતાની કર્મભૂમિ રાજકોટમાં છેવટે પ્રાણત્યાગ કર્યો.

ગાંધીયુગના ચુનંદા સેવકોમાં ઢેબર એક નમ્ર, વિનયી, વિચક્ષણ, આદર્શવાદી રાજપુરુષ હતા. ૧૯૩૬થી ૧૯૭૬ સુધી રાજકારણમાં છતાં તેઓ રાજકારણી ન હતા. તેમને સત્તા, લક્ષ્મી કે ભોગવિલાસમાં અનુરાગ ન હતો. જ્યાં સુધી તેઓ જીવ્યા ત્યાં સુધી તેમણે દેશની દિલ દઈને સેવા કરી અને ગાંધીજીએ દર્શાવેલા ત્યાગ અને સેવાના રાજમાર્ગ પર પ્રયાણ કરી દેશની અવિરત સેવા બજાવી. આજના રાજકારણમાં તેમના જેવા નિષ્ઠાવાન રાજપુરુષની જોડ શોધી ન જડે.



## શ્વસું બેળે બેળે !

*અરે ! ક્યાં છે પેલું ગગન ? પ્રભુના દર્પણ સમું*
*અને માતા પૃથ્વી વરદ કર અદષ્ટ સરીખી ?*
*કશી આ કાલિમા ! ગગનની નીલિમા ? વિલય શી !*
*વસુધાયે કેવી અડવી ! વિધવા શી અકરમા !*

*ગજેન્દ્રો શા શૈલો હરિત-નમણા, ખંડિત દીસે,*
*સરિતા ને સિન્ધુ પ્રદૂષણપીડાથી ઉર હીસે.*
*અને ક્યાં છે પેલો સમીર સુરભિથી છલકતો ?*
*વનોનાં વૃક્ષો ને કુસુમિત લતાથી મલકતો ?*

*મયૂરોની કેકા વિરલ, વન, વાડે ન નીરખું,*
*સૂડા-શુકો, તેતર-કબૂતર-વિશેષો ન પરખું.*
*વિશાળા વ્યાલો શા પથ તિમિર-આભાથી હરખું ?*
*ત્રિ-શંકુ શા મારે અવનિ-નભનો ભ્રંશ, સરખું.*

*શકે 'સ્કવેરિંગ સર્કલ'* ? ગતિ-મતિ 'અનામી' શી વસમી !*
*શ્વસું બેળે બેળે કલિયુગહવા રે ! સમસમી.*

**અનામી**

* 'સ્કવેરિંગ ધ સર્કલ' - 'ચકરડાનો ચોરસ'-એ નાટકનો સંદર્ભ છે.

# લાકડાનાં રમકડાં

મલયાળમ : કારૂર નીલકંઠ પિળ્ળૈ; અનુ. જયા મહેતા

આંગણામાં ઊભા રહીને ''એન્યૂમરેટર' મનોમન ગણગણ્યો - ''''૩૧૨, આશારી પરમ્પિલ.'' પછી જોરથી સાદ કર્યો, ''કોઈ છે અહીં ?''

નારિયેળીનાં પાનથી છવાયેલી એક ઝૂંપડીમાંથી એક સ્ત્રી બહાર ઓસરીમાં આવી.

''ઉમ્મિણી નામ છે ને ?'' હાથમાં પકડેલું ફૉર્મ જોતાં જોતાં આગંતુકે પૂછ્યું.

યુવતીની વિકસિત આંખો થોડી વધુ વિકસિત થઈ ગઈ. એને શંકા થઈ કે કેસ કે પછી પોલીસ વગેરેની કોઈ ઝંઝટ હશે.

''વસતીગણતરી કરવાની છે. જોવું છે કે કોણ કોણ રહે છે.''

''અત્યારે તો બસ હું જ છું. અમ્મા હમણાં જ બહાર ગયાં છે. નાળાને કિનારે બકરીનું ઘાસ કાપવા ગયાં છે. નાનો ભાઈ કામ પર ગયો છે.''

''ઉમ્મિણી નામ કોનું છે ?''

''અમ્માનું !''

''ઠીક. ઉમ્મિણી સ્ત્રી છે કે પુરુષ ?''

એ હસી પડી. હાસ્ય સરસ રંગના ઊનના કાપડ જેવું, અત્યંત ખૂબસૂરત હાસ્ય.

''અમ્મા અને હું સ્ત્રી અને ભાઈ પુરુષ.''

''પિતા નથી ?''

''ગુજરી ગયા.''

''તો પછી ઉમ્મિણી વિધવા છે ?''

''હવે તો વિધવા જ છે.''

એણે ફરીથી કહ્યું, ''વસતીગણતરી કરવા માટે આ પૂછપરછ કરું છું. આવા આગ જેવા તડકામાં વસતી-ગણતરી કરવા નીકળે તો માણસ થાકીને લોથ થઈ જાય. આ બાંકડા પર બેસું ?''

છાણમાટીથી લીંપેલી એ નાનકડી ઓસરીમાં પ્રવેશીને આગંતુક એક બાંકડા પર બેસી ગયો.

ઉમ્મિણી વિશે થોડી પૂછપરછ કરી હતી, તે બધું લખી લીધું.

''તમારું નામ ?''

''મારું નામ નલિની.''

- કહેતી વખતે એ જરા શરમાઈ ગઈ.

''ઉમ્મર ?''

''કેટલી લાગે છે ?''

''મને તો અંદાજ નથી આવતો.''

''તેવીસ વર્ષ.''

''હં.''

''તો, પતિ છે ?''

''અત્યારે અહીં નથી. તેર માઈલ દૂર વસતીગણતરી માટે ગયા હતા ?''

''ત્યાં બીજો માણસ ગયો છે. તો પતિ છે.''

''છેય ખરો અને નથી પણ, આ જ લખો.''

- એણે જરા તિરસ્કારથી કહ્યું

'' 'છે' લખવાનો કે 'નથી' લખવાનો બંનેનો અર્થ એક જ થશે ?''

''તો પછી ગોળગોળ કરીને લખી દો કે છે.''

''લગ્ન પછી છોડી ગયા હશે. ખરું ને ? પરિણીત લખવું છે કે અપરિણીત ?''

''ના ના, લગ્ન તો થઈ ગયાં છે.''

તે પોતાના માથાના પાછળના ભાગમાં ખંજવાળવા માંડી. એના કોરા લાંબા વાળ ઢીલા થઈને વીખરાઈ ગયા અને એના ચહેરાની સુંદરતાને વધારવા માંડ્યા.

''પતિ...?''

''પતિ છે પણ અને નથી પણ.''

''છોડી ગયા, ખરું ને ? તો તો વિભર્તૃકા !''

''આ શબ્દ સાંભળીને જ લખવાની ઇચ્છા થાય છે. એક વાર ફરીથી તો કહો, વિદર્ભા, આવો જ ગડબડ ગોટાળો છે, પણ છોડી નથી ગયા, છોડી દીધી હોત તો દર અઠવાડિયે કોઈને ને કોઈને મોકલે શું કામ ?''

''તો પછી તમે જોયું ન જોયું કર્યુ હશે.''

''મેં તો નથી જોયું છે કર્યું કે નથી જોયું ન

જોયું કર્યું. તમારે જે લખવું હોય તે લખો. તમારે આ બધું જાણવું જરૂરી છે ?''

''મારે તમારા પતિ વિશે કંઈ જાણવું કરવું નથી. તમે જે કહેશો એ જ લખીશ. તો પછી 'પતિ છે', એ જ ઠીક છે ને !''

''એ જ સારું છે.''

''આ કાંઈ સારું-ખરાબ લખવાનું પુસ્તક નથી. સાચી વાત લખવાનું પુસ્તક છે.''

''મેં એમ કહ્યું છે ને !'' બોલતાં બોલતાં એણે વાળ ભેગા કરીને પાછળ બાંધી દીધા. એના આ સાધારણ હાવભાવનેય એ જોઈ રહ્યો.

''છોકરાં તો જણ્યાં હશે ?''

''નથી છોકરો જણ્યો, નથી છોકરી.''

''કોઈ ઝઘડો થયો હશે ?''

''હશે શું ? છે ! ત્યાં પહોંચ્યાને છ મહિનાયે ન થયા ત્યાં તો ઝઘડા શરૂ થઈ ગયા. એવો એક દિવસ પણ નહીં વીત્યો હોય, જે દિવસે લડાઈ, ઝઘડો ન થયો હોય.''

''દરરોજ છિદ્ર* ?''

''એટલે તો હું અહીં ચાલી આવી.''

''શાને વિશે વાત કરો છો ? ગર્ભછિદ્ર વિશે ? એમ હોય તો ગર્ભપાત થયો હશે ને ?''

''આવી ગંદી વાતો કેમ પૂછો છો ? એ તો સારું છે કે ભાઈ ઘરમાં નથી.''

આગંતુક પણ જરા ગરમ થઈ ગયો, ''ભાઈ હોત તો શું થાત ? આ તો સરકારી કામકાજ છે. ભાઈની વાત છોડો, અમ્મા હોત તો પણ પૂછવાની વાત તો પુછાત જ. સાચી વાત કહેવી જોઈએ. ન કહો એ ખોટું છે. અહીં દરેક વાત ગુપ્ત રખાય છે.''

''બહુ ગરમી લાગતી હોય તો લો આ પંખો લો.'' બોલતાં બોલતાં નલિનીએ તાડનાં પાનનો પંખો બાંકડાની ધાર પર મૂકી દીધો, ''ભાઈ સાંભળત તો મને કેટલી શરમ લાગત ! એમ તો કહ્યું મેં.''

''તો પછી કહો.''

''ના.''

''શું ના ? નથી કહેવું ?''

''પહેલાં જે છિદ્ર વિશે પૂછ્યું હતું ને ? એ નથી !''

''તમારી માસિક આવક કેટલી છે ?''

''ભાઈની માંડમાંડ ત્રણ રૂપિયા.''

''ભાઈની વાત નથી કરતો, તમારી...''

''હું કામ પર નથી જતી.''

''એમ, તો આવક કાંઈ નથી. પૂરેપૂરાં આશ્રિત છો.''

''આશ્રિત અને હું ? કોણે કહ્યું ? પેલી બંદરવાળી કાન્તાએ કહ્યું હશે. એની કેટલીયે વાતો મનેય ખબર છે.''

વાતની મજા માણતો એ જરા હસ્યો અને પછી બોલ્યો,

''કાન્તા ? એ શું કહે છે ? મારી વાત તમે સાંભળી નહીં. એક માણસની પોતાની આવક ન હોય તો એને બીજાની આવક પર જીવવું પડે. તમારી પોતાની આવક તો છે નહીં. ખાવાપીવા, પહેરવાનો ખર્ચ તો છે, એ ખર્ચ કરનાર કોણ છે ? અમ્મા કે ભાઈ. તો આશ્રિત જ કહેવાય ને ! બરાબર ને ?''

''આ વાતો તો કૉર્ટકચેરીના સવાલો જેવી છે.''

''તમને કચેરીમાં પણ સવાલો પુછાયા હતા ?''

''એ બધું પેલા દુષ્ટને કારણે.''

''તમારા પતિને કારણે, નહીં ?''

''એ પતિ છે ! તમે લખી લો ને કે પતિ નથી. એ માટે તમને જે જોઈએ તે હું આપીશ.''

''એ વાત છોડો. તો તમારી કોઈ આવક નથી, નહીં ?''

''આવક છે. હું કોઈની આશ્રિત નથી. મહિને દસપંદર રૂપિયાની આવક છે.''

''ભલે. શી નોકરી કરો છો ?''

''આ સરકારને શું શું જાણવું છે ? નોકરી-બોકરી કાંઈ નહીં. ઘણાં કામ છે.''

''પૂરેપૂરી વાત કહો. કાગળમાં લખવા માટે પૂરતી જગા છે.''

''હું જ તો આ ઘરમાં રસોઈ કરું છું. આ ઓસરીને લીંપનારીયે હું જ છું.''

''લીંપ્યું તો બહુ જ સરસ છે. કાચની જેમ ચમકે છે.''

---

* છિદ્ર : મલયાળમમાં 'છિદ્ર' શબ્દના બે અર્થ થાય છે : (૧) ગર્ભછિદ્ર, (૨) લડાઈ-ઝઘડો કે મન ઊંચાં થવાં.

"મારા ગાલ કાચની જેમ ચમકે છે, મારા આદમીએ, ઓહ, 'મારા કોઈ નહીં' એ કહ્યું હતું, હવે આ ઓસરી મારા ગાલ જેવી છે." એ મજાક કરતી હસી પડી.

એ પણ હસ્યો.

પાડોશના ઘરની એક છોકરી આંગણામાં આવી અને 'એન્યૂમરેટર' સામે આંખો ફાડીફાડીને જોવા લાગી.

"છોકરી હજી માંડ દસ વર્ષની થઈ હશે. નજર જોઈ છે ? બે વર્ષ બીજાં વીતે પછી એ રસ્તેથી કોઈ પસાર પણ નહીં થઈ શકે."

છોકરીને ગુસ્સો ચડ્યો, "હું જોઉં છું તેથી તમારું શું બગડી ગયું ? હું જાઉં છું, બાપ." બોલતી બોલતી એ જ્યાંથી આવી હતી ત્યાં ચાલી ગઈ. જતાં જતાં કોણ જાણે શું બબડતી રહી.

નલિની બોલી, "એને ગુસ્સો ચડ્યો છે. કોઈ પણ, ક્યાંયથી પણ આવે, કોણ જાણે કેવી રીતે એને ખબર પડી જાય છે, છોકરી ઓસરીમાં હાજર.'

'એન્યૂમરેટર'ને ત્યાં બેસતાં ડર લાગવા માંડ્યો.

"પણ નોકરી તો બતાવી નહીં."

"કહ્યું ને, એક ઘરમાં જે કંઈ કામ હોય એ બધાં કરું છું."

"અહીં તો એ કામ વિશે લખવાનું છે, જે કામના પૈસા મળતા હોય."

"પૈસા મળે એવું કામ નહીં હોય, તો શું તમે આપશો ?"

'આપશો'નો શો અર્થ ?... વાત પૂરી કરતાં એને મુશ્કેલી પડી.

"માગીશ તો આપી દેશો ને ?"

એ આજુબાજુ જોવા માંડ્યો.

નલિની બોલી, "ઘરે કોઈ આવે તો કોઈ શિષ્ટાચાર તો હોય ને !"

એ એકદમ બોલ્યો, "મેં કોઈ અશિષ્ટ વાત કહી છે કે ?"

"કહેવાની વાત નથી. મેં જ શિષ્ટાચાર નથી દેખાડ્યો. પાનસોપારી ખાવાં છે ?" બોલતી બોલતી એ ઝૂંપડીમાં ગઈ. અંદરથી કંઈક શોધવાનો અવાજ એને સંભળાયો.

થોડી વાર પછી એ પાનસોપારી લઈને આવી. એના હાથમાં પાન આપીને એ ફરી પાછી ઝૂંપડીમાં ગઈ અને લાકડાનાં ત્રણ રમકડાં લઈ આવી. પછી બોલી, "આ છે મારું કામ, આ બધાં બનાવતાં મને ફક્ત એક જ દિવસ લાગે."

એણે રમકડાં હાથમાં લઈને જોયાં. વેંતભરનાં નારીરૂપ, બધાં સરસ, ચમકદાર પૉલિશ કરેલાં, ખૂબ ચમકદાર, સુંદર અંગપ્રત્યંગ, સુપુષ્ટ વક્ષઃસ્થલ, માંસલ જંઘાઓ, પાતળી કમર, ગાઢા સુંદર વાળ, આકર્ષક સુંદર સ્મિત, પૂરેપૂરું માદક અને સુંદર રૂપ. એ એકનજરે જોઈ રહ્યો. પછી એની સામે જોઈ બોલ્યો,

"ચારે એક જેવી ! આશ્ચર્ય થાય છે !"

"ત્રણ જોવામાંય ચાર લાગે, એ જ આશ્ચર્ય છે !" એ બોલી. યુવકે જવાબ ન આપ્યો.

"શું આ કોઈ બીબામાં ઢાળેલી છે ?"

"અમે બીબામાં ઢાળવાવાળાં નથી."

"તો તો મથીને કાઢી હશે. સાગરમંથનથી નીકળેલી લક્ષ્મી જેવી લાગે છે !'

"સાગરમંથનના સમયમાં હું તો હતી નહીં, એટલે મેં લક્ષ્મીને જોઈ પણ નથી. હું તો એ દેખાડતી હતી કે મારું કામ શું છે ! તમે ચાર કેમ કહ્યું ?"

"જીવન વગરની ત્રણ અને એમની સાથે જીવનવાળી એક. આમ ચાર થઈ. ચારેય એકસરખી છે. અદ્‌ભુત !"

"તો તમે એમ કહેવા માગો છો કે જીવન વગરની જેવી જ જીવનવાળી લાગે છે ? એમાં નવાઈ પામવા જેવું કાંઈ નથી. મારા કપાળની રેખા છે."

એની આંખો ચમકી ઊઠી. ફરીથી ઝૂંપડીમાં જઈને પાછી આવી ત્યારે એનું મોઢું લાલ હતું. હાથમાં એક રમકડું હતું. તે એની પાસે મૂક્યું. યુવકે તે હાથમાં લઈને જોયું.

"કંસવધના કૃષ્ણ છે આ ? કે કોઈ ગુંડાને કૃષ્ણનો વેશ પહેરાવેલો છે ? આ જરા મોટો હોત તો પક્ષીઓને ઉડાડવા માટે ખેતરમાં જઈ શકત, નજરે પણ ન પડત. નહીં તો બહુ નાનો હોત તો..."

એ વચ્ચે જ બોલી ઊઠી, "એવું થયું કે દશપંદર રમકડાં તો સારાં બન્યાં. કૃષ્ણનું રૂપ બનાવ્યું હતું.

જોનાર ખરીદીને જ જતા. ત્રણચાર આના તો મળી જ જતા. ધીરે ધીરે શ્રીકૃષ્ણના વેશમાં કોઈક બીજાનું રૂપ બનવા માંડ્યું. એટલે કે એનું, જેની હું એક વખત કૃષ્ણની જેમ પૂજા કરતી હતી. એને વિશે વિચાર કરતાંયે મને ખૂબ જ ગુસ્સો ચડે છે. એ જ ગુસ્સો રમકડાના ચહેરા પર ઝલકવા માંડ્યો. ધીરેધીરે લોકોએ રમકડાં ખરીદવાનું બંધ કરી દીધું. પછી તો આ કામ જ બંધ થઈ ગયું. વિચાર કર્યો કે પુરુષરૂપ બનાવવું જ નથી. પાર્વતીનું રૂપ બનાવી જોયું, એટલે કે મારા પોતાના જેવું રૂપ બનાવ્યું અને એનું નામ રાખ્યું પાર્વતી ! નહીં તો શું મેં પાર્વતીને જોયાં છે ? પાર્વતીની તપસ્યા અને શિવની સાથે એમના નૃત્ય વિશે સાંભળ્યું છે અને સિનેમામાં જોયું પણ છે. પાર્વતી અને પરમેશ્વરની વચ્ચે ક્યારેક ઝઘડો થયો હતો, એમ જ વિચારીને રમકડાં બનાવ્યાં. કોઈ કોઈ વાર અરીસામાં જોઈને પાર્વતી જેવા ભાવ દેખાડ્યા અને એવાં જ રમકડાં બનાવ્યાં. હું જ પાર્વતી છું, એ જ કલ્પનાથી કામ કર્યું. આખરે થયું શું ? હું ને પાર્વતી એક જેવાં...''

એ આગળ બોલે તે પહેલાં જ તે બોલ્યો, ''તમે ને પાર્વતી સરખાં જ તો છો.''

''હું ને પાર્વતી સરખાં ક્યાં છીએ ભલા ? પાર્વતી મારો ચહેરો લેવા માંડ્યાં. મને તો બહુ શરમ લાગી. મારો પોતાનો જ ચહેરો બનાવીને વેચવામાં...''

તે તરત જ બોલ્યો, ''તો તો બહુ લોકો ખરીદતા હશે.''

''ખરીદતા હશે, મેં ક્યાં જોયું છે ? ખરીદવાવાળા મારી પર આરોપ મૂકતા, રમકડાં બહુ જ સરસ છે, પણ હું રમકડાં વેચવા માટે મારું રૂપ દેખાડીને લોકોને આકર્ષિત કરું છું. મેં પહેલાં કહ્યું હતું ને, કાન્તા. એ તો મારે મોઢે જ બોલી. હું એટલા જોરથી ભભૂકી કે એની આંખો જ ફૂટવા જેવી થઈ ગઈ. પછી મેં વિચાર કર્યો કે જેઓ મારી પાછળ વાતો કરે છે, એમને હું કેવી રીતે ધમકાવીશ ? કોઈ બીજાએ પણ આવું કર્યું હોત તો કદાચ હું પણ એની પર આરોપ મૂકત.''

''વાત તો બરાબર હશે; તોયે પોતાનું જ રૂપ બનાવવું એ કેટલી અદ્ભુત વાત છે !''

એ બોલી, ''તમે તો અમસ્તાં જ મોઢે વખાણ કરો છો. એક રૂપ બરાબર બની જાય, પછી તો એની જેવાં કેટલાંયે બનાવી શકાય છે. અરીસામાં જોઈને બનાવવા જેવું જ પહેલું રૂપ બનાવવું પડે છે. આ કોઈ મોટી વાત નથી.''

''વાત તો બરાબર છે.''

''જે કાંઈ હું કહું તે બરાબર છે, એમ કહેનારાઓનો ડર લાગ્યા કરે છે મને.''

''હવે મારો તો ડર નથી ને ?''

''હવે તો મને કોઈનોયે ડર નથી. હું તો એ પણ વિચારતી નથી કે મારી સિવાય કોઈ છે.''

''કલાકારોના વિચારો આવા જ હોય છે.''

એ ઝૂંપડીમાં ગઈ અને પાછાં ફરતી વખતે ધીમે અવાજે બોલી, ''આનું નામ છે સ્વાભિમાન.''

એણે ચાર આકૃતિઓ આણીને તેની સામે મૂકી દીધી. કરુણ, રૌદ્ર, અદ્ભુત અને શૃંગાર. ચારે ભાવમાં એની પોતાની આકૃતિ.

''હવે હું કહું કે આ અસાધારણ છે, તો તમે કહેશો કે મોઢે વખાણ કરું છું.''

''એમ તો કહેવું જ પડશે, પણ તમે એમ કહ્યું કે અસાધારણ છે ? આજકાલ તો આ બિલકુલ નથી વેચાતાં. રાતરાતભર જાગીને કરેલું આ કામ. તોયે ક્યારેક તો એની માંગ થશે. એટલી તો ખબર છે કે મને ન જાણનારાના હાથમાં પહોંચે તો તેઓ મારી પર આરોપ મૂકશે કે આ બેશરમીની પ્રતિમા છે.''

''તમને કામ આવડે છે. સારી રીતે કરો પણ છો, પણ એનાથીયે આવક ન થાય તો એ દુઃખની વાત છે. તમને બદનામીનો ડર કેમ છે ? લોકો તો કાંઈ પણ વાતો કરતા રહે, તો કરવા દો. જેની આંખો ફૂટેલી હોય એ પણ આ ઢીંગલીનો એક રૂપિયો તો આપી જ દે. બીજા પર આધારિત રહ્યા વગર તમને તમારી જરૂરિયાત કરતાં વધારે મળશે. તો લખી દઉં છું કે...આજીવિકા ...શિલ્પકારી.''

એણે લખી લીધું. પછી કોણ જાણે શું લખીને એણે ભાઈને વિશે પૂછવાનું શરૂ કર્યું. એ દરમિયાન એ યુવતીએ એક રમકડું રાખીને બાકીનાં અંદર મૂકી દીધાં. એક એણે પોતાના હાથમાં જ રાખ્યું હતું.

યુવકે ફરી એક વાર પાનસોપારી લીધાં, ''તમે એમ જ કહ્યું ને કે રમકડાં બિલકુલ નથી વેચાતાં ?''

"હવે હું કાંઈ નથી એમને ખાતી કે નથી ચૂલા પર ચડાવતી."

"બીજાંયે ઘણાં હશે તમારી પાસે."

"વસતીગણતરીમાં શું આ બધુંયે પૂછવું પડે છે ?"

"ચાલો જવા દો, પતિ સાથે ઝઘડો થઈ ગયો..."

એ વચ્ચે જ બોલી ઊઠી, "આ વાત પૂરી નથી થઈ ? રસ્તે જતા લોકોને પતિ વિશે આથીયે વધુ કહી શકાય ખરું ? એ તો જાનવર છે. શરાબ પીએ પછી તો કરડકણા કૂતરા જેવો થઈ જતો. રસ્તે જતા બધાની સાથે ઝઘડો કરતો. પછી માર ખાતો. શરાબનો નશો ઊતરે ત્યાં સુધી, એટલે સવાર પડે ત્યાં સુધી પોલીસ-થાણામાં પડ્યો રહેતો. એક વાર સૂર્યાસ્તના બેચાર કલાક પછી થાણેદારે સિપાઈને મોકલ્યો કે હું જઈને સુથારની જામીન થાઉં. મેં કહ્યું કે સવાર પડશે પછી જ જઈશ.

"તો એ બોલ્યો કે ફરિયાદ કરવા નહીં આવતી કે જ્યારે સુથાર ઘરમાં નહોતો ત્યારે બેચાર માણસો ઘૂસી આવ્યા. મેં કહ્યું કે મારા તકિયા નીચે એક મોટી કોદાળી હોય છે. એ ચાલ્યો ગયો. બેચાર કલાક પછી મારો આદમી લથડતો લથડતો આવી પહોંચ્યો. મેં ન તો કાંઈ પૂછ્યુંગાછ્યું કે ન કાંઈ કહ્યું. સવાર થતાં જ બોલી કે 'હું ઘરે જાઉં છું.' એણે પૂછ્યું, 'કેમ ?' મેં કહ્યું, 'અહીં રહીશ તો કોઈને કોઈ દિવસ કોઈકને કોદાળીથી મારી નાખીશ.' એ તરત જ બોલ્યો, 'તો હું કાંઈ હાથ ચોળતો બેસી નહીં રહું.' 'આ જાનવરની સાથે હું નહીં રહી શકું.' બોલતાં બોલતાં હું તરત ઓસરીની બહાર નીકળી ગઈ. આ પછી પણ હજુ વધુ કહાણી છે, જે કહી ન શકાય."

એ જરા અટકી એટલે આગન્તુક ઊઠીને ઊભો થયો.

"જોઈએ તો આ રાખી લો." કહીને એણે એક મૂર્તિ સામે ધરી. એણે પ્રસન્નતાથી હાથમાં લઈને જોઈ, રૌદ્ર ભાવવાળી એની પોતાની મૂર્તિ. જોતાં જ એની ખુશી ઊડી ગઈ. તો પણ "આભાર" કહીને એ એક કાગળ સામે ધરીને બોલ્યો, "આ જુઓ."

યુવતીએ જોયું. એની પોતાની જ આકૃતિ એક કાગળ પર ચીતરેલી હતી. એણે બહુ ધ્યાનથી જોયું.

"આ વાતચીત દરમિયાન જ ચિત્ર બનાવી લીધું. બહુ નવાઈની વાત છે. લાવો, એ મૂર્તિ પાછી આપો !" કહેતી કહેતી એ અંદર ચાલી ગઈ અને તપસ્યારત પાર્વતીની મોટી મૂર્તિ લઈને એ ચિત્રકારને ભેટ આપી દીધી. એણે પણ તે ખુશીથી સ્વીકારી લીધી.

"તો પછી જાઉં !" કહીને એ આંગણામાં આવ્યો અને પછીના ઘરમાં ચાલ્યો ગયો. એ યુવતીના હૃદયમાં વીણા ઝંકૃત થઈને બજી રહી હતી.



## તાન્કા

તડકે રહ્યો,
તડકે વહ્યો, સદા
તડકો સહ્યો.
તડકે ધોયું માથું,
સફેદ કેશ, ભાથું !

*

ધડાકા સાથે
આકાશે ઊભો થયો
ધૂમ્રરાક્ષસ !
માણસ ઊભો વળી
પેટાવી દીવાસળી !

*

સૂરજમુખી
ખેત, ખૂંદતો છેક
સૈનિક એક...
બાજરા-ઢગ પાસે
ઊભી અડગ ટૅક !

*

શાંત વગડે
તળાવ વૃક્ષબિમ્બે
દર્પણ જેવું !
વહે હવા કેવળ
જળે પાડતી સળ.

**કિસન સોસા**

# અસાઈતકારનાં એકાંકીઓ

કપિલા પટેલ

'ઝંઝા' એ વિનાયક રાવલ રચિત આઠ એકાંકીઓને સમાવિષ્ટ કરતા એકાંકીસંગ્રહ 'અ...ને સપનું ફળ્યું !'નું પ્રથમ એકાંકી છે. પાકિસ્તાનથી બાંગ્લાદેશ અલગ થયો એ ઘટનાને-એ કાળને-એ માનવસંહારને લક્ષમાં રાખીને લખાયું છે. યાહ્યાખાનની સત્તાભૂખને પરિણામે પાકિસ્તાનના લશ્કરી શાસનનો પાશવી પંજો પૂર્વ બંગાળની નિર્દોષ આમજનતા પર ઝીકાતાં બંગાળમાં સર્જાયેલ નરકાગારનું તાદશ ચિત્ર એમાં ઊપસ્યું છે.

'સેતુ' અને 'જ્વાળા' એ બંને રેડિયોનાટકો છે. બંનેમાં ગાંધીચીંધ્યા તેમજ અન્ય વિભૂતિઓનાં આદર્શો-ભાવનાઓનું નિરૂપણ થયું છે. આઝાદી પશ્ચાત્ પણ સમાજમાં ધર્મ, જ્ઞાતિ, જાતિ, શિક્ષણ વગેરે અંગોને લાગેલો લૂણો જોઈ પ્રકાશ અને આવેશ જેવા સાચા દેશભક્તો ચિત્કાર કરી ઊઠે છે. એમાં વળી વર્ષો પહેલાં લાગેલી કોમી આગમાંથી બચાવી લીધેલ અને પેટના જણ્યાની જેમ ઉછેરેલ અનાથ બાળક આલોક પાલક માતા-પિતા પ્રકાશ અને અવનિના સેવાત્યાગની ભાવનાની કદર કરવાને બદલે અવહેલના કરે છે. પાલક માતાપિતાના આદર્શોને દંભ સમજીને ક્રાંતિદળમાં જોડાય ત્યારે પ્રકાશ અને અવનિ હતોત્સાહી બને છે. નવી પેઢી સમક્ષ પોતાનું કશું ઊપજતું નથી એ માટે સાંપ્રત સમયને દોષિત ઠેરવે છે. તો વળી માતૃપ્રેમથી વંચિત રહેલી દીકરી કિન્નરી પણ લોકસેવક એવા પોતાના પિતા આવેશના ચારિત્ર્ય પ્રત્યે શંકાશીલ બને છે. એટલું જ નહીં, એ કોલેજિયન યુવતી કિન્નરી મિત્ર આલોકની પ્રેરણામૂર્તિ બની રહે છે. પરંતુ આલોક અને કિન્નરીને જ્યારે પોતાના વડીલોના પોતાના સંતાન પ્રત્યેના સાચા પ્રેમની પ્રતીતિ થાય છે ત્યારે એ બંને ગુમરાહ સંતાનો તેમના વડીલોની ક્ષમા યાચી સત્ય-અહિંસાના પંથે પાછાં વળે છે. નાટ્યાંતે ક્રાંતિદળના યુવાનો દ્વારા ભડકી ઊઠેલી કોમી આગમાં આખું શહેર સ્વાહા ન થઈ જાય એ હેતુથી સમાજહિતચિંતક-સમાજોત્કર્ષના સેતુ સમા એવા પ્રકાશ અને આવેશને એ આગ બુઝાવવા દોડી જતા દર્શાવાયા છે. 'જ્વાળા'માં ચૂંટણીટાણે જૂની સરકારને બદનામ કરી લોકમત એકઠા કરવા રાજકારણીઓ દ્વારા ઊભા કરવામાં આવેલા ક્રાંતિદળમાં ઉદય જેવા નવલોહિયા યુવાનને હાથો બનાવી અસંતોષની આગ સળગાવી તોફાનોનાં તાંડવ સર્જવામાં આવે છે અને એમાં ઉદય ફસાય છે, ઘવાય છે. પરંતુ એને એક આદર્શવાદી અંત્યજ યુવક અનિકેત પોતાનું લોહી આપી નવજીવન બક્ષે છે. એ રીતે આ નાટકોમાં કોમ-જ્ઞાતિવાદની આગને ઠારવાની અને કોમી એકતાનો દીવો પ્રગટાવવાની ભાવના સુપેરે વ્યક્ત કરવામાં આવી છે.

'પ્રથમ પુરુષ એકવચન' નાટક એબ્સર્ડ તરફ ગતિ કરતું જણાય છે. જોકે એમાં 'હું', 'તું' અને 'તે' વચ્ચેની રમત માંડીને લેખકે આખરે તો વ્યક્તિના 'હું'ને આગળ કર્યો છે. એ સીમિત 'હું'ને સચરાચર સૃષ્ટિમાં વ્યાપ્ત એવા પેલા વિરાટ તત્ત્વ-'સોઽહમ્' સુધી વિસ્તાર્યો છે. આમ ઉપનિષદની ગહન-ગંભીર ફિલસૂફીને સાદાં સીધાં સરળ ટૂંકાં ટૂંકાં વાક્યો, સંવાદો ને રમતિયાળ હળવી શૈલીમાં પ્રયોજીને લેખકે ધાર્યું નિશાન વીંધ્યું હોય તેમ લાગે છે.

શાળાનાં છાત્રોને કેન્દ્રમાં રાખીને લખાયેલું પરંતુ રચનારીતિની નવીનતા દર્શાવતું નાનાંમોટાં સૌને રંગત પમાડે એવું નાટક છે 'નગોચિયું અને નતોડશંખની વારતા.' સાત ઠીકરા ઉપરાઉપરી ગોઠવી દડો મારી તેને તોડી નાખવા ને ફરી પાછા ગોઠવવા તેને 'નગોચિયું' થયું કહેવાય જેવી સ્પષ્ટતા થયા બાદ સાત પૂંછડીવાળા ઉંદરની વાર્તાનું નાટ્યરૂપાંતર ભજવાય છે. એવી જ રીતે પાંચ આડી ને પાંચ ઊભી લીટી દોરી ખાનાં પાડી ચાર વ્યક્તિથી રમાય એ રમત 'નતોડશંખ' કહેવાય, જેને આપણે 'અમદાવાદ'ની રમત તરીકે ઓળખીએ છીએ. 'નતોડશંખ' એટલે રમનાર જે વ્યક્તિ તોડ ન કાઢી શકે તે નતોડશંખ થયો કહેવાય-જેવો અર્થ સ્પષ્ટ

કર્યા પછી નાટ્યકારે ચાર ચોરની વાર્તા નાટક રૂપે ભજવવાનો સંકેત કર્યો છે. નાટકના અંતે "દગો કોઈનો સગો નહિ" એમ બોલતાં બોલતાં વિદ્યાર્થીઓની ચક્રાકારે થતી ગતિ સ્થિર થઈ જાય છે. અને એ સાથે જ "...ઘેર ઘેર અને ઠેર ઠેર આ વારતા જેવી વારતા રમાય છે...ભજવાય છે...દડો...ફૂકરી...ફૂકરા તો ઠીક છે, મારા ભાઈ..." એનાઉન્સરની એ ઉક્તિમાંનો વ્યંગ્યાર્થ ભાગ્યે જ સહૃદય સુધી ન પહોંચે તો નવાઈ !

ભગવતીકુમાર શર્માની ટૂંકી વાર્તા 'ડાઘ' ઉપરથી રચાયેલી નાટ્યકૃતિ 'ડાઘ'માં લગ્ન માટે અધીરાં બનેલાં બે પ્રણયીજનો હેમંત અને હેમા છે. પરંતુ લગ્ન પૂર્વે જ અકસ્માત થતાં યુવક પુરુષત્વ ગુમાવે છે. હેમાને સુખી કરવાનાં સ્વપ્નો-મનોરથો સાકાર કરવા હેમંત પોતાના મિત્ર નિકેતને અનુનય્ કરે છે. કેટલીક દલીલોને અંતે મિત્રધર્મ બજાવવા નિકેત કટિબદ્ધ થાય છે. પરંતુ તે જ પળે દેહલગ્ન કરતાં આત્મલગ્નનું મૂલ્ય જરાય ઓછું ન આંકનાર પ્રિયતમા હેમાનો પ્રેમ પ્રિયતમ હેમંતના વ્યક્તિત્વના એક ડાઘ સમક્ષ પરાજય પામતો નથી, બલકે એ ડાઘને નજરઅંદાજ કરી હેમંતને ચરણે પોતાનું જીવન સમર્પી દેતી જોવા મળે છે અને એ રીતે એની સાચી પ્રીતિની પ્રતીતિ કરાવે છે.

'ધુમ્મસ-તરસની વારતા' નામના એકાંકીમાં પડદો ઊઘડતાં જ શૈલ, પરેશ, વિમલ, જય વગેરે મિત્રો એક નાટકનો પ્લૉટ શોધવાની મથામણ કરતા જોવા મળે છે. જોકે એમના મગજમાંથી નીકળતા અનેક તુક્કાઓમાંના એક-બે તુક્કા પર એમની નજર કંઈક ઠરે છે. ધુમાડા કાઢતું એન્જિન, ધુમાડો, ધુમ્મસમાં રહેલી બાષ્પ અને છતાં અતૃપ્ત રહેતી તરસ, સતત ચાલતી સમયની ગાડી, વર્તમાન, ભૂતકાળ ને ભવિષ્યકાળ. વર્તમાન ભ્રમ છે-ધુમ્મસ છે. માનવી ધુમ્મસની પેદાશ છે. વર્તમાનમાં જીવતા માનવીને રસ તો ભવિષ્યમાં જ હોય છે. પોતાની તરસ છિપાવવા-આકાંક્ષા-મહત્ત્વાકાંક્ષા પૂર્ણ કરવા માનવીનાં સતત ચાલતાં ઉધામા-દોડધામ. પરંતુ એ બધું ઝાંઝવાના નીર સમું હોવા છતાં એ ધુમ્મસમાં-ધૂંધળાપણામાં રહેલી બાષ્પમાંથી તરસને તૃપ્ત કરવાની વ્યક્તિની મથામણ તો ચાલુ જ રહે છે અને એ 'ધુમ્મસ અને તરસની વારતા' સનાતન-ચિરંજીવ બની છે અને નાટ્યાંતે પેલા યુવાન મિત્રોને એમના નાટક માટેનો પ્લૉટ એમાંથી જ મળી રહે છે.

સામાજિક વર્ગભેદને ઈંગિત કરતું નાટક છે 'અને સપનું ફળ્યું'. આ નાટક ચેફ હૉસ્ટરમેનના 'ધ પાઈ ઍન્ડ ધ ટાર્ટ' નાટક પરથી કરેલું અનુસર્જન છે. અભણ ગરીબ ભિખારી ગગો પોતાની બુદ્ધિચતુરાઈથી મોહનલાલ સુખડિયાની પત્નીના સ્વહસ્તે પ્રથમ ગરમાગરમ કચોરીનો થાળ અને પછી જલેબીનો થાળ હાંસલ કરી, ધરાઈને ખાવાનું પોતાના જીવનનું એકમાત્ર સ્વપ્ન કેવી રીતે સાકાર કરે છે તેનું ચાતુરીયુક્ત આલેખન આ નાટકમાં ધ્યાનાકર્ષક બની રહે છે. તીખા પછી મોઢું ગળ્યું કરવા યેન કેન પ્રકારેણ જલેબીનો થાળ પ્રાપ્ત કરનાર ગગો નાટ્યાંતે એ થાળ ભીખા તરફ લંબાવતો જોવા મળે છે. એ વેળાએ ગગા અને ભીખાનું આંખમાં આંખ પરોવીને એકમેક સામે જોવું અને મરકમરક હસવું-એ દશ્ય નાટકના અંતને પ્રભાવક બનાવી રહે છે.

આ સંગ્રહનાં નાટકોમાંનાં 'ઝંઝા', 'સેતુ', 'જવાળા' સંપૂર્ણતઃ ભાવનાપ્રધાન નાટકો છે. આ નાટકોમાં શબ્દાળુતા-વાચાળતાનું પ્રમાણ પણ કંઈક અંશે વધુ જોવા મળે છે. ઉદા. "કાલિન્દીનાં પૂર તો હવે વહી ગયાં છે, જેલના સળિયા પણ તૂટી ગયા છે. બાપુના રક્તિમ લોહી સમો સ્વાધીનતાનો સૂરજ ઊગી ચૂક્યો છે" (પૃ. ૩૩). ક્યારેક એકની એક વાતનું ભિન્ન ભિન્ન શબ્દો દ્વારા થતું પુનરાવર્તન વક્તવ્યને અસરકારક બનાવવાને બદલે શિથિલ બનાવી દેતું જણાય છે. ઉદા. "સ્મિતાભાભીએ પોતાના હાથે જ પોતાનું ગળું ટૂંપી નાખ્યું. આંખો મીંચી, મોં ઢાંકી એણે પોતાનું ગળું ટૂંપી નાખ્યું, છુપાવી દીધું ને મૃત્યુની કાળી ચાદર ઓઢી લીધી" (પૃ. ૭).

આ સંગ્રહમાંનાં નાટકોમાંની સૂત્રાત્મક ઉક્તિઓ પણ આંખે ઊડીને બાઝે એવી છે. જેમ કે, "આદર્શો આચરવા માટે નથી હોતા, ઉચ્ચારવા માટે હોય છે" (પૃ. ૪૪). "વિભૂતિઓનું સ્થાન દીવાલ પરની તસવીરોમાં છે" (પૃ. ૪૪). "સ્વાર્થ જ સંબંધો જોડે છે અને સ્વાર્થ જ સંબંધો તોડે છે" (પૃ. ૯). "મોત

તો ખુદાને મળવા જવા માટેનો દરવાજો છે'' (પૃ. ૬). તો કેટલીક કાવ્યાત્મક પંક્તિઓ પણ મળી રહે છે. જેવી કે ''આ તડકો તારા પગની પાનીને અડકે છે, શું તું એને મના કરીશ'' (પૃ. ૩૨). ''ઝાકળિયામાં ખોવાયેલા શૈશવને શોધી લઈશું. ચાસચાસમાં છોડની મહેક બની પથરાઈ જઈશું (પૃ. ૩૪). ''તપતી આંધી બનીને આવી અને ચાલી ગઈ, મને પથ્થરની દીવાલોમાં જડી ગઈ'' (પૃ. ૩૫). વગેરે. તો ધુમ્મસ, જ્વાળા, દડો, સેતુ, ફૂકરી, બાષ્પ, તરસ વગેરે જેવા પ્રતીકાત્મક શબ્દો, પરલોહિયા, શબિસ્તાન, લવફીવરનો રોગ, ફિલસૂફીનો ફુગ્ગો જેવા નવતર શબ્દપ્રયોગો, કહેવતો, રૂઢિપ્રયોગો, અલંકારોનો પાત્ર અને પ્રસંગોચિત થયેલો વિનિયોગ આ નાટકોની ભાષા-શૈલી, સંવાદોને પ્રભાવક બનાવવામાં સહાયભૂત બની રહે છે. આ સંગ્રહમાંનાં નાટકો અંગેની સર્જકની કેફિયત મુજબ 'સેતુ' અને 'જ્વાળા' સિવાયનાં છ એકાંકીઓ પોતાની મંચનક્ષમતાની પ્રતીતિ એકથી વધુ વાર કરાવી ચૂક્યાં છે. જ્યારે 'સેતુ' અને 'જ્વાળા' જેવાં રેડિયોએકાંકીઓ પણ આકાશવાણી સ્પર્ધામાં વિજેતા બનેલાં છે. તો રમતાં રમતાં સ્થૂળ વાત-વિચારમાંથી સૂક્ષ્મ વિચાર-ચિંતન તરફ સરી જનાર 'પ્રથમ પુરુષ એકવચન', 'ધુમ્મસ' અને 'તરસની વારતા', 'નગોચિયું અને નતોડશંખ' ઉલ્લેખનીય એકાંકીઓ છે. જ્યારે 'અ...ને સપનું ફળ્યું' નાટકનો રંજનપ્રદ અંત રમણીય અને સ્મરણીય બની રહે છે. આ નાટકની પ્રહસનક્ષમતા પણ આસ્વાદ્ય બની રહે છે.



## હરિદર્શન

*મથુરાથી આવો ને હરિ, દર્શન દેવા,*
*દર્શન દેવા ને સફળ કરવા સેવા...મથુરાથી.*
*સાખી :*
*આપ વિના અમને હરિ, પડે નહીં કંઈ ચેન,*
*દિવસ વરસ સમ જાય છે, વસમી લાગે રેન.*
*અંતઃકરણના ઉદ્ગાર પ્રભુ, ક્યાં જઈ કહેવા...મથુરાથી.*
*સાખી :*
*ધામ તણાં શુભકામ તે લાગે ઝેર તમામ,*
*ખાવું પીવું પોઢવું ગમે ન આઠે જામ.*
*ખાધે લાગે ખારા ખૂબ મીઠા મેવા...મથુરાથી.*
*સાખી :*
*પ્રીતકારી પલટે નહીં સજ્જન તે કહેવાય,*
*કાંક વિચારો કૃષ્ણજી, જેથી આ દુઃખ જાય.*
*વૈભવ છે આપ વિના જમપુર જેવા...મથુરાથી.*
*સાખી :*
*અરજ સુણી અબળા તણી તજી કુબજાનો સંગ,*
*ખોજો જે.કે., હરિ, આવજ્યો અંતર ધારી ઉમંગ.*
*શ્રીવર ઘનશ્યામ, લા'વ વ્રજનો લેવા...મથુરાથી.*

**સ્વ. કવિ ઝવેરભાઈ હસનાની**

['ઝવેરનું ઝવેરાત' કાવ્યગ્રંથમાંથી]

# મોહનલાલ પટેલ : સામાજિક નિસબતના વાર્તાકાર

રવીન્દ્ર પારેખ

પાંચેક દાયકાના ગાળામાં લખાયેલી વાર્તાઓમાંથી પસંદ કરાયેલી 'મોહનલાલ પટેલની શ્રેષ્ઠ વાર્તાઓ'માંની વાર્તાઓને અવલોકતા જઈને મોહનલાલ પટેલની વાર્તાકાર તરીકેની કોઈ વિશેષતા ઊપસે તો તે અંગે વાત કરવાનો અહીં ઉપક્રમ છે.

૨૧ વાર્તાઓના આ સંચયમાં પહેલી વાર્તા છે, 'ભીતરના તાગ.' શ્રદ્ધા, અશ્રદ્ધા કે અંધશ્રદ્ધામાં ન તણાતો બુદ્ધિજીવી પિતા મહેન્દ્રનાથ દીકરાની બાળસહજ કુતૂહલવૃત્તિ-પ્રવૃત્તિને પ્રમાણી શકતો નથી અને જ્યારે પ્રમાણે છે ત્યારે મોડું થઈ ચૂક્યું હોય છે. પિતાની બૌદ્ધિક-તાર્કિક પ્રતિભાને લીધે, મા-દીકરા વચ્ચે જે મેળ છે તે બાપ-દીકરા વચ્ચે શક્ય બનતો નથી અને ટાઇફૉઈડમાં દીકરો ગુજરી જાય છે. એ પછી મા વધુ એકલી પડે છે અને પિતાને આવી પડેલા અવકાશમાં પુત્રને ન સમજી શકાયાની વેદના તીવ્રતાથી ઘેરી વળે છે. કેળવેલી બૌદ્ધિકતા વડે ટકી જવાનું મહેન્દ્રનાથ માટે શક્ય રહેતું નથી. આશ્વસ્ત કરનારું કોઈ પરિબળ સાથે ન રહેતાં મહેન્દ્રનાથ બોલી ઊઠે છે, "જેને રડતાં નથી આવડતું એનું જીવન ઝેર છે, સુનંદા !" આ ઉદ્‌ગારમાં અહમ્ આંસુ થઈ ઊઠે છે. એમાં પિતાનું પ્રાયશ્ચિત્ત જ નથી, પુત્રને, પુત્રને સ્તરે સમજી ન શકાયાનો અપ્રગટ એકરાર પણ છે.

'અનંત શેતરંજ'માં વાર્તાકથક નિરંજન, પત્ની અને બે બાળકીઓ સાથે બાળપણના મિત્ર રમાધરભાઈને ઘણે વર્ષે મળે છે અને રમાધરભાઈના એકલવાયા જીવનમાં સભરતા, ઉત્સાહ છવાઈ જાય છે. નિરંજનના પાછા ફરતાં, રમાધરભાઈ આવી પડનારી એકલતા જીરવવાનું મુશ્કેલ થઈ પડ્યું હોય તેમ નિરંજનના કુટુંબને વિદાય આપવા છતાં ઘર તરફ વળી શકતા નથી. એ પછીનાં પંદર વર્ષમાં જાણે નિરંજન અને રમાધરભાઈની ભૂમિકા બદલાઈ જાય છે. બને છે એવું કે રમાધરભાઈ તેમની પરિણીત પુત્રી અને બે દૌહિત્રીઓ જોડે નિરંજનને ત્યાં આવી ચડે છે. આ ગાળા દરમિયાન નિરંજન વિધુર થઈ ચૂક્યો છે ને બે દીકરીઓ પરણી ચૂકી છે. પંદર વર્ષ પહેલાંની રમાધરભાઈની એકલતામાં અત્યારે નિરંજન છે અને એનાથી પણ રમાધરની વિદાય જીરવવાનું મુશ્કેલ થઈ પડે છે. જોયેલી એકલતા જીરવવાની આવે ત્યારે સંવેદના કઈ રીતે વેદના થઈ ઊઠે છે તેની સચોટ રજૂઆત 'અનંત શેતરંજ'માં છે.

'અરણ્યગાન' વાર્તામાં સારી નોકરી જતી કરીને, શ્રીમંત વિધવા શેઠાણીનાં મહેણાં-ટોણા છતાં, તેની જ નોકરી હસડવાનો મજૂર મંગળનો નિર્ણય મૂળ માલિકણ તરફની વફાદારીને ઉજાગર કરે છે અને વાર્તાકથકના ત્રાસમાંથી મુક્તિ અપાવનારા વધુ સારી નોકરીના વિકલ્પને રદિયો આપે છે. સાધારણ માણસની અસાધારણતાનું 'અરણ્યગાન' વિશિષ્ટ ઉદાહરણ છે.

'એમના સોનેરી દિવસો'માં મનમેળ ધરાવતાં પતિ-પત્ની તનમેળ માટે માંડ મળે છે ત્યાં મધ્યમવર્ગીય સમસ્યાઓ તેમની વચ્ચે આવી પડતાં, ધોધમાર વરસાદી રાતે શહેરમાંથી માંડ રજા મેળવીને પાછો ફરેલો મિલનોત્સુક દામોદર બધી ઉત્તેજના ગુમાવીને ટાઢો પડી જાય છે. એવું નથી કે પત્ની મિલનોત્સુક નથી. એનો તો વાંધો જ એ છે કે પતિ એક જ દિવસની રજા લઈને આવ્યો છે અને વક્રતા એ છે કે આ ઓછો સમય, સમયની તંગીની ચર્ચામાં અને વ્યવહારુ ફરિયાદોમાં જ પૂરો થઈ જાય છે. મિલનની વ્યાકુળતા પતિ-પત્નીને નજીક તો લાવી મૂકે છે, પણ વ્યવહારુ પ્રશ્નો તેમની વચ્ચેનો તનાવ વધારે છે. આ બધું છતાં બંનેની એકબીજા માટેની ખેવના, શરીરથી ભલે દૂર પણ મનથી એકબીજાની નજીક રાખે છે. પતિને પક્ષે પત્નીને કોઈ સુખ ન આપી શકાયાનો વસવસો છે તો પત્નીને પણ, માંડ રજા મેળવીને વરસાદમાં આવી ચડેલા પતિને દૂભવ્યાની પીડા છે. વાર્તાના સંવાદો વ્યંજનાપૂર્ણ-મિલનોત્સુકતા સૂચવનારા છે. લગ્નને

થયેલો સમય જાણવા પત્નીને પૂછે છે, "કહો જોઉં, કેટલાં વરસ થયાં ?"

પતિ કહે છે, "પાંચ."

પત્ની સુધારે છે, "પાંચ નહીં, પાંચ અને ઉપર સાડા છ મહિના.'

અપેક્ષિત પ્રેમાલાપને બદલે પત્નીની કસમયની વ્યવહારુ રકઝકથી અકળાઈને દામોદર કહે છે, "કયા વખતે શું કહેવું એનું તને ભાન નથી."

"પછી કયા સમે કરું !" ઊર્મિલા જાણે ફરી પ્રહાર કરતી હતી.

પત્નીને પક્ષે તો મુશ્કેલી જ એ છે કે કોઈ પણ વાતો માટે એને તો આ અને આટલો જ સમય છે. વાર્તામાં ભાવાત્મક સંબંધોની ચડઊતર વાર્તાકારની સૂક્ષ્મ નિરીક્ષણ અને નિરૂપણશક્તિની દ્યોતક છે.

'સાતમી મદાવસ્થા' યુદ્ધવાર્તા છે. હાથી યશઃપટહને મદિરાપાન દ્વારા સાતમી મદાવસ્થા સુધી પહોંચાડીને ગજનિષ્ણાત ચારુભટ્ટ કિલ્લાનો ત્રિપોળિયો દરવાજો તોડવામાં સફળ તો થાય છે, પણ યશઃપટહ એમાં મૃત્યુ પામે છે.

આ પ્રકારની ઐતિહાસિક વાર્તાઓ હવે ખાસ લખાતી નથી. પણ વાર્તાકારે એ વિષયને સફળતાપૂર્વક ખેડ્યો છે અને યુદ્ધકૌશલની વાતો પ્રશિષ્ટ પદાવલીઓ દ્વારા તંતોતંત પ્રગટ કરી છે. હાથીનું વાર્તામાંથી ઊપસતું ચિત્ર ગૌરવવંતું છે, પણ પ્રાણીઓમાં માનવભાવોનું આરોપણ સહ્ય હોય તો પણ, હાથીના 'માથામાં જાણે સેંકડો વીજળીઓ ચમકી રહી હતી' જેવું વિધાન નિર્વાહ્ય નથી. બીજી તરફ 'ત્રિપોળિયાએ એક વીજળીક આંચકો અનુભવ્યો. પાછળનાં જંગી કડાં ખખડી ઊઠ્યાં, મહાન લોહ-અર્ગલા હચમચી ઊઠી' જેવી વિગતો વાતાવરણને સહાયક નીવડે છે તે પણ વાર્તાકારને જમાપક્ષે નોંધવું ઘટે.

'કપૂરી હૈયાં'માં એલ.સી.પી.એસ. થયેલા ડૉ. રંગીલદાસ વર્ષોથી અપાતી પોતાની તબીબી સેવાની કદર ન કરી શકેલા ગામને ભાંડે છે અને નવા આવેલા એમ.બી.બી.એસ. ડૉ. ચિત્તરંજન ઉપાધ્યાય જોડે સ્પર્ધા અનુભવે છે. પણ રંગીલદાસના દીકરાની માંદગી વખતે વગર બોલાવ્યે ડૉ. ચિત્તરંજન બધા ભેદ ભૂલીને જે આત્મીયતા દાખવીને સારવાર કરે છે તેમાં મનુષ્યત્વનો મહિમા છે. વાર્તાને અંતે ડૉ. રંગીલદાસ એની કદરરૂપે કહે છે, "ડૉક્ટર, તેં મારું સર્વસ્વ ભલે હરી લીધું, પણ એથી વિશેષ આપ્યું છે", તેમાં સર્વસ્વથી વિશેષની પ્રાપ્તિ દ્વારા નિર્મૂળ થયેલો સ્પર્ધાભાવ અસરકારક રીતે પ્રગટ થયેલો જણાશે.

વાર્તાકારે લગભગ બધી વાર્તાઓમાં સહજ સાદગીને મહત્ત્વ આપ્યું છે, આમ છતાં ક્યાંક ક્યાંક સૂત્રાત્મક અભિવ્યક્તિ પણ સાધી છે. 'કપૂરી હૈયાં'નું એક ઉદાહરણ જ પૂરતું થશે, 'અંગ્રેજી કેળવણી જે રંગીલ-દાસના કુટુંબનું કૂંડાળું ઓળંગી શકી ન હતી એણે ગામમાં એવાં પંદરવીસ કૂંડાળાં રચી દીધાં, અને પાણીમાં ઊઠતા તરંગોની જેમ એ ધીરે ધીરે વિસ્તૃત પણ થવાં લાગ્યાં.'

'લીલો ફણગો' એકથી વધુ સ્તરે સક્રિય છે. કારખાનું બંધ થવાને લીધે ઘરાકી ઘટી તે સ્વીકારવાને બદલે હોટલમાલિક દંપતી ઘરાકી, ચા પીવા આવતા એક લેખકને લીધે ઘટી એમ માનીને તેને અપશુકનિયાળ ગણીને કાઢી મૂકે છે. પાછળથી એ લેખક વિખ્યાત થતાં આ હોટલ પણ લેખકની મુલાકાતનું નિમિત્ત હતી એની જાણ થતાં હોટલના મુલાકાતીઓ વધી પડે છે. આમ જે લેખક અપશુકનિયાળ નીવડેલો તે વખત જતાં હોટલમાલિક દંપતીને ફળે પણ છે તે તિર્યક્ રીતે વાર્તામાં સૂચવાયું છે. એ સાથે જ લેખકનું જીવન, સમાજનો તેની સાથેનો વ્યવહાર જેવી બાબતો પણ વાર્તામાં સહજ રીતે વણી લેવાઈ છે.

ભાવકપક્ષે અપેક્ષિત અંતની સ્થિતિ ઊભી કરીને અણધાર્યો વળાંક આપવાની, હવે તો ખુલ્લી પડી જતી યુક્તિ વાર્તાકારે 'વહેંચણી'માં ખપમાં લીધી છે, પણ વાર્તામાં તે કેવળ યુક્તિ ન રહે તે રીતે તેનું નિર્વહણ થયું છે. દીકરાઓના ભવિષ્યના સુખનો ખ્યાલ કરીને પ્રીતમલાલે પૈસાની છૂટ ન હોવા છતાં કલાત્મક રાચરચીલું વસાવ્યે રાખ્યું છે, પણ નોકરી નિમિત્તે શહેર વસતા દીકરાઓ જોઈતી વસ્તુ ખરીદી લેવાની ક્ષમતા ધરાવે છે, પરિણામે પ્રીતમલાલનો ઘરવખરી વહેંચી આપવાનો ઉપક્રમ તેમને ખસિયાણા પાડે છે. દીકરાઓના આ

ઉપહાસ કરતાંય વધુ આઘાત તો પ્રીતમલાલને એ વાતે લાગે છે કે પત્ની માટે તેમનાથી કંઈ જ થઈ ન શક્યું.

મિત્ર નિખિલના શ્રીમતી અ- જોડેના સંબંધોમાંની અનૈતિકતા નાયક આનંદને શંકિત અને ચિંતિત રાખે છે તે વાત 'બ્લાઈન્ડ વર્મ'માં કેન્દ્રમાં છે. નિખિલ કાયમ માટે વિદેશ જતી વખતે આનંદને મૈત્રીદાવે એક કવર શ્રીમતી અ-ને પહોંચાડવા આપે છે અને કવર પહોંચાડવા બાબતે આનંદ ભારે દ્વિધા અનુભવે છે. આનંદની ચૈતસિક સ્થિતિ સૂચવવા વાર્તાકારે કવર પરની ગરોળીની હરફરને સૂચક રીતે ખપમાં લીધી છે. વાર્તાનો અંત માર્મિક છે. કવર પહોંચાડવા આનંદ શ્રીમતી અ-ને ત્યાં જાય છે ત્યારે સોસાયટીના રહીશોની આનંદ તરફની દષ્ટિ તેને અકળાવે છે અને તે પરસેવે રેબઝેબ થઈ જાય છે, તે ત્યાં સુધી કે જે ખિસ્સામાં આનંદે કવર મૂકેલું હતું તે કવર પરનો ગરોળીનો ડાઘ ભીનો થઈને પ્રસરે છે અને એની છાપ 'એના બુશકોટના ખિસ્સાની અંદરની બાજુએ' પડે છે. મિત્રના અનૈતિક સંબંધને પરાણે સ્વીકૃતિ આપવી પડી તેનો પ્રભાવ પણ વાર્તાને અંતે વ્યંજિત થાય છે તે તેની વિશેષ ઉપલબ્ધિ !

અવૈદ્ય સંબંધનું નોખું રૂપ વાર્તાકારે 'એને કદાચ દાયકા પછી સમજાશે'માં પણ પ્રગટાવ્યું છે. માતાના અન્ય પુરુષ સાથેના સંબંધને આઠ વર્ષની દીકરી ભોળા ભાવે જ બાપ સમક્ષ પ્રગટ કરતી રહે છે અને મા-બાપ વચ્ચેના સંબંધમાં પડેલી તિરાડ પિતાની આત્મહત્યા સુધી લંબાય છે.

'કે પછી કંઠમાં ખખરી બાઝે'માં શાક લેવા મોકલાયેલો મનિયો કુતૂહલવશ સરઘસ જોવા ઊભો રહે છે અને ગોળીબારમાં મૃત્યુ પામે છે. આ મૃત્યુને રાજકીય રંગ ચઢતાં મનિયો શહીદ મનુભાઈ થઈ ઊઠે છે, એટલું જ નહીં, સ્મશાનયાત્રા વખતે મનિયાનાં માતાપિતાનો પણ રાજકારણીઓ ઉપયોગ કરી લે છે. જેમકે, મનિયાની માની વ્યથા રાજકીય અરાજકતા ઊભી કરવા ખપમાં લેવાય છે. એક તબક્કે તો મા પણ માનવા લાગે છે કે 'પોતે એક મહાન જનેતા છે', પણ તેની આ પ્રતીતિ ઝાઝી ટકતી નથી. દીકરાના મૃત્યુથી ભાંગી પડવાનો અભિનય કરવા જતાં રડવાને બદલે તે રોષે ભરાય છે. જેનું રુદન માંડ કોઈના ધ્યાનમાં આવ્યું હોત એ મા અભિનય વડે ધ્યાન ખેંચવાની ક્ષણોમાં જ ભીતરી સચ્ચાઈ અને માણસાઈને લીધે રડી શકતી નથી. મનિયો અકસ્માતે મૃત્યુને વર્યો એ વાત ખુલ્લી પડી જવાની ધાસ્તીને એક સેવક શહીદ મનુભાઈનો જયઘોષ કરીને ઢાંકવા મથે છે, એ વાત વાર્તાકારે માર્મિકતાથી આમ પ્રગટ કરી છે, 'સેવકે મનુભાઈની શહીદીને તત્કાળ બચાવી લીધી.'

'બ્રૅકેટ'માં કથનરીતિનો નોખો પ્રયોગ છે. ભાવકને સાથે રાખીને વાર્તાકથક સિનેમૅટિક પદ્ધતિએ યુવાન વિધવા સુમિત્રાના તાલીમશાળાપ્રવેશથી વાર્તાનો પ્રારંભ કરે છે અને ત્રણેક દશ્યોમાં, નાટ્યાત્મક વળાંકો સાથે વાર્તાને ચોટદાર અંત પર મૂકે છે. ઊંચી દીવાલોથી ઘેરાયેલી શાળામાં સુમિત્રા પ્રવેશે છે અને સમાજથી દૂર રહીને આવી મળેલા નવજીવનને મુક્ત મને માણે છે, પણ તાલીમ પૂરી કરીને જેવી તે સમાજમાં આવવા કરે છે કે વૈધવ્યભાનથી છળી ઊઠે છે. તાલીમશાળામાંનું સુમિત્રાનું મુક્તિમંત રૂપ વાર્તાકારે ભાવકને ઉદ્દેશીને આમ પ્રગટ કર્યું છે, 'કદી નદીના આછા ભીના તટ પર ઊભા છો ? અને ભૂમિમાંથી ઝમી ઝમીને તટ ઉપર ફૂટતી ભીનાશ માણી છે ? આ છોકરીના હોઠ પણ બરાબર એવી જ ભીનાશવાળા છે.'

વક્રતા એ છે કે સાધારણ રીતે તાલીમશાળાની દીવાલો રૂંધે, પણ તેણે સુમિત્રાને મુક્તિનો અનુભવ આપ્યો અને સમાજ મોકળાશ આપે તેને બદલે સુમિત્રાને તેણે ફરી જીવન પ્રત્યે નીરસ-તટસ્થ કરી મૂકી. આમાં વાર્તાકથકને પોતાને સાક્ષીભાવ જાળવી રાખવાનું મુશ્કેલ લાગતાં તે ભાવકને કહે છે, 'સુમિત્રા નીકળે એ પહેલાં જ આપણે પેલા દરવાજામાંથી બહાર નીકળી જઈએ.'

'સમાપન'માં કિડનીની બીમારીથી પીડાતો ગરીબ નાયક એકલતા તો વેઠી શકે છે, પણ જનરલ વૉર્ડમાંની અવરજવર કે યાતના જીરવી શકતો નથી. વખત જતાં બને છે એવું કે ભીડભાડમાંની, પ્રમાણમાં ઔપચારિક લાગતી માનવતા નાયકને કૌટુંબિક હૂંફ ઝંખતો કરી મૂકે છે ને એક તબક્કે ગામમાંથી ભાઈઓને તેડી લાવવાની વાતને નકારતો નાયક, મિત્રોને, ઉતાવળે ભાઈઓને તેડી લાવવા અનુરોધ કરે છે. એકંદરે ઠીક લખાયેલી આ

થયેલો સમય જાણવા પત્નીને પૂછે છે, "કહો જોઉં, કેટલાં વરસ થયાં ?"

પતિ કહે છે, "પાંચ."

પત્ની સુધારે છે, "પાંચ નહીં, પાંચ અને ઉપર સાડા છ મહિના.

અપેક્ષિત પ્રેમાલાપને બદલે પત્નીની કસમયની વ્યવહારુ રકઝકથી અકળાઈને દામોદર કહે છે, "કયા વખતે શું કહેવું એનું તને ભાન નથી."

"પછી ક્યા સમે કરું !" ઊર્મિલા જાણે ફરી પ્રહાર કરતી હતી.

પત્નીને પક્ષે તો મુશ્કેલી જ એ છે કે કોઈ પણ વાતો માટે એને તો આ અને આટલો જ સમય છે. વાર્તામાં ભાવાત્મક સંબંધોની ચડઊતર વાર્તાકારની સૂક્ષ્મ નિરીક્ષણ અને નિરૂપણશક્તિની દ્યોતક છે.

'સાતમી મદાવસ્થા' યુદ્ધવાર્તા છે. હાથી યશઃપટહને મદિરાપાન દ્વારા સાતમી મદાવસ્થા સુધી પહોંચાડીને ગજનિષ્ણાત ચારુભટ્ટ કિલ્લાનો ત્રિપોળિયો દરવાજો તોડવામાં સફળ તો થાય છે, પણ યશઃપટહ એમાં મૃત્યુ પામે છે.

આ પ્રકારની ઐતિહાસિક વાર્તાઓ હવે ખાસ લખાતી નથી. પણ વાર્તાકારે એ વિષયને સફળતાપૂર્વક ખેડ્યો છે અને યુદ્ધકૌશલની વાતો પ્રશિષ્ટ પદાવલીઓ દ્વારા તંતોતંત પ્રગટ કરી છે. હાથીનું વાર્તામાંથી ઊપસતું ચિત્ર ગૌરવવંતું છે, પણ પ્રાણીઓમાં માનવભાવોનું આરોપણ સહ્ય હોય તો પણ, હાથીના 'માથામાં જાણે સેંકડો વીજળીઓ ચમકી રહી હતી' જેવું વિધાન નિર્વાહ્ય નથી. બીજી તરફ 'ત્રિપોળિયાએ એક વીજળીક આંચકો અનુભવ્યો. પાછળનાં જંગી કડાં ખખડી ઊઠ્યાં, મહાન લોહ-અર્ગલા હચમચી ઊઠી' જેવી વિગતો વાતાવરણને સહાયક નીવડે છે તે પણ વાર્તાકારને જમાપક્ષે નોંધવું ઘટે.

'કપૂરી હૈયાં'માં એલ.સી.પી.એસ. થયેલા ડૉ. રંગીલદાસ વર્ષોથી અપાતી પોતાની તબીબી સેવાની કદર ન કરી શકેલા ગામને ભાંડે છે અને નવા આવેલા એમ.બી.બી.એસ. ડૉ. ચિત્તરંજન ઉપાધ્યાય જોડે સ્પર્ધા અનુભવે છે. પણ રંગીલદાસના દીકરાની માંદગી વખતે વગર બોલાવ્યે ડૉ. ચિત્તરંજન બધા ભેદ ભૂલીને જે આત્મીયતા દાખવીને સારવાર કરે છે તેમાં મનુષ્યત્વનો મહિમા છે. વાર્તાને અંતે ડૉ. રંગીલદાસ એની કદરરૂપે કહે છે, "ડૉક્ટર, તેં મારું સર્વસ્વ ભલે હરી લીધું, પણ એથી વિશેષ આપ્યું છે", તેમાં સર્વસ્વથી વિશેષની પ્રાપ્તિ દ્વારા નિર્મૂળ થયેલો સ્પર્ધાભાવ અસરકારક રીતે પ્રગટ થયેલો જણાશે.

વાર્તાકારે લગભગ બધી વાર્તાઓમાં સહજ સાદગીને મહત્ત્વ આપ્યું છે, આમ છતાં ક્યાંક ક્યાંક સૂત્રાત્મક અભિવ્યક્તિ પણ સાધી છે. 'કપૂરી હૈયાં'નું એક ઉદાહરણ જ પૂરતું થશે, 'અંગ્રેજી કેળવણી જે રંગીલ-દાસના કુટુંબનું કૂંડાળું ઓળંગી શકી ન હતી અણે ગામમાં એવાં પંદરવીસ કૂંડાળાં રચી દીધાં, અને પાણીમાં ઊઠતા તરંગોની જેમ એ ધીરે ધીરે વિસ્તૃત પણ થવાં લાગ્યાં.'

'લીલો ફણગો' એકથી વધુ સ્તરે સક્રિય છે. કારખાનું બંધ થવાને લીધે ઘરાકી ઘટી તે સ્વીકારવાને બદલે હોટલમાલિક દંપતી ઘરાકી, ચા પીવા આવતા એક લેખકને લીધે ઘટી એમ માનીને તેને અપશુકનિયાળ ગણીને કાઢી મૂકે છે. પાછળથી એ લેખક વિખ્યાત થતાં આ હોટલ પણ લેખકની મુલાકાતનું નિમિત્ત હતી એની જાણ થતાં હોટલના મુલાકાતીઓ વધી પડે છે. આમ જે લેખક અપશુકનિયાળ નીવડેલો તે વખત જતાં હોટલમાલિક દંપતીને ફળે પણ છે તે તિર્યક્ રીતે વાર્તામાં સૂચવાયું છે. એ સાથે જ લેખકનું જીવન, સમાજનો તેની સાથેનો વ્યવહાર જેવી બાબતો પણ વાર્તામાં સહજ રીતે વણી લેવાઈ છે.

ભાવકપક્ષે અપેક્ષિત અંતની સ્થિતિ ઊભી કરીને અણધાર્યો વળાંક આપવાની, હવે તો ખુલ્લી પડી જતી યુક્તિ વાર્તાકારે 'વહેંચણી'માં ખપમાં લીધી છે, પણ વાર્તામાં તે કેવળ યુક્તિ ન રહે તે રીતે તેનું નિર્વહણ થયું છે. દીકરાઓના ભવિષ્યના સુખનો ખ્યાલ કરીને પ્રીતમલાલે પૈસાની છૂટ ન હોવા છતાં કલાત્મક રાચરચીલું વસાવ્યે રાખ્યું છે, પણ નોકરી નિમિત્તે શહેર વસતા દીકરાઓ જોઈતી વસ્તુ ખરીદી લેવાની ક્ષમતા ધરાવે છે, પરિણામે પ્રીતમલાલનો ઘરવખરી વહેંચી આપવાનો ઉપક્રમ તેમને ખસિયાણા પાડે છે. દીકરાઓના આ

ઉપહાસ કરતાંય વધુ આઘાત તો પ્રીતમલાલને એ વાતે લાગે છે કે પત્ની માટે તેમનાથી કંઈ જ થઈ ન શક્યું.

મિત્ર નિખિલના શ્રીમતી અ- જોડેના સંબંધોમાંની અનૈતિકતા નાયક આનંદને શંકિત અને ચિંતિત રાખે છે તે વાત 'બ્લાઈન્ડ વર્મ'માં કેન્દ્રમાં છે. નિખિલ કાયમ માટે વિદેશ જતી વખતે આનંદને મૈત્રીદાવે એક કવર શ્રીમતી અ-ને પહોંચાડવા આપે છે અને કવર પહોંચાડવા બાબતે આનંદ ભારે દ્વિધા અનુભવે છે. આનંદની ચૈતસિક સ્થિતિ સૂચવવા વાર્તાકારે કવર પરની ગરોળીની હરફરને સૂચક રીતે ખપમાં લીધી છે. વાર્તાનો અંત માર્મિક છે. કવર પહોંચાડવા આનંદ શ્રીમતી અ-ને ત્યાં જાય છે ત્યારે સોસાયટીના રહીશોની આનંદ તરફની દૃષ્ટિ તેને અકળાવે છે અને તે પરસેવે રેબઝેબ થઈ જાય છે, તે ત્યાં સુધી કે જે ખિસ્સામાં આનંદ કવર મૂકેલું હતું તે કવર પરનો ગરોળીનો ડાઘ ભીનો થઈને પ્રસરે છે અને એની છાપ 'એના બુશકોટના ખિસ્સાની અંદરની બાજુએ' પડે છે. મિત્રના અનૈતિક સંબંધને પરાણે સ્વીકૃતિ આપવી પડી તેનો પ્રભાવ પણ વાર્તાને અંતે વ્યંજિત થાય છે તે તેની વિશેષ ઉપલબ્ધિ !

અવૈધ સંબંધનું નોખું રૂપ વાર્તાકારે 'એને કદાચ દાયકા પછી સમજાશે'માં પણ પ્રગટાવ્યું છે. માતાના અન્ય પુરુષ સાથેના સંબંધને આઠ વર્ષની દીકરી ભોળા ભાવે જ બાપ સમક્ષ પ્રગટ કરતી રહે છે અને મા-બાપ વચ્ચેના સંબંધમાં પડેલી તિરાડ પિતાની આત્મહત્યા સુધી લંબાય છે.

'કે પછી કંઠમાં ખખરી બાઝે'માં શાક લેવા મોકલાયેલો મનિયો કુતૂહલવશ સરઘસ જોવા ઊભો રહે છે અને ગોળીબારમાં મૃત્યુ પામે છે. આ મૃત્યુને રાજકીય રંગ ચઢતાં મનિયો શહીદ મનુભાઈ થઈ ઊઠે છે, એટલું જ નહીં, સ્મશાનયાત્રા વખતે મનિયાનાં માતાપિતાનો પણ રાજકારણીઓ ઉપયોગ કરી લે છે. જેમકે, મનિયાની માની વ્યથા રાજકીય અરાજકતા ઊભી કરવા ખપમાં લેવાય છે. એક તબક્કે તો મા પણ માનવા લાગે છે કે 'પોતે એક મહાન જનેતા છે', પણ તેની આ પ્રતીતિ ઝાઝી ટકતી નથી. દીકરાના મૃત્યુથી ભાંગી પડવાનો અભિનય કરવા જતાં રડવાને બદલે તે રોષે ભરાય છે. જેનું રુદન માંડ કોઈના ધ્યાનમાં આવ્યું હોત એ મા અભિનય વડે ધ્યાન ખેંચવાની ક્ષણોમાં જ ભીતરી સચ્ચાઈ અને માણસાઈને લીધે રડી શકતી નથી. મનિયો અકસ્માતે મૃત્યુને વર્યો એ વાત ખુલ્લી પડી જવાની ધાસ્તીને એક સેવક શહીદ મનુભાઈનો જયઘોષ કરીને ઢાંકવા મથે છે, એ વાત વાર્તાકારે માર્મિકતાથી આમ પ્રગટ કરી છે, 'સેવકે મનુભાઈની શહીદીને તત્કાળ બચાવી લીધી.'

'બ્રેકેટ'માં કથનરીતિનો નોખો પ્રયોગ છે. ભાવકને સાથે રાખીને વાર્તાકથક સિનેમેટિક પદ્ધતિએ યુવાન વિધવા સુમિત્રાના તાલીમશાળાપ્રવેશથી વાર્તાનો પ્રારંભ કરે છે અને ત્રણેક દૃશ્યોમાં, નાટ્યાત્મક વળાંકો સાથે વાર્તાને ચોટદાર અંત પર મૂકે છે. ઊંચી દીવાલોથી ઘેરાયેલી શાળામાં સુમિત્રા પ્રવેશે છે અને સમાજથી દૂર રહીને આવી મળેલા નવજીવનને મુક્ત મને માણે છે, પણ તાલીમ પૂરી કરીને જેવી તે સમાજમાં આવવા કરે છે કે વૈધવ્યભાનથી છળી ઊઠે છે. તાલીમશાળામાંનું સુમિત્રાનું મુક્તિમંત રૂપ વાર્તાકારે ભાવકને ઉદ્દેશીને આમ પ્રગટ કર્યું છે, 'કદી નદીના આછા ભીના તટ પર ઊભા છો ? અને ભૂમિમાંથી ઝમી ઝમીને તટ ઉપર ફૂટતી ભીનાશ માણી છે ? આ છોકરીના હોઠ પણ બરાબર એવી જ ભીનાશવાળા છે.'

વક્રતા એ છે કે સાધારણ રીતે તાલીમશાળાની દીવાલો રૂંધે, પણ તેણે સુમિત્રાને મુક્તિનો અનુભવ આપ્યો અને સમાજ મોકળાશ આપે તેને બદલે સુમિત્રાને તેણે ફરી જીવન પ્રત્યે નીરસ-તટસ્થ કરી મૂકી. આમાં વાર્તાકથકને પોતાને સાક્ષીભાવ જાળવી રાખવાનું મુશ્કેલ લાગતાં તે ભાવકને કહે છે, 'સુમિત્રા નીકળે એ પહેલાં જ આપણે પેલા દરવાજામાંથી બહાર નીકળી જઈએ.'

'સમાપન'માં કિડનીની બીમારીથી પીડાતો ગરીબ નાયક એકલતા તો વેઠી શકે છે, પણ જનરલ વૉર્ડમાંની અવરજવર કે યાતના જીરવી શકતો નથી. વખત જતાં બને છે એવું કે ભીડભાડમાંની, પ્રમાણમાં ઔપચારિક લાગતી માનવતા નાયકને કૌટુંબિક હૂંફ ઝંખતો કરી મૂકે છે ને એક તબક્કે ગામમાંથી ભાઈઓને તેડી લાવવાની વાતને નકારતો નાયક, મિત્રોને, ઉતાવળે ભાઈઓને તેડી લાવવા અનુરોધ કરે છે. એકંદરે ઠીક લખાયેલી આ

વાર્તા બુદ્ધની કથા જેવી કેટલીક આગંતુક વાતોને લીધે લંબાઈ હોવાનું લાગે છે. કિડનીનું દાન, એકાદ ડાળખી કપાઈ જવાની તુલનાએ મુકાય તે, નાયક ભલે કવિ કે ચિત્રકાર હોય તો પણ, સુસંગત નથી લાગતું.

કેવળ દેશનું વિચારનાર દેશપ્રેમી કહેવાય, પણ વિશ્વ સમસ્તનું હિત જોનાર દેશદ્રોહી ગણાય તે વાત વિજ્ઞાનકથા 'દેશદ્રોહી'માં ફલિત થતી આવે છે. અંતરીક્ષમાં જવા માટે અનેક કસોટીઓમાંથી પાર પડનાર યુવાન અ-ને ઉદ્દેશીને દેશના વડા એક તબક્કે આમ કહે છે, 'દેશ તમારા જેવા ભાવનાશાળી નવયુવાનોથી ઊજળો છે'-ને એ જ યુવાન 'સર્વે જના: સુખિનો ભવન્તુ, સર્વે સન્તુ નિરામયા:'નો મહિમા કરે છે તો દેશના વડાને આખીયે અવકાશની સિદ્ધિ એળે જતી લાગે છે. અ-નો આદર્શ આ ટીકા રળી આપે છે, 'દેશના વડા તમારાથી થોડા નારાજ છે.' નારાજગીનું કારણ પ્રચ્છન્નપણે પ્રગટ ન કરીને વાર્તાકારે વાર્તાને બોલકી બનતી બચાવી લીધી છે. આ નારાજગીનું પરિણામ ? આ-'પૃથ્વી પર એ (અ) પરત થઈ રહ્યો હતો ત્યારે એને પૃથ્વીની વિદાય લઈ રહ્યાનો એક છાનો છતાં કરુણ અનુભવ થઈ રહ્યો હતો.' વાર્તાકારે ટેકનિકલ બાબતો ખપમાં લઈને વિજ્ઞાનકથાનું ઠીક ઠીક વાતાવરણ બાંધ્યું છે.

વિજ્ઞાનનો આધાર લીધો હોય કે સિનેમેટિક નિરૂપણપદ્ધતિનો, પાત્રો શિક્ષક હોય કે રાજકારણી, સ્ત્રી હોય કે પુરુષ, પણ વાર્તાકારે વાર્તામાં ઉજાગર તો કરવા ધાર્યા છે માનવીય સદ્ગુણોને. પરોપકારવૃત્તિ કે ચરિત્રશુદ્ધિ તથા સત્યનો મહિમા ઘણીખરી વાર્તાનાં મૂળમાં છે.

સાધારણ રીતે સ્ત્રી સાહિત્યમાં શોષિતની ભૂમિકામાં રહી છે, પણ 'દોટ'માં, પગારમાં પૂરું ન થતાં લાંચિયા અધિકારી પતિ શૈલેન્દ્ર સામે પત્ની સંયત, પણ સ્વસ્થ સ્વરે વિરોધે ચડે છે. શૈલેન્દ્રની ભ્રષ્ટતામાં કુટુંબની ભાગીદારી નથી એવું કહીને વત્સલા, શૈલેન્દ્રને આઘાત આપે છે. આ સ્થિતિ વાર્તાકારે સરસ ઉપમાથી આમ ઉભારી છે, 'દૂર સામેના મકાનમાં એક ઝળહળતો દીવો બંધ થયો. એને એ ગમ્યું. એ દીવો બંધ થયો ત્યારે જ એને ખબર પડી કે એટલે દૂરથી પણ એ દીવાનાં કિરણ આંખમાં ભાલાની જેમ ભોંકાતાં હતાં.'

વાલિયાના પાપમાં કુટુંબ ભાગીદાર ન થતાં તે વાલ્મીકિ બને છે, પણ તેની સમાંતરે આધુનિક શૈલેન્દ્ર ભાગીદારી ન સ્વીકારનાર કુટુંબને છોડવાને બદલે, એટલી અમથી વાતમાં ઘર છોડનાર વાલિયાને મૂર્ખ ઠેરવે છે. 'લૂંટારો ક્રૂર જ નહીં, મૂર્ખ પણ હતો... એક નાની વાત પર...' આદર્શના અર્થકારણમાં થયેલાં પરિવર્તન પરનો વેધક વ્યંગ્ય છે એ વાર્તા !

'ચક્રવત્પરિવર્તન્તે'માં પ્રયત્ન છતાં અન્ય સાથે શિક્ષણમાં તાલ ન મેળવી શકતા વિદ્યાર્થીમાં ગરીબાઈને કારણે વ્યાપતી નિરાશાની સામે તેને મદદ કરવાની ઇચ્છા છતાં તેમ ન કરી શકવાની વર્ગશિક્ષક નિખિલરાયની લાચારી હૃદયસ્પર્શી વાતાવરણ સર્જે છે અને એ સમયની શિક્ષણવ્યવસ્થા પર, આર્થિક-સામાજિક બાબતો પર ઠીકઠીક પ્રકાશ ફેંકે છે. 'સુખમાપતિતં સેવ્યં...' શ્લોકનો શીર્ષકમાં થયેલો ઉપયોગ તથા વાર્તાને અંતે એ શ્લોક લખી મોકલવામાં વિદ્યાર્થી ચીમનની સ્થિતિ અને તેની સામેના શાલેય વ્યવહારમાંની અમાનવીયતાને, શુષ્કતાને તિર્યક્ રીતે ઉપસાવાઈ છે.

વાર્તાસંચયમાં, છેલ્લે, પાંચ લઘુકથાઓ પણ સમાવાઈ છે. લઘુકથાનો પ્રારંભ વાર્તાકારે ૧૯૫૦માં કરેલો. 'એક જ ધ્યેર્થના વાહન માટે' વાર્તાકારને લઘુકથાનું સ્વરૂપ ઉપયોગી જણાયું છે. લઘુકથામાં સિચ્યુએશનનું આગવું મહત્ત્વ વાર્તાકારે પ્રમાણ્યું છે. એમને મન સિચ્યુએશન એટલે 'ઘટના દ્વારા પ્રગટતી એવી પરિસ્થિતિ, જેના ઉદ્ભવ માટે કોઈ ખાસ ભૂમિકા હોતી નથી. એ અકસ્માતે પ્રગટે છે અને માનવીના ચિત્તને ક્ષણ પૂરતું ક્ષુબ્ધ કરીને એને વિસ્તરતું મૂકી પોતાના પ્રભાવને સમેટી લે છે.' ટૂંકમાં, વાર્તાકારને મતે સિચ્યુએશન 'ઉદ્દીપક'નું કાર્ય કરે છે. લઘુકથામાં એ કઈ રીતે શક્ય બને છે તે 'ગતિભંગ' લઘુકથાનું ઉદાહરણ લઈને વાર્તાકારે આમ સમજાવ્યું છે : 'ગતિભંગ' લઘુકથામાં રસ્તે ચાલ્યાં જતાં દંપતીમાંથી પત્નીની નજર એક પગલી પર પડે છે અને એના મૃત સંતાનની સ્મૃતિ તાજી થાય છે. ધૂળમાં પગલીનું દર્શન એટલું જ સિચ્યુએશન. પગલીની છાપ માત્ર ઉદ્દીપક તરીકેનો ભાગ ભજવે છે એટલું જ, પછી કથામાં એનું સ્થાન ક્યાંય નથી.

લઘુકથા અંગેની કેળવેલી સૂઝ અને સજ્જતાને લઈને જ લઘુકથાઓ સંવેદનને સ્તરે ભાવકને સ્પર્શે છે અને કોરી ચમત્કૃતિ પૂરતી જ સીમિત થઈ જતી નથી. 'છાપું' લઘુકથામાં કોમી રમખાણની છાપામાં પ્રગટેલી ઘટનાઓ બે ભિન્નધર્મી મિત્રોની વ્યથાનું કારણ બને છે. 'સ્ત્રીઓ'માં પતિની અન્ય પરિચિત કિશોરી જોડેની શારીરિક છેડછાડ છતાં, પતિને ચેતવીને, કિશોરીને પૂર્વવત્ વર્તવા માટે રાજી કરી લઈને ઘરની આબરૂ ઢાંકવાનો પત્નીનો સફળ પ્રયત્ન છે, તો, 'ભૂલ'માં કોણ વધુ ત્યાગી છે તેની કસોટી કરવા જતાં પિતા અજાણતાં જ સંતાનોની પોતાના તરફની લાગણીની તુલનામાં પડે છે તે સૂક્ષ્મ અને હૃદયસ્પર્શી રીતે દર્શાવાયું છે. 'પ્રત્યાલંબન'માં શાંતિનું પ્રતીક ગણાતું પારેવું હિંસા માટે પ્રવૃત્ત થાય છે તે પરનો વ્યંગ છે. કદને બાદ કરતાં લઘુકથા વાર્તાકલાનાં બધાં જ લક્ષણો ધરાવે છે એટલે હું તો તેને વાર્તાથી જુદી તારવી શકતો નથી, પણ લઘુકથા દ્વારા વાર્તાકારે વાર્તાને જ વધુ સૂક્ષ્મ અને અસરકારક બનાવવા ધારી હોય એટલું, વાર્તાને લાભ થતો હોઈને, હું જરૂર સ્વીકારું છું.

છેલ્લા પાંચેક દાયકાથી વાર્તામાં ઘટના અનેક સ્તરે ચર્ચાતી રહી તેના વાર્તાકાર સાક્ષી રહ્યા છે એટલે વાર્તાને મેદસ્વિની થતી કે સુકતાનથી પીડાતી પણ તેમણે જોઈ છે. આ બંને સ્થિતિથી બચીને વાર્તાકાર ઘટના અંગે પોતીકી સમજ લઈને ચાલ્યા છે. વાર્તામાં ઘટનાની અનિવાર્યતા તેમણે પ્રમાણી છે, છતાં ઘટનાને સાધનથી વિશેષ મહત્ત્વ તેમણે આપ્યું નથી. તેમનું માનવું છે કે, 'ઘટના ભાવકના મનમાં વસે ન વસે એ પહેલાં તો એનું ચિત્ત ક્ષોભ પામીને વિસ્તરવા લાગે છે અને એને જીવનના કોઈ રહસ્યનો પરિચય થાય છે. આ રહસ્યનો પરિચય થતાં ભાવકને ઘટનાઓમાં કશો રસ રહેતો નથી. આમ ઘટના આપણને કોઈ અગોચર પ્રદેશમાં પહોંચાડવા માત્ર ઉદ્દીપકનું કાર્ય કરે છે.' ઘટનાલોપની વાત વાર્તામાં ઠીક ઠીક ચર્ચામાં રહી, પણ વાર્તાકાર સ્પષ્ટ માને છે કે, 'સાહિત્યકૃતિ જેના પર અવલંબે છે એ સાહિત્યપદાર્થનો ઉદ્ભવ ઘટના દ્વારા જ થઈ શકે અને તેથી વાર્તામાં ઘટનાનો લોપ એ વદતોવ્યાઘાત જેવી વાત છે.' વાર્તામાં આકાર બાબતે તેમનું માનવું છે કે 'આકારમાત્ર ન જોઈએ એમ કહેવું જેટલું અયોગ્ય છે એટલું જ અનુચિત નક્કી કરેલા આકાર દ્વારા ધ્યર્થ સિદ્ધ થઈ શકે એમ કહેવું તે છે.' એ જ કારણે કદાચ 'જે વાર્તાઓ કોઈ પણ સમયે ભાવકને સ્પર્શી શકે' તેવી પારિવારિક સંબંધોની સંકુલતા પ્રગટાવતી વાર્તાઓ પર વાર્તાકારનું વિશેષ ધ્યાન રહ્યું છે. આ બધી વાર્તાઓમાંથી પસાર થતાં એટલું લાગે છે કે જે સમયમાં સમાજનો નહીં, પણ વ્યક્તિનો મહિમા થતો હતો એવા સમયમાં સામાજિક સંદર્ભ વિનાના એક સમાન પાત્રોને બદલે વાર્તાકાર મોહનલાલ પટેલે પ્રચલિત પ્રવાહમાં તણાયા વગર, પાત્રોના આઘાત-પ્રત્યાઘાત, તેમની ચૈતસિકતા-શારીરિકતા, બિનજરૂરી લંબાણ વગર, તે સમયની લલિતગદ્યગંધી ભાષા વગર, કાવ્યાત્મક લટકણિયાંઓ વગર, કેવળ અનિવાર્ય તે અને ત્યાં સામાજિક પરિપ્રેક્ષ્યમાં જ સહજ અને સરળ રીતે વાર્તા રચવાનું લક્ષ્ય રાખ્યું અને એ જ આગળ જતાં વાર્તાકારનો વાર્તાવિશેષ પણ બન્યો. અસ્તુ !

❑

## તાન્કા

*સાંજ ઓગળે...*
*પ્રલંબ ઓળા શનૈ:*
*અંધારે ભળે...*
*પાત્ર મૂકી પડખે*
*ભિક્ષુ વળગ્યા વાતે.*

*

*સુગંધી ઓજ*
*પ્રસર્યું ફૂટપાથે,*
*અંજાતી આંખે*
*ભિક્ષુ ઊઠ્યા જાગી :*
*વ્હૈ જાતા વરણાગી.*

**કિસન સોસા**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ભાષાના મૂળમાં જો પ્રત્યાયન હશે, તો પ્રત્યાયનના મૂળમાં 'સંવાદ' હશે. બોલનાર અને સાંભળનારના બે છેડા વગર ભાષા શક્ય નથી એવું હવે તો મિખાઈલ બાખ્તિને દીધેલું સત્ય જાણીતું થયું છે. આનો અર્થ એ થયો કે 'સંવાદ' જો મૂળ રૂપ હોય તો નાટક એ સાહિત્યનું આદિરૂપ હશે. એટલે જો નાટકની એક વાક્યમાં વ્યાખ્યા કરવામાં આવે તો કહી શકાય કે નાટક એ સંવાદોની કલા છે. અલબત્ત, જ્યા જ્યાં સંવાદો હોય ત્યાં નાટક બને એવું નહીં, પણ જ્યાં જ્યાં નાટક હોય ત્યાં સંવાદ અનિવાર્ય છે. પછી એ ભાષા સિવાયની અન્ય ભાષાઓ પણ હોઈ શકે. પણ નાટકના કેવળ મંચનસ્વરૂપને નહીં, પણ સાહિત્યસ્વરૂપને લક્ષમાં રાખીએ તો નાટકના સંવાદો ભાષામાં હોવાના.

વળી, પૂર્વની પરંપરામાં કે પશ્ચિમની પરંપરામાં સાહિત્યના સ્વરૂપને સમજવા માટે સાહિત્યશાસ્ત્ર પાસે જઈએ છીએ ત્યારે અચૂક નાટ્યશાસ્ત્ર પાસે જવું પડે છે. જેમ ભરતના 'નાટ્યશાસ્ત્ર' વિના ભારતીય કાવ્યશાસ્ત્રનો મહત્ત્વનો સહૃદયનો સિદ્ધાન્ત કે રસસિદ્ધાન્ત શક્ય ન બન્યો, તેમ પ્લેટો-એરિસ્ટોટલની નાટ્યમીમાંસા વિના પાશ્ચાત્ય સાહિત્ય-વિવેચનનો પ્રાણરૂપ અનુકરણ-સિદ્ધાન્ત શક્ય ન બન્યો હોત. આનો અર્થ એ થયો કે સાહિત્યની સમજના મૂળમાં નાટક પડેલું છે. કદાચ એટલે જ પાંચમો 'નાટ્યવેદ' કહ્યો છે તે એક રીતે સાર્થક છે. ચિત્રપટની જેમ નાટક એની સંપૂર્ણ અખિલાઈથી અદ્દ્ભુત પ્રત્યક્ષતા ઊભી કરે છે એટલે જ વામને કહ્યું, 'સંદર્ભોમાં દશરૂપક ઉત્તમ છે.' (सन्दर्भेपु दशरूपकं श्रेयम् । तद् विचित्रं चित्रपटवत् विशेष-साफल्यात् ।) સંસ્કૃત કાવ્યશાસ્ત્રે તો નાટકને શ્રાવ્યથી અલગ દશ્યકાવ્યની કોટિમાં મૂક્યું છે અને પાત્રો અન્યોનાં આરોપણ સાથે આવતાં હોવાથી એને 'રૂપક' તરીકે ઓળખાવી એના દશ પ્રકાર પણ દર્શાવ્યા છે. પાછું કાવ્યોમાં નાટકને રમ્ય ગણ્યું છે (काव्येपु नाटकं रम्यं...).

નાટકને મંચ તરફ ખેંચવું કે નાટકને સાહિત્ય તરફ ખેંચવું એ નાટ્યવિષયનો વિવાદ રસપ્રદ રહ્યો છે. એરિસ્ટોટલ જેવાએ એમ કહ્યું કે મહાકાવ્યની પેઠે દુ:ખાન્ત નાટક અભિનય વિના પણ પ્રભાવ પાડી શકે છે. એરિસ્ટોટલના 'પોએટિક્સ'નો ઇટાલિયન ભાષામાં અનુવાદ કરનાર સોળમી સદીના લોદોવિકો કાસ્તેલવેત્રો (Lodovico Castelvetro)એ વાંધો લીધો કે બંનેનો સમાન પ્રભાવ હોઈ જ ન શકે. કારણ, નાટકની પ્રસ્તુતિ શિક્ષિત-અશિક્ષિત સર્વને સ્પર્શે છે, જ્યારે નાટકનું વાચન એ કેવળ શિક્ષિતને સ્પર્શે છે. નાટક મંચ માટે જ છે અને તેથી કોઈ પણ નાટ્યસિદ્ધાન્તની મુલવણી એને આધારે જ થવી જોઈએ.

આમ, એક બાજુ નાટકના મૂળ પાઠની તરફેણ અને બીજી બાજુ એની પ્રસ્તુતિની તરફેણ દ્વારા બે સંપ્રદાયો ઊપસ્યા. કેટલાકે નાટકના મૂળ પાઠની તરફેણ કરી. ગોટહોલ્ટ લેસિંગે કહ્યું કે મંચતંત્ર પર દશ્યસજ્જા પર ભાર મૂકવો એ ઉચ્છૃંખલતા અને અનિયંત્રિત પ્રેક્ષાગૃહવાદ છે. પાઈ (Pye)એ કહ્યું કે શ્રેષ્ઠ કરુણાન્ત નાટક બંધ ઓરડામાં વાંચીએ તો પણ સમર્થ રીતે પ્રભાવિત કરી શકે છે. ચાર્લ્સ લેમ્બે કહ્યું કે શ્રેષ્ઠ નાટ્યરચનાનું મંચન અશક્ય છે. મંચન નાટકને સામાન્ય કોટિએ ઉતારી મૂકે છે. વળી મહાન નાટક અભિનયની અપેક્ષા નથી રાખતું તેમજ વાક્સિદ્ધ નાટકકારોની પ્રતિભાના સ્પર્શથી જે વસ્તુઓ આકર્ષક બને, તે વસ્તુઓ પ્રત્યક્ષ જોવાથી એટલી આકર્ષક નથી લાગતી-જેવા અભિપ્રાયો પણ ઉચ્ચારાયા. સંસ્કૃત નાટ્યશાસ્ત્રના મહત્ત્વના સિદ્ધાન્તકાર ધનંજયના 'શૃંગારપ્રકાશ'માં પણ સ્પષ્ટપણે કહેવાયું કે અભિનેતાઓ કરતાં કવિઓનું અને અભિનય કરતાં કાવ્યનું હું વધુ મૂલ્ય આંકું છું (अतो अभिनेतृभ्य: कवीनेव वहु मन्यामहे अभिनयेभ्यश्च काव्यमेवेति ।)

આ બાબતમાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રના મહિમ ભટ્ટ કંઈક અંશે દિશા સૂચવી શકે એમ છે. મહિમ ભટ્ટ કહે છે કે અનુભાવ-વિભાવના વર્ણનથી કાવ્ય કહેવાય, પણ એનો પ્રયોગ તે નાટ્ય છે (अनुभावविभावानां वर्णना काव्यमुच्यते । तेपामेव प्रयोगस्तु नाट्यं...) નાટકનો મૂળ પાઠ સાહિત્ય છે, કાવ્ય છે; મૂળ પાઠનો પ્રયોગ એ નાટક છે. કાવ્યને અભિનયની સહાય મળતાં એ નાટક બને છે. ભરતે પણ રૂપકના મૂળ પાઠને કાવ્ય અને અભિનીત પાઠને નાટક કહી એની સમતુલા જાળવી છે. આથી નાટકક્ષેત્રે પાઠસમીક્ષા અને રંગસમીક્ષા જેવી સંજ્ઞાઓ વિવેચનની બે જુદી દિશાઓ સૂચવે છે.



## ભીષ્મ તણી કાયાની જેવું ?

કવિ કહે કે ધરા ઉપર અહીં જન્નત ભવ્ય નજારા,
કદમ કદમ પર મોંઘાં મસ્તક વાવ્યાં અમે હજારાં !
કહેવાતું કે અહીં અવતરવા દેવો થતા અધીર,
ચીસ-નિસાસાના ટોળામાં હીબકે આજ સમીર !
દેવદારુ-શંકુના તરુની ટોચ દીસે અણિયાળી,
શકે મિસાઈલ ખડાં કર્યાં જે પલમાં નાખે બાળી !
નદીકિનારા વચ્ચે વ્હેતાં ખળખળ શીતલ નીર,
નિર્દોષ અંગનું વ્હેતું ભેળું હોઈ શકે રુધિર ?
નિદ્રાને દઈ દેશવટો અહીં પલપલ કંપે પ્રાણ,
મોડીવ્હેલી મળે મોતની જો મહેફિલ તો માણ !
ઇચ્છા ને અરમાનો કેરા સળગે હરદમ છાના ધૂપ,
'કરો મંત્રણા'-કહેતી ડાહી દુનિયા જોતી ચૂપ !
તમે કહો કાશ્મીર રાષ્ટ્રનું ઉન્નત અંગ અભિન્ન,
ભીષ્મ તણી કાયાની જેવું એ સોંસરવું છિન્ન ?

ભાનુપ્રસાદ પંડ્યા



મૃત્યુ માટે હું થોભી શકી નહીં. એટલે
એ જ કૃપા કરી થોભ્યું મારે કાજ.
બગીમાં અમે બે જ સમાયાં
હું અને અમરત્વ.

નિરાંતે હંકારતાં હતાં અમે
ન કો ઉતાવળ હતી એને.
અને મેં,-
એના મૈત્રીભાવને માન્ય ગણી
જતો કર્યો સમસ્ત મારો શ્રમ
અને મારી નવરાશ પણ.

વટાવી અમે એ નિશાળ,
જ્યાં કૂંડાળામાં શિશુઓ
કરતાં'તાં કુસ્તીના ખેલ.

વટાવ્યાં અમે એ ખેતરો
જેમાં દાણાઓ મીટ માંડી જોતા હતા.
આથમતો સૂર્ય ઓળંગી ગયાં.

અટક્યાં અમે એ ઘરની સામે
જે ભૂમિનો ઊપસેલો ભાગ જ જાણે.
છાપરું તો નજરે પડતું ન'તું.
એની કાંગરી હતી માત્ર પાળો.

ત્યારથી તો સૈકાઓ વીતી ગયા.
પણ સદીઓ બધી મને લાગે ટૂંકી
સરખાવું જ્યારે એ દિનની સાથે
જ્યારે પહેલવહેલી થઈ ઝાંખી મને,
શિર અશ્વોનાં છે શાશ્વતની પ્રતિ.

એમિલી ડિકિન્સન / અનુ. ધનવન્તી

Uddesh (A literary, cultural monthly) September 2001 ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No 188 R No GUJ 156/2001

શરીરને કંકણની ઉપમાં આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે
તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નભી શકે.

મહાત્મા ગાધી (ગગાબનને પત્રો તા ૮ ૫ ૩૧)



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક ત્રીજો ઑક્ટોબર : ૨૦૦૧

તંત્રી
રમણલાલ જોશી

## ૧૩૫



# ઉદ્દેશ

વર્ષ : બારમું   અંક : ત્રીજો   સળંગ અંક : ૧૩૫

અનુક્રમ : ઑક્ટોબર ૨૦૦૧




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩


## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોંટેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૫૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન . ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સ્થળે મળશે.

ઉદ્દેશ

ઑક્ટોબર ૨૦૦૧

સર્વભાષા સરસ્વતી



# માણ્યું તેનું સ્મરણ કરવું.....

અમારે જૂના વડોદરા રાજ્યનાં પ્રજાજનોને માટે (વતન વડનગર) વડોદરા નજીક, અમદાવાદ દૂર. એટલે વડોદરા કૉલેજમાં પ્રવેશ મેળવ્યો. એ વખતે અમારા પ્રિન્સિપાલ અંગ્રેજ હતા. નામ પી. સી. રોમાન્સ. રહેવાનું મેં ન્યૂ રેસિડન્સી હૉસ્ટેલમાં રાખેલું. કૉલેજની અને હૉસ્ટેલની પ્રવૃત્તિઓમાં રસ લેતો. એ નિમિત્તે પી. સી. રોમાન્સના પરિચયમાં આવવાનું પણ બનેલું. પછી જ્યારે તે ઇંગ્લૅન્ડ ગયા ત્યારે મને એક ટેસ્ટિમોનિયલ આપેલું. તેમનો મારા માટેનો ભાવ એમાં પ્રતિબિંબિત થયેલો....મેં એ કાળજીપૂર્વક સાચવેલું. ઇંગ્લૅન્ડ ગયા બાદ પત્રથી મળવાનું બનતું. તેમનો એક પત્ર પણ મને મળેલો...

કૉલેજમાં વિવિધ પ્રવૃત્તિઓ કરતો. અમારી પિલવાઈની શેઠ જી. સી. હાઈસ્કૂલના શિક્ષકોએ સાહિત્યનો ખૂબ રસ લગાડેલો. એક વાર કાકા કાલેલકરનું જાહેર વ્યાખ્યાન સાંભળવા ગયો ત્યારે તે જ દિવસે પિતાશ્રીએ મનીઑર્ડરથી ખર્ચના પૈસા મોકલેલા. વ્યાખ્યાન સાંભળવામાં એટલો તલ્લીન બન્યો કે ગજવામાંથી કોઈ પાકીટ કાઢી ગયું ! મનમાં પંક્તિ યાદ આવી ગઈ...હરિવર મુજને હરી ગયો. પછી ટ્યૂશન કરી એ રકમ કમાઈ લીધી.

કૉલેજના ગુજરાતી સાહિત્ય મંડળનો મંત્રી હતો ત્યારે એક વાર ઉમાશંકર જોશીને વાર્તાલાપ માટે બોલાવી લાવેલો. તેમણે જે વાર્તાલાપ આપ્યો એ ઉપરથી, બરોડા કૉલેજ મૅગેઝીનમાં 'મધુર સ્મરણ' નામે લેખ લખેલો. મૅગેઝીનની નકલ પણ ઉમાશંકરને પાછળથી મોકલી આપેલી. તેમણે એક પોસ્ટકાર્ડ લખી મને જણાવ્યું કે "તમે ભાવપૂર્વક લખ્યું છે. એમાં શબ્દોથી હું શો ઢોળ ચઢાવું ?"

પછી એક મિત્રે ઉમાશંકરના 'નિશીથ' કાવ્યસંગ્રહના એક કાવ્યના અર્થઘટન સંબંધે એમની સાથે પત્રવ્યવહાર કરેલો. ઉમાશંકરે એમને કિશનસિંહ ચાવડાના 'સાધના પ્રેસ'માં મળવા બોલાવેલા. મિત્ર થોડુંક ઓછું સાંભળતા હોવાથી હું તેમની સાથે ગયેલો. થોડા સમય બાદ સુન્દરમે મને શ્રી અરવિંદની 'ફ્યૂચર પોએટ્રી' લેખમાળા વાંચી જવા સૂચવેલું. (એ વખતે એ ગ્રંથસ્વરૂપે પ્રગટ થઈ ન હતી) અને એની ટાઈપ નકલ ઉમાશંકર પાસેથી મેળવવા જણાવેલું. મેં ઉમાશંકરને અમદાવાદ પત્ર લખ્યો. તેમણે અમુક દિવસે 'સંસ્કૃતિ'ના કામ માટે પોતે વડોદરા આવનાર છે, ત્યારે એ લઈ આવશે એમ જણાવ્યું. હું ગયો. તેમણે સૌપ્રથમ મારી બી.એ.ના છેલ્લા વર્ષની પરીક્ષા ક્યારે છે, અને અભ્યાસ શો છે એની વાત કરી. પરીક્ષા પછી આ બધું વાંચવું એવી સલાહ આપી. તેમણે કંઈક આવું કહ્યું, "પરીક્ષા વખતે, કોઈ કવિ હોય તો, એને કાવ્યો લખવાનાં ... છે ! અભ્યાસક્રમ સિવાયનું વાંચવાની ઇચ્છા જાગે છે. હમણાં તમારે આ લેખો વાંચવા જ હોય તો, અભ્યાસમાં ઉપકારક નીવડે એ જ વાંચો, બાકીના નિરાંતે, પરીક્ષા પછી, વેકેશનમાં વાંચજો." 'ફ્યૂચર પોએટ્રી'ની ટાઈપ નકલ લઈને હું હૉસ્ટેલમાં આવ્યો.

૧૯૫૧માં સુન્દરમનો 'યાત્રા' કાવ્યસંગ્રહ પ્રગટ થયો. આ સમયગાળામાં સુન્દરમ્ સાથે ગુજરાતમાં થોડો પ્રવાસ કરવાનું પણ બનેલું. 'યાત્રા'નાં થોડાં કાવ્યો એમની પાસે જ વંચાવેલાં. હું 'યાત્રા'મય હતો. મારા વતન વડનગરથી, 'યાત્રા'ની કવિતા-નામે લેખ લખી 'સંસ્કૃતિ' માટે મોકલ્યો - અલબત્ત, સંકોચ સાથે. આ પહેલાં મારો કોઈ લેખ 'સંસ્કૃતિ'માં છપાયો ન હતો. ઑગસ્ટ ૧૯૫૨ના 'સંસ્કૃતિ'માં એ છપાયો. આ જ અંકમાં રા. વિ. પાઠક, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ઈશ્વર પેટલીકર, ગુલાબદાસ બ્રોકર, નિરંજન ભગત વગેરેના લેખો છે અને આ જ અંકમાં ઉમાશંકરનાં 'ગયાં વર્ષો-' અને 'રહ્યાં વર્ષો તેમાં-' એ કાવ્યો છપાયાં છે. વડનગરના સરનામે તેમણે મને પત્ર અને અંક મોકલી આપ્યા. તેમણે મને વિવેચનક્ષેત્રે વિશેષ સઘન કાર્ય કરવાની પ્રેરણા આપી. તેમનો આ પત્ર તો મારા માટે વિવેચનની દીક્ષા બની ગયો. હજુ મેં એમ.એ.ની પરીક્ષા આપી નહોતી. પરીક્ષા પૂર્વે ચારેક મહિના વાંચવા માટે અમદાવાદ આવ્યો. પ્રીતમનગરમાં પેઇંગગેસ્ટ તરીકે રહું. કોઈ કોઈ વાર ઉમાશંકરને ચોકસીનિવાસના

તેમના નિવાસસ્થાને મળું. અભ્યાસ અંગે પણ તેમની સાથે વાત થાય. ઘણુંખરું રાત્રે જતો. ઉમાશંકર જમી પરવારીને બેઠા હોય અને રેંટિયો કાંતતા હોય અને 'સરસ્વતીચંદ્ર' વિશે વાત કરતા હોય એ દૃશ્ય આજે પણ મનશ્ચક્ષુ સમીપ તરવરે છે ! ઘેર જઈને, ઉમાશંકરે જે કહ્યું હોય તે બધું ઉતારી લેતો. એ બધી નોંધો મેં જતનપૂર્વક જાળવી છે પાછળથી 'સરસ્વતીચંદ્ર' ભણાવતાં અને પીએચ.ડી.ના અભ્યાસપ્રસંગે મને એ ઉપકારક થયેલી. એમ.એ.ની પરીક્ષા આપી, યુનિવર્સિટીમાં ગુજરાતીમાં પ્રથમ આવ્યો. કૉલેજમાં વ્યાખ્યાતાની નોકરી મને મળતી હતી. પણ એવામાં ઉમાશંકર યુનિવર્સિટીમાં ગયા છે એવું જાણ્યું. યોગાનુયોગ 'રિસર્ચ ફેલો'ની જાહેરખબર આવી. કૉલેજમાં અધ્યાપક થવા કરતાં યુનિવર્સિટીમાં ઉમાશંકરનું સાંનિધ્ય મળે તો કેવું સારું એવી લાગણી હતી ! અરજી કરી. ઇન્ટરવ્યુ થયો. આ ગ્રેડ નાનો હોવાથી ઉમાશંકરે ઇન્ટરવ્યુમાં જ મને વ્યાખ્યાતા થવાની સલાહ આપી. મારો એક જ જવાબ : "ભણાવવા પહેલા ભણવું છે, અને તેય શક્ય હોય તો તમારી પાસે." પછી તો નિમણૂક થઈ, પરંતુ જે દિવસે મેં ચાર્જ લીધો તે દિવસે ઉમાશંકરને અચાનક મુંબઈ યુનિવર્સિટીની એક મીટિંગમાં જવાનું થયેલું. મારા માટે પત્ર મૂકતા ગયા હતા (તા. ૨૦-૮-૧૯૫૪). એમાં મારા માટેની વિગતવાર સૂચનાઓ લખેલી હતી - મારે શું ભણાવવાનું છે, બીજું શુ કામ કરવાનું છે ? વગેરે બાબતો વિશે તેમણે લખ્યું હતું.

વર્ષો પહેલાં અમદાવાદમા આકાશવાણીનું કવિસંમેલન હતું. કૃષ્ણલાલ શ્રીધરાણી એ માટે દિલ્હીથી આવેલા. કવિસંમેલન અખંડ આનંદ હૉલમાં હતું. એ પૂરું થયા પછી ગાડીમાં ઘરે જવા નીકળ્યા. હું ઉમાશંકરની બાજુમાં જ રહેતો હતો, તેમણે સાથે આવવા કહ્યું. ગાડીમાં ઉમાશંકર, શ્રીધરાણી, ઝીણાભાઈ દેસાઈ, નંદિનીબહેન અને હું બેઠાં હતાં. ઉમાશંકર મારી પાસે બેઠેલા. તેમણે હાથ એવી રીતે રાખેલો કે ચાર આંગળીઓ બારીની બહાર હતી અને અંગૂઠો બારણાને અડેલો હતો. મને ખ્યાલ નહિ અને દરવાજો બંધ કર્યો. ઉમાશંકરની આંગળી સહેજ પિલાઈ. તેમણે કહ્યું, "અરે ભાઈ..." હું ખૂબ અસ્વસ્થ બની ગયો. એ વખતે શ્રીધરાણીએ એક વાક્ય કહેલું : "ઉમાશંકર, તમે શારીરિક ચેતનામાં રહેતા લાગતા નથી, કેવી સ્વસ્થતાથી તમે બોલતા હતા !" પછી તો તરત બરફ઼ ઘસી શકાય એ માટે અમે ગાડી ભદ્રના વાડીલાલ સોડા ફાઉન્ટનમાં લીધી. ઉપર બેઠા. મારી ચિંતા અને પશ્ચાત્તાપ જોઈ ઉમાશંકરે આંગળી બતાવી કહ્યું કે કશુંય ખાસ છે જ નહિ. પછી તો અમે બધાંએ આઇસ્ક્રીમ ખાધો, પૈસા ઉમાશંકરે આપેલા ! એક વાર ભવનમાંથી બસમાં બેસી અમે નેશનલ બિબ્લિયોગ્રાફીના કામ માટે ગૂજરાત વિદ્યાપીઠ જતા હતા. વર્ગ છૂટેલો એટલે અમારા બધા વિદ્યાર્થીઓ પણ એ જ બસમાં ચડ્યા. ઉમાશંકરે લગભગ આખી બસની ટિકિટો કઢાવેલી !

શ્રી ભૃગુરાય અંજારિયા ઉમાશંકરના માર્ગદર્શન હેઠળ 'કાન્ત' ઉપર પીએચ.ડી. કરવા અમદાવાદ આવેલા. એ દિવસોમાં યુનિવર્સિટી સામેની લૉનમાં ઉમાશંકરભાઈ, નિરંજન ભગત, અંજારિયા અને હું બેસતા અને કલાકો સુધી સાહિત્યગોષ્ઠિ ચાલતી. એ સ્મરણો કેવાં તો સુખદ છે !

૧૯૬૦ના ફેબ્રુઆરીમાં તે દિલ્હી જઈ આવેલા. એ સમયે ક્રુશ્ચોફ દિલ્હી આવેલા ત્યારે તેમના માનમાં જવાહરલાલજીએ ભોજનસમારંભ યોજેલો. ઉમાશંકરને પણ નિમંત્રણ મળેલું. જવાહરલાલે ક્રુશ્ચોફને ઉમાશંકરનો પરિચય કરાવ્યો. એ દિવસોમાં રશિયાએ રૉકેટ છોડેલું. ઉમાશંકરે ક્રુશ્ચોફને કહ્યું કે "Devising rockets to reach the human heart..." - માનવહૃદય સુધી પહોંચવાનાં રોકેટને યોજી રહ્યો છું !

એક વાર ઉમાશંકરના રૂમમાં બેઠો હતો ત્યારે મુખ્ય પ્રધાનના સેક્રેટરીનો ફોન આવ્યો. એ વખતે મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજ મહેતા હતા. ઉમાશંકરે થોડીક ક્ષણો ફોન પકડી રાખ્યો. પણ મુખ્ય પ્રધાને વાત કરી નહીં. ઉમાશંકરે ફોન મૂકી દીધો. થોડી મિનિટો પછી સેક્રેટરીનો ફોન આવ્યો. ડૉ. જીવરાજ મહેતા કોઈ આકસ્મિક કારણોસર વાત કરી શક્યા નહીં એમ સેક્રેટરીએ કહ્યું. ઉમાશંકરે જવાબ આપ્યો : "મુખ્ય પ્રધાનને જેમ કામ હોય છે તેમ બીજાને પણ કામ હોય." એ પછી ડૉ. જીવરાજ મહેતાએ એમની સાથે વાત કરી. સૌપ્રથમ વિલંબ થવા માટે ક્ષમાયાચના કરી. ઉમાશંકરે સુજનતાપૂર્વક જવાબ આપ્યો, અને એમના સ્નેહ-ભાવ માટે આનંદ વ્યક્ત કર્યો.

આવાં તો અનેક સ્મરણો સ્મૃતિપટ પર આવે છે. પણ હવે બીજી કોઈ વેળા વાત.

**રમણલાલ જોશી**

તંત્રી

## પ્રશિષ્ટ પરંપરાના કવિ અને કેડિલા હેલ્થકેર લિ.ના અધ્યક્ષ શ્રી રમણભાઈ પટેલનું દુઃખદ અવસાન

શ્રી રમણભાઈ પટેલ વડોદરા કૉલેજના મારા સહાધ્યાયી મિત્ર હતા. આમ તો તે વિજ્ઞાનશાખાના વિદ્યાર્થી, પણ અમારી વચ્ચેનો સેતુ કવિતા. અભ્યાસકાળથી એ કાવ્યો લખતા. મેં તેમનું 'ત્રિમૂર્તિ' 'બરોડા કૉલેજ મેગેઝીન'માં પ્રગટ કરેલું. પછી અવારનવાર મળવાનું બનતું. તેમનાં કાવ્યોનો સંગ્રહ પ્રગટ કરવા સતત આગ્રહ કરતો. છેવટે તેમણે એ પ્રકાશિત કર્યો. એનો વિમોચનસમારંભ તેમના નિવાસસ્થાને 'શ્રી ઉદ્યાન'માં ૧૯૯૯ના ઑક્ટોબરમાં સાંજે સાત વાગ્યે યોજાયો હતો. કાવ્યસંગ્રહ 'પ્રતીતિ'નું વિમોચન શ્રી સુરેશ દલાલે કર્યું અને અતિથિવિશેષ તરીકે શ્રી રઘુવીર ચૌધરીએ વક્તવ્ય આપેલું. પ્રમુખસ્થાનેથી મેં તેમની સાથેનાં અભ્યાસકાળનાં સંસ્મરણો આપી, તેમના કવિ-વ્યક્તિત્વનો પરિચય કરાવ્યો. શ્રી રમણભાઈ પહેલેથી ખૂબ ભાવનાશાળી અને મધુર વ્યક્તિત્વવાળા હતા. તેમનાં કાવ્યોમાં પ્રશિષ્ટ પરંપરાગત છંદોવિધાન અને અનાયાસ ભાષાશૈલી ભાવકહૃદયને ઊંડાણથી સ્પર્શે છે. અને સ્વદેશભક્તિનો તાર પણ સ્થળે સ્થળે રણઝણી રહ્યો છે. કવિતાનું જીવાતુભૂત તત્ત્વ એ લય છે. કવિની લય-સૂઝ અને લયાન્વિત વાણી હૃદયસ્પર્શી નીવડે છે. કવિતા, કવિની દૃષ્ટિએ તો, 'પ્રણયસફરે કૈંક ઝરણાં' છે. 'આ...જાગતિક ક્રંદનેય સ્થિર જ્યોતિ ઉત્ક્રાન્તિની'માં એમની અનર્ગલ શ્રદ્ધા જીવન અને કવિતાકલા પ્રત્યેના અભિગમને સ્પષ્ટ કરે છે. સંગ્રહની પ્રસ્તાવનામાં શ્રી મકરન્દ દવેએ એ ગીતના લયકિલ્લોલની તારીફ કરી હતી અને આ કાવ્યોની આંતરિક ભૂમિમાં તપસ્વિની તાપીનાં શાંત જળ વહેતાં દેખાયેલાં. વિમોચનસમારંભમાં પ્રાસંગિક પ્રવચનો ઉપરાંત કાવ્યપઠન અને ગીતસંધ્યાનો સુંદર કાર્યક્રમ પણ યોજાયેલો એનું સ્મરણ થાય છે.

શ્રી રમણભાઈ અગ્રણી ઉદ્યોગપતિ બન્યા અને ફાર્માસ્યુટિકલ રિસર્ચ અને શિક્ષણ ક્ષેત્રે નોંધપાત્ર અર્પણ કર્યું. રાજ્ય અને રાષ્ટ્રીય સ્તરની અનેક સંસ્થાઓ સાથે તે સંકળાયેલા હતા. ભારતીય ફાર્માસ્યુટિકલ ક્ષેત્રનાં મહત્ત્વનાં સ્થાનો તેમણે શોભાવ્યાં અને સ્વાભાવિક છે કે તેમને અનેક એવૉર્ડ મળેલા. પરંતુ તેમનો પ્રથમ પ્રેમ સાહિત્ય અને કવિતા હતો. ૧૯૯૦માં મેં 'ઉદ્દેશ' નામે સાહિત્ય અને જીવનવિચારનું માસિક શરૂ કર્યું ત્યારે તેમણે કહ્યા પ્રમાણે સતત સક્રિય સહાય કરતા રહ્યા. તેમના અવસાનથી 'ઉદ્દેશ' પરિવારને પણ ન પુરાય એવી ખોટ પડી છે.

તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની તારાબહેનને, ચિ. પંકજને, પુત્રીઓ રીટા, આરતી અને ગિરાને શક્તિ અર્પે અને આ સન્મિત્રના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## આઈ. એન. ટી. તરફથી બાલાશંકર કંથારિયા પારિતોષિક

મુંબઈની ખ્યાતનામ સંસ્થા આઈ. એન. ટી. તરફથી સને ૨૦૦૦ અને ૨૦૦૧નાં વર્ષો દરમ્યાન પ્રકાશિત થનાર ઉત્તમ ગઝલસંગ્રહને બાલાશંકર કંથારિયા પારિતોષિકથી સન્માનિત કરવામાં આવનાર છે. સૌ પ્રકાશકોને આ વર્ષો દરમ્યાન પ્રકાશિત થયેલા ગઝલસંગ્રહની બે પ્રતો ઇન્ડિયન નેશનલ થિયેટર, ૧૯/૨૧, બૉમ્બે મ્યુચ્યુઅલ ચેમ્બર્સ, હમામ સ્ટ્રીટ, ફૉર્ટ, મુંબઈ - ૪૦૦ ૦૦૧ને મોકલી આપવા વિનંતી કરવામાં આવી છે.

## મેઘાણીનું લોકસાહિત્યવિવેચન રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઉપલબ્ધ બનશે

શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'ના પ્રમુખસ્થાને સ્થપાયેલા શ્રી મેઘાણી લોકવિદ્યા સંશોધન ભવનની સામયિક જોગ યાદીમાં ડૉ. હસુ યાજ્ઞિકે જણાવ્યું છે કે એ સંસ્થાએ શ્રી મેઘાણીના 'લોકસાહિત્યનું સમા-લોચન' અને 'લોકસાહિત્ય પગદંડીનો પંથ'નું હિન્દી

ભાષાન્તર જાણીતા વિદ્વાન અને અકાદમી પ્રમુખ ડૉ. ભોળાભાઈ પટેલના માર્ગદર્શનમાં તૈયાર કરાવી પ્રગટ કર્યું છે. તેનું અંગ્રેજી ભાષાન્તર વિશ્વવિખ્યાત 'ફિનિશ યુનિવર્સિટીના ફોકલૉરના ભૂતપૂર્વ પ્રાધ્યાપક, ઈન્ડિયન ફોકલૉર કન્ગ્રેસના પ્રમુખ અને કેન્દ્ર સરકારના મ્હૈસૂર ખાતેની ભારતીય ભાષા સંસ્થાના ફોકલૉર યુનિટના વડા ડૉ. જવાહરલાલ હાંડૂના માર્ગદર્શનમાં તૈયાર થઈ રહ્યું છે. આ સાથે આ સંસ્થાએ દક્ષિણની કૂકણી બોલીની આદિવાસી કથાઓ તથા બગડાવતના સમીક્ષિત પાઠનું ડૉ. શાંતિભાઈ આચાર્યનું સંપાદન, રૂપાંદે-માલદે-કથાની આદિવાસી અને સૌરાષ્ટ્રીય પરંપરાઓનું ડૉ. ભગવાનદાસ પટેલ અને ડૉ. બલવંત જાનીકૃત સંપાદન પ્રગટ કર્યું છે. કૂકણી રામકથા-સં ડાહ્યાભાઈ વાઢુ, બારામતી સંપ્રદાય-સં. ડૉ. નાથાલાલ ગોહીલ, ભૂવાસંસ્થા-સં. મનોજ રાવલ અને ડૉ. ફારૂક શાહ તથા કૂકણી અને આદિવાસીઓની ડૉ. શાંતિભાઈ આચાર્ય સંપાદિત કણસલી દેવીની કથા અને આદિવાસી અંત્યેષ્ટિ વિધિ અને આખ્યાનો પ્રગટ થશે.

આ સંસ્થાનાં પ્રકાશનો ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧માંથી મળે છે.

## વિવિધ ગુજરાતી સામયિક વાચક મિલાપોનું આયોજન

શ્રી જિતેન્દ્ર બ્રહ્મભટ્ટ લખી જણાવે છે કે તા. ૨-૧૨-૨૦૦૧ના રોજ 'અખંડ આનંદ'ના તંત્રી દિલાવરસિંહજી જાડેજાના અધ્યક્ષપદે અખંડ આનંદ વાચકમિલન, તા. ૯-૧૨-૨૦૦૧ના રોજ ત્રૈમાસિક 'પ્રત્યક્ષ'ના સંપાદક રમણ સોનીના અધ્યક્ષપદે પ્રત્યક્ષ વાચક-મિલન, તા. ૧૬-૧૨-૨૦૦૧ના રોજ ત્રૈમાસિક 'નાટક બૂટ્રેટી'ના સંપાદક હસમુખ બારાડીના અધ્યક્ષપદે 'નાટક બૂટ્રેટી' વાચકમિલન, તા. ૨૩-૧૨-૨૦૦૧ના રોજ ત્રૈમાસિક 'ખેવના'ના તંત્રી સુમન શાહના અધ્યક્ષપદે 'ખેવના' વાચકમિલન અને તા. ૩૦-૧૨-૨૦૦૧ના રોજ દ્વૈમાસિક 'વિચારવલોણું'ના તંત્રી સુરેશ પરીખના અધ્યક્ષપદે વિચારવલોણું વાચકમિલન યોજવામાં આવ્યું છે. આ મિલનો રવિવારે ૧૦ થી ૧૨, ગોવર્ધન સ્મૃતિ મંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદ, ટાઈમ્સ ઑફ ઈન્ડિયા પાછળ, આશ્રમ રોડ, અમદાવાદ ખાતે યોજાશે. રસ ધરાવનાર સૌએ હાજર રહેવું.

## કવિશ્રી સિતાંશુ યશશ્ચંદ્રનું કાવ્યપઠન

કમળાશંકર પંડ્યા ફાઉન્ડેશન - ફેકલ્ટી ઑફ પરફૉર્મિંગ આર્ટ્સ અને હોટલ સ્ટેટ્સના ઉપક્રમે વડોદરાના મ. સ. વિશ્વવિદ્યાલયના સેનેટ હૉલમાં કવિશ્રી સિતાંશુ યશશ્ચન્દ્રના કાવ્યપઠનનો કાર્યક્રમ તા. ૨૮-૮-૨૦૦૧ ને રવિવારે સવારે ૧૦ વાગ્યે યોજાયો હતો.

## અવંતિ દવે સ્મૃતિગ્રંથ

તા. ૧૭ ઑગસ્ટ ૨૦૦૧ના રોજ જાણીતા સાહિત્યકાર અને પત્રકાર અવંતિ દવેનું અવસાન થતાં તેમની અપ્રગટ કૃતિઓ, પત્રો અને સંસ્મરણોનો મૂલ્યાંકન ગ્રંથ તેમની સ્મૃતિમાં પ્રગટ કરવાનું આયોજન થયું છે. તો તે અંગેનું લખાણ કે માહિતી તા. ૩૦-૧૧-૨૦૦૧ સુધીમાં આ ગ્રંથના સંપાદકો શ્રી જયંતિ એમ. દલાલ, ૧૦૩, 'અનુરાધા', ઇર્લા બ્રિજ, એસ. વી. રોડ, અંધેરી (વે.), મુંબઈ - ૪૦૦ ૦૫૮, અને શ્રી નરેન્દ્ર પટેલ, ૧/૧૦૪, 'રામનગર', પાટકર કૉલેજ સામે, એસ. વી. રોડ, ગોરેગાંવ (વે.) મુંબઈ - ૪૦૦ ૦૬૨ને મોકલી આપવી.

## કડીમાં યોજાયેલા વિવિધ સાહિત્યિક કાર્યક્રમો

ગુજરાતી સાહિત્યમાં લઘુકથાના પ્રણેતા અને કડી સર્વ વિદ્યાલયના પૂર્વ આચાર્ય શ્રી મોહનલાલ પટેલને ૭૫ વર્ષ થતાં તેમનું અમૃત પર્વ કડીના સાહિત્યવર્તુળ તરફથી તા. ૧૬ જુલાઈ ૨૦૦૧ના રોજ કડી ખાતે ઊજવાયું હતું. આ સમારંભનું આયોજન સાહિત્ય-વર્તુળના મૅનેજિંગ ટ્રસ્ટી શ્રી રામજીભાઈ કડિયાએ કર્યું હતું અને સર્વશ્રી ભગવત સુથાર, દિલીપ રૉય વગેરેએ સભા-સંચાલન કર્યું હતું.

## વિમલ પ્રકાશન ટ્રસ્ટનું નવું સરનામું

વિમલ પ્રકાશન ટ્રસ્ટનું નવું સરનામું નીચે મુજબ છે :

વિમલ પ્રકાશન ટ્રસ્ટ
'સંતકૃપા',
૧૦૩, પહેલા માળે, રત્નમ્ ટાવર,
ચીફ જસ્ટિસના બંગલાની પાછળ,
જજિઝ બંગલા રોડ, બોડકદેવ,
અમદાવાદ - ૩૮૦ ૦૧૫.

**શ્રી દિલીપ રાણપુરાને રૂરલ રિપોર્ટિંગ માટે એવૉર્ડ**

પ્રતિષ્ઠિત દૈનિક 'ધ સ્ટેટ્સમૅન' તરફથી ૨૦૦૦ની સાલનો રૂરલ રિપોર્ટિંગ એવૉર્ડ પ્રસિદ્ધ લેખક શ્રી દિલીપ રાણપુરાને એનાયત થયો છે. તેમણે ઝાલાવાડની પાણીની સમસ્યાઓ વિશે અને તે સમસ્યાઓના ઉકેલ વિશે જનસત્તા-લોકસત્તામાં લખેલા લેખો માટે આ એવૉર્ડ આપવામાં આવ્યો છે. શ્રી દિલીપ રાણપુરાને અભિનંદન.

**ભૂલસુધાર**

'ઉદ્દેશ'ના સપ્ટેમ્બર ૨૦૦૧ના અંકમાં ૭૯મા પાને છપાયેલા શ્રી કિસન સોસાના 'તાન્કા'માં "વ્હે જાતા વરણાગી'માં 'જાતા'ને બદલે 'જાન' વાંચવું. એ જ રીતે તેમની ગઝલ 'ઇયળને' (પૃ. ૫૦)માં 'પછી પાઠ્ય-પુસ્તક ધર્યું છદ્મ છોગું'માં 'પછી'ને બદલે 'પઢી' વાંચવું.

એ જ અંકમાં શ્રી લાભશંકર પુરોહિતના 'પારાશર્યનો ગીતવિશેષ' લેખમાં નીચે પ્રમાણે ભૂલો સુધારી લેવા વિનંતી છે.

| પૃ. | પંક્તિ | અશુદ્ધ પાઠ | શુદ્ધ પાઠ |
|---|---|---|---|
| ૪૬ | ૫ | શ્રાવણો વાવ્યા | શ્રવણો વાળ્યાં |
| ૪૬ | ૩૧ | અધ્યાત્મક-ભક્તિ | અધ્યાત્મ-ભક્તિ |
| ૫૦ | ૧૪ | ઊભરતી | ઊઝરતી |
| ૫૧ | ૧૬ | નિમુબાઈ, મારાં... છૂટાં... | નિમુબાઈ મારાં, છૂટાં. |

ઉપર્યુક્ત મુદ્રણદોષો માટે ક્ષમાયાચના.



## સાભાર સ્વીકાર

સાહિત્ય અકાદમી (રવીન્દ્ર ભવન, ૩૫, ફીરોજશાહ રોડ, નવી દિલ્હી - ૧૧૦ ૦૦૧)નાં :

**આરણ્યક** : લે. બિભૂતિભૂષણ બંદોપાધ્યાય, અનુ. ચન્દ્રકાન્ત મહેતા, કિં. રૂા. ૧૪૦/-; **જોગાજોગ** : લે. રવીન્દ્રનાથ ઠાકુર, અનુ. શિવકુમાર જોષી, કિં. રૂા. ૧૨૦/-; **અંધ દિગંત** : લે. સુરેન્દ્ર મહાન્તી, અનુ. રેણુકા સોની, કિં. રૂા. ૧૪૦/-; **કબીર વચનાવલી** : અનુ. પિનાકિન ત્રિવેદી, રણધીર ઉપાધ્યાય, કિં. રૂા. ૨૦૦/-; **આધુનિક ગુજરાતી એકાંકીઓ** : સંપા. ઉત્પલ ભાયાણી, કિં. રૂા. ૧૨૦/-; **અજબ ગજબ ખજાનો** : લે. રમેશ પારેખ, કિં. રૂા. ૮૦/-; **ગુજરાતી લલિત નિબંધ સંચયન** : સંપા. ભોળાભાઈ પટેલ, કિં. રૂા. ૧૦૦/-; **ગુજરાતી પ્રતિનિધિ ગઝલો** : સંપા. ચિનુ મોદી, કિં. રૂા. ૯૫/-; **હજુ અમારાં વૃક્ષો દેહરામાં ઊગે છે** : લે. રસ્કિન બૉન્ડ, અનુ. રૂપા અ. શેઠ, કિં. રૂા. ૭૦/-.

સુમન બુક સેન્ટર (૮૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨ અને ૧૭૮૮/૧, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)નાં :

**ઊર્ધ્વોન્મેષ** : લે. ચન્દ્રકાન્ત દેસાઈ, કિં. રૂા. ૭૫/-; **અમારી અમેરીગલીમાં** : લે. ચન્દ્રકાન્ત દેસાઈ, કિં. રૂા. ૭૫/-; **ઉઘાડી રાખજો બારી** : લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂા. ૭૦/-; **ગુલાબ અને ગુલાલ** : લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂા. ૭૦/-; **સંબંધોની દુનિયા** : લે. ચંદુલાલ સેલારકા, કિં. રૂા. ૭૦/-.

પરિચય ટ્રસ્ટ (મહાત્મા ગાંધી મેમૉરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨)નાં :

**શ્રી વિવેકાનંદ રિસર્ચ એન્ડ ટ્રેઇનિંગ ઇન્સ્ટિટ્યૂટ** (પરિચય પુસ્તિકા નં. ૧૦૧૮) : લે. રજનીકુમાર પંડ્યા, કિં. રૂા. ૬/-; **બોન્સાઈ : વામનવૃક્ષ ઉગાડવાની કળા** (પરિચય પુસ્તિકા નં. ૧૦૧૯) : લે. જ્યોત્સ્ના તન્ના, કિં. રૂા. ૬/-; **આપણા સ્મૃતિગ્રંથો** (પરિચય પુસ્તિકા નં. ૧૦૨૦) : લે. યોગેશ પટેલ, કિં. રૂા. ૬/-; **નર્મદા યોજનાના ચાર દાયકા** (પરિચય પુસ્તિકા ૧૦૨૧) : દિગંત ઓઝા, કિં. રૂા. ૬/-; **મુંબઈ શેરબજારની વિકાસકથા** (પરિચય પુસ્તિકા ૧૦૨૨) : જયેશ ચિતલિયા, કિં. રૂા. ૬/-; **આપણા શરીરના કોપો** (પરિચય પુસ્તિકા ૧૦૨૩) : ડૉ. લોપા મહેતા, કિં. રૂા. ૬/-.

# સુન્દરમ્‌ની કાવ્યસૃષ્ટિ : આછી ઝાંખી

હેમન્ત દેસાઈ

ગુજરાતી સાહિત્યમાં એક અત્યંત ઉજ્જ્વળ નામ છે સુન્દરમ્. આપણી ભાષાના થોડાક ઉત્તમ કવિઓમાં સુન્દરમ્‌નું સ્થાન આગલી હરોળમાં પ્રતિષ્ઠિત છે. તીવ્ર ભાવાવેગયુક્ત સહજ સર્જન, સમૃદ્ધ શબ્દપ્રયોજન અને મોહક લયનિષ્પાદન કવિ સુન્દરમ્‌ને એક સાચકલા (genuine) સર્જક ઠેરવે છે તેમ સમસામયિક ભાવદર્શન, વાસ્તવદર્શન અને વ્યાપક જીવનદર્શનથી સભર એવું તેમનું વૈવિધ્યપૂર્ણ અને વિસ્તૃત કાવ્યસર્જન તેમને આપણા પ્રૌઢ કવિઓ (major poets)ના વર્ગમાં બેસાડે છે. પ્રણય અને પ્રકૃતિની એમની ઉત્તમ કવિતા ચિરંજીવી, કહો કે સનાતન કવિતા બની રહે છે, તો એમની અધ્યાત્મભાવની કવિતા એમને એ પ્રકારની કવિતાના શ્રેષ્ઠ સર્જક ઠેરવે છે. આમ સુન્દરમ્ અનેક રીતે અપૂર્વ અને અનન્ય છે.

કવિ સુન્દરમ્ સૌંદર્યના ચાહક છે, સૌંદર્યના દ્રષ્ટા છે. સ્વયં સુંદર એવા સુન્દરમ્ નામનું સાર્થક્ય દર્શાવતી કવિને પોતાનેય પ્રિય એવી એમની ત્રણ કડીની જાણીતી કૃતિ જુઓ :

*હું ચાહું છું સુંદર ચીજ સૃષ્ટિની,*
*ને જે અસુંદર રહી તેહ સર્વને*
*મૂકું કરી સુંદર ચાહી ચાહી.*

કવિને ગમી ગયેલી પોતાની કવિતા વિશે તેમણે કહ્યું છે કે "મારી કવિતાનો પરિચય આપવાનો પ્રસંગ ઊભો થાય છે ત્યારે હું એક લીટી, દોઢ લીટી, ત્રણ લીટી, ચાર-પાંચ લીટીની કવિતાઓથી શરૂ કરું છું." ઉપરની ત્રણ પંક્તિથી ઊતરતા ક્રમની બે, દોઢ અને એક પંક્તિની કવિતા જોઈએ :

*જલના અંતરે જ્યારે ઝંખના ઊર્મિની થઈ,*
*આમંત્ર્યો તટથી ત્યારે શુષ્ક કંકરને ત્યહીં.*

* * *

*તને મેં ઝંખી છે*
*યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.*

* * *

*જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી.*

આ પંક્તિઓ વાંચતાં જણાઈ આવે છે કે પ્રેમ-તત્ત્વ અને પ્રેમની પ્રબળ ઝંખના તે સુન્દરમ્‌ની કવિતાનો પ્રધાન સૂર છે. પોતાની સર્જનપ્રક્રિયાની વાત કરતાં હમણાં જોઈ તે પંક્તિઓ રજૂ કરીને તે બધીની પોતાની રીતે સમજૂતી પણ કવિએ આપી છે (જુઓ 'કવિલોક'-જાન્યુ.-ફેબ્રુ. ૧૯૭૬), તે મુખ્યત્વે તેમના જ શબ્દોમાં જોઈએ, તે અનુસાર "અસુંદર ગણાતી, પ્રથમ દૃષ્ટિએ એવી લાગતી વસ્તુ-વ્યક્તિ, કોઈ અકલિત રીતે તે માટે પ્રેમ જન્મતાં પછી સુંદર પણ દેખાવા લાગે છે. વસ્તુત: સ્વતંત્ર એવી વસ્તુઓ ભેગી થઈ જઈને એક સમયે બધું જ પ્રેમમય અને સૌંદર્યમય કરી દે છે." "આપણે પ્રેમને તો સમાનહૃદયો, સમાનધર્મી વ્યક્તિઓ, પરસ્પરનો મેળ, સંવાદ આદિ સાથે સંકળાયેલો કલ્પીએ છીએ, પણ અહીં તો એક તદ્દન વિપરીત વસ્તુ (જલ અને કંકર) દ્વારા આ ગતિ સિદ્ધ થાય છે." પેલી દોઢ પંક્તિની કવિતામાં ચમત્કારક વસ્તુ તો છે 'પ્રખર સહરા'નું કલ્પન. તેમાં પ્રેમાનુભૂતિ તીવ્રતા અને વિરાટતાથી આવિર્ભાવ પામી છે તે બહુ સ્પષ્ટ છે. એ દોઢ પંક્તિ કવિ સુન્દરમ્‌નો અને એમની કવિતાનો પરિચય પામવા માટે પર્યાપ્ત ગણાય એવી છે. 'જીવનમાં પરમ સક્રિય એવું પ્રેમતત્ત્વ...કડીરૂપે ઊતરી આવ્યું' (છે) ત્યાં કડી એટલે પંક્તિ અને કડી એટલે સાંકળમાંની કડી એવા અર્થથી શ્લેષ સધાય છે. સુન્દરમ્‌ના દોઢ પંક્તિના પ્રસિદ્ધ મુક્તકમાં માનુષી પ્રેમનું-પ્રણયઝંખનાનું નિરૂપણ છે. એના અનુસંધાને 'મનુજ-પ્રણય'ની આ પંક્તિઓ જોવા જેવી છે :

*પ્રિયે ! પ્હેલી ન્યાળી મધુ ઉપવને કુન્દકલિકા*
*સમી, ત્યારે તારું અધુરુંમધુરું હૈયું સ્ફુટિત,*
*હરિત્ પર્ણો કેરા પુટ મહીં ઝિલાયું શું અમૃત,*
*સુધાર્થી ભૃંગાર્થે પ્રગટી રસની હોય ખનિકા !*

*વસંતે વા દીઠી મઘમઘતી કો મંજરી સમી,*
*કશી અંગે અંગે સુરભિ તવ ઝંકાર કરતી,*
*પિકો કેરી ઘેરી ટહુક તવ કર્ણે ઊભરતી,*
*અને પ્રીતિસ્રોતે ચડતી ભરતી કોઈ વસમી.*

*તને ન્યાળી વેગે વન વિચરતી ક્ષિપ્ર હરિણી,*
*મરુત્-જિહ્વા જેવી તૃણપટ અહા શો પજવતી !*
*સહુ શૃંગીઓનાં શિર દગતરંગે નચવતી,*
*કશી પ્રીતિ-ઝંઝા ડગમગવતી ચિત્ત-તરણી.*

*લહી વા ગંભીરે જલ છલકતી ભવ્ય સરિતા,*
*તટોને આલંબી ધસતી અણદીઠા પિયુ ભણી,*
*કદી ઉત્ખાતંતી, કદી ભીંજવતી, ઉગ્ર-નમણી !*
*કશે સ્હાવી ન્હાવી અદમ જલની આવી દયિતા ?*

સુન્દરમ્ પ્રણયના કવિ છે તેમ પ્રકૃતિનાય કવિ છે. એ બંને વિશેનાં અનેક સફળસુંદર કાવ્યો એમણે રચ્યાં છે અને તેમાંનાં ઘણાં તો ખૂબ જાણીતાં છે. નમૂનારૂપ દર્શાવીએ તો 'દશા ભાગ્યની', 'નથી સ્વપ્ને જાવું', 'સાંનિધ્ય તારે', 'જવા પૂર્વે', 'સળંગ સળિયા પરે' તથા 'મેઘનૃત્ય', 'ઝંઝાનિલને', 'રંગ રંગ વાદળિયાં', 'બહુરૂપિણી', 'પ્રતિપદા' આદિ. પરંતુ હમણાં જોઈ તે પંક્તિઓમાં પ્રણય અને પ્રકૃતિ એ ઉભયને અદ્ભુત રીતે ઓત-પ્રોત કરી દીધાં છે. સુન્દરમ્‌ના શિખરિણીના માધુર્યનો તેમજ એમની રચનાના સામર્થ્યનો પણ એમાં પરિચય થાય છે.

પેલા દોઢ પંક્તિના મુક્તકના અનુસંધાને 'અહીં તે છે' નામક સૉનેટ ખાસ જોવા જેવું છે. સૉનેટની અંતિમ પંક્તિઓમાં કવિ, એમણે જેનું દર્શન કર્યું છે તે 'અમૃતમયી' સમીપે આવવા સહુ જગત્‌જનોને નિમંત્રે છે. એ અમૃતમયીના કવિકૃત સ્વરૂપવર્ણનની પ્રારંભની પંક્તિઓ જ સુન્દરમ્‌ની કવિ-પ્રતિભાની દ્યોતક છે.

*હતી ઝંખી જેને પ્રખર સહરાની તરસથી*
*અહીં તે છે હાવાં સકલ નભનાં નીર લઈને*
*ઝૂકેલી, આકાશી શત શશી તણાં શૈત્ય લઈને*
*દ્રવંતી, સૂર્યોનાં સતત તપતાં તેજ લઈને*
*બધાં અંધારાંનો કવલ કરતી, વિશ્વમરુતો*
*સમી વ્હેતી સંધ્યા વન તરુ તરુને પરસતી,*
*સ્ફુરંતી ઉષ્માળા રુધિર સરખી તે નસનસે,*
*સહુ સૌભાગ્યોની શિખરિત શિખા જેવી વિલસે.*

માનુષી પ્રણય દિવ્યતાને પામે છે ત્યારે કેવું રૂપ લે છે તે અહીં જોવા મળે છે. જીવનદૃષ્ટિના પરિવર્તન સાથે કવિનું ભાવવિશ્વ કેવું પલટાઈ જાય છે તેનું પ્રમાણ, આ જ રીતે, સુન્દરમ્‌ની પૂર્વ-ઉત્તરકાલીન અનેક કૃતિઓમાં જોવા મળે છે. ૧૯૩૧માં કવિ પ્રભુને પોતાનાં 'ફૂલડાંની ફોરમ પૂરજો જી રે' એવી વિનંતી કરે છે. એ વિનંતીનું રૂપ ૧૯૫૭માં અસાધારણ સૂક્ષ્મતાથી ફેરવાઈને આ પ્રમાણે આવે છે : 'મારી ફોરમને દેજો એનાં ફૂલડાં'.

પ્રભુ પાસેની કવિની યાચના રજૂ કરતી એ પંક્તિઓ જોવા જેવી છે :

*બીજા મહેમાન તમે આવો, પવનદેવ,*
*પગલું પંખીનું એક પાડજો જી રે,*
*પગલામાં વાત લખો પરીઓના દેશની,*
*ફૂલડાંની ફોરમ પૂરજો જી રે.*

* * *

*પ્રભુ, મારી ફોરમને દેજો એનાં ફૂલડાં જી,*
*મારા વગડાને દેજો એનાં ઝાડ,*
*કે ધરતીને દેજો એનાં આભ જી !*

હમણાં જોઈ ગયા તે એક પંક્તિના મુક્તકની બીજી પંક્તિ તેમણે વર્ષો પછી આ પ્રમાણે લખી છે :

*'કડી એ લાધતી જ્યારે પ્રભુની આવતી ઘડી.'*

તેમાં પણ દૃષ્ટિપરિવર્તનનું પ્રમાણ સાંપડે છે. સુન્દરમ્‌ની પલટાયેલી જીવનદૃષ્ટિ પ્રકૃતિ પ્રત્યેના એમના અભિગમમાં તેમજ પ્રકૃતિના દર્શન-વર્ણનમાં પણ જણાઈ આવે છે. 'કાવ્યમંગલા'માં કવિ વાસ્તવલક્ષી અભિગમ ધરાવે છે તેથી 'કાવ્યપ્રણાશ' નામક દીર્ઘકાવ્યમાં એ પ્રકૃતિની નગ્ન વાસ્તવિકતાનું દર્શન કરે-કરાવે છે :

*ન કોકિલ, મયૂર, ચાતક, ચકોર : એકે નહીં*
*લહું અમ જને કરેલ મનકલ્પના ધારતું.*
*નહીં વિહગસૃષ્ટિ રંગ, કલનાદ, સૌખ્યે ભરી,*
*વિમુક્ત નિત માણતી પરમ પ્રાણઉલ્લાસને.*
*અહીં કુટિલ જીવનાર્થ કલહો લહું કારમા,*
*નહીં ક્ષણ વિરામ, આ પ્રકૃતિ રક્તવક્ત્રા સદા.*

અહીં નિરૂપિત હકીકત પૂર્ણ નહીં, અર્ધસત્ય જ છે, પણ તે ભાવનાબળે સત્ય ઠરે છે. કવિનું મુખ્ય વક્તવ્ય એ છે કે પ્રકૃતિ ટેનિસને કહી છે તેવી લોહિયાળ, 'રક્તવક્ત્રા' છે. ખરું જોતાં તો અહીં કવિ માનવજીવનનાં

વૈષમ્ય-નૈર્ઘૃણ્યનું પ્રકૃતિમાં આરોપણ કરીને તેની વિરૂપતાનું અને ભયાનકતાનું આલેખન કરે છે અને તે એવું દર્શાવવા માટે કે પ્રકૃતિમાં કોઈ આકર્ષણ નથી, કાવ્યત્વ નથી. પરંતુ 'યાત્રા'માં કવિ પ્રકૃતિને જુદી જ દૃષ્ટિએ જુએ છે. જેને ધ્રુવપદ સાંપડ્યું છે એવા એ સ્થિરમતિ કવિ 'પ્રકૃતિને ખોળે બેસી...પંખીઓને સંબોધે છે.'

*પધારો પંખીડાં પ્રકૃતિજનનીનાં શિશુવરો,*
*તમોને આમંત્રું મુજ નવલ પાંખોની ડયને,*
*નવાં ઉદ્યાનોની નવસુરભિના પુષ્પ-ચયને,*
*ચલો ભેરુ, ભૂરા ગહન ગગને પાંખ પસરો.*

કવિની વિષાદ-મૂર્છા ટળી ગઈ છે અને હવે પ્રકૃતિની રમ્યતા, મધુરતા એને આકર્ષે છે. આ કાવ્ય - 'આ ધ્રુવપદ'-માં એકએકથી અદકેરાં પ્રકૃતિવર્ણનો છે.

*તૃણોના આ લાંબા પટ દુપટ કેવા મનહર,*
*અને કાન્તારોની અગમ ગહના રાજિ અગણ,*
*વળી થોડું રાખ્યું હૃદય પણ નિર્વારી અતૃણ*
*ધર્યાં શીર્ષે પાયે હિમધવલનાં મંડનવર.*

*અને પેલો પેલો સતત છલતો અબ્ધિ અમિત !*
*ધરાનો રત્નોનો નિકર, રસનો રાશિ અખૂટ,*
*મહા ઊર્મિશૃંગે રવિકિરણના ધારી મુકુટ,*
*હજારો શીર્ષાળો હરિશયન નારા-કુલચિત.*

*જુઓ, કેવાં કેવાં વિલસત મહા ભૂત અહિંયાં;*
*દિશાઓને છાતું ગગન ઢળ્યું, શું ઈશ-હૃદય,*
*તમારી પાંખોને ફલક અરપે; વિશ્વ-નિચય*
*ત્યહીં ઘૂમે ઝૂમે, કિરણગતિયે જાય રહી ત્યાં.*

પ્રકૃતિનું સુન્દરમ્‌નું આ આલેખન અપૂર્વ છે, આહ્‌લાદક છે. પણ આથીય અદકાં અને ભિન્ન પ્રકારનાં પ્રકૃતિવર્ણનો એમણે આપ્યાં છે. સુન્દરમ્‌ની લલિતભવ્ય કલ્પના અને રંગઉલ્લસિત તરંગલીલાના ઊછળતા વેગમાં સળંગ ચાલ્યું જતું, ભાવકને ઘડીક ચકિત કરતું, ધન્ય કરતું અને અહોભાવ પ્રેરતું અતિકામણગારું એક કાવ્ય તે પ્રકૃતિનું કાવ્ય છે. આપણી કવિતામાં વિરલ કહી શકાય એવી એ યથાનામ કૃતિ 'બહુરૂપિણી' છે, જેનું મૂળ નામ 'વ્યોમવિહારિણી' સૂચવે છે તેમ એમાં છે તો વાદળીનું વર્ણન; પણ આકાશમાં બહુવિધ રૂપે વિહરતી માયાવી ને મોહક વાદળી કવિના પ્રતિભા-સ્પર્શે ઈશ્વરની ત્રિભુવન-વિલાસી શક્તિરૂપે પ્રતીત થાય છે. આ પ્રકૃતિગીતમાં સુન્દરમ્‌ની ગીત-લયની માધુરી અને એમની શબ્દપ્રયોજનાનું ઔચિત્ય જોઈ શકાશે. આ પંક્તિઓ જોતાં એની પ્રતીતિ થશે :

*તું તો અજબ વેશધારી, અનન્ત રૂપવાળી, બહુરૂપિણી,*
*છન્દ છન્દ નાચે તું ન્યારી, દેવોની દુલારી, બહુરંગિણી.*
*પાંપણને પલકારે ભરતી ત્રિલોક તું,*
*અંકે મયંક-મઢ્યું વ્યોમ તારે ઝૂકતું,*
*વૃન્દના વિહાર તારા ત્રિભુવન વિલોકતું,*
*સાગરની સુન્દરી હલેતી, દરશનિયાં દેતી, બહુરૂપિણી,*
*કોનાં ઓવારણાં લેતી એ વાત જા કહેતી, બહુરંગિણી.*

* * *

*પવનની પીંછીએ તું સૃષ્ટિ સરજાવતી,*
*ઘુમ્મટ આકાશનો બેસે સજાવતી,*
*બ્રહ્માનાં ચૌદ લોક ચિત્રો લજાવતી,*
*ફરતી બ્રહ્માંડ પીંછી તારી, સુરેખ ચિત્રકારી, બહુરૂપિણી,*
*મૂર્તિ આ કોની ઉતારી, અજબ ઓ ચિતારી, બહુરંગિણી.*

૧૯૩૩થી ૧૯૫૫ દરમિયાન સુન્દરમ્‌ના ૫ કાવ્યસંગ્રહો પ્રકાશિત થયા છે અને તે બધા જાણીતા છે. એમાં મુખ્ય છે 'કાવ્યમંગલા' (૧૯૩૪), 'વસુધા (૧૯૩૯) અને 'યાત્રા' (૧૯૫૫). 'કાવ્યમંગલા' અને 'યાત્રા' દરમિયાન થયેલા કવિના દૃષ્ટિપરિવર્તનની અને તદ્ અનુસારના એમના થયેલા કાવ્યસર્જનની વાત કરીએ છીએ ત્યારે એ નોંધવું જરૂરી છે કે ગાંધીયુગના કવિ તરીકે સુન્દરમ્, યુગપ્રભાવથી અસ્પૃષ્ટ રહી શકયા નથી. પ્રચલિત વિચાર, ભાવ અને ભાવના અંગે એ પ્રભાવ દ્વિવિધ છે : એક ગાંધીવાદનો અને બીજો સામ્યવાદનો. દીન, દુઃખી, દલિત, પીડિત, શોષિત પ્રત્યેનો સમભાવ એ બેઉમાં છે. પણ સામ્યવાદ જુદો પડે છે એ સમભાવથી જાગતા પ્રત્યાઘાતમાં. એમાં પીડિત-શોષિત પ્રત્યે જેટલો સમભાવ છે તેટલો જ પીડક. શોષક પ્રત્યે રોષ છે, દ્વેષ છે; જે ગાંધીવાદમાં નથી. એમાં છે કેવળ કરુણા. આ મહત્ત્વનો ભેદ અભિગત કરીને આપણો કવિ ગાંધીમુખે આ વચનો મૂકે છે :

*હણો ના પાપીને, દ્વિગુણ બનશે પાપ જગનાં,*
*લડો પાપો સામે, વિમળ દિલના ગુપ્ત બળથી,*
*પ્રભુ સાક્ષી ધારી હૃદયભવને, શાંત મનડે*
*પ્રતિદ્વેષી કેરું હિત ચહી લડો; પાપ મટશે.*

બુદ્ધિવાદી યુવાન કવિ સામ્યવાદી આક્રોશથી પર શી રીતે રહે ? પ્રભુ પ્રતિની આરત છતાં (અને કદાચ એથી જ) પ્રભુનેય સંડોવીને સામાજિક વિષમતાનું આલેખન એ કરે છે. 'ત્રણ પાડોશી'નું આ ચિત્ર કટાક્ષની ધારથી વધુ વાસ્તવિક બન્યું છે.

*શેઠની મોટી દૈત્ય હવેલી ગામનું નાક કહેવાય,*
*રામનું મંદિર આરસબાંધ્યું નિત ઝળાંહળાં થાય,*
*ફળીના એક ખૂણામાં રે,*
*ગંધાતા કો'ક ખૂણામાં રે,*
*માકોરના મહેલ ઊભેલા સુણાય.*

ગાંધીવાદ અને સમાજવાદથી પ્રેરિત કવિની બધી કવિતામાં મૂળભૂત રીતે તો વાસ્તવદર્શન જ રહેલું છે. આગળ જતાં એ વાસ્તવદર્શન વધુ ગહનસભર અને તેથી સચોટ બને છે, જે 'ઈટાળા' અને '૧૩-૭ની લોકલ'માં પ્રકટ થાય છે. આના અનુલક્ષમાં '૧૩-૭ની લોકલ'ની આ પંક્તિઓ જોઈએ. એ કવિનાં છન્દોવિધાન અને શબ્દશક્તિ અંગે પણ મહત્ત્વની છે.

*આકાશે વાદળાં કાળાં ભૂખરાં ધૂળરંગનાં*
*વેરાયાં છે અહીં તેવાં પ્લેટફૉર્મે કૈં ઉતારુઓ.*
*ચડીને મોટરે આવ્યાં નથી, કે બૅગબિસ્તરા*
*ચડાવી પૉર્ટરો માથે પધાર્યા, ટાઈમ જોઈને*
*ઘરની ભીંત કે મેજે ખિસ્સે કાંડે મઢેલ કે*
*ઘડિયાળે નિહાળીને એક્કયે આવિયું નથી.*

* * *

*માથા પે પોટલી દાબી બગલે બચકા, 'થવા*
*હાથમાં ટિનના ડબ્બા, કે થેલી ચાર જૈં તણી,.*
*કે ખાલી હાથમાં ખાલી છત્રી કે લાકડી ગ્રહી*
*આવીને ક્યારનાં આંહીં બગાસાં ખાઈ છે રહ્યાં.*

* * *

*તેર ને સાતની ત્રીજા વર્ગની પ્રતિમા સમી*
*એન્જિને સ્ટાફ ને ડબ્બા ઉતારુઓ-બધા મહીં-*
*આમાં જે ફર્સ્ટ ને સેકન્ડ તેય તો થર્ડના સમા*
*જાણવા-સહુમાં રહેતી સદા એ 'થર્ડ ક્લાસ'ની*
*રહે છે દોડતી પાટે ફાસ્ટ ને મેલ ટ્રેનના,*
*સદાની ઓશિયાળી એ, સિંહ પૂઠે શિયાળ શી !*

કવિકર્મ એટલે સૌંદર્યસર્જન. પરંતુ જે કાલે કવિકર્મ એટલે પદ્યકર્મ એમ મનાતું હતું, બલકે એવી માન્યતાને પુષ્ટિ મળે એવી અસંખ્ય પદ્યાત્મક નિબંધરૂપ કૃતિઓના ગંજ ખડકાતા હતા ત્યારે આપણા આ કવિ 'બાનો ફોટોગ્રાફ' અને 'બુદ્ધનાં ચક્ષુ' જેવાં સળંગ સુંદર કાવ્યો સર્જે છે. એ જ કવિ આગળ ઉપર 'હંકારી જા', 'છાતીએ છૂંદણાં' અને 'કર્ણ' તેમજ 'રાઘવનું હૃદય', 'મનુજ-પ્રણય' અને 'ગુલબાશની સોડમાં' જેવાં સબળ સફળ કાવ્યો રચે છે તેમજ 'જાવા પૂર્વે' અને 'સળંગ સળિયા પરે' જેવાં સભરમધુર કાવ્યો આપે છે. આ બધાંમાં સુન્દરમે કરેલું વિવિધ ભાવોનું આલેખન સદ્યઃસ્પર્શી છે. એમાં પ્રણયઝંખના અને પ્રભુઝંખનાના ભાવ આગળ તરી આવતા હોઈ તે તરત ધ્યાન ખેંચે છે. સુન્દરમ્‌નાં પ્રણયકાવ્યોમાં મિલનની પ્રસન્નતાથી અધિક વિરહની વિહ્વળતાનું ગાન છે. કહીએ કે પ્રણયની પ્રસન્નતાથી અધિક તેની વ્યથાનું બયાન છે. 'સળંગ સળિયા પરે'માં વિગત પ્રણયની વિસ્તૃત સ્મરણદશ્યાવલિ આલેખાઈ છે. પ્રિયજન આગળ ફરિયાદ કરાઈ છે છતાં તેની ચિંતા પણ સેવાઈ છે :

*અને કદી તને વર્યું હતું શું વજ્ર-કાઠિન્ય કે ?*
*હતે યદિ જ તો ન આમ ચપલા શું ચાલી જતે*
*સુંવાળું ઘન કોઈનું ઉર તું શોધતી...ઊડતી*
*હવા મહીં દગેય આંસુ હજી જાળવ્યાં ?...ગાંડી રે !*
*મને દરદ હોય ના......*

પોતે પ્રિયજનની પાછળ નહીં જશે તેમ જણાવીને હંમેશના વિયોગની વાસ્તવિકતાનો સ્વીકાર કરાય છે.

*પ્રિયે ! સચર સ્નેહદોર પર નાચતા મસ્ત તે*
*અજોડ પગ - ઘૂઘરા રમવું બંધ બેઠા કરી.*
*હું છું અચર. પૂંઠ ના પકડશે ધસી હૈયું આ.*

* * *

*સખી, પ્રણયકાલનું વિરહરૂપ સંતાન એ*
*મને મળ્યું ઉછેરવા, ઉચિત એ જ નિર્માણ છે.*

આ વાસ્તવિકતાના સ્વીકાર જેટલું જ ગતજીવનના સ્મરણનું મહત્ત્વ છે તે દર્શાવતી આ સુદીર્ઘ કાવ્યની આ સુંદર પંક્તિઓ નોંધવી જ રહી :

*અરે પુલ બની હું છેવટની એ ઘડીનું ઉરે*
*રહીશ સ્મરણું ધરી, મિલન એહ છેલ્લું થયું*
*અનન્ત જલપૂરના પરમ આર્દ્ર સાંનિધ્યમાં.*

પોતાના પ્રણયદર્દની કહી ન શકાય અને સહીયે ન શકાય એવી કથા કવિએ આથી વધુ સઘન રીતે

એમનાં સૉનેટોમાં કથી છે. પોતે જેમને ચાહ્યાં છે તે આઘાં ગયાં છે અને નથી ચાહ્યાં તે પાસે રહ્યાં છે. આ દર્દ અસહ્ય છે :

*ચલો સ્વપ્ને, વ્હાલી ! જટિલ જગ આ જાગૃત તજી,*
*જહીં મારાં ચાહ્યાં જન અલગ આઘાં, નવ ચહ્યાં*
*પડ્યાં પાસે, મારાં ઉરદરદ જાયે નવ કહ્યાં.*

'કમલદલમાં' નામક સૉનેટોમાં જુદાઈના દર્દની વાત કમલદલમાં ઝિલાયેલા ઝાકળના બિંદુના સાદશ્યે, તેના આશ્રયે દર્શાવી છે. ઝાકળબિંદુને કમલદલ પોતાનું કરવા ઇચ્છે છે. બિન્દુ પણ કમલમાં ગરકવા ચાહે છે. પણ તેમ થતું નથી. કારણ, એ જ વિધિવિધાન છે :

*અહો, એ બિન્દુને કમલદલ પોતાનું કરવા*
*મથે, ને તે બિન્દુ પણ કમલ માંહે ગરકવા*
*ચહે, ને તે બંને નિકટતમ અન્યોન્યની વસે,*
*છતાં એ જુદાં તે રહી નિત તણાં જાય જ જુદાં.*

પ્રણયપિપાસાની આરત અને તેની વિફલતાની વેદના 'હે ચકવા'માં સહજતાથી ઢલવાઈ છે. ચકવાને સંબોધીને સુન્દરમે લખેલા સોરઠા યાદગાર છે. ચકવાની રાત્રિ વિરહમાં વીતે છે એ કવિસમય પર આધારિત કાન્તનું 'ચક્રવાકમિથુન' ખંડકાવ્ય છે તેમાં વ્યક્ત થયેલ જીવનવેદનાથી જુદી અને ઊંચી ભૂમિકાની એટલે અતિશય તાલાવેલીભરી વ્યથાની અહીં અભિવ્યક્તિ છે; કવિતાની પરમ ઉન્નતિ એમાં અનુભવાય છે. એ કાવ્ય માણવું - આખેઆખું માણવું, અનિવાર્ય છે (ન માણે એની સહૃદયતા લાજે !), પણ અહીં તો ચાર જ પંક્તિઓ નોંધી શકીશું :

*હે ચકવા, મત રોય, તુંથી હું દુખિયો ઘણો,*
*પણ આંસુ આંખ ન જોય, મર ફાટે આખું હૃદય.*

*રાત પ્રહરની ચાર, કેવળ આડી તાહરે,*
*જુ ગ જુ ગ ની લંઘાર હું ને પ્રિય બિચ, બંધવા !*

લૌકિક માનુષી પ્રેમના અધિષ્ઠાનને અતિક્રમીને સુન્દરમ્ અલૌકિક દિવ્યપ્રેમના અધિષ્ઠાન પ્રતિ અભિસાર આદરે છે. અને એ જ એમનો - કવિ તરીકેનો તો ખરો જ; માનવી તરીકેનો પણ-ખરેખરો મહિમા છે. એ અભિસારની પરિણતિરૂપ સુન્દરમ્‌ની ભક્તિની-આધ્યાત્મિકતાની કવિતા પણ રસપ્રદ છે, મહત્ત્વની છે. કહી શકાય કે સુન્દરમ્ જેમ પ્રણયના અને પ્રકૃતિના કવિ છે તેમ જ અધ્યાત્મના પણ કવિ છે. સુન્દરમ્‌નું દૃષ્ટિપરિવર્તન અને તેથી એમની કવિતાનું થયેલું પરિવર્તન જોતાં સર્જક સુન્દરમ્‌ના પૂર્વ અને ઉત્તર એવા બે વિભાગ પડી જાય છે. પ્રથમ દૃષ્ટિએ આમ લાગે, પણ વસ્તુતઃ એમની કવિતામાં પ્રારંભથી જ પરમની ચાહના કહો કે પ્રભુની પ્રીતિ સંચારિત થતી આવી છે. 'કાવ્યમંગલા'નું પ્રથમ સૉનેટ 'એકાંશ દે' પ્રભુને સંબોધીને લખાયું છે. તેના અંતિમ પંક્તિયુગ્મમાં પ્રભુ-કૃપા-યાચના છે :

*અપાર તવ સૌમ્ય, રુદ્ર, રમણીય વ્હેતી મીઠી*
*સજીવન સુધા થકી સફળ જીવવા અંશ દે.*

એ સંગ્રહની અન્ય કૃતિઓમાં કોઈ ને કોઈ રીતે, ક્યારેક રોષયુક્ત વિરોધરૂપે પણ, પ્રભુસ્મરણ થયું છે. 'જુદાઈ' નામક ગીતમાં પ્રભુ પ્રત્યેની આરત છે.

*તારે ને મારે આવડી જુદાઈ,*
*આવડી જુદાઈ, તું આગળ, હું પાછળ, ભાઈ.*

* * *

*અલખનાં તારે ઓઢણપોઢણ,*
*ઓઢણપોઢણ, માયાની ચાદર મારે ભાઈ,*
*જોગમાયાના નાથ નિરંજન,*
*નાથ નિરંજન, ક્યાં લગ રાખીશ આમ જુદાઈ ?*

'પગલાં'માં પ્રકૃતિતત્ત્વો નિમિત્તે પ્રભુને જ સંબોધન છે. આ પ્રકારની કવિતા એના સાચા અર્થમાં 'વસુધા'માં ઉદય પામતી જણાય છે. એ એમનાં ગીતોમાં વિશેષરૂપે જોવા મળે છે. 'આજે પ્રભાત-પ્હોર'થી આરંભીને 'કોક આવે છે' સુધીની ઘણી રચનાઓ આ વર્ગની છે, જેમાં 'એક સવારે', 'કોણ ?' અને 'હંકારી જા' તો ખૂબ મનોરમ છે. પૂર્ણતા તરફની ગતિનો ભાવ 'પૂર્ણ મયંક'માં કવિએ પૂર્ણિમાના ચંદ્રના પ્રતીક દ્વારા વ્યક્ત કર્યો છે. એ ઉપરાંત, પ્રકૃતિનું આલંબન એમાં લેવાયું છે. માનુષી પ્રણયમાંથી નીકળી જઈને દિવ્ય પ્રણયની પૂર્ણતા તરફની ગતિને આલેખતું સુન્દરમ્‌નું આ અત્યંત મનોહર સૉનેટ છે. 'યાત્રા'ના આ સૉનેટમાં આ સ્થિતિનો અસ્વીકાર અને પેલી સ્થિતિનો સત્કાર ધ્વનિત થાય છે. છેલ્લું પંક્તિયુગ્મ જોતાં પણ આ સ્પષ્ટ થાય છે :

*મૂકી નાનું ભવન ક્ષિતિને ચાલ વિસ્તીર્ણ અંક,*
*દીપજ્યોતિ લઘુક મટીને પૂર્ણ થૈએ મયંક.*

આની સાથે જ કવિની વ્રજભાષાની રચનાઓ પણ યાદ કરવા જેવી છે. એ રચનાઓ કવિના લગભગ બધા જાણીતા સંગ્રહોમાં આવેલી છે. કેટલીક પાછળથી તેમના ઉત્તરકાલીન સંગ્રહોમાં લેવાયેલી છે. કવિના એ ઉત્તરકાલીન કાવ્યસંગ્રહો ખૂબ જ મોડા, અમુક તો તેમના અવસાન પછી, પ્રકાશિત થયા તે આપણા સાહિત્યનું એક દુર્ભાગ્ય છે. સુન્દરમ્ પૂરા સામર્થ્યથી અને સાતત્યપૂર્વક આજીવન સર્જનરત રહ્યા છે. ૧૯૩૩થી ૧૯૯૧ સુધીમાં એમના ૫ કાવ્યસંગ્રહો પ્રકાશિત થયા હતા, તે પછી ઘણાં વર્ષો વીત્યે લાંબા સમયે ૧૯૯૧ થી ૧૯૯૩ સુધીમાં, પ્રતિવર્ષ એક લેખે એમના ૪ સંગ્રહો અનુક્રમે 'વરદા', 'મુદિતા', 'ઉત્કંઠા' અને 'અનાગતા' પ્રકાશિત થયા. એ સંગ્રહોની કવિતા પર દૃષ્ટિપાત ન કરીએ તો સુન્દરમ્‌ની કાવ્યસૃષ્ટિનું દર્શન અધૂરું લેખાય. હમણાં જેની વાત કરી તે વ્રજભાષાની કૃતિઓ ઉત્તરકાલીન સંગ્રહોમાં સમાવાયેલી છે. થોડીક જોઈએ :

*સુન્ના ન લિયા, રૂપા ન લિયા,*
*ન લિયા સંગ જવાહર રી,*
*ખાખ ભભૂતકી ફૂલ સરીખી*
*બાંધ ગઠરિયા મૈં તો ચલી !*

* * *

*કાહે કો રતિયાં બનાઈ ?*
*નહિ આતે નહિ જાતે મનસે*
*તુમ ઐસે ક્યોં ? શ્યામ કન્હાઈ...કાહે*
*હમ જમના કે તીર ભરન જલ,*
*હમરો ઘટ ન ભરાઈ;*
*ઐસો ઘટ ક્યોં તુમ ને દિયો*
*જા કો તુમ બિન કૌન સગાઈ ?...કાહે*

અભાનપણે એટલે અણજાણ્યે પ્રેમમાં પડવાના અને સુન્દરવરને નિતનિત-પલપલ વરવાના બડભાગી પ્રિયતમાના ઉત્કટ હૃદયભાવને વહેતું સુન્દરમનું વ્રજ-ભાષાનું સર્વાંગસુંદર અનવદ્ય પદ તો છે 'મેરે પિયા'. 'યાત્રા' સંગ્રહની એ અંતિમ કૃતિ આખેઆખી માણવા જેવી છે :

*મેરે પિયા, મૈં કછુ નહીં જાનું,*
*મૈં તો ચુપચુપ ચાહ રહી.*
*મેરે પિયા, તુમ કિતને સુહાવન,*
*તુમ બરસો જિમ મેહા સાવન,*
*મૈં તો ચુપચુપ નાહ રહી. મેરે પિયા*
*મેરે પિયા, તુમ અમર સુહાગી,*
*તુમ પાયે મૈં બહુ બડભાગી,*
*મૈં તો પલ પલ બ્યાહ રહી. મેરે પિયા*

સુન્દરમની પ્રભુ પ્રત્યેની આરત તથા બીજા શબ્દોમાં કહીએ તો 'ભગવતતત્ત્વ સાથેના મિલનનો તલસાટ' એમની ગીતરચનાઓમાં વિશેષરૂપે પ્રકટ થાય છે. 'વરદા'માં 'ઊગતે સવાર', 'ભટકણ આંખો', 'આવશે', 'ઘડો રે ઘડો', 'ગૂંથ રે માલણિયા', 'તોરા દેશ', 'આલોજી', 'સાવનરી રાત', 'કમલિયા', 'આવોજી આવોજી', 'ત્રિકાળની વાટે', 'ગુરુ મારા', 'ઘૂંટલા ઘાટ', 'ચલ પવનની પાવડી', 'ડુંગરિયો પીર', 'રંગ તારા', 'પ્રેમ રાજા' અને 'લાલ કોર' જેવી રચનાઓ અને 'મુદિતા'માં 'શોધું', 'પ્રભુ દેજો', 'દરવેશ', 'મન બન', 'વાદળિયા ડુંગરા' અને 'ગગનની ઘેર' જેવી રચનાઓ આ દૃષ્ટિએ ખાસ ઉલ્લેખ માગે છે. આ રચનાઓમાંથી થોડીકની થોડીક પંક્તિઓ માણીશું :

*ઝલકે મલકે છે તારાં નેણલાં, હો માણા રાજ,*
*આપે તો એક મીટ આપજે,*
*મારે તો એક મીટ ઝાઝી, હો માણા રાજ,*
*સૌને સોહાગ તારા આપજે.*

* * *

*સૂતી રે દિશાનાં કીધાં મખમલ ઓશીકાં, માલણ,*
*જાગતાં ગગનિયાંની સેજ રે,*
*પિયુનાં તળાંસું હું તો કમલચરણિયાં ને*
*ઢોળું મારા પાલવડે હેજ રે.*

* * *

*આંબલાની ડાળે એક ઝૂલંતી મંજરી ને,*
*સરવરને નીર ઝૂલે રાતાં કમળ,*
*મઘમઘતી વાત લઈ આવ્યા ઓ વાયરા, હા,*
*કોને કરમ હશે કેવાં અંનજળ*
*હાં રે મૈં તો સોણલાની સોડ માગી*
*ત્યાં તો મારી આંખડિયે લાગી*
*આ લાલ તારા પાલવની કોર.*

સુન્દરમ્‌ને પોતાના કાવ્યસંગ્રહનું અર્પણ કરતાં પ્રજારામ રાવળે એક સુંદર પંક્તિ લખી છે : 'જેણે *તેજાંગુલિથી મુદમય દરશ્યો દિવ્ય સૌંદર્યલોક'* - તે સૌંદર્યલોકના અર્થાત્ ઊર્ધ્વપ્રદેશના યાત્રી સુન્દરમે પોતે એટલી ને એવી ઉન્નતિ સાધી છે કે એમના 'દરવેશ' નામના ગીતમાં એમણે જે પ્રશ્નો દરવેશને પૂછ્યા છે તે એમને જ પૂછવાનું મન થાય.

*તમારા કિયા દેશ, દરવેશ ?*
*હો અવધૂત, દિયો દિયો કો અણસુણ્યો આદેશ.*

* * *

*અહીં અમારા અમલકમલથી અધિક કમલ શું કોક ?*
*રત્નજડિત અમ નગરચોકથી ચડિયાતો કો ચોક ?*
*તમોએ સગી નજરથી દીઠ ?*
*અરે, કંઈ વાત કહો, દરવેશ !*

* * *

*અહીં અમારાં હિમશૃંગોથી ઉન્નત શું કદી શૃંગ ?*
*આ અમ રંગભવનથી મધુરો બાજે કયહીં મૃદંગ ?*
*તમે એ સુણ્યો શું કાનોકાન ? ખરે, કંઈ વાત કહો દરવેશ,*
*તમારા કિયા દેશ, દરવેશ ?*

સુન્દરમ્‌ની આંતરસમૃદ્ધિને પ્રસ્તુત કરતું એમનું એક અતીવ રમણીય સોનેટ છે 'હું કગર્યો'. પ્રભુના ચરણે ધરવા ચૂંટાતાં ફૂલોમાંથી એક ફૂલ નીચે ધૂળમાં પડી જાય છે તેની ઉપેક્ષા કરાતાં 'મને શું ના લેશો ?' એવો પ્રશ્ન તે ફૂલ કરે છે. ધૂળ ખંખેરીને એ ફૂલને પૂજારી ઉપાડી લે છે ત્યાં ધૂળ પ્રભુચરણનો સ્પર્શ કરવાની ઇચ્છા દર્શાવે છે. એ પછી તરત જ કાંકરા તત્પર બને છે અને પછી તો આજુબાજુના સજીવ-નિર્જીવ સૌ કોઈ પ્રભુ સમ્મુખ જવા તલસે છે અને પ્રભુનો પૂજારી મૂંઝાઈ મરે છે. આ વાત કવિ અંતિમ પંક્તિઓમાં પ્રબળ આરતથી પ્રભાવક રીતે રજૂ કરે છે :

*પળ્યો, ત્યારે ઊભાં પથ ઉભય પાર્શ્વે સહુય તે*
*રહ્યાં ડોળા ફાડી : દુ:ખિત હૃદયે જીવ-અજીવ.*
*અને મારી બાથે બલ ન રહ્યું ત્યારે હું કગર્યો :*
*હવે તો લૈ લે આ અખિલ જગ : એ માર્ગ જ રહ્યો.*

પ્રભુપ્રેમની સુન્દરમ્‌ની ખરેખરી આરત તો પ્રગટી છે એમના 'પુષ્પ થઈ આવીશ' કાવ્યમાં. 'હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં' કાવ્યની આ ધ્રુવપંક્તિ છે. એ જ ધ્રુવભાવ પણ છે. ઈશ્વર પાસે બધું છોડીને એટલે કે સંસારનાં તમામ વળગણોથી મુક્ત થઈને, હળવાફૂલ થઈને જ જઈ શકાય; જવું જોઈએ. આ વાત કવિએ બહેલાવીને કહી છે. કવિ કાવ્યમાં ઈશ્વરને વિવિધ રૂપે જુએ-આલેખે છે. નાનું ખેલતું બાળક, કોડભરી બાળા, જોબનછટાળો છેલ, ગૌરવઘટાળો મહાજન અને માનવોત્તર દેવજન - આ દરેક પાસે જતાં પુષ્પની સ્થિતિ અને તેના સ્પર્શે પ્રગટતો તે સ્વરૂપનો પ્રતિભાવ કવિ વર્ણવે છે.

મોટા કવિનું આ એક લક્ષણ છે કે એ જીવનના મહાન પ્રશ્નો છેડે છે, અનંતવિધ મનુષ્યજીવનને તેનાં તમામ પરિમાણોમાં એ વિલોકે છે ને આલોચે છે અને એથી જ તેના સભર સંવિત્‌માંથી જન્મતી કવિતા સર્વાશ્લેષી અને ગહન હોય છે. આ વાતને સાર્થક કરતા સુન્દરમ્‌ની કવિતાનું બીજું એક ઉન્નત શિખર છે 'ચિત્તપૂર્ણતા'. આ કાવ્યના વિવરણરૂપે ટિપ્પણમાં કવિ જણાવે છે : 'ચિત્તપૂર્ણતા-ચંપાના પુષ્પનું રહસ્યરૂપ. ચંપાની પાંચ પાંખડીઓ ચિત્તને-અંતરાત્માને પૂર્ણતા પ્રતિ લઈ જતા પાંચ ભાવોની વાચક છે; એ પાંચ ભાવ છે : અભીપ્સા, શ્રદ્ધા, સમર્પણ, ભક્તિ, સત્યનિષ્ઠા- sincerity'. ચિત્તપૂર્ણતાના પ્રસાદની પ્રસન્ન-પ્રબળ અભિવ્યક્તિ કાવ્યની અંતિમ પંક્તિઓમાં પ્રકૃતિને સહારે થાય છે :

*ઝગે શરદચંદ્ર, મંદ મલયાનિલો સંવહે,*
*બજે વરદ બાંસુરી, શી મધુરી મુદા નિર્ઝરે.*
*અપૂર્ણ મનુતાની માંહ્ય તવ દૈવી સંપૂર્ણતા*
*રહે વિતરતી તું ભવ્ય નિત નવ્ય રંગે રસે,*
*અને કલકલી મિલી મિલી ઉરો લસે પ્રોલ્લસે.*

સમુચિત આંતરપ્રાસ અને વર્ણસંવાદથી આ પંક્તિઓ કેવી શ્રવણસુખદ બની છે તે ભાવકના ખ્યાલ બહાર નહીં જાય. પૃથ્વી છંદની આવી જ - કવિની પોતીકી લયછટા, ઊર્ધ્વની અભીપ્સા પ્રગટ કરતા એક સરસ કાવ્ય 'અહો ગગનચારિ !'ની આ પંક્તિઓમાં પણ માણી શકાય છે :

*ભલે ત્વચ તુટો, ફુટો હૃદય, માંસમજ્જા બધું*
*બનો સમિધ તાહરા ઉદરઅગ્નિમાં ઉજ્જ્વલ,*
*કશું ન વસમું જ એ, વસમું માત્ર આ જીવવું*
*ધરા-તમસમાં પ્રમગ્ન મૃદભક્ષી આ કીટનું.*

સંસ્કૃતમાં કાલિદાસની વાત તો ન્યારી જ છે, પરંતુ પુષ્પદંતે 'શિવમહિમ્નઃ સ્તોત્ર'માં શિખરિણી છંદ ઉત્તમ રીતે પ્રયોજ્યો છે. ગુજરાતીમાં બાલાશંકરે 'કલાન્ત કવિ'માં ભારે સામર્થ્યથી તે પ્રયોજ્યો અને તે પછી સુન્દરમે. ઉદાહરણરૂપે અર્થગૌરવથી પ્રભાવક અને કવિતાના સંગીતથી આકર્ષક બની રહેલી - સદાય સંતર્પક એવી, કવિના 'મનુજ-પ્રણય'ની અંતિમ પંક્તિઓ જોઈશું અને વિરમીશું. ગુજરાતી કવિતાની સમૃદ્ધિના અ-મૃત અંશરૂપ આ પંક્તિઓ-આપણા આ પ્રસન્ન-પ્રોજ્જ્વલ કવિની ભારતી કેવી તો ભાવોન્નત ને તેજોમય ભાસે છે, સૌંદર્યશ્રીથી કેવી દીપ્તિમંત બની રહે છે તે પ્રમાણવા એનું-શ્રવણ માત્ર પર્યાપ્ત છે :

*મને અંગેઅંગે અણુઅણુ મહીં કો પરસતું*
*ગયું, એવા શૈત્યે ઝરઝર રસો કો વરસતું*
*રહ્યું એવા, જેવા મનુજ જગમાં ક્યાંય ન વસ્યા !*

*વસ્યા એ મીઠેરા રસ અમિત જ્યાં અમૃતરસ્યા,*
*ત્યહીં મારાં હાવાં ચરણ વળતાં તૃપ્ત-તરસ્યાં.*

[ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં એમ.એ. ગુજરાતીના વિદ્યાર્થીઓ સમક્ષ તા. ૨૩-૧-૧૯૯૮ના રોજ આપેલું વ્યાખ્યાન]



## સાભાર સ્વીકાર

રન્નાદે પ્રકાશન(૫૮/૨, બીજે માળ, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)નાં :

અહો નિર્મિશાત્મક ! (કાવ્યસંગ્રહ) : નિર્મિશ ઠાકર, કિં. રૂા. ૫૫/-; ગુલમહોરના ઘૂંટ (ગઝલસંગ્રહ) : સંપા. દીપક બારડોલીકર, કિં. રૂા. ૫૦/-; આસ્વાફળ (નવલકથા) : મોહન પરમાર, કિં. રૂા. ૮૦/-; અંતરવહેણ (નવલકથા) : ડૉ. બેચરભાઈ પટેલ, કિં. રૂા. ૯૦/-; તમે અને તમારો આહાર (આરોગ્ય) : ડૉ. નીરજા પરીખ, કિં. રૂા. ૮૫/-; આત્માની નદીના કાંઠે (નિબંધ) : વીનેશ અંતાણી, કિં. રૂા. ૭૫/-; આસોમાં ઊઘડતો અષાઢ (નિબંધ) : યજ્ઞેશ દવે, કિં. રૂા. ૫૫/-; માયાનગર (નિબંધ) : રજનીકુમાર પંડ્યા, કિં. રૂા. ૭૫/-; સિદ્ધિનાં પગલાં (નિબંધ) : ફાધર વર્ગીસ પૉલ, કિં. રૂા. ૭૦/-; અજબ ભયો છે ખેલ (નિબંધ) : વિજય શાસ્ત્રી, કિં. રૂા. ૪૫/-; આનંદની આરાધના (નિબંધ) : રમણ પાઠક 'વાચસ્પતિ', કિં. રૂા. ૧૦૦/-; વિચારમાધુરી (નિબંધ) : યાસીન દલાલ, કિં. રૂા. ૫૦/-; અવાજના એક્સ રે (કાવ્યસંગ્રહ) : યોસેફ મેકવાન, કિં. રૂા. ૬૫/-; તૂણીર (કાવ્યસંગ્રહ) : પ્રવીણ ગઢવી, કિં. રૂા. ૩૦/-; સૂરજને પડછાયો હોય (નાટક) : રમેશ પારેખ, કિં. રૂા. ૫૦/-; કથાસૂત્ર (પ્રેરક કથાઓ) : રાધેશ્યામ શર્મા, કિં. રૂા. ૯૫/-; સૂક્તિઓ (વિચારકણિકા) : સંપા. સૌ. દીપ્તિ શાસ્ત્રી, કિં. રૂા. ૧૫/-; વિદેશી ગઝલો (ગઝલસંગ્રહ) : સંપા. દીપક બારડોલીકર, કિં. રૂા. ૭૫/-; ક્ષણોની સફર (કાવ્યસંગ્રહ) : નંદિતા ઠાકોર, કિં. રૂા. ૭૦/-; ખુરશીઓ (નાટક) : મૂ. લે. યૂજીન ઈયોનેસ્કો, અનુ. દિગીશ મહેતા, કિં. રૂા. ૩૦/-; ગંગુ ગોટીના ગુબ્બારા (હાસ્યવ્યંગ) : સાકળચંદ પટેલ, કિં. રૂા. ૨૦/-; ફેરો (નવલકથા) : રાધેશ્યામ શર્મા, કિં. રૂા. ૬૦/-; થોડુંક આકાશ...થોડીક ધરા (નિબંધ) : ડૉ. ચંદ્રકાન્ત મહેતા, કિં. રૂા. ૧૭૫/-; વહેતું આકાશ (ટૂંકી વાર્તા) : મહેશ દવે, કિં. રૂા. ૬૫/-; નિધિ અને સંનિધિ (આધ્યાત્મિક) : રાધેશ્યામ શર્મા, કિં. રૂા. ૧૧૦/-.

ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.(૧-૨, અપર લેવર, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ - ૩૮૦ ૦૦૬)નાં :

વિચાર-વિચાર : હરિવલ્લભ ભાયાણી, કિં. રૂા. ૬૦/-; દેશ-વિદેશની રંગભૂમિ : ઉત્પલ ભાયાણી, કિં. રૂા. ૭૦/-; કંસારા બજાર : મનીષા જોષી, કિં. રૂા. ૬૦/-; ભમ્મરિયા કૂવાને કાંઠે : સંપા. સુરેન ઠાકર 'મેહુલ', કિં. રૂા. ૧૧૦/-.

# સ્વ. જયન્ત કોઠારીના પત્રો

સંપાદક : દર્શના ધોળકિયા

૧

તા. ૭-૯-'૮૪

પ્રિય બહેન દર્શના,

તમારો તા. ૨૨/૮નો પત્ર મળ્યો. તમે જે ભાવાદર વ્યક્ત કર્યો છે તે ધન્યતા ઉપજાવે એવો છે. દૂરદૂરને ખૂણે પણ કોઈ ચાહક નીકળે તો કોને ન ગમે ? ધીરેન્દ્રભાઈ જેવા પરિપકવ માણસ એમાં મધ્યસ્થ હોય એ પણ અભિમાન પ્રેરે એવી વાત છે. હું તો matter of factનો માણસ છું. એટલે મારે માટે તો આ મોટી મૂડી છે.

ખેર, આપણે મળીએ જ, અને આપણું આગળ કેમ ગોઠવાય છે તે જોઈએ. મળવા માટે રજાનો દિવસ વધારે અનુકૂળ, કેમ કે સવારે કૉલેજ અને સાંજે પરિષદ એમ મારું ગોઠવાયેલું છે, જોકે જરૂર લાગે તો કોઈ પણ દિવસે રાત્રે આઠેક વાગ્યે મળી શકાય. હવે રજાનો દિવસ તા. ૧૬/૯ છે. તે પછીના ૨૩, ૨૪ અને ૩૦ની રજાઓમાં અમદાવાદ ન હોઉં એવી થોડીક શકયતાઓ છે. ૩૧-૧-૨ પણ દાહોદ છું. ૪થીએ દશેરાની રજા અનુકૂળ છે. પછી ૬-૭ રજા છે, પણ કદાચ થોડો રોકાયેલો હોઉં. તે પછીના રજાના દિવસોએ મુક્ત જ હોઈશ.

રજાના દિવસો સિવાય આવવાનું અનુકૂળ લાગે તો સંકોચ ન અનુભવશો. તા. ૧૮મીએ કૉલેજમાં પરીક્ષાઓ છે એટલે મુક્ત જેવો હોઈશ. અને રાત્રે તો કોઈ પણ દિવસે બેસી શકાશે.

તાત્પર્ય કે હું અમદાવાદ નથી કે રોકાયેલો છું એ સિવાયના દિવસોએ ગમે ત્યારે ગોઠવો એમાં મુશ્કેલી નથી. માત્ર રજાના દિવસે વધારે નિરાંત રહેશે. અમદાવાદ આવો એટલે ફોન(ઘર-૪૦૫૦૫૭)થી સમય ગોઠવી શકાશે.

આવવાનું નક્કી કરો તો બને તો અગાઉથી જણાવશો, જેથી કંઈ પણ પ્રતિકૂળતા ઊભી થાય તો તમને જણાવી શકું.

અને ઉત્તર માટે ઇન્લૅન્ડ કે કશું મોકલવાનો અવિવેક ન કરશો. ઘરમાં આ સાધનો હોય જ છે.

સૌ સ્વજનોને મારાં ઘટિત કહેશો. શ્રી ધીરેન્દ્રભાઈને યાદ.

**જયંત કોઠારીના શુ.આ.**

ઉત્તર મોડો લખાયો, કેમ કે તા. ૨૩ ઑગસ્ટે મારાં માતુશ્રીનું નિધન થયું. અહીં અમદાવાદમાં જ, મારા ઘરે હતાં.

**જ.**

૨

તા. ૧૯-૧૨-'૮૪

પ્રિય ચિ. બહેન દર્શના,

તમારો તા. ૧૪મીનો અને તે પહેલાંનો પત્ર પણ મળ્યો છે. 'હૂંડી' વિશેની તમારી નોંધ મળી છે. તમારું પહેલું પગલું બરાબર જ છે. તમે સમજથી અને મહેનતથી કામ કર્યું છે. પણ આપણે ઘસીઘસીને આપણી વાત વધુ ને વધુ સાફ કરતાં રહેવાની રહેશે ને તે માટે મારાં સૂચનો આવ્યા કરશે. તેનાથી મૂંઝાશો નહીં. હાંસિયાથી માંડીને જે તમારે કેટલાક પાઠમાંથી પસાર થવાનું રહેશે, એ સઘળાને તાલીમનો ભાગ જ ગણશો.

તમારી નોંધ મારાં સૂચનો સાથે આ સાથે પરત કરું છું. પણ તમે રતનિયો ને કાશીદાસની હૂંડીનો પ્રત્યક્ષ વિનિયોગ નથી કર્યો. કાશીદાસની હૂંડી 'નવીન કાવ્ય-દોહન'માંથી તમે ઉતારી નથી ? આપણે કદાચ અર્વાચીનની નજીકની પણ માની હોય. પણ એના વિશે કશીક નોંધ તો કરવાની રહેશે. રતનિયાની હૂંડી 'બુદ્ધિપ્રકાશ', એપ્રિલ-જૂન ૧૯૪૩માં મુદ્રિત છે તે મેળવવી જ રહી, કેમ કે કે. કા. શાસ્ત્રીને મતે તો એ પ્રેમાનંદથીયે પૂર્વેની છે. આ મેળવ્યા પછી જ તમે તમારી નોંધ સુધારશો, એ ઠીક રહેશે. 'બુદ્ધિપ્રકાશ' તમને ત્યાં ન મળે તેમ હોય તો પછી મને જણાવો. કંઈક રસ્તો કરીશું.

નરસિંહ પછી કૃષ્ણદાસ વગેરે કોઈ નરસિંહમાંથી

ઉતારો ન કરે ને પ્રેમાનંદ જ કરે એ કેમ બને ? તમારી તુલના તો નરસિંહને નામે ચડેલી 'હૂંડી'ને પ્રેમાનંદ પછીની જ રચના ઠેરવે. વિકસિત પ્રસંગનિરૂપણ ને ભાષાભિવ્યક્તિ બંને દૃષ્ટિએ.

'હૂંડી' સાહિત્યસંગમ પૉકેટ બુકસમાં ૧૯૫૮માં મુદ્રિત થયાની માહિતી તમારી પાસે ક્યાંથી આવી છે ? આવું કશું મારી જાણમાં નથી. 'હૂંડી'નો સર્વપ્રથમ મુદ્રિત પાઠ કદાચ 'ગુજરાતી' દીપોત્સવી અંક ઈ. ૧૯૨૩નો જ હશે, જે પાઠ 'બુદ્ધિપ્રકાશ', માર્ચ ૧૯૬૫માં પુનર્મુદ્રિત થયો છે. નરસિંહકૃત હૂંડીની જુદી જુદી વાચનાઓ વિશે આપણે નોંધ કરવાની રહેશે, પણ આ પહેલો પાઠ હાથમાં આવ્યા પછી એ થઈ શકે. એ પાઠ પછી 'આત્મચરિતનાં કાવ્યો'નો પાઠ આવે ને પછી 'નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ'નો પાઠ આવે.

અભ્યાસસમિતિમાં તમારો વિષય તો મંજૂર થઈ ગયો છે. મેં યુનિવર્સિટીમાં ફોન કરેલો. પત્ર હજુ આઠ-દસ દિવસમાં આવશે. પછી ફી ભરી શકાશે. કીર્તિદાને પણ ભરવાની છે. એટલે એ તમારા મામાના દીકરા (એમનું વિશિષ્ટ નામ ભૂલી ગયો ! – અદ્વૈત ?)ને ફોન કરી ઘટતું કરશે કે કરાવશે. તમને પત્ર આવે તો તમે એ તમારા ભાઈને જ લખશો. હું તા. ૨૬ ડિસેમ્બરથી ૮ જાન્યુ. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં વિઝિટિંગ ફેલો તરીકે જાઉં છું એટલે અમદાવાદ નહીં હોઉં.

લગ્ન ખૂબ સરસ રીતે પતી ગયાં. કશો બીજો ભાર નહોતો, પણ થોડું રોકાણ રહ્યા કર્યું. હવે પાછાં બે અઠવાડિયાં રાજકોટ જવાનું છે તેથી અહીંનાં કામો પાછળ વધુ સમય આપવો પડે છે.

સ્ને. ધીરેન્દ્રભાઈને મારી ઉષ્માભરી યાદ આપશો. સૌ સ્વજનોને પણ ઘટિત.

હવે તમે ફેબ્રુઆરી અધવચ પછી આવી શકશો તો ત્યારે હું કૉલેજમાંથી પણ ઠીકઠીક પરવાર્યો હોઈશ. ત્યારે સમય લઈને જ આવશો, જેથી લાયબ્રેરીઓનું કેટલુંક ઝીણુંમોટું કામ પણ પતાવી શકાય. આ સુધારેલી નોંધ ત્યારે લાવી શકો અને 'શામળશાનો વિવાહ' વિશેની થઈ શકી હોય તો તે પણ.

**જયંત કોઠારીના શુ.આ.**

આની પહોંચ રાજકોટ લખશો.

મારું રાજકોટનું સરનામું :
જયંત કોઠારી,
દેરા શેરી, માંડવી ચોક,
રાજકોટ.

*હાંસિયાની નોંધ :* ગ્રંથાલયો inter-library લોન પર પુસ્તકો બીજાં ગ્રંથાલયોમાંથી મંગાવી વાચકને આપી શકતાં હોય છે. આ સગવડ ત્યાંનું કોઈ ગ્રંથાલય આપી શકે તો કેટલાંક પુસ્તકો પરિષદ ગ્રંથાલયમાંથી મેળવી શકાય.



## સાભાર-સ્વીકાર

અનુબંધ : ગોવિન્દભાઈ, પ્રકા. મિહિર મહેતા, બી/૩૩, પ્રિયદર્શિની એપાર્ટમેન્ટ-૨, બોડકદેવ, અમદાવાદ – ૩૮૦ ૦૧૫, કિં. રૂા. ૫૬/–; **સૌંદર્યની નદી નર્મદા** : લે. અમૃતલાલ વેગડ, પ્રકા. આર. આર. શેઠની કંપની, ૧૧૦/૧૧૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ – ૪૦૦ ૦૦૨ અને ફુવારા સામે, ગાંધી રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૧૨૦/–; **પડકાર-૧** : લે. મદનમોહન બી. વૈષ્ણવ, પ્રકા. મહાલક્ષ્મી મલ્ટીસર્વિસ એજન્સી, એસ-૫૩, પૂજન એપાર્ટમેન્ટ, ડૉ. જીવરાજ મહેતા હૉસ્પિટલ પાસે, જીવરાજ પાર્ક રોડ, વાસણા, અમદાવાદ – ૩૮૦ ૦૦૭, કિં. નથી; **પુસ્તકાલય પ્રવૃત્તિના પિતામહ : મોતીભાઈ અમીન** : લે. પ્રકા. ડૉ. ગીતા કિરણકુમાર શાહ, ક્યૂ-૫, સૌન્દર્ય એપાર્ટમેન્ટ, સી. પી. નગર પાસે, ઘાટલોડિયા, અમદાવાદ – ૩૮૦ ૦૬૧ કિં. રૂા. ૧૪૦/–; **તત્ત્વરૂપા** : લે. પ્રકા. પલ્લવી ભટ્ટ, 'અભીપ્સા', ૨૨, ગોકુલ સોસાયટી, સાંઈનાથ રોડ, પેટલાદ, કિં. રૂા. ૧૨૫/–.

# 'મિડિયા' અને 'મદિરા'

સુભાષ શાહ

ગ્રીક ટ્રૅજેડીના ત્રણ આદિ લેખકો, ઈસ્કીલસ, સૉફોકલીસ અને યૂરિપિડીસ. ત્રણે લગભગ સમકાલીન. એમનો સમય ઈ.સ. પૂર્વે ૫૦૦ની આસપાસનો. ઈ.સ. પૂર્વે ૪૮૦માં પિસ્તાલીસ વર્ષની ઉંમરે ઈસ્કીલસે સાલામિસ યુદ્ધમાં ભાગ લીધો અને જીત્યા ત્યારે પંદર વર્ષનો સૉફોકલીસ એ વિજયોત્સવમાં ઉત્સાહભેર ભાગ લેતો હતો. જ્યારે યુદ્ધ જે દિવસે શરૂ થયું એ જ દિવસે યૂરિપિડીસનો જન્મ.

ત્રણે મહાન નાટ્યકારો. ઈસ્કીલસના નાટકમાં કૉરસ અત્યંત મહત્ત્વનું અંગ હતું. એણે સૂત્રધાર કે વાર્તા કહેનારનું પાત્ર ઉમેર્યું અને માત્ર નૃત્ય અને ગાયનમાંથી સહેજ બહાર નીકળી નાટ્યસ્વરૂપને દૃઢ કર્યું. નાટકનું લેખિત સ્વરૂપ પણ હોય એ ઈસ્કીલસે બતાવ્યું.

સૉફોકલીસે કૉરસનું મહત્ત્વ સહેજ ઘટાડ્યું અને બીજાં પાત્રો ઉમેર્યાં, જેથી સંવાદ દ્વારા વાર્તાની પ્રવાહિતાને વેગ મળવો શરૂ થયો. છતાં વાર્તાનું મૂળ સ્વરૂપ તો કૉરસમાં જ રહેતું. એટલે કે સમૂહગાનમાં આવતી કથાનો જ આ રીતે વિકાસ થયો. પણ સૉફોકલીસે એનાં છેલ્લાં નાટકોમાં કથા પ્રમાણે કૉરસને ગોઠવ્યું અને આ પ્રયોગને એની ચરમસીમાએ પહોંચાડ્યો યૂરિપિડીસે.

યુરિપિડીસે કૉરસની અનિવાર્યતા ઘટાડી નાખી.

ત્રણે લેખકોમાં એક સામ્ય એ છે કે ત્રણે ખૂબ લાંબું જીવ્યા છે, લગભગ ૮૦ વર્ષની ઉપર. ત્રણેનાં નાટકોની સંખ્યા સોની આસપાસ છે.

દર વર્ષે થતા ગ્રીક નાટ્યમહોત્સવમાં ઈસ્કીલસ અને સૉફોકલીસને અનેક વખત પ્રથમ પુરસ્કારો મળ્યા છે, જ્યારે યૂરિપિડીસને આ બહુમાન માત્ર ચાર જ વખત મળેલું. આમ હોવા છતાં આજે વિશ્વમાં આ ત્રણે લેખકોમાંથી સૌથી વધારે પૉપ્યુલર ગ્રીક નાટ્ય-લેખક યૂરિપિડીસ છે.

ત્રણે જણે જે મહાન નાટકો આપ્યાં છે એમાં ઈસ્કીલસનું 'એગામેમ્નૉન', સૉફોકલીસનું 'ઈડિપસ' અને યૂરિપિડીસનું 'મિડિયા' સૌથી ઉપર મૂકી શકાય. પ્રથમ બે લેખકોમાં નાટકનો મુખ્ય વિષય હતો રાજખટપટ. કોઈનું ખૂન, કોઈનો બદલો, વ્યક્તિ અને નિયતિ કે વ્યક્તિ અને સમાજ. જ્યારે યૂરિપિડીસનાં નાટકોમાં કેન્દ્રસ્થાને છે મનુષ્ય. મનુષ્યની લાગણીઓ, મનુષ્યના ચિત્તતંત્રના ચિત્રવિચિત્ર સંકુલ મનોવ્યાપારો-એ જ નાટકના વિષયો છે. એને રસ પડે છે મનુષ્યના મનુષ્ય સાથેના સંબંધમાં, પછી એ સંબંધ પ્રેમનો હોય કે ધિક્કારનો, સહકારનો હોય કે બદલાનો, તીવ્ર હોય કે સહજ હોય.

હવે હું મૂળ વાત 'મિડિયા' નાટક અને એના રૂપાંતર 'મદિરા' પર આવું.

સૌથી પહેલાં હું મારાં કેટલાંક સામાન્ય નિરીક્ષણો જણાવું. આ નાટક અને એના વિશે વાંચતાં મને સૌથી વધુ આશ્ચર્ય એ વાતનું થયું કે જે સમયમાં આ નાટક લખાયું એ સમયનો સમાજ, એના લોકો, એમની સંવેદના અને કલા-સાહિત્ય તરફનો એમનો પ્રેમ અને અભિગમ કેટલાં પરિપક્વ હશે ?

'ઈડિપસ'માં પુત્ર પોતાની જ માતા સાથે લગ્ન કરે, એટલું જ નહીં, પરંતુ બાળકો પણ પેદા કરે... અથવા તો 'મિડિયા'માં વેરની તીવ્ર ભાવનાથી મા પોતાનાં જ બાળકોની ક્રૂર હત્યા કરે અને તે પણ પોતાના પતિની બેવફાઈનો બદલો લેવા... આવા વિષયો નાટ્ય-અભિવ્યક્તિ થાય... લોકો એને એના સાચા અર્થમાં આસ્વાદે... આ માત્ર અત્યંત પરિપક્વ સમાજમાં જ શક્ય છે. આજે આપણે ત્યાં હજી લોકો આ વાત સાંભળીને પણ અરેરાટી અનુભવે છે.

એટલે આવા મહાન લેખકો આવા પરિપક્વ સમાજનાં જ ફરજંદ હોઈ શકે.

સંવેદનાની આ પરિપક્વતા દુર્ભાગ્યે ગુજરાતમાં નથી અને એટલે જ વિશ્વસ્તરના આપણી પાસે સમ ખાવા પૂરતાય લેખકો નથી કે નથી એવાં નાટકો.

ખેર, ફરી પાછા 'મિડિયા' પર. એની મૂળ વાર્તા કંઈક આવી છે.

દુષ્ટ કાકા પેલિઆસ, રાજ્યના સાચા વારસ જેસોનને એક દૂરના રાજ્ય કોલ્ચીમાં મોકલે છે. ત્યાં યુદ્ધ કરી, ત્યાંના રાજાનું સોનેરી સુંવાળું કવચ અને ખજાનો લાવવાનો છે. કોલ્ચીનો રાજા રાક્ષસી અને માયાવી ચોકીદારોથી સુરક્ષિત છે. એમને ભેદીને જવામાં જાનનું પણ જોખમ છે. કોલ્ચીની મિડિયા, માયાવી અને આસુરી શક્તિ ધરાવતી રાજકુમારી જેસોન તરફ આકર્ષાય છે. અને એની મદદથી જેસોન પોતાનું અભિયાન પાર પાડે છે.

પિતાને છેતરી, સગા ભાઈની હત્યા કરી મિડિયા જેસોન સાથે ચાલી નીકળે છે. એની સાથે લગ્ન કરે છે. બે બાળકોને જન્મ પણ આપે છે. પાછા આવી જેસોન કાકા પાસે પોતાનો હક્ક માંગે છે. કાકા ના પાડે છે. મિડિયા પોતાની આસુરી શક્તિનો ઉપયોગ કરી કાકાને મારી નાંખવાનું કાવતરું કરે છે, પણ નિષ્ફળ જાય છે, અને કાકા જેસોન, મિડિયા અને એનાં બે બાળકોનો દેશનિકાલ કરે છે. ત્યાંથી નીકળી આ ચારે જણ કૉરિન્થમાં આશ્રય લે છે. કૉરિન્થનો રાજા ક્રેયોન એમને આશરો આપે છે. આ ઉપકારના બદલામાં જેસોન ક્રેયોનની દીકરી સાથે લગ્ન કરે છે. આ દગા અને બેવફાઈથી છંછેડાયેલી મિડિયાનો પ્રેમ ધિક્કારમાં પરિણમે છે. અને અંતે ક્રેયોનની દીકરીને પોતાનો જાદુઈ રોબ ભેટ ધરી, પહેરાવી સળગાવી મૂકે છે અને પતિ પણ પુત્રપ્રેમ ક્યારેય ના પામી શકે એ આશયથી બંને બાળકોની હત્યા કરે છે.

સમગ્ર નાટકની ઘટના કૉરિન્થમાં ઘટે છે, અને અંતે એનો પતિ એને કંઈ પણ કરી શકે એ પહેલાં મિડિયા અવકાશમાં ડ્રેગનથી હંકારાતા રથમાં બેસી ચાલી જાય છે.

આ અદ્‌ભુત અને રૂંવાડાં ઊભાં કરી નાખે એવી કથામાં મુખ્ય ઘટના ગણવી હોય તો મિડિયા દ્વારા એનાં બે બાળકોની હત્યા. અને ત્યાં સુધી પહોંચવાની પ્રક્રિયા દરમ્યાન એક સ્ત્રીના હૃદયની જે રીતે યૂરિપિડીસે ઝાંખી કરાવી છે એવી ભાગ્યે જ કોઈ અન્ય લેખકે કરાવી હશે. એ કેમ બાળકોની હત્યા કરે છે ? એનું એક જ કારણ નથી, અનેક છે. જેવાં કે, એ બાળકોને અનહદ ચાહે છે, અનહદ ધિક્કારે છે, જેસોનને હડધૂત કરવા અને આઘાત આપવા માટે, એના વંશનું નિકંદન કાઢવા, પોતાનું અને પોતાના દેશનું અહમ્ અને ગૌરવ જાળવવા, એનું હનન થતાં એનો બદલો લેવા, બાળકોને કૉરિન્થની સત્તાથી બચાવવા, કેમ કે એને ડર હતો, એ લોકો જરૂર એની હત્યા કરશે, અને આ બધાને અંતે, સાચા-ઠોસ-કારણની નથી એને ખબર, નથી આપણને-

યૂરિપિડીસની મહાનતા જ આ છે કે એ મિડિયા માટે કોઈ આદર્શ નથી રજૂ કરતા. એ કેવી હોવી જોઈએ એનો ક્યાંય અણસાર પણ નથી.

સૉફોકલીસે માનવ કેવો હોવો જોઈએ એનાં નાટકો કર્યાં છે.

જ્યારે યૂરિપિડીસે માનવ કેવો છે એનાં નાટકો કર્યાં છે.

સ્ત્રીને જ મુખ્ય પાત્ર રાખી જે અનેક નાટકો લખાયાં છે, જેમ કે રેસિનનું 'ફેદ્રા', શેકસપિયરનું 'મેકબેથ'- એમાં લેડી મેકબેથ, ઇબ્સનનું 'ડૉલ્સ હાઉસ' વગેરે... આ બધાંમાં અત્યંત વિદ્રોહી, પ્રબળ, પુરુષપ્રધાન સમાજ સામે બળવો પોકારનાર જો કોઈ પ્રથમ સ્ત્રી હોય તો તે મિડિયા છે.

બીજાં બધાં જ અદ્‌ભુત નાટકો છે. પણ મિડિયાની જે તીવ્રતા છે એ તીવ્રતાની પ્રતીતિ ભાગ્યે કોઈ અન્ય નાટકમાં થાય છે.

નાટક ભજવી શકાય તેવું હોય, પ્રત્યાયન થતું હોય, જે રસ મૂળ લેખક, અનુવાદક કે કલાકારો અનુભવે એ સામે પ્રેક્ષકોને પહોંચે છે કે નહીં - જો પહોંચે તો બાકીનું પીંજણ એ મહત્ત્વનું છે - વિવેચકો માટે.

ઈ.સ. પૂર્વે ૪૩૧માં જ્યારે ખુલ્લા પ્રાંગણમાં દસથી પંદર હજાર પ્રેક્ષકો વચ્ચે આ નાટક પ્રથમ વખત ભજવાયું હશે અને મિડિયાનું પાત્ર ભજવતી કલાકાર પ્રવેશીને પહેલું જ વાક્ય "Ah ! A wretched suffering woman !" બોલતી હશે ત્યારે પ્રેક્ષકોને કેવો રોમાંચ થતો હશે ? અને જ્યારે પોતાની વેદનાને ચરમસીમાએ પહોંચાડતાં, બાળકોને ઉદ્દેશીને કહેતી હશે,

"Oh, you children
accursed from the womb,
hence to destruction"—

ત્યારે કેવા હશે એના ચહેરાના ભાવ ! અને કૉરિન્થનો રાજા ક્રેયોન એને અને એનાં બાળકોને ચાલ્યાં જવાનું કહે છે, ત્યારે મિડિયા એને કહે છે –

"Ah ! to mortals what curse is love !"

આ નાટક યૂરિપિડીસે લખ્યું હશે ત્યારે એક ચોક્કસ દાર્શનિક ભૂમિકાથી લખ્યું હશે. કયો હશે એનો meta-physical problem ? કઈ હશે એની દાર્શનિક ભૂમિકા, વારુ ? એ આપણે નાટકમાંથી જ શોધવી રહી. માનવ જે છે તે આ છે - એનાં કૃત્યોને નીતિ-અનીતિ કે સત્-અસત્‌ના પલ્લામાં મૂકી મૂલવવાને બદલે એનાં સાક્ષી બનો-સહાનુભૂતિપૂર્વકનાં સાક્ષી. મિડિયાનો જેસોન માટેનો ઉત્કટ પ્રેમ જેટલો મહાન છે - એ જ પ્રેમનું તીવ્ર ધિક્કારમાં થયેલું રૂપાંતર પણ એટલું જ મહાન છે. એક સ્ત્રી જે અનુભવી શકે અને પરિણામે કરી શકે તે આ જ.

મહાન નાટ્યકાર રેસિનના 'ફ્રેઈદ્રા' નાટકમાં નાયિકા પોતાના ઓરમાન પુત્રને ઉત્કટતાથી ચાહે છે અને એનો જ્યારે ઇન્કાર થાય છે ત્યારે એ પણ નાગણ જ બને છે અને વિષપાન કરી પોતાનો જ સર્વનાશ નોતરે છે. એની અંતિમ એકોક્તિમાં એ પોતાના આ ઉત્કટ પ્રેમનો જાહેરમાં સ્વીકાર કરે છે અને કહે છે –

"આ હું છું."

એમ જ 'ડૉલ્સ હાઉસ'ની નિર્ભ્રાંત નાયિકા જ્યારે ગૃહત્યાગ કરે છે ત્યારે એ કોઈ પણ પ્રકારના મૂલ્યની સ્થાપના કરવાને બદલે પોતાના પ્રેમના અસ્વીકાર અથવા તો નિર્ભ્રાંતિની વેદનાનો અનુભવ કરે છે.

આ ગોત્રની પ્રથમ નાયિકા 'મિડિયા'ને અન્ય ભાષામાં ઉતારવું સહેલું તો નથી જ. મૂળ ભાષાના સંસ્કાર, એની ગરિમા, એના કાકુ એ બધાના ભોગે એનો મુક્ત અનુવાદ અથવા મુક્ત રૂપાંતર ન જ થઈ શકે એમ પણ નથી. પરંતુ એને માટે અનુવાદકની પ્રતિભા સર્જક જેટલી જ મહાન હોય તો વાત ચોક્કસ બને.

મેં જ્યારે 'મિડિયા' અને ચં. ચી.ના 'મદિરા' નાટકની વાતની શરૂઆત કરી ત્યારે કહેલું કે ચં. ચી. મહેતાના કોઈ પણ સર્જનનો નિતાંત સ્વીકાર મુશ્કેલ છે. જેને સંઘેડાઉતાર કૃતિ કહીએ એવી અત્યંત અલ્પ, કદાચ આંગળીને વેઢે ગણી શકાય તેટલી, હશે, તેમ છતાં ચં. ચી. મહેતાનું ગુજરાતી સાહિત્યમાં જે પ્રદાન છે એ એવું 'વિચિત્ર' છે ('વિશિષ્ટ' નહીં) કે એની ઉપેક્ષા પણ શક્ય નથી જ.

ચં. ચી. નાટકના જીવ હતા. એમને ગુજરાતી રંગભૂમિ અને સાહિત્યની પડી હતી. એ બંને માટે કંઈ કરી છૂટવા વિહ્વળ હતા. સતત કંઈક કરતા રહેતા હતા. કદાચ એ જાણતા હતા કે પોતે મહાન નાટ્યલેખક કે સર્જક નથી. એવો એમણે દાવો પણ નથી કર્યો.

ચં. ચી. મહેતાએ કરેલા અનુવાદ/રૂપાંતરની ચર્ચા દરમ્યાન એક વાત એ આગળ આવી કે મૂળ લેખકની દાર્શનિક ભૂમિકા અનુવાદ/રૂપાંતરમાં જળવાતી નથી. જેમ કે સાર્ત્રના No Exitના રૂપાંતર 'કરોળિયાનું જાળું'માં સાર્ત્રને જે 'તત્ત્વજ્ઞાન' અભિપ્રેત છે (existentialism ?) તે રૂપાંતરમાં ક્યાંય ડોકાતું નથી. પણ મારી દૃષ્ટિએ ચં. ચી.નો એ પ્રશ્ન જ નથી. જેમ નિર્માતા/દિગ્દર્શક જ્યારે નાટક વાંચે ત્યારે એની પહેલી નજર નાટકની મંચનક્ષમતા કે નિર્માણક્ષમતા ઉપર જાય, ભાષાવિદ્‌ની પ્રથમ નજર ભાષા પર જાય, તેમ જ ચં. ચી.ની નજર નાટકની ચાવીરૂપ ઘટના કે પાત્ર ઉપર અટકી જાય છે અને એને જ ધ્યાનમાં રાખી એ પોતાની રીતે-મૂળ નાટ્યબીજને આધારે-નાટક વણી લે છે.

મિડિયાનું નામ મદિરા કેમ રાખ્યું હશે વારુ ? 'મંદિરા' ઉત્તમ લાગત એવી મારી પ્રથમ પ્રતિક્રિયા હતી.

ખેર, આર્ય પ્રદેશ અને અનાર્ય પ્રદેશ જેવાં પ્રદેશોનાં નામ, પાત્રોનાં નામ વગેરે ઝટ મોઢે ચઢે એવાં નથી. પરંતુ ભાષામાં કેટલીક જગાએ ચં. ચી. મહેતાએ ખૂબ મઝા કરાવી છે. મારું સ્પષ્ટ માનવું છે કે. ચં. ચી. મહેતાએ જે છૂટછાટ લઈ રૂપાંતર કર્યું છે એવી જ ભાષા સાથે છૂટછાટ લઈ કોઈ નિર્માતા/દિગ્દર્શક આ નાટક રજૂ કરે તો એ જરૂર રસપ્રદ બને.

આ પ્રકારનાં નાટકોના રૂપાંતરનો એક મોટો પડકાર મૂળ કૃતિને સાંપ્રત મૂલ્યો, પરિવેશ અને વાતાવરણમાં ઢાળવાનો છે, એના reinterpretation-પુન:અર્થ-ઘટન-નો છે, સાંપ્રત અભિગમથી એને જોવાનો છે, જે સર્જન જેટલું જ મુશ્કેલ અને મહાન છે.

'Medea' - આધારિત એક ફિલ્મ 'Act of Passion' જોયાનું યાદ છે, જેમાં ફિલ્મ ત્રણ ત્રણ સમાંતર પ્રવાહોમાં અદ્દભુત રીતે વહે છે. મૂળ નાટક ઉપરથી સાંપ્રત સમયમાં બની રહેલી ફિલ્મ, ફિલ્મની વંધ્ય નાયિકા-એના સર્જનાત્મક અભિનયના પ્રશ્નો-અને હાલમાં જ બાળકોની હત્યાના ગુના સબબ જેલ ભોગવી રહેલી નારીની મુલાકાત-આ બધું જ દૃશ્ય-શ્રાવ્ય માધ્યમમાં એટલી રોમાંચક રીતે રૂપાંતરિત થતું હતું કે ક્ષણે ક્ષણે ઉત્કટ રસાનુભૂતિનો સાક્ષાત્કાર થતો હતો.

આ બહુ દૂરની વાત છે. ચં. ચી. મહેતાનો આભાર એટલા માટે માનવો જોઈએ કે જ્યારે પાશ્ચાત્ય સાહિત્ય અહીં પાપાપગલીએ આવતું હતું ત્યારે એમણે મૂળ લેખકો-મૂળ કૃતિ તરફ જવાની પૂર્વભૂમિકા પૂરી પાડી. આ એમનું આપણા પરનું ઋણ છે.

અને કોઈ પણ કૃતિ, પછી તે મૌલિક હોય કે અનુવાદ હોય, એના વિશે વાત કરતા પહેલાં, એને મૂલવતા પહેલાં ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય અને અન્ય-ભાષાઓના સાહિત્યિક પ્રવાહોને ધ્યાનમાં લેવા જ જોઈએ.

સર્જનમાં લાગણીવેડા ન જ પોષાય, પરંતુ આસ્વાદ કે વિવેચનમાં સહાનુભૂતિપૂર્વક કૃતિ પાસે જવું જોઈએ એમ અમારું માનવું છે.

એ રીતે જોતાં 'નભલોચન' અને 'મદિરા'નાં પાત્રા- લેખનો, ગર્ગની કેટલીક ઉક્તિઓ વ. રસપ્રદ તો છે જ. સાથે મૂળ નાટકનો ઉઘાડ નર્સ અને એટેન્ડન્ટથી થાય છે. જ્યારે 'મદિરા' નાટક ચોકીદારોની વાતચીતથી ઊઘડે છે, જે ભારતોચિત છે. જે સહેજ ખૂંચે છે એ આ વાત કે મૂળ નાટકમાં - આગળ જે ભયાનક બનવાનું છે એનો સંકેત શરૂઆતમાં જ ખૂબ જ સરસ રીતે આપી દીધો છે. Medea એના પ્રવેશ પહેલાં પાર્શ્વમાંથી જ બોલે છે -

O you children,<br>
Accursed from the womb,<br>
Hence to destruction.<br>
You brood of a loathed one forsaken,<br>
forsaken ?<br>
Hence with your father, and perish our<br>
home in the blackness of doom !

જ્યારે આ બિંદુ પર પહોંચતાં 'મદિરા'માં ખૂબ જ વિલંબ થાય છે, જેને કારણે નાટકની પકડ સહેજ મોડી આવે છે.

આ બધાને અંતે પણ 'મદિરા' એક આસ્વાદ્ય રૂપાંતર છે.*

---

* 'સી.સી. મહેતા અને સાંપ્રત રંગભૂમિ' પર યૂ.જી.સી.એ વડોદરાની ફેકલ્ટી ઑફ પરફૉર્મિંગ આર્ટ્સના નાટ્ય-વિભાગમાં યોજેલ સેમિનારમાં પ્રસ્તુત.



## સાભાર-સ્વીકાર

જામનગર જિલ્લાના વિદ્યમાન ગુજરાતી સાહિત્યકારોનો પરિચયકોશ : સંપા. ડૉ. ઈશ્વર પરમાર, પ્રકા. શ્રી સદાનંદ બ્રહ્મચારી, મંત્રી, શ્રી શારદાપીઠ વિદ્યાસભા, દ્વારકા, કિં. રૂા. ૧૦/-; ઉજાસનું પ્રથમ કિરણ : લે. લતા હીરાણી, પ્રકા. કુસુમ પ્રકાશન, ૬૧/એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂા. ૨૦૦/-; મોઢેરાનું માણેક ઉમિયાશંકરભાઈ : લે. કૃપાશંકરભાઈ જાની, પ્રકા. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૨૦/-; સૂર્યોન્મુખ : એ. કે. ડોડિયા, પ્રકા. 'સમાજમિત્ર' પ્રકાશન, પ્લૉટ ૬૩/૧, સેક્ટર ૧૪, ગાંધીનગર, કિં. રૂા. ૪૦/-; દુંદુભિ : સંપા. દલપત ચૌહાણ, હરીશ મંગલમ્, પ્રવીણ ગઢવી, પ્રકા. રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂા. ૭૦/-; રસેશ્વર વ્રજરાજ : ગંગાદાસ પ્રાગજી મહેતા, પ્રકા. કુસુમ પ્રકાશન, ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭, કિં. રૂા. ૫૦/-.

# નિત નવા વંટોળ

પ્રીતિ સેનગુપ્તા

**સહેતાં, સ્વીકારતાં, સમજતાં-**

અઢી હજાર વર્ષો પહેલાં સૉક્રેટીસ નામના એક જણે જાહેર કર્યું-Know thyself. એટલે શું ? 'જાતને જાણો' કે 'પોતાને ઓળખો' તે ? પણ આ શબ્દોનો કોઈ અર્થ ખરો ? અને આ શબ્દોનો ખરો અર્થ કયો ?

શું સૉક્રેટીસ પોતે જ પોતાને જાણી શકેલા ? વાયકાઓ પરથી લાગે છે કે એમની પત્ની તો એમને નહોતી જ ઓળખી શકી ! કોઈ કોઈને ઓળખી શકે છે ખરું ? ક્યારેય ? આપણે આપણી જાતને ઓળખીએ છીએ, એમ ધારો કે આપણે કહીએ કે માનીએ, પણ બીજી કોઈ વ્યક્તિ આપણને ઓળખી શકે છે ખરી ?

જવાબ જો 'ના' હોય તો નિરાશ થઈને, 'આ જ છે જીવનની વાસ્તવિકતા'-એમ સ્વીકારીને બેસી રહેવાનું, અને જવાબ જો 'હા' હોય તો એની પાછળ ઊગી આવતા બીજા કેટલાયે પ્રશ્નોને ખંખેરવાની તૈયારી રાખવાની.

જો જાતને અથવા અન્યને ઓળખવાની શક્તિ અથવા શકયતા અંગેની ચર્ચા-વિચારણા અધરી અને અંત વગરની લાગતી હોય તો બીજો એક પ્રશ્ન : "આપણને કોઈ કઈ રીતે ઓળખે તો આપણને ગમે ?"- એનું શું ? આ પ્રશ્ન વિવિધ સ્તરે તોળાયેલો છે, અને એના જવાબ એકથી અત્યધિક છે.

ખરેખર તો, શીશમહલમાં પડતાં બહુસંખ્ય પ્રતિબિંબોનું કલ્પન સૂઝી આવે છે. માણસના જેટલા મનોભાવ, તેટલી એની ઓળખ. આમાં કોઈને એનો અમુક ભાવ જોવા મળે, તો બીજાને તમુક; તેથી એક વ્યક્તિ જુદી જુદી રીતે જોવાતી ને ઓળખાતી રહે. શું એ વ્યક્તિને આ સ્વીકાર્ય અને સંતોષપ્રદ હશે ?

જવાબ જો 'હા' હોય તો નિરાંત થઈ, ને વ્યક્તિ છુટ્ટી; પણ જવાબ જો 'ના' હોય તો શું ? એ વ્યક્તિએ આ બાબતે કઈ રીતે જાત સાથે સમાધાન કરવાનું ?

ચાર આંધળા હાથીને માટેનાં પોતપોતાનાં નિરીક્ષણને સાચાં ઠરાવવાનો આગ્રહ રાખે તો હાથી શું કરે ? સભા ભરીને જાતની સમજૂતી આપે કે "હશે" કરીને મન વાળી લે ? માણસ પાસે પણ આ બે સિવાય કયાં બીજા ઉપાય હોય છે ? જોકે સમજૂતી આપવાથી સામાં સમજવાનાં નથી હોતાં, તેથી મન વાળી લેવાની ટેવ જ પાડવાની રહેતી હોય છે.

એક ચાદરને પણ આપણે આખી ખોલીને જોયા પછી પસંદ કરતાં હોઈએ છીએ, તો વાળીને, ગડી કરીને રાખેલા મનનો કે સ્વભાવનો, કે વ્યક્તિત્વનો, કે જીવનનો-આવિર્ભાવ કઈ રીતે દર્શાવવવાનો ? ને પામવાનો ?

જો એ આવિર્ભાવ સમગ્ર રીતે આપવા ને મેળવવાનો શકય જ ના હોય-ને જો એ આંશિક રીતે જ શકય હોય-તો એ કયા અંશે શકય થાય તો ગમે ? ઘણા વખતથી મનમાં આ પ્રશ્ન અમળાતો રહ્યો છે, ને એ વિષે વિચાર કરતાં કરતાં એટલું સમજાયું છે કે જવાબ અત્યંત જટિલ છે. આના સંદર્ભમાં જોતાં લાગે છે કે "જાતને જાણો"-એ સૂત્ર તો સહેલું ને સંભવિત એવું સોપાન છે.

"આપણી જાતને કોઈ કઈ રીતે જાણે કે ઓળખે- તો આપણા મનને ગમે ?"-મને કોઈ આપો ને આનો જવાબ. એટલો ખ્યાલ તો મળે છે કે સમય, સ્થળ, પ્રસંગ, પરિસ્થિતિ ઇત્યાદિ પ્રમાણે, તેમજ વ્યક્તિની ઇચ્છા, રુચિ, અગત્ય ને આવશ્યકતા પ્રમાણે, જુદી જુદી ગડી બહાર દેખાતી જતી હોય છે. એટલે કે, એ કઠ-પૂતળી પોતાની દોરી પોતાના હાથમાં રાખી શકી છે. એ પછી પણ એના મનમાં આનંદ ને સંતોષ હશે ખરો ?

જે લોકો પોતાના મનોભાવ-કે વર્તન, કે ભાગ્ય-ના તાણાવાણા પર આવું પ્રભુત્વ રાખી શકતાં ના શીખ્યા હોય, એમને એક અજંપો જરૂર રહેવાનો. એમની સંવેદિતા ઇચ્છતી હોય, ઝૂરતી હોય સમગ્ર રીતે પોતાની ઓળખાણ જાહેર થતી રહે તે માટે. એ આંશિક હોય

એટલું જ નહીં, પણ જે અંશો અન્ય દ્વારા જોવાતા ને નોંધાતા હોય તે એમને ઉદાસ કરી રહે છે. જેની પાસે છેતરપિંડી કે આડંબરનું ઓઠું ના હોય તેવા સાદા-સીધા સર્વ-જન પાસે અજંપા અને છાની ઉદાસી સિવાય શો રસ્તો હોય ?

નૈતિક જ નહીં, પણ અન્ય સ્તરે પણ આ આંશિક ઓળખાણ પૂરતી નથી થતી હોતી. સાધારણ જેવાં પ્રશ્નો, અનુમાનો, ધારણાઓ તથા ધૃષ્ટતાઓ ઉત્તરોત્તર વધારે મિથ્યા કે સીમિત તારણ નિપજાવતાં રહે છે. જોરથી માથું ને હાથ હલાવીને સર્વ-જન વિરોધ નોંધાવવા, સમજૂતી આપવા પ્રયત્ન કરે છે; સભા-જન બહેરો બનેલો હોય છે. ''ઓહ, તમે પશ્ચિમી કપડાં જ પહેરો છો ?'' કે ''ઓહ, તમે કેવળ સાડી જ પહેરો છો ?'' કે ''ઓહ, તમે મોટર ચલાવતા જ નથી ?'' કે ''ઓહ, તમે મંદિરે જતા જ નથી ?'' કે ''ઓહ; બધી હિન્દી ફિલ્મો જુઓ છો તમે ?'' કે ''ઓહ...ઓહ...ઓહ...''

''ના, ભઈ, ના, એવું નથી; ભઈ, એવું નથી-'' એ લોકો પ્રયત્ન કરતા રહે છે; પોતાની ઓળખાણની અધૂરપ એમના મનને મૂંઝવતી, ને ડંખતી રહે છે. કદાચ છેલ્લે તો સ્વજનો તથા સહૃદય મિત્રો પર જ આશા રાખવાની હોય છે કે એ બધાં તો આપણને સાચી રીતે ઓળખતાં હશે ને ! કે પછી એનીયે શી ખબર ?!

એક રીતે જોતાં એમ લાગે છે કે અજાણ્યાંની વચમાં આપણે વધારે સુરક્ષિત હોઈએ છીએ-કોઈ પૂર્વ-સંકલ્પિત નિષ્કર્ષો ના હોય, તેથી. આવા ચેન-આરામમાં ઘણાં વર્ષો મેં અનેક દેશોના પ્રવાસમાં ગાળ્યાં છે. જાણે ખલીફા હારૂન અલ-રશીદની જેમ ગુપ્ત વેશમાં નગરચર્યા કરી છે. ભારતીયપણું તો, અલબત્ત, રહેવાનું જ. રંગ, રૂપ ને દેખાવને ક્યાં સંતાડવાનાં ? એવી કોઈ જરૂર કે ઇચ્છા પણ નહીં જ. પરન્તુ ''શું ?, શા માટે ?, કેમ નહીં ?'' જેવી પૃચ્છાથી વીંધાયા વગર-કેવળ એક માનવ તરીકે, વ્યક્તિ તરીકે-જીવી શકાય તો ગમે તો ખરું જ ને ?

ભારતીય તરીકે પણ અન્ય દેશોનાં પ્રજાજનો મને કઈ રીતે જાણે, કે પ્રમાણે તે ગમે ?-જેવો પ્રશ્ન જાતને પૂછવાની જરૂર તાજેતરમાં ઇન્ડોનેશિયામાં પડી. ત્યાંના બાલી અને લૉમ્બૉક ટાપુઓ પર થઈને મેં પૂરાં ત્રણ અઠવાડિયાં ગાળ્યાં. એમાં એક પણ દિવસ એવો નહોતો કે જ્યારે ત્યાં અત્યંત પ્રિય બનેલી એક હિન્દી ફિલ્મનું નામ મારી સામે કે આગળ-પાછળ ઉચ્ચારાયું ન હોય, કે 'બૉલિવુડ'ના સિતારાઓ માટે મને કોઈએ કશું પૂછ્યું ના હોય. પછી તો જાણ્યું કે છેલ્લાં બેએક વર્ષથી આખા ઇન્ડોનેશિયામાં દરરોજ એક કે વધારે ભારતીય-હિન્દી તેમજ દક્ષિણની ભાષાઓમાં-ફિલ્મો ટેલિવિઝન પર બતાવાય છે. લગભગ એ બધીના સંવાદ ત્યાંની રાષ્ટ્રભાષામાં પરિવર્તિત કરાયા હોય છે. ફિલ્મનાં નામ પણ બદલાઈ ગયાં હોય. એકાદનું નામ જ મૂળ હિન્દીમાં રખાયું હશે, જે એ દેશની લાખો જીભે ચડી ગયું હશે, એમ અનુમાન છે.

એકની એક પ્રવાસી ભારતીય હોઈશ તેથી જાણે એ બધાં મારા પર તૂટી પડ્યાં હતાં. આવા ઉપરછલ્લા સંદર્ભ સાથે આમ સળંગ, સતત સંકળાવું બહુ નાપસંદ અને કંટાળાજનક થયું. ભારતીય હોઉં તેથી શું આ જ ઓળખ હોય ? ને એ સહી-સ્વીકારી પણ લેવાની ? અપવાદરૂપે કેટલાક પ્રસંગ પડ્યા હતા-જ્યારે હિન્દુ ધર્મ પાળતા બાલી ટાપુના એક પૂજારીએ ભારતના પૂજારીઓ વિષે પૂછ્યું; ને એક દુકાનદારે મારી પાસે કૃષ્ણ, રામ, લક્ષ્મી તેમજ સરસ્વતી માટેનાં પૂજા-સૂત્રો લખાવી લીધાં; ને ઉતારા પરના હજુ યુવા-વયી એવા સંચાલકે વિનંતી કરી કે ''હવે ફરી આવો ત્યારે ગંગા-જળ લેતાં આવજો. એ બહુ પવિત્ર છે, ને હું તો ઈન્ડિયા ક્યાંથી જઈ શકવાનો ?''-વગેરે.

આવી પૃચ્છા અને ચર્ચા બહુ ગમ્યાં હતાં. હંમેશાં ભારતનાં ઇતિહાસ-ભૂગોળ, રામાયણ-મહાભારત, રવીન્દ્રનાથ-ગાંધીજી ઇત્યાદિ વિષે વાત કરી શકાય, ને માહિતી આપી શકાય તો મનમાં સંતોષની ટાઢક જરૂર વળતી હોય છે. એમ કહી શકાય કે મૂલ્યોની, માનવીયતાની, થોડા પણ ઊંડાણની, ને આભિજાત્યની-આવી કશીક-સંધિ થાય ત્યારે ભારતીય વ્યક્તિ હોવાનો સભાન હરખ હિલ્લોળે ચઢે છે. આ સૌથી વધારે ગમે છે મનને, એવો જવાબ લાધ્યો છે.

કોઈ મને વ્યક્તિ તરીકે ગેરસમજથી તથા ખોટા અંશોની રીતે જુએ ને જે દુ:ખ થાય, તેનાથી પણ વધારે દુ:ખ ઉપરછલ્લા સંદર્ભોને કારણે થાય છે, તેમ મને નિ:શંક જણાય છે. વળી, સાધારણ બુદ્ધિ ને જીવતરવાળા લોકો તો એનાથી ઊંચે કે ઊંડે જઈ જ નહીં શકવાના, તેમાં પણ શંકા નથી.

એવી પ્રતિક્રિયા તો સહી લેવાની જ હોય, એમ સમજ્યા પછી એ જ્ઞાનને અનુરૂપ હું વર્તી પણ ખરી. લૉમ્બૉક ટાપુ પર થોડા કલાકો માટે ભાડે કરેલી ટેક્સીનો, ત્રીસીમાં પહોંચવા જતો ચાલક એવી ઉક્તિઓ સંભળાવવા માંડ્યો કે, એમને 'એલ-ફેલ' જ કહેવાય. કમ-અક્કલવાળી તો જરૂર કહેવાય. એ કહે, "ઇન્ડોનેશિયા ઇન્ડિયા કરતાં ઘણો વધારે ધનિક દેશ છે." એ પણ ભારતીય ફિલ્મો જોતો આવેલો. એ દ્વારા એ જ્ઞાન પામેલો કે "ઈન્ડિયામાં તો કેવી જૂની જૂની મોટરો વપરાય છે. અહીં તો સરસ ને નવી ગાડીઓ લોકો ચલાવતા હોય છે."

ટૂંકમાં જ પતાવું તો-જ્યારે થોડી કંઈક વાત કરવા મેં ત્યાંના "મુસ્લિમો અરબી ભાષા શીખે છે કે નહીં ?" એમ પૂછ્યું ત્યારે એનો જવાબ આપવાને બદલે પોતે કઈ કઈ ભાષા જાણે છે તે કહેવા લાગ્યો. સામે મેં કાંઈ કહ્યું નહીં, પણ એણે પૂછ્યું, "તમને અંગ્રેજી સિવાય કોઈ ભાષા નહીં આવડતી હોય, નહીં ?"

એ કદાચ હજી મને અભણ તરીકે યાદ કરતો હશે, પણ એનો જવાબ મેં આપ્યો જ નહીં. એ હતો એટલે નીચલે, કે સાધારણ સ્તરે કે હું, પ્રયત્ન કરું તોયે, પહોંચી જ નહોતી શકવાની.

સાચે જ, સાધારણતયા આમ જ બનવાનું, તેથી આંશિક સમજ કે ગેરસમજથી દુ:ખી થઈને શક્તિ કે સમય વેડફવાનો અર્થ જ નથી હોતો. ને આમેય, હરખની તો ભીંજવે એવી છાલકો જ હોય, ડુબાડે એવાં મોજાં નહીં. આ એક જ વાત યાદ રાખીએ તો ઘણું છે-ફક્ત પોતાની જાત માટે જ નહીં, પણ સમગ્ર જીવન માટે.



## સાભાર-સ્વીકાર

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય(રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧)નાં :

ઈશ્વરના ઘરનો ટેલિફોન નંબર કયો છે ? : લે. ડૉ. ચન્દ્રકાન્ત મહેતા, કિં. રૂા. ૮૦/-; શ્યામ ગુલાબી આકાશ : લે. અને કિં. ઉપર મુજબ; એક વાર રસ્તામાં સામે મળી જિંદગી : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/ ; લીલા વાંસના મીઠા સૂર : લે. અને કિં. ઉપર મુજબ; હૈયાંને છાંયે છૈયાં : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૬૦/ ; ગણિતના જાદુપ્રયોગો : લે. ઈન્દ્રજિત્ એચ. ડૉક્ટર, કિં. રૂા. ૬૫/-; **Yoga and Health :** Author : Swami Adhyatmananda, Price Rs. 100/-.

સાહિત્ય સંકુલ(ચૌટા બજાર, સૂરત - ૩૯૫ ૦૦૩)નાં :

અંગુલિનિર્દેશ : પ્રા. ડૉ. અશ્વિન દેસાઈ, કિં. રૂા. ૧૩૦/-; કાલે સૂરજ ઊગે તો કહેજો કે : જનક નાયક, કિં. રૂા. ૨૪૦/-; સીનિયર સિટિઝન્સ : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૮૦/-; એક હતો હકલો : લે. અને કિં. ઉપર મુજબ; ચિ. ઈશાનને : લે. અને કિં. ઉપર મુજબ; પ્રેમયોગ : લે. અને કિં. ઉપર મુજબ; તાપીતીરે : લે. પ્રકા. 'આસિમ' રાંદેરી, સૂબેદાર સ્ટ્રીટ, રાંદેર, સૂરત - ૩૯૫ ૦૦૫, પ્રાપ્તિસ્થાન - સાહિત્ય સંકુલ, ચૌટા બજાર, સૂરત - ૩૯૫ ૦૦૩, કિં. રૂા. ૨૦૦/-.

# મોટા ભાઈ, વિષ્ણુસહસ્રનામ અને એવું બધું

રમેશ ર. દવે

બધાં પોતપોતાની રીતે સુખી છે...જોકે 'સુખી છે' એમ કહી શકાય ખરું ? એને બદલે પોતપોતાની રીતે મશગૂલ જીવે છે એમ ન કહેવું જોઈએ ? ના, એમ નહીં. ખરી રીતે તો માણસો પોતપોતાની રીતે જીવે છે-એમ-એટલું જ કહીએ તે પૂરતું ન ગણાય ? માણસો સુખી છે - મશગૂલ જીવે છે - એમ કહેવા જતાં કદાચ ખોટા ન પડાય ? પણ હું આટલી બધી પારકી પંચાત કેમ કરું છું ? મને જે તકલીફ છે, ફાવતું નથી એની વાત કેમ ટાળ્યા કરું છું ? મારી વાત હું કેમ નથી કરતો ? જોકે કોઈ કરતાં કોઈ વાત મારી, માત્ર મારી જ હોય-એવું બને ખરું ? અથવા એવો સંભવ છે ખરો ? હું મારી જાતને કરવા ધારું તો વેગળી, અલગ કરી શકું ખરો ?

મોટા ભાઈના મૃત્યુની જ વાત લો ને ! આમ તો એને અપમૃત્યુ કહેવું જોઈએ, પણ કોઈ પણ વાતને અવનવા વાઘા પહેરાવીને, એ હોય એના કરતાં જરા જુદી, શક્ય હોય તો જરા નહીં, સાવ જુદી-વિપરીત ઢંગે જોવાની-દેખાડવાની આપણને આવડત આવી ગઈ છે. તાજો જ અનુભવ છે. ભાઈના મૃત્યુને સૌએ, ભાભી સુધ્ધાંએ લગભગ ઉત્સવ બનાવી દીધું છે. મંડપ બંધાયા, હારતોરા ખરીદાયા. ગાયનું ચોખ્ખું ઘી આજે દવા માટેય મળતું નથી ત્યારે 'ગોકુળ દુગ્ધાલય'વાળા જીવણલાલે આખો ડબ્બો કાઢી દીધો. દેરાસરમાંથી ચંદનનાં લાકડાંય વગર માગ્યે આવી ગયાં. પૂરા ચાર કલાક સ્મશાનયાત્રા ચાલી આખા શહેરમાં. ચોતરફ લોકો જ લોકો. વીર શહીદ અમર રહો ! વીર વિનોદ અમર રહો ! વિનોદ પંડ્યા અમર રહો !-ના ગગનભેદી નારા વચ્ચે કુણાલે એના પપ્પાના પગના જમણે અંગૂઠે અગ્નિ મૂક્યો અને વળતી પળે જ લોકોએ ચિતાનાં દર્શન માટે ધક્કામુક્કી અને ધાંધલ મચાવી. એમાં ત્રણચાર માણસો તો દબાઈ-કચડાઈને ઠીકઠીક ઘાયલ પણ થયા.

સામે નદીના રેતાળ પટમાં વિશાળ શોકસભા માટેની તૈયારી ચાલતી હતી. સૂમસામ, બંધ શહેર આખામાં હોમગાર્ડ્ઝ રોન મારતા હતા. મોટા ભાઈનો પૂરી સાઈઝનો, તાબડતોબ તૈયાર કરાવેલો ફોટોગ્રાફ મઢાઈને આવી ગયો હતો, ને ગુલાબના હારથી લોકોએ ઢાંકી દીધો હતો. લાઉડસ્પીકરવાળો માઇક્રોટેસ્ટિંગ કરી રહ્યો છે. ચિતાદર્શનથી પરવારી લોકો હવે મંચ તરફ ધસી રહ્યા છે. કોઈને પોતાનાં ધંધાપાણીની, કામકાજની, અરે, તબિયતનીય ચિંતા-ફિકર નથી. ધસ્યે જતા લોકો વચ્ચે ફસાયેલો હતો ને એક કાકાને બોલતાં સાંભળ્યા : ચાલતાં ચાલતાં દમ નીકળી ગયો છે, પણ આવું ઊજળું મૃત્યુ તો કોને મળે ? કેવા નોબલ-હંબલ કૉઝ માટે બિનોદભાઈએ જાનફેસાની કરી છે !-કહેતાં કહેતાં એમનું ગળું ભરાઈ આવ્યું હતું. પછી આંખો મીંચી, પગે લાગતા હોય એમ હાથ જોડી, ઉપર ઊંચા કરી એમની ધન્યતા એમણે ગગનચારીને અર્પણ કરી હતી.

તમને થશે કે મારી વાતમાં છૂપો વ્યંગ કેમ છે ? પણ તમે જ કહો, એક ઘરકુટુંબવાળો, વનપ્રવેશ કરી ચૂકેલો માણસ, આ કીડાથી ખદબદતા પોદળા જેવા નરક સમાણા-રોટન વર્લ્ડ-સમાજને સુધારી નાખવા સરકારને લેખિત ચેતવણી આપીને, નક્કી કરેલા દિવસે અચાનક ભૂગર્ભમાંથી પ્રગટ થઈને, કેરોસીન છાંટીને, ચાલુ સ્કૂટરે દીવાસળી ચાંપીને અગ્નિસ્નાન કરે-એ વાતમાં ક્યું શાણપણ સમાયેલું છે ?

જોકે તે દિવસના માનવમહેરામણમાં તમે સામેલ હશો તો તો એમ જ કહેવાના કે જવાંમર્દીથી મોતને ભેટેલા મોટા ભાઈ માટે આવું હીણું વિચારતાં-બોલતાં મને શરમ આવવી જોઈએ. હતું, ઘણું માન હતું મનેય મોટા ભાઈ માટે ! કશુંય ભુલાયું નથી. કૉંગ્રેસ સેવાદળના એ દિવસો, સેવાદળ જ શું કામ ? બાલ્કન-જી-બારી હોય કે સ્કાઉટ્સની રૅલી હોય, મોટા ભાઈ બધે જ પૂરા જોશજોમથી ઝંપલાવે અને કામ ધાર્યું હોય એ કરતાં સવાયું સારું પાર પાડે. સમજણો થયો ત્યારથી એમને લીડર તરીકે જ જોયા છે. લીડર એટલે કેવા લીડર ? આજકાલના, તડાં પડાવી, માંહોમાંહે લઢાવી-ઝઘડાવી

પાછા છૂટા પાડવા અને સમાધાન કરાવવાના કારસા કરનારા નેતા નહીં ! કૉલેજના તોફાનીમાં તોફાની વિદ્યાર્થીઓ પણ મોટા ભાઈના વેણે ઊભા રહી જાય ને હાથમાનાં ઈંટ-પથ્થર હાથમાં ઠર્યાં રહે.

પણ સમય બદલાયો, રીતરસમો બદલાઈ, ન બદલાયા એક મોટા ભાઈ.

અને આખરે શું થયું આવા સાદા-સરળ માણસનું ? તો કહે, જાતે સળગીને ભડથું થઈ ગયા. ડાઇંગ ડેક્લેરેશનમાં પણ એ જ એ જ અવિચારી...ના, તમને એ શબ્દ નહીં ગમે એટલે...પણ એ જ પુરાણી જીદ : "આજે તમે બચાવી લેશો તો આવતી કાલે, એ પછી ગમે ત્યારે ક્યારેક આ ગંધાતા સ...સ...માજને... સુધારવા-બ...દલવા મથીશ ને એ... ન...હીં... બદ્લાય તો ફરીવાર... કેરોસીન છાંટી...ને... જાન દઈશ... કોઈની શ...હી...દી... ક્યારેય...કદીય એળે જતી નથી !" બસ પછી અરધા-પોણા કલાકે એમનો દીવો ઓલવાઈ ગયો હતો.

મને એ નથી સમજાતું કે આમ સાવ અવિચારી-પણે મોતના મોઢામાં ધસી જવાથી શું સમાજ બદલાઈ જશે ? જન્મ અને મરણની નોંધણી કરનારો, રજિસ્ટ્રારની ઑફિસનો કલાર્ક, દાખલાદીઠ વીસ-પચ્ચીસ રૂપિયા લે છે એ શું મોટા ભાઈની આવી કુરબાનીથી છોડી દેવાનો છે ? કે પછી શહેરના રસ્તા બાંધનારો કોન્ટ્રાક્ટર હવે પછી મેટલ અને ડામરનું પ્રમાણ એણે ટેન્ડરમાં ભર્યું હશે એ મુજબનું જ રાખશે ? અરે, જાહેર મુતરડીમાં પેશાબ કરનારો માણસ, પાનની પિચકારી મારતી વખતે, એની આવી ગંદી હરકતથી નારાજ થઈને મોટા ભાઈએ મોતને વહાલું કર્યું છે એ યાદ રાખશે ખરો ?

મૂળ મુદ્દો છે અદના નાગરિકને સુધારવા માટે વધુ ને વધુ મથવાનું કે મરી જવાનું ? મરી ગયા એટલે તો મટી ગયા. શહીદી કદી એળે જતી નથી. મારી કુરબાની રંગ લાવશે - એ બધું જનારને તો પોસાય કદાચેય, પણ પાછળ રહી જનારાંનું શું ? અરે, આમ જગતકાજી જ બનવું હતું તો ઘરગૃહસ્થી શું કામ માંડી ? મોટા ભાઈને, એમની પાછળ માથું ફોડીને કલ્પાંત કરનારાં ભાભી ને નિમાણાં, સાવ ઓશિયાળાં થઈ જનારાં કુણાલ-કૌશલ્યાનોય કશો વિચાર નહીં આવ્યો હોય ? ભાભીની તો બિચારાંની મતિ જ મૂંઝાઈ ગઈ છે. લોકોએ શહીદપત્ની તરીકે અંજલિ-સભા-કાર્યક્રમોમાં લઈ જઈ લઈ જઈ એમને ઊનું આંસુ સારવાનીય ફુરસદ રહેવા દીધી નથી.

લોકો ! હા, આ લોકોનાં નરવાં અને વરવાં બેય રૂપ પેલી શોકસભામાં એકઠાં થયાં હતાં. ઊડી જતી વરાળ જેવા ભક્તિભાવથી ઊભરાતી માનવમેદની અને 'લોઢું ગરમ છે' તો એને મનમાન્યો ઘાટ આપવા ટીપી નાખવાની ખંધાઈથી મગરનાં આંસુ પાડતા નેતાઓ. સત્તાસ્થાને બેઠેલા સૌ તો આ શહીદીની દુર્ઘટનાથી નર્યા હેબતાઈ જ ગયા હતા. જ્યારે વિરોધપક્ષ, માથે ગાજી રહેલી નગરપાલિકાની ચૂંટણી માટે ભાવુક બનેલ જનતા-જનાર્દનના મતો અંકે કરી લેવાની વેતરણમા સાવ નાગો-ઉઘાડો છતો થયો હતો. "વીર શહીદ અમર રહો", એવા એ સભાના અંતિમ નારા પૂર્વે વિરોધપક્ષના નેતાએ પ્રજાને આપેલું એલાન હજુયે ઘણના ઘા જેવું મગજમાં ઠોકાય છે : "વિનોદભાઈ એમનાં કુટુંબીઓના હતા એ જ રીતે મારા, તમારા, આપણા સૌના હતા. એ રીતે જોઈએ તો એમનાં ગલી-મહોલ્લો જ નહીં, આપણું આ આખું નગર બલકે કહો ને આખો પ્રદેશ-રાષ્ટ્ર એમનું વસુધૈવ કુટુમ્બકમ્ હતું. પણ એમને દેશદાઝ કહો તો દેશદાઝ અને સ્વાર્પણની પવિત્ર ભાવના કહો તો ભાવના, આપણા દેશમાં સૌથી છેવાડે ઊભેલા સર્વહારા એવા દલિત-પીડિત-વંચિત મનુષ્ય માટે હતી. એ દૂબળા માનવીને ન્યાય મળે, પ્રાથમિક જરૂરિયાતોથી એ વંચિત ન રહી જાય એ માટે એમણે જીવી જ નહીં, મરી પણ જાણ્યું છે. આ શહેરનો, આપણા સ્ટેટનો, સમગ્ર રાષ્ટ્રનો વહીવટ સુધરે એ દિશાના પ્રયત્નો એમણે ઘરઆંગણેથી એટલે કે બૉટમલેવલથી આરંભ્યા હતા. બધે જ ભ્રષ્ટાચાર અને લાંચ-રુશવતનું સામ્રાજ્ય છવાઈ ગયું છે-એને જડમૂળથી ઉખેડી નાખવા-નાબૂદ કરવા એમણે એમના મહામૂલા પ્રાણની આહુતિ આપી છે ! એમના રક્તના એકએક બુંદના સોગંદ ખાઈને પ્રતિજ્ઞા કરું છું કે એમનો જીવન-આદર્શ પૂરો નહીં થાય ત્યાં લગી જંપીને બેસીશ નહીં અને રડતા હૈયે એકઠાં મળેલાં આપ સૌને પણ આહ્વાન આપું છું, કહો કે રુદનસ્વરે વિનંતી કરું છું - ચાલો, આપણે સૌ જાગ્રત થઈએ અને ખોડાં ઢોરની પાંજરાપોળ જેવી ચાલતી આ નગરપાલિકાની

કચેરીમાં પ્રજાને-જનતાજનાર્દનને ઊઠાં ભણાવીને પેસી ગયેલા, લોકશાહીના ખાંધિયા જેવા કહેવાતા નેતાઓને ચૂંટણીમાં પરાજિત કરીને હાંકી કાઢીએ. એ માતેલા આખલાઓએ આપણી લીલી વાડીને ખેદાનમેદાન કરી નાખી છે. આ માથે છવાયેલું આકાશ તૂટી પડે એવા અવાજે સૌ બોલો : વીર વિનોદ અમર રહો, શહીદ વીર સૌ અમર રહો ! લોકશાહી ઘણું તપો !'' અને સાચ્ચે જ આકાશ ગાજી ઊઠ્યું હતું !

*

ભાભીએ પણ તાબડતોબ ચાર સફેદ સાડી નવી ખરીદવી પડી હતી. જુદી જુદી સંસ્થાઓ અને નાનાંમોટાં મંડળોએ એમને આગળ કરીને સાપ્તાહિક અને માસિક તિથિઓ ઊજવવામાં પાછું વાળીને જોયું ન હતું. એક સંસ્થાએ તો શહીદીનો કેસર, શાંતિનો વેનિલા એમ મિક્સ આઇસ્ક્રીમ પણ પીરસેલો ! જોકે શ્રોતાઓ ધીમેધીમે ઘટતા જાય છે. મોટા ભાઈની બૅંકના યુનિયને તો બૅંક જો મોટા ભાઈની ખાલી પડેલી જગ્યાએ કુણાલને એક અઠવાડિયામાં નોકરી નહીં આપે તો શહીદની વિધવાને આજીવન અનશન પર બેસાડવાની ધમકી પણ આપી દીધી હતી. કુણાલને આગળ ભણવું છે. ભણી શકે એવું માઇન્ડ પણ છે. પણ ઢોલનગારાંમાં એની તૂતી કોણ સાંભળે ? મેં બાપુજીને કહ્યું. તો કહે : એની ગોઠવણ જેકબભાઈએ કરી દીધી છે. મૉર્નિંગ કૉલેજમાં એડ્મિશન મળી ગયું છે. ખુદ પ્રિન્સિપાલે જ કહ્યું છે કે હાજરીની ચિંતા ન કરશો. આમ, એફ.વાય.બી.એ.માં ભણતાં છોકરાંની ગરદન પર, કમાતાં કમાતાં ભણો-ની ધૂંસરી ધરાર મુકાઈ ગઈ. બૅંકમાંથી એને મળનારા પગારની રકમ દર મહિને ભાભીના એકાઉન્ટમાં જમા કરાવવાની મારી વાતને ભાભીનાં બાએ 'કુંવારા દેરનો કાંય ભરોસો નહીં' - કહીને ઉડાડી દીધી હતી.

*

બાએ બાપુજીને વાત કરી હશે : ''આ નાનો સરખું ખાતોપીતો નથી ને રાતે જ્યારે જુઓ ત્યારે પથારીમાં ફાટી આંખે જાગતો પડ્યો હોય છે.'' એટલે બાપુજીએ સંન્યાસ-આશ્રમના એમના ગુરુજીને પૂછ્યું. એમણે હા પાડી એટલે મળવા ગયો હતો. જન્મ-જીવન-જરા-વ્યાધિ અને મૃત્યુના અવિરત ચાલતા અદષ્ટ ચક્ર અંગેની એમની જળકમળવત્ ફિલૉસોફી સાંભળ્યા પછી મેં એક જ સવાલ પૂછ્યો હતો : ''મોટા ભાઈના મૃત્યુની પહેલાંના ચારેક દિવસો પગ વાળીને બેઠો ન હતો. પોલીસે તો એમની લેખિત ચેતવણીને ધમકી જ ગણી હતી. પણ એમનાં હતાં એટલાં બધાં ઠેકાણાં ફંફોસી વળ્યો હતો, પણ એ ન જ મળ્યા. પણ ગુરુજી, જો એ જડ્યા હોત અને ટિંગાટોળી કરીને એમને ઘરમાં પૂરી, બારણે તાળું મારી દીધું હોત, તો આપ કહો છો એમ, એમનું પૂર્વનિર્ધારિત અફર-અટલ મૃત્યુ ટાળી શકાયું હોત ને ?''

''એમ થયું હોત, થઈ શકયું હોત તો જગન્નિયંતાએ એમના વિશે તું કહે છે એમ જ નિરધાર્યું હોત. એમની જીવાદોરીની એ ઘાત નિવારવાનો યશ પરમકૃપાળુએ તને અપાવ્યો હોત ! મૂળ વાત શ્રદ્ધાની છે ! આ ચરાચર અખિલ બ્રહ્માંડમાં જે કંઈ થાય છે તે પેલા અસીમ કૃપાનિધાનની ઇચ્છા-અનિચ્છા અનુસાર જ થાય છે. એમની પાંપણ ન ઢળે તો પીળું પડી ગયેલું પાન પણ ડાળીએથી ખરી શકતું નથી. એ જ જન્મ આપે છે, જિવાડે છે અને મૃત્યુના-પરમ શાંતિના ખોળામાં પોઢાડી દે છે.''

''તો શું મોટા ભાઈના અપમૃત્યુને પણ તમારા પરમાત્માની અસીમ કૃપા ગણવી ? આવી, પરમ શાંતિના ધામમાં પહોંચાડી દેનારી કૃપા તમારી ઉપર, તમારા સ્વજન પર ઊતરે તો ?''

બાપુજીએ ડોળા કાઢ્યા ને મેં ઊઠવાનું કર્યું, પણ ગુરુજીએ વ્યાઘ્રચર્મ પર બેઠાંબેઠાં ઝૂકીને મારા માથે આશિષમુદ્રામાં હાથ મૂકીને મને ભાથું બંધાવ્યું : ''તું ઘણું વિચારે છે, પુત્ર ! પણ તારું ચિત્ત શાંત-સ્વસ્થ નથી. પહેલાં મનની પાટી સાવ કોરી કરી નાખ. પછી જો, એમાં જે કાંઈ લખાશે-આલેખાશે એ મારા અવિનાશી-અસીમ-નિરંજન-નિરાકારનું જ શ્રીકાર સ્વરૂપ હશે. મારો એ વૃંદાવનવાસી તારું પળેપળ કલ્યાણ કરો, વત્સ !'

*

બાએ એક વાર હાથ ઝાલીને, પાસે બેસાડીને કહ્યું હતું : ''નાના, તું તારી બદલી ક્યાંક બીજે કરાવી લે.'' હું તો જોઈ જ રહ્યો એમની સામે...બાને કેટલી ચિંતા છે મારી ? માથે હાથ મૂકી ધીમે ધીમે પંપાળતાં કહે : ''આમ નકરું વિચાર્યા કરવાથી શું વળવાનું ?

મને ખબર છે, તને આ બધાંથી બહુ અસુખ થાય છે, પણ આપડા હાથમાં શું છે ? કંઈ નંઈ ! તું નિરાંતે ખાતોપીતો નથી. ઊંઘવાનુંય સાવ એવું. સવાર-સાંજ ફરવા જા છો ઈ તો ગમે, પણ સાવ એકલોએકલો ? તે દિવસે પૂરણપોળી કરી હતી તોય બે-ચાર ડૂચા મારીને ઊભો થઈ ગયો હતો. મનેય ખબર છે, મોટાને બહુ ભાવતી હતી...મારે ગળે કેમ કરીને ઊતરી હશે ? પણ જીવવાનું તો છે જ ને, ગાંડા ?"

એક વાર તો થયું કે બાની વાત માની લઈને કરાવી લઉં ટ્રાન્સફર. શહેર જ છોડી દઉં. કોઈક દૂરના તાલુકામાં ચાલ્યો જાઉં. મ્યુચ્યુઅલ ટ્રાન્સફર માટે માથું ચપટી વગાડતામાં મળી જશે. પણ વળતો વિચાર હેડકી જેમ આવ્યા કરે છે : આ તો ભાગી છૂટવાનું જ થયું ને ? એમ મોઢું ફેરવી લેવાથી કંઈ ચાલવાનું છે ? તો પછી ? જે છે તેને, જેમ છે તેમ જ, કંઈ પણ ચૂં કે ચાં કર્યા વિના, સ્વીકારી લેવાનું ? જે મળ્યું છે એ જગતમાં જ પોતાને અનુકૂળ એવી, નાનીમોટી-ટૂંકી-સાંકડી જોગવાઈ કરી લેવાની, એમ ? આ તે જિંદગી છે કે ગાડીનો ડબ્બો, કે જેમાં ઊભા રહેવાની તો ઊભા રહેવાની, અધૂકડું બેસવાની તો એમ અધૂકડું બેસવાની જગ્યા ને એય ન મળે તો છેલ્લે બારણે ટિંગાઈ પણ જવાનું જ !

બા-બાપુજીને, ભાભીને...અરે, કુણાલને પણ આ બધી દેખતી તકલીફો નહીં નડતી હોય ? કુણાલ પણ એની સાઈકલનાં સીટ-પેડલ પર, જાણે એ જ એને માટે સરજાયાં હોય એમ ગોઠવાઈ ગયો છે. શું સૌએ, પોતાને આવડે એવાં, ફાંફાં મારતાં જડે એવાં સમાધાનો શોધી લીધાં છે ? કદાચ ને, બા કહે છે એમ, હું ન જોઈતું, વધારેપડતું તો નથી વિચારતો ને ? મારો આ વલોપાત... માણસે ન વિચારવું હોય તો અને ત્યારે વિચાર ન જ આવે એવું કંઈક થઈ શકતું હશે ? ઘણા બધા લોકો દારૂ એટલે જ પીએ છે ને ? બાપુજી પણ આખો દિવસ વિષ્ણુસહસ્રનામનો જાપ કરતા રહે છે. એ શું પેલા વિચારોમાંથી... તો પેલો દારૂ ને આ જાપ શું રેતીનો ઢગલો છે, જેમાં હું અને તમે શાહમૃગ થઈને માથું-મોઢું ભરાવી દઈને એમ નચિંત થઈ જઈએ કે હું ક્યાં જગતને જોઉં છું ? ને મને નખી દેખાતું એ જગત...

*

"કાકા...એ કાકા, આ જુઓ ને, પાટો સરખો બંધાતો નથી, બાંધી આપો ને વળી !"

મહેન્દ્રે ઝબકીને જોયું તો કૌશલ્યા હાથમાં પાટો અને સોફરામાઇસિનની ટ્યૂબ લઈને ઊભી હતી. એણે ઘા પર મલમ લગાડ્યો, રૂ મૂક્યું અને પાટો બાંધ્યો. પછી પૂછ્યું : "હવે બરાબર ?"

"સહેજ ટાઈટ કરો ને ! છૂટી જાય છે !"

બે આંટા ખોલી, ફરી તાણીને બાંધીને પૂછ્યું : "બોલ, હવે ?"

"હં હવે બરાબર !" - કહેતાં કૌશલ્યા મીઠું હસી. મહેન્દ્રે વળતી એને માથે ટપલી મારી.



## સાભાર સ્વીકાર

**શ્રીરામકૃષ્ણ આશ્રમ**(ડૉ. યાજ્ઞિક રોડ, રાજકોટ - ૩૬૦ ૦૬૧)નાં :

**ઉપનિષદોનો સંદેશ** : લે. સ્વામી રંગાનાથાનંદ, કિં. રૂા. ૧૦૦/-; **યુગપ્રવર્તક પયગંબર સ્વામી વિવેકાનંદ** : લે. સ્વામી જિતાત્માનંદ, અનુ. દુષ્યંત ડી. પંડ્યા, કિં. રૂા. ૪૦/-; **વ્યવહારુ વેદાન્ત અને મૂલ્યોનું વિજ્ઞાન** : લે. સ્વામી રંગાનાથાનંદ, કિં. રૂા. ૨૫/-.

**ગુજરાત સાહિત્ય અકાદમી**(જૂનું વિધાનસભા ભવન, સેક્ટર ૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭)નાં :

**ટી. એસ. એલિયટની કાવ્યસૃષ્ટિ** : લે. રજનીકાન્ત પંચોળી, કિં. રૂા. ૭૦/-; **હું પોતે** : લે. નારાયણ હેમચંદ્ર, સંપા. કુમારપાળ દેસાઈ, કિં. રૂા. ૧૬૦/-; **લલિતાદુઃખદર્શક** : લે. રણછોડભાઈ ઉદયરામ, સંપા. સતીશ વ્યાસ, કિં. રૂા. ૮૦/-; **પ્રેમભક્ત કવિ જયદેવ** : લે. જયભિખ્ખુ, કિં. રૂા. ૫૦/-; **Selected Poems of Sundaram** : Translator-Dhanavanti, Price Rs. 55/-.

ડૉ. પ્રફુલ્લ દેસાઈ, ડૉ. દક્ષા વ્યાસ


## 'ઊર્મિનાં મોતી'

(મુક્તક અને તઝ્મીન સંગ્રહ)

*"તરવરે છે ભેજ એની આંખમાં,*
*લ્યો, ફરી આવ્યો પલળવાનો સમય."*

પચાસના દાયકાની શરૂઆતથી ઉમદા ગઝલકર્મ કરનાર શ્રી 'રાઝ' નવરસારવી (જનાબ સૈયદ સગીર અહમદ અલીજાન)નો ઘણા સમય બાદ બીજો સંગ્રહ પ્રાપ્ત થાય છે ત્યારે લાગે છે કે પલળવાનો સમય ફરી આવી ગયો. આંખમાં ભેજ લાવવાનો એમનો પડકાર વ્યર્થ નથી જતો.

તેઓ પૂછે છે :

*"આપણી આંખોની છેલ્લી ગુફ્તગૂ,*
*કેમ ભીંજાઈ હતી પાંપણ, લખું ?*
*'રાઝ'રૂપે એને દિલમાં રાખીએ,*
*ક્યાં હવે હું તર્ક ને કારણ લખું ?"*

ના, તર્ક કે કારણ દર્શાવવાની કશી જરૂર નથી ! કે એનો પુરાવો આપવાનીયે જરૂર નથી. દિલ છે એટલે પાંપણો તો ભીંજાવાની જ છે !

જુઓ :

*"છે અગર દિલ તો મઝા એની જરા ચાખે છે;*
*દર્દની કોણ નિશાનીઓ સતત રાખે છે ?*
*આંખમાંથી આ નીકળતા સહજ આંસુને જુઓ-*
*લોક સંઘરતા નથી એને, લૂછી નાખે છે !"*

સૉનેટ જેમ અંગ્રેજી સાહિત્યમાંથી, તેમ મુક્તકો સંસ્કૃત સાહિત્યમાંથી ગુજરાતીમાં પ્રવેશ્યાં છે. સૉનેટની જેમ જ મુક્તક પણ ઊર્મિગીત (લિરિક)નો જ એક પ્રકાર છે એટલે ગુજરાતી મુક્તકોમાં પણ ઊર્મિ-પછી તે પ્રણયની હોય કે વેદના, લાચારી કે એકલતાની હોય- તેનું જ પ્રાધાન્ય હોય, એ સાહજિક છે. દુનિયાનાં ઊર્મિગીતોમાં સૌથી વધારે ગીતો કદાચ મૃત્યુ અને શરાબ પર - પછી કુદરત કે પ્રણય પર - લખાયાં હશે, પણ આધુનિક ગુજરાતી ગઝલ-નઝ્મ અને મુક્તકોમાં મોત-કફન-શરાબ-જામ વગેરે અપ્રસ્તુત થઈ ગયાં છે. 'રાઝ'-સાહેબે અહીં પ્રણયની અને પછી એના પરિણામે થતી વેદના, વિયોગ અને એકલતાની લાગણીઓને વ્યક્ત કરી છે. હા, 'જામ'ની વાત કોઈ વાર આવી જાય છે ખરી, પણ તે જુદા સંદર્ભમાં.

જુઓ :

*"એક કામ છે - એ કામ પતાવી નાંખું;*
*આ છેલ્લો જામ, એ જામ પતાવી નાંખું;*
*આહ ! આ કેવી ઘડી આવી કે ઊંઘ આવે છે,*
*હોય આઘાત કે આરામ, પતાવી નાંખું !"*

મૃત્યુની વાતો પણ વારંવાર આવતી નથી, કેમ કે 'રાઝ'સાહેબ આશાવાદી છે.

*"હૈયામાં જોકે દુઃખનો, અજંપાનો ભાર છે;*
*'સારું કંઈક થશે'નો મને ઈન્તેજાર છે.*
*કારણ વિના હું બેઠો નથી અંધકારમાં;*
*જાણું છું હું, સવાર નવી આવનાર છે !"*

જીવતરે આપેલાં કષ્ટો દુઃખ તો આવે જ છે, પણ તેઓ નિરાશાથી મૃત્યુનું છેલ્લું શરણ સ્વીકારવામાં માનતા નથી. મૃત્યુને તેઓ નિર્લેપતાથી જુએ છે :

*"સમય-સંજોગને આધીન અપેક્ષા ક્ષીણ થઈ ગઈ છે;*
*વિલંબ એવો થયો કે મનની ઇચ્છા ક્ષીણ થઈ ગઈ છે.*
*ઉમળકો મારી આંખોમાં હજી અકબંધ છે તોયે,*
*તને એવું નહીં લાગે, પ્રતીક્ષા ક્ષીણ થઈ ગઈ છે !"*

મૃત્યુને આમ સહજ રીતે સ્વીકારવા છતાં તેના ખ્યાલમાત્રથી તૂટી જવાની - વિખેરાઈ જવાની વાતને તેઓ નાકબૂલ કરે છે, એટલે જ કહે છે :

*"આમ બસ ફેલાઉં છું;*
*શી ખબર, ક્યાં જાઉં છું ?*
*સાંધ્ય છાયા જેમ હું*
*ચોતરફ લંબાઉં છું !"*

જિવાતી જિંદગી વિશે પણ તેઓ ખબરદાર છે.

જુઓ :

"ગંભીરતાના બોજને મનથી હટાવવા
નાજુક કુસુમ સમાન કોઈ ક્ષણને શોધીએ;
રાખી નજરની સામે આ જિવાતી જિંદગી
અટકી ગયેલ વાક્ય પછી 'પણ'ને શોધીએ."

તો એના આપેલા 'દર્દ' વિષે પણ સભાન છે !

એમનાં સોએક મુક્તકોમાંથી પસાર થતાં સમજાય છે કે એમાં પ્રવાહિતા-રવાની અને સાદગીની સાથે સરળતા છે. પરંપરાનો મજબૂત પાયો હોવા છતાં આધુનિક્તા તરફ પણ થોડું પ્રયાણ દેખાય છે. અરૂઝ-છંદની ચુસ્તી તો પીઢ ગઝલકારને નાતે હોય જ, પણ ભાવનિદર્શનમાં પણ સંયમ છે. એમનાં મુક્તકોમાં એક આગવી અદાયગી છે, સાથે સાથે શબ્દપસંદગી પણ બેનમૂન છે.

આ મુક્તકોમાં એમનું તગઝ્ઝુલ જુઓ :

"કે રસ્તાએ રસ્તો બદલ્યો છે જાણે,
બહુ સૂનું વાતાવરણ છે નગરમાં.
ઉઘાડી સડક પર છે સંચારબંધી,
અવાજોનાં ટોળાં પ્રવેશે છે ઘરમાં."

*

"આંખમાં આવીને બેઠી સાંજ શ્રાવણની હતી,
યાદના ઉપવન મહીં એકાન્તનો વૈભવ હતો.
ભીની મોસમમાં અમારા શ્વાસ દાહક થઈ ગયા,
જિંદગીભરની તરસનો 'રાઝ', ત્યાં પગરવ હતો."

'તઝ્મીન' એ એક પ્રકારનું 'અનુસર્જન' જ છે. મારી દૃષ્ટિએ એ ખૂબ મુશ્કેલ પ્રકાર છે. એમાં સાચા સર્જકની પ્રતિભા જ કામ આવે છે. મૂળ કૃતિના ભાવસાતત્યમાં અને એ જ છંદ-બંદિશમાં લખવું ખરેખર અઘરું છે. તઝ્મીન કરનારે શ્રેષ્ઠ ભાવક પણ બનવું જ પડે. 'રાઝ'સાહેબે આ બધી શરતો બા-ખૂબી નિભાવી છે. તેઓ મૂળ કૃતિના ઢાંચા અને ભાવમાં તો પ્રવેશી શક્યા જ છે, પણ ક્યારેક તેને વધારે ઝળહળ પણ કરી છે. જુઓ :

શ્રી ભગવતીકુમારનો શે'ર :

"મોત જો મોડું કરે તો શું કરું ?
મારી તો હંમેશ તૈયારી હતી."

'રાઝ'સાહેબની તઝ્મીન જુઓ :

"જિંદગી દઈ એનું હું ખપ્પર ભરું;
પાનખરનું પાન છું, હમણાં ખરું.
હું જગત સામે કયું બ્હાનું ધરું ?
મોત જો મોડું કરે તો શું કરું ?
મારી તો હંમેશ તૈયારી હતી."

શ્રી હરીન્દ્ર દવેનો શે'ર :

"થોડો સ્મરણમાં છું અને થોડો કવનમાં છું;
સંકેલ્યો શ્વાસ દેહે, સ્વજન, હું નથી ગયો."

તઝ્મીન :

"લેખનમાં કોઈના છું, કોઈના કથનમાં છું;
કે'છે બધા 'મરી ગયો', કિંતુ જીવનમાં છું;
દિલમાં વસું છું કોઈના, કોઈના મનમાં છું;
થોડો સ્મરણમાં છું અને થોડો કવનમાં છું;
સંકેલ્યો શ્વાસ દેહે, સ્વજન, હું નથી ગયો."

શ્રી રશીદ મીરનો શે'ર :

" 'મીર', બેઠા છીએ, મનને મારી હવે,
રાતના ક્યાં કસુંબલ ગયા ડાયરા ?"

તઝ્મીન :

"કાલની ક્યાં છે મસ્તી, ખુમારી હવે ?
દોસ્તો વિણ પળેપળ છે ભારી હવે,
એ દશા કિંતુ લીધી સ્વીકારી હવે,
'મીર', બેઠા છીએ મનને મારી હવે,
રાતના ક્યાં કસુંબલ ગયા ડાયરા ?"

શ્રી રમેશ ગાંધીનો શે'ર :

"આંખ તો ઊઘડી ગઈ ને આપણી !
આપણા તીરે ઘવાયા આપણે."

તઝ્મીન :

"જેણે લીધાં આપણાં સુખને હણી,
એને ભૂલી જઈએ એક સપનું ગણી ?
કોણે દર્શાવી લગીરે લાગણી ?
આંખ તો ઊઘડી ગઈ ને આપણી !
આપણાં તીરે ઘવાયા આપણે."

'રાઝ'સાહેબના 'ઊર્મિનાં મોતી'ને આવકાર આપતાં ખૂબ મુબારકબાદી આપીએ અને એમની ખૂબ ખૂબ તરક્કી હજીયે થતી રહે તેવી દુઆ કરીએ. છેવટે એમના એક મુક્તકના શે'ર પર 'તઝ્મીન' કરી ભાવાંજલિ આપું.

"તમારી યાદનો સંગાથ હોય તો બસ છે;
વિદાયવાટે ભલે કોઈ જન મળે, ન મળે."

તઝ્મીન :

*''અમે તો એટલું જાણ્યું કે મન નિખાલસ છે;*
*પ્રણયની રાહમાં વધવુંયે એક સાહસ છે !*
*છતાંયે હું કહું તમને : 'એ સાવ બેબસ છે !'*
*તમારી યાદનો સંગાથ હોય તો બસ છે,*
*વિદાયવાટે ભલે કોઈ જન મળે, ન મળે !''*

['ઊર્મિનાં મોતી' : ગુજરાતી મુક્તકો અને તઝ્મીનોનો સંગ્રહ, લે. ડૉ. પ્રફુલ્લ દેસાઈ, ૩૬, સુરુચિ સોસાયટી, ઘોડદોડ રોડ, સૂરત - ૩૯૫ ૦૦૧, ગઝલકાર : શ્રી 'રાઝ' નવસારવી, પ્રકાશક : 'નાઝ' પબ્લિકેશન્સ, ૨/૨૬૨૬, ચાર પુલ રોડ, પો. નવસારી - ૩૯૬ ૪૪૫, જિ. નવસારી (ગુજરાત), પ્રથમ આવૃત્તિ : મે ૨૦૦૦, પૃષ્ઠસંખ્યા : ૭૨, મૂલ્ય : રૂ. ૪૦/-.]

**ડૉ. પ્રફુલ્લ દેસાઈ**

*

## 'સૂર્યરથ'ની કવિતા

પરંપરાગત હોય કે આધુનિક, આખરે કવિતા કવિતા છે. કાવ્યશક્તિનો ચમત્કાર એ જ અંતે તો આસ્વાદ્ય વિષય છે. પરંપરામાં રહીને, પ્રશિષ્ટ પંડિત-ગાંધીયુગની કવિતાના સંસ્કાર ઝીલીને સમયના પ્રલંબ પટ પર કવિતાનું ખેડાણ કરતા રહેલા કવિ હસમુખ મઢીવાળાનો તાજેતરમાં પ્રસિદ્ધ થયેલ કાવ્યસંગ્રહ 'સૂર્યરથ' કવિની પોતીકી પ્રભા લઈને આવે છે. 'આશ્લેષ'થી શરૂ થયેલ એમની કાવ્યસાધનાનો આલેખ 'ચરલવ', 'ક્ષુલ્લક રજકણ એક', 'સહજ', 'હૃદયરેખ', 'ગીતા હરિગીતા' અને હવે 'ચંદ્રરથ', 'સૂર્યરથ' સુધી વિસ્તરતો રહ્યો છે.

'સૂર્યરથ'ની ૫૫ જેટલી રચનાઓમાં છેલ્લી ત્રણને બાદ કરતાં ૫૨ સૉનેટ કૃતિઓ છે. કવિ પરંપરામાં રહીને પ્રયોગની દિશામાં મથામણ કરે છે. ૫૨માંનાં ૪૨ સૉનેટ કવિ જેને 'સૅન્ડવિચ સૉનેટ' તરીકે ઓળખાવે છે તે પ્રકારનાં છે. એની એક વિશિષ્ટ સ્વરૂપવિભાવના કવિએ પોતે જ પ્રાક્કથનમાં દર્શાવી છે. આધુનિક કાળમાં કવિતા એક અર્ધ સભાન-અભાન નહીં, પણ ઓછી અભાન અને વધુ સભાન પ્રવૃત્તિ બની રહી તેનો પરિચય એમાંથી મળે છે. સૉનેટ સ્વરૂપ અંગેની સ્પષ્ટ સમજણ સાથે પ્રથમ અને અંતિમ પંક્તિને એક જ રાખીને સંપુટ રચવાની પદ્ધતિ એમણે અજમાવી છે. અંતિમ પંક્તિને પ્રાસમેળના આશ્રયે તેઓ ઉપાંત્ય પંક્તિ સાથે જોડી આપે છે, તે માત્ર શાબ્દિક રૂપમાં નહીં, પણ ભાવદષ્ટિએ પણ જોડાય ત્યારે પુદ્ગલ રચાય છે. આ સૅન્ડવિચ સૉનેટોમાંથી પસાર થતાં એક મુદ્દો એ ધ્યાનમાં આવે છે કે પરંપરાગત સૉનેટોમાં અંતે જે ભાવની પરાકાષ્ઠા આવે છે, ચોટ કે ચમત્કૃતિ સુધી પહોંચાય છે, તેવું બનવાને બદલે અહીં સમ પરથી આરંભી કવિ સમ પર વિરમતા હોય તેવું વિશેષ બને છે. મોટે ભાગે કોઈ ઘટના કે ક્રિયાના નિર્દેશ અથવા કથન દ્વારા સૉનેટ ઊપડે છે :

*દુભાવ્યું છે તારું હૃદય કુમળું, માફ કરજે. (૩૭)*

* * *

*મને આપો થોડો સમય અહીં આરામ કરવા. (૨૦)*

* * *

*હસો, ગાઓ, નાચો, કૂદકૂદ કરો ને ખુશ રહો. (૧૯)*

આરંભ અને અંત સરખો જ રાખીને સૉનેટ સિદ્ધ કરવા માટે વચગાળામાં બહુ જ આયોજનબદ્ધ પ્રપંચ રચવો પડે, નહીં તો સૉનેટમાં જરૂરી મરોડ ભાગ્યે જ સિદ્ધ થાય અને પરાકાષ્ઠા લગી ભાગ્યે જ પહોંચાય. 'માફ કરજે', 'હસો, ગાઓ, નાચો', 'મને આપો' જેવી રચનાઓમાંથી પસાર થતાં એ સમજાશે. કેટલીક વાર કવિ એ પડકાર ઝીલે છે અને સફળ સૉનેટ કંડારી કાઢે છે. 'અક્ષર', 'બગાસું ખાધું ને', 'ચલો ચાલ્યા જૈએ', 'રમ્ય ભ્રમણા' જેવી કૃતિઓમાં એવી શક્યતા સરજાઈ છે. મધુર અનુનયવિનયને રસપૂર્ણ વાચા આપતું સૉનેટ 'કંઈ વાત થાય' આ શબ્દોથી ઊપડે છે :

*બેસો અહીં ઘડીક તો કંઈ વાત થાય.*

એ અગાઉ કશુંક બની ગયાની અને કશુંક બની રહ્યું હોવાની અપેક્ષા જગાડે છે. પછીની છ પંક્તિઓ રૂઠેલા પ્રિયજનની ચેષ્ટાઓને બહુ જ કુશળતાથી ગતિશીલ રૂપમાં પ્રગટાવે છે. છંદની ચાલ પણ અહીં ધ્યાન ખેંચે છે. પ્રથમ પંક્તિમાં વસંતતિલકા જે સ્તુતિવાચક મંથર ચાલે ચાલે છે તે પછીની છ પંક્તિઓમાં ભાવકથનને અનુકૂળ ગતિશીલતા ધારણ કરે છે -

*આ ઊડવું ભ્રમર શું અહીંથી તહીં, ને*
*બેચેન ચિત્ત, મન ખિન્ન અને અજંપો,*
*ના સ્વસ્થતા કશી, બન્યા નહીં હોય જાણે*
*આક્રોશનો ફક્ત ઘેઘૂર ધૂમ્રગોટો,*

*ના વાંક, ના કસૂર હોય છતાં બધાથી*
*રાખી રહ્યા સતત કાં કતરાતી આંખો ? (૩૮)*

સૉનેટમાં અનિવાર્ય વળાંક નવમી પંક્તિએ રસિક અનુનયવિનય સાથે વ્યક્ત થાય છે :

*આવું બધું નહીં નભે પ્રિય ! દીર્ઘકાળ,*
*ના શોભતી હરણીને વિકલાંગ ચાલ. (૩૮)*

'સંધિની ધજા' ફરકાવવાની ઠાવકી શીખ પ્રેમીના અભિજાત રૂપને પ્રગટ કરે છે. અંતે પ્રથમ પંક્તિ પુનઃ આવે છે ત્યારે મનામણાંની દઢ ગાંઠ વળે છે. આ શાલીનતા અને ભદ્ર ભાવનાનું તત્ત્વ કવિની કવિતાની એક વ્યાપક લાક્ષણિકતા છે, પછી તે પુત્રી પાસે ક્ષમાયાચના કરતા પિતાની સંવેદનારૂપે વ્યક્ત થતી હોય ('માફ કરજે'), એકાંત પળોની સભરતા આલેખાતી હોય ('એકાંત') કે જીવનક્રમના વારાફેરાની વાત હોય ('જામ ગળતું'). કવિમન 'વિચારોની લીલા'માં રાચે છે. જીવનની ઘટમાળને સરલ માનસિકતાથી નિહાળે છે. એમાંથી કશુંક સત્ત્વશીલ-ભદ્ર ખોળી કાઢે છે ('કૂંપળ નવી'). 'સૂર્યરથ'ની કવિતા જીવનાભિમુખ કવિતા છે. આ કવિતાને સર્વત્ર વિનમ્રતા, નિરહંકાર વૃત્તિ, પરિતોષ, પ્રેમલતા અને શાલીનતાનો પાસ લાગેલો અનુભવાય છે. કવિહૃદયની એ ભાવછવિ છે.

પ્રસાદગુણ પણ 'સૂર્યરથ'ની કવિતાની વિશેષતા ગણી શકાય. કવિવાણી સાદ્યંત છાંદસ રહી છે. કવિને છંદ સિદ્ધ છે તે સહેજે પમાય છે. મોટા ભાગની રચનાઓ શિખરિણીમાં સાકાર થઈ છે. કથન, વર્ણન, વિવરણ-આધારિત વિચારની કવિતામાં છંદની પ્રવાહિતા ઉપકારક નીવડે તે ખરું, પરંતુ દૂરાન્વય અર્થબોધમાં-રસાસ્વાદમાં કષ્ટકર બની રહે :

*દીવાલે ટિંગાતા સમય પર બેસી યુગલ એ*
*કરે પારેવાંનું પ્રણય તણી મીઠી રકઝક.*

અહીં કવિએ શ્લોકભંગ કર્યો છે અને મધ્યયતિ પણ સ્વીકાર્યો નથી. પરંતુ શિખરિણીનો મધ્યયતિ અત્યંત દઢ છે અને પઠનના લયમાં બીજી પંક્તિમાં 'પારેવાંનું' આગળ અનાયાસ અટકી જવાય છે ને ભાવપ્રવાહ તૂટે છે. પણ નીચેના દૃષ્ટાંતમાં શિખરિણીની ચાલ કેવી સાફ છે તે પણ જોઈ શકાશે -

*પડેલાં પાણીમાં વરસ મુજ પાછાં ઊંચકીને*
*કરી લૌં છું એના ઉપર વળગી લીલ અળગી. (૪૬)*

'મારો શરાફ', 'વક્તા', 'વ્હાલસોયી પૌત્રીને : વર્ષગાંઠે' વગેરે અનેક કૃતિઓ જોતાં સમજાય છે કે કવિ સામાન્યમાં સામાન્ય વિષયો પર કવિતા કરે છે અને અભિવ્યક્તિને કવિતાની ઊંચાઈ પર મૂકી આપવા મથે છે. આ સંદર્ભે ક્ષીણ થતી જતી લાગણીના સંબંધોની વાત કરતું 'કરી દિયો પોસ્ટનું ખાતું બંધ' મુખર, મનોરંજક પણ રસળતી-સરળ-મર્માળી રચના તરીકે માણવા જેવું છે.

આ રચનાઓ સર્જકની સર્જનપ્રક્રિયા વિશે પણ કિંચિત્ ઈંગિત આપે છે. કદાચ એવું ન બન્યું હોય કે કવિના ચિત્તમાં એક વિચાર ઝબક્યો હોય, પછી તેના પર ચંક્રમણ ચાલ્યું હોય, પરાકાષ્ઠાની અંતિમ પંક્તિ ન મળતાં પુનરાવર્તનની પ્રયુક્તિનો આશ્રય લેવા ચિત્ત પ્રેરાયું હોય અથવા પ્રથમ પંક્તિ જ અંતે પણ સૌથી વધુ ઉચિત જણાઈ હોય એમાંથી આ એક નવી પ્રયુક્તિ સૂઝી હોય - મૂળ ઝબકારથી જ છેડે ગાંઠ વાળવાની. પણ આમ કરતાં એવુંય બની આવે કે છેડે ગાંઠ ન વળે, રચના તાળો મેળવવાના પ્રપંચમાં થીજી જાય. 'મારો શરાફ', 'પ્રહરદ્વય' કે 'ગ્રામીણ ગીત'માં કશુંક એવું બન્યાનું સમજાશે. 'કમળ' એક સુંદર પ્રકૃતિચિત્ર આપીને અટકી જાય છે, સૉનેટરૂપે અવતરતું નથી. 'ડાઇવર્ઝન'માં ચટુલતા, તર્કબાજીનો આશ્રય લેવાય છે. છાંદસ વાણી હાથવગી હોય ત્યારે ગદ્ય ગુપચુપ પ્રવેશી જાય છે :

*સખે ! તું ચિંતા મા કરીશ રજ મારા મરણની,*
*નથી તારા-મારા કર મહીં કશું, જે નસીબમાં*
*થવાનું તે થાશે. (૨૨)*

બાનીની ચુસ્તી અને સહજતાનું સ્થાન કૃતક પદાવલી લઈ લે એવું પણ બની જાય છે -

*ખરું કહીં તો કૈં ના પ્રીત, પ્રણય કે મૈત્રી સરખું. (૯)*

* * *

*ઉષાના રંગોની મહીંથી ઊતરી... (૧૦)*

આ કવિતા કલ્પનાનું ઊંચું ઉડ્ડયન કરતી નથી, છતાં કાવ્યદ્યુતિથી ઓપતી પંક્તિઓ મળી આવે છે ત્યાં અટકી જવાય છે :

બેટા ! તારી આંખમાં ઝળકો સૂરજ-સોમ,
આંગળીઓના ટેરવે વસજો આખું વ્યોમ.

* * *

બેટા ! સ્વપ્નપરી સમો નિત્ય રહો તુજ વેશ,
હંસ મૂકીને મોતીડાં શણગારો તુજ કેશ. (૫૨)

કવિની રઢ અને સાધના આ દિશામાં જેટલી વિશેષ તેટલી સિદ્ધિ વિશેષ.

['સૂર્યરથ' : હસમુખ મઢીવાળા, રન્નાદે પ્રકાશન, ઑક્ટો. ૨૦૦૦.]

**ડૉ. દક્ષા વ્યાસ**



## કૃષ્ણાર્પણ

યોગેશ્વર !
ભલે પધાર્યા.
ઘણી ખમ્મા તમને !
પ...ણ
હજીયે શમી નથી તમારી અબળખા
યુગેયુગે અવતરવાની ?
શું કરશો ફરી જન્મીને તમે ?
જાણતા નથી કે -
ગોકુળ, મથુરા, વૃંદાવન એકેય
નથી રહ્યું તમારી બાળલીલાનું ઉપવન ?
અનેક માખણચોર મચી પડ્યા છે ચારેકોર,
ને ભુરાંટી ગાયો શિંગડે ચડાવે છે લોકને
ઉત્તર, દક્ષિણ, પૂરવ ને પશ્ચિમમાં.
યોગી બાલ હો કે યુવાન,
પડ્યા છે હાથ સૌના હેઠા.

ખુદ ઇન્દ્રપ્રસ્થના લોકદરબારમાં
પડ્યા છે બુકાની વિનાના બહારવટિયા,
જનમોજનમના આતતાયીઓ;
કૂદી પડે છે જે બાંયો કસી વાતવાતમાં
ને થવા દેતા નથી એકે કામ,
વેડફીને કરોડો દામ.
ગલોફાંફાડ ઘોંઘાટો એમના પડઘાવે છે દીવાલો :
'નહીં ચલેગી યહ સરકાર.'
જાય ચૂલામાં કારોબાર.
દેશ ! કિયા મૂળાનું નામ ?

વાસુદેવ !
બચ્યો છે કોઈ પરિત્રાણ કરવા સમો સાધુજન-
જે અબ્રહ્મણ્યં-સુબ્રહ્મણ્યંના પરખે ભેદ ?
જેનાં ગજવાં ઝૂરતાં ન હોય સાયબી ને સત્તા વિના ?
બચ્યો હશે એવો કોઈ - જેનો
'તૃષ્ણાત્ પરં કિમપિ તત્ત્વમહં ન જાને' સિવાયનો
હોય કોઈ બીજો ઉપાસનામંત્ર ?
'મોહન ! કોણ મોહન ?'
બંસીધારી અને ચરખાધારી
અઢળક મોહનો આવ્યા; આવ્યા ને વહ્યા ગયા.
દીસે છે એમના સગડ ક્યાંય આજે ?

તમારું જન્મવું મિથ્યા છે, દેવકીનંદન !
કેમ કે -
હવે તો નાથવા માંડ્યા છે કાળીનાગો કૃષ્ણને.
રાવણહથ્થો વગાડે છે રાવણ, નચવવા રામને.
જયલલિતાઓ ફૂંકે છે ફૂલનના કાન :
"ભૂલી જા બાઈ, રામ અને કૃષ્ણને.
એમને ઓળખે છે કોણ, મારી બલારાત ?
એ આવશે કે નહીં ? રામ જાણે !
પણ ભરોસો છે મને ગળા લગીનો :
'કૃષ્ણ તો કદાપિ નહીં.
આવશે તો માત્ર આપણી જ વેજાઓ,-
સંભવામિ દિનેદિનેનું વેણ લઈને.' "

'એઇ ભારતેર મહામાનવેર સાગરતીરે'
આ એક જ બાકી રહી ગયું'તું વિશ્વરૂપદર્શન.
યોગેશ્વર !
તમારા વિનાય એ તો પ્રગટશે જ;
ને રહી જશે અર્જુનો મોં વકાસીને ઊભા.

જન્માષ્ટમી, ૨૦૦૧

**જયન્ત પંડ્યા**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

પૂર્વઆધુનિકો માનતા કે કૃતિ કશુંક કહે છે, કૃતિને કશુંક કહેવાનું છે; તો આધુનિકો માનતા કે કૃતિ કરે છે, કૃતિને કશુંક કરવાનું છે. પરંતુ અનુઆધુનિકોને આ બંનેની સામે [illegible] કહેવાનું છે કે કૃતિ એ કાંઈ કહેતી હોય કે કૃતિ એ કાંઈ કરતી હોય તો એ એમ કેમ કરે છે. એટલે કે આધુનિકોની જેમ અનુઆધુનિકોને કૃતિના વર્તનમાં (textual behaviour) રસ નથી, પણ એ વર્તનની પાછળના વ્યક્તિગત આશયહેતુઓના અને સમષ્ટિગત પરંપરા-પ્રણાલીના દબાવોના પ્રવર્તનમાં રસ છે. કૃતિને કહેવાનું છે કે કૃતિને કરવાનું છે એ બાબતમાં એમને કોઈ વિવાદ નથી. એ તો પૂર્વઆધુનિકો અને અનુઆધુનિકોની જેમ અનુઆધુનિકો સ્વીકારીને ચાલે છે, પણ સાથે સાથે કૃતિ જે કહે છે કે કરે છે એની આસપાસના પરિવેશને અને વારસાના સંદર્ભને પણ ઉકેલવા અને વાંચવા ચાહે છે.

એક વાત સ્પષ્ટ છે કે કોઈ લેખક એક પંક્તિ ઉતારે છે તો એની પાછળ એની અંગત છેકભૂંસ તો હોય છે જ, પણ જે પરંપરામાં રહીને એ લખે છે એમાંથી પણ એની કેટલીય લેવદેવ હોય છે. આ જ કારણે પોતાની ભાષાથી અલગ ભાષાની અને પોતાની સંસ્કૃતિથી અલગ સંસ્કૃતિની કૃતિ જ્યારે વાંચીએ છીએ ત્યારે આપણું વાચન પ્રમાણમાં અધૂરું અને અધૂકડું હોય છે. કાફ્કાની બહુ જાણીતી વાર્તા 'રૂપાન્તર' (Metamorphosis)માં પહેલા જ વાક્ય ('એક સવારે, ગ્રેગોર સામ્સા ખરાબ સપનામાંથી જેવો જાગ્યો કે એને પોતાને પથારીમાં મસમોટા જંતુમાં પલટાયેલો જોયો')થી ચમત્કૃતિ ઊભી થાય છે. અહીં કાફ્કાની અંગત સૂઝ છે જ, પણ કાફ્કાએ એમાં કેવી પરંપરાનો આધાર લીધો છે એનો ઇતિહાસ રસિક બને તેમ છે.

કાફ્કા પહેલાં જર્મન સાહિત્યના અર્ન્સ્ટ થિઓડોર હૉફ્માન (૧૭૭૬-૧૮૮૨)ના કથાસાહિત્યમાં કોઈ પણ વસ્તુ કોઈ પણ વસ્તુમાં રૂપાન્તરિત થતી જોવાય છે. હૉફ્માનની એક વાર્તામાં સિટી કાઉન્સિલર એના ખંડમાં જૂની હસ્તપ્રતો વચ્ચે ખુરશીમાં ડ્રેસિંગ ગાઉન પહેરીને બેસે છે. બહાર દરવાજે એક પિત્તળની ટોકરી ટકોરા કરવા માટે રાખેલી છે. આ ટોકરી ઘડીકમાં ટોકરીનું કામ કરે છે અને ઘડીકમાં સફરજન વેચતી ફેરિયણમાં ફેરવાઈ જાય છે. સિટી કાઉન્સિલર પોતે પણ ક્યારેક ખુરશીમાં બેસે છે, ક્યારેક દારૂની પ્યાલીમાં પેસે છે. ક્યારેક પ્યાલીમાંથી ઊડતા દારૂ ભેગો ઊંચે ઊડે છે હવામાં – તો ક્યારેક દારૂમાં ઓગળી જાય છે. ક્યારેક બીજા દ્વારા પિવાઈ જાય છે. હૉફ્માનની વાર્તાઓમાં આ પ્રકારનાં સાહસો સાધારણ ગણાતાં. હૉફ્માન આ માટે જ જાણીતો હતો.

હૉફ્માનની વાર્તા વાંચવી શરૂ કરો એટલે કહેવાય નહીં કે શું બનશે. માનો કે ઓરડામાં એક બિલ્લી છે. એ બિલ્લી બિલ્લી હોઈ શકે અને કોઈ માણસ બિલ્લીરૂપે રૂપાન્તરિત થયેલો પણ હોઈ શકે. બિલ્લી તમને કાંઈ કહી ન શકે અને વાર્તાકાર કહે કે એ પણ કશું કહી શકે તેમ નથી; અને એમ આખી વાર્તામાં એક પ્રકારની અનિશ્ચિતતા છવાયેલી રહે.

હૉફ્માન બર્લિનના કોઈ પુલ પરથી પસાર થતો તો એને લાગતું કે જાણે કે એ કોઈ કાચની બાટલીના મોં પાસે ફસાઈ ગયો છે. એને એની પણ ખાતરી નહોતી કે એની આસપાસના જે માણસોને એ જુએ છે એ માણસો છે કે પછી પૂતળાંઓ છે. ટૂંકમાં હૉફ્માનના કથાસાહિત્યમાં અત્યંત રસપ્રદ કહી શકાય એવાં રૂઢિઓને તોડતાં સાહસો જોઈ શકાય છે, જે અઢારમી સદીના કૌતુકવાદી જર્મન સાહિત્યનું મુખ્ય લક્ષણ હતું.

હૉફ્માનની કથાસૃષ્ટિમાં આવતા આવા રૂઢિઓને તોડતા માનસિક વિભાગોને ધ્યાનમાં રાખીને જ કાફ્કાને વાંચવો પડે. કાફ્કાનું તો ઉદાહરણ લીધું, પણ લેખકની અભિવ્યક્તિમાં લેખકના પોતાના પરિબળ ઉપરાંતનાં પરિબળોના દબાવોની ઉપેક્ષા હવે કરી શકાશે નહીં. ❑

'ઉદ્દેશ'ના જુલાઈ ૨૦૦૧ના અંકમાં શ્રી ભરત મહેતાનો 'મેઘાણીનું લોકગીત સંપાદન' નામનો લેખ છે. તેનાં કેટલાંક વિધાનો અંગે ધ્યાન ખેંચવા આ પત્ર લખું છું.

૧. મેઘાણી પાસેથી લોકગીતોનાં સંપાદનો આ પ્રમાણે મળ્યાં છે : 'રઢિયાળી રાત', 'ચૂંદડી', 'ઋતુગીતો', 'હાલરડાં', 'સોરઠી ગીતકથાઓ'. "હવે આ બધાં લોકગીતો 'રઢિયાળી રાત'ના સંપાદનમાં મોજૂદ છે." પૃ. ૪૫૫ - બીજી કૉલમ.

(i) આમાં જે તે પ્રકાર સાથે ભાગોનો નિર્દેશ નથી. જેમ કે 'રઢિયાળી રાત' - ૧-૪, 'ચૂંદડી' ૧-૨.

(ii) વ્રતકથાઓ ૧-૨, દૂહા, ભજનોનો સમાવેશ આમાં થયો નથી.

(iii) "હવે આ બધાં લોકગીતો 'રઢિયાળી રાત'ના સંપાદનમાં મોજૂદ છે !" - આ વિધાન બરાબર નથી. મેઘાણીએ 'રઢિયાળી રાત'ના જે તે ભાગમાં ગીતોને વિભાગવાર યોજ્યાં હતાં તે જ વિભાગ સંકલિત-સંવર્ધિત આવૃત્તિમાં - જયંત મેઘાણીએ નામ આપ્યું છે તેમ 'બૃહદ્ આવૃત્તિ'માં-મેઘાણી જન્મશતાબ્દી પ્રકાશન, ૧૯૯૭, શ્રી જયંત મેઘાણીએ જાળવી રાખ્યાં છે. (અલબત્ત, તેમાં કુટુંબ-સંસારનાં ગીતો (૯૨) પર છે તેમ પુરવણીમાં પણ (૯૯) છે). શ્રી ભરતભાઈએ અનુક્રમણિકા જોઈને જ પોતાનું વિધાન કર્યું લાગે છે. તેમણે 'ચૂંદડી', 'ઋતુગીતો', 'કથાગીતો'નાં પાનાં ખોલ્યાં હોત, અરે, અનુક્રમણિકાનાં શીર્ષકો સાથે આ શીર્ષકો મેળવી જોયાં હોત તો આવી સરતચૂક ન થાત. એટલે બધાં લોકગીતો, આ બૃહદ્ આવૃત્તિમાં મળતાં નથી.

૨. પૃ. ૪૫૭ (બીજી કૉલમ) પર, મેઘાણીભાઈની ગીતાના સામાજિક અર્થઘટન માટેની મથામણની વાત કરતાં, 'મોટાં ખોરડાં'ની પંક્તિ આપવામાં આવી છે : 'તમે પી જાવ કે ગોરી, હું પી જાઉં !' આ પંક્તિ વાસ્તવમાં આ રીતે છે : 'પીઓ ગોરી, નકર હું પી જાઉં જો." (પૃ. ૯૪).

૩. પૃ. ૪૬૧ (પહેલી કૉલમ) પર 'ઊજળી મેરામણ'ની કથાનો ઉલ્લેખ છે. આ નામની કોઈ કથા 'રઢિયાળી રાત' (બૃહદ્ આવૃત્તિ)ના અનુક્રમમાં કે અકારાદિ સૂચિમાં જોવા મળતી નથી. (પહેલા મુદ્દાની મારી વાતને આથી પુષ્ટિ મળે છે કે બધાં ગીતો 'રઢિયાળી રાત'માં પ્રાપ્ત થતાં નથી.) મારી પાસે 'સોરઠી ગીતકથાઓ' અત્યારે હાથવગી નથી, પણ એ ગીત તેમાં હોય ને નામ 'ઊજળી ને મેરુ જેઠવો' હોઈ શકે.

૪. પૃ. ૪૬૧ (બીજી કૉલમ) પર નીચેનું વિધાન છે.

"એક કાવ્યમાં ભાણેજ અને મામીની સરોવરકાંઠાની પ્રણયલીલા બતાવી છે. બીજા લોકગીતમાં જેસંગ-અભેસંગ નામના બે મહેમાન ભાણેજો પ્રત્યે મામીનો જાતીય મોહ દર્શાવેલો છે. ત્રીજા લોકગીતમાં તે બેઉ વચ્ચેનો આડો પ્રણય સ્પષ્ટ છે. આ ત્રણેય લોકગીતો ખંડ ૪માં પ્રવેશ પામ્યાં છે."

૧. પરિભાષા – 'કાવ્ય' - 'ગીત' - એકધારી હોવી જરૂરી.

૨. ગીતોનાં નામ આપ્યાં હોત તો અનુકૂળતા રહેત.

૫. સમગ્ર લેખમાં કાવ્યનિર્દેશ છે ત્યાં બૃહદ્ આવૃત્તિના પૃષ્ઠાંક આપ્યા હોત તો રસ ધરાવનાર વાચકોને અનુકૂળતા રહેત.

ભાવનગર **તખ્તસિંહ પરમાર**

તા. ૧૮-૭-૨૦૦૧

*

આપના તરફથી મોકલાવેલો તથા 'ઉદ્દેશ' ૨૦૦૧ના અંકમાં 'સ્વાધ્યાય-સમીક્ષા'માં આવેલો શ્રી ધનવંતીબહેનના અંગ્રેજી-અનૂદિત-સુંદરમ્‌ની કવિતાઓનો પરિચય વાંચ્યો. એ પરથી એવું લાગ્યું કે શ્રી ધનવંતીબહેને ખૂબ જ કાળજીપૂર્વક સુંદરમ્‌ની કવિતાઓને અંગ્રેજી દેહ આપ્યો છે. અને એથી આ કવિતાઓને વિશ્વફલક ઉપર વિહરવાનું મળતાં કવિની કાવ્યશક્તિનો કેટલાંયે ભાવકોને પરિચય થશે-અનુભૂતિ થશે. સાચ્ચે જ શ્રી સુંદરમ્ જો સ્થૂલ દેહે હોત તો તેઓ પણ ખૂબ પ્રસન્ન થયા હોત ! આપે પુસ્તકનો સુંદર પરિચય કરાવ્યો.

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

પૂર્વઆધુનિકો માનતા કે કૃતિ કશુંક કહે છે, કૃતિને કશુંક કહેવાનું છે; તો આધુનિકો માનતા કે કૃતિ કરે છે, કૃતિને કશુંક કરવાનું છે. પરંતુ અનુઆધુનિકોને આ બંનેની સામે જઈને કહેવાનું છે કે કૃતિ જો કાંઈ કહેતી હોય કે કૃતિ જો કાંઈ કરતી હોય તો એ એમ કેમ કરે છે. એકંદરે આધુનિકોની જેમ અનુઆધુનિકોને કૃતિના વર્તનમાં (textual behaviourમાં) રસ નથી, પણ એ વર્તનની પછીતના વ્યક્તિગત આશયહેતુઓના અને સમષ્ટિગત પરંપરા-પ્રણાલીના દબાવોના પ્રવર્તનમાં રસ છે. કૃતિને કહેવાનું છે કે કૃતિને કરવાનું છે એ બાબતમાં એમને કોઈ વિવાદ નથી. એ તો પૂર્વઆધુનિકો અને અનુઆધુનિકોની જેમ અનુઆધુનિકો સ્વીકારીને ચાલે છે, પણ સાથે સાથે કૃતિ જે કહે છે કે કરે છે એની આસપાસના પરિવેશને અને વારસાના સંદર્ભને પણ ઉકેલવા અને વાંચવા ચાહે છે.

એક વાત સ્પષ્ટ છે કે કોઈ લેખક એક પંક્તિ ઉતારે છે તો એની પાછળ એની અંગત છેકભૂંસ તો હોય છે જ, પણ જે પરંપરામાં રહીને એ લખે છે એમાંથી પણ એની કેટલીય લેવદેવ હોય છે. આ જ કારણે પોતાની ભાષાથી અલગ ભાષાની અને પોતાની સંસ્કૃતિથી અલગ સંસ્કૃતિની કૃતિ જ્યારે વાંચીએ છીએ ત્યારે આપણું વાચન પ્રમાણમાં અધૂરું અને અધૂકડું હોય છે. કાફકાની બહુ જાણીતી વાર્તા 'રૂપાન્તર' (Metamorphosis)માં પહેલા જ વાક્ય ('એક સવારે, ગ્રેગોર સામ્સા ખરાબ સપનામાંથી જેવો જાગ્યો કે એને પોતાને પથારીમાં મસમોટા જંતુમાં પલટાયેલો જોયો')થી ચમત્કૃતિ ઊભી થાય છે. અહીં કાફકાની અંગત સૂઝ છે જ, પણ કાફકાએ એમાં કેવી પરંપરાનો આધાર લીધો છે એનો ઇતિહાસ રસિક બને તેમ છે.

કાફકા પહેલાં જર્મન સાહિત્યના અર્ન્સ્ટ થિઓડોર હોફમાન (૧૭૭૬-૧૮૮૨)ના કથાસાહિત્યમાં કોઈ પણ વસ્તુ કોઈ પણ વસ્તુમાં રૂપાન્તરિત થતી જોવાય છે. હોફમાનની એક વાર્તામાં સિટી કાઉન્સિલર એના ખંડમાં જૂની હસ્તપ્રતો વચ્ચે ખુરશીમાં ડ્રેસિંગ ગાઉન પહેરીને બેસે છે. બહાર દરવાજે એક પિત્તળની ટોકરી ટકોરા કરવા માટે રાખેલી છે. આ ટોકરી ઘડીકમાં ટોકરીનું કામ કરે છે અને ઘડીકમાં સફરજન વેચતી ફેરિયણમાં ફેરવાઈ જાય છે. સિટી કાઉન્સિલર પોતે પણ ક્યારેક ખુરશીમાં બેસે છે, ક્યારેક દારૂની પ્યાલીમાં પેસે છે. ક્યારેક પ્યાલીમાંથી ઊડતા દારૂ ભેગો ઊંચે ઊડે છે હવામાં - તો ક્યારેક દારૂમાં ઓગળી જાય છે. ક્યારેક બીજા દ્વારા પિવાઈ જાય છે. હોફમાનની વાર્તાઓમાં આ પ્રકારનાં સાહસો સાધારણ ગણાતાં. હોફમાન આ માટે જ જાણીતો હતો.

હોફમાનની વાર્તા વાંચવી શરૂ કરો એટલે કહેવાય નહીં કે શું બનશે. માનો કે ઓરડામાં એક બિલ્લી છે. એ બિલ્લી બિલ્લી હોઈ શકે અને કોઈ માણસ બિલ્લીરૂપે રૂપાન્તરિત થયેલો પણ હોઈ શકે. બિલ્લી તમને કાંઈ કહી ન શકે અને વાર્તાકાર કહે કે એ પણ કશું કહી શકે તેમ નથી; અને એમ આખી વાર્તામાં એક પ્રકારની અનિશ્ચિતતા છવાયેલી રહે.

હોફમાન બર્લિનના કોઈ પુલ પરથી પસાર થતો તો એને લાગતું કે જાણે કે એ કોઈ કાચની બાટલીના મોં પાસે ફસાઈ ગયો છે. એને એની પણ ખાતરી નહોતી કે એની આસપાસના જે માણસોને એ જુએ છે એ માણસો છે કે પછી પૂતળાંઓ છે. ટૂંકમાં હોફમાનના કથાસાહિત્યમાં અત્યંત રસપ્રદ કહી શકાય એવાં રૂઢિઓને તોડતાં સાહસો જોઈ શકાય છે, જે અઢારમી સદીના કૌતુકવાદી જર્મન સાહિત્યનું મુખ્ય લક્ષણ હતું.

હોફમાનની કથાસૃષ્ટિમાં આવતા આવા રૂઢિઓને તોડતા માનસિક વિભ્રમોને ધ્યાનમાં રાખીને જ કાફકાને વાંચવો પડે. કાફકાનું તો ઉદાહરણ લીધું, પણ લેખકની અભિવ્યક્તિમાં લેખકના પોતાના પરિબળ ઉપરાંતનાં પરિબળોના દબાવોની ઉપેક્ષા હવે કરી શકાશે નહીં.



શબ્દનો સથવારો તમારો અડીખમ છે. વળી વાર્ધક્યને મારી ભગાડ્યું છે તમે; આ પરિસ્થિતિઓ એવી અટપટી છે કે છેવટે કબૂલ કરવું જ પડે, સો વાતની એક વાત, હવે તો મધુભાઈનીયે ખોટ તમારે જ પૂરવાની રહી...

ડૉ. જયંત કોઠારી સાહેબ પણ ગયા. સાહિત્ય-જગત પર જાણે અવદશા બેઠી છે, નહિ, સાહેબ ? બલીયસી કેવલમ્ ઈશ્વરેચ્છા !

નખત્રાણા
તા. ૨૦-૬-૨૦૦૧

**રમેશ ભટ્ટ 'રશ્મિ'**



## ચાલો એક મૉડેલ ઈન્ડિયન નગર રચિયે !

(તાલ : ભવાઈ તાલ)

(૧)
ચાલો, મૉડેલ નગર ઈન્ડિયન એક મંડિયે રચવા,
પરથમ પ્હેલું પેટ વધારો પોણું શહેર પચવવા !

(૨)
ભૂમિ-પ્રાપ્તિ...ટેન્ડરમાં એવા આંક વાળિયે આડા,
અળિયાં-પળિયાં ચરે વંશજો થઈ હરાયા પાડા !

(૩)
અટ્ટમ-સટ્ટમ પ્લૉટ-હરાજી, ખાતે, નામે, પટ્ટે...
આયોજનનું અખ્ખાપાતર ફરતું રહે અડસટ્ટે !

(૪)
પાણીનું પ્લાનિંગ ભલા ભૈ કરિયે એવા ઢંગે,
પાંચ વરસમાં થાય વેચવા ટેન્કર રંગેચંગે !

(૫)
રખે ભૂલતા ગ્રીન-બેલ્ટ, આરક્ષિત... દાવા-ઝઘડા,
હકદારો જ્યાં રોતા રહેતા, થાતા બિલ્ડર તગડા !

(૬)
સમાજવાદી શ્રીગણેશ ઝૂંપડપટ્ટીથી કરિયે,
નાકાબંધી ચણી દેયડી ધીકતે ધંધે તરિયે !

(૭)
પગપથ, માર્ગો રોકી લો પાથરણે, લારી-ગલ્લે,
વિધિ-નિયમો-ધારાપાલનને નિત્ય ચડાવો ટલ્લે !

(૮)
હરિયાળીની ધૂમ મચાવો, ચીમનીઓય ધખાવો,
સથવારે સૉલ્વંટ નગરને ચેમ્બર-ગૅસ બનાવો !

(૯)
કમળો-મરકી-તાવ ટાઢિયા મ્હાલે એવું રળજો,
કર ભરનારા વલખાં મારે, હડપનારને ફળજો !

(૧૦)
ધાગડિયાં, અપસંસ્કારો, દુર્બુદ્ધિ, યૌનજ્વર ફાલે,
એ ખાતર શિક્ષણ-ઉદ્યોગો જણ્યા વિના શે ચાલે ?

(૧૧)
રોકડિયા ખાંભીઓ માટે ખૂણા ને પગથારા,
ઘાતક દુર્ઘટનાઓ માટે ખાડા ને અંધારાં.

(૧૨)
અનાથાશ્રમો, વૃદ્ધાશ્રમ, તૈયાર રાખજો ટોડે,
થવાં ઘટે જનસેવક અર્થે નારીગૃહ પણ કોડે !

(૧૩)
સંપ્રદાય-મઠ-પંથ વણજને નગદ ભૂમિ ભાળવજો,
ધરમથાનકો સાથ કતલખાનાં ખાસ્સાં ફાળવજો !

(૧૪)
દંડા નિયમો તણા ઠોકવા, ન્યાય-રમકડે રમવા,
કચેરિયો-કોર્ટો શોભવજો આખો દી ધમધમવા.

(૧૫)
અડ્ડા, દારૂ, ડ્રગ, સોપારી, રેપ, ખંડણી, લાગા,
શસ્ત્રો, વિસ્ફોટકો કાજ આદરજો દોરા-ધાગા !

(૧૬)
હુલ્લડ માટે બકરા બહુ, પણ શાન્તિકૂચ ને છાપે
શોભે એવા સરકારી મ્હોટા જોગવજો માપે !

(૧૭)
ભાટ-ચારણો શૂરા ! સેક્યુલર જે-કાર જગાવો !
એણી પેરે સર્વ લખ્ખણે પૂરું નગર વસાવો.

**ભાનુપ્રસાદ ત્રિવેદી**

## સાભાર સ્વીકાર

ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.(૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૬ અને ૧૯૯/૧, ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨)નાં :

ધૂમકેતુનું આકાશ (ધૂમકેતુવિશેષ) : સંપા. સુરેશ દલાલ, કિં. રૂા. ૩૦૦/-; બરફમાં મેઘધનુષ : સંપા. ડૉ. જયંત મહેતા, પ્રીતમ લખલાણી, કિં. રૂા. ૯૦/-; દરિયાપારના દર્પણમાં : સંપા. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/-; શ્રીમદ્ રાજચંદ્ર : સંકલન જયા મહેતા, કિં. રૂા. ૪૦/-; થોભ, નહીં તો થાકી જઈશ : લે. હરિભાઈ કોઠારી, કિં. રૂા. ૭૦/-; રાધા, કુંતી અને દ્રૌપદી : લે. અરુણા ઢેરે, અનુ. જયા મહેતા, કિં. રૂા. ૬૦/-; ૐ નમઃ શિવાય : સંકલન જયા મહેતા, કિં. રૂા. ૬૦/-; અધ્યાત્મની અગ્નિશિખા : વિમલા ઠકાર (જીવનચરિત્ર) : લે. તરલા દેસાઈ, કિં. રૂા. ૧૦૦/-; શ્રીકાન્ત (કથાસંક્ષેપ) : લે. બાબુ દાવલપુરા, કિં. રૂા. ૭૦/-; કવિતાનું સ્વરૂપ : લે. નલિન રાવળ, કિં. રૂા. ૮૦/-; હાસ્ય શરદની સાથે : લે. શરદ જોશી, અનુ. મહેશ દવે, કિં. રૂા. ૧૦૦/-; અનુસ્પંદન : લે. હરીન્દ્ર દવે, સંપા. સુરેશ દલાલ, કિં. રૂા. ૧૦૦/-.

### અન્ય

હજુ અમારાં વૃક્ષો દેહરામાં ઊગે છે : લે. રસ્કિન બોન્ડ, અનુ. રૂપા અ. શેઠ, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ૩૫, ફીરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી - ૧૧૦ ૦૦૧, કિં. રૂા. ૭૦/-; કવિ (દ્વૈમાસિક) : સંપા. મનોજકુમાર શાહ, દિલીપ શાહ, ૧૮, મહર્ષિ અરવિન્દ સોસાયટી, લુણાવાડા - ૩૮૯ ૨૩૦, લવાજમ રૂા. ૮૦/-; ચેતન બાલવાડીમાં ગવાતાં ગીતો : લે. ડૉ. યોગિની પાઠક, કુ. અમીષા શાહ, શ્રીમતી દ્રૌપદીબેન ભાગિયા, પ્રાપ્તિસ્થાન : યુનિવર્સિટી પુસ્તકવેચાણ વિભાગ, પ્રો. સી. સી. મહેતા ઑડિટોરિયમ સામે, એ.આઈ.સી.એસ. ટ્રેનિંગ સેન્ટર, ડી.એન.હૉલ, ક્રિકેટગ્રાઉન્ડ સામે, પ્રતાપગંજ, વડોદરા - ૩૯૦ ૦૦૨, કિં. રૂા. ૭૫/-; કલારાગ : લેખક અને પ્રકા. દિનકર ભોજક, સ્ટેશન રોડ, માયા બજાર, વિસનગર (ઉ.ગુ.) - ૩૮૪ ૩૧૫, પ્રાપ્તિસ્થાન : અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કૉમ્પલેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૫૦/-; પુણ્યની પરબ સાધર્મિકની સંગત : લે. આચાર્ય વિજયરત્નસુંદરસૂરિ, પ્ર. રત્નત્રયી ટ્રસ્ટ, ૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂા. ૩૦/-; ઓ મન ! તું જ નથી સમજાતું : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૩૦/-; ખાલીખાલી આવો ! : લે. વિજય શાસ્ત્રી, પ્ર. આર. આર. શેઠની કંપની, ફુવારા સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૬૫/-; અનુપમ કાલિદાસ : સંપા. ડૉ. ગૌતમ પટેલ, પ્ર. સંસ્કૃત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, ટાઉનહૉલ સામે, ત્રીજે માળ, સેક્ટર ૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭, કિં. રૂા. ૩૩૦/-; ૭૧ પ્રેમદોહરા : લે. પીયૂષ અ. જાની, પ્રાપ્તિસ્થાન : ૪૧, સર્વોદયનગર વિભાગ ૩, કે. કે. નગર પાસે, ઘાટલોડિયા, અમદાવાદ - ૩૮૦ ૦૬૧, કિં. નથી; લઘુકથાવિશેષ : સંપા. ભગવત્ સુથાર, દિલીપ રોય, રમેશ ત્રિવેદી, પ્ર. શ્રી મોહનલાલ પટેલ સાહિત્ય વર્તુળ (રજિ. ટ્રસ્ટ), કડી વતી મેનેજિંગ ટ્રસ્ટી : રામજીભાઈ કડિયા, તંબોળીવાડો, કડી - ૩૮૨ ૭૧૫, કિં. રૂા. ૧૦૦/ ; જીવનગીત : વિહંગ નાયક, પ્રકા. નવભારત સાહિત્ય મંદિર,

કિં. રૂ. ૫૦/-; **શ્યામલ (વાર્તાસંગ્રહ)** : લે. અને પ્રકા. સતીશ પંડ્યા (ઍડવોકેટ), એમ. જી. રોડ, પંજાબ નેશનલ બૅંક સામે, નવસારી - ૩૯૬ ૪૪૫; **ઝાકળબિંદુ** : લેખિકા મીરા ભટ્ટ, પ્રકા. શ્રી એમ. પી. પટેલ ફાઉન્ડેશન ટ્રસ્ટ વતી મૂકેશ એમ. પટેલ, ૩-૪, વિઠ્ઠલભાઈ ભવન, સરદાર પટેલ કૉલોની, રેલવે ક્રૉસિંગ પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૧૩; **વર્તમાનનું વિશ્લેષણ** : લે. હરિ દેસાઈ, પ્ર. દેવર્ષિ નારદ વિદ્યાનિકેતન ટ્રસ્ટ, બંગલો-ખ-૨૧૧, સેક્ટર ૧૯, ગાંધીનગર - ૩૮૨ ૦૧૯, કિં. રૂ. ૧૦૦/-; **સ્મરણોની વીથિકામાં** : લે. દુષ્યંત પંડ્યા, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૬૫/-; **પદ્મનિદ્રા** : લે. રામચંદ્ર, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૮૫/-; **સચેતસ્** : લે. ડૉ. અરુણ કક્કડ, પ્ર. પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂ. ૬૦/-; **કહો ને કેવી હતી એ ?** : લે. પ્ર. ઇન્દુબેન કે. ડી. મહેતા, ૧, અશોકનિવાસ, કોઠારીવાડી, રામચંદ્ર લેન, મલાડ (વેસ્ટ), મુંબઈ - ૪૦૦ ૦૬૪, કિં. રૂ. ૭૦/-; **ભારતીય તત્ત્વજ્ઞાન-કેટલીક સમસ્યા** : લે. ડૉ. નગીન જી. શાહ, પ્ર. ડૉ. જાગૃતિ દિલીપ શેઠ, બી-૧૪, દેવદર્શન ફ્લૅટ, નહેરુનગર ચાર રસ્તા, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૯૯/-; **શાંકર વેદાન્તમાં અવિદ્યા-વિચાર** : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૮૦/-; **મહર્ષિ પરાશરવિરચિત કૃષિવિદ્યા** : અનુ. મનસુખલાલ સાવલિયા, પ્ર. પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂ. ૬૦/-; **જી-પાંચથી જી-શૂન્ય તરફ** : લે. હરેશ ધોળકિયા, પ્ર. પૉઝિટિવ ઍટિટ્યૂડ ટ્રેનિંગ સેન્ટર, ન્યુ મિન્ટ રોડ, ભુજ-કચ્છ - ૩૭૦ ૦૦૧, કિં. રૂ. ૩૦/-; **હરિ હાથ લે જ** : લે. અવંતિકા ગુણવંત, પ્ર. આર. આર. શેઠની કંપની, ફુવારા પાસે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૮૫/-; **સમાજના સથવારે નવસર્જન (સ્મરણિકા)** : સંપા. દોલતભાઈ મહેતા, પ્ર. વિશ્વ સંવાદ કેન્દ્ર, ૭૦૧/એ, હરેકૃષ્ણ કૉમ્પ્લેક્સ, પ્રીતમનગરનો ઢાળ, એલિસબ્રિજ, અમદાવાદ - ૩૮૦ ૦૦૬, કિં. નથી; **હાંસિયામાં હું** : લે. પ્રિયંકા કલ્પિત, પ્ર. ગુજરાત વિવિધભાષી સાહિત્ય અકાદમી, ગુજરાત સાહિત્ય સંગમ, બી-૨, ઑરિયેન્ટ એપાર્ટમેન્ટ, એરોમા સ્કૂલની પાસે, ઉસમાનપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. રૂ. ૪૫/-; **ચાલો, ભગવાનને મળવા જઈએ** : લે. જ્યોતિ થાનકી, પ્ર. શ્રી અરવિન્દ મેમૉરિયલ ટ્રસ્ટ, શ્રી અરવિંદનિવાસ, દાંડિયા બજાર, વડોદરા - ૩૯૦ ૦૦૧, કિં. રૂ. ૨૦/-; **આધુનિક માનવ શાંતિની શોધમાં** : લે. સ્વામી નિખિલેશ્વરાનંદ, સંપા. જ્યોતિ થાનકી, પ્ર. એમ. પી. પટેલ ફાઉન્ડેશન પ્રકાશન, ૩-૪, વિઠ્ઠલભાઈ ભવન, સરદાર પટેલ કૉલોની રેલવે ક્રૉસિંગ પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. સદ્ભાવ; **નંદ સામવેદી** : લે. ચંદ્રકાન્ત શેઠ, પ્ર. કૃષ્ણકાન્ત મદ્રાસી, આદર્શ પ્રકાશન, ગાંધી માર્ગ, બાલાહનુમાન સામે, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૭૦/ ; **વિશ્વકોશનું વિશ્વ** : લેખિકા નલિની દેસાઈ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૪૦/-; **પરમા પ્રકૃતિ** : લે જિતેન્દ્ર તળાવિયા, પ્ર. પર્યાવરણ અને સંસ્કૃતિ રક્ષક ટ્રસ્ટ, રાજકમલ ચોક પાસે, અમરેલી - ૩૬૫ ૬૦૧; **મંઝિલ દૂર નથી** : આચાર્ય વિજયરત્નસુંદરસૂરિ, પ્રાપ્તિસ્થાન : કલ્પેશ વિ. શાહ, ૧૪, ઇલોરા પાર્ક સોસાયટી, નારણપુરા ચાર રસ્તા પાસે, દેરાસર સામે, નારણપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. રૂ. ૩૦/-; **સ્પર્શ** : લે. સાગર નવસારવી, પ્ર. સાગર પ્રકાશન, C/o. સાગર નવસારવી, વકીલ હાઉસ, ઘાટીવાડ, લંગારવાડ પાછળ, નવસારી - ૩૯૬ ૪૪૫; કિં. રૂ. ૯૦/-; **શ્રીમાતાજી** : લે. પ્રસાદ બ્રહ્મભટ્ટ, પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૧૦૦/-.



# પિતાજીને ફોટામાં જોઈને

નિહાળું અત્ર તમને તસવીરે, તો તત્ર ઊઘડે છે,
મ્હારી આંખ જ્યાં જાણે તમારો પત્ર ઊઘડે છે !

અહો, તમ અક્ષરો વાંકાચૂંકા-ઉપર છે ધૂળ જામેલી-
પઢું છું, ધૂળિયા શાળાનું જાણે સત્ર ઊઘડે છે !

તમારી આંખ ઝાંખા કાચનાં ચશ્માંની પેલી પાર
ખૂલે, જાણે કે વીત્યા કાળનું નક્ષત્ર ઊઘડે છે !

પુરાણી સોટીની જેમ જ ગ્રહી છે હાથમાં છત્રી,
જરા ખોલો, જુઓ, શું છત્ર ? ના; શિરછત્ર ઊઘડે છે !

તમારી સંમુખે ઊભો રહું તો જાય વય ઊતરી,
પછી હું બાળ; ને એ કાળ-સ્થળ સર્વત્ર ઊઘડે છે !

**ઉશનસ્**



## વધુ શું ?

ઝાંખાં-પાંખાં સ્મરણ સઘળાં એકઠાં હું કરીને
જોવા બેઠો અતીતવનને આજ પાછો ફરીને.
કેવું કેવું ગુજરવું અહીં કાળનું રમ્ય રૂપે !
તાજી થાતી ઝલમલ છબી ધૂળ ધીમે હટાવી.

ભીની ભીની રસમય ક્ષણો આપણા ચાહવાની
ધીરે ધીરે રૂપ અવનવાં કૈં ધરીને છવાતી.
ને લજ્જાળુ તવ મલકવું પાંપણો દૈ ઝુકાવી,
માણું પાછો. દમબદમ તારી શ્વસું રૂપગંધ.

વચ્ચે વીત્યો અવસર કદી દીર્ઘ રિસામણાનો
તોયે છાનો પ્રતિપલ તને ઝંખતો'તો અબોલ.
પાછો ભીના સમયવનમાં લૈ મનાવી પ્રવેશું !
જુદાઈનો હૃદય ચીરતો ઘાવ ઝીલ્યો પછી તો.

આજે જુદા પથ ઉભયના ને કદી થાય ભેટો;
કિન્તુ તોયે સહજ સ્મિતની આપ-લેથી વધુ શું ?

**લાલજી કાનપરિયા**

## અચરજ

ખળખળ વ્હેતાં ઝરણાં કેવાં ગીત મધુરાં ગુંજે,
ઊંચા ઊંચા પર્વત પેલા વાદળને જઈ ચૂમે !

દડબડ દડબડ નદીઓ કેવી ડુંગર પરથી દોડે,
વાંસ વાંસ ઊંચાં મોજાંથી દરિયો કેવો ડોલે !

ચમક ચમક ચમકે વીજળીઓ, વાદળ કેવાં ગરજે !
ચાંદો, સૂરજ, નભના તારા ઝળહળ કેવા ઝળકે !

સરસર વહેતા વાયુ સંગે વૃક્ષો ડાળ હિલોળે,
સાંજસવારે સંધ્યા-ઉષા રંગ ગુલાબી ઢોળે.

પોપટ મોર બપૈયા કેવા સૂર મીઠેરા કુંજે !
ટહુકા કરતી કોયલ પેલી આંબાડાળે ઝૂલે.

આવાં સુંદર દશ્યો સૌની નાની આંખ નિહાળે,
પરમેશ્વર ! આ અચરજ જોઈ હૈયું મારું હરખે.

**જગદીશ ધનેશ્વર ભટ્ટ**

## ૨૦૦૧નાં તદ્દન નવાં, ઉત્તમ પ્રકાશનો

### નવલકથા

| | | |
|---|---|---|
| આઠમો રંગ | હિમાંશુ શેલત | ૭૦ |
| અતરાપી | ધ્રુવ ભટ્ટ | ૬૫ |
| અધખૂલી બારી | યોગેશ જોશી | ૧૦૦ |
| ગુલાબી આભાસ | માલતી દેસાઈ | ૧૫૦ |
| રાજહંસ ૧-૨ | શયદા | ૨૦૦ |
| નાની નણદી | શયદા | ૧૫૦ |
| સિદ્ધાર્થ | હરમાન હેસ | ૬૦ |
| હૃદય લાગણી આંધી | જશવંત મહેતા | ૧૨૫ |
| એક મુસાફર | દિલીપ રાણપુરા | ૮૫ |

### વાર્તાઓ

| | | |
|---|---|---|
| જાવલ | ધીરુબહેન પટેલ | ૯૦ |
| નાટક પાત્રનો પ્રવેશ | પ્રવીણસિંહ ચાવડા | ૧૦૦ |
| જલાવરણ | રમેશ ર દવે | ૯૦ |
| અમૃત વરસે નેણ | નાનાભાઈ જેબલિયા | ૧૧૦ |
| સાંકળ | ધરમાભાઈ શ્રીમાળી | ૬૦ |
| અક્ષરો આંસુના | કનૈયાલાલ જોશી | ૯૦ |
| શર્મિષ્ઠા | ડાહ્યાભાઈ પટેલ | ૧૨૦ |
| અમારી શ્રેષ્ઠ વાર્તાઓ | ડાહ્યાભાઈ પટેલ | ૧૨૫ |
| દ ગુજ.ની કૂંકણી વાર્તાઓ | શાંતિભાઈ આચાર્ય | ૧૫૦ |

### હાસ્ય

| | | |
|---|---|---|
| મગનું નામ મરી | વિનોદ ભટ્ટ | ૬૦ |
| વડ અને ટેટા | જ્યોતીન્દ્ર દ | ૬૦ |

### નિબંધ

| | | |
|---|---|---|
| જિંદગીનું બીજું નામ | જયવદન પટેલ | ૧૫૦ |

આપનાં બાળકોને વિદ્યાર્થીઓને જીવનમાં
પ્રથમ હરોળમાં જોવાં છે ? તો એમને આપો.

**બાલઆનંદ**

એકવીસમી સદીનાં બુદ્ધિશાળી બાળકો માટેનું
મૅગેઝીન

સંપાદક : યશવંત મહેતા

વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧૫૦/-

બદલામાં કરોડોની કિંમતનું વાચન

### ચિંતનાત્મક સાહિત્ય

| | | |
|---|---|---|
| ચીન મારી નજરે | સ્વામી સચ્ચિદાનંદ | ૬૦૦ |
| સંબંધોની સૃષ્ટિમાં | ઊર્મિલાબહેન શાહ | ૧૦૦ |
| લીલા વાંસના મીઠા સૂર | ચંદ્રકાંત મહેતા | ૯૦ |
| શ્યામગુલાબી આકાશ | ચંદ્રકાંત મહેતા | ૮૦ |
| હૈયાંને છાંયે છૈયાં | ચંદ્રકાંત મહેતા | ૬૦ |
| ઈશ્વરના ઘરનો ફોન | ચંદ્રકાંત મહેતા | ૮૦ |
| . સામે મળી જિંદગી | ચંદ્રકાંત મહેતા | ૯૦ |
| સદ્‌ગુણસંહિતા | ધૈર્યચંદ્ર બુદ્ધ | ૪૦ |

### ચરિત્રાત્મક સાહિત્ય

| | | |
|---|---|---|
| રાષ્ટ્રગુરુ સમર્થ રામદાસ | સ્મિતા ભાગવત | ૧૩૦ |
| મહાભારતનાં સ્ત્રીપાત્રો | સ્મિતા ભાગવત | ૭૫ |
| શ્રી માતાજી | પ્રસાદ બ્રહ્મભટ્ટ | ૧૦૦ |
| સ્મરણોની વીથિકા | દુષ્યંત પંડ્યા | ૬૫ |
| ચિત્તનો ચહેરો | દિલીપ રાણપુરા | ૧૦૦ |
| આપણા યુગની વીરાંગનાઓ | યશવંત મહેતા | ૭૦ |

### પ્રવાસ

| | | |
|---|---|---|
| પશ્ચિમી સમાજની તાસીર | રામુભાઈ પટેલ | ૧૫૦ |
| સફર-એ-સાઉદી અરેબિયા | મહેબૂબ દેસાઈ | ૬૫ |

### આરોગ્ય

| | | |
|---|---|---|
| યોગ અને આરોગ્ય | સ્વામી અધ્યાત્માનંદ | ૧૦૦ |
| બાળઆરોગ્ય | હર્ષદ કામદાર | ૪૦ |

### બાળ-કિશોરસાહિત્ય

| | | |
|---|---|---|
| નાનકડો બહાદુર | વસંતલાલ પરમાર | ૩૦ |
| વાર્તાઉમંગ ૧-૫ | યશવંત મહેતા | ૧૨૦ |
| વાર્તામોજ ૧-૫ | યશવંત મહેતા | ૧૫૦ |

તમે શિક્ષક છો ? તો તમારા કામને
યોગ્ય ન્યાય આપવા નિયમિત વાંચજો –

**અધ્યયન-અધ્યાપન**

વિદ્યાર્થીઓને પણ આકર્ષે એવી રસમય,
માર્ગદર્શક સામગ્રીનો રસથાળ

વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧૫૦/-

શાળા-મહાશાળાઓ માટે અનિવાર્ય છે.

*આ અને સેંકડો અન્ય સરસ પુસ્તકો માટે સંપર્ક સાધો :*

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦૦૦૧ ✻ ફોન : ૨૧૪૪૬૬૩

*આપણી આસપાસ વ્યાપેલા અંધકારમાં પ્રકાશ પ્રગટાવશે પુસ્તકો*

## મારી કસમ !

લીલકાતો પંથ તારે આંગણે, મારી કસમ !
શ્વાસનો વિશ્રામ તારે બારણે, મારી કસમ !

આ હથેળીના ઊતરતા ઢાળ શી છે જિંદગી,
જાળ તો ગૂંથાય છે એ કારણે, મારી કસમ !

લાગણીને સાચવીને મૂકવાની માગણી,
કૈંક તો રંધાય છે એ કારણે, મારી કસમ !

કેટલું ભીંસાય હૈયું એકલા એકાંતથી,
આયખું ચૂંથાય છે એ કારણે, મારી કસમ !

તેજની વણજાર ચાલી જાય છે સોહામણી,
તિમિર કાં લીંપાય છે એ કારણે, મારી કસમ !

આયનાના ભાસની શોભા બને લોભામણી,
સાદગી લોપાય છે એ કારણે, મારી કસમ !

નામ મારે છે હવેલી, વાટિકા ને પાલખી,
માંયલો ડૂસકાય છે એ કારણે, મારી કસમ !

**જગદીશ ધનેશ્વર ભટ્ટ**



## અવાજ

સૂર્ય જેવો ક્ષિતિજે ઊઘડતો અવાજ,
તડકે તડકે ગલીમાં રખડતો અવાજ.

ક્યાંથી 'બ્રેઈલલિપિજ્ઞ' પામી શકે-
પૃષ્ઠ વચ્ચે સદીથી સબડતો અવાજ ?

છેવટે ખીણમાં જઈ પડે પ્હાણ-શો
સિસિફસને ખભેથી ગબડતો અવાજ.

સાપ જેવો ઊઠી આવતો દૂરથી
તીવ્ર ફુત્કાર, ફેણે ફફડતો અવાજ.

અન્યનું પહેરી પહેરણ ફુલાતો ફરે
બંધ બહેરા નગરમાં ખખડતો અવાજ.

**કિસન સોસા**

## વંટોળ જેમ ફૂંકાવું

તરસી આંખોમાં સ્વપ્ન દેખાવું,
એની આશાને કેમ વટલાવું ?

બંધ મુઠ્ઠીમાં આપણો છે અતીત,
મુઠ્ઠી ખોલી હું એને પ્રગટાવું ?

મીઠા ટહુકાથી તું પરિચિત છે,
હું તને દિલની ચીસ સંભળાવું.

ભરવસંતે જે મારા સાથ હતા,
એમને પાનખરમાં વીસરાવું ?

છે અછત આંસુઓની આંખોમાં,
હવે સોગાદમાં હું શું લાવું ?

જિંદગી છે કે શાપ કોઈનો,
રોજ વંટોળ જેમ ફૂંકાવું.

**'રાઝ' નવસારવી**



## તાન્કા

હોય લીલું કે
વૃક્ષ સૂકું, કોયલ
ટહુકે મીઠું !

ભેદીને ડાળ,
આવી કૂંપળ બા'ર,
જોવા ફૂલને !

હલાવી હાથ
શાખા તણા, બોલાવે
વૃક્ષ પંખીને !

ભરબપોરે
ભડકે બળે વૃક્ષ-
કેસૂડો ઊગ્યો !

**પરાગ મ. ત્રિવેદી**

Uddesh (A literary cultural monthly) October 2001 ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No 188 R No GUJ.156/2001

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક ચોથો  નવેમ્બર ૨૦૦૧

તંત્રી
રમણલાલ જોશી

૧૩૬



# ઉદ્દેશ

વર્ષ : બારમું   અંક : ચોથો   સળંગ અંક : ૧૩૬

અનુક્રમ : નવેમ્બર ૨૦૦૧



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ ઍપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામુ :
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

નવેમ્બર ૨૦૦૧

સર્વભાષા સરસ્વતી



# માણ્યું તેનું સ્મરણ કરવું.....

સ્વ. વિજયાબહેન શુક્લે ૧૯૯૩માં 'માવતરને ચરણે' પુસ્તક પ્રગટ કર્યું ત્યારે એમની વિનંતીથી મેં મારા પિતાશ્રી વિશે એ પુસ્તકમાં લેખ આપેલો. હમણાં હમણાં મારા વતન વડનગર અને મારા પિતાશ્રી વિશેનાં સ્મરણો ચિત્ત ઉપર ફરક્યા કરે છે. વડનગરનાં સ્થળો અજપાળ, વિષ્ણુપુરી, કોઠાનાં અંબાજી અને હાટકેશ્વર મહાદેવનું મંદિર વગેરે તાદશ બને છે. મારા ઘરની બાજુની પિતાશ્રીની નિશાળમાંથી તેમનો બુલંદ કંઠ સંભળાય છે. વિદ્યાર્થી શાળામાં દાખલ થાય ત્યારે 'સરસ્વતી સરસ્વતી, તું મોરી મા, પહેલા પટોળે તૈયાર થા' ગવડાવતા ગવડાવતા વિદ્યાર્થીનું નાનું વરઘોડું-કાઢી વિધિસર તેને દાખલ કરવામાં આવતો. અમારા ઘરની બાજુમાં અંબાજી માતાના મંદિરની તે પૂજા કરતા. શરદપૂર્ણિમાએ બહુચરાજી માતાનું વરઘોડું આવે ત્યારે પોતાના પડછંદ દેહના ખભા ઉપર માતાજીની પાલખી મૂકીને તે થોડે સુધી લઈ જતા અને વરઘોડું ગયા બાદ બુલંદ ભાવવાહી કંઠે આરતી કરતા એ દૃશ્ય ચિત્તમાં દૃઢ અંકાઈ ગયું છે. ગૌરીકુંડમાં પગ ઉપર પગ ચડાવી તરતા તેમને જોયેલા, મને થોડી બીક લાગેલી ત્યારે તેમણે કેવી હિંમત આપેલી !

અનેક સ્મરણો ચિત્ત ઉપર ચમક્યા કરે છે. છ-સાત વર્ષનો એક બાળક એના પિતાની આંગળી પકડી બજારમાં જઈ રહ્યો છે. કોઈ પૂછે કે જોશી મહારાજ, આ તમારો દીકરો ને ? તો તરત કહે, 'ભગવાનનો.' હાલતાં ચાલતાં ભગવાનનું જ નામ. દૃઢ હરિશ્રદ્ધા. બધું ભગવાનનું જ છે. ઘરથી બજારનો રસ્તો માંડ પંદર મિનિટનો. પણ પહોંચતાં ઘણી વાર લાગે. રસ્તામાં લોકો એમના આશીર્વાદ લેવા ઊભા હોય. પવિત્ર જીવન, પ્રભુમાંની અવિચલ શ્રદ્ધા અને માણસો પ્રત્યે અગાધ સદ્ભાવનું ઝરણું સતત વહેતું રહે. મોટી ઉંમરે ધાર્મિક ગ્રંથોના વાચનમાંથી જે ન મળ્યું તે આમ પ્રત્યક્ષ આચરણમાં થયેલું અનુભવ્યું. જીવનભર એની પ્રગાઢ અસર થઈ.

સ્થૂળ વિગતો જોઈએ તો પિતાશ્રીનું નામ જેઠાલાલ મીરાતરામ જોશી. વતન વડનગર (ઉ.ગુ.). એક ડાયરીમાં તેમની જન્મતારીખ તેમણે પોતે આ પ્રમાણે નોંધી છે : સંવત ૧૯૪૯ના ચૈત્ર વદ પાંચમ, તા. ૬ એપ્રિલ ૧૮૯૩. એમનું અવસાન તા. ૩ માર્ચ ૧૯૭૪ના રોજ સવારે સવા આઠે અમદાવાદમાં વી. એસ. હૉસ્પિટલમાં. તે સરકારી પ્રાથમિક શાળામાં શિક્ષક તરીકે ૨૧-૯-૧૯૧૫ના રોજ જોડાયેલા. મારા દાદા મીરાતરામ માહેશ્વર જોશી ગામઠી શાળા ચલાવતા. પેઢીદરપેઢી શિક્ષણનું જ કામ. મારા દાદાના અવસાન પછી ગામલોકોએ સરકારી નોકરીમાંથી રાજીનામું આપી ગામઠી શાળા સંભાળવાનો પિતાશ્રીને આગ્રહ કર્યો. તેમણે રાજીનામું આપી ૧લી ઑગસ્ટ ૧૯૨૮ના રોજ શાળા રજિસ્ટર કરાવી. (એ એક-આઠ-અઠ્ઠાવીસ એમને માટે ખૂબ જ મહત્ત્વનો દિવસ હતો. નિશાળ વિશે વાત કરવાની થાય ત્યારે આ તારીખ અચૂક તેમના મોઢે આવે. મને પણ એ રીતે યાદ રહી ગયેલી.) હવે સરકારી ધોરણે શાળા ચાલવા માંડી તે બીજા શિક્ષકો રોકી શાળા ચલાવતા. દાન મેળવી શાળાનું મકાન પણ બંધાવ્યું. શાળા એમનું જીવન હતી. તે સંચાલક બન્યા, પણ અધ્યાપનકાર્ય છોડ્યું નહીં. એમાં એમને ખૂબ રસ પડતો. વૃદ્ધાવસ્થામાં તેમને આ બોજમાંથી મુક્ત કરવા શાળા સમેટી લેવા મેં ઘણું સમજાવેલા, પણ 'મારા ગયા પછી તમે બંધ કરજો' એ જ એમનો જવાબ. એ પ્રમાણે અવસાન સુધી તેમણે શાળા ચલાવેલી. ઠેઠ સુધી કાર્યરત રહેવાની તેમની વૃત્તિએ જીવનમાં ઘણી પ્રેરણા આપી છે. આજે નિવૃત્ત થયા બાદ પણ કાંઈ ને કાંઈ સાહિત્યિક-શૈક્ષણિક પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલા રહેવાનું મારું વલણ રહ્યું છે. એની પાછળ પિતાશ્રીના જીવનની પ્રેરણા કામ કરે છે. માણસને પ્રભુએ જે શક્તિ આપી હોય એનો ઉપયોગ સમાજના શ્રેય માટે કરવો એવી એમની દૃષ્ટિ જીવનમાં પ્રેરક બની છે.

બીજી એક બાબત તે એમની સ્વસ્થતા. આ સ્વસ્થતા એમના જીવનમાંથી આપોઆપ નિષ્પન્ન થયેલી હતી. માણસને શાંતિ જોઈએ છે. સાચી શાંતિ માણસને એ કેટલા અંશે બીજાને માટે જીવે છે એમાંથી મળે છે. સામાજિક અભ્યુદય માટે સતત કામ કરતા રહેવાની એમની વૃત્તિ રહેતી. પિતા તો ભગવાનના માણસ. એમને ક્યારેય ક્રોધ કરતા મેં જોયા નથી. એમને જોતાવેંત આદર ઊપજે એવી એમની મુખની રેખાઓ. ક્ષમાશીલતા એમના હાડમાં. વિરોધી કે દુશ્મનને પણ મનથી ક્ષમા આપી દે. કોઈનું બૂરું કદાપિ ઇચ્છે નહીં. દયાભાવના પણ ભરપૂર. શાસ્ત્રોમાં કહ્યું છે કે કયો ધર્મ શ્રેષ્ઠ, તો ઉત્તર છે દયા. આ દયાધર્મ એમના જીવનમાં બરાબર મૂર્ત થયેલો. આ ક્ષમાશીલતા-દયાભાવના જીવનમાં ઉતારવાની મથામણ કરું છું. એવા પ્રસંગોએ તેમની સ્મૃતિ પ્રેરણા આપે છે. એમના જેવી સ્વસ્થતા ક્યારે મળશે એવું મને ઘણી વાર લાગે છે !

અગાઉ મેં કહ્યું તેમ પિતાશ્રીને માટે શાળા એ જ તેમનું જીવન હતું. રોજ સવારે તે શાળામાં જઈ બેસે. વિદ્યાર્થીઓને આંક બોલાવે, પ્રાર્થના કરાવે. તેમનો અવાજ બુલંદ હતો. જે લોકો પોતાના બાળકને સરકારી સ્કૂલમાં મૂકતા તે પણ શુકન તો 'જોશીની નિશાળ'માં કરાવતા. વિદ્યાર્થી શાળામાં દાખલ થાય તે દિવસ ઉત્સવનો ગણાતો. પિતાજી 'સરસ્વતી સરસ્વતી તું મોરી મા' ગવડાવે, પૂજા કરાવે. ગોળધાણા વહેંચાય. વિદ્યાર્થીઓને પેન અને ચોપડીઓ અપાય. - આ ક્રમ કાયમનો થઈ ગયેલો. જોશીની નિશાળે મૂકવા પાછળની માન્યતા એ હતી કે જેણે આ શાળામાં એકડો ઘૂંટ્યો હોય તે ગણિત અને નામા-ઠામામાં એક્કો બને. મારા દાદા ગણિતમાં પાવરધા હતા અને આ વિષય પાકો કરાવતા. પણ પિતાજી હિસાબકિતાબમાં પાવરધા ન હતા. પૈસા તરફની એમની દૃષ્ટિ બેતમાઈભરી. શાક લેવા જાય તો શાકવાળી આગળ પૈસા મૂકી, જે થતા હોય તે લઈ લો એમ કહેતા ! રસ્તામાં પૈસા પાડતા જાય પણ ખરા. આ વસ્તુ મારામાં પણ આવી છે. આજે પણ બહાર જવા નીકળું ત્યારે મૂઠીમાં નોટો વાળી ગજવામાં મૂકું છું. પૈસા પાડી નાખું પણ ખરો. કોઈ વાર ઘરનાં મને પૂછે છે કે તમારા કોઈ પૈસા પડી ગયા છે ? પછી ઘરમાંથી નીકળતાં મેં પાડી નાખેલી નોટ મને આપે છે.

શિક્ષણમાં એમનો એવો જીવંત રસ કે હું એમનું એકનું એક સંતાન હોવા છતાં (એ સમયે અમારા ગામમાં આગળ ભણવાની સગવડ નહીં હોવાથી) મને માસીને ત્યાં પિલવાઈ ભણવા મૂકેલો. (એ વખતે તે પિલવાઈની કન્યાશાળામાં મુખ્ય શિક્ષિકા હતાં. નામ જીવીબહેન.) એસ.એસ.સી. થયા બાદ તે મને વડોદરા કૉલેજમાં દાખલ કરાવવા આવેલા. મને હોસ્ટેલમાં મૂકીને પરત થયા. અસંખ્ય પત્રો લખી શિખામણ આપતા. એક વખત વડોદરામાં રેલ આવી ત્યારે બા પાસે નાસ્તો તૈયાર કરાવી લઈ આવેલા. પોતે પ્રાથમિક શાળાના શિક્ષક હોવા છતાં મને નિયમિત મની ઓર્ડરથી પૂરતા પૈસા મોકલે અને દુઃખ ન વેઠવા જણાવે. એક વાર કાકાસાહેબ કાલેલકરનું વ્યાખ્યાન સાંભળવામાં તલ્લીન થઈ જવાથી તે જ દિવસે પિતાશ્રીએ મોકલેલા પૈસાનું પાકીટ કોઈ કાઢી ગયું ! મેં એ પૈસા કમાઈ લેવા માટે ટ્યૂશન કરવા માંડેલું. તેમણે આ જાણ્યું. એટલે મને ઠપકો આપેલો. બધો સમય અભ્યાસ પાછળ આપવાનું કહેલું. વડોદરા આવે ત્યારે મારા અધ્યાપકોને પણ મળે અને ભલામણ કરે.

હું ખૂબ ભણું એવી એમની ઇચ્છા. એમ.એ. થયા પછી અધ્યાપક થવાની તક હોવા છતાં ઉમાશંકર જોશીનું સાંનિધ્ય મળે એ દૃષ્ટિએ ગુજરાત યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમાં 'રિસર્ચ ફેલો' થવાનું પસંદ કરેલું. હું એ વખતે સરદારપટેલનગરમાં ઉમાશંકરભાઈની નજીકમાં જ રહું. પિતાશ્રી અમદાવાદ આવે ત્યારે અચૂક ઉમાશંકરને મળવા જાય. તેમને બંનેને એકમેકની સાથે ગોઠી ગયેલું. મેં ભવનમાં જોડાયા બાદ ઉમાશંકરના માર્ગદર્શન હેઠળ ગોવર્ધનરામ વિશે પીએચ.ડી.નું રજિસ્ટ્રેશન કરાવેલું, પણ અન્ય કામકાજ, કદાચ આળસને કારણે પણ, કામ થઈ શકતું ન હતું. પિતાશ્રીએ ઉમાશંકરને આગ્રહપૂર્વક મારું પીએચ.ડી.નું પૂરું કરાવવા કહેલું. ઉમાશંકરે તેમને કહ્યું : 'રમણભાઈ અવશ્ય પીએચ.ડી. થશે અને તેમનું કામ આખા દેશમાં પ્રસરી જશે...તમે નાહકની ચિંતા કરો છો !' આ વાત પિતાશ્રીએ મને કહેલી ત્યારે તમના ચહેરા પર જે ચમક દેખાયેલી તે આજે પણ નજર સમક્ષ તરવરે છે ! મારું આ પ્રથમ પુસ્તક 'ગોવર્ધનરામ : એક અધ્યયન' ૧૯૬૩માં પ્રકટ થયું. તે મેં પિતાશ્રીને અર્પણ કરેલું

ત્યારે આ પંક્તિ લખી હતી : 'વિદ્યાપ્રેમી પિતાશ્રીને અર્પું સ્વલ્પ પ્રયત્ન આ.' તેમના વિદ્યાપ્રેમનો જોટો જડે એમ નથી. સાહિત્ય અને વિદ્યાના ક્ષેત્રમાં કાંઈક કરી શક્યો હોઉં તેની પાછળનું પ્રેરક બળ પૂજ્ય પિતાશ્રી જ છે.

પિતાશ્રી ભારે પુરુષાર્થી હતા. 'અશક્ય' શબ્દ એમના શબ્દકોશમાં નહોતો ! કોઈ પણ બાબત હોય તો તે કેમ ના બને એવું એમનું વલણ રહેતું. એથી એ પાર પાડવા તે આકાશપાતળ એક કરતા. પૌત્રોને કોઈ ચોપડી કે વેપારીને ઘેર જઈને દુકાન ઉઘડાવી લઈ આવે ત્યારે એમને જંપ વળે. પ્રકૃતિથી તે હિંમતવાળા - 'ડેશિંગ' સ્વભાવના. તેમનાં આ સ્વભાવલક્ષણો મારામાં પણ આવ્યાં છે. વસ્તુનો તંત ન મૂકવાની વૃત્તિને કારણે આજે પણ કોઈ પુસ્તક ન જડતું હોય તો બધું ફેંદી વળી એ શોધી કાઢું ત્યારે નિરાંત થાય. એવું જ કોઈ રેફરન્સ માટે. લખાણમાં મારે કોઈ સંદર્ભ જોઈતો હોય તો મારી પાસેનાં સાધનો જોઈ વળું, લાયબ્રેરીમાં જાઉં, વિદ્વાનોને ફોન કરી પૂછું. પણ એ મળે ત્યારે જ મારું લખવાનું કામ આગળ ચાલે. વારસામાં ઊતરી આવેલાં આ વૃત્તિવલણે મારા લેખનકાર્યમાં ઘણી મદદ કરી છે.

પિતાજીની કુટુંબવત્સલતાને તો અનન્ય જ કહેવી પડે ! તે વડનગર હોય ત્યારે સતત પત્રો લખી શિખામણ આપે. હું અધ્યાપક થયો ત્યારે પણ નાના બાળકને લખે એવી શિખામણ પત્રોમાં લખતા. કામકાજને કારણે પત્ર ન લખાયો હોય તો સચિંત બને અને પત્ર લેવા પોસ્ટઑફિસે જાય ! પૌત્રોને પણ અભ્યાસમાં કાળજી રાખવાની વગેરે અનેક સૂચનાઓ પત્રમાં લખતા. તેમના પત્રોમાં 'પ્રભુપ્રસન્નોડસ્તુ', 'વિવેક દસ:મો નિધિ', જેવાં વાક્યો અચૂક આવે. એમની કુટુંબવત્સલતા તો એવી કે પૌત્રો શાળાએ ગયા હોય ત્યારે શાળા છૂટવાના સમય પહેલાં પહોંચી જાય, છાંયડામાં બેસે અને શાળા છૂટે એટલે હસતા હસતા તેમને લઈને ઘરે આવે. એમની કુટુંબવત્સલતામાં એક શિક્ષકની સંસ્કારદષ્ટિ હતી. પુત્રોને કેળવવામાં એમણે પ્રત્યક્ષ પદાર્થપાઠ પૂરો પાડેલો.

પિતાશ્રીનાં ઉચ્ચ ચારિત્ર્યગુણો અને સ્વભાવલક્ષણો જીવનભર પ્રેરક રહ્યાં છે. એમના અવસાન બાદ વડનગરના જાહેર પુસ્તકાલયમાં એક શ્રદ્ધાંજલિ સભા રાખવામાં આવેલી. એમાં વક્તવ્ય આપતાં મેં કહેલું કે, તેમના ગુણોનો સોમો ભાગ પણ મારામાં ઊતર્યો હોય તો હું ન્યાલ થઈ જાઉં ! છતાં એમનું સાધુચરિત જીવન હંમેશાં પ્રેરણાસ્થાન રહ્યું છે. એમના અવસાન બાદ બાને યાત્રા કરાવવા જુદાં જુદાં તીર્થધામોમાં લઈ ગયો ત્યારે જાણે હું પિતાશ્રીને શોધી રહ્યો હોઉં એવી મનોવૃત્તિ રહેતી !

આવાં તો અનેક સ્મરણો ચેતનામાં અવારનવાર ઝબકે છે.

**રમણલાલ જોશી**



## કુરુક્ષેત્ર

*'નરો વા કુંજરો'વાળા*
*યુધિષ્ઠિરોય કો'ક છે,*
*'અર્થસ્ય પુરુષો દાસો'*
*વ્યવહારે તો અનેક છે,*
*ધર્મ જાણે છતાંયે રત*
*અધર્મે દુર્યોધનો :*
*હતું, છે આજ, રહેવાનું*
*ભાવિમાં કુરુક્ષેત્ર તો.*

**અનામી**

તંત્રી

### શ્રી નિરંજન ભગતને અને શ્રી ઉશનસ્‌ને નરસિંહ મહેતા એવૉર્ડ

આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિ ટ્રસ્ટ, જૂનાગઢ દ્વારા વિદ્યમાન ગુજરાતી કવિને તેનાં સમય-સર્જનને લક્ષમાં લઈને પ્રતિવર્ષ અપાનારો ગુજરાતી કવિતાનો સૌથી મોટો 'નરસિંહ મહેતા એવૉર્ડ' તા. ૧ નવેમ્બર ૨૦૦૧ના રોજ અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદના મેઘાણી પ્રાંગણમાં પૂ. શ્રી મોરારિ બાપુના હસ્તે અર્પણ થયો હતો. બંને કવિ મિત્રોને હાર્દિક અભિનંદન.

### ડૉ. નગીન શાહનું સન્માન અને હેમચંદ્રાચાર્ય સુવર્ણચંદ્રક પ્રદાન

ઑક્ટોબરની ૧૩-૧૪ના રોજ સુરત ખાતે, મુઘલ યુગમાં થઈ ગયેલા ભક્તયોગી 'અવધૂત આનંદઘન' પર, શ્રી ૐકારસૂરિ આરાધના કેન્દ્રમાં એક પરિસંવાદ યોજાઈ ગયો. તેમાં જૈનવૈદ્યાવિદો ઉપરાંત ગુજરાતના કેટલાક ખ્યાતનામ સાહિત્યકારો પણ ઉપસ્થિત રહ્યા હતા અને દશેક જેટલા મનનીય શોધપત્રો વંચાયા હતા. એ અવસરે, આંતરરાષ્ટ્રીય ખ્યાતિપ્રાપ્ત દાર્શનિક વિદ્વાન ડૉ. નગીન શાહનું, શ્રી હેમચંદ્રાચાર્ય નવમ શતાબ્દી મહોત્સવ ન્યાસ તરફથી, સન્માન કરી તેમને હેમચંદ્રાચાર્ય સુવર્ણચંદ્રક તથા રૂા. ૫૧,૦૦૦/-નું પારિતોષિક અર્પણ કરવામાં આવ્યું હતું.

### સ્વ. હરિવલ્લભ ભાયાણી અને જયંત કોઠારી : વિદ્યાપર્વ અને સ્મરણોત્સવ

શ્રી દશા પોરવાડ સોસાયટી જૈન સંઘના ઉપક્રમે હાલ અમદાવાદમાં ચાતુર્માસ સેવી રહેલા આચાર્યશ્રી વિજયપ્રદ્યુમ્નસૂરિ મહારાજની નિશ્રામાં, વિદ્યાપુરુષો સ્વ. હરિવલ્લભ ભાયાણી અને જયંત કોઠારીની વિદ્વત્પ્રતિભા વિશે તા. ૯, ૧૦, ૧૧ નવેમ્બર ૨૦૦૧નાં રોજ ત્રણ દિવસનું એક વિદ્યાપર્વ યોજાયું છે. પહેલા અને બીજા દિવસે, અનુક્રમે ભાયાણીસાહેબ અને જયંતભાઈનાં વિદ્યાકાર્યો વિશે અભ્યાસ-વક્તવ્યો અને ચર્ચાને સમાવતો પરિસંવાદ થશે અને ત્રીજા દિવસે બંને વિશેનો સ્મરણોત્સવ થશે. ઇમેજ પબ્લિકેશન અને ગુજરાત સાહિત્ય અકાદમીના ઉપક્રમે ભાયાણી-સાહેબની પ્રથમ પુણ્યતિથિ નિમિત્તે તેમના 'મુક્તક-રત્ન-કોશ' અને જયંત કોઠારી લિખિત ગોવર્ધનરામનું જીવનચરિત્ર – આ બે પુસ્તકોનું વિમોચન થશે.

### હાસ્યરસના સાહિત્યકાર શ્રી બકુલ ત્રિપાઠીનો અમેરિકામાં કાર્યક્રમ

પ્રો. ચંદ્રકાન્ત દેસાઈએ તાજેતરમાં સ્થાપેલી ઈન્ડો-અમેરિકન લિટરરી અકાદમીના ઉપક્રમે, શ્રી ફાલ્ગુન કડકિયાના નિવાસસ્થાને, ન્યૂ જર્સી, યુ.એસ.એ.માં હાસ્યરસિક સાહિત્યના સર્જક શ્રી બકુલ ત્રિપાઠીનો 'હાસ્યકવિતા-રંગબેરંગી' કાર્યક્રમ અને વાર્તાલાપ તા. ૯ સપ્ટેમ્બર ૨૦૦૧ના રોજ યોજાયો હતો. આભારવિધિ ચંદ્રકાન્ત દેસાઈએ કરી હતી. ગુજરાત, ભારત, અમેરિકા અને વિશ્વના સાહિત્યકારોના ૧૦૦ ઉપરાંત ફોટાઓનું ચંદ્રકાન્ત દેસાઈએ તે જ સ્થળે પ્રદર્શન યોજ્યું હતું.

### 'બાનો ભીખુ'ના સર્જક ચંદ્રકાન્ત પંડ્યાનું દુઃખદ અવસાન

'બાનો ભીખુ'ના સર્જક, 'સુદામે દીઠી દ્વારામતી' અને 'ઘડીક સંગ શ્યામ રંગનો' એ પ્રવાસવર્ણનો આપનાર સંવેદનશીલ સાહિત્યકાર ચંદ્રકાન્ત પંડ્યાનું તા. ૧૩ ઑક્ટોબર ૨૦૦૧ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેમના અવસાનથી ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી છે. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની કપિલાબહેનને, સુપુત્ર સતીશભાઈ અને અન્ય સંતાનો અને સમગ્ર પરિવારને શક્તિ અર્પે અને સદ્‌ગતનાં આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

### ભૂલસુધાર

'ઉદ્દેશ'ના ઑક્ટોબર ૨૦૦૧ના અંકમાં શ્રી ભાનુપ્રસાદ ત્રિવેદીનું 'ચાલો એક મૉડેલ ઈન્ડિયન નગર રચિયે !' એ કાવ્ય છપાયું છે. કુલ ૧૮ ચરણનું આ કાવ્ય છે. એમાંનું ૧૧મું ચરણ લુપ્ત થઈ ગયું છે, જે આ પ્રમાણે છે :

(૧૧)

*ધાંધલ માટે ટાઉન-હૉલ ને ગંમત-ગલી થિયેટર,*
*આંદોલન-તોફાનો માટે ઊખડે એવા પથ્થર.*

પ્રથમ ચરણનો બીજો શબ્દ 'મૉડેલ' નહીં પણ 'મૉડલ' હોવો જોઈતો હતો. આ મુદ્રણક્ષતિ માટે ક્ષમાયાચના.



## ત્રણ કાવ્યો

(૧)

*એ*
*અને*
*અપંગ*
*હાથમાં હાથ ભેરવીને*
*ઘૂંટણિયાં ભરતાં ભરતાં આખી દુનિયા ફેંદતાં હતાં.*
*એક વાર*
*ઘણી બધી,*
*ના, થોડી આંખોએ આ જોયું.*
*એ આંખોથી ઘૂંટણિયાં ઉપરનો લાલ ગરમ રંગ*
*ના ખમાયો.*
*અને એ આંખોએ એ બંનેને પકડવા*
*અપંગતા મોકલી,*
*અને એ બંને અલોપ થઈ ગયાં.*

(૨)

**રણ**

*રણમાં*
*એ નદી લાવી.*
*લોકો કહે,*
*ના,*
*નથી આવી.*
*લોકો કહે, નદી કેવી રીતે આવે, રણમાં ?*
*નદી ઉપર*
*એણે*
*બંધ બાંધ્યો.*
*લોકો કહે,*
*ના,*
*બંધ કેવી રીતે આવે, રણમાં ?*

*બંધ તૂટ્યો ને પૂર આવ્યું.*
*લોકો કહે,*
*પૂર તે કંઈ આવે, રણમાં ?*
*પૂર ના આવે, રણમાં.*

*બધા ડૂબી ગયા, પૂરમાં.*
*ઘણા બધા અવાજ આવ્યા.*
*આવું તે કંઈ થાય અમારા રણમાં ?*
*આવું કાંઈ ન થાય અમારા રણમાં.*

(૩)

*અણીદાર પથરાઓ પકડીને હાથમાંથી લોહી ધસી નીકળ્યું લાગે છે.*
*પણ દેખાતું નથી.*
*હા, કદાચ મારું લોહી પણ મારી જેમ મારાથી રિસાઈ ગયું છે.*

**વિપાશા**

સ્વ. રમણભાઈ પટેલ વડોદરા કૉલેજમાં મારા સહાધ્યાયી હતા, એ વખતે શ્રી ઈશ્વરભાઈ પટેલ પણ અમારી સાથે હતા. તેમણે સ્વ. રમણભાઈ વિશે જે અંજલિકાવ્ય લખ્યું છે, તે નીચે આપ્યું છે.

— તંત્રી

## સ્વ. રમણભાઈ પટેલને

(ઝાયડસ કેડિલા)

કૉલેજકાળ સમયે કવિચિત્ત, માર્ગે
વિજ્ઞાનના વળત સ્નાતક થૈ સુપેરે
ફાર્માસ્યુટિકલ તણી પદવી ધરીને
આરોગ્યના પરમ કુંભ ઉતારવામાં
ધન્વતરિ; નવીન કેડી શી કેડિલાની !

એ સૌમ્યતા, સતત સ્નેહ ઝરંત હૈયું,
પ્રાપ્તવ્યની પ્રતિ સદા પુરુષાર્થભાવ,
ઉદ્યોગક્ષેત્ર ઊજળું તવ સ્નેહવૃંદે,
ને ભાવ સૌ જન મહીં રમણે સદાનો.

ક્યાં શોધશું ગભીર પ્રેમભર્યું મુખાબ્જ ?
ને ધીરમંથર ગતિ, પડછંદ કાય,
વિશ્વાસ ને ધીરજની પ્રતિમૂર્તિ આજે
ચાલી જતાં મધુરવી ગૃહકુંજ સૂની

શ્રી ને સરસ્વતી તણા પ્રિય હે સુપુત્ર !
તેં ગુર્જરે મઢી દીધી છવિ છે સદાની.

તા. ૨૨-૯-૨૦૦૧ **આચાર્ય ઈશ્વરભાઈ પટેલ**

## રણનો વાવડો*

નક્કી
મારી અંદર પ્રવેશી ગયો છે
રણનો વાવડો.
વૃક્ષોની ભીનપનો સ્પર્શ
એ શું જાણે !
પણ
કોઈકે એને
વૃક્ષોની વાત કરી હશે જરૂર
તે
રેતી ઉલેચીને
એ શોધ્યા કરે છે
છાંયડો.

○

આ
આદિમ વાયુ
ફૂંકાય છે ત્યારે
હુંકાર કરી
ધમરોળી નાખે છે બધું જ
ને પછી પાછો
રાતે
શાંતિથી
ચસ ચસ ધાવ્યા કરે છે
ચાંદનીને
રેતી ભેગો રેતી થઈને.

* વંટોળ

**રમણીક સોમેશ્વર**

# સ્વ. ભાયાણીસાહેબની કલમ-પ્રસાદી

સદ્. હરિવલ્લભ ભાયાણી

[સ્વ. ભાયાણીસાહેબે પોતાનાં અપ્રગટ લખાણો, કઈ કઈ જગ્યાએ પ્રગટ કરવા માટેનાં છે તેના સ્થાનનિર્દેશ સાથે, તૈયાર કરેલાં તેમાંથી 'ઉદ્દેશ' માટેનાં લખાણો તેમના સુપુત્ર શ્રી ઉત્પલ ભાયાણીએ મોકલાવેલાં તે નીચે આપ્યાં છે.

તંત્રી]

## ભારતીય આર્યો : રચનાસમય, રચનાસ્થળ - એક નોંધ

ભારત-યુરોપીય લોકોની સાંસ્કૃતિક અને ભાષાકીય (કડી ?) તૂટીને તેનાં વિવિધ જૂથો ઉત્તરોત્તર સ્થળાંતર કરી કાળક્રમે અન્યત્ર સ્થાયી થયાં હતાં તે હકીકતના સંદર્ભે ભારતી-યુરોપીયની ભારતીય-આર્ય શાખાના લોકોએ ઈસુ પૂર્વે ૧૫૦૦ લગભગ ભારતમાં પ્રવેશ કર્યો હોવાની વિદ્વાનોએ સાધાર અટકળ કરી છે. 'ઋગ્વેદ'નાં સૂક્તોની રચના તે પછીના ગાળામાં મૂકી શકાય.

ગૌતમ બુદ્ધના સમય પૂર્વે - એટલે કે ઈસુ પૂર્વેની છઠ્ઠી શતાબ્દી પહેલાં - સંહિતા, બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો રચાઈ ચૂક્યાં હતાં. 'ઋગ્વેદ'ના પ્રાચીનતમ અંશો ઈસુ પૂર્વે ૧૩૦૦થી ૧૦૦૦ની વચ્ચે રચાયા હોય. બ્રાહ્મણ ગ્રંથોને ઈસુ પૂર્વે ૮૦૦ અને પછીના ગાળામાં મૂકી શકાય.

'ઋગ્વેદ'ના ઋષિઓ પોતાના સમય પહેલાંની સૂક્તરચનાની લાંબી પરંપરા હોવાની સભાનતા દર્શાવે છે. તેઓ પૂર્વજ ઋષિઓનો 'પિતૃઓ' તરીકે નિર્દેશ કરે છે. એક ગણતરી પ્રમાણે ત્રણ સો જેટલાં સૂક્તકારોનાં નામ આપણી પાસે છે. પરંતુ વ્યાકરણ, શબ્દભંડોળ, છંદરચના, શૈલી, કથાતત્ત્વ, કર્મકાંડમાં વિનિયોગ વગેરે ધોરણોનો આધાર લઈને કયાં સૂક્તો મુકાબલે પ્રાચીન, કયાં અર્વાચીન, તેના કોઈ પ્રતીતિજનક નિષ્કર્ષો વિદ્વાનો તારવી શક્યા નથી.

બીજેથી સ્થળાંતર કરીને ભારતમાં પ્રવેશેલા આર્યો હિંદુકુશ પર્વતના પશ્ચિમના ઘાટો દ્વારા આવ્યા હોવાનું અને થોડીક શતાબ્દીઓમાં પંજાબમાં થઈને પૂર્વ તરફ ફેલાયા હોવાનું અનુમાન છે. પરંતુ સૂક્તોમાં આવા વિસ્તારના સંકેત મળતા નથી. 'ઋગ્વેદ'નાં પ્રાચીન સૂક્તો ઘણુંખરું સરસ્વતી નદી આસપાસના પંજાબના ડુંગરાળ અને ફળદ્રૂપ પ્રદેશમાં રચાયાં હોવાનું જણાય છે. સૂક્તોમાં જે નદીઓના ઉલ્લેખો છે, તેમાંથી કેટલીકનાં નામો અને પ્રવાહો પછીથી બદલાયાં હોવાથી 'ઋગ્વેદ'ના ભૌગોલિક પ્રદેશ અને પરિસરને નિશ્ચિત કરવામાં કેટલીક સંદિગ્ધતા રહે છે. તો પણ પહાડી પ્રદેશોને અને સિંધુ નદી અને તેની શાખાઓને લગતા પુષ્કળ ઉલ્લેખોને લીધે એટલું તો સ્પષ્ટ છે કે ઋગ્વેદનાં સ્તોત્રો ગંગા નદીથી ઘણે દૂરના પ્રદેશમાં રચાયાં હતાં, કેમ કે ગંગાનો માત્ર એક જ વાર, અને તે પણ દસમા મંડલમાં (૧૦, ૭૫, ૫) નિર્દેશ છે અને ત્યાં પણ સિંધુ અને તેની શાખાઓની પ્રશસ્તિના સૂક્તમાં. પૂર્વ તરફ પણ આર્યો યમુના નદીથી આગળ પહોંચ્યા ન હતા. ઉત્તરના ઊંચા પહાડોથી તેઓ પરિચિત હતા, પણ વિંધ્ય પર્વતથી અજાણ હતા.

સિંધુથી પ્રભાવિત થયેલા ઋષિ સિંધુક્ષિત્ પ્રૈયમેધ પોતાના અહોભાવને વાચા આપે છે.

दिवि स्वनो यतते भूम्योपर्यनन्त शुष्ममुदियर्ति भानुना ।
अभ्रादिव प्र स्तनयन्ति वृष्टयः सिन्धुर्यदेति वृषभो न रोरुवत् ।

(૧૦, ૭૫, ૩)

'અંતરીક્ષને આંબી જતો
ભૂમિ પરનો એનો ઘુઘવાટ,
દ્યુતિએ ઝળહળતા એના
અવિરત હિલ્લોલ તણો ઉછળાટ.
ગર્જતી અભ્રમાળ થકી
જળઝડીઓ હોય વરસતી,
એમ સિંધુ આ
ભાંભરતા કો વૃષભ સમી ધસમસતી.

*

## વૈદિક જીવનદષ્ટિ

પ્રથમ આપણે વૈદિક જીવનદષ્ટિ અને વિશ્વદષ્ટિ-તે સમયના કવિઓની અને શ્રોતાઓની-કેવી હતી તે સમજી લઈએ. એક પાયાની માન્યતા એ હતી કે પ્રકૃતિ, મનુષ્યસમાજ, કર્મકાંડ, દેવતાઓ અને દેવકથાસૃષ્ટિ એમની વચ્ચે અતૂટ સહયોગ અને સહકારિતા પ્રવર્તે છે. તેઓ અરસપરસને સતત પ્રભાવિત કરતાં રહે છે અને મનુષ્યનું એ ધર્મકર્તવ્ય છે કે વિશ્વવ્યવસ્થાની જાળવણીમાં તથા સર્વના હિતની પુષ્ટિમાં તેણે પોતાનો ભાગ ભજવવો.

વૈદિક સૂક્તોમાં ઐહિક અને પારલૌકિક વાસ્તવનું જે દર્શન છે તે સર્વથા પુરુષનું, વિદગ્ધ અને ઉચ્ચકુલીન વર્ગનું દર્શન છે. તેમાં પદવીનો ઊંચેથી નીચેનો ક્રમ આ પ્રમાણે દર્શાવી શકાય :

૧. પ્રથમ અને સર્વોચ્ચ પદે સુરો, દેવો છે. એ દેવોમાં ઓછુંવત્તું પ્રાધાન્ય અને ઉચ્ચાવચતા છે, અને મૂર્તીકરણ કે વ્યક્તિતાની માત્રા પણ ઓછીવધતી છે.
૨. અસુરો અને અમંગળ તત્ત્વો આવે છે.
૩. વીરપુરુષો.
૪. દંતકથાના કે સમકાલીન નરેશો કે કવિના રાજવી આશ્રયદાતાઓ.
૫. સ્વયં કવિઓ કે તેમના પૂર્વજો.
૬. પુરોહિતો.
૭. પિતૃઓ.
૮. કેટલાંક પ્રાણીઓ.
૯. શ્રદ્ધા જેવા અમૂર્ત ભાવો.

આ વર્ગો વચ્ચેની ભેદરેખા કવચિત્ ધૂંધળી કે અસ્પષ્ટ છે. દેવીઓ અલ્પસંખ્યક છે. કેટલાક દેવતાઓ જૂથમાં પ્રગટ થતા હોય છે. કેટલાક મુખ્ય દેવોની સ્તુતિ ઘણી વાર બે દેવોના યુગ્મરૂપે કરાઈ છે અને તે માટે ખાસ દેવતાદ્વંદ્વ સમાસ પ્રયોજાય છે.

દેવતાઓનાં કાર્યો, પ્રવૃત્તિઓ અને તેમની સાથે સંકળાયેલી ઘટનાઓ કયે સ્થળે થાય છે કે ઘટે છે તે બાબત સ્પષ્ટતા નથી હોતી, ધરતીમાં કોઈક સ્થળે, પરલોકમાં, કોઈ દૂર-સુદૂરનાં સ્થાનોમાં, વિશ્વમાં સ્વર્ગ અને પૃથ્વી વચ્ચે કયાંક બનતી હોવાના નિર્દેશ છે. અને તેનું એક કારણ એ છે કે કેટલાક મુખ્ય દેવો અંતરીક્ષ સાથે સંકળાયેલા છે. આ પુરાણકથાના વિશ્વમાં લગભગ બધું જ કોઈક પુરાતનમાં તેમજ વર્તમાનમાં એક સાથે હસ્તી ધરાવતું પ્રતીત થાય છે, અને આજે આપણે જેમાં અમુક આ લોકનું ને અમુક પરલોકનું, અમુક દૈવી અને અમુક માનવીય, અમુક પ્રાકૃતિક અને અમુક કથાત્મક, અમુક વિધિવિધાનને લગતું અને અમુક સમાજવ્યવહારનું - એવા વાસ્તવિકતાના ભેદો પાડીએ, તેમનું સતત સંમિશ્રણ અને સેળભેળ થતી જોવા મળે છે. વૈદિક દેવો પવિત્રતા કે આચારનીતિની ઉદાત્તતા જાળવવાની બહુ ખેવના કરતા નથી. તેમનો પ્રભાવ જે પ્રાકૃતિક તત્ત્વોના, નીતિનિયમોના કે માનવસંબંધોના તેઓ અધિષ્ઠાતા હોય છે તેના કાર્યક્ષેત્ર પર અથવા તો જે કોઈક ઘટનામાં તેમને રસ હોય તો તેના પર પડે છે. આથી સૂક્તોમાં વધુ ભાર તેમના વ્યક્તિત્વ, નિવાસસ્થાન કે જીવનરીતિ ઉપર નહીં, પણ તેમનાં કર્તવ્યો પર મુકાયો છે. તેમની પ્રકૃતિ કે સ્વભાવલક્ષણો રીતસર વર્ણવવામાં કવિને રસ નથી. કેમ કે એનું ધાર્મિક મહત્ત્વ ગૌણ છે. કવિ વિશેષ તો દેવની શક્તિ, કાર્યો, તેના સ્તોત્રગાતા પ્રત્યેની તેની કૃપાળુતા, ઉદારતા કે કલ્યાણકરતા પ્રશંસે છે. તો પણ જે દેવ પાસેથી જે પ્રકારના વરદાનની સૂક્તમાં પ્રાર્થના કરવામાં આવે છે તે પરથી તે તે દેવની થોડીક આગવી વિલક્ષણતા આપણે તારવી શકીએ છીએ. જેમ કે વરુણ પાસે ક્ષમાયાચના અને પાપમોચનની માગણી કરાય છે, કશા દાનની નહીં. રુદ્રને મનુષ્યો અને તેમના પશુધનનું રક્ષણ કરવા વીનવાય છે, પણ કદીય ઉપસ્થિત થવા માટે નહીં. એ ઉપરાંત સર્વ દેવો પાસેથી સમાનપણે કલ્યાણકામના તો કરાય જ છે.

તે જ રીતે કવિઓ પોતે જે પ્રદેશ કે સ્થાનમાં વસતા હતા તે વિશે કશી ચોક્કસ માહિતી આપવાનો કશો આશય હોતો નથી. 'અહીં' (એટલે કે યજ્ઞવાટમાં), 'અમારા ઘરે', 'અમારા ગામમાં', 'વનમાં' એ સામાન્ય નિર્દેશો કરેલા હોય છે. યુદ્ધો અને લૂંટફાટ માટેનાં આક્રમણોના વૃત્તાંતમાં પણ વાસ્તવિક વિગતવાળું ચિત્ર અપાતું નથી. પશુપાલન અને કૃષિને લગતા નિર્દેશો પણ માત્ર ઉપમા, કહેવતો કે પ્રાર્થનાઓમાં સામગ્રી રૂપે મળે છે. વ્યક્તિચિત્ર કે લાક્ષણિકતાવાળું ચરિત્ર મળતાં

નથી. પ્રસંગવશ કોઈ પરિવારના સભ્યો, તેમના પૂર્વજો, કોઈ રાજવી કે તેની પ્રજાનો નામનિર્દેશ થાય છે તે પ્રાચીન ભારતીય સમાજ વ્યક્તિપ્રધાન નહીં, પણ જાતિપ્રધાન હોવાનું દર્શાવે છે.

મનુષ્યો અને દેવતાઓ વચ્ચેના સંબંધોનું સ્વરૂપ પરસ્પરના અવલંબનનું છે. મનુષ્યોને સ્તુતિ અને આહુતિથી દેવોની બળવૃદ્ધિ કરવાની છે, નહીં તો તેમની શક્તિ ઘટે.

મુખ્ય દેવોને લગતાં સૂક્તોને તપાસતાં પહેલ-પ્રથમ તો તે દેવોનાં સ્વભાવ અને સ્વરૂપ તથા તેને પરિણામે જે કથાઓ અને કલ્પનાઓ (speculative ideas) ઉદ્ભવે છે, તેમની સાથે સંકળાયેલ વિષયો, આશયો અને પદાવલીમાં રહેલી વિપુલ themes, motivesના વૈવિધ્યથી આપણે પ્રભાવિત થઈ જઈએ છીએ. આમાં ઇન્દ્રની છબી સર્વાધિક plastic અને ઉત્કટપણે મનુષ્યત્વના આરોપણનું વલણ ધરાવતી છે. ઇન્દ્ર સૌથી વધુ લોકપ્રિય છે. તેની પ્રચંડ દેહાકૃતિ, impetuosity, ઔદાર્ય, પરાક્રમો, યુયુત્સા, અપ્રતિકાર્ય, શક્તિશાળી આયુધો અને બલિષ્ઠ અશ્વોનું વર્ણન કરતાં કવિઓ થાકતા નથી. એકના એક સૂક્તમાં ઇન્દ્ર મહાન, ભયંકર, બલિષ્ઠ, સોમપ્રિય, પરાક્રમી, કૃપાળુ, વિનાશક, ઉદાર, દુર્ધર્ષ, અને રૂઠતોત્રૂઠતો વર્ણવાય છે. (૨૭, ૨૮). તેનો જન્મ, બચપણ, બહુરૂપિતા કવિઓનું સતત લક્ષ બન્યાં છે.

બીજી બાજુ ઇન્દ્રથી બીજા જ સ્થાને રહેલા અગ્નિનું માનવીકરણ સ્વલ્પ થયું છે. યજ્ઞના અગ્નિરૂપે તેને કેશ અને ઘૃતપૃષ્ઠ (૩૧) કહ્યો છે કે જુદાંજુદાં પ્રાણીઓનું રૂપક આપ્યું છે. તો અન્યથા તેને સ્વર્ગની કે અંતરીક્ષની દ્યુતિ કહ્યો છે અને તેની વિવિધ રીતે થયેલી ઉત્પત્તિ, તેનાં વિવિધ સ્વરૂપો અને નિવાસસ્થાનો સાથે તેને લગતી કથાઓ મુખ્યત્વે સંકળાયેલી છે. તેની ત્રિવિધ ઉત્પત્તિ સ્વર્ગ, અંતરીક્ષ અને પૃથ્વી-એવા વિશ્વવિભાગોને અનુરૂપ છે. તો અન્ય દેવો કરતાં માનવજીવન સાથે તેનો વધુ ગાઢ સંબંધ છે, કારણ કે તે મનુષ્યોની વચ્ચે વસે છે (૩૩). આહુતિ સ્વીકારતા અને પુરોહિત તરીકે આહુતિ દેવોને પહોંચાડતા અગ્નિમાં દિવ્ય અને માનવીય પાસાંનો સંશ્લેષ થયેલો છે. આને પરિણામે માનવીય અને અપાર્થિવ જગત વચ્ચે વિવિધ આંતરસંબંધો હોવાનું કવિઓ નિરૂપે છે (૩૫). ઉપરાંત મનીષા (wisdom), સર્વજ્ઞતા, દિવ્યદષ્ટિ (vision) જેવા અનેક દિવ્ય ગુણો તે ધરાવે છે (૩૬).

સામાન્યત: અગ્નિસૂક્તો ઇન્દ્રસૂક્તો જેટલા પ્રબદ્ધ ન હોવા છતાં, તેમાં સીધીસાદી હૃદયની ઉષ્મા લાક્ષણિક રીતે રહેલી છે. જો આપણે જે મૂળભૂત ભાવો દેવોના અધિષ્ઠાનરૂપ છે તેને ધ્યાનમાં રાખીએ તો કેટલાક પ્રધાન દેવોનાં રસો અને પ્રવૃત્તિઓનું મૂંઝવી નાખે એવું જે વૈવિધ્ય છે (interests), જે જે અનેકાનેક રૂપો તે ધારણ કરે છે અને ભાગ ભજવે છે તેમાં ઘણુંખરું વિસંગતિ કે વિચ્છિન્નતા નહીં લાગે.

વરુણ ઋતનો અને ફલત: રાજત્વનો રક્ષક છે, અસત્યનો શત્રુ છે, પાપીનો દંડક છે, વ્રતોનો અધિષ્ઠાતા અને સમર્થક છે (૩૮). એ દ્યાવાપૃથિવીને અલગ રાખે છે અને સૂર્યના ભ્રમણપથનું નિર્માણ કરે છે.

પૂષન્ સાથે સૌર અને ગૌચરના ધર્મો સંકળાયેલા છે. તે ખરો ગોપાલક અને psychopompous છે, પણ આ લક્ષણો માત્ર તેનાં જ છે કે એટલાં જ છે એવું નથી. તેની છબી પ્રધાનપણે તેના પંથને લગતી છે : એ સતત ભ્રમણશીલ છે.

મરુતોનું તરુણ જૂથ તાલબદ્ધ ગાયકોનું અને પ્રકૃતિ, યજ્ઞયાગ (religion) અને સંગ્રામમાં કોલાહલકારોનું જૂથ છે. પ્રકૃતિનાં બળો તેમનાં આયુધો છે - મેઘગર્જના તેમનાં ભાલાં છે, વિદ્યુત્ કે પ્રકાશ તેમનું આભૂષણ છે, તેમનું દર્શન ભીષણ છતાં અદ્ભુત (splendid) છે. પણ તત્ત્વત: તેઓ વિદ્યુત, વર્ષા, વાયુ અને ઝંઝાવાતના દેવો છે (૪૨).

આમાં કેટલીક લાક્ષણિકપણે શત્રુભાવ ધરાવતી દેવમૂર્તિઓ પણ છે. જેમ કે અહિરૂપ વૃત્ર : એ અવ્યાકૃત જગતનો પ્રતિનિધિ છે. વ્યવસ્થિત વિષય (cosmos)ને પ્રગટતાં તે અવરોધે છે. તે સૌથી મોટો ઇન્દ્રશત્રુ છે, જેને ઇન્દ્ર આયુધબળે અભિભૂત કરે છે (૪૩). ઇન્દ્ર, બૃહસ્પતિ (૪૪) અને અંગિરસોનો શત્રુ છે, જેમને માત્ર શબ્દશક્તિથી જ પરાભૂત કરવામાં આવે છે. પણિઓ હીન અને તિરસ્કરણીય એવા કૃપણ ધનવંતોના કથાકલ્પિત પ્રતિનિધિઓ છે. તેઓ કદી દેવોનું આહુતિથી

તર્પણ કરતા નથી કે પુરોહિતોને દાનદક્ષિણા દેતા નથી (૪૫).

પિતૃઓ એ પ્રથમ કે પહેલાંના પૂર્વજો છે. તેમને ઓછુંવત્તું દેવત્વ મળ્યું છે. તેમને આહુતિઓ અને દેવસામાન્ય આદર અપાય છે. સહાય માટે તેમની પ્રાર્થના કરવામાં આવતી.

*

## ઋગ્વેદ-પરિચય

ઋગ્વેદનું બાહ્યસ્વરૂપ

ત્રણ હજાર વરસના દીર્ઘ ગાળા ઉપર વિસ્તરેલા ભારતીય સાહિત્યના ઇતિહાસમાં વેદ મસ્તકને સ્થાને છે, અને વેદોમાં પણ જે પ્રથમ વેદ છે, 'ઋગ્વેદ', તે મુકુટના કે શિરોમણિના સ્થાને હોવાનું કહી શકાય.

ऋग्वेद એટલે 'ઋચ્‌નો, ઋચાનો વેદ.' ऋच् કે ऋचा એટલે 'સ્તોત્ર, દેવની સ્તુતિ.' વેદ એટલે 'જ્ઞાન, પરમ જ્ઞાન, પવિત્ર જ્ઞાન.' – એવું જ્ઞાન જેના વડે આધિદૈવિક શક્તિઓને જાણી શકાય અને તેમને પ્રસન્ન કરીને ઇષ્ટયોગ, અનિષ્ટવિયોગ સાધી શકાય. આમ ऋग्वेदનો શબ્દાર્થ છે : 'જે દેવોના સ્તોત્ર રૂપે છે તે પવિત્ર જ્ઞાન.' એ જ્ઞાન જેમાં છે તે ગ્રંથોનું નામ પણ વેદ.

શરૂઆતમાં વેદ સંજ્ઞા વડે ત્રણ ગ્રંથોનો સમાવેશ થતો હતો : 'ઋગ્વેદ', 'યજુર્વેદ' અને 'સામવેદ'. એ કારણે વેદનો ત્રયી, 'ત્રણ ગ્રંથોનું જૂથ' એવા નામે પણ વારંવાર નિર્દેશ થયો છે. પાછળથી વેદોમાં 'અથર્વવેદ'નો પણ સમાવેશ થયો. એ રીતે ચાર વેદ થયા : જેમાં સ્તોત્રો છે તે 'ઋગ્વેદ', જેમાં યજ્ઞવિધિમાં પ્રયોજવાના મંત્રો છે તે 'યજુર્વેદ', જેમાં નિયત રાગમાં ગાવાના મંત્રો છે તે 'સામવેદ', અને જેમાં અભિચાર અને યાતુના મંત્રો વગેરે છે તે 'અથર્વવેદ'.

વેદ સંજ્ઞા વધુ વિસ્તૃત અર્થમાં વપરાતી થઈ. વેદોનું ગદ્યમાં વિવરણ ('બ્રાહ્મણ'), તેમનો ધાર્મિક કર્મકાંડમાં વિનિયોગ ('કલ્પસૂત્ર'), મુક્ત રૂપનું તત્ત્વ-ચિંતન ('આરણ્યક', 'ઉપનિષદ), તેમનાં વિવિધ પાસાંનું અધ્યયન ('વેદાંગ') – વગેરેને લગતું સાહિત્ય 'વૈદિક સાહિત્ય' તરીકે જાણીતું થયું. એ ગ્રંથોને પણ પ્રામાણ્યની દૃષ્ટિએ, પ્રમાણભૂતતાની દૃષ્ટિએ વેદનો મોભો મળ્યો.

'ઋગ્વેદ' પદ્યાત્મક છે, છંદોબદ્ધ છે. તેમાં કુલ ૧,૦૨૮ સૂક્તો છે. सूक्त (=સરસ પઠન, સદુક્તિ) એટલે 'સ્તોત્ર'. કડીસંખ્યાની દૃષ્ટિએ, છાંદસ એકમોની દૃષ્ટિએ એ સૂક્તો નાનાંમોટાં છે - એક ઋચાના સૂક્તથી લઈને (૧, ૯૯), ૫૮ ઋચાના સૂક્ત (૯, ૯૯) સુધી. ઋગ્વેદની ઋચાઓની કુલ સંખ્યા ૧૦,૪૬૨ છે. ઋગ્વેદમાં ૧,૦૨૮ સૂક્તોને મંડલ નામ નીચે દસ વિભાગમાં વહેંચવામાં આવ્યાં છે. એટલે કે 'ઋગ્વેદ'માં દસ મંડલ છે.

રચના

વૈદિક સૂક્તોની રચના વિવિધ કવિઓએ કરેલી છે. વૈદિક પરંપરા પ્રમાણે કહીએ તો વિવિધ ઋષિઓ વિવિધ સૂક્તોના દ્રષ્ટા હતા. એનું તાત્પર્ય એ છે કે એ રચનાઓ ઋષિઓએ સભાનપણે નથી કરી, પરંતુ દૈવી પ્રેરણાથી તેમને સૂક્તોનાં 'દર્શન' થયાં છે. તે માટે ઋષિઓ તેમના નામે મળતાં સૂક્તોના કર્તા નહીં, પણ દ્રષ્ટા હોવાનું કહેવાય-મનાય છે. પાછળથી दर्शनाद् ऋषिः એ સૂત્ર જાણીતું થયેલું છે. આ કારણે વેદ પુરુષરચિત નહીં, 'અપૌરુષેય' હોવાનું મનાય છે.

સંકલન

એક ઠીકઠીક લાંબા સમયગાળા ઉપર રચાયેલાં ઋગ્વેદગત કાવ્યોનું પછીથી સંકલન થયું અને તેમને અમુક નિશ્ચિત કરેલી પદ્ધતિએ ગોઠવવામાં આવ્યાં. 'ઋગ્વેદ'ની જેમ બીજા ત્રણ વેદોમાં પણ જે સામગ્રી સંગૃહીત કરવામાં આવી, તેયે સંકલન અને ગોઠવણીનું પરિણામ છે. તે ચારેય વેદો તે સ્વરૂપે અત્યારે આપણી પાસે છે. એ સંકલનને संहिता એવું નામ અપાયું. તે અનુસાર 'ઋગ્વેદસંહિતા', 'યજુર્વેદસંહિતા', 'સામવેદ-સંહિતા' અને 'અથર્વવેદસંહિતા'. संहिता એટલે સંકલન કરીને કરેલી પદ્ધતિસર ગોઠવણી.

મંડલવિભાગ

'ઋગ્વેદસંહિતા'માં ૧,૦૨૮ સૂક્તો જે દસ મંડલમાં વહેંચેલાં છે, તેમનો અર્વાચીન વિદ્વાનોએ, કેટલાક આંતરિક અને બાહ્ય પુરાવાઓને આધારે, કાલાનુક્રમ નક્કી કર્યો છે. તે અનુસાર બીજાથી સાતમા સુધીનાં છ મંડલ બાકીનાં મંડલોની સરખામણીમાં વધુ પ્રાચીન છે. એ મંડલો તેમના સ્વરૂપની દૃષ્ટિએ સમાન છે અને સમગ્ર 'ઋગ્વેદસંહિતા'માં કેન્દ્રવર્તી છે. એ પ્રત્યેક મંડલમાં કોઈ એક જ ગોત્ર કે કુળના કવિઓએ

રચેલાં સૂક્તો એકત્ર મૂકેલાં છે. જે ઋષિ સાથે જે મંડલ સંકળાયેલું છે તેની વિગત નીચે પ્રમાણે છે :

| મંડલ | ઋષિ |
|---|---|
| ૨ | ગૃત્સમદ |
| ૩ | વિશ્વામિત્ર |
| ૪ | વામદેવ |
| ૫ | અત્રિ |
| ૬ | ભારદ્વાજ |
| ૭ | વસિષ્ઠ |

આ પ્રત્યેક મંડલમાંનાં સૂક્તો જે જે દેવને લગતાં હોય તે દેવોના ક્રમે ગોઠવેલાં છે. એ અનુક્રમ આ પ્રમાણે છે : અગ્નિસૂક્તો, ઇન્દ્રસૂક્તો, અન્ય દેવોને લગતાં સૂક્તો. વળી આ પ્રત્યેક સૂક્તજૂથની ગોઠવણી તેમની ઋચાસંખ્યાના ઊતરતા ક્રમે કરેલી છે. એટલે કે સૌથી વધુ ઋચાઓવાળું સૂક્ત પહેલું, સૌથી ઓછી ઋચાઓવાળું સૂક્ત છેલ્લું. આ ઉપરાંત બીજાથી સાતમા મંડલનો અનુક્રમ તેમની ઉત્તરોત્તર વધુ સૂક્તસંખ્યા ઉપર આધારિત છે. જોકે ગોઠવણીના આ વ્યાપક સામાન્ય નિયમોમાં બીજી દૃષ્ટિએ થોડોક અપવાદ પણ કરેલા છે, અને કેટલાંક પ્રકીર્ણ સૂક્તો પણ એકગોત્રીય મંડલમાં સ્થાન પામ્યાં છે.

પહેલા, આઠમા અને દસમા મંડલના કવિઓ કોઈ એક જ ગોત્રના નથી. એ મંડલોમાં વિવિધ ગોત્રના કવિઓએ રચેલાં સૂક્તજૂથ સાથે મૂકેલાં છે. એ સૂક્તોની ગોઠવણી વગેરેને ધ્યાનમાં લઈને અને સમીક્ષિત દૃષ્ટિએ એ તપાસીને અર્વાચીન સંશોધકોએ નિશ્ચિત કર્યું છે કે પહેલા મંડલનો પાછળનો ભાગ બીજાથી સાતમા મંડલોના જૂથને આરંભે પ્રથમ જોડવામાં આવ્યો હશે. પહેલા મંડલનો આગળનો ભાગ તથા આઠમું મંડલ તે પછી જોડાયાં હશે. નવમું મંડલ જુદાજુદા કવિઓએ રચેલાં સાઠેક માત્ર સોમસૂક્તોનું બનેલું છે. માદક સોમરસનું યજ્ઞવિધિમાં પાન થતું. એનું સોમયાગોમાં ભારે મહત્ત્વ હતું. સોમરસને અમૃત કહ્યો છે, અને પછીથી ચંદ્ર સાથે તેનું ઐક્ય સ્થપાયું છે. એની શુદ્ધિની પ્રક્રિયાને અનુલક્ષીને 'સોમ પવમાન' દેવને માટે એ સૂક્તો રચાયેલાં છે. યજ્ઞના અનુષ્ઠાનમાં ઉપયોગમાં લેવાના હેતુથી અહીં એકત્ર મૂકેલાં સોમસૂક્તોનું આ મંડલ પહેલાં આઠ મંડલોનું જૂથ રચ્યા પછી ઉમેરાયું છે. જોકે ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં સોમનો સંપ્રદાય ભારત-ઈરાની યુગ જેટલો પ્રાચીન છે.

ઉપર્યુક્ત હકીકતો પરથી એ વાત સ્પષ્ટ થશે કે 'ઋગ્વેદ'ના બે વિભાગ પડી જાય છે. એક વિભાગ એવો છે, જે યજ્ઞના અનુષ્ઠાનને લગતા કર્મકાંડ માટે ઉપયોગમાં લેવામાં આવતો હતો (મંડલ નવમું). બીજો વિભાગ એવો છે, જેમાં કર્મકાંડનું પ્રયોજન ગૌણ હતું (પહેલા મંડલથી લઈને નવમા મંડલ સુધીનો).

દસમું મંડલ સૌથી છેલ્લે ઉમેરાયેલું છે. જેમ પહેલા મંડલમાં ૧૯૧ સૂક્તો છે, તેમ દસમા મંડલમાં પણ તેટલી જ સૂક્તસંખ્યા છે. આ સંહિતાકારોએ અમુક પદ્ધતિએ કરેલી ગોઠવણીનું સૂચક છે. તેના ત્રણ વિભાગ કરી શકાય. તેમાં પણ જે છેવટનો ત્રીજો વિભાગ છે, જેમાં (૧) કેટલાંક દાર્શનિક ચિંતનપુટના સ્પર્શવાળાં સૂક્તો, (૨) કેટલાંક અથર્વવેદની લાક્ષણિક વસ્તુસામગ્રીને મળતી સામગ્રી ધરાવતાં સૂક્તો, અને (૩) કેટલાંક કૌટુંબિક વિધિવિધાનને લગતાં સૂક્તો છે તે ઋગ્વેદસંહિતાનો સૌથી છેલ્લે ઉમેરાયેલો અંશ છે. દસમા મંડલ વિશે એ હકીકત નોંધપાત્ર છે કે તેની વસ્તુસામગ્રી બાકીનાં બધાં મંડલોની વસ્તુસામગ્રીથી અલગ પડે છે. આમ છતાં એ ભૂલવાનું નથી કે મુકાબલે પાછળના સમયનાં ગણાતાં પહેલા અને દસમા મંડલમાં થોડાંક પ્રાચીન સૂક્તો પણ છે. આ ઉપરાંત 'ખિલ' (એટલે કે 'પરિશિષ્ટ')ને નામે ઓળખાતાં કેટલાંક સૂક્તો સૌથી છેલ્લે 'ઋગ્વેદ' સાથે જોડી દેવાયાં છે.

મૂળ પાઠની જાળવણી

વેદોનો પાઠ પ્રાચીનતમ સમયથી મૌલિક પરંપરાએ આજ સુધી ઊતરી આવ્યો છે. સૂક્તોની રચના પછી સંહિતારૂપે તેમનું સંકલન થયા પછી થોડા સમયે, અનેક શતાબ્દીઓ પછી તે પાઠ લિપિબદ્ધ કરાયો હતો. પાઠને મૂળ રૂપમાં પૂરેપૂરી શુદ્ધિ અને ચોકસાઈથી જાળવવા માટે જગતની બીજી કોઈ પણ સાહિત્યિક રચના માટે ન લેવાયા હોય તેવા અભૂતપૂર્વ ઉપાયો યોજાયા હતા. એનું કારણ એ હતું કે વૈદિક સૂક્તોને પછીથી યજ્ઞ-યાગમાં, અને અન્ય પ્રકારનાં વિવિધ અનુષ્ઠાનો અને

વિધિવિધાનોમાં 'મંત્ર'નો મોભો મળ્યો તેથી તેનો માત્ર વર્ણોચ્ચાર પવિત્ર અને અત્યંત પ્રભાવક મનાયો અને મંત્રદ્રષ્ટા વૈદિક ઋષિઓનો આ પવિત્ર વારસો અણિશુદ્ધ જાળવવાની દૃઢ પરંપરા સ્થપાઈ. તે હેતુથી એમાં ઉચ્ચારણ-પ્રક્રિયાનું, ભાષા-વ્યાકરણનું અને છંદો-રચનાનું અનન્ય ચોકસાઈ અને સૂક્ષ્મતાથી વિશ્લેષણ-નિરૂપણ કરવામાં આવ્યું છે, તે શિક્ષા, વ્યાકરણ, છંદ વગેરે વેદાંગોની રચના થઈ. તદનુસાર મૂળની પાઠપરંપરામાં લેશમાત્ર પણ વિકૃતિ પેસે તે ભારે આપત્તિકારક પાપકર્મ ગણાયું. मन्त्रो हीनः स्वरतो वर्णतो वा स वाग्वज्रं यजमानं हिनस्ति ।

પરિણામે મૂળના વર્ણ, સ્વર, શબ્દ, ક્રમ વગેરેને યથાતથ જાળવીને પાઠ વિવિધ રીતે કંઠસ્થ કરવાની દૃઢ કુળપરંપરાઓ સ્થપાઈ હતી. સીધો બબ્બે શબ્દોનો ક્રમ (પહેલો બીજો, બીજો પહેલો, બીજો ત્રીજો, ત્રીજો બીજો વગેરે), અને તેમનાં સંયોજનો અનુસાર પદપાઠ, ક્રમપાઠ, જટાપાઠ, ઘનપાઠ એવા કંઠસ્થ કરવાના પ્રકારોને લીધે મૂળ પાઠમાં જરા જેટલી પણ ભૂલચૂક કે ગરબડ થવા માટે અવકાશ રહે તેમ ન હતું. એના મૂળમાં આ કામ કર્તવ્ય, ધર્મ્ય, પુણ્યાર્જક હોવાની દૃઢ અવિચલ શ્રદ્ધા હતી. ધાર્મિક પ્રસંગે એક વિધિરૂપે વેદપાઠ કરવાની કે વેદમંત્રોની ધૂન બોલાવવાની દીર્ઘ પરંપરા છે.

અર્થની કશી પણ સમજણ કે ખેવના રાખ્યા વિના અનેક બ્રાહ્મણકુળો જીવનભર વેદપાઠનું યાંત્રિક પઠન કરતાં રહેતાં. તેવા વેદપાઠી માટે મહાકવિ કાલિદાસે वेदाभ्यासजडः विषयव्यावृत्तकौतूहलः એવા શબ્દ વાપર્યા છે (ગુજરાતીમાં 'વેદિયો' શબ્દનો આવો લાક્ષણિક અર્થ જાણીતો છે). બે વેદને કંઠસ્થ કરનાર દ્વિવેદી (તેના પરથી ગુજરાતી 'દવે'), ત્રણને કંઠસ્થ કરનાર ત્રિવેદી, ત્રણ પ્રકારે પાઠને કંઠસ્થ કરનાર ત્રિપાઠી (તે પરથી ગુજરાતી 'ત્રવાડી', 'તરવાડી'), ચાર વેદને કંઠસ્થ કરનાર चतुर्वेदी (તે પરથી હિંદી 'चौबे'), સર્વસામાન્ય વેદપાઠી માટે वैदिक (તે પરથી ગુજરાતી 'વેદિયા') એવી બ્રાહ્મણોની અટકો આજ સુધી ઊતરી આવી છે. લેખન અને મુદ્રણ પ્રચલિત અને વ્યાપક બન્યા પછી પણ વેદોને કંઠસ્થ રાખવાની પરંપરા અદ્યાવધિ જીવતી છે.

*

## ઋગ્વેદનાં સૂક્તોનું શૈલીસ્વરૂપ

કાવ્યત્વની દૃષ્ટિએ 'ઋગ્વેદ'નાં સૂક્તો દ્વિવિધ છે. એક તરફ સમગ્રપણે સૂક્તોમાં પરિપક્વતા, સૂક્ષ્મતા, ભાવોની ભવ્યતા, અલંકારોની તેજોમયતા અને પ્રેરણાની ગહનતા જોવા મળે છે. તો બીજી તરફ એકાત્મતા અને સપ્રમાણતાનો અભાવ દેખાય છે, તથા કેટલીક વાર વધુપડતી ગૂઢતા અને તત્ત્વનું પિષ્ટપેષણ ખૂંચે છે. ઉષાને લગતાં સૂક્તોની મુગ્ધ અને મુદાભરી ઋજુતા તથા સુકુમાર ભાવો પર કેટલાક અર્વાચીન વિવેચકો યોગ્ય રીતે જ વારી ગયા છે, તો બીજા કેટલાકને અમુક અંશે એ સ્તોત્રો એકવિધ અને એકસૂરીલાં પણ લાગ્યાં છે. અને તેથી એ સ્તોત્રોની રમણીયતાને ઉપરછલ્લી અને આદિમ કોટિની ગણી તેઓ એ સૂક્તોનું કર્મકાંડ માટેના ક્ષુલ્લક રૂઢિજડ પાઠોથી વિશેષ મૂલ્ય આંકતા નથી.

બીજાઓનો એવો મત છે કે સૂક્તોમાં જે મોટા પ્રમાણમાં હર્ષ, શોક, રોષ વગેરેની સચ્ચાઈવાળી અને રમણીય અભિવ્યક્તિ પ્રતીત થાય છે તે જોતાં તેમાં જે કેટલુંક ઘડી કાઢેલું અને કૃત્રિમ જેવું પણ મળે છે તેને ગૌણ ગણવું જોઈએ. તો વળી સામો પક્ષ ઋગ્વેદની ભાષામાં લાંબી પરંપરાથી પરિણમેલી રૂઢિબદ્ધતા ઉપર અને કશી ધાર્મિક અંતઃપ્રેરણા વિના કવિઓએ સ્પર્ધા માટે કરેલી સૂક્તરચના ઉપર ભાર મૂકે છે.

હકીકતે 'ઋગ્વેદ' નથી આદિમ અવસ્થાનાં કાવ્યો કે નથી એ શુદ્ધ કાવ્યકૃતિઓનો સંગ્રહ; નથી એ સભાન ચીવટથી ઘડી કાઢેલી કૃત્રિમ રચનાઓ કે નથી એ માત્ર આલંકારિક બારીકી કે પંડિતાઈનું પ્રદર્શન. એ છે, પ્રધાનપણે, પુરોહિત વર્ગના વધતીઓછી પ્રેરણાથી પ્રેરિત કવિઓએ કુશળતાથી રચેલાં ધાર્મિક સ્તોત્રો. જો 'ઋગ્વેદ'ની કવિતાની પરિમાર્જિત પદાવલી, ગેયતાનિષ્ઠ છંદોવિધાન અને રચનાનો રૂઢ ઢાંચો એક પરંપરાગત સ્વરૂપનાં સૂચક છે, તો તે સાથે રચના માટે કવિ વ્યક્તિગત પ્રેરણાનો આવેગ કે આવેશ અનુભવતા હોવાના પણ ઘણા બધા નિર્દેશો મળે છે.

ઋગ્વેદનાં સૂક્તો કાવ્યત્વની દૃષ્ટિએ ઠીકઠીક અસમાન છે. તેમની શૈલીની કક્ષા પણ ભિન્નભિન્ન છે. વિદગ્ધ કોટિની રચનાઓ સાથે કેટલીક નબળી, બેઢંગ, ઢાંચાઢાળ, કૃત્રિમ રચનાઓ પણ છે. કેટલીક રચનાઓ

સાવ સામાન્ય અને કશા માર્મિક અર્થ વગરની છે, અથવા તો બીજી રચનાઓના પડઘા જેવી છે. કેટલીક અસ્પષ્ટાર્થ કે સંદિગ્ધાર્થ છે. પરંતુ આવી છાપ માટે એક તો આપણી સમજની ખામી કારણભૂત હોય. અને બીજું, અનેક પેઢીઓના અનેકાનેક કવિઓની રચનાઓનો જ્યારે સંગ્રહ કરવામાં આવે ત્યારે તેમાં એકે યાંત્રિક અને સામાન્ય કોટિની રચનાનો સમાવેશ ન થાય, અને માત્ર સાચી ધર્મભાવના, ઉત્કૃષ્ટ કાવ્યત્વ અને ઉદાત્તતા વ્યક્ત કરતી બળવંત અને સંઘેડાઉતાર રચનાઓ જ સંગૃહીત થાય એવી અપેક્ષા રાખવી એ તદ્દન અસ્વાભાવિક છે. (કેટલાંક સૂક્તોની આ ગુણવત્તાની ઊંચી કોટિએ ઉત્તરકાલીન રચનાઓ કદી પહોંચી શકી નથી.)

પરંતુ આ ઉપરથી કેટલાકે જે એવો નિષ્કર્ષ કાઢ્યો છે કે 'ઋગ્વેદ'ની કવિતામાં જુદી જુદી બે વિધા છે - સ્વયંભૂ પ્રેરણાથી થયેલી રચનાઓ, અને પંડિતાઉ, જટિલ, કર્મકાંડી થાગડથીગડ જેવી રચનાઓ-એ માટે કશો આધાર નથી.

એ ખરું છે કે સૂક્તોની પદાવલી મહિમાગાનની અતિશયોક્તિથી ભરપૂર છે. વિશેષે એક જ દેવતાને લગતાં સૂક્તોમાં તેના તે જ શબ્દો અને શબ્દગુચ્છો અથડાયા કરે છે. એકધારી, રૂઢ પદાવલીના પ્રયોગના આ વલણના મૂળમાં બધા દેવોને એકસરખા ઉચ્ચ ગુણો ધરાવતા વર્ણવવાની કવિઓની વૃત્તિ છે. જેમ કે ઇન્દ્ર જેવા દેવને માટે યોજાયેલી પદાવલી પર્જન્ય જેવા ગૌણ દેવ માટે પણ પ્રયોજાઈ છે. ઉષાવર્ણનની પદાવલી અત્યંત સરળ છે. તો બીજા ઘણા દેવોની સ્તુતિમાં ઉપમાઓ ખડકી દઈને સંકુલ બનાવેલી વર્ણનરીતિ જોવા મળે છે, અને ક્યારે ક્યાં સીધો અર્થ લેવાનો છે, ક્યાં ગૂઢાર્થ એ સર્વત્ર સ્પષ્ટ નથી હોતું.

એ ખરું કે સૂક્તોનું સામાન્ય સ્વરૂપ ઘણુંખરું છૂટકછૂટક ઋચાઓ જેવું હોઈને તેમાં કોઈ કડીબદ્ધ કે સળંગસૂત્ર નિરૂપણ કે વિચારબિંદુના વિકાસ માટે અવકાશ નથી.

વિક્ષિપ્તતા, વાક્યોના પરસ્પર સંબંધની અસ્પષ્ટતા, એકાએક વિચારસંક્રમણનાં ઘણાં ઉદાહરણ છે. પરંતુ બીજાં સૂક્તોમાં મળતી સમાંતરતા અને વિચારની એકાત્મતાને આધારે અન્યત્ર ખૂટતી કડીઓ પૂરી શકાય છે. સૂક્તોમાં વિષય અને કાવ્યત્વની ભિન્નતા છતાં ભાવ અને અભિવ્યક્તિનં ઘણું જ વ્યાપક સામ્ય અને એકવાક્યતા જોઈ ...લ છે. વિષયશૃંખલાબદ્ધ વિકસનને બદલે વિગતી સ્વ...પાંકન અને વિસ્તારી વર્ણન ઋગ્વેદના સમયથી જ ભાર ...ા કવિતા માટે લાક્ષણિક બન્યું છે

ઘટનાકથા-...ક ભાગો અનિયમિત, અવિકસિત હોવા છતાં, વિગતો સમગ્ર રચનાના બંધ અને સ્વરૂપની અનિવાર્યતા પર નિર્ભર હોય એવું નથી હોતું. એક જ વિષય કે મહત્ત્વની ઘટનાને વ્યવસ્થિતપણ આલેખતા ...ય તેવા ખંડો થોડા છે. છતાં પણ ઘણા કવિઓ ક ઈક ઘટનાનું તાદૃશ વર્ણન કે પૌરાણિક પ્રસંગનું આલેખન કરવાની શક્તિ ધરાવે છે, જે દીર્ઘ કાવ્યમાં તેવા મળના કથાકથનને અનુરૂપ લખી શકાય તેવું હોય છે. જેમ કે -

ऊर्ध्वो ह्यस्थादध्यन्तरिक्षेऽधा वृत्राय प्र वधं जभार ।
मिहं वसान उप हीमदुद्रोत् तिग्मायुधो अजयच्छत्रुमिन्द्रः ।
(૨, ૩૦, ૩)

'ધુમ્મસનું પરિધાન કરી ધસમસતા
વૃત્ર પર આયુધ ફેંકી
ઊંચે અંતરીક્ષસ્થિત ઇન્દ્રે
તીક્ષ્ણ શસ્ત્રપ્રહારે
શત્રુવિજય સાધ્યો.'

ઇન્દ્ર યુદ્ધનો આરંભ કરે છે ત્યારે બીજા દેવો ભયભીત થઈ તેને છોડી જતા રહે છે.

वृत्रस्य त्वा श्वसथादीषमाणा
विश्वे देवा अजहुर्ये सखायः ।
(૮, ૯૬, ૭)

'વૃત્રના ફૂંફાડાથી ડરી જઈને, સૌ દેવો તેને છોડી ગયા.'

૧૦, ૧૧૩, ૮માં કવિ કહે છે કે -

विश्वे देवासो अध वृष्ण्यानि तेऽवर्धयन्त्सोमवत्या वचस्यया ॥

'બધા દેવોએ તારાં પરાક્રમોને સોમયુક્ત સ્તવન વડે વધાવ્યાં.'

જોકે ત્યાં આપણે માની લેવું પડે છે કે ડરીને નાસી ગયેલા દેવો પાછા ફર્યા હતા. પણ એવો કશો નિર્દેશ કવિ કરતા નથી. ઘટના વિગતે નિરૂપવા આવા

અંશો જેવા જ વૃત્રઘ્ન, સંગ્રામવીર, દેવોમાં સૌથી માનીતા ઇન્દ્રનાં રૂપ અને પરિવેશના વર્ણનનાં તાદૃશ વર્ણનોવાળા અંશો છે.

આયાસયુક્ત પ્રવાહી છંદો, સુવ્યક્ત વિચારો, સ્પર્શી જાય તેવાં ચિત્રાંકનો અને સુસંવાદી, પ્રભાવક એવી રચનારીતિઓ વડે 'ઋગ્વેદ' સર્વત્ર સભર છે.

તરુણીની પાછળ પડતા તરુણની જેમ ઉષાની પાછળ પાછળ સૂર્ય પળે છે. ('मर्यो न योषामभ्येति पश्चात्', ૧, ૧૧૫, ૨).

ઉષાની રક્તિમા પ્રગટાવતો પ્રાભાતિક વાયુ રથે રોહિત અને અરુણ અશ્વો જોડીને આવે છે, તેને ધરતી, આકાશ અને ઉષાને પ્રગટ કરવાનું, નિદ્રાવશ ગૃહિણીને પતિ જગાડે તેમ જગાડવાનું કવિ કહે છે.

(वायुर् युक्ते रोहिता वायुररुणा, वायू रथे अजिरा धुरि वोषहवे । बोधया पुरं धि जार आ ससतीमिव ॥ प्र अक्षय रोदसी वासायोपसः ॥ ૧, ૧૩૪, ૩)

પ્રભાત વેળા રાત્રિ અને ઉષા, પતિના સાદનો પ્રતિસાદ આપતી-એક વંધ્યા સમી, જેવો તેવો વણેલો સાડલો વીંટેલી, તો બીજી સૂર્યની ઝળહળતી કાંતિ સમાં સોનેરી વસ્ત્રે દીપતી.

(पत्नीव पूर्वहूतिं वावृधध्या
उपासानकता पुरुधां विदाने ।
स्तरीर्नात्क व्युतं वमाना
सूर्यस्य श्रिया सदृशो हिरण्यैः ।
૧, ૧૨૨, ૩)

નૈસર્ગિક ઘટનાઓના જે ટૂંકા ટૂંકા તાદૃશ નિર્દેશો મળે છે, તે સૂક્ષ્મ નિરીક્ષણ અને ચિત્રાત્મક અભિવ્યક્તિના દ્યોતક છે.

દૂર દૂરથી સુવર્ણપાણિ સવિતાદેવ હિરણ્મય, કેસરવર્ણા વાઘા સજી, ઊંચેથી, ઢાળ પરથી, શ્યામ અંતરીક્ષમાં, કેસરવર્ણા શોભીતા અશ્વો જોડેલા સુવર્ણના રથે આરૂઢ થઈ આવી પહોંચે છે.

(आ कृष्णेन रजसा वर्तमानो
हिरण्मयेन सविता रथेना याति भुवनानि पश्यन्
याति देवः प्रयता वात्युद्वता
शुभ्राभ्यां यजतो हरिभ्याम् ।
आ देवो याति मविता परावतो
सुवर्णमणिः सविता ।
૧, ૩૫, ૨-૩, ૯

पिशङ्गं द्रापिं भ्रति युंयते ।
૪, ૫૩, ૨

हिरण्मयीममतिं यामं शिश्रेत ।
૭, ૩૮, ૧)

પોતાની તીક્ષ્ણ દાઢોથી અગ્નિ વૃક્ષોને ચાવી ખાય છે, યોદ્ધો શત્રુઓને પૂરા કરે તેમ.

(अग्निर्जलैस्तिगितैरत्तिर्भवति
योध्यो न शत्रून् त्स वनान्भुञ्जते ।
૧, ૧૪૩, ૫)

જ્યારે હણહણતો, ગર્જના કરતો પર્જન્ય જળ-ધારાથી પૃથ્વીને પ્રફુલ્લિત કરે છે, ત્યારે પવનો ફૂંકાય છે, વીજળીઓ પડે છે, વનસ્પતિ ઊઠી ઉન્નત બને છે. અંતરીક્ષ તરબતર થાય છે, સમગ્ર જીવનને આહાર પ્રાપ્ત થાય છે.

(प्र वाता वान्ति पतयन्ति विद्युतः
उदोपधीजिहते पिन्यते स्वः
दूरा विश्वस्मै भुवनाय जायते
यत पर्जन्यः पृथिवीं रेतसावति ।
૫, ૮૩, ૪

पर्जन्योऽनिक्रदत स्तनयन ।
૫, ૮૩, ૯)

દાવાનળની વિનાશકતાનું ચિત્ર :

હે સ્વયંભૂ શક્તિમાન અગ્નિ, તું ઘાસને ચોતરફથી વીંટી વળીને ચાવી ખાય છે, ઊર્વર ભૂમિને ઉજ્જડ, વેરાન કરી મૂકે છે : તને કુપિત કરીને અમે તારા પ્રબળ પ્રહારને રખે નોતરીએ. જ્યારે તું નીચેથી અને ઉપરથી બધું ચાવી ખાતો, ધસમસતી સેનાની જેમ અહીંતહીં બધેથી ફરી વળે છે, પવનો તારા પર ફૂંકાય છે, ત્યારે તું વાવણી કરનાર ભોંયમાં વાવેતર કરે તેમ, તારી શ્મશ્રુરૂપ ઝળહળતી જ્વાળાઓને ભોંયમાં વાવે છે.

(उत वा उपरि वृक्षणि वासद्
वहोरग्न उलपस्य स्वधावः ।
उत खिल्या ऊर्वराणां भवन्ति
मा ते हेतिं तविषीं चुक्रुधाम ।

यद् उद्वतो यामि वप्मत
पृथगेपि प्रगर्धिनीव मेना
यदा ते वातो अनुवाति शोचिर्
वप्तेव श्मश्रु वपसि प्र भूम ॥

૧૦, ૧૪૨, ૩-૪)

ઘીની આહુતિથી સિક્ત લલિત ગતિએ ચાલતા અગ્નિનો સૂર્યરશ્મિ સાથે સંયોગ થઈ રહ્યો છે.

(૫, ૩૭, ૧)

ટપકાદાર ઘોડાવાળા, વેગે દોડતા રથે ચડીને તમે જ્યારે આવો છો, ત્યારે જળો ખળભળે છે, વૃક્ષો ઊખડી પડે છે, ત્યારે અંતરીક્ષ ધેનુકામી વૃષભની જેમ ભાંભરે છે.

(यत प्रायासिष्ट पृषतीभिरश्वै-
र्वीळु-पविभिर्मरुतो रथेभिः
क्षोदन्त आपो रिणते वनान्य-
वो स्रियो वृषभः क्रन्दतु द्यौः ।

૫, ૩૮, ૬)

વર્ષા સાથે વાતા ઝંઝાવાત (मरुत) :

ઊભી ભેખડો ઢળી પડે છે. અલગ અલગ રહેલ ધરતી આકાશને જોડાઈ એક થઈ જાય છે. ઝગમગતા તોડાથી શોભતા ચરણે, સ્વપ્રકાશે પ્રકાશતા, ધૂણતા તમે વેરાનોમાં દોટ દો છો. તમારા અવિરત આવેગે પર્વતો, વનો ધણધણે છે, ભૂમિભાગો કંપાયમાન થાય છે.

(वि द्वीपानि पापतन् तिष्ठद्
दुच्छुनोभे युजन्त रोदसी
प्र धन्वान्यैरत शुभ्र-खादयो
यदेजथ स्वभानवः
अच्युता चिद् वो अज्मन्नानदति
पर्वतासो वनस्पतिः ।
भूमिर्यामेषु रेजते ॥

૮, ૨૦, ૪-૫)

યુદ્ધવર્ણનમાં :

ધરતીના છેડા ધૂળે ધૂંધળા બની ગયા. તુમુલ કોલાહલ આકાશને આંબ્યો.

(सं भूम्या अन्ता ध्वसिरा अदृक्षत
दिवि घोष आरुहत् ।

૭, ૮૩, ૩)



## ચોમાસુ તરણાને

*ચોમાસુ તરણાને જઈને કિયો કે આમ લીલુંચટ્ટાક ના ફરકે.*

*પાનીમાં હોય તે કાંકે ખમાય,*
*આ તો ગલગલિયાં થાય છે ભીતર,*
*એકાદા છોડવાને જીરવી લેવાય,*
*આ તો હિલ્લોળે આખુંયે ખેતર !*

*અણિયાળી પીડા એક આરપાર ઊતરીને ધીમેથી લોહીમાં સરકે,*
*ચોમાસુ તરણાને જઈને કિયો કે આમ લીલુંચટ્ટાક ના ફરકે.*

*ભીનાછમ્મ વાયરાની લ્હેરખી લાવે છે*
*માટીની સોડમનો ગજરો,*
*કેટલું ભીંજાયાં ને કેટલું મઘમઘ્યાં ?*
*ઉત્તર એનો છે બહુ અઘરો.*

*પતંગિયાને અડકું તો એવું લાગે કે કોઈ રંગોમાં ધોધમાર મરકે !*
*ચોમાસુ તરણાને જઈને કિયો કે આમ લીલુંચટ્ટાક ના ફરકે.*

**લાલજી કાનપરિયા**

# તર્ક અને ચિંતન

હરસિદ્ધ જોષી

ભારતીય તેમજ પાશ્ચાત્ય ચિંતનાત્મક ઇતિહાસ અને પરંપરામાં તર્કનું વિશિષ્ટ સ્થાન છે. ભારતીય જ્ઞાનમીમાંસામાં તેને પ્રમાણશાસ્ત્ર કહેવામાં આવે છે. ષડ્દર્શનોમાં 'ન્યાય' એ પ્રમાણનું દર્શન કહેવાય છે. ગૌતમઋષિ એ તેના પ્રતિપાદક છે. પાશ્ચાત્ય ચિંતનમાં ગ્રીક ચિતન પ્રાચીન ચિંતન છે. ગ્રીક ચિંતનમાં એરિસ્ટૉટલ (૩૮૪-૩૨૨ ઈ.સ. પૂર્વે) તર્કના મુખ્ય પ્રતિપાદક લખાય છે. જ્યારે ગ્રીક અને ભારતીય ન્યાયની તુલના થાય છે ત્યારે તેના સંવિધાનને (સિલૉજિઝમને) ધ્યાનમાં લેવામાં આવે છે. આમ છતાં ભારતીય ન્યાયમાં તર્કનો ઉદ્દેશ કેવળ 'સાબિતી' નથી. પરંતુ તેને નિ-નય, કોઈ પારગામી ધ્યેય તરફ દોરી જવાનું છે. ભારતીય ચિંતનનું ધ્યેય મનુષ્યને તાત્ત્વિક ચિંતન તરફ દોરી જવાનું છે. તે ફક્ત ગણિતશાસ્ત્ર નથી જેમાં સંખ્યા કે તેની વિવિધ પ્રક્રિયાને ધારી લઈને કેવળ માનસિક ગણતરીને પ્રયોજિત કરવામાં આવે છે. જેમ પ્લેટો 'પ્રોટાગોરાસ' સંવાદમાં રૂપતત્ત્વ (આઈડિયા) વિશે આલેખન કરે છે અને તેમાં રૂપતત્ત્વ શા માટે 'વસ્તુ'ના સર્વદેશી આધારને અનુલક્ષીને વિચારાય છે તે મૂળભૂત પ્રશ્ન પણ પુછાય છે. તત્ત્વચિંતન આધારના ચિંતનને પણ વિચારે છે. તેથી તત્ત્વજ્ઞાન 'સ્વચિકિત્સા' કરે છે. તે સ્વયં પોતાની પરીક્ષા કરે છે.

આ સંદર્ભમાં ન્યાય અનુમાનના નિયમો અને આધારને યોગ્ય રીતે તપાસે છે. ભારતીય ન્યાયના બે પ્રકારો છે : સ્વાર્થ અને પરાર્થ. જ્યાં જ્યાં ધુમાડો છે ત્યાં અગ્નિ છે એ એક વખત સમજી લીધું ત્યારબાદ સામેની વ્યક્તિને તે સમજાવવા પરાર્થ અનુમાનનો ઉપયોગ કરવામાં આવે છે. તે પંચાવયવી અનુમાન કે સંવિધાન છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ-વ્યાપ્તિ, ઉપનય અને નિગમન એ તેનાં પાંચ વિધાન અને સોપાન છે. એરિસ્ટૉટલે જે મહત્ત્વનું કાર્ય કર્યું તે સંવિધાનનાં રૂપો આપ્યાં અને તેમાં પ્રથમ આકૃતિનું નિર્માણ કર્યું જે તેમણે કહ્યું કે પૂર્ણ આકૃતિ છે. તેમાં બારબારાનું સંવિધાન એ પૂર્ણ છે. તેનાં ત્રણે વિધાનો 'સવિ' (A) પ્રકારનાં છે. તેનું ગણિત એ ઉ-વિમાં (ઉદ્દેશ્ય-વિધેય) વર્ગ (કલાસ)નો ખ્યાલ છે. આ ગણિતમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. તે પરથી 'સેટ'નો સિદ્ધાંત પ્રતિપાદિત થયો છે.

અનુમાનનો હેતુ વાસ્તવિક રીતે કોઈ ન્યાય કે નિગમન તારવવાનો છે. પરંતુ પાશ્ચાત્ય તર્કશાસ્ત્ર આથી એક પગલું આગળ ગયું છે. એ ભાવવાચીકરણ (ઍબ્સટ્રૅક્શન)ની પ્રક્રિયા હાથ ધરે છે. વાસ્તવિક જગતમાં બોલીચાલી, બૌદ્ધિક વિવાદ, ગણતરી અને અનુમાનની ક્રિયા આગળ વધે છે ત્યારે એક દૃષ્ટિએ વિચારીએ તો તે ભાવવાચીકરણ જ છે. પરંતુ સંખ્યાને ધારી લઈને તે પ્રતીક લેખીને જ્યારે સામાન્યીકરણ કરાય છે ત્યારે તે વધુ તાર્કિક પ્રકારનું ભાવવાચીકરણ છે. ઉદાહરણ તરીકે તમે કોઈ પણ સંખ્યાને તેનો અન્ય સંખ્યા સાથે સરવાળો કરો કે ગુણાકાર કરો તો તે પ્રથમ સંખ્યા સાથે બીજી સંખ્યાનો જે સંબંધ છે તે જ થવાનો. તે સંબંધ બદલો તો પણ તે જ રહેવાનો. આ ઉપરછલ્લી દૃષ્ટિએ સમજી ન શકાય, પરંતુ તેને પ્રતીક દ્વારા રજૂ કરાય ત્યારે નીચે મુજબ લખી શકાય.

ક + ખ = ખ + ક

અથવા

ક × (•) ખ = ખ × (•) ક

આમ રજૂ થાય તો તે સમજી શકાય છે. વાસ્તવમાં તર્ક વાસ્તવિક બાબતને અમૂર્ત રીતે રજૂ કરે છે તેથી તેને સમજવામાં મુશ્કેલી રહે છે. પ્રતીકાત્મક તર્ક હજુ વધુ તેને 'ક્ષ' (x) કે તેની સંયોગીસંયુક્ત, શરતી, વૈકલ્પિક, અપૂર્ણ વૈકલ્પિક, પૂર્ણ વૈકલ્પિક, દ્વિશરતી વિધાનમાં રજૂ કરે છે. ત્યારે તેને સમજવા ગણિત કે કલનશાસ્ત્ર (કૅલક્યુલસ)ની સહાય લેવી પડે છે. જ્યારે એમ કહેવામાં આવે કે કોઈ પણ બે સંખ્યાનો યોગ કે તે વચ્ચેનું અંતર, તેનું ગુણનફલ તેના વર્ગના

અંતર બરાબર થાય છે, તેને અમૂર્તપણે સમજવું પડે છે. તેને નીચે મુજબ પ્રતીકમાં રજૂ કરી શકાય.

(ક + ખ) (ક – ખ) = ક² – ખ²

જેમ ગણિતમાં કોઈ બાબતને અમૂર્તપણે રજૂ કરાય છે તેમ તર્કમાં પણ અમુક બાબતને અમૂર્તપણે રજૂ કરી શકાય છે. ઉદાહરણ તરીકે એમ બોલાય કે 'એવું ન બને કે મનુષ્ય મહેનત કરે અને તે સફળ ન બને.' આ વિધાનને પ્રતીકમાં રજૂ કરવું હોય તો એમ કરાય કે ~ (મ • ~ સ) મ = મહેનત અને સ = સફળતા. છેલ્લાં સો વર્ષમાં જે પ્રતીકાત્મક તર્કની પ્રગતિ થઈ તેની મૂળ ચાવી આમાં રહી છે. આથી આધુનિક તર્કમાં પરંપરાગત ઍરિસ્ટૉટલના તર્કને બાજુએ રાખીને ગણિતને તેના આદર્શ તરીકે લઈને પ્રગતિ કરવામાં આવી. જેમ ન્યાયદર્શનમાં સામાન્ય કે સર્વદેશી વિધાનને તેના આદર્શ તરીકે લેખવામાં આવ્યું. જ્યાં જ્યાં ધુમાડો છે ત્યાં અગ્નિ છે એ તેનું ઉદાહરણ છે. તે વ્યાપ્તિ તરીકે લેવામાં આવે છે. ઍરિસ્ટૉટલે બે પ્રકારનાં સાર્વત્રિક વિધાનો લીધાં : (૧) બધા મનુષ્ય વાતો કરી શકે છે. (૨) કોઈ પણ પ્રાણી સંવેદનવિહીન નથી. આ બે વિધાનોને આધારે નિગમનશાસ્ત્ર રચવામાં આવ્યું. પરંતુ તેથી જગતની અમૂર્ત પદ્ધતિ હજુ બાકી રહેતી હતી. રેને ડેકાર્ટસે (૧૫૯૬-૧૬૫૦) ગાણિતિક સંશયની પદ્ધતિ રજૂ કરી. તેણે ચિંતનને ગાણિતિક પદ્ધતિ આપી. ત્યારબાદ જી. ડબ્લ્યુ. લેઈબ્નીત્ઝે (૧૬૪૬-૧૭૧૬) ગણિત અને તર્કશાસ્ત્રમાં કલનશાસ્ત્ર (કેલક્યુલસ)નું મહત્ત્વનું પ્રદાન કર્યું. આની સહાય તર્કશાસ્ત્રમાં લેવામાં આવી, જે સત્ય-મૂલ્ય નિર્ણય-પદ્ધતિમાં હવે પછી જોઈશું.

જેમ ભાષા કર્તા, કર્મ અને ક્રિયાપદના વ્યાકરણથી વિકાસ કરે છે તેમ તર્ક સંયોજક (કૉપ્યુલર), કૂંચીઓ, નિયમોના આધારે વિકાસ કરે છે. સાધારણ બોલચાલની ભાષા વાસ્તવિક વિષય અને વસ્તુને ધારી લઈને કામ કરે છે. પરંતુ જેમ ભાષાનાં સ્વરૂપો બદલાય છે અને અમૂર્ત વિજ્ઞાનો સાથે ભાષાને વહેવાર કરવો પડે છે તેમ તે અમૂર્ત અને જટિલ બને છે. તેના નિયમોને વ્યાકરણ અને તાત્ત્વિક પ્રતીક સાથે જોડીને સમજવા પડે છે. તર્કમાં પણ તેના નિયમો સાથે પરિચય કેળવવો પડે છે. રસેલને આ વિષયમાં અત્યંત રસ પડ્યો અને એ. એન. વ્હાઈટહેડ (૧૮૬૧-૧૯૪૮) સાથે મળીને તેમણે તર્કના આધારે ગણિતની વ્યવસ્થા વિચારી 'ઈન્ટ્રોડક્શન ટુ મેથેમેટિકલ ફિલૉસૉફી' પુસ્તક લખ્યું અને ગાણિતિક ચિંતન રજૂ કર્યું.

તર્ક જટિલ બાબતોને કે વિધાનોને સાદા સ્વરૂપમાં રજૂ કરી શકે છે. પ્રાચીન સમયમાં ઍરિસ્ટૉટલના તર્કમાં 'અને', 'અથવા', 'જો', 'કાં તો', 'નહિ', 'ફક્ત', 'માત્ર' એવા અપવાદક, સંયુક્ત કે શરતી સંકેતોથી શરૂ કરીને વિધેયાત્મક, નિષેધાત્મક, સર્વદેશી, આંશિક, વિશેષ નામવાચી જેવી જટિલ રચનાયુક્ત વિધાનો હતાં તેમજ તેની સાથે જટિલ અનુમાનપરક રચના કરવામાં આવતી હતી. જેમ 'લાલ' શબ્દથી આરંભ કરીને 'આ કાપડ લાલ છે' એવી વિધેયસ્વરૂપ અભિવ્યક્તિ થતી હતી. આંશિક કે સર્વદેશી પરિમાણને લઈને પ્રાતિક રજૂઆત થતી હતી. પ્રાચીન તર્કમાં સંયોજક 'હોવું', 'થવું' (ટુ બી) રહેતું હતું. તે આધુનિક તર્કમાં વિધાનસૂત્ર (પ્રપોઝિશનલ ફન્કશન) 'ક્ષ' 'Øx' 'Ѵx' એ રીતે રજૂ થાય છે. પ્રતીકમાં કરકસર રહી છે. તે ગાણિતિક દૃષ્ટિનું અમૂર્તીકરણ કે ભાવવાચીકરણ છે. લંબાણપૂર્વક દલીલમાં તે સ્મૃતિને સંકોરવાનું કાર્ય કરે છે. જેમ કે 'એક લેખકે લ મિઝરેબલ્સ લખ્યું છે.' તેને Øક્ષ રીતે વિધાનસૂત્રમાં રજૂ કરી શકાય છે. રસેલે આ 'વિધાનસૂત્ર'નું પ્રતિપાદન કર્યું છે. તેમાં Øની જગ્યાએ તેનો લેખક પરિવર્ત્ય (વેરિયેબલ) તરીકે રહી શકે છે. 'આ શહેર છે', તે પૂર્વમાં હોય, પશ્ચિમમાં હોય તેમ પરિવર્તનશીલ રહી શકે છે. આ સૂત્ર પ્રાચીન તર્કમાં ઉપલબ્ધ નહોતું તે હવે આધુનિક તર્કમાં અમૂર્ત પ્રતીક તરીકે છે.

૧૯૦૦માં પૅરિસમાં આંતરરાષ્ટ્રીય તત્ત્વજ્ઞાનની કૉંગ્રેસ યોજાઈ ત્યારે ફ્રેજ (૧૮૪૮-૧૯૨૫), પીસાનો જીસેપ (૧૮૫૮-૧૯૩૨) અને પિઅર્સ (૧૮૩૯-૧૯૧૪) તર્કને વધુ વિશાળ પાયા પર ગણિતની મદદ લઈને વ્યાપક રચવા આયોજન કર્યું. એમાં એ પછીથી રસેલ, વ્હાઈટહેડ અને વિટ્જેન્સ્ટાઈને પણ પોતાનું યોગદાન આપ્યું એ હવે પછી આપણે જોઈશું. આધુનિક તર્કશાસ્ત્રી એમ માને છે કે સાદાં વિધાનોને વિવિધ સાંકળો (કનેક્ટિવ્ઝ) અને સંયોજનો દ્વારા લઈને દલીલરૂપે આલેખિત કરી શકાય. એમાં ભાવવાચી રીતે નિયમ

અનુસ્યૂત હોય. તે અનુભવજગતમાંથી જ ઉદ્‌ભવેલ હોય, તેનું ચિત્રણ તથ્યમાં જ સંભવે છે. એ મૂળ તો કોઈ ભાષા અને પ્રતીક દ્વારા વ્યકત થાય છે. તેથી ભાષાની સીમા એ ચિંતનની સીમા છે એમ વિટ્‌જેન્સટાઈન કહે છે તેનો અર્થ આ છે. સંસારની સીમા પણ આ ભાષા દ્વારા મર્યાદિત થાય છે. આમ પરોક્ષપણે ભાષા એ અનુભવેલાં તથ્યોની પ્રતીકાત્મક રચના છે, એમ કહી શકાય. પરોક્ષપણે તર્ક એ તથ્ય પર આધરિત છે અને જે વિધાન અનુભવજગત પર આધારિત નથી તેનું આખરી પ્રામાણ્ય શંકાસ્પદ છે.

અમુક દષ્ટિએ પ્રાચીન પરંપરામાં વિધાનનું વિશ્લેષણ, તેનાં વિવિધ પેટાઅનુમાનો, વિરોધનો ખ્યાલ એ બાબતો પર વિચારણા થઈ છે. જેમ કે 'બધી વસ્તુઓ નાશવાન છે.' તેમાં તેનાં દષ્ટાંતોનો ખ્યાલ કરવામાં આવ્યો છે. તે વર્ગના કેટલાક સભ્યો કે ઉદાહરણો પરથી વર્ગના બધા સભ્યો તરફ વ્યાપ્તિકૂદકો મારવામાં આવ્યો છે. પરંતુ તે તદ્દન નિશ્ચિત છે કે નહિ તે વિશે શંકા ઉદ્‌ભવે છે. તે કાં તો પૂર્ણ વ્યાપ્તિ અથવા અપૂર્ણ સાદી ગણના દ્વારા વ્યાપ્તિ બને છે. જો પૂર્ણ વ્યાપ્તિ હોય તો તેના એકેએક દષ્ટાંતની ગણના કરવામાં આવી છે એમ કહેવું પડે અને તે વૈજ્ઞાનિક વ્યાપ્તિ જેમાં થોડામાંથી 'સર્વ' પર વિચારવાની વ્યાપ્તિ હોવી જોઈએ પરંતુ તેમ પૂર્ણ વ્યાપ્તિમાં રહેતું નથી. અને જો એમ કહેવામાં આવે કે તે સાદી ગણના દ્વારા વ્યાપ્તિ કે સામાન્ય વિધાન છે તો તે ભવિષ્યમાં તેનો વિરોધી દાખલો સર્જાય કે જોવા મળે તો તે કાચી સાબિત થાય છે. આમ પરંપરાગત તર્કશાસ્ત્રમાં વૈજ્ઞાનિક ચિંતન છે કે નહિ તે પ્રશ્ન રહેતો હતો. તે હવે ભાવવાચીકરણથી તેને પ્રાતિક સ્વરૂપ આપી દેવાયું છે. તેને આરંભથી નિગમનાત્મક સ્વરૂપ આપી દેવામાં આવ્યું છે. તે વિધાન પહેલાં 'તે સંભવ છે' ($x) એટલે કે ($ક્ષ) એવું પ્રતીક લખાય છે જેનો અર્થ '$' એ અસ્તિત્વ માટે લખ્યું છે, તેમાં જે તે વસ્તુનું અસ્તિત્વ છે તે જણાવવામાં આવ્યું છે. તેને સંક્ષેપમાં લખવામાં આવ્યું છે.

સત્ય એ તદેવાર્થક (ટોટોલૉજી) છે તેનો અર્થ એ છે કે જે મૂળ આધારવાક્યમાં કહેવામાં આવ્યું છે. 'સર્વ વસ્તુઓ નાશવાન છે' તેથી 'આ વસ્તુ (કે વૃક્ષ) નાશવાન છે' તેમાં પુનરુક્તિ જણાય તે સંભવિત છે. પરંતુ જ્યારે જુદાં જુદાં વિધાનો વચ્ચેના સંબંધો અસ્તિત્વમાં આવે છે ત્યારે તેના 'સત્ય' અને 'અસત્ય'ના નિર્ણય વિચારી શકાય તેમ છે. જેમ કે તર્કમાં જ્યારે બે જુદાં વિધાનો 'રામ વનમાં ગયા' અને 'સીતા વનમાં ગયાં' ત્યારે '.' પ્રતીક દ્વારા જોડવામાં આવે છે. શરતી વિધાન હોય 'જો આકાશમાં વાદળાંઓ ઘેરાય તો વરસાદ આવે છે' તેમા શરતીનું પ્રતીક '⊃' છે. જો વૈકલ્પિક વિધાન હોય-જેમ કે કાં તો તમે અમેરિકન છો અથવા તમે ભારતીય છો.' તેમાં વિકલ્પનું પ્રતીક 'V' છે. પૂર્ણ વૈકલ્પિક જેમ કે તમે કાં તો ભારતીય છો અથવા બિન-ભારતીય છો તેમાં અથવાનું પ્રતીક 'L' છે. દ્વિશરતી વિધાન જેમકે 'તમે જ આ પાસપોર્ટના ધારક છો' તેમાં તેનું પ્રતીક '↔' છે. આમ આવાં વિધાનોનું સત્ય-મૂલ્ય કેવી રીતે નિશ્ચિત કરવું તે આધુનિક તર્કમાં વિચારવામાં આવે છે. આમાં ઉદાહરણ તરીકે આપણે શરતી વિધાન લઈએ. 'જો આકાશમાં વાદળાં જામે તો વરસાદ આવે છે.' 'વરસાદ આવતો નથી, તેથી આકાશમાં વાદળાં જામતાં નથી.' તે દલીલને કલનશાસ્ત્ર (કેલક્યુલસ) દ્વારા તપાસીએ તે પહેલાં સત્ય-અસત્યનાં સંભવિત રૂપો કયાં છે તે જોઈએ. આકાશમાં વાદળાં = 'આ' છે અને વરસાદ માટે 'વ' છે. આ બે પૂર્વગામી છે અને 'વ' અનુગામી છે. આમાં બે પરિવર્ત્ય છે. પરિવર્ત્ય એને કહેવાય કે તેની જગ્યાએ કોઈ અન્યને મૂકી શકાય. બે પરિવર્ત્ય હોય ત્યારે તેના સત્ય-અસત્યનાં રૂપો ચાર આવી શકે જે નીચે મુજબ છે.

| આ | વ |
|---|---|
| સત્ય | સત્ય |
| સત્ય | અસત્ય |
| અસત્ય | સત્ય |
| અસત્ય | અસત્ય |

આ રીતે તેનાં ચાર સંભવિત જોડકાં હોઈ શકે છે. તેનો તાર્કિક નિર્ણય ૧૦૧૧ છે. ૧ = સત્ય અને ૦ = અસત્ય. એ ત્રણ બાબતોમાં સત્ય છે અને એક

બાબતમાં જ્યારે પૂર્વગામી સત્ય હોય અને અનુગામી અસત્ય હોય ત્યારે તેનું મૂલ્ય ૦ એટલે અસત્ય છે. આવું સંયોગી-સંયુક્ત 'અને' દ્વારા સંબંધિત હોય તેમાં નિર્ણય લઈ શકાય છે. તે ૧૦૦૦ છે. જ્યારે બંને વિધાનો સત્ય હોય ત્યારે તેનું મૂલ્ય 'સત્ય' એટલે ૧ છે. બાકી બધામાં એ અસત્ય એટલે ૦ છે વૈકલ્પિક વિધાનમાં તેનો નિર્ણય ૧૧૧૦ છે. પૂર્ણ વૈકલ્પિકની બાબતમાં ૦૧૧૦ છે.

જ્યારે બે વિધાનો વચ્ચે નિર્ણય લેવાનો હોય ત્યારે તેના સત્ય-અસત્યનાં જોડકાંઓ $૨^{૨}=૪$ હોય છે. પરંતુ જ્યારે બેથી વધુ ત્રણ વિધાનો વચ્ચે જેમ કે 'રામ વનમાં ગયા અને સીતા વનમાં ગયાં અને લક્ષ્મણ વનમાં ગયા' ત્યારે તેનાં સત્ય-અસત્યનાં જોડકાંઓ $૨^{૩}=૮$ હોય છે. જો ચાર વિધાનો હોય ત્યારે તેનાં જોડકાંઓ $૨^{૪}=૧૬$ હોય છે. મહદંશે લોકો શરતી વિધાન બોલતા હોય છે. જેમ કે 'જો ચૂંટણીઓ થાય તો વિરોધપક્ષ હારી જાય છે. આ વિધાનના સત્ય-મૂલ્યોમાં બીજી સંભવિતતા ૪ ખોટી પડે છે જેમા પૂર્વગામી સત્ય હોય અને અનુગામી અસત્ય હોય. એ કલનશાસ્ત્રની પદ્ધતિ દ્વારા ચકાસીએ ત્યારે માલૂમ પડશે. અહીં આપણે જોઈ લઈએ કે આ જે પ્રતીકો છે તેને એકબીજામાં ઉતારી શકાય છે. જેમકે 'જો...તો'ને 'અને'માં, 'અને'ને 'જો...તો'માં, 'જો...તો'ને 'વિકલ્પમાં'. ઉદાહરણ તરીકે 'જો...તો' એવા શરતી વિધાનને 'અને'માં આ · ઉતારી શકાય. તેની વ્યાખ્યા આ છે. ~ (પ • ~ ફ). મનુષ્ય મહેનત કરે તો તે સફળ થાય છે. તેને 'એવું નથી કે મનુષ્ય મહેનત કરે અને તે સફળ ન થાય.' ગાણિતિક રીતે ⊃ શરતી વિધાનને • માં મૂકવું હોય ત્યારે મૂળ કૌંસને ~ લગાવવું અને વિધેયને (વિ) પણ ~ લગાવવું જરૂરી છે.

હવે કલનશાસ્ત્રની રીતે શરતી વિધાનનો શી રીતે નિર્ણય લેવાય તે જોઈએ. સર્વપ્રથમ દલીલને નીચે મુજબ રજૂ કરી શકાય છે. 'જો ચૂંટણી થાય તો વિરોધપક્ષ હારી જાય છે.' અહીં 'ચૂંટણી થાય છે તેથી વિરોધપક્ષ હારી જાય છે.' ચૂંટણી = ચ. વિરોધપક્ષ હારી જાય = વિ.

| | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૭ | ૬ |
|---|---|---|---|---|---|---|---|
| ૧-૨=૩ | {(ચ | ⊃ | વિ) | • | ચ} | ⊃ | વિ |
| ૩-૪=૫ | સ | સ | સ | સ | સ | સ | સ |
| ૫-૬=૭ | સ | સ | સ | સ | સ | સ | સ |
| ૭ એ | અ | સ | સ | સ | સ | સ | સ |
| છેલ્લો | અ | સ | અ | અ | અ | સ | અ |

નિર્ણય (૭ પર બધાં સત્યમૂલ્ય આવે છે માટે દર્શાવે છે. આ દલીલ સંપૂર્ણતઃ યથાર્થ છે.)

(આમાં પ્રથમ નાના કૌંસનું પરિણામ લેવાનું પછી મોટો કૌંસ અને ત્યારબાદ છેલ્લ 'વ' સાથે નિર્ણય લેવાનો છે.)

ઉપર્યુક્ત નિર્ણયરીતિ દર્શાવે છે કે તે સત્ય-મૂલ્યની કૂંચી (મેટ્રિક્સ) જે ૧૦૧૧ છે તે મુજબ છે. પરંતુ 'પ'માં • છે અને તે સંયોગી સંયુક્ત વિધાનની નિર્ણયરીતિ મુજબ નક્કી થયું છે તેની કૂંચી ૧૦૦૦ છે. તેની નોંધ લેવી આવશ્યક છે. આધુનિક તર્કશાસ્ત્ર મુજબ જ્યારે દલીલ યથાર્થ છે એમ નક્કી થાય છે ત્યારે તે 'તદ્દવાર્થક' ટોટોલૉજી-છે તેમ કહી શકાય. એ દલીલ સાચી હોય તો તે તેના કુલ ત્રેવીસ નિયમોમાં એક નિયમ બને છે, વહેવારમાં પણ શરતી વિધાનના પૂર્વગામીને સ્વીકારીને અનુગામીને સ્વીકારવામાં આવે છે. જેમ કે મનુષ્ય ઝેર પીએ તો તે મૃત્યુ પામે છે. આ મનુષ્ય ઝેર પીએ છે. તેથી આ મનુષ્ય મૃત્યુ પામે છે.

આ ઉપરાંત જેને પ્રાચીન અનુમાનમાં 'વ્યુત્ક્રમ અનુમાન' (કૉન્ટ્રાપોઝિશન) કહે છે તેમાં સ્વરૂપનો ફેરફાર થાય છતાં તેનો અર્થ બદલાતો નથી. જેમ કે 'બધા વેપારીઓ ચતુર હોય છે' તેથી 'કેટલાક બિનચતુર એ બિનવેપારી હોય છે' એમ કહેવાથી તેનો અર્થ બદલાતો નથી. ગણિતમાં પણ નીચેના ઉદાહરણ પરથી સમજાશે કે તે કેવળ જગ્યાનો ફેરફાર છે.

પ • ફ = ફ • પ

તર્કમાં પણ આ એક નિયમ બન છે. આમ છતાં જ્યાં વર્ગનો ખ્યાલ નથી અને ફક્ત સંબંધના ખ્યાલ પર વિધાન રચાય છે તેમાં જગ્યાની ફેરબદલી સંભવિત નથી. જેમ કે 'સોનું એ ચાંદીથી મોંઘી ધાતુ છે.' તેમાં 'ચાંદીથી મોંઘી'નો કોઈ વર્ગ નથી. આધુનિક તર્કમાં

વિશિષ્ટ સંબંધને 'સમ', 'અસમ', 'વિષમ', વિધાનના સંક્રમણને 'સંક્રાન્ત', 'અસંક્રાન્ત', 'બિનસંક્રાન્ત' એમ ત્રણ પ્રકારોમાં આલેખ્યા છે. જેમ કે ઇંગ્લેન્ડ એ ભારત કરતાં નાનો દેશ છે' એ સંબંધ 'વિષમ' છે. તેમાં ઉદ્દેશ્ય એ વિધેય સાથે કદી પરિવર્તિત કરી શકાય નહિ.

ઉદ્દેશ્ય અને વિધેયના સંબંધને લક્ષમાં લઈને અઢારમી સદીમાં ઈમાન્યુઅલ કેન્ટે (૧૭૨૪-૧૮૦૪) શુદ્ધ તર્કની આલોચના કરી હતી, અને વિધાનના સ્વરૂપની મદદ લઈને તેમણે દર્શાવ્યું કે વિજ્ઞાન અને તત્ત્વચિંતનનાં કાર્યક્ષેત્ર ભિન્ન છે. કેન્ટે વિજ્ઞાન અને વૈજ્ઞાનિક પદ્ધતિને કેન્દ્રમાં લીધાં અને પ્રકૃતિની એકરૂપતા તેમજ કાર્યકારણના નિયમને પ્રાકૃતિક સ્વભાવ દ્વારા સમર્થન આપ્યું. વિજ્ઞાનમાં માનવબુદ્ધિ શી રીતે ક્રિયાશીલ છે ? એ પ્રશ્ન કેન્ટે પૂછ્યો અને તેમાં તર્કની કામગીરીને તપાસી. પરંતુ ઍરિસ્ટૉટલે વિધાનનું જે સ્વરૂપ પ્રતિપાદિત કર્યું હતું તેને જ કેન્ટે સ્વીકાર્યું. ઉ-વિ પ્રકારની રચના જે ભાષામાં સામેલ છે તેને કેન્ટે ગણનામાં લઈને પૃથક્કરણાત્મક (એનેલિટિક) અને સંશ્લેષણાત્મક (સિન્થેટિક) વિભાજન દ્વારા જ્ઞાનના સ્વરૂપને દર્શાવ્યું. બંને પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરવામાં બુદ્ધિ ક્રિયાશીલ છે.

આ ઉપરાંત વૈજ્ઞાનિક બુદ્ધિ જગતના જ્ઞાનને પ્રાપ્ત કરવામાં તેનું પ્રત્યયવાચક (કૅટેગૉરિયલ) આકલન અને સંકલન કરે છે. તેના મુખ્ય ચાર આધારો છે. (૧) પરિમાણ, (૨) ગુણ, (૩) સંબંધ અને (૪) સંભવિતતા તેમ જ નિશ્ચયપરકતા. મનુષ્ય ભાષા અને વૈજ્ઞાનિક વર્ગીકરણ દ્વારા આ ચાર રીતિઓથી જગતનું વિવરણ તેમજ વિવેચન કરે છે. જેમ કે પરિમાણ હેઠળ મનુષ્ય એકત્વ, વૈવિધ્ય અને સમગ્રતાને ઉપયોગમાં લે છે. ગુણના શીર્ષક હેઠળ એ સત્‌તત્ત્વ, નિષેધકતા અને મર્યાદાના પ્રત્યયોને ઉપયોગમાં લે છે. માનસિક રીતે એ વિધાનો બનાવે છે, જેવાં કે સાર્વત્રિક, આંશિક અને વ્યક્તિપરક. ગુણના શીર્ષક હેઠળ એ વિધિવાચી, નિષેધવાચી અને અપરિમિત કે અનંતતાનાં વિધાન રચે છે.

વૈજ્ઞાનિક પદ્ધતિથી તત્ત્વમીમાંસા અને ઈશ્વરનું અસ્તિત્વ તદ્દન ભિન્ન બાબતો છે. વૈજ્ઞાનિક તર્ક અને શુદ્ધ તર્ક ઈશ્વરના અસ્તિત્વને 'સાબિત' કરી શકતા નથી. કેન્ટનું જાણીતું વિધાન છે કે 'અસ્તિત્વ' એ ઈશ્વરનું 'વિધેય' નથી. તાર્કિક સાબિતી એ વિચારલક્ષી અને અસ્તિત્વનો ખ્યાલ કરવો એ પણ વિચારલક્ષી છે. તેની પૂર્ણતા એ અસ્તિત્વની પૂર્ણતા કે સાબિતી હોઈ શકે નહિ. આમ ઈશ્વરના અસ્તિત્વનો વિચાર કરવા અને તેનો યોગ્ય અભિગમ કેળવવા કેન્ટે વ્યાવહારિક માર્ગ અપનાવ્યો. આમ આપણે જોઈ શકીએ છીએ કે ઍરિસ્ટૉટલનું તર્કશાસ્ત્ર 'વિધેય સ્વરૂપ'નું છે. તેની જગ્યાએ આધુનિક તર્કશાસ્ત્ર 'વર્ગ'ના ખ્યાલથી પર જઈને શરતી, વૈકલ્પિક, વિશેષ અસ્તિત્વલક્ષી, નામ અને આંશિક પરિમાણને ધ્યાનમાં લે છે.

તર્કનો ઉદ્દેશ ભાષાના શબ્દોની સંદિગ્ધતા દૂર કરવાનો છે. ભાષા અને તર્ક વચ્ચે આ સંબંધ છે કે ભાષામાં સંદિગ્ધતા અલંકાર તરીકે પણ કાર્ય કરી શકે છે, પરંતુ તર્ક આ દ્વિઅર્થીપણાને દોષ તરીકે લેખી તેને દૂર કરે છે. તર્ક તેમાં એવું નિર્દેશન કરે છે કે જ્યારે આવા શબ્દો, વાક્ય કે વિધાનમાં વપરાય છે ત્યારે તેનો કયો સંદર્ભ (કૉન્ટેક્સ્ટ) છે તે ધ્યાનમાં રાખવો જરૂરી છે. 'પાણી', 'સૈંધવ', 'પાયો' અને 'વિષય' જેવા દ્વિઅર્થી શબ્દોના ઉપયોગમાં તે કયા સંદર્ભમાં લેવાય છે તે જોવું જરૂરી છે. ઉદાહરણ તરીકે સૈંધવને ભોજન સમયે બોલવામાં આવે તો તેનો અર્થ 'મીઠું' થવાનો અને મુસાફરી દરમ્યાન તેને બોલવામાં આવે- 'સૈંધવ લાવો' તો સિંધુ પ્રાંતનો ઘોડો લાવો એમ સમજાય. 'ટ્રેક્ટેટસ'માં વિટ્‌જેન્સટાઈન કહે છે કે શબ્દ કે નામનો અર્થ કોઈ વાક્ય કે વિધાનના સંદર્ભમાં સમજાય છે. આગળ વધીને આધુનિક તર્કશાસ્ત્રમાં કહેવાયું છે કે કોઈપણ શબ્દનો ઉપયોગ જોવાનો હોય છે. ભાષામાં શબ્દનો જેવો પ્રયોગ થયો હોય તે શબ્દનો અર્થ તેવો થાય છે. ગિલ્બર્ટ રાઈલે પોતાના લેખ 'ધ થિયરી ઑફ મીનિંગ'માં કહ્યું છે કે શબ્દનો અર્થ કાર્યવાહી તત્ત્વ (ફન્કશનલ ફૅક્ટર) અથવા સંભવિત કથન, પ્રશ્ન કે આદેશના ક્ષેત્રમાં જોવાનો હોય છે.

આ ઉપરાંત જેમ શબ્દનો અર્થ હોય છે તેમ તેનો નિર્દેશ, સંકેત (રેફરન્સ) પણ હોય છે. અમુક બાબતમાં ભિન્ન વર્ણન કે શબ્દ વાપરવામાં આવ્યાં હોય તેમ છતાં તેનો નિર્દેશ એક જ હોય એમ બને છે. જેમ કે 'સવારનો તારો અને સાંજનો તારો છે.' તે તારો

વાસ્તવમાં એક જ છે. સવારના જુઓ અને બોલો તો તે સવારનો તારો કહેવાય અને સાંજના જુઓ અને બોલો તો તે સાંજનો તારો કહેવાય. પરંતુ વાસ્તવમાં તે તારો એક જ છે. સત્યમૂલ્યમાં પરિવર્તન કર્યા સિવાય તેને સ્થાપિત કરી શકાય છે. જેમ કે 'ઇન્દિરા ગાંધીનું દિલ્હીમાં ખૂન થયું' અને 'ભારતનાં પ્રથમ મહિલા વડાં પ્રધાનનું દિલ્હીમાં ખૂન થયું.' એ વ્યક્તિ એક જ છે. બંને પદનો એક જ અર્થ છે. તેનું સત્ય-મૂલ્ય સમાન છે. પ્રથમ પદને 'પ' માનવામાં આવે અને બીજા પદને 'ફ' મનાય તો નીચે મુજબ રજૂ કરાય.

પ ≡ ફ = (પ ⊃ ફ) • (ફ ⊃ પ)

અથવા

પ ≡ ફ = (પ • ફ) V (~પ • ~ફ)

ઍરિસ્ટૉટલના તર્ક મુજબ આ શબ્દ જુદા છે તેથી અને તે એકવાચી છે તેથી તેને જુદો વર્ગ લેખવામાં આવે છે, એકવાચી વિધાન એ સાર્વત્રિક વિધાન છે તેથી સાર્વત્રિક વિધાન તરીકે તેની રજૂઆત થઈ શકે છે. તેમના મતાનુસાર અર્થ એ વસ્તુવાચકતાને નિર્ધારિત કરે છે ત્યારે આધુનિક તર્ક અનુસાર વસ્તુ-વાચકતા એ અર્થને નિર્ધારિત કરે છે. એ વસ્તુવાચકતાને પ્રાથમિક સ્થાન આપે છે.

સાર્વત્રિક વિધાનની બાબતમાં ઍરિસ્ટૉટલ 'એ' 'સવિ' અને ઇ'સતિ' એવાં બે વિધાનો રજૂ કરે છે. 'સર્વ વેપારીઓ હોશિયાર હોય છે' અને 'કોઈ પણ ફૂલ સુગંધ વિનાનું હોતું નથી.' આ વિધાનો નિરપેક્ષ પરિમાણયુક્ત છે. તેને આધુનિક તર્ક અનુસાર 'જનરલ પ્રપોઝિશન' કહેવાય છે. પરંતુ તેની પ્રાતિક રજૂઆત ભિન્ન રીતે છે. ઍરિસ્ટૉટલ એમ માનતા હતા કે આવા સામાન્ય વિધાનનું 'અસ્તિત્વ' છે. પરંતુ આધુનિક તર્ક તેના ખરેખર અસ્તિત્વને સ્વીકારતો નથી. તેને 'સોપાધિક' વિધાન તરીકે સમજે છે, અગાઉ તેનો અસ્તિત્વલક્ષી ભાવાર્થ રહ્યો છે એમ સમજવામાં આવતું હતું. તેને તેનો વર્ગ છે અને તેના સભ્ય હોય છે એમ સમજવામાં આવતું હતું. પરંતુ આ ભાવાર્થ આધુનિક તર્કમાં સ્વીકારવામાં આવતો નથી. 'બધા સાક્ષરો વિચારકો હોય છે.' અને 'કોઈ પણ યુરોપિયન શ્યામ હોતા નથી.' 'બધા ત્રિકોણ આકૃતિઓ છે' અને 'કોઈ પણ ચતુષ્કોણ વર્તુળ હોતો નથી.' આ 'એ' સવિ અને 'ઈ' સનિ વિધાન છે. એ નિરપેક્ષ છે અને અસ્તિત્વસૂચક છે એમ અગાઉ સમજવામાં આવતું હતું. આધુનિક તર્ક અનુસાર 'એ' અને 'ઈ' વિધાનોને 'શરતી' અથવા સોપાધિક વિધાન સમજવામાં આવે છે. તેથી તેને આ રીતે આલેખિત કરાય કે જો કોઈ 'ક્ષ' હોય અને ક્ષ 'સક્ષ' હોય તો તે ક્ષ 'વિક્ષ' છે. તેને પ્રાતિક રીતે આ મુજબ લખાય : (ક્ષ) (સક્ષ ⊃ વિક્ષ). ત્યારબાદ તેને ગ્રીક સંજ્ઞા ø ફાઈ અને ψ સાઈના પ્રતીકમાં પણ રજૂ કરવામાં આવે છે, (ક્ષ) (øક્ષ ⊃ ψક્ષ). ઈ વિધાનને આ રીતે રજૂ કરાય : (ક્ષ) (સક્ષ ⊃ ~વક્ષ) અને (ક્ષ) (øક્ષ ⊃ ~ψક્ષ).

આથી વિરુદ્ધ જે આંશિક વિધાનો છે, જેવાં કે 'ર્ગવિ' ओड અને 'ર્ગનિ'ઓ એ અસ્તિત્વનું સૂચન કરે છે. તેથી તેનાં પ્રતીકોમાં '∃' અસ્તિત્વ માટે સૂચવવામાં આવે છે. અને તે સોપાધિક નથી, પરંતુ સંયોગી સંયુક્ત (કન્જન્કશન) વિધાન છે. આઈ વિધાન જેમ કે 'કેટલાક ગાયકો સંગીતકાર હોય છે' તેને પ્રતીકમાં આ રીતે રજૂ કરાય છે, (∃ક્ષ) (ગક્ષ • સક્ષ) અને એનિ' 'ઓ' વિધાને-'કેટલાક રાજનીતિજ્ઞ ચતુર હોતા નથી.' તેને પ્રતીકમાં આ રીતે રજૂ કરાય છે : (∃ક્ષ) (રક્ષ • ~ચક્ષ). 'આઈ'ને ગ્રીક પ્રતીકમાં આ રીતે ઉતારવામાં આવે છે : (∃ક્ષ) (øક્ષ • ψક્ષ) અને 'ઓ' વિધાનને ગ્રીક પ્રતીકમાં આ રીતે રજૂ કરાય છે, (∃ક્ષ) (øક્ષ • ψક્ષ)

આથી પરંપરાગત તર્કશાસ્ત્રમાં જે વિધાનનો વિરોધ કહેવાય છે તેમાં ફેરફાર આવે છે જે નીચે મુજબ છે.

(ક્ષ) (સક્ષ ⊃ વક્ષ) (ક્ષ) (ગક્ષ ⊃ ~ રક્ષ)




(∃ક્ષ) (સક્ષ • વક્ષ) (∃ક્ષ) (ગક્ષ • ~ રક્ષ)

હવે ઉપર્યુક્ત ચાર સામાન્ય વિધાનોને વિરોધી લેખવામાં આવતાં નથી, પરંતુ તેને શરતી કે આંશિક અસ્તિત્વસૂચક લેખવામાં આવે છે. આમાં વર્ગના

ખ્યાલને ત્યજી દેવામાં આવ્યો છે. ઉદ્દેશ્ય એ વિધેયમાં સમાવિષ્ટ થતું નથી. પછીથી ઈમાન્યુઅલ કેન્ટ પણ એરિસ્ટૉટલના ઉ-વિ પ્રકારના ખ્યાલથી દોરવાયા હતા. તેમણે પૃથક્કરણાત્મક (એનાલિટિક) વિધાનનો અર્થ એ રીતે આપ્યો હતો કે જેમાં 'વિ' એટલે વિધેય તે 'ઉ' ઉદ્દેશ્યમાં રહ્યો છે. અને તેમણે ઉદાહરણ આપ્યું હતું '૧૨' જે '૭ + ૫'માં રહ્યું છે. આથી વિરુદ્ધ સંશ્લેષણાત્મક (સિન્થેટિક) વિધાન એને કહેવાય જેમાં વિધેય તે ઉદ્દેશ્યમાં રહ્યું નથી, પરંતુ બહારના તથ્યમાંથી ઉપલબ્ધ થાય છે. જેમ કે 'આ મનુષ્યની ઊંચાઈ ૫'-૭'' છે. 'વરસાદનું કારણ તે વાદળાંઓ છે.' આ વિધાનનું સ્વરૂપ જે કારણલક્ષી છે તે 'શાબ્દિક' (એનાલિટિક) છે. પરંતુ તે 'વાદળાંઓ' છે તે યથાર્થ (સિન્થેટિક) વિધાન દર્શાવે છે. શાબ્દિક વિધાન અનિવાર્ય હોય છે ત્યારે યથાર્થ વિધાન સંભવિત હોય છે. વરસાદનું કારણ તે વાદળાંઓ હોય તે અનિવાર્ય નથી, પરંતુ તે સંભવિત છે. એ રીતે મનુષ્યની ઊંચાઈ હોવી તે અનિવાર્ય છે, પરંતુ તે ૫'-૭'' છે તે સંભવિત છે.

જ્યાં વર્ગનો ખ્યાલ હોતો નથી અને સંબંધનો ખ્યાલ રહેતો હોય છે ત્યાં આધુનિક તર્ક સંબંધના પ્રકારો દર્શાવે છે. જેમ કે સમ, અસમ અને વિષમ. 'ટાગોર અને મહાત્મા ગાંધી સમકાલીન વિચારકો છે.' એ સમસંબંધ છે. 'ઔરંગઝેબ એ શાહજહાંનો પુત્ર હતો.' એ અસમ સંબંધ છે. 'ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાય છે અને સંમોહથી વિભ્રમ ઉત્પન્ન થાય છે.' તે સંક્રમિત સંબંધ (ટ્રાન્ઝિટિવ) છે.

આમ છતાં એરિસ્ટૉટલે બાવીસ યથાર્થ સંવિધાનનો (સિલૉજિઝમનો) ખ્યાલ આપ્યો છે. તેમાં વર્ગનો ખ્યાલ રહ્યો છે. ભારતીય સંવિધાન પણ આ મુજબ છે. 'સેલારેન્ટ' એ નિષેધક વિધાન માટે છે. આમ વિધાયક અને નિષેધક બંને પ્રકારનાં સંવિધાન પાશ્ચાત્ય તેમજ ભારતીય ન્યાયમાં ઉપલબ્ધ છે. પરંતુ ગણિતની પદ્ધતિ દ્વારા અનુમાનની સાબિતી શક્ય છે તે દર્શાવવા વિધાનનું સત્ય-મૂલ્ય આંકીને તેનું વિશિષ્ટ આલેખન શક્ય છે તે માટે આધુનિક તર્ક આગ્રહ રાખે છે.

ઉપર્યુક્ત ચર્ચામાં ભાષાની કામગીરી જોવી જરૂરી છે. સામાન્ય લોકોની ભાષા વસ્તુ અને વિષયને ધારી લે છે તેથી તેને 'ઑબ્જેક્ટ લેન્ગ્વેઇજ' કહેવાય છે. તેનાથી એક ડગલું આગળ તાત્ત્વિક ભાષા દ્વારા લેવાય છે. તેમાં ભાષાપરક વિધાનનું સ્વરૂપ ધારણ કરી ગણિતની મદદ લઈને તેનું ભાવવાચીકરણ થાય છે. તેના ત્રેવીસ નિયમો ક્રિયાશીલ રહે છે. તે મુજબ જે નિગમન તારવવામાં આવે છે તે તદ્દેવાર્થક (ટૉટોલૉજી) કહેવાય છે. વિટ્‌જેન્સટાઈન 'ટ્રેક્ટેટસ'માં કહે છે કે સત્ય એ તદ્દેવાર્થક વિધાન છે. જે દલીલમાં છેલ્લે બધા નિર્ણયો 'સ' આવે એટલે કે સત્ય હોય તે યથાર્થ છે અને તે તદ્દેવાર્થક છે. આધુનિક તર્ક આ મુજબ 'મેટાલૅન્ગ્વેઇજ' પરા-ભાષાનો પ્રકાર છે. રસેલ, વિટ્‌જેન્સ્ટાઈન અને રૂડોલ્ફ કારનેપ આદર્શ ભાષા, તાર્કિક ભાષા અને ભૌતિકીય ભાષા (physicalistic) કહે છે. આદર્શ ભાષાને વિટ્‌જેન્સટાઈન ભાષા-ખેલ (લૅન્ગ્વેઇજ ગેઈમ) કહે છે.

એક દૃષ્ટિએ વસ્તુભાષામાંથી જ તાત્ત્વિક પરા-ભાષા ફલિત થાય છે. વાસ્તવમાં ભાષા અને પરા-ભાષા એ સાપેક્ષ પદ છે. મૅકસ બ્લેકે વિષય-ભાષાને પ્રાથમિક લેખન અને પરા-ભાષાને ગૌણ (સેકન્ડરી) લેખન કહ્યું છે. જ્યાં સુધી ભાષાનું અર્થઘટન થતું નથી ત્યાં સુધી તે વિષય-ભાષા રહે છે. જ્યારે તેનું અર્થઘટન થાય છે ત્યારે તે પરા-ભાષામાં પરિવર્તિત થાય છે. તાત્ત્વિક સમસ્યાઓ કે વિરોધાભાસ જોવા મળે છે એ વિષય-ભાષા અને પરા-ભાષાની વચ્ચે જે અંતર રહ્યું છે તે અંગે થવા પામે છે. વિટ્‌જેન્સટાઈન એમ કહે છે કે તાત્ત્વિક સમસ્યાઓ એ ભાષાના અયોગ્ય ઉપયોગ દ્વારા ઉપસ્થિત થવા પામે છે. ભાષા અને જગતની હકીકતોને સંબંધિત કરીને તેનું યોગ્ય વિવેચન અને વિવરણ કરવું જોઈએ. ભાષા અને તથ્ય વચ્ચે જેમ બને તેમ નજીકનો સંબંધ સ્થાપિત થવો આવશ્યક છે. વિટ્‌જેન્સટાઈન કહે છે કે 'જગત એ તથ્યોની સમગ્રતા છે અને વિરોધ એ પરિઘની બહાર તકેદારી તરીકે રહે છે.' તથ્ય એ તદ્દેવાર્થકતા છે. જગત પર જે શાસન કરે છે તે તદ્દેવાર્થકતા (ટૉટોલૉજી) છે. જગતની અંદર વિરોધ રહેતો નથી. એ હદ કે મર્યાદાની બહાર અંદરના પ્રદેશની દેખરેખ રાખવા માટે છે. એની નિસ્બત જગતમાં જે ખરેખર બની રહ્યું છે તે સાથે નથી, પરંતુ જે બની

'શકવાનું' (can) છે તે સાથે છે. જગતમાં જે અનિવાર્યતા છે તે તર્ક દ્વારા નિર્ધારિત થાય છે. રસેલ કહે છે કે 'ભાષાનું સારભૂત કાર્ય તથ્યોનું પ્રતિપાદન અથવા તેનો નિષેધ છે.' આ દૃષ્ટિએ આધુનિક તર્કશાસ્ત્ર પરા-ભાષા (મેટા-લેન્ગ્વેઇજ)ના માધ્યમ દ્વારા સમસ્ત જગતનું નિરૂપણ કરે છે.

જેમ ભાષા વસ્તુપરક અને પરા-ભાષાને સંબંધિત કરે છે તેમ તે પારગામી (ટ્રાન્સેન્ડેન્ટલ) પણ છે. ઈમાન્યુઅલ કેન્ટે શુદ્ધ તર્કને તેની મર્યાદાથી બહાર આત્મતત્ત્વ અને ઈશ્વરતત્ત્વને ધ્યાનમાં લઈને આલેખ્યા છે. પરંતુ એ આ તર્ક સાથે સંબંધિત નથી. તર્ક એ ચિંતનને અનુસરે છે. વિટ્જેન્સટાઈન એમ માને છે કે તર્ક એ ચિંતનનું નિર્ધારણ કરે છે. તર્ક ભાવવાચી અને અમૂર્ત છે. એ વાસ્તવિક તથ્યને અમૂર્ત સ્વરૂપ આપે છે. પારગામી તર્ક તાત્ત્વિક સત્યને આલેખિત કરી શકે છે.

ઉપર્યુક્ત લેખમાં નીચેનાં પુસ્તકો મને ઉપયોગી થયાં છે.

**સંદર્ભ :**


૧. ટ્રેક્ટટસ લોજીકો ફિલોસોફિકસ; એલ. વિટ્જેન્સટાઈન; લંડન; ૧૯૪૦.
૨. ધ કોન્સેપ્ટ ઑફ માઈન્ડ; ગિલ્બર્ટ રાઈલ; લંડન; ૧૯૪૯.
૩. ધ ફિલોસોફી ઑફ કારનેપ; પી. એ. શ્લિપ; લંડન; ૧૯૩૪.
૪. ઈન્ટ્રોડક્શન ટુ લૉજિકલ થિયરી; પી. એફ. સ્ટ્રોસન; મેથ્યુ ઍન્ડ કંપની; ૧૯૫૨.
૫. લેન્ગ્વેઇજ ઍન્ડ ફિલોસોફી; મેક્સ બ્લેક; ન્યૂયોર્ક; ૧૯૪૮.
૬. બ્રિટિશ ફિલોસોફી ઇન ધ મિડ-સેન્ચરી; (સ.) સી. એ. મેઈસ; જ્યૉર્જ એલન ઍન્ડ અનવિન; લંડન; ૧૯૫૫.
૭. ધ લૉજિકલ સિન્ટેક્સ ઑફ લેન્ગ્વેઇજ; આર. કારનેપ; લંડન; ૧૯૩૭.
૮. પરંપરાગત તર્કશાસ્ત્ર ઔર આધુનિક તર્કશાસ્ત્ર; ડૉ. ગોપાલકૃષ્ણ; પરામર્શ; ૨૦૦૦.




## 'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | ડૉ. શ્રીમતી હર્ષિદા પંડિત | મુંબઈ |
| ૨. | શ્રી સતીશ ચંદ્રકાન્ત પંડ્યા | નવસારી |
| ૩. | શ્રી સેવંતીલાલ અ. મહેતા<br>ટ્રસ્ટી : આચાર્ય શ્રી ૐકારસૂરિ જ્ઞાનમંદિર | સૂરત |
| ૪. | શ્રી ચન્દ્રકાન્ત પી. પટેલ | પોરબંદર |
| ૫. | શ્રી કાંતિભાઈ લલ્લુભાઈ શાહ | નવસારી |
| ૬. | શ્રી વીરુ પુરોહિત | જૂનાગઢ |
| ૭. | શ્રી બાલુભાઈ ઈશ્વરભાઈ શાહ | અમદાવાદ |
| ૮. | શ્રી કલ્પનાબહેન જિતેન્દ્ર વ્યાસ | ગાંધીનગર |
| ૯. | શ્રી ડૉ. દક્ષા વ્યાસ | વ્યારા |
| ૧૦. | શ્રી કિશોરભાઈ પી. દોશી | રાજકોટ |
| ૧૧. | ડૉ. કપિલા પટેલ | અમદાવાદ |
| ૧૨. | વિજયનગર આર્ટ્સ કૉલેજ | વિજયનગર |
| ૧૩. | આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ | ઓલપાડ |

પ્રીતિ સેનગુપ્તા

**અવાજ - એટલે કે અવાજ ?**

અડધી રાતે ક્યારેક ગાઢ નીંદરનો પાશ શિથિલ થઈ જાય, ને જાગી ગયાનો ખ્યાલ આવે ત્યારે આંખો પહોળી કરીને બારી પરના પડદાની બહાર જોવા માંડું છું. ઘેરા અંધકારમાં દેખાતું કશું નથી-સિવાય કે એ ઘેરો, મખમલી અંધકાર. બહુ ગમે છે. વળી, કાન સતેજ કરી સાંભળી રહું છું-બીજું કાંઈ નહીં, પણ એ ઘેરા, સુંવાળા અંધકારની ચુપકીદીને. બહુ જ ગમે છે એ અનુભવ તો. જગત સુષુપ્ત હોય, પ્રકૃતિ શાંત હોય, ને જાણે એક મને એનું જ્ઞાન હોય.

એ નિ:શબ્દતા કર્ણપ્રિય લાગે છે, એમ કહું તો વિરોધ થશે, ચર્ચા થશે. એ હૃદ્ય લાગે છે, મનનીય લાગે છે, એમ કહું તો માનવું પડશે. તંદ્રિલ સભાનતાના એકાંતમાં સાંસારિક રવની અનુપસ્થિતિ. કેવળ અંધકારનો ઓછાયો, ચંદ્રનુ ચલન, હવાની લહેરખી, સમયનું શ્વસવું. કેવળ રાતનો જ રવ. કેવું રોમાંચક, કેવું પોષક.

રાતના અંધારામાં ગાજ, વીજ અને મુશળધાર વરસાદનો ધ્વનિ સાંભળવા મળે તો પણ બહુ ગમે, અને સાવ આછા અજવાળામાં પંખીનો કલરવ કાને પડે તેય બહુ ગમે. પરન્તુ આ બધું તો સૌભાગ્ય-પ્રાપ્ત હોય છે, નિત્ય-પ્રાપ્ત નથી હોતું. અન્ય રાતો કોઈની મોટરના ચોંટી ગયેલા હૉર્ન, પોલીસની ગાડીની વ્હિસલ, આગબંબા કે ઍમ્બ્યુલન્સની તીણી સીટીઓ વગેરે દ્વારા ઘવાતી-કપાતી રહેતી હોય છે. ત્યારે જીવ બળે છે-મારે પોતાને માટે, તેમજ રાતને પોતાને માટે પણ.

દિવસ દરમ્યાન તો કંઈ કેટલાયે અવાજોનું લશ્કર સતત પાછળ પડતું આવ્યા કરે. એમાં રાહત મળે બપોરના સમયે. ભારતમાં હોય તેવા ઘણા અવાજો અમેરિકામાં ના મળે-શાકવાળાની હાક, સાયકલની ઘંટડી, રખડતા કૂતરાનું ભસવું, રસ્તા પરનાં સ્થાનકોમાં વાગતા ઘંટ; પરન્તુ બંને જગ્યાએ-ઘરની આસપાસના વિસ્તારમાં-બપોર સરખી કહી શકાય. એની શાંતતા ને સ્તબ્ધતા પણ બહુ ગમે.

મોડી રાતની ને ભર-બપોરની સુંવાળપ તો ગમે જ ને. એની સાથે આપણું પોતાનું એકાંત પણ સંકળાયેલું હોય છે ને. જ્યારે એકાંત નથી હોતું ત્યારે એ સુંવાળપનો સ્પર્શ પણ નથી થતો. અને જ્યારે સમૂહમાં હોઈએ ત્યારે રવ-કલરવ ને મધુર ધ્વનિ જેવો પર્યાય પણ અસ્થાને લાગે છે.

ગુજરાતી ભાષામાં 'અવાજ' શબ્દ કેટલો વ્યાપક અને બહુરૂપિયો છે ! વિશેષણ બદલો અને અર્થ બદલાય - જેમ કે ગાયકોનો 'સરસ અવાજ' કે 'ખરાબ અવાજ' હોય છે. અથવા વર્ણન બદલાય અને અર્થ બદલાય - જેમ કે, સાગરનાં મોજાંનો અવાજ (ગમે) ને જોરજોરથી થતી વાતોનો અવાજ (ના ગમે). આનંદ પમાડે તેય અવાજ, ને કાન પકવે તેય અવાજ.

અમુક અવાજ કોઈને આનંદ આપતો હોય, ને બીજા કોઈના કાન પકવતો હોય-એવું પણ બને છે, ને તે પાછું ક્યારેક જ નહીં, પણ વારંવાર, ઘણી વાર-ખાસ કરીને સામાજિક પ્રસંગોમાં. જ્યાં અનેક લોકો એકસામટી વાતો કરતા હોય ત્યાં કોઈને બહુ મઝા આવે, ને કોઈથી ઊભા પણ ના રહેવાય. ભારતીય પ્રજાની એ ખાસિયત લાગે છે કે અવાજ ના હોય ત્યાં મઝા જ ના આવે-ભલે પછી એ ભીડ ને ઘોંઘાટનો અવાજ હોય કે પાર્શ્વભૂમાંથી પ્રસરતા સંગીતનો અવાજ હોય. કોઈ પણ ભારતીય મિજબાનીમાં સુગમ સંગીત અથવા હિન્દી સિનેમાના સંગીતની વ્યવસ્થા ના કરાઈ હોય તો આમંત્રિતોને વાતાવરણ 'ખાલી ખાલી' લાગે છે. ક્યારેક યજમાન કંજૂસ પણ ગણાઈ જાય !

અલબત્ત, આ સંગીતને, કે એ ગીતોને સાંભળવામાં કોઈને રસ ના હોય. પણ 'પાછળ' એ જોઈએ ખરું. સંગીત વાગતું હોય, ગાનારાં ગાતાં હોય, ને પછી વાતો કરવાની જે મઝા ! દરેક જણ એમ વિચારે કે બાકીનાં સંગીત સાંભળતાં હશે ને 'આપણી વાતોનો અવાજ ક્યાં કોઈને સંભળાવાનો છે ?' બે ગીતોની વચ્ચે જેવું ગાવા-વગાડવાનું બંધ થાય કે

તત્ક્ષણ વાતો પણ બંધ. શાંતિ હોય ત્યારે કાંઈ વાતોનો અવાજ કરાય ? એ તો સંગીતનો અવાજ હોય ત્યારે જ થાય ને ?

જે મિજબાનીમાં નાચની વ્યવસ્થા હોય-એટલે કે 'ડિસ્કો-મ્યુઝિક' વાગતું હોય-તેની પરિસ્થિતિ તો વળી વધારે વિશિષ્ટ. એ વખતે અવાજનું સ્તર એટલું બધું ઊંચું હોય છે કે સ્વાસ્થ્યને હાનિકારક બની શકે છે. કાન, નાક, ગળાના દાક્તર ચેતવણી આપતા જ રહેતા હોય છે કે પચાસ 'ડેસિબલ'થી વધારે તીવ્ર અવાજમાં કલાકો ગાળતા રહેવાથી ધીરે ધીરે બહેરાશ આવે છે. સાધારણ રીતે આપણી વાતચીત ત્રીસેક 'ડેસિબલ'ને સ્તર થતી હોય છે, જ્યારે 'ડિસ્કો-મ્યૂઝિક'નું સ્તર એથી બમણું કે વધુ રહેવાનું.

આ સિવાય પણ ભારતના જીવનમાં અવાજનું પ્રમાણ ઘણું વધારે હોય છે, ને તેથી ભારતીય વૃદ્ધો બહેરાશનો ભોગ વધારે પ્રમાણમાં બનતા હોય છે, એમ આ દાક્તરોનું કહેવું છે. સાથે જ, હકીકત એવી છે કે બહેરી વ્યક્તિ ભારે કંટાળાજનક બનતી હોય છે. બીજી શારીરિક ક્ષતિઓવાળા લોકો-લૂલા, લંગડા, આંધળા-તરત સહાનુભૂતિ, દયા અને સહાય પામતા હોય છે, જ્યારે બહેરી વ્યક્તિ અપમાન અને છણકા પામતી રહે છે. બહેરાશ એ એવી ક્ષતિ છે કે જે પહેલી નજરે દેખાતી નથી, પણ સાથે જ, એ એવો રોગ છે કે જે જીવન-કક્ષામાં ભારે ક્ષતિ લાવી-પહોંચાડી શકે છે.

અવાજની માત્રાથી લોકો કેવા ટેવાઈ જતા હોય છે. ઘણા લોકો ખૂબ ઊંચે અવાજે બોલતા હોય, કે ટેલિવિઝનનો અવાજ બહુ ઊંચો રાખતા હોય, કે કશા પણ અવાજ-ઘોંઘાટમાં વાતો કરતા રહેતા હોય. મોટર, લિફ્ટ, ઓરડી વગેરે જેવી નાની જગ્યામાં અવાજ એવો પડઘાતો-ગૂંચવાતો રહેતો હોય છે કે ઊંચી માત્રા સહન જ ના થાય. સંગીત-ગૃહ જેવા ખૂબ વિશાળ સ્થાને ધ્વનિ-પ્રસારણની એવી વ્યવસ્થા હોય છે કે અત્યંત માત્રા પણ ભાગ્યે જ કાનને કઠે. જોકે ભારતીય કાર્યક્રમોમાં તો આની પણ કોઈ ખાતરી નહીં. ન્યૂયૉર્કના ઉત્તમ સંગીત-ગૃહોમાં પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીત, કે જેમાં સાઠ-સિત્તેર વાદકો ને વાજિંત્રો ભાગ લઈ રહ્યાં હોય-એવાં અનુષ્ઠાનોમાં કોઈ પણ મંદ્ર કે તાર સૂર યથોચિત રીતે જ સંભળાતો રહેતો હોય છે, પણ એ જ ગૃહમાં જો ભારતીય સંગીતનો કાર્યક્રમ હોય તો કાનમાં ખોસવા માટે કાગળ કે રૂ તૈયાર રાખવાનું.

એક વાર ઉધાસ-ત્રિપુટીના કાર્યક્રમમાં અવાજનું સ્તર એટલું બધું ઊંચું રખાયેલું હતું કે કોઈ પૂમડાની અસર ના થઈ. સાંભળવું એટલું કષ્ટકર બન્યું કે ગૃહમાંથી ઊઠી જવું પડ્યું. બંધ બારણાંની બહાર, લાંબા વરંડામાં બેઠાં બેઠાં ગઝલો ઘણી વધારે સારી રીતે, ને નિરાંતે સાંભળી શકાઈ. આપણાં નાટકોમાં પણ સંવાદો બહુ જોરથી, ઘાંટાઘાંટની રીતથી બોલવાની પ્રથા છે. તે કઈ રીતે, ને ક્યારથી પડી હશે ? જોરથી બોલાય તો જ હાસ્ય ઊપજે, એવું કયા કારણથી મનાતું હશે ?

આ જવાબો મને ક્યારેય મળ્યા નથી, પણ આવા પ્રશ્નો વિષે વિચારતા બીજી એક બાબત સ્પષ્ટ થઈ. તે એ કે અમેરિકામાં પણ ટેલિવિઝન તેમજ રંગમંચ પરનાં 'કૉમેડી' ગણાતાં કાર્યક્રમો તથા નાટકોમાં આ જ પ્રથા, રીતિ, વિચારસરણી રહેલી જોવા મળે છે. અવાજના સ્તર વિષે વિચાર કરતાં મને યાદ આવ્યું કે પહેલેથી જ અમેરિકન ટી.વી. પર હું અમુક નાટ્યખંડ (segments) જોઈ શકતી ન હતી. 'લ્યુસિલ બૉલ શો', 'ઑલ ઈન ધ ફૅમિલી', 'જેકી ગ્લીસન શો' વગેરે ખૂબ જાણીતા બન્યા હતા, અને લાક્ષણિક રીતે 'અમેરિકન' ગણાતા હતા, પણ હું એ જોતી નહીં, કારણ કે 'એમાં પાત્રો બહુ ઘાંટા પાડીને બોલે છે.'

આ પછી બીજા પણ નાટ્યખંડો આવતા ગયા છે, જે બહુ જ લોકપ્રિય બન્યા હોય, પણ મને લલચાવી ના શક્યા હોય. સાથે જ એ પણ જોઈ શકાય છે કે ધીમેથી બોલાતા સંવાદોવાળાં કથાનક ગંભીર હોય છે, ધ્યાન માગી લે છે. એ માટે ધીરજ, સમય, ઉપરાંત બુદ્ધિ જરૂરી હોય છે. રોજિંદા મનોરંજન માટે એ બધું ખરચવા વળી શાનું બેસવાનું ? અનેકાનેક લોકો માટે તો જે સાંભળી-ના સાંભળી કરાય તેનું નામ કૉમેડી.

ટી.વી. તો જાણે ઘરમાં હોય, ને ઊઠ-બેસ કરતાં અડધું જોવાય-અડધું સંભળાય. વળી, અવાજ ઓછો કરવાની શક્યતા આપણા હાથમાં હોય. પણ રંગમંચ પર ઘાંટાઘાંટ હોય તો શું કરવાનું ? છેડે બેઠાં હોઈએ તો કદાચ ઊઠી જવાય, પણ ન્યૂયૉર્કમાં તો ટિકિટના

ડૉલર જ એટલા બધા આપ્યા હોય કે બહાર નીકળી જવામાંય દુઃખ. ખરેખર તો, આવા નાટકની ટિકિટ ખર્ચ્યા બદલ પસ્તાવો. બાહ્ય ઉપકરણો પર જે આધાર રાખે તે 'સ્થૂળ કૉમેડી' હોય છે. નાટકનો એ સાવ સાધારણ પ્રકાર કહી શકાય. સમજવા માટે સાવ સહેલો હોઈ, તેમજ તત્કાળ હાસ્ય ઉત્પન્ન થતું હોઈ એ ઘણો લોકપ્રિય પ્રકાર પણ બને છે.

ન્યૂયૉર્કના વિશ્વવિખ્યાત 'બ્રૉડ-વે'ના નાટ્યમંચો પર પણ જો અવાજના અત્યુચ્ચ સ્તરવાળી રજૂઆતો થતી હોય, જોવાતી હોય તો અર્થ એ જ થયો કે ઘોંઘાટ-પ્રિયતા કોઈ એક જ પ્રજા કે સમાજનું અંગ નથી-બલકે એ અમુક જાતના માનસનું લક્ષણ છે. એક વાત કે રમૂજ પર અનેકનું હસી ઊઠવું-એ 'સામૂહિક સંમતિ' છે જેમાં અનેક સુરક્ષા તથા આધારનો ભાવ અનુભવી શકે છે. જેમને નિજી એકાંતનો જ ખ્યાલ ના હોય તેમને કઈ રીતે સમજાવવું કે 'ખાલી ખાલી' લાગતી એ ભીતરી જગ્યાને અદશ્ય-તથા અશ્રાવ્ય પણ-વૈશ્વિક રવથી બહુ પોષક રીતે આલેખી શકાય છે ?



## એક પીંછું

મારા મનડાનો ચોર, પાછો કરશે કલશોર,
મને પીંછું તું એક હવે દઈ દે ને મોર,
મેં તો દીધું છે વેણ, પછી રહી જાશે કે'ણ,
કહે કાં રે પંખીડા, તું આવો કઠોર ?

કાનજી હતા એટલે મુગટે બંધાણી, હું તો ભોળી બચાડી છોડી,
માવાની બંસીના સૂરનાં સંભારણાં, હું ઠાલી કરું છું દોડાદોડી :
વ્હાલા વનમાં ગોતું ને પણે છીપલામાં ભાળું,
હું તો વેરાગી ભટકું છું આખી બપોર,
મને પીંછું તું એક હવે દઈ દે ને મોર.....

સુંદિરવર સાયબાનો જોટો જડે ના, એની તોલે ના કોઈ અહીં આવે,
નજરુંમાં ઊગંતો તારલો મળ્યો છે, એની મોલે ના કોઈ અહીં આવે.
એનું વા'લપ અણમોલ, કરે ઘેનમાં તરબોળ,
એવો સાયબો મારો કેવો તીખો ને તોર,
મને પીંછું તું એક હવે દઈ દે ને મોર.....

હું તો પીંછાંમાં ઓળઘોળ ઝંખું દિનરાત, અલ્યા, માગું હું કયાં તારો દરિયો ?
મારે તો માધવનેપુર બધું એક, મને રુકમણી-પ્રેમરસ જડિયો.
છોડી ગોપી ને મીરાંનાં મુરલી-મંજીરાને
પકડી છે રાધાના પાલવની કોર,
મને પીંછું તું એક હવે દઈ દે ને મોર.....

**દેવેન શાહ**

# આજીવન શિક્ષક રામભાઈ

કુરંગી દેસાઈ

૧૯૨૭ પછીનાં કેટલાંક વર્ષોમાં સાંતાક્રૂઝમાં કોઈ એક સજ્જન આખાય ઉપનગરમાં છવાયેલા રહ્યા હોય તો તે રામભાઈ-રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી. અંગ્રેજીમાં કે હિંદીમાં તેમને સંબોધનાર કોઈ કોઈ 'મિ. બક્ષી' કે 'બક્ષીસા'બ' કહેતાં હોય તેટલાંને બાદ કરતાં, તેઓ બધાંના 'રામભાઈ' હતા.

તે જમાનામાં નિશાળ એટલે કાં તો સરકારી નિશાળ અથવા કૉન્વેન્ટ. ૧૯૨૫-૨૬માં સાંતાક્રૂઝમાં વસવાટ કરનાર એક મારવાડી (હવે રાજસ્થાની કહેવાય તેવા) ઉદ્યોગપતિ શેઠ આનંદીલાલ પોદારને ખાનગી સ્કૂલ શરૂ કરવાનો વિચાર આવ્યો. તે વખતે રામભાઈ મુંબઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં ગુજરાતી અને સંસ્કૃતના સફળ શિક્ષક હતા. રહેતા સાંતાક્રૂઝમાં. સાંતાક્રૂઝના સંભાવિત સજ્જનો રામભાઈની વિદ્વત્તાથી અને શિક્ષક તરીકેની તેમજ વહીવટી બાબતોની આવડતથી પરિચિત હતા. તેથી આનંદીલાલ શેઠને સલાહ મળી કે નવી સ્કૂલ શરૂ કરવી હોય તો પ્રિન્સિપાલ તરીકે રામભાઈ જ યોગ્ય ગણાય. અને આનંદીલાલ શેઠની ઇચ્છાને માન આપીને રામભાઈ પોદાર સ્કૂલના શરૂઆતથી જ પ્રિન્સિપાલ બન્યા, તે પોતાનાં છેલ્લાં વર્ષો સુધી એ જ પદ ઉપર રહ્યા. નિવૃત્તિવય કરતાં ઘણી મોટી ઉંમરે નિવૃત્ત થયા પછી પણ થોડા કલાક સ્કૂલમાં આંટો મારી આવતા. ઘરની બહાર નીકળવા માટે દાદરો ઊતરવાની શક્તિ જ્યારે ન રહી, ત્યારે જ સ્કૂલમાં જવાનું બંધ કર્યું, ને ત્યારપછી પણ સ્કૂલના સલાહકાર તો છેવટ સુધી રહ્યા. અને છેલ્લે સુધી આનંદીલાલ શેઠના કુટુંબે તેમના યોગક્ષેમની ચિંતા રાખી.

રામભાઈએ કોઈ દિવસ કોઈનું ટ્યૂશન નહોતું કર્યું. ખુદ આનંદીલાલ શેઠે પોતાના સહુથી નાના દીકરાનું ટ્યૂશન કરવા માટે રામભાઈને પૂછ્યું ત્યારે રામભાઈએ કહ્યું : "મારે ઘેર મારો દીકરો થઈને રહે તો ભણાવું, શેઠના દીકરાને નહિ."

પ્રિન્સિપાલ હોવાને લીધે રામભાઈને સ્કૂલમાં ભણાવવાના પોતાના કલાકો ઓછા રાખવા પડ્યા હતા. પણ મેટ્રિકના વર્ગનું (તે વખતના ૧૧મા ધોરણનું) સંસ્કૃત ઘણાં વરસ સુધી પોતે લેતા. હું ૧૯૩૧થી ૧૯૩૬ પોદાર સ્કૂલની વિદ્યાર્થિની, મેટ્રિકની પરીક્ષા ત્યાંથી જ આપેલી. પણ મેટ્રિકમાં સંસ્કૃત છોડી દીધું તેથી રામભાઈ પાસે ભણવાનું ન મળ્યું. છતાં, વર્ગમાં તેમની પાસે બેઠા વગર તેમની પાસેથી મેં જે મેળવ્યું તેની કિંમત આજે સમજાય છે. વિચાર કરતાં લાગે છે કે શિસ્તપાલન, ચોકસાઈ, પ્રામાણિકતા, ન્યાયવૃત્તિ, કડકાઈ અને સ્નેહની સમતુલા-એવા તેમના ગુણોની અમારા પર સીધી કે આડકતરી છાપ પડ્યા વિના રહી નથી.

ઊંચો અને સુડોળ બાંધો ધરાવતા રામભાઈ બંધ ગળાનો સફેદ કોટ, સફેદ પાટલૂન અને સફેદ સૌરાષ્ટ્રી ફેંટો-બધું ખાદીનું-પહેરતા ત્યારે ખૂબ પ્રતિભાશાળી લાગતા. બૂટ પણ સફેદ પહેરતા-ખાસ તો એટલા માટે કે સફેદ બૂટ કેન્વાસના આવતા, ને ચાલતી વખતે તેનો અવાજ ના થાય. વર્ગના વિદ્યાર્થીઓ કે શિક્ષકોને ખબર પણ ન પડે તેવી રીતે રામભાઈ દરેક વર્ગનું નિરીક્ષણ કરતા.

રામભાઈ કોઈને ભારે સજા ન કરે. શારીરિક શિક્ષા તો ભાગ્યે જ કરે. છતાં સ્કૂલમાં રામભાઈનો ધાક બહુ. કોઈ વિદ્યાર્થી ગુનો કરતાં પકડાય તો ઓછીવધતી સજા થવાની તો ખરી જ. જોકે સજા કરવામાં રામભાઈ ઔચિત્ય ક્યારેય ચૂકતા નહિ. ખાસ કરીને વિદ્યાર્થીની કોઈ મજબૂરી હોય તો તે તરત ધ્યાનમાં લેતા. પણ વિદ્યાર્થી સ્કૂલના નિયમોની અવગણના ન કરે તેટલો કડપ જરૂર રાખતા. પોદાર સ્કૂલના મોટા ભાગના વિદ્યાર્થીઓ માટે સારું વર્તન તેમણે સહજ બનાવેલું.

અમારા-એટલે નરસિંહરાવભાઈના-કુટુંબ સાથેનો રામભાઈનો પરિચય પોદાર સ્કૂલની સ્થાપના પહેલાંનાં દસેક વર્ષ પહેલાંનો. મને તો તેમણે સાવ નાની રમાડેલી.

તેઓ મને મોસાળને, 'માધવી' નામે બોલાવતા. જ્યારે મારી નાની બહેન ચિત્રાનો જન્મ થયો, ને નામ નહોતું પાડ્યું ત્યારે રામભાઈ તેને 'લઘુમાધવી' કહેતા તે મને બરોબર યાદ છે. અમારા જેવાં બીજાં પણ ઘણાં કુટુંબો તેમનાં પરિચિત હતાં ને તેમનાં સંતાનો બહુ જ કુદરતી રીતે પોદાર સ્કૂલમાં-રામભાઈની સ્કૂલમાં-દાખલ થયાં હતાં. પણ અમારામાંથી કોઈને રામભાઈ કૌટુંબિક પરિચયનો લાભ લેવા દે નહિ. બીજા વિદ્યાર્થીઓ કરતાં અમને રામભાઈની બીક જરાય ઓછી નહોતી લાગતી.

અને એ જ રામભાઈની સરળતાનો એક સરસ પ્રસંગ ક્યારેય નહિ ભુલાય.

એક વાર બપોરે અમે અમારા વર્ગની બારીમાંથી જોયું તો પહેલા-બીજા ધોરણની કોઈક છોકરી પોતાની ચડ્ડીનું નાડું પકડીને એકલી કંપાઉન્ડમાં ઊભી હતી - બિચારીને નાડું બાંધતાં આવડતું નહોતું. આમતેમ જોતી, કોઈકને શોધતી હતી. પણ કોઈ દેખાતું નહોતું. એટલામાં થોડે દૂરથી રામભાઈ નીકળ્યા. પેલી છોકરીએ બૂમ પાડી : "રામભા...ઈ". રામભાઈ તેની તરફ ફર્યા, પાસે ગયા. છોકરીએ નાડું દેખાડ્યું ને કહ્યું : "મને આ નાડું બાંધી આપો ને." રામભાઈએ વાંકા વળીને એને નાડું બાંધી આપ્યું ને પેલી પોતાના વર્ગમાં દોડી ગઈ. આ દૃશ્ય જોતાં અમને રામભાઈનું કોમળ પાસું નજરમાં આવ્યું.

વિદ્વત્તાની દૃષ્ટિએ જોઈએ તો કોઈ પણ કોલેજના સંસ્કૃત વિભાગના અધ્યક્ષ થવાની રામભાઈની લાયકાત હતી. વિશાળ વાચન, ભાષાની ચોકસાઈ, કેટલાયે સંદર્ભો કંઠસ્થ. વાતચીતમાં સંસ્કૃતનાં અવતરણો વારંવાર આવે.

સાંભળવા પ્રમાણે રામભાઈ રોજ સંસ્કૃતમાં એક મૌલિક શ્લોકની રચના કરતા. ખાસ કોઈને બતાવતા નહિ હોય, ને સંગ્રહ કરવાની પણ કદાચ કાળજી નહિ રાખતા હોય, કેમ કે તેમના શ્લોકોનો કોઈ સંગ્રહ કોઈના હાથમાં આવેલો જાણ્યો નથી. પણ તેમનાં રચેલાં સંસ્કૃત મંગલાષ્ટકો તેમજ પ્રાસંગિક રચનાઓ મેં વાંચી છે. હમણાં જ સદ્. હરિવલ્લભ ભાયાણીના પુસ્તકમાં રામભાઈએ ભાયાણીસાહેબને સંસ્કૃતમાં લખેલો પત્ર પણ છપાયો છે. મને એવું યાદ છે કે તેમણે બીજા કેટલાક વિદ્વાનો સાથે સંસ્કૃતમાં કરેલા પત્રવ્યવહારની વાત મને કરી હતી.

પોતાના જ્ઞાનનો અહંકાર રામભાઈમાં નહિ, પણ આત્મવિશ્વાસ ખરો. સંસ્કૃતમાં અમુક ધાતુનું અમુક રૂપ થાય કે નહિ તે વિષે નરસિંહરાવ અને હિંમતલાલ અંજારિયાને મતભેદ થયો. હિંમતલાલ અંજારિયા રામભાઈના મામા થાય અને તેમને રામભાઈમાં ઘણો વિશ્વાસ. તેમણે પોતાની માહિતી માટે રામભાઈનો હવાલો આપ્યો. રામભાઈએ અંજારિયાવાળું રૂપ બરોબર હોવાની ખાતરી મૉનિયેર વિલિયમ્સની ડિક્શનરીમાંથી નરસિંહરાવને કરાવી.

એમ તો નરસિંહરાવને પણ રામભાઈના જ્ઞાન માટે માન હતું. એક વાર તેમણે રામભાઈને પૂછ્યું કે 'જાગૃત' સાચું કે 'જાગ્રત' ? રામભાઈ કહે, "ગુજરાતીમાં બંને ચાલે છે, પણ સંસ્કૃતમાં બેમાંથી એકે શબ્દ નથી, 'જાગરિત' છે." નરસિંહરાવને એ શબ્દનો ખ્યાલ નહોતો.

રામભાઈની વિદ્વત્તાની કદર, તેમણે Ph.D. નહિ કરેલું છતાં તેમને Ph.D.ના ગુજરાતીના માર્ગદર્શક નીમીને, મુંબઈ યુનિવર્સિટીએ કરી હતી.

રામભાઈની શબ્દ-રમત સાંભળવાની મઝા આવે. એક વાર એક અપરિણીત યુવક તેમના ઓરડામાં દાખલ થવા માટે બૂટ ઉતારતો હતો તેને કહે : "તમે સજોડે અંદર આવી શકો છો." પેલો તરુણ જરૂર રોમાંચિત થયો હશે, કેમ કે બેએક દિવસ પછી તે મને મળ્યો ત્યારે રામભાઈનું વાક્ય દોહરાવીને કહે : "That was rather nice, wasn't it ?"

ઘણું કરીને '૬૦ના દાયકામાં બંગાળી લેખક તારાશંકર બંદોપાધ્યાયને અકાદમી પુરસ્કાર મળવાની વાત છાપાંમાં આવી હતી. તે અરસામાં રામભાઈ અમારે ઘેર આવ્યા હતા. અમને પહેલેથી ખબર નહિ, તે અમે બહાર ગયાં હતાં ને ઘેર તાળું. પાછાં આવ્યાં ત્યારે ચિઠ્ઠી વાંચી : "તમારે ઘેર આવ્યો હતો અને તાળાશંકર બંદોપાધ્યાયને મળીને પાછો ગયો !" મારો દસેક વરસનો પ્રણવ તો એ ચિઠ્ઠી ઉપર આફરીન થઈ ગયેલો.

અલિયાબાડાની ગ્રામાભિમુખ વિદ્યાપીઠના સ્થાપક ડોલરભાઈ માંકડ રામભાઈના ભાણેજ થાય. ડોલરભાઈએ પોતાની સંસ્થાનું નામ ગંગાજળા વિદ્યાપીઠ રાખ્યું હતું. એ વિદ્યાપીઠ સ્થપાયા પછી થોડે વર્ષે ડોલરભાઈ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપકુલપતિ નિમાયા. તેમને અભિનંદન-

પત્ર લખતાં રામભાઈએ વિનોદ કર્યો : "તમારી આ નિમણૂકથી સૌરાષ્ટ્ર યુનિવર્સિટી 'સૌભાગ્યવતી' થઈ ને ગંગાજળા વિદ્યાપીઠ 'ગંગાસ્વરૂપ' થઈ."

સંસ્કૃત રામભાઈનો મુખ્ય અને પ્રિય વિષય. પરિણામે ગુજરાતીમાં પણ તેઓ પારંગત હોય જ. તે ઉપરાંત અંગ્રેજી ઉપર પણ તેમનું ઓછું પ્રભુત્વ નહોતું. Times of Indiaમાં આવતું 'ક્રૉસવર્ડ' સારું એવું અઘરું ગણાય. રામભાઈ રોજ એ ક્રૉસવર્ડ ઉકેલતા ને તે પણ બહુ જ થોડી વારમાં - એવું સરસ તેમનું અંગ્રેજી શબ્દભંડોળ હતું. તે જમાનામાં સંસ્કૃતવિષયક લખાણો અંગ્રેજી સામયિકોમાં વધારે છપાતાં. રામભાઈએ એવા ઘણા લેખો લખેલા. મેં તેમાંના કોઈક વાંચ્યા હતા ત્યારે તેમાંના ભાષાકર્મથી હું પ્રભાવિત થઈ હતી. અંગ્રેજી બોલવાની છટા પણ સરસ હતી.

કેળવણી વિષેના રામભાઈના અભિપ્રાય લગભગ પ્રમાણભૂત ગણાતા. પોદાર સ્કૂલની સ્થાપના પછી જે ઘણી ખાનગી નિશાળો ઉપનગરોમાં શરૂ થઈ, તેમાંની ઘણી સ્કૂલોની કમિટી ઉપર રામભાઈ રહે તેવો સંચાલકોનો આગ્રહ હોય. રામભાઈ એવી સ્કૂલોને માર્ગદર્શન આપતા પણ ખરા.

વ્યક્તિગત રીતે પણ તેમના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પોતાનાં સંતાનોની કેળવણી માટે રામભાઈની સલાહ લેવા આવતા. મારે જ એવું બન્યું હતું. અમારો પુત્ર પ્રણવ અભ્યાસમાં સ્વાવલંબન વધારે પસંદ કરતો અને તેના પપ્પા ગણિતના નિષ્ણાત છતાં તેમની પાસે ભણવા બેસતો નહિ. મને ચિંતા થતાં મેં રામભાઈને પૂછ્યું. રામભાઈએ મને સ્વાવલંબનના ફાયદા સમજાવ્યા અને નિશ્ચિંત કરી.

પ્રિન્સિપાલ તરીકે કડક છતાં રામભાઈ વિદ્યાર્થીઓમાં માનીતા તો ખરા જ. ઘણા વિદ્યાર્થી સ્કૂલ છોડ્યા પછી પણ તેમને મળવા જાય. રામભાઈ તેમના વિકાસમાં રસ લે. કોઈ પોતાની સમસ્યા જણાવે તો તે હલ કરવામાં મદદરૂપ થાય. પોતાની ઓળખાણનો ગેરલાભ કોઈને ના લેવા દે, પણ ઉચિત મદદ કરવા તૈયાર હોય. અમસ્તા પણ જે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ અવારનવાર મળતા હોય તેમની તત્કાલીન પરિસ્થિતિની જાણકારી મેળવે. મને પણ તેમણે મારી સામાજિક અને આર્થિક પરિસ્થિતિ વિશે એકાદ વાર પૂછેલું ને મારા જવાબથી સંતોષ પામેલા.

તેવી જ રીતે શિક્ષકોમાં પણ રામભાઈ માનીતા હતા. અમારા ગુજરાતીના શિક્ષક અમને અનન્વય અલંકાર શીખવતા હતા. એ અલંકારમાં જેનું વર્ણન કરવું હોય તેને કશાની ઉપમા આપી શકાય નહિ, ને છતાં વર્ણન કરવાનું. એનો દાખલો આપવામાં એ શિક્ષકે કહ્યું, "રામભાઈ એટલે રામભાઈ." રામભાઈ નિવૃત્ત થયા પછી તેમના સહશિક્ષકોમાંના સીનિયર શિક્ષકો એક પછી એક પ્રિન્સિપાલ નિમાયેલા. તેમાંના મોટા ભાગના સ્કૂલ વિષેની મહત્ત્વની બાબતોમાં રામભાઈની સલાહ ઉપર આધાર રાખતા.

રામભાઈનો પહેલો પરિચય થયો ત્યારે તેઓ એક ચાલીઘાટના મકાનના નાનકડા ફ્લૅટમાં રહેતા હતા. પછી ટાગોર રોડ ઉપર 'ગોપાલ ભુવન'ના આઉટહાઉસ ઉપરના સહેજ મોટા ફ્લૅટમાં રહેવા ગયા. એ જ એમનું નિવાસસ્થાન છેક સુધી રહ્યું. તેમની બે દીકરીઓ, નીલીબહેન અને કિશોરીબહેન તેમને કોઈ બીજી જગ્યાએ ભોંયતળિયે, જરા વધારે સગવડવાળો ફ્લૅટ લેવા સૂચવતાં. આગ્રહ પણ કરતાં. પણ રામભાઈએ ઘર ન બદલ્યું તે ન જ બદલ્યું.

અને તેમના ઘરધણી ડૉ. કૃષ્ણકાંત ભાર્ગવે પણ તેમનું માન રાખ્યું. ડૉ. ભાર્ગવનો વિચાર એ આઉટહાઉસ પાડીને, પોતાનું મકાન વિસ્તારીને ત્યાં નર્સિંગ હોમ બનાવવાનો હતો. તે યોજના તેમણે રામભાઈની હયાતીમાં અમલમાં મૂકવાનું મોકૂફ રાખ્યું.

પોતાની મર્યાદિત આવકમાંથી પણ રામભાઈ કોઈને ને કોઈને મદદ કરતા જ હોય. તેમના નિવૃત્ત થયા પછી ખાર-સાંતાક્રૂઝના નાગરિકોએ તેમનું સંમાન કરીને થેલી આપી, ત્યારે એ સંમાન સમિતિએ ઠરાવ્યું કે એ રકમ તેમનાં પત્ની કંચનબહેનને નામે રાખવી.

'બન્યું એવું કે પોતાના જીવનના ૯૦ના દાયકામાં પ્રવેશી ચૂકેલા રામભાઈનું અવસાન થયું ત્યારે કંચનબહેન પહેલેથી વિદાય લઈ ચૂક્યાં હતાં !



# અહિંસા પરમો ધર્મઃ

કર્તારસિંહ દુગ્ગલ, અનુ. જયા મહેતા

પ્રશ્ન : આત્મા છે ?

ઉત્તર : છે.

નથી.

છેય ખરો અને નથી પણ.

કાંઈ કહી ન શકાય

છે, પણ કાંઈ કહી ન શકાય.

નથી, પણ કાંઈ કહી ન શકાય.

છેય ખરો, નથી પણ, કાંઈ કહી ન શકાય.

મહાવીરના આ દર્શને એને મુગ્ધ કરી દીધી હતી. અન્ય ધર્મોથી વિપરીત, વર્ધમાન કોઈ તર્કને બિલકુલ માનતા નહોતા. કદાચ આ જ કારણ હતું કે બુદ્ધમત જેવા ધર્મને ઉખેડી નાખવામાં આવ્યો, પણ જૈન મત પોતાની ઉત્પત્તિના દેશમાં એવો ને એવો ટકી રહ્યો. મહાવીર માનતા હતા કે દરેક વસ્તુમાં જીવાત્મા છે. માટીમાં, પાણીમાં, ફળફૂલોમાં, જીવજંતુઓમાં ! જીવહત્યા મહાપાપ છે. અહિંસા પરમ ધર્મ છે. ઈશ્વરને પામવાનું બસ આ જ સાધન છે, કે કોઈનુંયે દિલ ન દૂભવો.

ઉર્સુલા મનસુખાની, અમેરિકામાં ઘરબાર છોડીને ભારત આવી ગઈ. એના પિતા ક્યારેક ભારત છોડીને અમેરિકા જઈ વસ્યા હતા. ત્યાં જ ભણ્યા, ત્યાં જ એમણે નોકરી કરી. ત્યાં જ એક પરદેશી મહિલા સાથે લગ્ન કરી લીધાં. ત્યાં બાળકો થયાં. ત્યાં એમણે ઘર વસાવી લીધું. હવે એમની દીકરી ઉર્સુલા, જુવાનજોધ છોકરી, વિજ્ઞાનમાં માસ્ટર ડિગ્રી લઈને, પોતાનાં માતાપિતા, ભાઈબહેનોને છોડીને વર્ધમાન મહાવીરના દેશમાં પાછી આવી હતી. અમેરિકાએ અંતરીક્ષમાં એક ઉપગ્રહ છોડ્યો હતો, જેને ધીરેધીરે ભારત તરફ વાળવામાં આવતો હતો. ઉર્સુલા મનસુખાની આ પ્રૉજેક્ટની મુખ્ય અધિકારી હતી. અમેરિકામાં એ ઉપગ્રહને અંતરીક્ષમાં છોડનારા વૈજ્ઞાનિકોમાં એ એક હતી. હવે ભારત આવીને એ આ ઉપગ્રહની દિશા બદલીને આ દેશ તરફ લાવવામાં મદદ કરતી હતી. જ્યારે ઉપગ્રહ પોતાની જગાએ આવી જશે ત્યારે ભારતના કેટલાયે ભાગોમાં, ગામેગામમાં ટેલિવિઝન કાર્યક્રમ જોઈ શકાશે. અમેરિકાનો ઉપગ્રહ ફક્ત એક વર્ષ સુધી ભારતની સેવામાં રહેશે. આ દરમિયાન ભારત સ્વનિર્મિત ઉપગ્રહ અંતરીક્ષમાં છોડશે અને પછી ભારત આત્મનિર્ભર થઈ જશે. લોકો જેમ ઇચ્છશે એમ પોતાના ઉપગ્રહનો ઉપયોગ કરી શકશે. ઉપગ્રહ દ્વારા ઘણા પ્રકારની શોધ થઈ શકે છે. ખેતીની ઊપજ વધારી શકાય છે. આપણો ઉપગ્રહ હોય તો દુનિયાના કેટલાયે દેશોના ટેલિવિઝન કાર્યક્રમ જોઈ શકાશે. કોઈ ઇચ્છશે ત્યાં, દુનિયાના કોઈ પણ ખૂણે સીધો ટેલિફોન કરી શકશે. પાડોશી દેશો શું કરે છે એની પર નજર રાખી શકાશે.

ભારતમાં આવેલી ઉર્સુલા મનસુખાનીએ સિગારેટ પીવાનું છોડી દીધું હતું. દારૂ પીવાનું બંધ કરી દીધું હતું. હવે એના ટૂંકા વાળ પાગલની જેમ એના ખભા પર વીખરાયેલા નહોતા રહેતા. હવે એ ક્યારેય ચરસ ને ગાંજાની ચોકડીમાં સામેલ નહોતી થતી. એણે ક્યારેય કોકીન અને અફીણનાં ઈંજેક્શનો લીધાં નહોતાં. ઈંજેક્શન લઈને કલાકો સુધી મદમસ્ત પડ્યાં રહેવું. હવે ઉર્સુલા મનસુખાની ક્યારેય નાચગાનની પાર્ટીઓમાં સામેલ નહોતી થતી. આખી રાત ગાતાં રહેવું, નાચતાં રહેવું અને પછી એમનામાંથી કેટલાંક આત્મવિસ્મૃતિમાં આવી જતાં હતાં. એવી દશામાં એના સાથીઓ કેવાં કેવાં ચાળા-ચેષ્ટા કરતા હતા. તોબા ! તોબા ! એ વિચારતી અને શરમ અનુભવતી. એ પોતે પણ આવાં ચાળા-ચેષ્ટા કેટલીયે વાર કરી ચૂકી હતી. અને જ્યારે ભાનમાં આવતી ત્યારે પોતાને જ અપશબ્દો કહેતી. ધરતી જગા નથી આપતી, નહીં તો એમાં સમાઈ જાય.

ઉર્સુલા મનસુખાની ખુશ હતી. જ્યારથી એ મહાવીરને શરણે આવી હતી, ત્યારથી એની આ બધી લતો છૂટી ગઈ હતી. કોઈ એબ નથી. આજકાલ એ મહાવીરના ગુણ ગાતી રહેતી. આઠે પ્રહર એની ચર્ચા

કર્યા કરતી. પોતાના ઈષ્ટદેવની કોઈ વાત એને અસંભવ નહોતી લાગતી. અંતરીક્ષવિજ્ઞાનની માસ્ટર ડિગ્રીવાળા સંશોધક અધિકારીને મોઢે આવી વાતો સાંભળી સાંભળીને એના સાથીઓ નવાઈ પામતા. ઉર્સુલા મનસુખાની સાચેસાચ માનવા માંડી હતી કે વર્ધમાન ઋષભ નામના બ્રાહ્મણની પત્નીની કૂખમાંથી હિરણ્યગવેષીની મદદથી ત્રિશલાની કૂખમાં પરિવર્તિત થઈ ગયા હતા.

મહાવીરે યશોદા નામની સુંદરી સાથે લગ્ન કર્યાં. એમને ત્યાં એક કન્યાએ જન્મ લીધો, એનું નામ પ્રિયદર્શના હતું. આ વિચાર આવતાં ઉર્સુલા મનસુખાનીની પાંસળીઓમાં કોઈકોઈ વાર કંઈક થવા માંડતું. જાણે કોઈકને કોઈ ગદગદિયાં કરતું હોય. અને એ કલાકો સુધી બેઠીબેઠી સપનાં જોયા કરતી. પોતાનું ઘર, પોતાનો ઘરવાળો, પોતાનાં બાળકો, બાળકોથી ભરેલું આંગણું...ખબર નથી, મહાવીર પરિવાર-નિયોજનના સમર્થક હતા કે નહીં.

ઉર્સુલા મનસુખાનીના જીવનમાં બધાં સુખ હતાં. સારી નોકરી હતી, એકલું ઘર, હૂંફાળો તડકો, તડકામાં બેસીને સામે જોવું ! પણ એ આ શહેરમાં આવી હતી ત્યારથી એક બાબત એને બહુ હેરાન કરતી હતી. અમદાવાદમાં બેસુમાર માંકડ હતા. રાતે પથારીમાં કોજની ફોજ ઊતરી આવતી. મહાવીરની અનુયાયી ઉર્સુલા કોઈ જીવની હત્યા નહોતી કરી શકતી. રાતની રાત જાગીને પસાર કરતી. પલંગ પરથી ખુરસીમાં, ખુરસીમાંથી સોફા પર, જ્યાં બેસતી ત્યાં એની આજુબાજુથી માંકડ નીકળ્યા કરતા. રાત વીતતી જતી તેમતેમ તેમનું આક્રમણ વધતું જતું.

ઉર્સુલા મનસુખાનીના કોમળ શરીર પર ઠેકઠેકાણે ચાઠાં પડી ગયાં. તોયે કોઈ માંકડ એને શરીર પર ક્યાંયે દેખાય તો એ ધીરેધીરે એને કોઈ કાગળના ટુકડા પર ચડાવી દેતી અને પછી કાગળ બારીમાંથી બહાર ફેંકી દેતી. માંકડ કાગળના ટુકડા પર તરતો તરતો જમીન પર આવી જતો. એની રસોયણ કહેતી, બહેન, આ બદમાશો પાછા તમારા ઓરડામાં આવી જાય છે, એમને બધા રસ્તા ખબર છે.

એક વાર એની રસોયણે એની સામે એક માંકડને પોતાના ચંપલના અંગૂઠાથી દબાવીને કચડી નાખ્યો. ઉર્સુલા મનસુખાનીની છાતીમાં જાણે બંદૂકની ગોળી છૂટીને આવી ગઈ હોય. એને પરસેવો છૂટવા માંડ્યો. એના કાનમાં એક ચીસ સંભળાઈ. એ દિવસે એ ન કાંઈ ખાઈ શકી, ન કાંઈ પી શકી. ઘડીએ ઘડીએ પોતાની રસોયણને સમજાવવા લાગી, "ખટમલ જેવી વસ્તુ શું કોઈ માણસ બનાવી શકે છે ? એક ઝીણકું જંતુ, પોતાની મેળે ચાલે છે, પોતાની મેળે ખોરાક શોધીને ખાય છે, જુવાન થાય છે, પોતાનો સાથી શોધે છે, પ્રેમ કરે છે, પછી બચ્ચાં પેદા કરે છે. એક માંકડ પોતે જ એક ચમત્કાર છે. એક માંકડ એ શક્તિનો અંશ છે જે માણસની પકડમાં હજી સુધી નથી આવી. મોટરમા પેટ્રોલ ભરો તો ચાલે છે. રમકડાને ચાવી આપો તો હલે છે. માંકડમાં નથી કોઈ પેટ્રોલ ભરતું, નથી કોઈ એને ચાવી આપતું, તોયે એ આખી જિંદગી ચાલે છે, રમે છે, ખાય છે, સૂએ-જાગે છે. શું આ જાદુ નથી ? જીવહત્યા મહાપાપ છે, મહાઅપરાધ છે."

પછી ઉર્સુલા મનસુખાનીને એની જૈન બહેનપણીએ માંકડથી બચવાનો રસ્તો દેખાડ્યો. એવી રીતે કે મહાવીર પણ જોઈને ગદગદ થઈ જાય. અને ઉર્સુલા મનસુખાની એ જાણીને ચકિત થઈ કે શહેરમા ઘણાં લોકો આ રીત અપનાવે છે. કેટલાંયે વર્ષોથી અપનાવી રહ્યાં છે. એમની પોતાની ગલીમાં રોજ સાંજે 'માંકડ કરડવા દેનારા' આંટા મારતા હોય છે. તેઓ કંઈક એવી રીતે અવાજ કરતા હોય છે કે એને ક્યારેય કાંઈ સમજાતું નહોતું. અને વળી ગલીમાં તો ખૂમચાવાળા, ટોપલાવાળા, ફેરિયા વગેરેના અવાજ તો શ્વાસેય લેવા દેતા નથી. ઉર્સુલા મનસુખાની એમને થોડી જ સાંભળ્યા કરતી હતી ?

એ સાંજે પોતાની જૈન સહેલીની સલાહ પ્રમાણે એણે 'માંકડ કરડવા દેનારા' સાથે સોદો કરી લીધો. એક પલંગના પચાસ પૈસા એની ફી હતી. માંકડ કરડવા દેનારો એના પલંગ પર સૂઈ ગયો. એણે ઓરડાનાં બારીબારણાં બંધ કરી દીધાં. પડદા પાડી દીધા. પછી લગભગ એક કલાક માંકડો એને કરડતા રહ્યા. એક કલાક પછી પોતાના પૈસા લઈને એ ચાલ્યો ગયો. એ રાતે પોતાના પલંગ પર સૂતેલી ઉર્સુલા મનસુખાનીને માંકડોએ બિલકુલ હેરાન ન કરી. એમની ભૂખ ભાંગી

# અહિંસા પરમો ધર્મઃ

કર્તારસિંહ દુગ્ગલ, અનુ. જયા મહેતા

પ્રશ્ન : આત્મા છે ?

ઉત્તર : છે.

નથી.

છેય ખરો અને નથી પણ.

કાંઈ કહી ન શકાય.

છે, પણ કાંઈ કહી ન શકાય.

નથી, પણ કાંઈ કહી ન શકાય.

છેય ખરો, નથી પણ, કાંઈ કહી ન શકાય.

મહાવીરના આ દર્શને એને મુગ્ધ કરી દીધી હતી. અન્ય ધર્મોથી વિપરીત, વર્ધમાન કોઈ તર્કને બિલકુલ માનતા નહોતા. કદાચ આ જ કારણ હતું કે બુદ્ધમત જેવા ધર્મને ઉખેડી નાખવામાં આવ્યો, પણ જૈન મત પોતાની ઉત્પત્તિના દેશમાં એવો ને એવો ટકી રહ્યો. મહાવીર માનતા હતા કે દરેક વસ્તુમાં જીવાત્મા છે. માટીમાં, પાણીમાં, ફળફૂલોમાં, જીવજંતુઓમાં ! જીવહત્યા મહાપાપ છે. અહિંસા પરમ ધર્મ છે. ઈશ્વરને પામવાનું બસ આ જ સાધન છે, કે કોઈનુંયે દિલ ન દૂભવો.

ઉર્સુલા મનસુખાની, અમેરિકામાં ઘરબાર છોડીને ભારત આવી ગઈ. એના પિતા ક્યારેક ભારત છોડીને અમેરિકા જઈ વસ્યા હતા. ત્યાં જ ભણ્યા, ત્યાં જ એમણે નોકરી કરી. ત્યાં જ એક પરદેશી મહિલા સાથે લગ્ન કરી લીધાં. ત્યાં બાળકો થયાં. ત્યાં એમણે ઘર વસાવી લીધું. હવે એમની દીકરી ઉર્સુલા, જુવાનજોધ છોકરી, વિજ્ઞાનમાં માસ્ટર ડિગ્રી લઈને, પોતાનાં માતાપિતા, ભાઈબહેનોને છોડીને વર્ધમાન મહાવીરના દેશમાં પાછી આવી હતી. અમેરિકાએ અંતરીક્ષમાં એક ઉપગ્રહ છોડ્યો હતો, જેને ધીરેધીરે ભારત તરફ વાળવામાં આવતો હતો. ઉર્સુલા મનસુખાની આ પ્રૉજેક્ટની મુખ્ય અધિકારી હતી. અમેરિકામાં એ ઉપગ્રહને અંતરીક્ષમાં છોડનારા વૈજ્ઞાનિકોમાં એ એક હતી. હવે ભારત આવીને એ આ ઉપગ્રહની દિશા બદલીને આ દેશ તરફ લાવવામાં મદદ કરતી હતી. જ્યારે ઉપગ્રહ પોતાની જગાએ આવી જશે ત્યારે ભારતના કેટલાયે ભાગોમાં, ગામેગામમાં ટેલિવિઝન કાર્યક્રમ જોઈ શકાશે. અમેરિકાનો ઉપગ્રહ ફક્ત એક વર્ષ સુધી ભારતની સેવામાં રહેશે. આ દરમિયાન ભારત સ્વનિર્મિત ઉપગ્રહ અંતરીક્ષમાં છોડશે અને પછી ભારત આત્મનિર્ભર થઈ જશે. લોકો જેમ ઇચ્છશે એમ પોતાના ઉપગ્રહનો ઉપયોગ કરી શકશે. ઉપગ્રહ દ્વારા ઘણા પ્રકારની શોધ થઈ શકે છે. ખેતીની ઊપજ વધારી શકાય છે. આપણો ઉપગ્રહ હોય તો દુનિયાના કેટલાયે દેશોના ટેલિવિઝન કાર્યક્રમ જોઈ શકાશે. કોઈ ઇચ્છશે ત્યાં, દુનિયાના કોઈ પણ ખૂણે સીધો ટેલિફોન કરી શકશે. પાડોશી દેશો શું કરે છે એની પર નજર રાખી શકાશે.

ભારતમાં આવેલી ઉર્સુલા મનસુખાનીએ સિગારેટ પીવાનું છોડી દીધું હતું. દારૂ પીવાનું બંધ કરી દીધું હતું. હવે એના ટૂંકા વાળ પાગલની જેમ એના ખભા પર વીખરાયેલા નહોતા રહેતા. હવે એ ક્યારેય ચરસ ને ગાંજાની ચોકડીમાં સામેલ નહોતી થતી. એણે ક્યારેય કોકીન અને અફીણનાં ઈંજેક્શનો લીધાં નહોતાં. ઈંજેક્શન લઈને કલાકો સુધી મદમસ્ત પડ્યાં રહેવું. હવે ઉર્સુલા મનસુખાની ક્યારેય નાચગાનની પાર્ટીઓમાં સામેલ નહોતી થતી. આખી રાત ગાતાં રહેવું, નાચતાં રહેવું અને પછી એમનામાંથી કેટલાંક આત્મવિસ્મૃતિમાં આવી જતાં હતાં. એવી દશામાં એના સાથીઓ કેવાં કેવાં ચાળા-ચેષ્ટા કરતા હતા. તોબા ! તોબા ! એ વિચારતી અને શરમ અનુભવતી. એ પોતે પણ આવાં ચાળા-ચેષ્ટા કેટલીયે વાર કરી ચૂકી હતી. અને જ્યારે ભાનમાં આવતી ત્યારે પોતાને જ અપશબ્દો કહેતી. ધરતી જગા નથી આપતી, નહીં તો એમાં સમાઈ જાય.

ઉર્સુલા મનસુખાની ખુશ હતી. જ્યારથી એ મહાવીરને શરણે આવી હતી, ત્યારથી એની આ બધી લતો છૂટી ગઈ હતી. કોઈ એબ નથી. આજકાલ એ મહાવીરના ગુણ ગાતી રહેતી. આઠે પ્રહર એની ચર્ચા

કર્યા કરતી. પોતાના ઈષ્ટદેવની કોઈ વાત એને અસંભવ નહોતી લાગતી. અંતરીક્ષવિજ્ઞાનની માસ્ટર ડિગ્રીવાળા સંશોધક અધિકારીને મોઢે આવી વાતો સાંભળી સાંભળીને એના સાથીઓ નવાઈ પામતા. ઉર્સુલા મનસુખાની સાચેસાચ માનવા માંડી હતી કે વર્ધમાન ઋષભ નામના બ્રાહ્મણની પત્નીની કૂખમાંથી હિરણ્યગર્ભીની મદદથી ત્રિશલાની કૂખમાં પરિવર્તિત થઈ ગયા હતા.

મહાવીરે યશોદા નામની સુંદરી સાથે લગ્ન કર્યા. એમને ત્યાં એક કન્યાએ જન્મ લીધો. એનું નામ પ્રિયદર્શના હતું. આ વિચાર આવતાં ઉર્સુલા મનસુખાનીની પાંસળીઓમાં કોઈકોઈ વાર કંઈક થવા માંડતું. જાણે કોઈકને કોઈ ગદગદિયાં કરતું હોય. અને એ કલાકો સુધી બેઠીબેઠી સપનાં જોયા કરતી. પોતાનું ઘર, પોતાનો ઘરવાળો, પોતાનાં બાળકો, બાળકોથી ભરેલું આંગણું...ખબર નથી, મહાવીર પરિવાર-નિયોજનના સમર્થક હતા કે નહીં.

ઉર્સુલા મનસુખાનીના જીવનમાં બધાં સુખ હતાં. સારી નોકરી હતી, એકલું ઘર, હૂંફાળો તડકો, તડકામાં બેસીને સામે જોવું ! પણ એ આ શહેરમાં આવી હતી ત્યારથી એક બાબત એને બહુ હેરાન કરતી હતી. અમદાવાદમાં બેસુમાર માંકડ હતા. રાતે પથારીમાં કોઈની ફોજ ઊતરી આવતી. મહાવીરની અનુયાયી ઉર્સુલા કોઈ જીવની હત્યા નહોતી કરી શકતી. રાતની રાત જાગીને પસાર કરતી. પલંગ પરથી ખુરસીમાં, ખુરસીમાંથી સોફા પર, જ્યાં બેસતી ત્યાં એની આજુબાજુથી માંકડ નીકળ્યા કરતા. રાત વીતતી જતી તેમતેમ તેમનું આક્રમણ વધતું જતું.

ઉર્સુલા મનસુખાનીના કોમળ શરીર પર ઠેકઠેકાણે ચાઠાં પડી ગયાં. તોયે કોઈ માંકડ એને શરીર પર ક્યાંયે દેખાય તો એ ધીરેધીરે એને કોઈ કાગળના ટુકડા પર ચડાવી દેતી અને પછી કાગળ બારીમાંથી બહાર ફેંકી દેતી. માંકડ કાગળના ટુકડા પર તરતો તરતો જમીન પર આવી જતો. એની રસોયણ કહેતી, બહેન, આ બદમાશો પાછા તમારા ઓરડામાં આવી જાય છે, એમને બધા રસ્તા ખબર છે.

એક વાર એની રસોયણે એની સામે એક માંકડને પોતાના ચંપલના અંગૂઠાથી દબાવીને કચડી નાખ્યો. ઉર્સુલા મનસુખાનીની છાતીમાં જાણે બંદૂકની ગોળી છૂટીને આવી ગઈ હોય. એને પરસેવો છૂટવા માંડ્યો. એના કાનમાં એક ચીસ સંભળાઈ. એ દિવસે એ ન કાંઈ ખાઈ શકી, ન કાંઈ પી શકી. ઘડીએ ઘડીએ પોતાની રસોયણને સમજાવવા લાગી, "ખટમલ જેવી વસ્તુ શું કોઈ માણસ બનાવી શકે છે ? એક ઝીણકું જંતુ, પોતાની મેળે ચાલે છે. પોતાની મેળે ખોરાક શોધીને ખાય છે, જુવાન થાય છે, પોતાનો સાથી શોધે છે, પ્રેમ કરે છે, પછી બચ્ચાં પેદા કરે છે. એક માંકડ પોતે જ એક ચમત્કાર છે. એક માંકડ એ શક્તિનો અંશ છે જે માણસની પકડમાં હજી સુધી નથી આવી. મોટરમાં પેટ્રોલ ભરો તો ચાલે છે. રમકડાને ચાવી આપો તો હલે છે. માંકડમાં નથી કોઈ પેટ્રોલ ભરતું, નથી કોઈ એને ચાવી આપતું, તોયે એ આખી જિંદગી ચાલે છે, રમે છે, ખાય છે, સૂએ-જાગે છે. શું આ જાદુ નથી ? જીવહત્યા મહાપાપ છે, મહાઅપરાધ છે."

પછી ઉર્સુલા મનસુખાનીને એની જૈન બહેનપણીએ માંકડથી બચવાનો રસ્તો દેખાડ્યો. એવી રીત કે મહાવીર પણ જોઈને ગદગદ થઈ જાય. અને ઉર્સુલા મનસુખાની એ જાણીને ચકિત થઈ કે શહેરમાં ઘણાં લોકો આ રીત અપનાવે છે. કેટલાંયે વર્ષોથી અપનાવી રહ્યાં છે. એમની પોતાની ગલીમાં રોજ સાંજે 'માંકડ કરડવા દેનારા' આંટા મારતા હોય છે. તેઓ કંઈક એવી રીતે અવાજ કરતા હોય છે કે એને ક્યારેય કાંઈ સમજાતું નહોતું. અને વળી ગલીમાં તો ખૂમચાવાળા, ટોપલાવાળા, ફેરિયા વગેરેના અવાજ તો શ્વાસેય લેવા દેતા નથી. ઉર્સુલા મનસુખાની એમને થોડી જ સાંભળ્યા કરતી હતી ?

એ સાંજે પોતાની જૈન સહેલીની સલાહ પ્રમાણે એણે 'માંકડ કરડવા દેનારા' સાથે સોદો કરી લીધો. એક પલંગના પચાસ પૈસા એની ફી હતી. માંકડ કરડવા દેનારો એના પલંગ પર સૂઈ ગયો. એણે ઓરડાનાં બારીબારણાં બંધ કરી દીધાં. પડદા પાડી દીધા. પછી લગભગ એક કલાક માંકડો એને કરડતા રહ્યા. એક કલાક પછી પોતાના પૈસા લઈને એ ચાલ્યો ગયો. એ રાતે પોતાના પલંગ પર સૂતેલી ઉર્સુલા મનસુખાનીને માંકડોએ બિલકુલ હેરાન ન કરી. એમની ભૂખ ભાંગી

હતી. જેટલું લોહી એમને પીવું હતું, તેટલું સાંજે માંકડ કરડવા દેનારાનું પી ચૂક્યા હતા. આખી રાત ભર્યા પેટે તેઓ પોતપોતાની તિરાડોમાં મદમસ્ત પડ્યા રહ્યા.

અને પછી દરરોજ સાંજે, દર બીજી સાંજે ઉર્સુલા મનસુખાની આ જ યુક્તિ કરતી. ગલીમાંથી માંકડ કરડવા દેનારાને બોલાવીને પલંગના માંકડોને તૃપ્ત કરી દેતી અને પોતે આખી રાત સુખચેનથી સૂઈ રહેતી. ન કોઈ માંકડ બહાર નીકળતો, ન એને કરડતો. એના શરીર પર પડેલાં ચાઠાં એકએક કરીને દૂર થઈ ગયાં. પછી એની કાયા કંચન જેવી થઈ ગઈ. પછી એ રાતભર નિરાંતે સૂઈ રહેતી. એનો દિવસ આનંદમાં પસાર થતો.

આ રીતે જિંદગી મોજથી વીતવા માંડી. ક્યારેય ઉર્સુલા મનસુખાનીએ જીવહત્યા નહોતી કરી; ઊલટું એ તો જીવરક્ષા કરતી હતી. પચાસ પૈસા ખર્ચ કરીને રોજ સાંજે, દર બીજી સાંજે માંકડોની પેટપૂજા કરાવી દેતી અને માંકડો આખી રાત એની તરફ આંખ ઊંચી કરીને જોતાયે નહીં.

લઠ્ઠ જેવા એક ગ્રામીણ નવજુવાન સાથે એણે સોદો કરી લીધો હતો. જાતનો તેલી હતો. તેલથી ચીકણા એના વાળ ચોંટેલા રહેતા. દૂધ જેવા સફેદ એના દાંત, જાણે મોતીથી અંજલિ ભરી હોય. સાંજે બરાબર સમયસર એ આવતો અને કલાકને બદલે સવા કલાક માંકડોને કરડવા દઈને ચાલ્યો જતો. ઉર્સુલા મનસુખાની પાસે છૂટા પૈસા ન હોય, તે દિવસે એ પૈસા લેવાનું બીજા દિવસ પર રાખતો. ઘણી વાર તેને બક્ષિસ પણ આપતી. ઘણી વાર આમ બક્ષિસ આપીને ઉર્સુલા મનસુખાની ભૂલી પણ જતી.

ઘણા દિવસ આમ વીતી ગયા. અને પછી ઉર્સુલા મનસુખાનીને પોતાના પલંગમાંથી આખી રાત માંકડ કરડવા દેનારા ગ્રામીણની સુવાસ આવવા માંડી. દરરોજ, દર બીજે દિવસે એ આવીને પલંગ પર સૂઈ જતો હતો. સુવાસ તો આવે જ. અને નવયુવક તેલીની સુવાસ ઉર્સુલા મનસુખાનીના નાકમાં ઘૂસ્યા કરતી. સૂતાંસૂતાં એની આંખ ખૂલી જતી. ભીનીભીની, જુવાનજોધ તેલીની સુવાસ એને જાણે વીંટળાઈ રહી હોય. ઉર્સુલા મનસુખાનીને કાંઈ સમજાતું નહીં. તેલી, માંકડ કરડવા દેનારાની સુવાસ આઠે પ્રહર એની આગળ-પાછળ ફેલાયેલી રહેતી. જાણે હલકા નશાની જેમ એને ઘેરી રહી હોય. એના અંગઅંગમાં એક લિજ્જત રચતી જતી. એક દર્દ-દર્દ એના સાંધેસાંધામાં બેસવા માંડ્યું.

ઉર્સુલા મનસુખાનીની રાતો, પછી, આંખોમાં વીતવા માંડી. આના કરતાં તો એ માંકડોને જ કરડવા દેત. માંકડ એના શરીરને કરડતા હતા. જુવાનજોધ તેલીની સુવાસ એનાં દિલ, મન, આત્મામાં રહીરહીને ભોંકાયા કરતી રહી.

ઉર્સુલા મનસુખાનીને કાંઈ સમજાતું નહોતું.

❑

## મનખાના ખેડ...

*જીવણાનો હાથ તમે ઝાલો ને જાનબાઈ, ખેતરના પાળાઓ તોડે રે જી,*
*મનખાના ખેડ તમે ખેડો ને જાનબાઈ, શેઢા સીમાડાઓ છોડો રે જી.....*

*કેટલું વાવ્યુ ને બાઈ, કેટલું તેં લણ્યું ? કેમ આયખાનો સરવાળો કરશો ?*
*કૂવાનાં તળ સાવ ડૂકી ગિયાં રે, કેમ કોશ રે હલાવી મન ભરશો ?*
*અડધાં વાવેતર ના કરતાં રે જાનબાઈ, પૂરાં પરમાણ લઈ દોડો રે જી.....*

*માંઘલાના બીજને તો ઊગતાં ન આવડ્યું ત્યાં બૂડવાની વાત ક્યાં કરવી ?*
*દેખંતી આંખ્યુંમાં પાટા રે બાંધ્યા તો છૂટવાની વાત ક્યાં કરવી ?*
*પરખંદા હોય એને પાડો ને સાદ બાઈ, એનાથી નાતો રે જોડો રે જી.....*

**દેવેન શાહ**

# આસ્વાદ : આંતરિક પર્યાવરણ-વિનાશ !

રાધેશ્યામ શર્મા

### પુત્રને પહેલી વાર શાળાએ મૂકતી વેળા

(મદાક્રાન્તા • સૉનેટ)

*ના દીવાલો, છત પણ નહીં, ઊડતું જાય આગે;*
*પાંખોને જે 'બસ ચલ !' કહે, આભલું એટલે શું ?*
*શું છે ફૂલો ? મઘમઘ થતા વાયરા એટલે શું ?*
*ઊનો ઊનો રવિ અડકતાં ધુમ્મસો કેમ ભાગે ?*
*ખીણો ભાળી તરત પડતું મેલતી ને ઝિલાતી*
*મેદાનોમાં, ઝલમલ નદી ખ્વાબ-શી કેમ લાગે ?*
*-પૂછે નાનું વિહગ, કલશોરે સરી વૃક્ષ જાગે :*
*હું ભાળું આ અચરજભરી વારતાને વિલાતી !*

*છોડાવી મેં મૃદુલ કરથી આંગળી સખ્ત ઝાંપે;*
*જ્યાં પ્રશ્નોના નહિ, કદી નહિ, ઉત્તરો હોય સાચા !*
*જ્યાં ભૂંસાતી ક્ષણ ક્ષણ મહીં વિસ્મયોની જ ભાષા !*
*દેતો સાદો હજીય મુજને અંશ મારો જ, કાંપે.*
*ભીનાં પેલાં સગપણ લઉં આંખથી સ્હેજ લ્હોઈ,*
*ખોયા એણે કલરવ હવે, વૃક્ષતા મેંય ખોઈ !*

**નિર્ગિશ ઠાકર**

ચૌદ પંક્તિમાં નેટ સોનું ઊર્મિકવિતાસ્વરૂપમાં સંભરવું અઘરું છે. ઉશનસ્ અને અન્ય કેટલાક આ કાવ્યપ્રકારમાં ઉસ્તાદ તરીકે પંકાયા છે.

પૂર્વે બ. ક. ઠાકોર દ્વારા પ્રતિષ્ઠિત સૉનેટ કવિતા નિર્ગિશ ઠાકર સુધી કેટલી રસક્ષમ રીતિએ વહી આવી એ જાણવા, 'પુત્રને પહેલી વાર શાળાએ મૂકતી વેળા' કૃતિ અવિલંબ માણવા જેવી છે.

'કુમાર'માં પ્રકાશિત પ્રસ્તુત કૃતિ, મંદાક્રાન્તા છંદના ઝાંઝરના સ્વીકૃત બંધનમાં ભલે મુકાઈ હોય, પણ રચનાનું કલ્પનાપૂર્ણ ઉડ્ડયન કવિતાનાયકની સાથેસાથે સુજ્ઞ ભાવકને પણ અંતસ્થિત શાન્ત કરુણની ઓઝટમાં લઈ શક્યું છે.

રચનાનું શીર્ષક એના વિષયને સ્પષ્ટ રેખામાં અંકિત કરી આપે છે : પુત્રને પહેલી વાર શાળાએ મૂકતી વેળા. કર્તાનું આ સાહસ, જો કૃતિનું સં-રચન (structuring) રસાત્મક વિધિથી ના સંભવ્યું હોય તો બૂમરૅંગ પુરવાર થાય.

નોંધપાત્ર છે કે લાડ લડાવેલા પુત્રના ઍંગલથી નહીં, પણ પુત્રને પ્રથમ વાર શાળાએ મૂકતી 'વેળા'ના સંદર્ભથી પિતાના હૃદયકોણથી વિદાયકથા કાવ્યરૂપે રમતી મેલાઈ છે.

સૉનેટ અહીં બે ખંડમાં વિભાજિત છે. પ્રથમ ખંડ આઠ પંક્તિમાં અને બીજો ખંડ છ પંક્તિમાં છવાયો છે.

પ્રથમ ખંડની આઠ પંક્તિમાંથી સાત પંક્તિઓમાં કર્તાની કલ્પન-ક્ષમતાનો કલ્પનાયુક્ત વિનિયોગ ધ્યાનાર્હ છે.

પુત્ર અંગે અપેક્ષિત સંદર્ભો જતા કરી, વસ્તુથી જરીક દૂર રહી કર્તા પરોક્ષ રીતે પંખીના ઊડવાની, 'આભલું એટલે શું ?', 'વાયરા એટલે શું ?', 'ફૂલો એટલે શું ?' જેવી નિસર્ગસ્થિતિ તાદૃશ કરે છે, પ્રશ્નપદ્ધતિએ.

દીવાલો નહીં, છત નહીં ને આગેઆગે પાંખોને 'બસ ચલ' કહી આભલે ઊડતું, મઘમઘતા વાયરા અને ફૂલોના બાગ વચ્ચેથી પસાર થતું લઘુ વિહગ આકાશ કે ઉપવનની માહિતીથી માહિર નથી; અરે, અ-જાણ્યું છે આ અચરજખચિત વિશ્વથી-માટે તો જિજ્ઞાસા-પ્રશ્નો મૂકે છે. અનુભવો મીઠા મધુરા ને કૌતુકપૂર્ણ નથી, ન હોઈ શકે તેથી આવો ઉત્તપ્ત સવાલ પણ કરી શકે : 'ઊનો ઊનો રવિ અડકતાં ધુમ્મસો કેમ ભાગે ?'

ધુમ્મસની હારોહાર ખ્વાબવત્ સ્વપ્નસૃષ્ટિ પણ તણાતી આવે. એના અનુષંગે સ્મરણીય ગતિશીલ કલ્પન (kinetic image) વહ્યું છે :

*ખીણો ભાળી તરત પડતું મેલતી ને ઝિલાતી*
*મેદાનોમાં, ઝલમલ નદી ખ્વાબ-શી કેમ લાગે ?*

અહીં પ્રશ્નોના પંખી-કલશોરથી જાગતું વૃક્ષ એ પિતાનું જ સુદૃઢ પ્રતિરૂપ છે.

મૂળ વસ્તુથી અન્તર જાળવી છએક પંક્તિ પ્રયોજી

આઠમી પંક્તિમાં કાવ્યનાયકનો 'હું' હળવેક રહી સાક્ષાત્ થાય છે : *હું ભાળું આ અચરજભરી વારતાને વિલાતી.*

કાળમાતાના ખોળામાં અચરજભરી વારતાનો વિલય એ નાયક પિતાની અંગત આત્મલક્ષી વિષાદ-દશાનો સંકેત છે.

પહેલી વાર પુત્રને શાળાએ મૂકવા જતાં જતાં, માર્ગ વચાળ પૂર્વોક્ત અચરજભરી વાતો વટાવી ખેદગ્રસ્ત પિતા સપૂત સમેત શાળાના ઝાંપે આવી જતાં જ, દીકરાએ અદ્યાપિ આયુષ્યકાળમા પકડી રાખેલી આંગળી કોમળ કરથી વછોડાવી દે છે.

'છોડાવી મેં મૃદુલ કરથી આંગળી સખ્ત ઝાંપે' પદમાંનો 'સખ્ત' શબ્દપ્રયોગ, ઝીણવટથી જોનારને 'આંગળી' અને 'ઝાંપા' ઉભયને અંશત: ઊંડળમાં લેતો વરતાશે. ઝાંપાથી પિતા-પુત્રને જે અલગતા પ્રાપ્ત થવાની છે એનો ઝીણો જોકુકો ઝાટકો અનુભવવા સરીખો !

'સખ્ત ઝાંપે'ની અનુગામી બે પંક્તિઓ વિષયવસ્તુના વાર્તિક સમી અધિકી છે. કવિતાસ્વરૂપની સૂક્ષ્મ 'ઇકોનોમી'-કરકસર-આથી ઘવાય. પૂર્વે આવું લખાતું એનું અનુગમન નિવાર્ય નહોતું શું ? ફોડ પાડીને કહેવાનું પુણ્ય અહીં લેવા જેવું નહોતું. કવિતાની સ્વયંપર્યાપ્ત 'વિસ્મયભાષા'-વ્યંજનાનો આદર જેટલો થાય તેટલો ઓછો.

હવે, આત્મજનો અંશ સાદ નહિ, સાદો દઈ રહ્યો છે અને વિષમ વિપરીત વાસ્તવથી કંપિત છે.

પિતૃસંસ્કારની પૂર્ણાહુતિ અને શાળાદીધ સંસ્કારનો પ્રારંભ આમ તો પુરાકાળમાં દ્વિજ-ત્વના અવતરણની પુષ્ત ઘડી ગણાતી, પણ ત્યારેય 'ભીનાં સગપણ' આંખથી લ્હોવાની બીના તો બજતી જ ! (જોકે, અહીં તો આધુનિક શિક્ષણપદ્ધતિ પ્રત્યેનો કટુ કટાક્ષ જ આમ પ્રવર્તવા પ્રેરે છે...)

સૉનેટની સુવર્ણા અંતિમ ચૌદમી પંક્તિ કૃતિને તેર-અંગુલ-ઊર્ધ્વ આરોહણ કરાવી શકે એવી છે :

*ખોયા એણે કલરવ હવે, વૃક્ષતા મેંય ખોઈ !*

પંખી પક્ષીપણું અને વૃક્ષ વૃક્ષતા ગુમાવે એના જેવો દારુણ કરુણ ક્યાં જડે ? આ પણ એક પ્રકારનો, આંતરિક પર્યાવરણ-વિનાશ છે. Loss of Innocenceને અતિ-મેલો-ડ્રામેટિક બનાવ્યા વિના શુદ્ધ ખેદને સૉનેટપ્રકારમાં મૂર્ત કરવા માટે નિર્મિશને ધન્યવાદ.



## બન્ની* : એક સ્મૃતિ

*ઊષર ભૂમિ પર ઊભો છું. ક્ષારનો ચળકાટ મારી આંખોને આંજે છે. ઘેરીને ઊભું છે રણ. માથે પોતાનો બધો જ તાપ તીવ્રતાથી ફેંકતો સૂરજ. હાથલા થોર પાસે થોર જેવો ઊભો રહી ઝીલવા મથું છું તાપને. કાંટા ઊગી નીકળ્યા છે અંગે. છતાં લીલપ. રણ વચ્ચે લીલપ. લીસ્સી બારીક રેતી બની ડમરીમાં ફંગોળાતું રણ ઊતરતું જાય છે મારાં ફેફસાંમાં. મારા લોહીમાં રણની રેતી. એ રેતીની વચ્ચે બિલાડીના ટોપ જેમ ફૂટી નીકળેલા શંકુ આકારના ભૂંગા.*

*રણના તળાવમાં ચળકતી માછલીઓ મારકણી આંખે બધું જ જોતી છતાં કશું જ ન જોતી હોય તેમ તરવર્યા કરે છે. કમખાના ચળકતા આભલામાં રણ નાના બાળક જેવું - વહાલ કરતું જંપી જાય છે ઘડીક. ઘડીક ઊછળે છે ઈવના આદિમ વિસ્મયલોક જેવું. - રણ રોપાઈ ગયું છે મારી છાતીના એક ખૂણે...*

* કચ્છના રણનો એક વિસ્તાર.

**રમણીક સોમેશ્વર**

પ્રા. અરુણ જોષી

### શ્રી શિવમહિમ્નઃ સ્તોત્ર - એક અવલોકન

કેટલીક વાર એવું પણ બને છે કે સાહિત્યનો ઇતિહાસ લખનારા લેખકોએ જે કૃતિનો પોતાના ગ્રંથમાં ઉલ્લેખ પણ ન કર્યો હોય એવી કૃતિ પોતાના આંતરિક સામર્થ્યથી ખૂબ જ પ્રસિદ્ધિ પામે છે અને સર્વશ્રેષ્ઠતાની કલાને હાંસલ કરે છે. કવિશ્રી પુષ્પદંત રચિત 'શ્રી શિવમહિમ્નઃ સ્તોત્ર' એક આવી જ રચના છે, જે સમગ્ર સંસ્કૃત સ્તોત્રસાહિત્યમાં સહુથી વિશેષ શ્રદ્ધેય ગણાય છે. શિવના અલૌકિક અને અદ્‌ભુત મહિમાને વ્યક્ત કરતા આ સ્તોત્રકાવ્યમાં ૪૩ શ્લોકો જોવા મળે છે, પરંતુ તેમાંથી શરૂઆતના ૩૧ શ્લોકો જ પુષ્પદંતરચિત મનાયા છે, જ્યારે બાકીના ક્ષેપક ગણાય છે. પૂ. શ્રી. મધુસૂદન સરસ્વતીએ આ ૩૧ શ્લોકો પર જ ભાષ્ય લખ્યું છે; વળી, શૈલીભેદથી પણ ઉપરના કથનને પુષ્ટિ મળે છે.

સંસ્કૃતના મૂર્ધન્ય ગણાતા વિદ્વાનોમાં જેમની ગણના થાય છે એવા મુ. શ્રી જયાનંદ દવે દ્વારા આ સ્તોત્રકાવ્યનું સંપાદન થયું છે અને તેમની વિશિષ્ટ છણાવટ કરવાની શૈલીને કારણે ખૂબ જ અઘરું ગણાતું આ સ્તોત્રકાવ્ય આપણે માટે સરળતાથી શબ્દશઃ સમજી શકાય એવું બન્યું છે.

પુસ્તકની શરૂઆતમાં આપવામાં આવેલ નિવેદન પરથી સંપાદકશ્રીના ઇષ્ટદેવ ભગવાન શ્રી શંકર પ્રત્યેનો ઉત્કટ ભક્તિભાવ દૃષ્ટિગોચર થાય છે અને આ ગ્રંથ 'સ્વાન્તઃસુખાય' જ તૈયાર થયો છે એમ જાણવા મળે છે. ત્યારપછી મૂળ સ્તોત્રનો માત્ર પાઠ જ કરવો હોય તેમને માટે સમગ્ર સ્તોત્ર રજૂ કરવામાં આવ્યું છે. પછીથી 'શિવના અલૌકિક મહિમાનું ગાન' શીર્ષક હેઠળ જે લખાણ આપવામાં આવ્યું છે તેમાં આ સ્તોત્રની લાક્ષણિકતા, આ સ્તોત્રના કવિ શ્રી પુષ્પદંત, તેમનો આવિર્ભાવકાળ અજ્ઞાત હોવાની રજૂઆત તથા કવિ દ્વારા આ સ્તોત્રરચના અંગેની અનુશ્રુતિ રજૂ કરવામાં આવી છે. સ્તોત્રનો રસાસ્વાદ ખૂબ જ હૃદયંગમ શૈલીમાં સંપાદકશ્રીએ રજૂ કરેલ છે.

આટલી પ્રારંભિક બાબતો રજૂ કર્યા પછી પુસ્તકમાં દરેક મૂળ શ્લોક, ગુજરાતી પાઠ, ગદ્ય અન્વય, ભાષાન્તર, શબ્દાર્થ અને ટિપ્પણ રજૂ કરવામાં આવેલ છે, જેમાં ટિપ્પણ આ પુસ્તકનું સહુથી શ્રેષ્ઠ ગણાય એવું પાસું છે. શબ્દાર્થ આપતી વખતે પણ બહુ જ ઉદારતા દાખવવામાં આવી છે અને એક કે બે અર્થ આપવાને બદલે થોકબંધ અર્થો આપવામાં આવ્યા છે. ઉદા. ऋजु એટલે સરળ, સીધો, સાત્ત્વિક, સમીપનો, શીઘ્રફળ આપનાર. अयत्नाद् એટલે અનાયાસ, વિના પ્રયત્ને, વિના પ્રયાસે, વિના કષ્ટે, વગર મહેનતે, સહેજે, સરળતાપૂર્વક, રમતાં રમતાં.

શ્રી જયાનંદભાઈ સંસ્કૃત ભાષાના તો ઉચ્ચ કોટિના વિદ્વાન છે જ, પરંતુ ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્ય તથા અંગ્રેજી ભાષા અને અંગ્રેજી સાહિત્યના પણ એટલા જ માર્મિક જ્ઞાતા છે તેથી તેમણે રજૂ કરેલ ટિપ્પણ ખૂબ જ વિશદ પ્રકારનું બન્યું છે અને સ્વયં કવિ હોવાથી મૂળ કવિને સમજવામાં અને મૂળ કવિનો આશય રજૂ કરવામાં તેમને અદ્વિતીય પ્રકારની સફળતા પ્રાપ્ત થઈ છે.

હવે આપણે આ ગ્રંથનો શિરમોર ગણાય અને સંપાદકશ્રીની વિદગ્ધતાનો પરિચાયક ગણાય એવા ટિપ્પણના વિભાગનું અવલોકન કરીએ :

પ્રથમ શ્લોક ઉપરના ટિપ્પણમાંથી જાણવા મળે છે કે "કાશીરાજ ચિત્રરથના બગીચામાં શિવનિર્માલ્ય (ભગવાન શંકરને અર્પણ કરવામાં આવલાં પુષ્પો, બીલીપત્ર વગેરે)ને અજાણતાં પોતાના પગ નીચે કચડીને શિવજીના અપરાધમાં અચાનક આવી પડેલા ગંધર્વરાજ પુષ્પદંતને ભારે મૂંઝવણ થઈ : હવે શું કરવું ? આ પાપમાંથી કેવી રીતે મુક્ત થવું ?" આ મૂંઝવણનો ઉકેલ એટલે આ સ્તુતિ. ટિપ્પણમાં સ્તુતિ અને પ્રાર્થના વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. આ ભેદને કારણે જ આ સ્તોત્ર અન્ય શિવકવચ વગેરે કરતાં વિલક્ષણ

લાગે છે. આ સ્તોત્રમાં ઇષ્ટદેવના ગુણોનું જ વર્ણન છે. પુષ્પદંતે ક્યાંય કશું જ ભગવાન પાસે માગ્યું નથી.

અન્ય શ્લોકો ઉપરના ટિપ્પણમાં વેદ, ઉપનિષદ, ગીતા, મહાકાવ્યો, સંસ્કૃત નાટકો, અન્ય સ્તોત્રો વગેરેનો આધાર લઈ, સમાંતર ઉદાહરણો આપી મૂળના શ્લોકોની પુષ્ટિ કરવામાં આવી છે. શ્રુતિ અને સ્મૃતિ વચ્ચેના ભેદને સ્પષ્ટ કરવામાં આવેલ છે. મૂળ રચનામાં પ્રયોજાયેલ સંબોધનો કેવા હેતુપૂર્વક રજૂ કરવામાં આવેલ છે તેની સ્પષ્ટતા અવારનવાર કરવામાં આવી છે. શાસ્ત્રીય પરિભાષામાં વપરાયેલ પૂર્વપક્ષ અને સિદ્ધાંતપક્ષનો ખ્યાલ આપીને ટિપ્પણમાં જણાવવામાં આવ્યું છે કે નિરીશ્વરવાદી મીમાંસકો ભગવાનના ઐશ્વર્યનો સ્વીકાર ન કરતા હોવાથી તેઓ 'પૂર્વપક્ષ' છે અને ભગવાન શિવના પરમ ભકત એવા કવિ પુષ્પદંત અહીં 'સિદ્ધાંતપક્ષ'ના પ્રતિનિધિ છે. વેદવિષયક સમજૂતી આપતાં જણાવવામાં આવ્યું છે કે હજારો વર્ષ પૂર્વે પ્રથમ ત્રણ વેદોને-એટલે કે ત્રયીને-જ માન્યતા મળી હતી. અથર્વવેદમાં કેટલાક અયોગ્ય, અપવિત્ર વિષયો વિશેના મંત્રો હોવાથી ચોથા વેદ તરીકે અથર્વવેદને ઋષિઓએ મોડેથી સ્થાન આપ્યું હતું. खट्वांगम् શબ્દ સમજાવતાં કહેવામાં આવ્યું છે કે 'પાશુપત-મંત્ર'માં ખાટલાની ઈસ જેવા હથિયારનો ઉલ્લેખ મળે છે. આ ઈસ એટલે 'ધોકો'. અપરાધીને મારવા માટેનો દંડ. દુષ્ટોને યોગ્ય રીતે દંડવામાં આવે તો રાજ્યની પ્રજા સલામત રહી શકે. અધર્મને ધર્મનો ડર સતત સતાવતો રહે એવી પરિસ્થિતિના ઔચિત્યને રજૂ કરીને શ્લોક ૨૨ ઉપરના ટિપ્પણમાં કહેવામાં આવ્યું છે કે પ્રજાનાથ એવા બ્રહ્માજી પોતે જ પોતાની પુત્રી સાથે અનુચિત વ્યવહારની કલ્પના કરે તો શિવજી તેમને શિક્ષા કરવા સદા તત્પર છે એ બાબત વ્યકત કરવા નક્ષત્રશાસ્ત્રની દિવ્ય ઘટના સમજાવતાં કહેવામાં આવ્યું છે કે શિવજીના બાણથી બચવા માટે મૃગના રૂપમાં નાસી જતા બ્રહ્માજી એટલે મૃગશીર્ષ નક્ષત્ર અને એમની પાછળ પડેલ શિવજીનું બાણ એટલે આર્દ્રા નક્ષત્ર !

આમ, ટિપ્પણમાં ઉપનિષદનાં ગહન સત્યો, પુરાકથાશાસ્ત્રના વિવિધ પ્રસંગો, શિવજીનાં નિરાકાર અને સાકાર સ્વરૂપો, ૐનું સ્વરૂપ વગેરેને ખૂબ જ સરળ રીતે સમજાવવામાં આવેલ છે.

પુષ્પદંતરચિત આ શ્લોકો વાચ્યાર્થ ઉપરાંત બીજું કાંઈક પણ વ્યકત કરે છે એવું તારણ જ્યાં જ્યાં જોવા મળે છે ત્યાં ત્યાં સંપાદકશ્રીની કવિને સૂક્ષ્મ રીતે સમજવાની પ્રતિભા દેખાય છે. શંકરે ત્રિપુરનો નાશ કર્યો એ જાણીતી હકીકત ઉપરથી તારણ કાઢવામાં આવ્યું છે કે મનુષ્યનાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એવાં ત્રણ શરીરો છે અને તેનો શિવજી નાશ કરે ત્યારે માનવને મોક્ષનો લાભ મળે છે.

પુષ્પદંતે પ્રયોજેલા કેટલાક શબ્દો જેવા કે अतद्व्यावृत्त्या, ध्रौव्याध्रौव्य, अग વગેરે સમજવામાં ખૂબ જ કઠિન છે અને ભાગ્યે જ ભાષામાં પ્રયોજાતા હોય છે. આલંકારિકો ભામહ, દંડી વગેરે કદાચ આવા શબ્દોને ક્ષતિરૂપ ગણે, પરંતુ પુષ્પદંત પ્રત્યેના ભક્તિભાવથી ટિપ્પણમાં કવિનો નવા શબ્દો બનાવવાનો શોખ ગણીને ગુણદર્શિતા વ્યકત કરવામાં આવી છે.

ઉપમા, ઉત્પ્રેક્ષા, અનન્વય, અર્થાન્તરન્યાસ જેવા અલંકારો પ્રત્યે પણ ટિપ્પણમાં આપણું ધ્યાન દોરવામાં આવ્યું છે. ઉદા. તરીકે અર્થાન્તરન્યાસનાં બે ઉદાહરણો યાદ રહી જાય એવાં છે.

(૧) ध्रुवम् उपचितो मुह्यति खल: । શ્લોક ૧૨.
(સમૃદ્ધિ પામેલો દુષ્ટ માણસ, ખરેખર, અંતે છકી જાય છે).

(૨) न हि वशिषु पथ्य: परिभव: । શ્લોક ૧૫.
(જિતેન્દ્રિય મહાપુરુષોનો અનાદર કદી હિતકારક નીવડતો નથી.)

પુષ્પદંતે પોતાની રચનામાં પ્રયોજેલા આરંભથી ૨૯મા શ્લોક સુધી ચાલ્યા આવતા શિખરિણી અને ૩૦મા શ્લોકમાં આવતા હરિણી અને ૩૧મા શ્લોકમાં આવતા માલિની છંદને બંધારણ સાથે રજૂ કરીને ટિપ્પણમાં સ્પષ્ટ રીતે સમજાવેલ છે.

પ્રસ્તુત સ્તોત્રની સમજૂતી આપતી વખતે ટિપ્પણમાં જ્ઞાનસભરતા અને માહિતીસભરતા લાવવા માટે ખૂબ જ ખ્યાલ રાખવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે નીચેનું લખાણ જુઓ : "શિવના અંગૂઠાના

દબાણથી પાતાળમાં ચંપાઈ રહેલા રાવણને દેવર્ષિ નારદજી મળ્યા અને રાવણને વીણા વડે ભગવાનની ગીતયુક્ત સ્તુતિ કરવા સૂચવ્યું અને તે તો તરત જ અંતર્ધાન્ન થઈ ગયા. પરંતુ રાવણ પાસે વીણા તો હતી નહીં. અને એ વિના પોતાનો ઉદ્ધાર અશક્ય હતો. તેથી તેણે પોતાના એક મસ્તક અને એક હાથની વીણા બનાવી (જેને લોકભાષામાં રાવણ-હથ્થો કહેવામાં આવે છે) અને પંચચામર છંદમાં ભક્તિસભર શિવતાંડવસ્તોત્રનું ગાન કર્યું. ભગવાને પ્રસન્ન થઈને અંગૂઠો ઊંચો કર્યો અને રાવણ આમ છુટ્ટો થયો.

આ વિસ્તૃત રીતે રજૂ કરેલ ટિપ્પણનો ભાગ પુસ્તકમાં ટિપ્પણકારની બહુશ્રુતતા વ્યકત કરે છે અને આ ટિપ્પણ વાંચનાર સંસ્કૃત સાહિત્યના ઇતિહાસના બહુ મોટા અંશથી માહિતગાર થઈ જાય એટલું ભાતું આમાંથી મળી રહે એમ કહેવામાં આવે તો નવાઈ પામવા જેવું નથી.

આવી સરસ ટીકાયુકત પુસ્તક ગુજરાતની પ્રજાને આપવા બદલ મુ. શ્રી જયાનંદભાઈ ખરેખર સુજ્ઞ વાચકોનાં અભિનંદનને પાત્ર છે. એમની પાસેથી આવા વિશેષ ગ્રંથો મળતા રહે એવી શુભકામના.

[શ્રી શિવમહિમ્ન: સ્તોત્ર - જયાનંદ દવે; પૃષ્ઠ ૩૮૦; પ્રાપ્તિસ્થાન - પ્રવીણ પુસ્તક ભંડાર, ઢેબર રોડ, રાજકોટ; મૂલ્ય : બસો રૂપિયા.]

❑

## શી રીતે ?

*શી રીતે જીવું - કહો જોઈએ ?*
*મને લાગ્યા કર્યો છું સદા હું સરળ, સીધોસાદો*
*છતાં*
*લોકો તો એમાંય જોયા કરે છે મુત્સદ્દીપણું.*
*હસીને બોલું છું તો મીઠડો કહે છે,*
*ભારેખમ રહીને બોલું છું તો દંભી કહે છે,*
*મળું છું તો આદત કહે છે,*
*નથી મળતો તો અભિમાનનું લેબલ લગાવે છે,*
*સરખી રીતે, શિષ્ટ રીતભાતથી વર્તુ છું તો સોફિસ્ટિકેશન કહે છે,*
*વ્યવહારુ, તળપદા શબ્દોનાંય તેઓ મનઘડંત અર્થઘટનો કર્યા કરે છે.*

*આમ તો -*
*ક્યારેય કોઈનું મેં કશું ઝૂંટવી લીધાનું સ્મરણમાં નથી.*
*શરીરે ચકામાં થઈ ઊપસી આવેલા અન્યાયો સામેય કદાપિ ઊંહકારો કર્યો નથી.*
*છતાં...*

*કદાચ*
*કેટલાકને ચાલતા રહેવાનું હોય છે !*
*કદાચ*
*કેટલાકને જોયા કરવાનું હોય છે !*

**પ્રવીણ દરજી**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

સાહિત્ય અંગેની તત્ત્વવિચારણામાં ફ્રેન્ચ કવિવિવેચક મોરિસ બ્લાન્શો (Maurice Blanchet)નું મહત્ત્વનું સ્થાન છે. સાહિત્યના તત્ત્વવિચારકો હંમેશાં ભાષા-સમસ્યાથી ઝૂમ્યા છે. એમની શક્તિ રોજિંદી વપરાશમાં રહેલી ભાષાથી સાહિત્યની ભાષાને અલગ ઓળખ આપવામાં ઝાઝી ખર્ચાયેલી છે. રોજિંદી ભાષા સાથે અને જગત સાથે સાહિત્યને સંબંધ હોવાથી સાહિત્યકૃતિઓએ ભૂતકાળમાં અન્ય મૂલ્યોને સેવીને કલાના મૂલ્યને સેવ્યું છે અને તેથી સાહિત્યભાષાના મૂલ્યને અલગ કરી સાહિત્યની કલા તરીકેની સ્થાપના કરવામાં બ્લાન્શો જેવાનો ખાસ્સો ઉદ્યમ રહ્યો છે. સાહિત્યની સ્વાયત્તતાનો સંદર્ભ આજે અનુઆધુનિક પરિબળો વચ્ચે મોળો પડ્યો છે તેમ છતાં બ્લાન્શોની સાહિત્યભાષા અંગેની વિચારણા ધ્યાન ખેંચે તેવી રહી છે.

બ્લાન્શોએ સાહિત્યના ભાષાક્ષેત્રને અ-વિચાર (non-thought)ના ક્ષેત્ર તરીકે આગળ ધર્યું છે. એનું કહેવું છે કે સામાન્ય રીતે રોજિંદી ભાષાનું વિચારક્ષેત્ર એકતાને, એકરૂપતાને લક્ષ્ય કરે છે. પોતાના અસ્તિત્વ માટે જ્ઞાન, નિયંત્રણ અને હેતુને રચે છે. સુગમતા અને સંગતતાને અંકે રાખે છે. કદાચ રોજિંદી ભાષા સ્પષ્ટ નયે હોય તેમ છતાં ગેરસમજ અને અનેકાર્થ જેવા સંદર્ભો સામે બરાબરની સીમા-મર્યાદાઓ બાંધીને ચાલે છે. આવું રોજિંદી ભાષાનું વિચારક્ષેત્ર જાણે દિવસના પ્રકાશ જેવું પ્રમાણમાં સુસ્પષ્ટ હોય છે. આ વિચારભૂમિકામાં રોજિંદી ભાષા પોતે અદૃશ્ય રહે છે, જેથી જગત પ્રગટી શકે. બીજી રીતે કહીએ તો રોજિંદા વ્યવહારમાં જે કહેવાય છે એની પાછળ ભાષા અદૃશ્ય થાય છે.

આની સામે સાહિત્યભાષાને અ-વિચાર (non-thought) સાથે જોડી રોજિંદી સામાન્ય ભૂમિકાથી એને અળગી કરવામાં આવે છે. સાહિત્યભાષા કશું કહેવા માટે કે જગતમાં જીવવા માટે વપરાયેલી નથી, એટલે કે 'કલ્પિત' (fiction) છે. બ્લાન્શો ભાર મૂકીને જણાવે છે કે સાહિત્ય એ જગતમાંથી ભાષાનું નિવર્તન કે પ્રત્યાગમન છે. જગતમાંથી ભાષાને ખેંચી લેવાથી સાહિત્ય આપણને અ-વિચાર તરફ, અંધાર તરફ, સંદિગ્ધતા તરફ ખેંચે છે અને તેથી સાહિત્ય એવી ભાષા બને છે જે સંદિગ્ધતામાં ફેરવાઈ જાય છે. રોજિંદી ભાષાની દિવસબાજુ અને સાહિત્યભાષાની રાત્રિબાજુનો સંદર્ભ આપી બ્લાન્શો જે રીતે કાવ્યતંત્ર કે સાહિત્યતંત્રને સમજાવે છે એમાં ક્યાંક 'શ્રીમદ્ભગવદ્ગીતા'ના 'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।' શ્લોકમાં આત્મતંત્રને સમજાવતી પરિભાષાની દૂરની સમાન્તરતાનો પડઘો સંભળાવાનો સંભવ છે.

સાહિત્યકારને પણ ભાષાના દિવસનો નહીં, પણ એની રાતનો સંદર્ભ મહત્ત્વનો છે. આ અ-વિચારનો પ્રદેશ જ સાહિત્યકારને પ્રતિનિધાનના કાર્યમાંથી ભાષાને મુક્ત કરી જગતની બહારનું કોઈ બિન્દુ ભાષાને ધરવામાં સહાય કરે છે, એટલું જ નહીં, પણ એને કારણે ભાષાની ભૌતિકતા કેન્દ્રમાં આવે છે. લય, ભાર, વજન, જથ્થો, આકાર-સ્વરૂપ-વગેરે મહત્ત્વનાં બને છે.

આ રીતે નિર્દેશાત્મક કે અભિધાત્મક કાર્યથી ભાષાને દૂર કરતાં આપણી અર્થઘટનની શક્તિ કે ભાષા પરની આપણી સત્તા જાણે કે દૂર થતી હોય એવું લાગે છે. સાહિત્યભાષા આપણને નિર્બળ બનાવે છે. સાહિત્ય સંદર્ભે આપણે શક્તિહીન પુરવાર થઈએ છીએ. સાહિત્ય સાથે આપણે કશું કરી શકતા નથી. સાહિત્ય અર્થઘટનનો અસ્વીકાર કરે છે, પ્રતિકાર કરે છે. અને એમાં જ સાહિત્યનું સામર્થ્ય છે.

બ્લાન્શોની વિચારણામાં, સાહિત્યભાષામાં જગત બહારનું જગતને જોવા માટે મળેલું એક બિન્દુ અને ભાષાની ભૌતિકતા અંગેનું ઊભું થતું પ્રાધાન્ય મુખ્ય ભાગ ભજવે છે. કોઈ પણ સર્જનાત્મક સાહિત્યની તટસ્થ ભૂમિકા અને એની નક્કર અને જીવંત પ્રત્યક્ષતાને સમજવા માટે આ વિચારણા સહાયક નીવડે એમ છે.

સંદર્ભ : 'Philosophy, Literature and the Human Good' by Michael Weston (Routledge, 2001).



## આષાઢની સાંજ

આવી જ
એક આષાઢની સાંજ.
આકાશેથી ઝરમર ઝરે વરસાદ,
પવનમાં તરી રહ્યા ટિટોડીના સ્વર,
તૃણછાઈ ટેકરીના ઊતરતા ઢાળે
લીલાછમ માંડવાની તળે
એકાંતમાં બેસી
વિહરતાં
વાદળાંઓ નીરખતાં નીરખતાં
તારા નેત્રમાંથી વહી રહી સૂરાવલિ સુણી
અચિંત તને અંક મહીં લઈ દીધ સ્નેહભરી ચૂમી,
પ્રસરતા
ચોમેરમાં પ્રસરતા
ઝાલરના રણકારે રણકતા અંધારને જોઈ
ચાલ્યાં...ચાલ્યાં ગયાં.
આજ
આષાઢી આ સાંજ મહીં ધીરેધીરે ભરી રહ્યો ડગ
ત્યારે
એકાએક
પ્રથમ એ સ્નેહભરી ચૂમીની આવી ગઈ યાદ.

**નલિન રાવળ**

## વિરાટના અણુ મહીં...

ધબકતી ભીનેરી સંવેદના સંકોરતું,
અરવને મારગે માંગલ્ય સુણાવતું,
છિન્નવિચ્છિન્ન જિંદગીના તાર સંસ્કારતું
કોણ એ પલક પલક જીવનસાજ રણકાવતું ?

આ રોમરોમ, પત્ર-પુષ્પે, સ્થૂલસૂક્ષ્મે
અખિલાઈ શણગારતું, અલખનાદ ગુંજાવતું,
અદીઠ સંગાથ થૈ સકલમાં રમણતું
કોણ એ વિશ્વને સૂર સૂર મહેકાવતું ?

સપન ને જાગૃતિ છે ખેલ આ ક્ષેત્રના,
ક્ષેત્રીને કયાં વળી ભિન્નતા આ સૃષ્ટિમાં ?
'આ' અને 'એ' અને વાણી ને મૌનને
ભરભર્યું રાખતું, અસ્તિત્વને કોણ મલકાવતું ?

કોણ આ ખંડ ને કોણ છે અખંડ વળી ?
વિરાટના અણુ મહીં શક્તિ તો વિરાટ ભળી,
દગ અને દશ્ય કયો ભેદ ને ભરમ છે ?
અંતમાં અનંત ને પિંડે છે બ્રહ્માંડે જે.

વાત ને વાતમાં અહં ભરમાવતું,
ઊંઘમાં અટપટું એ જ સમજાવતું.

**પીયૂષ પંડ્યા 'જ્યોતિ'**

## મુરલી કા'નકુંવરની

અયિ મુરલી કા'નકુંવરની !
ઉર મહીં ઝક્કન જાગી રે શી
કોમલ અરુણ અધરની !

પલ પલ ત્હારો હુલાસ વિલસે
નવ અભિનવ કંઈ રાગે;
સીમ સીમ ને ગગન વિલોલિત
કરતી પરમ સુહાગે :
જાણે ત્હને મળી ગઈ સઘળી
સમ્પદ સચરાચરની !

ત્હારી હલકે તાલ દિયે
વનકુઞ્જપર્ણ અરુ પ્રાણી;
રહે ન બાકી કોઈ, ન બાકી
જમુનાજીનાં પાણી;
તું બોલે તે સહ અનુરાગની
લ્હાણ : પરસ્પર કરની.

**રાજેન્દ્ર શાહ**

## દેવોનું કાવ્ય

ઊંચે નીલું ગગન ચળકે સૂર્યને તેજ તાતા,
નીચે પૃથ્વી પીત વસનમાં દીપ્ત શી સદ્યસ્નાતા !
વચ્ચે ઊડે પવનલહરે રંગરંગી પતંગ,
પીળાં પીળાં કણકણસલે ઊતરે શાં વિહંગ !

પ્હોળા પ્હોળા પટ સભર નીરે પુરા જે નદોના
સંકોચાઈ અવ વહી રહ્યા પાતળી ધાર જેવા;
સુકાયા કાદવ મહીં પશુઓની ઊઠી ખરીઓ,
પીળાં તૃણો બિચ ઊઘડી શી કેડીઓ સાંકડીઓ !

ચાંદા ભેગી તરલ તરતી પલ્વલે પોયણીઓ,
ધીમી ચાલે ચલત સુરભિભારઝૂકયા અનિલો;
આંજી-માંજી તિમિર-દ્યુતિએ શારદી રાતડીઓ,
માંજ્યું માંજ્યું મન, સપનઆંજી કશી આંખડીઓ.

પીએ આકાશપાને સઘન રસદ્યુતિમંત ને નિત્યનવ્ય
તારાલિપિ લખેલું અજર અમર આ દેવનું કાવ્ય ભવ્ય.

**જયન્ત પાઠક**

**Uddesh** (A literary, cultural monthly) **November 2001** ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No. 188 R. No. GUJ 156/200




સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમુ . અક પાચમો ડિસેમ્બર ૨૦૦૧

તંત્રી

રમણલાલ જોશી

૧૩૭



# ઉદ્દેશ

વર્ષ : બારમું  અંક : પાંચમો  સળંગ અંક : ૧૩૭

અનુક્રમ : ડિસેમ્બર ૨૦૦૧



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા ૧૫૦, વિદેશમાં (એરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯. ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

# ઉદ્દેશ

ડિસેમ્બર ૨૦૦૧

सर्वभाषा सरस्वती




## શબદ-લય

ઘણાં વર્ષો ગાળ્યાં શબદ-લયના સંગમ-તટે
છતાંયે એનું ના જડ જગતમાં મૂળ જડતું.
મને લાગે રૂડું રુચિર મુખ. સાથે કનડતું.
અરે પામ્યા તે શો વર ? દરદ કે જે નવ મટે.
ચલો. પૂરું આજે સગપણ થયું. ત્યાં જ પ્રગટે
ભરોસ્રાસે તોયે હૃદય મહીં કાંઈ-ક રડતું.
ન જાગું. ના ઊંઘું. પણ અતિઘણું ઘેન ચડતું.
લઈ જાતું. ગાતું પરવશ મને શૂન્ય નિકટે.

હવામાં જ્યાં મારી ભસમ થઈ હસ્તી વીખરશે,
અધૂરાં સ્વપ્નોની મુજ સ્વર મહીં માળ વણતાં
સ્મરી લેશે કોઈ, ઉર અસહ એકાંત ભડકે
બળે ત્યારે. મારા શબદ-લય શાતા શું ધરશે ?
અને ભારે એના અગણિત દિનો રોજ ગણતાં
ખરે ટાણે ટેકો બની રહીશું. કાંઈ નહિ ટકે ?

**મકરન્દ દવે**



## સ્પંદન

અજાણી આંખોમાં સહજ પળ આંખો મળી જતાં
પુરાણી. સૂતેલી. સ્મૃતિ ચમકતી વિદ્યુત સમી.
અને મૃત્યુ કેરી ગહનતમ જે ખીણ વસમી
ઘડીમાં તો જાણે ઝળહળ થતી. રંગ ગમતા
ફરી ઊઠે હૈયે, વિરહ દહતા તાપ શમતા,
વિયોગો. વિચ્છેદો તણી ભ્રમિત મૂર્ચ્છા અતિક્રમી
વહે અંગ અંગે પુલકિત. સંજીવન અમી.
ભલા. સાચું સાચું. નિત સકલ રોમાંચ રટતા.

કદી મારી ભોળી. અણસમજ આવે તવ કને
અને સ્પર્શે ધીમે. તવ હૃદયનું સ્પંદન બની.
અનામી સૃષ્ટિની મધુરજ ઉડાડી વહી જતું
કંઈ આપે એવું નવ મળતું જે ક્યાંય તમને.
ખરે. તો આ મારી કલમ તણી નિર્વ્યાજ કથની
જશે અર્પી ભાતું સમય થકી સ્વાધીન કરતું.

**મકરન્દ દવે**

**ડૉ. મંગલ દેસાઈ, તંત્રી**

## ઈન્ડિયન થિયેટર, રંગાયણ, મૈસૂર તરફથી યોજાયેલો સાહિત્ય-ઉત્સવ

ભારતીય રંગમંચ માટે સ્ત્રીઓએ આપેલ યોગદાનનું પ્રદર્શન અને મૂલ્યાંકન કરાવવાના ઉદ્દેશથી ઇન્ડિયન થિયેટર, રંગાયણ, મૈસૂર તરફથી વિશેષ ઉત્સવ યોજવામાં આવ્યો છે. નવેમ્બરની ૧૮થી ૨૫ સુધી 'રંગાયણ'ના કેમ્પસમાં રાખવામાં આવેલ આ નાટ્યોત્સવમાં વીસ દીર્ઘ નાટક અને ભારતીય ભાષાઓમાં જુદાં જુદાં રાજ્યોમાં રમાતાં પથ-નાટ્ય (કન્નડમાં 'બીદીનાટકગળુ') તેમજ પ્રદર્શનીઓ રાખવામાં આવી હતી. ઉત્સવ માટે ત્રણ સેમિનાર પણ ગોઠવવામાં આવ્યા હતા. અને તેના અંગ્રેજી અને કન્નડ વિષય ક્રમાનુસાર આમ હતા - 'ધ ફિમેલ લીડ', 'મહિળા કાળજી મત્તુ મહિળા અભિવ્યક્તિ' (સ્ત્રીઓનું રક્ષણ અને તેમની અભિવ્યક્તિ) અને 'વિમેન્સ એમ્પાવરમેન્ટ એન્ડ કલ્ચરલ એક્શન.'

રંગાયણના નિર્દેશક શ્રી પ્રસન્નાએ કહ્યું હતું કે "રંગમંચીય આંદોલનને પ્રોત્સાહન આપવું, સ્ત્રીઓનું બળ વધારવા તેમજ સ્ત્રી-સંસ્કૃતિને પ્રત્યક્ષ કૃતિમાં મૂકવા માટે અભિવ્યક્તિનો મહત્ત્વપૂર્ણ માર્ગ બતાડવો : એ આ ઉત્સવનો મુખ્ય ઉદ્દેશ છે."

આ ઉત્સવમાં 'નેશનલ સ્કૂલ ઑફ ડ્રામા', દિલ્હી, 'શ્રી હનુમાન વિઠોબા મહિલા યક્ષગાન મંડળી', કર્ણાટક, 'એકજૂટ', મુંબઈ, 'જન નાટ્ય મંચ', ન્યૂ દિલ્હી, 'અસ્મિતા', હૈદરાબાદ, 'વૉઈસિંગ સાઇલન્સ', ચેન્નાઈ, 'સ્નેહરાગ', ઈલકલ (કર્ણાટક), 'સોપાનમ્', કેરળ, અને 'થિયેટર એકેડેમી', પુણેનાં કલાકારોએ ભાગ લીધો હતો. બધી મહિલાઓ જ હતી.

આ ઉત્સવનું નામ પાડ્યું હતું 'આક્કા' એટલે કન્નડમાં 'મોટી બેન'. ડૉ. બી. વી. કારંતે સ્થાપન કરેલ 'રંગાયણ' સંસ્થાએ નાટક-ક્ષેત્રમાં ઘણાં નવાં પ્રયોગો તેમજ ચૈતન્ય ઉત્પન્ન કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો અને રાષ્ટ્રીય સ્તર પર પોતાનું આગવું સ્થાન બનાવ્યું છે. આ સંસ્થા ત્રણ વિભાગોમાં કાર્ય કરે છે : ૧. પ્રોફેશનલ રેપર્ટરી કંપની, ૨. રંગમંચ-પ્રશિક્ષણ જેને ભારતીય રંગ શિક્ષણ કેન્દ્ર કહે છે, ૩. ડૉક્યુમેન્ટેશન અને રિસર્ચ સેન્ટર – 'શ્રીરંગ'. 'અક્કા'ના પ્રસ્તુત ઉત્સવમાં રંગમંચ સાથે સંકળાયેલી પ્રસિદ્ધ મહિલાઓમાં શબાના આઝમી, કૃષ્ણા સોબતી, નાદિરા બબ્બર, રતિ બારથોલોમેવ, પ્રેમા કારન્ત, મલયશ્રી હાશમી, અરુંધતી નાગ, ડૉ. વિજયા વગેરેએ હાજરી આપી હતી.

**ડૉ. મંગલ દેસાઈ**

*

## કવિશ્રી ચન્દ્રકાન્ત દેસાઈને ન્યૂ જર્સી પોએટ્રી સૉસાયટીની અંગ્રેજી કાવ્યસ્પર્ધામાં એનાયત થયેલું પારિતોષિક

ન્યૂજર્સી સ્ટેટની સાહિત્યસંસ્થા 'ન્યૂ જર્સી પોએટ્રી સોસાયટીએ તાજેતરમાં અંગ્રેજી કાવ્યસ્પર્ધાનું આયોજન કર્યું હતું. તેમાં કવિશ્રી ચન્દ્રકાન્ત દેસાઈએ તેમના કાવ્ય 'Thy Tallest Lovely Peak' શીર્ષકવાળા કાવ્ય માટે દ્વિતીય પારિતોષિક પ્રાપ્ત કર્યું હતું. તા. ૧૩મી ઑક્ટોબરે પ્રિન્સ્ટન યુનિવર્સિટી બુકસ્ટોરમાં પોએટ્રી રીડિંગ અને પોએટ્રી વર્કશૉપના સોસાયટીએ યોજેલા કાર્યક્રમમાં સોસાયટીનાં પ્રમુખ એડિથ કાલ્ટોવિથના હસ્તે શ્રી દેસાઈને પોએટ્રી એવૉર્ડ એનાયત થયો હતો.

## 'ભગવાન મહાવીર સ્મૃતિ અંક'નું વિમોચન

પ.પૂ. મુનિશ્રી વાત્સલ્યદીપ લિખિત 'ભગવાન મહાવીર સ્મૃતિ અંક' (સુઘોષા)નું વિમોચન શેઠશ્રી નવીનભાઈ ઠક્કર, તથા શેઠશ્રી સેવંતીભાઈ શાહના હસ્તે વિ.સં. ૨૦૫૮ના બેસતા વર્ષના મંગળ પ્રભાતે જૈન ઉપાશ્રય, ૭, રૂપમાધુરી સોસાયટી, સંઘવી રેલવે ક્રૉસિંગ પાસે, નારણપુરા, અમદાવાદ-૧૩ ખાતે થયું હતું. અસંખ્ય ભાવિકો હાજર રહ્યા હતા.

## 'ગોવર્ધનરામ જ્ઞાનપીઠ' તથા 'નડિયાદનો અક્ષરદેહ'માં સહકાર આપો

અ.સૌ. ડાહીલક્ષ્મી પુસ્તકાલય, નડિયાદમાં શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠી અંગેની બધી જ સંદર્ભસામગ્રી 'ગોવર્ધનરામ જ્ઞાનપીઠ'માં એકઠી કરવામાં આવી રહી છે. આ ઉપરાંત નડિયાદના તમામ સાહિત્યકારોનો પરિચય અને સર્જનો પણ 'નડિયાદનો અક્ષરદેહ'રૂપે એકત્ર થઈ રહ્યાં છે. આ સંબંધે જે કાંઈ માહિતી, માર્ગદર્શન અથવા પ્રસિદ્ધ કે હસ્તલિખિત સાહિત્ય યા સંદર્ભસામગ્રી જે કોઈની પાસે હોય તે સહુ સાહિત્ય-રસિકોને વિનંતી કે આવું તમામ સાહિત્ય યા માહિતી અમોને ઉપલબ્ધ કરવામાં સહકાર આપે. સંપર્ક : માનદ મંત્રી, અ.સૌ. ડાહીલક્ષ્મી પુસ્તકાલય, સમડી ચકલા, નડિયાદ - ૩૮૭ ૦૦૧.

## મૌલિક નવલિકાસંગ્રહને પુરસ્કાર

ધૂમકેતુ પરિવાર અને ગૂર્જર પ્રકાશનના સહયોગથી મૌલિક નવલિકાસંગ્રહને દર વર્ષે પુરસ્કાર આપવાનું નક્કી કરેલ છે. તે મુજબ ઈ.સ. ૧૯૯૬થી ૧૯૯૮ સુધીમાં પ્રકાશિત થયેલ નવલિકાસંગ્રહોમાંથી છઠ્ઠા પુરસ્કાર માટે શ્રી મોહન પરમારની નવલિકા 'કુંભી'ને તેમજ ઈ.સ. ૧૯૯૭થી ૧૯૯૯ના સાતમા પુરસ્કાર માટે શ્રી હરીશ નાગ્રેચાની 'અને...છતાં...પણ' તેમજ ઈ.સ. ૧૯૯૮થી ૨૦૦૦માં આઠમા પુરસ્કાર માટે શ્રી કિરીટ દૂધાતની નવલિકા 'બાપાની પીપર'ને અને ઈ.સ. ૧૯૯૯થી ૨૦૦૧ના નવમા પુરસ્કાર માટે શ્રી પ્રવીણસિંહ ચાવડાના નવલિકાસંગ્રહ 'નવું ઘર'ને પસંદ કરાયાં છે.

## શ્રી સોમનાથ જ્યોતિર્લિંગ પ્રાણપ્રતિષ્ઠા સુવર્ણજયંતી

શ્રી સોમનાથ જ્યોતિર્લિંગ પ્રાણપ્રતિષ્ઠા સુવર્ણજયંતી મહોત્સવ તા. ૩૧ ઑક્ટોબર અને ૧ નવેમ્બર ૨૦૦૧ના રોજ પ્રભાસપાટણ-સોમનાથ ખાતે યોજાયો હતો. સોમનાથ ટ્રસ્ટના અધ્યક્ષ શ્રી દિનેશભાઈ શાહે કાર્યક્રમનું સુંદર આયોજન કર્યું હતું.

## અવધૂ આનંદઘનની આધ્યાત્મિક શબ્દચેતના : સંગોષ્ઠી

સૂરત શહેરમાં આચાર્યશ્રી ઓંકારસૂરિ આરાધના ભવનના આંગણે શ્રી જૈન શ્વે. મૂર્તિપૂજક તપાગચ્છ ગોપીપુરા સંઘ દ્વારા મધ્યકાળના મહાયોગી 'અવધૂ આનંદઘનજીની આધ્યાત્મિક શબ્દચેતના' એ વિષય ઉપર સર્વપ્રથમવાર દ્વિદિવસીય એક સરસ-સફળ સંગોષ્ઠીનું આયોજન જૈનાચાર્ય શ્રી વિજયસૂર્યોદયસૂરિજી મ.ના. સાંનિધ્યમાં થયું. આ સમગ્ર સંગોષ્ઠીના પ્રેરક હતા આચાર્ય શ્રી વિજયશીલચંદ્રસૂરિજી મ. અને સ્વપ્નદ્રષ્ટા સંયોજક હતા પ્રા. શ્રી લાભશંકર પુરોહિત.

## વિસનગરમાં શ્રી આનંદરાય બ્રહ્મભટ્ટ અને શ્રી સન્મુખ પટેલનું જાહેર સન્માન

વિસનગર (ઉ.ગુ.)માં રોટરી ભવનના સભાખંડમાં શ્રી આનંદરાય બ્રહ્મભટ્ટ અને શ્રી સન્મુખ પટેલનું રોટરી ક્લબ તરફથી તા. ૨૭ ઑક્ટોબર ૨૦૦૧ના રોજ જાહેર સન્માન થયું હતું. વિશાળ સાહિત્યરસિક વર્ગે એમાં હાજરી આપી હતી.

## નર્મદ સાહિત્ય સભા તરફથી ડૉ. ફેની રતન માર્શલ ચંદ્રકનો અર્પણસમારંભ

નર્મદ સાહિત્ય સભાના ઉપક્રમે ડૉ. ફેની રતન માર્શલ ચંદ્રકનો અર્પણસમારંભ ડૉ. જયન્ત પાઠકના પ્રમુખપદે યોજાયો હતો. આ ચંદ્રક શ્રી માલતીબેન શાહ અને શ્રી શ્રદ્ધાબેન ત્રિવેદીને એનાયત થયો હતો.

## વિચારશિબિર

આ વરસે પચ્ચીસમો વિચારશિબિર ગોરજ મુનિ આશ્રમથી થોડે દૂર વનકૂવા ખાતે તા. ૨૩થી ૨૬ નવેમ્બર દરમ્યાન યોજાયો હતો. આ પ્રકારના શિબિર સામાન્ય રીતે જોવા મળતા નથી. પ્રકૃતિના સુંદર વાતાવરણમાં યોજાતા આ પ્રકારના શિબિરો આ વર્ષે પ્રેરક નીવડે છે. આયોજકો એ ચાલુ રાખે એમ ઇચ્છીએ.

## યુવક વિકાસ ટ્રસ્ટ તરફથી કાવ્યાનંદનો એક વિશિષ્ટ કાર્યક્રમ

જાણીતા કવિ અને સંસ્કારરસિક શ્રી દિનેશભાઈ શાહના ૬૪મા જન્મદિને યુવક વિકાસ ટ્રસ્ટ તરફથી એક વિશિષ્ટ કાર્યક્રમ તા. ૧ ડિસેમ્બર ૨૦૦૧ના રોજ સાંજે યોજાયો હતો, અને કાવ્યરસિકો અને સર્જકો ઉપસ્થિત રહ્યા હતા. સર્વશ્રી માધવ રામાનુજ, હેમાંગિની શાહ, મનોજ શાહ, મીતાબહેન નિખિલભાઈ, અરુણાબેન ચોકસી, વાસુદેવ પાઠક વગેરેએ સ્વરચિત કાવ્યોનું પઠન કર્યું હતું. કાર્યક્રમ સુંદર થયો. શ્રી દિનેશભાઈ શાહને હાર્દિક અભિનંદન.

**શ્રી હરુભાઈ મહેતાનું દુઃખદ અવસાન**

એક સંસ્કારરસિક, ભૂતપૂર્વ સાંસદ અને જાણીતા એડવોકેટ શ્રી હરુભાઈ મહેતા (જન્મ : ૧૨ ૧૦-૧૯૩૩)નું તા. ૧-૧૨-૨૦૦૧ના રોજ કાર-અકસ્માતમાં દુઃખદ અવસાન થતાં ગુજરાતના સંસ્કારજીવનને મોટી ખોટ પડી છે. સદ્ગત હરુભાઈ સામાજિક સેવાઓમાં પણ સક્રિય હતા. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની ભારતીબહેનને, પુત્ર ડૉ. સુકુમારને અને અન્ય કુટુંબીજનોને શકિત અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

**તંત્રી**



## ના-

*હા,*
*મને ડર લાગે છે*
*અજવાળાનો !*
*મને થાય છે કે*
*હું રણ છું કે દરિયો ?*
*પથ્થર છું કે ઝરણું ?*
*પરપોટો છું કે માણસ ?*
*લો,*
*એક્વેરિયમની માછલીને*
*વળી રાત શી અને દિવસ શો !*
*મને થાય છે કે*
*કરી દઉં બંધ બારી-બારણાં,*
*પૂરી દઉં બધી તિરાડો,*
*અજવાળું આવે એવા બધા રસ્તા*
*ઢાંકી દઉં ચસોચસ-*
*પછી કશો ઉત્તર*
*આપવો નહિ પડે મારે !*
*હાશ !*
*આગળપાછળ*
*ઉપરનીચે*
*આકાશમાં, પાતાળમાં*
*અંધકાર જ અંધકાર !*
*ના*
*હવે ટકોરા ન મારો-*
*મને ડર લાગે છે*
*અજવાળાનો-!*

**યોગિની શુક્લ**

# કવિઓની દિવાળી

## અર્પણ : 'ઉદ્દેશ'ના તંત્રી
## ડૉ. રમણલાલ જોશીને

આજ વર્ષાભિનંદી ક્ષણો
હો ઉષા નૂતના રંગમાં સૌ વર્ણો !

આજ હો શારદા
   - શ્રી અને અન્ય સૌ માતૃકા !

આજ હો
   - આત્મા-દૈવી શુભાન્વેપધારી હજો !

આજ હો
   - મૌનના સાગરો
   - ભવ્ય એ ઊર્મિ હો !
   - કર્મમાંગલ્ય હો,
   - મંગલા શબ્દમાં શાંતિ હો, પ્રેમ હો !
   - હો સુધાનાં સ્મિતો !
   - પ્રાંત હો શાશ્વતી !
   - જ્યોતિના પંથનો સૂર્ય હો !

આજ હો
   - કોમલા વ્યંજના કાવ્યનાં સૌ પદો !

**ડૉ. હિમાંશુ ભટ્ટ**

*

મને નથી સ્વર્ગની ઝંખના કૈં :
પુત્રે, કલત્રે, સ્વજને, સુમિત્રે,
મને જડ્યું જે સુખ સ્વર્ગ કેરું;
ફરી ફરી તે સુખને જ લૂંટું !
અમીભર્યો તે ઘૂંટડો જ ઘૂંટું !
અન્યત્રના સ્વર્ગની ઝંખના ના !

**રતુભાઈ દેસાઈ**

*

આ ઝલમલ ટાણું આવ્યું છે, લો, હળવે રહીને દ્વાર ખોલો,
આ ગીત કોઈ મન ભાવ્યું છે, લો, હળવે રહીને દ્વાર ખોલો.

ઝાકળભીની ડાળી ફળિયે તોરણ થઈને ઝૂલવા લાગે,
પાંપણથીયે પાર છબિ એક ધીમે ધીમે ખૂલવા લાગે.

કો' ચપટી શમણાં લાવ્યું છે, લો, હળવે રહીને દ્વાર ખોલો,
આ ઝલમલ ટાણું આવ્યું છે, લો, હળવે રહીને દ્વાર ખોલો.

**લાલજી કાનપરિયા**

*

પ્રસાદ પ્રભુનો એવો
આપના પર ઊતરો :
હર્ષોલ્લાસ થકી, સ્વર્ણ-
પાત્ર જીવનનું ભરો.

**જિતેન્દ્ર કા. વ્યાસ**

*

આતમ ઝંખે છે : આ તમની જવનિકા ભેદાશે,
દૈન્ય દ્રવી જાશે દષ્ટિનું, દિવ્ય દશ્ય દેખાશે,
પૂર્ણ પ્રગટશે પૂર્વ દિશાએ સ્વર્ણપ્રભા સૂરજની,
નૂતન વર્ષે પીયૂષવૃષ્ટિ પ્રિયજન ! અભિનન્દનની.

**મનસુખલાલ સાવલિયા**

*

તમને નૂતન વર્ષ મુબારક !
દરિયા જેટલો હર્ષ મુબારક !

જીવનવીણાના તાર મુબારક !
શબ્દ તણા શણગાર મુબારક !

શરદપૂનમની રાત મુબારક !
સૃષ્ટિની બધી સોગાત મુબારક !

ખેતરના ભીના ચાસ મુબારક !
આપું તમને ખાસ મુબારક !

આજ મુબારક, કાલ મુબારક !
મારા હૃદયનું વ્હાલ મુબારક !

**રામુ ડરણકર**

*

મધુર મંગલ નૂતન-વર્ષ-દિવસે,
પ્રભુ, દીપ પ્રગટે પ્રેરણાનો જગે.

**મહેશ દેસાઈ**

*

સારસ્વત તમો એવા, 'ઉદ્દેશ'ના સંસ્થાપક,
'ગોવર્ધન'ના રમ્ય શિખરે શબ્દરમણે સદારત;
પ્રસરી સૌરભ સર્વત્ર, જીવન્મુક્ત મહાજન,
નમસ્કાર, નમસ્કાર, નૂતન વર્ષે નમો નમઃ.

**કૃપાશંકર જાની**

*

સગપણ સમીપનું છે 'ધૂનિ', પ્રતિ ડગ ભરે તો ભલે ભરે;
શરૂ થઈ ચૂકી નશીલી સફર, પીછેહઠ કરીને શું કરું ?

**ગણપતભાઈ રા. ઉપાધ્યાય**

*

સદા
નિરામય રહો
એવી નૂતન વર્ષે
મંગલ
કામનાઓ.....

**મધુકાન્ત કલ્પિત**

*

લ્યો, આવ્યાં તો લઢવઢ શી છે, શી ફરિયાદો કરવી ?
તેજતેજનું દાન કરી દો, ભીતર-બાહર અમને.

**ડૉ. શૈલેશ ટેવાણી**

*

યુદ્ધાન્તે વિશ્વને લભ્યા શાંતિ જે હોય કૈં યદિ,
હજો તે વનકુંજોની શૂન્યતાની નહીં કદી !

**ભાનુપ્રસાદ પંડ્યા**

*

સૂર્ય થાકીને પછી બોલી ઊઠ્યો :
'ઊંઘવું છે, આજ અંધારું કરો !'

**નિર્મિશ ઠાકર**

*

'જીવન એટલે આનંદનું સરોવર' એમ કહું તો કેટલાંકને - કેટલાંકને નહિ, ઘણાંને મારા મગજની સમતુલા અંગે શંકા જાગશે અથવા અ-સમતુલા અંગે ખાતરી થઈ જશે. ઠેરઠેર દુ:ખનાં ખાબોચિયાંઓ નજરે પડતાં હોય ત્યાં જીવન વળી આનંદનું અમૃત-સરોવર શાનું ? પણ જીવનનું મૂળભૂત તત્ત્વ દુ:ખ નથી, આનંદ છે એ હકીકત છે. હા, બગાસું ખાવા મોં ખોલો ને એમાં માખી કે પતાસું (જે નસીબમાં હોય તે) આવી પડે એવી રીતે આનંદતત્ત્વ મળી જતું નથી. આનંદતત્ત્વને પામવા માટે આપણે આનંદરૂપ બનવું પડે. આનંદરૂપ બનવા માટે પ્રભુમય બનવું પડે. પ્રભુમય બનવા માટે હૃદય પૂર્ણતયા નિર્મળ બનવું પડે. નિર્મળ હૃદયમાંથી જ આનંદનાં અમૃત-ઝરણાં ફૂટે છે. આ અમૃત-ઝરણાંમાંથી જ આનંદના અમૃત-સરોવરનું નિર્માણ થાય છે.

**રતિલાલ બોરીસાગર**

*

વાયુનાં વસ્તર ફરકાવી સમયપરી
  ઓ જાય મ્હાલતી,
સોનેરી બે વાળ ઝીલ્યા
  ને ફળી જાતરા.

**ઉષા ઉપાધ્યાય**

*

એનું ભાવિ ખૂબ ખુશ્બૂદાર છે,
મોગરાની હસ્તરેખા જોઈ છે !

**ખુશાલ 'કલ્પનાન્ત'**

*

ઘર-મંદિરે સ્તવનો ગુંજે,
  વિરાટ વિભુનો મુકામ;
સ્નેહતાંતણે બાંધે બધાંને,
  અતૂટ સંબંધો નિષ્કામ.
  આપણું ઘર છે અડસટ તીરથધામ.

**દેવજી ત્રિ. થાનકી**

*

આમ તો આપણે
આપણને કંઈ કહેવું જોઈએ.

પણ આપણે
આપણને શું કહીએ ?

# વાત મરનારની

કાશ્મીરી મૂ. લે. અખ્તર મુહીઉદ્દીન, અનુ. જયા મહેતા

તેઓ કાંઈ બાળકો નહોતા, પણ દોડવાથી એમના શ્વાસ ચડી ગયા હતાં. દરેકનો એ જ પ્રયત્ન હતો કે બીજાને પાછળ રાખીને પોતે સૌથી પહેલો મારી પાસે પહોંચે. દોડાદોડમાં એમણે એકબીજાના પગ કચડ્યા હતા. કોઈકોઈને ઠોકર પણ વાગી હતી અને આંગળીઓ લોહીલુહાણ થઈ ગઈ હતી. બધા મારા ઓરડામાં દાખલ થયા, કોઈ પહેલા અને કોઈ પછી, અને દાખલ થતાં જ બૂમબરાડા કરવા માંડ્યા "તમારે એ જ અને *ફક્ત એ જ લખવું પડશે જે હું કહું, કારણ કે એ જ* અને ફક્ત એ જ સાચું છે."

મને કાંઈ સમજાયું નહીં. મેં આંખો ઝુકાવી દીધી. એ જોઈને બધા ચૂપ થઈ ગયા. એમણે કદાચ મારા કપાળ પર પડેલી આંટીઓ પણ જોઈ હશે.

છેવટે મેં પોતે એક વ્યક્તિને પૂછ્યું, "કહો ભાઈ, શી વાત છે ?" એ ખુશ થયો. એને કદાચ લાગ્યું કે હવે પોતાની જ વાત દસ્તાવેજ બનશે. ઊંડો શ્વાસ લઈને અને પછી શ્વાસ છોડીને એ ધીરેધીરે બોલવા માંડ્યો. જાણે બોલતા પહેલાં શબ્દો તોલતો હોય, "લોકોની મતિ મારી ગઈ છે. એટલી દોલત હાથ લાગી છે કે આંખો હોવા છતાં એમને કાંઈ દેખાતું નથી. રસ્તા પર ચાલતા નથી, એને કચડે છે. કોણ જાણે કોઈ નરકવાસી હતો ? કોણ જાણે ક્યાંકથી ખટારા કાર મળી હતી અને એ એને બેમાર દોડાવતો હતો. હું પહેલેથી જ જાણતો હતો કે એ કોઈ અકસ્માત કરી બેસશે અને બન્યું પણ એમ જ. ગલીમાંથી એક બાળક બહાર આવ્યો. એકદમ નવી ફૂટેલી કળી જેવો. અને એને જ કચડી નાખ્યો આ નરકવાસી કારવાળાએ."

સાંભળીને મને કોણ જાણે શું થઈ ગયું ને મોઢામાંથી ચીસ નીકળી ગઈ, "શું કહ્યું ?"

એણે કહ્યું, "બીજું શું કહી રહ્યો છું ? આ બાળક કારની નીચે આવી ગયું. લોકો કહે છે, એ પોતાની માનો એકનો એક દીકરો હતો. મરી ગયો. બિચારો મરી ગયો."

આમ કહીને એણે નિસાસો નાખ્યો. કદાચ એની આંખોમાંથી આંસુ પણ વહેતાં હતાં. એ અચાનક ઊઠીને ઊભો થયો અને મારા ઓરડાની બહાર ચાલ્યો ગયો, એટલે હું એની આંખો બરાબર જોઈ ન શક્યો. હા, મેં બીજી વ્યક્તિ સામે નજર કરી, - એ જોવા માટે કે એની પર પણ મારી જેમ કોઈ અસર થઈ છે કે નહીં. પણ એ પોતાની ગાઢી મૂછોની આડમાં ધીમુંધીમું હસતો હતો. હું એના હસવાનો અર્થ સમજવાનો પ્રયત્ન જ કરતો હતો, ત્યાં તો એ બોલી ઊઠ્યો, "*બધા બકવાસ* કરે છે. વાત ફક્ત એટલી જ છે કે વસ્તી વધી ગઈ છે. તમે નથી જોતા કે ચોકમાં કેટલા લોકો હોય છે ? વસતી વધી જવાને કારણે જ માણસની કોઈ કિંમત નથી રહી. માતાઓની લાતોથી એમનાં જ બાળકો કચડાય છે. મોંઘવારીના મારમાં મોટા કુટુંબને કેમ ઉછેરી શકે, એ પણ આજની માતાઓ ! કારવાળો બરાબર રીતે સીધા રસ્તા પર જતો હતો. કોઈ ખોટું કામ તો નહોતો કરતો. અચાનક એક બાળક ગલીમાંથી દોડતો આવ્યો. શી ખબર, મા જ લાકડી લઈને એને પીટવા માટે પીછો કરી રહી હોય. આફતને આંખો જ ક્યાં હોય છે ? કારવાળાએ બ્રેક મારી, પણ ચાલી નહીં. આખરે તો મશીન જ. બચાવવાનો બહુ પ્રયત્ન કર્યો બિચારા કારવાળાએ, પણ વ્યર્થ. બાળક પૈડા નીચે આવી ગયો. કોઈ એ વિચાર નથી કરતું કે જરા એની માને પૂછીએ કે તને આ બાળકની જરૂર નહોતી તો એનું મોત બિચારા કારવાળાને માથે કેમ મઢ્યું ? સાહેબ, શું કહું, જમાનો બહુ ખરાબ આવ્યો છે."

એણે કહ્યું ને કંઈક એવી રીતે માથાને ઝટકો મારીને બહાર નીકળ્યો કે જાણે જમાનો બગાડવામાં મારોયે હાથ હોય. મને થયું કે એને કહું, "મારા ભાઈ, જમાનો જરૂર ખરાબ છે, પણ મારા કરવાથી નથી." પણ એણે મને આ કહેવાનોય સમય ન આપ્યો. એ રીતે બહાર નીકળી ગયો કે જાણે મારે ત્યાં પધારીને એણે મારી સાત પેઢીઓ પર ઉપકાર કર્યો હોય. અથવા

એમ પણ હોઈ શકે કે દોડાદોડમાં એના પગનો અંગૂઠો જ કપાઈ ગયો હોય અને એમાંથી લોહી વહેતું હોય.

"બસ બોલ્યે જાય છે. નથી કાંઈ જાણતા, નથી કાંઈ કરતા." ત્રીજો આ બોલતો હતો. એવો બોલ્યે જતો હતો કે જાણે પોતાની જ સાથે વાત કરતો હોય. નજર નીચી રાખીને, જરા ખૂંખારો ખાઈને એણે મારી સામે જોયું અને પછી વાત આગળ ચલાવી. "આપણા એડ્‌મિનિસ્ટ્રેશનમાં બહુ જ વધારે કરપ્શન છે, સાહેબ. એમ હોવા છતાં તમે મોટરવાળા પર કે બાળકની મા પર શું લાંછન લગાવશો ! કોઈનોયે કાંઈ વાક નથી. વાંક હોય તો એડ્‌મિનિસ્ટ્રેશનનો. અહીં કોઈ પણ અધિકારીની કોઈ પણ જવાબદારી નથી. જ્યારે આવી દુર્ઘટના થાય ત્યારે તમે કોને પકડશો ? કેવી રીતે પકડશો ? ચોખ્ખી વાત છે કે મોટરવાળો સીધા રસ્તા પર પોતાની મોટર ચલાવતો હતો. ન ચલાવે મોટર ? શું મોટરની આગળ એન્જિનને બદલે ઘોડો જોડે ? કે મોટરને રસ્તા પર નહીં, કોઈ મેદાનમાં લઈ જઈને ચલાવે ? બાળક ગલીમાંથી દોડતો નીકળ્યો. બાળક હતો, દોડેય ખરો. એની માએ એને થોડું જ કહ્યું હતું કે બેટા દોડતો જા અને મોટરની નીચે આવી જા ? અરે સાહેબ, દોડવું એ તો બાળકની વૃત્તિ છે. હવે તમે પૂછશો કે વાંક કોનો છે ? આખરે એક હત્યા થઈ ગઈ તે શું અકારણ થઈ ગઈ ? ના સાહેબ. દોષ છે, મ્યુનિસિપાલિટીનો છે. ત્યાં બ્લાઇડ કૉર્નર હતો, મોટરવાળાને ગલી ન દેખાઈ અને બાળકને મોટર નજરે ન ચઢી. ઍક્સિડન્ટ ન થાય તો શું ગુલાબ ખીલે ? પણ કોણ પૂછે છે મ્યુનિસિપાલિટીવાળાને ? ખેર, આપણે શું ? આપણે આપણી જિંદગી ગુજારી દીધી છે." આમ કહીને એ એવી રીતે ચાલ્યો કે જાણે મારા ઓરડામાંથી નીકળીને સીધો કબરમાં સંતોષથી સૂઈ જશે. અને વિચાર કરશે કે હવે જે થવાનું હશે તે થશે, પોતાને કાંઈ નહીં થાય.

ચોથાએ કહ્યું, "જોયું ? એ હતો એક વાતોડિયો લાલ ડરપોક. મ્યુનિસિપાલિટી ! અરે એય, મ્યુનિસિપાલિટી શું કરે ? બ્લાઇડ કૉર્નર કેટલીયે જગ્યાએ હોય છે, પણ દરેક જગાએ ઍક્સિડન્ટ નથી થતા. સાહેબ, મેં પોતે જોયું છે. પરદેશમાં પણ બ્લાઇડ કૉર્નર હોય છે. પણ ત્યાં વ્યવસ્થાયે હોય છે. ત્યાંની વ્યવસ્થાનું શું કહેવું ? આપણે ત્યાં એટલા બધા પોલીસ છે કે દરેક પ્રાણીની પાછળ નકીર-મુનકીર*ની જેમ બબ્બે જણ રહે છે. બે જ શું ? વધારે પણ હોઈ શકે છે. પણ કાયદો ? ન ઑફિસરોમાં અક્કલ, ન યુવાનોને કામ કરવાનો શોખ. બસ બધાનું પૂરેપૂરું ધ્યાન પોતપોતાના ખિસ્સા તરફ. કેટલું સારું થાત જો ત્યાં ટ્રાફિક પોલીસનો એક સિપાઈ હોત. કારને જોતાં જ એ હાથ ઊંચો કરીને એને ધીરેધીરે ચલાવવાનો ઇશારો કરત. બીજો હાથ ઊંચો કરીને એ બાળકને ગલીના નાકા પર જ રોકત. ન કારવાળાથી ભૂલ થાત, ન બાળકનુંયે મોત થાત. એ પોતાની માતાનો એકનો એક દીકરો હોય કે અગિયારમો. એથી શો ફેર પડે ? કેમ સાહેબ, મેં કાંઈ ખોટું તો નથી કહ્યું, બધી ભૂલ ટ્રાફિક પોલીસની છે. મારી સલાહ છે કે આ બાબતમાં આપણે આપણો જોરદાર વિરોધ પ્રગટ કરવો જોઈએ."

આટલું કહીને એ કંઈક એવી રીતે ઓરડાની બહાર નીકળી ગયો કે મને લાગ્યું, એ તરત ચોકમાં જઈને પોલીસની વિરુદ્ધ લેક્ચર ફાડશે. અહીં મારી પાસે બેઠેલી પાંચમી વ્યક્તિ હુક્કાની જેમ હાથ લંબાવીને મને કહેતી હતી, "આ મૂરખાઓની વાતો નોંધી નોંધીને હાથ થાકી ગયો હશે તમારો."

આમ કહીને એણે અજબ ઢંગથી માથું હલાવ્યું. ચલમ ડાબા હાથથી પકડી, જે એણે 'ફિરન'ના છેડામાંથી બહાર કાઢ્યો હતો. "મને આશ્ચર્ય થાય છે કે આ લોકોની અક્કલને શું થઈ ગયું છે ? અરે ભાઈ, વાત તો સાવ સીધી છે. એક પાંદડુંયે એની મરજી વગર હલી શકતું નથી, જેણે આ આખી દુનિયા પેદા કરી છે. બાળકના નસીબમાં આટલાં જ દાણાપાણી હતાં, એટલે આ બધું થવાનું જ હતું. દોષ નથી કારવાળાનો કે નથી બાળકની માનો. મ્યુનિસિપાલિટી કે પોલીસ પણ કાંઈ કરી શકે તેમ નહોતી. કરનાર તો બસ એ જ છે અને રહેવાનું પણ બસ એનું જ નામ છે."

આટલું કહીને એ તમાકુ પીવા માંડ્યો. છઠ્ઠી વ્યક્તિ પણ કંઈક કહેવા માગતી હતી. પણ એણે જોયું કે પાંચમી વ્યક્તિ ઊઠવાનું નામ પણ નથી લેતી, ત્યારે એ ચૂપ રહી. કદાચ એ પોતાની વાત પછી કહેશે.

* નકીર-મુનકીર : મરનાર સાથે કબરમાં સવાલજવાબ કરતા બે ફિરસ્તા.

❑

# નિત નવા વંટોળ

પ્રીતિ સેનગુપ્તા

## દેવનાં દીધેલ, ને દાઝેલ

અંગ્રેજ કવિ સ્વિનબર્ન (૧૮૩૮-૧૯૦૯) દ્વારા લખાયેલું દીર્ઘ-કાવ્ય 'ઍટલાન્ટા ઇન કૅલિડન' એ જમાનામાં બહુ ગમેલું. ભાષાની પ્રવાહિતા સરસ લાગેલી, ને ગ્રીક દેવ-દેવીઓનાં માનવીય ગુણ-અવગુણો, સામર્થ્ય ને ક્ષતિઓ વિષે વાંચવામાં રસ પડેલો. પછી તો કાવ્યની બધી બાબતો ભુલાઈ ગઈ. પણ ત્યારથી તે અત્યાર સુધી એમાંની એક પંક્તિ યાદ રહી છે. એક પાત્ર પાસે કવિ કહેવડાવે છે : "(આ ગ્રીક દેવો) જ્યાં રૂઝ આપે છે ત્યાં જ ઘાવ કરે છે." મૂળ પંક્તિ તો ઘણી વધારે 'સુંદર' છે : "They hurt us where they heal us."

જ્યાં સુધારે છે ત્યાં જ મારે છે - આ દેવો શું ફક્ત ગ્રીક જાતિના જ હશે ? બીજા દેશોનાં અને જાતિઓનાં દેવ-દેવીઓ શું જુદાં હશે ? એવાં જુદાં કે જે ક્રુદ્ધ નહીં, પણ કરુણામય હોય, જે ઈર્ષાળુ નહીં, પણ ઉદાર-દિલ હોય, જે કઠોર નહીં, પણ કોમળ હોય. મનુષ્યની અપેક્ષા આવી જરૂર હોય છે, પણ એનો અનુભવ શું કહે છે ? એક તરફ મનુષ્યને જીવન જેવી અમૂલ્ય ભેટ મળેલી છે, તો બીજી તરફ એ જ જીવનને અત્યંત કઠિન તથા કષ્ટદાયી બનાવ્યું. એક બાજુ જન-સાધારણના જીવનને સુખી થવા માટેનાં નીતિ-નિયમો આપ્યાં - જેમકે ધન, સંપત્તિ, અભ્યાસ, લગ્ન, મૈત્રી, સમાજ, મા-બાપ, બાળકો; અને બીજી બાજુ આ બધી બાબતોને કારમા, તેમજ અનિવાર્ય વિકલ્પો આપ્યા - જેમ કે અસંતોષ, હરીફાઈ, બેકારી, છૂટાછેડા, દગાખોરી, ઈર્ષા, મૃત્યુ, ઘાતકીપણું...જે ઉપહાર હતો તે ઉપહાસ બને છે, જે પ્રાપ્તિ હતી તે શાસ્તી બને છે. છુકછુક ગાડી ચાલ્યા જ કરે છે. ચાલુ ગાડીએ ઊતરી જવાતું નથી. મનુષ્ય પૂજા, પ્રાર્થના, વિનંતી, કાકલૂદી કરતો રહે છે. જે થવાનું હોય છે તે થયા કરે છે.

કવિ સ્વિનબર્નની એ પંક્તિ ઘણી વાર યાદ આવી જતી હોય છે, પણ આજે એ યાદ આવી બાળકોના સંદર્ભમાં. જીવનની ઘટમાળમાં દેવોએ પ્રજનનને આવશ્યક બનાવ્યું, સ્વાભાવિક બનાવ્યું, ને સાથે જ, જાણે ફરજિયાત બનાવ્યું. જેને બાળક ના હોય તે ઊતરતા, જેને બાળક ના જોઈતું હોય તે ખરાબ-એવા મનોવિચાર ઊભા કર્યા. તો લાખો-કરોડો લોકોને બાળકો આપ્યાં, પણ એમને ઉછેરવાની સમજણ ના આપી, સુખની જિંદગી માટે કોઈ સહાય ના કરી. અત્યારે દુનિયામાં ભાગ્યે જ કોઈ જન-જાતિ હશે જેમાં બાળકો દુઃખી થતાં, ભૂખે મરતાં, તરછોડાતાં, હડસેલાતાં ના હોય.

અમેરિકામાંનો હમણાંનો એક કિસ્સો બધે છાપે ચઢ્યો છે. એક શ્વેત અમેરિકન સ્ત્રીએ પોતાના પાંચ દીકરાઓને-ઉંમર છ મહિનાથી માંડીને સાત વર્ષ સુધીની-બાથટબમાં ડુબાડીને મારી નાખ્યા. કેમ ? તો કહે છે, એ બાઈ બહુ ગમગીન ને હતોત્સાહ (depressed) રહેતી હતી. એ પોષાતા ન હતા એ કારણ ન હતું. સજ્જન એવા પતિ સાથેનું મધ્યમવર્ગીય સારું જીવન હતું. બેએક વર્ષ પહેલાં એ બાઈએ આત્મહત્યા કરવા પ્રયત્ન કરેલો. એને બદલે આ બાળ-હત્યા કરી, ને પોતે કદાચ મૃત્યુ-દંડ પામશે. એનો પતિ કહે છે, "એક તરફ એણે ગુનો કર્યો જ છે, ને એમાં એનો વાંક છે, પણ બીજી તરફ મને થાય છે કે એનો શો વાંક કાઢવો ? એ પોતે અત્યંત ઉદાસ હતી."

આ વાક્ય જાણે પહેલાં સાંભળેલું લાગે છે. જે સારું છે તે જ નઠારું બને છે - કોઈ મા, કોઈ સત્તાધીશ, કોઈ દેવ. એ સ્વીકારી લેવાનું હોય છે. એક સમાચાર એવા સાંભળ્યા કે એક માતાને પોતાનો પાંચ વર્ષનો દીકરો ન હતો જોઈતો, એટલે એણે બાળકને રસ્તા પર 'ફેંકી' દીધું. પેલી દૈવી વક્રતા બાળકના નસીબ પર કામ કરી ગઈ, ને એ બચી ગયું. એની પાસે કાંઈ જ ન હતું-સિવાય કે જીવન. એ રસ્તાના કૂતરા સાથે રમતો ને દોડતો રહ્યો, કચરાના ઢગલામાંથી વીણીને ગમે તે

ખાતો રહ્યો; કૂતરીના આંચળનું દૂધ પીતાં શીખી ગયો, ને જીવતો રહ્યો. આમ પાંચ વર્ષ વીત્યાં. 'શ્વાન બાળ'માંથી એ 'શ્વાન-કિશોર' બન્યો. એની જાણ સત્તાધારીઓને થયેલી ખરી, પણ છેવટે છેક હમણાં એ હાથમાં આવ્યો. પોલીસથી ભાગવા એ દરિયાના પાણીમાં પડ્યો, પણ એમાં તો કેટલે આગળ જવાય ?, ને અંતે એ 'પકડાયો.'

હવે એને ચોખ્ખો કરાવી, તબીબી પરીક્ષણ પછી, કોઈ પાલનપોષણ ગૃહમાં મૂકવામાં આવશે. એ છોકરો બચી ગયો કહેવાય, કે કોઈ બીજી રીતે સપડાયો કહેવાય ? કૂતરાઓએ એને બચાવી રાખેલો. હવે માણસોના સમાજમાં દેવોએ એને માટે કઈ જાતની ભૂમિકા ઘડી રાખી હશે ? ખેર, પ્રશ્ન પૂછવા હોય તો પૂછો - બાકી જવાબ આપવા માટે કોઈ હાજર દેખાતું નથી.

અન્યત્ર બાળકોને વેચવા-ખરીદવાનો ધંધો ચાલે છે. સાત-આઠ વર્ષનાં બાળકોને પશ્ચિમ આફ્રિકાનાં ગરીબ પ્રજાજનો સાત સો-હજાર રૂપિયા જેટલા પૈસા માટે બીજાના હાથમાં મૂકી દે છે. મોટા ભાગનાં મા બાપ બાળકોના સુખની ભ્રમણામાં હોય છે. બધાંના મનમાં એમને વેચીને પૈસા મેળવવાનો ખ્યાલ હોતો નથી. પછી પૈસા તો ભ્રમની જાળ ફેલાવનારા કમાય છે, ને બાળકો મજૂરો ને દાસ-દાસી બનીને-કે એથીયે ખરાબ વેશ્યાકર્મમા કુમળાં વર્ષો ગુજારતાં રહે છે. શાળાએ જવાની તક તો એમને નથી જ મળતી, પણ રવિવારે સવારે ચર્ચમાં જવાની પણ એમને છૂટ નથી-કારણ કે, તો પછી કામ કોણ કરશે ?

અભણ રહી જવામાં કદાચ બધાં-ને બધાં નહીં તોયે ઘણાં-દુ:ખોનું મૂળ હશે. ફિલ્મકાર મીરા નાયરની "સલામ બૉમ્બે" ફરીથી તો કદી નહીં જોઈ શકું, પણ એમાંના એક દશ્યની યાદથી બચી નથી શકાતું. સરકસની પાછળ ઘર છોડી ભાગી નીકળેલો એક નાનો, દૂબળો-પાતળો છોકરો લખી-વાંચી તો શકતો જ નથી. કોઈ પાસે એ માને કાગળ લખાવે છે કે પોતે સારો છે. ત્યારે સરનામું શું કરાવે છે ? ધોબીની દુકાનથી આગળ, કે દરજીની દુકાનના ખાંચામાં-કે એવું કંઈક. ચાલો, આટલું ઠીક છે, પણ ગામનું નામ શું ? હાય રે, એ તો બાળકને ખબર નથી. પોતાના જન્મના, પોતાનાં મા-બાપના ગામનું નામ એ કહી શકતો નથી. તો ક્યાંથી જવાનો એ કાગળ ? એટલું જ નહીં, ક્યાંથી પહોંચવાનો એ બાળક એને ઘેર ?

ક્યારેય નહીં. મહાનગરની ગંદી ગલીઓ, અંધારી ચાલીઓ અને પુખ્તવયી ચાલબાજો એનો કબજો લઈ બેસવાનાં. હતો-ન હતો થઈ જવાનો એ બાળક, ને કદાચ ક્યારેય એને એની ખબર પણ નહીં પડવાની. ક્યારેક એનું એક ઘેર હતું-તે એને યાદ પણ નહીં રહેવાનું. ને મારે માટે એ દશ્યની યાદ અસહ્ય છે.

નોધારાં બાળકોની મદદ માટે ભારતમાં અમુક સ્તરે વિચાર થતા જ હશે. અનાથાશ્રમ નહીં, પણ એથી વધારે સંવેદનશીલ અને વ્યાપક સ્તરે. દિલ્હીમાં એક 'ગૃહ' જોયું હતું, જ્યાં મંદ-બુદ્ધિ ગરીબ કિશોરોને નાનાં મોટાં કામ શિખવાડવામાં આવતાં હતાં, જેથી ભવિષ્યમાં એ બધા થોડી આવક મેળવી શકે. અમેરિકામાં લગભગ દરેક શહેરમાં 'બાલ-કલ્યાણ-કેન્દ્ર' હોય છે. પણ અમેરિકામાં તો પહોંચી ના વળાય એટલી સમસ્યાઓ પણ હોય છે.

પેઢીદરપેઢીથી તૂટતા રહેલા સંસાર, સાવકાં મા કે બાપ, અત્યાચાર, સ્વચ્છંદી, બાળવયે મા બનતી કન્યકાઓ, ગુંડાગીરીમાં લપટાતા કિશોરો-વગેરે, અને બીજી કેટલીયે પરિસ્થિતિઓ અમેરિકાના સમાજમાં રોજેરોજ ઊભી થતી હોય છે. ઉપરાંત, અમેરિકાના મોટાં વિમાન-મથકો તથા સરહદો પર દર વર્ષે હજારો બાળકો આવતાં હોય છે, જેમની પાસે નથી હોતા પરવાના, પૈસા કે પુખ્તવયી કોઈ વાલી. એમની જવાબદારી આવી પડે છે અમેરિકાની સરકાર પર. બીજા ગરીબ દેશોમાંથી-ક્યારેક ભારતમાંથી પણ-આમ એકલાં મોકલી દેવાયેલાં બાળકોને રાખવા, ખવડાવવા, સાચવવા પાછળ સરકાર લાખો ડૉલર ખરચતી રહે છે. અઠવાડિયાંમાં, મહિનાઓમાં, તો ક્યારેક સવા-દોઢ વર્ષે બાળક પોતાનાં મા-બાપ પાસે, પાલનપોષણ-ગૃહમાં, કાં તો પોતાના દેશમાં પાછું જવા પામે છે. કેટલાયે દાખલા એવા પણ છે, જેમાં મા-બાપો પોતાનાં છોકરાંને પાછાં મેળવવા ના માગતાં હોય.

બાળકો ના હોય તો સમાજ શું કહેશે એની ચિંતા લોકોને રહેતી હોય છે, ને બાળકો હોય ત્યારે એમને કેટકેટલી રીતે દુઃખી કરાતાં હોય છે ! આવું નિયોજન શું ખરેખર દેવોએ કર્યું હશે ?

ઉચ્ચ-મધ્યમ વર્ગમાં-જેમને 'સુખી' કહી શકાય એવાં કુટુંબોમાં-વળી જુદી જાતની મુશ્કેલીઓ હોય છે. માતા પણ કામ કરતી હોય, ટેલિવિઝન અને કમ્પ્યૂટરની સામે બાળકનો વખત જતો હોય-એવું અસંખ્ય કુટુંબોમાં બનતું જોવા મળે છે. તો બીજી બાજુ, એવાં પણ મા-બાપ હોય છે, જે પોતાની મહત્ત્વાકાંક્ષાને ખાતર બાળકો પર શ્રેષ્ઠ થવા માટે દબાણ, કે બળજબરી, કરતાં રહે. આ અત્યાચારનું જ રૂપ છે.

અત્યારે તો બાલ-માનસ-ચિકિત્સકોની સલાહ એવી છે કે બાળકને સુખી કરવું હોય તો એને સમય આપો; એને વસ્તુઓ નહીં, પણ વહાલ આપો; એના વિકાસ માટે વધારેપડતી ચિંતા ના કરો, અને એને-બાળકને-બાળક રહેવા દો.

સમય, પ્રેમ, બાળપણ-પૈસા ખર્ચ્યા વગર છૂટથી આપી શકાય તેવી આ 'ચીજો' છે, ને સૌથી વધારે અછત પણ જાણે આ જ ચીજોની છે. દેવોની શતરંજની આ કૂકરીઓ શું વારંવાર ખોવાઈ જતી હશે ? કે પાસા હંમેશાં અવળા પડતા હશે ? કુમળા જીવનની શરૂઆતથી જ કષ્ટ ને પીડા આપવાની દેવોની રીતિ અક્ષમ્ય લાગે છે. એમને એટલી ખબર નહીં હોય કે અન્યનું સારું કરવું ને ઇચ્છવું તે વ્યક્તિના પોતાના સારાપણાની નિશાની હોય છે ?



## એ પ્હેલાં તો...

*પ્રભાત ફૂટે એ પ્હેલાં તો રાત પડી ગઈ !*
*ત્હારા-મારા મનની મનની માંહી રહી ગઈ.*

*ઉષાના મતવાલા રંગે રંગાયાં'તાં,*
*મન-મોહક રંગોની ભીતર શાહી ઢળી ગઈ !*

*ઇન્દ્રધનુષી રંગોના શા મ્હેલ ચણ્યા'તા !*
*રઢિયાળી ધરતી વરવી ખંડેર બની ગઈ.*

*નભના તારકની ફૂલમાળા ના ગૂંથાઈ,*
*ગ્રીવા ત્હારી નમણી કેવી અડવી રહી ગઈ.*

*વણમાણ્યા ભાવોની ભરતી ઊમટે અંતર,*
*માણેલા ભાવોની સુષમા સ્વપ્ન બની ગઈ.*

*ત્હારા-મારા મનની મનની માંહી રહી ગઈ,*
*પ્રભાત ફૂટે એ પ્હેલાં તો રાત પડી ગઈ.*

**અનામી**

ભારતી ર. દવે

ઘરનાં પગથિયાં ચડી રહેલા નિકુંજને કંઈ સમજાય તે પહેલાં જ ભાભીએ એંઠવાડ ભરેલી તપેલી એની ઉપર ઉછાળી. એંઠવાડ સાથે શબ્દોનો સપાટો પણ ચલાવ્યો :

''તેં જ મને અભડાવી છે... અભડાવી છે... મને ક્યાંયની ન રહેવા દીધી. મારો રોયો ! મારી સામેથી જા, તારું મોઢું કાળું કર ! જા, આઘો જા, મારી સામેથી દૂર થા, દૂર જા...!''

આટલું બોલતાં, અકળાયેલી, ગુસ્સાથી થરથર કાંપતી દમયંતીએ બાજુના દાદર નીચેના બાથરૂમમાંથી પાણીનો ઘડો ભરી લાવી, પગથિયા પર ઊભાં રહી પોતાના માથે ઢોળી દીધો. કપાળ પર પથરાયેલી વાળની લટોમાંથી નીતરતા પાણીથી ભીંજાયેલાં એનાં કપડાંમાંથી જાણે એનું ઢળું ઢળું થતું રૂપ ફરી સળવળી ઊઠ્યું. નિકુંજ સાવ સ્તબ્ધ, વિલાયેલા મોઢે પગથિયા ઉપર જ થંભી ગયો હતો. દમયંતી કંપતા હોઠે બબડતી, ખાલી ઘડો બે હાથે માથા પર ઊંચો કરી નિકુંજ સામે ઉગામે છે ત્યાં જ આ ધાંધલ-ધમાલ સાંભળીને ઉતાવળે દોડી આવેલાં માણેકબાએ આડાં ફરી દમયંતીના બે હાથ પકડી લીધા, તેના હાથમાંથી ઘડો લઈ લીધો અને એના રૂમ તરફ દોરી ગયાં. ગાયની પાછળ વાછડું જાય એમ દમયંતી માણેકબાની પાછળ ખેંચાતી પોતાના ઓરડામાં જઈ ફરસ પર ફસડાઈને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. એનું શરીર કંપી રહ્યું. માણેકબા એના વાંસે હાથ ફેરવતાં ફેરવતાં, ભીનાં કપડાં બદલી લેવા વીનવતાં રહ્યાં. અંતે દમયંતીના બદલવાનાં કપડાં પલંગ પર મૂકી, બારણું બહારથી બંધ કરીને માણેકબા બહાર આવ્યાં. એમને જોતાં, હજુ પગથિયા પર ઊભેલો નિકુંજ પગ ઉપાડી ડાબા હાથે આવેલ દાદર સડસડાટ ચડી ગયો. ઉપલા માળની સાફસૂફી માટે ગયેલી અને અજાણતાં જ આ પ્રસંગની સાક્ષી બનેલી રેખા ઝંખવાયેલા ચહેરે માણેકબા સામે જોઈ રહી.

* * *

...પણ મારા નિકુંજનો બાપડાનો શો વાંક ? એ બચારો સીધો ઘરમાં આવે-જાય છે. એને કોઈની સાથે લાંબી લપછપ નથી. ને જુઓ તો ખરાં ! દમયંતીએ કાલે એની ઉપર, કંઈ નહીં ને, એંઠવાડ ભરેલી તપેલી ઢોળી દીધી ! ને પાછી વશેકાઈ કરી હોય એમ બબડવા માંડી : ''મને અભડાવી, મને મેલી કરી નાંખી...''

આ દમયંતીને કોણ જાણે હમણાં હમણાંનું શું થઈ ગયું છે ? કંઈ ભૂત વળગ્યું છે કે પછી ગાંડી થઈ ગઈ છે ? અથવા તો કોઈકે કાંઈક પાઈ દીધું ન હોય ?

...પૂજાની ઓરડીમાં ઠાકોરજીને નવરાવતાં-ધોવરાવતાં માણેકબાના ચહેરા પર થાક, મૂંઝવણ અને અકળામણ ઊપસી આવ્યાં. આવું થાય છે ત્યારે ઠાકોરજીની પૂજામાં એમનું ધ્યાન રહેતું નથી. મન અહીંતહીં ઊડ્યા કરે ને જીવ કોચવાતો રહે...

દમયંતી પરણીને આવી અને મારો બધો ભાર એણે ઉતારી નાંખેલો. ઘરની બધી જવાબદારી એણે ઉપાડી લીધેલી. મોટા નીતિનની વહુ એટલે એની તો કાળજી કરે; પણ નિકુંજ એન્જિનિયરિંગમાં ભણતો'તો ત્યારે એનેય ગરમ ગરમ ફૂલકાં કરી ખવરાવે. એ ફર્સ્ટ કલાસ પાસ થયો તો જાણે પેટનો જણ્યો દીકરો જ પાસ થયો હોય એટલા ઉમળકાથી એણે નિકુંજના ભાઈબંધોને જમાડેલા. પાછી એને નોકરી મળી ત્યારેય એ કેટલી રાજી થયેલી ! એટલું તો ઠીક, પણ મારા ઠાકોરજીની સેવાપૂજાની બધી તૈયારી એ જ કરી દેતી. ઘરનાં બધાંયનાં મન એણે જીતી લીધાં હતાં. એની રખાવટ જ એવી ! બધાંનાં નાનાંમોટાં બધાં કામ એવી ઝીણી ઝીણી ચીવટથી ને કાળજીથી કરે કે આપણે તો જોઈ જ રહીએ !...

પણ...એ ગોઝારો દી આજેય ભૂલ્યો ભુલાતો નથી ! નીતિનને મિલમાં વીજળીનો કરંટ લાગ્યો'તો. સત્યાનાશ જજો આ વીજળીના દીવાવાળાનું ! મોઢું

શું, આખું ડિલ કાળુંભઠ ! જાણે માથે વીજળી પડી ન હોય ! ...બસ, તે દીથી દમયંતી સાવ બદલાઈ ગઈ : જાણે જીવ વગરનું માણસ ! નીતિનની વર્ષી વાળેલી ત્યારે કાળજું કઠણ કરીને મેં પૂછેલું : "દમયંતી, દમુ બેટા ! તારું મન માનતું હોય તો તું અહીં અમારી ભેગી ખુશીથી રે'; પણ તને અહીં નો ગમે તો તારાં મા-બાપ ભેગી જઈને રે'વું હોય તોય જા !" આટલું કહેતામાં તો મારું ગળું ભરાઈ આવેલું અને દમુ ? એ તો મને વળગીને રડતાં રડતાં બોલેલી :

"બા, બા, આ મારું ઘર નથી ? તમે મારાં બા નથી ? મારે બીજે ક્યાંય જવું નથી. તમને અને નિકુંજભાઈને છોડીને હું ક્યાં જવાની ?"

...પછી તો એણે બધેથી મન વાળી લીધું. બસ, એક જ વાત, ઠાકોરજીની પૂજા. પૂજા પતે નહીં ત્યાં સુધી પાણીનું ટીપુંય મોઢામાં ન મૂકે ને ન કોઈને અડે કે અડવા દે. હા, નિકુંજનાં બેય છોકરાંવની સાથે એ બરાબર ખીલે છે અને એમને એટલું તો વહાલ કરે છે ને ! બાકી તો...પછી આમ ને આમ મરજાદી ધરમ પાળતી ડોશીની જેમ આભડછેટનું ભૂત એની ઉપર સવાર થઈ ગયું ! એનું જ આ ગાંડપણ...

"મને અડકશો મા, મને અડશો મા !" કરતી દમયંતી આજે કોઈનો પડછાયોય લેતી નથી ! બસ, એ ભલી અને એના ઠાકોરજી ભલા !...પણ પે'લાં પે'લાં તો એ આમ સાવ મરજાદી નો'તી. નીતિનને ગયાને એકાદબે વરસ માંડ થયાં હશે ને એવું તે શુંય થયું તે બાઈ, દમુની આભડછેટનો પાર ન રહ્યો. ઘરમાં આવે એ બધી ચીજવસ્તુને છાંટ નાંખ્યા પછી જ રસોડામાં મૂકવા દે અને પૂજા ન કરી લે ત્યાં સુધી મોટાં તો ઠીક, નાનાં છોકરાંને પણ પાસે ઢૂંકવા ન દે.

* * *

...શું કરું ? કંઈ સમજાતું નથી ! ન કહી શકું, ન સહી શકું ! આ સ્થિતિમાં ઊંઘ પણ આવે તોય કેમ કરીને ? આ તે કેવી અવદશા ? ધારો કે કોઈને કહું તો પણ કોને કહું ? કોને કહી શકાય મારી આ મનની વાત ?...રેખાને ? ના, ના, એ અને બા તો કંઈ જાણતાં નથી એ જ સારું છે. બાકી કોણ રહ્યું ? ભાભી ! જેમની નજર સામે મોટો થયો, જેમણે મને નિતનવાં લાડ લડાવ્યાં એ ભાભી તો આજે મને જુએ છે ને વીફરેલી વાઘણ થઈ જાય છે. વાતે વાતે મોં ફેરવી લે છે, અપમાનિત કરે છે, ધુત્કારે છે...અરે, ગઈ કાલની જ વાત લો ને...એ યાદ આવતાં જ કમકમાં આવે છે; રૂંવાડાં બેઠાં થઈ જાય છે ! ઓહ ! એંઠવાડની તેલ-મસાલાવાળી ચીકણી વાસ અને એમાં ડબોળેલાં ભાભીનાં ધગધગતાં તિરસ્કાર અને ઘૃણા ! અસહ્ય...અસહ્ય...નર્યું અસહ્ય છે આ બધું ! એ તો સારું છે, બા આને ભાભીનું ગાંડપણ જ માને છે. પણ...રેખા ! એ કેમ કંઈ બોલતી નથી ! એનું વર્તન સમજાતું નથી. આજે જે બન્યું તે અંગે રેખા કશુંય બોલ્યા વિના, નીચા મોંએ એંઠવાડથી નીતરતાં કપડાં લઈને ધોવા ચાલી ગઈ ! ભાભીના આવા વર્તન પછી એના મોંમાંથી એક હરફ સુધ્ધાં ન નીકળ્યો ! ચક્કર ચક્કર ઘૂમતા ચગડોળ સમી મારી આવી ડામાડોળ મન:સ્થિતિ એ સમજતી નહીં હોય ?... જોકે એમ માનવું ગમે એવું છે...પણ...એવું માનવા જેટલી મૂર્ખાઈ ક્યાંથી કાઢવી ? ...ને છતાં એક તરફ એમ પણ થાય છે કે રેખા કંઈ બોલતી-કહેતી નથી એ પણ સારું જ છે !

આ જ ભાભીએ મારાં બધાં લાડ સહી લીધાં છે. એમને કેટલા ઉજાગરા કરાવ્યા છે ? રોજ રાતે મિત્રમંડળીમાંથી મોડો આવું અને બારણું ખટખટાવું, ઊંઘમાં પણ જાણે મારી જ વાટ જોતાં હોય એમ ભાભી બારણું ખોલતાં. અને ભાભીને તો એક વખત ઊંઘ ઊડી જતાં, બે ખુલ્લી પાંપણ વચ્ચે એમની રાત વીતી જતી. ત્યારે પણ કદીય એમને ચહેરે અણગમો કે કંટાળો દેખાતો નહીં. જોકે મોટાભાઈ તો હંમેશાં શિખામણનો ડોઝ પાતા, પણ ભાભી તો કહેતાં : "સમજશે, મોટા થશે એટલે આપોઆપ સમજશે."

"આવાં પ્રેમાળ ભાભીનો ભાવ ગુમાવી બેઠાની વેદના મને કેવી બાળી રહી છે – મારા હૃદયને સતત કોરી રહી છે એ કોને કહું ? ...ને કહું તો પણ શું કરું ?... પણ... આ બધાના મૂળમાં કોણ ? હું જ છું ને ? એથી તો છાતી પર આ અસહ્ય બોજ

વેંઢારતો, હોઠ સીવીને જીવું છું. કોઈ રસ્તો - કોઈ આરો-ઓવારો, કોઈ ઉગારો દેખાતો નથી. આ તે કેવું કમભાગ્ય !" - કહી નિકુંજ ઉઘાડી આંખે છતને તાકતો સ્થિર પડી રહ્યો. બાજુમાં સૂતેલી રેખાના ચહેરા પર નજર પડી. ઊંઘમાં પણ એને ચહેરે ચિંતા વાંચી. એને થયું : 'એ બિચારી પણ તડકામાં રંગ ઊડી ગયેલા ગુલાબ જેવી ચીમળાયેલી - કરમાયેલી મારી સાથે જીવી રહી છે.'

* * *

...સ્ત્રીના જીવનમાં એના પતિનું સ્થાન શું છે એ તો એમના ગયા પછી જ જાણ્યું. એ ગયા એય કેવા ગયા ? સંતાકૂકડીની રમતમાં કોઈ સંતાઈ જાય અને આપણે એને ગોતીએ ત્યારે કંઈ મનમાં એવું થોડું હોય કે આ તો જડશે જ નહીં ? પણ એ તો એવા સંતાયા...એવા સંતાયા કે...

આખા ઘર ઉપર જાણે વીજળી જ પડી હતી. બા અને નિકુંજભાઈ પણ ઓલવાઈ ગયાં હતાં - અંદરખાનેથી હલી ગયાં હતાં. મારી સામે નજરેય ન માંડી શકે. નિકુંજભાઈએ ચૂડીકરમ ન કરવા દીધું ને ફૈબાએ વાળ ઉતારવાની વાત કાઢી તો બાએ જ ના પાડી. મારા વાળ એટલા લાંબા ને ઘાટા કે એકલે હાથે વાળ ધોવાના તો ફાવે નહીં. ઘેર તો મારી બા જ નવરાવે. અને...માથું ધોઉં ત્યારે મારા છૂટા, કોરા વાળ સાથે એ જે રમત માંડે...આજેય એ નથી ભુલાતું...પરણીને આવી એવામાં તો મનોમન મૂંઝાઉં. પછી એક દિવસ બાને કહેતાં કહેતાં રડી પડી. તે મારે માથે હાથ ફેરવીને કહે : "એમાં શું ? મારે દીકરી નથી. નહીંતર હું એનું માથું ધોતી જ હોત ને ? તારું ધોઈ દઈશ." - એ વાળ કંઈ બા થોડાં ઉતરાવવા દે ?

આમ એ બંનેએ મને સાચવી લીધી. બાએ તો મારે મારા પિયેર જઈને રહેવું હોય તો એમ કરવાનીય હા કહી હતી. પણ વારસાની વાતે હું રડી પડી. હવે આટલા વરસે મને ભાઈ-ભાભીનું ઘર કંઈ મારું થોડું લાગવાનું હતું ? વળી, આ ઘરમાં એમની સાથે જીવવાની વાત જડાયેલી છે. એ બધું છોડીને હું ક્યાં જાઉં ? એ તો હવે મારી જે ગણો તે - જીવન-મરણમૂડી છે. વળી બાને અને નિકુંજભાઈને આમ મૂકીને થોડું હાલતાં થવાય ? બસ, મનમાં ગાંઠ વાળી કે હવે તો આ જ મારું ઘર-ગામ. બાએ ઠાકોરજીની પૂજા મને ભળાવી એટલે જ્યારે નવરી પડું એટલે ઘોળકીર્તન કરું. બસ, પછી તો નટવર નાગર એ લાલજી મહારાજે મને ઘેરી લીધી. ને...દિવસો પાણીના રેલાની જેમ વહી ગયા. પછી તો નિકુંજભાઈને પરણાવ્યા. રેખા જેવી ભણેલ-ગણેલ, શાંત સ્વભાવની દેરાણી આવી અને એણે ઘરનો બધો ભાર સંભાળી લીધો. પછી તો બસ, હું અને મારા ઠાકોરજી ! એમને જગાડવા, નવરાવવા ધોવરાવવા, પહેરાવવા-ઓઢાડવા, ખવરાવવા-પિવરાવવા, હિંડોળે ઝુલાવવા ને પોઢાડવામાં જ હું ડૂબી ગઈ. આ બધામાં કોણ જાણે કેમ, મને ખબરેય ન પડે એ રીતે, વધુ ને વધુ મરજાદી થતી ગઈ. કોઈની સાથે જાણે કંઈ સંબંધ જ નો'તો. હું ભલી ને મારી સેવા-પૂજા ભલી ! કોઈ મને તો શું, મારી સેવા-પૂજાની આજુબાજુ ફરકે, આવે-જાય તોય મારાથી સહન ન થાય. અને પુરુષ તો ઠીક, નાનું છોકરુંય મને અડી જાય તોય હું તતડી ઊઠતી. બીજાં બધાં તો ઠીક, બાનેય મારું આવું મરજાદીપણું નો'તું ગમતું. પણ...હું મને એમાં સલામત લાગતી. ને તોય ધાર્યું તો ઉપરવાળાનું જ થાય છે ને ! એ દિવસનો એ બપોર ક્યારેય મારા જીવનમાંથી ભૂંસી શકાવાનો નથી...

બા પડોશમાં બેસવા ગયાં હતાં અને રેખા શાકપીઠ ગઈ હતી. સાંજ પડવામાં હતી. આમ તો નિકુંજભાઈ રાતે આઠ-સાડા આઠે જ આવે; પણ તે દિવસે વહેલા આવ્યા. અવાજ થયો એટલે હું પૂજાની ઓરડીમાંથી બહાર આવી. એ કંઈક ઉતાવળમાં હોય એવું લાગ્યું. એ બાથરૂમ તરફ જતા'તા ને હું આઘી ખસું ખસું ત્યાં મારી સાથે ભટકાયા. હું પડું પડું થતી માંડ બચી. એમણે મને બાથમાં ઝાલી લીધી ત્યારે ! પણ...પણ પડતાં ભલે બચી ગઈ, પણ...એમની બાથમાં મારો છાતીનો ભાગ ભીંસાયો અને પછી...જાણે કે કો'ક અસુર ઊતરી આવ્યો હતો એમનામાં એ સાંજે. ને...ને...મારો બચવા કોઈ ઉગારો ન રહ્યો. એમણે મને અભડાવીને જ છોડી !

બસ, ત્યારથી એ દીઠે ડોળે નથી ગમતા. એમનામાં મને હોઠને ખૂણે બેય બાજુથી પીળા મેલા લાંબા દાંત ને અણિયાળાં શીંગડાંવાળો રાક્ષસ જ દેખાય છે. મારું ચાલે તો હું એમને રૂંવે રૂંવે મીઠું ભરું ! ...પણ હું આ બધું શા સારુ ફરી ફરી યાદ કરું છું ? આમ અભડાયા પછી એંઠવાડ જેવી હું શું કામ જીવું છું ?...પણ એમ જીભ કચરીને મરવાની તો વાતો જ થાય; સાચોસાચ એવું ક્યાં કરી શકાય છે ? પણ મોટો પાડ ભગવાનનો કે આ આખી વાત મારા ને એમના સિવાય ત્રીજું કોઈ જાણતું નથી. બાને ખબર પડે તો તો બાપડાં ગળે સાડલો વીંટીને ટૂંપો જ ખાય ! ને રેખાનું તો જીવવું ધૂળધાણી થાય ને ? પોતાનો ધણી મારી જેવી અધઘરડી બાઈ સાથે...બસ, આ વાતે જ હાથમાં બળતરા ઊપડે છે ને પછી મન કીધામાં રે'તું નથી... નીતર્યા પાણીમાં પથરો પડે અને પાણી ડોળાઈ જાય એમ માંડમાંડ થાળે પડેલું મારું જીવન ફરી ડોળાઈ ગયું !

* * *

રોજની જેમ પથારીમાં પડતાની સાથે રેખા વિચારે છે : જીવનમાં એક વખત થયેલી ભૂલ મિથ્યા થતી નથી. પથ્થર ઉપર કોતરેલા અક્ષરોની જેમ તમારા માથે એ કલંક જડાઈ જાય છે. તમે લાખ પસ્તાવો કરો, પણ એ થયું - ન થયું કદી થતું નથી.

નિકુંજના મનમાં ચાલતી ઊથલપાથલની એ સાક્ષી બની રહી છે. એ કશુંય કહ્યાપૂછ્યા સિવાય પડખાં ઘસતા નિકુંજના વાળમાં આંગળાં પરોવી પસવારે છે. માથે, કપાળે, મોંએ અને એમ આખા શરીરે એના હળવા-હૂંફાળા સ્પર્શથી એના તરફડતા મનને શાંત પાડવા મથે છે. એમ કરતાં કરતાં નિકુંજ પડખું ફરીને સૂઈ જાય છે. પણ રેખા વીતી વાતોના અડાબીડ વનમાં અટવાઈ જાય છે. શું કરવું - એ એને સૂઝતું નથી. ભાભીએ કહેલી વાત એનો પીછો છોડતી નથી. મૂળ વાત તો પડોશમાં રહેતી નિષ્ઠાના લગ્નની હતી; પણ ભાભી સાથે થયેલી એ વાતો ક્યાં લઈ ગઈ !

"હેં ભાભી ! માણસ હજી કાલ સુધી નાચતું ગાતું હોય ને વળતે દિવસે એ લહાય લહાય જેવું કેમ થઈ જતું હશે ?"

"કોની વાત કરે છે, રેખા ?"

"કોની તે શું, આ નિષ્ઠાની ! તમનેય ખબર છે ને કે એનું નિખિલ સાથે લગભગ નક્કી જ હતું. બેયનાં માબાપે પણ વાત માની લીધી હતી. બસ, નિખિલને નોકરી મળે એટલી જ વાર હતી, પણ હવે સાંભળ્યું છે કે નિષ્ઠા સાવ નામક્કર જાય છે - નિખિલની કોઈ વાત કરે તોય વડચકું ભરે છે ! આવું કેમ થઈ જતું હશે ?"

'આપણને તો આમાં શી ખબર પડે ? પણ... માણસનું મન છે - એનું કંઈ કહેવાય નહીં. વરસી પડે તો વરસી પડે ને વાત જો વણસી તો પછી તરસ્યા મરે ને મારે !"

"પણ આમ અચાનક આટલો અભાવ, આટલો તિરસ્કાર ? એક વાર વાત કરે તો કંઈ ઉકેલ-ઇલાજ ન થાય ?"

"ના રે, એવું થતું હોય છે ? વાત કરે તોય કોને કરે ? ને એમ કરવા જાય તો જાંઘ ઉઘાડી કરવા જેવું થતું હોય તો ? કોક વાત, વેણ, અરે ! ક્યારેક કોકનું નાનું અમથું અડધું અડપલું કરવું એય માણસને એવું તો હલબલાવી મુશ્કેટાટ બાંધી દે કે પછી બધી ચાવી કારગત ન નીવડે...ને માણસ ગઈ કાલ સુધી જેને હૈયાનું હીર માનતું હોય એને...એને..."

વાત સાંભળતાં રેખા એકદમ અંદર ઊતરી ગઈ. એના મનના અંધારા ખૂણામાં જાણે ઉલ્કાના તેજ-લિસોટા જેવું અજવાળું થયું : 'શું ભાભીને પણ નિકુંજે...ના, ના, એવું ન હોય...તો પછી ભાભી નિકુંજને...એ જેને 'મારો નિકુંજ...મારો નિકુંજ' કહેતાં એમની જીભ સુકાતી ન હતી એ જ નિકુંજની સામે નજર પણ ન માંડે એવું...?

દમયંતીને રેખાનું આમ સાવ અણધાર્યું મૂંગાં થઈ જવું સમજાયું નહીં. એના મોં સામે જોતાં એને પૂછ્યું : "પણ તું મૂંગી કેમ થઈ ગઈ ? શેના વિચારમાં પડી ગઈ ?"

દમયંતીના પ્રશ્નથી રેખા ઝબકીને જાગી હોય

એમ ઉતાવળે ખચકાતાં બોલી : ''હેં ? શું ? મને કંઈ કહ્યું ?''

''લે, બાઈ ! તુંય ખરી છો ! તને જ પૂછું છું તો ! આમ કયાં ખોવાઈ ગઈ'તી ?''

''કંઈ નહીં - કંઈ નહીં, ભાભી !''

રેખાનો ખચકાટ, એની હડબડાહટ જોઈ દમયંતીએ એના ખભે હાથ મૂકી આગ્રહ કરી પૂછયું : ''તું શા વિચારે ચડી ગઈ'તી ? આમ તો મને અંદેશો છે; પણ ...તારી વાત મને નહીં કહે તો તું કોને કહીશ ? ન કહે તો રેખા, તને તારી મોટી બેનના - મારા સમ છે !''

રેખાએ ખચકાટ છોડી એકદમ દમયંતીનો હાથ પકડી લઈ કહ્યું : ''ભાભી...ભાભી, તમે ખોટું ન લગાડશો. હજુય થાય છે કે ન પૂછું...પણ...તમે તમારા નિકુંજને કેટલાં લાડ લડાવ્યાં છે - કેટલું વહાલ કર્યુ છે ? અને...અને એવું તે શું થઈ ગયું છે કે હવે એની સામે જોતાં પણ નથી ? એ સામે આવે છે ને તમારી આંખો અંગારા થઈ જાય છે. એવું તે શું બન્યું કે તમે સાવ આમ...શું એણે...નિકુંજે...''

''ના, ના, રેખા ! રહેવા દે. મારો હાથ છોડ. એવું કંઈ નથી.'' કહેતાં દમયંતીએ જાણે બારણું વાસી દીધું.

''ના, ભાભી ! તમારે આજે મને કહેવું જ પડશે. તમે મને તમારા-મારી મોટીબેનના સોગન દીધા છે. તમે ભલે ન કહો, પણ તમારાં બેય વચ્ચે કંઈક અણધાર્યુ બન્યું છે. નિકુંજે તમને જબરો આઘાત...કંઈક એવું થઈ ગયું છે તમારી બેય વચ્ચે...અને...અને...એને લીધે તમે બેય નિરાંતે સૂતાં નથી. તમારી આંખ નીચેનાં આ કૂંડાળાં ને અરધી ઊંઘમાં નિકુંજના નિસાસા હું જોઉં છું. તમે તમારા મરજાદી ધર્મમાં એટલાં બધાં ઊંડે ઊતરી ગયાં છો કે તમારા મનની અટપટી જાળમાં કોઈને પ્રવેશ કયાંથી મળે ? તમે જ તમારી જાતથી દૂર રહેવા મથો છો. હું જાણું છું, ભાભી ! જાણું છું. હું આ ઘરમાં આવી ત્યારે તમે જે હતાં તે આજે નથી રહ્યાં - ખરું કે નહીં ? તમે કેમ આટલાં બધાં બદલાઈ ગયાં છો ? આજે હવે છૂટકો જ નથી. તમારે બધેબધું કહેવું જ પડશે.''

રેખાની પ્રશ્નાર્થ નજર દમયંતીને આરપાર વીંધી રહી. દમયંતીથી એ સહી ન ગઈ. રેખા હજી એનો હાથ પકડી રાખી નજરથી વીનવી રહી. ફરી તેણે કહ્યું :

''ભાભી, આજે વાત સાંભળ્યા વિના હું તમને નહીં છોડું. તમારે કહેવું જ પડશે.''

''પણ રેખા, એથી શો લાભ ? આ વાત કહેવાથી નથી મને કરાર વળવાનો અને તું નાહક દુ:ખી થઈશ.''

''એમ થવું હશે તો ભલે એમ થશે. પણ, તમે કદાચ આ વાત કરીને હળવાં થશો. અને એમ થવાથી નિકુંજ માટેનો તમારો અભાવ ઓછો થશે. તમેય કેટલું વેઠો છો એ શું હું નથી જોતી - જાણતી ?''

દમયંતીના પકડેલા હાથને ઢીલો છોડી રેખા કયારે એમના વાંસે હાથ પસવારવા માંડી એની ન તો એને સરત રહી; ન દમયંતીને. દમયંતીએ પોતાના મનમાં - હૃદયમાં બધું ઊંડે ભંડારી દીધેલું તે રેખાની આવી આત્મીયતાથી પીગળી ગયું.

''કયાંથી વાત શરૂ કરું - કંઈ સમજાતું નથી. પણ, આ વાત સાંભળીને તારા મનથી નિકુંજ ઊતરી જવો ન જોઈએ. તમારાં બંનેમાં મનભેદ ન થાય એટલું હું તારી પાસે માંગું છું...હું પે'લાં આવી કયાં હતી એમ તું કહે છે - જાણે છે. બા તો કહે છે કે 'મારા અને મારાં સાસુ કરતાં પણ તારો મરજાદી ધરમ ચડી ગયો છે ને શું ?' અને મનેય ખબર છે કે તમને સૌને એ વધારેપડતું લાગે છે; ખરું ને ?''

''હા, ભાભી, એવું લાગે છે. પણ એથી તમારા મનને બીજી દિશામાં વાળી શાતા મળતી હોય તો શો વાંધો ? તમે બધું પહેરવા-ઓઢવાનું છોડી સફેદ કપડાં પહેરવા લાગ્યાં છતાં...સાચું કહું ? તમારું રૂપ તો એવું ને એવું રહ્યું છે. બસ ગળામાં આ એક તુલસીની કંઠી અને...''

દમયંતી અકળાઈને રેખાને અધવચ્ચે અટકાવીને બોલી : ''બસ, રેખા ! બસ કર...વિધવાના રૂપને શું ધોઈ પીવું છે ? એ રૂપ જ એના માટે શાપરૂપ છે. તેં આજે મને સોગન દીધા છે એટલે આટલું કહું છું. નિકુંજ માટે મારા મનની લાગણી છે, પણ...પણ...એણે મને બોટી છે - અભડાવી છે.'' આટલું બોલતાં

બોલતાં દમયંતીનો ઉશ્કેરાટ વધતો ગયો અને છેલ્લે ઊભાં થતાં આટલું બોલી : "થોડા મહિના પે'લાં દીવાબત્તી ટાણે અંધારું ઊતરી રહ્યું હતું અને મારું પૂજાની ઓરડીમાંથી બા'ર નીકળવું અને એનું દોડતાં ઘરમાં આવવું - મારી સાથે અજાણતાં ભટકાવું, મને પડતી બચાવવા ઝીલી લેવી - આમ હું, પડતાં તો બચી ગઈ. પણ પછી એણે મારી સાથે - પોતાની વિધવા ભાભી સાથે ન કરવાનું કર્યું...છોડ રેખા, મારો હાથ છોડ...હાથ છોડ." કહેતાં ઝાટકા સાથે હાથ છોડાવી, થરથર કાંપતાં બાથરૂમ ભણી દોડી ગઈ.

રેખા પથારીમાં પડી પડી આજે પણ એ ઘટનાના સ્મરણથી વ્યગ્ર બની ગઈ. અતીતથી વર્તમાન સુધીનાં ભાભી અને નિકુંજનાં વર્તન-વ્યવહારોની ઝીણી ઝીણી ગૂંચમાં અટવાતી, મૂંઝાતી, ઊછળતા રુદનને રોકવા મથતી વિચારતી પડી રહી : 'નિકુંજ પ્રત્યેનાં વર્તન-વ્યવહારમાં પોતાના મનથી નિકુંજ ઊતરી ન જાય એની મેં ભાભીને આપેલા વચન મુજબ કાળજી રાખી છે. તો બીજી તરફ મારું મન નિકુંજને આ સંતાપમાંથી શી રીતે શાતા મળે તેવું કંઈક સતત શોધતું રહે છે. એ જીવનની એક નબળી ક્ષણે પોતાની જાતને સંભાળી ન શક્યો તે માટે પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં શેકાતો-ભૂંજાતો રહે છે. એમાંથી છૂટવાનો કોઈ આરો-ઓવારો ખરો ?...ના, ના, હવે તો જિંદગીભર આ ભઠ્ઠીમાં તપતા-બળતા રહેવું એ જ શેષ રહ્યું છે.

'આજે પણ ભાભીનો એ ગુસ્સો, એ કંપતા હોઠ, થરથર કાંપતી કાયા હું ભૂલી શકી નથી. ભાભી જેવી સ્નેહાળ વ્યક્તિનું આમ સાવ બીજે છેડે જઈને ઊભાં રહેવાનું બીજા કોઈને તો સમજાય પણ શી રીતે ? બા તો બિચારાં રાજી છે કે મોટી વહુ ધરમધ્યાન તરફ વળી ગઈ તે સુખી થઈ. પણ એ તો બાપડાં ચૂલા ઉપરની તાવડી જેવાં ધીખે છે.

'સામે છેડે નિકુંજ પણ...એની પાસે આજે શું નથી ? બિઝનેસ, ઘર, મોટું ફ્રેન્ડસર્કલ, આનંદ અને પ્રતિમા જેવાં પરાણે વહાલાં લાગે એવાં બાળકો ને શીળા સ્વભાવનાં બા - ભર્યા ભર્યા સરોવરને કાંઠે એ બેઠો છે ને...ને...ચાંગળુંક પાણીય હોઠે અડાડી શકતો નથી...પુરુષોનું આ જ તો દુઃખ છે. બધું સહન કરશે મૂંગે મોઢે ! એક હરફ પડખે સૂતેલા પોતાના માણસનેય નહીં કહે...ને પૂછીએ તો પણ કેમ કરીને પૂછવું ? આ વાત કંઈ એમ થોડી પુછાય છે ?

'તો ?...તો શું આ બેય માણસને એમની રીતે દાઝતાં-ભડભડ બળતાં મારે મૂંગે મોઢે જોયા જ કરવાનાં ?'



## સાભાર સ્વીકાર

પિતા-પહેલા ગુરુ : રમણલાલ સોની, પ્ર. ડૉ. રેણુકા શ્રીરામ સોની, સુતરિયા હાઉસ, ત્રીજો માળ, ભાઈકાકા ભવન પાસે, એલિસબ્રિજ, અમદાવાદ - ૩૮૦ ૦૦૬, કિં. રૂ. ૧૫/-; ચમત્કારો આજે પણ બને છે : અનુ. પ્ર. રમણલાલ સોની, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૦/-; મંદિરની પછીતે : લે. રઘુવીર ચૌધરી, પ્ર. રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૧૧૦/-; ભાવાનુભૂતિ : લે. પ્ર. ડૉ. કૃષ્ણકાન્ત કડકિયા, એમ-૮૨/૩૮૫, 'સ્વરૂપ', સરસ્વતીનગર, આઝાદ સોસાયટી પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૯૦/-; શ્રી ગોકુલેશજીનું જીવનચરિત્ર ભાગ ૧, ૨ (લે. મગનલાલ લાલજી ગાંધી) : લે. સંપા. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫૧/-; અભિનીત : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૯૦/-.

# ગાતાં ગુલાબ

**મુનિ વાત્સલ્યદીપ**

મુનિ નંદિષેણ શ્રમણ ભગવાન મહાવીરના શિષ્ય બન્યા અને ત્યાગપંથ પકડ્યો : આકરી તપશ્ચર્યા અને નિરીહ સાધનાના પ્રભાવથી એમને અનેક દૈવી લબ્ધિઓ સાંપડી.

મગધનરેશ શ્રેણિકના તેઓ પુત્ર હતા. તે કાળે અને તે સમયે તેમની અદ્દ્ભુત વીણાવાદક તરીકે નામના હતી. પરંતુ દીક્ષા ગ્રહીને તપસ્વી થયા ને મોહ, મમતાને સાપની કાંચળીની જેમ જીવન પરથી ઉતારી મૂક્યાં.

મગધનાં વિભિન્ન ક્ષેત્રો અને શહેરોમાં તેઓ નિત્ય વિહરતા, ભિક્ષાર્થે જતા. એકદા કોઈ વેશ્યાના ગૃહે ભિક્ષાન્ન માટે જઈ ચઢ્યા અને બોલ્યા :

"ધર્મલાભ !"

રૂપરૂપના અંબાર જેવી વેશ્યા ત્યા જ ઊભેલી. એ મોહક નેત્રોનો જાદુ ફેલાવી રહી હતી. બોલી :

"મુનિવર ! અહીં ધર્મલાભ નહિ, અર્થલાભ જોઈએ : એ આપો."

નંદિષેણ મુનિનો અહં કંપ્યો. સાધુએ પોતાની લબ્ધિના પ્રભાવથી સોનાનો વરસાદ વરસાવ્યો. વેશ્યા ચમકી. એ સાધુને વળગી રહી : "ચાલ્યા ન જતા. અહીં જ રહો. નહિ તો મોત વહાલું કરીશ."

મોહનો વિજય થયો. મુનિ ત્યાં વસ્યા. કહ્યું : "રહું, પણ એક શરત : રોજ દસને દીક્ષાના પંથે વાળીશ. પછી જ ભોજન કરીશ."

એ ક્રમ સાડા બાર વરસ ચાલ્યો.

એકદા નવને નંદિષેણે ધર્મમાર્ગે વાળ્યા, દસમો ન માને. કહે કે, "ધર્મપંથ સારો છે તો તમે કેમ તે માર્ગે જતા નથી ?"

એ વ્યક્તિને સંસાર ગમતો હતો, ધર્મ નહિ. સાધના તેને કઠિન લાગતી હતી.

નંદિષેણ સમજાવતા રહ્યા. સવારની બપોર થઈ, બપોરની સાંજ થઈ. ભોજન ઠંડાં થઈ ગયાં. વેશ્યા અકળાઈ ઊઠી. એ બોલી :

"એની સાથે ક્યાં સુધી માથું ફૂટશો ? એ ન માને તો કંઈ નહિ, આજે દસમા તમે !"

એ વેણથી હૃદયમાં વૈરાગ્યના ડંકા પડ્યા. નંદિષેણ ફરીથી સાધુ બન્યા.

વાસના ઝૂકી, ધર્મનો વિજય થયો.

* * *

યૌવનનાં કામણ જેને સ્પર્શ્યા જ ન હોય, તેવું આ સકળ વિશ્વમાં કોણ હશે ?

ઇલાચીકુમારને ગમી ગઈ એક નટકન્યા. મદોન્મત્ત એ કન્યા રૂપરૂપના અંબાર સમી હતી. એનાં કામણગારાં નેત્રો અને મનમોહક સ્મિત કોઈનેય આકર્ષે તેવાં હતાં. નગરશેઠના પુત્ર ઇલાચીને આંખ અને અંતરમાં વસી ગઈ : પરણવું તો બસ એને જ !

માતા અને પિતા રઘવાયાં થઈ ગયાં. મિત્રો આકુળવ્યાકુળ થઈ ગયા. બધાંએ સમજાવવામાં કોઈ કચાશ ન છોડી :

"ઇલાચી ! એટલું તો સમજ કે ક્યાં એનું કુળ ને ક્યાં આપણું કુળ ?"

એ ન માન્યો.

"ક્યાં એ ને ક્યાં આપણે ? એનો ધર્મવિચાર ને આપણો ધર્મ સમજ. નટડીનો મોહ છોડી દે, ભાઈ ! એના કરતાં સત્તરગણી રૂપાળી છોકરી તને મળશે !"

એ ન જ માન્યો.

ઇલાચી તો ચાલી નીકળ્યો નટડીની પાછળ. નટકન્યાના પિતાએ કડક શરત મૂકી :

"મારી પુત્રી તને તો જ પરણશે કે તું નટકળામાં હોશિયાર બન અને કોઈ રાજાને રીઝવ !"

ઇલાચીએ શરત કબૂલ રાખી.

પણ રાજા રીઝતો નથી !

નટકળામાં કુશળ ઇલાચી પાતળી દોર પર માથે સાત સાત બેડાં મૂકી નાચી રહ્યો છે. લોકો તાળીઓ

પર તાળીઓ પાડે છે. વાહવાહના પોકારો થાય છે. પણ રાજા રીઝતો નથી !

આખરે એણે છેલ્લો દાવ અજમાવ્યો. ઇલાચીએ પાતળા દોર પર શીર્ષાસન કર્યું. માથું નીચે, પગ ઊંચે ! એણે પગની આંગળીઓથી પાતળી લાકડી પકડીને એ લાકડી પર થાળી મૂકી. શીર્ષાસન કરતાં ઇલાચીએ પાતળી દોરીના આધારે સ્થિર રહીને પેલી લાકડી પરની થાળી સતત ઘુમાવવા માંડી !

ચારે તરફ હર્ષનાદ થયો. પણ રાજા હજીય રીઝતો નથી !

એ જ વખતે ઊંધા માથે રહેલા ઇલાચીની નજર સામેના એક પ્રાસાદમાં પડી : કોઈ યુવાન સાધુને એક અત્યંત સુંદર દેવાંગના સમી યૌવના ભિક્ષા આપી રહી છે ને યુવાન મુનિ મુખ ઉઠાવીને તેની સામે પણ નથી જોતા !

પાતળી દોર પર નાચતા ઇલાચીને પોતાના જીવન માટે પારાવાર પસ્તાવો થયો. તત્ક્ષણ એનાં પાપ ધોવાઈ ગયાં !

ઇલાચીને કેવળજ્ઞાન થયું !



## શમણાંની રાખ

કેસૂડાંના સળગ્યા વને
શીત વાયુની લ્હેરખીથી તો
અગનશિખા ઓર ઝળે છે,
પાંદડે પાંદડે ઝરતી લીલપ
સપનાંની થઈ રાખ ઢળે છે-
કેસૂડાંના સળગ્યા વને.

કિંશુકીઓનાં ગીતનાં ઘૂંઘરુ
આજ બસૂરાં કેમ બોલે છે ?
ઋતુએ આવી બહાર છે તોયે
ફૂલડે શીદ અંગાર ઝરે છે ?
પાંદડે પાંદડે ઝરતી લીલપ
શમણાંની થઈ રાખ ઢળે છે-
કેસૂડાંના સળગ્યા વને.

મનની વાગી મોરલી,
ફોરમ ફૂલની ઋખે નેણ વાગે છે,
કોયલ બોલે લીમડાડાળે
ભીતર સૂતું કોક જાગે છે-
કેસૂડાંના સળગ્યા વને,
પાંદડે પાંદડે ઝરતી લીલપ
શમણાંની થઈ રાખ ઢળે છે.

**બાલકૃષ્ણ ગોર 'મૈત્રેય'**

# યુરોપ-અમેરિકા-પ્રવાસનાં કેટલાંક સંસ્મરણો

એમ. જી. પારેખ

મને પ્રવાસનો શોખ તો ખરો જ. તેમ એથેન્સ જવાનો મારો ઇરાદો દૃઢ હતો. એનું કારણ એ કે તે સમયે હું વર્ગમાં ગ્રીક ચિંતન શીખવતો હતો. તે ચિંતનની પાર્શ્વભૂમિકા જાણવી જરૂરી હતી. એટલે તે માટે મેં ગ્રીક ઇતિહાસ પણ વાંચેલો. તેમાંય વિલ ડ્યુરાંટના પુસ્તક 'Life of Greece'એ મને બહુ પ્રભાવિત કર્યો. હું આ પ્રવાસે જઈ શક્યો તેનું કારણ ફુલબ્રાઇટ સ્કૉલરશિપ મળી તે હતું.

ફુલબ્રાઈટ સ્કૉલરશિપ માટે મારું નામ શ્રી ઉમાશંકર જોશીએ મૂકેલું. તેમ મારા સાથી અને મિત્ર કીર્તિદેવ દેસાઈ દિલ્હી જતા ત્યારે તે અવારનવાર તપાસ કરતા. બે-એક વખત તો મને ત્યાં જવા માટે આમંત્રણ પણ મળેલું. પણ ત્યારે મારો પુત્ર અહીં એન્જિનિયરિંગમાં અભ્યાસ કરતો હતો, એટલે મારી પત્નીને સાથે લઈને હું જઈ ના શકું એટલે મારે તે વખતે ના પાડવી પડી હતી. છેવટે એક વખત ફિલિપ્સ બેડલે કરીને એક અમેરિકન પ્રોફેસર અહીં વ્યાખ્યાન આપવા આવ્યા ત્યારે મને પૂછી જોયું કે તમે જવાની ના પાડો છો તો તમારો જવાનો ઇરાદો તો છે ને ? મેં કહ્યું, "મારો જવાનો ઇરાદો ચોક્કસ છે, પણ મારે મારી પત્ની સાથે જવું છે; પણ મારો પુત્ર અહીં અભ્યાસ કરે છે એટલે મારી પત્ની મારી સાથે આવી ના શકે. એ અમેરિકા અભ્યાસ માટે જવાનો છે. એ જાય ત્યારપછી જ હું મારી પત્નીને લઈને જઈ શકું." ત્યારે અમેરિકન પ્રોફેસરે કહ્યું, "તમે જે આ સ્પષ્ટ વાત કરી તેથી હું ખુશ થયો છું. અને જ્યારે તમારો પુત્ર જાય ત્યારે તમે મને દિલ્હી ફુલબ્રાઈટમાં ફોન કરીને જણાવશો." પણ તેમણે કહ્યું કે "સાધારણ રીતે અમે જૂન-જુલાઈમાં નામ નક્કી કરી નાખતા હોઈએ છીએ." મેં કહ્યું, "ત્યારે તો હું ચોક્કસ ન કહી શકું, પણ મારો પુત્ર ત્યાં જાય ત્યારપછી અમે અહીંથી જવાનું નક્કી કરી શકીએ." તેમણે કહ્યું, "તો તો નિયમિત પ્રથા પ્રમાણે તમારું નામ અમે મોકલી ના શકીએ. તે છતાં તમે એક કામ કરશો કે જ્યારે તમે જઈ શકો તેવી સ્થિતિમાં હો ત્યારે મને દિલ્હી ફોન કરશો."

મારો પુત્ર ત્યાં કેલિફોર્નિયા યુનિવર્સિટીમાં દાખલ થયો ત્યારપછી મેં તેમને ફોન કર્યો. તેમણે કહ્યું, ત્યાંની કોઈ પણ યુનિવર્સિટીમાં જગ્યા હશે તો હું તમને જણાવીશ. ત્યારપછી જાન્યુઆરી-ફેબ્રુઆરીમાં મારા ઉપર ફોન આવ્યો કે તમને ત્યાં લઈ જઈ શકાય તેમ છે. તમે તૈયાર છો ? મેં કહ્યું કે દસેક દિવસમાં હું જરૂર નીકળી શકું. તેમણે કહ્યું, "તમે નીકળી શકો તેમ હો ત્યારે ફોન કરશો અને તમારે પહેલાં ફુલબ્રાઇટની દિલ્હી ઑફિસમાં આવવું પડશે અને ફુલબ્રાઇટની ઑફિસમાં મળવું પડશે. અમે તે માટે તમને દિલ્હીમાં રહેવાનો બધો બંદોબસ્ત કરીશું."

અમે દિલ્હી ગયાં ત્યારે તે લોકોએ અમારા માટે દિલ્હીની સારી હોટલમાં રહેવા-ખાવા વગેરેનો બધો બંદોબસ્ત કર્યો હતો. ત્યાં ત્રણ-ચાર દિવસ અમને અમેરિકાની રહેણીકરણી વગેરેથી માહિતગાર કર્યા અને અમને કહ્યું, "તમારે અમેરિકન કંપનીના વિમાનમાં જ એટલે કે 'પાન અમેરિકન'માં જ અહીંથી જવું પડશે. પહેલી મુસાફરી તમે તેમાં કરો ત્યારપછી તમે ગમે ત્યાં ઊતરો અને બીજી કંપનીના વિમાનમાં તમે ખુશીથી જઈ શકો છો." મેં કહ્યું, અમને તેમાં કશો વાંધો નથી. દિલ્હીથી અમને અમેરિકા જવા માટે ટિકિટ કઢાવી આપી અને મને કહે કે "તમારાં પત્નીને સાથે લઈ જાઓ છો તેથી અમે બહુ ખુશ છીએ. પણ તેમની ટિકિટના પૈસા તમારે આપવા પડશે." મેં કહ્યું, એ તો વ્યાવહારિક છે.

વિમાન પહેલાં કૉન્સ્ટન્ટિનોપલ ગયું. કૉન્સ્ટન્ટિનોપલમાં અમને એરલાઈન તરફથી સારી હોટલમાં રહેવા-ખાવાનો બધો બંદોબસ્ત કરી આપ્યો હતો. કૉન્સ્ટન્ટિનોપલમાં અમે સેન્ટ સોફિયાનું દેવળ જે ત્યારે મસ્જિદ તરીકે હતું તે જોવા ગયાં. તે એક ભવ્ય

ઇમારત છે અને તેનું બાંધકામ આકર્ષક છે. મારી પત્ની ત્યાં સાડી જ પહેરતી અને આખી મુસાફરીમાં તેમજ અમેરિકામાં પણ સાડી પહેરીને જ ફરી. તે કહેતી કે મને ફ્રૉક કે એવું કશું ફાવશે નહીં. કૉન્સ્ટન્ટિનોપલમાં અમે ફર્યા ત્યારે ત્યાં સાડી પહેરેલી વ્યક્તિ નહીં જોઈ હોય એટલે છોકરાંઓનું ટોળું અમારી પાછળ-પાછળ ફરતું. અમે તો મૂંઝાઈ જ ગયાં. એક અંગ્રેજી જાણનાર વ્યક્તિ કહે, ''અહીં સાડી પહેરવાનો રિવાજ નથી તેથી છોકરાંઓને તે વિચિત્ર લાગે છે.'' અને તેણે છોકરાંઓને ધમકાવીને કાઢી મૂક્યાં.

કૉન્સ્ટન્ટિનોપલમાં ઘણાંખરાં માણસોએ પશ્ચિમી ઢબનો પહેરવેશ પહેર્યો હતો. પહેરવેશમાં મોટે ભાગે પૅન્ટ અને શર્ટ જ દેખાયાં. સૂટ પહેરેલા માણસો તો ઓછા દેખાતા. પ્રજા એકંદરે ગરીબ, પણ સુખી લાગે. સ્ત્રીઓ બુરખામાં જવલ્લે જ દેખાતી. હોટલો અને રેસ્ટોરન્ટ ભારતમાં છે તેવાં હતાં, પણ તેમાં કેટલાંક સ્વચ્છ અને સારી રીતે શણગારેલાં હતાં.

અમે એરપૉર્ટ જવા નીકળ્યાં ત્યારે રસ્તામાં અમને હાથલારી ખેંચતા ટૂંકી ચડ્ડી પહેરેલા મજૂરો દેખાયા. અમને થયું, અમે હજુ એશિયામાં જ છીએ, યુરોપમાં નહીં.

ત્યાંથી વિમાનમાં અમે ઍથેન્સ જવા ઊપડ્યાં. આ વિમાન તદ્દન નાનું હતું. તેમાં અમે કુલ સાત મુસાફર હતાં. ઍથેન્સ અમે પહોંચીએ તે પહેલાં એ વિસ્તારનો પ્રદેશ અમે વિમાનમાંથી જોયો. વિમાનમાંથી અમને ભૂમધ્યના ટાપુઓ દેખાયા. આ ટાપુઓનો પ્રદેશ ખૂબ જ સુંદર હતો. ત્યારપછી અમને ઍથેન્સ આસપાસનો મુખ્ય પ્રદેશ દેખાવા લાગ્યો. આ વિસ્તાર ડુંગરાઓ તથા પોલીવૃક્ષોથી છવાયેલો હતો. તેમાંય વળી દરિયાકિનારો તો હતો જ. આ પ્રદેશ પણ બહુ આકર્ષક હતો.

એરપૉર્ટથી અમે બસ મારફતે શહેરમાં ગયાં. અમે એક ગ્રીક કુટુંબમાં રહેવાનું નક્કી કર્યું, જેથી અમને ગ્રીક કુટુંબજીવનનો પણ કંઈક ખ્યાલ આવે. તે વિશે અમે ત્યાં ટ્રાવેલ બ્યૂરોમાં ગયાં અને કોઈક સારા ગ્રીક કુટુંબમાં અમારા રહેવાની સગવડ થાય તેમ અમે જણાવ્યું. ત્યાંથી તેમણે ફોન દ્વારા બેત્રણ જગ્યાએ તપાસ કરી. એક અંગ્રેજી જાણકાર કુટુંબમાં અમારી વ્યવસ્થા કરી. તે કુટુંબમાં અમને પૂરેપૂરી સગવડ મળી. અમે શાકાહારી એટલે એ લોકોનું ખાવાનું અમને ફાવે નહીં. તો તે માટે એ લોકોએ એવી વ્યવસ્થા કરી કે જેથી અમે અમારું ખાવાનું જાતે જ બનાવી શકીએ. તેઓ અમને અમારું ખાવાનું બનાવવા માટે પહેલો સમય આપતાં અને પોતે પોતાનું ખાવાનું પાછળથી બનાવતાં. તેમણે અમને બ્રેડ, દૂધ, ફ્રૂટ, શાકભાજી ક્યાં મળે છે તે વિશે વિગતવાર માહિતી આપી. એટલે અમને ખાવા-પીવાની કોઈ મુશ્કેલી રહી નહીં. અમને સૂવા માટે ડબલ બેડનો અલગ બેડરૂમ આપવામાં આવ્યો હતો. તેમાં ઓઢવા પાથરવાનાં સ્વચ્છ અને સારાં હતાં. તે લોકોએ અમને જોવાલાયક સ્થળો વિશે પણ વિગતવાર માહિતી આપી અને તે દરેક સ્થળે શી રીતે જઈ શકાય તે પણ જણાવ્યું.

ઍથેન્સમાં લોકતંત્ર હતું અને તેમાં મુક્ત રીતે સરકારની ટીકા કરવામાં આવતી. પેરિકલીસ જેવા શાસકની પણ ઍરિસ્ટોફિનીસે મુક્ત રીતે ટીકા કરી હતી. ઍથેન્સ એ પાશ્ચાત્ય સંસ્કૃતિનું જન્મસ્થાન ગણાય છે. છતાં તે પશ્ચિમનાં બીજાં મોટાં શહેરો કરતાં કંઈક જુદું લાગે.

ત્યાં જોવાલાયક સ્થળોએ જવા માટે બસની સગવડ હતી એટલે અમે તે બસની ટિકિટ કઢાવી લીધી અને તે બસ મારફતે જ જોવાલાયક સ્થળોએ ગયાં. તે બસમાં અંગ્રેજી બોલનાર ઍથેન્સનો એક ભોમિયો રાખવામાં આવતો. તે દરેક સ્થળે અમને તે સ્થળ વિશે અંગ્રેજીમાં વિગતવાર માહિતી આપતો.

ત્યાં પહેલાં અમે આર્કિયોલૉજિકલ મ્યૂઝિયમ જોવા ગયાં. તે મ્યૂઝિયમ અમે ઊતર્યા હતાં તેનાથી બહુ દૂર નહોતું. લગભગ બપોરે બે વાગ્યા સુધીનો સમય અમે તે મ્યૂઝિયમમાં ગાળ્યો. મ્યૂઝિયમમાં અમને હેગામિમનો ડેથમાસ્ક-થન્ડરિંગ જીસસ (ક્રોધાવિષ્ટ થયેલા તેમના દેવ) વગેરે બતાવવામાં આવ્યાં. બપોર પછી અમે પાર્થેનૉન ગયાં. તે પેરિકલીસે બંધાવ્યું છે. તેને માટેનાં નાણાં મંજૂર કરવા સભામાં આનાકાની થઈ. પેરિકલીસે સભામાં કહ્યું કે જો તમે પૈસા મંજૂર કરવા ન માંગતા હો તો હું મારા અંગત ખર્ચે તે કરીશ, પણ તેના ઉપર નામ મારું રહેશે, ઍથેન્સ નગરીનું નહીં. સભામાં બધા ચોંકી ઊઠ્યા અને પોકારી ઉઠ્યા, ''ના અમે એવું તો ન જ થવા દઈએ. નામ ઍથેન્સવાસીઓનું રહેવું જોઈએ. અમે નાણાં મંજૂર કરીએ છીએ.'' એ રીતે પેરિકલીસે પાર્થેનૉન

માટેનો મોટો ખર્ચ મંજૂર કરાવ્યો. તે ઇમારત વિશે નિષ્ણાતો કહે છે કે તે એક સર્વાંગસંપૂર્ણ ઇમારત છે. આ અને આવી બીજી ઇમારતો વિશે એક વાત ખ્યાલમાં રાખવી જોઈએ કે આ બાંધવામાં સિમેન્ટ કે એવો કોઈ જાતનો માલસામાન વપરાયો નથી. આ ઇમારત આરસના પથ્થરોને ઘસીને એકબીજા જોડે ચીપકી શકે તે રીતે ગોઠવીને બનાવવામાં આવી છે.

પાર્થેનૉનની નીચેના ભાગમાં એક્રોપોલિસનું મ્યૂઝિયમ આવેલું છે. આ મ્યૂઝિયમમાં એથેન્સના પ્રાપ્ત થયેલા સઘળા કિંમતી અવશેષો રાખવામાં આવ્યા છે. તેની નજીકમાં જ એરોપાગસ (Aeropagus) આવેલું છે કે જ્યાં ગ્રીકોની સભાઓ ભરાતી. શહેરના મધ્યભાગમાં એગોરા આવેલું છે, જે ઍથેન્સનું બજાર છે. આ બજારના એક ખૂણામાં સૉક્રેટીસ અને તેમના અનુયાયીઓ સાથે બેસીને ચર્ચા કરતા, તે પણ અમે જોવા ગયાં. અમે સિમેટરી ઑફ કાર્નીકોઝ પણ જોયું. તે કૉન્સ્ટિટ્યૂશન સ્કવેરની નજીક જ છે.

ઍથેન્સમાં મ્યૂઝિયમો પણ ઘણાં છે. સઘળાં ધ્યાનપૂર્વક તો જોઈ ન શકાય, પણ કેટલાંક મહત્ત્વનાં મ્યુઝિયમો વિશે આપણે વાત કરી ગયા. અમે ઍથેન્સમાં પાંચ દિવસ ગાળ્યા અને જોવાય એટલું બધું જોયું, તો પણ ઘણું રહી ગયું. ભૂમધ્યમાં આવેલા આસપાસના ટાપુઓ સુંદર છે અને તેમાં પણ પ્રાચીન સંસ્કૃતિના ઘણા અવશેષો છે. આ ટાપુઓ ઉપર જવાની અમારી બહુ ઇચ્છા હતી, પણ અમારી પાસે સમય જ ન હતો. એટલે આટલેથી જ સંતોષ માનવો પડ્યો.

ઍથેન્સથી અમે લંડન ગયાં. લંડનમાં મારી ભાણીના જેઠ રહેતા હતા. એટલે અમે ત્યાં જ ઊતર્યાં. તે લોકોએ અમને ખાવા-પીવાની બધી સગવડ કરી આપી.

લંડન એ બ્રિટિશ સામ્રાજ્યનું કેન્દ્ર હતું એટલે ત્યાં સામ્રાજ્યમાંથી જુદા-જુદા દેશોના લોકો આવતા અને કેટલાક તો ત્યાં સ્થાયી પણ થઈ ગયા. એટલે લંડનમાં દરેક દેશના લોકો જોવા મળતા તેમજ તેમના ખાવા-પીવાનાં રેસ્ટોરન્ટ પણ હતાં.

લંડનમાં જોવાલાયક સ્થળોએ જવા માટે અમને કોઈ મુશ્કેલી પડી નહીં. કારણ કે અમે જ્યાં ઊતર્યાં હતાં તે અમારા સંબંધી અમને તેમની મોટરમાં બધે લઈ જતા હતા. સૌપ્રથમ અમે બ્રિટિશ મ્યૂઝિયમ જોવા ગયાં. મ્યૂઝિયમમાં અમે કાર્લ માર્કસ જે ખુરશી ઉપર બેસીને પોતાનું કામકાજ કરતો હતો તે જોઈ. મ્યૂઝિયમમાં મૅગ્નાકાર્ટા તેમજ બ્રિટન તે સમયે દુનિયાના ઘણા દેશો પર રાજ્ય કરતું હતું એટલે ત્યાંથી પણ અનેક કિંમતી દસ્તાવેજો અને વસ્તુઓ લાવીને તે મ્યૂઝિયમમાં મૂકી હતી.

અમારા સંબંધી અમને હાઇડ પાર્ક (Hyde Park) પણ લઈ ગયા, જ્યાં રવિવારના દિવસે જુદી જુદી વિચારસરણી ધરાવતી વ્યક્તિઓ ભાષણ આપતી. ત્યારબાદ અમે વેસ્ટ મિન્સ્ટર એબી (West Minister Abbey) પણ ગયાં. ત્યાં બ્રિટિશ રાજાઓનો રાજ્યાભિષેક થતો. તે ઇમારત એક ગૉથિક (Gothic) આર્કિટેક્ચરનો ઉત્તમ નમૂનો છે.

અમારા સંબંધી અમને વ્હાઈટ હૉલ (White Hall) લઈ ગયા. ત્યાં બ્રિટિશ ગવર્નમેન્ટની ઑફિસો આવેલી છે. ત્યાં જ નજીકમાં ટેન ડાઉનિંગ સ્ટ્રીટ (Ten Downing Street) આવેલું છે. તે ત્રણ માળનું ઈંટોનું બનાવેલું નાનકડું મકાન છે, અને તે બ્રિટિશ પ્રાઈમ મિનિસ્ટરનું રહેઠાણ છે. આપણા જેવા ગરીબ દેશમાં રાષ્ટ્રપ્રમુખ અને પ્રધાનો માટે જે મહાલયો છે તેની સરખામણીમાં આટલા મોટા સામ્રાજ્યના વડા પ્રધાન માટે આ કેવું સાદું મકાન ગણાય ! અમે પાર્લામેન્ટ હાઉસ પણ જોવા ગયાં. અમે ગયાં તે દિવસે રજા હતી એટલે પાર્લામેન્ટ ચાલુ ન હતી. મારો વિચાર પાર્લામેન્ટ ચાલુ હોય ત્યારે જવાનો હતો કે જેથી અમે હાઉસ ઑફ કૉમન્સનું કામકાજ જોઈ શકીએ. પણ કમભાગ્યે તે દિવસે સેશન ચાલુ ન હતું. એક વખત અમે મિડલ ટેમ્પલ હૉલ અને ચર્ચ ટેમ્પલ ઉપર ગયાં. તે જગ્યાઓમાં કૉર્ટ બેસતી હોય છે. અમે માદામ તૂસોદનું મીણનાં પૂતળાંઓનું મ્યૂઝિયમ જોવા ગયાં. તે પૂતળાંઓ તદ્દન જીવંત દેખાય તેવાં હતાં. તેમાં ઍન્થની ઈડન, વિન્સ્ટન ચર્ચિલ વગેરેનાં પૂતળાંઓ છે.

અમારા સંબંધી અમને કહેતા હતા, હજી તો લંડનમાં ઘણું જોવાનું છે. પણ અમારી પાસે સમય ન હતો. અને અમારે અમુક સમય દરમિયાન અમેરિકા પહોંચવાનું હતું.



# પૂનમની રાત

મૂ. લે. કરતારસિંહ દુગ્ગલ, અનુ. હરીશ ખત્રી

માલન અને મિન્ની મા-દીકરી હશે એવું કોઈ માની જ ન શકે; તેમને તો કોઈ બે બહેનો જ માને. મિન્ની એની મા કરતાંય થોડી ઊંચી હતી. લોકો કહેતાં, "માલન, તારી છોકરીએ તો સુંદર સ્ત્રીનું કાઠું કાઢ્યું છે !"

માલન તેની દીકરીમાં પોતાની જાતને જ જોતી. તેની પોતાની ઉંમર ખાસ દેખાતી નહોતી. હજી પણ કોઈક એવું હતું જે તેની ખાતર ધરતીનો છેડો ખૂંદી વળવા તત્પર હતું.

શા માટે તેનું મન આ માણસ પાછળ ભટકતું હતું ? તેની છોકરી અત્યારે પરણવાલાયક થઈ ગઈ હતી એટલે હવે પોતે પરપુરુષ વિશે વિચારવું, એ ઠીક ન કહેવાય. આટલાં વરસો સુધી તેણે પોતાની જાતને વારી હતી. હવે તેનું મન કેમ ડગી જતું હતું ? તેણે પોતાના મનને અંકુશમાં રાખવું જ પડશે. આવતા અઠવાડિયે તો તેની દીકરીનાં લગ્ન છે. તેણે આવા અનિષ્ટ વિચારોને મનમાં પ્રવેશ આપવો જ ન જોઈએ, કદી નહીં.

"મારી પોતાની જ, મારી સૌથી પ્રિય." હજી ગઈ કાલે જ એણે લખ્યું હતું, "મને ભૂલી જઈશ નહીં." પરંતુ જ્યારે પણ એ ગામમાં આવ્યો હતો ત્યારે તેને કોઈ પણ જાતના પ્રોત્સાહન વગર પોતે પાછો કાઢ્યો હતો. એની પાછળ જેટલી ઝડપથી પોતે બારણાં ભીડી દીધાં હતાં એટલી જ ઝડપથી તેણે આંખો બીડી દીધી. પણ એ તો તેને ભૂલવાનો ઇન્કાર કરતો હતો. "તું જ મારું જીવન છે. તને પામ્યા વિના મને શાંતિ મળશે નહીં." તેણે ઘણાં વરસો પોતાની રાહ જોવામાં, કરગરવામાં ગાળ્યા હતાં, જે ગાળામાં પ્રેમ અને ઘેલછાને કારણે તેણે ઘણી પીડા વેઠી હતી.

માલનને હૃદયથી ખાતરી હતી કે એ રાત્રે તે જરૂર આવશે. કાર્તિકી પૂર્ણિમાની રાત્રિએ તે હંમેશાં પોતાનું દ્વાર ખખડાવતો. આજે રાત્રે ચંદ્ર પૂર્ણપણે ખીલ્યો હશે. આજની રાત ઠંડી, ઝાકળભીની અને નિ:શબ્દ હશે. પોતે ક્યારેય એને માટે બારણાં ખોલ્યાં ન હતાં. શું પોતે આજે ખોલશે ? તેને વરસો પહેલાંની એક ઠંડી, ચાંદની રાત યાદ આવી. આંબાવાડિયામાં તે નૃત્ય કરતી હતી ત્યારે તેનો દુપટ્ટો એણે પકડી લીધો હતો. ઉઘાડા માથે પોતે તેની પાસે ગઈ ત્યારે પોતાના ખુલ્લા ચહેરા ઉપર ચાંદની રેલાઈ રહી હતી. પોતાના ખભે તેણે દુપટ્ટો એવી રીતે ઓઢાડ્યો હતો જેવી રીતે અત્યારે દુપટ્ટો પોતાના ખભા ઉપર રહેલો છે. તેના શરીરમાંથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ.

સરુના વૃક્ષ જેવી ઊંચી, પાતળી મિન્ની શેરીમાંથી આવતી દેખાઈ. ગોરવર્ણી અને નાજુક મિન્નીને જોઈ તેને લાગ્યું કે તેના શરીરને કોઈના હાથનો પણ સ્પર્શ થશે તો ડાઘ પડી જશે. વિનમ્રપણે તેણે તેનો દુપટ્ટો ચહેરા ફરતે વીંટ્યો હતો અને તેનાં નયનો નીચાં ઢળેલાં હતાં.

મિન્ની મંદિરે જઈને આવી રહી હતી. તેણે પોતાની મનોકામના પૂરી કરવા ભગવાનને પ્રાર્થના કરી હતી. તેણે દરેક મનુષ્યના મનમાં રહેલી ઇચ્છાઓ પૂરી કરવા પણ પ્રભુને પ્રાર્થના કરી હતી.

માલને સ્મિત કર્યું. તેની કલ્પનામાં ખળભળાટ મચી ગયો. તેણે મનોમન વિચાર્યું કે જો મારી મનોકામના ફળવાની હોય, તો હું શું માગું ?

"બાપુ હજી પાછા આવ્યા નથી." મિન્નીએ ફરિયાદના સ્વરે કહ્યું.

"એ આજે પાછા આવવાના નથી. અરે, કાલે પણ જો એ પાછા આવી જાય તો ભગવાનનો પાડ માનજે. એમને ઘણી વસ્તુઓ ખરીદવાની છે. લગ્ન જેવા પ્રસંગે કે મિજબાની વખતે કશું ખૂટી પડે એના કરતાં થોડું વધે એ સારું." માલને સમજાવ્યું.

મિન્નીએ પોતાનો આભલાં ભરેલો દુપટ્ટો કાઢીને માના ખભે ઓઢાડ્યો. માનો સાદો દુપટ્ટો પોતે ઓઢીને તે રસોડામાં ગઈ.

પૂનમની ચાંદનીનો પ્રકાશ આમ્રવૃક્ષની ડાળીઓ·

માંથી પસાર થઈને માલનના ચહેરા ઉપર પથરાતો હતો. પૂર્ણ ચંદ્રથી હંમેશાં તેને કંઈક થતું. પોતે જાણે નશામાં હોય એવું એને લાગતું. ચાર દિવસ પછી ગામની સ્ત્રીઓ તેના આંગણે લગ્નનાં ગીતો ગાવા આવશે. તેની દીકરીની હથેળી અને પાની ઉપર તેઓ મેંદી મૂકશે. તેને લગ્નનાં વસ્ત્રો પહેરવામાં મદદ કરશે અને ઘરેણાંથી લાદી દેશે. ચળકતાં લાલ રેશમી વસ્ત્રોમાં મારી દીકરી કેવી લાગશે ? અને પછી વરરાજા ઘોડે ચઢીને આવશે અને તેને પોતાના ઘરે લઈ જશે. કન્યાની હથેળી અને પાની પરની મેંદીને પોતાનાં ચુંબનોથી એ ભૂંસી નાંખશે.

માલને પોતે પણ આ બધું અનુભવ્યું હતું અને એ વાતને હજી કાંઈ ઝાઝો સમય થયો નથી. પણ મિન્નીના બાપુએ તેના પગની પાનીને એક વાર પણ ચૂમી નહોતી કે તેની મેંદીભરી હથેળીઓને એક વાર પણ પોતાની આંખો પર મૂકી દબાવી ન હતી. એ હંમેશાં થાકયાપાકયા ઘરે આવતા, જમતા અને પછી ઘસઘસાટ ઊંઘી જતા. એક પુત્રની ઝંખના કયારેક એમનામાં અડધી રાતે જાગી ઊઠતી. થોડી વારમાં જ બધું પૂરું થઈ જતું. માલનના શરીરમાં વ્યાપેલી ઉત્તેજનાને ટાઢી પડતાં તો કલાકો લાગતા. તે આકાશના તારાઓ ગણતી ઊંઘવાનો પ્રયાસ કરતી. મધરાતનાં આ સાહસોએ દર વરસે એક પુત્રીને જન્મ આપ્યો હતો. પણ મિન્ની સિવાય એક પણ પુત્રી જીવી નહીં. માત્ર એક જ ફળ આપતા વૃક્ષની જેમ મિન્ની અદ્દલ એની માની પ્રતિકૃતિ જેવી હતી. મિન્નીની આંખો માલનની જેમ જ મોટી હરણ જેવી હતી. માલન જેવા જ લાંબા કાળા તેના વાળ હતા. તેનું રમતિયાળપણું જોઈને માલન ઘણી વાર વિચારતી કે તેની તમામ ધૂંધવાયેલી કલ્પનાઓ તેની પુત્રી દ્વારા પુન: પ્રગટ થઈ રહી હતી.

મિન્નીએ રસોડાનાં વાસણ ઊટક્યાં, વાડાનું બારણું વાસ્યું અને તેના ઓરડામાં સૂવા ચાલી ગઈ. માલન એકલી પડી.

ઘણી મોડી રાત હતી. ચાંદની ખીલેલી હતી. માલને પોતાની જાતને પૂછ્યું કે ચાંદનીના અજવાળામાં પોતે આંગણામાં એકલી કેમ બેસી રહી છે ? શું તેને કોઈના આગમનની અપેક્ષા છે ? મિન્ની તો કયારની ઊંઘી ગઈ હતી અને એના બાપુ તો શહેરમાં ગયા છે. આવી સોહામણી રાત્રે એ શા માટે મારાથી દૂર ગયા છે ? દરેક પૂનમની રાત્રે એ ઘરની અંદર જ રહેતી કોઈ પણ પ્રલોભનથી દૂર. પરંતુ આજની રાત્રે તો તેણે તેની દીકરીનો આભલાંવાળો દુપટ્ટો ઓઢેલો છે. આ રૂપેરી ચાંદનીમાં તેનાં આભલાં ચળકી ઊઠ્યાં છે. લાગે છે કે તારાઓ જાણે તેના કેશમાં ઊતરી આવ્યા છે. તેની પાંપણો ઉપર, તેના ચહેરા ઉપર, તેના ખભા ઉપર ચમકી રહ્યા છે. આંબાના વૃક્ષમાંથી એક ચાતક ટહુકી. આખી રાત એ આમ ટહુક્યા કરશે.

એના વિચારો એને દૂર લઈ ગયા. અઠવાડિયામાં તો એની દીકરી પરણી જશે. પછી પોતે એકલી પડી જશે - આટલા મોટા ઘર અને વાડામાં સાવ એકલી. તેના શરીરમાંથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ. ખાલી ઘર તેને ખાવા ધાશે. તેણે એકલાં રહેતાં શીખવું પડશે. તેનો પતિ તો પોતાના ધીરધારના ધંધામાં રૂપિયા રળવામાં જ રચ્યોપચ્યો હતો. તે જાણે ઊંઘવા માટે જ રાત્રે મોડેથી ઘરે આવતો.

માલને ઘરમાં આવીને જોયું તો તેની છોકરી ઊંઘી ગઈ હતી. એક યુવાન, નફિકરા માણસની જેમ જગતથી સાવ અલિપ્ત થઈને તે ઘસઘસાટ ઊંઘતી હતી. તેની લાલ બંગડીઓ તેના ઓશીકાની બાજુમાં પડી હતી. બિચારી છોકરી ! ઊંઘમાં તે સહેજ પડખું ફરશે તો પણ તેની બંગડીઓનો ચૂરો થઈ જશે. માલને બંગડીઓ લઈને બાજુના મેજ ઉપર મૂકી. કોણ જાણે કેમ, પણ તેને એકાએક એ બંગડીઓ પહેરવાનું મન થઈ આવ્યું. અને બીજી જ ઘડીએ તેના બન્ને હાથમાં તેણે છ-છ બંગડીઓ પહેરી લીધી. અંધારામાં પણ બંગડીઓ ચળકતી હતી. બંગડીઓ તદ્દન નવી હતી અને તેની દીકરીએ તે ગઈ કાલે જ ખરીદી હતી.

માલન ચાંદની પથરાયેલા વાડામાં આવી. તેના માથે આભલાંભર્યો દુપટ્ટો હતો અને હાથોમાં ચમકદાર લાલ કાચની બંગડીઓનો ખણખણાટ હતો. કામના અને ઉન્માદથી ભરેલી એક નવવધૂની મન:સ્થિતિ તે અનુભવી રહી. તેની નસોમાં લોહી ધસમસવા લાગ્યું.

ઘરના બારણે હળવો ટકોરો થયો. એ જ હશે. આ એનો જ ટકોરો હતો - ઢીલોઢસ અને ખચકાતો ટકોરો. તેણે પત્રમાં લખ્યા પ્રમાણે તે આવી પહોંચ્યો

હતો. "કાર્તિકી પૂર્ણિમાની રાત્રે હું તારા બારણે ટકોરો કરીશ. તારી ઈચ્છા હોય તો તું બારણાં ખોલજે. અને ઇચ્છા ન હોય તો ન ખોલીશ. હંમેશની જેમ હું તારા બારણે ટકોરો મારવાનું ચાલુ રાખીશ."

એકાએક ચંદ્ર એક વાદળથી ઢંકાઈ ગયો અને સંપૂર્ણ અંધકાર છવાઈ ગયો. વળતી પળે માલનના પગ અંધારા વાડામાં આગળ વધ્યા. ધ્રૂજતા હાથે તેણે આગળો ખોલ્યો. ક્ષણભરમાં જ માલન તેના બાહુઓમાં સમાઈ ગઈ. તેમના હોઠ મળ્યા અને એકમેકના દાંત ભીચડાયા. વીસ વીસ વરસોથી દબાવી રાખેલી ઇચ્છા અને લાલસાના બંધ તૂટીને ઘોડાપૂર ઊમટ્યાં.

ગામની બહારના લીમડાના વૃક્ષ સુધી બન્ને કેવી રીતે પહોંચી ગયાં એની માલનને ખબર પણ ના પડી. વૃક્ષની પડખેના ખેતરમાં કેવી રીતે ગયાં અને ત્યાં કેટલું રોકાયાં એનો પણ માલનને ખ્યાલ ન રહ્યો. વહેલી પરોઢે ગામ પાસેથી પસાર થતી ટ્રેનના અવાજથી તે જાગી ગઈ. પ્રેમીના આલિંગનમાંથી પોતાની જાતને હળવેથી મુક્ત કરી, ચહેરા ફરતે દુપટ્ટો ઓઢી, તે ઝડપથી ઘરે પાછી ફરી.

તેણે હાથમાંથી બંગડીઓ કાઢીને મિન્નીના ઓશીકા પાસે મૂકી દીધી. પુત્રીનો આભલાં ભરેલો દુપટ્ટો વાળીને મૂક્યો, પોતાનો દુપટ્ટો ઓઢ્યો અને જઈને પથારીમાં આડી પડી. તરત જ તેને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. આવી ગાઢ નિદ્રા તો તેને ક્યારેય આવી નહોતી.

તે જાગી ત્યારે તડકો તેના વાડામાં આવી ગયો હતો.

"તું તો સાવ નાના બાળકની જેમ ઊંઘતી હતી." મિન્નીએ તેને મજાકમાં કહ્યું.

મિન્નીએ ઘર અને વાડામાં વાસીદું વાળી લીધું હતું. સવારની રસોઈ પણ બનાવી દીધી હતી. સ્નાનાદિથી પરવારીને તે મંદિરે જવાની તૈયારીમાં હતી. ભગવાનને ચઢાવવા માટે જૂઈનાં ફૂલો તેના હાથમાં હતાં.

મિન્નીના ગયા પછી વાડામાં ખાટલા પર સૂતેલી માલને પોતાનાં અંગો તાણીને આળસ મરડી. હજી તેની આંખોમાં ઊંઘ હતી અને તેનું મસ્તક મીઠાં સ્વપ્નોથી ભરેલું હતું.

હળવો પવન ફૂંકાવા લાગ્યો. ઉષ્માભર્યો તડકો વાડામાં પથરાયો હતો. દૂધથી છલોછલ ભરેલા કટોરામાં જૂઈની કોમળ પાંદડીઓ તરતી હોય એવું માલને અનુભવ્યું. એક સાવ અજાણ્યા કેફની અવસ્થા તે અનુભવતી હતી. એનાં પોપચાં ઢળતાં, ખૂલતાં અને વળી પાછાં ઢળી જતાં.

"માલન, પેલી કમજાત ક્યાં છે ?" એકાએક મોટેથી અવાજ આવ્યો. પોતાના ગાલ ઉપર કોઈએ જોરદાર તમાચો માર્યો હોય એવું માલનને લાગ્યું ! એના વિશે આવું તો કદી સાંભળ્યું નથી. અને ચાર દિવસ પછી તો એનાં લગ્ન છે !

"મારી છોકરીએ શું કર્યું છે ?" માલન ગુસ્સાથી ચીસ પાડતાં બોલી, "એ તો વાછરડા જેવી નિર્દોષ છે."

કોઈકનો વ્યંગ્યાત્મક આશ્ચર્યોદગાર સંભળાયો. પડોશણે તુચ્છકારથી કહ્યું, "તારું વાછરડું તો આખી રાત છાણમાં પડ્યું હતું !" માલનનું શરીર ઠંડું પડી ગયું. એની નસોમાંથી જાણે લોહી ઊડી ગયું. જીવલેણ આઘાતથી એનો ચહેરો ફિક્કો પડી ગયો.

એની પડોશણ લાજો કહેતી હતી, "રાતના અંધારામાં એ કૂતરી કોઈક અજાણ્યાની સાથે જતી હતી. હું હાજતે જવા ઊઠી હતી ત્યારે મેં બન્નેને એકબીજાની કમરે હાથ વીંટાળીને ખેતરો તરફ જતાં જોયાં હતાં. પછી મેં આંખનું મટકુંય માર્યું નથી. આપણી છોકરીઓના હિતનું આપણે તો ધ્યાન રાખવું પડે ને ? આવી રીતે છોકરી પોતાનાં માબાપનું મોઢું કાળું કરે એવું તો ક્યાંય સાંભળ્યું નથી."

માલન સ્તબ્ધ થઈને પથ્થરની જેમ બેસી રહી. આ બધા શબ્દો એના કાન ઉપર અથડાતા હોય એવું લાગતું નહોતું.

થોડી વારમાં તો ગામના જમાદાર સુધી લાજોની વાત પહોંચી ગઈ.

"માલનભાભી," તેનું ધ્યાન ખેંચતાં જમાદાર બોલ્યો.

"શું છે, જુમ્મા ?" ઊંડા કૂવામાંથી આવતો હોય એવો માલનનો અવાજ સંભળાયો.

"ભાભી, સહેલાઈથી કહી શકાય એવી આ વાત નથી. ગઈ રાત્રે ગામમાં એક ભયાનક વાત બની છે. આટલાં વરસોથી ગામની જમાદારી કરતાં મારા વાળ ધોળા થયા છે, પણ આવું કરતૂક કોઈનું સાંભળ્યું નથી.

તમારી છોકરીએ લીમડાના ઝાડ નીચે કોઈકની સાથે એનું મોં કાળું કર્યું છે. એમનાથી દસ જ ડગલાં છેટેથી હું બે વાર પસાર થયો. પણ એ બન્ને તો એકમેકમાં ખોવાઈ ગયાં હતાં. અંગથી અંગ સખત ભિડાયેલાં હતાં. બીજા કશાનું એમને ભાન જ નહોતું. હું તમારા ઘરની ચોકી કરતો હતો. મેં વિચાર્યું કે ચાર દિવસ પછી તમારે ત્યાં લગ્ન છે એટલે ઘરમાં નવાં કપડાં અને દાગીના તો હશે જ. અને ઘરનાં બારણાં તો સાવ ખુલ્લાં છે ! છેક સવારે જ હું પાછો ગયો. તમારી છોકરી પોતાની જાતને બોટીને ક્યારે પાછી આવી એની મને ખબર નથી. એની જગ્યાએ જો મારી છોકરી હોત તો હું એનાં હાડકાં ભાંગી નાંખત.''

માલન સ્તબ્ધ થઈને જમાદારને જોઈ રહી.

જમાદારની પાછળ જ જમીનદાર રતનો આવ્યો. તે ભારે ગુસ્સામાં હતો.

''ક્યાં છે પેલી કુલટા ?'' એ બરાડ્યો. ''વ્યભિચાર માટે એને બીજા કોઈનું ખેતર ના મળ્યું ?'' બોલતાં બોલતાં એ ક્રોધથી ઊછળતો હતો. પડોશનાં લોકો ઘરની બહાર દોડી આવીને રતનાને જોવા ને સાંભળવા લાગ્યાં. તેણે કહ્યું, ''હું કૂવા બાજુ જતો હતો ત્યારે મેં એને આભલાંવાળો દુપટ્ટો ઓઢીને ખેતરની બહાર નીકળતાં જોઈ. મને થયું કે છોકરી હાજતે જવા આવી હશે. પણ ત્યાં તો ખેતરના બીજા છેડેથી એનો પેલો 'સગલો' પણ બહાર નીકળ્યો ! મેં મારી સગી આંખે બન્નેને જોયાં.''

એ જ ઘડીએ લોકોના ટોળામાંથી રસ્તો કરતી મિન્ની આવી પહોંચી. તે મંદિરેથી પાછી આવતી હતી અને તેના વિશે થયેલી બધી વાતો તેણે સાંભળી હતી.

''કાકા, તમે જુઠ્ઠું બોલો છો !'' ભારે ગુસ્સામાં તે બરાડી.

''તું મને જુઠ્ઠો કહેવાની હિંમત કરે છે, કમજાત ? તું બદચલન, હલકટ છોકરી ? તો પછી એનો જવાબ આપ કે મારા ખેતરમાંથી તૂટેલી લાલ બંગડી કેવી રીતે મળી ?'' ખેસના એક છેડે બાંધેલી ગાંઠ છોડીને લાલ બંગડીનો કટકો કાઢીને એણે મિન્નીની હથેળીમાં મૂક્યો. મિન્નીની નજર સીધી તેના કાંડા ઉપર ગઈ. તેણે પોતાની બંગડીઓ ગણી તો માત્ર અગિયાર જ થઈ ! તેની આંખો સામે બધું ગોળ ગોળ ઘૂમવા લાગ્યું અને પછી અંધારું થઈ ગયું.

ત્યાં ભેગી થયેલી સ્ત્રીઓ આંખના ઇશારા દ્વારા ઘણું બધું સમજી ગઈ. તેમની સામે જ મિન્નીએ આ બંગડીઓ ખરીદી હતી. હા, તેણે દસ ઉપર બીજી બે વધારે બંગડીઓ ખરીદી હતી અને ખાસ લાલ રંગની બંગડીઓ જ માંગી હતી.



## ભીતર

*સમજે તે ના બોલે, બોલે તે ના સમજુ,*
*ડૂબ્યા વિના થઈ શકે ના કદી કોઈ પણ મજનુ !*

*બીજ છુપાયું ધરતી નીચે સાવ જ ઓછા કદનું,*
*તમે જુઓ છો ફૂલ વૃક્ષની ઉપર ઊંચા પદનું.*

*અંતના મૂળમાં આદિ, અંત આદિનું અંતિમ પગલું,*
*અનંતની ઓળખ માટે ના શૂન્ય વિના કંઈ ખપનું !*

*ડાબાજમણી ગયા વિના આ વચમાં રહેવું અઘરું,*
*નટના જેવું કામ આમ તો ધ્યાન અને છે તપનું.*

*આકારો સૌ નિરાકારના, શું સાચું શું સપનું ?*
*સપાટીએ સૌ જુદાજુદા પણ ભીતર સરખું સબનું.*

**ઇંદ્ર શાહ**

# સ્વાધ્યાય અને સમીક્ષા

નીતિન વડગામા

**સ્વસ્થ અને સમતોલ સ્વાધ્યાય : 'સાહિત્યસંકેત'**

નવલકથા, નવલિકા અને લઘુકથાના સર્જક તરીકે વિશેષ જાણીતા બનેલા શ્રી મોહનલાલ પટેલ ઈ.સ. ૧૯૭૯માં 'ટૂંકી વાર્તા : મીમાંસા' નામે વિવેચનનું તેમનું પ્રથમ પુસ્તક આપે છે, તો તાજેતરમાં તેઓ બીજો વિવેચનગ્રંથ 'સાહિત્યસંકેત' (૨૦૦૧) લઈને આવે છે. બાવીસેક વર્ષનો લાંબો વિવેચન-વનવાસ વેઠીને વિવેચનક્ષેત્રે પુનઃ પ્રવેશતી વેળાએ તેઓ બાવીસેક અભ્યાસલેખોનો થાળ ધરે છે એમાંથી પણ એ વાતને સમર્થન સાંપડે છે કે તેમની ફળવતી કલમ સર્જનાત્મક સાહિત્યના ક્ષેત્રમાં સવિશેષ સક્રિય રહી છે. 'સાહિત્યસંકેત'માં સમાવિષ્ટ લેખોમાં કેટલાક અભ્યાસલેખો છે, કેટલાંક પ્રાસંગિક પ્રવચનો છે, તો કેટલાક જુદાં જુદાં પુસ્તકોના પ્રવેશકો છે. અલબત્ત, નૈમિત્તિક લખાણોમાંથી પણ લેખકનો અભ્યાસ (study) અવશ્ય ડોકાયા કરે છે.

'ગુજરાતી અસ્મિતાના ઉદ્‌ગાતા આચાર્ય હેમચંદ્ર' તથા 'હેમચંદ્રોત્તર સાહિત્ય વિશે થોડુંક' એ અનુક્રમે હેમચંદ્રાચાર્યની નવસોમી જન્મજયંતી નિમિત્તે હેમચંદ્રાચાર્ય સ્વાધ્યાય પીઠના ઉદ્‌ઘાટન પ્રસંગે તેમજ સિદ્ધહૈમ પરંપરા પરિસંવાદમાં અપાયેલાં વક્તવ્યો છે. પ્રથમ લેખમાં વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, છંદશાસ્ત્ર, યોગશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ઇતિહાસ, આયુર્વેદ જેવા અનેકવિધ વિષયોમાં લેખિની ચલાવીને આચાર્યથી હેમચંદ્રસૂરિએ કરેલા પ્રદાનનો પરિચય અપાયો છે; તો બીજા લેખમાં ઉપલબ્ધ એવા સાહિત્યને આધારે હેમચંદ્રોત્તર સાહિત્યની વાત કરવામાં આવી છે. અહીં લેખક, હેમચંદ્રના પટ્ટશિષ્ય રામચંદ્ર ઉપરાંત ગુણચંદ્ર, મહેન્દ્રસૂરિ, વર્ધમાનગણિ, દેવચંદ્ર, બાલચંદ્ર જેવા અન્ય જાણીતા શિષ્યો તેમજ પંડિત સોમેશ્વર, જિનમંડન ઉપાધ્યાય, ચારિત્ર્યમુનિ વગેરે દ્વારા રચાયેલી વિવિધ કૃતિઓના નિર્દેશ સાથે હેમચંદ્રોત્તર સાહિત્યની ઝાંખી કરાવે છે તથા 'હેમચંદ્રાચાર્યના સમય પછી રચાયેલા કેટલાક ગ્રંથો આપણા કેટલાક પ્રચલિત ખ્યાલોને બદલી નાખે એ રીતે લખાયેલા છે' (પૃ. ૨૦) એવો નિષ્કર્ષ પણ તારવે છે.

સોમનાથ આધારિત ગુજરાતી નવલકથા વિશેના પરિસંવાદની બેઠકમાં મોહનલાલ પટેલે આપેલા અધ્યક્ષીય વક્તવ્યની નોંધ અહીં 'ઐતિહાસિક નવલકથામાં ઐતિહાસિક પ્રક્રિયા' નામે મૂકવામાં આવી છે. અહીં તેમણે ઐતિહાસિક પ્રક્રિયા (historical process) તથા ઐતિહાસિક સભાનતા (historical consciousness)નો આવિર્ભાવ ઐતિહાસિક નવલકથામાં કેવી રીતે થાય છે એની સંક્ષિપ્ત છતાં સદૃષ્ટાંત ચર્ચા કરી છે. 'મુનશીની ઐતિહાસિક નવલકથાઓ સંદર્ભે' લેખ, ઐતિહાસિક નવલકથાઓના પરિપ્રેક્ષ્યમાં મુનશીની સિદ્ધિઓ-સીમાઓનાં લેખાંજોખાં કરે છે. અહીં "આમ જોઈએ તો મુનશીની ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસની સાચી કે પ્રામાણિક મુદ્રા ઊપસતી નથી. જે જે યુગની કથાઓ એમણે લખી છે તે કથાઓમાં તે તે યુગનું સાચું દર્શન એમણે કરાવ્યું નથી... ઇતિહાસનાં કેટલાંક તેજસ્વી પાત્રો કે જેમના આધારે ઇતિહાસ ઉજ્જવળ છે એમને હીણાં, વાસનાલોલુપ અને સત્તાભૂખ્યાં ચીતરીને મુનશીએ કંઈક અંશે પ્રજાને આઘાત પણ પહોંચાડ્યો છે. એમની ઐતિહાસિક નવલકથાઓમાં પ્રાદેશિક ભૂગોળ તરફ પણ બેદરકારી સેવવામાં આવી છે" (પૃ. ૩૧) એવી આરંભે જ પ્રસ્થાપના કર્યા બાદ લેખક, 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ', 'રાજાધિરાજ' જેવી નવલકથાઓનાં ઉદાહરણોને આધારે પોતાની સ્થાપનાને સમર્થન આપે છે, તો મુનશીની ઐતિહાસિક નવલકથાઓની અનન્ય લોકપ્રિયતાનાં કારણોની તપાસ આદરતી વેળાએ તેઓ એ નવલકથાઓ અંતર્ગત આલેખાયેલાં રોમાન્સ અને પ્રણયકથાની ગૂંથણી તેમજ કથાઓની ઘટનાઓના વેગને

આગળ ધરે છે. 'મંજરી : એક રુગ્ણચિત્ત પાત્ર ?'માં, મુનશીનું આ નખશિખ રોમાન્ટિક ને પ્રભાવક પાત્ર સહૃદયોમાં પ્રેમ અને પક્ષપાતનું ભાજન બની રહ્યું હોવા છતાં પણ, આલેખનની બાબતમાં એ કેટલીક વાર શા માટે અપ્રતીતિકર ને રુગ્ણચિત્ત ભાસે છે એના પ્રતિ અંગુલિનિર્દેશ કરવામાં આવ્યો છે.

'નવલિકાકારની કેફિયત' અને શ્રી રવીન્દ્ર ઠાકોર સાથેની પ્રશ્નોત્તરી 'ટૂંકી વાર્તા : એક ગોષ્ઠિ'માં ટૂંકી વાર્તાની વિભાવના અને ગતિવિધિ વિશેના શ્રી મોહનલાલ પટેલના કેટલાક વિચારો વ્યકત થયા છે. પોતાના પ્રથમ વાર્તાસંગ્રહ 'હવા ! તુમ ધીરે બહો !'ની 'ભૂતકાળ વિનાનો માનવી' તથા 'માલ વિનાનો જીવનયાત્રી' જેવી વાર્તાઓમાં નવી વાર્તાનાં એંધાણ નિહાળતા લેખક, ટૂંકી વાર્તાના મહત્ત્વના તત્ત્વ તરીકે 'સાહિત્યપદાર્થ'ને ચીંધીને, 'ટૂંકી વાર્તાના મૂળમાં પણ એ છે અને ફળમાં પણ એ છે' (પૃ. ૫૨) એમ કહીને એની મહત્તા સ્વીકારે છે; તો પ્રશ્નોત્તરી દરમ્યાન પણ તેઓ સાહિત્યપદાર્થનો મહિમા દર્શાવીને એની વિશદ સમજ આપે છે, ''આકાર કે આકારવિહીનતા, ઘટના અને ઘટનાલોપ કે પછી ઘટનાનું તિરોધાન એ બધાંની ઉપર સર્વોપરિતા ભોગવનાર સાહિત્યપદાર્થ છે. લેખકની સમગ્ર શક્તિ આ પદાર્થને નિરૂપવામાં વાપરવી જોઈએ. ખૂબ જ ટૂંકમાં કહીએ તો આ સાહિત્યપદાર્થ એ ધ્યર્થ (literary idea). સાહિત્યનું કોઈ પણ સ્વરૂપ લો. literary idea એ જ સાહિત્યકૃતિનો પિંડ છે'' (પૃ. ૫૯).

'સૈકાથી પ્રફુલ્લ, નર્યા પંકજ' શીર્ષકથી મોહનલાલ પટેલ, મોપાસાંની કેટલીક વાર્તાઓના આસ્વાદ્ય અંશોને ઉદ્‌ઘાટિત કરી આપે છે; તો જોન સ્ટાઇનબેકની વાર્તા 'જુનિયસ માલ્ટબી' તેમજ તૈયબ સાહિલની મૂળ અરબી વાર્તાના ડેનિસ જોનસન ડેવિસે કરેલા અંગ્રેજી અનુવાદ 'અ હેન્ડફુલ ઑફ ડેટ્સ'નો આસ્વાદ પણ કરાવે છે. એવી જ રીતે 'ઉનાળાની એક સવારે શિયાળાની સાંજ'ને એણે રોબર્ટ ફ્રોસ્ટના જાણીતા કાવ્ય 'Stopping by Woods on a Snowy Evening'ને નિમિત્તે એ કાવ્યની પાછળ રહેલી ફ્રોસ્ટની માનસિક તાણ અને સંજોગો વિશે તેઓ વાત કરે છે. તથા પ્રખર સામ્રાજ્યવાદી સર્જક રડ્યાર્ડ કિપ્લિંગ 'White Man's Burden' કાવ્ય શા માટે લખે છે એની ભૂમિકા વિશે પણ વિચારે છે.

'ગટરનિરીક્ષકનો રિપોર્ટ : મધર ઈન્ડિયા' નામનો સુદીર્ઘ લેખ, અમેરિકાની મિસ કેથેરિન મેયો દ્વારા ઈ.સ. ૧૯૨૭માં લખાયેલા 'મધર ઈન્ડિયા'ને મિષે એ પુસ્તકમાં થયેલી કેટલીક અતિશયોક્તિભરી, ખોટાં તારણોવાળી અને જુગુપ્સાપ્રેરક વાતોને ઉઘાડી પાડે છે. પ્રસ્તુત પુસ્તકમાં બાળમરણ, બાળલગ્ન, બાળવિધવા, પડદાની પ્રથા, નિરક્ષરતા, વહેમ, અંધશ્રદ્ધા, અસ્પૃશ્યતા, પ્રસૂતા સ્ત્રીઓની હાલત, હિન્દુ-મુસ્લિમ વૈમનસ્ય - વગેરે વિશેની લેખિકાએ કરેલી પૂર્વગ્રહપ્રેરિત વાતોને ટાંકીને મોહનલાલ પટેલ, ગાંધીજીની સાથે સૂર પુરાવે છે અને એવો અભિપ્રાય ઉચ્ચારે છે કે ''ગાંધીજીએ 'મધર ઈન્ડિયા'ને ગટરનિરીક્ષકનો રિપોર્ટ કહ્યો એ સર્વથા સાચું છે. કોઈ પણ દેશમાં સારાંનરસાં એમ બે પાસાં તો હોવાનાં જ. મિસ મેયોએ ભારતના સારા પાસાની કોઈ વિગત આપી નથી. એ તરફ એણે દૃષ્ટિ જ કરી નથી. એની નજર તો જે કુત્સિત છે, જે જુગુપ્સાપ્રેરક છે, જે હીણું છે, જે દૂષિત છે ત્યાં જ પડી છે. અર્થાત્ લેખિકાએ ભારતમાં ફરી ફરીને માત્ર ગંદવાડ જ જોયો છે, અને એને ચૂંથ્યો છે.'' (પૃ. ૧૦૪).

એલિનૉર પૉર્ટરની લોકપ્રિય નીવડેલી નવલકથા 'પોલિએના'ના કથાપ્રવાહમાંની 'ગ્લેડ ગેઇમ'ની ફોર્મ્યુલાને કેન્દ્રસ્થ કરીને મોહનલાલ પટેલ, 'ગ્લેડ ગેઇમ' શીર્ષકથી 'પોલિએના' નવલકથા વિશેનો આસ્વાદમૂલક લેખ આપે છે; તો જોન સ્ટાઇનબેકની નવલકથા 'ગ્રેપ્સ ઑફ રૉથ'ની ઝીણવટભરી ચિકિત્સા પણ કરી જાણે છે. ગુજરાતી નવલકથાઓની અવલોકના કરતા લેખોમાં લેખક ચંદ્રવદનની 'મંદાકિની' નવલકથાનાં ચરિત્રચિત્રણ અને ભાષાકર્મની વિસંગતિની નોંધ લે છે, તથા 'આસો સુદ આઠમ' નવલકથાની ગુણગ્રાહી અને સંક્ષિપ્ત સમીક્ષા કરતી વેળાએ મફત ઓઝાની સર્જકતાની સરાહના કરે છે.

સુવિદિત છે તેમ ગુજરાતી ભાષામાં લઘુકથાના પુરસ્કર્તા-પ્રવર્તક બનવાનું શ્રેય શ્રી મોહનલાલ પટેલને સાંપડે છે. ગુજરાતીમાં લઘુકથાનું નાજુક-નમણું કલાસ્વરૂપ પાંગરે-વિકસે-વિસ્તરે એ માટેની સતત

ખેવના કરતા આ લેખક પાસેથી લઘુકથાના સ્વરૂપલક્ષી અભ્યાસલેખો અને લઘુકથાનાં સંપાદનો પણ આ પૂર્વે મળી ચૂક્યાં છે. અહીં પણ, સંગ્રહના અંતિમ પાંચેક લેખો લઘુકથાના સ્વરૂપ અને લઘુકથાસંગ્રહો વિશેના છે. 'લઘુકથામાં સિચ્યુએશન' નામનો લેખ, લઘુકથા-અંતર્ગત સિચ્યુએશનની મહત્તા અને ઉપકારકતા દર્શાવે છે. ''લઘુકથાકારે કોઈ ઘટનામૂલક ક્ષુદ્ર સિચ્યુએશનના પ્રત્યાઘાતરૂપે ચિત્તમાં પ્રગટેલા એકાદ ધ્યર્થ (literary idea)ને કેન્દ્રમાં રાખીને ભાવનક્ષમ સાહિત્યકૃતિની રચના કરવાની હોય છે'' (પૃ. ૧૬૦) એમ કહીને લેખક, 'ક્ષુદ્ર' શબ્દનો પ્રયોગ એના રૂઢ અર્થમાં નકામું કે નગણ્ય તરીકેનો કરવાને બદલે પારિભાષિક સંજ્ઞા તરીકે 'અલ્પ ફલકવાળું કે વજનવિહીન ઘટનાવાળું' એવા વિશેષ અર્થમાં કરવાનું સમુચિત સમજે છે. અહીં, લઘુકથાની સર્જનપ્રક્રિયામાં સિચ્યુએશનની કેવી મહત્ત્વપૂર્ણ ભૂમિકા હોય છે એ દર્શાવવા માટે મોહનલાલ પટેલ પોતાની લઘુકથાઓ ઉપરાંત જનક ત્રિવેદી, પ્રેમજી ખેરોલિયન જેવા સર્જકોની ગુજરાતી તેમજ રમેશ બત્તરા અને અશોક ભાટિયાની હિન્દી-પંજાબી લઘુકથાઓનાં દૃષ્ટાંતો સાથે વાત કરે છે, પરિણામે તેમના દ્વારા થયેલી સિદ્ધાંતચર્ચા વધુ મૂર્ત બની રહે છે.

'પ્રવેશ પાતાળનો : આરોહણ ઊર્ધ્વનું', 'બરફમાં પ્રગટેલા અંકુરની માવજત', 'સ્વરૂપની સાધના' તથા 'ચક પછવાડેથી ઝડપાયેલી મનોહર છબીઓ' શીર્ષકના લેખો અનુક્રમે રમેશ ત્રિવેદીના 'આઠમું પાતાળ', નરેન બારડના 'મત્સ્યવેધ', પ્રેમજી ખેરોલિયનના 'ત્રેપનમી બારી' તથા ભગીરથ બ્રહ્મભટ્ટના 'ક્ષણનો ઝરૂખો' લઘુકથાસંગ્રહોની સમીક્ષા-અવલોકના-પ્રસ્તાવનારૂપે લખાયા છે. અહીં પણ મોહનલાલ પટેલ, લઘુકથાના અભ્યાસની ચિકિત્સક દૃષ્ટિએ જે-તે લઘુકથાકારોની શક્તિઓ અને સીમાઓને સુપેરે નિર્દેશે છે. જોકે પ્રસ્તાવનાઓમાં દોષદર્શનને મુકાબલે ગુણદર્શન વિશેષ હોય એ સમજી શકાય તેમ છે, તેમ છતાં પણ લેખક, ''લઘુકથાના સર્જકોમાં એક એ મર્યાદા સતત જોવા મળી છે કે એ લઘુકથાના ક્ષેત્રની બહાર નીકળી જઈને ટૂંકી વાર્તાના વસ્તુને પકડી લેવાની લાલચ રોકી શકતા નથી. પરિણામે કૃતિ ઉભયભ્રષ્ટ થઈને નથી રહેતી લઘુકથા કે નથી સર્જાતી કલાત્મક ટૂંકી વાર્તા'' (પૃ. ૧૭૦) એવું સ્પષ્ટપણે દર્શાવે છે અને પ્રત્યેક લઘુકથાકારની આ મર્યાદાને આંગળી મૂકીને ચીંધી બતાવે છે.

'સાહિત્યસંકેત'ના મોટા ભાગના લેખોમાં કૃતિલક્ષી-પ્રત્યક્ષ વિવેચન થયેલું માલૂમ પડે છે. આરંભના પાંચ-સાત લેખોને બાદ કરતાં બધા જ લેખો કેટલીક પશ્ચિમની અને કેટલીક ગુજરાતી કૃતિઓની આસ્વાદ્યતા પ્રતિ સંકેત કરે છે. વિવેચક મોહનલાલ પટેલ જે-તે કૃતિનાં ઉત્તમાંગોનો પરિચય તો અવશ્ય કરાવે છે, પરંતુ જ્યાં આવશ્યક જણાય ત્યાં ગુણની પડછે સીમાનિર્દેશ પણ સલૂકાઈથી કરી દે છે અને તેથી તેમની આ વિવેચના સ્વસ્થ અને સમતોલ બની રહ્યાની છાપ પાડે છે. વળી, કશું જ ઉભડક કે ઉપરછલ્લું કહેવાને બદલે તેઓ પૂરા અભ્યાસ અને આધાર સાથે જ અભિપ્રાય ઉચ્ચારવાનું ઉચિત સમજે છે. વિવેચકનો આ ગુણ પણ 'સાહિત્ય-સંકેત'ના લેખોની શ્રદ્ધેયતા અને મૂલ્યવત્તા આપોઆપ વધારી આપે છે.

('સાહિત્યસંકેત', મોહનલાલ પટેલ, પ્રકાશક-પોતે, વિક્રેતા-આદર્શ પ્રકાશન, અમદાવાદ, પ્રથમ આવૃત્તિ-૨૦૦૧, મૂલ્ય-રૂા. ૧૦૦/ )



## રસેશ

*માણ્યા રસો ખટ, ક્ષણિક જ અન્નબ્રહ્મના,*
*માણ્યા રસો નવલ નવ સ્થિર કાવ્યનાટ્યના.*
*વિના વપુ નચવતો રસ-કામ-સેવ્યો :*
*એકો રસ: કરુણ ? શાન્ત ? નહીં; રસેશ.*

**અનામી**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

કલા જીવન માટે, કલા નીતિ માટે, કલા કલા માટે - એવા જુદા જુદા કલા પરત્વેના અભિગમો છે. એમાં 'કલા મુક્તિ માટે'-નો અભિગમ જર્મન ફિલસૂફ શિલરે જે વહેતો કરેલો એને આજના સંદર્ભમાં સ્મરવા જેવો છે. આપણે ત્યાં પણ મા વિદ્યા યા વિમુક્તયે એવું સૂત્ર મળે છે ખરું, પરંતુ શિલર દ્વારા જે મુક્તિનો અભિગમ પુરસ્કૃત થયો છે, એની પાછળ શિલરનું મૂળભૂત દર્શન પડેલું છે. અઢારમી સદીનો શિલર આજની એકવીસમી સદીમાં પણ એટલો જ સંગત રહ્યો છે. માહિતીની છીછરી સપાટી પર ઊછરતી સાયબરપેઢીને અજવાળી શકે એવું કૌવત એની વિચારણામાં હજુ પડેલું છે.

આમ તો શિલરે જે મનુષ્યજાતિના ત્રણ તબક્કાની વાત કરી છે એ વ્યક્તિગત મનુષ્યને પણ લાગુ પડે તેવી છે. શિલરે મનુષ્યજાતિને ત્રણ તબક્કામાં જોઈ છે. શિલરે મનુષ્યજાતિના પહેલા તબક્કાને જરૂરિયાતનો તબક્કો (notstaat - need state) કહ્યો છે. પૂરા મનોવૈજ્ઞાનિક અર્થમાં એ સાચું છે. આ તબક્કામાં મનુષ્ય કેવળ આવેગો અને ઇચ્છાઓથી દોરાતો હોય છે, જેમાં એની સામે કોઈ આદર્શ હોતા નથી, અને એકબીજા સાથે બાખડે છે. જંગલનો નિયમ જ એમાં કામ કરે છે. શિલર આ પહેલા તબક્કાને જંગલી તબક્કો (savage state) પણ કહે છે.

મનુષ્યજાતિનો બીજો તબક્કો તર્કનો તબક્કો (vernunftstaat - reason state) છે, જેને શિલર બર્બર તબક્કો પણ કહે છે. અહીં મનુષ્ય પોતાની સ્થિતિ સુધારવા માટે જડ અને ચુસ્ત નિયમોનું પાલન કરે છે અને જાણ્યાબૂઝ્યા વગર કે એની સામે પ્રશ્ન ઉઠાવ્યા વગર પોતાની બહારની સત્તાનો સ્વીકાર કરે છે.

શિલરે દર્શાવેલો ત્રીજો તબક્કો એને મન મહત્ત્વનો છે. આ તબક્કો ક્રીડાનો તબક્કો (spieltrieb - play drive) છે. એમાં મનુષ્યો રમતનો અભિગમ સ્વીકારે છે. મનુષ્યો મુક્તપણે કલ્પના કરે છે અને મુક્તપણે શોધ કરે છે. શિલર માને છે કે એક વારનો, તર્ક અને આવેગના તથા જરૂરિયાત અને સ્વતંત્રતાના ભેદ વગરનો મનુષ્યજાતિનો લુપ્ત સુવર્ણકાળ છે. મનુષ્યો એ સુવર્ણકાળને પુન: પ્રાપ્ત કરે છે. મનુષ્ય પોતાના મૂળભૂત સ્વરૂપને પામે છે અને આવું મોટા ભાગે કલા દ્વારા બને છે. કલા દ્વારા મુક્તિ મળે છે. શિલરની આ વાત વ્યક્તિગત સ્તરે પણ સાચી છે. વ્યક્તિગત જીવનનો ઘણોખરો ભાગ જરૂરિયાતોમાં પૂરો થતો હોય છે. કેટલોક ભાગ સામાજિક, આર્થિક કે રાજકીય રૂઢિઓને વશ થવામાં પૂરો થતો હોય છે, પણ થોડો ભાગ એવો છે જે આપણે કલ્પના માટે, આપણી અંગત શોધ માટે રાખીએ છીએ. આ ભાગમાં જ કલા આપણને મુક્તિ બક્ષે છે. બીજી રીતે કહીએ તો મનુષ્ય કદાચ એકીસાથે આ ત્રણે સ્તરે જીવતો હોય છે.

કલા મુક્તિ બક્ષે છે એની પણ બે મુખ્ય રીતિઓ પરત્વે શિલરે ખાસ ધ્યાન ખેંચ્યું છે. ઈ.સ. ૧૭૯૫ના લખાયેલા એક લેખ 'Uber Naive und Sentimentalische Dichtung'માં શિલર બે પ્રકારના લેખક ગણાવે છે. પહેલા પ્રકારનો સહજમતિ લેખક (naive writer) એની ભાષા, એની પરિસ્થિતિ, એના પરિવેશ સાથે એકરૂપ અને સુખરૂપ હોય છે. એને મળેલી રૂઢિઓ અને પરંપરાનો એ છૂટથી ઉપયોગ કરે છે. અને એના લેખનમાં એક પ્રકારની પ્રસન્નતા, શુદ્ધિ અને ઉલ્લાસ જોવાય છે.

બીજા પ્રકારના અસહજમતિ લેખક (sentimentalist writer)નો એની ભાષા, એની પરિસ્થિતિ, એના પરિવેશ સાથેનો સંબંધ સંઘર્ષમય હોય છે. રૂઢિઓ અને પરંપરાની એને ચીડ રહે છે. એ અશાંત રહે છે. ઉલ્લાસ અને પ્રશમને સ્થાને પ્રકૃતિ અને સમાજ સાથેનો તણાવ કે વિચ્છેદ એમાં પ્રબળપણે જોવાય છે. બીજી રીતે કહીએ તો સહજમતિ લેખક પોતાના અને પરિસ્થિતિ વચ્ચેના કોઈ પણ ભેદ અંગે સભાન નથી હોતો, જ્યારે અસહજમતિ લેખક પરિસ્થિતિથી પોતાના વિચ્છેદ અંગે સભાન હોય છે. પહેલા લેખકને મન અભિવ્યક્તિ નૈસર્ગિક છે, એ જે જુએ છે તે અપરોક્ષ જુએ છે. એનાથી વિપરીત બીજો લેખક પ્રમાણમાં આયાસસિદ્ધ કશુંક સ્વાયત્ત રચવા મથે છે.

વીતેલા આધુનિક યુગ અને પ્રવર્તમાન અનુઆધુનિક યુગની સાહિત્યશૈલીઓનો વિચાર કરીએ છીએ ત્યારે શિલરના બીજા લેખકને સ્થાને હવે પહેલા લેખકે કબજો લીધો છે એવું સ્પષ્ટ જણાશે. અને એના પ્રકાશમાં નવેસરથી બંને સાહિત્યશૈલીઓનો વિમર્શ પણ કરી શકીએ.



# સાભાર સ્વીકાર

કૃતિ પ્રકાશન(વી. પી. રોડ, વિરમગામ - ૩૮૨ ૧૫૦)નાં :

ઉડાન : લે. ધીરુ પરીખ, કિં. રૂા. ૫૦/–; અપર બ્રહ્મના આલોકમાં : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/–; હવે અમારા નખ વધે છે : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૪૫/–; પરાજિત વિજય : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/–; સમયરેત પર પગલાં : લે. કિં. ઉપર મુજબ.

પરિચય ટ્રસ્ટ(મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ ૪૦૦ ૦૦૨)નાં :

થેલેસીમીઆની બીમારી : ૧૦૧૨ : લે. કેતન ઝવેરી, કિં. રૂા. ૬/–; યાદગાર દસ્તાવેજી ચિત્રો : ૧૦૧૩ : લે. અમૃત ગંગર, કિં. રૂા. ૬/-; પૂર્વનું તત્ત્વજ્ઞાન : ૧૦૧૪ : લે. પૂર્ણિમા દવે, કિં. રૂા. ૬/ , બાળક દત્તક લેતા પહેલાં : ૧૦૧૫ : લે. નીલિમા મહેતા, કિં. રૂા. ૬/ ; ઉમર ખૈયામ : ૧૦૧૬ : લે. બકુલ બક્ષી, કિં. રૂા. ૬/–; બૅંક અને ખાતેદાર : ૧૦૧૭ : લે. સુધાકર શાહ, કિ. રૂા. ૬/

દર્શન ટ્રસ્ટ(એ/૯, બંકિમ સોસાયટી, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૧૫)નાં :

સામાજિકાદિ દિશા-દર્શન : લે. શ્રી કે. કા. શાસ્ત્રી, કિં. રૂા. ૭૫/–; ભાષાકીય દિશા-દર્શન : લે. શ્રી કે. કા. શાસ્ત્રી, કિં. રૂા. ૭૫/–; મહાભારત : ૨, સભાપર્વ : લે. શ્રી કે. કા. શાસ્ત્રી, કિં. રૂા. ૯૦/ ; મહાભારત : ૪, સભાપર્વ : લે. શ્રી કે. કા. શાસ્ત્રી, કિં. રૂા. ૭૫/–; વિદુરનીતિ અને ઋષ્યશૃંગાખ્યાન (પદ્યાનુવાદ) : અનુ. શ્રી કે. કા. શાસ્ત્રી, કિં. રૂા. ૧૬/–.

ગુજરાત સાહિત્ય અકાદમી(જૂનું વિધાનસભા ભવન, ત્રીજે માળ, સેક્ટર ૧૭, ગાંધીનગર ૩૮૨ ૦૧૭)નાં :

કલાપીનો કેકારવ : લે. સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ 'કલાપી', કિં. રૂા. ૧૨૫/–; ઈંગ્લેન્ડમાં પ્રવાસ : લે. કરસનદાસ મુળજી, સંપા. ભોળાભાઈ પટેલ, ર. લ. રાવલ, કિં. રૂા. ૧૨૦/–; દલપત ગ્રંથાવલિ-૩ (દલપત કાવ્ય-ભા. ૩) : સંપા. ચિમનલાલ ત્રિવેદી, કિં. રૂા. ૧૮૦/ ; લોકગુર્જરી : સંપા. ડૉ. બળવંત જાની, રાજુલ દવે, કિં. રૂા. ૮૦/–; વેદના એ તો વેદ (ઉશનસ્‌નાં ગીતો) : સંપા. હર્ષદ ત્રિવેદી, કિં. રૂા. ૬૦/–; અમેરિકામાં ભારતીયો : લે. પ્રવીણ ન. શેઠ, કિં. રૂા. ૧૧૫/–.

સાહિત્ય સંકુલ(ચૌટા બજાર, સૂરત - ૩૯૫ ૦૦૩)નાં :

સંસાર ગીતા : લે. દાદા બાપુ, કિં. રૂા. ૨૧/–; રાષ્ટ્રગીતો-શૌર્યગીતો-પ્રાર્થનાગીતો : સંપા. સ્વાતંત્ર્યસેનાની, કિં. રૂા. ૨૫/–; મૃત્યુ નામના પ્રદેશમાં : લે. ડૉ. જનક નાયક, કિં. રૂા. ૧૫/–; નર્મદના કાવ્યશાસ્ત્ર સંબંધી ગ્રંથો : લે. કવિ નર્મદાશંકર લાભશંકર, કિં. રૂા. ૧૨૫/–; નર્મવ્યાકરણ : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૧૧૦/–; કલાપીનો કેકારવ : સંપા. રમેશ મ. શુકલ, કિં. રૂા. ૩૦૦/ -; શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (શ્લોક અને અર્થ સાથે, અંગ્રેજીમાં) : કિં. રૂા. ૨૦૦/–; ચિંતનમાંગલ્ય : લે. જનક નાયક. કિં. રૂા. ૨૫/–; વ્યસનમુક્તિની કેટલીક તરકીબો : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૨૫/-; વિદ્યાર્થીઓ અને

પરીક્ષાની તૈયારી : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૨૦/-; કરોડપતિ બનો (જનરલ નોલેજ-ક્વિઝ બુક) : સંપા. ઉપર મુજબ, કિં. રૂા. ૫૦/-; સાજા રહેવું સાવ સહેલું : લે. ડૉ. તૃપ્તિ ઠાકર, કિં. રૂા. ૨૦/-; આપણો આહાર અને પરેજી : લે. ડૉ. જે. બી. પંડ્યા, કિં. રૂા. ૩૦/-; જનતા જાગે, પ્રદૂષણ ભાગે : સંપા. પ્રા. હકૂમતરાય દેસાઈ, કિં. રૂા. ૩૦/-.

## અન્ય

યશવંત શુક્લ : બહુમુખી પ્રતિભા : સંપા. ચીનુભાઈ નાયક, મધુસૂદન પારેખ, પ્રકા. ગુજરાત વિદ્યાસભા, પ્રેમાભાઈ હૉલ, ભદ્ર, અમદાવાદ ૩૮૦ ૦૦૧. કિં. રૂા. ૬૦/-; જખમ : લે. રસિક બારભાયા, પ્ર. અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કૉમ્પ્લેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૬૫/-; જીવન જીવવાની કળા : લે. માતા ભગવતીદેવી શર્મા, સંપા. લીલાપત શર્મા, પ્રાપ્તિસ્થાન : ગાયત્રી જ્ઞાનપીઠ, યુગ નિર્માણ યોજના, શાખા : અમદાવાદ, પાટીદાર સોસાયટી, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. રૂા. ૭/-; સમયદાન જ યુગધર્મ : લે. પં. શ્રીરામ શર્મા આચાર્ય, પ્રાપ્તિસ્થાન : ઉપર મુજબ, કિં. રૂા. ૫/-; સાહિત્યમાં અપરાધીકરણ : લે. કવિશ્રી બુદ્ધિધન વિસનગરી, પ્રાપ્તિસ્થાન : સયાજી વિદ્યાર્થી આશ્રમ, રેલવે સ્ટેશન સામે, વિસનગર, કિં. રૂા. ૧૦/-; રાતી રાયણની રતાશ : લે. બી. કેશરશિવમ્, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨, ગાંધી રોડ, દેરાસર પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૨૨૫/-; હજીયે ન જાગે મારો આતમરામ : લે. રતિલાલ ચૌહાણ 'શાન્તમ્', પ્ર. મંદાકિની રતિલાલ ચૌહાણ, 'તીર્થસલિલ', ૩૩, નંદનવન સોસાયટી, ઘોડદોડ રોડ, સૂરત - ૩૯૫ ૦૦૧, કિં. રૂા. ૪૦/-; **वंशवेलि (હિન્દી)** : લે. ગોવર્ધન શર્મા, પ્ર પશ્ચિમાંચલ પ્રકાશન, ૨૬, મનસુખનગર સોસાયટી, ભાવસાર હૉસ્ટેલ પાસે, નવા વાડજ, અમદાવાદ ૩૮૦ ૦૧૩, કિં. રૂા ૧૫૦/ ; મંગલ શબ્દ : લે. પ્ર હરીશ વિ. પંડિત, અધ્યક્ષ, ગુજરાતી વિભાગ, એસ. ડી. આર્ટ્સ એન્ડ બી. આર. કૉમર્સ કૉલેજ, મહેસાણા, કિં. નથી; ઓવારણાં : લે. ચંદ્રાબેન શ્રીમાળી 'ચાહના', પ્ર. ચાહના પ્રકાશન, ૭૧૧, 'ચાહના', સેક્ટર ૬બી, ગાંધીનગર - ૩૮૨ ૦૦૬, કિં. રૂા. ૪૫/-; શ્રી રવુભા બાપુને શ્રદ્ધાંજલિ : લે. સંધ્યા ઠાકોર, પ્ર. સંધ્યા ઠાકોર પરિવાર, ૪૫/૨૬૫, વિજયનગર, ગુજરાત હાઉસિંગ બોર્ડ કૉલોની, નારણપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. નથી; તિરાડ : લે. યોગેશ પંડ્યા, પ્ર. આકાશ પ્રકાશન, 'શિવમ્', ભરતનગર, મુ. બોટાદ, કિં. રૂા. ૮૦/-; શબ્દ-સંધાન : લે. પ્ર. સોમાભાઈ પટેલ, ૧, રચના સોસાયટી, સૅટેલાઇટ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. રૂા. ૭૦/-; પ્રેરક જૈન કથાઓ : લે. મુનિશ્રી વાત્સલ્યદીપ, પ્ર. શ્રી વાત્સલ્યદીપ ફાઉન્ડેશન, ૭, રૂપમાધુરી સોસાયટી, સંઘવી રેલવે ક્રૉસિંગ પાસે, નારણપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૩, કિં. નથી; વિવેચનક્ષેપ : લે. બિપિન આશર, પ્ર. બિપિન આશર, એમ-૧/૧૩, રૂરલ હાઉસિંગ બોર્ડ, એ. જી. સોસાયટી પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૫, વિક્રેતા : સાહિત્યધારા, કિં. રૂા. ૧૨૦/-; અતિક્રમણ : લે. પ્ર. વિક્રેતા ઉપર મુજબ, કિં. રૂા. ૧૨૦/-; સાંત્વના : સંકલન-શ્રીમતી વત્સલા મધુકર કીકાણી, શ્રીમતી શીતલ અભય દેસાઈ, પ્રકા. અવાશિયા પરિવાર, સ્તવન, ૧૧, સૌરાષ્ટ્ર કલા- કેન્દ્ર સોસાયટી, રાજકોટ, કિં. અમૂલ્ય; આ વરસાદ લખું શી રીતે ? : લે. યશવંત ત્રિવેદી, પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨,

કિં. રૂા. ૧૨૫/-; **બાલ સુમન** : લે. સુધીર શાસ્ત્રી, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૫૫/-; **બાવનનો સઘળો વિસ્તાર** : લે. વિજય શાસ્ત્રી, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૧૭૦/-; **ઋણાનુબંધ** : લે. રજનીકાન્ત સોની, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, બાલા હનુમાન, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૩૧/-; **વાર્તાવસંત** : અનુ. શ્રી કૃપાશંકર જાની, પ્ર. વસુંધરા પ્રકાશન, રિલીફ સિનેમા પાસે, સલાપસ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૪૨/ ; **દફતર મારું** : લે. પ્ર. મગનલાલ ગાંધી, 'કુળદેવી- કૃપા', ૧/૯, વાણિયાવાડી, મુ. રાજકોટ, કિ રૂા. ૨૫/-; **ઉઘાડ જેવો ઊઘડતો માણસ** : લે. બિપિન ગોહિલ, પ્રાપ્તિસ્થાન : બિપિન ગોહિલ, સેલ્સટેક્સ ઓફિસ સામે, સેન્ટ પીટર્સ સ્કૂલના કમ્પાઉન્ડમાં, મઝગાંવ, મુંબઈ  ૪૦૦ ૦૧૦, કિ રૂા. ૩૫/-; **ગુફ્તગૂ** : હનીફ સાહિલ, પ્ર. 'ધબક' પ્રકાશન, ૧૫૫, સબીના પાર્ક, આજવા રોડ, વડોદરા ૩૯૦ ૦૧૯, કિં. રૂા. ૭૫/ ; **પિંકીનાં ગીતો** : લે. નટવર પટેલ, પ્ર. નટવર પટેલ, સી/૨/૪, સીમધર કૉમ્પલેક્સ, ઘાટલોડિયા, અમદાવાદ - ૩૮૦ ૦૬૧; **ऋणानुबंध (હિન્દી)** : લે. રમણલાલ સોની, અનુ જય પદ્મકાન્ત બુચ, પ્ર. મનુભાઈ શાહ, ૧ બી, સિદ્ધાર્થ સોસાયટી, સ્ટેટ બૅંક સામે, પૉલિટેકનિક પાસે, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. નથી; **અનુધ્વનિ** : અનુ. મહેશ દવે, પ્ર. ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભવન, આશ્રમ માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯, કિં. રૂા. ૫૦/ ; **વાર્તા આમ છે...** : સંપા. હરીશ મહુઆકર, નટવર વ્યાસ, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૭૦/-; **અનુઆધુનિકતાવાદ** : લે. ચન્દ્રકાન્ત ટોપીવાળા, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૬૦/-; **ભ્રમણા જ્યારે ખૂટે છે** : લે. આચાર્ય વિજયરત્નસુંદરસૂરિ, પ્ર. રત્નત્રયી ટ્રસ્ટ, ૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી, મુંબઈ - ૪૦૦ ૦૦૨, કિં. રૂા. ૩૦/-; **પ્રભુ વીર કહે છે** : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૧૫૦/-; **ગીતા અધ્યાયમાહાત્મ્યની કથાઓ** : સં. શ્રી નલિન વ્યાસ, પ્ર. 'તથાગત' પ્રતિષ્ઠાન, ૨/૪, ગોકુલ સંનિવાસ, ૧૧, પંચનાથ પ્લૉટ, રાજકોટ - ૩૬૦ ૦૦૧, કિં. રૂા. ૨૦/-; **આફ્ટરશૉક** : લે. વિજય આશર, પ્રાપ્તિસ્થાન : મનહર આશર, જે-૪, બીજે માળે, સુપર માર્કેટ, જામનગર, કિં. રૂા. ૭૦/-; **એકલવાયા વાનપ્રસ્થો માટેની નવી સમાજ-વ્યવસ્થા** : લે. નારાયણ હ. જાની, પ્ર. ભાવનગર વાનપ્રસ્થવૃંદ, 'વંદના', મહિલામંડળ પાસે, વિદ્યાનગર, ભાવનગર - ૨, કિં. રૂા. ૫/ ; **તૂટેલી (એક) પાંખના પંખીની વ્યથા-કથા** : સંકલન નાનુભાઈ જ. પંડ્યા, પ્રાપ્તિસ્થાન : ભાવનગર વાનપ્રસ્થવૃંદ, 'વંદના', પ્લૉટ નં. ૨૯, વિદ્યાનગર, ચિત રંજન ચોક, ભાવનગર - ૩૬૪ ૦૦૨, કિં. રૂા. ૨૦/-; **ઝવેરનું ઝવેરાત** : રચયિતા સ્વ. કવિ ઝવેરભાઈ કલ્યાણભાઈ હસનાની, સંપા. મનસુખલાલ સાવલિયા, અમૂલખ હસનાની, પ્ર. પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂા. ૧૦૦/ ; **ફૂલડાં લ્યો !** : લે. જગદીશ ધનેશ્વર ભટ્ટ, પ્ર. જગદીશ ધનેશ્વર ભટ્ટ, ૨, દીપકુંજ, ગણેશગલી, મણિનગર, અમદાવાદ ૩૮૦ ૦૦૮, કિં. રૂા. ૨૫/ ; **ઝલક-વિશેષ** : સુરેશ દલાલ, પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૬, કિં. રૂા. ૧૩૦/ ; **ઝલક નવરંગ** : સુરેશ દલાલ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૭૦/ ; **ચહેરા** : મધુરાય, પ્ર. ઉપર મુજબ. કિં. રૂા. ૭૦/-; **તારકનો ટપુડો** : તારક મહેતા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૧૪૦/-.

## ते हिं नो दिवसाः स्मृताः

નીર ગયાં વહી સહી, પરન્તુ
ભીનાશ ના ભુલાતી !
પડદા ઉપડે પડે ચિત્રવત્
ભૂતની ભ્રમણા થાતી !...નીર ગયાં...

યોગ પરસ્પરનો એ કેવો !
તર્ક પારની વાતો.
તોડી બંધ તડોતડ પડતા
સ્મરણો-પ્રચંડ પ્રપાતો...નીર ગયાં...

જે ઝરણું ગંગોત્રી એની
વધતાં થઈ ગઈ ગંગા !
સરિતા-સાગર-સંગમ શુભદા
ઉભય ઉર શાં ચંગાં !...નીર ગયાં...

એનાં એ નીર વર્ષા કેરાં
ઠરેલ શરદે લાગે !
શરદ-નીર સ્વપ્ને શાં ડોલે
નિદ્રિત સંવિદ જાગે...નીર ગયાં...

પડદા ઉપડે પડે ચિત્રવત્
ભૂતની ભ્રમણા થાતી !
નીર ગયાં વહી સહી, પરન્તુ
ભીનાશ ના ભુલાતી...નીર ગયાં...

**અનામી**



## વિવર્ત

*જે વિષ સર્પનું હરંત મનુજપ્રાણને,*
*તે વિષ ઔષધરૂપે બની જાય અ-મૃત.*
*આહાર-અમૃત અજીર્ણ થતાં જ વિષ,*
*વસ્તુ-વિકાર સરજે વિધવિધ વિવર્તો !*

**અનામી**

## પ્રેમ-ભક્તિ

*મેં પ્રેમમાં ભક્તિનું બીજ બોયું*
*ને પ્રેમનું-પુષ્પ-પ્રાગટ્ય જોયું.*
*એ પ્રેમ-ભક્તિ સ્ફુટ શું રસેશ ?*
*પ્રકૃતિ ને પુરુષમાં પ્રગટંત ઈશ.*

**અનામી**

# મહાદેવ, ઊઠો મહાદેવ !

૧૫ મી ઑગસ્ટ ૧૯૪૨. પૂના પાસે આગાખાનનો મહેલ.

ગાંધીજી ડૉ. સુશીલા નય્યરને તાર લખાવે છે : 'મહાદેવનું મરણ તો યોગી અને દેશભક્તનું હતું. એનો શોક ન થાય.'

તાર સેવાગ્રામ આશ્રમના વ્યવસ્થાપક શ્રી ચીમનલાલ શાહને નામે હતો. એ આશ્રમમાં મહાદેવનાં પત્ની દુર્ગાબહેન અને દીકરો નારાયણ હતા. જેલમાં મૃત્યુના સમાચાર આપતો આ તાર મહાદેવના આપ્તજનોને અંગ્રેજ સરકાર તરફથી ઠેઠ બાવીસ દિવસ પછી પહોંચાડવામાં આવ્યો. સાથેના ટૂંકા પત્રમાં માત્ર એક વાક્ય હતું : 'કશીક ભૂલથી આ કાગળ મોકલવામાં વિલંબ થયો, તે બદલ દિલગીર છીએ.'

આ તાર ગાંધીજીએ લખાવ્યો ત્યારે મહાદેવ દેસાઈનો મૃતદેહ એમની સામે જ હતો. મીરાંબહેને એને આગાખાન મહેલના બગીચાનાં જાતજાતનાં ફૂલો વડે સજાવ્યો હતો. ગાંધીજીએ જાતે ધ્રૂજતે હાથે એને સ્નાન કરાવ્યું હતું. સ્નાન પછી પોતાના જ ટુવાલ વડે શરીરને લૂછ્યું હતું. ત્યારબાદ જાતે સ્નાન કરીને એ જ ટુવાલ વડે પોતાનું શરીર લૂછ્યું હતું અને એ ટુવાલ સુશીલાને સોંપતા કહ્યું હતું, 'આને સાચવીને રાખજે. એ બાબલાને (નારાયણને) આપવાનો છે.'

મીરાંબહેને સળગાવેલી ધૂપસળીની સુગંધમાં ધીમે અવાજે ગવાતા ગીતાના શ્લોકોનો ધ્વનિ ભળવા લાગ્યો.

ઘડીભર પહેલાં કાંઈક અસ્વસ્થ, કાંઈક વિહ્વળ જણાતા ગાંધીજી ટટ્ટાર બેઠા અને સાવ ધીમા સ્વરે ગીતાપાઠમાં ભળ્યા. બેત્રણ માસ બાદ સુશીલાબહેને આ બાબત અંગે ગાંધીજી પાસે ચોખવટ માગી હતી.

'બાપુ, મહાદેવભાઈ ગયા તે ક્ષણે આપ થોડા વિહ્વળ થઈ ગયા હતા ને ?'

'શા ઉપરથી કહે છે ?'

'આપ તે વખતે જાણે કે બહાવરા બન્યા હો તેમ એમની તરફ જોઈ 'મહાદેવ, ઊઠો મહાદેવ !' પોકારી રહ્યા હતા ને ?'

'ના, એમાં વિહ્વળતા નહોતી.

'તો ?'

'એમાં શ્રદ્ધા હતી.'

'શ્રદ્ધા ? તે કેવી ?'

'મને એમ હતું કે જો મહાદેવ એક વાર આંખ ઉઘાડીને મારી તરફ જોશે તો હું એમને કહીશ કે 'ઊભા થઈ જાઓ.' એમણે આખી જિંદગી મારી આજ્ઞા ઉથાપી નહોતી. એ શબ્દો જો એમના કાને પડ્યા હોત તો મને શ્રદ્ધા હતી કે એ મોતનો પણ સામનો કરીને ઊભા થઈ ગયા હોત.'

[શ્રી નારાયણ દેસાઈ લિખિત ગ્રંથ 'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ'માંથી. શ્રી નારાયણ દેસાઈને તાજેતરમાં રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયો છે. હાર્દિક અભિનંદન.]

**Uddesh** (A literary, cultural monthly) **December 2001** ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No 188, R No GUJ 156/2001

શરીરને કંકણની ઉપમા આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નભી શકે.

- મહાત્મા ગાંધી (ગંગાબેનને પત્રોમાંથી ૮-૫-૩૧)



આરોગ્યની સંભાળના ક્ષેત્રમાં રોગ પ્રતિકાર કરતાં રોગ પ્રતિરોધ એ જ મહત્વની બાબત છે. જીવનનાં સંપૂર્ણ જતનના દ્રઢ નિર્ધાર સાથે પ્રતિરોધ-પ્રતિકાર, ઉપચાર અને નિદાન ક્ષેત્રે એક ઉમદા પરંપરાનું પ્રતિક એટલે ઝાયડસ-કેડિલા. પરંપરાગત કોઠા સૂઝ, પ્રયોગશીલ સર્જનાત્મકતા અને તરોતાજા તરવરાટનો ત્રિવેણી સંગમ એટલે ઝાયડસ-કેડિલા. ઝાયડસ-કેડિલા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે સતત કાર્યશીલ રહેવા સાડા ચાર દાયકા કરતાં પણ વધુ સમયથી પ્રતિબધ્ધ છે.

ઉત્તમ ગુણવત્તાસભર ઓષધોથી સુશ્રુષા ક્ષેત્રે તબીબી સેવાઓને સંપૂર્ણ અને વધુ સુદૃઢ બનાવવા પ્રયત્નશીલ ઝાયડસ-કેડિલા. દેશ વિદેશમાં ખૂણેખૂણેથી ટેકનોલોજી અને પ્રતિભા, સંશોધન અને સાધનોના સમુચિત વિનિયોગ દ્વારા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે અનેરુ પદાર્પણ કરવા કટિબધ્ધ -

**Zydus Cadila**

આપના સ્વાસ્થ્યની કાળજી લેતી કંપની

'ઝાયડસ ટાવર', [illegible] અમદાવાદ ૩૮૦ ૦૧૫
ફોન (૦૭૯) [illegible] ફેક્સ (૦૭૯) [illegible] http://www.cadila.zydus.com

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક છઠ્ઠો

જાન્યુઆરી ૨૦૦૧

તંત્રી

રમણલાલ જોશી

૧૩૮



# ઉદ્દેશ

વર્ષ : બારમું　　અંક : છઠ્ઠો　　સળંગ અંક : ૧૩૮

અનુક્રમ : જાન્યુઆરી ૨૦૦૨



પ્રકાશક : રમણલાલ જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

જાન્યુઆરી ૨૦૦૨

*સર્વભાષા સરસ્વતી*



# ભગવાન વિષ્ણુનું પરમ દર્શન

વિષ્ણુ-સહસ્રનામનો પાઠ કરતા પહેલાં વિષ્ણુનું ધ્યાન ધરવું જોઈએ. સહસ્રનામમાં વિષ્ણુનાં અનેક સ્વરૂપોનું વર્ણન છે. પણ આપણી સામે સાકાર વિષ્ણુનું સ્વરૂપ છે, એ તો શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરતા નારાયણનું સ્વરૂપ છે. આ લોકોમાં પ્રિય અને અત્યંત પ્રસિદ્ધ સ્વરૂપનું ધ્યાન ધરવાનો એક પ્રકાર અહીં વ્યક્ત કરું છું.

આપણા અંતરને જ માત્ર નહીં, પણ આપણી પંચેન્દ્રિયને પણ આ સ્વરૂપ આનંદ અને જ્ઞાન આપનારું છે. સહુથી પહેલાં તો આપણે ધ્યાન ધરીએ કે વિષ્ણુ સ્વયં રસસ્વરૂપ છે, એટલું જ નહીં, પણ તે 'રસાનાં રસઃ', રસોના પણ રસ, રસેશ્વર પરમાત્મા છે. એમનાં નામનું અમૃત જ આપણી રસેન્દ્રિયને તૃપ્ત કરે છે. આ નામસ્મરણ પછી આપણે વિષ્ણુના સ્વરૂપને નિહાળીએ તો તેમનાં આયુધો છે : શંખ, ચક્ર, ગદા અને પદ્મ. આ આયુધો કોઈ બહારના અસુરનો જ નહીં, પણ આપણી આસુરી વૃત્તિઓનો નાશ કરનાર છે.

પહેલાં તો શંખને લઈએ.

શંખ : ધ્વનિનું પ્રતીક છે. આ શંખ આપણાં શ્રવણ (શ્રવણેન્દ્રિય)ને પરમાત્મા ભણી એકાગ્ર કરે છે. એટલે નામનું સ્મરણ વધુ સ્થિર અને ચૈતન્યમય બને છે. એ પછી આવે છે –

સુદર્શન ચક્ર : સુદર્શન શબ્દ આપણી દર્શનેન્દ્રિયને, દૃષ્ટિને પ્રકાશિત કરે છે. પરમાત્માના આનંદમય સ્વરૂપની ઉપરાંત તેમના જ્ઞાનમય સ્વરૂપને પ્રગટ કરે છે. જે માત્ર સ્મૃતિ છે તે દૃષ્ટિમાં પરિવર્તન પામે છે. હવે પછી લઈએ ગદા અને પદ્મ.

ગદા : ગદા એ ગર્વનું દલન કરતી શક્તિ છે. અને ગર્વોન્નત પ્રાણને નમાવી તેની વાણીને ગદ્‌ગદ કરે છે. આવી વાણી માત્ર મૌખિક કે વૈખરી નથી રહેતી, પણ હૃદયમાં રહેલા ભાવથી ભીની અને આર્દ્ર બને છે.

પદ્મ : છેલ્લા આયુધ પદ્મની અંદર ગંધતત્ત્વ રહેલું છે, તે આપણી ઘ્રાણેન્દ્રિયને શુદ્ધ કરે છે.

આમ શંખ દ્વારા આપણા કર્ણો, સુદર્શન દ્વારા આપણી દૃષ્ટિ અને પદ્મ (કમલ) દ્વારા આપણા શ્વાસ પાવન થાય છે. કમલ સાથે વાયુ-લહરી અને સુગંધ બન્ને જોડાયેલાં છે. કમલવનની વાયુ-લહરી ત્વચાને સ્પર્શ કરે તો સમગ્ર શરીરમાં કેવો આહ્‌લાદ વ્યાપી જાય છે !

આકાશ એટલે શબ્દ, વાયુ એટલે સ્પર્શ, તેજ એટલે રૂપ, જળ એટલે રસ અને પૃથ્વી એટલે ગંધ. એ રીતે પાંચ તન્માત્રાઓ આપણા અંતરાત્માને વિષ્ણુના પરમ સ્વરૂપનું દર્શન કરાવે છે અને આવું દર્શન આપણા સમગ્ર અસ્તિત્વને ભરી દે ત્યારે આપણો અહંકાર એ પરમને ચરણે આનંદથી નમી પડે છે, કારણ કે આવું દર્શન પણ તેમની કૃપાથી જ થાય છે.

ધ્રુવ જ્યારે વિષ્ણુનું દર્શન કરે છે ત્યારે તે અંગેઅંગથી ભગવાનને જાણે પી જતો હોય, એમ લાગે છે. પોતામાં રહેલી ભગવદ્-શક્તિનો તે આવિર્ભાવ અનુભવે છે. પહેલાં તો ભગવદ્દર્શનથી ધ્રુવની વાણી રૂંધાઈ જાય છે, પણ ભગવાન વિષ્ણુ તેના કંઠને પોતાના શંખનો સ્પર્શ કરે છે ત્યારે ધ્રુવ મુક્ત કંઠે ગાન કરી ઊઠે છે :

યોऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना,
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम् ।
(શ્રીમદ્ભાગવત : ૪-૯-૬)

(સર્વશક્તિધર ભગવાન પોતાની ચેતનાથી મારા અંતરમાં પ્રવેશીને મારી સૂતેલી વાણી, તેમ જ હાથ, પગ, કાન અને ત્વચાને નવું જીવન આપે છે, એવા પરમપુરુષ ભગવાનને હું વંદન કરું છું.)

વિષ્ણુના કંઠને કંબુકંઠ કહેવામાં આવે છે. કંબુ એટલે શંખની આકૃતિ અને તેના ધ્વનિ ભણી આ સંકેત છે. તંત્રની પરિભાષામાં કહીએ :

"શંખથી નાદ જાગે ને
નાદ જ્યોતિ-બિંદુમાં ઠરે,
બિંદુના સ્ફોટથી સિંધુ,
સિંધુથી પૃથ્વી પાંગરે."

શંખ એટલે નાદ, સુદર્શન એટલે બિંદુ, ગદા એટલે સ્ફોટ, જે ધડાકા સાથે બિંદુને ભેદે છે, અને કમલ એટલે કલા, જે કાલના કલન દ્વારા સૃષ્ટિરૂપે વિકસિત થાય છે. વિષ્ણુનો આ જલે, સ્થલે, પર્વતમંડલે આવિર્ભાવ છે.

બહુ નાનકડાં લાગતાં પ્રતીકોમાં છુપાઈ રહેલી, પણ પ્રગટ કરવામાં આવે તો વ્યાપ્ત સ્વરૂપ ધરતી આ આપણી પોતાની જ સુપ્ત શક્તિઓ છે. વામનમાં રહેલું આ વિરાટ દર્શન છે. માત્ર એને પ્રતીક તરીકે જ પૂજવાને બદલે આપણા પ્રાણમાં પૂરવામાં આવે તો એ માનવ-સ્વરૂપમાં જ રહેલા મહિમાનો અનુભવ કરાવે છે. એ જ છે પરમ દર્શનની ફલશ્રુતિ.

**મકરન્દ દવે**



## હાઈકુ

*કરતાં વાતો*
*વાયુ સંગે સૂકાં, છે*
*લીલાં સાંભળે !*

*સુણવા પંખી*
*તણા ટહુકા, ગયો*
*થંભી સમીર !*

*ડાળેથી ઊડ્યું*
*ફૂલ કોઈ હવામાં -*
*આ પતંગિયું !*

*પવન પીંજે*
*રૂ આકાશે-વાદળ*
*વેરવિખેર !*

**પરાગ મ. ત્રિવેદી**

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## ધીરુબહેન પટેલને સાહિત્ય અકાદમી એવૉર્ડ

સુપ્રસિદ્ધ લેખિકા શ્રી ધીરુબહેન પટેલને એમની લઘુનવલ 'આગંતુક' (૧૯૯૬)ને માટે દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ એનાયત થયાની જાહેરાત તાજેતરમાં થઈ હતી. શ્રી ધીરુબહેનને ઘણા એવૉર્ડ મળેલા છે. ખાસ કરીને તેમને ૧૯૯૫નો શ્રી દર્શક ફાઉન્ડેશનનો રૂા. એક લાખનો એવૉર્ડ મળ્યો હતો. તેમનાં સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થયાં છે. લઘુનવલ 'આગંતુક'માં સાધુ ઈશાનને સંસારમાં પાછા ફરવું પડે એ પરિસ્થિતિને કલાત્મક અભિવ્યક્તિ આપવામાં આવી છે. ધીરુબહેનની કૃતિઓમાં વિશિષ્ટ સંવેદનશીલતા જોવા મળે છે. તેમની 'વાંસનો અંકુર', 'આંધળી ગલી', 'હુતાશન' વગેરે કૃતિઓ સાહિત્યરસિકોમાં લોકપ્રિય બની છે. ૧૯૯૬માં પ્રગટ થયેલી 'આગંતુક' ૨૦૦૦માં પુનઃમુદ્રિત થયેલી છે. આ પ્રસંગે શ્રી ધીરુબહેનને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

## શ્રી મોહનલાલ પટેલનો અમૃત મહોત્સવ

આપણા અગ્રણી અને સત્ત્વશીલ સર્જક તેમજ શિક્ષણકાર શ્રી મોહનલાલ પટેલનો અમૃત મહોત્સવ પાટણમાં તા. ૨૮ ડિસે. ૨૦૦૧ના રોજ ઊજવાયો હતો. આ પ્રસંગે શ્રી મોહનલાલ પટેલ અધ્યયન ગ્રંથ અને અમૃતપર્વ ગ્રંથનું વિમોચન થયું હતું. શ્રી મોહનલાલ પટેલને ખૂબ ખૂબ અભિનંદન.

## ગુજરાત ઈતિહાસ પરિષદનું ૨૧મું અધિવેશન

ગુજરાત ઇતિહાસ પરિષદનું ૨૧મું અધિવેશન તા. ૨૭, ૨૮ અને ૨૯ નવેમ્બર ૨૦૦૧ના રોજ રાજસ્થાનના કોટા નગરમાં ગુજરાતી સમાજ ટ્રસ્ટ દ્વારા સંચાલિત સમર્પણ સેવા સમિતિ દ્વારા પરિષદનાં પ્રમુખ ડૉ. ભારતીબેન શેલતની અધ્યક્ષતામાં યોજવામાં આવ્યું. પરિષદપ્રમુખ ડૉ. ભારતીબેન શેલતે પોતાના પ્રમુખીય વક્તવ્યમાં ઇતિહાસવિદ્યામાં સત્યાર્થના પરિશોધન પર ભાર મૂક્યો હતો અને જણાવ્યું હતું કે આજે ઇતિહાસની બદલાયેલી વિભાવનાના પરિપ્રેક્ષ્યમાં રાજકીય સાથે સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાંઓ - ધર્મ, કલા, સંસ્કૃતિ, ભાષા, સાહિત્ય, કાલગણના જેવા પાસાંઓ-નો પણ અભ્યાસ થવો આવશ્યક છે. તેઓશ્રીએ ગુજરાતનાં શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓનું ઐતિહાસિક વિશ્લેષણ એ વિષય પર સંભાષણ કર્યું હતું.

અંતમાં પરિષદના મંત્રી ડૉ. થૉમસ પરમારે આયોજકોનો આભાર માન્યો હતો અને સભાનું સંચાલન કર્યું હતું.

## પૂ. રવિશંકર મહારાજ વ્યસન - નિષેધ પુરસ્કાર

'આયુ ટ્રસ્ટ'ના મે. ટ્રસ્ટી શ્રી વૈદ્ય શોભન વસાણી જણાવે છે કે પૂ. રવિશંકર મહારાજ વ્યસન - નિષેધ પુરસ્કાર સ્પર્ધા માટે કોઈ પણ જાતનાં વ્યસનને લગતી પ્રગટ થયેલી (લેખ, કાવ્ય, વાર્તા, નાટક, રૂપક વગેરે રૂપે) છપાયેલી સાહિત્યકૃતિ અને (આકાશવાણી-વાર્તાલાપ, દૂરદર્શન-વાર્તાલાપ, ઑડિયો-વિડિયો કેસેટ, કાર્ટૂન, ચિત્ર, પ્રવચનો, પ્રવૃત્તિ વગેરે) સાહિત્યેતર કૃતિ ૩૦ જાન્યુઆરી ૨૦૦૨ સુધીમાં મોકલી આપવી. બન્ને પ્રકારમાંથી એક એક ઉત્તમ કૃતિને રૂા. બે-બે હજાર પુરસ્કાર આપવામાં આવશે. ફોર્મ મેળવવા માટે સંપર્ક-સ્થળ : 'આયુ ટ્રસ્ટ', C/o. વૈદ્ય શોભન વસાણી, આયુ સેન્ટર, ૩૦૩, હરેકૃષ્ણ કૉમ્પલેક્સ, પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

## અનુબહેનનું અવસાન

'ઉદ્દેશ'ના ગયા માસના અંકમાં 'વિચારશિબિર'ની નોંધ લીધી હતી. આ 'વિચારશિબિર'નાં પ્રણેતા અનુબહેનનું તાજેતરમાં દુઃખદ અવસાન થયું છે. તેઓ ગુજરાતનાં 'મધર ટેરેસા' કહેવાતાં. તેમને સારવાર માટે મુંબઈથી ગોરજના મુનિ આશ્રમ લઈ જવાતાં હતાં, ત્યારે વલસાડ નજીક તેમણે છેલ્લા શ્વાસ લીધા. ૫૭ વર્ષ પૂરાં કરી ચૂકેલાં અનુબહેને આદિવાસી વિસ્તારમાં સેવાપ્રવૃત્તિ અને અનેક સમાજોપયોગી પ્રવૃત્તિઓ કરી હતી. તેમણે

ગુજરાતમાં મોટી કેન્સર હૉસ્પિટલની સ્થાપના કરવામાં પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. આવાં સેવાભાવી વિદુષીના અવસાનથી ગુજરાતના સંસ્કારજીવનને મોટી ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## ગઝલકાર શ્યામ સાધુનું અવસાન

આપણા એક ભાવનાશાળી અને સમર્થ ગઝલકાર શ્રી શ્યામ સાધુનું તાજેતરમાં દુઃખદ અવસાન થયું છે. તે પોતાની રચનાઓ પ્રકાશનાર્થે મોકલતા. તેમની 'ન શોધો' અને 'પગથારમાં' 'ઉદ્દેશ'માં પ્રગટ કરેલી. અત્યંત ગરીબાઈમાં જીવતા હોવા છતાં તેમની સાહિત્યલગની અનન્ય હતી. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## 'શિશુવિહાર'ના માનભાઈ ભટ્ટનું દુઃખદ અવસાન

ભાવનગરની 'શિશુવિહાર' સંસ્થાના સ્થાપક અને લોકસેવક, બાળકોના સાચા પ્રેમી શ્રી માનભાઈ ભટ્ટનું તા. ૨-૧-૨૦૦૨ના રોજ અવસાન થતાં ગુજરાતના સંસ્કાર અને શિક્ષણના ક્ષેત્રને ન પુરાય એવી ખોટ પડી છે. તેમને 'શિશુવિહાર'માં પ્રત્યક્ષ મળવાનું બનેલું અને ફોન ઉપર પણ ઘણી વાર વાતચીત થયેલી. પ્રભુ તેમના અવસાનનું દુઃખ સહન કરવાની શક્તિ તેમનાં પત્ની હીરાબહેન, ભાઈ પ્રેમશંકરભાઈ, પુત્રી ઇન્દાબહેન વગેરે કુટુંબીજનોને અર્પે અને સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## વિદ્યાવ્યાસંગી અને લેખક મોહનભાઈ શં. પટેલનું દુઃખદ અવસાન

વડોદરા કૉલેજના મારા સીનિયર સહાધ્યાયી શ્રી મોહનભાઈ શં. પટેલનું તા. ૨-૧-૨૦૦૨ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેઓ ૮૨ વર્ષના હતા. અત્યંત તેજસ્વી વિદ્યાર્થી તરીકે તેમની નામના હતી. ઉંમરમાં અને અભ્યાસમાં મોટા હોવા છતાં એક સન્મિત્ર તરીકે તેમનો ચાલુ સંબંધ રહેલો. થોડા દિવસ પહેલાં જ મળવાનું બનેલું. તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની હંસાબહેનને, અમેરિકા-સ્થિત પુત્રોને અને કુટુંબીજનોને શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.



## 'ઉદ્દેશ' માસિક અંગેનું માહિતીપત્રક

[ફોર્મ ૪ (નિયમ આઠ મુજબ)]

| | |
|---|---|
| ૧. પ્રકાશનસ્થળ | : અમદાવાદ |
| ૨. પ્રકાશનની સામયિકતા | : માસિક |
| ૩. મુદ્રક | : રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ |
| ૫. તંત્રી | : રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા | : ભારતીય |
| સરનામું | : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯ |
| ૬. માલિકનું નામ/સરનામું | : ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસા., નવરંગપુરા, અમદાવાદ-૯ |

હું, રમણલાલ જોશી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

તા. ૧૦-૧-૨૦૦૨

**રમણલાલ જોશી**

# મોહનભાઈ શં. પટેલનો એક પત્ર

સંપાદક : રમણલાલ જોશી

પ્રિય ભાઈ,

તમારો પત્ર મળ્યો. મારા અનર્થ જીવનમાં કશોક અર્થ છે એમ તમે લખો છો, પણ મને સાચું લાગતું નથી. મારા જીવનને આટલા ગહન અને નિબિડ સંસ્પર્શથી ધન્ય બનાવનારા તમારા જેવા સ્નેહી ને હેતાળ ભાઈને મારા જીવનમાં પ્રવેશવાનો અનધિકાર હું સ્વીકારી શકું નહિ. તમને મારા જીવન વિશે ગમે તે પ્રશ્ન પૂછવાનો અધિકાર છે. પરંતુ મારું મૂલ્ય આંકવામાં તમે મારા તરફ પક્ષપાત જ બતાવ્યો છે એમ મને તો લાગે છે.

પહેલાં મને માનવજાત પર બહુ વિશ્વાસ હતો. એટલે હું માનતો કે મારી સાથે જ જેને રહેવાનું છે એને હું મારું બનાવીશ, ને ને.....

પછી નથી લખી શકતો. માફ કરજો. પત્ર લખતાં લખતાં મેલોડ્રામેટિક થઈ જવાયું. પરન્તુ હવે તો એમ લાગે છ કે સમસ્ત માણસજાતમાંથી માનવતાની જ બાદબાકી ઈશ્વરે કરી લીધી છે એટલે શેષ શું રહે ? મારા જીવનના આ અનુભવો... હું ધીરે ધીરે માનવદ્રોહી બની જાઉં તોયે મને નવાઈ નહિ લાગે. જોકે મારી મથામણ તો ચાલુ જ છે. પણ હવે જીવનના એ વિભાગ પર પૂર્ણવિરામની છાપ મારવાનું નક્કી કર્યું છે. નક્કી કરવામાં બહુ મુશ્કેલી નથી આવતી, પરન્તુ તે પ્રમાણે આચરતાં હૃદયના કેટલા ખણ્ડો થઈ જાય છે ! મેં તો અનુભવ્યું છે કે આપણા હૈયાની સુકુમારતાને લોકો વટાવી ખાવા માગે છે. યથોચિત સંમાન એ પામતી નથી. પણ એમાં કોઈનો દોષ શો કાઢવો ? દોષ આપણો જ, આપણે એવા નથી થઈ શકતા.

ભવિષ્યનો કાર્યક્રમ તમને શું લખું ? હમણાં તો નૌકાનું સુકાન છોડી દીધું છે અને જ્યાં જવું હોય ત્યાં ભલે જાય. અજાણ્યા સમુદ્રે જઈ ચઢવું હશે તોયે હું એને નથી ખાળવાનો. ખડક સાથે અફળાવું હશે તોયે હું એને ના નથી કહેવાનો. તમને કદાચ આ બધું હસવા જેવુ લાગે તો નવાઈ નહિ. આવી હાસ્યાસ્પદ બહાદુરી ઘણાંના જીવનમાં આવી પડે છે. પરન્તુ મારા આ નિર્ણયને હું બહાદુરી લેખતો નથી. એમાં કશા વીરરસનું નિરૂપણ છે એમેય માનતો નથી. વ્યર્થતાના ખડકો સાથે અથડાયેલા મનનો એ ધ્વનિ છે, એટલું જ, ને એટલે એ નિર્ણયમાં સચ્ચાઈનો રણકો પણ છે.

મારી એક વિનંતી તમારે સ્વીકારવાની છે. મને પહેલાં માનપાનના મેળાવડાનો નાયક ન બનાવતા. રમણભાઈ, કશુંયે સ્વીકારવાને પાત્ર મારું મન રહ્યું નથી. ને તમારો પ્રેમ અપાત્રને દઈ તમારા મનનેય આઘાત લાગે એવું શું કરવા કરવું ? હું તમારે શરણે છું. શરણાગતની દુર્દશા કરવી એ આપણા સંસારમાં તો મહાપાતક લેખાય છે, એ ખબર છે ?

રમણભાઈ, મારું દાંપત્ય આટલું બધું વ્યર્થ થઈ ઊઠશે એ મેં કલ્પ્યું નહોતું. હજી તમને સોમા ભાગની વીગતો પણ ખબર નથી એટલે સારું છે. નહિ તો તમારા હૃદયને વળી પાછી વધારે વેદના થાત.

પૂજ્યપાદ ચતુરભાઈસાહેબની પ્રેમપ્રસાદી પામનાર ધન્ય થઈ જાય છે. એમના વાત્સલ્યે દીધેલા પાથેયથી મારી યાત્રામાં મને મોટી સાહાય્ય મળી રહે છે. એમને મારા અંતરના પ્રણામ. એક વખત ત્યાં આવ્યો ત્યારે મળવાનું મેં એમને કહ્યું હતું, પણ મળી શકાયું નહોતું. ને ફરી નથી તો પત્ર લખાયો, નથી રૂબરૂ મળી શકાયું.

તમારી મેળાવડાની વાર્તાનો નાયક મને ન બનાવશો એમ ફરીથી આર્જવપૂર્ણ નેત્રે તમારી સામે જોઈ વીનવું છું. સાહેબને પણ મારા વતી કહો તો...

તમારો અભ્યાસ દીપી ઊઠો એવી પરમ મંગલતાભરી આશિષ. મારો પેલો નિબંધ બુકપોસ્ટથી મોકલું છું.

ભાઈ શાન્તિભાઈને મારાં સ્મરણ કહેશો. એમની પણ તૈયારી સારી છે. પ્રભુ એમને એમનો અભ્યાસ તેજસ્વી બનાવવામાં બધું અનુકૂળ કરી આપે.

પ્રેયસ્,

વલ્લભવિદ્યાનગર — **મોહનભાઈનાં સ્નેહસ્મરણ**

૨૪-૧૨-૧૯૪૮

# વીસરાઈ ગયેલાં બે પુસ્તકો

ધીરેન્દ્ર મહેતા

પ્રવાસવર્ણનના પુસ્તક પાસે આપણી પહેલી અપેક્ષા એ છે કે એ પ્રદેશવિશેષનો તેમ જ એ પ્રદેશના પ્રવાસી લેખકનો પરિચય કરાવે. શ્રી નાનજી કાલિદાસ મહેતાનાં બે પ્રવાસપુસ્તકો 'તપોભૂમિ બદરી-કેદાર' અને 'યુરોપનો પ્રવાસ'માં આવો પરિચય થાય છે.

બદરી-કેદારનો પ્રવાસ લેખકે ઈ.સ. ૧૯૪૪માં અને યુરોપનો પ્રવાસ ૧૯૨૯માં કરેલો. બન્નેનાં પ્રયોજન નોખાં હતાં. બદરી-કેદારના પ્રવાસ પાછળ ધાર્મિક હેતુ રહેલો હતો :

"વર્ષોથી તપોભૂમિ બદરીનાથ અને કેદારનાથ જવાની ઇચ્છા જાગી હતી. ગયે વર્ષે એ ઇચ્છાએ મૂર્ત સ્વરૂપ લીધું અને જેમજેમ એ વિષય પર વિચાર કરતો ગયો તેમતેમ હરિનાં દર્શને સત્વર જવાય તો સારું એવી માન્યતા બંધાતી ગઈ... બદરીનાથમાં નરનારાયણે તપશ્ચર્યા કરી છે. કેદારનાથમાં ભગવાન શંકર બિરાજે છે. બરફની એ ગિરિમાળામાં એ બે મોટા દેવ વિષ્ણુ અને શંકર યુગયુગથી દર્શન દેતા જગત સમક્ષ આર્યાવર્તની ધર્મભાવનાના સંદેશ આપી રહ્યા છે. એ મહાન શક્તિના ધામ સમી હિમાલયની તપોભૂમિ છે. – એ સર્વ હકીકતો મળતી ગઈ, તેમતેમ હરિનાં દર્શન સત્વર કરવાની તમન્ના જાગતી ગઈ." (પૃ. ૧-૨).

'યુરોપનો પ્રવાસ'ના નિવેદનમાં કહેલું છે :

"યુરોપનો પ્રવાસ કરવામાં મારો પ્રધાન હેતુ ત્યાંના વેપાર અને હુન્નર-ઉદ્યોગો નજરે નિહાળવાનો અને મારાં પોતાનાં કારખાનાંઓ માટે કેટલીક ભારે કિંમતની મશીનરી નજરે જોઈ, તપાસીને ખરીદ કરવાનો હતો. એટલે મારા પ્રવાસમાં મેં યુરોપનું નિરીક્ષણ માત્ર એક વેપારીની એક કારખાનાદારની દૃષ્ટિએ જ કરેલું છે, અને તે સ્વરૂપમાં જ આ પુસ્તકમાં રજૂ કરેલું છે."

પ્રવાસી-લેખકને ભલે મુખ્યત્વે આ હેતુ વરેલો હોય, પરંતુ એમનાં રસ-રુચિ, જિજ્ઞાસાવૃત્તિ, સહજ કુતૂહલ અને વિસ્મયભાવ બીજી અનેક બાબતોની જાણકારી મેળવવા અને એમાં ઊંડા ઊતરવા તેમ જ ઝીણવટથી જોવા પ્રેરે છે. 'યુરોપનો પ્રવાસ'માં એમણે પોતે કહેલું છે :

"મારો બીજો હેતુ યુરોપના લોકોની રહેણીકરણી, રીતભાત, વ્યવહારની અને વ્યાપારની કુશળતા, શૌર્ય, સંસ્કૃતિ અને સૌજન્ય નજરે નિહાળવાનો પણ હતો." (પૃ. ૪).

પરંતુ અહીં ખાસ કહેવા જેવી વાત એ છે કે આ પુસ્તકમાં નિરૂપણ પ્રધાન હેતુને ગૌણ કરીને ગૌણને પ્રધાન કરતું જણાય છે. એની પાછળ એમની આ પ્રકૃતિ પ્રવર્તતી જણાય છે, જે એમને પ્રવાસલેખન માટે અધિકારી ઠેરવે છે અને વાચકને પણ એમના નિરૂપણમાં એ જ કારણે રસ પડે છે.

એક ધનાઢ્ય વ્યક્તિએ કરેલા આ પ્રવાસો છે એટલે અહીં જે અવલોકન થયેલું છે તે અમુક સ્તરનું હોય એ સમજી શકાય એવી વાત છે. બન્ને પ્રવાસ માટેની તૈયારીમાંથી જ એનો ખ્યાલ તો આવી જાય છે. પરંતુ કહેવું જોઈએ કે આ શ્રીમંત પ્રવાસીએ સામાન્યજનને લક્ષમાં રાખીને 'બદરી-કેદાર'ના નિરૂપણમાં યથાવકાશ વચ્ચે વચ્ચે તેમ જ પ્રવાસવર્ણનને અંતે અલગ પ્રકરણ ફાળવીને તથા નવ પરિશિષ્ટો ઉમેરીને પૂરેપૂરી વિગત સાથેની અગત્યની સૂચનાઓ, માહિતી અને માર્ગદર્શન પણ આપેલાં છે. 'યુરોપનો પ્રવાસ'માં પણ એ વિવેકપુરસ્સર આવી માહિતી આપતા રહે છે. પ્રવાસવર્ણનકાર માર્ગદર્શક કે ભોમિયો બને એવી એક અપેક્ષા પણ રહે છે તે અહીં વિશેષપણે કે સહજ સંતોષાય છે. આમ થઈ શક્યું છે એનું કારણ આ લેખકની તીવ્ર જિજ્ઞાસાવૃત્તિ છે. 'હરકી પેઢી', 'ચટ્ટી'નો અર્થ હોય કે કેદારનાથ વિશેની કોઈ આખ્યાયિકા હોય, એને વિશે એ ઉત્સુક રહે છે. યુરોપના પ્રવાસ દરમિયાન પણ મૉંબાસાથી નેપલ્સ જતાં રસ્તામાં જે બંદરો આવે છે તેની મુલાકાત લેવાનું એ ચૂકતા નથી અને

મુલાકાતના સ્થળનું ઝીણવટથી અવલોકન કરે છે. એ દરમિયાન પરિવેશ, વિસ્તાર, વસ્તી, પ્રજાજીવન, કેળવણી, સ્ત્રીઓની સ્થિતિ, વેપારઉદ્યોગ, રાજકીય પરિસ્થિતિ અંગેની કેટકેટલી માહિતી એ પ્રયત્ન કરીકરીને મેળવે છે ! નગરજીવન અને ગ્રામજીવનની જે માહિતી એ આપે છે એમાં આવું એક વ્યક્તિત્વદ્યોતક નિરીક્ષણ ધ્યાન ખેંચે છે :

"યુરોપમાં દેશદેશની પ્રજા વચ્ચે જેમ હુન્નર-ઉદ્યોગો અને કલા-કારીગરીની હરીફાઈ ચાલે છે તેમ ખૂબસૂરતીની, રીતભાતની, ઊંચા ખાનદાનની, તંદુરસ્તીની, કામ કરવાની, મોજશોખ ભોગવવાની અને સ્વદેશપ્રેમની તેમ જ દેશ માટે મરી ફીટવાની પણ સર્વત્ર હરીફાઈ ચાલે છે અને તેમાં એક દેશનો વતની પોતાને બીજા દેશના વતની કરતાં કોઈ રીતે નબળો ગણાવવા માગતો નથી." (પૃ. ૮૦).

આ રીતે એ પોલાન્ડ, નૉર્વે, સ્વીડનની પ્રજાની જર્મનીની પ્રજા સાથે તુલના કરે છે. કેરો જેવા શહેર વિશે લખતાં એમણે એનું એક સાંસ્કૃતિક શબ્દચિત્ર દોર્યું છે. એવું જ ચિત્ર ઇટાલીનાં નેપલ્સ, રોમ, વેનિસ જેવાં શહેરોનું પણ આલેખ્યું છે. તો જર્મનીના પ્રજાકીય વ્યક્તિત્વની રેખાઓ સંવેદનાત્મક રીતે ઉપસાવી આપી છે. મ્યૂઝિયમ, પ્રાણીસંગ્રહસ્થાન, ગ્રંથાલયો, થિયેટરો અને બીજી જે જે જાહેર ઇમારતોની મુલાકાત એ લે છે તેની વિશિષ્ટતાઓ વર્ણવવાનું ચૂકતા નથી, એટલું જ નહિ, એ વિશે પ્રતિભાવો પણ આપે છે. પોતાનું નિવાસસ્થાન, સેન્ટ પીટરનું દેવળ, પીઝાનો ઢળતો મિનારો, આરસપહાણની કલાકૃતિઓ સાથેનું લંડનનું મૅડમ તુસોનું એક્ઝિબિશન, બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નૅવિગેશન કંપની, મ્યૂનિકની 'ઑબ્ઝરવેટરી', મૉન્ટે કાર્લોનો કેસીનો, મિલાનનું કબ્રસ્તાન જેવાં સ્થળોનાં વર્ણનો પણ વિગતખચિત છે. એમાં દરેક દેશની કલાઓનો યથેચ્છ પરિચય કરાવવાની લેખકની વૃત્તિ ડોકાય છે. માઇકલએન્જલોના ચિત્ર વિશે, પીઝાનાં શિલ્પો વિશે એ અહોભાવ વ્યકત કરે છે. સંગીત અને નાટકનો કાર્યક્રમ, ડરબીની ફૂટબૉલની મૅચ માણવાની ઇચ્છા પણ એમને થાય છે. આ પ્રકારના નિરૂપણને સમગ્ર રીતે ધ્યાનમાં લેતાં એમ સમજાય છે કે આ લેખકને મન કોઈ પણ સ્થળ એટલે તેનો ભૌગોલિક પરિવેશ કે રાજકીય પરિસ્થિતિ જ નહિ, પરંતુ સાંસ્કૃતિક સંદર્ભ.

જિજ્ઞાસાવૃત્તિની સાથેસાથે સહજ કુતૂહલવૃત્તિ પણ આ પ્રવાસી લેખકમાં છે. વિમાનમાંથી ધુમાડો છોડીને જાહેરખબર લખવાની વાત એ કેટલા કુતૂહલથી કરે છે ! એવું જ લંડનની ટ્યૂબ રેલવે, સ્પેનમાં જોવા મળેલી યાંત્રિક સીડી, ડ્રેસ્ડન (સૅકસની : જર્મની)ના પ્રદર્શનમાં જોયેલા ગોળ ફરતા સાત મજલાના મકાન અને સ્કૉટલેન્ડમાં ઘેટાં અને ગાયોની રખેવાળી કરતાં કૂતરાંઓની બાબતમાં છે.

યુરોપની પ્રજાના અનેક ગુણોથી અત્યંત પ્રભાવિત હોવા છતાં આ પ્રવાસીનું હૃદય દેશપ્રેમ અને દેશદાઝથી છલોછલ છે, એવી પ્રતીતિ આ બેઉ પુસ્તકોમાં અનેક ઠેકાણે થાય છે. પ્રવાસ દરમિયાન એમને જ્યાં જ્યાં રાષ્ટ્રીય ભાવનાનાં દર્શન થાય છે ત્યાં ત્યાં એ પુલકિત બને છે. બદરી-કેદારના પ્રવાસ દરમિયાન બ્રહ્મઘાટ પર, કેદારનાથના મંદિરમાં ભાવપૂર્વક એકત્ર થયેલા વિવિધ પ્રાન્ત અને ધર્મના લોકોમાં એમને ભારતની એકાત્મતા દેખાય છે. આવા પ્રસંગે એ સમજાય છે કે આ લેખક યાત્રાના મર્મને બરોબર સમજી શક્યા છે. ગંગાકાંઠે બેસીને એ સ્વદેશહિતચિંતા કરે છે. 'યુરોપનો પ્રવાસ'માં એ પશ્ચિમી સભ્યતા અને કૌશલના સંદર્ભમાં આપણા દેશની વર્તમાન સ્થિતિનો વિચાર કરે છે ત્યાં આપણી ઉજ્જવળ પરંપરાને ભૂલ્યા વિના યુરોપની પ્રજાઓ પાસેથી જે શીખવા જેવું છે એ શીખવા માટે અનુરોધ કરે છે અને એવા ગુણોનો પ્રત્યક્ષ નિરીક્ષણના આધારે નિર્દેશ પણ કરે છે. મ્યૂનિકમાં એક ઉદ્યોગશાળાની મુલાકાત લેતાં કેળવણીને અપાતા મહત્ત્વ અંગે તેમ જ પ્રજાઓના વિનયવિવેક વિશે, પોલીસની કામગીરી વિશે પ્રશંસાભર્યા ઉદ્‌ગારો કાઢે છે. આવો અહોભાવ લેખકની જીવનધર્મી દૃષ્ટિનો દ્યોતક બની રહે છે. બર્લિનના ઔદ્યોગિક વિકાસ અંગે જર્મન પ્રજાનું દર્શન આનું નોંધપાત્ર દૃષ્ટાન્ત છે. આવો અહોભાવ લેખકની જીવનધર્મી દૃષ્ટિનો દ્યોતક બની રહે છે. પણ

સુખસગવડની સાથેસાથે આવતી વિલાસિતા અને તેમાં ખેંચાતા હિંદીઓ માટે લેખક ગ્લાનિ પણ અનુભવે છે.

દેશપ્રીતિથી પ્રેરાઈને જ એ અનેક જગાએ હિંદીઓની દુર્દશા અંગે વસવસો કરે છે. મગડીશો બંદરે હિંદીઓ સાથે ચર્ચા કરતાં એમની પરતંત્રતા વિશે જાણીને એ ખેદ અનુભવે છે. એમને પોતાને પણ સ્ટીમરમાં જ ગોરા 'સેટલરો'ની અવહેલનાનો અનુભવ થઈ જાય છે. કેરોની મુલાકાત દરમિયાન ત્યાંની પ્રજા વિશે એ જે કંઈ વિચારે છે તેમાં પણ હિંદીઓનાં કુસંપ, ઈર્ષ્યા અને અસ્વચ્છતાને લઈને રંજની લાગણી ભળે છે :

'કેરોની પ્રજા આમ પચરંગી છે, પરંતુ જ્યારે કોઈ પણ રાજદ્વારી પ્રશ્ન ઊભો થાય ત્યારે એ તમામ પ્રજા અંદર અંદરના ભેદભાવ ભૂલી જઈ પ્રત્યેક જન ઇજિપ્શન (મિસરી) બની રહે છે. ત્યાં ધર્મના ટૂંકા ટૂંકા ભેદભાવ નથી, ન્યાતજાતના વાડાઓ અને ગોળ નથી, પરસ્પર ખાવાપીવામાં અભડાવાનું નથી, છતાં આવી સંપીલી દોઢ કરોડની પ્રજા આજે સો વરસ થયાં પરદેશી રાજ્યની ધૂંસરીમાંથી છૂટવા માટે કરી રહેલા પ્રયત્નમાં હજી સંપૂર્ણ સફળ થઈ શકી નથી. એ ઉપરથી સહેજે વિચાર આવે છે કે અસંખ્ય કોમો અને અગણિત ધર્મોના વાડાઓવાળી, નિરંતર અંદર અંદર ઝઘડાઓ કરી રહેલી, પથ્થરની મૂર્તિઓ અને દરગાહો માટે સેંકડોનાં લોહી રેડી નાખનારી હિન્દી પ્રજાને સ્વતંત્રતા કેમ અને ક્યારે મળશે ?'' (પૃ. ૧૫)

આ પરથી સૂચવાય છે કે યાત્રા દરમિયાન આ યાત્રીની આંતરયાત્રા પણ થતી રહી છે. આથી એમનો આ પ્રવાસગ્રંથ મૂલ્યબોધક પણ બન્યો છે.

સ્વદેશની પરતંત્રતા આ લેખકને ભારોભાર કઠે છે. જીવનનો ભરપૂર આનંદ લૂંટતી રોમની પ્રજાને જોઈને એમના મનમાં આપણી પરતંત્ર ગરીબ પ્રજાની સ્થિતિ માટે ઊંડી વ્યથા જાગે છે, તો સેન્ટ પૉલના દેવળની કલાસમૃદ્ધિ જોઈને હિન્દુસ્તાનની નાશ પામેલી કલાસમૃદ્ધિનો વિચાર નિર્ભર્ત્સનાનો ભાવ જગવે છે.

બ્રિટિશ સરકાર હિન્દુસ્તાનના ગૌરવખંડનની પ્રવૃત્તિ કરે છે એ કારણે લેખક ગ્લાનિ અનુભવે છે. સ્પેન અને જર્મનીમાં ભરાયેલા વિશ્વપ્રદર્શનમાં વરવો દેખાવ થયેલો જોઈને એમના મનમાં આત્મતિરસ્કારનો ભાવ જાગે છે. લંડનમાં ભાલા-ઢાલ સાથે ઊભેલી બ્રિટાનિયાદેવીની પ્રતિમાના પગમાં સુવાડવામાં આવેલી હિંદદેવીની વિકૃત મૂર્તિને જોઈને એ આક્રોશ અનુભવે છે. તો બીજી બાજુ પાર્લામેન્ટ હાઉસ જોઈને એક બાજુ એ વિષાદની લાગણી અનુભવે છે તો બીજી બાજુ અંગ્રેજ અને હિન્દી પ્રજાની તુલના એમનાથી થઈ જાય છે. હિન્દુસ્તાનની દુર્દશા માટેનું એક કારણ હિન્દીઓમાં દેશદાઝનો અભાવ છે એ વાત આ લેખક ઝીણવટથી સમજાવે છે. ઇટાલીથી દ્વીપકલ્પ સમા ભારતના બંગાળ પ્રાતમાં નિમકની નિકાસ થાય છે, એ પરિસ્થિતિને તેઓ આ દૃષ્ટિએ જુએ છે. ઇટાલીમાં ઠેર ઠેર વીરપુરુષોની પ્રતિમાઓ જોઈ ભારતમાંથી પ્રાચીન કાળની વીરપૂજા લુપ્ત થયાનો રંજ તેઓ અનુભવે છે. જિનીવામાં ભરાયેલી મજૂરસંઘની પરિષદમાં હિન્દુસ્તાનના પ્રતિનિધિઓની નિષ્ક્રિયતા જોઈને પણ એ ગ્લાનિ અનુભવે છે.

આ પ્રકારની વિચારશીલતાને કારણે આ લેખકની પ્રકૃતિ ધાર્મિક અને કેટલીક માન્યતાઓ રૂઢિગત હોવા છતાં તેઓ અંધશ્રદ્ધાથી ખેંચાતા નથી. બદરી-કેદારના યાત્રાળુઓના ચાર પ્રકાર પાડીને 'દેખાદેખિયા'ને 'શ્રદ્ધાળુ'થી અલગ તારવે છે. ગૌરીકુંડની ગંદકી જોઈને એ ગ્લાનિ અનુભવે છે અને સ્વચ્છતા તથા વિશુદ્ધિને હિંદુ ધર્મની બે મુખ્ય જરૂરિયાત ગણાવે છે. દંભી, ડોળઘાલુ અને સ્વાર્થી બ્રાહ્મણોથી, પ્રપંચી સંસ્થાઓથી એ આપણને ચેતવે છે; તો ગોદાનના જડ આચારની વ્યર્થતા એક રમૂજી પ્રસંગ વર્ણવીને પ્રત્યક્ષ કરે છે.

ધર્મની જરૂરિયાત પ્રાપ્ત સમયસંદર્ભ વિચારીને લેખક સમજાવે છે. એનું વ્યાપક પરિપ્રેક્ષ્ય પણ એમાંથી સૂચવાય છે :

''શ્રદ્ધા કહો કે અંધશ્રદ્ધા કહો, પણ હિંદુસ્તાનનાં મંદિરો અને દેવો તેમના પ્રત્યેની ભક્તિથી આજે પણ હિંદુ ધર્મમાં શેષ રહેલાં છે. ધર્મને માટે વિધર્મીઓ સામે કરોડો માણસો અને અઢળક સમૃદ્ધિનો ભોગ દેવાયો છે, છતાં હજુ સુધી ૩૦ કરોડની પ્રજા એ જ ધર્મને વળગી રહી છે અને પોતાની વેદ ધર્મની શાખા અને સ્મૃતિ જાળવી રહી છે. જો મંદિરો ના હોત તો આટલા ભોગો અપાત નહિ, એમ વિચાર કરતાં લાગે છે. પણ

દૂરથી બદરીનાથનાં દર્શન થયાં અને 'જય બદરી વિશાલ'ના જયઘોષથી વાતાવરણ ગાજી ઊઠ્યું.'' (પૃ. ૬૨).

અહીં માત્ર વીગતો નથી, આખું વાતાવરણ ઝિલાયું છે અને એમાં ગતિશીલતા પણ અનુભવાય છે. નદીઓનું વર્ણન 'કાશ્મીરનો પ્રવાસ'માં કલાપીએ આ જ નદીઓ માટે યોજેલાં ઉપમાનોની યાદ તાજી કરાવે છે. ભાષાનું પોત પણ 'તપોભૂમિ બદરી-કેદાર'માં 'કાશ્મીરનો પ્રવાસ'ની ભાષાના પોતને ઘણે ઠેકાણે મળતું આવે છે. પણ એકંદરે અહીં ચિત્રાત્મક શૈલીનો અભાવ સાલે તેવો છે. નિરૂપણ અનેક સ્થાને ચિત્રાત્મક બની શક્યું હોત એમ એની સામગ્રી જોતાં લાગે છે, પરંતુ આ અપેક્ષા અધૂરી રહે છે.

'તપોભૂમિ બદરી-કેદાર'ને અંતે એના પ્રવાસી લેખકે નોંધ્યું છે :

''યાત્રાનો પ્રવાસ એટલે અનુભવની મોટામાં મોટી શાળા. શાસ્ત્રકારોએ યાત્રાની રચના કરી માનવમાત્રને માટે અનુભવનું વિશ્વવિદ્યાલય ખોલ્યું છે એમ કહીએ તો એમાં લેશ પણ ખોટું નથી.''

કહેવું જોઈશે કે આ બેઉ પ્રવાસગ્રંથો આ મંતવ્યને સાચું ઠેરવે છે. એના લેખક પ્રવાસ દરમિયાન અનુભવાર્થી રહ્યા છે અને આપણે જોયું તેમ બાહ્ય અનુભવો સાથે એમના આંતર્અનુભવો જોડાયા છે. આ રીતે આ યાત્રા એના યાત્રિકની આંતર્યાત્રા પણ બની રહી છે.

પ્રવાસવર્ણનનું પુસ્તક પ્રદેશવિશેષનો પરિચય કરાવે તેમ એ પ્રદેશના પ્રવાસી લેખકનો પરિચય પણ કરાવે એવી અપેક્ષા રહેતી હોય છે. આ બેઉ ગ્રંથોમાં નાનજીભાઈનું એક ધર્માભિમુખ, પ્રગતિશીલ ઉદ્યોગપતિ, દેશપ્રેમી, વિનમ્ર, સજગ અને સત્યનિષ્ઠ, રસિક, સંસ્કારપ્રેમી, સહૃદય, જિજ્ઞાસુ, વ્યવહારદક્ષ, પ્રકૃતિપ્રેમી, મૂલ્યનિષ્ઠ વિચારક, સજ્જન તરીકેનું વ્યક્તિત્વ ઊપસે છે.

આ રીતે 'યુરોપનો પ્રવાસ' અને 'તપોભૂમિ બદરી-કેદાર' એક બાજુ માહિતીપ્રચુર બનીને ગુજરાતી પ્રવાસસાહિત્યના પહેલા તબક્કા સાથે અને બીજી બાજુ વ્યક્તિત્વસંપન્ન આહ્લાદક વર્ણનને લઈને બીજા તબક્કા સાથે સંબંધ જાળવે છે.

❑

## મનુકુળની ભાષા

*યાત્રાનાં આ પ્રથમ ચરણ*
*ને તમે જ મારું તીર્થ.*
*ધન્ય થયો પામી તમ દર્શન.*
*કિલ્લોલ કરે છે આજે પણ અહીં મધઉનાળુ રાતનું સપનું,*
*રોમિયો ને જૂલિયેટ હજી પણ જીવન જીવે અપનું અપનું,*
*કણકણમાં ઇતિહાસ વળી લખી લખી કુર્નિશ બજાવે,*
*ભૂલોથી સર્જાતી ભૂલો, કેવું જો ખડખડ હસાવે.*
*હેમ્લેટની દ્વિધા અહીં મુખે, જીવે ઓથેલોનું ખુન્નસ,*
*પાઉન્ડ ફ્લેશને સાથે સીવે શાયલોકની એકેએક નસ.*
*ભરબજારે તોળાતાં તમ મૂલ,*
*તોય તમે અમૂલ.*
*તમે જ, તમે મનુકુળની ભાષા.*
*તમે, તમે જ મનુકુળની આશા.*

સ્ટ્રેટફર્ડ અપોન એવન, ૨૦૦૧

**રવીન્દ્ર ઠાકોર**

# જાગૃતિકાળની નાટ્યપ્રવૃત્તિ

લવકુમાર મ. દેસાઈ

આપણે સુધારક યુગને નવજાગૃતિકાળ તરીકે ઓળખીએ છીએ. અંગ્રેજોનો વધતો જતો રાજકીય પ્રભાવ, આર્થિક, સામાજિક અને ઔદ્યોગિક ક્રાંતિ, સ્કૂલ-કૉલેજો અને યુનિવર્સિટીની સ્થાપનાને કારણે જીવનમૂલ્યો પ્રત્યે બદલાયેલી દૃષ્ટિ વગેરે અનેક પરિબળોને કારણે અનેક ક્ષેત્રોની જેમ ગુજરાતી સાહિત્ય ચેતનવંતું બન્યું, પણ ગુજરાતી કવિતા, નવલકથા, નિબંધ પશ્ચિમનાં મૉડેલ્સને લઈને જે રીતે વિકસ્યાં, નર્મદ-નવલરામથી વિવેચનપ્રવૃત્તિએ જે રીતે શ્રીગણેશ માંડ્યા અને નક્કર ભૂમિકા પૂરી પાડી, એવું કમનસીબે નાટકના ક્ષેત્રમાં બની શક્યું નથી.

ગુજરાતી રંગભૂમિના આરંભકાળે મધ્યકાળની ભવાઈ પરંપરા મોજૂદ હતી, જેમ અન્ય પ્રદેશોમાં નાચ, જાત્રા, તમાશા, યક્ષગાન, નવટંકીની લોકનાટ્ય પરંપરા હતી. શક્તિપૂજાના એક ભાગ તરીકે ધાર્મિક સ્વરૂપે આ ભવાઈ માતાજીના મંદિરના પ્રાંગણમાં રમાતી, પણ પછી તે જાહેર ચોકમાં આવતાં તરગાળા કોમના ભવૈયાઓએ ધાર્મિક-પૌરાણિક વિષયોની સાથે સામાજિક-ઐતિહાસિક વિષયોનું ઉમેરણ કર્યું. ડાગલો, રંગલો, જૂઠણ, સૂત્રધાર જેવાં પાત્રોએ તત્કાલીન સામાજિક દૂષણોને નર્મ-મર્મ-કટાક્ષના સોંસરવા બાણ દ્વારા, ઠઠ્ઠાચિત્રો દ્વારા પ્રેક્ષકોને ખડખડાટ હસાવ્યા. મનોરંજનનાં સાધનો જ્યારે અતિજૂજ હતાં ત્યારે ગીત-સંગીત-નૃત્યથી મઢેલું ટોટલ થિયેટરનું આ માધ્યમ પ્રેક્ષકોને ખૂબ ગમ્યું, જચ્યું અને ભવાઈએ વર્ષો સુધી એકચક્રી શાસન પણ કર્યું. પણ 'વેશ'નું શિથિલ બંધારણ, તેથી તેનો ચોક્કસ પિંડ ના બંધાય; ભજવણીસ્થળના ઘટકો અને મહાનુભાવોને કેન્દ્રમાં રાખી દાળમાં પાણી ઉમેરાય તેમ મન ફાવે તે રીતે શીઘ્ર (extempore) સંવાદો અને પ્રસંગોનું ઉમેરણ થાય; વન્સમોર મેળવવા અને વધુ નાણાં કમાવા પ્રેક્ષકોની પ્રાકૃત રુચિને પંપાળે તે પ્રકારનાં બીભત્સ ને અશ્લીલ સંવાદો અને ચેષ્ટાઓ (gestures) પ્રયોજાય... તેને કારણે આનો જબરજસ્ત સામાજિક પ્રત્યાઘાત પડ્યો. નવા કેળવાયેલા શિક્ષિતજનોએ અને શિષ્ટજનોએ ભવાઈને તિરસ્કારી.

આમ, વ્યવસાયી રંગભૂમિનું અનુસંધાન પારંપરિક નાટ્યપ્રણાલી સાથે થવાને બદલે અંગ્રેજોએ સ્થાપેલી પ્રોસીનિયમ આર્કવાળી થિયેટર પ્રણાલી સાથે થયું. ગુજરાતને આ પ્રણાલીનો સાક્ષાત્ પરિચય પ્રાપ્ત થયો પારસી રંગભૂમિનાં સંખ્યાબંધ નાટકો દ્વારા. સમગ્ર ભારતવર્ષમાં ગુજરાતી ઉપરાંત હિંદી-ઉર્દૂ અને અંગ્રેજીમાં અનેક પ્રેક્ષકપ્રિય નાટકો આપનારા સાહસિક પારસીઓ સબળ કલાત્મક કથાવસ્તુની માવજત કરવાને બદલે ભપકાદાર સીનસીનેરી, સ્ટંટબાજી, પ્રેક્ષકોને આંજી નાંખે તેવાં વાસ્તવદર્શી દશ્યો, કૃત્રિમ બેતબાજી તથા આવી અનેક ઐન્દ્રજાલિક કરામતો અને કસરતો દ્વારા પ્રેક્ષકોને 'મોજમજાહ, ગેલગમત કે હસીમજાક' કરાવતા રહ્યા. ભવાઈનો સુવર્ણકાળ આથમતાં તરગાળા કોમના શ્રેષ્ઠ કલાકારો અમૃત કેશવ નાયક, વલ્લભ નાયક, જયશંકર સુંદરીને રંગભૂમિ પર લાવવાનું અને રોટલો આપવાનું પ્રશસ્ય કામ પારસીઓએ કર્યું. રણછોડભાઈ ઉદયરામ જેવા તખ્તાતંત્રના બાદશાહની, કારકિર્દીના આરંભકાળે, આંગળી પકડી કેખશરૂ કાબરાજી જેવા પ્રોડ્યુસરે 'હરિશ્ચન્દ્ર' અને 'નળદમયંતી' નાટકોના હાઉસફુલ શો યોજી રણછોડભાઈને એક્સપોઝર આપ્યું, પણ નાણા સંદર્ભે મતભેદો સર્જાતાં પારસી - ગુજરાતી જોડી (પાર્ટનરશિપ) તૂટી અને ઈ.સ. ૧૮૭૮માં 'ગુજરાતી નાટક મંડળ'ની સ્થાપના થઈ. રણછોડભાઈનો પારસીઓ સાથેનો વિરોધ નાટકની કલાત્મકતા સંદર્ભે નહોતો, પરંતુ 'મનીમેટર' એટલે નાણાકીય લેવડદેવડ સંદર્ભે વિશેષ હતો, એ ઘટના અંડરલાઈન કરવા જેવી છે.

ગુજરાતી રંગભૂમિના પિતા તરીકે જેમને માનવંતું બિરુદ પ્રાપ્ત થયું છે તેવા રણછોડભાઈ ઉદયરામ દવે (૧૮૩૭-૧૯૨૩)ના મનોવિશ્વને તપાસવા જેવું છે.

# જાગૃતિકાળની નાટ્યપ્રવૃત્તિ

લવકુમાર મ. દેસાઈ

આપણે સુધારક યુગને નવજાગૃતિકાળ તરીકે ઓળખીએ છીએ. અંગ્રેજોનો વધતો જતો રાજકીય પ્રભાવ, આર્થિક, સામાજિક અને ઔદ્યોગિક ક્રાંતિ, સ્કૂલ-કૉલેજો અને યુનિવર્સિટીની સ્થાપનાને કારણે જીવનમૂલ્યો પ્રત્યે બદલાયેલી દૃષ્ટિ વગેરે અનેક પરિબળોને કારણે અનેક ક્ષેત્રોની જેમ ગુજરાતી સાહિત્ય ચેતનવંતું બન્યું, પણ ગુજરાતી કવિતા, નવલકથા, નિબંધ પશ્ચિમનાં મૉડેલ્સને લઈને જે રીતે વિકસ્યાં, નર્મદ-નવલરામથી વિવેચનપ્રવૃત્તિએ જે રીતે શ્રીગણેશ માંડ્યા અને નક્કર ભૂમિકા પૂરી પાડી, એવું કમનસીબે નાટકના ક્ષેત્રમાં બની શક્યું નથી.

ગુજરાતી રંગભૂમિના આરંભકાળે મધ્યકાળની ભવાઈ પરંપરા મોજૂદ હતી, જેમ અન્ય પ્રદેશોમાં નાચ, જાત્રા, તમાશા, યક્ષગાન, નવટંકીની લોકનાટ્ય પરંપરા હતી. શક્તિપૂજાના એક ભાગ તરીકે ધાર્મિક સ્વરૂપે આ ભવાઈ માતાજીના મંદિરના પ્રાંગણમાં રમાતી, પણ પછી તે જાહેર ચોકમાં આવતાં તરગાળા કોમના ભવૈયાઓએ ધાર્મિક-પૌરાણિક વિષયોની સાથે સામાજિક-ઐતિહાસિક વિષયોનું ઉમેરણ કર્યું. ડાગલો, રંગલો, જૂઠણ, સૂત્રધાર જેવાં પાત્રોએ તત્કાલીન સામાજિક દૂષણોને નર્મ-મર્મ-કટાક્ષના સોંસરવા બાણ દ્વારા, ઠઠ્ઠાચિત્રો દ્વારા પ્રેક્ષકોને ખડખડાટ હસાવ્યા. 'મનોરંજનનાં સાધનો જ્યારે અતિજૂજ હતાં ત્યારે ગીત-સંગીત-નૃત્યથી મઢેલું ટોટલ થિયેટરનું આ માધ્યમ પ્રેક્ષકોને ખૂબ ગમ્યું, જચ્યું અને ભવાઈએ વર્ષો સુધી એકચક્રી શાસન પણ કર્યું. પણ 'વેશ'નું શિથિલ બંધારણ, તેથી તેનો ચોક્કસ પિંડ ના બંધાય; ભજવણીસ્થળના ઘટકો અને મહાનુભાવોને કેન્દ્રમાં રાખી દાળમાં પાણી ઉમેરાય તેમ મન ફાવે તે રીતે શીઘ્ર (extempore) સંવાદો અને પ્રસંગોનું ઉમેરણ થાય; વન્સમોર મેળવવા અને વધુ નાણાં કમાવા પ્રેક્ષકોની પ્રાકૃત રુચિને પંપાળે તે પ્રકારનાં બીભત્સ ને અશ્લીલ સંવાદો અને ચેષ્ટાઓ (gestures) પ્રયોજાય... તેને કારણે આનો જબરજસ્ત સામાજિક પ્રત્યાઘાત પડ્યો. નવા કેળવાયેલા શિક્ષિતજનોએ અને શિષ્ટજનોએ ભવાઈને તિરસ્કારી.

આમ, વ્યવસાયી રંગભૂમિનું અનુસંધાન પારંપરિક નાટ્યપ્રણાલી સાથે થવાને બદલે અંગ્રેજોએ સ્થાપેલી પ્રોસીનિયમ આર્કવાળી થિયેટર પ્રણાલી સાથે થયું. ગુજરાતને આ પ્રણાલીનો સાક્ષાત્ પરિચય પ્રાપ્ત થયો પારસી રંગભૂમિનાં સંખ્યાબંધ નાટકો દ્વારા. સમગ્ર ભારત-વર્ષમાં ગુજરાતી ઉપરાંત હિંદી-ઉર્દૂ અને અંગ્રેજીમાં અનેક પ્રેક્ષકપ્રિય નાટકો આપનારા સાહસિક પારસીઓ સબળ કલાત્મક કથાવસ્તુની માવજત કરવાને બદલે ભપકાદાર સીનસીનેરી, સ્ટંટબાજી, પ્રેક્ષકોને આંજી નાંખે તેવાં વાસ્તવદર્શી દૃશ્યો, કૃત્રિમ બેતબાજી તથા આવી અનેક ઐન્દ્રજાલિક કરામતો અને કસરતો દ્વારા પ્રેક્ષકોને 'મોજમજાહ, ગેલગમત કે હસીમજાક' કરાવતા રહ્યા. ભવાઈનો સુવર્ણકાળ આથમતાં તરગાળા કોમના શ્રેષ્ઠ કલાકારો અમૃત કેશવ નાયક, વલ્લભ નાયક, જયશંકર સુંદરીને રંગભૂમિ પર લાવવાનું અને રોટલો આપવાનું પ્રશસ્ય કામ પારસીઓએ કર્યું. રણછોડભાઈ ઉદયરામ જેવા તખ્તાતંત્રના બાદશાહની, કારકિર્દીના આરંભકાળે, આંગળી પકડી કેખશરૂ કાબરાજી જેવા પ્રોડ્યુસરે 'હરિશ્ચન્દ્ર' અને 'નળદમયંતી' નાટકોના હાઉસફુલ શો યોજી રણછોડભાઈને એક્સપોઝર આપ્યું, પણ નાણા સંદર્ભે મતભેદો સર્જાતાં પારસી - ગુજરાતી જોડી (પાર્ટનરશિપ) તૂટી અને ઈ.સ. ૧૮૭૮માં 'ગુજરાતી નાટક મંડળ'ની સ્થાપના થઈ. રણછોડભાઈનો પારસીઓ સાથેનો વિરોધ નાટકની કલાત્મકતા સંદર્ભે નહોતો, પરંતુ 'મનીમૅટર' એટલે નાણાકીય લેવડદેવડ સંદર્ભે વિશેષ હતો, એ ઘટના અંડરલાઈન કરવા જેવી છે.

ગુજરાતી રંગભૂમિના પિતા તરીકે જેમને માનવંતું બિરુદ પ્રાપ્ત થયું છે તેવા રણછોડભાઈ ઉદયરામ દવે (૧૮૩૭-૧૯૨૩)ના મનોવિશ્વને તપાસવા જેવું છે.

રણછોડભાઈને બે બાબતો પ્રતિ આત્યંતિક અણગમો (reservations) વર્તાય છે : (૧) 'ભવાઈ'માં પ્રવેશેલી અશ્લીલતા સામે, (૨) પારસીઓનાં ગુજરાતી નાટકોમાં આવતી 'ઢેડ' ગુજરાતી ભાષા સામે. આની સાથે સાથે રંગભૂમિનો ઉત્કર્ષ સાધવાના અને નાટકો દ્વારા સામાજિક સંપ્રજ્ઞતા સાથે નીતિ અને સુબોધ કરવાના તેમના આગ્રહો પણ એટલા જ જાણીતા છે, એટલે તેઓ કોઈ અંતરના ધક્કાથી પ્રેરાઈને નાટ્યસર્જન તરફ વળ્યા નથી, પણ ભવાઈની અશ્લીલતા સામેના પ્રતિકાર રૂપે આ પ્રવૃત્તિ અસ્તિત્વમાં આવી છે. "હું જાણે ભરત મુનિનો અનુયાયી હોઉં એવી મારી લાગણી ઉશ્કેરાઈ આવી" : ભવાઈમાંની બીભત્સતા સામેનો આ આક્રોશ કેટલો તીખો અને ઉત્કટ છે ! છ છ દાયકા સુધી તેમણે રંગભૂમિની સેવા કરી છે, ૧૪ જેટલાં શિષ્ટ નાટકો આપ્યાં છે, 'નાટ્યશાસ્ત્ર' જેવો સૈદ્ધાન્તિક ગ્રંથ પણ આપ્યો છે. અશ્લીલતાની સામે અભિનિવેશપૂર્વક જેહાદ જગાવનાર અને કુત્સિત શૃંગારની માઠી અસરો સમજાવવા 'નિંદ્ય શૃંગાર નિષેધક રૂપક' નાટક આપનાર આ રંગકર્મીએ સામાજિક સુધારકનો સ્વાંગ ત્યજી શુદ્ધ નાટક માટે સત્ય આગ્રહ સેવ્યો હોત, તેની રસકીય માવજત માટે મથામણો કરી હોત તો આરંભકાળની રંગભૂમિને યોગ્ય દિશા સાંપડી હોત, એમ નથી લાગતું ?

રણછોડભાઈ સંસ્કૃત નાટકના ઊંડા અભ્યાસી અને પારસી નાટ્ય મંડળી સાથે કામ કરેલું હોવાથી વિદેશી પિક્ચર-ફ્રેઇમ થિયેટરની ખૂબી-ખામીઓથી સુપરિચિત - એટલે તેઓ બંને પ્રણાલીનો સમન્વય કરે છે અને તેમાંથી અર્વાચીન ગુજરાતી નાટકનું પ્રારંભિક કાઠું બંધાય છે. સુધારક યુગના ભિન્ન ભિન્ન બે નાટ્યપ્રવાહનો સુપેરે પરિચય મળી રહે તે હેતુથી અત્રે ઐતિહાસિક ક્રમમાં નહીં, પણ પ્રવાહદર્શન સન્દર્ભે વિહંગાવલોકન કરવાનો ઉપક્રમ રાખ્યો છે.

રણછોડભાઈએ રંગભૂમિને અનુલક્ષીને જ નાટકો લખ્યાં. તેમણે માત્ર મનોરંજનલક્ષી નહીં, પણ નીતિ, સદાચારનો ઉઘાડો પક્ષપાત કરનારાં, સંસારસુધારાને દર્શાવનારાં, સામાજિક અનિષ્ટો પ્રતિ લાલ આંખ બતાવનારાં હેતુપ્રધાન નાટકો લખ્યાં અને પ્રસ્તુતીકરણ સંદર્ભે શહેરો અને ગામડાંઓમાં ટંકશાળ સમાં સાબિત થયાં. આવા ચમત્કારો પાછળ નાટક-અંતર્ગત રચના-પ્રક્રિયા જવાબદાર હતી કે યુગબળના સંદર્ભે એ આપણી તપાસનો વિષય છે. તેમનું પ્રથમ નાટક 'જયકુમારી-વિજય' (૧૮૬૪) આઠ અંકમાં રચાયેલું શિથિલ વસ્તુ-સંકલનાવાળું, અનેક પ્રવેશોથી મઢેલું સંવાદાત્મક નવલકથા જેવું પ્રસ્તારી નાટક છે. સુધારક વૃત્તિ ધરાવતી શિક્ષિત નાયિકા જયકુમારી અજ્ઞાન, અંધશ્રદ્ધા, સામાજિક કુરિવાજો વગેરેની સામે મક્કમતાથી ટક્કર લેતી અંતે પસંદગીના પતિને પામે છે, તેની વિજયગાથા ગાતું ઉદ્દેશ પ્રધાન નાટક છે. નાટ્યારંભે નાન્દી, સૂત્રધાર, વિદૂષક વગેરે પાત્રો દ્વારા સંસ્કૃત શૈલીનો વિનિયોગ કર્યો હોવા છતાં અનેક આડકથાઓ, સંસ્કૃત શ્લોકો અને પદ્યાભાસી ગીતોનો અતિરેક, નીતિ-ઉપદેશબોધની છૂટે હાથે કરેલી લહાણી વગેરે અનેક નાટ્યેતર સામગ્રી હોવા છતાં રણછોડભાઈનું આ સુખાંત નાટક અનેક ખેલ પાડતું ચાલતું રહ્યું. તેમનું બીજું પાંચ અંક ધરાવતું સામાજિક નાટક 'લલિતાદુઃખદર્શક' (૧૮૬૬) તો શકવર્તી સાબિત થયું. પાશ્ચાત્ય નાટ્યશૈલીને અનુસરનાર આ કરુણાંત નાટકમાં કેટલી બધી મર્યાદાઓ દૃષ્ટિગોચર થાય છે ! કજોડાનો ભોગ બનેલી લલિતા તો મૃત્યુ પામે છે, પણ બીજાં અડધો ડઝન પાત્રોને યમસદને પહોંચાડી કરુણતાનો ઘેરો રંગ આપવાનો પ્રયત્ન હાસ્યાસ્પદ લાગે છે. વસ્તુસંકલના તો શિથિલ છે જ, પણ કાવ્યગુણ વિનાનાં સંખ્યાબંધ ગીતો, અતિશયોક્તિ અને અતિરંજકતાનાં પ્રચુર તત્ત્વો નાટકને બિનકલાત્મક બનાવે છે. તેમ છતાં તત્કાલીન પ્રેક્ષકોએ આ વ્યવસાયી નાટકને ઉમળકાભેર વધાવ્યું. વેપારી માનસ ધરાવતા અન્ય નાટ્યકારોએ પણ પ્રજામાનસની લાગણીશીલ પ્રકૃતિને encash કરવાનો પ્રયત્ન કર્યો અને પછી તો 'દુઃખદર્શક' નાટકોની હારમાળા સર્જાઈ : 'કજોડા દુઃખદર્શક નાટક' (૧૮૭૧), 'વિધવા દુઃખદર્શક' (૧૮૭૧), 'મદ્યપાન દુઃખદર્શક ચંદ્રમુખ નાટક' (૧૮૭૪), 'દ્વિત્રિયા દુઃખદર્શક નાટક' (૧૮૭૭), 'બાળવિધવા રૂપવંતી દુઃખદર્શક' (૧૮૭૭), 'વિજયા વૈધવ્ય દુઃખદર્શક નાટક' (૧૮૮૪), 'બાળવિધવા દુઃખદર્શક નાટક' (૧૮૮૫) વગેરે. આ

બીબાઢાળ અનુકરણિયાં નાટકોમાં રણછોડભાઈ જેવી કોઈ સર્ગશક્તિ ન હતી.

આમ નાટક દુઃસાધ્ય કલાપ્રકાર બનવાને બદલે અપરિપક્વ સંચાલકોના હાથે અર્થોપાર્જનનું સબળ માધ્યમ બની ગયું. થિયેટરમાલિકો માટે પ્રેક્ષકો આરાધ્ય દેવ હતા. પ્રેક્ષકોને કોઈ પણ હિસાબે અને જોખમે ખુશ રાખવા એ તેમની ધંધાકીય જરૂરિયાત બની ગઈ હતી. તેથી રંગભૂમિમાં નાટ્યેતર સામગ્રીનું વર્ચસ્વ વધી ગયું. લખલૂટ ખર્ચે તૈયાર થતા વિવિધ સેટ, આંખને આંજી નાખે તેવી ભવ્ય દશ્યરચના, દિલને ધડકાવી દે તેવા ચમત્કારપૂર્ણ ટ્રિકસીન્સ, ભભકાદાર વેશભૂષા, નિરક્ષર પ્રેક્ષકોના સસ્તા મનોરંજન માટે 'કૉમિક'ની સમાંતર ગૂંથણી, સિંહનાદી અવાજમાં રજૂ થતાં શેર કે બેતબાજી, કૃત્રિમ આરોહ-અવરોહયુક્ત ગદ્યસંવાદો વગેરેની સાથે ચેનચાળા કે નખરાં સહિત ગવાતાં અતિકામુક શૃંગારી ગીતો વગેરે તત્ત્વો નાટકમાં સર્વસામાન્ય બની ગયાં. સસ્તી લોકપ્રિયતા ઉઘરાવવા માટે થિયેટરમાલિકો જાણીબૂજીને કાદવિયા સરોવરમાં પડતા ને વધુ ઊંડે ને ઊંડે ગરકતા.

આમ તખ્તો ગુંજતો રહ્યો, કુશળ નટો નામ અને દામ કમાતા રહ્યા, થિયેટરમાલિક રાતોરાત માલેતુજાર બનતા ગયા, વ્યવસાયી રંગભૂમિનો પગારદાર મુનશી (નાટ્યલેખક) દીનહીન બની પોતાના સર્જક અવાજને દાબી માલિકોની સૂચના પ્રમાણે લહિયાકામ કરતો રહ્યો. રંગભૂમિના આ સુવર્ણકાળમાં 'ખેલ' થતા રહ્યા, ઉચ્ચ સાહિત્યગુણને પોષે તેવાં રસપૂર્ણ નાટકો સમ ખાવા પૂરતાં પણ ન મળ્યાં. એ માટે સીમિત અને પ્રાકૃત રુચિ ધરાવનારા વન્સમોરિયા પ્રેક્ષકો પણ એટલા જ જવાબદાર છે.

શિષ્ટ રંગભૂમિની પરંપરામાં વાઘજીભાઈ આશારામ ઓઝા (૧૮૫૦-૧૮૯૬)નું નામ ઉલ્લેખનીય છે. 'મોરબી આર્ય સુબોધ નાટક મંડળી'ના સંસ્થાપકો વાઘજીભાઈ અને મૂળજીભાઈ ઓઝા, બંને ભાઈઓ, 'શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'ના આદ્ય સંસ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યજીના શિષ્યો હતા. (શ્રી નૃસિંહાચાર્યે 'શ્રી સુરેશચરિત્ર' નામનું નાટક પણ લખ્યું છે.) આ સંતપુરુષના સાત્ત્વિક સદુપદેશનો અને સદાચારયુક્ત શ્રેયસ્પંથી જીવન જીવવાના આગ્રહનો ઓઝાબંધુઓ પર ખૂબ પ્રભાવ હતો. નાટ્યકાર વાઘજીભાઈ ઓઝાએ તેમનાં નાટકોમાં ગમ્મત સાથે જ્ઞાનબોધ કરવાની પદ્ધતિ અખત્યાર કરી, સસ્તું અને હલકું મનોરંજન પીરસવાને બદલે જીવનોત્કર્ષ કરે તેવો નીતિબોધ આપવાની રીતિ અપનાવી અને સંસ્કારલક્ષી પ્રેક્ષકવર્ગ ઊભો કર્યો. તેમનાં સત્તરેક જેટલાં નાટકોમાં 'ભર્તૃહરિ' નાટકે ગુજરાતી પ્રજામાનસ પર ખૂબ પ્રભાવ પાડ્યો.

વીસેક જેટલી અભિનયક્ષમ નાટ્યરચનાઓ આપનાર ડાહ્યાભાઈ ધોળશાજી (૧૮૬૭-૧૯૦૨) પણ આ પરંપરાના ઉલ્લેખપાત્ર નાટ્યકાર છે. ૩૫ વર્ષનું ટૂંકું આયુષ્ય હોવા છતાં અમદાવાદ-મુંબઈમાં પોતાનું થિયેટર બાંધનાર, સંસ્કૃત અને જૈન સાહિત્યના ઊંડા અભ્યાસી, પાશ્ચાત્ય નાટ્યકાર મોલિયર અને શેક્સપિયરની કૃતિઓથી સુપરિચિત એવા આ બહુશ્રુત વિદ્વાન 'વીણાવેલી', 'ઉમાદેવડી', 'ઉદયભાણ', 'અશ્રુમતી' જેવી કીર્તિદા ક્રિયાશીલ કૃતિઓ આપીને પોતાની આગવી છબી પ્રસ્થાપિત કરે છે. તળપદા સંવાદો, (વાઘજી ઓઝાની જેમ) ગુજરાતી રાસ-ગરબાનો વિનિયોગ, પ્રતિનાયકોનું (જેમ કે 'વીણાવેલી'નો ધમલો) ધ્યાનાકર્ષક પાત્રચિત્રણ, હાસ્યરસને પોષક એવી ઉપકથાઓ દ્વારા ઉપદેશબોધ વગેરેને કારણે ડાહ્યાભાઈનાં નાટકો નોખી ભાત પાડનારાં અને પ્રભાવક નીવડ્યાં.

સ્વમાનને ભોગે સમાધાન ન કરનાર, સતત સંઘર્ષમય જીવન જીવનાર, થિયેટરમાલિક અને સ્થાપિત નટોથી તિરસ્કૃત થયા હોવા છતાં ૪૦ જેટલાં વિભિન્ન શૈલીનાં નાટકો આપનાર મૂળશંકર મૂલાણી (૧૮૬૮-૧૯૫૭)ની રંગભૂમિપ્રીતિ અને નાટ્યસૂઝ આદર આપે તે પ્રકારની છે. તેમનું સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓની જેમ અન્ય ભારતીય ભાષા પરનું પ્રભુત્વ, પિંગળ પરનું શાસ્ત્રીય જ્ઞાન, પરંપરાથી ઊફરા થઈને કંઈક નવું કરવાની તમન્ના અને થનગનાટ 'અજબકુમારી' જેવું વસ્તુસંકલના, પાત્રચિત્રણ અને સંવાદકલાની દષ્ટિએ માન અપાવે તેવું કરુણાંત નાટક સર્જાવે છે. બૉક્સઑફિસે તેની પિટાઈ થઈ હોવા છતાં ગુજરાતી રંગભૂમિનું એ મહત્ત્વનું નાટક ગણાય છે અને નાટ્યકાર ગુજરાતી રંગભૂમિના

શેકસપિયરનું બિરુદ પ્રાપ્ત કરે છે. નંદશંકરની ઐતિહાસિક નવલકથા 'કરણઘેલો' પરથી 'મૂળરાજ સોલંકી', નથુરામ શુકલના 'સૌભાગ્યવતી' નાટકનું પુનર્લેખન, શામળની બત્રીસ પૂતળીઓને આધારે લખેલું 'વિક્રમચરિત્ર', કૃષ્ણની અવતારલીલાને અવતરિત કરતું 'કૃષ્ણચરિત્ર', 'અભિજ્ઞાનશાકુન્તલમ્'ને નૂતન સ્વરૂપ આપતું 'કામલતા' વગેરેમાં તેમની પ્રયોગશીલ દૃષ્ટિનો પરિચય મળી રહે છે. મૂળશંકર મૂલાણીએ સાક્ષરોના વ્યવસાયી રંગભૂમિ અંગેના આત્યંતિક પૂર્વગ્રહને-સૂગને દૂર કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે.

કવિચિત્રકાર ફૂલચંદ શાહ (૧૮૭૯-૧૯૫૪) કેળવાયેલી રસરુચિ, સાહિત્યપ્રીતિ અને સંગીતની અધિકૃત જાણકારીને કારણે 'સુકન્યા સાવિત્રી', 'મહાશ્વેતા કાદંબરી', 'માલતીમાધવ', 'મુદ્રાપ્રતાપ', 'શુકદેવજી' જેવાં અનેક સંસ્કારપોષક રંગભૂમિક્ષમ નાટકો આપી શક્યા છે. દરેક નાટકમાં આવતાં અનેક કર્ણપ્રિય ગીતો એ એનું જમાપાસું છે. આ પ્રવાહને પોષક બનેલા પછીના નાટ્યકારો બૅરિસ્ટર નૃસિંહ વિભાકર, જમનાદાસ ભાટિયા 'જામન' વગેરે અનેકની રંગભૂમિપ્રવૃત્તિ વિશે વિગતે વાત કરી શકાય, પણ જાગૃતિકાળની તવારીખસીમાને લક્ષમાં રાખી અહીં વિરમીશું.

રણછોડભાઈ આદિ નાટ્યકારો માટે રંગભૂમિપ્રવૃત્તિ જીવનોત્કર્ષ માટેની મિશનરી પ્રવૃત્તિ બની ગઈ હતી. યુગસન્દર્ભ પણ એવો હતો કે પ્રજા આ પ્રકારનું પાથેય અને માર્ગદર્શન ઇચ્છતી હતી. મનોરંજનના સ્વાંગમાં, નાટ્યરૂપમાં, આ બધું આવતું હોવાથી પ્રજાએ ઉમળકાભેર તેને વધાવ્યું. થિયેટરમાલિકોએ પ્રજાની પ્રાકૃત રુચિને પંપાળવાનું અને હાઉસફુલ શો સર્જવાનું સ્વીકાર્યું. 'ઈએ પ્રજાની સૂક્ષ્મ રુચિને કે સાહિત્યસમજને સંમાર્જિત કરવાનું કળાકીય મિશન ન અપનાવ્યું. રંગભૂમિપ્રવૃત્તિ એક શકવર્તી ઘટના બની, પણ વ્યવસાયી રંગભૂમિના બધા જ નાટ્યકારો પાસે નાટક જેવા સાહિત્યસ્વરૂપને સમજવાની, ખીલવવાની અને તેમાંથી ઉત્તમ સાહિત્યિક કલાકૃતિનું નિર્માણ કરવાની સજ્જતા ન હતી. સાહિત્ય સાથે જેમને ઊંડી નિસબત હતી તેવા તત્કાલીન સાહિત્યકારો કાં તો રંગભૂમિપ્રવૃત્તિ અંગે ઉદાસીન રહ્યા, કાં તો તરગાળા કોમને અને નાટકચેટકને માટે કશું ન લખાય એવી તખ્તાસૂગવાળી ગુરુતાગ્રંથિથી પીડાતા રહ્યા, તો કેટલાકે અમુક અંશે સમાધાનકારી વલણ અપનાવવાનો પ્રયત્ન કર્યો, પણ આત્યંતિક રુચિભેદને કારણે આ સેતુ લાંબા સમય સુધી ન ટક્યો. આમ રણછોડભાઈ પછી સાહિત્યિક નાટક અને રંગભૂમિનું નાટક એવી ભેદરેખા સ્પષ્ટ રીતે અંકાઈ ગઈ.

સુધારકયુગનાં સાહિત્યિક નાટકોને પ્રકાશનસાલ પ્રમાણે નહી, પણ નાટ્યકારના કાળક્રમ પ્રમાણે તપાસીશું તો દલપતરામ (૧૮૨૦-૧૮૯૮) સૌપ્રથમ આવશે. તેમની પહેલી કૃતિ 'લક્ષ્મી નાટક' (૧૮૫૨) ગ્રીક નાટ્યકાર ઍરિસ્ટોફેનિસ કૃત 'પ્લુટસ'નું અંગ્રેજી અનુવાદને આધારે થયેલું નાટ્ય રૂપાંતર છે. સાત 'સ્વાંગ' (પ્રવેશ)માં વહેંચાયેલું છતાં પ્રમાણમાં સુશ્લિષ્ટ રીતે બંધાયેલું આ પ્રહસન નાટક (ફાર્સ) લોકબોલીની લાક્ષણિક છટાઓના વિનિયોગને કારણે, ભીમડો, બીબી ફાતમા, મદરખાન જેવાં પાત્રોના સ્વાભાવિક ચિત્રણને કારણે, નર્મ-મર્મ-કટાક્ષ દ્વારા સામાજિક દંભ અને પોકળતાને ખોલી આપવાની નાટ્યરીતિને કારણે નોંધપાત્ર કૃતિ બની છે. તેમાં દલપતરામની રૂપાંતરકાર તરીકેની શક્તિનાં દર્શન થાય છે. 'લક્ષ્મી' નાટકની કુલ ચાર આવૃત્તિઓ થઈ અને આશરે ૪,૦૦૦ પ્રતો ખપી ગઈ, એ ઐતિહાસિક ઘટના તેની લોકભોગ્યતાને સૂચવે છે. 'અભાવથી, અધર્મથી તથા ચાડિયાપણથી ધન પેદા કરવું નહિ' જેવો બોધ નાટકમાં પ્રત્યક્ષ રૂપે નથી આવતો, ગર્ભિત રીતે સૂચવાય છે. તેમાં પ્રહસનને ઉચિત એવી અતિશયોક્તિનો અને પાત્રોચિત બોલીવૈવિધ્યનો સહજ રીતે ઉપયોગ થયો છે. પણ આ નાટક રૂપાંતરિત હોવાને કારણે તથા 'સ્વાંગ', 'બોલી'માં પ્રયોજાયેલી કહેવાતી બીભત્સતા વગેરેને આગળ કરી, ભવાઈનું સગોત્ર નાટક ગણી તેની બિનજરૂરી ઉપેક્ષા થઈ.

દલપતરામના 'મિથ્યાભિમાન' ( ) નામન
મૌલિક પ્રહસનનું નિમિત્ત તો 'હા[illegible] [illegible] ાટક રૂ
નિબંધ' મોકલવાની [illegible]ાઈ છે. દલ
પ્રારંભકાળથી જ [illegible] સુરેખ છે.
"વાર્તારૂપે કે [illegible] ંધ લ

નાટકરૂપી નિબંધથી તથા તે જ નાટક કહી દેખાડવાથી માણસના મનમાં વધારે અસર થાય છે.'' તખ્તા પર એવા દશ્યાત્મક પ્રસંગો યોજવા, એવો નાટ્યાત્મક ક્રિયાવેગ મૂકવો કે જેથી નાટ્યકારનું દષ્ટિબિંદુ સામે બેઠેલા પ્રેક્ષકો સુધી 'અસરકારક' રીતે સંક્રમણશીલ બને. દલપતરામે આપેલી રંગસૂચિઓ તેમની પ્રસ્તુતીકરણ-સભાનતાને સૂચવે છે.

'મિથ્યાભિમાન'માં દલપતરામની ઉત્તમ પ્રહસનકાર અને સમાજસુધારક તરીકેની મુદ્રા ઊપસી આવે છે. દલપતરામે તેને 'ભૂંગળ વિનાની ભવાઈ' કહી છે. તેમાં પ્રાદેશિક ભવાઈ ઉપરાંત ભારતીય અને પાશ્ચાત્ય નાટ્ય-પરંપરાનો સહજ રીતે સમન્વય સધાયો છે. રતાંધળા જીવરામ ભટ્ટ લઘુ વયની પત્ની જમનાને તેડવા સાસરે જાય છે એ દરમિયાન માર્ગમાં અને શ્વસુરગૃહે જે હાસ્યોત્પાદક પ્રસંગો બને છે તેનો રમૂજી ચિતાર વિવિધ નાટ્યપ્રયુક્તિથી એમાં દર્શાવ્યો છે આ પાત્રપ્રધાન પ્રહસનમાં રંગલાને બાદ કરતાં સર્વ પાત્રોની વિચિત્રતા અને વિકૃતિઓને લક્ષ્ય બનાવી હાસ્ય નિષ્પન્ન કર્યું છે. તેમાંય ફૂલણશી બનીને મહાલતા મહામૂર્ખ દંભી જીવરામ ભટ્ટ ગુજરાતી સાહિત્યનું અમર પાત્ર બની ગયા છે. જીવરામ ભટ્ટની વાચાળતા, પોતે જ સાચા છે તેમ દર્શાવવા ગંભીરપણે થતી પોકળ દલીલબાજી, પ્રસંગોમાંથી મનગમતો અર્થ તારવી લેવાની આત્મકેંદ્રી પ્રવૃત્તિ, અર્થહીન બડાશો વગેરે દ્વારા 'મિથ્યાભિમાન'નો નાયક હાસ્યાસ્પદ લાગે છે. રાયકા, બીજલ અને પાંચો, સસરો રઘનાથ, સાસુ દેવબાઈ, સોમનાથ વગેરે ગૌણ પાત્રોના અને સૂત્રધાર સમા રંગલાના ટૂંકા ટૂંકા રમૂજી નર્મ-મર્મયુક્ત ચાટૂક્તિવાળા સંવાદોનો પણ પ્રહસનની સફળતામાં સિંહફાળો છે.

શક્ય છે કે દલતરામે ૧૮૬૭માં પ્રગટ થયેલું નવલરામ પંડ્યાનું 'ભટનું ભોપાળું' નાટક વાંચ્યું હોય અને મોલિયરની નાટ્યકલાનો પ્રભાવ તેમના પર ઝિલાયો હોય, ભવાઈ પરંપરાના સાક્ષી હોવાના નાતે તેની વિશેષતા-મર્યાદાથી તેઓ પરિચિત હોય અને ભવાઈના અંશોને નાટકમાં ખપમાં લીધા હોય, સંસ્કૃત નાટકની પરંપરાથી પણ સ્વાભાવિકપણે વાકેફ હોય, તેથી તે પ્રણાલીને પણ નાટકમાં પ્રયોજી હોય. કથાવસ્તુ, પ્રભાવ, પ્રવાહ વગેરે ક્યાંથી લીધાં એ સાહિત્યસૃષ્ટિમાં ગૌણ ઘટના છે, સહૃદય ભાવકો માટે તો તેની રસકીય માવજત કેવી રીતે થઈ અને સાહિત્યિક ગુણવત્તા ધરાવતી અભિનેય નાટ્યકૃતિ કેવી રીતે નિષ્પન્ન થઈ એ મહત્ત્વનો વિષય છે. 'મિથ્યાભિમાન' નાટકમાં કેટલીક ક્ષતિઓ દષ્ટિગોચર થતી હોવા છતાં હસમુખ બારાડીના વિધાન સાથે સહમત થવાનું મન થાય છે :

''આપણે એના લેખનનાં સવા સો વર્ષે એક એ ભૂલ તો સુધારી લઈએ કે, કવિ દલપતરામના 'મિથ્યાભિમાન'ને ગુજરાતના પ્રથમ 'સિદ્ધ મૌલિક નાટક' તરીકે સ્વીકારીએ કે જેથી આપણા પરંપરિત નાટ્ય ભવાઈના ઉચિત સ્વીકારના છેલ્લા ત્રણ-ચાર દાયકાના પ્રયત્નોનું એ આરંભબિંદુ તો બને !''

('ગુજરાતી થિયેટરનો ઈતિહાસ',
હસમુખ બારાડી, પૃ. ૧૯).

વિધિની વક્રતા તો જુઓ ! પારસી રંગભૂમિના મેનેજરો કવીશ્વર દલપતરામને નિમંત્રણ આપી તેમના 'રુસ્તમ સોહરાબ' (૧૮૭૦) નાટક માટે ગીતો લખાવે છે. આ રીતે તત્કાલીન થિયેટરપ્રવૃત્તિ સાથે દલપતરામનો યત્કિંચિત્ નાતો બંધાય છે. દલપતરામનાં નાટકો 'લક્ષ્મી નાટક', 'મિથ્યાભિમાન' ભજવણી સંદર્ભે પોરસ ચઢે એવાં મનોરંજક અને નીતિબોધક હોવા છતાં કોઈ થિયેટરકંપની હાથમાં લેતી નથી, ગુજરાતી વ્યાવસાયિક મંડળીઓ પણ. ૧૮૭૧માં રચાયેલું 'મિથ્યાભિમાન' નાટક તખ્તા પર ભજવાય છે ઠેઠ ૧૯૫૫માં. આ નાટક, વિચારો, ૮૪ વર્ષની લાંબી પ્રસૂતિ પીડા સહે છે ! પાછું આ નાટક ભજવાય છે ગુજરાત વિદ્યાસભાના નટમંડળના ઉપક્રમે જયશંકર 'સુંદરી' અને પ્રાણસુખ નાયક જેવા મૂળે તો તરગાળા કોમના નટો દ્વારા. એક સમયે ભવાઈ સામે નાકનું ટેરવું ઊંચું કરીને સુગાળું વર્તન કરાતું હતું. પણ સદ્‌ભાગ્યે રસિકલાલ પરીખ (મેના ગુર્જરી), ચન્દ્રવદન મહેતા (હોહોલિકા, મેનાપોપટ) જેવા નાટ્યવિદો દ્વારા તેનું નૂતન સંસ્કરણ થયું. અન્ય ભગિનીભાષાઓમાં, તેમની લોકનાટ્યપરંપરાને પ્રયોજી અર્વાચીન સંવેદનને વ્યક્ત કરનારાં 'ઘાસીરામ કોટવાલ', 'હયવદન', 'સુનો જનમેજય', 'આગ્રા બજાર' જેવાં નાટકો ભજવાયાં, તેમ આપણે ત્યાં ૧૯૭૦ પછી

ભવાઈના સર્જનાત્મક અંશોને લેખે લગાડી 'જાલકા', 'અશ્વમેધ', 'રાઈનો દર્પણરાય', 'કેમ, મકનજી ક્યાં ચાલ્યા ?' જેવાં નાટકો રચાયાં છે, ભજવાયાં છે.

કવિ નર્મદે (૧૮૩૦-૧૮૮૬) જીવનના ઉત્તરાર્ધમાં પેટિયું રળવા માટે 'કૃષ્ણકુમારી' (૧૮૬૯), 'દ્રૌપદીદર્શન' (૧૮૭૮), 'રામજાનકીદર્શન' (૧૮૭૬) અને'સાર શાકુંતલ' (૧૮૮૧) જેવી નાટ્યકૃતિઓ રચી. 'આર્ય સુબોધ નાટક મંડળી'એ તેનું મંચન પણ કર્યુ હતું. પરંતુ નાટ્યતત્ત્વોના અભાવવાળી આ કૃતિઓ નિષ્પ્રાણ પુરવાર થઈ. તેમાં મુકાયેલી પદ્યાભાસી કવિતા કોઈ ચમત્કાર સર્જી ન શકી.

સાલવારીની દષ્ટિએ જોતાં નગીનદાસ મારફતિયા (૧૮૪૦-૧૯૦૨)નું 'ગુલાબ' (૧૮૬૨) પ્રથમ મૌલિક નાટક ગણાય છે. લેખક સભાનતાથી આ અંગે દાવો કરતાં કહે છે કે "ગુજરાતીમાં હજુ સુધી આવું નાટક લખાયું નથી ને આ પે'લું છે." યુગની જરૂરિયાત પ્રમાણે તેમાં જૂના જડ ખ્યાલો અને લપટી પડી ગયેલી રૂઢિચુસ્તતાનો ખૂબીપૂર્વક વિરોધ કરવામાં આવ્યો છે, તો છેલ્લા ત્રણ અંકોમાં ભોગીલાલ-ગુલાબનું સુધારાવાદી પ્રણયલગ્ન દર્શાવી દામ્પત્યજીવનનો મહિમા ગાયો છે. પહેલા બે અંકોમાં પાશ્ચાત્ય કેળવણી પામેલો, કંઈક નવું અને ક્રાંતિકારી કરવા માટે તત્પર બનેલો યુયુત્સુ ભોગીલાલ સામાજિક અનિષ્ટોથી માંડીને ભ્રષ્ટાચારરૂપી રાક્ષસને નાથવા ઉગ્ર જેહાદ ચલાવે છે અને શેષ અંકોમાં તેની પ્રણયભાવનાને મૂર્ત કરેલી છે. તેથી નાટ્યકાર બે પ્રસંગો વચ્ચે મજ્જાગત સંબંધ સ્થાપિત કરી શક્યા નથી. તેમ છતાં 'કોરસ'ના વિનિયોગથી સાંધારેણ શક્ય બન્યું છે. સૂરતી બોલીની લાક્ષણિક છટાઓ અને ભાષા-ભંગિઓથી તળપદું જીવંત વાતાવરણ સર્જાયું છે. અંગ્રેજી બંધારણવાળી નાટ્યરચનાથી પરિચિત હોવાનો, પણ સંસ્કૃત નાટ્યરીતિથી અનભિજ્ઞ હોવાનો નિખાલસ એકરાર કરનાર નગીનદાસે સંસ્કૃત વૃત્તોનો પણ નાટ્યોપકારક ઉપયોગ કર્યો છે. કવિનાટ્યકાર કાલિદાસનાં મૂળ સંસ્કૃતમાં 'અભિજ્ઞાનશાકુન્તલમ્' અને 'વિક્રમોર્વશીયમ્' નહીં વાંચ્યાં હોય, પણ તેઓ તેના ગુજરાતી/અંગ્રેજીમાં થયેલા અનુવાદોથી પૂરેપૂરા વાકેફ હશે, કારણ કે બંને નાટકોનો સીધો પ્રભાવ સ્પષ્ટ રીતે વર્તાઈ આવે છે. નાયક ભોગીલાલ સિવાય અન્ય ગૌણ પાત્રો જે તે વર્ગનાં પ્રતિનિધિ (type) સમાં બીબાઢાળ લાગે છે, તેમના વ્યક્તિત્વની રેખાઓ બંધાતી નથી; જેના નામ પરથી નાટકનું શીર્ષક રચાયું છે એવી નાયિકા ગુલાબનું પાત્ર પણ પૂર્ણ ઢબે વિકસ્યું નથી; ગીતોના અતિરેકને કારણે નાટ્યપ્રવાહ સ્થગિત થાય છે, પ્રવેશોમાં સ્થળની એક-વાક્યતા નહીં હોવાને કારણે રંગમંચીય પ્રશ્નો ઊભા થવાની પૂરી દહેશત છે, વગેરે વગેરે અનેક ત્રુટીઓ 'ગુલાબ'માં જોઈ શકાય. તેમ છતાં કલાની સભાનતા સાથે સર્જાયેલું ગુજરાતી ભાષાનું આ પહેલું સાહિત્યિક નાટક ધ્યાનપાત્ર બન્યું છે. નગીનદાસે આ દિશામાં વધુ નાટકો લખવાનો પુરુષાર્થ કર્યો નથી એ કમનસીબ ઘટના છે.

ફ્રેંચ નાટ્યકાર મોલિયરના જાણીતા ફાર્સ નાટકને આધારે ફીલ્ડિંગે કરેલા અંગ્રેજી અનુવાદ 'A Doctor inspite of Himself' અથવા 'Dumb Wife' અથવા 'Mock Doctor' પરથી નવલરામે (૧૮૩૬-૧૮૮૮) કરેલું કલ્પનામિશ્રિત રૂપાંતર 'ભટનું ભોપાળુ' (૧૮૬૭) નવલરામની અનુસર્જનકલાનો અને નાટ્યસૂઝનો અચ્છો પરિચય કરાવે છે. આદ્યવિવેચક નવલરામના મનમાં નાટકની વિભાવના સુસ્પષ્ટ છે. કવિ નર્મદને અસંભવિતતા અને અતિશયોક્તિમાંથી જન્મતા હાસ્યરસને સમજાવવા જે વિશદ અભ્યાસલેખ આપ્યો તેમાં તેમની હાસ્યરસ અંગેની પરિપક્વ સમજનાં દર્શન થાય છે. નવલરામે 'ભટનું ભોપાળું'ને 'રસાનુસારી અનુવાદ' તરીકે ઓળખાવી દેશકાળને અનુસરવાની આવશ્યકતાનો મહિમા ગાયો છે. આ સૈદ્ધાંતિક ભૂમિકાને નાટ્યકાર નવલરામે 'ભટનું ભોપાળું' રૂપાંતરમાં સફળતાથી ઢાળી છે. આ સુધારાલક્ષી ત્રિઅંકી પ્રહસનમાં નવલરામે ત્રણ કથાઘટકોનું નિરૂપણ કર્યુ છે. એકમેક સાથે સતત ઝઘડતાં અને વેરની વસૂલાત કરવા માટે પ્રપંચો રચતાં પતિપત્ની ભોળાભટ અને શિવકોરનો ઘટક, ચોથા લગ્ન માટે ઉત્સુક લગ્નલોલુપ વૃદ્ધ નથ્થુશા અને યુવાન સ્વરૂપવાન ચંદાનો ઘટક અને પૈસાના લોભે દીકરીને પરણાવવા નીકળેલો ઝૂમખા શાહ, ચંદા અને તેના પ્રિયતમ આનંદનો ઘટક. આ ત્રણે કથાઘટકોને નવલરામે વિશિષ્ટ નાટ્યસૂઝથી સાંકળી લીધા છે અને પાત્રોની સ્વભાવગત મર્યાદાઓને નિશાન બનાવી કે કેવળ

પરિસ્થિતિજન્ય હાસ્ય નિષ્પન્ન કરી કજોડાં, કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન વગેરે સામાજિક અનિષ્ટોને હાસ્યાસ્પદ બને તે રીતે કથાવસ્તુ સાથે વણી લીધાં છે. કમાલખાં, હજામ, બે નોકરો જેવાં ગૌણ પાત્રો નાટકનાં મુખ્ય પાત્રોની વ્યંગ-કટાક્ષ દ્વારા ખુલ્લેઆમ ઠેકડી ઉડાડે છે. નાટકમાં અસદ્‌નો તિરસ્કાર અને સદ્‌નો પુરસ્કાર જેવો સુબોધ કે ઉપદેશ પ્રચારાત્મક બનીને આવ્યો નથી, વસ્તુગુંફનમાં એકરૂપ બની ગર્ભિત રીતે અવતરિત થયો છે. નાટ્યકારે રૂપાંતરમાં સૂરતનો પ્રદેશ અને તેના બોલી સહિતના સમગ્ર પર્યાવરણને એવી સાહજિક રીતે વણી લીધાં છે કે 'ભટનું ભોપાળું' રૂપાંતર નહીં, પણ મૌલિક નાટક હોય તેવો અનુભવ થાય છે.

દલપતરામ ગ્રીક નાટ્યકૃતિ પરથી 'લક્ષ્મી' અને નવલરામ ફ્રેંચ નાટ્યકૃતિ પરથી 'ભટનું ભોપાળું' જેવાં અભિનેય રંગમંચક્ષમ રૂપાંતરો આપે છે, નખશિખ મૌલિક લાગે તે કક્ષાનાં, સર્જકતાનો ઉન્મેષ બતાવતાં રૂપાંતરો આપે છે, તેમ છતાં દલપતરામની જેમ નવલરામ મુખપૃષ્ઠ પર જ 'ફ્રેંચ મોલિયેરના નમૂના ઉપરથી' એમ મૂળ કૃતિનો ઉલ્લેખ કરી પોતાની નિસબતની સાથે નિષ્ઠાનો પરિચય કરાવે છે.

આરંભકાળનાં બંને પ્રહસનો, કેટલીક મર્યાદાઓ હોવા છતાં, ઉચ્ચ કોટિનાં પ્રહસનો બન્યાં છે. પ્રહસનના નાયકો ભોળાભટ અને જીવરામ ભટ્ટ અણધારી, અણકલ્પી, વિચિત્ર પરિસ્થિતિમાં મુકાય છે, પણ તેમની સ્વભાવગત મર્યાદાઓનું નાટ્યકારે એવું કલાત્મક નિદર્શન કર્યું છે કે તેઓ પ્રેક્ષકો/વાચકોનો સમભાવ કયાંય ગુમાવતા નથી. નાટ્યકાર પોતે હાસ્યાસ્પદ બન્યા વગર હાસ્યજનક પરિસ્થિતિ (comedy of situation)ને ઉત્કટ રીતે નિરૂપી શક્યા છે તેમાં આ નાટ્યકારોની સૂઝ અને સમજનાં દર્શન થાય છે.

નવલરામનું મૌલિક ઐતિહાસિક નાટક 'વીરમતી' (૧૮૬૯), ગોવર્ધનરામ 'જીવનવૃત્તાંત'માં જણાવે છે તે પ્રમાણે, રચાયું હતું ઠેઠ ૧૮૬૪માં, પણ પ્રગટ થયું ૧૮૬૯માં. ફાર્બસની 'રાસમાળા'માં આવતી જગદેવ પરમારની રસિક ગાથાથી મોહિત અન આનંદિત થઈ નવલરામે તેમાં થોડાક નાટ્યોપકારક ફેરફારો કરી તેનું રચનાસંવિધાન કર્યું છે. નવલરામે સુશ્લિષ્ટ વસ્તુસંકલના બને અને પાત્રોની સ્વાભાવિક રેખાઓ અંકિત થાય તે હેતુથી મૂળ કથામાં કરેલા ફેરફારોને તપાસીશું તો તેમાં નવલરામની નાટ્યકાર તરીકેની કેળવાયેલી સૂઝનો સાક્ષાત્કાર થશે. પાંચ અંક અને ત્રેવીસ પ્રવેશોમાં પથરાયેલા આ નાટકમાં વીરમતીના પાત્રને વીરત્વ, સતીત્વ અને ક્ષાત્રત્વથી છલકાતું, બુદ્ધિમત્તાવાળું દર્શાવવા નાટ્યકારે મૂળ કથામાં આવતી પ્રપંચલીલાને એમ ને એમ ન મૂકતાં, લાલરાજને લગ્ન પૂર્વેનો પરિચિત પ્રિયતમ બતાવી તથા ગોલક જાતિનો હોવાથી વીરમતીએ કરેલા તિરસ્કારનો બદલો લેવા જામોતીને ત્યાં કપટથી ગોઠવાયેલો દર્શાવી નાટ્યાત્મક ગૂંચ ઊભી કરી છે અને પાત્રોચિત સંઘર્ષસ્થાનોને વિકસાવ્યાં છે. નવલરામે તેમના સમયમાં ચાલતા જૈન અને હિંદુ ધર્મ વચ્ચેના ધાર્મિક-રાજકીય આટાપાટાના સંદર્ભોને નાટકમાં કલ્પનાશક્તિથી આમેજ કરી નાટ્યવસ્તુને સંઘર્ષમય બનાવ્યું છે. તેના અનુસંધાનમાં જ, ફાર્બસની રાસકથામાં આવતા જોગણીઓનાં રુદન અને દેવીઓના હાસ્યપ્રસંગને સ્થાને ભૂતડાંનાં હાસ્ય-રુદનને જૈનોની પ્રપંચલીલાના ભાગ રૂપે ગૂંથી કથાવસ્તુને સંકુલ અને રહસ્યમય બનાવ્યું છે. નવલરામ પાસે ઉત્તમ ગુજરાતી નાટકનો આદર્શ અસ્તિત્વમાં ન હતો તેથી, તથા નવાં ઉમેરણોને લીધે નાટક અતિ પ્રસ્તારી બનવાને કારણે તથા તેમાં પ્રયોજાયેલી કવિતા કાવ્યગુણ ધરાવતી હોવા છતાં નાટકમાં આગંતુક બનીને આવતી હોવાથી આ નાટક 'ભટનું ભોપાળુ' જેવી રસસિદ્ધિ બતાવી શક્યું નહીં, પણ તેમની દૃષ્ટિસંપન્ન નાટ્યસૂઝનું પરિચાયક બને છે. તે અર્થમાં, ગુજરાતી નાટ્યસાહિત્યના ઇતિહાસમાં 'વીરમતી' સીમાચિહ્નરૂપ ઐતિહાસિક નાટક બન્યું છે.

મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું સીમાચિહ્નરૂપ નાટક 'કાન્તા' (૧૮૮૨)નું પ્રકાશન થાય છે તે પૂર્વે અનેક લેખકો ઐતિહાસિક-પૌરાણિક-સામાજિક કથાવસ્તુવાળાં સામાન્ય સ્તરનાં નાટકો લખે છે અને તેમાંનાં કેટલાંકનું મંચન પણ થાય છે. ડૉ. જગદીશ જ. દવેના પ્રકાશિત થયેલા મહાનિબંધ 'ગુજરાતી અને મરાઠી સામાજિક નાટકો (૧૮૫૦-૧૯૦૦)' પર દૃષ્ટિપાત કરતાં અળસિયાંની જેમ ફૂટી નીકળેલાં અને વીર્યહીન હોવાથી આપોઆપ વિલાઈ ગયેલાં એવાં નાટકોની યાદી જોવા મળશે.

જાગૃતિકાળની નાટ્યપ્રવૃત્તિ અંગે નીચે મુજબનાં નિરીક્ષણો તારવી શકીએ :

(૧) ભવાઈ જેવી સમૃદ્ધ લોકનાટ્ય પરંપરાનું અસ્તિત્વ હોવા છતાં ગુજરાતી રંગભૂમિ અને નાટક તેમાંથી વિકસ્યાં નથી.

(૨) રણછોડભાઈ ઉદયરામ, વાઘજી આશારામ, ડાહ્યાભાઈ ધોળશાજી જેવા સુધારાવાદી નાટ્ય અગ્રણીઓએ ભવાઈમાં રહેલી અશ્લીલતા અને બીભત્સતા સામે રણશિંગું ફૂંક્યું અને તેની સામે ઉગ્ર આંદોલન ચલાવતા હોય તેમ નીતિ, સદાચારનો ઉપદેશ આપતાં અને કન્યાવિક્રય, કજોડાં, ભ્રષ્ટાચાર, અંધશ્રદ્ધા વગેરે અનિષ્ટોની ઝાટકણી કાઢતાં બોધક નાટકો આપ્યાં. સમાજના નિરામય સ્વાસ્થ્ય માટે ચિંતા સેવનારા આ સમાજહિતચિંતક નાટ્યકારોએ શુદ્ધ નાટક ને તેની રસકીય માવજત જેવા પ્રશ્નો માટે ચિંતા સેવી હોત અને એ દિશામાં પુરુષાર્થ કેળવાયો હોત તો આજે ઉત્તમ પરિણામ પ્રાપ્ત થયાં હોત.

(૩) પરિણામે, રંગભૂમિનાં નાટકો અને સાહિત્યિક નાટકો એવા બિનકળાકીય ભાગો અસ્તિત્વમાં આવ્યા. વ્યાવસાયિક રંગમંચ પર સાહિત્યિક નાટ્યસૂઝ વગરનાં સંખ્યાબંધ નાટકો ભજવાતાં રહ્યાં અને તત્કાલીન પ્રેક્ષકોની જાડી સ્થૂળ રુચિને પંપાળતાં રહ્યાં, તો સંસ્કૃત નાટ્યરીતિ અને પાશ્ચાત્ય નાટ્યરીતિથી સુપરિચિત એવા સાહિત્યકારોએ પ્રમાણમાં આનંદ પમાડે તેવી રસપોષક નાટ્યકૃતિઓ આપી, સંસારસુધારો અને નીતિબોધનો ઉપદેશ પણ પ્રચારાત્મક બન્યા વગર લાક્ષણિક રીતે ગૂંથી લીધો, પણ રસવૃત્તિની બાબતમાં જમાના કરતાં આગળ ચાલનારા આ નાટ્યકારોની કોઈ પણ કૃતિને મંચન કરવા વ્યાવસાયિક મંડળી આગળ ના આવી, બલકે વર્ષો સુધી તે એકાંતવાસમાં સડતી રહી. દલપતરામ, નવલરામ, નગીનદાસ મારફતિયા જેવા સાહિત્યકારો પાસેથી વધુ નાટ્યરચનાઓ નહીં મળવાનું એક કારણ આ પણ હોઈ શકે.

(૪) તત્કાલીન પ્રેક્ષકોને નાટકમાં આવતાં ગીતોનું અનેરું આકર્ષણ હતું. ચોક્કસ પ્રેક્ષકવર્ગ નાટકમાં આવતાં ગીતોને માણવા અને પ્રસન્ન બનીને 'વન્સમોર' આપવા આવતો. થિયેટરમાલિકો પ્રેક્ષકોની નાડ પારખીને વિભિન્ન પ્રકારનાં લોકભોગ્ય ગીતો મૂકવાનો આગ્રહ સેવતા. વ્યવસાયી ધોરણે લખાયેલાં નાટકોમાં અને સાહિત્યકારોએ રચેલાં નાટકોમાં મોટા ભાગનાં ગીતો પદ્યાભાસી, પ્રાસાનુપ્રાસની રમતવાળા, મૂળ નાટ્યવસ્તુ સાથે સ્નાનસૂતકનો સંબંધ ન ધરાવે તે પ્રકારનાં આગંતુક જણાયાં છે. મહારાષ્ટ્રમાં, ૧૮૮૫માં ઉદ્‌ભવેલી 'સંગીતનાટક'ની ઉજ્જ્વળ પરંપરા આજે પણ ચાલુ છે. આપણે ત્યાં, વિશેષતઃ કનૈયાલાલ મુનશીના આગમન પછી, ગીતસંગીતને દેશવટો અપાઈ ગયો છે.

(૫) આજે મિલેનિયમ વર્ષમાં, જાગૃતિકાળને ૧૫૦ વર્ષ થવા આવ્યાં છે ત્યારે, આપણે જોઈ શકીએ છીએ કે કવિતા, નાટક, નિબંધ, ટૂંકી વાર્તા, જીવન-ચરિત્ર, આત્મકથા જેવાં લલિત અને લલિતેતર સાહિત્ય-સ્વરૂપો (અને વિવેચનપ્રવૃત્તિ પણ) મોટું ગજું કાઢી શક્યાં છે અને સ્વરૂપગત શકયતાઓને વિકસાવી તેમાંથી ઉત્તમ કૃતિઓનું નિર્માણ થઈ શક્યું છે; ત્યારે નાટકની બાબતમાં કેવી શોચનીય પરિસ્થિતિ છે ! ૧૫૦ વર્ષ પછી પણ આપણે લગભગ ત્યાં ને ત્યાં જ છીએ ! આજે પણ ભજવવા માટેની રંગમંચીય કૃતિઓ અને વાંચવા માટેની સાહિત્યિક કૃતિઓ જેવી (ભ્રામક) ભેદરેખા અસ્તિત્વમાં છે. મુંબઈની સંસ્થાઓનાં વ્યાવસાયિક ધોરણે ભજવાતાં નાટકોમાં પ્રેક્ષકો કીડિયારાની માફક ઊભરાય છે અને બે ઘડી મનોરંજન પામી ધન્ય ધન્ય બની જાય છે, પણ તેમાં એકંદરે સાહિત્યિક ગુણવત્તા નહિવત્ હોય છે. તો અવેતન રંગભૂમિ પર ભજવાતાં મૌલિક પ્રયોગશીલ નાટકોને પૂરતા પ્રેક્ષકો પણ મળતા નથી. ચિનુ મોદી, હસમુખ બારાડી, સિતાંશુ યશશ્ચન્દ્ર, લાભશંકર ઠાકર વગેરેનાં રસસંતર્પક નાટકોના કેટલા શો (નાટ્યપ્રયોગો) થયા છે ? લાંબું કૂદવા માટે ૧૫૦ વર્ષનો ખૂબ લાંબો રનઅપ લીધો, પણ આંખો ખોલીને જોયું તો બસ, માત્ર આટલું જ, આ ૮ લું જ વધારે કૂદી શકયા !?

[તા. ૧૮-૧૦-૨૦૦૧ના રોજ, આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજ, તલોદમાં યુ.જી.સી. પ્રેરિત રાજ્યકક્ષાના પરિસંવાદ 'જાગૃતિકાળના સાહિત્યનું પુનર્મૂલ્યાંકન'માં રજૂ થયેલું વક્તવ્ય.]



# નિત નવા વંટોળ

પ્રીતિ સેનગુપ્તા

## વિશ્વ કવિ સંમેલન

એ દિવસે મારે સોળેક કલાકની બસની મુસાફરી હતી. વચ્ચે રાત ક્યાંક રોકાવાનું મેં નક્કી કર્યું હતું, કે જેથી એક વધારે જગ્યા જોવાય. ઑસ્ટ્રેલિયામાં સિડની શહેરથી બ્રિસ્બન શહેર હું જઈ રહી હતી. બસમાં એક વૃદ્ધ દંપતીએ પોતાનું વાંચી લીધેલું છાપું મને આગ્રહપૂર્વક વાંચવા આપ્યું-એમ કે પછી હું એ ફેંકી પણ દઉં ! એ છાપું તો સહેલાણીઓમાં પ્રિય એવા નાના એક ગામના વિસ્તારમાંથી નીકળેલું. ને વિશ્વના કોઈ સમાચાર એમાં હતા નહીં.

સાંજે સદ્ભાગ્યે મિત્રોમાં વાત નીકળી-નહીં તો કોણ જાણે ક્યારે મને જાણ થાત કે નવી સહસ્રાબ્દીમાંનું પ્રથમ 'નોબેલ' પારિતોષિક સાહિત્યના ક્ષેત્રમાં શ્રી વિ. એસ. નાયપોલને મળ્યું હતું. છેલ્લાં કેટલાંક વર્ષોથી એમને માટે હું જીવ બાળતી આવેલી, તેથી આ સમાચાર સાંભળીને મને ખૂબ આનંદ થયો. સિડનીમાં જે સમય સાહિત્યિકો સાથે યાદગાર રીતે વીત્યો હતો, એમાં જાણે ખુશીનો ઉમેરો થયો.

'વિશ્વ કવિ સંમેલન'માં ભાગ લેવા હું સિડની ગઈ હતી. વર્ષો પહેલાં ત્યાં ફરી આવી હતી, તેથી શહેરનું આકર્ષણ તો હતું જ. આવા સંમેલનમાં તો પ્રથમ વાર જ જતી હતી, તેથી કેવું હશે, ને શું થશે - એ વિશે ખૂબ ખ્યાલ ન હતો. સાડા ચાર દિવસના સંમેલનમાં પછી તો ઘણું ગમ્યું, ને તરહ તરહની કવિતા સાંભળ્યાનો સંતોષ પણ થયો. ઑસ્ટ્રેલિયાના લોકો સાધારણ રીતે મળતાવડા અને હસમુખા ગણાય; અને ખરેખર, સંચાલકો એ પ્રકારનાં જ હતાં. વળી, એ બધાં જ કવિ પણ ખરાં, તેથી દરેક બાબતે એ સર્વે સક્રિય હતાં.

સિડનીની એક સારી હૉટેલમાં આ સંમેલન યોજાયું હતું. દિવસમાં ત્રણ બેઠકો થતી, ને તે પણ સમાંતરે ચાર જુદા જુદા ખંડોમાં. પસંદગી કરવી અઘરી બનતી, પણ વાતાવરણમાં હંમેશાં આવેગ રહેતો. સુઘડ રીતે, વિગતવાર છાપેલી કાર્યક્રમ-પુસ્તિકામાં દરેક બેઠકનું શીર્ષક તથા એમાં કાવ્યો વાંચનારાં કવિઓનાં નામ નોંધાયેલાં રહેતાં. દરેકને લગભગ બે વાર તો કાવ્યો વાંચવાની તક મળી હતી, એમ કહી શકાય. મેં પણ બે દિવસની બેઠકોમાં અંગ્રેજીમાં લખેલાં મૌલિક કાવ્યો વાંચેલાં.

કુલ અઢીસોએક કવિઓએ સંમેલનમાં ભાગ લીધેલો, અને આ સમૂહમાં ત્રીસથી વધારે દેશોનું પ્રતિનિધિત્વ હતું. મેં તો નામ ગણવા માંડેલાં, ને નવાઈ તો મને જ લાગેલી ! અમેરિકા, ઈંગ્લૅન્ડ, આયરલૅન્ડ, ફ્રાન્સ, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ઉરુગ્વે, હૅઇતી, ઇઝરાયલ, પૅલેસ્ટાઈન, ઇરાક, ઈરાન, પાકિસ્તાન, ભારત વગેરે. આમાંનાં દોઢ સો-પોણા બસો જણ પોતપોતાના દેશોમાંથી આવેલાં, અને બાકીનાં ઑસ્ટ્રેલિયામાં દેશાંતર કરીને સ્થાયી થયેલાં હતાં. એવાં જણ આમ સ્થાનિક ગણાય, પણ હજી એમના અંગ્રેજી ઉચ્ચાર મૂળ ભાષાની અસર નીચે હતા. વળી, એમનાં કાવ્યોના વિષય પણ બહુધા એમના ભૂતકાળની યાદો પર, તથા ઑસ્ટ્રેલિયામાં બહારથી આવેલાં તરીકેના અનુભવો પર આધારિત થયેલા જણાયા.

ચીનથી તો પચીસેક કવિઓ આવ્યા હશે. એ બધાને પરવાના મેળવવાની મુશ્કેલીઓ નડેલી, ને સંચાલકોએ એ માટે ઘણી મહેનત લીધેલી, એમ સાંભળ્યું. ઑસ્ટ્રેલિયામાં પણ ચીની સમાજ ઘણો મોટો છે, અને એવાં 'સ્થાનિક' ચીની કવિઓ પણ સારી સંખ્યામાં હાજર રહેલાં હતાં. એમની સાથે વાતો કરવાનું મન થાય, પણ ભાગ્યે જ કોઈને અંગ્રેજી આવડે ! ચીની, કોરિયન, મૉંગોલિયન અને અમુક જાપાની કવિઓની આવી સરખી પરિસ્થિતિ હતી. તેથી સામ-સામાં થઈએ ત્યારે સ્મિત આપીએ. એમાંનું કોઈ અંગ્રેજી થોડું બોલતું પણ હોય, પરન્તુ ઉચ્ચારો એવા કે કશું સમજાય જ નહીં. છતાં વાંચી લે પછી શ્રોતાઓ વિવેકથી તાળીઓ જરૂર પાડે !

સરસ છટાથી વાંચનારાં ઓછાં જ હતાં. અવાજ ચોખ્ખો હોય ને ઉચ્ચાર સ્પષ્ટ હોય ત્યારે કાવ્ય-વાચન

આનંદ આપતું. 'એબોરિજિની' કહેવાતાં તળ-ઑસ્ટ્રેલિયન કવિઓની કૃતિઓ મને સૌથી વધારે ગમી, કારણ કે એમાં કલ્પનોની તાજગી હતી, તળ-પ્રદેશના અંતરંગ સંદર્ભ હતા, અને અમુક લાક્ષણિક શબ્દોનો વપરાશ થયેલો હતો.

ઘણાં કવિઓ પોતાનાં કાવ્યો-મૌલિક અંગ્રેજી તેમજ અનૂદિત અંગ્રેજી-ની નકલો કરીને લઈ આવેલાં, ને શ્રોતાઓમાં વહેંચી દેતાં. હાથમાં કાવ્ય હોય તો સમજવામાં સારું પડતું. જોકે દિવસને અંતે અમુક કાગળો તો ફેંકી દેવાના જ થતા. સંમેલન તરફથી તૈયાર કરવામાં આવેલા કાવ્ય સંપુટને સૌથી સરસ ભેટ કહી શકાય. એમાં એક સો સાડત્રીસ કવિઓએ સમયસર મોકલી આપેલી એકએક કવિતા છપાયેલી છે. એ સંગ્રહને સંઘરી રાખવો પડે, એટલું જ નહીં, પણ એ કાવ્યોને નિરાંતે વાંચવાં પણ પડે. એમાંનાં ઘણાં કવિઓ સાથે પરિચય થયો હોય, એટલે એ કાવ્યો વધારે રસપ્રદ તથા અર્થઘન પણ લાગે.

ભારતમાંથી જે સાત-આઠ કવિઓ આવેલા, એમને હું પહેલવહેલી વાર જ મળી. દેવેન્દ્ર ઉપ્પલ હરિયાણાથી, રીટા મલ્હોત્રા દિલ્હીથી, અને અમરેન્દ્ર ચક્રવર્તી કલકત્તાથી આવ્યાં હતાં. એસ. મોહન, સેતુરામન, કુમાનન અને અશોકન તામિલનાડુના હતા. શરૂઆતમાં બધાંએ સાથે રહેવાનો પ્રયત્ન કર્યો. એક વાર ચાર-પાંચ જણે એક ઓરડામાં ભેગાં થઈને પોતપોતાની કવિતાઓ વાંચી, ને એક વાર ભેગાં થઈને ગાવાનો પ્રયત્ન કર્યો, જે જરા પણ સફળ ના થયો ! બીજા-ત્રીજા દિવસે ભારતીય કવિઓ એક ટોળામાં ના રહ્યાં, ને સામે મળે તો ''કેમ છો ?'', ''ક્યા ખબર''-જેવી ઔપચારિકતા કરતાં રહ્યાં ! આ ઉપરાંત, મેં નોંધ્યું કે એ બધાં પોતાની બેઠક સિવાયની કોઈ બેઠકમાં હાજરી આપતાં ન હતાં. બીજા કોઈને સાંભળવામાં એમને રસ જ ન હતો. આ કારણે પણ હું છૂટી પડી ગઈ, કારણ કે મેં દરરોજ દસેક બેઠક સાંભળી. વૈશ્વિક સર્જન-ચેતનાનો રસાસ્વાદ માણવાની તક જતી કરાય જ કેમ ?!

દિવસો કેવા જલદી પૂરા થઈ ગયા. વિદાયની ઘડી સહેલી ન હતી. અમુક જણ સાથે સરનામાંની આપ-લે થઈ, પણ દૂર ગયા પછી સંપર્ક ચાલુ રાખવો અઘરો પડતો હોય છે. કદાચ ફરી કોઈ વાર વિશ્વ કવિ સંમેલનમાં જવાનું થાય, અને એના એ થોડા લોકો મળી જાય તો સંધાન ચાલુ રહે.

૨૦૦૧ના આ સંમેલનનું સૂત્ર 'વિશ્વ-શાંતિ' માટેનું હતું. છેલ્લી બપોરે જાહેર સભામાં ત્યાં હાજર સર્વ કવિઓ ભેગાં થયાં, અને સામૂહિક રીતે, એક એક પંક્તિ સૂચવીને એ સૂત્રને અનુરૂપ એક કાવ્ય રચ્યું. 'સર્વત્ર એકતા અને શાંતિ પ્રસરી રહો, અને વિશ્વમાં મૈત્રી અને પ્રેમનું સ્થાન અચળ રહો' - એવો સૂર એ કાવ્યમાંથી પ્રતીત થતો હતો. આ વર્ષના દુઃખદ બનાવ-ન્યૂયૉર્ક શહેરમાંના વિસ્ફોટ-ની યાદ હજી તાજી જ હતી. ભાગ્યે જ કોઈ કવિની સભાનતામાંથી એ આઘાત ભુલાયો હતો. તેથી જ, કવિઓની સામૂહિક આશા પરિપૂર્ણ થાય, એમ આપણે ઇચ્છીએ. જેમ શ્રી નાયપૉલની સિદ્ધિની આખરે કદર થઈ, તેમ વિધાતા વિશ્વના સર્જકોની નિઃસ્વાર્થ માગણીની કદર પણ અવશ્ય કરે, એવો વિશ્વાસ આપણે રાખી શકીએ.



## ભ્રમ-ભંજન

*આ સંપદા ! ક્ષણિક, મૂળ અનર્થકારી,*
*આ સંતતિ ! મન-અમેળથી શી અકારી !*
*આ કીર્તિ ! કાળકવલે પલકે વિશીર્ણ !*
*ત્રિ-વિધ સુખ-કરણો ક્ષર, પીતપર્ણ !*
*સંલગ્ન ચિત્ત, શિવયોગ, કૃતાર્થ, સત્ય !*

**અનામી**

## પૂ. મહાત્મા ગાંધીને

*આ એ જ દેશ,*
*નગ્ન ફકીર કહી જેણે તમારી હાંસી ઉડાવી,*
*એ જ આ દેશ,*
*કૌતુક-આંખે રહ્યો આજે તમને કુર્નિશ બજાવી.*

(લંડન, માદામ તુસો પ્રદર્શનમાં ગાંધીજીનું પૂતળું જોઈને)

**રવીન્દ્ર ઠાકોર**

# જીવનયોગી દાક્તર રસિકભાઈ

રમણલાલ સોની

તા. ૨-૧૦-૧૯૪૩, મહાત્મા ગાંધીજીનો જન્મદિવસ.

મોડાસામાં દશાનીમા જ્ઞાતિની વાડીના એક ખૂણે મોડાસાના નાગરિકોની નાનકડી સભા મળી હતી. સભામાં સાર્વજનિક દવાખાનું ખોલવાની જાહેરાત થઈ. સૌએ તે વધાવી લીધી. મેં એ સભામાં મારો મનોભાવ વ્યક્ત કરતાં કહ્યું : "આજ લગી હું માંદો પડવાથી બીતો હતો, પણ હવે એ બીક ગઈ. ઊલટાનું, હવે માંદા પડવાની મજા આવશે."

માંદા પડવાની મજા ? હા, અમને એવો દાક્તર મળ્યો હતો, જેના માયાળુ હાથની સારવારના લોભે માણસને એક વાર તો માંદા પડવાનું મન થાય જ. મારી પેઠે ઘણાઓએ એ અનુભવ કર્યો છે.

એ દાકતરનું નામ રસિકલાલ હરજીવનદાસ શાહ. એમને કાકાસાહેબ કાલેલકરે 'જીવનયોગી' કહી બિરદાવ્યા છે. સને ૧૯૧૪માં એમનો જન્મ. એમના પિતા સરકારી નોકરીમાં; અવલકારકુન તરીકે એ મોડાસા આવ્યા, એટલે રસિકભાઈ મોડાસા હાઈસ્કૂલના વિદ્યાર્થી બન્યા અને હેડમાસ્તર શ્રી મોહનભાઈ વિ. ગાંધીના સંપર્કમાં આવ્યા. તેમની વિદ્યાર્થી-અવસ્થાએ જ મને તેમનો પરિચય થયેલો. એક વાર મારું લખેલું એક નાટક 'મૃત્યુંજય' અમે ભજવેલું. એ નાટકમાં કેટલાંક ગીત આવતાં હતાં, પણ અમારી પાસે ગાનાર કોઈ હતો નહિ, તેથી અમે રસિકભાઈને ખેંચી તાણીને ગાવા બેસાડ્યા. પરિણામ એ આવ્યું કે એ પદ્ધતિપૂર્વકના સારા ગાનારા બની ગયા. એમને ભજનો ખૂબ ગમતાં અને જાહેર સભાઓમાં પણ વિના સંકોચે ભજનો ગાતા. આમ શિક્ષણ અને સંસ્કાર બેઉ બાબતે મોડાસાની તેમના પર ઊંડી અસર હતી.

સને ૧૯૨૯માં તેમના પિતાશ્રીની બદલી થવાથી તેમણે મોડાસા છોડવું પડ્યું, પણ એમને તે એવું કઠ્યું કે એમણે મોડાસા પાછા જવા હઠ કરી અને ત્રણ દિવસ ભૂખ્યા રહ્યા. એ વખતે તે અમદાવાદમાં મણિનગરમાં રહેતા હતા. એમના નિવાસની બાજુમાં એક ગરીબ માણસ રહેતો હતો. અચાનક એનો દીકરો ગંભીર માંદગીમાં સપડાયો. શહેરોની તો હવા જ એવી કે પડોશી પડોશીને ઓળખે નહિ, પણ વિદ્યાર્થી રસિકભાઈ આ માણસની મદદે ધાયા. તેમણે જોયું કે પૈસાના અભાવે આ માણસ દીકરાની સારવાર માટે કોઈ દાક્તરને બોલાવી શકતો નથી ત્યારે તેમણે પ્રયત્ન કર્યો, પણ વગર ફીએ કોઈ દાક્તર દરદીને જોવા આવવા તૈયાર નહોતો. રસિક-ભાઈની દીકરી ડૉ. ઇલા આ ઘટનાનું વર્ણન કરતાં કહે છે : "એ ગરીબ માણસની પાસે દીકરાનો અગ્નિસંસ્કાર કરવાનાયે પૈસા નહોતા. એ જોગવાઈ વિદ્યાર્થી રસિક ભાઈએ કરી અને ભડભડતી ચિતાની સાક્ષીએ તેમણે પ્રતિજ્ઞા કરી કે હું દાક્તર બની દીનદુઃખીની સેવા કરીશ."

એ દાકતર થયા. ગામડાંમાં સેવા કરવાની ભાવનાથી ખેડા જિલ્લા લોકલ બૉર્ડ તાબાનાં ગામડાંમાં એ રહ્યા. એવા એક ગામ અલિંદ્રામાં એ રહેતા હતા, ત્યારે બે દિવસ હું એમની સાથે રહ્યો હતો. ત્યાં એ કેવળ દાક્તર નહોતા, ગામના ઝાડુવાળા પણ હતા. તેઓ "ગામના રસ્તા, લોકોનાં આંગણાં, ખાડા-ખાબોચિયાં વગેરે સાફ કરવા ઝાડુ લઈને રોજ નીકળી પડતા" – આ એમના પોતાના જ શબ્દો છે. એમની મોટી દીકરી સુધા નડિયાદના વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં ભણતી હતી ત્યારે રસિકભાઈએ તેને લખેલા એક પત્રમાંથી આ શબ્દો ઉતાર્યા છે, અને મેં એમને એવી સેવા કરતાં નજરે નિહાળ્યા પણ છે. સવારથી સાંજ સુધી એમની દવાખાનાની પ્રવૃત્તિ ચાલતી અને રાતે એ પ્રૌઢશિક્ષણનો વર્ગ ચલાવતા. વહેલી સવારે ઝાડુવાળા, દિવસ દરમિયાન દાક્તર અને રાત પડતાં શિક્ષક – આ એમનું ત્રિવિધ સ્વરૂપ હતું. જંપીને બેસવાનું એમના સ્વભાવમાં જ નહોતું. અનેક પ્રસંગે જાતને જોખમમાં મૂકીને એમણે કામ કર્યું છે. દરદી પહેલો, પોતાનું સ્વાસ્થ્ય પછી – આ એમનો ધ્રુવમંત્ર રહ્યો છે.

દાકતરી અભ્યાસ માટે રસિકભાઈ અમદાવાદ રહેતા હતા, ત્યારે અવારનવાર ગાંધીજીના હરિજન આશ્રમમાં જતા અને ગાંધીજીનાં દર્શનનો અનેરો લાભ પામતા. એક વાર તો એમણે ગાંધીજીને કહ્યું : "આપ રજા આપો તો ભણવું છોડી આપની પાસે આવી જાઉં."

ગાંધીજી જબરા માણસપારખુ હતા. તેમણે કહ્યું : "આજે નહિ, પણ જરૂર પડશે ત્યારે હું તને બોલાવી લઈશ."

એ જરૂર પડી સને ૧૯૩૭માં. બાપુ વર્ધાના સેવાગ્રામ આશ્રમમાં હતા. ત્યાં કોલેરાનો રોગચાળો ફાટી નીકળ્યો હતો. બાપુએ રસિકભાઈને લખ્યું : "આવી જાઓ !" રસિકભાઈ આઘુંપાછું જોયા વિના સીધા ત્યાં પહોંચી ગયા અને દર્દીઓની સારવારમાં લાગી ગયા. અહીં તે બાપુના અતિ નિકટના પરિચયમાં આવ્યા અને એમનો સેવાનો રંગ અતિ પાકો બની ગયો.

બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને ભારતમાં ચોતરફ બ્રિટિશ હકૂમત સામે લોકજુવાળ જાગ્યો. રસિકભાઈએ એમાં ઝંપલાવ્યું. સત્યાગ્રહ કરી એ જેલમાં ગયા. સને ૧૯૪૨. આ જેલવાસે એમને ફરી મોડાસા યાદ કરાવ્યું. એમણે સંકલ્પ કર્યો કે મોડાસાની જનતાની સેવામાં જીવન સમર્પી દેવું. પરિણામે મોડાસામાં 'સાર્વજનિક દવાખાનું' થયું. મોડાસા સેવાસંઘની છત્રછાયા હેઠળ એ ઊભું થયું હતું. સેવાસંઘ એટલે મથુરદાદા અને શ્રી પુરુષોત્તમદાસ ગોકુલદાસ શાહ 'દાસભાઈ.' આ દાસભાઈ પણ એક જાણવા જેવી વ્યક્તિ હતા. ભણગણીને સારી નોકરી કરતા હતા, પણ સને ૧૯૧૯માં ગાંધીજીની પહેલી જ હાકલે બધું છોડી મોડાસામાં આવીને બેઠા અને ખાદી, ગ્રામોદ્યોગ તથા હરિજનસેવાનું કામ ઉપાડ્યું. છેલ્લી ઘડી સુધી તેમણે આ કામ કર્યું. મોડાસામાં હરિજનો માટે આવાસો બન્યા, અને તેય વિકસતા જતા ગામના મધ્યભાગે, તેનો યશ જેટલો મથુરદાદાને તેટલો જ તેમના આ સાથીદાર દાસભાઈને છે.

સાર્વજનિક દવાખાનું ઊભું કર્યું. ત્યારે કેટલી મૂડી હતી આ સેવાસંઘ પાસે ? પૂરા ઓગણીસ સો, અંકે ૧,૯૦૦ રૂપિયા ! આટલી મામૂલી રકમમાં તો દાક્તરની કે દરદીની બેસવાની સગવડ પણ ન થઈ શકે, તો દવાખાનું કેમ કરીને થાય ? પણ દવાખાનું થયું, થયું અને વિકસ્યું, સહસ્ર પાંખડીએ પ્રફુલ્લિત થયું. આ ચમત્કારનો યશ માત્ર એક જ જણને છે – દાકતર રસિકભાઈને. દરદીમાત્રને એ કુટુંબીજનની ભાવનાથી જોતા. દરદીની નાતજાત જોવાની નહિ. એ શ્રીમંત છે કે ગરીબ, એ હરિજન છે કે ગિરિજન છે કે નગરજન છે એવું કશું જોવાનું નહિ. જોવાનું માત્ર એક જ – એ દરદી છે અને મારે એની સારામાં સારી માવજત કરી મારું વિદ્યાનું ઋણ અદા કરવાનું છે. દરદી એકની એક વાત અનકે વાર કરે તોયે રસિકભાઈ અધીર બને નહિ. કોઈ વાર હું એમને કહું કે એક દરદી પાછળ તમે આટલો બધો વખત કેમ આપો છો ? તો કહે : "દરદી દરદથી થાકેલો છે, એને અકળાવાનો હક છે, એકની એક વાત એ દશ વાર કરે તોય એનો એ અધિકાર છે અને એને શાંતિથી સાંભળવો એ દાકતર તરીકેનો મારો ધર્મ છે. ઈશ્વરે મને પાત્ર સમજી આ કર્તવ્યની સોંપણી કરી છે અને મારે એ કર્તવ્ય નિષ્ઠાપૂર્વક અદા કરવાનું છે."

આજે કેટલા દાક્તરો આ સમજે છે ? મેં એવા દાકતરો જોયા છે જે દરદીને તપાસવામાં પૂરી બે મિનિટ પણ ખરચતા નથી અને સો-બસો રૂપિયા ખંખેરી લે છે. મારા જ અનુભવથી હું આ લખું છું.

રસિકભાઈ સવારે સાડા આઠ વાગ્યે ઘેરથી નાસ્તો-પાણી કરીને નીકળે તે રાત પડ્યે, ઘણી વાર તો મોડી રાતે ઘેર આવે – બપોરે ઘેરથી દવાખાનામાં ટિફિન મગાવી ખાઈ લે. પહેલો દરદી, પછી ઘર, ગૃહિણી અને બાળકો. એમની દીકરી ઇલા કહે છે : "અમે નાનાં હતાં ત્યારે તો કાયમ એવું થતું કે ભાઈ ઘેરથી નીકળે ત્યારે અમે જાગ્યાં ન હોઈએ અને દવાખાનેથી આવે ત્યારે અમે સૂઈ ગયાં હોઈએ. કોઈ વાર સાથે બેસી વાત કરવાનો પ્રસંગ આવે તો અમે રાજી રાજી થઈ જઈએ." રસિકભાઈનાં પત્ની ઇન્દુબહેન પણ પતિની ભાવનાએ રંગાઈ ચૂકેલાં. ગૃહિણીના આવા ધીરોદાત્ત સહકાર વિના કોઈ ગૃહજીવનમાં સફળ થઈ શકે નહિ.

જમવાની બાબતમાં મને ગળ્યું ખાવું ગમે અને રસિકભાઈનેયે ગળ્યું ખાવું ગમે. રસિકબાળા આ વાત બરાબર સમજી ગયેલી. એટલે જ્યારે પણ રસિકભાઈ મને ઘેર મળવા આવે – ઘણી વાર સમય કાઢીને, એ

આવી રીતે આવતા ત્યારે રસિકબાળા કંઈ નહિ તો ગરમ ગરમ સુખડી બનાવીને એમને ઘરે જ. અને અમે ખૂબ આનંદથી અલકમકલની વાતો કરતા એ ખાઈએ.

ગામડાંમાં પણ કેટલીક વાર મારે એમની જોડે જવાનું થયું છે. તે વખતે એ ગમે તેટલા થાકેલા હોય છતાં કોઈ દરદીનું નામ સાંભળે તો થાકને ભૂલી દરદીને સંભાળે. "મને થાક લાગ્યો છે" એવું કહેતા અમે એમને કદી સાંભળ્યા નથી.

ભલો માણસ શેરડીના જેવો હોય છે. લોકોને ખાતરી છે કે એને પીલવાથી મીઠો રસ જ મળવાનો છે. કોલુમાં પિલાવું પડે છે એનું શેરડીને દુઃખ નથી; રસની લહાણી કરવામાં એને જીવ્યું સાર્થક લાગે છે. પણ લોકો કૂચા કરીનેયે એને ક્યાં છોડે છે ? શેરડીની પેઠે રસિકભાઈની જીવનશક્તિ રોજરોજ જનસેવાના કોલુમાં નિચોવાયા કરતી હતી. દિવેટ જાતે બળીને પ્રકાશ દે, અને દાણો સડીને નામશેષ થઈ ઊગે ને અન્ન દે – તેવું રસિકભાઈનું હતું.

એક વાર અમારે સરડોઈ ગામે જવાનું થયું. પૂજ્ય રવિશંકર મહારાજ ત્યાં પધારવાના હતા. અમે સમયસર નીકળ્યા તો ખરા, પણ રસ્તામાં એક દરદીને જોવા જવાનું કહેણ આવ્યું એટલે રસિકભાઈ કહે આપણે જરી થોડા માઈલનું ચક્કર લઈ દરદીને જોતા જશું. એમ કરવામાં અમે ખાસ્સા બે કલાક મોડા પડ્યા. મહારાજ મને કહે "કેમ મોડા આવ્યા ?" પછી તરત મારી સાથે રસિકભાઈને જોઈ કહે : "સમજી ગયો ! જોડે દાક્તર ખરો ને !"

આમ દરદીની માવજતને રસિકભાઈ તમામ કામકાજમાં પહેલું સ્થાન આપતા.

રસિકબાઈ દરદીને દવાની સાથે આરોગ્ય અંગે ઘણી વ્યવહારુ સૂચનાઓ આપતા. તેઓ કેવળ શરીરના દાક્તર નહોતા, માણસના આંતર મનનાયે દાક્તર હતા. દરદીના કુટુંબજીવનનો એ આસ્તે આસ્તે પરિચય મેળવી લેતા. આણંદના પ્રખ્યાત જર્મન દાક્તર કુક્ના હાથ નીચે કેટલાયે મહિનાઓ સુધી એમણે પ્રત્યક્ષ કામની તાલીમ લીધી હતી. બંને સરખા સેવાભાવી અને સરખા અપરિગ્રહી. બંનેના વિચારોનો પૂરો મેળ હતો, એટલે તો કુકસાહેબને ભારત છોડી વતનમાં પાછા જવાનું થયું ત્યારે તેઓ રસિકભાઈને મળવા ખાસ મોડાસા આવ્યા હતા અને પૂરા ત્રણ દિવસ એમની સાથે રહ્યા હતા, થોડા કલાક મારે ત્યાં પણ રહ્યા હતા અને જમ્યા હતા.

ગુજરાતના અનેક કાર્યકરો રસિકભાઈના કાર્યથી વાકેફ હતા. પૂજ્ય રવિશંકર મહારાજ અને બબલભાઈ મહેતા તો અવારનવાર રસિકભાઈને મળવા મોડાસા આવતા. શ્રી મોરારજીભાઈ, જીવરાજભાઈ, હિતેન્દ્રભાઈ સમા રાજ્યધુરીણો અને પાર્લામેન્ટના સ્પીકર દાદાસાહેબ શ્રી માવળંકર રસિકભાઈની સેવાભાવના પર પ્રસન્ન હતા.

રસિકભાઈની દઢ માન્યતા હતી કે માણસનું શરીર એ ઈશ્વરનું ઘર છે, અને દાક્તર એ પૂજાઘરનો પૂજારી છે; એ ઘરને સ્વચ્છ અને સુંદર રાખવામાં એનો ફાળો છે. એટલે તેઓ દરદીઓની સાથે રોજ રાતે પ્રાર્થનાઓ યોજતા – તેમાં સાદી ભાષામાં ઈશ્વરસ્તુતિ થતી, ધૂન થતી અને પ્રસંગોપાત્ત બે શબ્દો તેઓ કહેતા પણ ખરા. દરદીમાં દરદને સહેવાની હિંમત આવે અને એનામાં શ્રદ્ધા જાગે, એવું એ કરતા. દરદીની નિરાશા હિમાલયની ટોચ જેવડી મોટી ભલે ને હોય, પણ એ ટોચ પર રસિકભાઈ દાક્તરના બે શબ્દો આશાનું મંદિર ચણી દેતા એવું મેં અનુભવ્યું છે. એમના દાક્તરી જીવનનું એ સાર્થક્ય છે.

આવું એમનું વ્યક્તિત્વ, પણ એ વ્યક્તિત્વનો એમના મન પર જરી જેટલોયે બોજ નહિ. એ કહેતા કે "હું તો માત્ર નિમિત છું. સાજા કરવાની શક્તિ ઈશ્વરની, મારી નહિ. એ યશ મારાથી ન લેવાય. મારો આ સ્ટેથોસ્કોપ એ ઈશ્વરની ચપરાશ છે, મહિમા બધો ઈશ્વરની એ ચપરાશનો છે."

શિક્ષણ, સંસ્કાર અને સમાજહિતની હરકોઈ પ્રવૃત્તિમાં એમને રસ હતો અને તેમાં એ ઉત્સાહથી ભાગ લેતા. તે માટે એમનાં ભરપૂર રોકાણોમાંથી એ વખત કાઢતા. કેવી રીતે કાઢતા તે મારે મન એક કોયડો છે. પણ સાર્વજનિક હિતની કોઈ પણ પ્રવૃત્તિથી તેઓ આઘા રહી શકતા નહિ એ હકીકત છે. હા, સક્રિય રાજકારણથી એ આઘા રહેતા. એક વાર શ્રી મોરારજીભાઈએ પોતે એમને ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહેવા કહેલું અને તેમણે વિચાર કરવાનોયે વખત નહિ

લેતાં તે ને તે જ ઘડીએ ના કહેલી. હું તે વખતે હાજર હતો, તેથી આ અધિકારપૂર્વક કહી શકું છું.

શ્રી રસિકભાઈ સાચા અર્થમાં આધ્યાત્મિક પુરુષ હતા, અને દાકતર તરીકે તેમની સેવા એ આધ્યાત્મિકતાનો જ એક ભાગ હતી. જૈન મુનિ સંતબાલજીની એમના પર ઘણી અસર હતી. તેમની નિશ્રામાં એમણે કામ પણ કરેલું. સંતબાલજીનો મોડાસાનો કાર્યક્રમ તેમણે જ ગોઠવેલો. તેમને લીધે જ હું સંતબાલજીના નિકટ પરિચયમાં આવી શકેલો. રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, રમણ મહર્ષિ, શ્રી અરવિંદ વગેરેના ગ્રંથોનું તેમનું નિયમિત વાચન હતું. સંતસમાગમના તેઓ હમેશાં ભૂખ્યા હતા. મા આનંદમયીનું નામ મેં પહેલું એમના મુખે સાંભળેલું. સંત ગુરુદયાલ મલ્લિકજીનો મને પ્રત્યક્ષ પરિચય કરાવનાર પણ રસિકભાઈ. તેઓ જ તેમને મારે ઘેર લઈ આવ્યા હતા. સત્સંગની બાબતમાં મારા ને એમના વિચારો સંપૂર્ણપણે એક હતા. સને ૧૯૫૦માં પ.પા. સ્વામી રામદાસ મોડાસા પધાર્યા ત્યારે મારા જેટલા જ ઉત્સાહથી રસિકભાઈએ તેમનું સાંનિધ્ય માણ્યું હતું. સ્વામી રામદાસ દવાખાનાના તમામ વૉર્ડોમાં ફર્યા હતા અને દરદીઓને પણ તેમણે સંબોધ્યા હતા. એવી રીતે તુકડોજી મહારાજ, પ્રમુખસ્વામી મહારાજ, વિમલાબહેન ઠકાર, સંતબાલજી, દાદા પાંડુરંગ આઠવલે વગેરે અનેક સંતોએ રસિકભાઈનું કામ જોઈ એમને આશીર્વાદ આપ્યા હતા. શ્રી મોરારજીભાઈ દેસાઈ, ગુલઝારીલાલ નંદાજી સમા ભારતના વિખ્યાત રાજપુરુષો અને પરીક્ષિતલાલ મજમુદાર, રવિશંકર મહારાજ, નારાયણ દેસાઈ, હરિશ્ચંદ્ર બહેનો, દાદા ધર્માધિકારી, બબલભાઈ મહેતા વગેરે વિભૂતિઓએ રસિકભાઈની પ્રવૃત્તિઓને નિહાળી બિરદાવી છે.

ગાંધીજીની દેશને અનેક દેણમાંની એક છે સર્વધર્મસમભાવ. એને ઉત્કૃષ્ટ રૂપ આપ્યું વિનોબાજીએ. રસિકભાઈનો હિંદુ ધર્મ ગાંધીજી અને વિનોબાજીના જેવો સર્વધર્મસમભાવના પાયા પર ખડો હતો; તમામ ધર્મના લોકો સાથે તે સરળતાથી શ્રદ્ધાપૂર્વક ભળી જતા અને સૌમાં વિશ્વાસ પેદા કરી શકતા. એમના દવાખાનામાં દરદીઓને તપાસવા તેઓ જે કમરામાં બેસતા તે કમરાની ભીંતો પર એમણે બુદ્ધ, ઈસુ અને ગાંધીજીનાં સુંદર ચિત્રો કરાવ્યાં હતાં અને 'જનસેવા એ જ પ્રભુસેવા છે'નું સૂત્ર અંકિત કરાવ્યું હતું. તેમાંયે ગાંધીજી રક્તપિત્તગ્રસ્ત પરચુરે શાસ્ત્રીની ચરણસેવા કરે છે એવું ચિત્ર તો ખૂબ જ અસરકારક હતું.

પૂજ્ય વિનોબાજીએ ભૂદાન પ્રવૃત્તિ શરૂ કરી ત્યારે રસિકભાઈએ તેમાં સક્રિય ભાગ લીધો હતો અને સાબરકાંઠામાં વિનોબાજીનો પગપાળો પ્રવાસ થયો ત્યારે અનેક જગાએ તેમણે તેમનું સાંનિધ્ય માણ્યું હતું.

રસિકભાઈની દીકરી ઇલા કુરાનના એક મંત્રનો હવાલો આપીને કહે છે કે એમનું જીવનસૂત્ર હતું : "હે પરવરદિગાર, હું જો સ્વર્ગના લોભે તારી પ્રાર્થના કરતો હોઉં તો મને નરક આપજે, અને જો પુણ્યને માટે મેં તારું શરણ સ્વીકાર્યું હોય તો મારા ખાતે પાપ જ ઉધારજે !" રસિકભાઈનું જીવન કેવું પ્રભુસમર્પિત અને નિતાન્ત પારદર્શક હતું તે આ પરથી સમજાશે.

રસિકભાઈના જીવનઘડતરમાં શાળાકીય અસરોની આપણે નોંધ કરી, તેવી તેમના કુટુંબની અસરની પણ નોંધ લેવી ઘટે. તેમાંય તેમના મામા જ્ઞાનચંદ્રજી મહારાજ તો સંત પુરુષ છે. અમદાવાદ પાસે સાણંદ ગામે તેઓ કેટલાયે દાયકાઓથી જ્ઞાનોપાસના અને ઈશ્વર-ભક્તિમાં લીન રહે છે. રસિકભાઈ તેમને પોતાના પહેલા દીક્ષાગુરુ માનતા અને સમયે સમયે એમનાં દર્શન કરવા અને એમના આશીર્વાદ લેવા જતા.

દવાખાનાની કાયાતૂટ કામગીરીમાંથી કોઈ કોઈ વાર સમય કાઢી રસિકભાઈ કોઈ દૂરના સ્થળે આરામ માટે જતા. આવી રીતે સને ૧૯૬૯ના મે માસમાં તેઓ નૈનીતાલ ગયા હતા. ત્યાં એકાએક બીમાર પડી ગયા. તેમને સારવાર માટે પ્લેનમાં મુંબઈ લઈ જવાનો પ્રયત્ન થયો, પણ પાર ન પડ્યો – તેમને દિલ્હીની સફદરજંગ હૉસ્પિટલમાં દાખલ કરવા પડ્યા. શ્રી મોરારજીભાઈ તે વખતે ભારતના નાયબ વડાપ્રધાન હતા. તેમને ખબર પડતાં તેમણે તરત જ તેમની સારવારનો બંદોબસ્ત કરાવ્યો અને પોતે જાતે તેમની ખબર કાઢવા ગયા. પણ રસિકભાઈ બચ્યા નહિ. તા. ૨૭-૫-૧૯૬૯ના રોજ દિલ્હીમાં તેમનું અવસાન થયું.

રસિકભાઈને શ્રદ્ધાંજલિ અર્પતાં પૂજ્ય કાકાસાહેબ કાલેલકર કહે છે : "વિધાતાની રચના કેવી વિચિત્ર !

આ જીવનયોગીને અંતિમ ઘડીએ ગામડામાં નહિ, પણ દિલ્હીમાં દાક્તરી સેવા લેવી પડી ! હું તો માનું છું કે દિલ્હીના લોકોને એવા જીવનયોગીનાં દર્શન થયાં અને એની થોડી સેવા કરવાની તક મળી એ એમનું અહોભાગ્ય !"

રસિકભાઈનું અવસાન એ મોડાસા અને મોડાસા પ્રદેશ માટે એક અણધાર્યો વજ્રપાત હતો. આખા પ્રદેશમાં ગમગીની ફેલાઈ ગઈ હતી. એ પછી શ્રી રસિકભાઈના નાના ભાઈ રમણલાલ મોડાસા આવ્યા ત્યારે આખું ગામ તેમની આગળ શોક વ્યક્ત કરવા ભેગું થઈ ગયું હતું. હજારોની એ શોકાકુલ મેદની પોતાનું અંતરંગમાં અંતરંગ માણસ ખોઈ બેઠાનો શોક અનુભવી રહી હતી.

માત્ર રૂપિયા ૧,૯૦૦ના જોર પર શરૂ થયેલા દવાખાનાએ રસિકભાઈનાં ત્યાગ અને તપના બળે પચીસ વર્ષમાં મોટી હૉસ્પિટલનું રૂપ ધારણ કર્યું હતું. સેવાસંઘે એ હૉસ્ટિપલને 'શ્રી રસિકલાલ હ. શાહ સાર્વજનિક હૉસ્પિટલ' એવું નામ આપી રસિકભાઈની સેવાઓને અંજલિ આપી. ખરેખર જે રસિકભાઈની જ કૃતિ હતી તે હવે ચિરકાળ માટે તેમના નામ પર ચડી.

આજે આ હૉસ્પિટલ મોડાસા પ્રદેશને અને તેની પૂર્વે અને ઉત્તરે આવેલા ડુંગરપુર અને સાગવાડા, ગલિયાકોટ સુધીના વિશાળ આદિવાસી વિસ્તારને અણમોલ સેવા આપી રહી છે.



## સાભાર સ્વીકાર

**પડછાયો** : લે. પ્ર. કવિશ્રી આનંદરાય બ્રહ્મભટ્ટ, ૯૭, પટેલ કોઑ.હા.સો., ઇન્દિરા પુલ પાસે, સમરથ-નગર સામે, હાંસોલ, અમદાવાદ - ૩૮૨ ૪૭૫, કિં. રૂા. ૬૦/-; **કિસલય** : લે. પીયૂષ પંડ્યા 'જ્યોતિ', પ્ર. અજય એમ. કોઠારી, 'ફીલિંગ', ૩, તિરુપતિનગર, રૈયા રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૫, કિં. રૂા. ૪૦/-; **રક્ત** : લે. સુનીલ ગંગોપાધ્યાય, અનુ. અને પ્રકા. લિપિ કોઠારી, 'નીડ', સી-૩, આનંદ પાર્ક, કલિકુંડનગર પાછળ, બાકરોલ રોડ, બાકરોલ - ૩૮૮ ૩૧૫ (વલ્લભવિદ્યાનગર), કિં. રૂા. ૭૦/-; **ડાઇવર્ઝન** : લે.-પ્રકા. બિપિન આશર, બી-૭, આલાપ સેન્ચુરી, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૫, વિક્રેતા : સાહિત્યધારા, એમ-૨/૮, રૂરલ હાઉસિંગ બૉર્ડ, એ. જી. સોસાયટી પાછળ, કાલાવડ રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૫, કિં. રૂા. ૭૦/-; **...અને એવું બધું** : લે.-પ્રકા. ઉપર મુજબ, કિં. રૂા. ૬૦/-; **બોનસાઈ** : લે.-પ્રકા. મધુકાન્ત જોશી, 'ગુલમહોર', ગંગોત્રી પાર્ક, યુનિવર્સિટી રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૫, કિં. રૂા. ૩૧/-; **અમે રમકડાં** : લે.-પ્રકા. ઉપર મુજબ; કિં. રૂા. ૧૭/-; **મોર પગલાં પાડે છે** : લે.-પ્રકા. ઉપર મુજબ; કિં. રૂા. ૫/-; **રાષ્ટ્રવિધાયક સરદાર** : સંપા. ડૉ. મીનાક્ષી ઠાકર, પ્રકા. વિશ્વ ગુજરાતી સમાજ, ૧૦૨, ૧લા માળે, મણિપ્રભુ, નવરંગ સ્કૂલ છ રસ્તા પાસે, નારણપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૧૪, કિં. રૂા. ૩૦૦/-; **ભારતની ગરિમા** : લે.-પ્રકા. ડૉ. મીનાક્ષી ઠાકર, ૫, ઈશાવાસ્યમ્ બંગલોઝ, યોગા નર્સરી પાસે, સૅટેલાઈટ, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, કિં. રૂા. ૫૦/-; **એક પળ** : લે. તરુલતા દવે, પ્રકા. રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૪૦/-; **मन ही मन दल्ला नाचे (नाटक)** : मूल कन्नड नाटक : टी. एन. सीताराम, हिन्दी अनुवाद : डॉ. मंगल देसाई, प्रका. भारत यात्रा केन्द्र, 566/4, 75वाँ 'सी' क्रॉस, छठा ब्लॉक, राजाजीनगर, बेंगलूर - 560 010, की. रु. 70/-; **Sant Devidas (The story of a Saintly Life)** : by Jhaverchand Meghani, English Translation : Ashok Meghani, Published by Prasar, 1888, Atabhai Avenue, Bhavnagar - 364 002, Price Rs. 60/-.



# શાંતિનિકેતન

કુરંગી દેસાઈ

૧૯૩૭ સુધી હું જેમની પાસે રહેતી હતી તે મારા દાદા (નાના) નરસિંહરાવભાઈનું અવસાન થતાં મારી બહેન ચિત્રા અને હું મારા બાપુ પાસે રહેવા ગયાં. પહેલાં ચિતાગૉંગ ને પછી બદલી થતાં કરાંચી. કરાંચીમાં, આ પહેલાં જ જેમનો પરિચય બાપુને થયેલો તે ગુરુદયાલ મલિકજી (ચાચાજી) શાંતિનિકેતનથી કરાંચી રજામાં આવેલા હતા. તેઓ ત્યાં એ વખતે અંગ્રેજીના પ્રોફેસર હતા. શાંતિનિકેતનની થોડીક વાતો તે અમને મળે ત્યારે કરતા.

અમારા બે બહેનોના વિકાસ માટે શું કરી શકાય તે બાબત સલાહ બાપુએ ચાચાજી પાસે માંગી હોય, કે ગમે તેમ, ચાચાજીએ એક વિચાર રજૂ કર્યો કે અમારે બે બહેનોએ શાંતિનિકેતન જવું. આમ તો મારો કૉલેજનો અભ્યાસ ચાલુ હતો, તેથી ત્યાં કોઈ એક કોર્સ લઈને તે પૂરો કરવા માટે બે-ત્રણ વરસ રહેવાય તેવું નહોતું, છતાં એકાદ વરસ પૂરતું પણ જઈએ તો ત્યાંના વાતાવરણથી અને ચાચાજી જેવા બીજા મહાનુભાવોના સત્સંગથી ઘણું મેળવી શકાય એવું બાપુને લાગ્યું. મારી ઇન્ટરની પરીક્ષા પતી ગઈ પછી, ૧૯૩૯ના જૂનમાં અમે બંને બહેનો શાંતિનિકેતન ગયાં.

ત્યાં કલાભવનમાં ચિત્રકામ શીખવા અને સંગીતભવનમાં સંગીત અને નૃત્ય શીખવા માટે અમે પ્રવેશ લીધો.

સંગીતભવનના મુખ્ય શિક્ષક શાંતિદેવ ઘોષ હતા. તેઓ દિલરુબા સરસ વગાડતા. અમારે મુખ્યત્વે રવીન્દ્ર-સંગીત શીખવાનું હતું. વાદ્યસંગીત શીખનારને શાસ્ત્રીય સંગીતની ભૂમિકા બાંધવાની રહેતી. કંઠ્ય સંગીતમાં કોઈ રાગની તાલીમ લીધાનું યાદ નથી. એટલું ખરું કે રવીન્દ્ર-સંગીતનાં ઘણાં ગીતો શાસ્ત્રીય રાગ ઉપર આધારિત હોય, તેવાં ગીત શીખતી વખતે અમને તે રાગની થોડી માહિતી આપવામાં આવે. તેથી તે રાગનું આછું સ્વરૂપ ખ્યાલમાં આવે. એ એક વર્ષમાં હું જે દસ-બાર-પંદર ગીતો શીખી તેમાંનાં ઘણાંની બંદિશ હજી મને ઓછી-વત્તી યાદ છે. ત્યાં રહેવાથી બંગાળી ભાષા પણ ઠીક ઠીક આવડતી ગઈ ને તેમ તેમ ગીતોના અર્થ પણ સમજાતા ગયા.

અને રવીન્દ્રસંગીતનાં ગીતોની તરજ ઉપરાંત શબ્દો પણ ખૂબ સુંદર હોય છે. તે વખતે એ શબ્દો સાદા શબ્દો તરીકે જ સમજાતા; પણ જેમ જેમ મારી ઉંમર વધતી ગઈ તેમ તેમ એ ગીતોના શબ્દો પાછળનો ભાવાર્થ મને વધારે ને વધારે અસરકારક લાગતો ગયો ને વધારે ગમતો ગયો. છેલ્લાં થોડાં વર્ષોમાં તેમાંનાં કેટલાંક મને ખાસ ગમેલાં ગીતોનો મૂળના લયમાં ગુજરાતી અનુવાદ પણ મેં કર્યો.

નૃત્ય શીખવામાં મને ખાસ રસ પહેલેથી હતો જ નહિ, પણ સંગીતભવનમાં પ્રવેશ મેળવનાર મોટે ભાગે નૃત્યના વર્ગમાં પણ જાય એવી પ્રણાલિકા હોવાથી હું પણ જતી હતી. જોકે શાંતિનિકેતનમાં ફરજિયાત તો લગભગ કશું જ નહોતું. નૃત્યમાં તો જે શીખી તે ત્યાં જ મૂકીને આવી.

મને ખરેખરો રસ પડ્યો ચિત્રકલા શીખવામાં. જોકે તેમાં પણ મારી પ્રગતિ તો ખૂબ જ ઓછી થઈ. પણ અમારા મુખ્ય શિક્ષક નંદલાલ બસુ પાસે શીખવામાં ખૂબ આનંદ આવ્યો, ખૂબ જાણવાનું મળ્યું.

નંદલાલ બસુ એટલે બંગાળી ચિત્રશૈલીના પ્રણેતા અવનીન્દ્રનાથ ટાગોરના શરૂઆતના શિષ્યોમાંના એક. બંગાળી ચિત્રશૈલીમાં તેમનું નામ અવનીન્દ્રનાથથી બીજે નંબરે આવે. તેમના પહેલા પરિચય વખતે શ્યામ ત્વચા, વાંકડિયા - લગભગ ગૂંચળાં વળેલા - વાળ અને તેજસ્વી આંખો એ ત્રણ બાબત પર ધ્યાન જાય. વાત કરવા માંડે એટલે આત્મીયતા અને પ્રસન્નતાનો અનુભવ થાય. શાંતિનિકેતનમાં બધાં તેમને 'માસ્ટર-મોશાય' કહેતાં.

તેમની શીખવવાની પદ્ધતિ પણ કોઈ કલાશાળામાં હોય તેના કરતાં જુદી. બધાંને ભેગાં બેસાડીને તેઓ કદી ના શીખવે. દરેકને જમીન પર બેસવા માટે આસન હોય ને સામે નાનું ઢાળિયું. ચિત્રનો વિષય પણ દરેકે પોતે પસંદ કરવાનો. શરૂઆતમાં ફૂલ-પાંદડાં, કોઈ સહેલું કુદરતી દૃશ્ય એવું ચીતરવાનું. વર્ગનો વખત થાય એટલે બધાં આવીને પોતપોતાની જગ્યા સંભાળી લે. માસ્ટર-મોશાય પહેલેથી જ બેઠા હોય, કે થોડી વારમાં આવે. દરેકની પાસે વચ્ચે વચ્ચે જાય. કંઈક નાનકડી સૂચના આપે, કોઈ વાર કશુંક વિગતવાર સમજાવે કે સુધારે. કોઈ વાર માત્ર ચિત્ર જોઈને આગળ ચાલે. કોઈ પોતાની મુશ્કેલી જણાવે તો મદદ કરે. કોઈ વાર કોઈ ચિત્રમાં બધાંએ જાણવા જેવું હોય તો બધાંનું ધ્યાન ખેંચીને, ચિત્ર બધાંને બતાવીને મોટેથી વિગતવાર સમજાવે.

ચિત્રકળામાં પણ મારી પ્રગતિ તો ઝાઝી ન થઈ, પણ પહેલાં જે ચિત્ર માટે 'સરસ છે' એવું લાગે, તે શા માટે સરસ છે, એમાં રંગરેખાનો કેવી રીતે વિનિયોગ થયો છે જે એને સરસ બનાવે છે, એવી સમજણ આવી. ચિત્રમાંની એકાદ નાનકડી વિગત આખાય ચિત્રના સૌંદર્યને શી રીતે ઉપકારક બને છે એવી ઝીણવટનો ખ્યાલ આવવા માંડ્યો. એક વાર ત્યાં એક ચીની ચિત્રકાર આવ્યા હતા. તેમનાં ચિત્રો વિદ્યાર્થીઓને બતાવતાં ચીની ચિત્રકલા અને હિંદુસ્તાની ચિત્રકલા કેવી રીતે ને કઈ બાબતોમાં જુદી પડે છે તે માસ્ટરમોશાયે ઝીણવટથી સમજાવ્યું હતું. ટૂંકામાં, ચિત્ર જોવા ઉપરાંત 'માણતાં' આવડ્યું.

તે ઉપરાંત અજંતા ચિત્રશૈલી જેવી પ્રાચીન ચિત્ર-પદ્ધતિ વિષે જાણવા મળ્યું. માસ્ટરમોશાય પાસે અજંતાનાં ચિત્રોની, તેમણે ઉતારેલી નકલોની એક ચોપડી હતી. તે જોવાની બહુ મઝા આવતી. તેમાંથી સહેલા ભાગ ચીતરવા અમે પ્રયત્ન પણ કરતાં. હિંદુસ્તાનના પ્રાચીન કલાવારસાનો એ કદાચ પહેલો પરિચય હશે.

અને માસ્ટરમોશાયના પ્રસન્ન વ્યક્તિત્વની તો ઘેરી છાપ પડી. નમ્રતા એમનામાં પૂરેપૂરી. ચિત્રકલાના આવા મોટા તજ્જ્ઞ – એક વાર લગ્નપ્રસંગે દરવાજાની એક લગભગ ૨ x ૧ ફુટની પેનલ એમણે દશ મિનિટમાં ભરેલી – પણ અમારી સાથે બરોબરિયાની જેમ વાતો કરે; ગમ્મત કરે, હસાવે; શિખામણ દે તે પણ મોટા, ભારેખમ વડીલની જેમ નહિ, મિત્રની જેમ. પહેરવેશમાં ખાદીનો ઊંચો ઊંચો પાયજામો, ખાદીની ઘેરા બદામી કે કોકટી રંગની કફની. પ્રવાસમાં પણ એમાં કંઈ ફેર ન પડે.

વિદ્યાર્થીમાત્ર માટે પ્રેમ ઘણો ને કાળજી પણ તેટલી જ. એક પ્રસંગ તો હું ક્યારેય નહિ ભૂલું. કલાભવનમાં ચિત્ર પાડવા બધાં ઓરડામાં જ બેસે એવું નહિ. અવારનવાર બગીચામાં બેસીને પણ કોઈ કોઈ કામ કરતાં હોય. તેવી રીતે એક વાર હું બગીચામાં ગઈ. મારે એક પાંદડું ચીતરવું હતું. તેનો છોડ જરા ઊંચો હતો એટલે હું નીચે બેસવાને બદલે ઊભી ઊભી પાંદડાની બારીક નસો જોઈ જોઈને ચિત્રમાં પૂરતી હતી. જરા વારે પાછળ કંઈક સંચાર સંભળાયો. ફરીને જોઉં છું તો માસ્ટરમોશાય સ્ટૂલ લઈને ઊભેલા ! "માસ્ટરમોશાય, તમે ? તમે આ લાવ્યા ?" મારા મોમાંથી નીકળી ગયું. તો કહે : "તું ક્યારની ઊભી હતી, પછી થાકી જાય ને ? બેસ." હું અચકાઈ, એટલે ફરીથી કહે "બેટા, બેસ. એમાં શું થયું ?" અંતે હું બેઠી પછી જ બીજે ગયા. વાત્સલ્યનો આવો અનુભવ મારી એકલીનો નહોતો.

મારું શાંતિનિકેતન માટે ફાળવેલું વરસ પૂરું થવા આવ્યું હતું. ત્યાં કલાભવન અને સંગીતભવનનાં વિદ્યાર્થીઓની તથા શિક્ષકોની એક શિબિરનું આયોજન થયું. બિહારમાં આવેલા રાજગૃહ નામે નાના ગામ પાસે શિબિર હતી. ત્રણચાર નાની નાની ટેકરીઓની વચ્ચે તંબૂ તાણેલા. રસોઈમાં તેમજ વ્યવસ્થામાં વિદ્યાર્થીઓનો સારો હિસ્સો રહેતો. શિબિરમાં પોતપોતાની વ્યવસ્થા રાખવાની, આખી શિબિરની વ્યવસ્થામાં વારાફરતી મદદ કરવાની; અને આયોજન પ્રમાણે તેમજ સ્વતંત્ર રીતે ફરવાનું. ચોવીસે કલાક કુદરતને ખોળે રહેવાનો આ એક નવો જ અનુભવ હતો.

એ શિબિર દરમિયાન પ્રાચીન વિદ્યાપીઠ નાલંદા અને મહાવીર સ્વામીનું નિર્વાણસ્થાન પાવાપુરી એ બે વિખ્યાત સ્થળો જોવાની તક મળી.

નાલંદાના અવશેષો જોઈને પણ પ્રભાવિત થઈ જવાય અને મૂળની ભવ્યતાની કલ્પના સુધ્ધાં આપણને ચકિત કરી દે. પાવાપુરી ઓછું પ્રાચીન લાગ્યું . તળાવની વચ્ચે આવેલું એ જૈન મંદિર અત્યંત કલાત્મક છે.

આમ તો પાવાપુરી જવા માટે રાજગૃહથી તે વખતે પણ બસ મળતી. પણ અમને બસ ન મળી, કે ગમે તેમ, અમે ચારપાંચ જણાંએ એ મુસાફરી ઘોડાગાડીમાં કરી હતી ને પાછાં ફરતાં ગાડીની ધરી તૂટી ગઈ તેથી બસને અધવચ્ચે રોકીને ચઢ્યાં હતાં. એટલે કે થોડીક નવીનતા ને સાથે થોડું સાહસ એ પ્રવાસમાં અનુભવવાની મઝા આવી. જોકે અમે પાવાપુરી ગયાં છીએ તે સંદેશો માસ્ટરમોશાયને મળેલો નહિ ને પાછાં ફરતાં રાત પડી ગઈ તેથી તેમનો ઠપકો પણ ખાધો.

આ શિબિરમાં ચોવીસે કલાક માસ્ટરમોશાયનું સાંનિધ્ય બધાંને બહુ ગમતું. અમારી ઝીણી ઝીણી કાળજી રાખે. ઠંડીના દિવસ, ને ટેકરીઓની વચ્ચે તંબૂમાં સૂવાનું, તેથી ખૂ...બ ટાઢ વાય. તેથી રાતે બધાં સુઈ જાય પછી એકેએક તંબૂમાં માસ્ટરમોશાય ફરી વળતા ને દરેકને પૂરતું ઓઢવાનું છે કે કેમ તેનું ઝીણવટથી નિરીક્ષણ કરતા. તેઓ જે વાત્સલ્ય વરસાવતા તે કૉલેજના પ્રિન્સિપાલ કરતાં એક હેતાળ માતા જેવું વધારે લાગતું. અમારા તંબૂમાં એક છોકરીને બે-ત્રણ દિવસ તાવ આવેલો. તેની તો દિવસમાં ત્રણ-ચાર વાર ખબર કાઢી જતા. બીજી છોકરીઓ તેની પાસે વારાફરતી બેસે તેનું ધ્યાન રાખતા; તેને માટે ઠીક દૂરની દુકાનેથી આવતી દવા બરોબર લેવાય છે કે કેમ, તેને અપાય છે કે કેમ, પોતાં મુકાય છે કે કેમ વગેરે બાબતોની ચોકસાઈ કરતા. વખતસર દૂધ વગેરે પહોંચે તેની તપાસ રાખતા. એ શિબિર દરમિયાન માસ્ટરમોશાય પ્રત્યેના પ્રેમાદરમાં ઘણો વધારો થયો. આજે પણ એ યાદ કરતાં મન પ્રસન્નતાથી ભરાઈ જાય છે.

થોડાં વરસ પછીની એક વાત અહીં જ કરી લઈએ.

મારી M.A.ની ને ચિત્રાની ઇન્ટરની પરીક્ષા પહેલાં, ૧૯૪૪ના આરંભમાં અમે બનારસ એકાદ મહિનો રહ્યાં હતાં તે વખતે અચાનક જાણવા મળ્યું કે માસ્ટર-મોશાય બનારસમાં છે. અમારી સાથે ચુનીભાઈ (શ્રી મોટા) હતા. તેમણે માસ્ટરમોશાયનું સરનામું મેળવ્યું ને અમે-ચુનીભાઈ, ચિત્રા ને હું - તેમને મળવા ગયાં. પરદેશથી આવેલી દીકરીઓ મળવા આવી હોય એવા ઉમળકાથી અમને આવકાર્યા. પોતે મિતભાષી છતાં અમારી સાથે ખૂબ વાતો કરી. એ આખુંયે ચિત્ર અત્યારે નજર સામે તાદૃશ છે. છૂટાં પડતી વખતે પોતે ચીતરેલું એક કાર્ડ આપ્યું તે હજી મારી પાસે સચવાયેલું પડ્યું હોવાનો ખ્યાલ છે.

શાંતિનિકેતનની બીજી એક ઉપલબ્ધિ ત્યાંના પ્રખર પંડિત અને તત્ત્વવેત્તા આચાર્ય ક્ષિતિમોહન સેન મારફત થયેલી. ક્ષિતિમોહન સેન એટલે શાંતિનિકેતનનું જ નહિ, બંગાળનું મોટા ગજાનું નામ (તેમના પુત્ર અમર્ત્ય સેન તો આજે દુનિયામાં જાણીતા થયા છે). તેમના સંશોધનનો વિષય ભારતીય તત્ત્વજ્ઞાનની પરંપરામાં ભક્તિયુગના પ્રદાન વિષેનો હતો. તેમનો પ્રત્યક્ષ પરિચય તો અમને નહોતો થયો, પણ તેઓ રવિવારની સમૂહ-પ્રાર્થનામાં વચ્ચે વચ્ચે પ્રવચન કરતા. તેમનાં પ્રવચનોમાં તે વખતે સમજણ બહુ ઓછી પડે, પણ મારું ધાર્મિક પોત પ્રાર્થનાસમાજનું, તેથી તેમનાં પ્રવચનોમાં કંઈક પરિચિતતા લાગતી ને તેથી રસ પડતો. તેમની ધીરગંભીર શૈલી પણ એક સરસ છાપ પાડતી.

તેમનું એક પ્રવચન મારી માનસિક ભૂમિકામાં અમુક પરિવર્તન લાવનારું બન્યું હતું તેનો ખ્યાલ મને શાંતિનિકેતન છોડ્યા પછી થોડે વર્ષે આવ્યો હતો.

મારા નાનપણમાં પાંચ વર્ષમાં ચાર અંગત સ્વજનોનાં મરણનો અનુભવ થયો હતો. મૃત્યુની ઘેરી છાયા અને તેમાંથી નીપજતી એક જાતની અસ્વસ્થતાએ મારા મન ઉપર કંઈક જુદી જ અસર ઉપજાવેલી. બાપુ પાસે ગયા પછી પણ, રોજના જીવનમાં નહિ, પણ કદીક કદીક હું એ અસર તળે આવ્યા કરતી, એવો કંઈક ખ્યાલ છે.

શાંતિનિકેતનમાં એક વાર એક વિદ્યાર્થી તળાવમાં ડૂબીને મરી ગયો. અમે એ વિદ્યાર્થીને ઓળખતાં નહોતાં, ખાસ જોયેલો પણ નહિ, નામ પણ ખાસ જાણતાં નહોતાં. પણ સંસ્થામાં મરણ થાય એટલે બધાં ડઘાઈ તો જાય જ.

બીજે જ દિવસે સવારે એ વિદ્યાર્થીની સ્મૃતિમાં સમૂહપ્રાર્થના ગોઠવાઈ. તેમાં ક્ષિતિમોહનબાબુએ મૃત્યુ વિષે જે પ્રવચન આપ્યુ તેનાથી સંસ્થાના વાતાવરણનો ભાર હળવો થઈ ગયો.

એ પ્રવચનનો એક ભાગ યાદ રહી ગયો છે. તેમણે કહ્યું : ''મા બાળકને ધવડાવતી હોય, ને એક બાજુથી

બીજી બાજુ ખસેડે, તેના કરતાં મૃત્યુને જુદું શું કામ ગણીએ ? એક બાજુ ધવડાવવાનું જ્યારે મા છોડાવે, ત્યારે બાળક રડે તો ખરું, પણ તરત જ બીજી બાજુ ધાવવા માંડે ને સ્વસ્થ થઈ જાય. તેવી જ રીતે જીવનમાંથી મૃત્યુમાં થતું પરિવર્તન દુઃખદાયક તો છે જ, પણ પછી પાછું એ જ ઈશ્વરનું સાંનિધ્ય આપણને મળવાનું છે, જેણે જીવનભર આપણને સાચવ્યાં છે.''

તે વખતે પણ આ ઉદાહરણ સ્પર્શી ગયેલું. ને પછીથી જ્યારે જ્યારે એ યાદ આવે છે ત્યારે મને લાગે છે કે એ પ્રવચન મૃત્યુ પ્રત્યેનો એક સ્વસ્થ અભિગમ કેળવવામાં મને મદદરૂપ બન્યું હતું.

શાંતિનિકેતનનાં લગભગ બધાં જ સંસ્મરણો પ્રસન્નતાભર્યાં છે.

અમે ત્યાં હતાં તે દરમિયાન ત્રણ-ચાર ઉત્સવો થયેલા. ઉત્સવ એટલે રજા ને બહાર ફરવાનું. મોટે ભાગે આખા દિવસનો કાર્યક્રમ ખુલ્લામાં હોય. સાંજના કાર્યક્રમ માટેનો રંગમંચ પણ ખુલ્લામાં હોય - ચોમાસા સિવાય બધું જ ખુલ્લામાં. બેએક કાર્યક્રમમાં કવિવર ટાગોર પોતે આવીને બેઠેલા ને એકાદ વાર તો મોજમાં આવીને ગાવા પણ મંડેલા. તે વખતે તેમની તબિયત સાથ નહોતી આપતી તેથી બે-ત્રણ લીટી ગાઈને બંધ થઈ ગયેલા, પણ રંગમંચ ઉપર એક બાજુ નૃત્ય ચાલતું હોય, ને બીજી બાજુ કોઈ પ્રાચીન ઋષિની યાદ આપતા ગુરુદેવ આરામખુરશીમાં અઢેલીને બેઠા હોય એ દૃશ્ય બહુ અસરકારક રહેતું.

શાંતિનિકેતનના એક વર્ષ દરમિયાન અમને ગુરુદેવનો પરિચય તો આવો પરોક્ષ જ થયેલો. તે વખતે તેમની તબિયત જરાય સારી રહેતી નહોતી, ને તેઓ લગભગ એકાંતમાં જ રહેતા. શાંતિનિકેતનનું સત્ર શરૂ થયું ત્યારે અમે, નવાં વિદ્યાર્થીઓ, તેમને પ્રણામ કરવા ગયેલાં, પણ તે તો માત્ર ઔપચારિક મેળાપ હતો. 'બૌઠાન' તરીકે ઓળખાતાં તેમનાં પુત્રવધૂ પ્રતિમાદેવી તેમનું ખૂબ ધ્યાન રાખતાં. તે કોઈની પણ મુલાકાતમાં તેમને શ્રમ ન પહોંચે તે માટે સજાગ રહેતાં. ઘણી વાર તો ઉત્સવનો રંગમંચ પણ તેમના નિવાસસ્થાન 'ઉત્તરાયણ'ની સામે જ બાંધવામાં આવતો, ને તે દિવસે તેમની તબિયત સારી હોય તો કાર્યક્રમમાં આવે ને થોડો કે વધારે વખત બેસે. અમે થોડાંક જણે એક વાર તેમનો ઑટોગ્રાફ લેવા માટે 'ઉત્તરાયણ'માં જવાની રજા મેળવેલી ત્યારે બે-ત્રણ મિનિટ તેમને નજીકથી જોયા હતા ને એકાદબે વાક્યોની આપ-લે કરી હતી.

એક ખાસ સ્મરણીય પ્રસંગ તે ગાંધીજી અને કસ્તુરબાનું શાંતિનિકેતનમાં આગમન. આમ તો ગાંધીજીને ગુરુદેવ સાથે જ મુખ્યત્વે રહેવાનું હોય, પણ એક સાંજે જાહેર પ્રાર્થના થઈ હતી. પ્રાર્થના પછી ગાંધીજીના સ્વાગત માટે સંગીત-નૃત્યનો નાનકડો કાર્યક્રમ હતો. કદાચ વ્યાખ્યાનો પણ થયાં હશે. તે વખતે ક્યાં ગીતો ગવાયાં કે કોણ શું બોલ્યું તે યાદ નથી, પણ આપણી સામે ગાંધી-ગુરુ સાથે સાથે બેઠા હોય તે જોવામાં આનંદ આવતો હતો. એક જાતની કૃતાર્થતાનો અનુભવ થતો હતો. તે પ્રસંગનો ફોટો મેં ખરીદ્યો હતો. એક બાજુ ગાંધીજી-કસ્તુરબા ને બીજી બાજુ કવિવર. ભારતના બે વિશ્વપુરુષોની સહ-સંનિધિ કંઈક રોમાંચક લાગતી હતી.

ગાંધીજીના અંગત સચિવ મહાદેવભાઈના પુત્ર, હવે સર્વોદય-કાર્યકર્તા તરીકે વિખ્યાત, નારાયણભાઈ દેસાઈનો પરિચય પણ તે જ વખતે થયેલો.

અમને શાંતિનિકેતન લઈ જવામાં નિમિત્ત બનેલા ચાચાજી તો શાંતિનિકેતનમાં હતા જ. પણ વર્ષ દરમિયાન વચ્ચે વચ્ચે બીજે પણ જતા. તેમની સાથે નિરાંતે બેસીને વાતો કરવાનું તો આખા વરસમાં ભાગ્યે જ બન્યું હશે. કોઈ વાર રસ્તામાં મળી જાય, ને ઊભા રહીને વાતો કરે. કોઈ વાર કોઈ સમારંભમાં અલપઝલપ દેખાય. તેઓ પોતાની જાતને કોઈ દિવસ આગળ કરતા નહિ, તેથી કોઈ સમારંભમાં મંચ પર તો નહિ જ, આગલી હરોળમાં પણ દેખાય જ નહિ. પણ તેમના પ્રસન્ન વ્યક્તિત્વને લીધે જેટલી વાર, જેટલી મિનિટ મળે તેટલી મિનિટ આનંદભરી બની જાય.

'વૈતાલિક'ની વાત કર્યા વગર શાંતિનિકેતનનો પરિચય અધૂરો ગણાય.

કોઈ વાર બપોરે હૉસ્ટેલમાં જાહેરાત થાય - ''આજે સાંજે વૈતાલિક (બંગાળી ઉચ્ચાર 'બોઈતાલિક') છે.'' તો વળી કોઈ વાર રાત્રે સાંભળીએ - ''કાલે સવારે વૈતાલિક છે.'' 'વૈતાલિક'ને ગુજરાતીમાં 'ગીતફેરી' કહી શકાય.

અમારી છોકરીઓની હૉસ્ટેલ સામે બધાં છોકરા-

છોકરીઓ ભેગાં થાય. જે ગીત નક્કી થયું હોય તે ગાતાં ગાતાં ચાલવા માંડવાનું ને નક્કી-થયેલ રસ્તે ફરવાનું. મોટે ભાગે સવારે સવારનું ને સાંજે સાંજનું - બંને સમયના પ્રકૃતિવર્ણનનું ભાવવાહી ગીત પસંદ કરવામાં આવ્યું હોય. ખાસ પ્રસંગે વૈતાલિક ગોઠવાયું હોય તો તે પ્રસંગને અનુરૂપ ગીત હોય. નવું વરસ, વસંતપંચમી, વર્ષા-આરંભ વગેરે વખતે તે તે તહેવારનું ગીત હોય. આખી ફેરી દરમિયાન પાંચ-છ કે તેથી વધારે વખત એક જ ગીતનું પુનરાવર્તન થાય.

મને વૈતાલિકમાં બહુ મઝા આવતી. જો ગીત જાણીતું હોય તો પહેલેથી ગાવા માંડું. નવું હોય તો શબ્દો લખી લઉં, કદાચ તરજ પણ થોડી શીખી લઉં, પછી શરૂઆતમાં જરા જરા સૂર પુરાવતાં જવાનું. વૈતાલિક પૂરું થાય ત્યાં સુધી સૂર તેમજ શબ્દો લગભગ કંઠસ્થ થઈ જાય. હું બને તેટલી વધારે વખત વૈતાલિકમાં ભાગ લેતી. તે વખતે તો એ મને શાંતિનિકેતનનો આગવો કાર્યક્રમ લાગતો. પછી બીજી કેટલીક સંસ્થાઓમાં એને મળતા કાર્યક્રમો હોવા વિષે વાંચ્યું છે. રવીન્દ્ર-સંગીતના મારા નાનકડા સંગ્રહનું થોડું શ્રેય વૈતાલિકને જરૂર જાય.

મન ઉપર સજ્જડ અંકિત થયેલા એક નાનકડા પ્રસંગથી આ લેખ પૂરો કરું.

હું શાંતિનિકેતન હતી ત્યારે દીનબંધુ ચાર્લ્સ ઍન્ડ્રૂઝ ત્યાં હતા. દક્ષિણ આફ્રિકાની લડતોમાં ગાંધીજીના તેઓ સાથી અને પરમ આત્મીય જન. ગાંધીજી તેમને 'ચાર્લી' કહીને બોલાવે અને ઍન્ડ્રૂઝ ગાંધીજીને 'મોહન' કહીને સંબોધે. આમ તો તેઓ પાદરી હતા. તેમના નામના આદ્યાક્ષર CFA ઉપરથી ગાંધીજી તેમને Christ's Finest Apostle કહેતા. વેશ ભારતીય રાખતા. તે પણ ભગવાં નહિ, પણ સફેદ ખાદીનાં કપડાં - મોટે ભાગે ધોતિયું ને કફની પહેરતા. સરસ ફરફરતી દાઢી રાખતા. ગાંધીજીના પ્રતિનિધિ તરીકે બીજાં ઘણાં કામો સાથે ફિજીના નાગરિકો વચ્ચે રહીને તેમણે ત્યાંની સરકાર સાથે કેટલાક મુદ્દા પર વાટાઘાટ ચલાવેલી. ત્યારપછી જલિયાંવાલા બાગના અત્યાચાર વખતે, તે કત્લેઆમ વિષે સાચા અહેવાલ માટે માહિતી મેળવવા પંજાબમાં ફરેલા. પોતે અંગ્રેજ હતા તેથી અંગ્રેજ અધિકારીઓને ગાંધીજીનું દષ્ટિબિંદુ સમજાવવાનું કામ તેઓ સુપેરે કરી શકતા. કવિવર ટાગોરના પણ તેઓ મિત્ર. અવારનવાર શાંતિનિકેતનમાં રહેવા આવતા. ઘણું કરીને ૧૯૧૫માં ગાંધી-ગુરુનો પહેલો મેળાપ તેમણે જ કરાવેલો.

શાંતિનિકેતનમાં તેઓ હતા તે વાત અમને બધાંને ખબર હતી, પણ તેમને જોયા નહોતા. એક વાર અમે ત્રણચાર જણાં રસ્તે જતાં હતાં, ત્યાં તેઓ સામેથી આવતા દેખાયા. અજાણ્યું માણસ પણ સામે મળે તો તેને નમસ્કાર કરવાનો શાંતિનિકેતનમાં રિવાજ હતો. પણ આ ભાઈ કોણ હશે તેની ચર્ચામાં અમે પડી ગયાં, દીનબંધુ હશે કે કોઈ બીજું તેની દ્વિધામાં મન રોકાઈ ગયું, ને અનિર્ણયમાં કુતૂહલથી તેમની સામે જોયા કરવામાં અમે નમસ્કાર કરવાનું ભૂલી ગયાં ! વધારે પાસે આવીને, એક પ્રેમાળ નજર અમારા પર નાંખીને તેમણે જ સામા નમસ્કાર કર્યા ! ને અમે સામા નમસ્કાર કરીએ ન કરીએ ત્યાં તો હસતા હસતા અમારી બાજુમાંથી પસાર થઈ ગયા ! અમે બધાં ભોંઠાં તો પડી જ ગયાં, પણ સાથે સાથે નિખાલસ નમ્રતાનો પ્રત્યક્ષ પાઠ પણ શીખી ગયાં !



## સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. (૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૬ અને ૧૯૯/૧, ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦ ૦૦૨)નાં :

**સંગમયુગના દ્રષ્ટાની જીવનસરસ્વતી (ગોવર્ધનરામનું જીવનચરિત્ર)** : લે. જયંત કોઠારી, કિં. રૂા. ૭૦/-; **રામગાથા** : લે. રમાનાથ ત્રિપાઠી, અનુ. જયા મહેતા, કિં. રૂા. ૧૭૦/-; **મનોહર છે, તો પણ...** : લે. સુનીતા દેશપાંડે, અનુ. સુરેશ દલાલ, કિં. રૂા. ૧૬૦/-.

# 'અમારે જન્મવું છે'

ડૉ. ભાનુમતી શાહ

મને સતત એ ત્રણેય જીવના નહિ જન્મેલા કદીક દયામણા ચહેરે, તો ક્યારેક આક્રોશવાળા ચેહેરે, "તમે માણસ છો ? તમે સ્ત્રી છો ?" - એવું કહેતા જાણે સંભળાય છે. એ જીવ જાણે પોકારી પોકારી "અમારે જન્મવું છે. અમને જન્મ આપો. ઓળખ્યા અમને ? નથી ઓળખતાં ?" એમ ન કહેતા હોય ? એક કહે છે, "આજથી છ વર્ષ પહેલાં જાણીબૂજીને નહીં જન્મવા દીધેલો જીવ તે હું." બીજો કહે છે, "હું ચાર વર્ષ પહેલાં તમારા ઉદરમાંથી ખેરવી નંખાયેલું બીજ." ત્રીજો જીવ કહે, "મનેય નથી ઓળખતાં ? હું તો હમણાં માત્ર એક વર્ષ પહેલાં જ આપના ઉદરમાંથી સરકાવી દેવામાં આવેલો જીવ છું -"

ક્યારેક તો ત્રણેયના એકસામટા અવાજ સંભળાય છે, "અમારે જન્મવું હતું. આ ધરતી પર અમને કેમ ન જન્મવા દીધા ? અમારો શો વાંક ? પોતાના બચ્ચાને તે વળી કોઈ ખાઈ જતું હશે ? તમે તો...પણ કુદરત તમને જરૂર સજા આપશે -"

ને હું ખળભળી ઊઠું છું. સજા તો મળી જ ચૂકી છે. મારે પુત્ર જોઈતો હતો. પનોતો પુત્ર. ના, ના સ્વર્ગ, શ્રાદ્ધ, કે તર્પણ માટે નહિ, સ્ટેટસ માટે પુત્ર જોઈતો હતો. પુત્ર તો ન પામી, પુત્રીઓય ગુમાવી ને હું માતૃત્વનો લહાવો ન જ પામી. માતૃત્વ જ્યારે ખોળો પાથરી સામે આવ્યું ત્યારે એને ઠુકરાવી દીધું.

.....ને આજ તપેલી રણની રેતીમાં શેકાતા આ હૃદયને કળ નથી. હા હવે હું બદલાઈ ગઈ છું. પહેલાં જેવી નિષ્ઠુર નથી રહી. મારી ચારેય બાજુ અત્યારે વેરાનીનો મહાસાગર લહેરાય છે ને દીવાલોના આ પોપડામાં નહીં સંભળાતાં મારાં ડૂસકાં સમાયાં છે. એક પોપડો ખરે, એ સાથે મારાં ડૂસકાં પણ નીચે ખરે... ખર... ખર વેરાઈ જાય છે. એને લૂછનાર, ઝીલનાર, અરે, એને જોનાર પણ કોઈ નથી.

એક વાર ચકલીના માળામાંનાં બચ્ચાંને જોઈ મેં હૈયાફાટ રુદન કરેલું. ચકલીઓ એમનાં બચ્ચાંનું કેવું જતન કરે છે ? ને હું..... મારાં બચ્ચાંને જન્મ આપતાં જ પેલી સાપણની જેમ ખાઈ ગઈ.

મારા ખાલીખમ કાજળકાળા ગર્ભાશયના અંધકારમાં ડોકિયું કરું છું, તો ત્યાં બિલાડીની આંખો જેવી છ આંખો મને તાકી રહેલી હોય એવું લાગે છે, ને હું ધ્રૂજી ઊઠું છું.

હું ત્રણેય વખત જુદા જુદા ડૉક્ટરો પાસે ગયેલી. સારા ડૉક્ટરો આવું કામ કરતાં અચકાય છે. સાસુ-સસરાએ કદી દીકરીઓના જન્મ સામે વિરોધ કર્યો ન હતો. ને પતિ વિક્રમ, એણે હંમેશ મારી જ ઇચ્છાને માન આપ્યું છે. એને માન કહેવાય ? ખબર નથી. આજે વિચારું છું, ત્યારે થાય છે, પહેલી જ વખત જ્યારે મેં સોનોગ્રાફી કરાવ્યા પછી દીકરીના ગર્ભનો નિકાલ કરવાની વાત વિક્રમને કરી ત્યારે તેણે મને તમાચો મારીને ચૂપ કેમ ન કરી દીધી ? મારું ધાર્યું કેમ થવા દીધું ?

પણ હંમેશાં મારું જ ધાર્યું મેં કર્યું છે. વિક્રમ ઘરમાં ક્લેશ ન થાય તેથી ખામોશ રહે છે. હું એને હથેળીમાં નચાવતી. એ તાકાતવાન ન હતો, એમ નહીં, પણ સંઘર્ષને હંમેશ એ ટાળતો. ને મારાં મમ્મી-પપ્પા ? એમના અશ્રુઝરતા ચહેરાઓની તો મેં ત્યારે ઠેકડી ઉડાવેલી. હું રહી આધુનિક. તેમની વાત મને જુનવાણી લાગતી. પુત્ર-જન્મ-ઇચ્છા એ જુનવાણી માનસનો વિચાર ન હતો. બસ, એક ધૂન હતી મગજમાં - "દીકરી નહિ, દીકરો જ જોઈએ." ઑપરેશનની આગલી રાત્રે મમ્મી-પપ્પાએ પાપકર્મ ન બાંધવા ખૂબ સમજાવી હતી, પણ હું એટલે ? કોઈનું કદી ન સાંભળું.

આજે તેમના અશ્રુઝર ચહેરા નજર સમક્ષ એવા ને એવા તરે છે. પપ્પા પાંચમાં પુછાય એવા જાજરમાન. એમની આંખમાં આંસુ આવ્યાં હતાં. મેં ભલભલાને રડાવ્યા છે.

પ્રથમ જીવની હત્યા કરી ત્યારે મમ્મી-પપ્પા

દિવસો સુધી સૂઈ શક્યા ન હતાં. હું પણ થોડા દિવસો ખૂબ અસ્વસ્થ રહી હતી. ''હવે કદી આવું નહિ કરું'' એ વિચાર ત્યારે ઝબકી ગયેલો ને પછી પાછું મન ભ્રમિત થઈ જતું. બીજો જીવ માર્યો ત્યારે વિક્રમ સિવાય કોઈને કહ્યું ન હતું. એને મારી વાત ગમી ન હતી. આગલી રાત્રે સહેજ ઝઘડો પણ થઈ ગયો. પણ હું મારા નિર્ણયમાં મક્કમ રહી ને એમ બીજો જીવ પણ મેં રહેંસી નાખ્યો. પુત્રજન્મની લાલસાએ મને અમાનવ બનાવી દીધી હતી. ફરી બે વર્ષે પાછું એ જ ચક્ર. વિક્રમે મને ખૂબ સમજાવી હતી. રકઝકમાં થોડા દિવસો વધારે થઈ ગયા ને તોય હું એકની બે ન થઈ. ડૉક્ટરે ''જોખમ છે'' એમ કહેવા છતાં હું ન માની ને ત્રીજો જીવ પણ મેં ખેરવી નાખ્યો. ઘડીભર મને મારો વિજય થયો લાગ્યો, પણ ના, એવું ન હતું.

ગર્ભપાત કરાવ્યા પછી બેએક દિવસ બાદ ડૉક્ટરે કહેલું, ''તમને માંડ માંડ બચાવી શકાયાં છે. પણ હવે તમે કદી મા નહિ બની શકો'' – ને બધું જ કડડભૂસ કરતું તૂટી પડ્યું હતું. રાજકુંવરને જન્માવવાનાં અરમાનોનો ભાંગીને ભુક્કો થઈ ગયો હતો. મારી કૂખ સદા માટે ઉજ્જડ થઈ ગઈ. દિવસો સુધી હું ઊંઘી શકી ન હતી. મારું બધું જ અભિમાન ચૂરચૂર થઈ ગયું. વિક્રમનું કહ્યું માન્યું ન હતું. માતપિતાનાં આંસુને ગણકાર્યાં ન હતાં. હવે હૈયુંય ક્યાં ઠાલવવું ?

સતત પેલા ત્રણ જીવો મને કહ્યા કરે છે, ''તમે તે કેવાં માણસ છો ? માણસ છો ખરાં ? કોઈ મા પોતાનાં બાળકને આમ રહેંસી નાખે ખરી ?...''

હું આમ તો બૅંકમાં નોકરી કરું છું. એ વખતે ચાર-છ મહિના નોકરી પર ન ગઈ. પછી થયું, ઘરમાં રહીને તો પાગલ થઈ જઈશ. કોઈ મને કાંઈ પૂછતું ન હતું ને છતાં મને બધાંની નજરમાં પ્રશ્નોની વણજાર દેખાતી. પડોશનાં રમતાં છોકરાંઓને કશાય ભાવ વિના શૂન્ય નજરે હું જોયા કરતી.

ને મેં પાછું નોકરીએ જવાનું શરૂ કર્યું.

મારી ઉંમર માત્ર ઓગણત્રીસ વર્ષની છે. પણ છેલ્લા છ જ મહિનામાં જાણે હું અકાળે વૃદ્ધ થઈ ગઈ છું. આંખ નીચે કાળાં કૂંડાળાં જામી ગયાં છે. શરૂમાં બધાંની ઈર્ષ્યા આવતી. ભાઈ-બહેનનાં બાળકોને રમાડવાનું મન ક્યારેય ન થતું. ઘર સાવ સૂમસામ હોય ને છતાં ક્યારેક કોઈકનાં બાળકો રમવા આવે તો મને ન ગમતું. પણ હવે પહેલાંની જેમ કોઈની ઈર્ષ્યા નથી આવતી. બસ, કેવળ દુઃખ થાય છે. મારું સ્મિત અદૃશ્ય થઈ ગયું છે.

જ્યારે એકલી પડું છું, ત્યારે મારા રૂમમાં ભરાઈ જઈ છાનાં છાનાં આંસુ સારી લઉં છું. બીજું કરી પણ શું શકું ?

વિક્રમ પણ થોડો મારાથી દૂર રહેતો હોય એમ લાગે છે. ઝઘડો નથી કરતો, પણ પહેલાંની જેમ ખીલીને વાત નથી કરતો. કદાચ સ્તબ્ધ બની ગયો છે. મિત્રો કદીક બાળક અંગેની વાત કરે છે, ત્યારે એની ખામોશ ઉદાસી મને વીંધી નાખે છે. અમે બન્ને એક જ છત નીચે ચાવી દીધેલાં પૂતળાંની જેમ જીવન પસાર કરીએ છીએ. માતપિતા કે સાસુસસરાને તો સાચી વાતની જાણ જ કરી નથી. કયે મોઢે કરીએ ? ને તેથી જ તેઓ તો હજુ ઘણી મોટી આશાઓ રાખીને બેઠાં છે.

ક્ષણો યુગ બનીને વહે છે. નોકરી પણ યંત્રવત જ કરું છું. વિશાળ ઘર, આ વૈભવ, રાચરચીલું બધું જ નિરર્થક લાગે છે.

ભીતરમાં ડોકિયું કરું છું તો લાગે છે કે 'કદાચ મેં કોઈને ક્યારેય પ્રેમ કર્યો નથી. મારી પુત્રૈષણા પણ એક સામાજિક મોભાનું જ પ્રતીક હતી. અત્યાર સુધી હું મારી જાતને અને મારા મોભાને જ પ્રેમ કરતી હતી. પણ હવે વાત જુદી છે. મારે હવે ખરેખર આત્મદર્શન કરવું છે. આટલાં વર્ષો મેં શું કર્યું ? મારું જીવન આમ સાવ ખોખલું ને પોલું કેમ ? મૃગજળ પાછળ જ કેમ ભટક્યા કર્યું ?' અસ્તિત્વ હવે મિથ્યા અને અર્થહીન લાગે છે. મેં હમેશાં પદાર્થોમાં સુખ શોધવા વલખાં માર્યાં, પણ ન મળ્યું. હું હવે કેવળ અર્થહીન શરીર અને ભયભીત અસ્તિત્વ છું. કેવળ માનવદેહધારી ખોખું. મારું મન અને ચિત્ત જાણે લકવાગ્રસ્ત બની ગયું છે. આજ સુધી પાર્ટીઓ અને મિજબાનીઓ વડે મારા ખાલીપાને ભરવાના મેં પોકળ પ્રયાસો કર્યા છે. મને લાગે છે કે હું અહીં જ સબડ્યા કરીશ, યુગો સુધી શણગારેલા હાડપિંજરની જેમ બસ ઝૂલ્યા કરીશ. પીળાં

પાકી ગયેલાં પાન પવનમાં ઘૂમરી ખાતાં અહીંથી તહીં ફંગોળાયા કરે તેમ હું સમયની થપાટો વચ્ચે આમથી તેમ ફંગોળાઈશ. મારાં કર્મોની ભૂતાવળો ભેંકાર અંધકાર બની ચારેય બાજુ સતત ઘૂમરાયા કરે છે. ક્યાંય શ્વેત કમળપાંદડીનાં દર્શન થતાં નથી. કોઈ આશાનું કિરણ હવે રહ્યું નથી. પેલી સરસ મઝાની પરી સમી કમળ-પાંદડીઓને તો મેં જ મારા હાથ વડે મચડી નાખી છે.

બગીચામાં જઈ નાના બાળકના કિલકિલ હાસ્ય જેવા ગુલાબની પાંદડીઓને સ્પર્શ કરવાનો વિચાર તો આવી જાય, પણ એને શી રીતે સ્પર્શું ? હું તો બધી જ સંવેદના ગુમાવી બેઠી છું. મને ડર છે મારા આ ગોઝારા અસ્તિત્વનો. ને છતાં ગુલાબપાંદડીને સ્પર્શવાની લાલચ રોકી નથી શકતી. સ્પર્શું છું, પણ અરે, આ શું ? મારા સ્પર્શે એ કરમાઈ જાય છે, કાળી પડી જાય છે ને જાણે ગુલાબ બની જાય છે. એક મૃત બાળકી. પાછી પેલી બે - ના છ - તગતગતી આંખો એકીનજરે જાણે મને તાકી રહી છે. જલદી ભય પામી હું ઘરમાં દોડી આવું છું. વેદનાની ટીસને પૉપ મ્યૂઝિકના કોલાહલમાં ડુબાડી દેવા મથું છું, પણ સફળ નથી થતી. મ્યૂઝિક બંધ કરી દઉં છું. કોઈ અકથ્ય પીડાનો અનુભવ થાય છે. ચીસ પણ નથી પાડી શકતી. ક્યારે આવશે આ પીડાનો અંત ?

કદાચ ક્યારેય નહિ. બસ, આમ ચક્ર ચાલ્યા જ કરશે ને ઇચ્છાસુંદરીઓ મને પુનરપિ જનનં પુનરપિ મરણમ્‌નો અનુભવ સતત કરાવતી રહેશે.

ક્યારેક જાતે જ બાળક બની જવાનું મન થઈ આવે છે. વર્ષોથી સાચું રમી નથી. એટિકેટમાં ને એટિકેટમાં માટીનેય સ્પર્શ નથી કર્યો. પહેલા વરસાદનાં ભીનાં અમીછાંટણાં વર્ષોથી ઝીલ્યાં નથી. ફરી બાળક બની જઈશ. રેતીના ઢગલામાં ખૂંપી જઈશ. રેતીનું મંદિર બનાવીશ. એના પર ફૂલોની ધજા ખોસીશ ને પછી બાળક જેવું રણકતું કિલકિલ હસીશ...

બાળક ... ક્યાં છે બાળક ? એના કરતાં જલદી મરી જવાય તો કેવું ? તો પછી દેવહુમા પક્ષીની જેમ મારી જ રાખમાંથી ફરી જન્મીશ. જલદી મોટી થઈ સ્ત્રી બનીશ, ને જન્મ ઝંખતી પેલી વણજન્મેલી દીકરીઓને જન્મ આપીશ. પણ એ શક્ય છે ? કે પછી પ્રતીક્ષા કરવાની યુગો સુધી ને વેંઢાર્યા કરવાની પરિતાપભરી આ શાપિત જિંદગીને ? શાપિત ? કોણે આપ્યો શાપ ? મેં જ તો મને આપેલો આ શાપ નથી ?

મારે નાનાં બની જવું છે. અરે ! પેલી સોળ વરસની ફૂલકન્યા ક્યાં ગઈ ? શોધી આપો ને કોઈ. કોઈએ એને જોઈ ? એના ભીના કાળા રેશમી મુલાયમ વાળને મારે સ્પર્શ કરવો છે. ક્યાં ગઈ એ કન્યા ? ક્યાં ગયો એનો એ છાક ? એ રણઝણતો પેલો ઘુઘરિયાળો થનગનાટ ? ને પેલી કાજળકાળી આંખની એ સુરખી ! - બધું ચાલ્યું ગયું, બધું જ સરકી ગયું. પેલી દીકરીઓને જન્માવી હોત તો એમાં કદાચ ફૂલકન્યાને શોધી શકાત, પણ એને તો મેં...

ઓહ ! મારા જ્ઞાનતંતુ જાણે મરી ગયા છે. ચેતના બુઠ્ઠી થઈ ગઈ છે. મહાનગરની ખોખલી સભ્યતાએ મને સાવ પૅરેલાઈઝ્‌ડ કરી દીધી છે. સુગંધિત દ્રવ્યોના આવરણમાં દુર્ગંધી વ્યક્તિત્વને હું હમેશ છુપાવતી રહી. હાથ જકડાઈ ગયા છે, ને અસ્તિત્વં ઠીંગરાઈ ગયું છે.

જુઓ ! પેલા મંદિરની સાંધ્ય આરતીના ઘંટનાદે દિવસને વિદાય આપી... કાળની ખંજરી અવિરત વાગ્યા કરે છે ને પછી... ના, ના, હું તો કદાચ જલદી મરી પણ નહિ શકું. જિંદગી અતિદીર્ઘ છે. મૃત્યુ ખૂબ મંદ ગતિએ ઝીણા ચિત્કાર સાથે આવીને ક્યારે ચુપચાપ અહીં બેસી જશે ? બેસશે ? પ્રતીક્ષા કરું ?

મૃત્યુ જ્યારે એના ખોળામાં મને પોઢાડી દે, ત્યારે ઓ નવવસંત-કૂંપળો ! મુજ પાપીને માટે પ્રાર્થના કરજો, કરશો ને ?

જ્યારે શીતળ હિમભર્યો પવન ફૂંકાય ને જન્મ-મૃત્યુ વચ્ચે છેલ્લા ઝોલા ખાતું આ અસ્તિત્વ તૂટી પડે, ત્યારે મારા માટે તમે સૌ 'મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ, લઈ જા' - એવું પ્રાર્થશો ને ?

ફરી બાળક બનવું છે, તો જ બધી યાતનાઓનો અંત આવે. ઝરણાં, નદી, પર્વતો, પંખીઓ, દરિયો - સૌ મને બોલાવે છે. હું તૈયાર છું. આવું છું.

અંધકાર, ખામોશી, વેદના, પીડા, અંધકારમાં ચમકતી પેલી છ આંખોની કાતિલ નજર ને પછી બસ બધાનો - બધી પીડાનો અંત...



## શંભુભાઈ યોગી, અનામી, કે. કા. શાસ્ત્રી, ધૂની માંડલિયા, રમેશ ગાનાકર, અરુણોદય જાની, રાજેન્દ્ર વી. વસાવા

'ઉદ્દેશ' નિયમિત મળે છે. નવે. '૦૧નો અંક મળ્યો. પ્રથમ પાને જ 'માણ્યું તેનું સ્મરણ કરવું' વાંચી આનંદ અનુભવ્યો. વડનગરની દરબાર શાળામાં હું આચાર્ય હતો. તે કેન્દ્રશાળા હોવાથી જેઠાભા અવારનવાર આવતા. મારે પણ ત્યાં તેમના સદ્‌ભાવને કારણે જવાનું વારંવાર બનતું. તેમની નમ્રતા અને નિરાડંબરતા અદ્‌ભુત હતી. તેમની નમ્રતામાં નરી માનવતા છુપાયેલી જોઈ છે. ભકતવત્સલ હૈયું, નિખાલસ સૌમ્ય ચહેરો હજીય ભુલાતો નથી. બૂનનો પરિચય ઓછો થયેલો. પૂજ્ય મોટા તેમના ચહેરામાં વરતાતા હતા. મોટા તેમના ચહેરામાં વસતા હતા. મને તો તે મસ્ત સંત હતા. સંત સ્વરૂપે મેં જોયાજાણ્યા છે. પૂ. મોટાની સંતગતિનો તો પછી સૌને ખ્યાલ આવ્યો હતો. પૂ. જેઠાભાઈ તો છુપા સંત તરીકે જીવ્યા. તેમના અવસાન પછી તેમના નામે અહીંના પુસ્તકાલયને પુસ્તકો ભેટ મળશે તેની તો ક્યારેય ખબર નહોતી. લેખ વાંચીને ગદ્‌ગદ થઈ જવાયું. પૂજ્યને વારંવાર વંદન હજો.

તા. ૧૭-૧૧-'૦૧ શંભુભાઈ યોગી
મણુંદ

*

'માણ્યું તેનું સ્મરણ કરવું' આવાં ૪૦-૫૦ સંસ્મરણો લાવો ને પુસ્તકનું નામ પણ એ જ રાખો. આવાં સંસ્મરણોમાં તમારી જીવનકથા પણ વણાઈ જશે. વણાઈ જવી જોઈએ.

તા. ૧૮-૧૦-'૦૧ અનામી
વડોદરા

*

વિ. વિ. ટપાલમાં 'ઉદ્દેશ'નો અંક મળ્યો. વૈવિધ્યથી ભરપૂર લેખો વાંચી આનંદ અનુભવ્યો. આ તકનો લાભ લઈ નવા વર્ષનાં હાર્દિક અભિનંદન સાથે સમગ્ર પરિવારને શુભાશીર્વાદ. સ્વસ્થતાપૂર્વક કાર્ય ધપાવ્યે રાખો. 'જનસત્તા'ના લેખો પણ વૈવિધ્યપૂર્ણ, પ્રેરક છે.

તા. ૨૮-૧૧-'૦૧ કેશવરામ કા. શાસ્ત્રી
અમદાવાદ

*

'ઉદ્દેશ'-નવેમ્બર અંકમાં આપના તંત્રીલેખ 'માણ્યું તેનું સ્મરણ કરવું'માં આપે આપના પિતાશ્રીનું સવાઈ માણસ-ધર્માનુરાગી વિદ્યાપ્રેમી વ્યક્તિચિત્ર અમને પૂરું પાડ્યું એ માટે આપના આભારી છીએ. આપને અભિનંદન.

આપના પિતાશ્રીને મળવાનું ના બન્યું એનો રંજ લેખ વાંચ્યા પછી અનુભવું છું. આવા સરળ, વત્સલ પિતાના મેધાવી પુત્ર એવા આપને અવારનવાર મળવાનું થયું એ સંતોષ જ અત્યારે તો પેલા રંજ ઉપરનો મલમ બને છે. જિંદગી કેવી રીતે જીવવી જોઈએ એ માટે ભગવાને કોઈ ઈન્સ્ટ્રક્શન-બુક લખી નથી એટલે જ એ દરેક નવા જન્મેલા બાળકને એક પિતા આપે છે. આપને સવાઈ પિતા મળ્યા એ માત્ર આપનું જ નહીં, બલકે આપની યશસ્વી જીવનયાત્રા જોવી એ અમારું પણ સદ્‌ભાગ્ય લેખાય. એ મહાત્માને વંદન.

ડિસે. ૨૦૦૧ **ધૂની માંડલિયા**

*

ગુજરાતી ભાષા-સાહિત્યનું મૂલ્યવાન સાહિત્યિક સામયિક - ઉદ્દેશ; તંત્રી : રમણલાલ જોશી; સાહિત્ય અને જીવનવિચારનું માસિક; પ્રકાશન-સ્થળ : ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯; વાર્ષિક લવાજમ : દેશમાં ૧૫૦ રૂપિયા, વિદેશમાં (એરમેલ) : ૭૫૦ રૂપિયા, આજીવન પ્રોત્સાહક સભ્ય : ૧,૫૦૦ રૂપિયા.

આ માસિક ૧૧ વર્ષ પૂરાં કરીને આગામી ઑગસ્ટ ૨૦૦૨માં ૧૨મા વર્ષમાં પ્રવેશ કરશે. આ માસિકના તંત્રી

ગુજરાતી ભાષા-સાહિત્યના પ્રખર અભ્યાસી અને અધ્યાપક છે. તેમણે ગુજરાતી ભાષાની લોકપ્રિય નવલકથા 'સરસ્વતીચંદ્ર'ના સર્જક ગોવર્ધનરામ ત્રિપાઠી વિશે સંશોધનાત્મક ગ્રંથ 'ગોવર્ધનરામ - એક અધ્યયન' લખીને પીએચ.ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી છે. તેમની અધ્યાપકીય સજ્જતા અને પરિપાકનો બહોળો અનુભવ માસિક 'ઉદ્દેશ'ને સમૃદ્ધ અને સત્ત્વવંતું બનાવે છે.

તા. ૩-૮-૨૦૦૧ રમેશ ગાનાકર

ગુજરાત ટાઇમ્સ (અમેરિકા)

*

उद्देशो निजदेशे विशेषतो विदेशेषु ।
प्रसार्द कीर्तिविपुलां श्रीरमणं प्रसीदयतु ॥ (१)
प्रपूर्य स्वानुदेशात् संप्राप्य यशवद्य सर्वत्र ।
उद्देश उद्देशान् स्वान सफलयतु श्रीकृष्णकृपया ॥ (२)

'ઉદ્દેશ' પોતાના દેશમાં અને ખાસ કરીને વિદેશોમાં પોતાની વિપુલ કીર્તિ પ્રસારીને શ્રી રમણ [(૧) શ્રીપતિ વિષ્ણુ, (૨) શ્રી રમણલાલ જોશી]ને પ્રસન્ન કરો. (૧)

'ઉદ્દેશ' પોતાના 'ઉદ્દેશો'ની પૂર્તિ કરી, સર્વત્ર યશ પ્રાપ્ત કરી શ્રીકૃષ્ણની કૃપાથી પોતાના ઉદ્દેશોને સફળ કરો. (૨)

તા. ૧૭-૧૨-'૦૧ અરુણોદય જાની

વડોદરા

*

'ઉદ્દેશ' ઑક્ટોબર ૨૦૦૧નો અંક વાચ્યો. સાહિત્યના જ્ઞાનના માર્ગદર્શક સમું 'ઉદ્દેશ' ખરેખર સાહિત્યના ક્ષેત્રે ખૂબ જ ઉપયોગી બની રહે છે.

ઑક્ટોબર ૨૦૦૧ના અંકમાં શ્રી રમણલાલ જોશીનો લેખ 'માણ્યું તેનું સ્મરણ કરવું...' ખરેખર ખૂબ જ સારો રહ્યો. કવિશ્રી ઉમાશંકર જોશી સાથેના શ્રી રમણલાલ જોશીના સંબંધો તથા કવિશ્રી ઉમાશંકર જોશી વિશે વિશેષ માહિતી મળી. કવિશ્રીનો સાહિત્ય પ્રત્યેનો પ્રેમ, રુચિ અને જિજ્ઞાસાવૃત્તિ જાણી નિઃસંદેહ માન ઊપજે છે. શ્રી સુભાષ શાહનો 'મિડિયા' અને 'મદિરા' પરનો લેખ ગ્રીક ટ્રેજેડીના ત્રણ મહાન નાટ્યકારો ઈસ્કીલસ, સોફોક્લીસ અને યૂરિપિડીસ વિશે તથા તેમનાં નાટકો વિશે ખૂબ જ સુંદર માહિતી આપી ગયો. યુરિપિડીસનાં નાટકોમાં મનુષ્યની લાગણીઓ, મનઃસ્થિતિનો ચિતાર હશે એનો ચોક્કસ ખ્યાલ 'મિડિયા' અને 'મદિરા' નાટકના ટૂંકા સારાંશમાં આવી જાય છે. લેખકે પ્રાચીન ગ્રીક નાટ્યકારો વિશે અને એમાંય યુરિપિડીસનાં નાટકો વિશે ટૂંકી છતાંય મનને સ્પર્શે તેવી માહિતી આપી છે. શ્રી રમેશ ર. દવેની નવલિકા પણ આસ્વાદ્ય બની રહી. 'ચાલો, એક મૉડેલ ઇન્ડિયન નગર રચિયે' શીર્ષકથી લખાયેલ શ્રી ભાનુપ્રસાદ ત્રિવેદીની કવિતા ખરેખર માણવાલાયક રહી. સાંપ્રત પ્રવાહને અનુલક્ષીને લખાયેલ આ કવિતામાં કવિશ્રીએ દરેક પરિસ્થિતિને વણી લીધી છે.

'ઉદ્દેશ' સાહિત્યિક ક્ષેત્રે એક ઊંડું સંશોધન-લક્ષી માહિતીસભર માસિક છે, એ વાતમાં બે મત નથી. સાહિત્ય અને જીવન-વિચાર-વિમર્શનું તે અગ્રણી સાધન બની રહે છે.

પત્રકારત્વ, ભવન્સ રાજેન્દ્ર વી. વસાવા

અમદાવાદ

❑

## સાભાર સ્વીકાર

**દિવ્યદર્શન કાર્યાલય** (C/o. કુમારપાળ વી. શાહ, ૩૬, કલિકુંડ સોસાયટી, ધોળકા - ૩૮૭ ૮૧૦)નાં :

**અરિહંત નામ વિશ્રામનું ધામ** : લે. આચાર્ય ભુવનભાનુસૂરિ મ.સા., સંપા. મુનિશ્રી કલ્પરત્નવિજય, કિં. રૂા. ૨૦/-; **કંટાળશો નહિ જીવનથી, ડરશો નહિ મરણથી** : લે. આચાર્ય ભુવનભાનુસૂરિ મ.સા., સંકલનકાર : મુનિશ્રી કલ્પરત્નવિજય મ.સા., કિં. રૂા. ૨૦/-; **વાર્તાવિહાર** : ઉપદેશક : શ્રી વિજયભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ, સંપા. પ.પૂ. સંન્યાસપ્રવર શ્રી પદ્મસેનવિજયજી મહારાજ, કિં. રૂા. ૧૦/-; **ગુપ્ત ભંડારની ચાવી** : લે. આચાર્ય ભુવનભાનુસૂરિ મ.સા., સંપા. મુનિ કલ્પરત્નવિજય મ.સા., કિં. રૂા. ૨૦/-.

# સ્વાધ્યાય અને સમીક્ષા

મધુસૂદન એમ. વ્યાસ

**મૃગજળના ડાઘ**

ઈ.સ. ૧૮૫૭નો વિપ્લવકાળ ઇતિહાસની તવારીખે અમર છે, તો કવિ 'પ્રભુ' પહાડપુરીના જીવનની વસન્ત - યુવાવસ્થામાં ઈ.સ. ૧૯૫૭ના સમયે કૉલેજમાં ભણતાં ભણતાં કાવ્યો રચાયાં તે કાળ પણ સ્મરણીય છે. કૉલેજ-કાલીન એ વર્ષોમાં (કાવ્યારંભના એ કાળમાં) શ્રી જયંત કોઠારીના હસ્તે એમની એક રચનાને ઇનામ મળ્યું એ આરંભ પણ ઉપકારક - ઉત્કર્ષકારક બની રહ્યો. પરિણામે એક્તાલીસ વર્ષ પછી ઈ.સ. ૧૯૯૮માં 'મૃગજળના ડાઘ' પ્રકાશિત થયો.

એમના કૉલેજકાળમાં કવિને સમવયસ્કરૂપે શ્રી રાજેન્દ્ર શુક્લ અને શ્રી ધૂની માંડલિયા મળેલા. જોકે નિરંજન ભગત જેવા સમર્થ કવિ-વિવેચક પાસે અધ્યયન કરવાની તક મળી હોવાને કારણે જ તેમનો કવિતા સાથેનો નાતો કાયમ રહ્યો હશે. જોકે આ અનુમાનને સમર્થન ન મળે તો પણ એટલું તો ચોક્કસ કહી શકાય કે સંવેદનથી ધબકતું તેમનું વ્યક્તિત્વ આંતર-બાહ્ય એકરૂપતાને દર્શાવે છે.

કૃષિકાર તરીકે જિંદગી વિતાવવાની એટલે મહેનત તો નસેનસમાં છે. કવિકર્મરૂપે અત્રે કવિતાઓ પણ અવનવી રચાયેલી જોવા મળે છે. સંગ્રહારંભે 'એકરાર'માં કવિ નોંધે છે કે "આ તો મારી મથામણ છે. કોઈ ધ્યાન પર લઈને જે કંઈ કવિકર્મ થયું હોય તેને ચીંધી બતાવશે તો ઉપકૃત થઈશ. મને આછી-પાતળી કવિતા જીવવાનો પરિતોષ થશે."

પ્રસ્તુત સંગ્રહનું પ્રથમ કાવ્ય 'કવિતા ન હોત તો' શીર્ષકથી રચાયેલું છે. તેમાંનો એક અંશ -

*ને*
*સૂરજને આંખમાં આથમવા ના મળ્યું હોત.*
*વાક્યોની ધૂંસરી નીચે બળદ જેમ જોતરાયેલ શબ્દોને*
*વિગતોનું વજન ખેંચતાં હાંફી જવું પડ્યું હોત.*
*ને*
*સદીઓ દૂર પ્રિયતમાના આંગણા સુધી*
*એકાદ પંક્તિના ડગથી પહોંચી ના શકાયું હોત !*
*કવિતા ન હોય તો ?* (પાના નં. ૧૨)

આમ અહીં કવિતા સાથેનો કવિનો નાતો અથવા સ્નેહસંબંધ સૂચવાય છે. એટલું જ નહિ, દૈનિક અનુભવમાં પણ સંવેદનશીલો વચ્ચે તે કાવ્યપ્રેમ સતત પડઘાતો રહે છે.

એક અન્ય કાવ્ય સાંપ્રત સમયની સંબંધનિર્લેપતાને તાર સ્વરે વ્યક્ત કરે છે. કાવ્યશીર્ષક 'હું નિર્લેપ...' એવું અપાયું છે.

તદનંતર કલ્પનોની હારમાળા અથવા ઉપમાઓની હારમાળા દર્શાવતું માલોપમા અલંકાર ધરાવતું હોય એવું કાવ્ય 'તે પહેલાં' આવે છે. પ્રસ્તુત કાવ્ય 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ કહેવતને સાર્થક કરતું વિશિષ્ટ કાવ્ય છે.

*પ્રસ્વેદથી તરબતર નખથી*
*નિયતિની ચળને*
*ખંજવાળતો આ પુરુષાર્થ !*
*કદાચ*
*એક ક્ષણ પછી*
*આળસના એકદંડિયા મહેલ પર બેઠો બેઠો હું*
*બપોરને*
*ચંદ્રમુખી જાહેર કરી ચૂક્યો હોઈશ ત્યારે*
*પેલો પુરુષાર્થ*
*બપોરને કાળમુખી જાહેર કરવાનું ચૂકી ગયો હશે...*
(પાના નં. ૧૮)

પ્રસ્તુત કાવ્ય ઇન્દ્રિયસંવેદ્યતાને લીધે સ્પર્શક્ષમ બની રહે છે. એવી જ સઘન પ્રણયાનુભૂતિની અભિવ્યક્તિ 'હું રાંક' કાવ્યના આરંભે થઈ છે.

*હે પ્રિયે !*
*તારી મસૃણ કેશલટો જાણે શેઢા પરનું કૂણું તૃણ.*
*આંગળીઓને ટેરવે તે સ્પર્શનો રોમાંચ છે. હજી*
*તારાં સ્મિતને સૂંઘતી મારી ઘ્રાણેન્દ્રિયે*
*પ્રથમ વર્ષાથી માટીમાં પાંગરેલ સૌરભના બળને*
*હજીયે અકબંધ સાચવી રાખેલ છે.*
(પાના નં. ૨૨)

અત્રે ગ્રામ્ય જીવનમાં નાયક-નાયિકા સાથેના દૈનિક

જીવનનાં પ્રતીકો કે પદાર્થોના સુંદર વિનિયોગમાંથી એક શબ્દચિત્રાત્મક કાવ્યનું સર્જન થતું નિહાળી શકાય છે. નાયકની ભાવવશતા અને સ્વકીય સ્નેહને વ્યક્ત કરવાની તત્પરતા તેની ઊંડી ચાહનાને દર્શાવે છે. ઘાસ અને કેશની મસૃણતાનું સામ્ય ધ્યાનાકર્ષક છે. તો પ્રિયાના સ્મિતનું માત્ર દર્શન કરીને આનંદિત થવાને બદલે નાયક ઘ્રાણેન્દ્રિયનો વિનિયોગ કરે છે. સ્મિતને સૂંઘવાની વાતમાં ઇન્દ્રિયાનુભૂતિગત નાવીન્ય છે. ઉપરાંત ઋતુના પ્રથમ વરસાદને લીધે માટીમાંથી જે સુગંધ પ્રસરે છે, તેને હૈયામાં અકબંધ રાખીને ભૂતકાળની સ્મૃતિને કાવ્યાંકિત કરાઈ છે. આટલો મનોરમ્ય ઉપાડ ધરાવતું કાવ્ય અંતે 'તારી હસ્તરેખાના કાષ્ઠથી અગ્નિસંસ્કાર કરીશ ને મારો ?' એવી પંક્તિને લીધે નૈરાશ્યની ગાઢ અનુભૂતિ કરાવનાર કરુણાંતિકા બની રહે છે.

લઘુકાવ્યોના આ બીજા વિભાગમાં હાઈકુના જેવાં લઘુકાવ્યો મૂકેલાં છે. કવિની અછાંદસ કાવ્યો લખવાની પ્રીતિ છે. સમગ્ર કાવ્યસંગ્રહમાં છાંદસ રચના નથી. જોકે કેફિયતમાં તેમણે છંદોબદ્ધ કવિતા રચવાની અસમર્થતા-અનિચ્છા દર્શાવી છે. જોકે છંદ બાબતે એક અછાંદસ મળી આવે છે.

*સ્મશાનમાં*
*લાકડાં ગોઠવીએ, શબ્દ કાજે,*
*તેમ*
*છંદો ગોઠવાયા કાગળમાં*
*શબ્દો કાજે.*
*લયમાં ચિનગારી તો હતી જ*
*ને ભડભડ બળી ગઈ કવિતા.* (પાના નં. ૯૧)

એક સુંદર શેરમાં કવિનું આત્મસંવેદન વેદનાંના ગાનરૂપ જણાય છે.

*શબ્દની ઠોકરે અર્થ એક તૂટ્યો છે,*
*માર્ગ વચ્ચે મંઝિલે જ મને લૂંટ્યો છે !* (પાના નં. ૯૩)

કવિતા અનેકવિધ રંગની અનુભૂતિ અને ભાવો લઈને પ્રગટતી હોય છે. જીવનની રિક્તતા કે વિષાદના ભાવને એક જ ઉત્તમ શેરમાં કેવો રજૂ કરાયો છે !

*ઉપરથી નીચે, નીચેથી ઉપર શ્વાસનો રેંટ ફર્યા કરે,*
*ખાલીખમ આયખું, મહીંથી હવા જેવું નીકળ્યા કરે.*

કેટલીક ગઝલ અહીં કાવ્યસંગ્રહમાં ઉત્તરાર્ધમાં પ્રકાશિત થયેલી જોવા મળે છે. તેમાં બે-ત્રણ ધ્યાનાકર્ષક ગઝલોમાંથી એક જોઈએ.

*તેં તરસને પાથરી ને તમ રણ તે હું હજી.*
*ઝાંઝવાનું ગામ તું, ભોળું હરણ તે હું હજી.*
*એ જગ્યા જ્યાં પ્રેમપત્રોને તમે લાવ્યા હતા.*
*એ સમયનું જે થયું વાતાવરણ તે હું હજી.*
*હું શિયાળાના બરફ જેવો ઉપેક્ષિત છું સદા.*
*હૂંફ માટે જે તરસતો કાંઈ પણ તે હું હજી.*
*તેં અરીસાવત્ રહીને પ્રેમમાં છલના કરી.*
*બિંબના હૈયે મિલનનું સાંભરણ તે હું હજી.*
*તેં ફગાવી છે સ્મરણની હર ક્ષણોને બેવફા.*
*એ જ પળપળની કરે જે સાચવણ તે હું હજી.*

(પાના નં. ૧૦૧)

અત્રે વિવિધ કાવ્યોમાં ગરીબી, સાદગી, દામ્પત્ય-પ્રેમ, વિષાદ, વૃક્ષ વગેરે વિષયો-શીર્ષકો નજરે ચઢે છે. લઘુ-કાવ્યોમાં અહીં કવિ ભાષાકીય લાઘવનો ભરપૂર વિનિયોગ કરે છે. ક્યાંક આપણને એક નાના છિદ્રમાંથી તાજમહાલનું દર્શન કરાવતા જણાય છે. એક ઉદાહરણ લઈએ ?

*વૃક્ષ જેમ જેમ ઊંચે વધે છે,*
*તેમ તેમ*
*આકાશને નીચે ઊતરતું મેં જોયું છે.*

(પાના નં. ૭૮)

કાવ્યસંગ્રહમાં અંતિમ વિભાગમાં તેમણે ગઝલો મૂકી છે. છંદની શિસ્ત ન પાળતી તેમની ઘણીખરી આ પ્રકારની રચનાઓમાં નિશાન ઊંચાં તકાયાં છે, પણ કારગત નીવડ્યાં નથી. અલબત્ત જ્યારે આવો શેર વાંચવા મળે છે ત્યારે કવિ માટે આશા જરૂર બંધાય છે –

*તેં ફગાવી છે સ્મરણની હર ક્ષણોને બેવફા.*
*એ જ પળપળની કરે જે સાચવણ તે હું હજી.*

કવિશ્રી ચિનુ મોદીએ 'અપ્રગટનો મહિમા' શીર્ષકથી પ્રસ્તાવના લખી છે તેમાં 'પ્રભુ' પહાડપુરીને મૂગામંતર કવિ તરીકે ઓળખાવ્યા છે. પરંતુ હવે 'મૃગજળના ડાઘ' પછી ખળખળ વહેતા નિર્મળ જળના ઝરણાની વાત લઈને આવે એવી અપેક્ષાભરી શુભકામના છે.

[મૃગજળના ડાઘ - 'પ્રભુ' પહાડપુરી, પ્ર. પૂર્વી પ્રકાશન, અમદાવાદ, કિં. રૂ. ૭૦/-]



# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

પૂર્વને આજે પૂર્વની પશ્ચિમાભિમુખતાનો જેટલો રંજ નથી એથી વધુ પૂર્વને પશ્ચિમની પૂર્વ પરત્વેની નિરપેક્ષતા કે ઉપેક્ષતાનો રંજ છે. અનુસંસ્થાનવાદી જાગૃતિમાં હવે સ્પષ્ટ જોઈ શકાયું છે કે સમાજવિજ્ઞાન હોય કે ઇતિહાસલેખન હોય, એક યા બીજી રીતે પશ્ચિમની જિકર અત્યંત સ્વાભાવિક-પણે થતી રહે છે. આને અનુસંસ્થાનવાદી અભિગમ હવે પશ્ચિમેતર (non-western)ના, ત્રીજા વિશ્વના ઉપેક્ષિત વર્ગસંકેતો (subaltern symtoms) રૂપે જુએ છે. ઇતિહાસનો દાખલો જ લો. ત્રીજા વિશ્વના ઇતિહાસકારોને વારે ને ઘડીએ યુરોપિયન ઇતિહાસને ટાંક્યા કરવાની જરૂર લાગે છે; જ્યારે યુરોપના ઇતિહાસકારો જવલ્લે વિનિમય કરે છે. પશ્ચિમના ઇતિહાસકારો પ્રમાણમાં પશ્ચિમેત્તર ઈતિહાસથી જાણે કે અજ્ઞાત્ રહીને પોતાનું કાર્ય કરે છે અને આ પ્રકારનું અજ્ઞાન એમના કાર્યને હાનિ પહોંચાડતું હોય એવું એમને લાગતું નથી. અને બીજી બાજુ, આપણે પશ્ચિમના ઇતિહાસકારોને ટાંક્યા વગર રહી શકતા નથી. કારણ કે આપણે આપણને જૂની શૈલીના કે પછાત ગણાવા દેવા તૈયાર નથી.

આવો જ દાખલો સમાજવિજ્ઞાન ક્ષેત્રનો છે. પેઢીઓથી પશ્ચિમના ફિલસૂફો અને ચિંતકો સમાજવિજ્ઞાનનો ઢાંચો વિચારતાં વિચારતાં સમસ્ત માનવજાતને આવરી લેતા સિદ્ધાંતોની દુહાઈ કરી રહ્યા છે. વાસ્તવમાં, આ પ્રકારના સિદ્ધાંતો કે આ પ્રકારનાં વિધાનો બહુસંખ્ય માનવજાતિના ઘોર અજ્ઞાનમાંથી નીપજેલાં છે. તેમ છતાં વિરોધાભાસ એવો છે કે આ સિદ્ધાંતો આપણા અંગેનું ઘોર અજ્ઞાન લઈને ચાલનારા હોવા છતાં આપણી સમાજરચનાઓને સમજવામાં આપણને અનહદ ઉપયોગી લાગ્યા છે. ત્રીજા વિશ્વના જ્ઞાન-વિશ્વાસમાં હાલતાં અને ચાલતાં રહેતું પશ્ચિમનું આધિપત્ય એ આપણી સૈદ્ધાન્તિક સ્થિતિનો એક ભાગ છે. પણ આ અ-સમરૂપ અજ્ઞાન (asymmetric ignorance) કે સાંસ્કૃતિક દાસ્ય (cultural cringe) અંગે અનુસંસ્થાનવાદી વલણો હવે જાગ્રત થયાં છે.

સાહિત્યક્ષેત્રે પણ અભાનપણે પ્રવેશેલાં પશ્ચિમનાં કેટલાંક વલણોને ઉઘાડાં પાડી બતાવવામાં આવ્યાં છે. અનુઆધુનિકતાવાદના એક લેખમાં સલમાન રશ્દીના કોઈ પુસ્તક અંગે લખતાં પશ્ચિમના વિવેચકનું આ પ્રકારનું વાક્ય જુદું તારવવામાં આવ્યું છે : ''ભલે સલીમ સિનાઈ ('મિડનાઈટ્સ ચિલ્ડ્રન'માંથી) અંગ્રેજીમાં વર્ણવે છે, કૃતિના આંતરસ્તરોએ ઇતિહાસલેખન અને નવલકથાલેખન બે પ્રકારે પ્રવર્તે છે. એક બાજુ આ વર્ણનો ભારતીય દંતકથાઓ, ચલચિત્રો અને સાહિત્યમાંથી આવે છે. તો બીજી બાજુ 'ધ ટિન ડ્રમ', 'ટ્રિસ્ટ્રામ શેન્ડી', 'વન હન્ડ્રેડ યર્સ ઓવ સૉલિટ્યૂડ' વગેરે પશ્ચિમના સંદર્ભોમાંથી આવે છે.'' અહીં નોંધવું રસપ્રદ બનશે કે પશ્ચિમના નિર્દેશોને નામ પાડીને જુદા કરીને બતાવ્યા છે, પણ ભારતીય સંદર્ભો વિશે કેવળ સામાન્ય ઉલ્લેખ છે. રશ્દીનાં લખાણોમાં રહેલા ભારતીય ઉલ્લેખો (allusions) અંગે જાણવાની તસદી વિવેચકે લીધી નથી. પશ્ચિમની આ પ્રકારની ઉપેક્ષા કે ઉદાસીનતા અંગે વારંવાર હવે ધ્યાન ખેંચવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. જ્ઞાનવિકાસના લાભમાં આ પ્રકારનો એકમાર્ગી વ્યવહાર પશ્ચિમના હિતમાં નથી. પશ્ચિમનું વિવેચન-સંશોધન સાહિત્યિક અર્થસંદર્ભે કેટકેટલું મથી રહેલું જોવા મળે છે તેમ છતાં એના સૈદ્ધાંતિક તંત્રમાળખામાં સંસ્કૃતની અતિવિકસિત રસમીમાંસા કે ધ્વનિમીમાંસાનો એક મહત્ત્વના ઘટક તરીકે સમાવેશ થવો જોઈએ તે થઈ શક્યો નથી. પાણિનિનું સંસ્કૃત વ્યાકરણ જેમ સોસ્યૂરને સંરચનાવાદી ભાષાવિચારણામાં સહાયક બન્યું તેમ સંસ્કૃતની અલંકારમીમાંસા સાહિત્યિક અર્થનિષ્પત્તિનાં પરિણામોને તપાસવામાં જરૂરી પીઠિકા પૂરી પાડી શકે તેમ છે. પશ્ચિમની એકાંગિતા અને એનો સાંસ્કૃતિક ઘમંડ (cultural arrogance) હવે તપાસનો વિષય બનવા તરફ જઈ રહ્યાં છે. અને એ સાથે જ આપણા પશ્ચિમ પરત્વેના દાસ્ય અંગે આપણે સજાગ થઈ ગયા છીએ. આપણે ત્યાં ગણેશ દેવી જેવાએ આ પરિસ્થિતિનો તારસ્વરે ઉચ્ચાર કરેલો છે.

સંદર્ભ : 'સબઑલ્ટર્ન સ્ટડિઝ રીડર', સંપાદક : રણજિત ગુહા, ઑક્સફર્ડ પ્રેસ (૧૯૯૮).



## વરસાદ

ટ
પ
ક
ટ
પ
ક
ટપકે છે
વરસાદ !
ચૂએ છે છાપરું
મારા ઘરનું
તારા ઘરનું.
ચૂએ છે
મારી આંખો
તારી આંખો
ટ
પ
ક
ટ
પ
ક
ટપકે છે આંસુ
આપણાં સૌનાં
ટ
પ
ક
ટ
પ
ક
ટપકે છે આકાશ
કે આજ
ટ
પ
ક
ટ
પ
ક
ટપકે છે અવસાદ
કે આજ
ટ
પ
ક
ટ
પ
ક
ટપકે છે વરસાદ !

મંગળ રાઠોડ



## અનંત યાત્રા

મળે જો કાગળ ને કલમ
લખવા તારું નામ,
શ્વાસ શ્વાસથી ઓગળું
બનવા શાહી સમાન.

ન જાવું એ કાનજીને,
કેમ જાવું તને શ્યામ !
નસ નસમાં ગોકુળ ઊમટે,
મને ક્યાં મળે મુકામ.

રાત વચાળે વાગતું
ઝીણું ઝીણું બીન,
આંખ વકાસી, કાન માંડતી
બની રહું હું મીન.

કયો એ કાગળ હશે,
ક્યાં હશે તારાં નામ,
ન જાણું હું એટલુંય
ગણ્યાં કરું સફરનાં ગામ.

રીતા ત્રિવેદી

## ચીકાશયુકત સ્ટિક



## ફેવિસ્ટિક




પિડિલાઇટ

# ફેવિસ્ટિક
# ગુંદરની ચીકાશરહિત સ્ટિક

તમે ફેવિસ્ટિક ઉપયોગમાં લો છો ત્યારે એક બાબત નક્કી હોય છે કે તમારા હાથ ફરી કયારેય નહીં બગડે. તે વપરાશમાં સરળ એવા પૅકમાં મળે છે જે આપે છે વધુ સ્વચ્છ અને સુઘડ દેખાતી ફિનિશ.

## નો ચિપ ચિપ નો ઝિક ઝિક

® પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ લિ , રીજન્ટ ચેમ્બર્સ, મુંબઈ ૪૦૦ ૦૨૧,નો રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે – જે ફેવિકોલ બ્રાન્ડ ઍડહેસિવ્સના ઉત્પાદક છે.

## જિંદગી

હું
પરોઢને પીવા,
માંડ માંડ અધ્ધર થવા જાઉં...
ત્યાં
જામી જતો બપોર,
તડકો, તાપ-ઉકળાટ
સ્હેતાં સ્હેતાં માણી રહું સાંજ,
તો
આવી પડે છે રાત...
પછી
થાક્યો પાક્યો પડું
ખાટમાં
કે
રાખમાં...?

**રામચન્દ્ર પટેલ**



## રહું હું

માબાપને ઘરીય હૈયું નમીય લીધું,
દૂકાળ સોડ સમી ગામની સાખ માથે
મૂકી પછી અલખનો ધરી વેશ ચાલ્યો...
ને ઠીક ઠીક રઝળી, રખડી અજાણી
જગ્યા પસંદ કરીને બસ બંધ આંખે
બેઠો અરણ્ય વચમાં નભદ્રવ્ય ઝીલવા...

એકાગ્ર થાઉં તહીં શ્રીફળ જેમ ફૂટે
અંધાર, તારક થઈ ઝબકે ઉઘાડે.
આખું ખગોળ ગરબો લઈને વિહંગ
ઘૂમે : ઝગે ડુંગરમાં નદી તેજ તેજ...
શું નાભિમાં દીપ જલે ? કુંજ કુંજ પદ્મો
ખીલે, સુગંધ ભરી લે મુજ દેહસૃષ્ટિ.

જાગ્યો ક્ષણાર્ધ નીરખું અહીં આસપાસ,
માણી રહું હું ઘડી મોહક સ્વપ્નશ્વાસ.

**રામચન્દ્ર પટેલ**

## આકાશ

અગણિત અચરજ ઓઢી
જન્મ્યું છે આકાશ.

પરોઢે
ઝાંખા પાંખા પ્રકાશ પહેરી
કલરવ કલરવ પંખી થૈને
ઊડે સાવ સમીપ.

સવારે
રવિકિરણ થૈ
સ્વજન જેમ ઢંઢોળે.

તમ બપોરે
ગ્રહી સૂરજઅંગુલિ
સીંચે જીવનપ્રાણ.

સંધ્યાકાળે
ડૂબે સૂરજ સંગ પશ્ચિમે.

સજે નિશીથે
રાતા શ્યામ વસન શૃંગાર.

અગણિત અચરજ ઓઢી
જન્મ્યું છે આકાશ
નિરાકાર...

**મુકુન્દ પરીખ**



## હાઇકુ

પક્વ થતાં જ
જન્મદાતા ડાળને
તજી આ ફળે !

નથી કૈં કામ,
વૃક્ષ પરે આ ચંદ્ર
કરે આરામ !

**પરાગ મ. ત્રિવેદી**

Uddesh (A literary, cultural monthly) **January 2002** ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No. 188 R. No. GUJ.156/2002

**શરીરને કંકણની ઉપમાં આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નભી શકે.**

- મહાત્મા ગાંધી (ગંગાબેનને પત્રો-તા. ૮-૫-૩૧)



આરોગ્યની સંભાળના ક્ષેત્રમાં રોગ પ્રતિકાર કરતાં રોગ પ્રતિરોધ એ જ મહત્વની બાબત છે. જીવનનાં સંપૂર્ણ જતનના દ્રઢ નિર્ધાર સાથે પ્રતિરોધ-પ્રતિકાર, ઉપચાર અને નિદાન ક્ષેત્રે એક ઉમદા પરંપરાનું પ્રતિક એટલે ઝાયડસ-કેડિલા. પરંપરાગત કોઠા સૂઝ, પ્રયોગશીલ સર્જનાત્મકતા અને તરોતાજા તરવરાટનો ત્રિવેણી સંગમ એટલે ઝાયડસ-કેડિલા. ઝાયડસ-કેડિલા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે સતત કાર્યશીલ રહેવા સાડા ચાર દાયકા કરતાં પણ વધુ સમયથી પ્રતિબધ્ધ છે.

ઉત્તમ ગુણવત્તાસભર ઔષધોથી સુશ્રુષા ક્ષેત્રે તબીબી સેવાઓને સંપૂર્ણ અને વધુ સુદૃઢ બનાવવા પ્રયત્નશીલ ઝાયડસ-કેડિલા. દેશ વિદેશમાં ખૂણેખૂણેથી ટેકનોલોજી અને પ્રતિભા, સંશોધન અને સાધનોના સમુચિત વિનિયોગ દ્વારા આરોગ્ય સેવાઓના ક્ષેત્રે અનેરુ પદાર્પણ કરવા કટિબધ્ધ -

**Zydus Cadila**

**આપના સ્વાસ્થ્ય-સંભાળની કાળજી લેતી કંપની**

'ઝાયડસ ટાવર', સરખેજ-ગાંધીનગર હાઇ-વે, સેટેલાઇટ ક્રોસ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૧૫.
ફોન (૦૭૯) ૬૭૭ ૦૧ ૦૦ (૨૦ લાઇન) ફેક્સ (૦૭૯) ૬૭૩ ૨૩ ૬૫ / ૬૬ http://www.cadila-zydus.com

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક સાતમો

ફેબ્રુઆરી : ૨૦૦૨

તંત્રી

રમણલાલ જોશી

૧૩૯



# ઉદ્દેશ

વર્ષ : બારમું અંક : સાતમો સળંગ અંક : ૧૩૯

## અનુક્રમ : ફેબ્રુઆરી ૨૦૦૨



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.



# વિષમ-પ્રીતિ

આ તે કેવા ગહન પડદા ઊઘડે ત્યાં બિડાતા,
આ તે કેવી જનમભરની વેદનાપૂર્ણ શાતા ?

એકાંતોમાં સળવળ થતી સૃષ્ટિની સર્વ માયા,
નિર્લેપી આ ગગન મહીંયે રંગ ઘેરા ઘૂંટાયા !

શબ્દો કેરી વિફળ રમતે ગૂઢ અર્થો ભરેલા,
વાંચો ત્યાં તો સમજણ અને સાર મૂંગાં-મરેલાં

હૂંફાળી આ શયનગૃહમાં નેણલે નીંદ ભારી,
મેદાનોના પવન તણી ત્યાં મસ્ત જાગે ખુમારી.

'ઘેલી મારી કુમુદ', કુસુમે ઝેર-પ્યાલી ઉઠાવી,
મેં શું પ્રીતિ પરમ નિજ કલ્યાણ-ગ્રામે વસાવી ?

મકરન્દ દવે



તંત્રી

### ચંદુલાલ સેલારકા પારિતોષિક

'ઉદ્દેશ'માં ઑગસ્ટ ૨૦૦૦ થી જુલાઈ ૨૦૦૧ સુધીમાં પ્રગટ થયેલ કૃતિઓમાંથી જૂન ૨૦૦૧ના અંકમાં પ્રગટ થયેલ શ્રી મકરન્દ દવેની કૃતિ 'શ્રીકૃષ્ણમિલનની સાત ભૂમિકા'ને ચંદુલાલ સેલારકા પારિતોષિક આપવાનું નક્કી થયું છે. નિર્ણાયક તરીકે 'ઉદ્દેશ'ના તંત્રી અને ડૉ. મધુસૂદન પારેખ હતા. ડૉ. મધુસૂદન પારેખનો આભાર. શ્રી મકરન્દભાઈને અભિનંદન-અભિવંદન.

### શ્રી દલપત ચૌહાણને કવિ નરસિંહ મહેતા દલિત સાહિત્ય એવૉર્ડ

અનુસૂચિત જાતિઓ સહિત સમગ્ર દલિત વર્ગોનાં શોષણ, દમન, પીડા અને વિદ્રોહ, સંઘર્ષ અને આકાંક્ષાઓને અભિવ્યક્ત કરી આ સમાજમાં માનવીય ગરિમા સાથે તેમના અધિકારો માટે જાગૃતિ લાવતા અને દલિતોમાં અસ્મિતા પ્રગટ કરતા સર્જનાત્મક દલિત સાહિત્યક્ષેત્રે મહત્ત્વપૂર્ણ અને મૌલિક યોગદાન આપનાર દલિત સાહિત્યકારોને પ્રોત્સાહન આપવાના હેતુથી રાજ્ય સરકાર દ્વારા પ્રતિવર્ષ એક દલિત સાહિત્યકારને કવિ નરસિંહ મહેતા દલિત સાહિત્ય એવૉર્ડ પેટે રૂા. ૫૦,૦૦૦નો રોકડ પુરસ્કાર અને પ્રશસ્તિપત્ર આપવાની યોજના અમલમાં છે.

સને ૨૦૦૧ માટે આજીવન દલિત સાહિત્યનું ઉત્કૃષ્ટ સર્જન કરી દલિતોમાં અસ્મિતા અને ચેતના પ્રગટ કરનાર લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર - કવિશ્રી દલપત ધુળાભાઈ ચૌહાણને કવિ નરસિંહ મહેતા દલિત સાહિત્ય એવૉર્ડ આપવાનો નિર્ણય લેવાયેલ છે.

### શ્રી વિષ્ણુનિકુંજ

ડાકોરનાં તીર્થધામો તથા ગેય ભજનો, વિષ્ણુસહસ્રનામનાં એક હજાર નામોના મૂળ શ્લોક ગુજરાતીમાં તથા બધાં નામોના અર્થ અને બીજી માહિતી સાથેનો ગ્રંથ છપાવવાની યોજના છે. અગાઉથી ગ્રાહક થનારને રૂ. ૫૦૦/-માં પાંચ પુસ્તકો આપવામાં આવશે તથા શુભેચ્છકોની યાદીમાં નામ છાપવામાં આવશે. માહિતી માટે લખો : સદ્‌ગુરુ સેવા પરિવાર, ૨૩૬, સંતરામનગર, નડિયાદ-૩૮૭૦૦૧.

### બી. કેશરશિવમ્‌ને સંતોકબા સુવર્ણચંદ્રક

પ્રસિદ્ધ લેખક બી. કેશરશિવમ્‌ને તેમના વાર્તાસંગ્રહ 'જન્મદિવસ !' અને નિબંધસંગ્રહ 'ગાય જોડેરો' માટે સંતોકબા સુવર્ણચંદ્રક માનનીય મંત્રીશ્રી ઈશ્વરભાઈ મકવાણાને હસ્તે એનાયત કરવામાં આવ્યો હતો. સંતોકબા સુવર્ણચંદ્રકના દાતા શ્રી મહિન મૌર્ય IRSએ ચંદ્રકની ભૂમિકા સમજાવી અને આવતે વર્ષે ચંદ્રક ઉપરાંત રૂા. ૧૧,૦૦૦/- અને શાલની જાહેરાત કરી હતી.

### આજીવન શિક્ષક જાદવજી પ્રાગજી સવાણીનું દુઃખદ અવસાન

શ્રી જાદવજીભાઈ સવાણી (જન્મઃ ૧૭

ફેબ્રુઆરી ૧૯૧૨) શેઠ જી. સી. હાઈસ્કૂલ, પિલવાઈ (ઉ.ગુ.)માં મારા શિક્ષક હતા. તે અમોને સંસ્કૃત શીખવતા. રવિવારે રજાના દિવસે પણ જેમને રસ હોય તેમને શાળામાં બોલાવી 'શ્રીમદ્ભગવદ્ગીતા' ભણાવતા. તેમના જીવંત અધ્યાત્મપ્રેમની ઊંડી છાપ પડેલી. મોટી ઉંમરે આધ્યાત્મિક સાહિત્યમાં રસ વધ્યો. એમાં શ્રી સવાણીસાહેબના આ ગીતાના વર્ગોનો મોટો હિસ્સો છે.

ઉમરાળા (જિ. ભાવનગર)ના વતની શ્રી જાદવજીભાઈ વર્ષોથી અમેરિકા રહેતા હતા. બે વર્ષ પહેલાં તે અને તેમનાં પત્ની શ્રી કંચનબહેન ઘરે મળવા આવેલાં. ખૂબ આનંદ થયેલો. તેમણે પોતાના જીવનનાં સંસ્મરણો પુસ્તકરૂપે પ્રગટ કરવાની ઇચ્છા પ્રગટ કરેલી. 'સંદર્શન' નામે એ પુસ્તક પ્રગટ થયું ત્યારે મેં લખેલા ટૂંકા પ્રાસ્તાવિકમાં એને 'એક અનોખી આત્મકથા'રૂપે નવાજેલું. મેં લખેલું કે આ માત્ર 'દર્શન' નથી, પણ સમ્યક્ દર્શન છે. તેમણે એમની જીવનયાત્રાનાં સંસ્મરણો આપ્યાં છે. બાળપણથી માંડીને ૮૮ વર્ષ સુધીના સમયનાં વિવિધ સ્મરણો રોચક છે. શ્રી અનામીએ પોતાના પ્રાસ્તાવિક લખાણ 'સૌજન્યમૂર્તિ સવાણીજી...'માં પણ તેમના વ્યક્તિત્વના આધ્યાત્મિક પાસાની પ્રશંસા કરેલી. ગઈ ૧૭,મી જાન્યુઆરી ૨૦૦૨ના રોજ કૅલિફૉર્નિયામાં ૯૦ વર્ષની વયે તેમનું અવસાન થયું.

તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની શ્રી કંચનબહેનને, રમેશભાઈ આદિ ચાર પુત્રોને અને બે પુત્રીઓને શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

પિલવાઈ હાઈસ્કૂલના મારા બીજા એક શિક્ષક શ્રી તુલસીભાઈ પટેલનું અને ડૉ. રણજિતભાઈ એમ. પટેલ 'અનામી'નાં પત્ની શ્રી લક્ષ્મીબેનનું પણ તાજેતરમાં અવસાન થયું છે. તેમનાં કુટુંબીજનોને આ દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

**નવલકથાકાર અને કવિ શ્રી નાનુભાઈ નાયકનું દુઃખદ અવસાન**

સુરત જિલ્લાના નાનકડા ગામ ભરથાણામાં ૨૯, ડિસેમ્બર ૧૯૧૫ના રોજ જન્મેલા શ્રી નાનુભાઈ નાયક વર્ષોથી કલકત્તામાં રહેતા હતા. થોડો સમય શિક્ષક તરીકે કાર્ય કર્યા બાદ એરોમેટિક કેમિકલના વિષયમાં ઊંડા ઊતરી બિઝનેશમાં તેમણે ઝુકાવ્યું હતું. પરંતુ તેમનો જીવ સાહિત્ય સર્જકનો હતો અને એથી તેમણે એક પછી એક સારી નવલકથાઓ આપી હતી. તેમણે પ્રેમના બંધન ઉષાના રંગ આંધી સંધ્યાના અજવાળા દિલ એક નારીનું જન કરિના જેવી નવલકથાઓ આપી હતી. એમના પ્રકાશનકાર્યમાં રસ લેનાર મિત્ર શ્રી સુબોધ દેસાઈએ તા.૨૯-૧-૨૦૦૨ના રોજ મને પત્ર લખી નાનુભાઈના અવસાનના સમાચાર આપ્યા. શ્રી સુબોધ દેસાઈએ લખ્યું કે "કલકત્તા શ્રી નાનુભાઈ નાયક આજ રોજ તા. ૨૯-૧-૨૦૦૨ના રોજ મહિના એક ની માંદગી ભોગવી શ્રીજી ચરણ પામ્યા છે. છેલ્લે હું કલકત્તા સપ્ટેમ્બર-૨૦૦૧માં ગયેલા ત્યારે આપને અવારનવાર યાદ કરી આપે તેમને આપેલી હૂંફ, પ્રેરણા અને માર્ગદર્શનની યાદ તાજી કરતા હતા." અવારનવાર નાનુભાઈ પત્રો લખતા અને ખૂબ સ્નેહ વરસાવતા.

તંત્રી

### ચંદુલાલ સેલારકા પારિતોષિક

'ઉદ્દેશ'માં ઓગસ્ટ ૨૦૦૦ થી જુલાઈ ૨૦૦૧ સુધીમાં પ્રગટ થયેલ કૃતિઓમાંથી જૂન ૨૦૦૧ના અંકમાં પ્રગટ થયેલ શ્રી મકરન્દ દવેની કૃતિ 'શ્રીકૃષ્ણમિલનની સાત ભૂમિકા'ને ચંદુલાલ સેલારકા પારિતોષિક આપવાનું નક્કી થયું છે. નિર્ણાયક તરીકે 'ઉદ્દેશ'ના તંત્રી અને ડૉ. મધુસૂદન પારેખ હતા. ડૉ. મધુસૂદન પારેખનો આભાર. શ્રી મકરન્દભાઈને અભિનંદન-અભિવંદન.

### શ્રી દલપત ચૌહાણને કવિ નરસિંહ મહેતા દલિત સાહિત્ય એવૉર્ડ

અનુસૂચિત જાતિઓ સહિત સમગ્ર દલિત વર્ગોનાં શોષણ, દમન, પીડા અને વિદ્રોહ, સંઘર્ષ અને આકાંક્ષાઓને અભિવ્યક્ત કરી આ સમાજમાં માનવીય ગરિમા સાથે તેમના અધિકારો માટે જાગૃતિ લાવતા અને દલિતોમાં અસ્મિતા પ્રગટ કરતા સર્જનાત્મક દલિત સાહિત્યક્ષેત્રે મહત્ત્વપૂર્ણ અને મૌલિક યોગદાન આપનાર દલિત સાહિત્યકારોને પ્રોત્સાહન આપવાના હેતુથી રાજ્ય સરકાર દ્વારા પ્રતિવર્ષ એક દલિત સાહિત્યકારને કવિ નરસિંહ મહેતા દલિત સાહિત્ય એવૉર્ડ પેટે રૂા. ૫૦,૦૦૦નો રોકડ પુરસ્કાર અને પ્રશસ્તિપત્ર આપવાની યોજના અમલમાં છે.

સને ૨૦૦૧ માટે આજીવન દલિત સાહિત્યનું ઉત્કૃષ્ટ સર્જન કરી દલિતોમાં અસ્મિતા અને ચેતના પ્રગટ કરનાર લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર - કવિશ્રી દલપત ધુળાભાઈ ચૌહાણને કવિ નરસિંહ મહેતા દલિત સાહિત્ય એવૉર્ડ આપવાનો નિર્ણય લેવાયેલ છે.

### શ્રી વિષ્ણુનિકુંજ

ડાકોરનાં તીર્થધામો તથા ગેય ભજનો, વિષ્ણુસહસ્રનામનાં એક હજાર નામોના મૂળ શ્લોક ગુજરાતીમાં તથા બધાં નામોના અર્થ અને બીજી માહિતી સાથેનો ગ્રંથ છપાવવાની યોજના છે. અગાઉથી ગ્રાહક થનારને રૂ. ૫૦૦/-મા પાંચ પુસ્તકો આપવામાં આવશે તથા શુભેચ્છકોની યાદીમાં નામ છાપવામાં આવશે. માહિતી માટે લખો : સદ્‌ગુરુ સેવા પરિવાર, ૨૩૬, સંતરામનગર, નડિયાદ-૩૮૭૦૦૧.

### બી. કેશરશિવમ્‌ને સંતોકબા સુવર્ણચંદ્રક

પ્રસિદ્ધ લેખક બી. કેશરશિવમ્‌ને તેમના વાર્તાસંગ્રહ 'જન્મદિવસ !' અને નિબંધસંગ્રહ 'ગાય જોડેરો' માટે સંતોકબા સુવર્ણચંદ્રક માનનીય મંત્રીશ્રી ઈશ્વરભાઈ મકવાણાને હસ્તે એનાયત કરવામાં આવ્યો હતો. સંતોકબા સુવર્ણચંદ્રકના દાતા શ્રી મહિન મૌર્ય IRSએ ચંદ્રકની ભૂમિકા સમજાવી અને આવતે વર્ષે ચંદ્રક ઉપરાંત રૂા. ૧૧,૦૦૦/- અને શાલની જાહેરાત કરી હતી.

### આજીવન શિક્ષક જાદવજી પ્રાગજી સવાણીનું દુઃખદ અવસાન

શ્રી જાદવજીભાઈ સવાણી (જન્મઃ ૧૭

ફેબ્રુઆરી ૧૯૧૨) શેઠ જી. સી. હાઈસ્કૂલ, પિલવાઈ (ઉ.ગુ.)માં મારા શિક્ષક હતા. તે અમોને સંસ્કૃત શીખવતા. રવિવારે રજાના દિવસે પણ જેમને રસ હોય તેમને શાળામાં બોલાવી 'શ્રીમદ્ભગવદ્ગીતા' ભણાવતા. તેમના જીવંત અધ્યાત્મપ્રેમની ઊંડી છાપ પડેલી. મોટી ઉંમરે આધ્યાત્મિક સાહિત્યમાં રસ વધ્યો. એમાં શ્રી સવાણીસાહેબના આ ગીતાના વર્ગોનો મોટો હિસ્સો છે.

ઉમરાળા (જિ. ભાવનગર)ના વતની શ્રી જાદવજીભાઈ વર્ષોથી અમેરિકા રહેતા હતા. બે વર્ષ પહેલાં તે અને તેમનાં પત્ની શ્રી કંચનબહેન ઘરે મળવા આવેલાં. ખૂબ આનંદ થયેલો. તેમણે પોતાના જીવનનાં સંસ્મરણો પુસ્તકરૂપે પ્રગટ કરવાની ઇચ્છા પ્રગટ કરેલી. 'સંદર્શન' નામે એ પુસ્તક પ્રગટ થયું ત્યારે મેં લખેલા ટૂંકા પ્રાસ્તાવિકમાં એને 'એક અનોખી આત્મકથા'રૂપે નવાજેલું. મેં લખેલું કે આ માત્ર 'દર્શન' નથી, પણ સમ્યક્ દર્શન છે. તેમણે એમની જીવનયાત્રાનાં સંસ્મરણો આપ્યાં છે. બાળપણથી માંડીને ૮૮ વર્ષ સુધીના સમયનાં વિવિધ સ્મરણો રોચક છે. શ્રી અનામીએ પોતાના પ્રાસ્તાવિક લખાણ 'સૌજન્યમૂર્તિ સવાણીજી...'માં પણ તેમના વ્યક્તિત્વના આધ્યાત્મિક પાસાની પ્રશંસા કરેલી. ગઈ ૧૭,મી જાન્યુઆરી ૨૦૦૨ના રોજ કેલિફોર્નિયામાં ૯૦ વર્ષની વયે તેમનું અવસાન થયું.

તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની શ્રી કંચનબહેનને, રમેશભાઈ આદિ ચાર પુત્રોને અને બે પુત્રીઓને શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

પિલવાઈ હાઈસ્કૂલના મારા બીજા એક શિક્ષક શ્રી તુલસીભાઈ પટેલનું અને ડૉ. રણજિતભાઈ એમ. પટેલ 'અનામી'નાં પત્ની શ્રી લક્ષ્મીબેનનું પણ તાજેતરમાં અવસાન થયું છે. તેમનાં કુટુંબીજનોને આ દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

**નવલકથાકાર અને કવિ શ્રી નાનુભાઈ નાયકનું દુઃખદ અવસાન**

સુરત જિલ્લાના નાનકડા ગામ ભરથાણામાં ૨૯, ડિસેમ્બર ૧૯૧૫ના રોજ જન્મેલા શ્રી નાનુભાઈ નાયક વર્ષોથી કલકત્તામાં રહેતા હતા. થોડો સમય શિક્ષક તરીકે કાર્ય કર્યા બાદ એરોમેટિક કેમિકલના વિષયમાં ઊંડા ઊતરી બિઝનેશમાં તેમણે ઝુકાવ્યું હતું. પરંતુ તેમનો જીવ સાહિત્ય સર્જકનો હતો અને એથી તેમણે એક પછી એક સારી નવલકથાઓ આપી હતી. તેમણે પ્રેમના બંધન ઉષાના રંગ આંધી સંધ્યાના અજવાળા દિલ એક નારીનું જન કરિના જેવી નવલકથાઓ આપી હતી. એમના પ્રકાશનકાર્યમાં રસ લેનાર મિત્ર શ્રી સુબોધ દેસાઈએ તા.૨૯-૧-૨૦૦૨ના રોજ મને પત્ર લખી નાનુભાઈના અવસાનના સમાચાર આપ્યા. શ્રી સુબોધ દેસાઈએ લખ્યું કે ''કલકત્તા શ્રી નાનુભાઈ નાયક આજ રોજ તા. ૨૯-૧-૨૦૦૨ના રોજ મહિના એક ની માંદગી ભોગવી શ્રીજી ચરણ પામ્યા છે. છેલ્લે હું કલકત્તા સપ્ટેમ્બર-૨૦૦૧માં ગયેલા ત્યારે આપને અવારનવાર યાદ કરી આપે તેમને આપેલી હૂંફ, પ્રેરણા અને માર્ગદર્શનની યાદ તાજી કરતા હતા.'' અવારનવાર નાનુભાઈ પત્રો લખતા અને ખૂબ સ્નેહ વરસાવતા.

નવલકથા પછી તેમણે કવિતા લખવાનું શરુ કર્યું. એમનો પ્રથમ સંગ્રહ 'મંથન' ૧૯૯૯માં બહાર પડ્યો ત્યારે એમના આગ્રહથી મેં 'આવકાર' લખેલો અને સંવેદનશીલ સર્જકના ભાવનામય ઉદ્ગારોની તારીફ કરેલી. એ પછી એમનો બીજો કાવ્ય સંગ્રહ 'અમૃતકુંભ' પણ ૨૦૦૧માં પ્રગટ થયેલો. બન્ને કાવ્યસંગ્રહોનું પ્રકાશન શારદ પ્રકાશનના શ્રી શશિકાન્ત નાયકે કરેલું.

આવા સંવેદનશીલ સર્જકનાં પત્ની શ્રી કમલાબેન અને ચિ. જયેશ, વિજય, વિશાલ, શનિ, સૌ. નીતા અને રીના આદિ કુટુંબીજનોને તેમના અવસાનનુ દુઃખ સહન કરવાની પ્રભુ શકિત અર્પે. અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

**સ્વાતંત્ર્ય સેનાની, સમાજસેવક અને કવિ શ્રી રતુભાઈ દેસાઈનું દુઃખદ અવસાન**

શ્રી રતુભાઈ દેસાઈ એટલે અડધી સદીના કવિતાના યાત્રાપથનો આલાપ. તેમનો જન્મ નવસારીમાં તા. ૨૧ નવેમ્બર ૧૯૦૮ના રોજ થયો હતો. હમણાં ૬ ફેબ્રુઆરી ૨૦૦૨ના રોજ મુંબઈ ખાતે તેમનું અવસાન થયું. સ્વાતંત્ર્ય સંગ્રામમાં તેમણે સક્રિય ભાગ લીધેલો. અને અનેક સામાજિક-સાંસ્કૃતિક સંસ્થાઓ સાથે સંકળાયેલા હતા. પણ સૌથી વિશેષ તેઓ એક સંવેદનશીલ કવિ હતા. તેમનાં પચીસ-ત્રીસ પુસ્તકો પ્રગટ થયેલાં છે. તેમના કાવ્ય સંગ્રહોમાં 'કટોકટીના-કાવ્યદ્ગાર', 'યાત્રાપથનો આલાપ' 'જનની', 'સાસુમાની ઝાલરી', 'સિંધુગાન', 'દેવદાસ', વગેરે જાણીતા છે. તે અત્યંત સ્નેહાળ હતા. સતત પત્રવ્યવહાર કરતા. એમના પત્રોમાં સ્નેહ-વાત્સલ્ય અને પ્રજાહિતની ચિંતા વ્યકત થતી. થોડા સમય પહેલાં તેમણે પોતાના પ્રગટ થનાર ગીત સંગ્રહ 'ગાન વિતાન'ની પ્રસ્તાવના લખવા માટે મને પ્રેમાગ્રહ કરેલો. મેં એનો સ્વીકાર પણ કરેલો. અને તેમણે એની હસ્તપ્રત પણ મોકલી આપેલી. એ હસ્તપ્રત મોકલતી વેળા તેમણે મને જે પત્ર લખેલો તે આ પ્રમાણે છે :

*''સ્નેહી શ્રી રમણભાઈ,*

તમારા બે પોસ્ટકાર્ડનો જવાબ મેં લખ્યો છે.

આયોજિત સંગ્રહ ''ગાન વિતાન'' વિષે મેં એમ વિચાર રાખ્યો હતો કે તમને પ્રિન્ટેડ ફાઈનલ પ્રૂફો મોકલવાં. પરંતુ ત્યાર પછી બહુ ઉચિત પત્ર આવ્યો કે હસ્તપ્રત મોકલી આપો. તેથી તમે વાંચતા થાઓ. નબળી સબળી કૃતિ તમને વિવક્ષિત થાય. વળી, આ હસ્તપ્રત મોકલું છું. તે આખરી ગણાશે નહીં. તમારે કોઈ કૃતિ ક્ષેપક લાગે તો સૂચવશો તો રદ કરશું. યા ક્રમ બદલશું યા ઘટતો ફેરફાર કરશું. હસ્તિલિખિતની કૃતિઓનો ક્રમાંક નંબર લખ્યો નથી. પાછળથી ચાલુ છાપકામે નાંખી લઈશું.

તમારી જાણ માટે જણાવવી મારી ફરજ સમજું છું કે મોટાભાગની રચનાઓ ૧૯૬૨/૬૩ની છે તો કેટલીક અપવાદ રૂપે તેથી પણ અગાઉની છે. મારી પાસે હજુ પણ ૩/૪ સંગ્રહો થાય એટલી કૃતિ છે. પણ નાણાં જોઈએ. પ્રકાશકો કવિતા માટે ઉત્સાહી નથી ને મારી અધૂરામાં પૂરી, સામાજિક, શૈક્ષિણક પ્રવૃત્તિને કારણે હું સાંપ્રત કવિઓની મને બહુ ઓછા ગણે છે. મારા ૯૦ વર્ષના અવસરે મિત્ર શ્રી વાચસ્પતિ એટલે કે રમણલાલ પાઠકે 'ગુજરાત મિત્ર'માં સર્જનને

વધાવતાં, મને ન્યાત બહાર સાહિત્યકારો ગણે છે તેનો ઉલ્લેખ કર્યો હતો. તે જ રીતે, ભાઈ શ્રી કૃપાશંકર જાનીએ પણ મારી કવિતા કિતાબ ''હરિનામની હોડી- મીરા સંગ જોડી'' વિષે લખતાં એવો જ ઉલ્લેખ કરેલો છે.

આ આગામી સંગ્રહ સાથે મારાં કુલ ૨૬ નાના મોટાં પુસ્તકો થશે. બધાના વિષયો વિવિધ છે. અલબત 'સિંધુગાન' ને અરવિંદઘોષનો ચંદ્રક પરિષદ તરફથી, 'વિચ્છેદ' ને વડોદરાનો સંસ્કાર એવોર્ડને 'યાત્રા પથનો આલાપ' ને ભાવનગરની સાહિત્ય સભાએ સુવર્ણચંદ્રક તથા સન્માનપત્રથી વિભૂષિત કર્યા છે.

સાહિત્યમાં ખુલ્લુ નિષ્પક્ષ મન ધરાવનાર ઓછી વ્યકિતઓ છે. બધેબધ ભાઈબંધીને પરિણામે મૈત્રી વિવેચન ચાલે છે.

એ જ. બહુ લાંબુ લખ્યું. આ આંગાડિયા મારફત મોકલું છું. પહોંચ લખશો.

કુશળતાની કામના સહ :

-રતુભાઈનાં વંદન.

તા:ક:-મને૯૪પૂરા થઈ ૯૫ બેસનાર છે.''

તેમણે અસંખ્યપત્રો મને લખેલા છે. એ પત્રોમાંથી થોડા 'ઉદ્દેશ'માં આપવાનો ખ્યાલ છે.

આવા સેવાભાવી અને રાષ્ટ્રભાવનાના ઉદ્‌ગાતા કવિને પ્રભુ ચિરશાંતિ અર્પે અને એમના અવસાનનું દુ:ખ સહન કરવાની તેમના સુપુત્ર શ્રી કામાક્ષ અને અન્ય કુટુંબીજનોને શકિત અર્પે એ પ્રાર્થના.

સુધારો :

'ઉદ્દેશ' ના જાન્યુ. ૨૦૦૨.ના અંકમાં પ્રતિભાવ વિભાગમાં શ્રી અરુણોદય જાનીનાં બે શ્લોક છપાયા છે. એમાં પહેલા શ્લોકમાં 'प्रसार्द' ને બદલે 'प्रसार्य' અને 'प्रसीदयतुं' ને બદલે 'प्रसादयतु' વાંચવું. બીજા શ્લોકમાં 'स्वानुदेशात' ને બદલે स्वानुदेशान' અને 'यशवद्य' ને બદલે 'यशश्च' વાંચવું. મુદ્રણ ક્ષતિ માટે ક્ષત્રાયાચના.

- તંત્રી



## એક બુલબુલ આવ્યું ઘરમાં

*એક બુલબુલ આવ્યું ઘરમાં,*
*ઘરનો ઉંબર અઢળક ઊછળ્યો, ઊછળ્યું કંઈ અંતરમાં.*

*જઈ બેઠું બાના ફોટા પર*
*બચપણ આખું પાઈ,*
*ઉતરડ પર બેઠું ને તરત જ*
*બજી લીલી શરણાઈ,*
*બારસાખને અડક્યું ત્યાં તો સરસર થ્યું ભીતરમાં.*
*એક બુલબુલ આવ્યું ઘરમાં.*

*ઊખડેલા લીંપણને અડકી*
*ઊડી ગયું લઈ ઘર,*
*તૂટી ખાટલી પરનું ઘડપણ*
*કહી રહ્યું : તું મર.*
*હદ-સરહદને વળોટવાની હામ નથી ઉંબરમાં.*
*એક બુલબુલ આવ્યું ઘરમાં.*

ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

# રોજની જેમ

રોજ સવારે
માનવ થૈ ઊગીએ
સમય ચક્રની સાથે અકારણ ઘૂમીએ
સ્નાન કરીએ
બે રોટલી ને શાકનાં લંચ-બોક્સ ભરીએ
ગાર્ડનફ્રેશ ફ્લાવર જેમ
રાજમાર્ગ પર આવીએ
રસ્તાઓ ક્રોસ કરીએ
બસની ક્યુમાં જોડાઈએ
વ્યવસાયસ્થળે પહોંચીએ
કર્મ કરીએ
ફળની અપેક્ષાઓમાં રાચીએ
ફળ અપેક્ષિત ના મળે તો
નારાજ થઈએ
સંઘર્ષ કરીએ
હેવ્ઝ એન્ડ હેવ્ઝ-નોટ વચ્ચે
વર્ગવિગ્રહ જગાવીએ
માર્ક્સ-લેનિનના અતીત વાગોળીએ
મુક્ત અર્થતંત્રની ગુલબાંગો મારીએ
સંગઠનો કરીએ
સંસ્થાઓ સ્થાપીએ
સમાજ રચીએ
નિયમો કરીએ
રાષ્ટ્રનિર્માણ કરીએ
કાયદાઓ ઘડીએ
ચુસ્ત ધર્માંધ થઈએ
પરધર્મીને નેસ્તનાબૂદ કરવાના શપથ લઈએ
શ્વેત-અશ્વેત પ્રજાનાં જુથ રચીએ
અર્ધભૂખ્યાં રાષ્ટ્રોનાં શોષણ કરીએ
યુદ્ધ કરીએ
હિટલર થઈએ
બુશ થઈએ
વસુધૈવ કુટુમ્બકમ્‌ની ઋચાઓનું સ્તવન કરીએ
સવારથી ભૂલા પડેલા
સાંજે ઘરે આવીએ
કઢી, રોટલા ને ખીચડી જમીએ
ટીવી જોઈએ
પત્નીની આંખોમાં પ્રેમ શોધીએ
સાઈઠ વરસે લીઝે લગ્ન કર્યાના સમાચાર આપીએ
બાળકોના ચહેરે
એકવીસમી સદીના નાગરિકોનાં પોસ્ટર્સ ચોડીએ
કમ્પ્યૂટર પછી શું ?
ધારદાર દલીલો કરીએ
બુદ્ધિજીવીનો ડોળ કરીએ
ફ્રેમમાં મઢેલા સુંદર સુરેખ ચિત્ર જેવા
પૂર્વજોએ ડિઝાઈન કરેલા
સમાજની ઉપરછલ્લી વાતો કરીએ
બેડરૂમ તરફ ગતિ કરીએ
પત્નીને સાંકેતિક સ્પર્શ કરીએ
ને
રોજની જેમ, વળી
પાછા અંધકારમાં
ખોવાઈ જઈએ...

**મુકુન્દ પરીખ**

સંયમીને જ્ઞાનીપદે સ્થાપવાનો ઉપક્રમ

રાધેશ્યામ શર્મા

# સંવાદી ગઝલ

*કહ્યું એણે : ગઝલ-બાની સરળ, સુંદર, મઝાની છે,*
*કહ્યું મેં : એટલા માટે કે એ દિલની જુબાની છે.*

*ભલા, મિત્રોથી શું ડરવું ! – કહ્યું એણે, તો હું બોલ્યો :*
*મગર સાથે રહી ડરવું મગરથી, સાવધાની છે.*

*કહ્યું એણે : મરણ નિશ્ચિત છે, તો કાં હોય ડર એનો ?*
*કહ્યું મેં કે મરણની બાદ પણ એક જિંદગાની છે.*

*પૂછ્યું : આ આંખનાં ઝરણાંનાં ક્યારે પૂર ઓસરશે ?*
*કહ્યું : વરસાદની મોસમ હવે પૂરી થવાની છે.*

*પૂછ્યું એણે : હવે પાકા ઘડા અહીંયાં નથી બનતા ?*
*કહ્યું મેં : પણ મને તો ટેવ હોડીમાં જવાની છે.*

*કહે છે એ : હવે તો ઊંઘ પણ પૂરી નથી મળતી,*
*કહું છું હું : દિવસ મોટો થયો તો રાત નાની છે.*

*કહ્યું મેં : તારી આંખોમાં તો છે ગહેરાઈ દરિયાની !*
*પૂછ્યું એણે : તમન્ના શું તમારી ડૂબવાની છે ?*

*કહે છે એ : હવે તો પત્ર લખતાં હાથ ધ્રૂજે છે,*
*કહું છું હું : ખરે એ ભીંત પડવાની નિશાની છે.*

*કહે છે એ : વસાવી લો કોઈનો પ્રેમ હૈયામાં,*
*કહું છું : એ તમારી સલ્તનતની રાજધાની છે.*

*પૂછે છે એ : સહુ લંડનમાં, ઓળખતા હશે તમને ?*
*કહું છું : મૂર્ખ ના બન, રીત એ સૌ ગામડાની છે.*

*પૂછે છે : બોલે તેનાં બોર વેચાયે, એ સાચું છે ?*
*કહું છું : જીભને કાબૂમાં રાખે તે જ જ્ઞાની છે.*

**(અર્જંપોત્સવ, પૃ. ૭૨-૭૩)** **અંજુમ વાલોડી**

'તુમ ને કહા' ઔર 'હમ ને સુના', અથવા 'તુમ ને પૂછા' ઔર 'હમ ને કહા' – પ્રકારની સંવાદાત્મક ગઝલો રચાઈ તો હોય જ, પણ સુવાંગ ગઝલ સંવાદને ગૂંથી લેતી હોય અને સાથે સાથે અગિયાર શેઅરની કન્ટેન્ટને, હરેક શેઅરની સ્વયંસંપૂર્ણતાને હાનિ પહોંચાડ્યા સિવાય, સંવાદ સાચવી સંવાદિતા (harmony) સાધતી હોય એવી 'સંવાદી ગઝલ' 'અંજુમ' વાલોડીએ સર્જેલી નોંધવાયોગ્ય ઘટના છે.

મત્લાથી માંડી છેલ્લા શેઅર સુધીનો ભાવ-પ્રવાસ બલકે ભાવ-પ્રવાહ, સરળ શબ્દસંયોજનોના કારણે ઉત્પન્ન ભાષાવેગ સાથે એવો હળીભળી જાય છે કે એક પણ શેઅરને બહુ 'સમજાવવાની' કે ફેંદવાની જરૂર નથી. જિજ્ઞાસુ તેમજ સુજ્ઞ કવિતારસિક પોતપોતાનો શેઅર 'સવા શેરનો' શોધી બોટી લઈ શકે છે. ભાવકને આટલી મોકળાશ અને ખુશમિજાજ હળવાશનો ઉપહાર ધરતી સંવાદ-ગઝલો કેટલી !

સંવાદી ગઝલનું બાહ્ય કલેવર, સ્થૂળ માળખું પણ રસદાયક બનેલું લાગશે. ગઝલના પુનઃ પુનઃ પઠન વગર આ સ્વાદ શક્ય નહીં બને. દાખલા લેખે, મત્લાના આરંભનો 'કહ્યું એણે' તરીકો લઈ આગળ વધીએ તો બે પંક્તિઓ બે જુદા શેઅરમાંથી પામીશું તે આવી હશે : 'કહ્યું એણે : ગઝલ-બાની સરળ, સુંદર, મઝાની છે.' અહીં સીધું સરળ વિધાન છે, પણ ત્રીજા શેઅરમાં 'કહ્યું એણે' પછી પ્રસરતી પંક્તિ તો પ્રશ્નરૂપ લઈ ફૂટી નીકળી છે આમ, 'મરણ નિશ્ચિત છે તો કાં હોય ડર એનો ?' (પૂછનાર અને જવાબનારની કેરેક્ટર પદે પદે ઊઘડતી આવે છે...)

પ્રત્યેક શેઅરની બંને તૂકોને અખંડ રીતે માણીને, ઉપર કહ્યું તેમ 'કહ્યું મેં', 'પૂછ્યું', 'કહ્યું', 'કહે છે એ', 'કહું છું હું', 'પૂછે છે એ'ને અનુસરતી પંક્તિઓ ભિન્ન ભિન્ન મિસરામાંથી સાંકળી પાઠ કરશો તો કૃતિસ્થિત સંવાદિતા કેવી છે એનો અંદાજ આવશે.

રચનાની આવી વિશિષ્ટ સંયોજના ઉપરાંત ચારેક શેઅરમાં કવિએ પ્રચલિત ચાર કહેવતનો સફળ વિનિયોગ કર્યો છે તે જુઓ :

***ભલા, મિત્રોથી શું ડરવું ! કહ્યું એણે, તો હું બોલ્યો :***
***મગર સાથે રહી ડરવું મગરથી, સાવધાની છે.***

'પાણીમાં રહેવું અને મગરથી ડરવું' કહેવતના ઉપયોગ સાથે મિત્રને મગર 'બનાવી', ડરવાની દશાને 'સાવધાની'ના કાફિયામાં વણી લીધી છે !

***પૂછ્યું એણે : હવે પાકા ઘડા અહીંયા નથી બનતા ?***
***કહ્યું મેં : પણ મને તો ટેવ હોડીમાં જવાની છે.***

દૂરાકૃષ્ટ કહેવાય, પણ 'પાકા ઘડે કાંઠલા ના ચઢે' જેવી ઉક્તિની આછેરી યાદ આવી જવા સાથે સાથે સોની-મહિવાલની પ્રેમકથામાં ઘડાની મદદથી પાણીમાં તરીને મળવા જવાનું ચિત્ર ઝબકે અને તુરત જ ઉત્તરમાં ચતુર સુજાણતાનો અહેસાસ થાય : 'પણ મને તો ટેવ હોડીમાં જવાની છે' !

***કહે છે એ : હવે તો ઊંઘ પણ પૂરી નથી મળતી,***
***કહું છું હું : દિવસ મોટો થયો તો રાત નાની છે.***

કહેવાની જરૂર ખરી કે 'રાત ટૂંકી ને વેશ ઝાઝા' મુહાવરો યોજવાની કવિની અહીં મહારત પ્રકટ થઈ છે ? છેલ્લા શેઅરની મજા પણ માણવા જેવી :

***પૂછે છે : બોલે તેનાં બોર વેચાયે, એ સાચું છે ?***
***કહું છું : જીભને કાબૂમાં રાખે તે જ જ્ઞાની છે.***

કહેવત 'બોલે તેનાં બોર વેચાય'નો સોંસરો ઉપયોગ લઈ અંતે 'જીભને કાબૂમાં રાખે તે જ જ્ઞાની છે' આલેખી 'મૌનં સર્વાર્થસાધનમ્'નો મહિમા અને સંયમીને જ્ઞાનીપદે સ્થાપવાનો ઉપક્રમ સ્પષ્ટ, છતાં બોધ કઠતો નથી.

'મરણની બાદ... જિંદગાની'માં પુનર્જન્મપરક આસ્થા, આંખોની દરિયાઈ ગહેરાઈ જોનારને 'તમન્ના શું તમારી ડૂબવાની છે ?' પૂછવામાં પ્રસન્ન વિનોદ, પત્ર લખતાં હાથ ધ્રૂજે તો એને 'ભીંત પડવાની નિશાની' અને હૈયામાં કોઈનો પ્રેમ વસાવવાની નોબત સૂચન રૂપે આવતાં એને 'તમારી સલ્તનતની રાજધાની' કહેવામાં ઉદાર કદરદાની ડોકિયાં કર્યા કરે છે.

કવિ અંજુમ, 'વાલોડી' ભલે લખે, પણ લંડનવાસી છે એટલે જાતને સ્પર્શતો એક શેઅર પણ રચી લાવ્યો છે : પૂછે છે એ : *સહુ લંડનમાં ઓળખતા હશે તમને ? / કહું છું : સૂર્ય ના બન,* રીત એ સૌ ગામડાની છે.' અહીં ગર્ભિત કાકુ છે કે નાનકડા ગામડામાં સહુકોઈ સહુને ઓળખે, લંડન જેવા શહેરમાં કોણ કોને ઓળખે ? (અર્થાત્ સહુ-કોઈ સહુકોઈને ના જ ઓળખે. ના ઓળખી શકે...)

અજંપાના ઉત્સવમાં આવી સરળ ગઝલો દિલની જુબાની (language of the heart) છે. દિલને દેખ્યું, દીદાર થઈ ગયા બાદ બાકી શું રહ્યું ? પ્રકાશક 'અનિલ'જીને કહીશું ?

(દા.- और क्या देखने को बाकी है,
आप से दिल लगाके देख लिया.

## ગઝલ-અષ્ટક

### ૧. મસ્તકમાં

કોઈ ને કોઈ ભાર મસ્તકમાં
વિશ્વ બેઠાં અપાર મસ્તકમાં

એક પણ તે, પછી ન આથમ્યા
સૂર્ય ઊગ્યા હજાર મસ્તકમાં

આ બધું અસ્તવ્યસ્ત ને ઊલટું
કૈં પવનના પ્રહાર મસ્તકમાં

રાત આ ચૂપચાપ ઘૂસી ગઈ
છે ગહન અંધકાર મસ્તકમાં

ક્ષણ મહીં સર્વ નાચતું-ગાતું
એક વર્ષાની ધાર મસ્તકમાં

### ૨. આંખોમાં

હેત, અશ્રુ, મેઘ, વીજ આંખોમાં
સૌ વરસનારી ચીજ આંખોમાં

પલળતો નિત્ય હું, તું રાખે છે
એક આષાઢી બીજ આંખોમાં

એ જ તોફાનનું ભલે કારણ
ઝૂકવાની તમીઝ આંખોમાં

જોતજોતામાં પગથી માથા લગ
બાળી દે એવી ખીજ આંખોમાં

શૂન્ય, ગની, ઘાયલ અને ક્યારેક
સૈફ અથવા મરીઝ આંખોમાં

### ૩. હોઠોમાં

હા રે અઢળક ઉમંગ હોઠોમાં
નામ રટતું વિહંગ હોઠોમાં

તું વમળ, તું તરંગ હોઠોમાં
પૂર થઈ વ્હેતી ગંગ હોઠોમાં

વર્ષાનું તીર વીંધતું છાતી
ચૂમી-તત્પર અનંગ હોઠોમાં

પ્રેમનું ગીત, ઋત વર્ષાની
મેઘ બારેય ખંગ હોઠોમાં

ક્ષણનો ઉઘાડ, ઇન્દ્રધનુ ઊગ્યું
ગાલના આવ્યા રંગ હોઠોમાં

### ૪. કાનોમાં

ગુંજતા દૂર-દૂર કાનોમાં
આવ્યાં યમુનાનાં પૂર કાનોમાં

દૂર છે તેથી ક્રૂર કાનોમાં
વાંસળીના એ સૂર કાનોમાં

સાંભળું મોરપિચ્છ ફરફરતું
રંગના રણકે સૂર કાનોમાં

રણઝણે, નાચવાને ઉશ્કેરે
ગોપીઓનાં નૂપુર કાનોમાં

કોણ ટહુક્યું આ રાત-વેળાએ ?
કાનજી કે મયૂર, કાનોમાં

## ૫. હાથોમાં

અણઊકલતી લકીર હાથોમાં
વણછૂટ્યું આ તીર હાથોમાં

છેક તારા સુધી પહોંચ્યા નહિ
આંખનાં ખૂટ્યાં નીર હાથોમાં

પેસવા દે, છો છાતીને જાણે
ગૂંગળાતો સમીર હાથોમાં

વીજળીની જેમ એક પળ જીવ્યાં
સ્પર્શનાં મૃત શરીર હાથોમાં

સ્વપ્ન ખેંચ્યાં છતાં નથી ખૂટ્યાં
દ્રૌપદીનાં એ ચીર હાથોમાં

## ૬. મુઠ્ઠીમાં

હોઠ મૂંગા ને સાદ મુઠ્ઠીમાં
ખોલું ! પૂર્યો છે નાદ મુઠ્ઠીમાં

વેરવિખેર રંગ સંધ્યાના
હોય છે ભેગા; બાદ મુઠ્ઠીમાં

ખોલું તો મઘમઘી ઊઠે સઘળું
સાચવી રાખી યાદ મુઠ્ઠીમાં

આંખમાં ઓસ, અંગમાં લીલાશ
આવ્યું છે એક પાંદ મુઠ્ઠીમાં

હાથમાં હાથ, આંગળાં ભીડ્યાં
ચાંદની ફેલી, ચાંદ મુઠ્ઠીમાં

## ૭. હૈયામાં

નાની શી હો તિરાડ હૈયામાં
તો પ્રવેશે અષાડ હૈયામાં

કોઈ આવી ચડે છે પ્રથમ ગમતું
ના જવા દે એ વાડ હૈયામાં

આખી દુનિયા સમાઈ જવાની
ખોલી નાખો કમાડ હૈયામાં

સાવ નાનો છે આ હિમાલય
સૌથી મોટો પહાડ હૈયામાં

આંખથી કૈં ખરે છે ફળ ટપટપ
આંસુનું એક ઝાડ હૈયામાં

## ૮. મારામાં

કૈંક પંખીનાં ગાન મારામાં
ગુંજતું આસમાન મારામાં

છાંયડા મ્હેરબાન મારામાં
કોળે વૃક્ષો સમાન મારામાં

લોહીમાં ઊડતાં પતંગિયાં
જાણે શોધે ઉદ્યાન મારામાં

છે સમુદ્રી તોફાન મારામાં
નાવ પણ હું, સુકાન મારામાં

પાંખ નહિ ને વિમાન મારામાં
રંગ-દર્શી ઉડાન મારામાં

**હર્ષદ ચંદારાણા**

# પટાવાળો

સતીશ ચંદ્રકાન્ત પંડ્યા

શહેરમાં એક કૉલેજ હતી. શહેરના તથા આજુબાજુનાં ગામના બે-ત્રણ હજાર વિદ્યાર્થીઓ કૉલેજમાં ભણવા આવે. સવારના સાડા સાત વાગ્યે કૉલેજ શરૂ થાય અને બપોરના એકાદ વાગ્યે કૉલેજ બંધ થાય. કૉલેજના સ્થાપનાકાળથી એક પટાવાળો તેમાં કામ કરે. ભૂલો તેનું નામ. ઠીંગણો, સહેજ શ્યામ, એકવડા બાંધાનો, ઝીણી આંખોવાળો, નાના કપાળવાળો, ખાખી વરદીવાળો. તે વહેલી સવારે કૉલેજમાં હાજર થઈ જતો. પ્રિન્સિપાલના ઘરેથી ચાવી લાવવી, કૉલેજના દરવાજાઓ ખોલવા, ક્લાસરૂમ ખોલવા, અસ્તવ્યસ્ત થયેલી બેંચ વ્યવસ્થિત ગોઠવવી, ઝાડુ લગાવવું, પ્રિન્સિપાલની ઑફિસ ખોલવી, તેને સાફ કરવી, ઑફિસ સજાવવી, ફૂલદાનીમાં ફૂલ ગોઠવવાં તથા અગરબત્તી સળગાવવી અને રૂમમાં ધૂપ કરવો, ઑફિસરૂમમાં ગોઠવેલા ભૂતકાળના પ્રિન્સિપાલ, ટ્રસ્ટીઓના ફોટાઓને ધૂપ કરવો, ભગવાનના ફોટાને ત્રણ વખત ધૂપ કરવો, પછી અગરબત્તી સ્ટૅન્ડમાં ગોઠવવી, બે-ત્રણ ક્ષણ ભગવાનને નમન કરતાં ઊભા રહેવું, ઑફિસમાંથી મોટો પિત્તળનો ઘંટ બહાર કાઢી લૉબીમાં લટકાવવો, મેદાન અને બાગ ચોખ્ખાં અને સાફ કરવાં કે આવેલા સાથી કર્મચારી પાસે સાફ કરાવવાં, આ તેનો નિત્યક્રમ હતો.

પિત્તળનો ઘંટ અને પટાવાળો ભૂલો બન્ને સાથે કૉલેજમાં દાખલ થયા હતા. ચાલીસ વર્ષ જૂની એ વાત છે. સવારના સાડા સાત વાગી ગયા હતા. ભૂલાએ કૉલેજ શરૂ થવાની ચેતવણી રૂપે ટન-ટનનનન-ટન એમ ઘંટનાદ કર્યો હતો. તે દિવસે પ્રથમ વખત ઘંટ વગાડતાં થયેલો રોમાંચ તે ભૂલ્યો ન હતો. તેનું સમગ્ર શરીર આનંદિત થઈ ગયું હતું. રોમેરોમ પ્રફુલ્લિત થઈ ગયાં હતાં. સમગ્ર વિશ્વના ચૈતન્યને જગાડતો હોય તેવો તેને ભાસ થયો હતો. પૂર્વાકાશેથી સૂર્યનાં ત્રાંસાં કિરણો કૉલેજમાં દાખલ થઈ રહ્યાં હતાં. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓનાં ટોળેટોળાં પોતપોતાના વર્ગમાં જવા ઝડપથી પગલાં માંડી રહ્યાં હતાં. અધ્યાપકો ડસ્ટર અને ચૉક લઈ પોતપોતાના વર્ગ તરફ જવા સ્ટાફરૂમમાંથી બહાર નીકળી રહ્યા હતા. સમગ્ર કૉલેજ ચેતનવંતી બની ગઈ હતી. કૉલેજના આ નજારાને જોતો તથા પિત્તળના ઘંટના ઝણકારને પોતાના ઉત્તેજિત ઉન્નત થયેલા કર્ણોથી સાંભળતો, અને કૉલેજ ચાલુ કરાવવા પોતે નિમિત્ત બન્યો છે તેવું અનુભવતો આનંદની અનુભૂતિમાં તે ડૂબી ગયો હતો. સમયાંતરે ઘંટ વગાડવો અને તાસપરિવર્તનની ચેતવણી આપવી, કૉલેજનો સમય પૂરો થયો છે તેવી ચેતવણી આપતો દીર્ઘ ઘંટનાદ કરવો આ ભૂલાનો વર્ષોનો નિત્યક્રમ હતો. આનંદકિલ્લોલ કરતાં, હસતાં-રમતાં, અભ્યાસ માટે આવતાં બાળકોને આવતાં અને જતાં તે વર્ષોથી જોતો આવ્યો હતો.

કૉલેજ શરૂ થયા પછી, ઑફિસનાં કામ કરવાં, બૅંકમાં જવું. પૈસા લાવવા અને લઈ જવા, પ્રિન્સિપાલના આદેશોનું પાલન કરવું, પોસ્ટ-ઑફિસમાં જવું, ટપાલ લાવવી અને પોસ્ટ કરવી, વિદ્યાર્થીઓને રમત-ગમતનાં સાધનો આપવાં, આવાં અને બીજાં અનેક કામો દિવસ દરમિયાન ભૂલાએ કરવાં પડતાં. આવું બધું તે છેલ્લાં ચાલીસ વર્ષથી કરતો આવ્યો હતો. કૉલેજમાં બીજા પણ પટાવાળા હતા, પરંતુ બધા ભૂલા પછી આવેલા હતા. પોતાની કામગીરીમાં કોઈ દખલગીરી કરે કે હસ્તક્ષેપ કરે તે ભૂલાને ગમતું નહીં. પોતાના કામમાં બીજા કોઈની દરમિયાનગીરી તે સહન પણ કરી શકતો નહીં. ક્યારેક એ કારણે ઝઘડો પણ થઈ જતો. ભૂલો કૉલેજનો સૌથી જૂનો પટાવાળો હતો. બધા તેના સ્વભાવથી પરિચિત પણ હતા. તેની કામગીરીમાં તેથી કોઈ દખલગીરી પણ કરતા નહીં. ભૂલો હતો પણ ચોકસાઈવાળો. તેનું નામ ભૂલો હતું, પણ તે કામ ચીવટાઈથી કરતો. બધાં કામ વ્યવસ્થિત થાય તેમ તે ઇચ્છતો. બીજા બધા પટાવાળા કરતાં તે સીનિયર

હતો તેથી બધા ઉપર તે હુકમ પણ ચલાવતો. નિમણૂક પામ્યા વગરનો તે બધાનો ઉપરી પણ હતો. બીજા બધા પટાવાળા તેની આમન્યા રાખતા અને તેના હુકમનું પાલન પણ કરતા.

જેમ જેમ સમય પસાર થતો ગયો, ભૂલો સીનિયર બનતો ગયો. તે બધા સાથે પ્રેમથી વર્તતો. સ્ટાફના તથા અન્ય પ્રોફેસરોનાં કામો તે નોકરીની ફરજનો ભાગ ન હોવા છતાં પણ હસતે મોઢે કરી આપતો. વિદ્યાર્થીઓને પણ તે સતત મદદરૂપ થવા પ્રયત્ન કરતો. તેમની જરૂરિયાતોને સતત ધ્યાનમાં રાખતો અને તેઓ નારાજ ન થાય તેની સતત કાળજી રાખતો. તેમને રમતગમતનાં સાધનો કાઢી આપતો તથા તેમની તકલીફો પ્રિન્સિપાલ સુધી પહોંચાડતો. આમ ભૂલો વિદ્યાર્થીઆલમમાં તથા સ્ટાફમાં આદરને પાત્ર હતો. સમય જતાં બધા તેને ભૂલાકાકા કહીને બોલાવવા લાગ્યા. ભૂલો ભૂલાકાકા બની ગયો. નાના-મોટા, ભૂલાથી મોટા પણ તેને ભૂલાકાકા કહીને બોલાવતા. પછી તો ધીમે ધીમે ભૂલાકાકા નામ આખા શહેરમાં પણ પ્રચાર પામ્યું. શહેરમાં આવતાં જતાં બધાં ભૂલાને ભૂલાકાકા કહીને જ બોલાવતાં. પછી કુટુંબમાં અને જ્ઞાતિમાં પણ ભૂલાકાકા કહીને જ બધાં તેને બોલાવવા લાગ્યાં. સમય જતાં ભૂલો, ભૂલાકાકા બની ગયા. શરૂઆતમાં ભૂલાને કોઈ કાકા કહે તે ગમતું નહીં. અકાળે તે વૃદ્ધ થઈ ગયો છે તેવું તેને લાગતું. પરંતુ પછી બધાં તેને ભૂલાકાકા કહે તે ગમવા લાગ્યું. તેને પછી લાગવા માંડ્યું કે બધાં તેને આદર અને માનથી ભૂલાકાકા કહી બોલાવે છે.

એક વખતની વાત છે. કૉલેજમાં વાઈસ ચાન્સેલર કોઈ પ્રસંગના અનુસંધાનમાં આવ્યા હતા. પ્રિન્સિપાલની પાસે તે કૉલેજના દરવાજા પાસે વાઈસ ચાન્સેલરના સ્વાગત માટે ફૂલનો ગુચ્છ લઈને ઊભો હતો. કારમાંથી ઊતરી તેઓ કૉલેજમાં દાખલ થયા તે સમયે પ્રિન્સિપાલે પુષ્પગુચ્છથી વાઈસ ચાન્સેલરનું સ્વાગત કર્યું. પછી તેમની નજર પટાવાળા પર પડી. તેમણે ''કેમ છો'' ભૂલાકાકા, એમ કહ્યું. ભૂલાનું મન આનંદથી નાચી ઊઠ્યું. તે દિવસે બપોરના તે ઘરે આવ્યો. હાથપગ ધોઈ તે જમવા બેઠો. ભોજન તૈયાર હતું.

પતિ-પત્ની બન્ને વર્ષોથી સાથે જ જમતાં. ક્યારેક ભૂલાને કૉલેજમાંથી આવતાં મોડું પણ થતું. તેની પત્ની પોતાના પતિના આવવાની રાહ જોતી. આવીને ભૂલો પોતાની વેદના ઠાલવતો. પત્નીને કામના ભારની વિગતે વાત કરતો. કૉલેજમાં પોતાનું શોષણ થઈ રહ્યું છે, બધાં કામની જવાબદારી પોતાની જ છે, અમુક પટાવાળા કામચોર થઈ ગયા છે અને કામ કરતા નથી, નવા નિયુક્ત પટાવાળાની રીત - કામ કેમ ઓછું કરવું, જવાબદારી સ્વીકારવી નહીં, કામચોરી કરવી તેની વાતો તે વિગતે પત્નીને કરતો. હવે નીતિનિયમો રહ્યાં નથી. કામ કરતાં મહિને પગાર મળી રહે તેની જ બધાને ચિંતા છે તે અંગે પોતાનો રોષ પત્ની સમક્ષ પ્રગટ કરતો. કૉલેજના વિદ્યાર્થીઓની, પ્રોફેસરની અને સ્ટાફની વાત ભૂલો અચૂક પોતાની પત્નીને જમતાં જમતાં કરતો. નવા આવેલા પ્રોફેસરની વિદ્યાર્થીઓએ કેવી રીતે ગિલ્લી ઉડાવી, નવા આવેલા ઑફિસસ્ટાફને કેવી રીતે પત્ર લખવો તેની ખબર નહીં તેને તેણે કેવી રીતે માર્ગદર્શન આપ્યું તેની, તથા રોજરોજ બનતા કૉલેજના બનાવોની તથા વિદ્યાર્થીઓનાં પ્રેમ-પ્રકરણોની ચટપટી વાત પણ તે પોતાની પત્નીને જમતાં જમતાં કરતો. પછી તે કલાક સૂઈ જતો. ઘરનાં કામકાજ કરતો. બાળકોના અભ્યાસની ચિંતા કરતો.

બાળકો ધીમે ધીમે મોટાં થઈ રહ્યાં હતાં. તે તેમને પોતાના સંઘર્ષની વાત કરતો. કેવી ગરીબીમાં તે ભણ્યો હતો. નાણાંના અભાવે તે ભણી શક્યો નહીં અને મેટ્રિક થતાં જ કૉલેજમાં પટાવાળાની નોકરી સ્વીકારી લેવી પડી તેની તથા પોતે ભણવામાં કેવો હોશિયાર હતો, વધુ ભણ્યો હોત અને તક મળી હોત તો તે કૉલેજનો પ્રોફેસર બની ગયો હોત તેવી વાત કરી તે પોતાની વેદના પોતાનાં બાળકો અને કુટુંબ સમક્ષ ઠાલવતો. • • •

આજે જમતાં જમતાં તેણે આનંદથી પોતાની પત્નીને કૉલેજમાં યુનિવર્સિટીના ઉપકુલપતિ પધાર્યા હોવાની વાત કરી. અને ઉપકુલપતિએ ''કેમ છો, ભૂલાકાકા ?'' એમ કહી તેને બોલાવ્યો તેની વાત હસતા ચહેરે, આનંદ વ્યક્ત કરતાં પોતાની પત્નીને કહી. કૉલેજમાં અને ગામમાં તેનું કેટલું માન છે, બધા

તેને કાકા કહી આદર અને માન આપે છે તેની વાત તેણે ગૌરવ સાથે આજે પત્નીને કહી. ભૂલો માનતો હતો કે તે કૉલેજનું અનિવાર્ય અંગ છે. કૉલેજમાં વર્ષોથી તે જે એકનિષ્ઠા અને પ્રામાણિકતાથી કામ કરી રહ્યો છે તેને કારણે કૉલેજમાં અને સમાજમાં પોતાને સન્માન પ્રાપ્ત થઈ રહ્યું છે તેમ તે માનતો હતો. તે દિવસ તે આનંદ અને ઉત્સાહના અતિરેકમાં સૂઈ શક્યો નહીં. થોડી વાર પછી તે ઊઠી ગયો. કામ કરવાની તેની ધગશ વધી ગઈ હતી. તે બજારમાં ગયો. ઘરનાં કામકાજ કર્યાં. બૅંકમાં પોતાના ખાતામાંથી જમા થયેલો પગાર ઉપાડ્યો. બજારમાંથી થોડી મીઠાઈ બંધાવી અને સાંજના બધાંએ આનંદથી તે આરોગી. પછી ચન્દ્રને મધ્યાકાશે આવેલો જોતો અને તારા ગણતો તે આનંદના અતિરેકમાં લાંબા સમય સુધી સૂવાને અસમર્થ પડખાં ઘસતો સૂઈ ગયો. ફરી પાછો વહેલી સવારે તે ઊઠી ગયો અને નાહી-ધોઈને તે કૉલેજ જવા માટે નીકળી ગયો. પ્રિન્સિપાલને ત્યાંથી ચાવી લીધી અને કૉલેજ ખોલી નિત્યક્રમે તે લાગી ગયો.● ● ●

ચાલીસ વર્ષથી ભૂલાકાકા પટાવાળા તરીકે કૉલેજમાં સેવા આપતા હતા. ઘણાં વર્ષો તેણે કામ કર્યું હતું. નિવૃત્ત થઈ શાંતિથી જીવતાં ઘણાં લોકોને તેણે જોયાં હતાં. કશું પણ કામ કર્યા વગર, સવારે નિરાંતે ઊઠતાં, બપોરે જમીને શાંતિથી સૂઈ જતાં, પોતાનાં બાળકોનાં બાળકો સાથે રમતાં, સાંજના સમયે ગામમાં ટહેલવા નીકળતાં, નિવૃત્ત જીવન જીવતાં ઘણાં લોકોને ભૂલાએ જોયાં હતાં. તેણે પણ ઘણાં વર્ષો કૉલેજમાં કામ કર્યું હતું. હવે તેનો નિવૃત્તિનો સમય આવી ગયો હતો. ઘણી વખતે તે પત્નીને પણ કહેતો, "હું હવે થાકી ગયો છું, હવે મને આરામની જરૂરત છે." પત્ની પણ કહેતી, જીવનનાં બધાં કાર્યો પૂરાં થયાં છે, બધાં બાળકો ઠેકાણે પડી ગયાં છે, કોઈ જવાબદારી બાકી રહી નથી, તમે નિવૃત્ત થાવ પછી શાંતિથી આપણે બે જણ જીવીશું. તમે જીવનમાં ઘણી દોડધામ કરી. હવે આરામ કરવાના દિવસો આવ્યા છે.

નિવૃત્તિકાળ નજીક આવતો ગયો તેમ તેમ, નિવૃત્તિ પછી કેવી રીતે જીવવું, ક્યાં ફરવા જવું, ક્યા યાત્રાધામે જવું, નિવૃત્તિ પછી ક્યા ક્યા લાભો મળશે, કેટલી રકમ રોકડી આવશે અને કેટલું પેન્શન બંધાશે તેની સતત ભૂલો ગણતરી કર્યા કરતો. નિવૃત્તિ પછી પણ તે કોઈને બોજારૂપ નહીં બની રહે. પેન્શનની રકમ અને બીજી રકમ યોગ્ય જગ્યાએ રોકાણ કરતાં તેમાંથી જે વ્યાજ આવશે તે હાલમાં મળતા પગાર કરતાં પણ વધારે મળશે તેવી તેની ગણતરી હતી. અને હવે કોઈ જવાબદારી પણ રહી નથી. હવે આનંદના અને મજા કરવાના દિવસો આવી રહ્યા છે તેવું ભૂલાને સતત લાગ્યા કરતું હતું.

નિવૃત્તિનો દિવસ આવી પહોંચ્યો. આગલી રાત તે સૂઈ શક્યો નહીં. હવે આરામના દિવસો આવી રહ્યા છે તેના વિચારમાત્રથી બાળકની જેમ તેનું મન આનંદિત બની ગયું હતું. આનંદના અતિરેકમાં તે સૂઈ શક્યો નહીં. પથારીમાં પડ્યો પડ્યો તે પડખાં ઘસી રહ્યો હતો. પત્ની પાસે જ સૂતી હતી. તે પતિની મનોદશા જાણી ગઈ હતી. તેણે પૂછ્યું પણ ખરું, "કેમ ઊંઘ નથી આવતી ?" ભૂલાએ પડખું ફેરવી જવાબ આપ્યો, "આવતી કાલે કૉલેજનો છેલ્લો દિવસ છે. હવે પછી હું શું કરીશ ? આ નિવૃત્તિ સારી છે કે ખરાબ તેની કંઈ સમજ પડતી નથી. તેના વિચારમાં ને વિચારમાં ઊંઘ નથી આવતી."

પત્નીએ પ્રેમથી કપાળે અને શરીરે હાથ ફેરવ્યો અને પતિના ઉદ્વિગ્ન અને ઉત્તેજિત મનને શાંત પાડવા પ્રયત્ન કર્યો. ભૂલો કલાક-બે કલાક સૂઈ પણ ગયો, પરંતુ પાછો સફાળો જાગી ગયો. પત્ની એક તરફ ઘસઘસાટ ઊંઘતી હતી. ભૂલો વિચારોના વમળમાં ખોવાયેલો હતો.

રોજ કરતાં ભૂલો આજે વહેલો ઊઠી ગયો. દાતણપાણી કર્યાં. દૈનિક ક્રિયાઓ પૂરી કરી. ઈશ્વરની પ્રાર્થના કરી. પછી તે ઘરમાં આંટા મારવા લાગ્યો. તેટલી વારમાં પત્ની જાગી ગઈ હતી. તે પતિની મનોદશા જાણતી હતી. તેના પતિ બેચેન હતા. નિવૃત્તિ અને પ્રવૃત્તિની વિચારધારામાં અટવાઈ રહેલા પોતાના પતિની માનસિક સ્થિતિ તે સારી રીતે જાણતી હતી. પતિને ચા-નાસ્તો આપી તેમને કૉલેજ તરફ વિદાય આપી. આજે કૉલેજનો છેલ્લો દિવસ હતો. હવે પછી કૉલેજમાં ભૂલો આવવાનો નહોતો. તે પ્રિન્સિપાલના ઘરે ગયો. કૉલેજની ચાવી લીધી. પ્રિન્સિપાલે કહ્યું પણ ખરું, "કેમ ભૂલાકાકા, આજે

બહુ વહેલા આવી ગયા ? રાતના ઊંઘ નહોતી આવી કે શું ?'' ભૂલો કશું બોલ્યો નહીં. તેના મૌનમાં જ તેની વેદના છુપાયેલી હતી. તે હજુ સશક્ત હતો, કામ કરવાની તેનામાં શક્તિ હતી, હજી બે-પાંચ વર્ષ કામ કરી શકવાની તેનામાં ક્ષમતા હતી. કૉલેજનું મૅનેજમેન્ટ ઇચ્છે તો બીજી કોઈ પણ જગ્યાએ, કોઈ પણ રીતે તેને બીજા કામમાં જોતરી શકે તેમ હતી. હજુ કામ કરવાની ભૂલાની ઇચ્છા હતી. તે પ્રામાણિક હતો, નિષ્ઠાવાન હતો, આજ્ઞાંકિત હતો અને વધારામાં તે શારીરિક રીતે કામ કરવા સશક્ત હતો. આવા વિચારમાં તથા નિવૃત્તિ પછી કેવી રીતે જીવન ગોઠવવું તેના વિચારમાં ઝોલા ખાતો તે કૉલેજમાં આવી પહોંચ્યો. કૉલેજમાં દાખલ થનાર તે સૌથી પહેલો હતો. કોલેજનું ચારે તરફ વિસ્તરેલું ભવ્ય મકાન, તેનું રમતગમતનું મેદાન, બાગ અને બગીચો, કૉલેજની ઑફિસ અને લાયબ્રેરી, આ બધાંને તે જોતો રહ્યો. આજથી ચાલીસ વર્ષ પહેલાં તે કૉલેજમાં દાખલ થયો ત્યારે શું હતું ? બે-ત્રણ રૂમો તથા એક ઑફિસથી કૉલેજની શરૂઆત થયેલી. ચારેબાજુ ખુલ્લી જમીન અને દૂર દૂર ખેતરો હતાં. કેવી વેરાન જગ્યા ભાસતી હતી ? ચાલીસ વર્ષ પછી કૉલેજ કેવી રળિયામણી બની ગઈ હતી. કૉલેજનું વિશાળ ભવ્ય મકાન, સુંદર રમતનું મેદાન, આગળ અને પાછળ બાગ, ચારે બાજુ હરતાંફરતાં-રમતાં વિદ્યાર્થીઓ. ભૂલાને ઘણી વખત લાગતું હતું કે તેનાં પગલાંથી કોલેજે આટલી પ્રગતિ કરી છે. ભૂલાની જિંદગીનાં મહત્ત્વનાં વર્ષો કોલેજની ચાર દીવાલ વચ્ચે પૂરાં થયાં હતાં. સમગ્ર વિશ્વ કોલેજની ચાર દીવાલ વચ્ચે સમાઈ ગયું હોય તેવું ભૂલાને લાગતું હતું. કૉલેજ સિવાય બીજાનો તે વિચાર કરી શકવાને સમર્થ નહોતો.

ઑફિસ સાફ કરી ભૂલાએ ઘંટને તેની જગ્યાએ ગોઠવી દીધો. વિદ્યાર્થીઓ અને સ્ટાફના સભ્યોનું કૉલેજમાં આવવાનું શરૂ થઈ ગયું હતું. સામું કોઈ મળતું તે અચૂક ''કેમ છો, ભૂલાકાકા ?'' એમ કહી તેનું અભિવાદન કરતું હતું. સમય થતાં ભૂલાએ ઘંટનાદ કર્યો. કૉલેજ શરૂ થવાની તે ચેતવણી હતી. ઘંટના ઝણકાર ભૂલાના કાનના પડદાને ધ્રૂજવતા શરીરમાં દાખલ થયા. તેનું શરીર કંપી ઊઠ્યું. હવે પછી કદી તેણે આ ઘંટ વગાડવાનો નહોતો. ઘંટ વગાડવાનું આ કાર્ય તેનું છેલ્લી વખતનું હતું. આટલાં વર્ષો પછી ઘંટ સાથે પણ તેને મમતા બંધાઈ ગઈ હતી. ઘંટના કંપનથી તેના શરીરમાં જે ધ્રુજારી પેદા થઈ હતી તે હજુ શમી નહોતી. તેણે વેદના અને દુઃખભર્યા ચહેરે ઘંટ પાસેથી વિદાય લીધી. તેની આંખોમાં આંસુ ઊપસી આવ્યાં. પછી તે બીજા કામે લાગી ગયો.

બપોર થવા આવી હતી. કૉલેજના હૉલમાં બધાં ભેગાં થયાં હતાં. ભૂલાનો વિદાયસમારંભ હતો. કૉલેજના પ્રિન્સિપાલે ભૂલાની એકનિષ્ઠ સેવાની, તેના સદ્‌ગુણોની પ્રશંસા કરતા શબ્દો કહ્યા. બીજા પણ બે-ત્રણ સ્ટાફના સભ્યોએ ભૂલાકાકા વિશે પ્રસંગોચિત ઉદ્‌બોધન કર્યું. ભૂલો કશું બોલી શક્યો નહીં. તે ગદ્‌ગદ થઈ ગયો હતો. સભા વિખેરાઈ ગઈ. ભૂલો ફૂલનો ગુચ્છ તથા સ્મૃતિભેટ લઈને તથા વિશાળ વિદ્યાર્થીસમુદાયને તથા કૉલેજજગતને છોડી પોતાના ઘર તરફ વળ્યો. ● ● ●

ભૂલો થાકી ગયો હતો. તે દિવસે તે વહેલો સૂઈ ગયો. રાતના તેને શાંતિથી ઊંઘ આવી ગઈ. સવાર પડી ગઈ તેની તેને ખબર પણ પડી નહીં. સૂર્યનાં ત્રાંસાં કિરણો તેના રૂમમાં દાખલ થઈ ગયાં હતાં. તે સફાળો જાગી ગયો. તેને લાગ્યું, તેણે ઊઠવામાં આજે મોડું કર્યું છે. તેને ચિંતા થઈ કે કૉલેજના દરવાજા કોણે ખોલ્યા હશે ? ક્લાસરૂમ કોણે સાફ કર્યા હશે ? બેંચ કોણે વ્યવસ્થિત ગોઠવી હશે ? અને કોણે ઘંટ વગાડ્યો હશે ? તેને ચિંતા હતી, હવે આ કૉલેજ તેના વગર કેવી રીતે ચાલશે. બધું અસ્તવ્યસ્ત થઈ જવાનું છે. બધું સ્થગિત થઈ જવાનું છે. કૉલેજનો તમામ વ્યવહાર તેના વગર અટકી જવાનો છે. વર્ષોના સહવાસને કારણે તેને કૉલેજ પ્રત્યે આત્મીયતાની, પોતીકાપણાની લાગણી પેદા થઈ હતી. આવી લાગણી થવી સ્વાભાવિક પણ હતી. તેણે દૈનિક ક્રિયાઓ પૂરી કરી. બધું નિરાંતે કરવાનું છે તેમ વિચારી પત્નીએ ચા-નાસ્તો તૈયાર રાખ્યાં નહોતાં. ચા-નાસ્તાની પરવા કર્યા વગર હમણાં આવું છું એમ કહી ભૂલો ઘરની બહાર નીકળી ગયો અને કૉલેજના દરવાજે પહોંચી ગયો. કૉલેજનાં દ્વાર ખૂલી ગયાં હતાં. ઑફિસનો રૂમ તથા કૉલેજના રૂમ, લાયબ્રેરી બધું ખૂલી ગયું હતું. રોજની જેમ વિદ્યાર્થીઓ પોતાના વર્ગમાં ભણી રહ્યા હતા. પ્રોફેસરો ભણાવી રહ્યા હતા. લાયબ્રેરીનું

કામકાજ પણ ચાલી રહ્યું હતું. વિદ્યાર્થીઓ વાંચી રહ્યા હતા. રમતના મેદાન ઉપર વિદ્યાર્થીઓ રમી રહ્યા હતા. ઘંટ તેના સ્થાને ગોઠવાયેલો હતો. ભૂલાએ જોયું, કૉલેજમાં બધું જ વ્યવસ્થિત ચાલી રહ્યું હતું, ક્રમબદ્ધ ચાલી રહ્યું હતું. પોતાની ગેરહાજરીથી કૉલેજના વ્યવસ્થાતંત્રમાં કશો ફરક પડ્યો નહોતો. તે નિરાશ થયો. સામે જ કૉલેજના પ્રિન્સિપાલ મળ્યા. તેમણે ભૂલાને જોઈ સસ્મિત ''કેમ છો ? ભૂલાકાકા,'' એમ કહી તેનું અભિવાદન કર્યું. તેઓ ભૂલાના મનના ભાવ સમજી ગયા હતા. તેથી વધુ સવાલ-જવાબમાં ઊતરવાનું તેમને ઠીક ન લાગ્યું. તેઓ પોતાની ઓફિસમાં ચાલી ગયા. ભૂલો નિરાશ થયો. તે આવ્યો હતો તેનાથી વધારે ઝડપથી પોતાને ઘરે વળ્યો. તે ઉદ્વિગ્ન હતો, બેચેન હતો. તેનું મન ભરાઈ આવ્યું હતું. તેની વિદાયથી કૉલેજમાં કશો ફરક પડ્યો નથી, તેવું તેને લાગ્યું. તેના વગર પણ કૉલેજનું કામકાજ બરાબર ગોઠવાયેલું હતું. કૉલેજ સાફ અને સુંદર હતી. વિદ્યાર્થીઓ ભણતા હતા અને ઘંટ પણ નિયમિત, સમયસર વાગતો હતો. ક્યાંય પણ સહેજ સરખી અવ્યવસ્થા નહોતી, બધું સમયબદ્ધ ચાલતું હતું. ભૂલો તો માનતો હતો કે કૉલેજ માટે તે અનિવાર્ય છે. તેની તે માન્યતા ખોટી પડી. તે ઘરે આવી પત્નીને જોઈ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો. પત્ની હોશિયાર હતી. વર્ષોથી પતિ સાથે રહી હતી તેથી તેના સ્વભાવને જાણતી હતી. તેણે પ્રેમથી હાથ ફેરવી પતિને શાંત પાડ્યા. પ્રેમભર્યા શબ્દો કહ્યા. હવે નિવૃત્ત જીવન આનંદથી પસાર કરીએ, તેમ કહી શિખામણના બે શબ્દો કહ્યા. આપણે હોઈએ કે ન હોઈએ, સૃષ્ટિના વ્યવહાર તો ચાલતા જ રહેવાના છે તેવા આશ્વાસનના શબ્દો કહી પતિને સાંત્વન આપવાનો તે પ્રયત્ન કરવા લાગી.



## છન્દમાં નીકળી

*ગઝલ થૈને મારી વ્યથા નીકળી;*
*લઈ છંદ જૂના-નવા નીકળી !*

*ખુદાની દયાનો જવાબ જ નથી,*
*ગયો જ્યાં તે સાચી દિશા નીકળી !*

*જવા દે, કશી વાત કરવી નથી !*
*તું સૌ વાતમાં બેવફા નીકળી !*

*જીવન ક્રૂસ પર મારે દેવું પડ્યું !*
*ખરા પ્રેમની એ સજા નીકળી !*

*નસીબની મજા દોસ્ત, આ જોઈ લે !*
*ગલી નર્કની સ્વર્ગમાં નીકળી !*

*કવિતા હૃદયની રજૂઆત છે,*
*અછાંદસ હો કે છંદમાં નીકળી !*

**પ્રકાશ ચોહાણ 'જલાલ'**

# ભોપા ભગતનાં ભજનસ્વસમજણનાં

(૧)

*ભોપા, શબદ બડો સયાનો,*
*કાગજમેં તો કહીં ન સમાયો.*
*ભોપા, શબદ બડો સયાનો.*

*જબજબસે મૂર્છિત મન કાગજમેં દેખન લાગો દરપન,*
*ભૂલભુલૈયાં ઐસી હુઈ, મૈં ભૂલન બૈઠો બસ અપનાપન :*
*સમજ ન પાયો, કૌન છાંય-પર કૌન સી પર-છાંઈ મેં મૈં સમાયો.*

*ભોપા, શબદ બડો સયાનો,*
*કાગજ મેં તો કહીં ન સમાયો.*

*શબદસે કી સગાઈ, અબ તો સુધ-બુધસે હુઓ પરાયો,*
*કાગ સમજકે મોહે, શબદને કાગજ પે મોર-નાચ નચાયો :*
*ફિર બી સમજ ન પાઉં, અરથસે અધિક ક્યોં અનરથ ભાયો.*

*ભોપા, શબદ બડો સયાનો,*
*કાગજ મેં તો કહીં ન સમાયો.*

(૨)

*ભોપા, ઔર કિસીકી દેખ ન પરછાંઈ,*
*ભોપા, અબ તો બસ કર લે શબદકો સાંઈ.*

*ઉખડે પેડ તલે બૈઠકે કબકો સોચું કૈસી હોગી છાયા,*
*પીલે પડ ગયે સબ પત્તે ફિર ભી ના છૂટત ડાલકી માયા,*
*મૂલમેં ના હો જબ મિટ્ટી અપનેપનકી, તબ જૂઠ ખડી કાયા.*

*ભોપા, ઔર કિસી કી દેખ ન પરછાંઈ,*
*ભોપા, અબ તો બસ કર લે શબદ કો સાંઈ.*

*તનમેં ભરી હૈ તનહાઈ, ઔર તૂ બજવન બૈઠો શરણાઈ,*
*દે થાપી, પિંડ બજાવત પખવાજ, ઔર પીડા મનકી મન મુસ્કુરાઈ,*
*અંડમેં બૈઠો જીયરો અખિયાં મૂંદે, ઔર પંડ ગાવત ચોપાઈ.*

*ભોપા, ઔર કિસીકી દેખ ન પરછાંઈ,*
*ભોપા, અબ તો બસ કર લે શબદ કો સાંઈ.*

**પ્રાણજીવન મહેતા**

# નિત નવા વંટોળ

**પ્રીતિ સેનગુપ્તા**

ઉત્સવો અને પ્રયત્નોને ઓળખતાં-

આધુનિક યુગમાં સંપર્કનાં જાતજાતનાં સાધનો તથા યુક્તિઓ પ્રસ્તુત થઈ ગયાં છે, અને પત્ર લખનારાંની સંખ્યા દુનિયાભરમાં સાવ નજીવી થઈ ગઈ છે. ને તોયે, હજી દરરોજ ટપાલ યાદ જરૂર આવતી હોય છે. હવે લગભગ તો બિલો જ આવતાં હોય, અને વખતોવખત સામયિકો. પણ ક્યારેક પત્ર હાથમાં આવે ત્યારે, ખોલીને વાંચતા પહેલાં, એના પર લગાડેલી ટિકિટને જોઈ લઉં, એની ખાસિયતો નોંધી લઉં, એની પાછળના પ્રાસંગિક કારણનો વિચાર કરી લઉં.

હું ટિકિટો ભેગી નથી કરતી આમ તો, એટલે કે, હું 'સ્ટેમ્પ-કલેક્ટર' નથી. ને છતાં, દેશ-દેશાવરની ટિકિટો ભેગી કરી રાખી છે ખરી. કોઈ પણ પરદેશના પત્ર ઉપર લગાડેલી સરસ ટિકિટ હોય, કે ભારત ને અમેરિકામાંથી બહાર પડેલી નવી, સરસ ટિકિટ હોય, હું સાચવીને એટલો કટકો ફાડી, જરાક પાણીમાં પલાળી, એમને લઈ જ લઉં. દાખલા તરીકે, ભારતમાંથી ૧૯૯૧માં નીકળેલી 'એન્ટાર્કૂટિક ટ્રીટી' માટેની, ત્યાંનો નકશો તથા પેંગ્વિન દર્શાવતી પાંચ અને સાડા છ રૂપિયાની ટિકિટો; તથા અમેરિકામાંથી-ચંદ્ર પર પગ મૂક્યાના સાફલ્યને નવાજતી પચીસવર્ષીય ટિકિટ. એન્ટાર્કૂટિકા હું જઈ આવેલી, ને ભાંગી પડેલા વહાણમાં ડૂબી જતાં બચેલી, તેથી ભારતની આ ટિકિટ સાચવી રાખવા પ્રેરાઈ; તેમજ ચંદ્રારોહણની ઘડી ટેલિવિઝન પર મેં અમેરિકામાં જ જોયેલી, ને કરોડો લોકોની જેમ હું પણ વિસ્મય-વિભોર બનેલી.

ટપાલની નાનકડી ટિકિટ, પણ એ દરેકેદરેકનાં રૂપ, રંગ ને ડિઝાઈનની પાછળ ટપાલખાતાના એ વિષયક વિભાગ દ્વારા ઘણા વિચાર-વિમર્શ થતા હોય છે તથા અનેક બાબતોનો ખ્યાલ રાખવામાં આવતો હોય છે. અનેક ઉદાહરણ યાદ આવે છે. એલ્વિસ પ્રેસ્લી નામના અત્યંત લોકપ્રિય અમેરિકી ગાયકના મૃત્યુની પચીસમી સંવત્સરી નિમિત્તે ટિકિટ કાઢવાની હતી. એને માટે કઈ ડિઝાઈન વાપરવી તે લોકમતથી નક્કી કરવા સરકારે ચાર કે પાંચ ડિઝાઈન - એલ્વિસના જુદા જુદા ભાવ અને અંગભંગિવાળી - જાહેર કરી. જેને સૌથી વધારે લોકોએ પસંદ કરી તે છેવટે ટિકિટ માટે વપરાઈ.

આ વર્ષે નવી જ બહાર પડેલી એક ટિકિટની પાછળના કારણ વિષેની વાત જાણવા મળી, જે પ્રેરક લાગી. ઉપરાંત, એમાંથી અમેરિકાની લોકમત પ્રત્યેની સભાનતા અને ઉદારતા પણ છતી થતી લાગી. અમેરિકામાં જાતજાતની જે ટિકિટો જોવા મળે છે તેમાં ધાર્મિક તહેવારોને લગતી પણ છે - જેમ કે, ખ્રિસ્તી 'નાતાલ', યહૂદી 'હાનુકાહ', આફ્રિકી 'ક્વાન્ઝા', સ્પેનિશ 'સિન્કો દ માયો'; અને વળી, સર્વકાલીય, સર્વજનીય પ્રિય સંવેદન 'લવ' (Love) આલેખતી. પાંચ વર્ષ પહેલાં, અમેરિકાના મધ્યોત્તરમાંના 'નવાડા' નામના રાજ્યના એક નાના શહેરમાં વસતા એક મુસ્લિમ કુટુંબના, ટિકિટો સંગૃહીત કરતા દસ વર્ષના એક છોકરાને પ્રશ્ન થયો કે કોઈ મુસ્લિમ તહેવારને ઊજવતી ટિકિટ અમેરિકામાંથી કેમ બહાર નથી પડી ?

આ છોકરાનું નામ મુહિબ બીકુન. એ પ્રશ્ન એણે એનાં માબાપને પૂછ્યો; પછી કેટલીક અમેરિકી મુસ્લિમ સંસ્થાઓને કાગળો લખ્યા, પણ કશી માહિતી કે પ્રોત્સાહન એને મળ્યું નહીં. છતાં મુહિબ થાક્યો નહીં, ને છેવટે એને 'ઇન્ટરનેશનલ યૂનિયન ઓફ મુસ્લિમ વિમેન' નામની સંસ્થાનાં નિયામક અમીનાબાનુ આસિલ્મી પાસેથી સાચું માર્ગદર્શન મળ્યું. એમણે મુહિબને પોસ્ટમાસ્ટર જનરલને કાગળ લખવા કહ્યું. ત્યાંથી જવાબ આવ્યો કે નવી સ્ટેમ્પ માટે અરજી નોંધાવી શકાય છે. મુહિબે વિચાર્યું કે 'આને અશક્ય માનીને હું કાંઈ નહીં કરું તો કશું જ નહીં થાય,' અને એણે પોતે આવડે તેવી 'ઈદ'ની ડિઝાઈનની ટિકિટ ચીતરીને, સાથે બીજો પત્ર લખીને, પોસ્ટમાસ્ટર જનરલને મોકલી આપી.

આ પછી મુહિબ, એની માતા નાદિયા, તથા

અમીનાબાનુએ સક્રિય પ્રયત્નો આદર્યા. ઇસ્લામી મદરસાઓમાં જઈને આ બાબતમાં રસ ઊભો કરવા, ધ્યાન ખેંચવા, તેમજ બીજાં બાળકોને આ અંગે સક્રિય કરવા એ ત્રણે મહેનત કરવા માંડ્યાં. કાગળ, પોસ્ટ-કાર્ડ, ફેક્સ, ઈ-મેલ, ફોન, ઇન્ટરનેટ, અરજી, વિનંતી વગેરે દ્વારા અમેરિકા જેવા મોટા દેશનાં દૂરદૂરનાં શહેરોમાં મુસ્લિમ સમાજને એમણે ઉત્સાહિત કર્યો. પોસ્ટ-ઑફિસવાળાઓએ પણ મદદ કરવામાં બાકી ના રાખ્યું. ને આમ કરતાં કરતાં જ્યારે આઠ હજાર કાગળો ને અરજીઓ એમને પહોંચી, ત્યારે એમણે જ મુહિબને વિનંતી કરી કે "બસ, બસ, હવે અટકો !!"

આના પરથી, તેર સભ્યોની બનેલી 'નાગરિક ટિકિટ—સલાહ સિમિતિ'એ પોસ્ટમાસ્ટર જનરલને પોતાની સંમતિ તથા ભલામણ આપ્યાં. પોસ્ટમાસ્ટર જનરલે એ કાગળ પર સહી કરી, અને ૨૦૦૧માં બહાર પડનારી 'ઈદ' - સ્ટૅમ્પને, એક મુખ્ય મુસ્લિમ તહેવારની નોંધ લેતી પ્રથમ અમેરિકી સ્ટૅમ્પ તરીકે જાહેર કરી. એની ડિઝાઈનનું કામ મોહમ્મદ ઝકરિયા નામના તુર્કી મુસ્લિમ જાણીતા કળાકાર અને સુલેખન-વિદ્‌ને સોંપવામાં આવ્યું. એમણે એક વર્ષ લીધું. કેટલાયે સ્કેચ કર્યા, પ્રમાણભૂત સાધનો તથા કાગળ સુધ્ધાં માટે આગ્રહ રાખ્યો, ને અંતે બે ડિઝાઈન એમણે પોસ્ટમાસ્ટર જનરલને પહોંચાડી.

સુંદર ઘેરા વાદળી રંગના લંબચોરસ ફલક પર સોનેરી રંગમાં તુર્કી સુલેખન-શૈલીમાં લખાણ છે : અંગ્રેજીમાં 'ઈદ ગ્રીટિંગ્ઝ', અને અરબીમાં 'ઈદુલ મુબારક' કે જે શબ્દો ઈદુલ-ફિત્ર તેમજ ઈદુલ-અઝહા બંને માટે ઇસ્તેમાલ કરી શકાય છે. દસ વર્ષના મુહિબના મનમાં જે પ્રશ્ન ઉદ્‌ભવ્યો ને પછી જે નિશ્ચય દૃઢ થયો, તે પાંચ વર્ષે સિદ્ધ થયો હતો. એણે અને હજારો અન્ય મુસ્લિમ બાળકોએ થઈને આ ફળ મેળવ્યું. એક ઇસ્લામી કેન્દ્રનાં બાળકોએ અરજી, વિનંતી, સંદેશા લખીને, ફૂલ, પતંગિયાં ને હૃદયાકાર વગેરે ચીતરીને એક માઈલ લાંબા કાગળનો, બે ફૂટ પહોળો પટ્ટો પણ તૈયાર કર્યો હતો.

આ બધી મહેનતના પરિણામ રૂપે મુસ્લિમ તહેવારને ઊજવતી ટિકિટ સાડા સાત કરોડની સંખ્યામાં છપાઈ ચૂકી છે, અને સત્તાવાર રીતે, ૨૦૦૧ના સપ્ટેમ્બરની પહેલી તારીખે એને બહાર પાડવામાં આવી છે - રમઝાન શરૂ થાય, તથા ઈદ આવે તેના પૂરતા સમય પહેલાં. આ છે અમેરિકા, જ્યાં અન્ય ધર્મ પ્રત્યે, અન્ય પ્રજા પ્રત્યે સરકાર ઉત્સાહિત છે, તેમજ ઉદાર છે.

જીવનમાં કેટલી બધી વાર, નવાઈ પમાડે તે રીતે સંયોગો અને સંસ્થિતિઓ સર્જાતાં હોય છે-જેમ કે આ સમયે અમેરિકામાં એવાં પુસ્તકો બહાર પડ્યાં છે કે જાણે સપ્ટેમ્બર ૧૧મીના ગમખ્વાર બનાવને લગતાં ના હોય. પણ અલબત્ત, એ લખાયાં ને છપાયાં હોય તો ઘણાં પહેલાં. વળી, જાણીતા એક યુવાન અમેરિકી નાટ્યકાર - નામે ટોની કુશ્નર - દ્વારા 'હોમબૉડી/ કાબુલ' નામનું એક નાટક લખાયું છે, જે એમણે ચાર વર્ષ પહેલાં, એ દેશ અને ત્યાંની પરિસ્થિતિથી સર્જનાત્મક-સંવેદનાત્મક રીતે ખેંચાઈને, લખવા માંડેલું. હજી આ નાટક વાચનના અને અભિનયના આરંભના સ્તરે જ છે, પણ ન્યૂયૉર્ક શહેરમાંની દુર્ઘટનાને કારણે અમુક વાક્યો કે જે હવે ભવિષ્યવાણી જેવાં કે અસહ્ય વક્રોક્તિ જેવાં લાગે છે તેમને - નાટ્યકાર કાઢી નાખી રહ્યા છે. ઉપરાંત, ક્યાંક ક્યાંક 'નાટ્યકારની નોંધ' પણ સમજૂતી માટે મૂકવી પડશે, એમ કુશ્નર માને છે. ન્યૂયૉર્ક શહેરમાંનો રંગમચ અત્યારે જરા નિસ્તેજ છે, પણ 'હોમબૉડી/ કાબુલ' ભજવાશે ત્યારે એ જોવા માટે ઘણા લોકો જવાના.

કલાક લાંબી, સ્ત્રી-પાત્રને માટેની એકોક્તિથી શરૂ થયેલું આ લખાણ પાંચ કલાક લાંબા નાટકમાં પરિણમ્યું. ઘણી કાપકૂપ પછી પણ એ હજી ત્રણ કલાકથી વધારે લાંબું રહ્યું છે. એમાંનાં બાર પાત્રોમાંનાં અડધાંએક અફઘાની છે, ને કથાવસ્તુનું સ્થાન પણ કાબુલ જ છે, જ્યાં મુખ્ય પાત્ર પહોંચે છે, ને ત્યાં જ એ લાપતા પણ થાય છે. કુશ્નરનાં નાટકોનું ફલક હંમેશાં વ્યાપક ને વૈશ્વિક રહ્યું છે, ને અહીં તો વધારે અંશે છે. સંવાદો માટે પણ કુશ્નરે અંગ્રેજી ઉપરાંત ફ્રેન્ચ, જર્મન, પુશ્તુ, એસ્પેરાન્તો અને દારી ભાષાના શબ્દો અને વાક્ય-પ્રયોગો વાપર્યા છે. ઑક્ટોબરની પહેલીએ કુશ્નર પાકિસ્તાન અને અફઘાનિસ્તાન જવાના જ હતા, પણ અનેક જાતના બનાવોને કારણે એક અમેરિકી-યહૂદી નાટ્ય-લેખક માટે - કે કોઈ પણ

મુસાફરને માટે-ત્યાં જવું તાત્કાલિક તો શક્ય જ નથી.

આવો જ ઇત્તફાક ફિલ્મ-ક્ષેત્રે પણ થયો છે. છેલ્લાં પાંચ વર્ષોમાં વિડિયો-ફિલ્મો તો ઈરાન ને અફઘાનિસ્તાનના જીવનની કથાઓ પર ઘણી બની છે. ડઝનેક નામો તો આ રહ્યાં, પરન્તુ આ સિવાય, કેટલીક 'ફીચરફિલ્મો' પણ ઊતરી છે, જે હજી તો હવે અમેરિકાના સિનેમાહૉલમાં આવશે, ને જે અત્યારે કોઈ અગમ્ય સંયોગના પ્રતીક જેવી લાગે છે. 'મુજાહિદીનની ભૂમિ પર જંગ' નામની ફિલ્મ ઇટાલિયન અને દારી ભાષામાં છે, અને દસ્તાવેજી છે. બે-અઢી વર્ષ પહેલાં એક ઇટાલિયન ડૉક્ટર ઉત્તર અફઘાનિસ્તાનમાં એક હૉસ્પિટલ બાંધવા, ને પછી એને ચલાવવા જે પ્રયત્નો કરે છે,- એનું વાસ્તવિક ચિત્રણ અહીં મળે છે.

પાછલાં બેએક વર્ષમાં 'ધ વ્હાઈટ બલૂન', 'એ મોમેન્ટ ઑફ ઇનોસન્સ', 'ગાબ્બેહ' જેવી સંવેદનાત્મક, હૃદયસ્પર્શી ફિલ્મો રજૂ થઈ છે, ને છતાં, જે હજી રજૂ નથી થઈ તેવી ફિલ્મો - ઈરાની દિગ્દર્શક મજીદ મજીદીની 'બરન', અને મોહસિન મખમલ્બાહની 'કંદહાર' - વિષે વાંચતાં પણ, એમની તીવ્ર પ્રાસંગિકતાને કારણે, કાંપી જવાય છે. આ બધી પાછી તે તે પ્રદેશોમાં તો મંજૂરી પામી પણ ના હોય. અહીં એમને રજૂઆતની તક મળે છે, તે જ કદાચ ઘણું છે.

તાજેતરમાં બહાર પડેલા, 'વ્યક્તિતાના નામે' પુસ્તકના લેખક જનાબ અમીન માલૂફ આરબ છે, પણ ખ્રિસ્તી છે; લેબેનનના છે, પણ ફ્રાન્સમાં રહે છે. એમણે વ્યક્તિતા, આત્મવિશ્વાસ, હિંસા, વેર-ભાવ વગેરે વિષે ઊંડાણ ને ગંભીરતાથી વિચાર્યું છે. એ માને છે કે એક પ્રજાનાં બીજી પ્રજા માટેનાં રોષ તથા ક્રૂરતાના કારણમાં સામૂહિક-ઐતિહાસિક અપમાન તથા નાનમના ભાવ રહેલા હોય છે. એમની આશા એવી દુનિયા માટેની છે કે જેમાં વિભિન્ન ધર્મો અને પંથો જરૂર હોય, પણ એ વિભિન્ન વ્યક્તિતા ને જાતિતાની જરૂરિયાત ના બને.

કદાચ માનવ-જાતના લોહીમાં રહેલી વિનાશ, ક્રૂરતા, ઈર્ષા, પીડા વગેરે જેવી વૃત્તિઓ સદંતર નાબૂદ તો કદી નહીં થવાની, પણ લેખકની આશા છે કે દુનિયા આખી વિવિધતા તેમજ ઐક્યને અપનાવવાના પ્રયત્નો કરે, કે જેવા અમેરિકા કરતું આવ્યું છે. આપણે એ આશા રાખીએ કે નાનકડી, નવી, સુંદર એક ટિકિટ અમેરિકાના પ્રયત્નોમાં, ને દૂર દૂર સુધી મૈત્રીના સંદેશ પહોંચાડવામાં, મદદરૂપ બને.



## એક એવું ગામ

*એક એવું ગામ,*
*લ્યો, કર્યું તમારે નામ.*

*સોનાનાં નળિયાં, રૂપાની વળીઓ*
*ગણી ગણાય નહીં,*
*થાંભલીઓ પર સૂરજ, ચંદર, તારા*
*વીણ્યા વિણાય નહીં,*
*ઘરને ઉંબર રંગોળી ને બારસાખ બેફામ,*
*એક એવું ગામ,*
*લ્યો, કર્યું તમારે નામ.*

*તડકાનું તો તળાવ ને સાથે*
*મહાદેવનું દેરું,*
*વૃક્ષોનો પાર નહીં, વળી*
*વગડો લાગે ભેરુ,*
*એક જ ઊણપ હતી તમારી, રહો ને ઠરીને ઠામ,*
*એક એવું ગામ,*
*લ્યો, કર્યું તમારે નામ.*

ડાહ્યાભાઈ પટેલ 'આસૂમ'

# વરસું વરસું થાતાં વાદળ

વરસું વરસું થાતાં વાદળ
ઝલક દઈને અલોપ થયાં,
વાટડી જોતાં તડપી-તરડી
કાય ઉનાળુ બપ્પોર થયા.
બળબળતાં આ અંગ લીલુડાં
શાની લા'યે જલી રહ્યાં ?
વરસું વરસું થાતાં વાદળ...

ખુલ્લી આંખે નીરખી લજાઉં
લજામણીના છોડ સરીખી,
નયનદ્વાર જો મીંચું તો પળ
ચેન પડે ના જંપ, સખીરી.
વળગણ કેવું લાગ્યું મૂઈને ?
છાંડી શકું ના, રાખી શકું ના,
વરસું વરસું થાતાં વાદળ...

જળનો રેલો આવી શમણે
મુજને રે નવડાવી ગયો,
છલકાતો મદમાતો ભાવક
તન-મનને પલળાવી ગયો.
વાલમ કેવો શમણે રમાડી
છાનો આવી ચાલી ગયો ?
વરસું વરસું થાતાં વાદળ...

સુમન અજમેરી

# રાષ્ટ્ર નિર્માણમાં નારીનું યોગદાન

રીટા જોશી

हम कौन थे, क्या हो गये हैं और क्या होंगे अभी,
आओ, विचारें आज मिलकर ये समस्याएं सभी ।
- મૈથિલીશરણ ગુપ્ત

પરિવર્તનશીલતા એ જીવનનો શાશ્વત નિયમ છે. તેમાં ઉન્નતિ અને અધોગતિ ક્રમિક થતી જ રહે છે. આ પરિવર્તનનો પ્રભાવ કોઈ દેશવિશેષની સંસ્કૃતિ પર પણ પડે છે. સમગ્ર વિશ્વની સંસ્કૃતિનો અભ્યાસ કરવાથી જણાશે કે ઉન્નતિ અને અવનતિનો ક્રમ સર્વત્ર સદાય ચાલતો જ રહે છે. ભારત પર વિદેશીઓનાં અનેક આક્રમણ થયાં, છતાં પણ, ભારતીય સંસ્કૃતિ નાશ પામી નથી - શા માટે ? જો આ પ્રશ્નનો જવાબ ગંભીરતા અથવા સત્યતાથી શોધવામાં આવે તો સ્પષ્ટ થશે કે ભારતીય સંસ્કૃતિના આ મહાન ઉપહારને અખંડ રાખવાનું શ્રેય ભારતીય નારીને જ છે. ભારતીય નારીનાં ત્યાગ, તપસ્યા અને બલિદાનને કારણે આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ આજના ઘોર સંઘર્ષમય વાતાવરણમાં પણ પ્રાણવાન બની છે. એમાં કોઈ સંદેહ નથી.

પરંતુ, આ તો ચિત્રની એક બાજુ છે, આ તસવીરની બીજી સમસ્યા એ છે કે જેને જોઈને કોઈ પણ નૈતિકતાવાદી ભારતીયનું મસ્તક શરમથી નીચું થઈ જાય. આજ (હાલ) આપણી રાજનૈતિક સ્વતંત્રતાના લગભગ પાંચ દસકા પૂરા થઈ ગયા છે, છતાં પણ માનસિક રૂપથી અત્યારે પણ આપણે ગુલામીની શૃંખલાઓથી જકડાયેલાં છીએ. આજે આપણો દેશ સામાજિક રૂઢિઓ, ભ્રષ્ટાચાર અને આતંકવાદના ભીષણ આક્રમણથી વ્યાપ્ત છે. ધાર્મિક અસહિષ્ણુતા અને દ્વેષની જ્વાળા ચારેય બાજુ ભડકી રહી છે, જે રાષ્ટ્રીય ચરિત્રના સામાન્ય પતનનું પ્રમાણ છે. ખેડૂતો, મજૂરો, વ્યાપારીઓ, અધ્યાપકો, વિદ્યાર્થીઓ, સરકારી કર્મચારીઓ અથવા નેતાઓ - બધાનું ચારિત્રિક પતન થઈ રહ્યું છે. એ સત્ય છે કે કોઈ પણ દેશ પોતાના નૈતિક અધઃપતન પછી સમગ્ર રૂપથી વિકાસ નથી કરી શકતો. તેનું કારણ એ છે કે આર્થિક, ઔદ્યોગિક અથવા વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં આપણા દેશે અદ્ભુત પ્રગતિ કરી છે; પાછલાં અડતાલીસ વર્ષોમાં રાષ્ટ્રીય સ્તર પર સેંકડો યોજનાઓ ઘડાઈ, અને ક્રિયાશીલ પણ બની છે; પરંતુ આપણી આ પ્રગતિ ખોખલી હોય છે - તેની સફળતાના આંક તો આશ્ચર્યજનક છે, પરંતુ પરિણામોની સુખદ પ્રતીક્ષા હજુ પૂરી થઈ નથી.

આવી પરિસ્થિતિઓમાં આ પ્રશ્ન થવો ઘણો સ્વાભાવિક છે કે આજે રાષ્ટ્રીય ઉત્થાનમાં સ્ત્રીઓની શી ભૂમિકા હોઈ શકે છે ? આ સમસ્યા ગંભીર ચિંતન અથવા મૌલિક પુનઃવિચારની અપેક્ષા કરે છે. કારણ કે એમાં તો લેશમાત્ર પણ શંકા નથી કે કોઈ પણ દેશની સભ્યતા અથવા સંસ્કૃતિનું મૂલ્યાંકન ત્યાંની સ્ત્રી-વર્ગની સ્થિતિને જોઈને કરવામાં આવતું હોય છે. તેથી રાષ્ટ્રીય નવનિર્માણમાં સ્ત્રીઓનું યોગદાન અત્યંત મહત્ત્વપૂર્ણ રહ્યું છે.

આપણો ઇતિહાસ પણ સાક્ષી છે કે ભારતીય સ્ત્રી કેવળ સહનશીલતા અથવા પ્રેમની પ્રતિમૂર્તિ જ નથી રહી, સમય આવ્યે દેશ માટે પ્રાણ ત્યજવામાં અથવા તલવાર ઉઠાવવામાં પણ પાછળ રહી નથી. ભારતના સ્વતંત્રતાસંગ્રામમાં સરોજિની નાયડુ, કમલા નહેરુ, અરુણા અસફઅલી, વિજયાલક્ષ્મી પંડિત વગેરે સ્ત્રીઓએ પુરુષોના ખભે ખભા મિલાવી ભાગ લીધો. પરંતુ ક્રાંતિનો ઝંડો ઊંચો ઉઠાવીને પુરુષોનું નેતૃત્વ કરવામાં પણ તે પાછળ નથી રહી. તેમણે એ સાબિત કરીને બતાવ્યું છે કે સ્ત્રી જો કામિની કાન્તા છે, તો પ્રચંડ ચંડી પણ છે, દાનવી છે, તો દેવી પણ, અને અબળા છે, તો મહાશક્તિ પણ છે.

તેથી, આજની વિકટ પરિસ્થિતિમાં જ્યારે ભારત સંક્રમણકાળમાંથી પસાર થઈ રહ્યો છે, સામાજિક, આર્થિક, રાજનૈતિક અને નૈતિક બધાં જ ક્ષેત્રો પર ઘોર સંઘર્ષ દેખાઈ આવે છે, ત્યારે ભારતીય નારીએ પુનઃ

તેનું ચંડીરૂપ ધારણ કરવું જ પડશે, તેણે 'આદ્યશક્તિ' બનીને દેશના નવનિર્માણમાં ક્રાંતિકારી ભૂમિકા નિભાવવી પડશે, તથા ઇતિહાસનું પુનરાવર્તન કરવું પડશે.

પરંતુ, અત્યંત દુ:ખની વાત તો એ છે કે, આધુનિક યુગમાં નારી પોતે જ તેના નારીસુલભ ગુણોથી દૂર ભાગે છે. 'નારીસ્વાતંત્ર્ય'ના નામ પર તથાકથિત 'આધુનિક નારી' પુરુષો જેવા વેશની સાથે સાથે પુરુષ જેવા ગુણો અપનાવવામાં પણ ગર્વનો અનુભવ કરે છે. ત્યાં સુધી કે સૃષ્ટિની ઉત્પત્તિ અને પાલનનો પણ કેટલીક સ્ત્રીઓ માટે ધૃણાનો વિષય બન્યો છે, પરંતુ અંતે તો આવી પરિસ્થિતિ સમાજના હિતમાં નથી, કારણ કે કુદરતે જ સ્ત્રી અને પુરુષનાં જુદાં જુદાં સ્વભાવ અને કાર્યક્ષેત્ર નિર્ધારિત કર્યાં છે. મહાત્મા ગાંધીએ સ્પષ્ટ કહ્યું છે કે "કોઈ પણ સ્ત્રી અથવા પુરુષને એમાં શરમ ન હોવી જોઈએ કે એ સ્ત્રી અથવા પુરુષ કેમ બન્યાં ? પરંતુ પોતપોતાના પ્રાકૃતિક ગુણોની રક્ષા અથવા કર્તવ્યપાલનમાં જ સમાજનું સાચું સુખ રહેલું છે." તેથી જો નારી પોતાની પ્રાકૃતિક સીમાઓને સમજે અને વ્યક્તિત્વના વિકાસ અથવા અધિકારોની રક્ષા માટે જો પ્રયત્નશીલ બને તો પારિવારિક જીવન પણ સુખ-શાંતિવાળું થશે અને સમાજ અથવા રાષ્ટ્રની પ્રગતિ થશે.

એનો અર્થ ક્યારેય એ નથી કે આજના યુગમાં સ્ત્રીએ જે પ્રગતિ કરી છે તે જ ગ્રહણ કરવાયોગ્ય છે અથવા આધુનિક બધી જ સ્ત્રીઓ પોતાના કર્તવ્ય-પાલનથી વિમુખ થઈ રહી છે. સ્વતંત્ર ભારતમાં સ્ત્રીઓને જે સન્માન અને અધિકાર મળ્યાં છે તે પર આપણને ગર્વ છે. પરંતુ તેમાં મુશ્કેલી છે – સ્ત્રીના 'પુંવદ્‌ભાવ'માં. નારી નરની શક્તિ છે, ભગવાન 'શિવ' સ્વયં પોતાની 'શક્તિ' વગર 'શવ' રહી જાય છે. તેથી હવે સ્ત્રીએ જાતે જ પોતાની શક્તિને ઓળખવાની છે અને તેને રચનાત્મક દિશા આપવાની છે. તેણે ગાંધારી બનીને પતિના આંધળાપણાને કારણે આંખો પર પટ્ટી બાંધવાની નથી, પરંતુ રત્નાવલી બનવાનું છે અને પોતાની વિવેકબુદ્ધિરૂપી ચાબુકથી સ્વાર્થ અને અનૈતિકતાના ગર્તમાં ડૂબેલા તુલસીદાસોની બુદ્ધિ સુધારવાની છે – અને પ્રાચીન ભારતીય સ્ત્રીઓની ગરિમાની રક્ષા કરવાની છે.

તેથી જ, આજની સ્ત્રીઓએ હંમેશાં સજાગ રહેવાનું છે અને તે ન ભૂલવું જોઈએ કે ૨૧મી સદીમાં તેને સમાનાધિકાર મળ્યા છે, તેની સાથે સાથે કેટલાંક કાર્યનો બોજ પણ તેના પર સરળતાથી નાખી દેવામાં આવ્યો છે; કારણ કે અધિકાર અને ફરજનો પરસ્પર અત્યંત ઘનિષ્ઠ સંબંધ હોય છે. તે માટે આગળની પેઢીઓ પ્રત્યે તેણે પોતાની ફરજ બજાવવાની છે અને આજના રાષ્ટ્રીય જાગરણમાં પણ તેણે પૂરી ભાગીદારી નિભાવવાની છે.

સર્વપ્રથમ તો 'માતા'ના રૂપમાં ભારતીય સ્ત્રી દેશની પ્રગતિમાં યોગદાન કરી શકે છે – ગાંધી, ગૌતમ, દયાનંદ, શંકરાચાર્ય, શિવાજી જેવા મહાપુરુષો તેમની માતાનાં ત્યાગ અને પ્રેરણાથી જ મહાન બન્યા. તેથી જ પહેલાં તો સ્ત્રીએ 'આદર્શ માતા' બનવું પડશે. આજે દેશમાં બધે જ નૈતિકતા અને સંસ્કારોના પતનનું ભીષણ દશ્ય સર્જાયું છે. તેનું મુખ્ય કારણ તો સંસ્કારી શક્તિઓનો અભાવ છે. તેથી દરેક સ્ત્રી 'માતા'ના રૂપમાં પોતાનાં સંતાનોને ઉદાત્ત આદર્શો અને ઉચ્ચ સંસ્કારોથી શોભાવવાનો નિયમ લે, તો તે દેશના વિકાસમાં તેમનું વિશિષ્ટ યોગદાન હશે. અને તો દેશમાં સારા નાગરિકોની ખોટ નહીં રહે.

અને આ પણ એક દુ:ખદ (કડવું) સત્ય છે કે સમાજમાં દહેજપ્રથા, રિશ્વતખોરી અને પરસ્પર વેર-ઝેરની જે ખોટી આદતો છે, તેની પાછળનું મૂળ કારણ કોઈ ને કોઈ રીતે સ્ત્રી જ છે. જો પ્રત્યેક સ્ત્રી પોતાના હૃદયમાં સહેજ સ્નેહ, મમતા અને સહિષ્ણુતાના ત્રિવેણી-સંગમની ધારા સુકાવા નહીં દે, તો કોઈ પણ પુરુષ આપણી જીવિત બહેનોને સળગાવવાનું સાહસ નહીં કરે, અને ન તો સાંપ્રદાયિકતાના અંગારા અથવા તો આતંકવાદની જવાળા ભભૂકી શકે, કારણ કે આ ભીષણ કર્મો કરવાવાળો પુરુષ પણ કોઈ ને કોઈ ઘરમાંથી જ આવે છે અને કોઈ ને કોઈ સ્ત્રીનો આશ્રિત જ હોય છે !

તેથી, આજના ભૌતિકતાથી ભરેલા વિશ્વમાં, પશ્ચિમી સંસ્કૃતિનું અનુકરણ કરીને ટાપટીપ અને ફેશન-પરસ્તીની આંધળી દોડથી સહેજ બાજુ પર રહીને આજની (મૉડર્ન) સ્ત્રી ક્ષણભર આત્મખોજ કરશે તો સ્પષ્ટ થઈ જશે કે ભારતીય સમાજને નારીના સહયોગની જ અપેક્ષા છે. પ્રૌઢ થઈ ગયેલા ભારત દેશને માતાઓ

જ પોતાના અમૃતમય વાત્સલ્યથી યોગ્ય રસ્તો બતાવી શકે છે અને સાચા અર્થમાં દેશના નવનિર્માણનો મૂળ મંત્ર તેમના હાથમાં જ છે. પરિવારમાં, સમાજમાં, કાર્યક્ષેત્રમાં, દેશની પ્રગતિનાં અનેક ક્ષેત્રોમાં સ્ત્રી પોતાનું સક્રિય અને વિશિષ્ટ યોગદાન કરી શકે છે.

વસ્તુતઃ રાષ્ટ્રનો અર્થ ન તો કેવળ નર, અને ન તો કેવળ નારી છે. નર અને નારી બંને રાષ્ટ્રરૂપી રથનાં બે પૈડાં છે. જેવી રીતે ગૃહસ્થજીવન નર અને નારીના સહયોગથી ચાલે છે, તેવી જ રીતે નર અને નારી બંનેના સહયોગથી જીવનસંગ્રામમાં નારાયણની સહાયતા સુલભ બનશે. તે માટે પુરુષની પ્રગતિ માટે પણ સ્ત્રીએ જ આગળ આવવું પડશે, પ્રયત્નશીલ બનવું પડશે, કારણ કે- "એક નહીં પણ બે બે માત્રાઓથી નરથી નારી શ્રેષ્ઠ છે."

આપણે આશા રાખવી જોઈએ કે, આજની ભારતીય સ્ત્રી પોતાના આ વાસ્તવિક સ્વરૂપને ઓળખશે, અને પોતાની આંતરિક શકિતને યોગ્ય દિશા તરફ લઈ જશે, ત્યારે જ દેશનું કલ્યાણ શક્ય છે, કારણ કે નારીના સાથ-સહયોગ વગર કોઈ પણ દેશ કોઈ પણ રીતે પોતાની પ્રગતિ અથવા નિર્માણનો પ્રયત્ન કરી શકતો નથી.



## ઉમાશંકરભાઈ જતાં

*કોને હવે મળશું ? આ પ્રિય ગુર્જરીની*
*વાતો લઈ, યુગયુગાન્તર દૃષ્ટિવંત.*
*એ ધન્ય નામ અવ અક્ષરદેહ સ્હોશે !*
*ઉચ્ચાર ચારુ ઝરતી કયહીં દેહયષ્ટિ ?*
*કોના બની પ્રિય સખા અવ નીકળીશું*
*એ શોધમાં કવિત-અમૃતને પગેરે !*

*ઉત્તુંગતા હિમગિરિ સમ, બાલભાવ*
*કો અબ્ધિ-સૈકત-તટે રમતા શિશુનો.*
*ગોષ્ઠિ મહીં સતત વાસ કરંત કાવ્ય,*
*હૈયે ધરી સકલ વિશ્વ તણી સુચિન્તા,*
*આ ગુર્જરી જીવનપાવન શુભ્રનીર*
*વિશ્વાબ્ધિવાઙ્મય મહીં કવિ, તેં ઉતાર્યાં.*

*જે શબ્દનાં ઋત-મધુ ગ્રહી, ધાઈ, પીને*
*આ પૃથ્વી પે મનુકુલો મહીં પ્રાણસ્પંદ,*
*એ શબ્દશોધ તમને લઈ ગૈ પ્રવાસી,*
*ઉચ્ચોચ્ચ શૃંગ પર શારદ, હે મહાકવિ,*
*ત્યાં સ્વર્ણના કવચ-ભેદન-વ્યસ્ત આપે-*
*પૃચ્છા કરી સતત, 'કયાં કવિતા ?' નરી કયાં ?*

*એ પૂર્વસૂરિગણ-સેવિત ગો-પદોની*
*ધન્યા શ્રુતિ વસી ગઈ તવ આત્મગેહે*
*ને સ્વર્ણનાં કમલ, માનસ ધન્ય ધન્ય !*

**ઈશ્વરભાઈ પટેલ**

# મન માન્યતાની વાત છે, વાલમ

મન માન્યાની વાત છે વાલમ,
મન માન્યાની વાત.
તું કહે તો દિવસ વાલમ,
તું કહે તો રાત. - મન માન્યાની ૦

જાણીએ બધું, કરીએ આપણ
એકમેકના મનમાં વાસ,
કંઈ અગોચર ઉભય વચ્ચે ના,
શમ્યા સહુ વિવાદ. મન માન્યાની ૦

ઠેસ લાગી મને, હઈડે તારે
ઊઠે એના ઉત્તાપ, ૦
મન મૂંઝાયું તારું કદાપિ
ઉર મારે સંતાપ. મન માન્યાની ૦

તારા-મારાનાં સ્વારથચકો
હવે લિયે ના ઘાટ,
સમર્પણરંગે રંગાયા પછી
ભેદની ક્યાં રહી વાત ? મન માન્યાની ૦

તારે કાળજડે હું વસું, ને
તું મુજ કાળજડા સંગાથ,
ભવ-ભવની પ્રીતની ગાંઠે
બંધાયાં દિલનાં સાજ. મન માન્યાની ૦

સુમન અજમેરી

# પીપળો

શરદ વ્યાસ

આપણા પ્રદેશમાં પીપળાનાં તો અનેક વૃક્ષ શહેરમાં ને શહેર બહાર નદીને કાંઠે, તળાવની પાળે, ગોંદરે-પાદરે, ખેતરે, સીમને શેઢે, પહાડને ખોળે ને ટેકરીની ટોચે. ગમે ત્યાં પીપળાનું ઝાડ જોવા મળે જ. દીવાલ ફાડીને ગમે ત્યાં ધરાર ઊગેલા પીપળાના નાના-મોટા અનેક છોડ કોણે નહીં જોયા હોય ? પીપળો પૂજાય. પીપળેશ્વર મહાદેવ, પીપળા શેરી, પીપળગાંવ ને પીપળિયા. ઓળી ઝોળી પીપળપાન, ફઈએ પાડ્યું-નામ. પીપળપાન ખરંતાં, હસતી કૂંપળિયાં. આ બધું જ જાણે કે પીપળાના જ અનુસંધાને હશે એમ જ લાગે. આપણાં ઘરનું કે કુટુંબનું એક વૃક્ષ એટલે પીપળો.

અમારા ઘરની સામે જ એક મોટો પીપળો, મોટો એટલે મોટો જ; વિશાળ ઘટાદાર. અનેક શાખાપ્રશાખામાં પાનનાં ઝુંડ. અમારા મકાનની બીજા માળની અગાશીથી પણ ઊંચું એવું આ પીપળાનું ઝાડ ૪૫-૫૦ ફુટ ઊંચું તો હશે જ ને એની ઘટાનો ઘેરાવો પણ ખાસ્સો. એની ઉંમર ૪૫-૫૦ વર્ષની તો હશે જ.

હું નાનો હતો ત્યારે, કોણ જાણે કેમ એ મને ખબર નથી જ, પણ, આ પીપળાનું ઝાડ મને બિલકુલ ગમતું જ નહિ. પણ પછી એટલે કે આજે-આજ સુધીમાં એનાં અનેકાનેક રૂપ જોયાં; ને હું એના પ્રેમમાં પડી ગયો – ઓહ, કેટકેટલાં રૂપ-'વિરાટ રૂપ', પાનખરમાં એનું ખખડધજ હાડપિંજર-રૂપ જોતાં, નીચે ખરેલાં પાંદડાં જોતાં. આ વૃક્ષની નગ્ન કાયાના આકારો જાણે કોઈ અણઘડ ચિત્રકારે દોરેલા આડાઅવળા, જાડાપાતળા લીટા-કેવા કલાત્મક લાગે ! પછી એની બધી જ ટગલી ડાળીઓ રંગ બદલે, ફૂલગુલાબી ને લાલ કૂંપળોની ટશરો ફૂટે. રોજ સવાર-બપોર-સાંજ હું એને નીરખું. અચાનક બીજે દી સવારમાં આખુંય વૃક્ષ રોમરોમ પાંદડાંથી છવાયેલું જોયું અને ત્રીજે દી એકેએક પાંદડું હવામાં ફરફરવા લાગ્યું. ઓહ, વાહ, કુદરતી કળા જોતાં રોમાંચ અનુભવ્યો.

યાદ છે, હું નાનો હતો ત્યારની એક વાત. શ્રાવણ માસના પહેલા ગુરુવારે મારાં દાદીમા કહેતાં કે, "ગગા, જા તો; પીપળાનાં પાંચ પાંદ હોય એવી એક નાની ડાળખી તોડી લાવ. આજે વ્રત છે. જોજે, પહેલાં પીપળાને પગે લાગીને વંદન કરજે. પાંચ પાંદ તોડવાની રજા લેજે. પછી જ ડાળખીને તોડજે. એ તોડ્યા પછી માફી માગતા ભાવ સાથે ફરીથી પગે લાગજે." હું આ કાંઈ સમજતો નહિ, બસ, પીપળે જઈને કહ્યાગરા છોકરાની માફક પગે લાગી પાંચ પાંદની ડાળખી તોડી ફરી પગે લાગીને બહાદુરીના ભાવ સાથે હડી કાઢીને ઘેર પહોંચતો. આ કાંઈ સમજાતું નહિ ને બધું જ યંત્રવત્ કરતો ને આનંદ માણતો. પછી પીપળાનાં પાનની પૂજા થતી. દાદીમા કહેતાં કે "પીપળાના પાંદડે પાંદડે દેવતા બિરાજમાન છે." ધૂપદીપ અને પ્રસાદ પછી જમવામાં ખાંડ-ભાતમાં બેત્રણ ચમચા ઘી નાંખીને બધાં જમતાં. આજે એ બધું યાદ આવે છે, ત્યારે એ યાદને મમળાવતાં એ ખાંડ-ભાત-ઘીનો સ્વાદ યાદ આવતાં આજે પણ મોંમાં અમી છૂટે છે.

ફરી મારું મન પીપળે વળગે છે, ત્યારે ભૂતને પીપળો મળ્યો એવી એક કહેવત મનમાં ફૂટે છે. સમજાતું નથી કે આવા સુંદર ને દેવના વાસવાળા વૃક્ષ સાથે આવી બિહામણી કહેવત કેમ જડાઈ ગઈ હશે ? રાત્રે અચાનક ઊંઘ ઊડી જાય ત્યારે થોડી વાર રવેસમાં ઊભો રહી પીપળો જોઉં. પવનમાં એનાં પર્ણો ખડખડાટ હસતાં સાંભળતાં, હું પણ એ હાસ્યમાં સાથ પુરાવું. કોઈ વાર અનરાધાર વર્ષામાં પાંદડેપાંદડાં નીતરતાં જોઈ હું વર્ષાઘેલો થઈ એની પાસે જઈ નીચે ઊભો લથપથ પલળીને ભીંજાયો છું, ત્યારે સમયનું ભાન નથી રહ્યું. બાજુમાં સ્ટ્રીટલાઇટને થાંભલે લટકતી પીળી-કેસરી સોડિયમ લાઈટના પ્રકાશમાં ચમકતાં સુવર્ણનાં પાંદ. વરસાદમાં નીતરતાં પાંદડેથી પાણીનાં મોટા મોટા ડબકા જેવાં અસંખ્ય ફોરાં પીળી લાઈટના પ્રકાશમાં હીરા ખરતા હોય તેવું જ લાગે.

ધોમ ધખતા વૈશાખી બપોરના, ટાઢે છાંયે ઊભીને વૃક્ષ નીચે પાંદડાંની ઘટામાંથી ચળાઈને આવતાં સૂર્ય-પ્રકાશનાં કિરણોનાં જમીન પર પડતાં ચાંદરડાંની છાયા-પ્રકાશનાં ઝબૂકિયાં કરતી કેવી સુંદર ભાત રચાતી. જોતાં મન ધરાય જ નહિ, ત્યારે પણ સમયનું ભાન નથી રહ્યું.

શરદપૂનમની રાત્રે ચાંદનીમાં ચમકતું પવનમાં ઝોલા ખાતું આ વૃક્ષનું કેવું અદ્‌ભુત દૃશ્ય ખડું થતું !

કેટલાં બધાં પક્ષીઓનો એ વિસામો. વહેલી સવારે આ કલરવથી પાંદડેપાંદડું રણઝણી ઊઠે. એક દી સવારે આ કલરવથી ઊંઘમાંથી ઊઠતાં જ આપોઆપ પ્રશ્ન ફૂટે કે, 'વસંતપંચમી' કે'દી છે ? તો શ્રીમતીજી જવાબ આપે કે વાહ, તમે તો કમાલ કરી. આજે જ વસંતપંચમી છે. કેમ પ્રશ્ન થયો ? કેમ ખબર પડી ? કોણે કહ્યું ? એમ સામા પ્રશ્નોની ઝડી વરસી. તો મેં કહ્યું, "વસંતે કહ્યું, આ પક્ષીઓના કલરવે કહ્યું. આ અશ્વત્થ વૃક્ષના રૂપે કહ્યું." ને હું રોમરોમ વસંત અનુભવતો આનંદું. કોકિલ-પંચમના સૂર, કલકલિયાનો કલરવ, કલાપીનો કેકારવ, કાળીયા કોશીની સીટી ને કાગડાઓની કાંકાં એકબીજામાં ભળી મળીને એક ઑરકેસ્ટ્રા-સિમ્ફનીનો નાદ જગાવતાં.

શિયાળાની પાછલી રાત્રે પોષની કડકડતી ઠંડીમાં ક્યારેક ઊંઘ ઊડી જાય ત્યારે સ્વેસમાં ઊભો ઘોર અંધકારમાં પીપળાના વૃક્ષનો ઓળો ને આકાર જોતો હોઉં ત્યારે દૂરદૂરથી સંભળાતી ટ્રેનની વ્હિસલ ને પછી ભક્ છૂક ભક્ છૂક અવાજનાં આવર્તનો શમે તે પહેલાં જ પીપળે અંધકારમાં બેઠેલી ચીબરી કલબલાટ કરી વાતાવરણમાં શોરબકોર કરી મૂકે. એ શાંત થાય ત્યાં સામેના વૃક્ષ પરથી બીજી ચીબરી એના જવાબરૂપે પોતાની હાજરી નોંધાવે. આમ એક પછી એક સામસામી ચીબરીઓ સાસુવહુની વડછડ માફક કલબલાટ કરીને માથું પકડી નાંખે.

તા. ૨૨-૧૦-૧૯૭૫ના દિને સાંજથી પવનના ભારે સુસવાટા શરૂ થયા. છાપામાં આગાહી તો હતી જ કે કચ્છ-સૌરાષ્ટ્ર ઉપર સખ્ત પવનનું વાવાઝોડું અને વરસાદનું તોફાન થશે. પણ કોઈના મનમાં આવી ભયાનક તારાજીની કલ્પના જ ન હતી. આખી રાત ભયંકર પવનની વાઝડી ને તોફાની વરસાદ ચાલુ રહ્યાં. ઇલેક્ટ્રિક લાઇટ ગુલ, ટેલિફોનની ઘંટડીઓ ગુમ. તમામ નાસ્તિકો પણ ભયના માર્યા ભગવાનને ભજતા જ રહ્યા. મને મનમાં સામેના પીપળાની અને મારાં ગમતાં પસંદગીનાં બીજાં કેટલાંક વૃક્ષોની ચિન્તા કે શું થશે ? અમે તો બધાં જ ગ્રાઉન્ડફ્લૉર ઊતરીને બેસી ગયાં ને આખી રાત જેમ તેમ ઝોકાં ખાધાં. પવન એટલો કે બારીબારણાં ખોલી જ ન શકાય. તોય હું બાથરૂમ સુધી જતાં-વળતાં ગમે તેમ બહાર નજર કરી લઉં તો પીપળો જાણે કે ભૂત વળગ્યું હોય તેમ આમથી તેમ ધૂણતો દેખાતો રહ્યો. ફરી ભૂત ને પીપળો મનમાં યાદ આવ્યાં. રાત ખૂટે નહિ, સવાર પડે નહિ, કરતાં કરતાં માંડ પરોઢ થયું ત્યારે પવનનું જોર પણ ઘટ્યું ને વહેલી સવારે જોઉં ત્યાં પાંદડાં વગરનો ને વાંકોચૂંકો ટેડો વળી ગયેલો પીપળો અડીખમ ધ્રૂજતો, ધૂણતો ઊભો હતો. મનમાં હાશકારો થયો. પણ સવારે ફરવા નીકળ્યો ત્યાં શહેરમાં અનેક રસ્તાઓ બંધ, ઇલેક્ટ્રિકના અને ટેલિફોનના થાંભલા લાંબા થઈ સુતા હતા. અને વાયરનાં દોરડાં જાણે પતંગની ગૂંચવાયેલી દોર. ટ્રાન્ઝિસ્ટર રેડિયોમાં સમાચાર સાંભળ્યા કે સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાં ભયંકર નુકસાની કરતું પવનનું તોફાન છેક મુંબઈ સુધી પહોંચી ગયું.

ટેલિફોન-લાઈટ આઠદસ દિવસે માંડ શરૂ થયાં, પણ આ આઠદસ દિવસમાં પીપળો કોળી ઊઠ્યો. ઘાયલ થયેલો યુવાન યોદ્ધો જાણે કે ખડખડાટ મુક્ત હાસ્ય કરી ઊભો થયો. અને થોડા જ દિવસમાં એ બરાબર સ્વસ્થ ને સુંદર ઘટાદાર થઈ પવનમાં ડોલી રહ્યો. છેક ઊંચે ટગલી ડાળીએ એક કાગડાએ માળો કર્યો એમાં એનાં ઈંડાં-બચ્ચાં જે હોય તે. શ્રીમતીજીએ કહ્યું કે ઉપલી અગાસીની ટાંકીમાં પાણી જોવા જાવ ત્યારે કાગડાનું ધ્યાન રાખજો, નહિ તો માથામાં ચાંચ મારી જશે. પણ હું તો ભૂલી જ ગયો ને ટાંકીમાં કેટલું પાણી છે તે જોવા ગયો. ટાંકી પાસે પહોંચું ત્યાં તો માથામાં પાંખની ઝાપટ લાગી ને યાદ આવ્યું કે 'કાગડો-', સચેત થઈ ગયો. ત્યાં તો કાગડાએ બીજું ચક્કર લગાવ્યું. મેં કહ્યું, "હે કાગઋષિ, હું તમારા માળાને કે એમાંનાં બચ્ચાંને કનડવા નથી આવ્યો. હું તો માત્ર આ પાણીના ટાંકામાં કેટલું પાણી છે ? તે જોવા જ આવ્યો છું કે જેથી પાણી ઉપર ચડાવવા ઇલેક્ટ્રિક મોટર ચલાવી શકાય."

પણ એ મારી વિનંતી સાંભળે-માને તો કાગડો શેનો ? એણે તો મારે માથે ત્રીજું ચક્કર લગાવ્યું. પાસેના ટી.વી. ઍન્ટેના પર કાગડી બેઠી બેઠી ક્રાં ક્રાં કરી દેકારો કરતી હતી. પછી તો જ્યારે ઉપર જવાનું થાય ત્યારે હાથમાં એક નાની લાકડી લઈને જાઉં. લાકડીનો છેડો માથા ઉપર થોડાક ફુટ ઊંચો રાખું ને કાગદંપતીનું ક્રાં ક્રાં સાંભળતાં ટાંકી જોઈ આવું. આમ આવું થોડા દિવસ ચાલ્યું.

એક દી હું બહારથી આવ્યો ત્યાં તળાવના ઢાળિયે 'રસ્તો બંધ, કામ ચાલે છે' એવું બૉર્ડ જોયું-વાંચ્યું. ને સેંકડો માણસો ટોળે વળીને કાંઈ જોઈ રહ્યાં હતાં. 'રસ્તો બંધ છે' એવા બૉર્ડ પાસે ઊભેલા પોલીસને મેં માંડ માંડ સમજાવ્યો કે 'સાહેબ, આ સામે દેખાય છે તે મારું ઘર છે. મારે સ્કૂટર લઈને ત્યાં જ જવાનું છે. તો એણે માંડ માંડ રજા આપી કે જાવ. મેં પૂછ્યું કે આ શું છે ? તો કહે કે, 'આ પીપળાનું ઝાડ કાપવાનું છે.' ને મારા પેટમાં ધ્રાસકો પડ્યો. અરે, આ કેમ ? તે કહે કે ઇલેક્ટ્રિકના વાયરોની લાઇનને ડાળીઓ નડે છે, અડે છે, ઘસાય છે એટલે શૉર્ટ સરકિટ થાય છે. મહામહેનતે-મુસીબતે મેં ભીડમાંથી સ્કૂટર ઘરમાં લીધું ને સામે જ્યાં કામ ચાલતું હતું ત્યાં ગયો. જોયું તો ઇલેક્ટ્રિક મોટરવાળી કરવતી ચાલતી હતી અને નાનીમોટી ડાળીઓ કપાતી હતી. મારું મન ડાળીએ ડાળીએ વહેરાતું-કપાતું રહ્યું.

એક સુપરવાઇઝર જેવા સાહેબને મેં પૂછ્યું, શું આખુંય ઝાડ કાપી નાખવાના છે ? તો કહે, ના રે ના, જે મોટી ડાળીઓ ઇલેક્ટ્રિક વાયરોને નડે છે તે જ કાપવાની છે. આ સાંભળીને મારો જીવ થોડોક હેઠો બેઠો. ત્યાં ફરીથી ઇલેક્ટ્રિક કરવતી ચિચિયારી કરતી શરૂ થઈ ને હું થડકી ગયો. એ કરવતીની ચિચિયારીના કર્કશ અવાજમાં જાણે હમણાં જ મારું માથું ફાટી જશે એમ થયું, એટલે હું ઘરમાં ચાલ્યો ગયો. મનમાં અસુખ અસુખ, પેટમાં ઉલેચવાલેચ થઈ રહ્યું. ક્યાંય નિરાંત નહિ. ઉપરની અગાશી પર ચડ્યો ને જોયું તો હૃદયદ્રાવક દૃશ્ય. પીપળાના વૃક્ષનો આકાર, રૂપ બધું જ હણાઈ ગયું હતું. વચ્ચેથી કેટલીક જાડી-પાતળી ડાળીઓ કપાઈને ધડાધડ નીચે પડી રહી હતી. વચ્ચેથી અર્ધો-પોણો ભાગ કપાઈને પોલાણ રચાઈ ગયું હતું. આવા કઢંગા વિચિત્ર દૃશ્યથી મનમાં વિષાદ છવાઈ ગયો... એક નિઃશ્વાસ છૂટી ગયો...

સાંજે હું ફરીથી અગાશી પર ગયો ને જોયું તો કાગદંપતીનો માળો જે ડાળી પર હતો તે ડાળી અને આસપાસની પાંચસાત ડાળીઓ સલામત રહી ગઈ હતી. મનમાં રાજી થયો. ત્યારે પેલું કાગદંપતી ક્રાં ક્રાં કરતું મને જોઈ રહ્યું ને હું એને જોઈ રહ્યો. ત્યાંથી મારી નજર નીચે રસ્તા પ. ઊતરી. એક મોટું પાન પવનમાં ઊડતું ઊડતું આવી મારી છાતીએ ચોંટ્યું...નાનો હતો ત્યારે એક પીપળાનું મોટું જાળીવાળું પાન, એમાં બાળકૃષ્ણ પોતાના જમણા પગનો અંગૂઠો ચૂસતા હોય એવું સુંદર ચિત્ર મારી પાસે હતું તે મને બહુ જ ગમતું. મેં એ પાન સાચવીને મારા એક ચિત્ર-આલ્બમમાં પહેલે જ પાને લગાડીને રાખેલું તે યાદ આવ્યું.

પાંદડે પાંદડે, ડાળીએ ડાળીએ ફરી વળેલી નજર આસ્તે આસ્તે નીચે ઊતરી તો ત્યાં મહાભારતના યુદ્ધની અઢારમી સંધ્યાએ કુરુક્ષેત્રના મેદાનમાં અનેક યોદ્ધાઓનાં કપાયેલાં ધડ-માથાં-પગ વેરવિખેર અટવાયેલાં પડેલાં તેમ અહીં નાનીમોટી અનેક ડાળીઓ ને હજારો પાંદડાંઓ વેરવિખેર પડેલાં મેં જોયાં ત્યારે મને ગીતાનો પેલો શ્લોક યાદ આવ્યો –

"अश्वत्थः सर्ववृक्षाणां"

અધ્યાય ૧૦, શ્લોક ૨૬.

"હે અર્જુન, સર્વ વૃક્ષોમાં હું પીપળો છું."



# પાણી વિનાનો

આ એ જ પાણી છે
જે આંખમાંથી ટપકે
તો કહેવાય આંસુ
ને
ગુલાબની પાંદડી પર ચમકે
તો કહેવાય ઝાકળ.

આ એ જ પાણી છે
જે માછલીના મોંમાં પડી બને મોતી
ને કડકડતી ઠંડીમાં
જાય ઠરી તો બને પથ્થર બરફનો.

આ એ જ પાણી છે
જે રીઝે તો કરે લીલોતરી
ને કોપે તો
તાણી જાય ગામનાં ગામ.

આ એ જ પાણી છે
જે ઓલવે ભીષણ આગ
ને
દબાવી દે ધૂળની ડમરી
રણમાં વરસાદ બની.

આ એ જ પાણી છે
જે દરિયામાં ડુબાડે સ્ટીમર ગામ જેવડી
ને
ના ઠારે કોઈની તૃષા
બળબળતા બપોરે.

આ એ જ પાણી છે
જે ગટરમાં પડે
તો બને ગેસ
ને મારે ગૂંગળાવી રામલાને.

આ એ જ પાણી છે
જે રૂંવાડે રૂંવાડે ફૂટે શ્રમથી
તો કહેવાય પરસેવો
ને પલાળે ચડ્ડી બીકમાં
તો કહેવાય પેશાબ.

પાણી તો છે પાણી
માનવીમાં પણ.
અત્યાચાર, અનાચાર ને અન્યાય
સામે ન લડે તો કહેવાય
પાણી વિનાનો
છતે પાણીએ.

**બી. કેશરશિવમ્**

# હાઇકુ

પર્ણ ખરીને
નીચે આવે, માનવી
જતો ઉપર !

સૂંઘીને ફૂલ
પંખી બોલે; સાંભળી
તે, ફૂલ ડોલે !

દરિયો લીલો
સતત સુગંધથી
ભરિયો - બાગ !

દિવસ આખો
પર્ણો સૂકાં છે બોલે,
લીલાં તો ડોલે !

વૃક્ષે ઊંચક્યું
શાખાકરમાં ફૂલ,
પર્ણાંગળીએ !

ચંદ્ર ઉપર
વાદળ, જાણે ઈંડું
સેવતું પંખી !

પવન વાય,
ડાળી ખેંચે ફૂલને,
ને ફૂલ મને !

કૂદકો મારી
ધૂળ ચડી ગૈ ધરા
પરેથી વૃક્ષે !

જોઈ શકું ન
હું વૃક્ષ, ફૂલ, ફળ -
છે વચ્ચે ધૂળ !

પંખીનાં ગીત,
વાયુસંગીત - હરે
મહારું ચિત્ત !

**પરાગ મ. ત્રિવેદી**

**મૂ. લે. સવાઈસિંહ શેખાવત, અનુ. જયા મહેતા**

''દીકરી ! સાંભળ. ખરી આવી જાય કે તરત તું મને કહેજે.'' પિતાએ કહ્યું અને એ પોતાનો હુક્કો લઈને મોટા ફાટક તરફ ચાલવા માંડ્યા.

દાખાંએ ફાટકમાંથી નીકળતી બાપુની પીઠ પર એક વાર નજર માંડી, પછી ગાય પર ઊડતી નજર નાખીને ધબાક કરતી ખાટલી પર બેસી ગઈ. બહુ વાર ઊભાં રહીને એના પગ દુખવા માંડ્યા હતા.

ગાય બહુ જ તરફડી રહી હતી. ઘડીમાં બેસતી. ઘડીમાં ઊભી થતી. એને ચેન પડતું નહોતું. એ વાડામાં સતત આંટા જ માર્યા કરતી હતી. ડગમગતા ધ્રૂજતા પગથી લથડીને બેસવાનો પ્રયત્ન કરતી હતી, પણ ત્યારે પીડાનો તીવ્ર ઝટકો એને એકદમ બેચેન કરી દેતો હતો. કદાચ બહુ જ દર્દ થવા માંડ્યું હતું.

દાખાંએ ફરી એક વાર ગાય સામે જોયું. ગાય વાડામાં ફેલાઈને બેઠી હતી. ધ્યાનથી જોઈએ તો એવું લાગતું હતું કે જાણે એનામાં ઊથલપાથલ થઈ રહી છે. ઉપરનીચે થતું પેટ. ધીમેધીમે કંપતું આખું શરીર. આંખોમાં છલકતી અસહ્ય પીડા.

અચાનક ગાયે આગલા પગથી જોર કરીને ઊભાં થવાનો પ્રયત્ન કર્યો, પણ પાછળના પગ ડગમગી ગયા. એનું શરીર ધ્રૂજીને ધડામ કરતું દીવાલ સાથે અથડાયું...'ભાં...આ...આ...' દાખાં ઝડપથી કૂદીને ગાયની પાસે ગઈ. કોણ જાણે ગાયને સાચે જ વાગી ગયું હશે. ડાબું પડખું ઝડપથી ઘસાવાથી છોલાઈ ગયું હતું. લાલ લોહી ટપકતું હતું. ઘસાવાથી છોલાયેલું પડખું જોતાં જ દાખાં સૂનમૂન જેવી ઊભી રહી ગઈ. મનમાં જાણે કંઈકનું કંઈક થવા માંડ્યું; એટલે એ પાછી આવીને ખાટલી પર બેસી ગઈ.

ફાટકની બહાર બે વ્યક્તિ વાતચીત કરતી હતી. વાતો પિતાના હુક્કાની સાથે ડૂબતી-ઊછળતી હતી. ફાટક તરફ કાન માંડીને દાખાંએ બહુ પ્રયત્ન કર્યો કે બીજી વ્યક્તિ કોણ છે અને કોને વિશે વાત થઈ રહી છે, પણ કાંઈ જ સ્પષ્ટપણે સમજાયું નહીં. 'ગમે તે હોય... મારે શું', એણે હારીને મનમાં ને મનમાં જ કહ્યું. ગાય હજી સુધી વાડામાં આંટા મારતી હતી. એને ક્ષણભર પણ ચેન પડતું નહોતું. આખો વાડો ગાયની ખરીઓથી ખૂંદાઈને ખાડાખબડિયાળો દેખાવા માંડ્યો હતો.

'મા ઘરમાં હોત તો મારે શું કામ બેસવું પડત ! મા પોતાની મેળે બધું જ સંભાળી લેત.' દાખાંએ મનમાં વિચાર્યું, 'મા હોત તો પોતે ચોખ્ખેચોખ્ખું કહી દેત કે જો મા, બીજું કાંઈ પણ તું કરાવી શકે છે, પણ મારાથી આ પીડા જોવાતી નથી.' નજર પાછી ગાય તરફ ગઈ. ગાય સૂનીસૂની ને સાવ લોથપોથ બેઠી હતી. એ એકદમ ઉદાસ લાગતી હતી. શરીરની રુવાંટી વીખરાયેલી અને રંગ કાળો શાહી જેવો થઈ ગયો હતો.

''સાંભળ, તું આજે એને ઘાસ નહીં નાખતી. ગાય આજે ઢીલીઢીલી ને અસ્વસ્થ લાગે છે. કદાચ આજે જ વિયાય.'' માને ઘાસ લેવા જતી જોઈને પિતાએ કહ્યું હતું; પણ એ કોઈનું માને તો ને ? એ ન રોકાઈ. દાખાંના મનમાં મા પ્રત્યે ગુસ્સાની લહર ઊઠી, 'જો આજે બહાર ન જાત તો શું બગડી જવાનું હતું ?'

ગાય વાડાની વચ્ચોવચ ઊભી રહીને પાછલા પગ પર ઝૂકી. થોડો પોદળો કર્યો; પણ પોદળો નીચે જમીન પર પડે તે પહેલાં જ એ બેચેનીથી બીજી તરફ ચાલી ગઈ. એના પાછળના પગ છાણથી ખરડાઈ ગયા હતા. ક્ષણભર થંભીને ગાયે તગારું સૂંઘ્યું, ફરી એક આંટો મારીને ધબ્બ કરતી બેસી ગઈ. મોઢું જમીન પર ટેકવીને એ જોરજોરથી હાંફવા માંડી. આંખો પીડાથી ફાટી રહી હતી. પાછળના ભાગમાં એક સફેદસફેદ અને ચીકણાચીકણા પરપોટા જેવું ચમક્યું. દાખાં મોટેથી પિતાને બૂમ પાડવા જતી હતી, ત્યાં જ ગાય એકદમ ઊઠીને ઊભી થઈ અને દીવાલ તરફ ચાલી ગઈ. ગાયની નબળી અશક્ત હાલત જોઈને દાખાંની આંખમાં પાણી આવી ગયાં. કોણ જાણે કેમ, એને લાગ્યું કે આ બધું ગાયને નહીં, પણ પોતાને થઈ રહ્યું છે.

થરથર ધ્રૂજતું શરીર અને આટલી પીડા ! એક

## એક હીરો

આ હીરો
આખરે તો
પથ્થર છે.
એવા તારણ પર આવીને
ઊભો છે,
એક માણસ,
મારી સામે.
હું એને કહું છું કે
આ પથ્થર
આખરે તો
હીરો છે !
એ ચમકે છે.
કોઈકના હારમાં
કર્ણફૂલમાં
કે વીંટીમાં તમારી...!
એની ચમકદમકથી
અંજાયેલી છે અહીં
હજારો, લાખો આંખો
આખુંય આ શહેર.
રોશન છે એનાથી,
છે ઝળાંહળાં
ઝળાંહળાં...!
એને ફેંકી દઈને
ચાલી ગયેલો
એ માણસ
આવે છે આજે મને યાદ.
એ પછી કદી પાછો ફર્યો જ નથી
આ શહેરમાં...!
આ શહેર પણ
ભૂલી ગયું છે એને સદંતર.
એ કદીક ઝળહળી ઊઠે છે કેવળ
મારી સ્મૃતિમાં !
મારી સ્મૃતિમાં ચમકી ઊઠે છે
એક હીરો !

**મંગળ રાઠોડ**

## મોરલીવાળા વિના

સૂનું સૂનું રે લાગે ગોકુળ તમારા વિના,
રાધાના કૃષ્ણ, જશોદાના દુલારા વિના,

કાના, ગોકુળ મૂકી, દ્વારકાધીશ થયા તમે,
તમને ગમશે કે જમનાના કિનારા વિના ?

હવે ગાયોને ખેતમાં કોણ લઈ જશે,
કોણ રમાડશે રાસ, રાધાના પ્યારા વિના ?

ગોકુળની ગલીઓ કેમ ભૂલી શકશો તમે,
થઈ જશો વ્યાકુળ કાનુડા, અમારા વિના.

વિરહ કેમ જીરવાશે, વિયોગની ઘડીઓ તો-
લાગશે સૂનું સૂનું ગોકુળ મોરલીવાળા વિના.

**હીરાલાલ 'ચિરાગ'**

## સુન્દરમ્ જતાં

તમે જીવન-મૃત્યુના પરમ સત્યને પામવા
અધીર, લઈ બિસ્તરો દખણ આશ્રમે જે ચઢી
પ્રકાશઢગની વચે સતત શોધતા હે કવિ,
જડી પગલી કેટલી...?
મનુકુલ વિકાસના મહત છંદની આવલિ

અનંત પ્રકૃતિ પીઠે ક્રમિક જે જતી માનુષી
સમુજ્જ્વલ વિકાસની પદ્ધતીમી જ ઉત્ક્રાન્તિની
સુમન્દ વણજાર જે પરમ ચેતનાની પ્રતિ
ત્યહીં અરબ ઘોડલી પલણવા ચહ્યું, વીર હે !

પુરાણ કવિ સત્યના ઉપનિષદ્ગિરા વર્ષતા,
અથાહ ભવસાગરે હૃદયમંથને સારવ્યાં
મહાશ્રમણ, ગૌતમે જગદુરિતનાં ઔષધો;
અહીં પ્રકૃતિજાડ્યમાં પરમ ચેતના સ્થાપવા
રૂપાન્તર મખે મથ્યા પૂરણ યોગી અરવિંદ હા.

પરાપર પ્રકૃતિના ભીષણ યુદ્ધના સૈનિક,
તમે કવિ હતા, હતી સમિધગૌરવા અંજલિ.

**ઈશ્વરભાઈ પટેલ**

# સફોકેશન

રસીલા કડિયા

"વૈશુ ! ઓ વૈશુ !"

બૂમ મેં સાંભળી તો ખરી, પણ જવાબ આપવાનું ટાળ્યું. જાણતી હતી કે કામ કશુંય નથી. રોજની પેઠે સાહેબ નવરા પડ્યા હોવા જોઈએ એટલે મને બોલાવી રહ્યા છે.

ફરી પાછું "વૈશુ ! ઓ વૈ...શુ..." અવાજ થોડોક મોટો. "ખ...મો...આ...વું છું આ અહીંનું થોડુંક કામ પતાવીને." મેં એટલા જ મોટા અવાજે જવાબ આપ્યો.

ત્યાં તો ત્રીજી બૂમ. પરવાર્યા વિના હું જઈશ નહિ એવી એમને ખાતરી ખરી ને.

હું પણ શું કરું ? એમની પેઠે ક્યાં હું હજુ નવરી પડી હતી ? આ જો ને, એક ગૅસ પર દૂધ ગરમ થાય છે, બીજા પર દાળનો મસાલો થઈ રહ્યો છે. વઘારની વાડકી બીજે હાથે હું છાજલી પરથી લઈ રહી છું. અને સાહેબ... નથી ક્યારનીય રણકી ફોનની ઘંટડી કે નથી સાંભળ્યા ફોન પર એમના ટોળટપ્પા. હં... વળી આજકાલ મીટિંગ-ફીટિંગ પણ લાગતી નથી, નહિતર તો એના પ્લાનિંગમાં ખોવાયેલા હોય. છાપાંય પૂરાં ચવાઈ ચૂક્યાં લાગે છે. એમની બૂમે દોડી દોડી જઈશ તોયે કહેશે : "બેસ ને ડાર્લિંગ, કામની વચ્ચે થોડો શ્વાસ ખાવો જોઈએ." મને શ્વાસ ખાવાનીય ફુરસદ નથી એમ કહીને જવા માંડું તો કહેવા લાગે : "અરે ! અરે ! એક અગત્યની વાત યાદ આવી ગઈ. ભૂલી જાઉં એ પહેલાં તને કહી દઉં." એવી લાલચ આપ્યા વિના ન રહે અને આપણે ભોળાં એવાં કે વાત સાંભળવાની લાલચમાં ફસાઈ જઈએ. બેસીએ ત્યાં તો કમબખ્ત ફોન રણકે અને સાહેબ ભૂલી જાય કે એમની બોલાવી હું બધું કામ છોડીને ત્યાં બેઠી છું. જો ધીરજ હોય અને ફોન પતે એની રાહ જોઈએ તો પંદરેક મિનિટે ફોન નીચે મૂકીને પૂછે : "કેમ, કંઈ કામ હતું ?" કાપો તોયે લોહી નીકળે ? ભૂતકાળના આ અનુભવોએ હવે હું બૂમો સામે આંખ આડા કાન કરું તો મારો કોઈ વાંક ? એમની ત્રણેય બૂમો પ્રતિભાવ દાખવ્યા વિનાની રહી.

થોડોક સમય ગયો ને ફરીથી પાછું "વૈશુ ! ઓ વૈશુ..." આ વખતે તો ઇમર્જન્સી બેલની ધણધણાટી પેઠે બૂમો ચાલુ થઈ. આ કંઈ કાયમની અમથી અમથી બૂમ નહોતી જ. કંઈક ગભરામણ અને આશંકા - શું થયું હશે એકદમ ? ગૅસ પર ધીમે તાપે મૂકેલ, તતડવા આવેલ રાઈનો વઘારનો વાડકો દાળમાં નાંખવાનુંય ન સૂઝ્યું. દોડી અને ગઈ અંદર શયનખંડમાં. સાહેબની આંખો બંધ અને બૂમો પાડવાના અભિનયમાં તલ્લીન ! કંઈક ચીડ, કંઈક ગુસ્સો, કંઈક હાસ્યના મિશ્રિત ભાવો હું અનુભવી રહી અને બૂમો પાડતા એમને હું જોતી રહી. સહેજ વારે છણકાનો અભિનય કરતી બોલી : "બો...લો. આ આવી હું. શું છે કંઈ આટલું બધું આજે ? કયું આભ તૂટી પડ્યું છે ?"

પ્રશ્નોની ઝડી અને એમાંના છણકાથી સાવ જ નિર્લેપ રહી, આંખ ખોલી એ મને જોતા રહ્યા અને પછી કોમળ સ્વરે કહે :

"વૈશુ ! મારી વૈશુ ડાર્લિંગ ! ક્યાં છે તું ? ક્યાં ખોવાઈ ગઈ છે મારી વૈશુ !"

એમના આ નાટકિયાપણાથી મારી ચીડ તો ઓગળી ગઈ. હસી પડી, હુંયે નાટકમાં સામેલ થઈ બેઠી. વહાલ કર્યું અને એમની છાતી પર આંગળી મૂકીને "મારા રાજ ! આ... રહી હું અહીં અંદર" એમ બોલી ઊઠી ત્યાં તો ગૅસ પર મૂકેલ વઘાર બળવાની વાસ આવતાં હું દોડી રસોડા તરફ. વઘારમાંના તેલમાં ભડકો થઈ વાસણ કાળું બની ગયું હતું.

નવેસરથી બીજી વાડકી વઘાર માટે લીધી અને પછી તો શાક સમારવું, વઘારવું, લોટ બાંધવો, નોકરને સૂચનો કરવાં ઈત્યાદિ કામોમાં ગળાડૂબ બની. ખબર નથી કેટલો સમય થયો હશે આમાં!

એકાએક કોઈક ઊંહકારા ભરતું હોય તેવું જણાયું. બારી બહાર જોવાનો મેં પ્રયત્ન કર્યો. રસ્તા પરથી તો અવાજ આવતો હોય કે કોઈક ઊભું હોય તેવું દેખાયું. નહિ. થોડી વાર શાંતિ. ફરી થોડા મોટા અવાજે દર્દથી કણસવાનો અને પરાણે લેવાતા શ્વાસનો અવાજ સંભળાયો. ધ્યાન આપ્યું તો જણાયું કે અવાજ તો મારા શયનખંડમાંથી આવે છે. અરે ! આ તો એમનો અવાજ. યાદ આવી ગઈ ચાર મહિના પહેલાંની એ રાત. આવો જ અવાજ હતો. તાબડતોબ ડૉક્ટરને બોલાવેલા. તાત્કાલિક ઈંજેક્શન આપેલું. સારું પણ થઈ ગયેલું. બીજા રિપૉર્ટ્સ કઢાવેલા, પણ ખાસ ભયજનક કશું ન હતું, છતાં ડૉક્ટરે ઓવરવેઈટને ધ્યાનમાં લઈને કહ્યું હતું : ''આ વખતે કશું નથી એ બરાબર, પણ આવું કશું થાય તો ગફલતમાં ન રહેવું જોઈએ. સાચવવું સારું.'' અત્યારે આ સલાહ યાદ આવી ગઈ.

ગભરાટની મારી, ભારે કાયા હોવા છતાં હું પી.ટી. ઉષા બનીને શયનખંડ તરફ દોડી. જોઉં છું તો એ કણસતા હતા. આકળવિકળ થતા હતા, છાતી પર હાથ. આંખમાં આંસુ, દર્દભર્યો ચહેરો.

''રાજ રાજ, શું થયું ?'' બોલતી ને ફોન લીધો અને કહ્યું, ''ડૉક્ટરને બોલાવી લઉં છું.''

એમણે મને ઈશારાથી રોકી,' બેસવા જણાવ્યું : ''બેસ. મને છાતીમાં કંઈક સફોકેશન જેવું થાય છે. પહેલાં પંપાળ મને. ડૉક્ટરને બોલાવવાની જરૂર નથી.''

''આવી બાબતમાં તમારું હું કંઈ જ સાંભળવાની નથી.'' હું ગરજી, અને ફોનમાં નંબર જોડવાનું શરૂ કર્યું. મને ખબર કે ભાઈને ડૉક્ટરની, દવાની અને દવા સાથેની પરેજીની તો ભારે એલર્જી! હંમેશાં 'હજામ' સંબોધન સાથે જ ડૉક્ટર વિશે વાત કરે.

ફોન જોડાય એ પહેલાં જ, એમણે ઊભા થઈ મારા હાથમાંથી ફોન ઝૂંટવી જ લીધો. હું આશ્ચર્યથી એમને જોઈ જ રહી ! હમણાં તો ઊંહ અને આમ... એ કહે : ''ગાંડી, ડૉક્ટર આવીને શું કરશે ? તું કંઈ કરે તો છે.'' મારી વધતી ગભરામણમાં નવો વળાંક આવ્યો.

''શું માંડ્યું છે આ બધું ?''

''કંઈ નહિ. તેં જ તો કર્યું છે બધું.''

''મેં ?! શું કર્યું મેં ?''

''તેં કીધું નહિ કે તું મારા દિલમાં છે ?''

''હં... તે...?''

''જો. તું અહીં (છાતી પર હાથ મૂકીને) મારા દિલમાં. આટલું નાનકું મારું દિલ અને આટલી મો...ટી...તું ! (અભિનયથી દર્શાવીને) બોલ. સફોકેશન ન થાય ?''



## શું જવાબ દઈશ !!!

*કોઈ કરે સવાલ, શું જવાબ દઈશ,*
*સહ્યા જખમ હજાર, શું જવાબ દઈશ !*
*સમજ્યો હું પ્રેમના કાબિલ તો છું જરા,*
*કર્યો મીરાં જેમ એતબાર, શું જવાબ દઈશ !*
*પ્રેમ ખાતર શું શું નથી કર્યું મારી જાતે,*
*ધર્યો હતો એકરાર, શું જવાબ દઈશ !*
*વફાનો છલોછલ જામ પી લીધો મેં,*
*ન ગુમાવ્યું મેં ભાન, શું જવાબ દઈશ !*

*તોફાની મઝધારે, સાહિલ તો મળી ગયો,*
*કસ્તી લાગી ન કિનાર, શું જવાબ દઈશ !*
*વાઈ રહ્યો સુપ્રભાતે શીળો મંદ સમીર,*
*આવી ગઈ લૂની લહેર, શું જવાબ દઈશ !*
*કસોટી થઈ મારી બધે, હવે શું બાકી રહ્યું,*
*'મુરાદ', પ્રેમ અકબંધ ધરાર, શું જવાબ દઈશ !*

**મુરાદખાન ચાવડા**

# પ્રતિકાવ્યયુગ્મ

## ૧. પત્ની પિયર સંચરી ત્યારે

[કવિ કાન્તના 'આજ મહારાજ જલપ પર...' કાવ્યનું
સ્મરણ કરી આ કાવ્યમાં પ્રવેશ કરો...]

આજ ઘરવાળીને પિયર જતી જોઈને
હૃદયમાં હર્ષનો ચંદ્ર ઊગે.
''ઊઠજો, ચા ઠરે, જલદી પરવારજો,
જાઓ જો બ્હાર, વાસીદું વાળું.
લાઇટનું બિલ લેતા જજો સાથમાં,
શાકભાજી કશી કાં ન લાવ્યા ?
છૂટી ઑફિસથી તુરત ઘર આવજો.
વાયદો સાડીનો યાદ છે ને ?''
દુખો કાલનાં એ બધાં આજ શામે,
સહુ કચકચો સામટી આ વિસામે.
જાગશું દી ઊગ્યે, રખડશું મોજથી,
નિતનવી લૉજમાં ઉદર ભરશું,
કામિની કોકિલા ક્લાર્ક ઑફિસની
સાથ રિસેસમાં કૂજન કરશું.
સ્નેહીજન-મિત્રની મંડળી રાતભર
નિજ સદન માંહી મ્હેફિલ જામે,
હૃદયસર કૌમુદી આજ પામે.
સરલ સરતી જતી આજની યામિની
માણવી, છો પછી તિમિર રજની.
દીસે સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી,
હૃદયમાં હર્ષની ભવ્ય ભરતી.

**મુનિકુમાર પંડ્યા**

## ૨. પત્ની પિયરથી પરત થતાં

[અને હવે રા. વિ. પાઠક 'શેષ'ના 'અરે ભોળા સ્વામી,
પ્રથમથી જ' કાવ્યનું સ્મરણ કરી આ કાવ્યમાં પ્રવેશ કરો.]

''અરે ભોળા સ્વામી, ઘડીક ઘરની બ્હાર ગઈ ત્યાં
કરી મૂક્યું કેવું અવળસવળું, વાત શું કરું ?
'ભર્યું પાણી'કો'છો, ભર્યું, પણ ફૂટી બાલદી મહીં,
પલંગે છાપાંનો ઢગ પડ્યો, ન ઓછાડ સરખો-
જુઓ, વાડા કેરી અધખૂલી હતી બારી, જ્યહીંથી
પ્રવેશી બિલ્લીએ ચસચસ પીધું દૂધ, વળી આ
તમાકુચૂનાની અહીં તહીં પડીકીઓ રઝળે.
દીસે ગંજી ભીનું ખીંટી પર, નીચે પાણી ટપકે.
અને શું રાંધ્યું'તું ? ઘર મહીં, નહીં બ્હાર જમતાં ?
'બનાવી ચા જાતે' ? ઠીક, પણ પીવાલાયક બની ?
'જવાનું ઑફિસે, કયમ કરી શકું કામ ઘરમાં ?'
કરે છે સ્ત્રી કાર્યો ઘર મહીં, વળી ઑફિસ મહીં,
બતાવો ના બ્હાનાં, નહીં કદી સળી ભાંગી શકતા,
નથી જાતી ઝાઝું પિયર, કયમ, આવ્યું સમજમાં ?''

**મુનિકુમાર પંડ્યા**

# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

દિગીશ મહેતાના અવસાન સાથે ગુજરાતી નિબંધના સ્વરૂપનો એક મહત્ત્વનો વળાંક અદૃશ્ય થયો. જોકે 'દૂરના એ સૂર' નિબંધસંગ્રહ પછી દિગીશ મહેતાનો નિબંધ 'શેરી' નિબંધસંગ્રહમાં એમનાથી બહુ દૂર ગયેલો જોવાય છે. ભલે ને એમના પ્રકાશક રઘુવીર ચૌધરી પ્રસ્તાવનામાં જાહેરાતની ભાષામાં જાહેર કરતા હોય કે "દિગીશ મહેતાના શ્રેષ્ઠ નિબંધો એવું અલાયદું સંપાદન કરવું નહીં પડે. જે લખ્યું છે એ બધું શ્રેષ્ઠ છે." કદાચ કાલિદાસ કે શેક્સપિયરની બાબતમાં પણ જે અચકાતાં લખવું પડે એને પ્રસ્તાવનાકારે પૂરી ધૃષ્ટતાથી વાચકો પર ફેંક્યું છે. આ સંજોગોમાં વિજયરાય વૈદ્યે 'નિબંધ' કે 'નિબંધિકા' જુદાં કરવાનું કે પછી ઉમાશંકરે 'નિબંધ' કે 'લેખ'ને જુદાં કરવાનું સૂચન કરેલું એ અંગે વિચારવાનો સમય પાકી ગયો છે.

સર્જક ગદ્ય જેવી સંજ્ઞાથી જેમ ગદ્યને જુદું પાડવામાં આવે છે તે રીતે નિબંધને એની સર્જકતાને કારણે અલગ પાડવા 'નિબંધ' સંજ્ઞા રાખી અન્ય નિબંધકલ્પ કે નિબંધેતર લેખનોને લેખથી જ ઓળખવાની હવે જરૂર છે. એ ખરું કે આધુનિકતાયુગમાં નિબંધ જેવા અંગત સાહિત્યસ્વરૂપમાં લાગણી તરફ વળવાની કે વ્યક્તિત્વ તરફ ઢળવાની તક સાંપડી છે. આમેય નિબંધના પિતા મૉન્તેને બહુ સ્પષ્ટ શબ્દોમાં કહેલું કે નિબંધમાં "હું મારી જાતને જ આલેખું છું." નિબંધનું સ્વરૂપ આ રીતે મૂળથી જ હું-યુક્ત (I-loaded) અને માનવીય રહ્યું છે. જીવનની વધુ સંનિકટ રહ્યું છે. કાલેલકર જેવાએ કદાચ એથી જ છેડે જઈને કહ્યું કે નિબંધ "સાહિત્યની શૈલીમાં કહેવા નથી માગતો. પણ જીવનની શૈલીમાં કહેવા માગે છે." ઉમાશંકરે પણ એથી જ ઉચ્ચાર્યું કે 'નિબંધનું રસબિન્દુ વિષય નહીં, પણ લેખક પોતે છે.

કદાચ આ 'હું' નિબંધમાં વિષયને જોડે છે, એથી વધુ વિષયાન્તર કરે છે. હ્યુસ્ટન પીટર જેવાએ તો 'આહ્લાદક વિષયાન્તર'ની જિકર કરી છે. બીજી રીતે જોઈએ તો સાહિત્યનાં અન્ય સ્વરૂપોમાં વિવિધ દિશાની ગતિ કોઈ એક કેન્દ્ર તરફ જોવાય છે તો નિબંધમાં એક કેન્દ્રમાંથી વિવિધ દિશાઓમાં ગતિ જોવાય છે. એટલે કે અન્ય સ્વરૂપોમાં વિષયાન્તર દોષ છે, તો નિબંધમાં વિષયાન્તરનો લાભ છે. પણ 'હું'-ને લઈને ચાલવું એ અઘરી વાત છે. વર્જિનિયા વુલ્ફે કહેલું કે "લખતાં આવડતું હોય તો જ તમે તમારી જાતનો ઉપયોગ કરી શકો." કારણ, 'હું' કે અહમ્-ને કારણે અન્યથા કંટાળો જ ઊભો થઈ શકે. આદિ નિબંધકાર નર્મદને ખબર જ હતી કે "નિબંધ લખવા જેવી તેવી વાત નથી" અને ક્રિસ્તોફર બેન્સન પણ એટલે જ નિબંધરચનામાં સર્જક ચિત્તની આકર્ષકતાને આગળ ધરે છે. નિબંધકારનું સર્જક ચિત્ત વસ્તુને અસંખ્ય પાસાંઓથી નિહાળી શકે છે. નિબંધ આ જ કારણે શૈલી બને છે. આ શૈલી પાછળ નિબંધકારનો વિમર્શનો અર્ક હોય છે. અને આ વિમર્શનો અર્ક ભાવગત તર્ક (emoional intelligence)માંથી જન્મેલો હોય છે. નિબંધનો બંધ સ્વ-નિર્ભર સ્વરૂપ (automorphism)નો છે. તો, નિબંધ કોઈ વર્ગીકરણની બહાર ઊભો છે ?

હર્બર્ટ માર્ક્યૂઝે એમ કહ્યું હતું કે કલા-અંતર્ગત નિષેધનો તર્ક રહેલો છે. નિબંધની બાબતમાં આ વાત સૌથી વધુ સાચી ઠરે છે. નિબંધ વર્ણન છે અને નથી, નિબંધ કથન છે અને નથી, નિબંધ તર્ક-દલીલ છે અને નથી. વસ્તુ બીજી વસ્તુને અનુસરે તો વર્ણન, ઘટના બીજી ઘટનાને અનુસરે તો કથન, વિચાર બીજા વિચારને અનુસરે તો તાર્કિક દલીલ - નિબંધ આ બધાનો ઉપયોગ કરે છે, અને કરતો નથી. એમાં વસ્તુ અને વિચાર, ઘટના અને વિચાર ગૂંથાયા કરે છે. વિચાર પછીથી થયેલા વિચારો રૂપે નહીં, પણ વસ્તુઓ અને ઘટનાઓ પરત્વે તાત્કાલિક થયેલી પ્રતિક્રિયા રૂપે આવે છે. પછી એ ગોઠવાયા હોય કે વ્યવસ્થાપૂર્વક મુકાયા હોય એવું ચુસ્તપણે કહી શકાય નહીં.

નિબંધની એ જ વિશિષ્ટતા છે કે નિબંધ આ રીતે અપૂર્ણ સ્વરૂપ (imperfect form) ધારણ કરે છે, કે પછી મનનો મુક્તવિહાર (dispersed meditations) દર્શાવે છે. પણ તેથી ઘણી વાર કહેવાય છે તેમ નિબંધકારને ઊતરતી કક્ષાનો કવિ (a lesser kind of poet) કહેવાની જરૂર નથી. નિબંધ સ્વરૂપની રીતે ચુસ્ત ભલે ન હોય, પણ એમાં કલ્પનાની માવજત અને રુચિ તેમજ ઇચ્છાશક્તિનો રંગ ભળેલો હોય છે. આથી જ સારા નિબંધકારને વાંચીને વાચક બોલી ઊઠતો હોય છે કે ''મેં ઘણી વાર આ બધી વસ્તુઓ વિશે વિચાર્યું હશે, પણ આ પહેલાં આ બધા વચ્ચે કોઈ સંબંધ મારે હાથ ચડ્યો નહોતો.''

નિબંધ એટલે લલિત નિબંધ, અંગત નિબંધ કે સર્જક નિબંધ એ રીતે એની સંજ્ઞા એક વાર સ્વીકારી લઈશું તો અન્ય લેખને કે લેખોને જુદા તારવવા પછી મુશ્કેલ નથી.



## સ્વજનો

*બે પગવાળાં ઊડી ગયાં ને*
*પાંખોવાળાં રહી ગયાં !*
*વાણીવાળાં વહી ગયાં ને*
*મૂંગાં સ્વજનો અહીં રહ્યાં... બે પગવાળાં ૦*

*પ્રભાતમાં કણ નીરું ત્યાં તો*
*કપોત-પોપટ હોલાભગત;*
*કાબર-લેલાં-ચકી-ખિસકોલી*
*જીવન્ત લાગે મારું જગત,*
*મારી એકલતાનાં સાથી*
*સથવારો શો દઈ રહ્યાં !... બે પગવાળાં*

*સંદેશા દૂરે દૂરથી આવે*
*વાણી વ્હાલ વિનાની લાગે,*
*ગતિ વિનાની અ-ગતિ જાણે !*
*ગુલાબ-વીંધ્યા કંટક વાગે;*
*વાણીવિહોણાં દ્વિજ આ કેવાં !*
*સમ-સંવેદન લહી રહ્યાં... બે પગવાળાં ૦*

*વાણીવાળાં વહી ગયાં ને*
*મૂગાં સ્વજનો અહીં રહ્યાં,*
*બે પગવાળાં ઊડી ગયાં ને*
*પાંખોવાળાં રહી ગયાં... બે પગવાળાં ૦*

**'અનામી'**

## સ્વતંત્રતાની દેવી

ન ધર્મ, નહીં જાતિ, દેશ, નહીં રંગભેદો નડે,
જગે મનુજ ત્રસ્ત દુઃખી નીરખી દ્રવે અંતરે,
વિશાલતમ સૃષ્ટિ પ્રેમ થકી સઘ આશ્લેષતી
ખડી નદનદીજળે અટલ દેવી કારુણ્યની.

ન ભેદ જરી પારખે કદીય પાકનાપાકનો,
ખુદાનું દઈ નામ, કામ કરતા કૂડાં દુષ્ટ કૈં,
બની અમીર દીનદુઃખી તણી હાય લઈને હણે;
તદા વિમળ દેવીનાં નયન અશ્રુથી ઊભરે.

ઉરે ઉદધિ આટલાન્ટિક ઉછાળતી દેવડી
સસ્નેહ નીરખે સદા ઉભય વર્લ્ડ-ટ્રેડ-સેંટરો,
હવે કપટી બિન લાદેનથી ભસ્મ તે થૈ ગયાં;
રડી અમૂલ અશ્રુ સારતી સ્વતંત્રતા દેવડી.

ન્યૂયોર્ક-જરસીની મધ્ય કરમાં ગ્રહી જ્યોતને
ઉજાળી રહી તે, ઉરે તિમિરથી છવાઈ, અરે !

**ચંદ્રકાન્ત દેસાઈ**

## કાનાને

કાના, તારો કાંકરી-ચાળો, જશોદાને કહી દઈશ,
રાધાને કરે છે ઇશારો, જશોદાને કહી દઈશ.

સાંજ-સવારે પનઘટે આવી, ગોપીઓને સતાવે,
ઓ કાનુડા, આ ખેલ તારો, જશોદાને કહી દઈશ.

જમનામાં સ્નાનસમયે, ચીર અમારાં હરી લઈ,
તીરછી નજરે અમને નિહાળો, જશોદાને કહી દઈશ.

ગોકુળની કુંજગલીમાં, તારો છે મીઠો ત્રાસ, કાનુડા,
રોજ અવરોધે મારગ મારો, જશોદાને કહી દઈશ.

મટકી ફોડી, મહીડાં ચોરી, બધી ગોવાલણીને તરસાવી,
અમને મુકાવ્યો જમનાકિનારો, જશોદાને કહી દઈશ.

**હીરાલાલ 'ચિરાગ'**

# વીતી અંધારી રાત ઊગ્યું નવલું પ્રભાત

૨૬મી જાન્યુઆરી, ૨૦૦૧ ગુજરાતે છેલ્લાં ૧૦૦ વર્ષની દેશની સૌથી વિનાશક આપત્તિનો અનુભવ કર્યો. જાનમાલનું પારાવાર નુકસાન થયું. ૨૧ જિલ્લાઓમાં સાડા સાત હજારથી વધુ ગામોને અસર થઈ. પણ જમીનદોસ્ત થયેલાં મકાનોના નીચે કચડાયેલી જિંદગીઓની વેદનાને કઈ રીતે માપી શકાય ?

બાર લાખ રહેઠાણોને અસર પહોંચી, જ્યાં નજર પડે ત્યાં કાટમાળ. ગુજરાત સરકારે ઝડપભેર આ આપત્તિને પહોંચી વળવાનું પડકારજનક કાર્ય ઉપાડી લીધું. લાખો રૂપિયાની દવા અને જીવનરક્ષક સામગ્રી અસરગ્રસ્ત વિસ્તારોમાં પહોંચાડવામાં આવી. હજારો કુટુંબોને હંગામી આવાસો પૂરાં પાડવામાં આવ્યાં. તાત્કાલિક ધોરણે આરોગ્ય સુવિધાઓ પૂરી પડાઈ, જેનો ખૂબ ભય હતો એવો કોઈપણ રોગચાળો ફેલાયો નહિ.

કરોડો રૂપિયાના ખર્ચે વિશ્વનો સૌથી મોટો આવાસ પુનર્નિર્માણ કાર્યક્રમ અમલમાં મૂકાયો. જેમાંથી ૨૦ ગાંધીનગર વસી જાય એટલાં ઘરો ફરી ઊભાં કરી દેવાયાં. શાળાઓ પડી ભાંગી હતી, પણ ગુજરાતની પ્રજાના ખમીરના સંસ્કાર અમર રહ્યા. તમામ શાળાઓ ૧૧મી જૂને તેના નિયત શૈક્ષણિક સત્ર અનુસાર ખૂલી. દોઢલાખથી વધુ લોકોને એક ખાસ પેકેજ હેઠળ ફરીથી રોજગાર તરફ વાળવામાં આવ્યા.

ભૂકંપ પછી રાહત અને પુનર્વસન ક્ષેત્રે ગુજરાતે જે કરી બતાવ્યું છે, તે આખી દુનિયા માટે નમૂનારૂપ બની રહેશે. આ બધુ આભારી છે સૌના સહિયારા પ્રયત્નોને અને ખાસ તો, ગુજરાતની પ્રજાના ખમીરને.

**ગુજરાત, ૨૬ જાન્યુઆરી, ૨૦૦૧**

કુદરતકોપી, ધરા ધ્રુજી હચમચી ઉઠ્યું જનજીવન હજારો મકાન તૂટ્યાં ને તૂટી અનેકની જીવાદોરી, ભર્યા ભાદર્યા લાખો કુટુંબો બન્યાં બેઘર કચ્છ તો આખુંય તારાજ થઈ ગયું.

**...પણ**

ન ભાગ્યું કચ્છી ખમીર, ન હણાયું લોકોનું હીર ગુજરાતના ૨૧ જિલ્લાના સાત હજાર છસો તેત્રીસ ગામ ભૂકંપના ભરડામાં આવ્યાં.

**...પણ**

કુદરતે જોર બતાવ્યું, તો ગુજરાતે જોમ. સરકારે બીડું ઝડપ્યું ને મળ્યો સ્વૈચ્છિક સંસ્થાઓનો સથવારો ને વળી પ્રજાનો સહકાર. જાણે સોનામાં સુગંધ ભળી, માનવતાનો મહેરામણ છલકાયો...

**...અને**

હાથ ધરાયો પુનર્વસન માટેનો પ્રચંડ પુરુષાર્થ, થઈ પ્રકૃતિ ઉપર પુરુષાર્થની જીત...

**૨૬મી જાન્યુઆરી, ૨૦૦૨**

આઠ લાખ ઘરો ફરી વસી ગયાં શાળાઓમાં બીજા સત્રની પરીક્ષાઓ પણ લેવાઈ ગઈ છે. ધંધા રોજગાર ધબકવા માંડ્યા. આરોગ્ય સેવાઓ કાર્યરત છે અને... હમણાં જ તો રંગબેરંગી પતંગ પણ માણ્યા. ૪૭૦ કરોડ રૂપિયાના ખર્ચે કચ્છનાં ચાર શહેરો ઊભાં કરાશે, નવું રૂપ, અદ્યતન સુવિધાઓ એવું કચ્છ કે જે કુદરત સામે વધુ તાકાતથી ઝઝૂમી શકે એવું કચ્છ કે જેને જોઈ દુનિયા ઈર્ષ્યા કરે. કચ્છમાં ઊભાં થશે નવા ઘરો ને નવી શાળાઓ, નવા રસ્તા ને નવા બંધ, નવી હાસ્પિટલો અને નવી હાથશાળો, ગુજરાતના અન્ય શહેરો - ગામોમાં પણ મોટા પ્રમાણમાં પુનર્નિર્માણ અને પુનર્વસન થશે આ માત્ર કલ્પના નથી, સરકારનું નક્કર આયોજન છે.

**...ને આમાંનું ઘણું તો થઈ ચૂક્યું છે**

કદાચ તમે આના સાક્ષી છો...ખરું ને ? પણ હા... તમે કદાચ ચિત્રનો એક નાનકડો ભાગ જ જોયો છે...આખું ચિત્ર નહીં.

**શું તમે જાણો છો ?**

- સત્તર લાખ ટ્રકો ભરીને કાટમાળ ખસેડાયો.
- નવ લાખથી વધુ કુટુંબોને રોકડ સહાય આપવામાં આવી.
- સાડા ત્રણ લાખ કુટુંબોને હંગામી આવાસ તથા પોણા ચાર લાખ કુટુંબોને ઘરવખરી સામાન આપવામાં આવ્યો.
- વર્ષ દરમિયાન રોજનાં ૨૦૦૦ થી પણ વધુ ઘરો ફરીથી વસ્યાં.
- ૧ કરોડથી વધુ સીમેન્ટની થેલીઓ રાહત દરે અપાઈ જેમાં કુલ પચાસ કરોડની સબસીડી ચુકવાઈ.
- નવુ તમામ બાંધકામ અનેક પ્રકારની કુદરતી હોનારત સામે ટકી શકે તે માટે તકનીકી સલાહ માટે દસ લાખ પત્રિકાઓ, હજારો પોસ્ટરો, હજારો માર્ગદર્શિકાઓની હારમાળા સર્જવામાં આવી.
- સરકારી સહાય ચેક દ્વારા જ ચુકવાય તે માટે છ લાખ સાઠ હજાર નવાં બેંક ખાતા ખોલવામાં આવ્યાં અને એક હજાર કરોડ રૂપિયા ચુકવાયા.

**આરોગ્ય ક્ષેત્રે...**

- જેનો સહુથી વધુ ડર હતો તે રોગચાળો ક્યાંય ન ફેલાયો.
- બધી જ આરોગ્ય સેવાો તાત્કાલિક ધોરણે ચાર હજાર ઉપરાંત હંગામી માળખામાં શરૂ થઈ ગઈ.
- કુલ સત્તર હજાર ઓપરેશન થયાં.
- બે હજાર પાંચસો તબીબો અને તેટલી જ સંખ્યામાં તેમના સહકાર્યકરોનો કાફલો ટૂંક સમયમાં જ ખડકવામાં આવ્યો.
- આઠ કરોડ રૂપિયાની દવાઓ અને સાધનો પૂરાં પડાયાં.
- રૂા. ૧૦૦ કરોડના ખર્ચે ભુજમાં અદ્યતન હૉસ્પિટલ પ્રધાનમંત્રીશ્રીના બંડોળમાંથી બંધાઈ રહી છે.

શિક્ષણ ક્ષેત્રે...

• યુનિસેફની સહાયથી ભૂકંપના થોડા જ દિવસમાં બાળકોને માનસિક આઘાતમાંથી ઉગારવા ૨૬૫ 'ક્લસ્ટર રીસોર્સ કમ ટ્રોમા રીલીફ કેન્દ્રો' ઊભાં કરાયા જેમાં ગમ્મત સાથે જ્ઞાન આપવામાં આવ્યું.

• શૈક્ષણિક સત્ર ૧૧મી જૂને સમયસર શરૂ કરાયું. યુનિસેફના ૭૮૩૦ તંબુઓ ઉપરાંત ૨૦૫૧ હંગામી માળખાં ઉભાં કરવામાં આવ્યાં.

• કુલ બેંતાલીસ હજારથી વધુ પ્રાથમિક શાળાઓના વર્ગખંડની મરામતની કામગીરી પૂર્ણતાને આરે અને લગભગ પંદરસોની કામગીરી પૂર્ણ, સાડા પાંચ હજાર બાંધકામ હેઠળ.

• પ્રાથમિક શાળાઓનું બાંધકામ / મરામત સમાજના સહયોગથી, ગ્રામીણ સમિતિઓ દ્વારા સંપન્ન.

• ૨૫૦થી વધુ માધ્યમિક / ઉચ્ચતર માધ્યમિક શાળાઓનાં મરામત / બાંધકામની કામગીરી પ્રગતિ હેઠળ.

• રૂપિયા ૫૧ કરોડના ખર્ચે ૧૩ ઉચ્ચ શિક્ષણની સંસ્થાો અને રૂા. ૧૦૧ કરોડના ખર્ચે ૩૨૨ ટેકનિકલ શિક્ષણની સંસ્થાઓનું પુનર્નિર્માણ / મરામત, રૂા. ૪૦ કરોડનાં ખર્ચે ભુજ ઈજનેરી કોલેજનું પુર્નનિર્માણ, સ્વાયત્ત સંસ્થાનો દરજ્જો.

**રોજગારી ક્ષેત્રે...**

• સરકારે ઉદ્યોગ અને સેવા, ખેતી, કુટિર ઉદ્યોગ, અગરીયા, હસ્તકલા કારીગરો એમ વિવિધ વર્ગો માટે સહાયનાં જુદાં જુદાં પેકેજ જાહેર કર્યા.

• લગભગ ૫૮,૦૦૦ ખેડૂતોને બીયારણ, ખાતર, જંતુનાશક દવાઓ વગેરેની કીટ્સ અપાઈ ને ૭૨,૦૦૦થી વધુ સિંચાઈ અને કૃષિ માળખાઓ આપવામાં આવ્યાં.

• આઠ હજારથી પણ વધુ કારીગરોને તથા ત્રણ હજારથી વધુ હસ્તકલા કારીગરોને સાધનોની કીટ્સ આપવામા આવી. આ ઉપરાંત અઢાર હજારથી વધુ હંગામી વર્કશેડ્સ માટે સહાય.

• સરકારે ફરતું ફંડ ઊભું કરી સંસ્થાઓ મારફતે ચાલુ મૂડી માટે સાત હજારથી વધુ લોકોને સહાય આપી.

સેવા ક્ષેત્રે સોળ હજારથી વધુ એકમોને રોકડ અને લોન સબસીડી, ઉદ્યોગમાં ૩૫૮ એકમોને તથા ૮૦૦૦થી વધુ ઉદ્યોગ સાહસિકોને સહાય.

**માળખાગત સુવિધાઓને ક્ષેત્રે...**

• લગભગ પંદરસો ગામોમાં અને ૧૮ નગરોમાં ટેન્કરો/પાઈપ દ્વારા તાત્કાલિક પાણી પૂરું પાડવામાં આવ્યું.

• આટલા મોટા નુકશાન છતાંય અસરગ્રસ્ત વિસ્તારોમાં કલાકોમાં જ વીજળી પુરવઠો શરૂ થઈ ગયો.

કચ્છના ત્રણ પીવાના પાણીના બંધ અને કચ્છ-સૌરાષ્ટ્રના અન્ય ૨૪૫ બંધનું તાત્કાલિક ધોરણે સમારકામ.

ઘણું થયું છે,
ઘણું કરવાનું બાકી પણ છે
પ્યાલો અર્ધો ખાલી છે
કે અર્ધો ભરેલો
છે એનો આપની દૃષ્ટિ પર આધાર
પણ એટલું તો ચોક્કસ છે
આયોજન નક્કર છે,
વિશ્વાસ અટલ છે
જુસ્સો જોરદાર છે. ને સહુનો સાથ છે
આપણું ગુજરાત આગવું ગુજરાત
છે અને રહેશે.

• જી.ઈ.બી.નાં ૪૫ સબ-સ્ટેશન નવાં બંધાશે અને ત્રણ હજાર કી.મી.થી વધુ લાઈનો મજબૂત કરાશે.

• રૂા. ૩૩૦ કરોડના ખર્ચે ૯૦૦ કી.મી. હાઈ-વે, ૫૭ મોટા બ્રીજ, ૧૧૫ નાના બ્રીજ અને ૧૮૬ ગરનાળાંને મજબૂત કરાશે.

**સમાજકલ્યાણ ક્ષેત્રે...**

• લગભગ ૪૦૦ અનાથ બાળકો માટે બાળક દીઠ રૂા. ૨ લાખની ફીક્સ્ડ ડીપોઝીટ મુકવામાં આવી અને માસિક રૂા. ૫૦૦ની રોકડ સહાય એનાં પાલક માતા-પિતા માટે.

• અનાથો, વિધવાો અને વૃદ્ધો માટે રૂા. ૧૫ કરોડનું વિશિષ્ટ ભંડોળ ઊભું કરાયું.

• લગભગ એક હજાર જરૂરિયાતમંદ વિધવાઓ અને ૨૪૫ નિરાધાર વૃદ્ધોને પેન્શન મંજૂર કરાયું.

• પાંચ નગરોમાં બાળકોને મદદ માટે ખાસ હેલ્પલાઈન ઉભી કરાઈ જેથી જરૂરિયાતમંદ બાળકોને શોધી સહાય પહોંચાડી શકાય.

• અનાથો માટે ત્રણ બાલ કુટીર અને ત્રણ બાલિકા કુટીર બંધાશે તથા ત્રણ વાનપ્રસ્થાશ્રમો બંધાશે જેમાંથી એકનો પ્રારંભ

• અપંગોના શિક્ષણ, તાલિમ તતા પુનર્વસન માટે ૬ સંસ્થાઓ સ્થપાશે.

# આપણું ગુજરાત
# આગવું ગુજરાત

## ગીત

મારી છાતીમાં સહરાની તરસ્યું આળોટે
તારી આંખોમાં ઘૂઘવતા દરિયા...

ઝાકળભીનાં મારાં સપનાં પરોઢે
ઓરતા ઓઢીને જાય પોઢી,
રાતભર સંકોરું શ્રદ્ધાની વાટને
ઝંખનાના જામ દઉં ઢોળી,
શ્વાસોમાં ખેંચાતો આવે નિસાસો,
ઝીણાં આવી જાય ઝળઝળિયાં :
મારી છાતીમાં સહરાની તરસ્યું આળોટે,
તારી આંખોમાં ઘૂઘવતા દરિયા...

ફોરમનેય કોક વાર સાંભરે ફૂલો
ને પંખીને યાદ આવે માળા,
લોહીમાં ઘૂંટાતી જાય છે એકલતા,
મારે ઉરમાં સંબંધો ઉછાળા,
લાગણી, ઈચ્છા ને ઘટનાઓ ઘૂમરાતી,
પૂર આવે મારામાં ભમ્મરિયાં :

ફિલિપ કલાર્ક

## ગઝલ

ચીસ થઈ પડઘાય એવું બોલ ના,
કોઈને દુખ થાય એવું બોલ ના.

પોતપોતાની સમજ રાખે છે સૌ,
આંગળી ચીંધાય એવું બોલ ના.

તું ભલે સાચો છે તારા પૂરતો,
કોઈ ઉશ્કેરાય એવું બોલ ના.

નાસમજ લાગે છે જો દુનિયા તને,
કોઈને સમજાય એવું બોલ ના.

લાગણી છલકાય, મન નાચી ઊઠે,
તન ફક્ત ભીંજાય એવું બોલ ના.

માંહ્યલો ઢંઢોળવા જાતા ફરી,
આંખે ખટકો થાય એવું બોલ ના.

વાક્ચાતુરી નિયંત્રણમાં રહે,
પાપ જે કહેવાય એવું બોલ ના.

માન્યતા સૌ ધર્મની એવી જ છે,
કોઈ દિલ દુભાય એવું બોલ ના.

બોલવું 'નાશાદ', આવશ્યક છે, પણ
ના કદી બોલાય એવું બોલ ના.

ગુલામ અબ્બાસ નાશાદ

**શિક્ષણ ક્ષેત્રે...**

• યુનિસેફની સહાયથી ભૂકંપના થોડા જ દિવસમાં બાળકોને માનસિક આઘાતમાંથી ઉગારવા ૨૬૫ 'ક્લસ્ટર રીસોર્સ કમ ટ્રોમા રીલીફ કેન્દ્રો' ઊભાં કરાયા જેમાં ગમ્મત સાથે જ્ઞાન આપવામાં આવ્યું.

• શૈક્ષણિક સત્ર ૧૧મી જૂને સમયસર શરૂ કરાયું. યુનિસેફના ૭૮૩૦ તંબુઓ ઉપરાંત ૨૦૫૧ હંગામી માળખાં ઉભાં કરવામાં આવ્યાં.

• કુલ બેંતાલીસ હજારથી વધુ પ્રાથમિક શાળાઓના વર્ગખંડની મરામતની કામગીરી પૂર્ણતાને આરે અને લગભગ પંદરસોની કામગીરી પૂર્ણ, સાડા પાંચ હજાર બાંધકામ હેઠળ.

• પ્રાથમિક શાળાઓનું બાંધકામ / મરામત સમાજના સહયોગથી, ગ્રામીણ સમિતિઓ દ્વારા સંપન્ન.

• ૨૫૦થી વધુ માધ્યમિક / ઉચ્ચતર માધ્યમિક શાળાઓનાં મરામત / બાંધકામની કામગીરી પ્રગતિ હેઠળ.

• રૂપિયા ૫૧ કરોડના ખર્ચે ૧૩ ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ અને રૂા. ૧૦૧ કરોડના ખર્ચે ૩૨૨ ટેકનિકલ શિક્ષણની સંસ્થાઓનું પુનર્મિાણ / મરામત, રૂા. ૪૦ કરોડનાં ખર્ચે ભુજ ઈજનેરી કોલેજનું પુર્નનિર્માણ, સ્વાયત્ત સંસ્થાનો દરજ્જો.

**રોજગારી ક્ષેત્રે...**

• સરકારે ઉદ્યોગ અને સેવા, ખેતી, કુટિર ઉદ્યોગ, અગરીયા, હસ્તકલા કારીગરો એમ વિવિધ વર્ગો માટે સહાયનાં જુદાં જુદાં પેકેજ જાહેર કર્યા.

• લગભગ ૫૮,૦૦૦ ખેડૂતોને બીયારણ, ખાતર, જંતુનાશક દવાઓ વગેરેની કીટ્સ અપાઈ ને ૭૨,૦૦૦થી વધુ સિચાઈ અને કૃષિ માળખાઓ આપવામાં આવ્યાં.

• આઠ હજારથી પણ વધુ કારીગરોને તથા ત્રણ હજારથી વધુ હસ્તકલા કારીગરોને સાધનોની કીટ્સ આપવામા આવી. આ ઉપરાંત અઢાર હજારથી વધુ હંગામી વર્કશેડ્સ માટે સહાય.

• સરકારે ફરતું ફંડ ઊભું કરી સંસ્થાઓ મારફતે ચાલુ મૂડી માટે સાત હજારથી વધુ લોકોને સહાય આપી.

સેવા ક્ષેત્રે સોળ હજારથી વધુ એકમોને રોકડ અને લોન સબસીડી, ઉદ્યોગમાં ૩૫૮ એકમોને તથા ૮૦૦૦થી વધુ ઉદ્યોગ સાહસિકોને સહાય.

**માળખાગત સુવિધાઓને ક્ષેત્રે...**

• લગભગ પંદરસો ગામોમાં અને ૧૮ નગરોમાં ટેન્કરો/પાઈપ દ્વારા તાત્કાલિક પાણી પૂરું પાડવામાં આવ્યું.

• આટલા મોટા નુકશાન છતાંય અસરગ્રસ્ત વિસ્તારોમાં કલાકોમાં જ વીજળી પુરવઠો શરૂ થઈ ગયો.

કચ્છના ત્રણ પીવાના પાણીના બંધ અને કચ્છ-સૌરાષ્ટ્રના અન્ય ૨૪૫ બંધનું તાત્કાલિક ધોરણે સમારકામ.




• જી.ઈ.બી.નાં ૪૫ સબ-સ્ટેશન નવાં બંધાશે અને ત્રણ હજાર કી.મી.થી વધુ લાઈનો મજબૂત કરાશે.

• રૂા. ૩૩૦ કરોડના ખર્ચે ૯૦૦ કી.મી. હાઈ-વે, ૫૭ મોટા બ્રીજ, ૧૧૫ નાના બ્રીજ અને ૧૮૬ ગરનાળાંને મજબૂત કરાશે.

**સમાજકલ્યાણ ક્ષેત્રે...**

• લગભગ ૪૦૦ અનાથ બાળકો માટે બાળક દીઠ રૂા. ૨ લાખની ફીક્સ્ડ ડીપોઝીટ મુકવામાં આવી અને માસિક રૂા. ૫૦૦ની રોકડ સહાય એનાં પાલક માતા-પિતા માટે.

• અનાથો, વિધવાો અને વૃદ્ધો માટે રૂા. ૧૫ કરોડનું વિશિષ્ટ ભંડોળ ઊભું કરાયું.

• લગભગ એક હજાર જરૂરિયાતમંદ વિધવાઓ અને ૨૪૫ નિરાધાર વૃદ્ધોને પેન્શન મંજૂર કરાયું.

• પાંચ નગરોમાં બાળકોને મદદ માટે ખાસ હેલ્પલાઈન ઉભી કરાઈ જેથી જરૂરિયાતમંદ બાળકોને શોધી સહાય પહોંચાડી શકાય.

• અનાથો માટે ત્રણ બાલ કુટીર અને ત્રણ બાલિકા કુટીર બંધાશે તથા ત્રણ વાનપ્રસ્થાશ્રમો બંધાશે જેમાંથી એકનો પ્રારંભ

• અપંગોના શિક્ષણ, તાલિમ તતા પુનર્વસન માટે ૬ સંસ્થાઓ સ્થપાશે.

# આપણું ગુજરાત
# આગવું ગુજરાત

# વિદ્યા

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

માર્ચ : ૨૦૦૨

વર્ષ બારમું : અંક આઠમો

તંત્રી

રમણલાલ જોશી

૧૪૦



Uddesh (A literary, cultural monthly) February 2002 ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No. 188 R. No. GUJ-156/2001

શરીરને કંકણની ઉપમાં આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે
તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ-નભી શકે.

- મહાત્મા ગાંધી (ગંગાબેનને પત્રોમાંથી-૩૧)



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ બારમું : અંક આઠમો

માર્ચ : ૨૦૦૨

તંત્રી

રમણલાલ જોશી

૧૪૦



# ઉદ્દેશ

વર્ષ : બારમું　　અંક : આઠમો　　સળંગ અંક : ૧૪૦

## અનુક્રમ : માર્ચ ૨૦૦૨




પ્રકાશક . રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦, ૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩


### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા ૧૫૦, વિદેશમા (ઍરમેલ) રૂા ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય . રૂા ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલુ જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામા અપાય છે
- છૂટક નકલ રૂા ૨૫, પોસ્ટેજ સાથે
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન . ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા બહારગામના ચેકો સ્વીકારાશે નહિ
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મેગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કાલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

માર્ચ ૨૦૦૨

*सर्वभाषा सरस्वती*



## અત્યારની હિંસાખોરીનો કાયમી ઉકેલ શો ?

હમણાં ગુજરાતમાં વ્યાપક હિંસાખોરી મચી રહેલી આપણે જોઈ. આપણે જાણીએ છીએ કે સ્વાતંત્ર્ય પછી ઘણાં કોમી રમખાણો થયાં છે. કદાચ એને માટે અંગ્રેજ અમલ કારણભૂત છે. અંગ્રેજોએ આઝાદી આપી - કહો કે આપવી પડી. પરંતુ તે સમયથી કોમી વિખવાદનું બીજ રોપાયું. ભવ્ય ભારતના હિંદુસ્તાન અને પાકિસ્તાન એ બે ભાગલા પડ્યા. કાળે કરીને એમાંથી હિન્દુવાદ પ્રગટ્યો અને બન્ને કોમો વચ્ચેનું વૈમનસ્ય વધ્યું.

ભારતમાં અનેક કોમો વસે છે. હિન્દુ, મુસ્લિમ, શીખ, ઈસાઈ સર્વને ભાઈ-ભાઈ ગણવાની વાત થાય છે, પણ એ વસ્તુ માત્ર બોલવામાં જ રહે છે. ગાંધીજીનું નામ પણ આપણે રટીએ છીએ. એમ કહેવાય કે વટાવીએ છીએ. પણ આપણે તો એના એ જ રહીએ છીએ. ઊંડાણથી જોતાં આ વસ્તુનો સંબંધ ધર્મ સાથે છે. ભારતીય સંસ્કૃતિમાં ધર્મની વાત જ્યાં ને ત્યાં થતી જોવા મળે છે. ધર્મનું જીવાતુભૂત તત્ત્વ પ્રેમ છે. પણ કાળે કરીને આપણે તત્ત્વમાંથી ખસી ગયા. અને ઔપચારિકતાના માહોલમાં આવી ગયા. હમણાં ડૉ. પ્રવીણ દરજી સાથે એક નાનકડો પ્રવાસ થયો. ત્યારે વસ્તીવધારાની વાત નીકળી. રસ્તામાં આવતાં અનેક મંદિરો જોઈ મેં કહ્યું, કે વસ્તીવધારા વિશે બહુ લખાય છે. પણ મંદિરવધારાનો સર્વે કરવા જેવો છે.

આ પૃથ્વી એ પ્રભુના પ્રેમનો વિસ્તાર છે. પરમાત્મા જડ-ચેતન સર્વમાં વ્યાપ્ત છે. એક વાર શ્રી સુન્દરમ્‌ના દેખતાં મેં કોઈ વસ્તુ સહેજ તોછડાઈથી આઘી મૂકી. મને તેમણે કહ્યું કે એ જડ ગણાતી વસ્તુમાં પણ વિભુનો વાસ છે. આ પ્રસંગ મને યાદ રહી ગયો છે. જો દરેક મનુષ્યમાં આપણે પ્રભુને જોવા માંડીએ તો હત્યા કે ખૂનામરકીનો સવાલ જ ઊભો ન થાય. આપણા મનની ભ્રામક સ્થિતિને કારણે સર્વવ્યાપ્ત પ્રભુને આપણે જોઈ શકતા નથી. અને કોમવાદ આદિ દૂષણોનો આપણે ભોગ બનીએ છીએ. મને લાગે છે કે હિંસાખોરી કૃતક દૃષ્ટિમાંથી જન્મે છે. પ્રભુની લીલાને ન સમજતો મનુષ્ય આ પ્રકારનું વર્તન કરે છે. મુખ્ય બાબત મનને કેળવવાની છે. સમગ્ર જીવનની સાધના પણ એ જ છે. એ સાધનામાં પ્રજ્ઞ સ્થિર બને એ માટે વ્યવસ્થિત ઉપાયો યોજવા જોઈએ. છેવટને તબક્કે તો આ બાબત પ્રજાકીય કેળવણીની છે. જુદાં જુદાં મંડળો અને સંસ્થાઓ સ્થપાય છે, પરિસંવાદો યોજાય છે, શિક્ષણસુધારણાની વાતો કરતાં આપણે થાકતા નથી. પરંતુ જ્યાં સુધી આ પાયાની વાત ઉપર આપણે એકાગ્ર નહિ બનીએ ત્યાં સુધી હિંસા કે અમાનુષી વર્તન પ્રજામાંથી દૂર નહિ થાય. તાજેતરની હિંસાખોરીનો એ જ બોધપાઠ છે. પ્રભુ આપણને શક્તિ અર્પે એ પ્રાર્થના.

**- રમણલાલ જોશી**

તંત્રી

## ગુજરાત સાહિત્ય અકાદમીનો ગૌરવ પુરસ્કાર

ગુજરાત સાહિત્ય અકાદમીની પ્રેસનોટ જણાવે છે કે ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર દ્વારા પ્રતિવર્ષ મૂર્ધન્ય સાહિત્યકારને ગુજરાતી ભાષા-સાહિત્યના ઉત્કર્ષ અને વિકાસમાં પોતાનાં સર્જન, વિવેચન કે સંશોધન દ્વારા સુદીર્ઘ સાહિત્યસેવાઓ અને તેમના નોંધપાત્ર સાહિત્યિક પ્રદાન બદલ સાહિત્યિક ગૌરવ પુરસ્કાર અર્પણ કરવામાં આવે છે.

આ વર્ષે સુપ્રસિદ્ધ વિવેચક ડૉ. રમણલાલ જોશી, અને જાણીતા વાર્તાકાર, નવલકથાકાર, વિવેચક શ્રી રઘુવીર ચૌધરીને આ સાહિત્યપુરસ્કાર અર્પણ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

તા. ૨૧-૩-૨૦૦૨ ને ગુરુવારના રોજ સાંજે ૬ કલાકે ભાઈકાકા ભવન, લૉ ગાર્ડન, અમદાવાદમાં જાહેર કાર્યક્રમ યોજીને બંને સાહિત્યકારોને પ્રત્યેક ને રૂા. ૨૫૦૦૦/-નો પુરસ્કાર, શાલ અને સન્માનપત્રથી અકાદમીના પ્રમુખ ડૉ. ભોળાભાઈ પટેલના વરદ હસ્તે સન્માનવામાં આવશે.

આ વર્ષે ગિજુભાઈ બધેકા સુવર્ણચંદ્રક શ્રી જીવરામ જોશીને અને શ્રી ક. મા. મુનશી સુવર્ણચંદ્રક શ્રી ધીરેન્દ્ર મહેતાને અર્પણ કરવામાં આવશે.

## 'શક્તિ' - રાષ્ટ્રીય પરિસંવાદ

માનવ સંસાધન મંત્રાલય, નવી દિલ્હી અને અંગ્રેજી વિભાગ, ગુજરાત યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે 'શક્તિ : ભારતીય સ્ત્રીની દેવી / દાસીથી વ્યક્તિ / શક્તિ સુધીની યાત્રા' એ વિષયક તારીખ ૨૩ અને ૨૪ ડિસેમ્બર ૨૦૦૧ના રોજ અમદાવાદ ખાતે રાષ્ટ્રીય પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું.

## ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી વિનંતી

ગુજરાતી સાહિત્ય પરિષદના એક મંત્રી શ્રી રવીન્દ્ર પારેખ સાહિત્ય પરિષદની પ્રવૃત્તિઓમાં સહભાગી થઈ શકાય તે માટે પરિષદના આજીવન સભ્ય થવા માટે સાહિત્યરસિકોને અને સંસ્થાઓને અનુરોધ કરે છે.

## 'સજની'નો લોકાર્પણ સમારંભ

શ્રી દિનેશ દેસાઈના પુસ્તક 'સજની'નો લોકાર્પણ સમારંભ તા. ૧૬ ફેબ્રુઆરી ૨૦૦૨ના રોજ નવભારત સાહિત્ય મંદિર દ્વારા અમદાવાદ મિલમાલિક મંડળના આત્મા હૉલમાં યોજાયો હતો. પુસ્તકનું વિમોચન મજૂર મહાજન સંઘના કાર્યકારી પ્રમુખ શ્રી અમથાભાઈ દેસાઈએ કર્યું હતું. મુખ્ય મહેમાન તરીકે પ્રો. પ્રિયકાન્ત પરીખે વક્તવ્ય આપ્યું હતું. અધ્યક્ષસ્થાને શ્રી રમણલાલ જોશી હતા. પુસ્તકના લેખક શ્રી દિનેશ દેસાઈએ પ્રસંગોચિત વક્તવ્ય કર્યું હતું. કાર્યક્રમનું સંચાલન શ્રી મોરલી પટેલે કર્યું હતું. કાર્યક્રમ સારો થયો.

## 'ઉત્તરાધ્યયન સૂત્ર : એક પરિશીલન'નો વિમોચન સમારંભ

ડૉ. સુદર્શન જૈન દ્વારા હિન્દીમાં લખાયેલા 'ઉત્તરાધ્યયન સૂત્ર : એક પરિશીલન'નાં પ્રા. અરુણ જોશી દ્વારા થયેલ અનુવાદના પુસ્તકનો વિમોચન વિધિ તા. ૧૯-૨-૨૦૦૨ના રોજ પ્રિ. કુટ્ટીના હસ્તે સંપન્ન થયો હતો.

## ડૉ. જયન્ત પાઠક કવિતા પુરસ્કાર

શ્રી જયન્ત પાઠક કવિતા પુરસ્કાર બે વર્ષના સમયગાળામાં પ્રગટ થયેલા ઉત્તમ કાવ્યસંગ્રહને આપવાનો છે. અમે કવિઓ, પ્રકાશકો અને કાવ્યરસિકોને વિનંતી કરીએ છીએ કે ૨૦૦૦ અને ૨૦૦૧માં પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોની બે નકલો નીચેના સરનામે સત્વરે મોકલી આપશો, જેથી નિર્ણય કરવા માટે અનુકૂળતા રહે.

સરનામું : મંત્રી, શ્રી જયન્ત પાઠક પુરસ્કાર સમિતિ
એમ.ટી.બી. આર્ટ્સ કૉલેજ,
અઠવા લાઇન્સ, સૂરત-૩૯૫૦૦૧.

## મહેન્દ્ર દેસાઈનું દુઃખદ અવસાન

ગાંધીવાદી વિચારક અને ગાંધી આશ્રમના અધ્યાપક વાલજી ગોવિન્દજી દેસાઈના પુત્ર શ્રી મહેન્દ્ર દેસાઈનું તા. ૧૦ ફેબ્રુઆરી ૨૦૦૨ના રોજ પુણે ખાતે એમનાં સુપુત્રી ડૉ. ઉષા સુન્દર રાજન્‌ને ત્યાં દુઃખદ અવસાન થયું છે. તેમનાં પત્ની સ્વ. વનમાળાબહેન પણ ગાંધીવાદી નરહરિભાઈ પરીખનાં પુત્રી હતાં. સ્વ. વનમાળાબહેને નરહરિભાઈ, મહાદેવભાઈનાં ચરિત્રો લખેલાં અને 'ગાંધીના આશ્રમો', 'બાળઉછેરની બાળપોથી', 'શાંતિનિકેતન' વગેરે પુસ્તકો પણ આપ્યાં હતાં. ઉષાબહેન આદિ કુટુંબીજનોને મહેન્દ્રભાઈના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ શક્તિ અર્પે અને તેમના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

# સૂરદાસની કવિતાકલા

ભાનુપ્રસાદ પંડ્યા

આપણા પ્રાચીન-મધ્યકાલીન કવિઓની ઉત્તમ રચનાઓ માટે સ્વ. બ. ક. ઠાકોરે 'ત્રીજા લોચનની પ્રસાદી' સંજ્ઞા યોજીને તેને નવાજી છે. આ ત્રીજું લોચન તે સર્જનાત્મક પ્રતિભાનું. અભિનવગુપ્ત તેને 'અપૂર્વવસ્તુનિર્માણક્ષમા' શક્તિ કહે છે. એવી કૃતિઓ ભાવપરિવેશ અને કવિકર્મ ઉભયનો સમુચિત સમન્વય સિદ્ધ કરતી હોય છે. કોઈ પણ યુગ, રાષ્ટ્ર કે ભાષાનો કવિ એવું, સૌન્દર્યકલાનું અદ્વૈત દાખવતો લાગે છે. હિન્દી વિવેચના એને 'ભાવપક્ષ અને કલાપક્ષની વિરલ એકતા' રૂપે જુએ છે. ભાવસંવેદનની આસ્વાદ્યતા અને કવિકર્મનું કૌશલ એમાં બહુધા અનાયાસ પ્રગટી આવતું પ્રતીત થાય છે. ત્યાં વર્ણ, પદ, પદાન્વય અને પંક્તિની લયબદ્ધતાથી માંડીને સમગ્ર રચનાના નિબન્ધનમાં સહજ રમણીયતા અનુભવાય છે. કાવ્યોપકરણોના કોઈ પણ ધોરણે - કક્ષાએ એ રચનાઓ સહૃદયને સંતર્પક નીવડે છે.

આપણે ત્યાં સ્વ. કનૈયાલાલ મુનશીએ મધ્યકાલીન ભક્તિકવિતાસાહિત્યમાં કલાકારને જોવાનો પ્રયાસ કર્યો છે. તેઓ સ્વામિનારાયણ સંપ્રદાયના કેટલાક કવિઓ અને દયારામની રચનાઓમાં ઉત્તમ કોટિનું કવિકર્મ જુએ છે, આથી એ સૌને કલાકાર તરીકે નવાજે છે. આ એક આધુનિક ગણી શકાય એવો દૃષ્ટિકોણ આજે આપણને લાગે છે. એમની વાત સાચી છે. કાવ્યવિષય ગમે તે હોય, પણ કવિકર્મ કે કાવ્યનિર્માણકલા જ્યારે કૌશલપૂર્વક યોજાય ત્યારે તેને કલાકારની સર્જકતારૂપે નવાજવી ઉચિત ગણાય. આજે જ્યારે આપણે માલાર્મે, પૉલ વાલેરી કે પ્રતીકવાદી કવિઓના પ્રભાવ હેઠળ લખાતી ગુજરાતી કવિતામાં કવિકર્મનું વિશિષ્ટ ગૌરવ કરીએ છીએ, ત્યારે મધ્યકાલીન કવિતાને આ દૃષ્ટિએ, એની ક્ષમતા પ્રમાણે, પણ જોવાનો અભિગમ આપણને અવશ્ય ગમે. કેવળ કવિતા (pure poetry)ની સંકલ્પના નિરાળી છે, પણ એ કવિઓને કાવ્યત્વના માપદંડોથી મૂલવવાથી ચારુતાનાં નૂતન પરિમાણો એમાંથી પ્રાપ્ત થવાનો સંભવ છે. સૂર, તુલસી, નરસિંહ, મીરાં આદિ ભક્તજનો હતાં, એ પ્રથમ સ્વીકારવું ઘટે, પણ એમની રચનાઓમાં જો અનાયાસ રમણીય રૂપસૃષ્ટિ ઊઘડી આવતી હોય તો અવશ્ય એનાથી દંગ થઈ જવાય છે.

આ સંદર્ભમાં સૂરદાસજીની કવિતામાં ભક્તિ અને કવિત્વશક્તિ બેયનો અત્યંત મનોહર સુમેળ સધાયેલો છે. કૃષ્ણની રૂપમાધુરીનું ગાન કરતાં કવિ જાણે ક્યારેય તુષ્ટ થયા નથી !! - 'ભ્રમરગીત' માં જેમણે ઉદ્ધવગોપી-સંવાદ દ્વારા જ્ઞાન અને પ્રેમલક્ષણા ભક્તિને સામસામે મૂકીને ભક્તિનો વિજય સ્થાપતાં રોમહર્ષ અનુભવ્યો છે. ભક્ત કવિ સૂરદાસની કવિતા બહુધા ભાગવતનાં ભાવપરિવેશનું પદકવિતામાં થયેલું પુનર્નિર્માણ છે ! એમનાં વિનયનાં પદ જુઓ કે પછી યશોદાવિલાપ , ગોપીવિરહ કે ભ્રમરગીત લો; ભાવસંવેદનની ઉત્કટ અભિવ્યક્તિથી એ હૃદયસ્પર્શી બન્યાં છે. આ ઉત્કટતા શાથી સધાય છે એનું વિશ્લેષણ કરતાં એમાંના ઉચ્ચકોટિના કવિકર્મનો સદ્ય પરિચય થાય છે.

સૂરદાસનાં પદોમાં સંવેદનને તિર્યક્ છટા અર્પતી અલંકારની ચારુતા છે. એમાં રૂઢ અલંકારપ્રયોગ તો છે, પણ કોઈ વાર કલ્પનાબળે સર્જાતા નાવીન્યથી એમાં વેધક ભાવપ્રકર્ષ સધાય છે. એમના અલંકારો આગંતુક નથી, પણ બહુધા કવિસંવેદનનો જ એક અંશ બની રહે છે. એક પદમાં બાંકે બિહારી શ્યામ તરફ ધસતા ગોપીવૃન્દનું આલેખન છે. કૃષ્ણ તરફ મંડાયેલી એ સૌની દૃષ્ટિ, એમનાં ચિત્ત આદિનું વર્ણન કરતાં કવિએ જે સરૂપક ઉત્પ્રેક્ષાનો પ્રયોગ કર્યો છે, એમાંનું કલ્પનાલાવણ્ય કવિની સર્જકતાનો ઉન્મેષ બની રહે છે :

*ચિતવન રોકેહૂ ન રહી,*
*શ્યામ સુન્દર સિન્ધુ સન્મુખ સરિત ઉમંગી બહી.*

શ્યામસુન્દરરૂપી સમુદ્ર પ્રતિ જાણે કે ગોપીઓરૂપી સરિતાઓ ધસી રહી છે – એવું રૂપક રૂઢરુચિ ભાવકને સદ્ય ગમશે, પણ શ્યામવર્ણ કૃષ્ણ – શ્યામ જલથી ઊછળતો સિન્ધુ અને ગૌરવર્ણી ગોપીઓ જેવી શ્વેતસલિલા સરિતાઓના રંગને ચાક્ષુષ કરી રહેતો સહૃદય તેમાં અવશ્ય ઇન્દ્રિય-ગોચર કલ્પનનો પણ આસ્વાદ કરી શકશે. 'રોકેહૂ ન રહી' ની વિવશતા પણ અજસ્ર સરિતાપ્રવાહમાં વ્યંગ્ય બને છે. ત્યાં આકર્ષણનું પણ સૂચન છે. સરિતાઓ માટે સાગર અંતિમ ગંતવ્યસ્થાન છે, તેમ જીવાત્મારૂપ ગોપીઓ માટે પણ શ્યામ પ્રભુ અંતિમ મિલનનો આધાર છે, સાયુજ્યભક્તિનો ત્યાં અનુભવ શક્ય છે. પંક્તિમાં પ્રયોજાયેલી લલિત કોમલ શ્રુતિઓનું સૌન્દર્ય એને નાદ-માધુર્ય બક્ષે છે, તો સ, દ, ર, ધ – નો વર્ણવિન્યાસ-લય સૌન્દર્ય સિદ્ધ કરી આપે છે. એમાં સંગીતમયતા પણ છે.

સૂરદાસજીના અલંકારોની બીજી એક વિશેષતા એ છે કે એ કેવળ અલંકાર ન રહેતાં કેટલીક વાર દશ્ય, શ્રાવ્ય, સ્પર્શ્ય જેવાં કલ્પનો બની જતાં હોય એવું લાગે છે. સામાન્યતઃ રૂઢ અલંકારપ્રયોગમાં દશ્યગુણ, નાદમાધુર્ય અને અર્થચમત્કૃતિ હોય છે. એનું બળ મુખ્યત્વે વક્રોક્તિ, અતિશયોક્તિ કે અર્થાન્તરન્યાસમાં પ્રગટે છે, પણ અલંકાર જ્યારે સમર્થ કવિની સર્જક કલ્પનાનો આવિષ્કાર હોય ત્યારે ઇંદ્રિયગોચર સૌંદર્ય તેમાં નવું પરિમાણ દાખલ કરે છે. સ્વ. ડોલરરાય માંકડે અલંકારની વ્યંગ્યતા નિમિત્તે પ્રગટતી આવી સર્જક કલ્પનાનો ઉચિત મહિમા કર્યો છે. સૂરદાસજી જ્યારે પ્રકૃતિ-વર્ણનની રચનાઓમાં વસંતની શોભાનું આલેખન કરે છે, ત્યારે એક પદમાં ખીલેલાં દ્રુમો વચ્ચે લાલભડક કેસરિયા પલાશનું ઇંદ્રિયગ્રાહ્ય ચિત્ર અંકિત કરે છે. એ ત્યાં માત્ર ઉત્પ્રેક્ષાનું વિસ્મયચિત્ર બનવાને બદલે એક મનોહર દશ્યકલ્પના રૂપે આપણા ચાક્ષુષ અનુભવને સદ્ય જાગ્રત કરી રહે છે.

*દ્રુમગણમધ્યપલાસમંજરી મુદિત અગ્નિકી નાઈ.*

બધાં વૃક્ષોની મધ્યમાં ખીલેલી પલાશમંજરીઓ તો જાણે ભડકેલી આગ જોઈ લ્યો ! આ કાવ્યપંક્તિ સદ્ય આપણી દર્શનેન્દ્રિયના અધ્યાસ (association)ને જાગ્રત કરી દે છે. વસંતના આછા ઉષ્માભર્યા આતપના અનુભવ સાથે પણ એ સંયોજાય છે અને આપણે કેસૂડાનાં ફૂલોને સળગતા અગ્નિપુંજ રૂપે જોવા લાગીએ છીએ. જોકે સર્વત્ર એમનો અલંકાર કલ્પન બને છે, એમ કહેવાનો આશય નથી, પણ એમાંનો ચિત્રગુણ આપણને પાત્ર, પરિસ્થિતિ કે પદાર્થને મૂર્તરૂપે જોવાની ભૂમિકા રચી આપે છે. કવિના પદ 'જસોદા હરિપાલનૈં ઝુલાવે' માં પારણામાં સૂતેલા બાલમુકુન્દની આંખ ઘડીક મીંચી જવાની અને ઘડીક હોઠ ફરકાવવાની ચેષ્ટાનું શબ્દચિત્ર અત્યંત બારીકાઈથી દોરાયું છે.

*કબહૂ પલક હરિ મુંદિ લેત હૈ,*
*કબહૂ અધર ફરકાવૈ.*

– અહીં સ્વભાવોક્તિનું ચિત્ર બાલચેષ્ટા દ્વારા અંકિત થાય છે, પણ કવિએ આ ક્યાં ચક્ષુઓથી નિહાળ્યું હશે ? સૂરદાસજી તો પાત્રનાં સજીવ નયનોનું, પ્રેમથી પુલકિત શરીરનું અને ચમકતાનાં લલાટનું પણ ઝીણું આલેખન કરે છે ! અરે, પ્રકૃતિવર્ણનમાં આષાઢી શ્યામ મેઘઘટા વચ્ચે શ્વેત બગલાંની હારનો વિરોધ પણ એમની નજરે ચઢી જાય છે :

*ગગન ઉઠી ઘટા કારી, તામેં બગપંક્તિ ન્યારી ન્યારી .*

આ બધું એમણે નજરોનજર જોયું હશે ? સૂરદાસજીના જીવનચરિત્રને લખનારા નોંધે છે કે તેઓ ખરેખર જન્માંધ નહિ હોય, પછીથી અમુક વર્ષે તેમણે લોચન ગુમાવ્યાં હશે. એક દંતકથા પ્રમાણે તો સૂરદાસે પોતે જ પોતાનાં નયનોના દીપ બુઝાવી દીધા હતા ! સંપૂર્ણ અંતર્મુખ થવામાં નેત્રો અવરોધરૂપ લાગતાં મોટી વયે કવિએ આમ કર્યું હશે એમ પણ કહેવાય છે. ગમે તેમ, પણ બહિર્જગતને આટલી ઝીણવટથી જોનારને કોણ જન્માન્ધ કહેશે ? હિન્દી વિવેચકો તો સૂરદાસજીને માટે માર્મિક રીતે કહે છે : 'વિશાલ આંખોંવાલા અન્ધા !' તેમાં ઘણું તથ્ય છે.

'ભ્રમરગીત'માં એક સ્થળે પોતાના પ્રિય શ્યામ નું દર્શન કરીને ગોકુળ આવેલા ઉદ્ધવની આંખોને ગોપીઓ ટીકીટીકીને નિહાળી રહે છે ! આમ કરવાનું કોઈ પ્રયોજન ? ઉદ્ધવ પણ વિસ્મિત થાય છે. ત્યારે ગોપીઓના વળતા ઉત્તરમાં એનો ઘટસ્ફોટ થાય છે :

*ઉધૌ ! અમ આજ ભઈ બડભાગી,*
*જિન અખિયન તુમ શ્યામ વિલોકે*
*તે અખિયાં હમ લાગીં !*

કવિએ ગોપીઓની કૃષ્ણદર્શનની ઝંખનાનું તો તીવ્રપણે સૂચન કર્યું જ છે, પણ સ્થળસમયનું પરિમાણ પણ કેવું ઘટાડી નાખ્યું છે ! ગોપીઓ કહે છે : ઉદ્ધવજી, તમારી જે આંખોથી શ્યામ જોવાયા છે, તે જ આંખો અમને જોઈ રહી છે. અમે ધન્ય થયાં ! જાણે કે તમારી આંખો જોતાં જ અમે કૃષ્ણની તદ્દન સમીપ છીએ એવુ લાગે છે ! – ઉદ્ધવની આંખોના દષ્ટિપાતથી જ ગોપીઓ પોતાને બડભાગી માને છે. કવિ હજી આગળ વધીને કૃષ્ણ–ગોપીઓ વચ્ચેનું અંતર કેમ ઘટી ગયું તેનો પણ રમણીય ખુલાસો કરે છે. ત્યાં ઘ્રાણેન્દ્રિય અને સ્પર્શેન્દ્રિયના અધ્યાસો જાગ્રત કરીને કવિ એક સુંદર કલ્પન યોજે છે :

*જૈસે સુમન બાસ લૈ આવત પવન મધુપ અનુરાગ.*

જેમ પવનભ્રમર દૂર દૂરથી પુષ્પની સુગંધ લઈને આવે તેમ તમારી આ આંખો તમે કનૈયાને જોયો ત્યારની ઝલક લઈને અમારી પાસે આવે છે ! અહીં અતિ સૂક્ષ્મ એવો ઇંદ્રિયાનુભવ (sensory experience) સૂચિત છે. જેવો સૌરભનો અનુભવ થાય એવો જ દૂરના એ પુષ્પનો અણસાર પામી શકાય છે, તેમ અહીં ઉદ્ધવની આંખો જોતાં જ ગોપીઓ સમક્ષ શ્યામની છબિ રચાઈ જાય છે ! આજનો કવિ પણ એની નવતર શૈલીમાં લખે છે : 'ફૂલોનો પયગામ લઈને / આવે છે મારી પાસે / ફોરમનો ખેપિયો !' જુદા જુદા સમયસંદર્ભના કવિઓ પોતપોતાની રીતે આ પ્રકારની ઇંદ્રિયગોચરતાને કેવા આલેખી રહેતા હોય છે ! સૂરદાસજીની ઉપરની અભિવ્યક્તિમાં હૃદ્ય કવિકર્મનો સદ્ય પરિચય થઈ જાય છે.

એક સ્થળે શરદઋતુના વર્ણનમાં શરદરજની-શોભા વર્ણવતાં એવું ઇંદ્રિયગ્રાહ્ય નિરૂપણ કરે છે કે એ લગભગ સ્પર્શ-કલ્પનની લગોલગ પહોંચી જાય છે.

*આજ નિશિ શોભિત શરદ સુહાઈ,*
*શીતલ મન્દ પવન બહૈ રોમરોમ સુખદાઈ.*

અહીં પ્રથમ પંક્તિમાં કથન છે, પણ બીજી પંક્તિનું વર્ણનાત્મક આલેખન 'બહૈ' ક્રિયારૂપ અને 'રોમરોમ સુખદાઈ'માં 'રોમ'નું પુનરાવર્તન તથા 'સુખદાઈ' જેવું ક્રિયાપૂરક સમીરસ્પર્શે થતા સુખાવહ રોમાંચનો આપણો પૂર્વાનુભવ જાગ્રત કરી દે છે. આથી એ સ્પર્શ-કલ્પન થવા જાય છે.

સૂરદાસનો વત્સલ રસ વિશ્વસાહિત્યમાં માગ મુકાવે તેવો છે. તેઓ વત્સલ રસના સમર્થ કવિ છે. પરંતુ એમાં પણ નર્મમર્મ, કટાક્ષ, વ્યંગ અને વક્રોક્તિનો પ્રયોગ એમની કાવ્યકલાનો દ્યોતક એવો આસ્વાદ્ય ઉન્મેષ છે. એમાં શબ્દલાઘવથી વેધકતા પ્રગટી ઊઠે છે. પ્રેમવિભોર અને શ્યામની છબિથી મુગ્ધ એવી ગોપીઓને નિરાકાર–નિર્ગુણનું તત્ત્વઠૂંઠપણું ગમતું નથી. તેથી ઉદ્ધવની ગૂઢ જ્ઞાનવાણીનો કંઈક ઉપહાસ કરતી કહે છે :

*નિર્ગુણ કૌન દેસકો બાસી ?*
*કો હૈ જનક, જનની કો કહિયત, કૌન નારી, કો દાસી ?*
*કૈસી બરન, ભેસ હૈ કૈસો, કો રસ મેં અભિલાષી ?*

"ઉદ્ધવ, કહો તો ખરા, આ તમારો 'નિર્ગુણ' કયા દેશનો વાસી છે ? એનાં માતાપિતા કોણ ? એનો વર્ણ અને વેશ કેવા છે ? એ વળી કોણ છે ? એનો કાંઈ પરિચય આપો – ખોટી મજાક કરો નહિ !" અહીં નિર્ગુણને અત્યંત માર્મિક રીતે ઉપાલંભ અપાયો છે – ઉપહાસપાત્ર બનાવાય છે. અલબત્ત, એમનું કહેવાનું તાત્પર્ય તો એ જ છે કે અમે માત્ર જસુમતીસુતને ઓળખીએ, જેનો શ્યામ વર્ણ છે અને પીતાંબર પહેર્યાં છે. સગુણની રમણીય સ્થાપના કવિ કરી રહે છે. અહીં વ્યંગવ્યંજિત એવું મર્માળુ હાસ્ય સૂરદાસની રસિકતા દાખવે છે. આવાં પદોમાં કેવળ પૌરાણિક સંદર્ભ છે, એ સિવાય પ્રસંગ, પાત્ર, ભાવસ્પન્દ – એ સર્વમાં સૂરદાસની પુનર્નિર્માણની શક્તિ સોળે કળાએ ખીલતી જણાય છે.

કાવ્યતત્ત્વવિદ્ કુન્તક વક્રોક્તિની વિભાવનામાં શબ્દ અને અર્થની પરસ્પર સ્પર્ધાને કારણે જન્મતા જે સૌન્દર્ય-તત્ત્વની વાત કરે છે, તે સૂરદાસની કવિતામાં વારંવાર પ્રતીત થાય છે. એમાં વર્ણ, પદ અને વાક્યની વિચ્છિતિનો

અનુભવ થાય છે. ગોપી ઉદ્ધવને કહે છે : 'ઉધૌ, મન નહીં હાથ હમારે / રથ ચઢાઈ હરિ સંગ ગયે / મથુરા જબ સિધારે !' અરે ભાઈ, કાંઈ મન તે કાંઈ થોડાં પંદર-વીસ હોય? 'ઉધૌ, મન ન ભયે દસ-વીસા / એક હૂતો સો ગયો હરિસંગ !' અમારી પાસે તો એક જ મન હતું અને તે તો હરિ સાથે જતું રહ્યું ! હવે અમે શું કરીએ? શું વિચારીએ ? - અહીં મનની વિશેષ સંખ્યા નિર્દેશવાની કલ્પનામાં ચમત્કૃતિ છે. પછી એને એકમાં સમેટીને તે તો હરિસંગ જતું રહ્યું એવું નિવેદન કરી અમે તો હવે જાણે મન વગરનાં જ બની ગયાં છીએ એવું સૂચન થતાં વળી ચમત્કૃતિ દાખલ થાય છે ! કવિ ચિત્તવૃત્તિનાય ગુણાકાર ભાગાકાર કરીને વિશિષ્ટ કવિકર્મ દાખવી ગયા છે, એમ કહેવું જોઈએ. આમ જોવા જઈએ તો અહીં વિનોદ-વ્યંગ જ છે. સૂરદાસની ભક્તિકવિતામાં વત્સલ શૃંગાર સાથે આ પ્રકારનાં હસી-મજાક-વિનોદ આલેખન પામતાં એક નવું પરિમાણ જોવા મળે છે. ખરેખર તો સૂરદાસજીએ પોતાના ભક્તિમતને દર્શાવવા ઉદ્ધવ - ગોપીસંવાદ નિમિત્તે સગુણ ભક્તિની રમણીય રીતે સ્થાપના કરી છે.

દીર્ઘાયુ સૂરદાસની કવિતા 'ગીતિકાવ્ય' પ્રકારમાં લખાયેલી છે. ગીતિકાવ્યમાં ગેયતાની હંમેશાં અપેક્ષા રહે. આથી કવિનાં બધાં પદો માત્ર ગેય નહિ, પણ સુગેય છે. એમનાં પદોની સંરચના બહુધા એ પ્રકારની છે કે એમાં પ્રથમ એક લઘુ પંક્તિ ઉપાડ કે પ્રારંભ રૂપે આવે છે. પછીની પંક્તિઓના પ્રાસ એ પંક્તિના અંત્ય શબ્દ સાથે પરોવાતા રહે. એમનું પદ પણ મોટે ભાગે ત્રણ કે ચાર અંતરાનું અર્થાત્ છ કે આઠ પંક્તિનું હોય છે. અમુક લઘુ પદો તો માત્ર ચાર પંક્તિનાં પણ છે. એમનાં પદોની પ્રારંભિક પંક્તિ ભારે ચોટદાર હોય છે અને એમાંથી આખું પદ ભાવવલયો રચતું વિકસે છે. જેમ કે, 'દેવકી મન-મન ચકિત ભઈ', 'ગોકુલ પ્રગટ ભયે હરિ આઈ', 'જસોદા હરિ પાલને ઝુલાવૈ'.

'મૈયા, મોહિ દાઉ બહુ ખિજાયૌ', 'રાધા, યે ઢંગ હૈ રી તેરે' આવી આકર્ષક પંક્તિઓથી પ્રારંભાતાં પદો પછી વર્ણનચિત્રો સાથે ભાવનિરૂપણ થતું હોય છે. સીધાં સંબોધન-ઉદ્‌બોધનથી શરૂ થતાં પદોમાં સંવાદનું તત્ત્વ ભાવચેષ્ટા સાથે રજૂ થતાં ઈષત્ નાટ્યાત્મકતાનો પણ આસ્વાદ મળે છે. મૈથિલી વાણીનો મધુર સ્પર્શ એમાં છે. સંસ્કૃત તત્સમો પણ એમનાં પદોમાં ગરિમાયુક્ત પદાવલી સિદ્ધ કરે છે. સૂરદાસની કવિતાકલા વ્યુત્પન્ન ભાવકોને પ્રસન્ન કરે છે અને મુગ્ધ રસિક ભક્તોને વશ કરે છે.



## 'ઉદ્દેશ'નાં નવાં આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | મુનિશ્રી ભુવનચંદ્રવિજયજી મહારાજ | (મોટી ખાખર) |
| ૨. | શ્રી હેમંતભાઈ દવે | (પૂણે) |
| ૩. | શ્રી દિનેશ આર. દેસાઈ | (અમદાવાદ) |
| ૪. | ડૉ. રમેશ ર. દવે | (અમદાવાદ) |
| ૫. | ફાધર વર્ગીસ પૉલ એસ. જે. | (અમદાવાદ) |
| ૬. | શ્રીમતી વીણાબેન મુકેશભાઈ પટેલ | (સાયણ) |
| ૭. | શ્રી બિહાગ હરિશ્ચંદ્ર જોશી | (બોટાદ) |
| ૮. | ડૉ. નગીન જી. શાહ | (અમદાવાદ) |
| ૯. | શ્રી રાજેન્દ્ર પટેલ | (અમદાવાદ) |
| ૧૦. | પ.પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી | (છારોડી) |
| ૧૧. | શ્રી જયેશ એન. નાયક | (કલકત્તા) |
| ૧૨. | શ્રી આર્જવકુમાર પી. આઝાદ | (ગાંધીનગર) |

# સ્કિટ અને એકપાત્રી અભિનય એટલે શું ?

સુભાષ શાહ, મહેશ ચંપકલાલ

**પ્રાસ્તાવિક :**

ગુજરાત યુનિવર્સિટી અને અન્ય યુનિવર્સિટીઓ પણ દર વર્ષે લલિત કલાઓ સાથે સ્કિટ, માઇમ અને એકપાત્રી અભિનયની સ્પર્ધા/પસંદગીનું આયોજન કરે છે. વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસ માટે આ બધી જ પ્રવૃત્તિઓ માત્ર હિતાવહ જ નહીં, અનિવાર્ય પણ છે. પરંતુ દુઃખની વાત એ છે કે આ સમગ્ર પ્રવૃત્તિ માત્ર ઔપચારિક બનીને જ રહી ગયેલી છે. વર્ષોથી આ લઢણ ચાલી આવે છે માટે ચલાવવી અથવા તો છૂટકો નથી માટે ચલાવવી એવા વલણથી જ વર્ષમાં ચાર-પાંચ દિવસ માટે આ વિધિ કરવામાં આવે છે.

અમને અનેક વખત આ સ્પર્ધાઓમાં નિર્ણાયક તરીકે જવાની તક મળી છે. ઘણી વખત આને લગતી કાર્યશિબિરોમાં વક્તા કે સંચાલક તરીકે પણ આમંત્રણ મળ્યું છે. દરેક વખતે સાથી - નિર્ણાયક કે સાથી - સંચાલક સાથે આ સમગ્ર પ્રવૃત્તિ વિષે ગંભીર ચર્ચાઓ કરી છે. લગભગ દરેક જણે વિષાદ અને નિરાશાનો જ સૂર કાઢ્યો છે અને કામ પતી ગયા પછી બધું જ ભુલાઈ ગયું છે. છતાં અમને એમ લાગ્યું કે હજી ક્યાંક આશા છે. હજી આ યુવાનોમાં કશુંક સારું કરવાનો ઉત્સાહ અને જિજ્ઞાસા છે. પ્રશ્ન છે યોગ્ય માર્ગદર્શનનો, એમને સારાં, અધિકૃત પુસ્તકો અથવા માહિતી સરળતાથી પ્રાપ્ત થાય એવી સગવડ ઊભી કરવાનો.

આપણે ત્યાં આમ પણ નાટ્યવિષયક પુસ્તકોનો અભાવ છે. એમાં પણ સ્કિટ, માઇમ કે એકપાત્રી અભિનયને લગતાં સ્વતંત્ર પુસ્તકો કે અભ્યાસલેખો લગભગ નથી એમ કહીએ તો પણ ચાલે. કલાનાં આ ક્ષેત્રોની. વિદ્યાર્થીઓ સરળતાથી સમજી શકે છતાં અધિકૃત હોય એવી માહિતી ઉપલબ્ધ થાય, એને લગતી સારી સ્ક્રિપ્ટ પણ પ્રાપ્ત થાય તો કદાચ રજૂઆતનું ધોરણ સુધરે. આ કલાઓમાં વિદ્યાર્થીઓનો રસ કેળવાય અને વર્ષમાં માત્ર એકાદ વખત જ નહીં, પરંતુ વારંવાર, કૉલેજોના વાર્ષિક ઉત્સવોમાં કે નાનામોટા શૈક્ષણિક-સાંસ્કૃતિક પ્રસંગોએ પણ એમને રજૂ કરવાનું મન થાય એવા શુભ આશયથી આ લઘુ લેખ લખવા અમે પ્રેરાયા છીએ.

## સ્કિટ

સ્કિટ વિષે આપણે ત્યાં સૌથી વધુ ગેરસમજો પ્રવર્તે છે. આપણી પાસે આ અંગ્રેજી શબ્દનો યોગ્ય પર્યાય પણ નથી. એટલે મહદ્ અંશે સ્કિટના નામે કાપકૂપ કરેલાં એકાંકી અથવા તો અધકચરાં લખાયેલાં લઘુ નાટકો જ રજૂ થાય છે. સ્કિટ નો શબ્દકોષમાં અર્થ છે. "A short piece of writting or dramatic scene making fun of a person. સ્કિટ (skit)નો બીજો અંગ્રેજી પર્યાય છે - burlesque, જેનો અર્થ છે : a comic and exaggerated imitation in writting or acting. આ વ્યાખ્યાને આધારે તજ્જ્ઞો સાથે ચર્ચાવિચારણા કરી સ્કિટનાં વસ્તુ, સ્વરૂપ અને ભાષા વિષે કેટલાક મહત્ત્વના મુદ્દા તારવ્યા છે.

**વસ્તુ :**

સ્કિટનું વસ્તુ હાસ્યપ્રધાન હોવું જોઈએ. આ હાસ્ય વ્યંગ્યથી, કોઈ વ્યક્તિવિશેષના ઠઠ્ઠાચિત્રથી કે ભાષાથી નિપજાવી શકાય. સ્કિટને performanceના એક પ્રકાર તરીકે સ્વીકારીએ તો એનાં વસ્તુ અને રજૂઆતમાં નાટ્યાત્મકતા પણ અનિવાર્ય છે. સ્કિટને અંતે ઉપદેશ કરતાં ચમત્કૃતિ કદાચ વધુ ઉપકારક નીવડે. સ્કિટનાં વાચન, પઠન કે રજૂઆતને અંતે પ્રેક્ષકમાં હાસ્યરસ અને આશ્ચર્ય નિષ્પન્ન થાય એ અભિપ્રેત છે.

એકાંકી કે પૂર્ણ કદનાં નાટકો લખવા કરતાં સ્કિટનું સર્જન વધુ પડકારરૂપ છે, કારણ કે એમાં થોડા સમયમાં, થોડા શબ્દોમાં અને એક જ દશ્યરચનામાં ધારી રસનિષ્પત્તિ અને અસર નિપજાવવાની હોય છે. એટલે એકાંકીમાં

કાપકૂપ કરી સ્કિટ બનાવવી એ બંનેને નુકસાન કરવા બરાબર છે. સ્કિટ સ્વતંત્ર રીતે જ conceive કરીને લખાવી જોઈએ. અત્રે એ નોંધવું જોઈએ કે બકુલ ત્રિપાઠી, અશોક દવે કે રતિલાલ બોરીસાગર જેવા સક્ષમ હાસ્યલેખકો આ સ્વરૂપને વિકસાવવામાં સારો ફાળો આપી શકે. જો આખી સ્કિટની પૂરેપૂરી સ્ક્રિપ્ટ ન આપી શકાય તો સહેજ વિગતે એનું બીજ આપી શકાય, જેનો આધાર લઈ વિદ્યાર્થીઓ જાતે અથવા તો એમનો દિગ્દર્શક એને વિકસાવી સારી સ્કિટની સ્ક્રિપ્ટ રચી શકે.

ઉદાહરણ : ભારવાળા ભણતર પર કટાક્ષ કરતું એક સ્કિટ-બીજ જાણીતા કેમેરામૅન રાવજી સોંદરવાએ આપેલું.

એક બાગમાં સાંજે પાંચ-છ વાગ્યે બે બાળકો ભારે પણ કલાત્મક દફતર લઈ રમવા આવે છે. વચ્ચે મૂકી સહેજ દૂર લખોટી કે એવું કંઈક રમે છે. દરમિયાન બાગમાં ફરનાર કોઈ વ્યક્તિ પેલાં ભારેખમ - વિચિત્ર દફતરો જોઈ ચમકે છે અને એને જાહેર સ્થળોએ પડેલી અજાણી વસ્તુને ન અડવાની જાહેરાતો યાદ આવી જાય છે.

એ પોલીસને જાણ કરે છે. પોલીસ ડંડાથી દફતર આઘાંપાછાં કરવાનો પ્રયત્ન કરે છે. એ બીજા પોલીસને બોલાવી આમાં બૉંબ હોવાનું જણાવે છે. પછી તો ધમાલ ને વાયરલેસ..... ફોન..... વ. ચાલે છે, પોલીસો બાગમાંથી બધાને બહાર કાઢે છે. બાળકોને પણ ધમકાવી બહાર જવા કહે છે. બંને બાળકો પોતપોતાનું દફતર ખભે નાખી ચાલવા માંડે છે. બધા આભા બની એમને જોઈ રહે છે.

સ્કિટ માટેનાં આવાં બીજ-વસ્તુ જેમને સુઝે એમને લખીને અમને મોકલવાનું આમંત્રણ છે. પસંદ થયેલી વસ્તુને અથવા સ્કિટને સૂચિત પુસ્તકમાં જે તે લેખકના નામ સાથે સમાવવામાં આવશે.

**સ્વરૂપ :**

જ્યાં સુધી સ્કિટની સમયમર્યાદાને લાગેવળગે છે ત્યાં સુધી તેની રજૂઆતનો સમય પાંચ મિનિટથી ઓછો કે ૧૦ મિનિટથી વધુ રાખવો હિતાવહ નથી. ચમત્કૃતિ અને હાસ્ય નિષ્પન્ન કરવા જેટલો ઓછો સમય લેવાય એટલી એ વધુ અસરકારક બને....

એક જ સમય, એક જ દશ્ય, એક જ પ્રસંગ અને ઓછાં પાત્રો એ સ્કિટ માટે ઉપકારક છે. પાંચથી દસ મિનિટના સમયગાળામાં એકાધિક સમયની કે એકાધિક દશ્યોની કે એકાધિક પ્રસંગોની રજૂઆતથી ગૂંચવાડો ઊભો થવા સંભવ છે. આ ઉપરાંત જે તે સમય, દશ્ય કે પ્રસંગને સ્થાયી થવાનો પૂરતો સમય મળતો નથી જેથી ધારી અસર ઊભી કરવામાં અવરોધ સર્જાય. સ્કિટમાં ત્રણથી પાંચ પાત્રો હોય એ પણ આદર્શ સ્થિતિ કહેવાય. વધુ પાત્રોથી, પાત્રો અને પ્રસંગને પૂરેપૂરો ન્યાય ન મળે એમ પણ બને.

મુખ્ય વસ્તુ પર ઓછામાં ઓછા સમયમાં આવી જવું એ પણ જરૂરી છે. ટૂંકમાં, repitition સ્કિટનું સ્વરૂપ એકદમ compact અને ક્યાંય પણ કોઈ પણ પ્રકારના repitition વગરનું હોવું જોઈએ.

**ભાષા :**

સ્કિટની રજૂઆતમાં એની ભાષા પણ એટલી જ મહત્ત્વની છે. સ્વરૂપ હાસ્યપ્રધાન હોવાને કારણે સ્ખલનદોષની અનેક શક્યતાઓ રહેલી છે. સ્કિટની ભાષા નિર્દોષ હોવી જોઈએ. દ્વિઅર્થી સંવાદો કે બીભત્સ ભાષા કે ચેનચાળા દ્વારા હાસ્ય ઉત્પન્ન કરવાના પ્રયત્નોને સ્કિટમાં ક્યાંય સ્થાન નથી. કટાક્ષ પણ જેટલો નિર્દોષ એટલી વધુ મઝા. એનો એક પણ ખૂણો વાગે તેવો ન હોવો જોઈએ. કોઈની લાગણી દુભાય કે કોઈના વ્યક્તિત્વને નીચું દેખાડે એવી ભાષા કે વસ્તુ પણ સ્કિટમાં વર્જ્ય ગણાવી જોઈએ. આ બધુ કરવા માટે સૌથી અગત્યનાં છે લેખકનો ભાષા પરનો કાબૂ, એનું તાટસ્થ્ય અને વ્યક્તિ કે પ્રસંગને મૂલવવાનો એનો સ્વસ્થ વિવેક.

સ્કિટની રજૂઆત નાટકની રજૂઆત જેવી જ કલાત્મક રજૂઆત છે એટલે રજૂઆત દરમિયાન સંગીત અને પ્રકાશ-આયોજનને પૂરો અવકાશ છે જ. પણ સમય અને અન્ય મર્યાદાને ધ્યાનમાં લેતાં સેટ કે અન્ય ભારે પ્રૉપર્ટીની એમાં જરૂર નથી. કેટલીક સાદી હેન્ડપ્રૉપ્સ અને લઘુતમ વેષભૂષાના ઉપયોગનો નિષેધ નથી. પણ આ બધી વસ્તુઓનો ઉપયોગ રજૂઆતને સહેજ પણ ક્લિષ્ટ કે સંકુલ ન બનાવે એનું

ધ્યાન રાખવું જોઈએ. ટૂંકમાં સ્કિટનું વસ્તુ મજબૂત અને રજૂઆત સરળ હોવી જોઈએ.

રજૂઆત પહેલાં ટૂંકમાં અને ઝડપથી લેખક, દિગ્દર્શક, કલાકારો વગેરેનાં નામની જાહેરાતથી આ સ્વરૂપ એકાંકીની જેમ સ્વતંત્ર સ્વરૂપ તરીકે સ્વીકારાય અને તેનો પ્રચાર અને પ્રસાર થાય એનો પૂરેપૂરો સંભવ છે. જો એમ થશે અને સારા લેખકો દ્વારા સારી સ્કિટ સારા એવા પ્રમાણમાં ઉપલબ્ધ થશે તો ગુજરાતી રંગભૂમિને એના વિકાસમાં મદદ થશે જ. ઉપરાંત એનો ઉપયોગ અભિનેતા અને દિગ્દર્શકોના શિક્ષણ અને તાલીમ માટે પણ સારી રીતે થઈ શકશે ને સરવાળે તે પણ ઉપકારક જ નીવડશે.

## એકપાત્રી અભિનય

**પ્રાસ્તાવિક :**

એકપાત્રી અભિનયની વાત આવતાં જ યુનિ.ની સ્પર્ધામાં રજૂ થતા ભિખારી, પાગલ કે ડ્રગ-એડિકટના વાહિયાત રીતે ભજવાયેલા એકપાત્રી અભિનય સ્મરણમાં આવી જાય છે. પરંતુ વિદ્યાર્થીઓએ અને અન્ય રસિકોએ સમજવાની જરૂર છે કે એકપાત્રી અભિનયનો અર્થ આના કરતાં ઘણો વ્યાપક અને ઘણો ઊંડો છે. રજૂઆતની આ રીતિ અત્યંત કલાત્મક અને અભિનેતાની કસોટી કરનાર છે. બેપાંચ મિનિટમાં જ રજૂ થયેલા આવા અભિનયમાં રસનિષ્પત્તિની અદ્દભુત શકિત અને શકયતાઓ રહેલી છે. સમગ્ર નાટકને રજૂઆત માટે તૈયાર કરવામાં જેટલી સમજ અને શકિતની જરૂર છે એટલી જ સમજ અને શકિત આમાં પણ મૂકવામાં આવે તો એકપાત્રી અભિનયની રજૂઆત પૂર્ણ નાટકની રજૂઆત જેટલો જ આનંદ આપી શકે.

ગુજરાતી વિશ્વકોશમાં નોંધ્યું છે : ''એકપાત્રી અભિનય એટલે એક જ નટ દ્વારા એક કે અધિક પાત્રોનું સર્જન દર્શાવતો અભિનય. આ કલા સૌથી પુરાતન અને કદાચ જગતના સર્વપ્રથમ થિયેટરનું રૂપ હશે.'' ખરેખર તો એકપાત્રી અભિનયમાં એક જ નટ દ્વારા એક જ પાત્રનું સર્જન થવું જોઈએ. એકપાત્રી અભિનય એટલે એક નટ દ્વારા એક પાત્રનો અભિનય.

આમ તો મદારી, નટ, બજાણિયો, જાદુગર, ડાગલો, ગાયક, નર્તક, કથાકાર, વાજિંત્રવાદક, માણભટ્ટ અને કથાકારને પણ એકપાત્રી અભિનેતા તરીકે ગણાવી શકાય. એક જ પાત્ર હોય એવાં એકાંકી અને પૂર્ણકદનાં નાટકોના ગુજરાતમાં, ભારતમાં અને વિદેશમાં અનેક સફળ પ્રયોગો થયા છે. આવાં નાટકોમાં ક્યારેક બીજું પાત્ર પણ હોય છે, પણ એ લગભગ passive હોય છે. આવાં નોંધપાત્ર એકાંકીમાં ચેખોવનું 'તમાકુ સેવનના ગેરફાયદા', ઝાં કૉકતોનું 'હ્યૂમન વૉઈસ', નિર્મલ વર્માનાં ત્રણ નાટકો 'તીન એકાંત', ચં. ચી. મહેતાનું 'લૂઈ બ્રેઇલ', સુભાષ શાહનું 'લાયકાત', પિરાન્દેલોનું 'જેના મોંમાં મોતે મૂક્યું ફૂલ', ઉપરાંત પુ. લ. દેશપાંડેનું 'બટાટાચી ચાલ', જયંતી પટેલનું 'મારા અસત્યના પ્રયોગો', વસુબેન ભટ્ટનું 'રતનબાઈ ઠૂમકો કરો' વગેરે પૂર્ણકદનાં નાટકો નોંધપાત્ર છે. પરંતુ આપણે જે પ્રકારના એકપાત્રી અભિનયની વાત કરવી છે એમાં લાઘવ, નક્કરતા, સ્પષ્ટતા અને પ્રત્યાયનક્ષમતા (communicability) એ એનાં અત્યંત મહત્ત્વનાં લક્ષણો છે. અલબત્ત, આવા પ્રયોગો સ્વરચિત કે સ્વઆયોજિત હોઈ શકે, પરંતુ એની અસરકારક રજૂઆત માટે આંગિક-વાચિક અભિનય જ મહત્ત્વનું સાધન બને તે ભૂલવા જેવું નથી.

એકપાત્રી અભિનયનો નાટકોમાં વિવિધ પ્રકારે ઉપયોગ થયો છે એટલે સ્વતંત્ર રીતે લખાયેલા એકપાત્રી-પ્રયોગ ઉપરાંત આવા નાટ્ય-અંશોને પણ એકપાત્રી અભિનય હેઠળ સ્થાન છે જ.

સાચા એકપાત્રી અભિનયમાં કલાકાર ગમે તે એક પાત્ર બને છે અને તે પાત્રમાં જ તેણે તદ્રૂપ રહેવાનું હોય છે. જો કોઈ બીજા પાત્રની ઉકિત કે હાજરી સૂચવવાની હોય તો તે પોતાની જ ઉકિત કે અભિનય દ્વારા સૂચવવાની હોય છે અને તેનો બોધ કરાવવાનો હોય છે.

એકપાત્રી અભિનયના કેટલાક પેટાપ્રકારો નીચે મુજબ નોંધી શકાય.

**(૧) સ્વગતોકિત :**

સ્વગતોકિતમાં પાત્ર પોતાની જાત સાથે વાત કરતું હોય છે. એની ઉકિતઓ સ્વને એટલે કે જાતને ઉદ્દેશીને કરાયેલી હોય છે. આત્મમંથન અને જાત

સાથેનો સંઘર્ષ આ પ્રકારમાં સારી રીતે ખીલવી શકાય છે. કલાકારની અભિનયશક્તિને પ્રગટ કરવાનો આ પ્રકારમાં પૂરો અવકાશ છે. કલાકાર કેટલો સ્વસ્થ, એકાગ્ર, એકચિત્ત છે અને એ પોતાની ઉક્તિઓને કેવા આકારો આપે છે એના પર જ એની અસરકારકતાનો આધાર રહેલો હોય છે. શેક્સપિયરના 'હેમ્લેટ'ની 'ટુ બી ઓર નોટ ટુ બી'થી શરૂ થતી ઉક્તિઓ આનું ઉત્તમ ઉદાહરણ છે.

**(૨) જનાન્તિકે :**

'જનાન્તિકે' માં કલાકાર પ્રેક્ષકો સાથે સીધી વાત કરતો હોય છે. આમ તો કથાતંતુને આગળ વધારવા અને હળવા-રમૂજી પ્રસંગો માટે આ રીતિ વધુ અનુકૂળ આવે, પરંતુ આ રીત પ્રમાણમાં વાચાળ હોવાથી અને પ્રસંગલક્ષી હોવાથી એ કલાકારની અભિનયશક્તિનું સાચું દ્યોતક નથી. નબળો કલાકાર ક્યારેક આ રીતના ઉપયોગમાં હાસ્યાસ્પદ પણ બને. સંસ્કૃત નાટકના સૂત્રધાર કે વિદૂષક દ્વારા આનો સવિશેષ ઉપયોગ જોવા મળે છે.

**(૩) એકોક્તિ :**

સ્વગતોક્તિ ની નજીકના આ પ્રકારમાં પાત્ર એકલું જ બોલતું હોય છે. સંવાદ છે, પણ જાત સાથે, જેમાં મોટે ભાગે કોઈ અનુભવનું કથન પણ હોય. મંચ પરના અન્ય પાત્ર સાથેની વાતચીતમાંથી એ પોતાનામાં સરી જઈ દીર્ઘસંવાદ બોલતો હોય છે. સંસ્કૃત નાટકોમાં વિદૂષકો દ્વારા પ્રયોજાતી આવી જનાન્તિકેમિશ્રિત એકોક્તિ ઘણી જોવા મળશે.

**(૪) નેપથ્યે :**

'નેપથ્યે'માં કલાકાર નેપથ્યમાં - મંચની બહાર રહેલા કોઈ પાત્રને ધ્યાનમાં રાખી પોતાની ઉક્તિ બોલે છે ને ભજવે છે. પોતાના કથનનો પ્રતિકાર કે પ્રત્યાઘાત પણ એ પોતાના જ અભિનયથી પ્રગટ કરે છે. મંચ પર બારી પાસે ઊભા રહી બારી બહારના કોઈ પાત્ર સાથેના સંવાદ કે મંચની બહાર બનતી ઘટનાનું મંચ પરના પાત્ર દ્વારા તાદશ વર્ણન વગેરેને 'નેપથ્યે'ના પ્રકારમાં મૂકી શકાય. રોબર્ટ પીઝાં નામના ફ્રેન્ચ નાટ્યકારે એના 'Interview' નાટકમાં આનો સુંદર વિનિયોગ કર્યો છે. આયોનેસ્કોના 'Leader' નાટકને પણ અત્રે નોંધી શકાય.

**(૫) અપવારિત**

જેમાં કલાકાર, તખ્તા ઉપર બીજાં પાત્રો હાજર હોવા છતાં તેમના વિશે પોતાના ઉદ્‌ગારો મોટેથી બોલી બતાવે છે, જે પ્રેક્ષકો સાંભળે, પણ તખ્તા પરનાં અન્ય પાત્રો સાંભળતાં નથી એમ માનવાનું હોય છે. 'નેપથ્યે'માં બોધિત જે તે ક્રિયા મંચ પર નથી બનતી જ્યારે 'અપવારિત'માં એ મંચ પર બને છે એમ કલ્પવાનું હોય છે. જોકે એકપાત્રી અભિનયમાં આ પ્રકાર યોજવાનો હોય તો અન્ય પાત્રો અને ક્રિયાઓ મંચ પર હાજર નથી, પરંતુ અભિનેતાએ એ હાજર છે એમ કલ્પીને અભિનય કરવાનો રહે છે.

ચોક્કસ રીતે રજૂ થયેલા મૂકઅભિનયને એકપાત્રી અભિનયમાં સ્થાન આપી શકાય, પણ એ પ્રકાર એટલો બધો ખેડાયેલો છે કે હવે તો એ સ્વતંત્ર કલાસ્વરૂપને પામ્યો છે, એટલે mimeનો ઉપર્યુક્ત સંદર્ભમાં એકપાત્રી અભિનયના પ્રકારમાં સમાવેશ ન કરીએ તો ચાલે.

અપરિપક્વ સમજ કે ગેરસમજને કારણે ઘણી વખત કોઈ વ્યક્તિ કે પ્રસંગનું ઠઠ્ઠાચિત્ર કે મિમિક્રી એકપાત્રી અભિનયના નામે રજૂ કરવામાં આવે છે, જે અયોગ્ય છે. આમાં એને સ્થાન નથી.

ઉચ્ચ સાહિત્યિક ગુણવત્તાવાળી, નાટ્યાત્મક અને સર્જનાત્મક રજૂઆતની શક્યતાવાળી એકોક્તિ, સ્વગતોક્તિ, જનાન્તિકે, નેપથ્યે કે અપવારિતને રજૂ કરવાથી અભિનેતાને ઉપરાંત સમગ્ર ગુજરાતી રંગભૂમિને અને યુનિવર્સિટીની સંસ્કૃતિને લાંબે ગાળે ચોક્કસ લાભ થાય જ.

એકપાત્રી અભિનયનું વસ્તુ કોઈ નાટકના અંશ તરીકે પસંદ કર્યું હોય તો એ નાટકલેખક, રૂપાંતરકાર કે અનુવાદકના નામ ઉપરાંત બેપાંચ વાક્યોમાં એનો સંદર્ભ રજૂ કરવામાં આવે તો પ્રેક્ષકોને વધુ સારી રીતે આસ્વાદ લેવામાં મદદરૂપ થઈ શકે.

પાંચથી સાત મિનિટની મર્યાદાને ધ્યાનમાં લઈને થોડાક યોગ્ય સંગીત અને પ્રકાશ - આયોજન દ્વારા થયેલી રજૂઆત પણ અભિનેતાના અભિનયને અને

વાતાવરણને મદદરૂપ થાય. એટલે અત્યારે જેમ બને છે તેમ માત્ર પાંચ જ મિનિટનો ચુસ્ત સમય રાખી, કોઈ પણ ગંભીરતા વગર, પોતાની રજૂઆત ફટાફટ પતાવી દેવાનું જે વાતાવરણ સર્જાય છે એને બદલે કલાકારને યોગ્ય સમય અને સગવડ આપી આ સ્પર્ધાનું સમગ્ર આયોજન ગંભીરતાથી કરવું જોઈએ. અસ્તુ.

હવે પછી અમારો ઉપક્રમ માઈમ વિશે આવો લઘુલેખ લખી આ ત્રણેની ભજવી શકાય એવી સ્ક્રિપ્ટ, ઇમ્પ્રોવાઈઝેશન અને વિગતો આપવાનો છે.

સ્કિટના બીજ-વસ્તુની જેમ ઉપર્યુક્ત મુદ્દાને ધ્યાનમાં લઈ સારા એકપાત્રીય અભિનયનાં ઉદાહરણો અથવા તો એની સ્ક્રિપ્ટ અમને મોકલવા વિનંતી છે, જે અમે અમારા સૂચિત પુસ્તકમાં આપના આભાર સહિત સમાવિષ્ટ કરીશું. અસ્તુ.

**સુભાષ શાહ : બી-૨, સત્યમ્ કૉમ્પ્લેક્સ, ઇન્કિલાબ સોસાયટી પાસે, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૧૫.**

**મહેશ ચંપકલાલ : ડીન, ફૅકલ્ટી ઑફ પરફૉર્મિંગ આર્ટ્સ, મ્યૂઝિક કૉલેજ, સુરસાગર સામે, દાંડિયા બજાર, વડોદરા.**



## ગઝલ

*રે અભાગી. તું બહાનું કેમ ના છોડી ગયો,*
*મેં કરી તોબા અને તું જામને તોડી ગયો.*

*લાગતું'તું ઝાંઝવાંથી રણ ઘણું લોભામણુ,*
*કોક તરછોડી ઝરણને એ તરફ દોડી ગયો.*

*રેત પર હંકારવાની જાણતો'તો એ કળા,*
*જ્યાં ન'તું પાણીનું ટીપું ત્યાં લઈ હોડી ગયો,*

*ભવ્ય પ્રાસાદોનાં આ ખંડરે જોઈ લાગતું,*
*કાળ એના ક્રૂર હાથોથી બધું તોડી ગયો.*

*ફૂલડાં વીણી ગયો વ્યક્તિ હતો ચાલાક જે,*
*જે હતો નાદાન એ બાવળને ઝંઝોડી ગયો.*

*સેંકડો ચાલ્યાં ગયાં ગુમનામ કો' પેટાળમાં,*
*કો' ધરાની પીઠ ઉપર સ્તંભને ખોડી ગયો.*

*શૂન્યતાના પટમાં દી-મહિનાની ગણતરી ક્યાં હવે,*
*હા, સમયનો વૃદ્ધ જોગી મુજને તરછોડી ગયો.*

*હું ભટકતી રહી જતે ધુમ્મસની આ ગલીઓ મહીં -*
*એક પડછાયો મને મુજ ઘર સુધી છોડી ગયો.*

*મેં ઘડ્યા તા ઘાટ સુંદર સોણલાંના મીણથી,*
*દી લઈને આવ્યો સૂરજ ને બધું તોડી ગયો.*

મરિયમ

ભગવતીચરણ પાણિગ્રાહી
અનુવાદ : ડૉ. રેણુકા શ્રીરામ સોની

તે વિસ્તારમાં શિકારી તરીકે ધિનુઓ ખૂબ જાણીતો હતો. તેને બંદૂક ચલાવતાં તો આવડે નહિ, પણ હાથે બનાવેલું ધનુષ્ય-બાણ એ તેનું મુખ્ય શસ્ત્ર. બાણ છોડતી વખતે તે જમીન પર ચત્તો સૂઈ જાય. પછી ડાબા પગમાં ધનુષ્ય ભેરવી કાન સુધી બાણ ખેંચી છોડે. એક માઈલ દૂરથી પણ તે નિશાન વીંધી નાખે. આ ધનુષ-બાણ વડે તેણે ગણ્યાં ગણાય નહિ તેટલાં જાનવર - હરણ, ચિત્તા, સાબર, રીંછ વગેરે માર્યા છે. વાઘ પણ ઘણા માર્યા છે. પણ સિંહ માંડ બે જ માર્યા છે. સિંહ મારી તેણે ડેપ્યુટી કમિશ્નર પાસેથી ઇનામ પણ મેળવ્યું છે.

તે દિવસે સવારે એક અદ્દભુત શિકાર લઈ તે ડેપ્યુટી કમિશ્નરના બંગલે પહોંચ્યો. એના એક ખભે ધનુષ્ય ભેરવેલું છે, બીજા ખભા પર કુહાડી લટકે છે અને હાથમાં બેત્રણ તીર છે. ધિનુઆને આ વેશમાં જોઈ પટાવાળાએ પૂછ્યું -

"કેમ અલ્યા, આજે કયો શિકાર લાવ્યો છે ?"

ધિનુઆ જોડે તેને સારી દોસ્તી છે. ધિનુઆને મળેલી બક્ષિસમાં પણ તેણે ઘણી વાર ભાગ પડાવ્યો છે. જવાબમાં ધિનુઆએ પોતાના ગંદા દાંતની બે હાર દેખાડી. તે હસ્યો કે મલક્યો, શી ખબર ! ખરેખર તો જેને હસવું કહેવાય, તેવું હાસ્ય ધિનુઆના મોં પર કોઈએ કદી જોયું નથી. ક્યારેક ક્યારેક તે આવી રીતે દાંત દેખાડે, તેને હસવું કે રડવું કહી ન શકાય - ખાલી દાંત દેખાડવાનું.

પટાવાળાએ પૂછ્યું, "અલ્યા, આજે કયો શિકાર લાવ્યો છે ?"

ધિનુઆએ પોતાના ગમછામાં બાંધેલી વસ્તુ દેખાડી કહ્યું, "આજે તો એક મસ્ત જાનવરનો શિકાર કરી લાવ્યો છું."

પટાવાળાએ પૂછ્યું, "વાઘ ?"

ધિનુઆએ ડોકી હલાવી ના કહી.

"ત્યારે શું લાવ્યો છે ? ચિત્તો...? રીંછ...? વરાહ...?"

ધિનુઆએ ખાલી માથુ ધુણાવ્યું.

"ગધેડા, ત્યારે શું લાવ્યો છે એ કહે ને-"

બહાર આ કોલાહલ સાંભળી સાહેબ બંગલામાંથી બહાર આવ્યા. ધિનુઆએ પ્રણામ કરી ફરી સાહેબને તેવી જ રીતે દાંત દેખાડ્યા. સાહેબ શિકાર જોવા માંગતા હતા. ધિનુઆએ ગમછાની પોટલી છોડી એક તાજું કપાયેલું માથું કાઢી સાહેબના પગમાં મૂક્યું.

સાહેબ હેબતાઈને બે ડગલાં પાછળ હટ્યા. ધિનુઆએ હાથ લંબાવ્યો, "સાહેબ, બક્ષિસ ?" થોડી વારમાં સાહેબ સ્વસ્થ થયા. પછી ધિનુઆને બક્ષિસ માટે રાહ જોવાનું ઇશારાથી કહી સાહેબ અંદર ગયા. તરત જ ફોન કરીને તેમણે સશસ્ત્ર પોલીસ-ફોજ બોલાવી. ધિનુઆને કાબૂમાં લેવાનો આ જ એકમાત્ર ઉપાય હતો. એના શરીરમાં એક રાક્ષસ જેવું બળ હતું, અને વળી હાથમાં ધનુષ્ય ને કુહાડી હતાં.

હાથેપગે બેડીઓ પહેરી ધિનુઆને જેલમાં રહેવું પડ્યું, પણ કેમ તે તેને સમજાયું નહિ.

મોકો મળે ત્યારે જે મળે તેને તે આ સવાલ પૂછે. કોઈ કહે કે તને કાળાં પાણીની સજા થશે, તો કોઈ કહે કે તને ફાંસીની સજા થશે. પણ કારણ શું ? મેં વળી એવો શો ગુનો કર્યો છે ? તેને કંઈ સમજાયું નહિ. તેને કોઈની વાત પર વિશ્વાસ આવે નહિ. છેલ્લે એક દિવસ ડેપ્યુટી કમિશ્નર પોતે જેલનું નિરીક્ષણ કરવા આવ્યા, ત્યારે તેણે એમને જ આ પૂછ્યું. સાહેબે કહ્યું, "પહેલાં તો તું વાઘ, રીંછ વગેરે પશુઓને મારતો હતો, તેથી તને તરત ઇનામ મળતું હતું. આ વખતે માણસ માર્યો છે. આનું શું ઈનામ આપવું તે પંચને પૂછી વિચારીને નક્કી કરીશું." આ વાત ધિનુઆના મગજમાં ઊતરી ગઈ.

જે દિવસે એનો ન્યાય થવાનો હતો તે દિવસે ધિનુઆએ મનોમન વિચાર્યું કે આજે તો મને ઇનામ મળશે જ. તે ખુશ થતો થતો જજને બધી વાત કહેવા લાગ્યો - "મેં ગોવિંદ સરદારને હણી નાખ્યો. એમાં મને ખૂબ મહેનત પડી છે, સાહેબ ! બીજા ઘણા લોકો ગોવિંદ સરદારને મારવા ઇચ્છતા હતા, પણ કોઈ એને મારી શક્યું નહિ. ગોવિંદ સરદાર તો હંમેશાં મોટરમાં

જ આવજા કરતો. એણે બધું ધન લોકોને લૂંટી લૂંટીને ભેગું કર્યું હતું. તે બડો શેતાન હતો. એણે ઘણા લોકોને મારી નાખ્યા છે, અને કેટલાયને ઘરબાર વગરના કર્યા છે; એણે કેટલીય બહેનોની ઈજ્જત લૂંટી છે, એનો કોઈ હિસાબ નથી. મારી બધી જમીન પણ એણે એવી રીતે હડપ કરી લીધી છે. તે દિવસે એ મારી વહુની લાજ લૂંટી રહ્યો હતો. એની આટલી હિંમત ! મને જોઈને એણે મોટર મારી મૂકી. એના મનથી કે મારા હાથમાંથી છટકી જશે. પણ ચાલતી મોટરના પૈડાને તીર મારી મેં મોટર અટકાવી દીધી. પછી તલવારથી એનું માથું કાપી સીધો દોડ્યો. રાતોરાત એકીશ્વાસે જંગલનો ત્રીસ માઈલનો રસ્તો કાપી સીધો સાહેબના બંગલે હાજર થયો.

"ગોવિંદ સરદાર કંઈ જેવો તેવો માણસ ન હતો. તેના હાથમાં હંમેશાં બંદૂક હોય. વાઘ, વરુ કરતાં લોકો તેનાથી વધારે બીતા. જાનવર કરતાં તે લોકોનું વધારે નુકસાન કરતો. એને મારવામાં મેં કંઈ ઓછી હિંમત કે કૌશલ દાખવ્યાં નથી.

"થોડાં વર્ષો પહેલાં ક્રાંતિકારી ઝપટસિંહનું માથું કાપી લાવવા માટે સાહેબે ડોરાને પાંચ સો રૂપિયાનું ઈનામ આપ્યું હતું. ઝપટસિંહ તો ખૂબ સારો માણસ હતો. તેણે કદી બહેનોની લાજ લૂંટી નહોતી કે કોઈની જમીન હડપ કરી નહોતી. એણે તો ખાલી સરકારી ખજાનો લૂંટ્યો હતો અને કેટલાક સિપાહીઓને માર્યા હતા. પણ ગોવિંદ સરદાર તો ખૂબ ભયંકર માણસ હતો. એટલે તેને મારવા માટે મને વધારે બક્ષિસ મળવી જોઈએ."

ધિનુઆની વાત સાંભળી બધા હો-હો કરી હસવા લાગ્યા. સાહેબે હસતાં હસતાં કહ્યું, "હા, તને ખૂબ મોટું ઇનામ આપીશું."

સરકારી વકીલે કહ્યું, "તને ઇનામ આપવા માટે તો ખાસ અહીં લાવવામાં આવ્યો છે."

ધિનુઓ આ બધી મજાક સમજ્યો નહિ. તે તો બધું સાચું માનતો હતો. કારણ કે હાસ્ય, કૌતુક, મજાક-મશ્કરી શું તેની તેને ખબર નહોતી. તે સાવ નીરસ માણસ હતો.

છેલ્લે ચુકાદો આવ્યો. મૃત્યુદંડ.

ધિનુઆને તેનો અર્થ સમજાયો નહિ. વળી જેલમાં પાછા લઈ જતી વખતે તેને સમજાવવામાં આવ્યું કે તને ઇનામ મળવાનો દિવસ હવે નજીક છે.

હજી ધિનુઆને સમજાયું નહિ કે તેણે ગુનો કર્યો છે અને માટે તેને મૃત્યુદંડની સજા થઈ છે. ઝપટસિંહને માર્યો અને ગોવિંદ સરદારને માર્યો એ બે સરખી બાબત નથી. તેને આ કેમ કરી સમજાય ? તેને ખબર નથી કે ઝપટસિંહને મારવો એ ગૌરવની વાત છે અને બીજાને મારવો એ ગુનો છે. કાયદાની આંટીઘૂંટી તેને શી રીતે સમજાય ? તે તો રહ્યો એક જંગલી આદિવાસી !

ધિનુઓ મનોમન વિચાર કરે છે કે ઝપટસિંહને મારનારને પાંચ સો રૂપિયા મળ્યા છે, તેનાથી ઓછા હું નહિ લઉં. ઓછા આપશે તો હું પાછા આપી દઈશ. કહીશ કે ન આપો તો કંઈ નહિ, પણ આપો તો ડોરાથી વધારે મને મળવા જ જોઈએ.

જેલની અંધારી એકલવાઈ ગુફામાં બેસી તે આવી કેટલીયે વાતો વિચારતો હતો. જોકે વાત કરવાવાળું કોઈ મળે નહિ. વાત કરવાની પણ તેને ઇચ્છા થાય નહિ... બસ, ઇનામ લઈ ઘરે પાછા ફરવા તેનું મન તડપતું હતું.

અંતે તેની ફાંસીનો દિવસ આવી પહોંચ્યો. તેને પૂછવામાં આવ્યું કે "તારી છેલ્લી ઇચ્છા શી છે ?" તેણે કહ્યું : "મારું ઇનામ."

"ઠીક, ચાલ ત્યારે ઇનામ લેવા." કહી તેને લઈ ગયા. તેના મોં પર કાળું કપડું પહેરાવવામાં આવ્યું. ધિનુઆએ મનમાં વિચાર્યું કે આંખ પર કાળો પાટો બાંધી મારો ખોબો સોનાચાંદીથી ભરી દેવામાં આવશે. સરકારના કાયદાકાનૂન કંઈ જેવા તેવા થોડા હોય ? મોટું ઇનામ કંઈ એમ ને એમ અપાય ? ઘેર પાછો ફરીને હું વહુને બધું બતાવીશ. કેટલી ખુશ થશે તે બધું જોઈને ! બસ, પછી સારું ઘર બનાવી, ખેતીવાડી કરી આનંદથી રહીશું ! હવે કંઈ ગોવિંદ સરદાર નથી કે બધું લૂંટી લે !

અચાનક કંઈક તેના ગળામાં પડ્યું...



# યુરોપ-અમેરિકા - પ્રવાસનાં કેટલાંક સંસ્મરણો

એમ. જી. પારેખ

અમે લંડનથી અમેરિકા જવા ઊપડ્યાં. ફિલાડેલ્ફિયામાં અમે અમારા સંબંધીને ત્યાં ઊતર્યાં. અમારા સંબંધી અમને એરપોર્ટ ઉપર લેવા આવ્યા હતા. ફિલાડેલ્ફિયામાં મારે ટેમ્પલ યુનિવર્સિટીમાં કામ કરવાનું હતું. અમારા સંબંધીએ યુનિવર્સિટીમાં ફોન કરીને પૂછ્યું કે યુનિવર્સિટીમાં ક્યારે આવવું જરૂરી છે ? અને યુનિવર્સિટીની નજીક રહેવા માટે કંઈ સગવડ થાય કે નહીં ? યુનિવર્સિટીમાંથી કહ્યું કે તમારી મરજી પ્રમાણે કામ કરવા આવી શકો છો. તમો સીનિયર પ્રોફેસર તરીકે આવો છો એટલે શું કામ કરવું તેનો તમારે નિર્ણય લેવાનો છે તેમજ આવવા-જવા માટે તમારા ઉપર કોઈ બંધન નથી. દરરોજ હાજરી પુરાવવાની પણ જરૂર નથી. લાઇબ્રેરીની સગવડ તમને અહીં પૂરેપૂરી મળશે. જોઈએ તેટલાં પુસ્તકો તમે લઈ જઈ શકો છો. તમને જોઈતાં પુસ્તકો અહીંની લાઇબ્રેરીમાં નહીં હોય તો તે પુસ્તકો અમે તમને મંગાવી આપીશું. મેં કહ્યું કે કેટલાંક પુસ્તકો મારા રહેઠાણ ઉપર હું રાખી શકું ? તો તેમણે કહ્યું કે તમારી જરૂરિયાત મુજબ ગમે તેટલાં પુસ્તકો રાખી શકશો. તેની સંખ્યા ઉપર કોઈ મર્યાદા નથી. તમારી પાસે રહેલ પુસ્તકની માગણી બીજી કોઈ તરફથી આવે તો અમે તેની બીજી નકલ પ્રાપ્ત કરી તેને આપીશું, અને તમારી પાસે રહેલા પુસ્તકની માગણી નહીં કરીએ તેમજ તમને પુસ્તક અત્યંત જરૂરી લાગતું હોય અને તમારી પાસે રાખવાનો વિચાર હોય તો તે અમને જણાવશો અને તે કુલ્લે પાંચ સો ડૉલર સુધીની કિંમતનાં પુસ્તકો તમે મંગાવીને તમારી પાસે રાખી શકો છો.

*

અમારા સંબંધી અમને પોતાને ત્યાં જ રાખવા માગતા હતા, પણ અમે તે સ્વીકાર્યું નહીં. અમારે પરામાં જ રહેવાનું હતું એટલે તેવું રહેઠાણ શોધવા અમે અમારા સંબંધીને કહ્યું. પરામાં એક સારી જગ્યા શોધીને તેમણે અમને તે જગ્યાએ રહેવાનું કહ્યું. તે મકાનમાં રસોડું હતું, ડાઇનિંગ રૂમ હતો તેમજ ડ્રૉઈંગરૂમ અને બેડરૂમ પણ હતા. ભાડું પણ અમને પોષાય તેમ હતું તેમજ ખાદ્યસામગ્રી અને જરૂરિયાતની વસ્તુઓ મળી રહે તેવો પ્રૉવિઝન સ્ટોર પણ ત્યાંથી નજીક જ હતો. યુનિવર્સિટી થોડીક દૂર હતી, પરંતુ ત્યાં જવાની બસો નજીકથી જ મળી રહે તેમ હતું.

અમારા સંબંધી અમને અઠવાડિયામાં બે-ત્રણ દિવસ તો જુદાં જુદાં સ્થળોએ લઈ જતા. યુનિવર્સિટીમાં જવા માટે કોઈ સમય કે દિવસનાં બંધન ન હતાં. એટલે અમે મુક્ત રીતે ફરી શકતાં હતાં. તેમજ ત્યાંથી આજુબાજુનાં સ્થળોએ જવા માટે બસો પણ મળી રહેતી હતી એટલે અમે આજુબાજુનાં સ્થળોએ સહેલાઈથી હરીફરી શકતાં હતાં. બનતા સુધી તો દૂર જવાનું હોય તો પણ અમારા સંબંધી અમને ત્યાં લઈ જતા હતા.

હું યુનિવર્સિટીમાં અવારનવાર જતો તેમજ ત્યાંથી પુસ્તકો લઈ આવતો હતો. મારે અમેરિકાની કૉંગ્રેસની સમિતિઓ કેવી રીતે કામ કરે છે, તેના વિશે જાણકારી મેળવવાની હતી. એટલે વૉશિંગ્ટન જવું અનિવાર્ય હતું. મારો પુત્ર કેલિફોર્નિયાથી ત્યાં આવી ગયો. ત્યારપછી મેં ફુલબ્રાઈટ માં વાત કરી કે વૉશિંગ્ટન જવું મારે અનિવાર્ય છે, તો તે લોકોએ મારે માટે વૉશિંગ્ટનની 'મે ફલાવર' હોટલમાં એક દિવસનો બંદોબસ્ત કર્યો. ત્યારપછી ડેવિસ હાઉસમાં જગ્યા થતાં ત્યાં મારે માટે રહેવા-ખાવાનું ગોઠવી આપ્યું. ડેવિસ હાઉસ એ અમેરિકામાં આવતા પરદેશીઓને રહેવા-ખાવા માટે સગવડ પૂરી પાડનારી સંસ્થા છે. આ સંસ્થા ક્વેકરો તરફથી ચાલે છે. ત્યાં મને અલગ બેડરૂમ આપવામાં આવ્યો હતો. ડેવિસ હાઉસમાં હું ફક્ત સવારનો નાસ્તો જ કરતો. બંને વખતનું ભોજન હું કોઈ હોટલમાં રાખતો, કારણ કે ડેવિસ હાઉસમાં બિનશાકાહારી વાનગીઓ જ મુખ્ય રહેતી, જ્યારે

હોટલમાં શાકાહારી વાનગી મળી રહેતી.

ડેવિસ હાઉસમાં સવારનો ચા-નાસ્તો કરી હું કૉંગ્રેસના મકાન ઉપર જતો. જુદી-જુદી સમિતિઓની મીટિંગમાં બેસવા માટે મેં પરમિશન લઈ લીધી હતી. મને સમિતિ વિશે જાણકાર એક ભાઈની ઑફિસમાં લઈ જવામાં આવ્યો. તે ભાઈએ સમિતિ વિશે સઘળી પ્રાથમિક જાણકારી આપી, અને કહ્યું કે કોઈ પણ મુશ્કેલી પડે તો વિના સંકોચે મારી ઑફિસે આવજો અથવા મને ફોનથી પૂછી લેજો. મારે ગુજરાતની ધારાસભાની સમિતિઓ અને અમેરિકાની સમિતિનાં ધારાધોરણો તેમજ કાર્યરીતિઓ વિશે તુલનાત્મક રીતે લખવાનું હતું એટલે મારે દોઢેક મહિનો વૉશિંગ્ટનમાં ગાળવો પડ્યો. ત્યાંની કૉંગ્રેસની સમિતિઓ વિશેની સઘળી જાણકારી મેં મેળવી અને નોંધી લીધી હતી.

વૉશિંગ્ટનમાં મને ચેતવી દેવામાં આવ્યો હતો કે અહીં રાતના આઠ વાગ્યા પછી નીકળવું જોખમ-ભરેલું છે, એટલે તમારે ડેવિસ હાઉસ ઉપર આઠ વાગ્યા પહેલાં આવી જવું જોઈએ. બનતા પ્રયત્ને હું તે રીતે ડેવિસ હાઉસ ઉપર પહોંચી જતો. એક દિવસ એવું બન્યું કે હું બહાર જમીને રાતના નવેક વાગ્યે ડેવિસ હાઉસ જતો હતો.

બસમાંથી ઊતરી થોડું ચાલવાનું હતું તે હું ચાલીને જતો હતો. ત્યાં રસ્તામાં બે-ચાર કાળાઓએ મને આંતરી લીધો અને મારાં ખિસ્સાં તપાસવા માંડ્યાં. તેમણે જોયું કે મારા ખિસ્સામાં ફક્ત એક ડૉલર જ હતો. તે લઈ લીધો અને ધક્કો મારીને કહ્યું - યૂ ઈન્ડિયન બગર, વૉટ યૂ કેન હેવ ? આ બનાવ હું કદી ભૂલીશ નહીં. પણ મને અચરજ એ થઈ કે અમેરિકાના પાટનગરમાં ફરવું સલામત ન ગણાય તે કેવું કહેવાય !

વૉશિંગ્ટનમાં મારું કામ પતાવી હું ફરી ફિલાડેલ્ફિયા આવ્યો અને ત્યાં કૉંગ્રેસની સમિતિઓ વિશે મેં જે માહિતી મેળવી હતી તે સઘળી વ્યવસ્થિત કરી મારી પત્ની પાસે ટાઈપ કરાવી. સદ્ભાગ્યે તે સરસ ટાઈપિંગ કરતી હતી અને મને સઘળી માહિતી ટાઈપ કરી આપી.

અમે ફિલાડેલ્ફિયાથી બહાર ફરવાનો કાર્યક્રમ ગોઠવ્યો. પહેલાં તો અમે નાયેગરા ધોધ ગયાં અને ત્યાં પાંચેક કલાક ગાળ્યા. સાથે નાસ્તો લઈ ગયાં હતાં એટલે હોટલમાં ખાવું ન પડ્યું. ત્યાં હરવાફરવા માટે એક લૉંગ રાખી હતી અને ભાડેથી પ્રવાસીઓને ફેરવતી હતી. તેમાં ફરી અમે ધોધની મજા માણી.

પછી અમે થાઉઝન્ડ આઈલેન્ડ્ઝ ગયાં. ત્યાં એક ટાપુ ઉપરના રહેઠાણમાં અમે રહેવાની સગવડ નોંધાવી દીધી હતી. તેમજ કાચાં ખવાય તેવાં શાકભાજી, બ્રેડ, દૂધ વગેરે સાથે લઈ લીધાં હતાં અને અમે ત્યાં લગભગ આખો દિવસ ગાળ્યો. તેમાં નિયમિત બોટો ફરતી હતી અને આપણે ફોનથી ઑફિસમાં જણાવીએ એટલે બોટ પ્રવાસીઓને લઈ જતી.

*

ત્યાં સાગરકિનારા ઉપરનાં સ્થળોએ અમને અમારા સંબંધી તેમની મોટરમાં લઈ જતા અને હોટલમાં જમવા પણ લઈ જતા હતા. એક દિવસ અમે ઓસન સિટી ગયાં હતાં, જે દરિયાકિનારે અમે આખો દિવસ ગાળ્યો હતો.

એક દિવસ અમે કેનેડામાં મોન્ટ્રિયલ ગયાં, કારણ કે ત્યાં કાર્નિવલ એટલે કે મેળો ભરાયો હતો. તેમાં અમે ફર્યાં અને હોટલમાં ખાધું. અમે ત્યાં સવારથી સાંજ સુધીનો સમય ગાળ્યો.

*

અમેરિકનો અભિમાની હોતા નથી અને મદદ કરવામાં પાછા પડતા નથી. એક વખત રાત્રે હું યુનિવર્સિટીથી આવતો હતો અને બસના નંબર દેખાયા નહીં એટલે મારા રહેઠાણના સ્થળ તરફ જવાને બદલે હું બીજે જતો રહ્યો. બસના છેલ્લા સ્ટોપ ઉપર ઊતરી મેં તપાસ કરી કે અહીંયાથી મારા મકાન ઉપર જતો રસ્તો કઈ બાજુ છે. તેમાંથી એક ભાઈએ કહ્યું કે તમે તદ્દન ઊલટી દિશામાં આવ્યા છો અને તે બાજુ જતી બસ તો એક કે દોઢ કલાક પછી આવે, પણ તમે ગભરાતા નહીં. તમે મારી સાથે મારા ઘેર ચાલો અને હું તમને જમીને તમારા રહેઠાણ ઉપર મૂકી જઈશ. તે મને તેમના ઘેર લઈ ગયા. મને ડ્રૉઈંગરૂમમાં બેસાડી ચા અને બિસ્કિટ આપ્યાં અને વીસેક મિનિટમાં તૈયાર થઈ પોતાની મોટરમાં મને મૂકી ગયા. મેં તેમને મારા ઘેર આવવા આમંત્રણ આપ્યું. મેં તેમને અમારા ઘરમાં

બનાવેલો મગજનો લાડુ ખાવા આપ્યો. તેમાંથી થોડો ખાઈ અને કહે, હું આ મારા ઘરે લઈ જઈશ. મારાં બાળકોને તે બહુ ભાવશે. મેં કહ્યું, આ લાડુ તમે ખાઈ જાઓ. અમે તમારાં બાળકો માટે બીજા બે લાડુ બાંધી આપીશું.

આ જ રીતે અમારી સોસાયટીમાં રહેતા બીજા અમેરિકનો પણ અમને સહાયભૂત થવા બનતા પ્રયત્નો કરતા.

અમેરિકામાં અમે એક વરસ રહ્યાં. આ એક વરસ અમે આનંદથી ગાળ્યું. અમને ત્યાં કોઈ પણ જાતની તકલીફ પડી નહીં. અમે અમેરિકા છોડ્યું ત્યારે એરપોર્ટ ઉપર પાંચ-સાત હિંદી મિત્રો અમને મૂકવા આવ્યા હતા. તેમાં એક સિંધી કુટુંબ તો અમારી ખૂબ જ નજીક આવી ગયું હતું. તે કુટુંબનાં બહેન ત્યાંની નજીકની હૉસ્પિટલમાં ડૉક્ટર હતાં, તેમજ તેમના પતિ એન્જિનિયર હતા. તે બહેન તો મારી પત્નીની સાડી પકડીને એટલું રડતાં હતાં કે જેટલું મારો પુત્ર પણ નહોતો રડતો. તે બહેન રડતાં-રડતાં કહેતાં હતાં કે કાકી (મારી પત્ની) જાય છે. એટલે મને નથી ગમતું. તેમને અહીં થોડું વધારે રહેવા દો. મેં કહ્યું કે પછી ત્યાં મારી સારસંભાળ કોણ લેશે ? રડતાં-રડતાં તેમણે અમને વિદાય આપી.



## એક વૃદ્ધની વાસંતી ઘટના

*શિશિરનાં શુષ્ક-કડક ને બરડ*  
*અશ્મીભૂત થતાં જતાં અસ્થિઓમાં*  
*ફરીથી નવેસર સળવળાટ...*  
*સૂકા ઝાડમાં જાણે પ્રાણવાયુનો*

*ફરીથી ફરફરાટ ફરફરફર.....*  
*છેક અંતરતમમાં ભૂગર્ભ-મૂળિયાંની માટી સુધી!*  
*એનું અક્કડ લક્કડપણુંય જાણે*  
*નવી કશીક ફૂટનો રોમાંચ અનુભવે છે !*

*જડ ને અકડાઈ, જકડાઈ ગયેલાં અંગોના*  
*સાંધાઓમાં સ્નિગ્ધતાનું કશુંક જાદુઈ ઊંજણ;*  
*અને વધે છે વળાંકના લયની*  
*નવી જ કોઈ શક્યતા...*  
*જાણે યુગોથી એકલો ને બેવડ વળી ગયેલો*

*ઊગડો પડી ગયેલો તે વૃદ્ધ*  
*હવે ઢીંચણ પર હાથ ટેકવી ઊભો થાય છે*  
*કોઈ વાસંતી વળાંકના લયમાં,*  
*પેલા લાખ્ખો વર્ષ પૂર્વેના*

*ચોપગા પ્રાણી જેવો તે*  
*પ્રથમ બંપગા માણસની જેમ જ;*  
*પુનર્જીવનના વળાંકે*  
*ઐતિહાસિક રીતે નોંધનીય એવી*  
*એક વસંતઘટના !*

**ઉશનસ્**

પ્રીતિ સેનગુપ્તા

## શબ્દોની આસપાસની ચુપકીદી :

એવા જે એક નાટ્યકારની વાતોથી તાજેતરમાં ન્યૂયૉર્ક શહેરનાં મુખ્ય છાપાંઓનાં પાનાં ભરાયેલાં રહ્યાં તે જેટલા પ્રશંસાપાત્ર બને છે તેટલા જ રહસ્યમય ગણાય છે. એ સૅમ્યુઅલ બેકેટના માનસ-પુત્ર ગણાય છે - એટલે કે એમનું સ્થાન એક ઉચ્ચ કક્ષાએ સ્થિત છે, ને સાથે જ, આ સરખામણીને લીધે જ, એ સ્થાન ટકાવી રાખવું એમને માટે મુશ્કેલ છે, કઠિન છે.

આ નાટ્યકારનું નામ છે હૅરલ્ડ પિન્ટર. ૧૯૩૦મી સાલમાં એ લંડનમાં જન્મેલા. આ વિગતનું સૌથી અગત્યનું સૂચન એ છે કે દ્વિતીય વિશ્વયુદ્ધ દરમિયાન જે ભયાનક અને કાતિલ બૉમ્બમારા થયા તેના એ સાક્ષી થયા. વળી, એમનાં ચારેય દાદા-દાદીઓ પોલૅન્ડ દેશનાં રૂઢિચુસ્ત યહૂદી હતાં, ને કોઈ પણ રીતે જીવ બચાવીને નાઝી સકંજામાંથી ભાગી છૂટેલાં. આ બાબતોની, તથા યુદ્ધ પૂરું થયા પછી પણ ઈંગ્લૅન્ડમાં એમણે અનુભવેલા યહૂદી-વિરોધી વર્તાવોની અસર પિન્ટરના કિશોરમાનસ પર સદાને માટે અંકાઈ ગઈ. અંગત તેમજ સમગ્ર યહૂદી-સમુદાય પ્રત્યેના અન્યાયનો રોષ પિન્ટર ક્યારેય ઉતારી જ ના શક્યા. ઉપરાંત, એ ઉંમરથી જ એ ધાર્મિક (યહૂદી) પ્રથાઓ અને સરકારી (ફરજિયાત લશ્કરી ભરતી) નીતિની સામે થવા માંડ્યા હતા. ત્યારથી જ, નૈતિક નીડરતા તથા તીવ્ર વ્યક્તિવાદનો પાકો રંગ પિન્ટરના માનસિક તેમજ બૌદ્ધિક અંશો પર ચડી ગયો.

પિન્ટર નાનપણથી જ ગંભીર અને ઘેરા સ્વભાવવાળા હતા. એ સતત વિચારશીલ હતા, અને વાચનરત પણ. દૉસ્તોયેવ્સ્કી, કાફ્કા, જૉઈસ, એલિયટ, પાઉન્ડ, બેકેટ જેવાઓની કૃતિઓનું સતત વાચન કરનારના મનમાંનો જીવનની અનિશ્ચિતતા માટેનો ભાવ વધારે પુષ્ટિ પામતો જાય તેમાં શી નવાઈ ?!

પહેલેથી જ જીવનમાં પૈસાનો અભાવ, પણ મિજાજ સાવ સ્વતંત્ર. તેથી ગમે તે નોકરીમાં રસ ક્યાંથી પડે ? જીવન-નિર્વાહ માટે પિન્ટર ઇંગ્લૅન્ડ અને આયરલૅન્ડમાં નાટકોમાં અભિનય કરતા રહ્યા, ને લાંબી લાંબી કવિતાઓ લખતા રહ્યા. નવલકથા પર પણ હાથ અજમાવેલો,પરન્તુ ૧૯૫૭માં જ્યારે એક મિત્ર તરફથી એક એકાંકી લખી આપવાનું કહેણ આવ્યું ત્યારથી એમનું જીવન પલટો પામી ગયું. ઇંગ્લૅન્ડના નાના એક શહેરમાંના નાનકડા નાટ્ય-જૂથ માટે લખાયેલા 'ધ રૂમ' નામના એ ટૂંકા નાટક દ્વારા પિન્ટરની લાંબી કારકિર્દીની શરૂઆત થઈ.

અત્યાર સુધીમાં, સંક્ષિપ્ત નાટ્ય-દૃશ્યો, એકાંકીઓ અને ત્રિઅંકી નાટકો થઈને ચાલીસથી વધુ કૃતિઓ પિન્ટરે આપી છે. ઉપરાંત, એકવીસેક સ્ક્રીન-પ્લે ફિલ્મો માટે લખ્યાં છે. અનેક નાટકોનું દિગ્દર્શન એ કરતા આવ્યા છે, અને પોતાનાં તેમજ અન્યનાં નાટકોમાં, ફિલ્મોમાં ને ટેલિવિઝન પર અભિનય કરવાનું પણ ચાલુ જ છે. યુરોપના અનેક દેશોમાંથી મળેલાં ઇનામો, તેમજ માનદ ઉપાધિની યાદી ઘણી લાંબી થવા જાય છે. અમેરિકામાંથી પણ ઇનામો એમને પ્રાપ્ત થયેલાં છે. પિન્ટરનાં નાટકો ભલે રહસ્યમય અને ગૂઢ ગણાતાં હોય, અને પિન્ટર પોતે ભલે સર્વોચ્ચ પશ્ચિમી સર્જક એવા સૅમ્યુઅલ બેકેટના પડછાયામાં રહેલા જણાતા હોય - પિન્ટરની ખ્યાતિ આજે આખી દુનિયામાં ફેલાઈ ગઈ છે, અને ઇંગ્લૅન્ડના જ નહીં, પણ વિશ્વભરના શિરમોર નાટ્યકારોમાં એમનું નામ શાશ્વત સ્થાન પામી ચૂક્યું છે.

અમેરિકાને પિન્ટરનો સૌથી પહેલો પરિચય ૧૯૬૫માં થયો, જ્યારે ન્યૂયૉર્કમાં એમનું 'ધ હોમકમિંગ' (The Homecoming) નામનું નાટક રજૂ થયું. એ જમાનામાં પ્રથમ પ્રયોગ પછીની સવારે, તરત જ, 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'માં એનું સમાલોચન આવી જતું.

(છેલ્લાં કેટલાંક વર્ષોથી ઘણાં નાટકો સત્તાવાર રીતે ખૂલે તે પહેલાં દસથી પંદર દિવસ પ્રી-વ્યૂ રજૂ કરે છે. એ દરમિયાન એનું જાહેર વિવેચન કરવાની છૂટ નથી.) વૉલ્ટર કેર (Kerr) નામના પ્રખ્યાત અને પ્રભાવી વિવેચકે 'ધ હોમકમિંગ'ને વખોડી કાઢ્યું હતું. એ પછી લેખક, દિગ્દર્શક અને કળાકારો પર નાટક બંધ કરવા, કે કપાતે પગારે કામ કરવા દબાણ થયું હતું, પણ એ લોકોએ મચક નહોતી આપી, ને નાટકના પ્રયોગો ચાલુ રાખ્યા હતા.

એકબીજાનું સાંભળીને એ નાટક જોવા જનારા પ્રેક્ષકોનો એવો દરોડો પડેલો કે ન્યૂયૉર્કના નાટ્ય-મંચ પર 'ધ હોમકમિંગ' દસ મહિના લાગલગાટ ચાલેલું, ને તે અઠવાડિયાના સાત પ્રયોગોને હિસાબે. છતાં હજી આ નાટક પિન્ટરનાં બધાં નાટકોમાં સૌથી વધારે વિવાદાસ્પદ તો ગણાય જ છે, ને તે એના વિષય-વસ્તુને કારણે. ટેડી પોતાની પત્ની રૂથને લઈને પરગામ કુટુંબીઓને મળવા જાય છે. માતાનું મૃત્યુ થયું છે. પિતા અને બીજા બે ભાઈઓ લગભગ તરત રૂથ સાથે છૂટ લેવા માંડે છે. રૂથ એ સહન કરે છે, ટેડી એમાં કશો વાંધો લેતો નથી, ને છેલ્લે એ જ રૂથને ત્યાં રહીને પિતા તથા ભાઈઓની સંગિની બનવા સમજાવે છે. નૈતિક દૃષ્ટિએ જે અમાન્ય, તેમજ અસહ્ય, લાગે છે તે કથાનકમાં પછી તો અભ્યાસીઓ અનેકવિધ અર્થો અને સ્તરો જુએ છે - દા.ત. વિનોદ, વક્રતા, ઈર્ષા, હિંસા, કબજો લેવાની વૃત્તિ, કૌટુંબિક અશાંતિ વગેરે.

પિન્ટરનાં બીજાં અગત્યનાં નાટકોમાં 'ધ બર્થ-ડે પાર્ટી', 'ધ કેર-ટેકર', 'બિટ્રેયલ', 'ધ રૂમ', 'ધ કલેક્શન' વગેરેનો સમાવેશ થાય છે. એમનાં બધાં નાટકો કોઈ પણ એક વાત, કે વસ્તુ, કે બનાવ, કે અનુભવની ક્ષણમાંથી નીપજેલાં ગણાય છે. વળી, જેમાં પ્રેમની વાત હોય છે તેમાં પ્રેમ-વિહીનતાની પણ વાત હોય છે, જેમાં ભાઈ-ભાઈ કે પતિ-પત્ની વચ્ચેના સંબંધો નિરૂપાયા હોય છે એમાં અંતર ને એકલતા છતાં થતાં હોય છે, અને જેમાં ક્રૂરતા ને આઘાત દર્શાવાયાં હોય છે એમાં રાજકીય-સામાજિક સ્તરે થતાં દમન ને અન્યાય માટેનો રોષ કારણભૂત હોય છે.

નિરીક્ષક તરીકે અને નાટ્યકાર તરીકે હેરલ્ડ પિન્ટર (Harold Pinter) જીવનની જટિલતા સાથે પૂર્ણપણે ગુંથાયેલા છે, પરન્તુ એમની સર્જનાત્મક અભિવ્યંજના અલિપ્તતાની છે. એમનો અભિગમ શબ્દોથી ઓછામાં ઓછું છતું કરવાનો તથા નાટકને સમજવાનો પ્રયત્ન પ્રેક્ષકો (ને વાચકો) પર છોડી દેવાનો છે. એમનાં નાટકોનો સૂર ગૂઢ અને મોઘમ હોય છે. એ પૂરાં થાય ત્યારે એમ લાગે કે હજી કશું બાકી રહી ગયું છે. પિન્ટરને પામવા માટે પ્રેક્ષકોએ જ નહીં, પણ ભાગ લેનારાં કળાકારોએ પણ સભાન, સચેત અને એકાગ્ર-ચિત્ત રહેવું પડે છે.

પિન્ટરનાં નાટકોમાં પાત્રોની ભીડ નથી હોતી. મોટે ભાગે તો બે જ પાત્રો હોય, ને બહુ બહુ તો ત્રણ. ક્યારેક જ એથી વધારે. એમના સંવાદો પણ ભાગ્યે જ લાંબા હોય. સાધારણ રીતે એ મિતાક્ષરી અને પુનરાવૃત્ત હોય છે. સહેજ ખ્યાલ આવે તે માટે જોઈએ તો કંઈક આવા તૂટક શબ્દો લાગે : તમે આવી ગયા ? / હા. / હમણાં ? / હા. / બહાર સારું છે ? / સારું છે. / શું કરો છો ? / બેઠો છું. / બેઠા છો ? / હા. / છાપું મળ્યું ? / મળ્યું. / ખાસ કાંઈ છે ? / નથી. / ઓહ, એમ ? / હા.....

આ શૈલી પિન્ટરની ખાસિયત બનેલી છે. અભ્યાસીઓ અને પિન્ટર-સ્નેહીઓ આવા શબ્દે-શબ્દમાં ભારોભાર કાકુ જોતા હોય છે. ઉપરાંત, આવા એકાક્ષરી-મિતાક્ષરી સંવાદોની વચ્ચે એ વારંવાર, ટૂંકા-લાંબા વિરામ પરોવતા રહે છે. ઘણી ઘણી વાર પડદો ખૂલે ત્યારે મિનિટો સુધી કોઈ હલનચલન કે કથન થતું નથી. શું થશે ? - શું બનશે ? ની ભયાત્મક શબ્દહીન-આકારહીન ઉત્સુકતા નાટ્યગૃહ આખામાં પ્રસરી જાય છે. શબ્દો બોલાવા માંડે છે ત્યારે પણ કોઈ પ્રકારની અનિવાર્ય અર્થગંભીરતા છવાયેલી રહે છે - એવા ધુમ્મસની જેમ જે દેખાતું ના હોય, ફક્ત અનુભવાતું હોય.

શબ્દોની અસરકારકતા માટેની પિન્ટરની વિભાવના સુસ્પષ્ટ છે, ને કદાચ અનન્ય છે. કથનને એ વ્યક્તિઓની વચ્ચે ઊભા કરાતા સેતુ તેમજ અવરોધ તરીકે જુએ છે. શબ્દો એમને "આનંદ આપે છે, ને જુગુપ્સા પણ. અકથનીય, અવિશ્વસનીય, અનિશ્ચિત, દુર્ગ્રાહ્ય, અસહયોગશીલ-આવાં તત્ત્વોમાંથી ભાષા નીપજે છે - એ ભાષા કે જે કહેતી હોય છે એક વાત, પણ એમાંથી છતી થતી હોય છે કોઈ બીજી જ વાત." પિન્ટરના હાથમાં વાણી એક આયુધ છે. તો નિઃશબ્દતા માટેના એમના શબ્દો યાદ રાખવા જેવા છે.

"ચુપકીદી બે જાતની હોય છે. એક એ કે જ્યારે કશું બોલાયું નથી હોતું. બીજી એ કે જ્યારે કદાચ વાક્ધારા ચાલી રહી હોય છે. જે વાત આપણે સાંભળતા હોઈએ છીએ એની અંદર આપણે જે નથી સાંભળી શકતા તેનું સૂચન હોય છે. જ્યારે ખરી ચુપકીદી ઊતરી આવે છે ત્યારે એનો પડઘો હજી હોય છે, પણ આપણે નગ્નતા ની વધારે નજીક હોઈએ છીએ. એક રીતે એમ પણ કહી શકાય કે વાણી 'નગ્નતા'ને ઢાંકવા માટેની સતત વપરાતી ચાલ છે."

હમણાં આવા નાટ્ય-ગુરુ પિન્ટરનાં બે એકાંકી જોયાં. એમાંના 'વન ફૉર ધ રોડ' (One for the Road) માં ઈન્દિરા વર્માની નાની ભૂમિકા હતી. પણ એ નાટક જોવાનું મેં મન કરેલું પિન્ટરને પોતાને જોવા માટે. નાટ્યકારના લખેલા શબ્દો એમના જ મુખેથી સાંભળવાનો એ લહાવો હતો. દયા ને શરમ વગરના અત્યાચારી તરીકેનો એમનો અભિનય એટલો સાર્થક હતો કે આખો પ્રેક્ષક-સમુદાય મનોમન થથરી ઊઠ્યો હતો. નહીં બોલાયેલા શબ્દો, અને સંવાદોની વચ્ચે પરોવાતા ગયેલા મૌનનાં કંપન, તાળીઓની પછીતેથી, સંભળાતાં રહેલાં - ક્યાંય સુધી.



## જતાં તમે

*જતાં તમે આ ઘર સૂનું સૂનું,*
*શકે શિશુ રાંક, નમાયું, પાંગળું !*
*ભર્યું ભર્યું મંદિર પૂજ્ય કાલનું,*
*ભેંકાર ભાસે, કરતૂત કાળનું.*

*જતાં તમે મારું શું શું નહીં ગયું ?*
*ઉષ્મા, ધૃતિ, શાન્તિ, અદ્વૈત આત્મનું;*
*અવલંબને આજ લગી ટકી રહ્યો,*
*દુર્ભાગ્યના ઘાવ સહી ઋજુ થયો.*

*જતાં તમે સૌ અસબાબ મૂક,*
*મંદિરનો દીપક શો અબૂઝ !*
*ચણે ન પંખી કણ, બાગ મ્લાન,*
*જણાય આવાસની ઝાંખી શાન !*
*જતાં તમે પ્રકૃતિ-ચક્ર ચાલતું -*
*અદીઠ જે ચક્ર*
*લકવાઈ તો જતું.*

*જતાં તમે...*

**અનામી**

# એવુંય નથી કે ઘેર પાછા ફરવાની ઝંખના નથી...!

ને એવુંય નથી કે ઘેર પાછા ફરવાની અદમ્ય ઝંખના નથી !

પણ કયે કયે રસ્તે ચાલતો રહ્યો, કયે કયે બંદર નાંગરતો રહ્યો નૌકાને ?!
ખારવાઓનાં ઉન્મત્ત ગીતો અને ટાપુઓની કન્યાઓના ખિલખિલાટ સ્મિતે
કયા કયા સમુદ્રકિનારે જરાક જરાક નથી રોકી રાખી સફરને ?!
તૃણો અને પુષ્પોની ઉત્તપ્ત ગંધે શું પ્રાણને વ્યાકુળ નથી કર્યો ?
અલસમંથર ગ્રીષ્મની બપોર જેવા દ્વીપોમાં વૃક્ષો પરનાં

પરિપક્વ ફલોની ગંધે અને વિશ્રબ્ધતાએ શું વારેવારે વિહ્વલ નથી કર્યો ?
ક્યારેક રાક્ષસો સાથે તુમુલ યુદ્ધ કર્યું છે
ક્યારેક પવન અને તોફાનમાં સમુદ્રના રસ્તાઓ ખોયા છે
ક્યારેક સીસમ અને અબનૂસનાં જંગલોના અંધકારમાં ભટક્યો છું
ક્યારેક સ્ફિન્ક્સના કોયડાઓમાં ગૂંચવાઈને જીવનના ઉત્તરને શોધવા ભમ્યો છું
ક્યારેક ડેલ્ફીની દેવદર્શિનીઓ પાસેથી ઉત્તર મેળવવા પેલા તૃષાતુર ખડક પાસે જાગતો ઊભો રહ્યો છું.
ક્યારેક પાષાણના સૌંદર્ય પાછળ રોમના અવશેષોમાં ભટકતો રહ્યો છું
ક્યારેક ઇથાકા પહોંચવા નૌકાને હલેસાં મારતો સ્વપ્નમાં ટમટમતા દીવાઓને જોતો રહ્યો છું–

હજીય આપણા વતનનું નાનકડું ઘર
રાત્રિએ પેટાવેલા હરિકને જેવું ટમટમે છે મારી સ્મૃતિઓમાં
નાનકડી બારીઓમાંથી ડોકાતા ચાંદરણાંના પ્રકાશમાં તું વસ્ત્રને વણ્યા કરે છે.
બારી પર થોડાક ફાટેલા આકાશને વિશ્વાસનું થીગડું મારે છે
ક્યારેક તું બારીઓ પર પરદાઓ ઢાંકીને અંધકારની નિઃશબ્દતાને નિમંત્રે છે.
હું પણ ક્યાંય સુધી આપણા ખોરડા પર નાળિયેરની ડાળીઓના
હલ્યા કરતા પડછાયાને અહીં સાંભળ્યા કરું છું–

પણ ઓડિસ્યૂસની જેમ પ્રૌઢ અવસ્થામાં ક્યારેય વતન પાછો ફરીશ ?
કે સફરમાં ને સફરમાં, એક પ્રહેલિકામાંથી બીજી પ્રહેલિકામાં
એક બંદરથી બીજા બંદર લગી
એક લુપ્તતાથી બીજી લુપ્તતા ભણી....

ને એવુંય નથી કે ઘેર પાછા ફરવાની અદમ્ય ઝંખના નથી– !

**યશવંત ત્રિવેદી**



## આભાર-દર્શન

તાજેતરમાં ગુજરાત સાહિત્ય અકાદમીએ મને ગૌરવ પુરસ્કાર આપવાનું નક્કી કર્યું એ સમાચાર જાણી અનેક સ્થાનિક અને બહારગામના સ્નેહીજનોએ રૂબરૂ મળીને, પત્ર અને ટેલિફોન દ્વારા અભિનંદન અને શુભેચ્છાઓ પાઠવ્યાં એ સૌ પ્રત્યે આભારની લાગણી અનુભવું છું. આ સૌ સ્નેહીજનોનો અને 'ઉદ્દેશ' પરિવારના સૌનો પુનઃ આભાર.

**રમણલાલ જોશી**

# સંસ્કૃત ભાષાની મહત્તા

ડૉ. પી. વી. અરુણાચલમ્,
અનુવાદ : મુકુંદભાઈ વ્યાસ, મધુસૂદન એમ. વ્યાસ

સંસ્કૃત માત્ર એક ભાષા જ નથી. તે ભારતીય સંસ્કૃતિ, વારસો, જ્ઞાન અને બીજી અનેક બાબત્તોની ઝળહળતી પરંપરા પણ છે. એક શાશ્વત પ્રવાહ તરીકે સંસ્કૃત આધુનિક ભારતની ભાષાઓ અને અગ્નિ એશિયાની કેટલીક ભાષાઓને પ્રભાવિત કરતી અને પોષતી રહી છે. આધુનિક ભારતની તમિળ અને ઉર્દૂ સિવાયની કોઈ પણ ભાષા સંસ્કૃતમાંથી કંઈક લીધા સિવાય નક્કરપણે ટકી શકે તેમ નથી.

સમગ્ર વિશ્વના વિદ્વાનો એકમતે સ્વીકારે છે કે માનવજાત માટે સંસ્કૃતમાં રચાયેલો આદિ ગ્રંથ ઋગ્વેદ છે. આમ ઋગ્વેદના સંપાદનની સાથે, પોતાની ઉત્પત્તિ સાથે (સમયના પ્રવાહ સાથે) સમયાંતરે સંસ્કૃતમાં અનેક ફેરફાર થયા છે. આ ભાષામાંના ફેરફારોના ઇતિહાસને ધ્યાનમાં રાખીને સંસ્કૃતને નીચે પ્રમાણેના વિભાગોમાં મૂકી શકાય છે :

(૧) વેદકાળ પહેલાંનું સંસ્કૃત,
(૨) ઋગ્વેદનું અને એ પછીનું વૈદિક સંસ્કૃત,
(૩) વેદકાળ પછીનું સંસ્કૃત,
(૪) શાસ્ત્રીય સંસ્કૃત,
(૫) આધુનિક સંસ્કૃત.

એક પાશ્ચાત્ય વિદ્વાન એલ્ફિન્સ્ટેઇને ૧૮૪૦માં તે સમયે ઉપલબ્ધ સંસ્કૃતનાં પાઠ્યપુસ્તકોની ગણતરી કરેલી અને જાહેર કરેલું કે તેમની સંખ્યા ગ્રીક અને લેટિન ભાષાઓમાં લખાયેલાં બધાં પુસ્તકોના સરવાળા કરતાં મોટી હતી. આપણે બધા જાણીએ છીએ કે એલ્ફિન્સટેઇનને પ્રાપ્ત થયેલાં સંસ્કૃત પુસ્તકો માત્ર થોડાં જ હતાં. ૧૮૩૦ સુધીમાં પ્રો. ફ્રેડરિકે આ સંખ્યા ૩૫૦ની દર્શાવેલી. ૧૮૫૨ સુધીમાં પ્રો. વેબરને ૫૦૦ ગ્રંથ પ્રાપ્ત થયેલા, પાછળથી કેટલાંક વધુ પુસ્તકો તેમના હાથે આવેલાં. ૧૮૯૧માં એ કુલ આંકડો ૧,૩૦૦એ પહોંચેલો. ૧૮૯૧માં થિયોડોર સોફ્રેટે પ્રાપ્ય સંસ્કૃત રચનાઓની એક સૂચિ બનાવેલી, અને તે ૩૨,૦૦૦ ને આંકડે પહોંચેલી. ૧૯૧૬માં નેપાળના મહામહોપાધ્યાય પંડિત હરપ્રસાદ શાસ્ત્રીએ ૪૦,૦૦૦ કરતાં વધુ રચનાઓ એકઠી કરેલી. શ્રી રાહુલ સાંકૃત્યાયને મધ્ય એશિયા, તિબેટ, નેપાળમાં ફરીને કેટલાક સંસ્કૃત ગ્રંથો પ્રાપ્ત કરેલા અને આ રીતે શ્રી કે. ટી. પાંડુરંગીની 'ભારત અને પરદેશમાંની સંસ્કૃત હસ્તપ્રતોની સંપત્તિ' વિશેની નોંધોમાંના વિધાન મુજબ આ આંકડો સાડા પાંચ લાખે પહોંચેલો. સંસ્કૃત સાહિત્યની વિશાળતા અને સમૃદ્ધિની આપણને અનુભૂતિ થાય એટલા માટે આ આંકડા આપવામાં આવ્યા છે.

પોતાની મહાન કૃતિ The Discovery of India - 'ભારતની ખોજ'-માં જવાહરલાલ નહેરુએ આ પ્રમાણે કહેલું - ''જો મને પૂછવામાં આવે કે ભારત પાસે રહેલો સૌથી મોટો ખજાનો અને તેનો સૌથી વધુ સમૃદ્ધ વારસો ક્યો છે ? તો હું ખચકાયા સિવાય કહું કે એ છે સંસ્કૃત ભાષા અને સાહિત્ય તેમજ તેમાં રહેલું બધું. આ એક ભવ્ય વારસો છે અને જ્યાં સુધી તે ટકશે અને આપણા લોકોના જીવનને પ્રભાવિત કરશે, ત્યાં સુધી ભારતની મૂળભૂત પ્રતિભા (= લાક્ષણિકતા ?) ટકશે.'

સંસ્કૃતમાં આપણને વૈદિક સાહિત્ય, વેદાંગો, ઇતિહાસ, પુરાણ, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામસૂત્ર (= કામશાસ્ત્ર), દર્શનો, બૌદ્ધ દર્શન, જૈન દર્શન, ચાર્વાક-સાહિત્ય, આયુર્વેદ, ગાંધર્વવેદ, ધનુર્વેદ, શિલ્પશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, જ્યોતિષ, ગણિત અને બીજાં વિધાયક શાસ્ત્રો વાસ્તુશાસ્ત્ર, તંત્રશાસ્ત્ર, કાવ્યો, નાટકો, સાહિત્ય, અલંકારશાસ્ત્ર, વીથિશાસ્ત્ર, લલિત કલાઓ, શબ્દકોષ અને છેલ્લું પણ ઓછા મહત્ત્વનું નહિ એવું અભિલેખ સાહિત્ય વગેરે મળી આવે છે.

અગાઉ વિગતવાર કહ્યા મુજબ આપણે સંસ્કૃતને ભૂલી શકીએ તેમ નથી; કારણ કે તે માનવ વિચાર અને ક્રિયાની પ્રત્યેક શાખાને સ્પર્શતા જ્ઞાનનો ખજાનો છે.

જે ભાષા પોતાના ઉષઃકાળથી વ્યાકરણ અને શબ્દભંડોળ ઉપર સૌથી વધુ મહત્ત્વ આપે છે, તે આદર, આભા અને પ્રેમ ઊભાં કરે છે. આપણને માહિતી મળે

છે કે વૈદિક કાળ જેટલા શરૂઆતના સમયમાં શબ્દકોશ - નિઘંટુની રચના કરવાનું પ્રચલિત હતું. આપણને જાણીને આશ્ચર્ય થશે કે 'એકાક્ષરનિઘંટુ'ની રચના ઘણા લાંબા સમય પહેલાં થઈ હતી. આ પ્રાચીન પુસ્તકોને સાચવવાની પૂરતી કાળજીના અભાવે સમૃદ્ધ ખજાનાઓ ગુમાવવામાં આવ્યા. વૈદિક પરિભાષા કોષ-નિઘંટુ તરીકે આપણી પાસે હવે યાસ્કનું 'નિરુક્ત'. ગ્રંથ જ બચ્યો છે. કેમ કે તે પ્રકારની અન્ય રચનાઓ પાછળની પેઢીઓ માટે અદૃશ્ય થઈ ગઈ છે, નાશ પામી છે.

મહદંશે ચોથી સદીનો 'અમરકોશ' જે અન્યથા 'નામલિંગાનુશાસન' તરીકે પણ જાણીતો છે અને જે હજુ પણ સંસ્કૃતજ્ઞોમાં લોકપ્રિય છે, તે દુનિયાના અત્યંત વૈજ્ઞાનિક રીતે લખાયેલા શબ્દકોશો પૈકીનો એક છે. ઈશુની છઠ્ઠી શતાબ્દીમાં તેનો ચીની ભાષામાં અનુવાદ થયેલો.

બીજી કૃતિ કે જે હંમેશને માટે મહાન રહી છે અને બધી રીતે મહાન છે તે પાણિનિની અષ્ટાધ્યાયી છે. પાણિનિના વ્યાકરણ (ઈ.પૂ. ૫૦૦)નું હાર્દ એની સૂત્રો તરીકે ઓળખાતી વ્યાખ્યાઓ છે. 'અષ્ટાધ્યાયી' તરીકે ઓળખાતો એ સૂત્રોનો ગ્રંથ છે. તે ગ્રંથના ત્રણ ઉપગ્રંથો છે : (૧) અક્ષરસમામ્નાય, (૨) ધાતુ પાઠ, (૩) ગણપાઠ. આ પૈકીનો પહેલો ધ્વનિનો સુવ્યવસ્થિત સમૂહ (અક્ષર), બીજો ક્રિયાપદોનાં મૂળ રૂપોની સૂચિ (ધાતુ) અને ત્રીજો વિશેષ સૂત્રોમાં કરવામાં આવેલ વિધાનો સાથે સંબંધિત બીજી બાબતોનો સમૂહ (ગણાલુ) છે. અગાઉ પાયાના સિદ્ધાંતોના આ સમૂહો (= ગણો) આવાં સૂત્રોની સાથે અપાતા હતા.

પાણિનિના સમયમાં જે ભાષાનો તેણે ઉપયોગ કર્યો અને તેના વ્યાકરણમાં જેનું વર્ણન કર્યું તે ભાષા વિદ્વદ્‌ભોગ્ય, સંભાષણ અને લોકોમાં પ્રચલિત ધાર્મિક વિધિઓનું મુખ્ય વાહન હતી. (અલબત્ત, ભાષાકીય અને સામાજિક ભદ્રવર્ગનું મુખ્ય વાહન હતી.)

ભર્તૃહરિ અને પતંજલિની કૃતિઓ પણ એટલી જ મહાન છે. આ બધી અદ્‌ભુત કૃતિઓ ઉપરાંત આપણે કાવ્યો, નાટકો, કાલિદાસના અલંકારગ્રંથો, ભવભૂતિ, શૂદ્રક, વિશાખદત્ત, ક્ષેમેન્દ્ર, જગન્નાથ ભટ્ટ, વિદ્યાનાથ, આનંદવર્ધન, મમ્મટ અને બીજા અનેકનાં દૃષ્ટાંતો આપી શકીએ. જેમને સૌકોઈ ચાહે છે અને આદર આપે છે એવી આ મહાન વિદ્વાનોની સંપૂર્ણ યાદી આપવાનો આ અવસર નથી.

'સંસ્કૃત કાલગ્રસ્ત ભાષા છે' આ વિધાન સાંભળીને આપણને દુઃખ થાય છે, તે સત્ય નથી. સંસ્કૃત વ્યાકરણનો વિકાસ અને સંસ્કૃત સાહિત્યની સમૃદ્ધિ દર્શાવે છે કે સંસ્કૃત ભારતવર્ષના આમ લોકોની બોલચાલની ભાષા રહી હોવી જોઈએ. બૌદ્ધ અને જૈન ધર્મના આગમન સાથે પાલિ અને પ્રાકૃત ભાષાઓ જનસમુદાયોની નજીક આવી. ઈ.સ. ૭૦૦થી ઈ.સ. ૧૨૦૦ દરમિયાન પ્રાદેશિક ભાષાઓના વિકાસે પાલિ ને પ્રાકૃતને વિસ્મૃતિમાં મૂકી દીધી હતી. પરંતુ સંસ્કૃત ભાષા જળવાઈ રહી. ઉત્તર ભારતની ભાષાઓની જનની સમી અને દક્ષિણ ભારતની ભાષાઓમાં પ્રાણ (બળ) પૂરનારી સંસ્કૃત ભાષા ઘણી વાર બૌદ્ધિક સંવાદો (= પરિષદો) અને ધાર્મિક વિધિઓમાં બોલાય છે.

પશ્ચિમના દેશોમાં સોળમી સદીમાં સાહિત્ય દ્વારા ભાષાકીય અને સાંસ્કૃતિક પુનરુત્થાન થવા માંડ્યું. કેટલાંક ઐતિહાસિક કારણોને લીધે ભારતમાં તે થોડું મોડું થયું. ૧૩-૧-'૭૨ના દિવસે બનારસમાં સંસ્કૃત કૉલેજની સ્થાપનાએ સંસ્કૃત શિક્ષણના આધુનિકીકરણને એક નવી ચાલના આપી. પરંતુ સંસ્કૃતને આધુનિક વિશ્વની એક ભાષા તરીકે વિકસાવવાની અને સ્વીકારવાની સુવ્યવસ્થિત પદ્ધતિસરની પ્રક્રિયા તો ઈ.સ. ૧૮૫૧માં પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની 'વ્યાકરણકૌમુદી'ની સંરચના સાથે થઈ. તેમણે સંસ્કૃત ભાષાના અને તેની શૈક્ષણિક પદ્ધતિઓના સરલીકરણ અને આધુનિકીકરણની આધારશિલા રાખી હતી. ૧૮૫૪ના 'કલકત્તા રિવ્યૂ'માં નોંધ લેવામાં આવી છે, "ઈશ્વરચંદ્રે અત્યાર સુધી દુર્ગમ લાગતા સંસ્કૃત વ્યાકરણના અભ્યાસને ગ્રીકના અભ્યાસ જેટલો જ સહેલો બનાવીને તેના અભ્યાસને આગળ ધપાવવા માટે મોટું કામ કર્યું છે." પ્રો. ભાંડારકરે પણ ભારત બહારના અભ્યાસાર્થીઓ માટે વ્યાકરણનું પુસ્તક તૈયાર કરી આપ્યું, જે સંસ્કૃત શીખવાની સરળ-સહેલી રીતો બતાવે છે.

વીસમી સદીની પ્રથમ પચીસી દરમિયાન સંસ્કૃત ભાષાના સરલીકરણ અને એની શિક્ષણની પદ્ધતિઓમાં કરાયેલા ફેરફારોએ સંબંધિત સૌનું ધ્યાન ખેંચ્યું. તે સમય (= વર્ષો) દરમિયાન પંડિત દામોદર

સાતવળેકરજીએ સંસ્કૃત બોલવા ઉપર ભાર મૂક્યો. પુણેના શ્રી બી. બી. કમાલ અને કેરળના શ્રી કુરિઓકોસે તૈયાર કરેલ ક્રમિક કક્ષાનાં પાઠ્યપુસ્તકોએ પં. સાતવળેકરજીના હેતુઓને વેગ આપ્યો (આગળ વધારવામાં ઝડપ પૂરી પાડી).

સ્વાતંત્ર્યોત્તર કાળમાં આધુનિક સંસ્કૃતના વિકાસમાં ૧૯૫૬માં સંસ્કૃત કમિશનની નિમણૂક એક શકવર્તી ઘટના છે. તે પછી સંસ્કૃતની સાક્ષરતા વધારવા કેટલીક ઝુંબેશો થઈ. 'સંસ્કૃતને નિવાસસ્થાનની ભાષા બનાવો' (Make Sanskrit a home language) 'સંસ્કૃતમાં વાતચીત કરો ' કે 'સંસ્કૃતને જીભ ઉપર રાખો' (Keep Sanskrit on your tongue) સૂત્રો જે લોકપ્રિય સૂત્રોએ ભાવનાશાળી સંસ્કૃતજ્ઞોને અને સંસ્કૃત સંસ્થાઓને પ્રેરણા પૂરી પાડી તે પૈકીનાં હતાં. સંસ્કૃતને લોકપ્રિય અને બોલચાલની ભાષા બનાવવા માટે એક નવું બળ મળ્યું અને એક નવા દૃષ્ટિબિંદુનો વિકાસ થયો.

આ બાબતે જેમણે અથક પ્રયત્નો કર્યા તેમનામાં શ્રી વાય. એમ. નાન્યાલ, પંડિત કપિલદેવ શર્મા, પંડિત અનંત શાસ્ત્રી ફડકે, શ્રી બ્રહ્મદત્ત જિજ્ઞાસુ, પંડિત રાહુલ સાંકૃત્યાયન, પંડિત વાસુદેવ દ્વિવેદી શાસ્ત્રી, વસન્ત અનંત ગાડગીલ, એલ. એમ. ચક્રદેવ અને શ્રીમતી માલતી ચક્રદેવ તેમજ દેશના જુદા જુદા ભાગોમાંથી અનેક પંડિતો હતા. જાણવા મળે છે કે શ્રીમાન ચક્રદેવે મુંબઈમાં ચર્ની રોડ ખાતે 'શ્રીવત્સ બાલમંદિરમ્' નામની એક શાળા શરૂ કરી છે અને ત્યાં તેમણે લોઅર કે. જી. (L.K.G.) અને અપર કે.જી. (U.K.G.)નાં બાળકોને સંસ્કૃત શીખવવા સફળતાપૂર્વક એક પદ્ધતિ દાખલ કરી છે. પૉંડિચેરીના શ્રી અરવિંદ આંતરરાષ્ટ્રીય શિક્ષણ કેન્દ્રે પણ શાળાનાં બાળકો માટે શિક્ષણની પદ્ધતિઓ અને શીખવવાની પદ્ધતિઓમાં ફેરફારો કરવા નોંધપાત્ર પ્રયાસો કર્યા છે. પુણેના શારદા જ્ઞાનપીઠમ્‌ના નિર્દેશક પંડિત વસંત ગાડગીલે સંસ્કૃતનો પ્રચાર કરવા ઉપર ભાર મૂક્યો જ છે. એટલું જ નહિ, પરંતુ જનસમૂહો માટે બોલચાલનું સંસ્કૃત શીખવવા માટેના વર્ગો પણ શરૂ કર્યા છે. તેમણે દિવસના બે કલાક પ્રમાણે ૨૦ દિવસના ૪૦ કલાકનો એક શૈક્ષણિક કાર્યક્રમ વિકસાવ્યો છે, અને એમનો દાવો છે કે સરળતાથી સંસ્કૃત બોલવા માટેની એ એક સફળ પદ્ધતિ છે. બોલચાલ-વાતચીતનું સંસ્કૃત શીખવવા માટેનો આવો જ પ્રયત્ન કરવાનું શ્રેય વિવેકાનંદ કેન્દ્ર, કન્યાકુમારી અને બૅંગલોરના પંડિત વાસુદેવ બલ્લાલને પણ જાય છે.

આ તબક્કે તિરુપતિ પાસે યેરપેડુ ખાતેના વ્યાસાશ્રમના મહર્ષિ સદ્ગુરુ મલયાલા સ્વામીએ આશ્રમને ખર્ચે બધી જ્ઞાતિઓના વિદ્યાર્થીઓને રહેવા-જમવાની વ્યવસ્થા કરી આપીને સંસ્કૃત તરફ વળવાની સગવડ ઊભી કરવા કરેલા સંનિષ્ઠ પ્રયાસોની નોંધ લેવી રહી. સૌને સંસ્કૃતનો અભ્યાસ વધારવા સંસ્કૃત પરીક્ષાઓની ગોઠવણ મારફત તિરુમાલા તિરુપતિ દેવસ્થાન દ્વારા ચલાવાતી ધી ઑરિયેન્ટલ કૉલેજ, વેદપાઠશાળા પણ આ દિશામાં નોંધપાત્ર સેવા આપી રહેલ છે.

પ્રો. ડી. ડી. શર્માએ ક્ષેત્રીય અભ્યાસ પછી લખેલો એક લેખ દર્શાવે છે એ મુજબ હિમાલય વિસ્તારના કેટલાક જનજાતિના રહેવાસીઓ હજુ પણ સંસ્કૃતી ભાષા બોલે છે. ચિનાલ તરીકે જાણીતા આ આદિવાસીઓ ચંદ્ર અને ભાગા નદીઓના અંચલમાં રોહતંગ ઘાટમાં આવેલ લાહોલ તાલુકામાં વસે છે. ચિનાલ લોકસંસ્કૃતિની સૌથી વધુ નોંધપાત્ર લાક્ષણિકતા તેમની ભાષા છે અને શક્યતઃ જ્યારે તે લોકો આ પ્રદેશમાં સ્થળાંતર કરીને આવ્યા ત્યારે વાયવ્ય ભારતમાં જે ભાષા બોલાતી હતી તે સંસ્કૃતનું સ્વરૂપ (પરિરૂપ) ચાલુ રહેલ હોય તેમ જણાય છે.

૧૯૫૭-૫૮માં પ્રસિદ્ધ થયેલ 'ભારતની આંકડાકીય માહિતીનો સંક્ષેપ' દર્શાવે છે કે ૧૯૫૧ની વસતીગણતરી પ્રમાણે જેમની માતૃભાષા સંસ્કૃત હોય એવા નોંધાયેલા લોકોની સંખ્યા ૫૫૫ હતી અને ૧૯૭૧માં વસતીગણતરીના અહેવાલ મુજબ આ સંખ્યા વધીને ૨,૨૧૨ થઈ હતી. થોડાં વર્ષો અગાઉ હાથ ધરવામાં આવેલ એક ખાનગી (અંગત) મોજણીએ નોંધ્યું કે ભારત અને નેપાળનાં ૧૦૦ કરતાં થોડાં વધુ કુટુમ્બોએ સંસ્કૃતનો પોતાની માતૃભાષા તરીકે સ્વીકાર કરેલ છે.

ગમે તે પરિસ્થિતિ હોય, સંસ્કૃત આધુનિક ભારતની મોટા ભાગની ભાષાઓના પાયારૂપ ભાષા હોવાને લીધે તેની સંરચના કે શબ્દભંડોળ અથવા બંનેના દૃષ્ટિબિંદુએ ભારતની કોઈ પણ સાક્ષર વ્યક્તિને તે સહેલાઈથી સમજાય તેવી છે. લોકો ભલે તેમના રોજબરોજના જીવનમાં સંસ્કૃત બોલતા નથી. છતાં ભારતમાં તેમની મોટી સંખ્યા જો પરિસ્થિતિવશ તેમને તેમ કરવાનું

હોય તો સંસ્કૃતના તેમના પાયાના જ્ઞાનને લઈને અને તેમાં મહાવરાનો આગ્રહ રાખીને સંસ્કૃતમાં વ્યવહાર ચલાવી શકે તેમ છે.

સાતમા પરિશિષ્ટ (શિડ્યૂલ) સાથે, કલમ ૩૫૧ મુજબ, બંધારણીય રીતે સંસ્કૃતનો આધુનિક ભારતની એક ભાષા તરીકે સ્વીકાર કરવામાં આવેલ છે. સંસ્કૃતને રાષ્ટ્રભાષાનું સ્થાન આપવાની શક્ય રહેલી છે. ભાષાના શાસ્ત્રીય પ્રમાણ (= દરજ્જા)માં થોડી સરળતા લાવવાની જરૂર છે. આપણે બધા જાણીએ છીએ કે જે ભાષા કોઈ સમાજ કે લોકસમૂહની ન તો માતૃભાષા હોય કે ન તો બોલાતી હોય, પણ માત્ર બૌદ્ધિક પરિસંવાદોમાં વપરાતી હોય તે શાસ્ત્રીય ભાષા કહેવાય છે. સંસ્કૃત ભાષાનું આ સ્વરૂપ તેનું અસલ સ્વરૂપ નહોતું. રામાયણ, મહાભારત અને પુરાણો બધાં સાદી-સીધી શૈલીના સંસ્કૃતમાં લખાયાં હતાં. તે એ સમય હતો, જ્યારે સંસ્કૃત આમભાષા (= લોકભાષા) હતી. પાછળથી તે ભાષામાં પાંડિત્ય ભળ્યું અને જે લોકો તે બોલતા હતા તે પંડિતો બન્યા. સંસ્કૃત વિદ્વાનોમાં પોતાના વિચારો એવી રીતે વ્યકત કરવાની ટેવ દાખલ થઈ કે તેમની વાત સમજનારને જબરી મથામણ કરવી પડે, પરિણામે ભાષા અને સાહિત્ય આમ સમુદાયોથી અળગાં થઈ ગયાં.

આ પરિપ્રેક્ષ્યમાં સંસ્કૃતનું આધુનિકીકરણ કરવાની જરૂર ઊભી થઈ. આધુનિક સંસ્કૃત ભાષા શિક્ષણ, વહીવટ, ન્યાય-પ્રદાન, આંતરરાજ્ય તથા રાજ્યના અંદરના રોજબરોજના પત્રવ્યવહાર વગેરે હેતુઓ માટેની વ્યવહારુ ઉપયોગિતા ઉપરાંત સરળ આદાનપ્રદાન (= વાતચીત) અને રાષ્ટ્રીય એકતા અને આંતરરાષ્ટ્રીય ભાઈચારાના ધ્યેય માટે ભારતના લોકોની જાગૃતિનું ધ્યેય પાર પડશે. એને શાસ્ત્રીય સંસ્કૃત સાથે કોઈ વિરોધ નથી. કોઈકે કહેલું હું ઉદ્ધૃત કરું છું, ''સંસ્કૃત ભાષાના ઇતિહાસમાં શાસ્ત્રીય સંસ્કૃતનું એનું પોતાનું એક વિશિષ્ટ સ્થાન છે. એટલે આધુનિક સંસ્કૃતને એની પુરાણી જગાએ પ્રસ્થાપિત કરવામાં શાસ્ત્રીય સંસ્કૃત પોતાનો વૈભવ ગુમાવી દેશે, એવો ભય સેવવાની જરૂર નથી'.

દરેકને ખ્યાલ હોવો જોઈએ કે આજના ભારતમાં અંગ્રેજી કે હિન્દીની જેમ દેશની સામાન્ય ભાષાઓ પૈકીની એક ભાષા તરીકે સંસ્કૃતનું (પણ) એનું પોતાનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે. આધુનિક ભારતીય ભાષાઓના ભાષાકીય ગુરુતમ સાધારણ અવયવ (greatest common factor) તરીકે સંસ્કૃતનું મહત્ત્વ સમજાવવું આવશ્યક નથી. ગણિતશાસ્ત્ર હોય કે ભૌતિક શાસ્ત્ર, હવાઈ ઉડ્ડયનનું વિજ્ઞાન હોય કે સૌર શક્તિનું, આધુનિક વિજ્ઞાનની લગભગ બધી શાખાઓના પાયાના સિદ્ધાંતો સંસ્કૃતના પ્રાચીન ગ્રંથોમાં વિગતે સમજાવેલા હતા. સૌથી વિકસિત ગણતરીના સાધન અને આજના વૈજ્ઞાનિક સાધન કોમ્પ્યુટર માટે સંસ્કૃત સર્વોત્તમ ભાષા છે, એ હવે વૈજ્ઞાનિકોએ પુરવાર કર્યું છે.

પરંતુ ભારતના લોકો - સવિશેષ નવી પેઢીના બૌદ્ધિકો - માટે જ્ઞાન અને વિજ્ઞાનના ગુપ્ત ખજાના-રૂપ સંસ્કૃતને જાણવાનો, ઓળખવાનો અવકાશ નથી. માત્ર ભારતના જુદા જુદા પ્રદેશોની સમજ ઓળખ માટે કે ભારતીય સંસ્કૃતિ અને વારસામાં ડોકિયું કરવા માટે જ નહિ, પણ નૈર્ઋત્ય એશિયાનું યોગ્ય આકલન - મૂલ્યાંકન કરવા માટે પણ સંસ્કૃત ભાષાનું પાયાનું જ્ઞાન અનિવાર્ય છે.

ભાષાવિદો સામાન્યતઃ સ્વીકારે છે કે દરેક માણસ પોતાના દૈનિક ઉપયોગ માટે આશરે એક હજાર વાક્યોમાં ચાર સો શબ્દો બોલે છે. સંજ્ઞાઓ, ક્રિયાપદો, વિશેષણો, બીજાં અવિકારી પદોનો સમાવેશ કરતાં આ શબ્દો અનેક વાર જુદાં જુદાં ભાવો, સ્થળો અને પરિસ્થિતિમાં વારંવાર વાપરવામાં આવે છે.

અંગ્રેજીના સરળ પ્રયોગ ઉપરના ઘનિષ્ઠ સંશોધને સાબિત કર્યું છે કે તે ભાષામાં વિચારો વ્યકત કરવા માટે માત્ર ૮૫૦ પાયાના શબ્દો પૂરતા છે. સંસ્કૃત બાબતે એની જીવંતતા અને રચના લક્ષમાં લેતાં, આ સંખ્યા બે હજારની હોઈ શકે. આ શબ્દોને જરૂરી પાયાના સંસ્કૃત શબ્દભંડોળ તરીકે નિયમબદ્ધ કરવામાં આવેલ છે. ભાષાકીય મોજણીની નોંધ જણાવે છે કે ભારતની જુદી જુદી ભાષાઓમાં ચાલીસ ટકાથી પંચ્યાસી ટકા સુધી વિસ્તરતી વિશાળ સંખ્યામાં સંસ્કૃત શબ્દો ઉપયોગમાં લેવાય છે, એથી તેના વર્તમાન સ્વરૂપમાં શીખવાનું મુશ્કેલ નહિ હોય.

('યુનિવર્સિટી ન્યૂઝ' અઠવાડિકમાંથી સાભાર)



# કેવો આનંદ !

સુવર્ણા

પાર્ટીનો ખંડ ખ્મેર, થાઈ, વિયેટનામી અને થોડીક યુરોપિયન વેશભૂષાથી લહેરાઈ ઊઠેલો. ડાબી બાજુના વિશાળ બારણાની બહાર જળકુંડ હતો. ત્યાંથી ભૂરાશપડતા કાળા સૂટ-બૂટમાં સજ્જ એક ગૌરવર્ણ યુવકે પ્રવેશ કર્યો. ખંડમાં સોફા પર લીલી-પોપટી ખ્મેર વેશભૂષામાં એક ભારતીય યુવતી બેઠી હતી. બંનેએ ઓળખાણ કરી, હાથ મિલાવીને. ચાર મુલાકાતોમાં સતત સાથે રહી બંનેએ ખ્મેર દેશની અનુભૂતિ માણી. ઍંગ્કોરવાટનાં ઐતિહાસિક મંદિરો, તોન લે સેપ નદી કે જે છ મહિના એક તરફ અને બાકીના છ મહિના પ્રવાહની દિશા બદલી સામી તરફ વહે છે તે પરની સુંદર રેસ્ટોરન્ટ, ત્યાંનો પુલ - બધું સાથે અનુભવ્યું. અચાનક યુવક પર એની કંપનીનો તાર આવ્યો ને એ ચાલ્યો ગયો. જતા પહેલાં એરોડ્રોમ પર ગુડ બાય કિસ. બસ.

તે રાત્રે યુવતી સૂતા પહેલાં ખૂબ રડી. પણ યુવકની એક વાત યાદ આવતાં એ મનમાં ને મનમાં મલકાઈ ગઈ, 'હું એક ભારતીય યહૂદી યુવતીને પરણ્યો છું ને મારે બે બાળકો છે ' આખી રાત યુવતીના માનસપટ પર ભૂરાશપડતા કાળા સૂટ-બૂટમાં સજ્જ બે નાનાં ગોરાં બાળકો પથરાયેલાં રહ્યાં. એને લાગ્યું, એના મનની ભોમકામાં ઊંડે ઊંડે કંઈક રોપાઈ ગયું હતું.

*

વર્ષો વાવાઝોડાની જેમ વીતી ગયાં. યુવતીને અન્યત્ર પ્રેમ થયો, લગ્ન થયાં. વાત્સલ્ય ન ખીલી શક્યું. યુવતીમાં ખામી હતી. બધા ઇલાજ નિષ્ફળ ગયા. યુવતીના સ્વભાવમાં રુક્ષતા પ્રવેશી ગઈ. પુરુષ બીજી સ્ત્રી તરફ આકર્ષાયો. લગ્નવિચ્છેદ. પ્રેયસી પિતૃગૃહે પાછી ફરી.

*

એકડેએકથી જીવન શરૂ કરવાનું હતું. એકડો ક્યાં લખવો, કેવી રીતે લખવો તેની સૂઝ જ પડતી નથી. સારા એવા દિવસો પથારીમાં નિર્જીવ જંતુની જેમ પડ્યાં પડ્યાં વિતાવ્યા પછી એક દિવસ પ્રેયસી પોતાની આચાર્યા સહેલી ભાવનાની શાળામાં એમ જ પહોંચી ગઈ.

"મારે શું કરવું, ભાવના ? લાગે છે, જિંદગી પાછી એકડા પર આવી ગઈ છે. "

"તો શું થઈ ગયું ?"

"કેમ એમ કહે છે ?"

"સારું માન કે શૂન્ય પર તો નથી ગઈ ને !"

"પણ - કરું શું ?"

"જ્યાં તું છે ત્યાંથી જ શરૂઆત કર."

"એટલે ?"

"એટલે કે એકડા બગડા શીખવવાનું શરૂ કર."

"એટલે ? કોને ? પોતે ડબલ એમ.એ., પીએચ.ડી. સુધીનો અભ્યાસ કર્યો હતો ને હવે એકડા બગડા ?! માય ગૉડ !"

ભાવનાએ એક આઠેક વર્ષના બાળકને બોલાવી મંગાવ્યો.

"એટલે આ, આને " ભાવનાએ જયેશ તરફ આંગળી કરીને જયેશની પીઠ પર હાથ ફેરવ્યો.

"હું ન સમજી " પ્રેયસી બોલી. એને મનોમન ભાવના અને જયેશ બંને પર સહેજ ગુસ્સો ચડ્યો.

"જયેશ ખૂબ બુદ્ધિશાળી છે. અમારી શાળાના ચોકીદારનો દીકરો છે. બુદ્ધિ હોવા છતાં માર્ગદર્શનના અભાવે પાછળ રહી જાય છે. તું એને ઘડિયા શિખવાડીશ ? તો એના ગુણાકાર-ભાગાકાર સારા થઈ જશે." ભાવના આચાર્યાપદના પોતાના અનુભવની ગરિમા સાથે બોલી.

પ્રેયસીએ જયેશ સામું જોયું. 'મને કંઈ પણ શીખવતાં આવડશે ?' એના મનમાં આ પ્રશ્ન વીંધાઈ ગયો, જયેશ પરનો ગુસ્સો ફેરવાઈને પોતા પર આવી ગયો : 'શું જિંદગી વેડફી ? ને કેવી રીતે ?'

"જયેશ કાલથી તારે ઘેર આવશે." ભાવનાએ ફરી આખરી નિર્ણય લઈ આચાર્યાપદનો પરચો બતાવ્યો.

વર્ષો પછી પહેલી વાર એ રાત્રે પ્રેયસીએ

અનાયાસ બીજા દિવસના ઊગવાની રાહ જોઈ. એને સવાલ થયો, જયેશ શું પહેરીને આવશે ? એ સૂટ-બૂટ તો ન જ પહેરે એવો ખ્યાલ આવતાં બહુ વખતે એ મનોમન મલકાઈ ગઈ. પણ તરત મનમાં ધાસ્તી થતાં ગભરાઈ ગઈ, 'હું જયેશને ઘડિયા અને ગુણાકાર-ભાગાકાર શિખવાડી શકીશ ખરી ?'

બીજે દિવસે સવારે આઠ વાગ્યે જયેશ આવ્યો. ભૂરાશપડતું ખમીસ અને કાળી ચડ્ડી, શાળાનો ગણવેશ. કપડાંના રંગો જોઈ પ્રેયસી જરા ચમકી. કીટલીમાંથી કપમાં ચા રેડી, પ્લેટમાં નાસ્તાની પૂરી મૂકી જયેશ સામે ધરતાં એ બોલી, ''રોજ સવારનો નાસ્તો ને ચા મારી સાથે કરજે, હોં !'' એનામાં અનાયાસ અચાનક ક્યાંકથી થોડી કુમાશ આવી ગઈ. જયેશ સહેજ શરમાતો હતો, જરા ગભરાયેલોય હતો. એણે નીચું મોં રાખીને જ 'હં' કહ્યું. પ્રેયસીને લાગ્યું, એની અંદર પણ એક નાનો ને સૌથી ફફડતો જયેશ ભરાઈ ગયો છે. ને છતાં એના પર ભાવનાએ પહાડ જેવી જવાબદારી લાદી છે. એને થયું, શું હું ભણાવવાની શરૂઆત પણ કરી શકીશ ?

થોડી વાર બંને ડાઇનિંગ ટેબલ પર એમ જ બેસી રહ્યાં. પ્રેયસી અસમંજસમાં હતી ને જયેશે થેલીમાંથી નોટ ને દેશી હિસાબ કાઢી ટેબલ પર મૂક્યાં. પ્રેયસી સહેજ શરમાઈ ગઈ. એને થયું, શરૂ તો કરવું જ પડશે, પણ કઈ રીતે ? ક્યાંથી શરૂઆત કરવી ? એણે દેશી હિસાબ હાથમાં લીધો. એની ઉપરનાં ને પાછળનાં ચિત્રો જોયાં. પહેલું પાનું ખોલ્યું : એકથી સોના અંકો હતા. એના મનમાં કોઈક બોલ્યું : એકડે એક... એને ફરી પોતાની ડિગ્રીઓ યાદ આવી, જયેશ પર ગુસ્સો ચડ્યો, ભાવનાય અળખામણી લાગી, ને થયું, જયેશને પાછો મોકલી દઉં. એ ઊભી થઈ કહેવાનો વિચાર કરતી હતી ને જયેશ ધીમેકથી બોલ્યો, ''બેન, મારે ભણવું છે.''

''શું ભણવું છે તારે ?'' ગુસ્સો છુપાવી પ્રેયસી બનાવટી શિષ્ટાચાર જાળવીને બોલી.

''ઘડિયા ને ગુણાકાર-ભાગાકાર.''

''પણ તને આવડે છે શું ?'' પછી અવાજમાં કૃત્રિમ વિવેક લાવી એ બોલી, ''શું શું ? એકથી સો આવડે છે ?''

'હા, આવડે છે. બોલું ?''

''ના-. સરવાળા-બાદબાકી આવડે છે ?''

''હા.''

''તો ઘડિયા ક્યાંથી શીખવા છે ? કેટલા આવડે છે ?''

''પાંચ સુધી -''

''બોલી બતાવ.'' પ્રેયસી વિનય જાળવીને જ બોલી, એ વિનય સહજ હતો કે બનાવટી – એને જ ખબર નહોતી. એ જરાક ક્રોધ, ઝાઝી બધી નરવસનેસ ને કંઈક અનુકમ્પા એમ અનેક ભાવોના મિશ્રણ નીચે દબાતી હતી ને છતાં એને લાગતું હતું કે ક્યાંકથી કોઈક હૂંફ પણ એની તરફ આવતી હતી. જયેશ પાંચ સુધીના ઘડિયા બોલી ગયો. થોડીક ભૂલો થઈ ને પ્રેયસીને પહેલી વાર જયેશની ચિંતા થઈ, ભણશે નહીં, કાચો રહી જશે તો આનું શું થશે ? એ બોલી, ''છઠ્ઠાથીય આગળના બોલી બતાવ.''

પ્રેયસીના વર્તનની જયેશ પર જરા નકારાત્મક અસર થઈ જ હતી. એય ડરેલો ને નરવસ હતો. ઘણી બધી ભૂલો સાથે, જરાક થોથવાતાં થોથવાતાં એ છઠ્ઠાથી દસા સુધી ને પછી પ્રેયસીના કહ્યા વગર જ અગિયારનો ઘડિયોય બોલી ગયો ! પ્રેયસીને થયું, જયેશ એને પ્રભાવિત કરવા જ અગિયારનો સહેલામાં સહેલો ઘડિયો બોલી ગયો. એની નિર્દોષ ચાલાકી જોઈ પ્રેયસી મનોમન હસી પડી. પ્રેયસીને લાગ્યું, એના મનની જમીન ખોદાઈ રહી છે ને ત્યાં કંઈક રોપાઈ રહ્યું છે ને તે સાથે કશુંક પહેલાં રોપાયેલું...તે... એણે બલાત્ જયેશ સામું જોયું. ''ચાલ, તને છઠ્ઠાનો ઘડિયો પાકો કરાવું... ''

જયેશે ગભરાતાં ગભરાતાં છઠ્ઠાનો ઘડિયો બોલવો શરૂ કર્યો : ''છ એકા છ, છ દૂ બાર, છ તરી... '' બોલી, અટકી એ સત્તર  બોલ્યો.

''ખોટું... છ તરી અઢાર...ચાલ, પાંચ વાર બોલ ને ગોખ...''

''છ તરી અઢાર'' એમ એ પાંચ વાર બોલ્યો.

પછી એને ફરીથી છનો ઘડિયો બોલવાનું કહેવામાં આવ્યું, ત્યારે એ છ એકા છ, છ દૂ બાર ને છ તરી ઓગણીસ એમ બોલ્યો. ને પ્રેયસીનો પિત્તો ગયો.

''આવી ભૂલ ? પાંચ વાર ગોખીનેય ભૂલ ?'' પ્રેયસીએ એ દિવસે શીખવવાનું બંધ કર્યું.

''કાલે છનો આખો ઘડિયો પાંચ વાર લખી લાવજે.''

પ્રેયસીમાં જયેશને સજા કરવાનો સહેજ ભાવ પણ આવી ગયો. એ નિર્ણાયક અને થોડા ઝનૂની અવાજમાં બોલી, "જો જયેશ, છઠ્ઠાનો ઘડિયો તને કાલે તો આવડી જ જવો જોઈએ."

"મને નહીં આવડે." કહી જયેશ નીચું જોઈ ગયો. પ્રેયસીને સમજાયું નહીં કે જયેશ અસહાયતા-લાચારીના ભાર નીચે દબાઈ ગયો હતો કે આડાઈ-આડોડાઈ કરતો હતો. ફરી એ મિશ્ર લાગણીઓ અનુભવવા લાગી. થયું, 'મારે શું ?' પણ પાછી તરત દઢ સ્વરે બોલી, "ન કેમ આવડે ?" આ વાક્ય એના મનમાં ફરી ફરી આવવા લાગ્યું, 'ન કેમ આવડે ? ન કેમ આવડે ? હું એક નાના બુદ્ધિશાળી ગણાતા બાળકને છઠ્ઠાનો ઘડિયોય શીખવી શકતી નથી ? એનામાં જરૂરી આત્મવિશ્વાસ ઊભો કરી શકતી નથી ? એવું કેમ બને ? ધૂળ પડી મારા ભણતરમાં... ' ભણતર... ડિગ્રી એમ વિચારો ચાલ્યા કરત, પણ જયેશ ઊભો થઈ ગયો ને જરા ઊંચે અવાજે બોલ્યો, "હું જાઉં છું " પછી ગભરાઈને એણે વાક્ય બદલ્યું, "હું જાઉં ?" પ્રેયસીને જયેશ કેટલી અકળામણ અનુભવે છે તેનો અહેસાસ થવા લાગ્યો ને તે બોલી, "જા, પણ કાલે.. " એણે વાક્ય અધૂરું છોડ્યું ને પૂછ્યું, "હવે સીધો નિશાળે ?"

"હા."

"કંઈ ખાવું છે ? પાણી આપું ?"

"ના." ને દફતર લઈ જયેશ ચાલ્યો ગયો. પ્રેયસીની આંખો ભીની થતાં રહી ગઈ.

જયેશના ગયા પછી ક્યાંય સુધી એ સૂનમૂન આરામખુરશીમાં બેસી રહી. એને ક્યાંક જયેશની છૂપી બીક લાગી ગઈ. એને થયું, આ બાળક મારા ગોઠવી રાખેલા શિથિલતા-જડતાના પડને વીંધી રહ્યું છે. મને ભૂતકાળમાં દોરી જઈ રહ્યું છે, જ્યાં મારે જવું જ નથી. પણ એણે જયેશના વિચારો ટાળવાનો જેટલો પ્રયત્ન કર્યો, એ બેવડા જોશથી આવતા રહ્યા. આખો દિવસ એને જયેશ, છનો ઘડિયો, પોતાની જીદ, પોતાની બિનલાયકાત, પોતાની ડિગ્રીઓ.. પોતાનું એકાકી, કોરું, શુષ્ક - કોરુંકટ્ટ જીવન બધું યાદ આવતું રહ્યું. રાત્રે મોડે સુધી એ જાગતી રહી. એને લાગ્યું, એના ખાલી-કોરા-નિઃસ્પંદ મનમાં કંઈક ભરાવા લાગ્યું છે. ને ખાલીખમ જીવન પણ... પણ... પણ કંઈ નહીં. હું જયેશને છનો ઘડિયો શિખવાડીને જ રહીશ... ન કેમ બને ? એને થયું, જલદી જલદી સવાર પડે, જયેશ આવે... જયેશ આવે ને જલદી જલદી હું મને આવડતી બધી યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવી એને છનો ઘડિયો પાક્કો કરાવું... છ થઈ જાય પછી સાત ને આઠ તો સહેલા જ લાગશે, બાકી રહેશે નવનો, એય થઈ જશે.. થોડાક દિવસ કામ રહેશે... દિવસો ભરેલા થઈ જશે... સરસ... કાલે જયેશ આવશે, સવાર ભરી ભરી થઈ જશે. એને લાગ્યું, એક જ દિવસમાં એના આખા શરીરમાં ખૂબ ફેરફાર થઈ ગયા છે... ને એકાએક વર્ષોના એક આંકડાને પાછળ ઠેલી એ ફરી છવ્વીસ-સત્તાવીસની યુવતી બની ગઈ... વર્ષો પહેલાં પણ બરાબર, લગભગ આવી જ તીવ્રતાથી થોડાક જ સમયનો એક પરિચય એના આખા જીવનશરીરને જાણે મૂળમાંથી બદલી ગયો હતો... એની નજર સામે ખ્મેર વેશભૂષામાં સજ્જ પેલી ભારતીય યુવતી તરવરવા લાગી... સૂટબૂટમાં સજ્જ પેલા યુવકે શેકહેન્ડ માટે પ્રેયસીનો હાથ પોતાના હાથમાં લીધા પછી જાણે ક્યારેય છોડ્યો જ નહોતો. એક સુંદર પ્રભાતે એ લોકો પરણી ગયાં હતાં... વચ્ચેનાં બધાં વર્ષો પ્રસન્ન દામ્પત્યમાં જ વીત્યાં હતાં. પેલાં સૂટેડબૂટેડ બે ગોરાં બાળકો આર્નોલ્ડ-પ્રેયસીનાં જ હતાં. પ્રેયસીએ જ તેમને મોટાં કર્યાં હતાં. તેઓ નાનાં હતાં ત્યારે પોતે જ એમને શાળાએ મૂકવા જતી, ઘરકામ કરાવતી, શાળાના શિક્ષકો પાસેથી ડેઈલી પ્રોગ્રેસનો રિપોર્ટ લઈ આવતી, જે તે આર્નોલ્ડ સાથે ને રાત્રે બાળકો સાથે ડિસકસ કરતી... રોનુ-ટોનુ બહુ જ હોશિયાર હતા, પણ ઘડિયા એમનાય કાચા હતા... એણે જ એમને ઘડિયા-ટેબલ્સ શીખવ્યા હતા... અંગ્રેજીમાં ઘડિયાને શું કહેવાય તે પ્રેયસી નહોતી જાણતી. ગ્રાન્ડમા પાસેથી એણે એ જાણેલું. ટેબલ્સ અંગ્રેજીમાં કેમ બોલાય તેય ગ્રાન્ડમાએ જ એને શીખવેલું : ટુ ટુઝ આર ફોર કે સિક્સ ટુઝ આર ટ્વેલ્વ, સિક્સ થ્રીઝ આર એઈટીન... પહેલી વાર ગ્રાન્ડમા પાસેથી આ શીખતી વખતે એને સહેજ ભોંઠપ લાગી ગઈ હતી કે મને આટલુંય આવડતું નથી ? બચ્ચાંઓને હું શું શીખવી શકીશ ? ધૂળ પડી મારા ભણતરમાં... પણ શીખવતી વખતે ગ્રાન્ડમાની ભૂરી ભૂરી આંખોમાં મીઠો પ્યાર દેખાયો ને એના ભય ને સંકોચ દૂર થઈ ગયા... એ આંખોમાં એને આર્નોલ્ડની - એના પતિની ચિરપરિચિત આંખો

દેખાઈ ને એ હરખાઈ જઈ ટોનુ-રોનુમાં જાણે સમાઈ ગઈ...

એ રાત્રે જમવાના મેજ પર એ ટોનુ-રોનુથી વીંટળાયેલી બેઠી હતી. ગ્રાન્ડમા ને આર્નોલ્ડ હાથમાં હાથ રાખી એકબીજાંને વહાલ કરતાં હતાં. પ્રેયસીને થયું, એમને બધાંને બાંધતી કોઈ અજાણી કડી કેટલી બધી મજબૂત હશે ! હવે એમાં એક નવી કડી ઉમેરાઈ ટેબલ્સ-ઘડિયા એણે ગ્રાન્ડમા સામે જોયું, એ બોલ્યાં, ''આર્નોલ્ડ નાનો હતો ત્યારે એનેય ટેબલ્સ નહોતા ગમતા, એમાંય એ કહેતો... સિક્સ વન્ઝ આર... આઈ હેઈટ ધેમ '' રોનુ-ટોનુ ખુશ થઈ ગયા. એય શરારતી આંખે આર્નોલ્ડ સામું જોઈ રહી... એને થયું, બસ, બધું હંમેશને માટે આમ જ રહે તો...

સવાર ક્યારે પડી ગઈ, પ્રેયસીને ખબર જ ન પડી. 'ઓહ ! આજે તો જયેશ આવવાનો છે !' એ સવારનો પહેલો વિચાર હતો. એના મનમાં ક્યાંકથી પ્રસન્નતા છલકાઈ ગઈ ને રોજ સવારે જેનો ભાર લાગતો એ શરીર હલકુંફૂલકું લાગવા માંડ્યું. જલદી, જલદી તૈયાર થઈ એ જયેશની રાહ જોવા માંડી... 'બાળક સમયસર તો આવશે ને !' એનું વિચારવાનું એણે પૂરું કર્યું ને બારણે ટકોરા પડ્યા. બારણું ખોલ્યું તો સમયથી ઘણો વહેલો જયેશ ઊભો હતો, અને ઘેરથી દોટ મૂકીને ન આવ્યો હોય એમ હાંફતો હતો. સહેજ ચિંતિત થઈ પ્રેયસીએ પૂછ્યું,

''શું થયું, જયેશ ? આટલો વહેલો કેમ ?''

''બેન, બેન, મને છઠ્ઠાનો ઘડિયો આવડી ગયો છે... '' હજુ એ હાંફતો હતો.

''શું ? ના હોય...''

''સાચું કહું છું, બેન ! બોલું ?''

''પહેલાં અંદર આવ. ને ઘડિયો ખરેખર પાક્કો હોય તો જ બોલજે. નહીં તો મને ગુસ્સો ચડશે...''

''ના, બેન, તમને ગુસ્સો નહીં ચડે.'' ને પ્રેયસીના પ્રતિભાવની રાહ જોયા વગર જયેશ છનો ઘડિયો કડકડાટ બોલી ગયો.

''અરે, તને તો છનો આખોય ઘડિયો યાદ છે... આ કેવી રીતે બન્યું ?''

''કહું ? છ એકા છ, એમાં દૂ કરવા છ ઉમેરીએ એટલે બાર થાય, ને તરી કરવા બારમાં બીજા છ ઉમેરીએ એટલે અઢાર થાય ને એમાં....''

''બરાબર, એકદમ સાચું. પણ તને આ તરકીબ સુઝાડી કોણે ? હું તો કંઈ બોલી નહોતી.''

''કોઈએ નહીં, મારી મેળે જ કર્યું. કહું ? તમે છઠ્ઠાનો ઘડિયો લખી આપેલો તે પાંચ વાર લખી એને નજર સામે રાખીને હું એકધારું જોતો બેસી રહ્યો. છની નીચે બાર દેખાયા, ને બારની નીચે અઢાર ને અઢારની નીચે ચોવીસ... ને મને એકદમ એક આકૃતિ જેવું દેખાયું ને જમણી બાજુ આખી રકમો વચ્ચે મને છગડા દેખાયા. બેન, તમે કહો તો હું છ દાનથી આગળેય આ ઘડિયો લખી દઉં. દરેકમાં છ ઉમેરવાના, બસ... પાંચના ઘડિયામાં પાંચ, છના ઘડિયામાં છ ને સાતના ઘડિયામાં સાત, એવું નક્કી જ હોય છે. બરાબરને, બેન ! હવે મને બધા ઘડિયા આવડી જશે. તમારે જરીકે ગુસ્સો નહીં કરવો પડે... હોં ?''

''વાહ, જયેશ, વાહ.'' પ્રેયસીને એકદમ વહાલ ઊભરાઈ આવ્યું. જયેશની પીઠ પર શાબાશી થપથપાવી એ બોલી, ''તેં તો કમાલ કરી....'' કહી એણે જયેશના કપમાં ચા રેડી એને બટાકાપૌંઆનો નાસ્તો આપ્યો. જોકે મનોમન તો એ આ રહસ્યનો ઉકેલ જ શોધતી હતી. આટલું એકાએક જયેશને આવડી કેવી રીતે ગયું ? આ તો લગભગ ચમત્કાર લાગે... પણ ના, એમ ચમત્કાર નથી થતા... ને એકાએક પણ કંઈ થતું નથી. હા, ઝડપથી ચોક્કસ થયું કહેવાય. લાગે છે, જેમ ગઈ કાલે જયેશના ગયા પછી હું જુદી જ મનોભૂમિમાં પહોંચી ગઈ હતી તેમ બાળજયેશ પણ કોઈક અવનવા પ્રદેશમાં ફરી આવ્યો હશે. મેં અંતે નિર્ધાર કર્યો હતો કે એને છઠ્ઠાનો ઘડિયો શિખવાડીને જ જંપીશ, એમ, બરાબ્બર એમ જ જયકુએ પણ નિર્ધાર કર્યો હશે એનું સમસ્ત બળ લગાવીને કે મારે છઠ્ઠાનો ઘડિયો પાક્કો કરીને બેનને બતાવી દેવું છે. અમારાં બેના નિર્ધારો ક્યાંક ભેગા થઈ એવું જોર ને જોશ સર્જી ગયા, જે લગભગ ચમત્કાર જ લાગે.

ચમત્કાર... ને એને ગઈ કાલની રાત તાજી થઈ ગઈ... ગ્રાન્ડમાની ભૂરી આંખો, આર્નોલ્ડની એવી જ પ્યારી પ્યારી આંખો, આર્નોલ્ડનો છઠ્ઠાના ઘડિયા માટેનો અણગમો, રોનુટોનુના ઘડિયા... ને હવે આ જયકુનો છઠ્ઠાનો ઘડિયો... આ બધાંને બાંધતી કોઈક કડી ન હોવી જોઈએ ? હોય જ. પણ કઈ ? એણે જયેશ સામે જોયું. એની આંખો સામે જોતાં રાત્રે ઊગેલાં

બધાં સ્પંદનો જયકુ તરફ વહેવા લાગ્યાં ને અડધે રસ્તે જઈ સામેથી સ્પંદનો આવે તેની રાહ જોતાં અટકી ગયાં... જયેશ એકીટશે એની સામે જોઈ રહ્યો હતો.

"તમને એમ થાય છે ને બેન, કે મને ઘડિયો કેવી રીતે યાદ રહી ગયો ?"

"હા, પણ તને કેમ ખબર પડી ?"

"તમારી આંખો પરથી..."

"શું ?"

"હા, કાલે તમે કેટલા ગુસ્સાથી મારા સામું જોતાં હતાં ? ને આજે ? ખબર છે, મનેય પહેલાં ગુસ્સો આવ્યો તમારા પર, પણ પછી થયું, હું ઘડિયો પાક્કો નહીં કરું તો ટીચર ગુસ્સે થશે ને એમનું લોહી બળશે..."

"શું ?" પ્રેયસીને સમજાયું નહીં, જયેશ કયા ઊંડાણની વાત કરે છે.

"મારી મમ્મી મારા પર ગુસ્સે થાય છે ત્યારે એવું જ બોલે છે કે મને ગુસ્સો કરાવી તું મારો કેટલો જીવ બાળે છે ને તારા પર ગુસ્સે થવાથી મારું કેટલું લોહી બળે છે... તમેય મારા પર ગુસ્સે થાઓ તો તમારોય જીવ ન બળે ? લોહી ન બળે ?"

પ્રેયસી તો અસમંજસમાં જયકુ સામે જોઈ રહી. બાર વરસનો આ બાળક... ક્યાંથી શીખ્યો આ બધું ? એની નજર સામે જયેશની સીધીસાદી, પણ અતાગ ઊંડાણવાળી મમ્મી પ્રગટી ગઈ...

"એટલે તમારો જીવ ન બાળવા મેં ઘડિયા સામું જોયા કર્યું, જોયા જ કર્યું ને મને ખબર પડી ગઈ કે છના ઘડિયામાં છ છ ઉમેરાય, પાંચના ઘડિયામાં પાંચ.. પણ ટીચર, તમે તો કંઈ કહેતાં જ નથી, ચુપચાપ મારા સામું જોયા કરો છો. તમને આનંદ નથી થતો ? તમે તો...."

ને એ સહેજ ચમકી ગઈ... જયેશની આંખોમાં જોતાં એને જયકુની મમ્મીની બે નિષ્પાપ આંખો તો દેખાઈ જ, તે સાથે ગઈ કાલે રાત્રે જોયેલી ગ્રાન્ડમાની બે ભૂરી ભૂરી નિર્દોષ આંખોય દેખાઈ, જેમાં એ જ આર્નોલ્ડની આંખો દેખાયેલી ને પોતે એમાં પૂરેપૂરાં સમાઈ ગયાનું અનુભવી ચૂકેલી... પણ રોનુ-ટોનુ ક્યાં ? આ રહ્યા... એણે ફરી જયેશની આંખોમાં જોયું... ઓહ, આ તો કેવી આંખો છે ! આ તો ગ્રાન્ડમાની, આર્નોલ્ડની, રોનુટોનુ, જયકુ, જયકુની મમ્મીની ને મારીય આંખો છે ! ને અમને સૌને સતત જોતી બ્રહ્માંડની કોઈ અજાણી ને હંમેશાં અજ્ઞાતવાસમાં રહેતી બે વિશાળ આંખોય છે... એણે જયકુ સામે જોયું ને એ બોલી, "મને આનંદ નથી થયો એવું કહે છે ?" ને એ મનમાં બોલી, 'મને ખરેખર શું થયું છે, શું કહું ?' જયેશની આંખોનો ચમકાટ ને હોઠ પરનું સ્મિત ભેગાં મળી પ્રેયસીના અડધે રસ્તે અટકી ગયેલાં સ્પંદનો સુધી પોતાનાં સ્પંદનો લઈ આવ્યાં... બંનેનાં સ્પંદનો એક થઈ ગયાં ને જાણે બધાં તારાવિશ્વો, સૂર્યમંડળો, નિહારિકાઓ, આકાશગંગાઓ ને સમસ્ત બ્રહ્માંડ એમાં સમાઈ ગયાં.. પ્રેયસીને થયું, એ જયેશને કયા શબ્દોમાં આ બધું કહે ? એને કઈ રીતે સમજાવે, પોતાને કેટલો ને કેવો આનંદ થયો છે...



## રંગ રાતડિયો

આંખોમાં આંજી ગુલમોર એવું આયખાને કરી ગયા કઈ રીતે ન્યાલ ?
અવરના પડછાયા પૂછે છે કેમ હવે ટશ્યું ફૂટી છે લાલ લાલ ?
રાતી ચણોઠીનાં ખાધાં રે પાન, કાંઈ રાતડિયે રંગ લોભાણાં,
વનરા તે વનમાં રે લાગી અગન, અમે જીવતા ઘેઘૂરમાં ખોવાણાં.
મારે છે મેણાંઓ ખાખરાનાં વન, આવો ક્યાંથી રે લાવ્યાં ગુલાલ ?
વાંકી પાઘલડીમાં મોહ્યાં રે મંન કાંઈ પાતળિયે અંગે રંગાણાં,
છાતીનાં છૂંદણાંમાં ખોયાં રે ભાન, હવે હૈયાના હેતે હેરાણાં,
હાલ્યાં રે હારબંધ પંખીડાં આભ લઈ પાંખે પરોવી આજકાલ...

**દેવેન શાહ**



## મારે એક એવું શિલ્પ કંડારવું છે કે–

હું એટલે વધુ જોરથી ટાંકણું નથી મારતો તારી મૂર્તિમાં
કે જેથી બધી વેદના ઢોળાઈ ન જાય તારા વક્ષ:સ્થલમાંથી!
હું એને શાશ્વત કાળ સુધી પન્નાના રત્ન જેમ ઝગમગતી જોવા ઝંખું છું !
એટલે તો મેં સમયનેય વહેતો બંધ કરી દીધો છે તારી આરપાર
કે જેથી રેતીની ક્ષણક્ષણ જેમ તારા સૌંદર્યને એ ખેરવી ન જાય !
મેં કોણાર્કના સૂર્યની ઉષ્મા અને ડેલ્ફીની દેવદર્શિનીની રહસ્યમયતાને
તારા ગર્ભમાં ઊછરવા મૂકી છે
મેં અનાગત કુંવારી નદીઓને સંતાડી રાખી છે તારાં નેત્રોમાં
ને તારી ભીતરના પત્રાંતરાલમાં મેં શણગાર્યાં છે આંસુનાં ચમકતાં પર્ણોને...
મારે પથ્થરની મર્યાદાને ઓળંગીને તારામાં એક એવી શાશ્વતી કંડારવી છે -
જેમાં જીવન કરતાંય વધુ મોટું હોય વેદનાનું ધાબું
અને પૃથ્વી અને પરબ્રહ્મ કરતાંય મોટો હોય તારી વેદનાનો ચિત્કાર !

**યશવંત ત્રિવેદી**



### જનમ-જંજાળા

અવધૂ, તોડો જનમ-જંજાળા, સાધો ભીતર બાવનબારા,
આ સંસાર તો અગમ અગાધા, તાકો તાગ રે ખોજનહારા.

અવધૂ૦

મનજહાજને જાણે નહીં અને લંગર નાંખે નોંધારાં,
રેતકિનારે મોતિયન ગોતે, મૂરખ ગાંઠ ગુમાવનહારા,
આવન-જાવન સાંસ નિરંતર, ઝાંકો તો જગ બહે ચોધારા...

અવધૂ૦

કૌન ગાંવસે આયા મુસાફિર, જિયરા, કઈ ગલિયનમાં જાવું ?
જૂઠકી ગઠરી બોજ ઉઠાયા, મનવા, કેમ રે ભેદ બતાવું ?
ઝડે ઝાંખરે કૈં જન્મારા, ઉસકો કાટે કાટનહારા,
અવધૂ, તોડો જનમ-જંજાળા, સાધો ભીતર બાવનબારા.

**દેવેન શાહ**

# 'હેમચંદ્રાચાર્ય-એક વિરલ-વિરાટ વિભૂતિ' : અર્થપૂર્ણ સંપાદન

**બળવંત જાની**

મુકુન્દભાઈ બ્રહ્મક્ષત્રિય પાટણ-અણહિલવાડના સાંસ્કૃતિક ઇતિહાસના આરાધક-લેખક છે. ઇતિહાસલેખનમાં તેમનો સાંસ્કૃતિક અભિગમ ધ્યાનાર્હ છે. કંઠસ્થ પરંપરામાં વહેતી માન્યતાઓને-દંતકથાઓને એકત્ર કરીને એના અભ્યાસને પણ તેઓ એમના સ્વાધ્યાય પ્રસંગે લક્ષમાં લેતા જણાયા છે. પુરતત્ત્વીય આધારો, પ્રાચીન સ્થાપત્યો અને મધ્યકાલીન ઇતિહાસના ઘટનાક્રમ વિષયક ઊંડું જ્ઞાન પણ તેમની પાસે સ્પષ્ટ હોઈને તેમનું ઐતિહાસિક તથ્યો આધારિત અધ્યયન તલસ્પર્શી જણાયું છે. સાંસ્કૃતિક ઇતિહાસના અધ્યયનમાં તેઓ પુરોગામીઓના અભ્યાસને તપાસવાનું પણ ચૂકતા નથી. એક ઇતિહાસલેખક તરીકેની આવી ઘણી બધી સજ્જતાઓ તેમના વાઙ્મયમાંથી પ્રગટતી દષ્ટિગોચર થાય છે.

તેમના આવા સાંસ્કૃતિક ઐતિહાસિક અધ્યયનની આડપેદાશરૂપ, અધ્યયન-સ્વાધ્યાયના સુફળરૂપ સંપાદનગ્રંથ 'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય : એક વિરલ વિરાટ વિભૂતિ' છે. હેમચંદ્રાચાર્ય ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનું તેજસ્વી પ્રકરણ છે. શ્રી મુકુન્દભાઈ રાજકીય (પોલિટિકલ) ઇતિહાસના અભ્યાસી હોત તો સિદ્ધરાજ સોલંકી કે અન્ય રાજવીના ચરિત્રલેખન કે સંપાદન તરફ વળ્યા હોત. પણ તેઓ તો સાંસ્કૃતિક ('કલ્ચરલ') ઇતિહાસના અભ્યાસી હોવાને કારણે તેમની નજર ઠરે છે સંસ્કૃતિપુરુષ હેમચંદ્રાચાર્ય ઉપર.

મુકુન્દભાઈએ સંપાદનના શીર્ષકમાં એક 'વિરલ-વિરાટ વિભૂતિ' એમ ત્રણ સંજ્ઞા પ્રયોજી છે એ ઘણી અર્થપૂર્ણ છે. સંસ્કૃતિપુરુષ-યુગપુરુષ બનવા માટે આવી આંખોમાં ન સમાય એવા પૅનોરૅમિક પિક્ચર જેવી વ્યક્તિમત્તા તરફ તે અંગુલિનિર્દેશ કરીને એક બહુ મોટો આદર્શ આજના અભ્યાસી સમક્ષ મૂકી જાય છે.

બહુઆયામી વ્યક્તિત્વ, વિવિધ વિદ્યાશાખાઓમાં પ્રભુત્વ, મેધાવી વ્યક્તિત્વમાં કેન્દ્રસ્થાને છે, આવી મહાન વ્યક્તિને વિભૂતિ કહી શકાય. હેમચંદ્રાચાર્યના આવા વિભૂતિમત્ ગુણોનો અધિકૃત વિદ્વાનો દ્વારા પરિચય કરાવતા લેખોને ઊંડી સૂઝથી પસંદ કરીને અત્રે સંપાદિત કર્યા જણાય છે. શ્રી મુકુંદભાઈની આવી ઊંડી સૂઝ અને સ્વાધ્યાયનિષ્ઠા આ સંપાદનને અર્થપૂર્ણ સંપાદનનું પરિમાણ બક્ષે છે.

એમની પારદર્શી અને તાટસ્થ્યપૂર્ણ સ્વાધ્યાયનિષ્ઠાને કારણે જ આપણને અહીંયાં દેશના તેમજ પરદેશના વિદ્વાનોનો સંપર્ક થાય છે. મુકુન્દભાઈએ રાજ્યસ્તરના, રાષ્ટ્રીય સ્તરના અને આંતરરાષ્ટ્રીય સ્તરના એમ વિવિધ કોટિના વિદ્વાનોને અહીં એક પંગતે બેસાડીને હેમચંદ્રાચાર્ય-સ્વાધ્યાયની એક આખી વિદ્યાબ્રિગેડ ખડી કરી છે. આ વિદ્યાબ્રિગેડમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જુની ગુજરાતીના પ્રથમ હરોળના વિદ્વાનો હોવાને કારણે એની મહત્તા આપોઆપ ઘણી છે. એમાં સાંપ્રત અભ્યાસીઓને પણ સ્થાન આપીને પ્રાચીન-અર્વાચીનના સંગમતીર્થની મુદ્રા આ ગ્રંથને અર્પી છે. એ કારણે પણ મુકુન્દભાઈની ઊંડી સૂઝ અને વ્યાપક દષ્ટિનું પરિણામ આ ગ્રંથ છે.

અહીં હેમચંદ્રાચાર્યનાં વિરાટ વ્યક્તિત્વ અને વિશદ વાઙ્મયને કેન્દ્રમાં રાખવામાં આવ્યું છે. એ પરિમાણ પ્રગટાવવા માટે મુકુન્દભાઈએ ખૂબ જ તર્કપૂર્ણ રીતે અહીં હેમચંદ્રાચાર્યના (૧) જીવનચરિત્ર-મૂલ્યાંકન વિષયક, (૨) સમગ્રલક્ષી પ્રદાન-મૂલ્યાંકન વિષયક, (૩) કૃતિલક્ષી મૂલ્યાંકન વિષયક, એમ વિવિધ પ્રકારના લેખોને પસંદ કર્યા છે. પરંતુ આમા પણ મુકુન્દભાઈની ઊંડી સૂઝ એ રીતે પ્રગટી છે કે આરંભે ભોગીલાલ સાંડેસરાનો 'હેમચંદ્રકાલીન ગુજરાતનો સાહિત્યિક પરિવેશ' નામે લેખ મુકાયો છે. એ ઉપરાંત અહીં મહાન ઇતિહાસવેત્તા આર. એન. મહેતાનો 'હેમચંદ્રાચાર્ય અને અણહિલવાડ પાટણ' નામનો લેખ પણ મુકાયો છે. આ કારણે સમય અને સ્થળ જેવી બે મોટી અને મહત્ત્વની વિગતો ચરિત્રના બૃહદ્ પરિમાણ સંદર્ભે સાચી રીતે ઉમેરાઈ.

કોઈ પણ ચરિત્રનો ખરો પરિચય એના સમયના સંદર્ભમાં જ તથા સ્થળના સંદર્ભમાં જ પ્રાપ્ત થઈ શકે. અભ્યાસીઓ એ તત્કાલીન સમયથી અને સ્થળથી અભિજ્ઞાત થાય અને હેમચંદ્રાચાર્યને સમજે એવું એમનું દષ્ટિબિંદુ અહીં બે લેખોમાંથી પ્રગટે છે. એ પછી મોહનલાલ પટેલ, કુમારપાળ દેસાઈ, મુકુન્દભાઈ બ્રહ્મક્ષત્રિય, જયકુમાર શુક્લ, ડૉ. બ્રહ્મભટ્ટ, સુનીતા ખત્રી, પ્રહલાદ ગ. પટેલ, ચિનુભાઈ નાયક, મુનિ પુણ્યવિજયજી, બેચરદાસ દોશી, યતીન શાહ એમ કુલ અગિયાર લેખકોના લેખોથી અભ્યાસીને પરિચિત થવાનું બને છે. એ બધા લેખો એકબીજાથી જુદા પડે છે, હેમચંદ્રાચાર્યની બહુઆયામી વ્યક્તિમત્તાનો સાક્ષાત્કાર કરાવે છે. મુકુન્દભાઈના વિપુલ વાચનરાશિમાંથી અહીં પસંદ કરાયેલા આ અગિયાર લેખો એ રીતે એમની ઊંડી સૂઝનો અને એમની નીર-ક્ષીર-વિવેકદષ્ટિનો પણ સુંદર પરિચય કરાવે છે. આ બધા લેખો આખરે તો મુકુન્દભાઈની હેમચંદ્રાચાર્યની વિરલ અને વિરાટ વિભૂતિમત્ વ્યક્તિમત્તાના વિચારબિન્દુને પોષક અને પ્રેરક છે. મુકુન્દભાઈ જે સ્થાપિત કરવા માંગે છે એને અનુરૂપ-અનુકૂળ લેખો જ એમને જડી આવ્યા છે. એ બધા નગદ લેખોના વિદ્વાન વિદ્યાપુરુષોની તર્કપૂત એવી લેખનરીતિ મુકુન્દભાઈની હેમચંદ્રાચાર્યની ભક્તિ માટે તાર્કિક રીતે મદદે આવી છે. એમની ભક્તિમાં ભાવની સાથે તર્ક ઉમેરાયેલો હોવાને કારણે પ્રસ્તુત સંપાદનગ્રંથ એક અભ્યાસગ્રંથની મુદ્રા ધારણ કરે છે.

સમગ્રલક્ષી પ્રદાનને મૂલવતા ચૌદ લેખો પણ આ ગ્રંથનું મહત્ત્વનું પાસું છે. એ માટે રા. ચુ. મોદી, નગીન શાહ, તપસ્વી નાન્દી, મણિભાઈ આઈ. પ્રજાપતિ, અંબાલાલ પ્રજાપતિ, હરિપ્રસાદ શાસ્ત્રી, રમેશ બેટાઈ, મણિભાઈ પ્રજાપતિ, જયંત ઠાકર, દેવસિંહ રાઠવા, કુમારપાળ દેસાઈ, જયઘોષસૂરિ મહારાજ, યશવંત કડીકર અને વી. એમ. કુલકર્ણીના ચૌદ લેખો હેમચંદ્રાચાર્યના સાહિત્ય અને સાંસ્કૃતિક ક્ષેત્રના મહત્ત્વના પ્રદાનનો નિકટથી પરિચય કરાવે છે. હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા, બહુશ્રુતતા અને વિવિધ વિદ્યાશાખાની જાણકારીને પ્રગટાવતા એ લેખો બીજી બાજુએથી હેમચંદ્રાચાર્યના વિપુલ સાહિત્યરાશિની સત્ત્વશીલતાનો સાક્ષાત્કાર કરાવે છે. આમ સમગ્રલક્ષી પ્રકારના આ ચૌદેય લેખો પણ આખરે તો મુકુન્દભાઈની હેમચંદ્રાચાર્ય વિષેની અભિપ્રેત એવી વ્યક્તિત્વછટાને પ્રેરક અને પોષક છે.

કૃતિલક્ષી મૂલ્યાંકન પ્રકારના ભલે ઓછા લાગે, પરંતુ એ ચારેય લેખો પણ ખૂબ જ મહત્ત્વના છે. અહીં મુકુન્દભાઈ થોડા વધુ લેખો પસંદ કરી શક્યા હોત, પણ એમણે સમગ્રલક્ષી પ્રદાન સંદર્ભે મોટા ભાગનું આવરી લેનારા લેખોમાં સંદર્ભ આપ્યો જણાય છે. 'કૃતિલક્ષી'માં 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' વિષયક લેખો વધુ છે. ડૉ. હરિવલ્લભ ભાયાણી, અનિલ શાસ્ત્રી અને ચીમનલાલ શાહના લેખોમાંથી ત્રિષષ્ટિગ્રંથનાં વિવિધ પાસાંનો સુંદર પરિચય મળી રહે છે. મુકુન્દભાઈએ હેમચંદ્રાચાર્યના સોમનાથમહાદેવસ્તોત્રને મૂલવતો લેખ પણ મૂક્યો છે. આ ચારેય લેખો હેમચંદ્રાચાર્યની સર્જકસૃષ્ટિનો, વિદ્વત્તાનો અને બહુશ્રુતતાનો પરિચય કરાવે છે.

શ્રી હેમચંદ્રાચાર્યના ગ્રંથોને અને પ્રાચીન દુર્લભ હસ્તપ્રતોને સાચવતા પાટણના 'હેમચંદ્રાચાર્ય જ્ઞાન-ભંડાર'નો પરિચય કરાવતા યતીન શાહ અને ચંદ્રકાન્ત સંઘવીના લેખો અને અહીંના વિશ્વવિદ્યાલયમાં હેમચંદ્રાચાર્યના જે જે મુદ્રિત ગ્રંથો સુલભ છે એનો પરિચય કરાવતો મનુભાઈ પટેલનો લેખ તથા હેમચંદ્રાચાર્યના વાઙ્મયનો અભ્યાસ કરવા માટે મદદરૂપ સંદર્ભ-સૂચિ વિષયક સંપાદક મુકુન્દભાઈનો લેખ એમ પાંચેક લેખો પણ આખરે તો હેમચંદ્રાચાર્યની વિરલ-વિરાટ વિભૂતિના પરિચાયક હોઈને મહત્ત્વના જણાયા છે.

આમ સમગ્ર ગ્રંથમાંથી પસાર થતાં સંપાદકની ઊંડી સૂઝ અને અર્થપૂર્ણ દષ્ટિનો પરિચય મળી રહે છે. સંપાદકને જે કંઈ ઉદ્દિષ્ટ છે, અભિપ્રેત છે એ અંગેનો નિર્દેશ શીર્ષક દ્વારા જ કરીને એ ઉદ્દેશને ઉપસાવતા લેખો પસંદ કર્યા છે એ કારણે સંપાદન મુખર બનતું પણ અટક્યું છે. કશું ન કહીને પણ બહુ બધું સૂચવી દેવાની આવડત અને કૌશલ્ય સંપાદક ધરાવતો હોય તો કેવું સુંદર પરિણામ આવે એનું ઉદાહરણ પ્રસ્તુત સંપાદન છે. જૈફ વયે પણ શ્રી હેમચંદ્રાચાર્યના પુરોગામીઓના સ્વાધ્યાયના સુફળરૂપ એવા વિશાળ સાહિત્યવારિધિના

વાચનમાંથી મીઠા મધરૂપી લેખોનો સંપુટ અહીં આપણને મધપૂડારૂપે - સંપાદન ગ્રંથ દ્વારા ધરી દઈને મુકુન્દભાઈએ ભારે મોટી સેવા કરી છે. એમાંથી એક છેડેથી એમની સંસ્કૃતિપ્રીતિ અને બીજે છેડેથી એમની સાંપ્રત પેઢીને દીક્ષિત કરવાની સમાજ-પ્રીતિ પ્રગટે છે અને એ રીતે આ ગ્રંથ હેમચંદ્રાચાર્યની પ્રભાવક વ્યક્તિમત્તાનું તેમજ સંપાદકની સંસ્કૃતિ અને સમાજ-પ્રીતિનું ઊજળું ઉદાહરણ છે. આવાં બધાં કારણે પ્રસ્તુત સંપાદન સામાન્ય સંપાદન ન બની રહેતાં સંપાદકની ઊંડી સૂઝનું દ્યોતક એવું અર્થપૂર્ણ સંપાદન બની રહે છે.

ભગવાન મહાવીરના જનકલ્યાણકની ૨૬૦૦મી જયંતીની પૂર્વસંધ્યાસમાન વર્ષમાં પ્રકાશિત થતો આ ગ્રંથ એ રીતે જન્મોત્સવની વધામણીરૂપ ગ્રંથમણિ છે. એથી હેમચંદ્રાચાર્યના પટ્ટશિષ્ય ગુણચંદ્રને અતિપ્રિય એવા એક શબ્દ 'ભામણાં' - ઓવારણાં-ને પ્રયોજીને કહીએ કે વધન્યા-વધન્યા-તોળાં ભામણાં, વધાવું છું-વધાવું છું, ઓવારણાં લઉં છું.*

* મુકુંદભાઈ બ્રહ્મક્ષત્રિયના પુસ્તક 'કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય : એક વિરલ-વિરાટ વિભૂતિ'ની પ્રસ્તાવના.



## કવિ શ્યામ સાધુને અંજલિ

(સૉનેટ)

ચાલ્યો છે આ કવિ જગતથી, 'શ્યામ સાધુ' અરેરે !
જીવ્યો એ તો જીવન બહુધા સાવ સાદું સદાને,
ઊંચા ભાવે ગઝલરચના તો રચી ખૂબ તેણે,
પામ્યો તેથી વિવિધ કવિતાક્ષેત્રનાં કૈં ઇનામે.
સંદેશો તો નિજ તનુજને એક અંતિમ આપ્યો,
જે જાણેલો અનુભવ થકી, એમણે છેક સાચો,
'નોંધી લેજો તનુજ મુજ સૌ, સુખ ફેલાવજો હ્યાં,
અગ્નિદાહે વિધિ શબ તણો, અંતિમે રાખજો ત્યાં.'
જાવાનું છે જગત પરથી આખરે સર્વને તો,
કિંતુ છે આ કવિ સહ બધા, લેખકો હક્ક એવો,
કે જાયે છો ક્ષરતન ત્યજી, વિશ્વથી એ બધાયે,
કિંતુ જીવે અમર જગમાં, અક્ષરે શબ્દદેહે.
અર્પે આવી 'કુસુમાયુધ' આ શબ્દની અંજલિ તો,
આત્મા શાંતિ પરમ મળજો, 'શ્યામ સાધુ' તમારો.

**જયંત જી. ગાંધી 'કુસુમાયુધ'**

# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

વિરચનવાદે (deconstructionism) ઘણી બધી કૃતિઓનાં પુનર્વાચન દ્વારા કૃતિઓમાં રહેલાં દમન, લોપ, આંતરવિરોધ અને ભાષાસ્ખલન વગેરે તરફ એક જાતની સભાનતા ઊભી કરી આપી છે. આ તત્ત્વોએ ખાસ્સી કામગીરી બજાવવાની છે, પણ ધ્યાન પર ચઢ્યાં નથી અને એને જ કારણે કૃતિઓ અંગેની નિશ્ચિતતાનો અંત આણ્યો છે. કૃતિઓમાં રહેલાં આંતરવિરોધો અને સંદિગ્ધતાને કારણે વિરચનવાદ કોઈ યાદચ્છિક શંકા કે આકસ્મિક ઉચ્છેદ તરફ જતો નથી, પણ કૃતિ - અંતર્ગત જ રહેલા સંકેતોનાં સામસામાં યુદ્ધે ચઢેલાં પરિબળોના રેસા અલગ કરી આપવા મથે છે. આ પ્રકારનું વિરચનવાદી વાચન કૃતિઓને કે મૂલ્યોને રદ કરવા કે બાદ કરવા નથી તાકતું, પણ કૃતિને વધુ સંકુલ, વધુ સં-રચિત કક્ષાએ જોવા ઇચ્છે છે.

વિરચનવાદી પૉલ-દ-માન (Paul de Man)નાં પોતાનાં લખાણો પણ આશ્ચર્યજનક રીતે પુનર્વાચનમાં પ્રવેશ્યાં છે. બહુ મોડે મોડે ઘણાને ખબર પડી છે કે પૉલ-દ-માને ૧૯૪૦ થી ૧૯૪૨ની વચ્ચે બેલ્જિયમનાં સમાચારપત્રોમાં ૧૫૦થી વધુ લેખો લખેલા છે, જેમાં પૉલ-દ-માનનો યહૂદીવિરોધી અને નાત્સીતરફી સૂર મોજૂદ છે. વિરચનવાદી અમેરિકી છાવણીમાં આ કારણે એક હલચલ મચી કે આ મહોરાં ચઢાવેલો દ-માન કોણ છે ?

૧૯૧૯માં ઍન્ટવર્પમાં જન્મેલા પોલ દ માન પર પ્રારંભનાં વર્ષોમાં એના કાકા પ્રસિદ્ધ સમાજવાદી સિદ્ધાન્તકાર હેન્દરિક-દ-માનનો પ્રભાવ પડેલો છે. હેન્દરિક-દ-માન બેલ્જિયમ લેબર પાર્ટીનો પ્રમુખ અને સરકારોમાં મંત્રી રહી ચૂકેલો, પણ હેન્દરિકની ભૂલ એ હતી કે લોકશાહી પ્રક્રિયામાંથી વિશ્વાસ છોડી એણે નાત્સીવાદ કરતાં મૂડીવાદને મોટું પાપ ગણેલું. આવા હેન્દરિકની બૌદ્ધિક અને રાજકીય પ્રતિભાની અસર હેઠળ પૉલ-દ-માનનાં પ્રારંભનાં લખાણોમાં સરમુખત્યાર તરફનો સમભાવ દેખાઈ આવે છે. કલાની ચર્ચામાં બિનજર્મનોમાં પૉલ-દ-માને આધ્યાત્મિક નિષ્ઠાનો અભાવ જોયેલો. સાંપ્રત સાહિત્યમાં યહૂદીઓના પ્રદાનની ચર્ચા કરતી વખતે પણ પૉલ-દ-માન પશ્ચિમની પરંપરાએ યહૂદી પ્રભાવથી મુક્ત રહી પોતાને કેવી રીતે જાળવી છે એની જ વાત કરે છે.

પૉલ-દ-માનનાં આ પૂર્વજીવનનાં લખાણોને એના એક પ્રશંસક, બેલ્જિયમના કોઈ સ્નાતક વિદ્યાર્થી ઓર્તવિન દ ગ્રેફે(Ortwin de Graef) પ્રકાશમાં આણ્યાં છે. આ છપાયેલા લેખો હતા; પણ ભુલાઈ ગયેલા, વંચાયા વગરના જૂનાં પીળાં પાનોમાં પડી રહેલા લેખો હતા. પુરાલેખો પરત્વેનો ઉત્સાહ (archival devotion) એને બહાર લાવ્યો અને એ સાથે પૉલ-દ-માનની પ્રતિષ્ઠા તો દાવ પર લાગી, પણ પૉલ-દ-માનનાં લખાણોનું નવેસરથી નવાં અર્થઘટનો સાથે પુનર્વાચન શરૂ થયું.

નવી વીગતો અને નવી સામગ્રી પ્રકાશમાં આવતાં કૃતિઓના વાચનમાં પ્રવેશતાં પરિવર્તનો સાહિત્યક્ષેત્રે નોંધપાત્ર ઘટના રચે છે. ઓચિંતો પ્રકાશમાં આવતો કોઈ લેખકનો પત્રવ્યવહાર, ઓચિંતી મળી આવતી કોઈ લેખકની રોજનોંધો, ઓચિંતા મળી આવતા છદ્મનામે લખાયેલા કોઈ લેખકના લેખો - બધું ચાલી આવતા મૂલ્યાંકનને પ્રતીકાર કરે છે.

આપણે ત્યાં ઓગણીસમી-વીસમી સદીનાં સામયિકોનું સંનિષ્ઠ પુનર્વાચન થયું નથી. હમણાં હમણાં જૂનાં સામયિકોની સામગ્રીની સૂચિ કરવાનું એકલદોકલ કાર્ય હાથ ધરાયું છે. ગુજરાતી સાહિત્યમાં સંશોધનને નામે અત્યારે તો લગભગ મીંડું છે. પીએચ.ડી.ને નામે ઉપહાસાત્મક વેપલો તો કશું રળી આપે તેમ છે નહીં. પણ સંનિષ્ઠ સંશોધનની દિશા ચાલી આવતા સાહિત્યની દશાને કેવી ધરમૂળથી બદલી શકે છે એનું પૉલ-દ-માનનો કિસ્સો એક જ્વલંત ઉદાહરણ છે.



જેવા માનવનાં દર્શન કરીને આપણાં ભાઈ-બહેન તરીકે તેમને સ્વીકારીએ ત્યારે દલિતોને અનામતની જરૂર રહેશે નહીં.''

અમદાવાદ ખાતે કૅથલિક માહિતી સેવા કેન્દ્ર નામની સંસ્થાના ડાયરેક્ટર તરીકે સેવા આપતા લેખક ફાધર વર્ગીસ પૉલ મૂળ કેરળના છે, અને ગુજરાત યુનિ.માંથી સંસ્કૃત તથા ગુજરાતી ભાષાઓ સાથે સ્નાતક થયેલા છે. એટલું જ નહીં, ઇંગ્લૅન્ડ તથા અમેરિકામાં તેમણે વ્યાવસાયિક પત્રકારત્વનો અભ્યાસ પણ કરેલો છે અને આંતરરાષ્ટ્રીય કૅથલિક અખબાર પરિષદ (યુ.સી.આઈ.પી.)ની કારોબારી સમિતિના તેઓ સભ્ય છે. ગુજરાતી કૅથલિક કૌટુંબિક માસિક 'દૂત'ના તંત્રીપદે તેમણે સુદીર્થ સેવાઓ આપેલી છે. આંતરરાષ્ટ્રીય કક્ષાના પત્રકાર હોવાથી લેખકને ભાતીગળ લોકોનો સંપર્ક રહે છે, જેનો પડઘો તેમના લેખોમાં પડ્યા વિના રહેતો નથી.

મૂળ કેરળના હોવા છતાં પણ લેખકની ગુજરાતી ભાષા પ્રવાહી ને સરળ બની રહી છે. લેખોમાં વિશ્વનું સામાન્ય જ્ઞાન અદ્‌ભુત રીતે વણી લેવાની તેમને હથોટી છે. તેમના શબ્દોમાં ધર્મની સુવાસ છે, અધ્યાત્મનો રંગ છે, તો સાથે સાથે વાસ્તવદર્શિતા પણ છે. તેઓ માત્ર સ્વપ્નનાં દશ્યો નથી મૂકતા, પરંતુ ઉત્તમ પરિણામલક્ષી વિચાર મૂકી શકે છે, તે તેમની વિશિષ્ટ આવડત છે.

બન્ને પુસ્તકોનું આ પુનર્મુદ્રણ થયું હોવાથી પ્રથમ આવૃત્તિમાં રહી ગયેલા કેટલાક મુદ્રણદોષ વગેરે બીજી આવૃત્તિમાં સુધારી લેવાયા છે. સમગ્રપણે જોતાં એટલું જરૂર કહી શકાય કે બન્ને પુસ્તકો રૂપાની ટોપલીમાં સોનાનાં ફળ જેવાં છે.

**પ્રકાશ ચૌહાણ 'જલાલ'**



## 'તિરાડ'ની વાર્તાઓ

હું કોઈ વિવેચક નથી. પણ ત્રીસ વર્ષથી સતત વાર્તાઓ લખી છે અને છપાવી છે એ રીતે વાર્તા સાથે ઘરોબો છે. તેને લીધે વાર્તામાં શું હોવું જોઈએ અને શું ન હોવું જોઈએ તેનું જ્ઞાન તો આવી ગયું છે. તે નિમિત્તે યોગેશની વાર્તા વિષે વાત કરુ છું.

યોગેશ પંડ્યા કવિ પણ છે. તેમની ભૂરી ભૂરી આંખોમાં મને ક્યારેક વાર્તા તો ક્યારેક કવિતા પણ દેખાઈ છે. બીજું ઘણું નથી દેખાતું તે ગોપિત છે... પણ યોગેશના અવાજનો રણકો ભારે છે, તેમની વાર્તા જેવો, સચોટ, તીવ્ર અને પડઘાતો...

મારું ગામ પાળિયાદ. સંત અને સર્જકની ભૂમિ. મોહમ્મદ માંકડ, ભૂપત વડોદરિયા, રસિક બારભાયા, દ્વિજી ખોખર, તેમાં હું હવે એક યોગેશ પંડ્યાનું નામ પણ ઉમેરું છું. મારું આ વિવેચન ફક્ત વાર્તાની ઓળખ છે, એટલે શીર્ષક આપ્યું છે. 'તિરાડ'ની વાર્તાઓ.

'તિરાડ'ની બધી વાર્તાઓ હું વાંચી ગયો. એ વાર્તાઓની નીચે મુજબ ત્રણ વિભાગમાં વહેંચણી કરું છું :

(૧) શૃંગારકથા : 'કાચી હથેળીનો સ્પર્શ', 'જીવતર તો પંખીની જાત'.

(૨) ચોટકથા : 'ડોડી', 'ખાખી વર્દીનો પ્રેમ'.

(૩) કલાત્મક કથા : 'ખીજડો', 'ખાન અંકલ'.

(૪) આધુનિક કથા : 'આપણે ક્યાંક મળ્યા હતા', 'બાજીગર', 'અંજળપાણી'.

યોગેશના સબડિવિઝનના કામકાજની ચાડી ખાતી એક વાર્તા છે 'અબળખા'.

'અબળખા'માં ચોકડી ખોદવાના અને માપવાના કામની વાત આવે છે, તો 'ખીજડો'માં માપઘોડી ટેકવી, માપ લઈ કેનાલ કાઢવાની વાત આવે છે. કોઈ પણ સર્જકના સર્જનમાં તેનો વ્યવસાય આડકતરી રીતે પણ દષ્ટિગોચર થયા વગર રહેતો નથી.

સૌથી પહેલાં સંગ્રહના શીર્ષકની વાર્તા 'તિરાડ' વિષે વાત કરું. આમ તો વાર્તામાં ઘરની દીવાલમાં પડતી તિરાડનો પ્રતીક - વિનિયોગ થયો છે. ત્રણ પાત્રો ફરતી વાર્તાની ગૂંથણી છે : જીવલી, દોલુભા અને રૂપલી...

દોલુભાના દરબારગઢમાં પરંપરા પ્રમાણે પહેલાં જીવલી છાણવાસીદું કરવા જતી હતી. પણ એક વાર એકાંત મળતાં, દોલુભાએ જીવલીનો લાભ લઈ લીધો. એ વખતે બંને જુવાન હતાં, પણ જીવલીએ આ વાત પોતાના મનના પટારામાં પૂરી રાખી. વર્ષો વીતી ગયાં. દોલુભા ચાલીસપચાસ વર્ષના થઈ ગયા અને જીવલી આધેડ થઈ ગઈ, પણ જીવલીની દીકરી રૂપલી જોબનવંતી બની ગઈ. તેની યુવાનીનું વર્ણન કરતાં યોગેશે 'જુવાનીનું વાવાઝોડું' એવો શબ્દ પ્રયોજેલો છે. એ રૂપલી પર પિસ્તાલીસ વર્ષના દોલુભાની નજર ઠરી છે. જીવલી

પોતાનો ભૂતકાળ યાદ કરી, પોતાની દીકરીને આ કામક્રીડાથી બચાવવા પ્રયત્ન કરે છે, પણ તેનો પતિ દોલુભાની દાદાગીરી પાસે લાચાર છે. તે દોલુભાની કુદષ્ટિથી અજાણ છે અને પોતાની ઘરવાળી જીવલી સાથે ઝઘડો કરીને પરાણે રૂપલીને દરબારગઢમાં મોકલે છે અને પરિણામ જીવલીએ ધાર્યું હતું એ જ આવે છે. દોલુભા રૂપલી પર બળાત્કાર કરે છે. આ બળાત્કારની ઘટના યોગેશે કલાત્મક રીતે વર્ણવી છે તે જુઓ : "કેસ્રા ચણિયામાં એક કુંવારો ડાઘ લાગી ચૂક્યો હતો !"

આખી વાર્તાની બાંધણી યોગેશે સૂઝપૂર્વક કરી છે. વાર્તા-આરંભે જ શ્રાવણમાસની વરસાદી રાત - આઠ દિવસની હેલીને લીધે પલળી ગયેલી કાચા મકાનની ભીંત. ઘર પડ્યું કે પડશે. તેવા ઘરમાં રહેતી જીવલી... ફક્ત એક મોભ પર ટકી રહેલું ઘર... યોગેશે પ્રતીક મોભનું મૂકી સૂચવ્યું છે કે રૂપલીની અક્ષત કાયાના મોભને આધારે ઘર ટકી રહ્યું છે. એ ચારિત્ર્ય ભંગ થતાં ઘર કડડડ... ભૂસ થતું ઢળી જશે. ચારે તરફ જામેલું ચોમાસું અને વરસાદી વાતાવરણ. દોલુભાની જોહુકમી... રૂપલી પર બળાત્કાર થતાં મોભનું ખાંગા થઈ જવું. જે તિરાડ પડી છે એ તો પોતાના - ખુદ દોલુભાના ઘરમાં જ પડી છે, કારણ કે દોલુભાએ રૂપલી પર નહીં, પણ પોતાની દીકરી પર બળાત્કાર કર્યો છે, તેવું બહુ સૂક્ષ્મરૂપે નિર્દિષ્ટ કરવાનો પ્રયાસ છે.

'જીવતર તો પંખીની જાત'માં ભૂતકાળની પ્રેમિકા રૂપા ગામડામાં હતી ત્યારે અજયને પ્રેમ થયેલો, પણ પંદર વર્ષ પછી તે શહેરમાં મળે છે, ત્યારે બધું બદલાઈ ગયેલું હોય છે. અજય સાંપ્રત જીવનથી દુઃખી હોય છે અને રૂપા પરણીને શહેરમાં સેટ થઈ ગઈ હોય છે. દુઃખી અજયને તે કેવું તત્વજ્ઞાન સમજાવે છે તે જુઓ : "જીવતર તો પંખીની જાત છે. કાલે ઊડી જશે..."

ચોટદાર વાર્તામાં યોગેશ બરાબર ખીલે છે. 'ડોડી' વાર્તા તેનો શ્રેષ્ઠ નમૂનો છે. ડોડી વાર્તાનો કથાતંતુ અને શૈલી વાચકને અમેરિકન વાર્તાકાર ઓ'હેન્રીની યાદ અપાવે છે. ધોળા દોરાવાળી ડોડી પર આખી વાર્તાનો ભાર ઝિલાયો છે. લખમણ અને હંસા પતિ-પત્ની છે. કાનો લખમણનો અંગત મિત્ર છે, તેના પર લખમણને ભાઈ જેટલો ભરોસો છે. લખમણની ગેરહાજરીમાં પણ કાનાને લખમણને ઘેર આવવાજવાનો સંબંધ છે.

લખમણ-હંસાનાં લગ્ન પછી ઘણાં વર્ષો સુધી પારણું બંધાતું નથી એટલે બંનેને કાનો ખોડિયાર મંદિરે અમરદા બાપુ પાસે લઈ જાય છે. અમરદા બાપુનું એક જ કામ, જે આવે તેને માદળિયું, તાવીજ કે દોરાધાગા બાંધી આપતા હતા, તેમ હંસાના ગળામાં પણ કાળા દોરાની ડોડી બાંધી આપી.

વાર્તાની શરૂઆતમાં લખમણ ખેતરેથી બળદગાડું જોડી પોતાના ગામ સુધી પહોંચે તે પહેલાં વરસાદ આંબી ગયો અને વચ્ચે દાદાની વાડીએ રાત રોકાઈ જાય છે. રાતભર પોતાની જુવાન અને નછોરવી પત્ની હંસા સતત યાદ આવ્યા કરે છે. અહીં ઇંગિત છે : સવારે એ ગાડું જોડી ઘેર પહોંચે છે અને હંસાને બાથમાં લઈ ચૂમી ભરે છે. હંસા વાસીદું કરવા જાય છે ત્યારે અચાનક પથારીમાં નજર નાખતાં ડોડી જુએ છે. આ ડોડી વાર્તાનું બીજ છે. તેના મગજમાં એક સવાલ ઊઠે છે. આ ડોડી અહીં ક્યાંથી ? ધોળા દોરાની એ ડોડી વિષે હંસાને પણ ખબર નથી. પછી રોજિંદા જીવનની ઘટમાળમાં આ વાત ભુલાઈ જાય છે. બંને એકમેકમાં ઓતપ્રોત થઈ જાય છે.

હંસાને ગર્ભ રહે છે. આ સમાચાર સાંભળી લખમણ ખુશખુશ થઈ જાય છે. જોગાનુજોગ જૂનાગઢ રળવા ગયેલો કાનો પણ ગામડે પાછો ફર્યો છે. લખમણ ખુશખબર આપવા કાના પાસે દોડી જાય છે. એ બંને વચ્ચે જે સ્વાભાવિક સંવાદો થાય છે, તે યોગેશની વાર્તાશક્તિનો પરિચય કરાવે છે. બંનેના સંવાદમાં કાનાનું લંપટપણું છતું થાય છે. કાનો જૂનાગઢમાં જે જમીનદારને ત્યાં કામ કરતો હતો તેમની જુવાન છોકરી પર તેની બૂરી નજર હતી. જે થાળીમાં તે જમતો હતો તે થાળીમાં થૂંકતો હતો. તેનાં લગ્ન થતાં નહોતાં. યોગ્ય કન્યારત્ન મળે એ માટે એણે પણ ડોડી બંધાવી હતી. તે વિષે વાત નીકળતાં લખમણને કહે છે, "બાપુએ મને ડોડી બંધાવી હતી, પણ હું કરમફૂટલો કારખાનામાં ક્યાંક કામ કરતાં ડોડી ક્યાંક તૂટી ગઈ તેનું ભાન ન રહ્યું !"

અચાનક લખમણને ધોળા દોરાની ડોડી યાદ આવે છે, એટલે તે પૂછી બેસે છે : "ઈ કેવી ડોડી હતી ?"

"ધોળા દોરાવાળી !"

લખમણના મગજના અંધારિયા ખુણામાં અજવાળું થઈ જાય છે. એ ત્રાડ પાડી, કાનાનો કાંઠલો પકડે છે. અહીં વાર્તા પૂરી થતી નથી. યોગેશ વાર્તાતત્ત્વને વધુ

સશક્ત અને સ્પષ્ટ કરવા માંગે છે, એટલે આગળ લખે છે : "તેની ત્રાડ સાંભળી હંસા બહાર દોડી આવી. લખમણે આગ ઝરતી નજરે હંસાના પેટ તરફ જોયું. જાણે સોનોગ્રાફી થઈ ગઈ. હંસાના પેટમાં કાનો વકરતો હતો !" વાર્તા અહીં પુરી થાય છે. અહીં મિત્રદ્રોહ નથી. પત્નીદ્રોહની વાત પણ નથી. પણ યોગેશની કલમના વિદ્રોહની વાત છે.

વાર્તાનું ઘટનાતત્ત્વ મહદ્અંશે સ્ત્રી-પુરુષના સંબંધોનું હોય છે, પણ એ સંબંધ શબ્દોના ચાક પર ચડે તો કેવો આકાર પામે છે, તે વાર્તાકારની ઇચ્છાસૃષ્ટિ પર નિર્ભર છે. વરસાદી રાતે લખમણની એકલતા અને પથારીમાં પડ્યાં પડ્યાં હંસાની યાદ દ્વારા યોગેશે ઇંગિત કર્યું છે કે ત્યાં હંસાની સાથે પરપુરુષનો સમાગમ થઈ રહ્યો છે. વાર્તામાં અલંકારનું આભૂષણ સુંદરતા બક્ષે છે. દા.ત. "કોઈ ગામડાની ગોરીની જવાની જેમ કાલામાંથી ધોળું બાસ્તા જેવું રૂ ફાટુ ફાટુ થતું હતું !"

'ખીજડો' વાર્તામાં રવજીની વાડીના ત્રિખૂણિયે ઊભેલા ખીજડાની 'પ્રેમકથા' છે, પણ પ્રતીક અને ચોટદાર અંત તેને કલાત્મક બનાવે છે. માનવ અને પ્રકૃતિનું સાંનિધ્ય કેટલું હળીમળી ગયું હોય છે કે ખતમ થયા પછી પણ એકરૂપ થઈ જાય છે !

આ વાર્તામાં રવજીનું બાળપણ ખીજડા નીચે ખેલીને યુવાન બન્યું. પોતાની ઘરવાળી કંકુની સાથે ભાથું છોડીને પણ આ ખીજડા નીચે ખાધું. બંને પતિ-પત્નીનો પ્રેમ પણ આ ખીજડા નીચે પાંગર્યો. એ ખીજડો ડેમની કેનાલને કારણે સરકારે કાપી નાખવાનો નિર્ણય કર્યો ત્યારે રવજી હચમચી ગયો. જાણે પોતાનો જીવ ઊડી જતો હોય તેવો અનુભવ થયો. પણ તેના દીકરાઓએ તેની જાણ બહાર જમીનનું વળતર લઈ લીધું. ખીજડાને નજરોનજર જોનાર રવજીનું કાળજું કંપી ઊઠ્યું અને તે પોક મૂકીને રડી પડ્યો, જાણે કોઈ આપ્તજનનું મરણ થયું ન હોય ! ખીજડા સાથે રવજીનો જીવ પણ ઊડી ગયો. પ્રકૃતિ અને માનવજીવન પણ નષ્ટભ્રષ્ટ થઈ ગયું. પણ યોગેશને આ વાર્તા સામાન્ય બનાવવી નથી. એટલે વાર્તા આટલેથી અટકતી નથી. વાર્તાનો અંત ઘેરો આઘાત આપે છે. રવજી મરી જાય છે, તેને અગ્નિદાહ દેવાનો હોય છે ત્યારે આ ખીજડાનાં કપાયેલાં લાકડાંથી જ તેની ચેહ ખડકવામાં આવે છે. ખીજડા સાથે રવજી પણ બળીને ખાખ થઈ જાય છે. બંને અન્યોન્ય સમાઈ જાય છે. યોગેશ કવિ પણ છે તે 'ખીજડો' વાર્તામાં કેટલીક શબ્દકંડિકાઓ દ્વારા ફલિત થાય છે. દા.ત. "દૂધવાળો દૂધ આપ્યા પછી ઉમેરણ રેડે તેમ વહુએ મેણું મારી ઉમેરણ રેડ્યું", "થડ પાસે ખાટલો ઢાળી, થડને ઓશીકું બનાવી માથું ટેકવી રવજી સૂતો ત્યારે લાગ્યું કે મારા ભાઈબંધે મારું માથું જ તેના ખોળામાં લઈ લીધું છે !"

વાર્તા તદ્દન તળપદી શૈલીમાં છે, તળપદા શબ્દો છે, છતાં એક જગ્યાએ ઉર્દૂ શબ્દ 'ગનીમત' ખૂંચે છે.

'ખાન અંકલ' વાર્તામાં એકબીજાં પાત્રો સાથે મુસ્લિમ ભાષાના જે હિન્દી સંવાદો મુકેલા છે તે યોગેશના ભાષા પરના પ્રભુત્વની ખાતરી કરાવે છે. યોગેશ ફક્ત તળપદું લખી શકે છે તેવું નથી. પઠાણી હિન્દી ભાષા પર પણ તેમનું પ્રભુત્વ છે. કેટલાક શબ્દો જુઓ : બાખૂબ, અજીબ સી થિરકન, તેજ તર્રાર, જાનેમન. 'ખાન અંકલ' વાર્તાની ઘટના જરા વિચિત્ર છે. વર્ષો પહેલાં ખાન અમદાવાદ હતો ત્યારે તેના પડોશમાં શર્મા નામનાં દંપતી રહેતાં હતાં. પછી અમદાવાદ છૂટી ગયું. વર્ષો વીતી ગયાં. ફરી બંનેની મુલાકાત થઈ. પણ ત્યારે ખાન વિધુર થઈ ચૂક્યો હતો. તેનો એક અઝીઝ નામે યુવાન પુત્ર હતો. પ્રેલાં પડોશી વંદના -કિશનને પણ એટલી જ ઉંમરની સોનુ નામની યુવાન પુત્રી હતી. બચપણને યાદ કરતાં બંને કુટુંબો વર્ષો પછી મળ્યાં. સોનુ અને અઝીઝ એકબીજાના પરિચયમાં આવ્યાં અને પછી પ્રેમ થયો. વંદના-કિશન આધુનિક વિચારનાં હતાં. નાતજાતનાં બંધન સ્વીકારતાં નહોતાં, એટલે સોનુ-અઝીઝના પ્રેમનો પણ સ્વીકાર કર્યો અને સગાઈનું નક્કી કર્યું. વાર્તાનો ખરો તંતુ વચ્ચે સંધાય છે.

ખાન અંકલ સોનુને પુત્રવધૂની દૃષ્ટિએ જોતો નહોતો, પણ કામુકતાની દૃષ્ટિએ જોતો હતો. એક દિવસ તે શરદીને લીધે રિબાતો હતો ત્યારે સોનુએ એક પુત્રવધૂ તરીકે નિર્દોષ ભાવે તેની સારવાર કરી હતી, ખાન અંકલના શરીરે વિક્સ ઘસી આપ્યું હતું. આ સ્પર્શથી ખાન અંકલની કામુકતા સૂકા ઘાસમાં અગ્નિ પડે અને ભડકી ઊઠે એમ ભડકી ઊઠી હતી. નિર્દોષ, ચંચળ હરણી જેવી સોનુ પર ડોસાએ બળાત્કાર કર્યો હતો, પરિણામે તેના પેટમાં ગર્ભ રહી ગયો હતો, ઊલટીના કારણે બધું જાહેર થઈ ગયું. પણ તે સ્થિતિમાં સોનુનાં મા-બાપ હસી પડ્યાં અને કહ્યું, "કંઈ નહી બેટા, આ ઉંમરે ભૂલ થઈ જાય. હવે આપણે તારાં લગ્ન ઝડપથી અઝીઝ સાથે કરી દઈશું" બિચારી સોનુ ! જે ઘર સાથે નફરત થઈ હતી,

નાતો કાપી નાખવા માંગતી હતી, તે ઘર સાથે તેનાં માબાપે કાયમ નાતો જોડી આપવાની જાહેરાત કરી દીધી ! આધુનિક જીવનશૈલી પર કટાક્ષ કરતી વાર્તા છે.

કુંવારાં અઝીઝ અને સોનુ સગાઈ થઈ ગયા પછી હળતાંમળતાં હતાં, તેની સોનુનાં મા-બાપને જાણ હતી, એટલે સોનુનાં માબાપ સોનુના ગર્ભ માટે તેમના થનાર દામાદને જવાબદાર ગણી વાત હસી કાઢે છે ! પણ ફક્ત સોનુ જ એકલી જાણતી હતી કે તેના પેટમાં અઝીઝનું નહીં, પણ અઝીઝના બાપનું પાપ પાંગરી રહ્યું હતું !

યોગેશની ગ્રામીણ શૈલીથી અલગ પડતી બીજી એક વાર્તા છે – 'બાજીગર'.

યોગેશનાં બે રૂપ છે : બે પલ્લાંમાં પગ મૂકી માછલી વીંધનારાં અર્જુન છે. વાર્તાકાર જ્યારે એક જ પ્રકારની શૈલીનો માસ્ટર બની રહે છે, ત્યારે એક જ પ્રકારનો વાચક-વર્ગ ઊભો કરી શકે છે. યોગેશ બે રીતે બીબાઢાળ કે સ્ટીરિયોટાઇપ વાર્તાકાર બનવા માંગતા નથી. 'બાજીગર' વાર્તામાં એક જગ્યાએ મલહોત્રા અંકલનો રોઝીની મમ્મી મેરી સાથે વધતો જતો સંપર્ક જોતાં યોગેશે નીલની મનઃસ્થિતિ વર્ણવતાં લખ્યું છે કે : "નીલ અકળાઈ ગયો. પરીક્ષાની તૈયારી વખતે પુસ્તક પકડી બેસી રહ્યો. પણ હૈયામાં ચીતરાઈ ગઈ હતી રોઝી, અને મુઠ્ઠીમાં ચીતરાઈ ગયો મલહોત્રા. હૈયામાં પ્રેમ અને મુઠ્ઠીમાં નફરત !" આમ વાર્તાપ્રવાહમાં યોગેશનું કવિત્વ વહેતું રહે છે અને પ્રવાહને વધુ વેગવંત બનાવે છે. આમ યોગેશનું એક રૂપ નથી. તે કવિ છે, વાર્તાકાર છે, એટલે 'તિરાડ' વાર્તાસંગ્રહ દ્વારા બંધ અને અંધારિયા સંવેદનાના મકાનમાં શબ્દ અને સૂર્યનો પ્રકાશ એ તિરાડમાંથી 'શેરડો  બનીને વાર્તાને લાવે છે', અને યોગેશની વાર્તા  શેરડો બનીને આપણા હૃદયમાં પ્રવેશી જાય છે !*

* [તિરાડ  (વાર્તાઓ) : લે. યોગેશ પંડ્યા; પ્ર. આકાશ પ્રકાશન, ભરતનગર બોટાદ; મુખ્ય વિક્રેતા : અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કૉમ્પલેક્સ, ખત્રી પોળ, અમદાવાદ; કિંમત રૂ. ૮૦/–; પૃ. ૨૬૪+૧૦, કાચું પૂઠું, ડેમી સાઈઝ].

**- સુમંત રાવલ**



## તારી યાદ

ફૂટતી જોઉં છું હું જ્યારે લીલીછમ નાજુક કૂંપળ,
ત્યારે તારી યાદ પણ સાથે નીકળી આવે છે.
વહેલી પરોઢમાં ઊપસતાં ઝાકળબિંદુની સાથે સાથે
તારી યાદ પણ હૈયે ઊપસી આવે છે.
રત્નાકરમાંનાં મોજાં ઊછળતાં માણું ને
તે જ ક્ષણે તું પણ દિલમાં ઊછળી આવે છે.
રાત્રે રાતરાણી ખીલે એ સાથે જ
તું પણ મારા સમગ્ર અસ્તિત્વમાં મહેકી ઊઠે છે.
પૂનમની રાતે નભમાં શીતલ ચાંદની ફેલાય,
કે તરત તું પણ મને ઘેરી વળે છે.
મેઘનાં ઠંડાં ઠંડાં ટપકતાં ટીપાંથી હરખાવા લાગું છું
ને તારું સ્મરણ ભેજ જેવું હૃદયને બાઝી પડે છે.
હું તો મારી સંવદેનાઓ કલમથી ઠાલવું છું,
ને લોકો સમજે છે કે કવિતા કરે છે !

**જાગૃતિ દવે**

## જો પકડી લીધ પાય મેં તારા

જો પકડી લીધ પાય મેં તારા
પરિપૂરણ પ્રણિપાતે,
પરમદયી ! ઉઠાડી મુજને
લઈ લીજે નિજ હાથે.
નમી ગયું છે બધુંય મારું, શમી ગયો હંકાર,
તવ ચરણોમાં આ ક્ષણ હું છું
તુજશું એકાકાર :
મળી ગયાં મુજ રૂપ ને રેખા તવ રૂપરેખા સાથે ! - જો
મૂક મને તું તવ ભણી વાટે,
પછી જો પાપાપગલી,
ફરીથી મારે ચાલવા શીખવું,
જોજે, પડું ના ઊથલી :
ઊંચકી લેજે તરત જ, પડું તો, પાછળ રહી તવ બાથે જો

ઉશનસ્

## ઇલમી ચલમ

ફૂંકી ચલમ કે ચેન !
ઘેનમાં નહીં દિવસ, નહીં રેન !
ફૂંક ફૂંકમાં ભડકા
ઉપર ભભરાવેલ ભભૂત,
લાલચોળ આંખોમાં ભડભડ
ત્રણે કાળનાં તૂત !
ઇલમ બડા અવધૂત !
અબ ધરતી ક્યાં, કૈસા અંબર,
સ્વર્ગ કહાં, પાતાલ !
ધુઆં ધુઆં અબ ઉપર અંદર
ઘુઘવત સબ ઉત્તાલ !
કૈસા કેફ઼ કમાલ !
ચઢી ચલમ કે ચેન !
પદ્મનાભકો દેખત નયનાં શેષનાગને શેન !

જયન્ત પાઠક

## કવિ રાજેન્દ્રને એક પત્ર

કવિ બંધુ રાજેન્દ્ર !
પ્રાપ્ત 'પત્રલેખા' તમ કાવ્યગ્રંથ ભેટ :
પાને પાને રચ્યા તમે શબ્દોના સંકેત.
હજી વાંચવાના માટે બાકી રહ્યા કવિ !
અંતરમાં સ્ફુરી જશે સ્પંદ સ્પંદ છવિ !
ક્યારેક અવશ્ય દેશ પ્રતિભાવ-પત્ર :
કિન્તુ જેહ પ્રત પેલી આવી પડી અત્ર.
કેવળ એ કોરી ? નહીં અંકિત રે નામ,
તમારું ના, મારું યે ના : ખાલીખમ આમ ?
આવું કેવું શુષ્ક રિક્ત પ્રદર્શન, ભાઈ !
તમારી તો મારી સાથે સ્નેહની સગાઈ !
ધર્યું હોય 'ઝાલરી' જો હસ્ત વિષે, ભાઈ !
આનંદીશ પ્રતિભાવે, પ્રતિસ્પંદે, સાંઈ !
કુશળ કુશળ હશો, કૌશલતા અર્થ :
કવિને તો શબ્દ, નામ, અભિવ્યક્તિ ગર્થ ?

લિ.

(રચના : ૧૯૮૧) સ્વ. રતુભાઈ દેસાઈ

## લેખે હતી

એની શરમ બે આંખની લેખે હતી, એળે ગઈ,
કે આરજૂ વિશ્વાસની લેખે હતી, એળે ગઈ.
સંવેદનાથી સાચવેલી વારતા ચોરે ચઢી !
કે બંધ મુઠ્ઠી લાખની લેખે હતી, એળે ગઈ.
મોટા ઉપાડે પાનખરને નોતરી બેઠા ઘરે,
લીલી વસંતી તાજગી લેખે હતી, એળે ગઈ.
રે વૈખરીના હાથમાં તલવાર ક્યાં આવી પડી !
કે લીલકાતી લાગણી લેખે હતી, એળે ગઈ.
આકાશ ઊંચું આંબવાને એષણાઓ તરફડે,
કમજોર ઢીલી પાંખ ક્યાં લેખે હતી, એળે ગઈ.
આવાગમનને હીંચકે આરામથી હિલ્લોળ લે,
થોભી જવાની આરતી લેખે હતી, એળે ગઈ.

જગદીશ ધનેશ્વર ભટ્ટ

Uddesh (A literary, cultural monthly) March - 2002 ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No. 188 R. No. GUJ.156/2002




સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક નવમો

એપ્રિલ : ૨૦૦૨

તંત્રી

રમણલાલ જોશી

૧૭૧



# ઉદ્દેશ

વર્ષ : બારમું    અંક : નવમો    સળંગ અંક : ૧૪૧


## અનુક્રમ : એપ્રિલ ૨૦૦૨




પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦, ૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩


### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનુ સરનામું :
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવા. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.



## જીવંનભરની વિદ્યા-આરાધનાનું સન્માન

તા.૩ : એપ્રિલ, ૨૦૦૨. ને બુધવારનો દિવસ. સવારનો સમય. અમદાવાદના વલ્લભસદનનો વિશાળ હોલ. શ્રી કે.કા.શાસ્ત્રી, પૂ. મોરારીબાપુ વગેરે દષ્ટિસંપન્ન મહાનુભાવોની ઉપસ્થિતિ. પ્રસંગ હતો પદ્મશ્રી, વિદ્યાવારિધિ શ્રી કે.કા.શાસ્ત્રીને પૂ. મોરારીબાપુના શ્રી સીતા-રામસેવા ટ્રસ્ટ દ્વારા પ્રસ્થાપિત 'વાચસ્પતિ પુરસ્કાર' પ્રદાન અને સંસ્કૃત સાહિત્ય અકાદમી દ્વારા શાસ્ત્રીજીને 'ભારતમાર્તંડ' પદવી અર્પવાનો સમારંભ. સર્વત્ર પ્રસન્ન વિદ્યામય વાતાવરણને કારણે ત્રીજીની એ સવાર રળિયામણી બની ગઈ.

આજે ૯૭ વર્ષે પણ તેઓ સાહિત્ય અને વિવિધજ્ઞાન-શાખાઓમાં સક્રિય છે. મધ્યકાલીન સાહિત્ય, ભાષાવિજ્ઞાન, ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, સંસ્કૃત સાહિત્ય, પુરાતત્ત્વ, ધર્મતત્ત્વજ્ઞાન અનેક વિષયોમાં તેમની ગતિ. એમની વિદ્વત્તા ઘડીભર આશ્ચર્યમાં મૂકી દે. તેમની વ્યાપક વિદ્યાસિધ્ધિઓમાં ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ગુજરાતી વ્યાકરણ શાસ્ત્ર, ગુ. પારંપરિક વ્યાકરણ, ગુ. માન્ય ભાષાનું લઘુવ્યાકરણ એ મહત્ત્વનું પ્રદાન છે. ભાષા-શાસ્ત્રના વિષયમાં 'વાગ્વિકાસ', 'ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ', ભાષાશાસ્ત્ર અને ગુજરાતી ભાષા, અને 'ભાષા અને ગુજરાતી ભાષા' ઉલ્લેખનીય છે. કોશના ક્ષેત્રે તેમણે 'અનુપ્રાસકોશ', 'પાયાનો ગુજરાતી કોશ', 'ગુજરાતી લઘુકોશ', 'બૃહદ ગુજરાતી કોશ' , દસ ભાષાનો 'વનૌષધિકોશ', 'વ્યુત્પત્તિ કોશ' વગેરે.

મહાભારતના મૂળરૂપ 'ભારત સંહિતા' ૨૪ હજાર શ્લોકોની અલગ કાઢી એમાંથી ૮૮૦૦ શ્લોકોની 'જય સંહિતા' તૈયાર કરી આપી. આ તેમનું અત્યંત મહત્ત્વનું પ્રદાન ગણાય છે.

તેમનું એવું બીજું મહત્ત્વનું કાર્ય તે શ્રીમદ્ ભાગવત્‌ની સમીક્ષિત વાચના તૈયાર કરવામાં આપેલા સહયોગનું છે. ભો.જે. અધ્યયન - સંશોધન વિદ્યાભવનનાં પ્રોજેક્ટમાં શાસ્ત્રીજી વર્ષોલગી રોકાયેલા રહયા છે. ભાગવતનું વિવિધ હસ્તપ્રત્રોમાંથી અધિકૃત વાચના વિદ્વત્તા-પૂર્ણ નોંધો સાથે પ્રગટ થઈ. અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયલાં આ ગ્રંથામાં ત્રીજા વોલ્યુમમાં, ચોથા વોલ્યમના પહેલાં ભાગમાં, અને બીજાભાગ સાથે શાસ્ત્રીજીનું નામ જોડાયેલું છે.

શાસ્ત્રીજી બધા ધર્મો પ્રત્યે સમભાવ ધરાવે છે. પણ તેમનું હૃદય શુધ્ધાદ્વૈત-પુષ્ટિ માર્ગમાં છે. સુરતની શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તરફથી તેમને 'શુદ્ધાદ્વૈતાલંકાર'ની પદવી મળેલી એમાં પૂરું ઔચિત્ય છે.

તેમણે એકાંકી નાટકો પણ રચ્યાં છે એ બહુ ઓછા જાણતા હશે. આજેય ગૌરીશિખર અને બીજાં દસ એકાંકીઓ અને 'કૌલ પરાજ્ય' વગેરે ઉલ્લેખપાત્ર છે.

દિલ્હી સાહિત્ય અકાદમીના 'એન્સાયકલોપીડીયા ઑફ ઈન્ડિયન લીટરેચર'ના પાંચમાં વોલ્યુમમાં મેં લખેલું

કે - "A devotee of Srimad Vallabhacharya, Ke. Ka. Shastri, as he is popularly known in Gujarat, is a humanitaraian and a scholar, and the generosity of his disposition combined with his passion for learning is reflected in all his works."

શ્રી કે.કા.શાસ્ત્રી જેવા વિદ્વાન અને સંશોધક ગુજરાતી સાહિત્યમાં તો આંગળીને વેઢે ગણાય એવા છે. ભારતમાં પણ એમના જેવી સજ્જતાવાળા બહુ ઓછા હશે. ગુજરાત શાસ્ત્રીજી માટે ગૌરવ લઈ શકે.

શ્રી શાસ્ત્રીજીનું સન્માન એ જીવનભરની આરાધનાનું સન્માન છે. આ સમારંભમાં સાહિત્ય અકાદમીના મહામાત્ર શ્રી કનૈયાલાલ પંડ્યાએ પ્રાસંગિક વકતવ્ય આપ્યું હતું. અને કાર્યક્રમનું સંચાલન કર્યુ હતું. સંસ્કૃત સાહિત્ય અકાદમીનાં અધ્યક્ષ ડૉ. ગૌતમ પટેલ, પૂ. મોરારીબાપુ વ.નાં વકતવ્યો બાદ શ્રી શાસ્ત્રીજીએ પોતાનાં વિકાસમાં ફાળો આપનાર તેમના પિતાશ્રીથી આરંભી અનેક મહાનુભાવોનાં સંસ્મરણો કહ્યાં તે અત્યંત રસાળ અને પ્રેરક હતાં. સમારંભ ગૌરવપૂર્ણ રહ્યો.

વલ્લભ સદનનાં આ કાર્યક્રમમાં મારી સાથે આવનાર શ્રી જાનકી દવેએ ઘેર જતાં મને કહ્યું કે આજની સવાર અપૂર્વ આનંદ કરાવી ગઈ. કદાચ તે ઉપસ્થિત સૌ પ્રેક્ષકોનાં મનોભાવનો પડઘો પાડતાં હતાં. શ્રી શાસ્ત્રીજીને અભિનંદન - અભિવંદન

**- રમણલાલ જોશી**



તંત્રી

## સાહિત્ય-સંસ્કાર રસિક મહાનુભાવ પુરુષોત્તમ ગ. માવળંકરનું દુઃખદ અવસાન :-

સાહિત્ય-સંસ્કાર રસિક અને શિક્ષણકાર શ્રી પુરુષોત્તમ ગ. માવળંકર (જન્મ ૩ ઓગષ્ટ, ૧૯૨૮)નું તા. ૧૪ માર્ચ ૨૦૦૨ના રોજ દુઃખદ અવસાન થયું છે. એમણે એલ. ડી. આર્ટ્સ કૉલેજ-અમદાવાદમાં પ્રાધ્યાપક અને આચાર્ય તરીકે સેવાઓ આપી હતી. તેમણે હેરલ્ડ લાસ્કી ઇન્સ્ટિટ્યૂટ નામે સંસ્થા સ્થાપેલી. તેઓ લોકસભાના સભ્ય પણ હતા. એક દસકો તેમણે 'અભ્યાસ' નામનું માસિક ચલાવેલું, અનેક સંસ્થાઓ સાથે જોડાયેલા હતા. તેમણે અનેક પુસ્તકો અને પુસ્તિકાઓ લખેલાં છે. 'મારા પિતા'એ એમનો સંપાદન ગ્રંથ છે. પિતૃભકત પુરુષોત્તમભાઈએ જુદાજુદા ક્ષેત્રોના મહાનુભાવો પોતાના પિતા વિશે શું માનતા હતા. અને એમના વ્યકિતત્વ-વિકાસમાં પોતાના પિતાનો શો ફાળો હતો એ વિશે જુદાજુદા લેખકો પાસેથી લખાણો મેળવીને તેમણે આ સંપાદન કર્યું હતું. પિતાને શ્રધ્ધાંજલિ અર્પવાને નિમિત્તે આપણા પ્રદેશમાંના એવા જ પિતૃતુલ્ય બીજા મહાનુભાવોને પણ શ્રધ્ધાંજલિ આપવાની દષ્ટિ રાખી છે. કુલ ૪૪ રેખાચિત્રો આપવામાં આવ્યાં છે. શ્રી પુરુષોત્તમ માવલંકરે આ પુસ્તકમાં ગુજરાતના જાહેરજીવનની કેટલીક નામાંકિત વ્યકિ‌ઓનાં અંતરંગ ચિત્રો સુલભ કરી આપ્યાં એ એક મહત્ત્વનું કામ થયું.

'ઉદ્દેશ' પ્રત્યે તેમને મમત્ત્વ હતું. અવારનવાર પત્રો લખી અથવા તો ટેલિફોન કરી, 'ઉદ્દેશ' અંગે વાત કરતા. 'ઉદ્દેશ'-ના આરંભકાળથી આજીવન સભ્ય બનેલા. લેસ્કી ઇન્સ્ટિટ્યૂટ અને એના સ્થાપક-નિયામક પુરુષોત્તમભાઈનું અભિવાદન કરવાનો એક સમારંભ તા. ૨૭ નવે' ૧૯૯૫ના રોજ યોજાયો હતો. પોતાના સન્માનના પ્રત્યુત્તરરૂપે તેમણે જે પ્રવચન કર્યું તે 'ઉદ્દેશ'માં અક્ષરશઃ પ્રગટ થયેલું. *પુરુષોત્તમભાઈ નિકટના મિત્ર હતા. અવાર-નવાર મળવાનું* બનતું. છેલ્લા થોડા સમયથી તે બિમાર હતા. ૧૪મી માર્ચે તેમનું અવસાન થતાં ગુજરાતના જાહેરજીવનને ન પુરાય એવી ખોટ પડી છે.

તેમના અવસાનનું દુઃખ સહન કરવાની પ્રભુ તેમનાં પત્ની શ્રી પૂર્ણિમાબહેનને અને કુટુંબીજનોને શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિર શાંતિ અર્પે એ પ્રાર્થના.

## અસ્મિતાપર્વ : ત્રિદિવસીય સાહિત્યગોષ્ઠિ, કાવ્યાયન અને શાસ્ત્રીય સંગીત-નૃત્ય મહોત્સવ

શ્રી કૈલાસ ગુરુકુળ, મહુવા- શ્રી ચિત્રકૂટધામ, તલગાજરડા (જિ. ભાવનગર) આયોજિત આ અસ્મિતાપર્વ : ૫ એપ્રિલની ૨૫, ૨૬, ૨૭-૨૦૦૨, આ ત્રણ દિવસ યોજાનાર છે. એ જાહેર કાર્યક્રમમાં સૌ કલા-સાહિત્યરસિકોને નિમંત્રણ છે.



# ભીષ્મ સાહની : નાટ્યકાર તરીકે*

શરીફા વીજળીવાળા

આપણે ભીષ્મ સાહનીને નવલકથાકાર (અને ખાસ તો 'તમસ્'ના લેખક તરીકે), વાર્તાકાર તરીકે જ વધુ ઓળખીએ છીએ. પણ આ લેખકને નાટ્યકાર તરીકે પણ ઓળખવા જેવા છે. 'હાતૂશ' (૧૯૭૬), 'કબીરા ખડા બજાર મેં' (૧૯૮૧), 'માધવી' (૧૯૮૪) તથા 'મુઆવજે' (૧૯૯૩) એમનાં જાણીતાં નાટકો છે. ચારેય નાટકોમાં એમણે જુદા વિષય, જુદા યુગ સાથે કામ પાડ્યું છે. પણ દરેક નાટકમાં એમની જીવનધર્મિતા દેખાય છે. 'મુઆવજે'માં એમણે આપણી રાજનીતિ, પોલીસતંત્ર અને સમગ્ર વ્યવસ્થાતંત્રની કારમી ઠેકડી ઉડાડી છે. મારે અહીં જે નાટકની વાત કરવી છે તે 'માધવી' મહાભારતની એક કથા પર આધારિત છે. મહાભારતના ઉદ્યોગપર્વમાં આ કથા સમાવિષ્ટ છે. મૂળ કથામાં ઉત્તમ કન્યા પોતાના કુળ તથા પિતૃઓનો ઉદ્ધાર કરે છે એ વાત પ્રસ્થાપિત કરવાનો હેતુ હતો. મૂળ કથામાં મહાભારતકારે કાળવિપર્યાસ વહોરીને હર્યશ્વ, દિવોદાસ, ઉશીતર, વિશ્વામિત્ર, યયાતિ વગેરેને સમકાલીન બતાવ્યા છે. ભીષ્મ સાહનીએ 'માધવી'માં આ કાળ-વિપર્યાસનો સ્વીકાર કર્યો છે, પણ કથાનકમાં અમુક ફેરફારો કર્યા છે.

આ ત્રિઅંકી નાટકનું વસ્તુ કંઈક આ પ્રકારે છે : ઋષિ વિશ્વામિત્રનો શિષ્ય ગાલવ શિક્ષાસમાપ્તિ પછી ગુરુદક્ષિણા આપવાની હઠ પકડે છે. એની હઠથી અકળાઈને, એના અહમ્‌ને તોડવા માટે વિશ્વામિત્ર એની પાસે આઠ સો અશ્વમેધી અશ્વો માગે છે. વિશ્વામિત્ર જાણે છે કે ગાલવને આટલા અશ્વો નથી મળવાના. અશ્વમેધી ઘોડાની શોધમાં ભટકતો ગાલવ હારી-થાકી, ગરુડના કહેવાથી દાનવીર રાજા યયાતિના આશ્રમે આવે છે. રાજપાટથી નિવૃત્ત થઈ ચૂકેલા યયાતિ ગાલવની પ્રતિજ્ઞા સાંભળી મૂંઝવણમાં પડી જાય છે. એ ગાલવને ગુરુની ક્ષમા માગી લેવા સુચવે છે, પણ ગાલવ પોતાની જીદ પર અડગ છે. યયાતિને કર્ણ કરતાં મોટા દાનવીર થવું છે. એ પોતાની દાનવીર તરીકેની ખ્યાતિને ઊની આંચ પણ આવે તે સહી શકે એમ નથી એટલે એ પોતાની દૈવી ગુણસંપન્ન પુત્રી માધવી ગાલવને સોંપી દે છે. માધવીને ચિરકૌમાર્યનું વરદાન છે અને એના પેટે ચક્રવર્તી પુત્ર થશે એવી વાયકા છે. એટલે જે કોઈ રાજા આઠ સો શ્યામકર્ણ ઘોડા આપે એને માધવી સોંપી દેવાની. અહીંથી માધવીની કથાનો આરંભ થાય છે.

ત્રણેય અંકોનો આરંભ કથાવાચક દ્વારા થાય છે. પ્રથમ અંકના પ્રથમ દૃશ્યમાં આશ્રમવાસીઓની વાતચીત પરથી યયાતિનું દાનવીરપણું, એનો અહમ્ અને એની ખુશામતપ્રિયતા પણ સૂચવાય છે. પોતાના મિથ્યાભિમાનને પોષવા માટે એ ગાલવને પોતાની કન્યા સોંપી દે છે. માધવીને પૂછવાની એમને જરૂર નથી જણાઈ. પોતાનું દાન થયાનું સાંભળતી માધવી પળવાર સ્તબ્ધ થઈ જાય છે, પણ પછી પિતાના ધર્મના પાલન ખાતર ગાલવ સાથે નીકળી પડે છે. બેઉ જણાં અશ્વમેધી ઘોડાની શોધમાં ભટકતાં ફરે છે. ગાલવના મનમાં વિચારોનાં વમળ ઊપડ્યાં છે. જો માધવીના પેટે અવતરનાર બાળક ચક્રવર્તી થવાનું હોય તો પોતા માટે ઊજળી તક હતી, પણ એનું મન ટોકે છે : 'હું વચનબદ્ધ છું. માધવી મારું ઋણ ચુકવવાનું માધ્યમ છે. એથી વિશેષ કશું નહીં.' (૨૨). માધવી ગાલવ માટે માત્ર સાધન છે. કાં તો ગાલવ આ સાધન દ્વારા ગુરુદક્ષિણા ચૂકવી ઋણમુક્ત બને અથવા એના દ્વારા બાળક પામીને ચક્રવર્તી બને. એથી વિશેષ એના માટે માધવીનું મૂલ્ય નથી. આટલા સમયમાં માધવીને ગાલવ માટે લાગણી જન્મી ચૂકી છે. પણ એ પોતાની પરિસ્થિતિથી અજાણ નથી, એટલે જ ''તું શું ઇચ્છે છે, માધવી ?'' એવા ગાલવના પ્રશ્નના જવાબમાં માધવી કહે છે : ''હું શું ઇચ્છી શકું ? મારા ઇચ્છવાથી શું થવાનું, ગાલવ ! હું

* ૧૯૮૪માં એમ. કે. રૈનાના નિર્દેશનમાં આ નાટક સળંગ ત્રણ દિવસ ભજવાયેલું. માધવીનું પાત્ર જાણીતી અભિનેત્રી દીપા સાહીએ ભજવેલું.

તો તારી ગુરુદક્ષિણાનું સાધન છું - માધ્યમ છું." (૨૩). કાલે પિતાનું, આજે ગાલવનું તો આવતી કાલે કોઈ રાજાનું સાધન બનવાની નિયતિ માધવીના કપાળે એ સ્ત્રી હોવાના કારણે લખાયેલી છે. એના માધ્યમ વડે કોઈ દાનવીર કહેવાશે, કોઈ પ્રતિજ્ઞાપાલક, કોઈ ચક્રવર્તી થશે... પણ યયાતિ, ગાલવ કે કોઈ રાજા માધવીની ઇચ્છાનું શું એવો વિચાર સુધ્ધાં નહીં કરે. માધવી એટલે માત્ર દેહ... એને વળી ઇચ્છાઓ શાની ? એણે તો પુરુષ કહે તે પ્રમાણે કરવાનું. સ્ત્રીની આ નિયતિને, એની આ લાચારીને ભીષ્મ સાહની મિથનો ઉપયોગ કરીને વાચા આપે છે. મહાભારતકાળથી લઈને આજ સુધીમાં કંઈ ઝાઝો ફરક નથી પડ્યો. સ્ત્રીની હાલત વત્તાઓછા અંશે માધવી જેવી જ રહી છે. માધવી માટે કંઈ આ સ્વયંવર નથી. એને ત્રાજવે તોલવામાં આવી છે. જે રાજા એનું બરાબર મૂલ્ય - આઠ સો અશ્વમેધી ઘોડા ચૂકવે એનાં ચરણોમાં એને ધરી દેવાની છે. એ તો દાનમાં મળેલી ચીજ છે એટલે હા કે ના કહેવાનો એને તો અધિકાર જ નથી. અહીં સ્ત્રીને વ્યક્તિ નહીં, પણ વસ્તુ-ચીજ બનાવી દેતો સર્વકાલીન સમાજ પ્રગટ થાય છે. સ્ત્રીને વસ્તુ બનાવી દેતો આ સમાજ કદી નથી બદલાયો. એનાં રૂપ બદલાતાં રહે છે. સ્ત્રીના આ પ્રકારના શોષણમાં ઝાઝો બદલાવ નથી આવ્યો. સ્ત્રીની નિયતિમાં હંમેશાં સોદાબાજીનું નિમિત્ત બનવાનું આવ્યું છે. આવી પરિસ્થિતિમાં મુકાયેલી માધવીને ગાલવ એવું પૂછવાની હિંમત કરે છે : "માધવી, શી વાત છે, તું કેમ ઉદાસ લાગે છે ?" ને સરળ વાણી પ્રયોજવા ટેવાયેલી માધવીથી બોલાઈ જાય છે : "તો શું હું નાચું ? ગાઉં ? મારા નસીબ બાબતે હરખાઉં ? પિતાજીએ આદેશ આપ્યો તારી સાથે જવા માટે. હવે તું આદેશ આપીશ એટલે કોઈ રાજાના રાણીવાસમાં ચાલી જઈશ." (૨૩).

"તું મારું નસીબ બનીને આવ્યો છે" એવું કહેતી માધવીને ગાલવ પ્રત્યે લાગણી છે, શ્રદ્ધા છે. એટલે જ તો એ ગાલવને વચનમુકત કરાવવા વિશ્વામિત્ર પાસે જવા પણ તૈયાર છે. પણ ગાલવના અહમ્‌ને એ મંજૂર નથી. ગાલવ અન્ય રાજાઓ જેવો નથી, એ સાચો સાધક છે એવું માધવી માને છે. એનું આ ભોળપણ એની કરુણતામાં વધારો કરે છે. ઉત્તરાખંડમાં શ્યામકર્ણ અશ્વો છે એવી વાયકા સાંભળી બેઉ એ દિશામાં પ્રયાણ કરે છે ત્યારે વધુ સમય સાથે રહી શકાય એ માટે માધવી લાંબો રસ્તો લેવાનું સૂચવે છે.

અયોધ્યાના દરબારમાં રાજા હર્યશ્વ માધવીની મશ્કરી કરે છે, એને ભીલડી કહે છે. સંકોચાતી માધવીને "હવે વળી દર્પ શાનો ? અકડ શાની ? તું તો દાનમાં અપાયેલી ચીજ છો" કહેતો રાજા એની ચાલ જોવા માટે ભરી સભામાં એને ચલાવે છે. રાજ્યજ્યોતિષી પાસે ભરી સભામાં એનાં અંગ-ઉપાંગોનું વર્ણન કરાવડાવે છે. એ ગાલવને કહે પણ છે : "સોનું પણ લઈએ તો બરાબર તોલ કરીને લઈએ છીએ." તો આ તો સ્ત્રી છે એવો અર્થ આપણે કાઢી શકીએ. માધવી આર્જવભર્યા અવાજે ગાલવને કહે છે : "ગાલવ, મારી સાથે તું કયા જન્મનું વેર લઈ રહ્યો છે ? મેં એવાં તો કેવાં પાપ કર્યા હતાં જેનું આવું ફળ મને મળી રહ્યું છે ?"(૩૨). માધવીનો આ ચિત્કાર સાંભળી રાજ્યજ્યોતિષી "કંઠસ્વર ગંભીર છે..." કહી એનાં અંગોનું વર્ણન આગળ વધારે છે. માધવી રૂપે-ગુણે સુલક્ષણા છે, ચક્રવર્તી પુત્રને જન્મ આપનારી છે એવી ખાતરી થયા પછી રાજા રહસ્ય ખોલે છે કે એની પાસે માત્ર ૨૦૦ ઘોડા છે. કોઈ રાજા પાસે આઠ સો ઘોડા તો છે જ નહીં. ગાલવ માત્ર ૨૦૦ ઘોડાના બદલામાં માધવીને સોંપવાની ના પાડે છે. પણ મુક્તિની આશાએ, ગાલવ સાથે જીવવાની આશાએ માધવી એને મનાવી લે છે.

બીજા અંકના આરંભે કથાવાચક સીતા, સાવિત્રીને યાદ કરીને સ્ત્રીના ત્યાગ, સેવા, બલિદાન વગેરે ગુણોનું માહાત્મ્ય કરે છે. આમ પણ સદીઓથી સ્ત્રીની આસપાસ આદર્શોની એવી જાળ વણવામાં આવી છે, એવું સાંસ્કૃતિક માળખું ઊભું કરવામાં આવ્યું છે કે સ્ત્રી રાજીખુશીથી ત્યાગમૂર્તિ, સેવામૂર્તિના બીબામાં ઢળતી રહી છે અને સમાજ એનો ફાયદો ઉઠાવતો આવ્યો છે. બીજા અંકના પ્રથમ દૃશ્યમાં નાટ્યકાર યયાતિનો દંભ, એનું મિથ્યાભિમાન, એની મહત્ત્વાકાંક્ષાને મારીચ સાથેના સંવાદો દ્વારા પ્રગટ કરે છે. માધવીને દર વર્ષે પતિ બદલવો પડે ઘોડાના બદલામાં, એ વાતની મારીચને પીડા છે. પણ યયાતિને એની લેશમાત્ર ચિંતા નથી. એ તો "લોકો મારા દાનેશ્વરી હોવા વિશે શું કહે છે ? લોકો હજી કર્ણને યાદ કરે છે ખરા ?" (૪૨) એવું પૂછે છે. યયાતિ અને મારીચની વાતો દ્વારા અને ઘોડાના ડાબલાના

અવાજો દ્વારા સૂચવાય છે કે માધવીને પુત્ર થયો છે અને રાજા હર્યશ્વે ૨૦૦ ઘોડા વિશ્વામિત્રને ત્યાં રવાના કર્યા છે.

બીજા દશ્યના આરંભે પુત્રવિચ્છેદથી વ્યથિત થયેલી માધવીની પીડા આલેખાઈ છે. માધવી ગાલવને પુત્ર વિશે વાત કરવા આતુર છે. ઉત્સાહથી એ બાળકનું વર્ણન કરે છે, પણ ગાલવ તો અશ્વમેધી અશ્વોનાં વખાણ કરવામાં એવો મગ્ન છે કે માધવીની કોઈ વાત એના સુધી પહોંચતી જ નથી. ગાલવ માધવીના ઉત્સાહ પર પાણી ફેરવતો કહે છે "માધવી, એ તારો નહીં, મહારાજ હર્યશ્વનો પુત્ર છે" (૪૮). ત્યારે સદીઓથી ચાલ્યું આવતું સત્ય શબ્દફેરે પડઘાય છે. એસ્કિલસની ટ્રિલોજીમાં એપોલો દ્વારા એક દલીલ રજૂ થઈ છે : "Mother is no parent to her child". ગાલવના આ વિધાનમાં પણ આદિકાળથી આજ સુધી ચાલી આવતી સ્ત્રીની નિયતિ પ્રતિબિંબિત થાય છે. નવ મહિના પેટમાં વેંઢારવાથી લઈને પ્રસવપીડા, ઉછેર... આ બધું ભોગવે સ્ત્રી ને છતાં સંતાન કહેવાય બાપનું, ઓળખાય બાપના નામ થકી... સ્ત્રી તો માત્ર જન્મ આપનાર માધ્યમ અને બીજું કશું જ નહીં. (Woman is nothing but a womb જેવી દલીલ કદાચ એટલે જ થઈ હશે ને ?). માધવીને રાજા દ્વારા જે આદર મળ્યો એ માધવીને - સ્ત્રીને અપાતો આદર નહોતો. એ તો પુત્રરત્ન આપનાર માધ્યમ હતી એટલે આદર મળ્યો. માધવીએ અયોધ્યાના અંતઃપુરમાં જોયું હતું કે જે રાણીઓને સંતાન નહોતાં થતાં એમને કોઈ ખાવાપીવાનું સુધ્ધાં નહોતું પુછતું. સંતાનપ્રાપ્તિ પછી માધવીની પણ કોઈ આવશ્યકતા નથી. સ્ત્રી એટલે સંતાન આપનાર, વંશ વધારનાર સાધન અને એના સિવાય બીજુ કશું નહીં. એ હંમેશાં સાધન જ રહી... કોઈના મિથ્યાભિમાનને સંતોષવાનું, કોઈની પ્રતિજ્ઞા પૂરી કરવાનું, કોઈની એષણાઓ પૂરી કરવાનું સાધન... આ બધા વચ્ચે એનું વ્યક્તિ તરીકે કોઈ મહત્ત્વ નહીં. માધવીના આ પ્રશ્નો આદિકાળથી લઈને આજ સુધીની દરેક સ્ત્રીના પ્રશ્નો છે. ભીષ્મ સાહની આ પુરાકથાને સમકાલીન, સર્વકાલીન અર્થ આપી શક્યા છે. હંમેશાં કોઈ ને કોઈ રૂપે શોષાતી, અસ્તિત્વનો અર્થ ગુમાવી ચૂકેલી નારીની સર્વકાલીન પ્રતિનિધિ છે માધવી.

"ઋણમુક્તિ પછી તું શું કરીશ ?" એવા માધવીના પ્રશ્નનો ગાલવ પાસે કોઈ જવાબ નથી. લાગણીથી ઊછળતી માધવી "હું તને પ્રાપ્ત કરવા આ બધું કરું છું" એવું સ્પષ્ટ શબ્દોમાં કહે છે, પણ ગાલવ પર એની કોઈ અસર નથી થતી. સંતાનત્યાગથી વ્યથિત માધવીને આશ્વાસન આપવાને બદલે ગાલવ એની નિર્બળતા પર ટકોર કરે છે : "તમે સ્ત્રીઓ આ દુર્બળતાને કારણે જ જોખમનું કામ નથી કરી શકતી. મહાન કાર્યની જવાબદારી વહન નથી કરી શકતી." (૫૪). માધવીના સપાટ સ્વરે અપાયેલા જવાબમાં કારમો કટાક્ષ છે : 'પિતાનું કર્તવ્ય, તારું કર્તવ્ય... બેઉનાં કર્તવ્ય મારા માધ્યમ દ્વારા પૂરાં થઈ રહ્યાં છે ને તોય હું દુર્બળ અને તમે કર્તવ્યપરાયણ... એક દાનવીર બની ગયા, બીજો આદર્શ શિષ્ય... ને માધવી ? મોહમાં ઘેરાયેલી માધવી કર્તવ્યચ્યુત થઈ, નહીં ? પણ ધારો કે આ દુર્બળ નારી વચ્ચેથી નીકળી જાય ગાલવ, તો શું થાય ?" (૫૫). આ પ્રશ્નનો જવાબ કોણ આપે ?

કાશીરાજા દિવોદાસને સોંપાતા પહેલાં માધવીને આવનાર બાળકનું રુદન સંભળાય છે. ભ્રમરવૃત્તિનો દિવોદાસ ભર્યા દરબારમાં માધવીને તુચ્છકારથી સંબોધે છે : "તારાં વસ્ત્રો તો જો, કેટલી વાસ મારે છે તું ? પિતાના આશ્રમમાં કાગડા જ ઉડાડ્યા છે કે શું ?" ને પછી સીધો જ પ્રશ્ન-"કામક્રીડા જાણે છે કે માત્ર હોમહવન જ કર્યા છે ?" (૬૦). દેખાવે તો દિવોદાસ એવો છે કે આંધળી પણ એના પર આશક થાય એમ નથી. પણ એ પોતા વિશે ઘણો ઊંચો ખ્યાલ ધરાવે છે, માધવીનું કરી શકાય એટલું અપમાન કર્યા પછી એ ૨૦૦ ઘોડાના બદલામાં એનો સોદો કરે છે. ચોથા દશ્યના આરંભે કોલાહલ, ઘોડાની ટાંપ અને લોકો વચ્ચે થતા સંવાદો દ્વારા સૂચવાયું છે કે વિતસ્તા નદીમાં ભારે પૂર આવવાથી મોટાભાગના અશ્વમેધી ઘોડા ડૂબી ગયા છે અને જે બચ્યા તે ઋષિ વિશ્વામિત્રે લઈ લીધા છે. બીજા અંકનું આ અંતિમ દશ્ય છે, જ્યાં વિશ્વામિત્ર સામે એમનો શિષ્ય તાપસ અકળાઈને દલીલો કરે છે. સમગ્ર આર્યાવર્તમાં હવે ૮૦૦ ઘોડા નથી. ગાલવ પાસે આત્મહત્યા કરવા સિવાય કોઈ રસ્તો નથી. ગુરુ કેમ એને ઋણમુકત નથી કરતા ? વિશ્વામિત્રના જવાબથી તાપસને સંતોષ નથી થતો. એ પોતે ગાલવને મળવા નીકળી પડે છે.

ત્રીજા અંકના આરંભે કથાવાચક દ્વારા કથા આગળ ચાલે છે. માધવીને કાશીનરેશથી પ્રતર્દન નામનો પુત્ર થયો છે. ૨૦૦ ઘોડા લઈ, અનુષ્ઠાન કરી માધવી ગાલવ

સાથે નીકળી પડે છે. આ વખતે તે પુત્રનું મોં પણ નથી જોતી. કથાવાચકની વાત દરમિયાન પ્રકાશવર્તુળની પ્રયુક્તિ વડે માધવીનાં ભોજનગરના રાજા ઉશીનર સાથેના લગ્ન લેખક આટોપી લે છે. હર્યશ્વના દરબારમાં પણ પ્રકાશવર્તુળની મદદથી લેખકે સોદાબાજીની સમાંતરે માધવીનાં અંગાગો દર્શાવવાની યોજના પાર પાડેલી. ઉશીનરથી થયેલા દીકરાનું નામ શિબિ છે.માધવીને આવતા સ્વપ્ન દ્વારા ત્રીજા બાળકથી વિખૂટાં પડવાનું સૂચવાય છે. પ્રકાશવર્તુળમાં એક પછી એક ઘરેણાં ઉતારી એકલી આગળ વધતી માધવીને બાળકનું રુદન સંભળાય છે. બંને પાછાં નગર નગર, ડગર ડગર ઘોડાની શોધમાં ભટકે છે. ને અચાનક એક સવારે ઊઠીને ગાલવે જોયું કે માધવી નથી. માધવી ક્યાં ગઈ ? કથાવાચક કહે છે : "આખરે તો એ એક સ્ત્રી હતી. એનાથી આ અંતહીન યાતના સહન ન થઈ. શી ખબર એ એના આગળના ત્રણ પતિમાંથી કોઈ એકાદને ત્યાં જતી રહી હોય !... સ્ત્રી રહસ્યમયી હોય છે. એને દેવતા પણ નથી સમજી શકતા, તો મનુષ્ય શું રાખ સમજવાનો... પુરુષને ઈશ્વરે ધીરગંભીર બનાવ્યો છે, પણ સ્ત્રીના સ્વભાવમાં ચંચળતા છે. એટલે જ સ્ત્રીની ચંચળતા પર પુરુષનો અંકુશ સદાય જરૂરી છે. એમાં અંતે તો સ્ત્રીનો જ ફાયદો છે." (૭૫). કથાવાચક દ્વારા અપાતું આ લાંબું બયાન નાટકની ગતિમાં અવરોધ ઊભો કરે છે. સાથે સાથે સ્ત્રી વિશેનાં વિધાનો બોલકાં બનીને (લેખકના સીધા પ્રવેશ સમાં) રજૂ થાય છે. કથાવાચકના આ બયાન પછી ગાલવની અકળામણથી દશ્યનો આરંભ થાય છે. ગાલવની અકળામણથી આપણને આશ્ચર્ય જ થાય. માધવીને એણે જે હાલતમાં મૂકી આપેલી એમાંથી ધારો કે એ નાસી જાય તો આશ્ચર્ય થવું ન જોઈએ. માધવી પર શંકા કરતો ગાલવ જ્યારે એવું કહે કે "એના દિલમાં શું હતું, હું કંઈ જાણી જ ન શક્યો." (૭૫) ત્યારે વક્રતા સિદ્ધ થાય છે. ખરેખર જ માધવીના હૈયાને એ ક્યાં સમજી શકેલો ? મળવા આવી ચડેલા તાપસ પાસે પોતાનાં દુઃખો રડતો ગાલવ ફરિયાદ કરે છે : "પોતાનાં સુખસગવડ ખાતર એણે મારો ત્યાગ કર્યો." (૭૬). અત્યારે પણ માધવી એને ઋણમુક્ત કરાવવા માટે જ ગઈ છે એવું તો ગાલવ ક્યાંથી વિચારી શકે ? એના પ્રેમ સામે માધવીને રાજમહેલો, પટરાણીપદ પણ તુચ્છ લાગ્યાં હતાં એ વાત ગાલવ જાણે છે, તોય એનો માધવી પરનો વિશ્વાસ કેટલો ક્ષણજીવી નીવડ્યો ?

બીજા દશ્યમાં માધવી-વિશ્વામિત્રની મુલાકાત વર્ણવાઈ છે. માધવી વિશ્વામિત્રને વીનવે છે : "બાકી રહેલા બસ્સો ઘોડાના બદલામાં મને રાખી લો અને ગાલવને ઋણમુક્ત કરો"(૮૦). વિશ્વામિત્ર સ્તબ્ધ રહી જાય ને માધવી બોલ્યે જાય છે : "ગાલવની પ્રતિજ્ઞા મારી પ્રતિજ્ઞા છે." "તું ગાલવને પ્રેમ કરે છે ?" એવા વિશ્વામિત્રના પ્રશ્નના જવાબમાં માધવી હા કહે છે. "ગાલવ તને પ્રેમ કરે છે ?" ના જવાબમાં માધવી કહે છે : "એ હું નથી જાણતી, એને તો બધો સમય ગુરુદક્ષિણાની જ ચિંતા હોય છે." વિશ્વામિત્ર આ સ્ત્રીના સમર્પણભાવ સામે સ્તબ્ધ થઈ જાય છે. માધવીના ખભા પકડીને એ કહે છે : "મને ગુરુદક્ષિણા મળી ગઈ માધવી, હું ગાલવનો દંભ તોડવા માગતો હતો. પણ તેં મારો દંભ તોડી નાખ્યો..." (૮૧). મહાભારતની કથામાં ગાલવ દ્વારા માધવી સોંપાય છે વિશ્વામિત્રને. અને માધવી-વિશ્વામિત્રને અષ્ટક નામનો પુત્ર પણ થાય છે. મૂળ કથામાં તો વિશ્વામિત્ર ગાલવને એવું કહે છે કે : "આ કન્યાને તેં મને પહેલાં જ કેમ ન આપી ? જેથી હું ચાર પુત્રોને પ્રાપ્ત કરી શક્યો હોત." આપણે જે વિશ્વામિત્રને જાણીએ છીએ કથાઓ-દંતકથાઓ દ્વારા એની સાથે વિશ્વામિત્રના આ સ્વરૂપનો ઓછો મેળ ખાય છે. બીષ્મ સાહની અહીં કથાનકમાં ફેરફાર કરી ઋષિ વિશ્વામિત્રની ગરિમાને બચાવી લે છે. પાત્રની ઉદાત્તતાને આંચ નથી આવતી એમના આવા ફેરફારથી.

ત્રીજા દશ્યના આરંભે કથાવાચક પ્રતિજ્ઞા પૂર્ણ થયા પછીની પરિસ્થિતિ વર્ણવે છે. ચારે દિશામાં ગાલવના નામની ધૂમ મચેલી છે. આકાશમાંથી પુષ્પવર્ષા થઈ રહી છે. દાનવીર યયાતિનાં ગુણગાન ગવાઈ રહ્યાં છે. આ વખાણ, વાતચીત કશાના કેન્દ્રમાં માધવી નથી. વિશ્વામિત્ર-યયાતિની વાતોમાં અહો રૂપમ્ અહો ધ્વનિઃ સંભળાય છે. વિશ્વામિત્ર ગાલવનાં વખાણ કરતાં કહે છે : "દિશાના ખૂણે ખૂણે ભટક્યો છતાં ગાલવની એકાગ્ર નિષ્ઠામાં કોઈ ફરક ના પડ્યો. કોઈ પ્રલોભનના મોહપાશમાં એ ન ફસાયો." (૮૫). હકીકતે આ વિધાન તો માધવીને લાગુ પડે. ગાલવ પ્રત્યેનાં પ્રેમ અને નિષ્ઠાને કારણે એ કેટકેટલાં અપમાનો ગળી ગઈ, રાજપાટ છોડ્યાં, સંતાનો સુધ્ધાં છોડ્યાં. ગાલવ પણ માધવીનો ઉલ્લેખ નથી કરતો ત્યારે એ વાત સ્પષ્ટ થાય છે કે આ બધા માટે માધવી માત્ર સાધન હતી. એનો વ્યક્તિ તરીકેનો સ્વીકાર કોઈએ કર્યો જ નથી.

છે, જો તારી પાસે હોય તો.'' તુરંત જ એ પુસ્તકો મેં એમને બતાવ્યાં અને તેઓ ખુશ થઈ ખડખડાટ હસી પડ્યા ને મને કહે કે ''પૉર્ટ્રેઇટ તારો ખાસ સબ્જેક્ટ થવાનું કારણ આ પુસ્તકો જ હશે.''

જોગાનુજોગ એક દિવસે કોઈ રેફરન્સ જોવા માટે હું યૂસુફ કાર્ષની ચોપડી 'પૉર્ટ્રેઇટ્સ ઑફ ગ્રેઇટનેસ' લઈ જોવા બેઠો. જોતાં જોતાં એક ફોટો જોતાં અચાનક સ્તબ્ધ થઈ ગયો. એ ફોટોગ્રાફ હતો ફ્રેન્ચ લેખક - જર્નાલિસ્ટ-બ્રિટિશ ફિલ્મપ્રોડ્યુસર રેને કલેનો. આશ્ચર્ય એ વાતનું હતું કે ડૉ. જયંત ખત્રીનો અને આ ફોટો લગભગ બધી જ રીતે અસાધારણ સામ્ય ધરાવતા હતા. તેટલી હદ સુધી કે ચહેરો-પોઝ, ભાવ, લાઈટિંગ, કોટ-કાપડ વગેરે વગેરે. અરે, આ તે કેવું સામ્ય !

બીજાં થોડાં પાનાં ફેરવતાં બીજો ફોટો બ્રિટિશ ડ્રામેટિસ્ટ, ડિરેક્ટર ક્રિસ્ટોફર ફ્રાયનો ફોટો. અલબત્ત, આમાં પહેલાંના ફોટા જેટલું સામ્ય નહીં, પણ તોયે જોઈને જયંત ખત્રી યાદ આવે એટલું તો ખરું.

હું વિચારમાં પડી ગયો કે આ જોગાજોગ, તાલમેલનું કારણ શું ? બસ કંઈ જ નહીં.

પછી જ્યારે અમે મળ્યા ત્યારે મેં આ વાત કરીને બંને ફોટાઓ બતાવ્યા તો જયંતભાઈ પણ ખુશ થયેલા. કહે, ''તેં બરાબર સમ ઉપર થાપ મારી છે.''

વિખ્યાત અંગ્રેજી લેખક સમરસેટ મૉમ ભારત આવેલા. મુંબઈમા તેઓ તાજમહાલ હોટલમાં ઊતરેલા. ડૉ. જયંતભાઈ અને બકુલેશ બન્ને મિત્રો સમરસેટ મૉમને મળવા ગયા. મળ્યા. સાહિત્યની વાતો કરી. સમરસેટ મૉમને પણ ડૉ. ખત્રી બેપાંચ વખત મળ્યા હોય એમ મારું માનવું છે. કારણ કે એક વખત કહે કે ''સમરસેટ મૉમને મેં કહ્યું કે 'શનિવારની રાત્રે અમે થોડા મિત્રો દરિયાકિનારે બેસીને સાહિત્યિક વાતોની ચર્ચા કરીએ છીએ. તેમાં ખ્વાજા અહમદ અબ્બાસ, પૃથ્વીરાજ કપૂર, દેવકી બોઝ, નીતીન બોઝ, બકુલેશ, બાદરાયણ, સ્વપ્નસ્થ, જિતુભાઈ મહેતા, ગુલાબદાસ બ્રોકર અને અન્ય મિત્રો... તો આપને જો ફાવ તો આવો. હું આપને આમંત્રણ આપુ છું અને તમને લેવા-મુકવા આવવાની વ્યવસ્થા પણ કરીશ.''

તો મૉમ કહે કે ''યસ, આઈ વિલ ડેફિનીટલી કમ''. ને શનિવારે રાત્રે ડૉ. ખત્રી ને બકુલેશ બન્ને મિત્રો સમરસેટ મૉમને તેડી આવ્યા. દરિયાકિનારે રેતીમાં સાહિત્યગોષ્ઠી થઈ. બેએક કલાક પછી કોઈકે ઘડિયાળમાં જોયું એટલે બકુલેશે એમનો હાથ પકડી લીધો.

સમરસેટ મૉમ સમજી ગયા અને કહે કે, ''વેલ ડૉ. ખત્રી, ઇફ યૂ કેન એરેન્જ એ ક્વાર્ટર બૉટલ ઑફ વિસ્કી ઍન્ડ એ લોફ ઑફ બ્રેડ, આઈ ડોન્ટ માઇન્ડ ટુ સિટ વિથ યૂ ઍન્ડ યૉર ફ્રેન્ડ્ઝ ફોર હોલ નાઇટ.'' અને બકુલેશ વિસ્કી અને બ્રેડ લઈ આવ્યા. ને પછી તો વાતોમાં રાત્રિના ચારનો સમય થઈ ગયો. બધા ઊઠ્યા અને સમરસેટ મૉમને આ બન્ને મિત્રો તાજમહાલ હોટલે મૂકી આવ્યા.



## 'ઉદ્દેશ'ના ગ્રાહકો-વાચકો અને લેખકોને વિનંતિ

'ઉદ્દેશ'ના વાર્ષિક ગ્રાહકો પોતાનું લવાજમ સમયસર મોકલી આપે. મનીઑર્ડરથી મોકલનાર ગ્રાહકોએ મનીઑર્ડર ફોર્મમાં પોતાનું નામ-સરનામું, ગામના પીનકૉડ નંબર સાથે અવશ્ય લખવું.

'ઉદ્દેશ'માં સમાચારનું કોઈ કોલમ રાખ્યું નથી. તંત્રી પોતે યોગ્ય સમાચાર પ્રગટ કરે છે. માટે કોઈએ સામાન્ય સમાચાર મોકલવા નહીં.

લેખકોને ખાસ વિનંતી કે 'ઉદ્દેશ'માં મેટરનો ખૂબ ભરાવો થઈ ગયો હોઈ હમણાં નવાં લખાણો ન મોકલવાં.

- તંત્રી

# ખાણમાલિક

અ. ના. મ્હાંબ્રો (કોંકણી), અનુ. જયા મહેતા

બહુ પહેલાંની આ ઘટના નથી, ગોવા આઝાદ થયું તે પછીની ઘટના છે. એક ખાણમાલિક અને એની સાથે કામ કરનારાનો સાથે આ સંબંધિત છે.

એક શહેરમાં ખાણમાલિક રહેતો હતો. ત્યાંથી ઘણી દૂર એક ખાણ હતી. શહેરમાં માલિકની ઑફિસ હતી. એમાં વીસ માણસો કામ કરતા હતા અને ખાણમાં બસો વીસ માણસો. એ બધા એટલે કે બસો વીસ માણસો માલિકથી બહુ ડરતા હતા. માલિક એ વાત પર ખુશ હતો કે તેઓ બધા એનાથી ડરે છે.

ઑફિસના વીસ માણસોમાં પાંચ બુદ્ધિશાળી હતા, તો પંદર નકામા. બુદ્ધિશાળીમાં એક તીસમારખાં હતો. એક દિવસ એના મગજમાં એક નવો વિચાર આવ્યો - 'આપણે બધા મળીને યુનિયન બનાવીએ.' એણે એ વિચાર બાકીના ચાર બુદ્ધિશાળીઓ સામે મૂક્યો. બધા માની ગયા. એમણે બાકીના પંદર નકામાઓને એ વિશે વાત કરી તો તેઓ પણ માની ગયા. એ જ રીતે બાકીના બસો માણસો પણ માની ગયા.

બધાએ મળીને મીટિંગ બોલાવી અને યુનિયન બનાવવામાં આવ્યું. એને 'પંફલોઈજ્નેનું યુનિયન' નામ આપવામાં આવ્યું. યુનિયનની એક કમિટી નીમવામાં આવી. બધા બુદ્ધિમાનો એમાં સામેલ થયા. તીસમારખાંને એ યુનિયનનો પ્રેસિડન્ટ બનાવવામાં આવ્યો.

યુનિયને માલિકને પત્ર લખીને મોકલ્યો :

ડિયર સર,

પરમેશ્વરની કૃપાથી અમે યુનિયન બનાવ્યું છે. યુનિયનની કાર્યસિદ્ધિ માટે પરમ પિતા પરમાત્મા અને આપ પોતે સમર્થ છો. અમને આપના આશીર્વાદની જરૂર છે. અમારી વિનંતી છે કે આપ અમને આશીર્વાદ આપો.

ભગવાન ભલું કરે.

આપનો

યુનિયન સેક્રેટરી.

યુનિયનનો પત્ર મળતાં જ ખાણમાલિકે પોતાના પર્સનલ ઑફિસરને બોલાવીને પૂછ્યું, "આ બધો શો ગોટાળો છે ?"

પર્સનલ ઑફિસરે પત્ર વાંચીને એની પાર્શ્વભૂમિકા કહી. એ વખતે બંને વચ્ચે વાતચીત થઈ :

"ગોવા હવે આઝાદ થઈ ગયું છે."

"મને ખબર છે."

"ગોવા ભારતનો ભાગ છે, એ પણ આપે જાણ્યું હશે."

"આગળ કહો."

"ભારતના બંધારણમાં સરકાર દ્વારા કાયદા બનાવાયા છે. એ કાયદા અનુસાર કર્મચારીઓને પોતાની માંગ મૅનેજમેન્ટ સમક્ષ મૂકવાનો અધિકાર છે. જો મૅનેજમેન્ટ એનો સ્વીકાર ન કરે તો તેઓ હડતાલ પર જઈ શકે છે."

"કયા પંડિતે આ યુનિયન બનાવ્યું છે ?"

પર્સનલ ઑફિસેર યુનિયન બનવાની આખી ઘટના કહી સંભળાવી અને એમનાં નામ પણ કહી દીધાં, પણ માલિકે પહેલાં આ લોકોનાં નામ જ સાંભળ્યાં નહોતાં.

એ દિવસે રાતે માલિક સૂઈ ગયો, ત્યારે એને એક સપનું આવ્યું કે પોતે પોતાની ઑફિસની કૅબિનમાં બેઠો છે... બારણું ખોલીને ટક્ ટક્ અવાજ કરતી એક સુંદર સ્ત્રી અંદર આવી... માલિકે એને બેસવાનો ઇશારો કર્યો... એ બેસી ગઈ. એણે રડતાં રડતાં કોઈ કામ આપવાની વિનંતી કરી... માલિકે પૂછ્યું, "તમારું નામ શું છે ?"... સ્ત્રીએ કહ્યું, "બંધારણ"... એટલે માલિકે એને તરત જ ત્યા કામ પર રાખી લીધી.

સવારે ઊઠતાં જ ભારતીય બંધારણ, પોતાના મજૂરો અને એમના યુનિયન વિશે માલિકનો વિચાર સારો બની ગયો.

બે દિવસ પછી યુનિયનના લોકોએ એક

સભા ભરી. બધાએ એમાં ડરતાં ડરતાં ભાષણો કર્યાં. બધાએ મૅનેજમેન્ટને ખરુંખોટું સંભળાવ્યું અને ધમકી આપવા માંડ્યા કે જો અમારી માંગ પૂરી નહીં થાય તો આમ કરશું, તેમ કરશું. સભા પૂરી થતાં જ બધાએ પોતાની માંગ એક કાગળ પર લખીને માલિકને મોકલી દીધી. એમની માંગ આ પ્રમાણે હતી

૧. અમારો પગાર બમણો કરવામાં આવે.

૨. ઑફિસના લોકો માટે સવાર-સાંજ ચાની વ્યવસ્થા કરવામાં આવે અને ભોજન પછી સૂવા માટે સમય આપવામાં આવે.

૩. જેમની પાસે ઘર નથી, એમને માટે ઘરની વ્યવસ્થા કરવામાં આવે.

૪. જેમનાં લગ્ન નથી થયાં, એમનાં લગ્નની વ્યવસ્થા કરવામાં આવે.

૫. જેમને (જેઓ પરણેલા છે) બાળકો નથી, એમને માટે બે કે ત્રણ બાળકોની વ્યવસ્થા કરવામાં આવે.

૬. ક્યારેય પણ, કોઈનેય તે બાળક થાય, તો તે દિવસે એને રજા મળે.

આ માંગ-પત્ર વાંચતાં જ માલિકે પર્સનલ ઑફિસરને કહ્યું, ''બોલો, હવે મારે શું કરવું પડશે ?''

એણે કહ્યું, ''યુનિયન લીડર સાથે વાટાઘાટ કરવી પડશે.''

આ વાટાઘાટ ક્યારે કરવી એ વિચારતાં એની નજર કૅલેન્ડર પર પડી.

સોમવાર, મંગળવાર, બુધવાર, ગુરુવાર ઠીક નથી, શુક્રવાર ઠીક રહેશે. એ જ દિવસે મીટિંગ કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. પર્સનલ ઑફિસરે કહ્યું, ''સાંજે ઑફિસનો સમય પૂરો થાય કે તરત મીટિંગ કરવી.''

માલિકે કહ્યું, ''ઑફિસના સમયમાં જ મીટિંગ કરવી બરાબર છે, બીજું વળી ઑફિસમાં તમે કરો છો જ શું ?''

આ રીતે શુક્રવારને દિવસે અગિયાર વાગ્યે મીટિંગનો સમય નક્કી થયો. યુનિયન લીડર એ દિવસે ખૂબ તૈયારી કરીને આવ્યો હતો. એણે કપડાં પણ ચોખ્ખાં પહેર્યાં હતાં. અગિયાર વાગ્યા, બાર વાગ્યા, માલિકનો પત્તો જ નહીં. લગભગ સાડા બાર વાગ્યે માલિકના ઘરેથી ફોન આવ્યો કે માલિકને શરદી થઈ ગઈ છે, પણ મીટિંગ રદ નહીં થાય. અઢી વાગ્યે માલિકના ઘરે જ મીટિંગ થશે.

ભોજનની છુટ્ટીમાં યૂનિયન લીડર અને બીજા બધા હોટલમાં ગયા. મીટિંગની ઉત્તેજના હતી એટલે કોઈનેય ખાવાનું ભાવ્યું નહીં. જમ્યા પછી બધા માલિકના ઘરે જવાની તૈયારી કરવા માંડ્યા. એ જ વખતે પાછો ફોન આવ્યો કે માલિકની તબિયત સારી છે અને તેઓ ઑફિસે આવે છે.

મીટિંગ અઢી વાગ્યે થવાની હતી, પણ માલિક એક ક્લાક મોડો આવ્યો. બરાબર સાડા ત્રણ વાગ્યે માલિકની કાર ઑફિસની સામે ઊભી રહી. માલિક કારમાંથી ઊતર્યો પછી એની બાજુમાં બેઠેલો ડૉક્ટર પણ કારમાંથી ઊતર્યો. યુનિયન લીડરે માલિકનું સ્વાગત કર્યું. માલિકને ઉધરસ આવવા માંડી એટલે ડૉક્ટર માલિકની નાડી પકડીને ઑફિસમાં જઈને બેસી ગયો.

મીટિંગમાં માલિક તરફથી માલિક, પર્સનલ મૅનેજર, મૅનેજર, માલિકના પી.ઓ. અને ડૉક્ટર હતા, તો યુનિયન તરફથી પાંચ પ્રતિનિધિ હતા. મીટિંગ શરૂ કરવા માટે પર્સનલ ઑફિસરે માલિકને પૂછ્યું. માલિકે ડૉક્ટરને પૂછ્યું,

''મારી તબિયત હવે કેમ છે ?''

ડૉક્ટરે કહ્યું, ''હવે સારી છે.''

માલિકે પર્સનલ મૅનેજરને મીટિંગ શરૂ કરવા કહ્યું. એણે પહેલાં બધાંનું સ્વાગત કર્યું, પછી મીટિંગનો એજંડા વાંચીને પોતાનું વકતવ્ય પૂરું કર્યું. માલિક પોતાની જગાએથી જ ભાષણ આપવાની તૈયારીમાં હતો. એણે ફરી પાછું ડૉક્ટરને પૂછ્યું, ''હવે મારી તબિયત કેમ છે ?''

ડૉક્ટર એ વખતે નાડીના ધબકારાની સંખ્યા કાગળ પર લખવામાં મગ્ન હતો. એણે માથું ઊંચુ કરીને કહ્યું, ''ઠીક છે.''

માલિકે પોર્ટુગીઝોનો ઇતિહાસ કહ્યો અને પછી એ પણ કહ્યું કે પોતે માલિક કેવી રીતે બન્યો. અંતે એણે કહ્યું, ''મારી મા હંમેશ કહ્યા કરતી હતી કે લોકોના ભલા માટે કંઈ કરવું જ જોઈએ. એટલે મેં લોકોના ભલા માટે ખાણ શરૂ કરી.''

માલિક પોતાની માને યાદ કરતો હતો ત્યારે બધાએ ખિસ્સામાંથી રૂમાલ કાઢીને પોતાની આંખો લૂછી. માલિકનું ભાષણ પૂરું થતાં જ બધાએ તાળીઓ પાડી. એ પછી યુનિયન લીડરનું ભાષણ થયું. તેણે માલિકની ઘણી પ્રશંસા કરી. ભાષણ પૂરું થતાં જ ફરીથી તાળીઓ પાડી.

એ પછી આભારદર્શનની ઔપચારિકતા પૂરી થઈ અને મીટિંગ પૂરી થઈ. આ રીતે ચુમ્માલીસ મીટિંગો થઈ. દરેક મીટિંગમાં માલિક બધાને ચા-બિસ્કિટ આપતો અને ખબરો સંભળાવતો. કોઈ પણ ખબર સંભળાવ્યા પછી માલિક જોરથી હસતો. કોઈ કોઈ વાર માલિક સાધારણ હાસ્ય કરતો ત્યારે બાકીના લોકો પણ હસતા. એમાં યુનિયન લીડર સૌથી પહેલાં હસતો અને બીજાઓને પોતાની જેમ હસવાનો ઇશારો કરતો. માલિકનું હાસ્ય સાત માળ સુધી પહોંચતું, લીડરનું પાંચ માળ સુધી પહોંચતું, બાકી બધાનું ત્રણ માળ સુધી.

ચુમ્માળીસમી મીટિંગ બહુ સારી રહી. માલિક થોડા સમય પહેલાં જ જાપાનથી પાછો આવ્યો હતો. એણે ત્યાંની મસાલેદાર ખબરો આપી. હોટલમાં પોતે ત્રણ મરઘી ખાધી હતી... આકર્ષક રીતે એણે વર્ણન કર્યું. સાંભળીને બધા લોકો હસી હસીને બેવડ વળી ગયા. એ પછી એણે આત્મીયતાથી વાતો કરતાં કરતાં દરેક લીડર સાથે ઝીણવટથી પૂછપરછ કરીને વાતો કરી.

"તમારો બુશકોટ સારો દેખાય છે ને ! કાપડ કેટલામાં લીધું ?"

"સાઠ રૂપિયે મીટર."

"બહુ મોંઘું થઈ ગયું છે, આટલા ભાવે તમે કેવી રીતે ખરીદી શકો છો ? કેટલાં બાળકો છે તમને ?"

"પાંચ."

"તેઓ શું કરે છે ?"

"એક મેડિકલમાં છે, એક એન્જિનિયરિંગમાં છે. બાકી બધાં સ્કૂલમાં ભણે છે."

"કેળવણી હવે મોંઘી થઈ ગઈ છે ને ?"

"જી હા."

"તમે ઘર બંધાવ્યું છે ?"

"જી હા."

"કેટલો ખર્ચ કર્યો ?"

"એક લાખ."

"બાપ રે ! તમારા ઘરમાં કેટલાં માણસો છે ?"

"દસ."

'એમાં કામ કરનાર તમે એકલા જ છો ?"

"જી હા."

"મેં સાંભળ્યું છે, કોઈકનો દીકરો અમેરિકા ગયો છે ?"

"જી, મારો દીકરો."

"અને મોટરકાર કોણે ખરીદી છે ? તમે ખરીદી છે ?"

"જી હા."

"નવી છે ?"

"ના, જૂની છે."

"સસ્તી મળી ગઈ ?"

"પાંત્રીસ હજારમાં ખરીદી. એ ઉપરાંત એની પર ત્રણચાર હજારનો ખર્ચ થયો."

આ રીતે વાતો ચાલતી હતી. વચ્ચે વચ્ચે 'તા ધિન્ન ધિન્ન તા'નો અવાજ સંભળાતો હતો. થોડી વાર પછી બધાને ખબર પડી ગઈ કે માલિક પ્રશ્નો પૂછતો હતો, ત્યારે પોતાનું પેટ બજાવતો હતો. એથી જ આ અવાજ આવતો હતો. માલિકે પેટ બજાવવાનું બંધ કરીને યૂનિયન પ્રતિનિધિઓને એક સામાન્ય પ્રશ્ન પૂછ્યો :

"અહીં જ તમે લોકોએ કામ શરૂ કર્યું ?"

બધાએ હા કહી.

માલિક કહેવા માંડ્યો, "મને નથી લાગતું કે તમે મારે ત્યાં કામ માટે આવ્યા હતા, ત્યારે તમારી સ્થિતિ આટલી સારી હતી. બરાબર ને ? તમારામાંથી ઘણા લોકોને રાતના ખાવાનાયે સાંસા હતા. તમે ઘણાં વર્ષોથી અહીં કામ કરો છો. એ દરમિયાન ઘણી ઘટનાઓ બની. એટલે તમે જ કહો કે તમારો બધાનો પગાર બહુ ઓછો હોત તો આ બધું કેવી રીતે શક્ય થાત ? તો પણ તમારી માંગ બાબતે મને સહાનુભૂતિ છે. એટલે સમજી વિચારીને મારો નિર્ણય રજૂ કરું છું : (૧) હવેથી ભોજન પછી સૂવા માટે જરૂર સમય

પ્રીતિ સેનગુપ્તા

## સર્જનને સમાંતરે

અભ્યાસીઓનાં તારણ અનેક ક્ષેત્રે ભવિષ્યવાણી બનીને રહેતાં હોય, તેવું દુનિયાના વિકાસમાં બનતું આવેલું જોઈ શકાય છે. જ્યોતિષીઓ અને ખગોળશાસ્ત્રીઓ વ્યક્તિગત જીવનની બિનાઓ કહી આપવાનો દાવો કરતા હોય છે, પણ ગણિત, ઇજનેરવિદ્યા, વિજ્ઞાન વગેરે અન્ય ક્ષેત્રોમાં પણ દાર્શનિકો હોય છે જ, જેમની શોધખોળ આવનારાં વર્ષોમાં માર્ગ ચીંધનાર સિદ્ધિ બનીને રહેતી હોય છે.

લેખન જેવા સર્જનાત્મક ક્ષેત્રમાં પણ આવું ક્યારેક બને છે, ને ત્યારે ઘણી વધારે નવાઈ લાગે છે. તરત ને તરત ત્રણ નામ યાદ આવે છે - અમેરિકન લેખક રે બ્રેડબેરી, અને અંગ્રેજ નવલકથાકાર એચ. જી. વેલ્સ. અલબત્ત, એ બંનેનું દર્શન વિજ્ઞાની કલ્પનોથી રંગાયેલું હતું. ત્રીજું નામ સાહસી-જાસૂસી, 'જેમ્સ બૉન્ડ'ના વિખ્યાત પાત્રવાળી કથાઓના લખનાર અંગ્રેજ ઇઆન ફ્લેમિંગનું ગણાવી શકાય. આ લોકોએ જે સર્જ્યું તેમાંનું ઘણું પછી - પ્રગતિ પામેલી દુનિયામાં વધારે વિકસેલું, સ્થાપિત થયેલું જોવા મળે છે.

આવા વિજ્ઞાની કે યંત્ર-સભર કથાનક સિવાયનું જે લેખન છે - જેને સહેલાઈથી આપણે સાહિત્યિક કહી શકીએ છીએ - તે દ્વારા જો ભવિષ્યનો પડઘો પડતો જણાય તો આશ્ચર્યનો પાર નહીં રહેવાનો. એમાં ભવિષ્ય-વાણી ના પણ હોય. કેવળ સંજોગવશાત જ એ કથન સત્યને સમાંતર બનતું હોય. એટલે કે એમાં સર્જકની બુદ્ધિમત્તા ને નિપુણતા કારણભૂત નથી. કેવળ સંજોગો છે, ને સર્જકની નિયતિ છે.

બરાબર આવું તાજેતરમાં અમેરિકામાં, ન્યૂયૉર્ક નાટ્ય-ક્ષેત્રે બન્યું. ટોની કુશનર નામના હજી ઘણા યુવાન-વય તેંતાલીસ વર્ષ - એવા નાટ્યકારે લખેલાં બે નાટકો ખૂબ લોકપ્રિય બનેલાં, પણ તે દસેક જેવાં વર્ષ પહેલાં. એ પછી એ કામ તો કરતા રહેલા, પણ કોઈ નાટક ખાસ જાણીતું બનેલું નહીં. ૧૯૯૫માં એમણે એક અંગ્રેજ સ્ત્રી-મિત્રની વિનંતીથી, એ ભજવી શકે તે માટે, એક એકોક્તિ લખી. ધીરે ધીરે કરતાં એ એકોક્તિ એટલી અસરકારક અને ભાવવાહી બની કે કુશનર એને આધારે ત્રિઅંકી નાટક લખવા પ્રેરાયા.

૧૯૯૮માં પૂરા કરેલા એ નાટકનું નામ એમણે 'હોમબોડી/કાબુલ' રાખેલું. ૨૦૦૧ના ડિસેમ્બરમાં ન્યૂયૉર્ક શહેરના - 'ઑફ-ઑફ બ્રૉડવે' કહેવાતા- એક સાવ નાના નાટ્યગૃહમાં એની રજૂઆત થવાની જાહેરાત આવી તે સાથે જ, આ ઇત્તેફાકની 'અદ્ભુતતા' સર્વત્ર પ્રસરી ગઈ. જાણ્યે-અજાણ્યે કુશનર ભવિષ્યવેત્તા બની ગયા હતા. જે અફઘાનિસ્તાન અત્યારે અમેરિકી - તેમજ દુનિયા આખીની-પ્રજામાં રોજિંદો શબ્દ બની ગયેલું હતું તે માટેના કુતૂહલથી પ્રેરાઈને જ કુશનરે છ-સાત વર્ષ પહેલાં એ એકોક્તિ લખેલી. ને પછીથી, બીજાં કથા-સૂત્રો વણીને, ત્રિઅંકી નાટક પૂરું કરેલું. તે પણ ચાર કલાક લાંબું. લગભગ એક કલાક લાંબી તો એકોક્તિ હતી.

લંડનના એક ઘરમાં, એક આધેડ સ્ત્રી ખુરશી પર બેઠી છે. એના હાથમાં અફઘાનિસ્તાન ઉપરની ઘણાં વર્ષો જૂની એક ગાઇડ-બુક છે. એમાંથી એ દેશના ઈતિહાસને વર્ણવતાં વાક્યો એ વાંચતી જાય છે, ને સાથે સાથે, પોતાના જીવનને લગતી વાતો પણ પ્રેક્ષકોને જણાવતી જાય છે. નાટકમાં સામાન્ય રીતે હોય તેવા કોઈ હલન-ચલન કે 'ઍક્શન', વગર કથાનક પુષ્ટ થતું જાય છે. શબ્દો દ્વારા જ બધા વિચાર, સંવેદન, હાવ-ભાવ, ને લય વ્યકત થતાં રહે છે.

કવિત્વમય શબ્દો, અને લાંબાં લાંબાં, જટિલ વાક્યો બોલતી આ સ્ત્રી પહેલાં કદાચ સહેજ ઘેલી પણ લાગે, પરન્તુ પછીથી એની સંવેદનશીલતા ભારપૂર્વક સ્પષ્ટ થાય છે, અને હૃદયંગમ બને છે. સુખી ઘરની એ સ્ત્રી છે, પણ પતિ તેમજ એકની એક દીકરી સાથેના સંબંધમાં નિકટતા નથી. સામાજિક સ્તરે મિત્ર-દંપતીઓને એ મળતી રહે છે, પણ લગભગ પરાણે. એકલાં બેસીને પુસ્તકો વાંચવાનું એ વધારે પસંદ કરે છે.

એક વાર લંડનમાં એ એક અફઘાની દુકાનમાં જઈ ચડે છે, ખરીદી કરે છે. પૈસા લેતાં, વસ્તુ આપતા અફઘાની માણસના, ત્રણ કપાયેલી આંગળીવાળા હાથ તરફ એનું

ધ્યાન ખેંચાય છે, ને એ વિષેના જાતજાતના વિચારો તથા પ્રશ્નો એની સભાનતાને ઘેરી વળે છે. વળી, પોતાનું સુખ-સગવડ ભરેલું જીવન એને અકળાવી રહે છે. અહીં, પ્રેક્ષકોને સ્તબ્ધ કરી દેતો, અસાધારણ પહેલો અંક પૂરો થાય છે.

બીજા અને ત્રીજા અંક દરમિયાન પોણા ત્રણેક કલાક વીતી જાય છે, ને થોડા લાંબા પણ લાગે છે. જેનું કોઈ નામ આપવામાં આવ્યું નથી, ને નાટ્ય-પત્રિકામાં પણ જેને 'હોમબૉડી' તરીકે જ ઓળખાવાઈ છે, તે સ્ત્રી અફઘાનિસ્તાન ગઈ હોવાનું, તથા ત્યાં ગુમ થઈ હોવાનું જણાવવામાં આવ્યું છે. એનો પતિ અને એની દીકરી એને શોધવા કાબુલ પહોંચ્યાં છે, ને કશેથી સરખી માહિતી એમને મળતી નથી. ૧૯૯૮નો એ સમય છે, અફઘાનિસ્તાનમાં ક્યારના તાલિબાન જામી ગયેલા છે, વાતાવરણમાં ભેદ-ભરમ પ્રવર્તે છે, અને કોઈ પણ વ્યક્તિની વાતોમાં શું સાચું છે, ને શું ખોટું છે, તે જ સમજાતું નથી. તુંડમિજાજી, પશ્તુન તાલિબાન રાજ્ય-મંત્રી; ઘાતકી વહેવાર કરતો સૈનિક; વૃદ્ધ તાજિક કવિ (જે જાસૂસ છે કે નથી ?); અફીણની લતે ચઢી ગયેલો એક અંગ્રેજ; કેદીની જેમ ઘરમાં પુરાઈને રહેતાં રહેતાં ગાંડા જેવી થઈ ગયેલી પશ્તુન સ્ત્રી-જેવાં પાત્રો ભેદ ભરેલી, ભય ભરેલી માયા-જાળ રચતાં જાય છે.

બધા જ સંવાદો, બધી જ પરિસ્થિતિઓ જાણે વર્તમાનને આધારે જ સર્જાયાં હોય, તેવું લાગ્યા કરે છે. મૂળ હસ્તપ્રતમાંનાં અમુક વાક્યો ને સંવાદો તો ન્યૂયૉર્કમાં સપ્ટેમ્બર ૨૦૦૧માં થયેલી હોનારતને કારણે એટલાં બધાં સાચાં, ને ભવિષ્ય-વાણી જેવાં હતાં કે નાટ્યકાર કુશ્નરે એમને કાં તો કાઢી નાખ્યાં, કાં તો બદલી નાખ્યાં. નાટકમાં, અનિવાર્ય રીતે, ઈન્ડિયા, પાકિસ્તાન, કાશ્મીર માટેનો ગજગ્રાહ વગેરે સંદર્ભો પણ ઘણી વાર આવ્યા કર્યા. દરેક વખતે હું જરા કમકમી જતી હતી. એ શબ્દો હૃદય પર ધક્કા મારતા હતા. ઉપરાંત, હું આ નાટક જોવા ગઈ ત્યારે આપણા પાટનગરમાંના સંસદ-ભવન પર હુમલો થઈ ચૂકેલો, અને સરહદ પર સંઘર્ષ શરૂ થવાની અણી પર હતો.

કુશ્નરે ૧૯૯૪-૯૫ના અરસામાં અફઘાનિસ્તાન જવાનો ઘણો પ્રયત્ન કરેલો, પણ એમને પરવાનો મળ્યો ન હતો. ત્યાંના ઇતિહાસમાં, ત્યાંના વર્તમાનમાં એમને રસ અને કુતૂહલ ઘણાં, ને વાંચ્યું પણ પૂરતું હશે, છતાં એમ કહી શકાય કે કુશ્નર હજી એ સ્થાનના વાતાવરણની, ત્યાંનાં પ્રજાજનોનાં વિચાર-વર્તન અંગેની પકડ પામ્યા નથી. પશ્ચિમી વ્યક્તિઓ માટે એશિયન માનસને પામવાં, કે સમજવાં, ક્યારેય સહેલાં નથી હોતાં.

છતાં, નાટકના ગર્ભમાં રહેલું કથા-સૂત્ર જે રીતે ચમત્કૃતિ પામ્યું છે તે નાટ્યકારના સર્જન-નૈપુણ્યની સાબિતી આપે છે. પ્રથમ અંકમાંની સ્ત્રી સરસ ઘરમાં રહેતી, સુરક્ષિત જીવન જીવતી 'હોમબૉડી' છે, તો બીજા અંકમાંની સ્ત્રી-ભલે એનું નામ 'મહાલા' આપ્યું હોય - પીડિત, શોષિત 'કાબુલ' જ છે. એકનું હૃદય એ વંચિત પ્રજાના વિચારે ઘવાતું રહે છે, ને એમની સાથે એક થવા તલસે છે, તો બીજી, કે જે લાયબ્રેરિયન હતી ને હવે પુસ્તકો (કુરાન સિવાય) વાંચવાની જેને પરવાનગી નથી તે સુરક્ષા અને થોડી મુક્તિ ઝંખે છે. ત્રીજા અંકમાં બંને પાત્રોની ઇચ્છા સિદ્ધ થતી બતાવાઈ છે. 'હોમબૉડી' તો એકોક્તિ પછી મંચ પર આવતી જ નથી, પણ એ કથાનકના કેન્દ્રમાં છે. એનાં કુટુંબીઓ જાણી જ નથી શકતાં કે એનું શું થયું. અલબત્ત, સૂચિત થયા પ્રમાણે શોધાવાની એની ઇચ્છા જ નથી.

વ્યક્તિઓનાં જીવન અને ઇચ્છાની જટિલતાનું નિરૂપણ ટોની કુશ્નરના આ સમકાલીન નાટકમાં થયું છે. એની જાહેરાત જોતાની સાથે હું ટિકિટ ખરીદી આવી હતી. ચાર અઠવાડિયાંના બધા પ્રયોગો વેચાઈ ગયા હતા. મને જાણે 'છેલ્લી' જ ટિકિટ મળી ગઈ હતી. એ દિવસે નાટ્યગૃહમાં મારા રંગ અને દેખાવની બીજી કોઈ વ્યક્તિ ન હતી. કદાચ બીજા કોઈ દિવસે પણ ના હોય. હું, અકારણ જ, માથા પર હિમાચલ પ્રદેશની એક જરિયાન સરસ ટોપી પહેરીને ગઈ હતી. એકોક્તિ દરમિયાન 'હોમબૉડી' અફઘાની દુકાનમાંથી કરેલી પોતાની ખરીદી પ્રેક્ષકોને બતાવે છે. એક દાવતને રસપ્રદ બનાવવા મહેમાનો માટે દસ અફઘાની ટોપીઓ એ ખરીદી આવી છે, ને ટેબલ પર લાઈનસર એમને ગોઠવે છે.

મેં પહેરેલી ટોપી ઘણી સરખી હતી. હું જાણે કથાનકનું એક અંગ બની ગઈ હતી. મને સહેજ પણ ખબર ન હતી કે નાટકમાં આમ ટોપીઓ આવશે ! કમાલનો વ્યક્તિગત ઇત્તેફાક બન્યો હતો. એને અંતઃસ્ફુરણા જ કહેવાય - નાટ્યકાર કુશ્નરને થઈ હતી તેવી.



# કાળની એરણ પર ટિપાતું ભારત

નીલમ પરીખ

સંયમ અને ત્યાગની ભાવના આધારિત ભારતીય સંસ્કૃતિ વિશ્વની પ્રાચીન સંસ્કૃતિઓમાંની એક છે. આપણી સંસ્કૃતિ જીવિત છે તેનું એક કારણ એ લાગે છે કે આપણા દેશના હરએક ખૂણે ખૂણે એક એક સંત પાક્યો છે. નરસિંહ મહેતા, મીરાં, કબીર, સૂરદાસ, જ્ઞાનદેવ, નામદેવ, તુકારામ વગેરે અને સાથે સાથે છત્રપતિ શિવાજી, રાણા પ્રતાપ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ વગેરે વીરો પણ અનેક થયાં. ગાંધીજીમાં સંત અને વીર બન્નેનો સમન્વય જોવા મળ્યો. મૈથિલીશરણ ગુપ્તાજીએ પોતાના એક કાવ્યમાં ગાયું છે :

''जो संत हुए वे वीर कहाँ,
जो वीर हुए वे संत कहाँ ?
तू संत, वीर है साथ साथ
मैं चक्रित, तुझे क्या कहूँ यहाँ ।''

બાળપણથી ગાંધીજીમાં સત્યનિષ્ઠા અને સર્વધર્મસમભાવના સંસ્કાર પડ્યા હતા. એટલે દક્ષિણ આફ્રિકામાં એમના ટૉલ્સ્ટોય ફાર્મમાં પણ સવાર-સાંજ સર્વધર્મપ્રાર્થના કરતા, અને પોતાનું પ્રિય ભજન 'વૈષ્ણવજન તો તેને કહીએ' ગવડાવતા. એક વાર કોઈ ખ્રિસ્તી આશ્રમવાસીએ વાતવાતમાં આ ભજન માટે પોતાની નારાજગી વ્યક્ત કરી, તો એમણે તુરત બીજે દિવસે 'ખ્રિશ્ચિયનજન તો તેને કહીએ...' એ રીતે ભજન ગાવાની શરૂઆત કરવાનું ચાલુ કરાવ્યું ! પોતાના અનેકવિધ રચનાત્મક કાર્યક્રમોમાં કોમી એકતા અને સર્વધર્મસમભાવને વધારે મહત્ત્વનાં માનેલાં.

ભારતમાં સદીઓથી વિવિધ ધર્મ, ભાષા અને જાતિના લોકો એક સાથે રહેતા આવ્યા છે અને સૌએ ભેગા મળીને દુશ્મનોનો સામનો પણ કર્યો છે. સ્વરાજ્યનું આંદોલન ચલાવવામાં ગાંધીજીએ આ બધાંનો સાથ-સહકાર મેળવવાનો પ્રયત્ન કરેલો અને જીવનના છેલ્લા શ્વાસ સુધી હિન્દુ-મુસ્લિમ એકતા માટે પ્રયત્ન કરતા રહ્યા. ૧૯૩૧ના કરાંચી અધિવેશનમાં ધર્મનિરપેક્ષ રાજ્યનો પાયો નાખવા જાહેર કર્યું કે રાજ્ય ધર્મની બાબતમાં માથું નહીં મારે અને સંપૂર્ણ તટસ્થ રહેશે. જ્યારે ભારત સ્વતંત્ર થયું ત્યારે સંવિધાનમાં ધર્મનિરપેક્ષતાનો સ્પષ્ટ ઉલ્લેખ ન થયો. ૧૯૪૬માં ગાંધીજીએ કહ્યું હતું કે જો ભારતની સમસ્ત પ્રજા એક જ ધર્મનું પાલન કરતી હશે તો પણ હું કહીશ કે ભારતે રાજ્યની ધર્મનિરપેક્ષતાની નીતિ અપનાવવી જોઈએ એટલે કે બધા ધર્મો વિશે સમાન વલણ સ્વીકારવું રહ્યું. આનો અર્થ સ્પષ્ટ છે કે રાજ્ય ધર્મની બાબતમાં જરા પણ દખલ ન કરે, કારણ, ધર્મ પ્રત્યેક મનુષ્યનો વ્યક્તિગત પ્રશ્ન છે.

કોઈ પ્રશ્ન પૂછે છે કે આઝાદી મેળવતી વખતે દેશનું વિભાજન કરવામાં એમણે સંમતિ કેમ આપી ? સહુ જાણે છે કે દેશના વિભાજન વખતે ગાંધીજી તેનો સખત વિરોધ કરતા હતા. અરે, એક વાર તો એમણે એમ પણ કહેલું કે, ''જીવતાં નહીં, મારા મૃતશરીર પર જ દેશનું વિભાજન થશે.'' જ્યારે વિભાજનનો પ્રસ્તાવ લઈને જવાહરલાલ, સરદાર પટેલ વગેરે એમની પાસે ગયા ત્યારે એમણે કહેલું, ''વિભાજન ટાળવાની મને હજુ એક તક આપો.'' ત્યારે આવેલા નેતાઓ પાસેથી જવાબ મળ્યો કે કોંગ્રેસે વિભાજનના પ્રસ્તાવનો સ્વીકાર કરી લીધો છે ! મૌલાના અબુલ કલામ આઝાદ સિવાય કોઈએ ગાંધીજીને સાથ ન આપ્યો એનો જબરજસ્ત આઘાત ગાંધીજીને લાગ્યો. પ્રજાનાં ભાંગી પડેલાં મન-હૃદયને જોડવા અને ગુમરાહ બનેલા લોકોને સાચો માર્ગ બતાવવા તેઓ બિહાર-બંગાળની યાત્રાએ નીકળી પડ્યા !

અને સ્વતંત્ર ભારત ખંડિત ભારત બન્યું ! ધર્મ-નિરપેક્ષ રાજ્યની રીતે આપણે લઘુમતીઓને - પછી તે મુસ્લિમ હોય, ખ્રિસ્તી હોય, પારસી હોય, જૈન, બૌદ્ધ કે અન્ય કોઈ હોય, સર્વને – માટે સમાન તક આપી અને એમના અધિકારોની રક્ષા કરી. આ બધી કોમના લોકોને પોતાના ધર્મનું પાલન કરવાની, તેનો પ્રચાર-પ્રસાર કરવાની, ધર્મપરિવર્તન કરવા-કરાવવાની અને

પોતાની ધાર્મિક શિક્ષણસંસ્થાઓ ચલાવવાની પણ પૂરી આઝાદી આપી. આ ઉપરાંત એમના અધિકારોની રક્ષા માટે લઘુમતી કમિશનની સ્થાપના પણ કરી !

સરકારના કે નાગરિક સેવાના ક્ષેત્રમાં કોઈ પણ જાતિ, લિંગ કે ધર્મભેદ વિના કોઈ પણ વ્યક્તિને ઉચ્ચપદ પ્રાપ્ત કરવામાં કશું નડતર નથી. એટલે જ ઝાકિર હુસેન જેવા મહાનુભાવ આપણા રાષ્ટ્રપતિ બની શક્યા, ડૉ. મથાઈ, સ્વર્ણસિંહ આપણા પ્રધાન બની શકયા કે પાલખીવાલા જેવી વ્યક્તિએ રાજદૂતની કામગીરી કરી ! આ બધું હોવા છતાં આજની નીતિથી નથી તો હિન્દુઓને સંતોષ કે નથી લઘુમતીઓને ! આ અસંતોષનું વિકૃત દર્શન આપણને બાબરી મસ્જિદને તોડી પાડવામાં અને સાબરમતી એક્સપ્રેસ હત્યાકાંડમાં થયું !

સત્ય તો એ છે કે, ધાર્મિક સહિષ્ણુતાનો સંદેશ આપતાં ગાંધીજીએ કહ્યું હતું કે "અમૃતમય હિન્દુસ્તાન એ છે જે ફકત હિન્દુઓનું જ નહીં, પણ સાથે સાથે મુસલમાન, પારસી, ઈસાઈ અને શીખોનું પણ એટલું જ છે, જેટલું હિન્દુઓનું. એ જ રીતે અમૃતમય પાકિસ્તાન પણ એ છે જેમાં બધી જાતિના લોકોને માટે જગ્યા હોય અને કોઈના માટે વેર ન હોય." સાથે સાથે એમણે બન્ને કોમના લોકો માટે અને બન્ને દેશો વચ્ચેની ખાઈ દૂર કરવાના કેટલાક ઉપાય પણ બતાવ્યા હતા.

સાચો ધર્મ તો એ જે સમાજને ધારણ કરે, વ્યક્તિના ચારિત્ર્યનું નિર્માણ કરે અને બધામાં સમન્વયની ભાવના પેદા કરે. ધર્મ માનવ-ધર્મ બનવો જોઈએ એવું સ્વામી વિવેકાનંદે સમજાવ્યું છે. "हरि से जित तू हेत कर, कर हरिजन से हेत" એ ગાંધીજીએ બતાવ્યું. આજે આ ઉપદેશને ભૂલી ધર્મના નામે પાખંડને પ્રોત્સાહન આપીએ છીએ. આપણી અંદર રહેલા ભગવાનને શોધવાને બદલે મંદિર-મસ્જિદમાં ભટકીએ છીએ અને મંદિર-મસ્જિદના નામ પર લડીએ-ઝઘડીએ છીએ. રામનું નામ લઈ વેરભાવ, દ્વેષ અને ધૃણાની દીવાલ ઊભી કરી છે. રામભકતોએ પોતે પોતાને એક અલગ ચોકમાં બેસાડી દીધા છે !

મંદિર, મસ્જિદ, ગુરુદ્વારા કે ચર્ચને નામે જો માનવ-માનવનાં દિલ તૂટતાં હોય, માથાં ફૂટતાં હોય, ક્રૂર હિંસાચાર કે હત્યાકાંડ થતા હોય તો એવાં તીર્થસ્થાનો તીર્થસ્થાનો કહેવાય ખરાં ? એવાં સ્થાનોમાં ભગવાન પુરાયેલો રહે ખરો ? એ રક્તરંજિત ભૂમિ પ્રાર્થનાભૂમિ બની શકે ખરી ?

સહિષ્ણુતા અને સદ્ભાવનાનાં બી બાળકમાં નાનપણથી વાવ્યાં હોય તો એ પૂર્વગ્રહથી મુક્ત રહી સાચો માનવ બને, માનવતાનો પૂજારી બને. એ માટે આપણી શિક્ષણપદ્ધતિ અને ઇતિહાસના પાઠ્ય-પુસ્તકમાં એવું પરિવર્તન કરવું જોઈએ કે જે બાળકમાં સદ્ભાવના અને સૌહાર્દ-ભાઈચારો વધારે અને એ રીતે તૂટ્યાં દિલોને જોડે.

આખરે તો બધા ધર્મો એક જ ઈશ્વર તરફ દોરી જાય છે. વેદો કહે છે : "एकं सद विप्रा बहुधा वदन्ति ।" સત્ય એક જ છે, સંત એને અનેક નામે પોકારે છે. સ્વામી વિવેકાનંદના શબ્દોમાં કહીએ તો બધા ધર્મોની ધજાપતાકા પર લખેલું છે - "તોડો નહીં, જોડો". ગોવિંદસિંહ કહે છે : "मानम की जात सब एक ही पहचान वो ।" બાઈબલમાં સંદેશ છે કે : "કોઈ પણ માણસ એકલો જીવી શકતો નથી. આપણે બધાં એકબીજાં સાથે જોડાયેલાં છીએ." કબીરજી પોતાના ધાર્મિક દોહામાં કહે છે :

हिन्दू कहत हे राम हमारा, मुसलमान रहमान ।<br>
आपस में दोउ लडे मरत हैं, मरम न जाने कोई ।

અને એટલે જ ગાંધીજીએ સર્વધર્મપ્રાર્થનાનો આગ્રહ રાખેલો. બધા ધર્મોનું ઉદ્ગમસ્થાન અને અંતિમ સ્થાન ઈશ્વરમાં જ છે. વિનોબાજીએ ઠીક જ કહ્યું છે કે આપણે કોઈ પણ વિશિષ્ટ ધર્મના આગ્રહી નથી. જગતમાંથી મળતા બધા સદ્વિચારોના બાગમાં વિહાર કરવો એ આપણો સ્વાધ્યાય છે. સદ્વિચારોને આત્મસાત્ કરવાનો આપણો ધર્મ છે.

ભારતવિભાજને જે નરકયાતના સર્જેલી તેની દેશની વર્તમાન પેઢીને કદાચ કલ્પના પણ નહીં આવી શકે. પરંતુ જે પેઢી એ દુર્દાન્ત સમયમાં જીવી હતી અને જેણે એ યાતનાઓને પ્રત્યક્ષ જોઈ-અનુભવી હતી એ સ્મૃતિપટ પર એમનું હૃદય સતત કપાતું રહ્યું. ગોધરા ટ્રેન હત્યાકાંડ અને તે પછી ફાટેલા કોમી હુલ્લડે અતીતની યાદ તાજી કરાવી. આંખોમાં આંસુ છલકાયાં. ઉત્તર ભારત અને પંજાબના લોકો પર એની અમિટ કરુણ છાપ છે.

તે સમયના કેટલાક મોટા હિન્દી, ઉર્દૂ, પંજાબી

વ. ભાષાઓના સાહિત્યકારોએ કેટલીક અવિસ્મરણીય કૃતિઓ સર્જી. મને આજે શ્રી રામાનંદ સાગરની 'और इन्सान मर गया' યાદ આવે છે. એ એક વિરાટ સમૂહની વાત છે. જ્યાં ગઈ કાલ સુધી મિત્રો, પડોશી, બંધુઓ હતાં તે રાતોરાત પરસ્પરનાં દુશ્મન બની જાય છે. એમાંથી વહી લોહીની નદીઓ, આગની જ્વાળાઓ, સ્ત્રી પર અત્યાચાર ને નિર્દોષ બાળકોની નૃશંસ હત્યા ! આમાં કોઈ જાતિ કે કોઈ કોમ બાકાત ન રહી. ક્યાંક માનવજાતના નાના દીવડાઓ ટમટમતા, પણ વિનાશક જ્વાળાઓ સામે તે લાચાર ! એક સંવેદનશીલ વ્યક્તિત્વનું ધીમે ધીમે નિર્માનુષીકરણ થઈ જાય છે !

દુનિયાના કોઈ પણ ખૂણે માનવી અમાનુષી બને છે ત્યારે આગ, હત્યા, બળાત્કાર, લૂંટફાટનો સિલસિલો ચાલુ થઈ જાય છે. માણસ પોતાનામાંના માણસને આ રીતે ખતમ કરે છે અને શયતાનિયત સર્વવ્યાપી બને છે ! આજે હિન્દુસ્તાન મરી રહ્યું છે, માનવતા મરી રહી છે. હજારો વર્ષોના વિકાસ પછી મનુષ્યે ઉત્પન્ન કરેલી સંસ્કારી ભાવનાઓ મરી રહી છે. કમનસીબી એ છે કે ૧૯૪૭માં ભારતની ભીતર રહેલો માણસ મરવા લાગ્યો હતો તે આજે આ સુજલામ્, સુફલામ્ મનાયેલી ભૂમિ પર ૨૦૦૨માં ઉત્તરોત્તર વધુ ને વધુ મરતો રહ્યો છે.

કોમી દાવાનળના સંદર્ભમાં કોઈ કવિએ ગાયું છે :

Let me cry. Don't ask me why ?
The more you ask, The more I cry
For I can cry only.

આપણા દેશની સાંપ્રદાયિક એકતા જાળવવામાં અને ભાઈચારાની ભાવના મજબૂત કરવામાં આપણી જાતને સમર્પિત કરીએ.

હિન્દી કવિ શ્રી રામનરેશ ત્રિપાઠીની રચનાને યાદ કરી ગાઈએ -

राम कहाँ मिलेंगे ?
ना मंदिर में, ना मस्जिद में,
ना गिरजे के आसपास में,
ना पर्वत पर, ना नदियों में,
ना घर बैठे, ना प्रवास में ।
ना कुंजों में, ना उपवन के
'शान्तिभवन' या 'सुखनिवास' में ।
ना गाने में, ना बाने में
ना आँसू में, नहीं हास में ।
ना छन्दों में, ना प्रबन्ध में,
अलंकार या अनुप्रास में ।
खोज ले कोई, राम मिलेंगे
दीनजनों की भूख-प्यास में ।



## મઠારી જોઈએ

*પત્રને આગળ વધારી જોઈએ,*
*રોજ યાદોને મઠારી જોઈએ.*

*મ્હેકનો સંવાદ સાંભળવા મળે,*
*બાગની સામે જ બારી જોઈએ.*

*કોઈ ઇચ્છા કામ ના આવી હવે,*
*ભૂલ સગપણની સુધારી જોઈએ.*

*ચીસનો પર્વત બની ગ્યો સામટો,*
*નામ તારું બસ પુકારી જોઈએ.*

*ગૂંથવી છે ઓઢણી અંધારની,*
*સાંજના રંગો ઉતારી જોઈએ.*

**મનીષ પરમાર**



# 'નીરખને ગગનમાં' : એક આસ્વાદ

શિવલાલ જેસલપુરા

*નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો ? 'તેજ હું', 'તેજ હું' શબ્દ બોલે;*
*શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે, અહીંયાં કો નથી કૃષ્ણ તોલે. ૧.*

*શ્યામ-શોભા ઘણી, બુદ્ધિ નવ શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;*
*જડ અને ચેતન રસ કરી જાણવો, પકડી પ્રેમે સજીવન મૂળી. ૨.*

*ઝળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે;*
*સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે, સોનાના પારણા માંહીં ઝૂલે. ૩.*

*બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જો વળી, અચળ ઝળકે સદા વિમલ દીવો;*
*નેત્ર વિણ નીરખવો, રૂપ વિણ પરખવો, વણજિહ્વાએ રસ સરસ પીવો. ૪.*

*અકળ અવિનાશી એ, નવ જાયે કળ્યો, અરધ-ઊરધની મધ્ય મહાલે;*
*નરસૈંયાચો સ્વામી સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે. ૫.*

[ઓચ્છવ-ઉત્સવ. કળી-ઓળખી. તોલે-તુલનામાં, સમાન. અરધઊરધ-અધઃ + ઊર્ધ્વ, નીચે અને ઊંચે. ઉદ્યોત રવિ કોટમાં-કરોડો સૂર્યના પ્રકાશમાં. મહાલે-આનંદ કરે. ઝાલે-પકડે.]

નરસિંહની જ્ઞાનગંગા-ત્રિવેણીનું આ શ્રેષ્ઠ પદ છે. આપણા કવિ-વિવેચક-ભાષાશાસ્ત્રી સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ ૭૦ વર્ષ પહેલાં કહ્યું હતું કે "કદાચ જગતનાં ભવ્યતમ કાવ્યોમાંનું આ એક કાવ્ય છે." એવા જ સાક્ષર, અગેય કવિતાના હિમાયતી અને કડક વિવેચક સ્વ. બ. ક. ઠાકોરે "(ઇન્સપાયર્ડ) ત્રીજા નેત્રની પ્રસાદી તરીકે" બિરદાવ્યું હતું.

પદની શરૂઆતમાં કવિ જાણે અવિનાશી શ્યામની પોતાને ઝાંખી થઈ એમ ઝણઝણી ઊઠી તેનો સાક્ષાત્કાર કરવાની ઝંખના વ્યક્ત કરે છે અને પછી જે જે અનુભવો થાય છે તેનાં દસ્યો સર્જે છે :

(૧) ગગનમાં 'તેજ હું, તેજ હું' એમ બોલતો અગમ્ય પુરુષ-બ્રહ્મ ઘૂમી રહ્યો છે. એવા શ્યામના ચરણમાં એ મરણ ઇચ્છે છે. પછી બંનેની સરખામણી કરતાં એ કહે છે કે જે તત્ત્વ ગગનમાં છે એવું તત્ત્વ આ પૃથ્વી ઉપર કૃષ્ણ સિવાય બીજું કોઈ નથી. બંનેની શોભા અપાર છે. બુદ્ધિ તેમને ઓળખી શકતી નથી. ઓળખવા જાય છે તો તેના અનંત આનંદોત્સવમાં માર્ગ ભૂલી જાય છે. જડ અને ચેતન એકરસ બની ગયાં છે એમ સમજનાર કવિ અથવા આ પૃથ્વી પર સદા સજીવ એવા કૃષ્ણને પ્રેમપૂર્વક પકડનાર તેને ઓળખી શકે છે.

(૨) આ બ્રહ્મ કરોડો સૂર્યના પ્રકાશમાં ઝળહળતી જ્યોત જેવા છે, અથવા આંખ સામે પસાર થતી સુવર્ણની કિનારી (પટ્ટી) જેવા દેખાય છે. આ સચ્ચિદાનંદ આનંદક્રીડા કરતાં કરતાં સુવર્ણના પારણામાં ઝૂલે છે. અહીં ભવ્યતાની પરાકાષ્ઠા આવે છે, તે પૂરી થાય છે. સ્વ. ઉમાશંકર જોશીએ કહ્યું છે કે "સચ્ચિદાનંદનું આ કલ્પન જગતસાહિત્યમાં જવલ્લે સાંપડે એવું કલ્પન છે. પદનાં ભવ્ય દશ્યો અહીં પૂરાં થાય છે.

(૩) ચોથી કડીમાં કહ્યું છે કે આ બ્રહ્મ બત્તી-તેલ-દિવેટ વગરના, અચલ ઝળકતા વિમળ દીવા જેવા છે. તેને રૂપ નથી તો પણ નેત્ર વગર તેને નીરખી શકાય છે. જીભ વગર તેનો રસ પી શકાય છે. આવી

૧. નરસિંહના 'જાગીને જોઉં તો-' એ પદમાં આ પ્રકારનું કલ્પન છે : "ચિત્ત ચૈતન્ય-વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે."

સંખ્યાબંધ અવળવાણી યા વિરોધાભાસ દ્વારા કવિએ આપણને આશ્ચર્યમુગ્ધ કરે એવા ચમત્કાર ઉત્પન્ન કર્યા છે.

(૪) છેલ્લી કડીમાં ફરીથી ભાર અને ભાવપૂર્વક કહ્યું છે કે આ અકળ અવિનાશી બ્રહ્મ કોઈ ભૌતિક સાધન વડે ઓળખી શકાય એવા નથી. ઊંચે, નીચે અને મધ્યમાં મહાલે છે તે સર્વવ્યાપી અને નિરાકાર છે. તો પણ સાચા સંતો પ્રેમના તંતુ વડે તેને પકડી પાડે છે.

પદની પદાવલિ ગતિશીલ અને ચક્ષુગમ્ય છે. તેનું સ્વરમાધુર્ય-યમક અને વર્ણસગાઈ - તેની રમ્યતાને અને કલ્પનાના ઝળહળાટને શ્રુતિગમ્ય બનાવે છે.

આ પદે લગભગ પાંચ સદીઓ પછી પણ અનેક કવિઓ, અધ્યાત્મપ્રેમીઓ અને સાહિત્યવિવેચકોને સંતૃપ્ત કર્યા છે. શ્રી ઉમાશંકર જોશીએ કહ્યું છે તેમ "આ લઘુ પણ ભવ્ય કૃતિ, નરસિંહની બલકે ગુજરાતી ભાષાની કવિતાના એક શિખરરૂપ છે." શ્રી જયન્ત પાઠકે પણ કહ્યું છે કે "અહીં વેદ, ઉપનિષદ કે ગીતાના અધ્યાત્મજ્ઞાનનો સમાદર છે, પણ પ્રેમભક્તિનો અનાદર નથી." આપણા સાહિત્યવિવેચક શ્રી અનંતરાય રાવળે પણ કહ્યું છે કે "ઉચ્ચ કોટિનું તત્ત્વજ્ઞાન ભવ્ય કવિતા બનીને આવતું હોય તે વધુ તો નરસિંહ મહેતાનાં પદોમાં જ. એનાં એવાં પદો અલ્પસંખ્ય છે, પણ દરેક પદ સાચા ઝગમગતા હીરા જેવું બહુમૂલ્ય છે. નરસૈંયાનાં આ પદોમાં આત્માનુભૂતિનો પ્રબળ રણકાર અને તેની પ્રતિભાની વિશિષ્ટ મુદ્રા આપણને દેખાય છે."

(પ્રગટ થનાર સંગ્રહમાંથી.)

સંદર્ભ 'નરસિંહ મહેતા અધ્યયન ગ્રંથ', સંપાદક પ્રા. રસિક મહેતા અને અનંત દવે; ૧૯૮૩, 'સાહિત્યનિકષ', લેખક અનંતરાય મ. રાવળ.



## કુંભી

*ખાટેથી એ સહજ થઈ ઊભી, અમસ્તી લઈને*
*કુંભી ટેકો નજરનું કરી નેજવું આંખ માંડી*
*તો પાસેનાં ઘર ઘર તણા ટોડલા આમ્રપર્ણો*
*શા લાગ્યા, ને કુમકુમમઢી બારસાખો મહેકે...*

*સામે ખુલ્લી ખડકી ઝગતી, સ્ત્રીસમુદાય વચ્ચે*
*નાચી ઊઠે તુલસી તુલસી આંગણાની, વળી ત્યાં*
*જાગે ગાણાં ભરભર અડી જાય વૈશાખ આખો.*
*ને વાજિંત્રો રણકી રણકી ગુંજ સાથે લહેરે...*
*એમાં ચોખા જવતલની સિંદૂર છાયા નવોઢા*
*જોતાં, પોતે પતિ સહ ઘરેણાં લચી ગોઠવાઈ,*
*ચાલી એવી રમતી ઝૂમતી સાંભરી લગ્નવેળા*
*પીઠે થાપા લઈ તરત માણેકસ્થંભે જડાઈ.*

*નેવાંમાંથી ઝગમગ થતા લાખ દીવા સજાવી,*
*કુંભી ઊભી શરદનભનો ચન્દ્ર ભાલે લગાવી.*

**રામચન્દ્ર પટેલ**



# ખોબોએક ફૂલ

ઈન્દુ કે. ડી. મહેતા

પેલી યુવતી પટપટ કરતી ઝડપથી રસ્તો ક્રૉસ કરવા ભાગતી'તી - ખીચોખીચ ટ્રાફિક વચ્ચેથી. ઉલ્કા બાલ્કનીમાં બેઠીબેઠી જોઈ રહી હતી.

કાલે મંજરી આવેલી. ઘણું બધું ડહોળી ગઈ. જીવ કોરાયા કરતો હતો, પણ પેલી યુવતીની સ્ફૂર્તિ જોઈ બધું જ ઘડીભર ભૂલી ગઈ. એય દોડી એની પાછળ પાછળ. બીજું તો કંઈ નહિ, સામેની ફૂટપાથ પર એની માફક જ ચોકઠામાં ગોઠવાઈને ગુલમહોર ઊભો હતો ને ! ફૂલોનો પથરાટ થયો હશે ત્યાં. બસ, થોડાં લેવાં હતાં.

પણ એ અધવચ્ચે જ થાંભલો થઈ ગઈ. આટલા ઉચાટ વચ્ચે પણ ખડખડાટ હસી પડી એ. નહિ સંભળાયો ને ખડખડાટ ? તે ભલે. પણ તે હસી વળી.

જાણવું છે, કેમ ? દોડવાની વાત તો બાજુએ રહી, પણ રસ્તો ક્રૉસ કરવો હોય ને તોય ઝીબ્રા ક્રૉસિંગ આગળ જ કરે અને તેય માણસોના પ્રવાહની સાથ સાથ. બરાબર વચ્ચે રહીને. જીવ તો એવો અધ્ધર થઈ જાય તે ઠેઠ ક્રૉસ કરી લીધા પછી જ હેઠો બેસે.

થોડી વારમાં જ પેલો ખડખડાટ સ્મિતમાં વિરમ્યો. ઘડીક જાત સાથે થોભી, પછી કહે, તે ભલે ને આજે આવું હોય ! પણ એક વખત... એનું સ્મિત જરા વિસ્તર્યું. એક વખત, અરે પેલા ટ્રાફિક કંટ્રોલરની તો ઐસી કી તૈસી. ફટાફટ ડાબાજમણા બેય હાથે સિગ્નલ બતાવતી ભરચક રસ્તા વચ્ચેથી તે સડસડાટ ચાલી જતી. કોક વાર થોડી હોહા, બૂમાબૂમ, વાહનચાલકનો ગુસ્સો, આવું બધું થતું. તે છો ને થાય. કોને પડી હોય એ બધાની.

એ અટકી, ધીરેકથી એનું હાસ્ય સંકોચાઈ ગયું. અરે, રહ્યું જ ક્યાં ? કેટલો સમય થઈ ગયો આ બધાને !

એની નજર રસ્તા પર પડી, આમ બાલ્કનીમાં બેસી રસ્તાની અવરજવર જોયા કરવી એને ગમતી, ઘણી ગમતી.

શું થાય – ઋતુ સ્કૂલમાં જાય, અમલ કૉલેજમાં. પછી બેયને ક્લાસ, ટ્યૂશન, મિત્રો... ચાલ્યા કરે, અને અભિલાષને તો ધંધાર્થે અવારનવાર બહાર જવાનું થાય. એકલતામાં કેટકેટલી ભૂતાવળો વીંટળાયા કરે. શરૂશરૂમાં તો કબાટ ભરેલાં પુસ્તકો વચ્ચે જાતને ડુબાડી દેતી, પણ ક્યાં સુધી ? થાકી, બેસી જતી આવીને બાલ્કનીમાં.

અભિલાષે જ્યારે લીધી ત્યારે તો આવી રસ્તા પરની ઘોંઘાટમય જગ્યા જરાય નહિ ગમેલી, પણ પછી કહે, "ઠીક છે. આમાં કેટલાં બધાં પરોવાયેલાં રહેવાય છે."

અરે ! પેલી યુવતી સામે ચાલી ગઈ ! પણ એ તો આગળ ચાલવા મંડી, થોડાંક ફૂલ કેમ વીણી ન લીધાં એણે ?

"તે શું એ ઉલ્કા છે ?" અને પોતે જ મનમાં હસી.

અવરજવરમાં અટવાયેલી નજરને ઉઠાવી એણે પેલા ગુલમહોર પર ગોઠવવા પ્રયત્ન કર્યો. થોડી વાર એમ જ બેઠી રહી. એટલામાં કોણ જાણે ક્યાંથી પેલી છ-સાત વરસની છોકરી દોડી આવી ઘસડી ગઈ એને તો ક્યાં...ની ક્યાં.

ઘરના આંગણાની સામે જ એક ખા...સું ફેલાઈને ઊભેલું ગુલમહોર. બાજુમાં એક કેસૂડો. પેલી છોકરી પોચી પોચી ધૂળમાં ફસફસ કરતી દોડતીક ને પહોંચી જતી પેલા ગુલમહોર પાસે. ફૂલો નીચે જમીન ઢંકાઈ ગઈ હોય. એ તો એનું ફ્રૉક ઊંચું કરે, નાના નાના હાથે ખોબો ભરાય એટલાં ફૂલો વીણે, પછી એ વેરાઈ ન જાય માટે ખોળાના બે છેડા પેટ સાથે દબાવે,ચડ્ડી અને પેટ બેય દેખાય અને એ દોડે. ઘરમાં બા સૂતી હોય, બેઠી હોય, કામ કરતી હોય, ખોળાના બેય છેડા છોડી દઈ

ફૂલો બા પર વરસાવી દે. પછી તાળીઓ પાડી કૂદે ને હસે, બા એને છાતી સાથે જડી દે.

ઘડીભર આંખો બંધ કરી એણે ઊંડો શ્વાસ લીધો – કેટલી બધી શાંતિ મળતી.

બંકિમ હંમેશાં એની સાથે જ હોય. એ કેસૂડાનાં ફૂલો વીણી ખીસાં ભરે, પછી બે ફૂલ હાથમાં લઈ એની તરફ ધસે અને પોપટની ચાંચ, પોપટની ચાંચ કરી એને મારવા જેવું કરે. એ બંકિમને પકડી ધબ્બો લગાવે, તો બંકિમ એનો ચોટલો ખેંચે. પણ તોય બેય સાથે ને સાથે.

હં...તે ઠીક છે, પણ આખરે શા માટે એણે અહીં આવવું જોઈતું હતું ? ઉલ્કાએ મનમાં વિચાર્યું. ફરીને બાલ્કનીમાં આવી ગઈ. પણ એ વધુ ન ચાલ્યું. ત્યાં જવું કે ન જવું એ આજે ક્યાં એના હાથમાં જ હતું – ફરી પાછી એ તો ઘસડાઈ ગઈ ત્યાંની ત્યાં જ.

અને પછી તો પેલી છોકરી ક્યારે ફ્રૉકને બદલે ઓઢણીના ખોળામાં ફૂલો વીણતી થઈ ગઈ એનો અણસાર પણ ન આવ્યો, અને એ ઓઢણી ! પીળો રંગ અને ઉપર ઘેરી કેસરી છાંટ. એ તો એને લહેર લહેર લહેરાવતી અહીં...તહીં... ફરે...ચાંહે બધું ખીલું ખીલું થાય, પણ કંઈ સમન્વય નહિ. એમાં ઊઠીને એક દિવસ બંકિમે શું કર્યું – પેલાં કેસૂડાનાં ફૂલોને ઘૂંટી ઘૂંટીને તેના રંગમાં એને ઝબોળી દીધી. આખી ને આખી. અને પછી તો એની ભીતરમાં તમે જુઓ તો કેસરી રંગ ઝળાંહળાં થઈ ગયો. એ તો ખૂંપી ગઈ એની માદકતામાં.

પણ થોડા દિવસમાં ઘેન ઊતરી ગયું. બંકિમે આવીને કહ્યું, મામા સાથે બહારગામ જાઉં છું. વધુ અભ્યાસ માટે.

એ તો વીલું મોં કરી જોઈ જ રહી બંકિમ સામે, બંકિમ કહે, અરે અભ્યાસ માટે જાઉં છું. કંઈ હંમેશ માટે નહિ.

એણે હા...શ કર્યું, અને પછી તો ગુલમહોર કે કેસૂડો જ નહિ, પણ બધાં જ વૃક્ષોનાં પાન, કૂંપળ, કળી અવનવા રંગો પાથરતાં એને ઘેરી વળે અને હિલ્લોળાતે હૈયે એ ફરી વળે બધાંની આસપાસ.

વરસેક પછી બંકિમ આવ્યો. તો કહે, "અરે ગાંડી, આ તો બધી રમતો કહેવાય. આવું બધું તો ચાલ્યા કરે જિંદગીમાં એને કંઈ આટલું બધું સીરિયસલી ન લેવાય.

એ તો બાઘડી જ બની ગઈ. અરે, આવું હોય ? અને હોય તો એને કેમ નહિ સમજાયું ?

એને ક્યાં ખબર હતી, બંકિમની ક્ષિતિજનો વ્યાપ તો વિસ્તરી રહ્યો હતો.

બંકિમ ફરી ગયો, પણ એ તો કલરબ્લાઈન્ડ થઈ ગઈ. જાણે જ્યાં જુએ ત્યાં બસ, કાળાં ધોળાં ધાબાં જ. ચોપાસનાં પેલા વૃક્ષો એને કાળો કે ધોળો અંધકાર ઓઢીને ઊભેલાં નજરે પડે.

એ તો સારું થયું કે વરસેક પછી એના પિતાની બદલી થઈ, અને પેલાં વૃક્ષો – ગુલમહોર – કેસૂડો અને બધાંયની સાથે ન જાણે શું નું શું ! – બધાંની વળગણમાંથી તો છૂટી. પાછું કૉલેજનાં પગથિયાં ચડવાનું થયું. એની ચોપાસ દિશાઓ જાણે દૂર... દૂર... સરકી ગઈ. એક અફાટ ઉઘાડ ખુલ્લો થયો. ધીમે ધીમે પેલું અંધત્વ પણ દૂર થયું.

એક દિવસ કહે, "અરે. આટલી આખ્ખી દુનિયા ભરીને માણસો પડ્યાં છે ને ! ફાલતુમાં અત્યાર સુધી... સ્ટૂપિડ !

પછી તો પગ ઠોકીને એ ઊભી થઈ ગઈ. ગન્દન ટટ્ટાર કરી અને ત્યારબાદ એ જ ખુમારીમાં ને ખુમારીમાં એ એમ.એ. સુધી પહોંચી ગઈ.

એમ.એ.ના વર્ગમાં મોહિત એની સાથે હતો. લેક્ચર પછી ઘણી વખત એ અને મોહિત યુનિવર્સિટીના કેમ્પસમાં ગુલમહોરના ઝાડ નીચે બાંકડા પર બેસી રહેતાં. કેટલીક વાર વાતો કરતાં હોય કેટલીક વાર ક્યાંય... સુધી ચૂપચાપ બેઠાં હોય – ઘણી વાર એ નીચે પડેલ ફૂલ એક પછી એક ઉપાડે, તેની પાંદડીઓ તોડે, ફેંકે, બીજું લે, તોડે, ફેંકે – ચાલ્યા કરે.

મોહિત ચૂપચાપ એની સામે જોતો બેસી રહે.

મોહિતની સાથેની વાતોમાં, એના મૌનમાં, એની આંખોમાં અને એના સહવાસમાં પેલી તૂટતી પાંદડીઓના રંગના ઓળા લહેરાય. પણ બસ. એ બેઠો રહે. મૂંગો મૂંગો.

ઉલ્કાના હૈયામાં પણ કેટકેટલું મહોર્યું હતું. પણ

કહે, ગમે તે હોય, પહેલ તો મોહિતે જ કરવી પડશે. એને એમ પણ લાગે, મોહિતનો પ્રત્યેક શ્વાસ કહું કહું કરે છે. અને છતાંય બધું પાછું ધકેલી દે.

એને શું 'ના'ના ધક્કાનો ડર હશે ? પણ એ કહે, બધું ? સંઘરી રાખે એવો પોચટ માણસ પણ શા કામનો. કે પછી એની માંહેનો પુરુષનો અહમ્ ચૂપ હતો ? એમ હોય તો તો ભલે એ બેઠો જ' રહે, પણ એ પોતે તો હવે પહેલ નહિ જ કરે.

બસ. બેની વચ્ચે બધું એમનું એમ રહ્યું. વણ - બોલ્યું - વણખોલ્યું.

પણ જિંદગી કંઈ થોડી જ એમની એમ રહે છે ?

અભિલાષ સાથે ગોઠવી દેવી પડી એણે.

પણ એ સુખી છે. અભિલાષ પાસે બધું જ છે. પૈસો, પ્રતિષ્ઠા, કુટુંબ પ્રત્યેની નિષ્ઠા - બધું જ. પછી શું જોઈએ માણસને !

હા... કદાચ બાલ્કનીમાં બેસી નિરાંતે એની સાથે વાતો કરવાનો સમય નહિ હોય. સામે જ ફૂલફટાક ગુલમહોરના વૈભવ તરફ એ આંગળી ચીંધે તો કદાચ એને ગમ ન પડે. અને એ બધા માટે એની પાસે વખત પણ ન હોય. ઉલ્કાની નજરમાં રમતા અનેકાનેક રંગોની લિપિ એને ઊકલતી ન હોય તોય શું ? અને હવે તો એ બધું રહ્યું છે પણ ક્યાં ?

કેટલીક વાર એને એમ થાય, સુખ અને આનંદ બેય એક છે ? એનું ભીતર આનંદથી તરબોળ છે ખરું ?

પણ જુઓ, ગૃહસ્થીની સ્થિરતા ટકાવી રાખવી હોય તો માણસોએ આટલું બધું ઝીણું કાંતવું ન જોઈએ.

કેટલા ડહાપણથી જાતને પટાવી બધું ભંડારી દીધેલું ? વ્યવસ્થિત ચાલતું હતું બધું. મંજરી બધું હચમચાવી ગઈ.

મંજરી એની સાથે બી.એ.માં હતી. લગ્ન પછી લંડન ચાલી ગયેલી. વરસો પછી મળી એને.

દુનિયાભરના ગામગપાટા, ખબરઅંતર બધું પત્યા પછી છેવટે બોલી, "ઉલ્કા, આપણા સર્કલમાં આમ તો બધાં સુખી છે. એક મોહિત બિચ્ચારો -"

કોણ મોહિત-ઉલ્કાની આંખોમાં ઉત્કંઠા ધસી આવી.

"મોહિત, કેમ વળી, પેલો... મારા ખ્યાલ પ્રમાણે એમ.એ.માં એ તારી સાથે જ હતો. બિચ્ચારો... કોઈના પ્રેમમાં ગળાડૂબ, પણ થયું એવું કે એક વખત એણે સખત ચોટ ખાધેલી. કળ વળી નો'તી એને. એટલે ડરનો માર્યો ચૂપ જ રહ્યો. પેલી પરણી ગઈ અને એ રહી ગયો વાંઢો. પુઅર ફેલો."

"પણ પેલી એને ચાહતી હતી ?"

"એના કહ્યા પ્રમાણે તો તે પણ એને ચાહતી હતી. પણ શી ખબર ! એ પણ ન બોલી. મેં તો એને કહ્યુંય ખરું, અલ્યા, આથી સંસાર જ ન માંડવો એવું કોણે કહ્યું ?"

"તો કહે, મારે મન તો પ્રેમ અને સંસાર અલગ નથી."

ઉલ્કાના હૈયામાં એક તીક્ષ્ણ શૂળ ભોંકાયું.

આવું કેમ બન્યું અને એની ખબર એને આજે શા માટે પડવી જોઈતી હતી ? એણે તો પ્રેમ અને સંસારની અલગ અલગ તારવણી કરી, સંસારમાં જાતને ગોઠવી દીધી હતી. બધું-બધું જ વીંખાઈ ગયું. કયાંય કહેતાં કયાંય છે એનો ઉકેલ ?

અશાંત નજર ગુલમહોર તરફ દોડે છે, પણ એય નથી બનતું, હવે તો નજરનેય જાળાં બાઝી ગયાં છે. બીજું તો કંઈ નહિ, લવાય તો ખોબો એક ફૂલ લાવવાં હતાં આજે. કંઈ નહિ તો બાના ફોટા આગળ મૂકી માથું ઢાળી દઉં. શાંતિ મળે તો... !



# ઉપનામની બહાર જઈ કરેલું ક્રાંતિકારી લુહારીકામ (અવળ-આસ્વાદ)

નિર્મિશ ઠાકર

પ્રથમ તો, હૃદયની એરણને તરફડાવી મૂકે એવું આ કાવ્ય જોઈ લઈએ...

**ઘણ ઉઠાવ**

*ઘણુંક ઘણું ભાંગવું, ઘણ ઉઠાવ, મારી ભુજા !*
*ઘણુંક ઘણું તોડવું, તું ફટકાર ઘા, ઓ ભુજા !*
*અનંત થર માનવી હૃદય-ચિત્ત-કાર્યે ચઢ્યા*
*જડત્વ યુગ જીર્ણના, તું ધધડાવી દે ઘાવ ત્યાં.*
*ધરા ધણધણે ભલે, થરથરે દિશા, વ્યોમમાં*
*પ્રકંપ પથરાય છો, ઉર ઉરે ઊઠે ભીતિનો*
*ભયાનક ઉછાળ છો, જગત જાવ ડૂલી ભલે,*
*પછાડ ઘણ, ઓ ભુજા ! ધમધમાવ સૃષ્ટિ બધી !*
*અહો યુગયુગાદિનાં પડ પરે પડો જે ચડ્યાં,*
*લગાવ, ઘણ ! ઘા, ત્રુટો તડતડાટ પાતાળ સૌ,*
*ધરાઉર દટાઈ મૂર્છિત પ્રચંડ જ્વાલાવલી*
*બહિર્ગત બની રહો વિલસી રૌદ્ર ફુત્કારથી.*
*તોડી ફોડી પુરાણું*
*તાવી તાવી તૂટેલું,*
*ટીપી ટીપી બધું તે*
*અવલનવલ ત્યાં અર્પવા ઘાટ એને,*
*ઝીંકી રહે ઘા, ભુજા હે,*
*લઈ ઘણ, જગને ઘા થકી ઘાટ દે ને !*

**ત્રિભુવનદાસ લુહાર**

*

આ કાવ્ય પૂરતા કવિ શ્રી ત્રિભુવનદાસ લુહાર પોતાના ઉપનામની બહાર નીકળી ગયા છે, એટલે આ કાવ્ય 'સુન્દરમ્'નું લાગતું નથી. જે 'સુન્દરમ્' હોય તે ભાંગફોડ કરવા પ્રેરી શકે ?

મારી બંસીમાં બોલ બે વગાડી તું જા – જેવા નમણા ઉઘાડ લઈ આવતાં કેંક સુંદર કાવ્યો સુન્દરમે રચ્યાં છે. સમગ્ર જગત તોડી પાડવાની વાત તો દૂર રહી, એક જૂનો કિલ્લો તોડી પડાતો જોઈને પણ તે અસહ્ય વેદના અનુભવતા અને એ સંદર્ભે સૉનેટગુચ્છ લખી બેસતા, તોડી પડાયેલ કિલ્લા માટે એમણે કેવી વ્યથા અનુભવી છે, આ પંક્તિઓ જુઓ...

*અને ઢગ બની ઢળે યુગયુગો ઊભેલી કથા;*
*પસાર સહુ થાય હ્યાંથી, નહિ આજ કોને વ્યથા !*

સમાજનાં અનિષ્ટો પ્રત્યે તીવ્ર આક્રોશ વ્યક્ત કરવા તીક્ષ્ણ વ્યંગનો સહારો લીધો હોત તો આપણે કોયા ભગતની કડવી વાણીરૂપે સ્વીકારી લેત, પણ આ કાવ્યમાંથી સદ્ભાગ્યે લાઘવ પણ ભાગી છૂટવામાં સફળ થયું છે, નહીં તો કવિએ એના માથામાંયે ઘણ મારી જ દીધો હોત ! સુભાષચંદ્ર બોઝને શેર શેર લોહી ચડાવે અને ગાંધીજીને ઉપવાસ કરવા પ્રેરે એવા આ કાવ્યનું પઠન જો આપણે પૉંડિચેરીના અરવિંદ આશ્રમમાં કરવા ઇચ્છીએ, તો પરવાનગી મળે ?

પોતાની ભુજાને 'ઘણ ઉઠાવ'નો આદેશ આપતું આ કાવ્ય સુન્દરમ્‌નું નથી, ત્રિભુવનદાસ લુહારનું છે. કાવ્યોના વિશ્વમાં જે ઝીણું કાંતે તે કર અને જે ભાંગેફોડે તે ભુજા, એમ જ કહી શકાય. પોતાની નાની હથોડીથી સોનીઓ પણ ઘરેણાંઓને નાજુક ઘાટ આપતા જ હોય છે, પણ કવિએ આ કાવ્ય પૂરતો જુદો જ રસ્તો વિચાર્યો છે. સોનાર કી સૌમાં નહીં, એમણે અહીં લોહાર કી એક- માં જ વિશ્વાસ મૂક્યો છે. એટલે કાવ્યમાં ક્યાંય નમણા ઘાટ વરતાતા નથી. ખેતરમાં કામ કરતા કોશિયા પણ સમજી શકે એવું સાહિત્ય રચો, એવું ગાંધીજીએ સાહિત્યકારોને કહેલું. કવિએ એ વાત તો હૃદયપૂર્વક અહીં માની લીધી જણાય છે, પણ ભાંગફોડ દ્વારા ક્રાંતિનો વિચાર ગાંધીજીને ગમે ? કાવ્ય શું માર્ક્સવાદની એરણ પર ટિપાઈ રહ્યું છે ?

કવિની ભુજા ! કાંઈક કજોડું લાગે છે ને ? કવિનો કર અથવા ભીમની ભુજા – કહીએ તો એવું ન લાગે, પણ ખેર. સમગ્ર કાવ્ય પરથી એક એવું ચિત્ર ઊઠે છે કે કવિની ભુજા, જેનો મહાવરો નથી એવું કામ કરવા, જાણે કે તૈયાર નથી. ઘણ દ્વારા આક્રમકપણે સક્રિય થવા કવિએ વારંવાર પોતાની ભુજાને આદેશો આપવા પડ્યા છે. એના એ જ શબ્દોમાં જો આદેશો અપાશે, તો ઊભી થનારી એકવિધતા વડે કદાચ ભુજા પણ કંટાળી જશે, એમ પણ કવિએ વિચાર્યું હોય, એવું લાગે છે. વિસર્જનનો આદેશ આપવા કવિએ ઢેર ઢેર શબ્દવૈવિધ્ય વેર્યું છે. તોડ, ભાંગ, ફટકાર, ધધડાવ, ઘણઘણાવ, થરથરાવ, ધમધમાવ, ઝીંકી રહે... જેવા શબ્દવૈવિધ્ય વચ્ચે પણ મૂળ આદેશ તો એક જ છે ને !

શહેરમાં તોફાનો ફાટી નીકળે, ત્યારે પોલીસને 'દેખો ત્યાંથી ઠાર કરો'ના આદેશ અપાય છે. આ કાવ્યમાં પણ ભુજાને એમ જ કહેવાયું છે કે જે ઝડપાયું તેને તોડી જ પાડ, કારણ કે બધું જ અનિષ્ટ થઈ ચૂક્યું છે, સડી ચૂક્યું છે, વિસર્જનને લાયક થઈ ગયું છે !

ક્રાંતિના અતિ ઉત્સાહમાં કવિ એ પણ ભૂલી ગયા છે કે પાપડી ભેગી ઈયળો બફાઈ જશે. 'જગત જાવ ડૂલી ભલે' પંક્તિ દ્વારા કવિ શું કહેવા માગે છે ? જગતમાં તો વાચકોયે આવી ગયા ! વિવેચકોની વાત જુદી, પણ બાપડા વાચકોએ તમારું શું બગાડ્યું છે ? આ તો સાવ 'દેખો ત્યાંથી ઠાર કરો' જેવું જ થયું. એમાંયે પથરા મારનારાઓને બદલે નિર્દોષો જ મરતા હોય છે ! અરે, કમ સે કમ ઉમાશંકર જોશીની વાત તો કાને ધરવી જોઈએ, બધે ઘણ મારતા પહેલા ! 'વિશ્વશાંતિ'નો ભય પામી ગયા હોય, એમ ઉમાશંકરે 'વિશ્વશાંતિ' નિમિત્તે લખ્યું છે...

"વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી :
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ !"

આ બધું કાંઈ અનિષ્ટ થોડું છે ? ભાંગફોડિયા છોકરાની શક્તિને રચનાત્મક કાર્યમાં વાળવાની હોય, એટલી કાળજી લેતાં ઝવેરચંદ મેઘાણીએ પણ ઘણનું કાવ્ય લખેલું જ ને ! 'ઘણ રે બોલે ને એરણ સાંભળે હો...જી !' મેઘાણીનો ઘણ તો આત્મચિંતન પણ કરી શકે છે. 'કબહુંની જગ્યા રહી નવ જતી'ની ચિંતા કરતો એમનો ઘણ તો કહે છે કે હે એરણ બ્હેની, હવે આપણે તલવારો ને મનવારો નહીં, પણ હળ અને દાતરડાં ઘડીએ, બાળકોનાં ઘોડિયાં ઘડીએ !

કાવ્ય 'ઘણ ઉઠાવ'નો પ્રધાન સૂર જુદો છે. એમાં તો કવિએ વિચાર્યું છે કે પહેલાં વ્યોમ, ધરા, પાતાળ... એટલે કે ત્રિભુવનનો ભુક્કો જ કરી નાંખવો પડશે, ત્યારપછી નિરાંતે નવસર્જન થઈ શકશે. કવિતાને એનું સાચું ધ્રુવપદ અપાવવાની લાંબી ગડમથલમાં કવિ ખોટી રીતે ઘણ પાસે પહોંચી ગયા છે. ઘણાં ગૂઢ રહસ્યોથી ભરેલા આ વિશ્વની ગહન લિપિને સમજ્યા વિના, બધું ઘણને હવાલે ન કરવું જોઈએ. એના સમર્થનમાં હું 'સુન્દરમ્'ની માર્મિક પંક્તિઓ ટાંકીશ, જેને કવિ શ્રી ત્રિભુવનદાસ લુહારે આત્મસાત્ કરવી જોઈએ...

*"ઉકેલી વિશ્વોની ગહન લિપિ સામંજસવતી,*
*સુયોજ્યા સંસારે સ્થળ મનુજનું સત્ય નીરખી,*
*પ્રતિપ્રાણીનાં જીવનજલ તણાં વ્હેણ પરખી,*
*હું શ્રદ્ધાના શબ્દે કવીશ કવિતા ઓજસવતી."*

☐

# પરેજી

રાઘવજી માધડ

- નામરજી હોવા છતાંય વિમળા આવી !

અરવિંદને સારું લાગ્યું નહિ. તેનું મોં બગડી ગયું. અને મનમાં જે શંકા હતી તેનું દઢીકરણ થયું.

- વિમળાએ આમ આવવું જોઈએ નહિ. પોતે તો પુરુષની જાત. એટલે વગોવણી થાય કે બદનામી ! શું ફેર પડવાનો હતો !? વળી બાવો ઊઠ્યો બગલમાં હાથ ! અહીં ક્યાં લાંબો સમય રહેવાનું હતું ? પણ વિમળા તો સ્ત્રીની જાત. વળી વિધવા એટલે ગામને આંગળી મૂકતાં વાર જ ન લાગે !

- આંગળી મૂકી જ દીધી છે એમ કહો ને !

- હા, અરવિંદે પલંગમાં, બે ઓશીકાંના ટેકે બેઠાં બેઠાં ખાલી માથું ધુણાવ્યું.

વિમળા થોથરાતા પગે આવી હતી. તેના પગમાં દરરોજના જેટલું જોમ નહોતું. અને મોં પર ઉત્સાહ કે ઉમંગ પણ નહોતો. યંત્રવત્ આવી. ત્રાંસી નજરની એકાદ છાલક ફેંકી સીધી જ ઘરમાં ચાલી ગઈ.

ઘરમાંથી સામાન્ય અવાજ આવ્યો. અરવિંદે કાન સરવા કર્યા. પછી દરરોજના ક્રમ મુજબ વિમળા ઘરમાં ઢાંકોઢુંબો કરતી હશે એમ માન્યું.

થોડી વારે ઘરમાંથી વાસી રજોટનો એક જથ્થો સાગમટે બહાર આવ્યો. પાછળ સંજવારી કાઢતી વિમળા બહાર આવી. રજોટના લીધે અરવિંદને ગભરામણ જેવું થયું. ઉધરસ આવી.

મર રે... મર... વિમુડી ! -એમ બોલવાની અરવિંદને ઇચ્છા થઈ આવી. પણ મોં આડે રૂમાલ દાબીને તે હળવું ખાંસવા લાગ્યો.

ઠીકઠીકની સંજવારી કાઢી વિમળાએ ઘરમાંથી રાતનાં એંઠાં વાસણ બહાર કાઢ્યાં. પછી ફળિયામાં બેસી તે હળવા હાથે વાસણને માંજવા લાગી.

અરવિંદ એક પણ શબ્દ બોલ્યા વગર પલંગમાં બેઠો બેઠો વિમળાની પ્રત્યેક ક્રિયાને બારીકાઈથી તપાસવા લાગ્યો.

વિમળા ઉભડક પગે બેસીને, રાખ વડે વાસણને માંજતી હતી. હાથના ઘસામણ સાથે વિમળાનું લગભગ આખું શરીર ડાળીની માફક ડોલતું હતું. માથા પરની ભૂખરી લટો તો વારંવાર કાન પર ચઢાવવા છતાંય, વડની વડવાઈઓ માફક ઝૂલ્યા જ કરતી હતી. આ લટોને કાન પર ચઢાવવા જતાં વિમળાનો રાખવાળો હાથ ગાલ પર અને કપાળ પર રાખોડિયાં નિશાનો છોડી જતો હતો. પણ વિમળાને તેની હરવર નથી અથવા તો દરકાર નથી. એ તો વાસણને ઊજળા કરવામાં જ મશગૂલ !

કોરું કપાળ અને અડવું નાક. શરીર માથે ભૂખરો સાડલો... આયખાને ચારેક દાયકાની આસપાસનો સથવારો હતો. છતાંય તનની બેઠી દડી વીંખાઈ નહોતી. વિમળા પીઠ પાછળથી તો એવી ને એવી અફાટ યૌવનની સ્વામિની લાગતી હતી. પણ મોં પરની થોડી કરચલીઓને લીધે ઉંમર દેખાઈ આવતી હતી. તેથી ગૌર વાન ચીમળાઈ ગયેલી પાકલ કેરી જેવો લાગતો હતો. પણ નમણાશે સાથ છોડ્યો નહોતો, એટલે કોઈ પણ પુરુષની નજર જલદી પાછી ન વળે !

પણ આજ વિમળા સાવ જુદી જ લાગતી હતી. એટલે અરવિંદ તેને આમ ઝીણવટથી જોતો હતો. વળી શંકાની કીડી મનની ત્વચા પર ચચર્યા કરતી હતી, એટલે વિમળાના દરેક અંગ-ઉપાંગને નજરના ચીપિયા વડે ચચવાળ્યા કરતો હતો.

આમ તો વિમળા સાથે બહુ જૂનો નાતો હતો. પણ એ નાતા માથે અત્યારે સમયનો કાટ લાગી ગયો હતો. એક પ્રવાહ હડસેલાઈને કાળની ગર્તામાં દબાઈ ગયો હતો. સમાઈ ગયો હતો.

બાકી તો શેત્રુંજી નદીના કાંઠાની ઓઢમાં, સીમની એકાંતમાં, ઘરના પછવાડે... ક્યાં ક્યાં મળ્યાં નહોતાં !??

અરવિંદને આ યાદમાત્રથી એક ઊંડોથી નિઃશ્વાસ

નખાઈ જવો જોઈતો હતો. મન તરબતર થઈ ઝરણાની માફક ખળખળવું જોઈતું હતું. પછી આંખોમાં યૌવનનાં ઘોડાપૂર ઊમટવાં જોઈતાં હતાં. પણ આમાંનું કશું જ અરવિંદને થયું નહિ. હૃદયે માત્ર હળવો થડકારો લીધો. જાણે સઘળું મર્યા વાંકે શ્વસતું હોય !

અરવિંદને ટી.બી. થયો હતો. અમદાવાદમાં દવા કે સારવારનો સવાલ નહોતો. વળી આર્થિક સ્થિતિ પણ નબળી કહી શકાય એવી નહોતી. પણ સવાલ હતો પરેજીનો. અરવિંદ માટે પરેજી પાળવી મુશ્કેલ હતી. આદત મુજબ સાંજ પડ્યે છાંટો પાણી થઈ જાય. વળી ગંગા જેવી ગમતીલી પત્ની... મન ઝાલ્યું રહે નહિ. દરદ વકરે. અને મોત આવે ઢૂંકડું ! એટલે થોડો સમય અરવિંદે પોતાના વતનના ગામમાં રહેવાનું નક્કી કરેલું. ગામડામાં શુદ્ધ હવા, ચોખ્ખાં દૂધ-દહીં અને હૈયારોખાં માણસોનો સંગાથ મળશે !

ગામને રામરામ કર્યાંને લગભગ વીસેક દિવાળીઓની ખેપટ લાગી ગઈ હશે. અરવિંદ અમદાવાદ કારખાનામાં કામે લાગ્યો. એ પછી થોડાં વરસો ગામમાં આવવા-જવાનું થતું રહેલું. પછી મા-બાપે વારાફરતી આંખો મીંચેલી. ઘરને કાયમના માટે તાળું લાગી ગયેલું. અને...

અમદાવાદથી નીકળ્યો ત્યારે અરવિંદના મનમાં અનેક પ્રકારની પ્રસન્નતા કૂંપળની માફક ફૂટવા લાગી હતી. કુટુંબીઓ હશે. ભાઈબંધો મળશે. સાથે ગામનું પાદર, સીમ-ખેતર, નદી... સઘળું માણવા મળશે. અરે ! ભલા હશે તો મને આરામ જ નહિ કરવા દે અને સાથેનો સાથે જ રાખશે. ખાટલે અને પાટલે જ બેસાડશે ! તેની માયા મને મહાનગરે આપેલા દરદની દેણગીને ભુલાવી દેશે.

પણ અરવિંદની અપેક્ષા સાવ વાંઝણી નીવડી હતી. સમયની સાથે સઘળું જ બદલાઈ ગયું હતું. જે ઘરમાં જન્મ્યો હતો - મોટો થયો હતો, એ ઘરમાં પણ ભળતી ભેણીમાં ભરાયાની ભીંસ ભીડવ્યા કરતી હતી. એક સમયે તો પાછા ફરવાનું મન થઈ આવેલું. પણ પરેજીની પળોજણે પગમાં સાંકળ નાંખી દીધેલી.

વિમળાએ વાસણ માંજી લીધાં. એટલે ઊજળા અને ચકચકતાં વાસણને કથરોટમાં ભરીને ઊભી થઈ. અરવિંદની નજર વિમળા માથે જ ખોડાઈ રહી હતી. વિમળા જોયું ન જોયું કરીને પાછી ઘરમાં ચાલી ગઈ.

- અભરાઈ પર વાસણ ગોઠવતી હશે એવું અરવિંદને લાગ્યું. ઘરમાંથી વાસણના ખખડાટનો અવાજ આવતો હતો. અરવિંદ મનોમન બોલ્યો : "શું કરવાને એવી કડાકૂટ કરતી હશે !?"

થોડી વારે વિમળા બહાર આવી. સામે જોયું. પછી બારસાખને ટેકો દઈને ઊભી રહી. તેની આંખોમાં સળવળાટ હતો. ચકમક હતી. છતાંય અબોલ રહી.

અરવિંદ વિમળા તરફ ફર્યો. ઓશીકાનો ટેકો સરખો કર્યો. પછી આંખનું મટકુંય માર્યા વગર વિમળા સામે જોઈ રહ્યો.

- કેટલો ઉત્સાહ હોય ! કુદરડીની જેમ આસપાસ ફરતી હોય. અદકા હેતથી કામ કરતી હોય અને કાળજી તો એટલી રાખે કે ન પૂછો વાત. પત્ની ગંગા પણ તેની આગળ પાણી ભરે ! પણ આજે સાવ કરમાઈ ગઈ હતી. મોં પરથી નૂર ઊડી ગયું હતું અને તન લંઘાઈ ગયું હતું.

પોતાની સામે આમ એકધારું જોઈ રહેલા અરવિંદ સામે વિમળાએ નાકની દાંડી તાણીને નેણની ઢીંગલીઓ ભેગી કરી. પછી ઊંડેથી નિઃશ્વાસ નાખીને મોં ફેરવી લીધું.

- જા ને હવે જાતી હો તો... અરવિંદને આમ બોલવાનું મન થયું. ત્યાં જ વિમળા ભવાં ચડાવીને બોલી : "દૂધ નથી પીધું !?"

"હેં...!"

વિમળાનું આમ પૂછવું અરવિંદને સમજાયું નહિ. આક્રોશ હતો કે પછી લાગણીથી કહેતી હતી ! વિમળા સામે જોયું. વિમળાના ચહેરા પર ન ઓળખાય તેવા સળ પડી ગયા હતા. અકથ્ય વેદનાનું લીંપણ લીંપાઈ ગયું હતું. અડવું નાક ફૂંગરાઈ ગયું હતું. નકશો જ બદલાઈ ગયો હતો.

વિમળા ફરી ઘરમાં ગઈ.

અરવિંદ અહીં આવ્યો તેને માંડ એકાદ અઠવાડિયું થયું હશે. ત્યાં એક દિવસ વાવાઝોડાની માફક વિમળા આવેલી. પોતાના બન્ને હાથ કેડ પર ટેકવીને કોઈ વીરાંગનાની માફક ઊભી રહેલી. અને ભભૂકતી નજરે અરવિંદ સામે જોઈ રહેલી. અરવિંદ વિમળાને ઓળખી શકયો નહોતો.

''મને મરેલી હમજી'તી તે, યાદેય, નો કરી !'' વિમળા તમતમાતા અવાજે બોલી હતી : ''આઠ-આઠ દીથી આવ્યો સો મૂઆ, તોય...''

અરવિંદ બાઘાની જેમ વિમળા સામે જોઈ રહ્યો હતો. આમ અંદાજ આવી ગયો હતો. પણ થતું હતું કે એ અહીં ક્યાંથી હોય !? હોય તો તેના સાસરે હોય.

''સે'રમાં રઈને હંધાંયને ભૂલી ગ્યો !?'' કહીને વિમળા ઘરમાં ગયેલી. પછી ઘરમાંથી આંટો વાઢીને થોડી વારે પાછી બહાર આવેલી. તેનું આમ ઘરમાં જવું - અવિકાર સોતું - એ અરવિંદની સમજમાં આવ્યું નહોતું.

''માંદો પડીને આવ્યો સો...કે'વાય નંઈ !'' વિમળા સાવ લગોલગ આવીને બોલેલી : ''લૂણ ઉતારી લેવાનાં હતાં !?''

અરવિંદ તો સાવ જડભરત થઈ ગયો હતો. અને આંખનું મટકું પણ માર્યા વગર વિમળાના લાગણી-ભર્યા આક્રોશ ઝીલવા લાગ્યો હતો.

''અમારાથી દખ થોડું લય લેવાય સે ? થાય ઈ સેવા કરી !'' વિમળાના આમ બોલવામાં માંહ્યલું દર્દ ઊછળીને બહાર આવ્યું હોય એમ લાગેલુ. પછી હળવું ડૂસકું નાખીને ઘર સાફ-સૂથરું કરવા લાગેલી.

ઓળખાણ પડી ત્યારે અરવિંદ ભોંઠપ અનુભવવા લાગેલો. જાત પર ફિટકાર વરસાવવા લાગેલો : પોતે એવો તે કેવો બરછટ થઈ ગયો છે કે વિમળા જેવા પાત્રને ભૂલી ગયો !?

- સ્મૃતિમાંથી પણ નીકળી ગયું !? અરવિંદને એટલી તો લજ્જામણ અનુભવાઈ હતી કે થોડો વખત વિમળા સાથે આંખ જ મેળવી શક્યો નહોતો.

દૂધની તાંસળી ભરીને વિમળા બહાર આવી. પલંગ પાસે ઊભી રહી. પછી બોલી : ''દૂધ !''

અરવિંદથી થથરી જવાયું. તેણે કશું જ બોલ્યા વગર વિમળાના હાથમાંથી તાંસળી લઈ લીધી. તાંસળી લેતી વેળાએ વિમળાની આંગળી સ્પર્શી કે પછી... પણ એક પ્રકારની દઝામણ લાગી. શરીરમાં કશુંક ચચર્યું, ઊકળ્યું અને બેઠું થાય એ પહેલાં જ અરવિંદ તાંસળીને મોંએ માંડી દૂધના ઘૂંટડા ભરવા લાગ્યો.

વિમળા પોતાના ગોરંભાયેલા મન સાથે વઢ્છઢ્ કરતી, પગના અંગૂઠા વડે ગોરમટીનું લીંપણ ખોતરવા લાગી.

દૂધ પી લીધા પછી અરવિંદે ખાલી તાંસળીને નીચે મૂકવા હાથ લંબાવ્યો. ત્યાં વચ્ચેથી જ તાંસળીને લઈ વિમળાએ મૂંગો રોષ વ્યક્ત કર્યો : ''હું આંયાં ગુડાણી સું તોઈ...''

અરવિંદે ગળું ખંખેર્યું. પછી હિંમત એકઠી કરીને બોલ્યો : ''વિમળા !''

વિમળાએ ડોકનો ઝાટકો મારીને તેના સામે જોયું.

''મેં... ના પાડી હતી તોય તું...''

''- તું આવી... ઈમ જ કે'વું સે ને !?'' અરવિંદનું કહેવું અધવચ્ચેથી જ ઉપાડીને વિમળા કુહાડાની ધાર જેવું બોલી : ''હું અસ્તરીની જાત્ય સંવ. બીક મને હોય. લોક મને આંગળી સીંધે અને તું તો ભાયડો સો. તુંને સેની બીક !?''

ખામોશ વાતાવરણમાં મોટો ગોબો પડ્યો. ગૂંગળાઈ રહેલું સઘળું બહાર આવ્યું. દાણો દાણો થઈને વેરાયું.

''મને મારું કામ કરવા દે !'' કહીને વિમળા, દૂધની તાંસળી લઈને તેને સાફ કરવા ગઈ.

ફરી એક વખત મૌનની ભારેખમ શિલાઓ ગોઠવાઈ ગઈ. અને અરવિંદ આ શિલાઓ વચ્ચે ભીંસ અનુભવવા લાગ્યો. થયું કે પોતે અબોલ રહ્યો હોત તો સારું. વળી સામે એમ પણ વિચાર આવ્યો કે આ કઈ માટીની સ્ત્રી છે ? ના પાડવા છતાંય...

આમ તો વિમળા અહીં આવતી રહે એ અરવિંદને ગમતું હતું. વિમળાનો બંધાણી થઈ ગયો હતો. પણ વિમળાને મથરાવટી મેલી હોય કે પછી ગમે તે કારણો હોય, પણ વિમળાનું અહીં આવવું એ ગામ આખાનો ચર્ચાનો વિષય બની ગયું હતું. અરવિંદે કાનોકાન સાંભળેલું : ''રાંડ ! ઓલ્યાને ફોલી-ફોલીને ખાય જાહે !''

વિમળા કશું જ લેતી નહોતી. વળી કોઈ વિશેષ અપેક્ષા હોય એવું પણ લાગતું નહોતું. હા, એ મજૂરીએ જતી હોવાથી અહીંનું કામ કરવા વહેલી સવારે અને રાતે આવતી હતી. કદાચ વિમળાનું આમ અટૂરી વેળાએ આવવું એ પણ કારણ હોઈ શકે !

જે હોય તે... અરવિંદ મનોમન ખિજાયો. ના પાડી છતાંય શું કરવા આવવું જોઈએ ? શું સંબંધ છે ? હા, હતું ત્યારે. હવે તો એ સઘળું ભુલાઈ ગયું છે. સદાયના માટે સમાપ્ત થઈ ગયું છે. હવે એ કટાઈ ગયેલા સંબંધના ધાર સું કરવા કાઢવી જોઈએ !?

- ધાર કાઢવી નથી પડતી. ઘસામણ થતાં આપોઆપ ધાર નીકળી જતી હોય છે... અરવિંદ એકદમ ટટ્ટાર થઈ ગયો.

- વિમળા હવે વિધવા છે ! આમ લટૂડાં-પટૂડાં કરશે. લાગણી વાવશે. પોતે ભોળવાશે. પછી ગંગા ત્યાં ને પોતે અહીં... એક મ્યાનમાં બે તલવાર !

અરવિંદને ઉધરસનો ઠંસાકો આવ્યો.

- આનું નામ જ સ્ત્રી-ચરીતર. ભલભલા ઋષિ - મુનિઓને લપેટમાં લઈ લાધા છે... એમાં પોતે કઈ વાડીનો મૂળો !?

ઓશીકા પર મોં રાખીને અરવિંદ ખાંસવા લાગ્યો. કફ નહોતો નીકળતો. ખાલી ઉધરસ જ હતી. પણ આંતરડાં ઉલેચાઈ જાય એવું જોર આવતું હતું. આંખોમાં આંસુ આવી ગયાં.

પાણીનું માટલું ભરીને વિમળા આવી. અરવિંદ સામે જોયું. મોં લાલઘૂમ થઈ ગયું હતું. અને આંખોમાં ઝાબોલિયાં ભર્યાં હતાં. વિમળાએ એકદમ માટલું નીચે મૂકી દીધું. અને અરવિંદ પાસે આવી. પછી અરવિંદના વાંસા પર હાથ ફેરવવા લાગી.

''આવી ઉદ્દરહ તો કોય દી'' નથી આવી.'' વિમળા ચિંતિત સ્વરે બોલી : ''ને હવે ર્ય ર્યને...''

થોડી વારે અરવિંદને ફરણાં આવી. તે અકળામણ અનુભવતો, મોં બગાડીને બોલ્યો : ''વિમળા ! તું ભલી થઈને જા. અને...''

અરવિંદનું આમ બોલવું સાંભળીને વિમળાના કાનમાં અંગારા પ્રવેશ્યા હોય એમ લાગ્યું.હાથનો ઝાટકો મારીને વિમળા પલંગથી થોડે દૂર ઊભી રહી. અને ઘવાયેલી નાગણની માફક ફૂંફાડા મારવા લાગી.

અરવિંદ ધ્રૂજી ગયો. અને આંખો ફાડીને વિમળા સામે જોવા લાગ્યો. સમય થંભી ગયો. ક્ષણો ભારેવગી થવા લાગી. એકાંત આળસ ખંખેરીને બેઠું થયું.

થોડી વારે વિમળા ભારે અવાજે બોલી : ''ગામને તો ઠીક, પણ તુંનેય મારા પર્ય ભરોંહો નો આવ્યો !?'' આમ બોલવું પૂરું કરે એ પહેલાં વિમળાની આંખોમાં આંસુ ધસી આવ્યાં.

''આમાં ભરોસાની વાત જ નથી.'' અરવિંદ બોલ્યો, : ''તારે અહીં ન આવવું. બસ આટલી જ વાત છે.''

''નંઈ આવું. બસ ?'' વિમળા એકદમ બોલી : ''પણ...''

''પણ શું ?!'' અરવિંદ તીખાશથી બોલ્યો : ''હતું ત્યારે હતું. બાકી ખોટી લાગણી આપણને બદનામ કરે...''

''કાંય કે'વાની જરૂર નથી. તુંને હું માથાથી પગ લગી ઓળખું સું !'' વિમળા હાથ લંબાવીને કાળઝાળ સ્વરે બોલી.

અરવિંદ સમસમી ગયો. વિમળાના આમ કહેવામાં પૂર્વાપર સંબંધ સહિત ઘણું આવી જતું હતું.

''આમ જાકારો દેવાનો નો હોય. માણહની આંખ્ય ફરે ને ત્યાં હંધુંય હમજાય જાય...'' વિમળા બે ડગલાં પગથિયા બાજુ ચાલી. પછી પારોઠ ફરીને અરવિંદ સામે જોઈને બોલી : ''જાકારો દેય એની હાંમે જોવાનું તો ઠીક, થૂંકવાનુંય નો હોય...''

કાપો તો લોહી પણ ન નીકળે એવી અરવિંદની સ્થિતિ થઈ, પણ વિમળા જાય છે તેની નિરાંત અનુભવતો તે સ્વસ્થતા જાળવીને બોલ્યો : ''વિમળા !''

વિમળાએ અરવિંદ સામે જોયું. અરવિંદે પોતાના ઓશીકે નીચે પડેલું પાકીટ કાઢ્યું. તેમાંથી પચાસ-પચાસની બે નોટો બહાર કાઢી.પછી વિમળા સામે હાથ લંબાવીને બોલ્યો : ''લે, આ લેતી જા...!''

પોતાને આમ રૂપિયા આપતો જોઈને વિમળાના પગ નીચેથી જમીન સરકવા લાગી. પંડ્ય ધ્રૂજવા લાગ્યું. થયું કે પોતે હમણાં પડી જશે, ફોદે ફોદા થઈને વિખેરાઈ જશે... પણ માંડ માંડ પોતાના પર કાબૂ રાખી શકી. પછી રડવા જેવું હસીને બોલી : ''રૂપ્યા હાટુ હું આંયાં આવતી'તી !!?''

અરવિંદનો હાથ કપાયેલી ડાળી માફક નીચે લટકી પડ્યો અને ચહેરા પરથી નૂર ઊડી ગયું.

''હાંભળ...'' વિમળા, અરવિંદની દયા ખાતી હોય એમ બોલી : ''મારો ઘરવાળોય તારા જેમ ટી.બી.નો દરદી હતો. ઘણીય દવા કરાવી'તી, પણ પરેજી નો પાળી એટલે...'' વિમળા આગળ બોલી શકી નહિ. તેની છાતીમાં ભરાયેલો ડૂમો ઓગળવા લાગ્યો. મનને ઘણું મક્કમ કર્યું, છતાંય ડૂસકું નખાઈ ગયું.

અને વિમળાની આ હૈયારોખી વાત સાંભળવા સમય પણ પલાંઠી વાળીને બેસી ગયો હતો. ફળિયામાં પડેલું પાંદડું પણ પડખું ફરે તો પણ ખલેલ પહોંચે તેવી નીરવતા છવાઈ ગઈ હતી.

વિમળા રૂંધાતા કંઠે આગળ બોલી : ''હું નંદવાણી. મારા માથે દખના ડુંગરા તૂટ્યા... ને અટાણે મારા પર્ય જે વપત્ય સે ઈ તો મારો આતમો જ જાણે સે. સાતી સીરીને બતાવવુંય કોને !?''

વિમળાની વાત સાંભળતાં તો અરવિંદના મનમાં રહેલી શંકા અને સવાલો ઊભી પૂંછડી કરીને ભાગ્યાં.

અને વિમળાને સધિયારો આપવા કશું બોલે એ પહેલાં જ વિમળા બોલી : ''મારા જેવું દખ બીજી કોય અસ્તરીના માથે નો પડે એટલે તારી...'' વિમળા આગળ બોલી શકી નહિ. અને ઝડપથી પારોઠ ફરી ચાલવા લાગી...

અરવિંદ હાથ ઊંચો કરીને કશું બોલવા ગયો. પણ અંદરથી ઉધરસનો ધક્કો આવ્યો ને તે બેવડ વળી ગયો.



## જાગરણ કરવું પડ્યું છે

રાત આખી જાગરણ કરવું પડ્યું છે,
એક ઇચ્છાનું હરણ કરવું પડ્યું છે.

સાવ કોરો શ્વાસ લૈને હું ફરું છું,
મ્હેકતું વાતાવરણ કરવું પડ્યું છે.

એ જ આખી જિંદગીમાં કામ આવ્યું,
સ્વપ્ન ભાંગીને કિરણ કરવું પડ્યું છે.

પ્હાડની જેમ જ ઊભો જનમોજનમ હું-
આંસુનું વ્હેતું ઝરણ કરવું પડ્યું છે.

આ લખાતું જાય ભીતર કૈંક ગેબી-
એ સમે તારું સ્મરણ કરવું પડ્યું છે.

**મનીષ પરમાર**



દક્ષા વ્યાસ, પ્રહ્લાદ પટેલ, ચન્દ્રકાન્ત શેઠ

## નખલીના નહોર : એક આસ્વાદ

ગુજરાતી કવિતાજગતમાં સુશીલા ઝવેરીનું નામ જાણીતું છે. એમનું વીસમું પુસ્તક 'નખલીના નહોર' ગદ્યમાં કાવ્યની કેટલીક છટાઓ સાથે આવે છે. મૂળ શીર્ષક કાવ્યમય છે જ; પરંતુ પુસ્તકમાં આવતા કેટલાક ગદ્યખંડોમાં પણ કાવ્યત્વ માણવા મળે છે :

''પાનખરમાં સૂકાં પાંદડાંનો મર્મર ને પડતા કોશના પાણીનો કલરવ, ડાંગરની લીલી રેશમપટ્ટીનો લહેરાતો લય, કાળું મલીર ઓઢી પોઢેલી રાતમાં તમરાંનો ત્રમત્રમ અવાજ, જંતુઓનું ઝીણું સંગીત - એમાં દિવસ દરમિયાન સાંભળેલું ખિસકોલીનું કચ્ચ સાવ જુદું લાગે.'' (૧૩૨).

ગ્રંથમાં કુલ ૩૪ લખાણો છે. લેખિકા એને 'નિબંધસંગ્રહ' તરીકે ઓળખાવે છે, પરંતુ એમનું સ્વૈરપણું, તરંગાશ્રિત રજૂઆત તથા વિષયની એકસૂત્રતા કે નિબંધનથી વારંવાર ઊફરાં જવાનું વલણ તેમને નિબંધ બનવા દેતાં નથી. આ લખાણોમાં લાગણી કે તરંગોનો નિર્બંધ પ્રવાહ વહેતો રહે છે. 'પ્રેમનું પૃથક્કરણ' જેવા લેખને તેમાં અપવાદ લેખી શકાય. લેખિકા એક સ્થાને કહે છે, ''મનમાં નિર્ગ્રંથ વિચારો ચાલ્યા કરે. એ મનની એક અવસ્થા છે.'' (૪૭). આ લખાણોની પણ એ જ લાક્ષણિકતા બની રહે છે. નિર્ગ્રંથ વિચારો રજૂ થાય છે, ઘણું ખરું ગાંઠ વળતી નથી.

અહીં ઘણા બધા લેખો આત્મચરિત્રાત્મક બન્યા છે. 'નદી ગોળ પાષાણ ન્યાય', 'આ જીવન, છઅંકી પુસ્તક', 'મૈત્રી-વ્યર્થ, અર્થ, અનર્થ', 'શબ્દસંજીવની', 'પારકાં-પોતીકાં', 'જનની, તું તો જાહ્નવી', 'સંબંધ વેદનાનો', 'શૈશવતીર્થ' વગેરેમાં લેખિકાનાં જન્મ, બાળપણ, માતા, શિક્ષણ, લગ્ન, સ્વજનોનું મૃત્યુ, સર્જન વિશેની વાતો મળે છે. એનાં પુષ્કળ પુનરાવર્તનો પણ મળે છે. જેમ કે માતાના મૃત્યુની ઘટના, બે બહેનો અને કેરીની છાલનો પ્રસંગ વગેરે અલગ અલગ લેખોમાં ફરી ફરી આવ્યા કરે છે. પુનરાવર્તન કવિતામાં ઉપકારક નીવડી શકે છે તેનાં અનેક ઉદાહરણો આપણને મળી આવે તે ખરું; પરંતુ તે એક કાવ્યપ્રયુક્તિની રીતે આવે છે ત્યારે જ આવકાર્ય હોય છે. અહીં કોઈ પણ વિષયની ચર્ચા કરતાં લેખિકાનું ચિત્ત વિચારોના ચંક્રમણમાં પોતાના અભાવપૂર્ણ જીવનની સંવેદના ઉપર આવીને ઠરે છે. આ એકવિધતા જે-તે લેખની અનિવાર્યતા બનીને આવતી નથી તેથી આત્મચરિત્રાત્મક કે કેફિયત સમું લખાણ સ્વતંત્ર રીતે એક નાનકડા આત્મચરિત્ર રૂપે જ લખાયું હોત તો તે ખરેખર નોંધપાત્ર બની રહેત. કેમ કે આ તમામ લેખોનો સૌથી હૃદ્ય અંશ એ છે.

'આ જીવન, છઅંકી પુસ્તક'માં લેખિકા કહે છે : ''મારે અદીઠ લક્ષ્ય પ્રાપ્ત કરવું હતું, અદીઠ માર્ગે ચાલવું હતું. ને તે કયો માર્ગ છે, એની જાણ નહોતી.'' (૨૩). 'નદી ગોળ પાષાણ ન્યાય'માંથી પસાર થઈએ ત્યારે આવી એક સંવેદનશીલ કન્યાના જીવતરના ધમપછાડાને વાચા આપતા પ્રસંગો મળી આવે ને સાથે સર્ગશક્તિનાં નવાણ ક્યાં ક્યાંથી કેવી કેવી રીતે ફૂટ્યાં હશે તેનો પણ અંદાજ મળે. પડીકાના કાગળ વાંચવાની તાલાવેલી, લગ્નમંડપમાં પોતે લખેલી કવિતાનું ગાન, જૈન સાધુના પ્રવચનમાં અધવચ્ચે ગવાતી ગંહુલીનું સર્જન, કાવ્ય લખી હાથ ચડે તે છાપામાં મોકલવાં, ''ઘરખૂણે બેસીને લખ ને, છાપામાં શું કામ આપે છે ?'' એવા પતિના આદેશનો ''મારામાં અક્કલ નહીં હોય, પણ છાપાવાળામાં તો હશે ને ?'' - એવો આત્મશ્રદ્ધાથી રણકતો જવાબ લેખિકાના વ્યક્તિત્વમાં રહેલી સર્જકતા અને નિર્ભીકતાનો સુપેરે પરિચય આપે છે. તે સાથે એ જમાનો, તત્કાલીન રીતરિવાજો, સ્ત્રીની સ્થિતિનો ચિતાર પણ મળી રહે છે. એ પાર્શ્વભૂમાં લેખિકાની 'ઊછળતા દરિયાકિનારે બેસીને મોજાં જોવામાં સાથ આપે' એવા 'થોડા ગાંડા મિત્રો'ની ઝંખના; ''બાળસહજ ઝાડને ઝૂલે ઝૂલવાની, આકાશને આશ્ચર્યમુગ્ધ નજરે નિહાળવાની, એનાં રૂપરંગમાં ખોવાઈ જવાની તમન્ના'' વાચકના હૃદયને કરુણમધુર ભાવથી

ભરી દે છે. ''જિંદગી ગીતના અંતરાની જેમ ગુજરે ને કવિતાની અંતિમ કડીની જેમ મૃત્યુમાં પૂર્ણતા પામે'' એવી પ્રબળ અભીપ્સા તેઓ વ્યક્ત કરે છે, આત્માભિવ્યક્તિના આ બિંદુ સાથે સંકળાયેલી સંવેદનાઓમાં ગદ્ય કવિતાનો સ્પર્શ લઈને આવતું રહે છે. એમાં સ્વાનુભૂતિની સચ્ચાઈ રણકે છે. તેથી અહીં કહેવાયું છે તેવા પ્રકારે ચિત્રવત્ **વર્ણનો** ઊપસી આવે છે : ''ચિત્રકાર પ્રેરણાથી પ્રે**રાઈ સ્કેચબુ**કમાં રેખાંકનો દોરી રાખે એવાં રેખાંકનો **હૃદયની સ્કેચ**બુકમાંથી ફરી કાગળ પર ઊતરવા માંડ્યાં; ત્યાં જે હૃદયમાં માળો બાંધી બેઠાં હતાં એ આંખમાં ઊપસી આવ્યાં.'' (૧૩). વતનઘરનું આ ચિત્ર કેવું આહ્‌લાદક છે ! -

*ટીંબાની ટોચે ઊગેલું*

*ઊંધા અધખૂલા પુસ્તકના જેવું ઘર*

*ને ઘરખૂણાને અજવાળે કો કોડિયું ધીમું ટમટમતું. (૮૮).*

સર્જનપ્રક્રિયા સંદર્ભે લખાયેલો લેખ 'શબ્દ-સંજીવની' પણ જીવન સંઘર્ષની સાથે સાથે લેખિકાએ શબ્દનું કેવું કામણ અનુભવ્યું હતું તેનો રોચક પરિચય આપે છે :

*શબ્દ વળગ્યા*

*થૈ મને સંજીવની. (૬૮)*

અહીં લેખિકા પોતાની કૃતિઓના સ્રોત, કૃતિઓ પર થયેલી ટીકા-ટિપ્પણી અંગે સોદાહરણ કેફિયત આપતાં આપતાં સાહિત્યક્ષેત્રમાં ચાલતી રહેતી કશમકશ, નારી લેખકની સમસ્યા, પ્રસિદ્ધિની ખેવના, નિજાનંદ અને પ્રશંસા દ્વારા મળતું પ્રોત્સાહન જેવા અનેક મુદ્દાઓ ગૂંથી લે છે તેથી લખાણ રસપ્રદ બને છે.

એક રીતે જોઈએ તો અહીં વિવિધ વિષયો ઉપર ચંક્રમણ છે. પ્રત્યેકમાં લેખિકાની ચિત્તાવસ્થાનું - તરંગમય, અસ્પષ્ટ મનોદશાનું - પ્રતિબિંબ છે. તે સાથે શબ્દનું કામણ પણ પ્રગટતું રહે છે. તેઓ આ લેખોમાં રોજિંદા જીવનમાં જોખમો ઊભાં કરતા મૂલ્યહ્રાસની ચિંતા કરે છે, શિક્ષણક્ષેત્રે અમેરિકાપ્રવાસનાં સ્મરણો નોંધે છે, 'યુદ્ધ પૂરું થશે કે માનવી ?' એવા વૈશ્વિક પ્રશ્ન વિશે જાગરુકતા દાખવે છે, દેશ ને ધર્મની વાતો કરે છે, મૃત્યુ અંગે કેવી જુદી જુદી રીતે વિચારી શકાય તેના નમૂના રજૂ કરે છે, સમાજહિતચિંતાના - લોકશિક્ષણ - સંસ્કાર-રીત-રિવાજ-શ્રદ્ધા-અંધશ્રદ્ધા જેવા મુદ્દાઓ છેડે છે, તંત્રીને પત્રરૂપે નારીને વેઠવી પડતી મુશ્કેલીઓ - કનડગત અંગે નુક્તેચીની કરે છે, ચિત્રકાર એમ. એફ. ઓઝાનાં નિરીક્ષણો વાંચીને કામસંબંધ વિશેના તેમના વિચારોની આકરી ટીકા કરે છે ને માણસની સ્વાર્થવૃત્તિ પર કટાક્ષ પણ કરી લે છે : ''માણસથી જો શક્ય હોય તો દરિયાનું બધું પાણી પોતાના જ ઘરમાં વાળી લે.'' (૫૪).

અલબત્ત, એ બધું એવું શબલિત સ્વરૂપે ઊતરે છે કે એમાં સફાઈ-સુઘડતાનો અનુભવ ન થાય. એમાં સ્વતંત્ર રીતે માણવાં ગમે તેવાં વિધાનો, વર્ણનો મળે, પરંતુ બધું તાર્કિકતાથી સૂત્રબદ્ધ થયું હોય તેવું ન બને. એમાં ટાંચણનું તત્ત્વ પ્રબળ જણાય. આ લખાણોની એક બીજી વિશેષતા તે વચ્ચે વચ્ચે આવતાં કાવ્યાવતરણો. ઘણા લેખોમાં લેખિકા પોતાની કાવ્યપંક્તિઓ ટાંકે છે, કેટલીક વાર તેનું વિવરણ પણ કરતાં જાય છે. એમનાં કાવ્યો ન વાંચ્યાં હોય તેમને 'મૃત્યુ મહોત્સવ બની શકે'- માં મળે છે તેવો તેમની પ્રતિનિધિ કવિતાનો પરિચય મળી રહે. જોકે આ કાવ્યપંક્તિઓ અછાંદસની ઢબે જ શા વાસ્તે છપાઈ છે તે સમજાતું નથી.

રસસ્થાનોની અહીં ખોટ નથી જ. 'શૈશવતીર્થ'નો મનને ગમી જાય તેવો આરંભ જોઈએ :

''બાળકોને રમકડાં વહાલાં હોય છે એમ વ્યક્તિને એનું બાળપણ. એકાંતમાં ભીતર ફંફોસતાં કેટલીય અવનવી ચીજનો ભંડાર હાથ લાગી જાય અને સાવ રંક માણસ પળભર માટે અમીર બની જાય.'' (૧૭૪).

અહીં માતાને અપાયેલ અર્ધ્ય અવિસ્મરણીય છે : ''જ્યાં જ્યાં શુદ્ધ પ્રેમ છે ત્યાં મા છે જ'' (૧૩૪).

''હોય, એથીય ન હોય ત્યારે મા વધુ વહાલી બની જતી હોવી જોઈએ.'' (૧૩૫).

**દક્ષા વ્યાસ**

*

## ગુજરાતી કવિતા ક્ષેત્રે સ્વાતિનાં મોતીની વર્ષા

ભારતીય ભાષાઓના પરિપ્રેક્ષ્યમાં વિચાર કરીએ તો આધુનિક કાળમાં ગુજરાતી કવિતાને ગજું કાઢવામાં છંદો ખૂબ સાનુકૂળ રહ્યા છે.

કવિ કાન્તની કવિતા એ ગુજરાતી કવિતાનું અનુપમ આભૂષણ, અન્ય ભાષા-ભાષીઓ માટે દર્શનીય ગણાય. તેમાં તેનો છાંદસ્ પરિવેશ ધ્યાનાર્હ છે. કાન્તનાં ખંડ-

કાવ્યો અને બ. ક. ઠા.નાં સૉનેટથી ખેડાયેલ છાંદસ ભૂમિને પછી તો ઉમાશંકર, સુન્દરમ્, ઉશનસ્, રાજેન્દ્ર શાહ અને કેટલાય આધુનિકોએ ઉર્વર બનાવી અને ગુજરાતી કવિતાની મહતી ભૂમિકાનું નિર્માણ થયું.

પ્રવર્તમાન સમયે કાવ્યક્ષેત્રે છાંદસ રચનાઓમાં ઓટ વર્તાય છે, તેવા સમયે કવિશ્રી આચાર્ય ઈશ્વરભાઈ પટેલનો કાવ્યસંગ્રહ 'સ્વાતિ-વર્ષા' ખાસ ધ્યાન ખેંચે છે.

કાવ્યસંગ્રહની મોટા ભાગની રચનાઓ છંદોબદ્ધ સૉનેટ પ્રકારની છે. કેટલાંક સુંદર ગીતો અને લયાન્વિત રચનાઓ પણ છે. કવિનું છંદ ઉપરનું પ્રભુત્વ અને સાહજિકતા તૃપ્તિકર છે. પૃથ્વીમાં બ.ક.ઠા.ની જેમ પ્રવાહિતાની એમની સાર્થ સાહજિક ગતિ પ્રથમ કાવ્યથી જ ('ત્રિપથ') જોવા મળે છે. છંદો સાફસૂથરા અને રસાવહ છે, એને સંસ્કૃત મહાકાવ્યોના સેવનનું સુફળ ગણી શકાય. નિરૂપણ અને વર્ણન વખતની છંદ-ધ્વનિની રવાનુસારી ગતિ આનંદજનક બની રહે છે.

કવિતા સાથેનું કામ એ મોટું કામ છે, એ કવિ સારી રીતે જાણે છે. તેથી દિવસો અને મહિનાઓના સંમાર્જન પછી રચના જ્યારે તૃપ્તિકર થાય ત્યારે જ તેઓ રમતી મૂકે છે, તે ઘણાં બધાં કાવ્યોની રચના-તારીખો જોતાં જણાશે. કવિને મન કવિતા એ મોટો પદાર્થ છે, જેટલો સહજ તેટલો જ અઘરો.

છંદો પાસેથી કામ લેવામાં જે કેટલાંક નામો નજરે ચડે છે, તેમાં કવિ આચાર્ય ઈશ્વરભાઈ પટેલનું નામ ઉમેરાય છે. તે અર્થઘનતામાં બ.ક.ઠા.નું તો પ્રાસાદિકતામાં કાલિદાસનું સ્મરણ કરાવી જાય છે.

ખરેખર 'સ્વાતિ-વર્ષા' એ કલ્પના અને ચિંતનનો વૈભવ છલકાવતો કાવ્યસંગ્રહ છે. બ્રહ્માંડોમાંની સૃષ્ટિઓ ઉપર થતી ઉત્ક્રાન્તિની સજીવોની પ્રક્રિયા જીવનરીતિની કલ્પના જે ધરાના મુકુટમણિ શા માનવને તેના સ્વ-અર્થી ખંડિત જીવનને પ્રેરણા આપી પરાપ્રજ્ઞાથી સર્વોદયની પાટી ઉપર નવો એકડો ઘૂંટવા પ્રેરે તેવી છે. (પાન ૧ 'ત્રિપથ' તથા પાન ૧૧૧ 'નવ પાટી'). ભર્યાં બ્રહ્માંડોમાં કાર્યરત સર્જક્ની કરાંગુલિ સજીવોની ઉત્ક્રાંતિ દ્વારા બ્રહ્માંડના પરમ ભાગ્યનો કેવો નકશો આંકવા ઇચ્છે છે, એની ઝાંખી કરવાની કવિની કલ્પના એક વિરાટ અને સમુચિત કલ્પના છે.

*"ચલો સફર આંબવા ત્રિપથનાં રહ્યાં સૌ સ્થલો,*
*દ્યુલોક ભમવા ચલો ઝગમગંત તારા-ગણે,*
*હશે નવલ સૃષ્ટિઓ, નવ હવા, નવાં દર્શનો-*
*સુદૂર ઝગતા સ્થળે સૂરજના ગણો ચંદ્રના,*
*વળી અજબ જ્યોતિ ત્યાં અજબ સૃષ્ટિ જીવો તણી*
*રચુંત પ્રકૃતિ જયહીં અગમ ધ્યેય ઉત્કાન્તિનાં*
*અને અગણ સૃષ્ટિએ નિજ પદક્રમો સ્થાપતી*
*વિલોકત જશું ત્યહીં પરમ ભાગ્ય બ્રહ્માંડનાં,*
*પછી નજીકના રહ્યા બુધ, શનિ થતા આવશું."*

કાવ્યોનું વસ્તુ જોતાં ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર રાજ્યશાસ્ત્ર વગેરેનું સમુચિત જ્ઞાન કવિને સુપેરે છે.

ઋતુકાવ્યોનો એક મોટો વૈભવ અહીં જોવા મળે છે. ગ્રામપરિસરમાં ક્ષેત્રદેવતાઓનાં વિભિન્ન ઋતુ અનુસારી બહુરંગી, આહ્લાદપ્રેરક દર્શનથી કવિ જાણે ધરાતા જ નથી. ઋતુએ ઋતુએ ક્ષેત્રોમાં ધાન્યશ્રીની લીલા અને આકાશ, પવન, પ્રકાશ સાથેનું તેનું સાયુજ્ય બહુરંગી હોય છે, તે દશ્યો કવિએ હૂબહૂ જીવંત ચિત્રપટની જેમ રજૂ કર્યાં છે. ઘણી વખત એક જ ઋતુમાં સમયાન્તરે પ્રકૃતિનાં દર્શન બદલાતાં રહે છે તેની પ્રતીતિ પણ અહીં થાય છે. પ્રોજ્જ્વલ રંગબાહુલ્યથી ક્ષેત્રદેવતાઓના વૈવિધ્યને ચિત્રોથી ભરી દેતા યુરોપના ચિત્રકાર વાન ગૉગનું અહીં સ્મરણ થાય છે.

અહીં શબ્દચિત્રો માનવભાવોની રસપરિણતિથી કાવ્યત્વ પામે છે. ઋતુઋતુના પલટાતા સૌંદર્યને કવિએ વારંવાર કાવ્યનો વિષય બનાવ્યો છે : અષાઢ, હેમંત, હેમંતનો તડકો, પૂર્ણિમા-કાર્તિકી, સંધિ હેમંત-શિશિર, શિશિર, વસંત ફાગણ, ભાદ્રપદ, આશ્વિન, ગ્રીષ્મ, વર્ષા-શરદ, શરદ-પ્રારંભ વગેરે.

હેમંતનો તડકો :

*"અહો મીઠો પીઠે કર શું ફરતો જાય હળવો,*
*અને તેના શેકે રગ રગ મહીં સૂર્ય રમતો."*

. . . . . . . . .

શિશિર : *"પર્ણો તણાં વસન દૂર, સમીર નીરે*
*નગ્ના વિલોડન-પરા રવિની સ્પૃહાશી."*

. . . . . . . . .

વસંત : *"સૌભાગ્યનો વર લઈ નમણી દગોથી*
*આનંદ હેત વરસી રહી કોક મુગ્ધા;*
*ને નવ્ય ઉજ્જ્વલ વપુ કુસુમે ખચેલ."*

. . . . . . . . .

વર્ષા-શરદ : "તું ચેતના સભર, સ્તન્ય ભરેલ છાતી,
ઝૂમી રહી તરલ સંગ, ન જંપ હૈયે,
આશ્લેષમાં સકલ ત્હોય કશાક માટે
બેબાકળા મનમૃગે કરતી વિહાર."

. . . . . . . . . .

ભાદ્રપદે : "આ ભાદ્રના પદ પરે, સીમ સોહી રહેતી,
પીતાંબરા શિર પરે, કણતામ્રભારા."

. . . . . . . . .

શિયાળાના કોમળ તડકામાં રાઈ (સરસવ)નાં ખેતરો જ્યારે પીળાં ફૂલોથી છવાઈ જાય છે ત્યારે-

"પીત પીત આ તડકો, ફોરે ફૂલ થઈ આળોટે,
સોનલવરણાં પીળાં પીળાં ફૂલ થઈ આળોટે,
નરદમ પીળાં પતંગિયાંની પાંખોના ફરકાટ."

. . . . . . . . . .

સુવર્ણની સર્સવ પુષ્પપાંદડી
કૂદી બનીને ફરકી રહી બધે.

'બ્રહ્માવર્ત' (૬૭), 'જન્મ' (૮૬), 'જાગ' (૯૪), 'પ્રત્યાગમન' (૯૬), 'હે પ્રિય' (૧૦૨) જેવાં કાવ્યો જોતાં જણાય છે કે કવિ પર કાલિદાસની અને રવીન્દ્રનાથની રચનાઓની ઘેરી અસર છે. સુદીર્ઘ કાવ્યોમાં 'જન્મ' અને 'જાગ' એ બે કાવ્યો તેમના શબ્દવૈભવથી અને અર્થદ્યુતિથી તરત ધ્યાન ખેંચે છે.

રાષ્ટ્રની પ્રસુપ્ત ચેતનાને જાગવાનું કહેતા કાવ્યાન્તના શબ્દો છે -

. . . . . . . . . .

"સ્વાર્થ, પદમોહ, પક્ષ પરિવર્તન દૂષિત નય,
નિદ્રાજાડ્ય પરિહર તપસ્વીજન દેશ અય !
રવિકર વિકસિતારવિંદ સરઃ સૌભાગ્ય તવ આનન,
નિજ પરિમલ વિમલ વિતરત વિમુગ્ધ વિશ્વ, અમવાંછન."

. . . . . . . . . .

એક નવા નગરની સ્થાપનાનાં રસાવહ ચિત્રો પાંચ-છ સૉનેટમાં ગાંધીનગરની નવી અનુભૂતિ કરાવે છે. 'વિધાનસભા-ગૃહ, સચિવાલય' જોતાં જે પૂર્વ અને ઉત્તર ચિત્ર રજૂ કર્યું છે તે આશ્ચર્યકારક અને સાચું છે. કવિનું નિરીક્ષણ છે કે હાલ જ્યાં વિધાનસભાગૃહ અને સચિવાલય છે તે સ્થળે પહેલાં જંગલ હતું, અને આસપાસનાં ગામોમાંથી લૂંટ કરી આવી ચોરો રાત્રે ત્યાં હરી લાવેલા ધનની વહેંચણી કરતા.

મળે સીમાડા ત્યાં મળત સઘળી રાવઠી બધી
મહાચોરો કેરી કરત નવ મંત્રો ધન તણી
હરી લાવેલાની પરસપરની વ્હેંચણી તણા...

. . . . . . . . . .

પ્રાચીન ભવ્ય સ્થાપત્યોના દર્શન અને આલેખનનો કવિને ચટકો અને લગન છે તે 'રુદ્રમાળ', 'વડનગર' વગેરે કાવ્યોમાં જોઈ શકાય છે. તેમની ઇતિહાસ અને પુરાતત્ત્વદૃષ્ટિનાં તે દ્યોતક બની રહે છે.

'કચ્છડે પડી ગૈ ચીસો' એ પ્રાસંગિક સૉનેટ પણ ઘણું ધ્યાનાર્હ છે.

પાશ્ચાત્ય નાટ્યકાર બેકેટના 'વેઈટિંગ ફૉર ગોદો'ની અને કવિ બોદલેરની વિભાવના જે તે કાવ્યોમાં ખૂબ સફળતાથી રજૂ થઈ છે. 'વેઈટિંગ ફૉર ગોદો' ઉમાશંકરના 'સંસ્કૃતિ'માં પ્રકટ થયેલું.

રાહ જોતા -

"રાહ જોતા, રાહ જોતા, રાહ જોતા એહની
જે એમને માટે કશું કરશે અને
... એ બે બિરાદર કોકની છે રાહ જોતા.
બેકેટના રખડુ યુવાનો માર્ગ પે છે રાહ જોતા
જાત સાથે વાત રે કરતા જતા."

બોદલેયર

. . . . . . . . . .

કાળવી ડિબાંગ રાત ભલે હો,
દરિયા આકાશ-શૈ ભલે હો,
મૃત્યુ મારા પુરાણ નાવિક,
જાણ તને કે
અંતરમાં છે તેજફુવારા
આંહીં મારા અંતરમાં છે તેજફુવારા,
કિન્તુ મારે
કેટલાં મારે કેટલાં બાણો
ખોવાં રહેશે માછલી કેરા વેધને લેવા !"

'કવિ છું' કાવ્યમાં કવિની ખુમારીનો રણકો કેટલો સાહજિક અને પ્રબળ છે !-

"મારા રથનું ચક્ર ધરિત્રી જ્યારે
નાહક ગળી જતી હોય
ત્યારે અર્જુનોના ભ્રાન્ત વિજયની ભીખમાં
મારાં કવચકુંડળ ભલે ખપ લાગતાં;

*વિજયોનો હું જનક છું.*
*હું કવિ છું.''*

. . . . . . .

એ જ રીતે લયમાં સરસ રીતે રજૂ થયેલું કાવ્ય 'પવન' ઘણાં સંદર્ભો અને પ્રતીકોથી યુક્ત એક મનોહર કૃતિ છે.

થોડાંક જ પણ ઉત્તમ પ્રકારનાં ગીતો અહીં જોવા મળે છે.

'ચાંદ પકડવા રહી ગયા' ગીતમાં જીવનની અભીપ્સાઓ અને નિશાન માટેની પ્રબળતા અને તેનાં પરિણામોની વ્યંજક રૂપકો દ્વારા સુંદર રજૂઆત થઈ છે.

*''શેઢા ખૂંદેલ ખેતરે*
*થઈને રાજકુમાર,*
*કિયા રે મૃગોને કારણે*
*દંડક ભમવાનાં થાય ?''*

.

'તડકા વીણ્યા' - એ જનપદગીતમાં મુગ્ધાનો મહિયરનો નેહ અને સાસરિયાનું આકર્ષણ એક મીઠી મૂંઝવણને જન્મ આપે છે.

*''પીજિયે તલાવડીનાં ખોબોક નીર અલી,*
*સરવરિયું હલી હલી જાય... રૂમઝુમતું ગામ...''*

બ્રહ્માંડો સુધી રમમાણ કવિની કલ્પના અહીં પોતાની પ્રિય વસુંધરાના પ્રાકૃતિક પ્રદેશોના રમ્ય નિરૂપણ કરતાં 'વિષુવવૃત્તીય જંગલો' અને 'ટુન્ડ્ર પ્રદેશ'નું દર્શન પોતાની પ્રિયાને કરાવે છે.

અહીં કવિનો મંદાક્રાન્તા માણવા જેવો બની રહ્યો છે.

*''વાયુયાને પ્રિય સખી, હવે દૃષ્ટિ નીચી કરંતાં*
*પૃથ્વી કેરી હરિત લસતી મેખલા વૃક્ષરાજિ.*

. . . . . .

*ને આ આવી હિમપટમઢી ભૂમિ શુભ્રા પ્રિયે, જો.*
*ધ્રુવોથી ના ઇતર ગતિ શુભ્રાતિશુભ્રે વિરામો.''*

. . .

'ઉમાશંકર જતાં' અને 'સુન્દરમ્ જતાં' - એ બે કાવ્યોમાં એ મહામાનવોના અંતરંગનાં દર્શન કવિએ સુરેખપણે કર્યાં છે અને તે અનન્ય છે.

'સ્મૃતિદોર' તેની વ્યંજના અને રૂપકને લીધે ખૂબ પ્રભાવક અને રોચક બની રહે છે. ભરચોમાસે બપોરે ભોજનમાં કેરીનું અથાણું જોતાં આંબાવાડિયા-વિહારની સ્મૃતિ, પત્નીનો કર આંબાડાળે જતાં કવિની દૃષ્ટિ બગલ-ગ્રીવાથી નીચે સ્તન ગોળાઈ ઉપર જતાં બરોડા કૉલેજના ડોમની લીસી સપાટી પર રમતા પર્જન્યકરોનું સ્મરણ - 'બ્રહ્માવર્ત' કાવ્યમાં ભારતીય સંસ્કૃતિનાં તત્ત્વો લીલયા કાવ્યમાં રસાન્વિત થાય છે. કવિની દૃષ્ટિ મૂલગામિની અને સારગ્રાહી હોઈ દર્શન સ્પષ્ટ અને રોચક બને છે.

શ્રી ઉમાશંકર તોળીને બોલે; છતાં ઈશ્વરભાઈનો પરિચય થયા પછી તેમણે કહેલું, ''ઈશ્વરભાઈ, યૂ આર ઑન યૂનિવર્સિટી,'' વળતાં ઈશ્વરભાઈએ કહેલું ''મુરબ્બી શું મશ્કરી કરો છો ?!'' ત્યારે ઉમાશંકરે કહેલું : 'ધિ ઇઝ નૉટ એ જોક. ધિસ ઇઝ એ રિયાલિટી.''

આમ પ્રકૃતિએ મિતભાષી આ કવિનું સત્ત્વ આ સંગ્રહમાં જોઈ શકાય છે. 'સ્વાતિ-વર્ષા'ની કવિતા એ ગુજરાતી સાહિત્યમાં સ્વાતિનાં મોતીની વર્ષા છે. કવિને શુભ કામનાઓ.

**પ્રહ્લાદ પટેલ**

(સ્વાતિ-વર્ષા : આચાર્ય ઈશ્વરભાઈ પટેલ; સ્વાતિ પ્રકાશન, ઊંઝા; ૨૦૦૨; પૃ. ૧૩૬, રૂ. ૭૦/-)

*

### મધુરસની પ્યાલીઓ

પ્રિયના પ્રિય દિનેશભાઈ,

શિશિર જ્યારે શીતળતાને ઘૂંટી ઘૂંટીને વધુ ઘાટીલી બનાવી રહી છે ત્યારે તમારી આ કસુંબલ વાણીનું સુરાપાન મનેય ઠીક ઠીક હૂંફ, હેત અને હળવાશ આપી રહ્યું છે. તમારા આ લઘુ પત્રનિબંધો મધુરસની પ્યાલીઓ છે. પીધે જાઓ ને પોતાને ભૂલતા જાઓ. તમારી 'મધુશાળા'માં પેસતાં હું ક્ષોભ પામ્યો. અહીંની હવામાં હું કેવી રીતે જામીશ ? આ મસ્તીના માહોલનો મારી જરઠતા કેવી રીતે મુકાબલો કરશે ? પ્રશ્ન ઊભો થયો જ ને મેં મને તૈયાર પણ કર્યો. કાશ, હું તમારી ઉંમરનો હોત ! કાશ, હું તમારી કોઈ સખીની મખમલી નિગાહનું નિશાન બન્યો હોત... પણ એવી ખુશનસીબી ને ખુશબૂ બધાના નસીબમાં ક્યાં હોય છે ?

તમે તો ગ્રીષ્મના માહોલમાં વિરહના ઊના ઊના ઊંહકારા ને ઊના ઊના ઉજાગરા કેમ માણવા તે જાણો છો ! ત્વચાના (પ્રિયની સ્તો !) રોમ રોમ પર વસંતના લીલાછમ્મ કે છમ્મલીલા હસ્તાક્ષર વાંચવાની કળા તમારી પાસે છે. ફાગણ સાથે ફાગ ગાવા ને ખેલવાની ફાવટ પણ તમને છે. તમને પ્રિયતમાના અસ્તિત્વના ઘેઘૂર નશામાં ઢળી પડવાનું નસીબમાં સાંપડ્યું છે. વૃક્ષવેલીની ઓથે છુપાયેલી પ્રિયાના ઝાંઝરનો ઝણકાર સાંભળવા માટે તમે ઉત્કર્ણ રહી શકો છો. નેહના ઋણાનુબંધનું રહસ્ય તમે જાણો છો. વર્ષાની માદક મોસમને રોમૅન્ટિક થઈને માણી શકો છો. તમે એ રીતે 'મનપાંચમના મેળા'ના જીવ બનીને તમારી કલમને તમારી પ્રિયાના પ્રદેશમાં વાવી તેમાંથી ખુશબોદાર ગુલાબો ખીલવવાના મધુર ઉદ્યમમાં ઉત્સાહ અને આસ્થાથી એકાગ્ર થઈ શકો છો અને એનો તો ઉત્સવ છે આ તમારા પત્રસંપુટમાં.

અહીંના 'નેહનગર'માં આહ ને વાહની હવા છે. અહીં પ્રકૃતિનો પનઘટ ને સંસ્કૃતિનો શણગટ - બેય હાજર છે. અહીં એક તરફ ખાલીપાનો ખોળો ને બીજી તરફ સાથે ગુજારેલી ગુફતગૂની યાદોનું ઉપવન પણ છે. અહીં રેશમી ઝુલ્ફો અને પરવાળાં જેવા હોઠોનું સ્પર્શસુખ છે તો તરસનો ભાર પણ છે. અહીં પ્રતીક્ષાનો પાવક ને મિલનમસ્તીનું મહાસુખ પણ છે. ટૂંકમાં પ્રેમના અનેકાનેક ભાવવિવર્તોની એક ભાતીગળ સૃષ્ટિ અહીં હાજર છે. આ સૃષ્ટિનું આલેખન કરવામાં તમારી જે ભાવુકતા ને મુગ્ધતા છે તે અછતી રહેતી નથી. એનોયે જો એક સ્વાદ હોય છે તો એની એક મર્યાદાયે હોય છે જ.

અહીં નિરૂપિત તમારી શબ્દસૃષ્ટિમાં ભાવ-ભાષા વગેરેમાં ઠીક ઠીક મસાલો ફિલ્મી સ્તરનો ને છાપાળવી રીતરમસનોય જણાય છે; પણ એમાં, સદ્‌ભાગ્યે, તમારી એક કવિ તરીકેની સચ્ચાઈ ને ગંભીરતાનો ભાવદોર પણ છે જ. તેથી તમારા આ વાક્‌સરોવરમાં સત્ય, જીવન, સ્નેહ આદિનાં કેટલાંક મર્મીલાં વિચારમુક્તકો પણ બંધાતાં દેખાય છે; જેમાં તમારી પરંપરાપ્રાપ્ત આસ્તિકતા ને આસ્થાનો પ્રભાવ પણ જોઈ શકાય; જેમ કે,

*'પ્રેમની પાવક જ્યોત સદાય જલતી રહે એનું નામ સુખ.' (પૃ. ૫૦).*

*'સાચા પ્રેમને કોઈ જ અંતરાય અવરોધી શકતો નથી. પુષ્પને ખીલતાં કોઈ જ રોકી શકતું નથી.' (પૃ. ૫૫).*

*'એક રુએ ને બીજાની આંખમાં આંસુ ચમકે એ સ્થિતિને પામવાનું નામ પ્રેમ.' (પૃ. ૬૭).*

*'પ્રેમમાં સ્વયંસ્ફુરણાનું તત્ત્વ ખૂબ જરૂરી બની રહે છે.' (પૃ. ૭૯).*

*'પરસ્પર પ્રેમ વિનાનું જીવન એ જીવન જ નથી.' (પૃ. ૮૫).*

*'પ્રેમમાં શંકાતત્ત્વને સ્થાન નથી.' (પૃ. ૮૬).*

*'પ્રેમનો પર્યાય છે સમર્પણ ! કંઈક આપીને પામવાનું નામ છે પ્રેમ.' (પૃ. ૯૭).*

તમે 'સખી'ની ઉક્તિરૂપે 'કંઈક ગુમાવીને પામવાનું નામ જિન્દગી' (પૃ. ૧૧૩) હોવાનું જે નોંધ્યું છે તે સાચું છે. તમે જીવનસફરનો આરંભ સત્ય હોવાનું અને એનું અંતિમ પણ સત્ય હોવાનું કહ્યું તે પણ વિવાદાતીત બાબત છે. સ્નેહ પણ એ સત્યથી જ પ્રતિષ્ઠિત અને પુષ્ટ થતો હોય છે.

તમારું કવિત્વ તમારી અભિવ્યક્તિની ભાષાને કલ્પનરંગી બનાવવામાં જે ફાળો આપે છે તે પણ નોંધવું જોઈએ. સાદી કથનીથી તમારું મન માનતું નથી. તમે ભાષાના સ્વાદરસિયા છો : તમને ચટાકેદાર - મસાલેદાર ભાષા પ્રયોજવાનું ગમે છે; તમને ભાષાની ભભક અને ચમક દાખવવામાં આનંદ આવે છે; ' ' આ વલણ ક્રમશઃ પ્રજ્ઞામૂલક વિવેકરસથી નિયંત્રિત ક સંયત થવું જ જોઈએ.

તમારી રજૂઆતમાં ભાવક સુધી પહોંચવાનો ઉત્સાહ અને ઉમંગ મને દેખાય છે, તેથી જ તમારી અભિવ્યક્તિમાં શબ્દાળુતા કે ઊર્મિલતા વગેરે આવતાં છતાં તેની આસ્વાદ્યતા તો રહે છે. સંભવ છે કે કિશોર-યુવાકાળમાં આવેલાં અનેક તરુણીઓ કે તરુણો તમારાં આ લખાણોમાંથી મનગમતાં વાક્યો, શબ્દગુચ્છો ઉપાડી એમની અંગત નોંધપોથીઓનાં કે પ્રેમપત્રોનાં લખાણોને સમૃદ્ધ કરે !

આ લઘુ પત્રનિબંધોમાં, એક ચોક્કસ સ્વરૂપપદ્ધતિથી છેલ્લે તમે ગુજરાતી, હિન્દી-ઉર્દૂ અનેક કવિઓનાં ગઝલ-ગીત આદિમાંનાં અવતરણો ટાંક્યાં છે. તેમાં કેટલાંક આકર્ષક પણ છે. તમે તો કેટલાક હમસફર નવકવિઓની કવિતામાંથીયે કેટલીક રમણીય પંક્તિઓ ઉપાડીને આપો છો. ક્યારેક તો તમે જ તમારા

પ્રિય કાવ્યસ્વરૂપ ગઝલને લઈ હાજર થઈ જાઓ છો ! તમારો આ મહેફિલ જમાવવાનો મિજાજ મને ગમે છે. એ મિજાજ જ ઉર્દૂ જબાનની રોનક તમારી અભિવ્યક્તિમાં છાંટવામાં કારણભૂત થતો લાગે છે.

તમારી આ લખાવટ મુગ્ધ ને ભાવુક વાચકોની સંવેદનશીલતાને સ્પર્શવા-સંકોરવા ને ખીલવવામાં તથા સ્નેહ અને શાયરી જેવા મામલાઓ સાથેની નિસબતમાં તેમને ગહન-ગંભીર થવામાં ઉપકારક-સહાયક ને નિમિત્તભૂત થશે એવી આશા છે.

તમને તમારી સખીનો – તમારી 'જાન' કે 'જાનમ'નો – અઢળક સ્નેહભાવ પામવામાં અને અમને તમારો સખાભાવ સુદઢ કરવામાં આવાં લખાણ રાહબર થાઓ એવી સદ્‌ભાવના છે.

આ મધુરસની પ્યાલીઓ પિવડાવવાના સાકી-કર્મ માટે તમારો અંત.કરણપૂર્વક આભાર.*

૧-૨-૨૦૦૨ — **ચંદ્રકાન્ત શેઠનાં**
સ્નેહ-સ્મરણ

* સજની (લે. દિનેશ દેસાઈ, નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂા. ૨૦૦/-)નું પુરોવચન.



## નિસર્ગ ની રંગોળી

*આ લીલીછમ વનરાજી ને*
*વસંતની વધામણી,*
*તે ઉન્મેષ સંગ ઉન્માદ ને*
*કોકિલટહુકે સોહામણી.*
*રંગમસ્તી મન મોહે ને*
*રંગોળી રળિયામણી.*
*પર્ણ ઉપર પર્ણ સોહે ને*
*પાનખરની પધરામણી.*
*નિસર્ગ અતિ લોભામણો ને*
*અનેરી ભુલભુલામણી.*

**અરવિંદ પી. મહેતા 'અરવ'**

(તાજેતરની અમેરિકાની યાત્રા દરમિયાન 'Fall Colours' જોવાની તક મળી અને 'નિસર્ગની રંગોળી' એ શીર્ષક હેઠળ કાવ્ય લખ્યું.)

## ખેલ !

*વેશ કેવા મજાના ભજવતા રહે,*
*દેશ માટે નટો ખેલ કરતા રહે.*
*હાથમાં દોર ને તોય એ મૌન છે !*
*જે સભાઓ અદાથી ગજવતા રહે.*
*હોય કંઠી અને તસ્બીઓ દાવમાં,*
*ધર્મ નામે ધરા પર વરસતા રહે.*
*એ કરે છે હવે યાચના શાંતિની,*
*સત્યથી દૂર જેઓ રખડતા રહે.*
*આંધળા કૌરવો, પાંડવો પણ અહીં,*
*યુગયુગે અવનવાં નામ ધરતા રહે.*
*જે તલપતા રહ્યા આપવા કાંધને,*
*ઝખ્મ દેવા બિચારા તડપતા રહે.*

**દેવેન શાહ**



# વિસ્તરતી સીમાઓ

## (સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ)

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સાહિત્ય સાથે પ્રતિબદ્ધતાનો પ્રશ્ન એક યા બીજી રીતે સંકળાયેલો રહ્યો છે. ગુજરાતી સાહિત્યમાં પછી એ દૂરનો સુધારક યુગ હોય કે એકદમ નજીકનો અનુઆધુનિક યુગ હોય, એમાંય અનુઆધુનિક યુગમાં નારીવાદી, -પ્રતિસંસ્થાનવાદી, દલિત કે ઉપેક્ષિત વર્ગ (Subaltern)ના અવાજો અગ્રણી બની રહ્યા હોય ત્યારે સાહિત્યના સામાજિક દાયિત્વ અને એની સામાજિક ભૂમિકાના પ્રશ્નો પણ સપાટી પર આવવા લાગ્યા છે. શુદ્ધ સાહિત્યની જીવન-નિરપેક્ષ વિભાવનાથી ખસીને સાહિત્ય જીવનની સંનિકટ પહોંચવા મથી રહ્યું છે. કયારેક પ્રતિબદ્ધ આક્રોશ અને આક્રમકતા ભળતી પણ એમાં જોવાય છે. આ સંજોગોમાં સાહિત્યને મૂલવવા માટેનાં ધોરણો અંગે ફેરવિચારણા કરવાનો પણ વારો આવે.

અને ત્યારે, ૧૯મી સદીના પૂર્વાર્ધના રશિયન વિસ્સારિઓન બેલિન્સ્કી (Vissarion Belinsky)-ની કેટલીક સાહિત્યિક સ્થાપનાઓ ખપમાં આવે એવો સંભવ છે. ૧૯મી સદીમાં બુલંદ બનેલો વિવેચક બેલિન્સ્કીનો દબદબો હંમેશાં સામાજિક સભાનતા સાથેના એના સાહિત્યિક સભાનતાના સમન્વયને કારણે રહ્યો છે. બેલિન્સ્કીની સાથે અને બેલિન્સ્કી પછી પણ 'શુદ્ધ સાહિત્ય' અને 'સામાજિક રીતે પ્રતિબદ્ધ' સાહિત્યનો ઊહાપોહ રશિયન સાહિત્યમાં આજે પણ શમ્યો નથી. આ ઊહાપોહ આજની અનુઆધુનિક પરિસ્થિતિ સંદર્ભે ફેરતપાસ માગે છે.

એક બાજુ યુરોપમાં સેં સિમોં (Saint Simon)-નો લેખકને સમાજધર્મના પુરોહિત તરીકે આગળ ધરતા સિદ્ધાન્ત સામે ગોત્યે તેઓ-ફીલ (Gautier Theophile)નો આક્રોશ હતો કે પુસ્તક સૂપની વાડકી નથી, નવલકથા પગરખાંની જોડ નથી, સૉનેટ સિરિન્જ નથી કે નાટક રેલવે પ્લેટફૉર્મ નથી. તો બીજી બાજુ પુશ્કિનનો લોકદ્વેષી સૂર હતો, "રસોઈની તપેલી તમને વધુ વહાલી છે, કારણ એમાં તમે તમારું અન્ન રાંધો છો." એની સામે બેલિન્સ્કીએ અવાજ કાઢેલો કે "હા, હા, હું મારો ખોરાક રાંધું છું. મારા પરિવારનો ખોરાક પણ રાંધું છું. મારે મારા પરિવારને અને મને પોતાને ટકાવવાનો છે." સામાજિક નિરપેક્ષતા અને સામાજિક સભાનતાના આ દ્વન્દ્વ વચ્ચે બેલિન્સ્કીએ જે માર્ગ કાઢેલો એ અંગે બેલિન્સ્કીના અમેરિકી અભ્યાસી રૂફસ મેથ્યૂસને (Rufus Mathewson) ઉગ્રવાદી અને ઉદારવાદી વલણોની વ્યાખ્યા કરીને બેલિન્સ્કીને ઉદારવાદી વલણ વચ્ચે ગોઠવ્યો છે. મેથ્યૂસનનું કહેવું છે કે બેલિન્સ્કી લેખકને વિચારધારાના કાર્યવાહક તરીકે ન જોતાં લેખકના વૈયક્તિક મિજાજ અને વ્યક્તિત્વના કાર્ય તરીકે જુએ છે.

આના સમર્થનમાં જોઈ શકાશે કે બેલિન્સ્કીએ લેખકની પ્રતિબદ્ધતાને બહુ વ્યવસ્થિત રીતે સ્પષ્ટ કરી છે. કલા કે સાહિત્યના ક્ષેત્રમાં સર્જક પ્રતિભા વગરની પ્રતિબદ્ધતાનો કોઈ-કશો અર્થ નથી. પ્રતિબદ્ધતા માત્ર લેખકના મસ્તિષ્કમાં જ નહીં, પણ એથી આગળ વધી લેખકના હૃદયમાં, એના લોહીમાં, એના ભાવવિશ્વમાં એક સહજસ્ફૂર્ત વૃત્તિ-રૂપ હોવી જોઈએ. તો જ કદાચ જેમ કલા જન્મે છે તેમ પ્રતિબદ્ધતા જન્મી શકે. કોઈ પુસ્તકમાં વાંચેલો કે ક્યાંકથી સાંભળેલો વિચાર – ભલે ને સાચી રીતે સમજાયો હોય તેમ છતાં – જ્યાં સુધી એ લેખકની પ્રકૃતિમાંથી પસાર થતો નથી, લેખકના વ્યક્તિત્વની મુદ્રા અંકે કરતો નથી, ત્યાં સુધી એ નિર્જીવ મૂડી છે. તમારી પાસે જો સર્જક પ્રતિભા નથી તો તમારા વિચારો અને હેતુઓ માત્ર સાધારણ વાગ્મિતા બનીને રહી જશે. બેલિન્સ્કીને આથી જ ગ્યોથ (Goethe)ના 'ફાઉસ્ટ'માં તત્કાલીન યુગચેતનાનો અને સમાજચેતનાનો આવિષ્કાર દેખાયો હતો, પણ સાથે સાથે એનું સ્પષ્ટ માનવું હતું કે માત્ર સભાનપણે સામાજિક દિશા લેવામાત્રથી લેખકની કૃતિ મહાન બની જતી નથી. બેલિન્સ્કીએ વારંવાર સાહિત્ય સાથે સામાજિકતા અને નૈતિકતાના મુદ્દાઓ ઉઠાવ્યા છે, સાહિત્ય પોતા ઉપરાંતનું પણ કશુંક કાર્ય કરે એવું વલણ અખત્યાર કર્યું છે, પણ સાહિત્યને એણે નૈતિકતા સાથે કે પ્રચાર સાથે ગૂંચવ્યું નથી.

પ્રતિબદ્ધતાને આ રીતે સમજનાર બેલિન્સ્કી આ જ કારણે પુશ્કિન જેવાનું પણ ગૌરવ કરી શક્યો છે. આજના દલિત, આફ્રિકી કે કોઈ પણ પ્રતિબદ્ધ સાહિત્યને સમજવાની દિશા બેલિન્સ્કીની સમજમાંથી ઊઘડી આવી શકે તેમ છે.

(સંદર્ભ The Sense of Reality by Isaiah Berlin, Farrar Straus & Giroux, New York).



**પિડિલાઈટ**

# 'ચપટી', વગાડ તાંજ ચોંટાડે!



જાદૂ જ જોઈ લો જાણે. મજબૂત ચોંટાડે–ક્ષણ **માત્રમાં અને જોઈએ માત્ર એક ટીપું.**

**ફેવિકિવક–વન–ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ** મોટા ભાગનાં પ્લાસ્ટિક, રબર, ઍક્રિલિક, ચિનાઈ માટીનાં વાસણ, સિરૅમિક, ધાતુ અને લગભગ બધી જ વસ્તુઓ ચોંટાડે એવી શકિતશાળી ફૉર્મ્યુલા.

**ફેવિકિવક–વન–ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ** વાપરો અને જાતે જ અનુભવો જગતના સૌથી વધુ ઝડપથી ચીટકાવતા એડ્હેસિવ જાદૂ.

**ફેવિકિવક** તરત જ ચોંટાડે, લાં..... બુ ટકે.

ફેવિકિવકથી તમારી આંગળીઓ પણ ચોંટી જાય,
**સાવચેતીપૂર્વક વાપરશો.**




## ફેવિક્વિક® – વન ડ્રૉપ ઈન્સ્ટંટ એડ્હેસિવ

## ગુજરાતી સાહિત્ય અકાદમીના સાહિત્યગૌરવ પુરસ્કાર અંગે

ગુજરાત સાહિત્ય અકાદમીનો સાહિત્ય ગૌરવ પુરસ્કાર મને તા. ૨૨ માર્ચ, ૨૦૦૨ને શુક્રવારના રોજ આપવામાં આવ્યો એ પ્રસંગે ઘણા સ્નેહ નીતરતા પત્રો મળ્યા છે. બે મિત્રોએ કાવ્યરચનાઓ મોકલી તે નીચે આપી છે.

**- રમણલાલ જોશી**

### ગૌરવ પુરસ્કૃત પ્રસંગે ડૉ. રમણલાલ જોશીને શુભેચ્છા-અભિવંદના

સુગંધો ઉરેથી સરીને વહંતી
સુગંધા મને શી તરી ને તરંતી
અનેકે સરે ને અનેકો બજંતી
કલા શી ખુમારી સુગંધે લહંતી !

સુમન ઉપર રમણ મહકતું
નયન મન શબદ વિતરતું
કલમ કસબ મનન તરતું
નભ ખગ ઉડન ભર સરતું
તરલ સરલ કરણ ભરતું
અસલ મનુષ કવિત વહતું !

સંપાદી ઉદ્દેશે
વરેણ્યા સુગંધા !
ભારતી શારદા પ્રેમ શી ઉપાસી !

ઉદ્દેશ અર્થે તમે સૌમ્યઃ ગિરાનું —
સહી મૌન કર્મે સર્યા શબ્દ-નભે !

સૌમનસ્યા ગિરા સોહતી ધારતી : ગુર્જરી શબ્દથી ધન્ય નર્તી રહી —
વૈષ્ણવી શી મહેતા - ગિરા મધ્યના યુગે
પછી વ્હેતી ખંડે કલ કલ થતી ભારત મહી : ધન્ય શી ગુર્જરી
મ્હેકતી સ્વપ્ન શી
ઉ.જો ને ચં. ચી. શી
ચીજ નવલની
ગૌરવ સમી
વીજ તરલ શી
સુગંધા વાણીનું
તપ મહકતું સૂર્ય કિરણે
પ્રકાશે ઉદ્દેશે રમણ રમણા તેજ વિતરે !

**- ડૉ. હિમાંશુ ભટ્ટ**

**સા**ક્ષરી, સાક્ષાત્કારીનું ગૌરવ, શબ્દ ઘરેણું.
**હિ**ત-અહિત કોણે જોયું ? મન શબદને વરેલું.
આદિ**ત્ય** થઈને પ્રજવળવાનું આવ્યું કેવું ટાણું.
**ગૌ**રવ આપનું અમ અંતરમાં ગૌરવરૂપે ભાળ્યું.
**ર**મણ થિયાં શબ્દ રમણે, રમણ હેતથી નાચ્યું,
**વ**રેણ્યમ્ શબ્દ તાજે શીશરમણ રમણ થઈ દિપ્યું.
**પુ**ષ્કળ લઈ અભિનંદનનો દ્વારે ટોળું ઉમટ્યું.
**ર**મણલાલના મુકુટ મહીં શ્રી રમણે છોગું ખોસ્યું.
નમ**સ્કા**ર એ શબ્દજગતને, જેણે નામ ઉજાળ્યું.
**ર**મણલાલશ્રી અમે તો ઠીક, રબેય પર્વને ઉજવ્યું.

**- પીયૂષ અ. જાની**

**Uddesh** (A literary, cultural monthly) **April - 2002** ISSN 0971-6599.
Licensed to post without prepayment Licence No 188 R. No., GUJ 56/2002



# કેડિલા : કાળજીની એક આગવી પરંપરા



સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમુ : અંક દસમો

મે : ૨૦૦૨

તંત્રી

રમણલાલ જોશી

૧૪૨



# ઉદ્દેશ

વર્ષ : બારમું અંક : દસમો સળંગ અંક : ૧૪૨

## અનુક્રમ : મે ૨૦૦૨



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૭ ૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

## સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે. અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯. ફોન : ૭૯૧૧૬૭૭, ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ઉદ્દેશ

મે ૨૦૦૨

सर्वभाषा सरस्वती



# ગુજરાતમાં આટલી બધી હિંસા !

કવિ ઉમાશંકર જોશીએ કહ્યું છે :

*મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત,*
*ગુજરાત મોરી મોરી રે............*

પરંતુ અત્યારે તે હયાત હોય તો શું કહે ?

ગુજરાતમાં છેલ્લા દિવસોમાં અસામાન્ય હિંસા વકરી રહી છે. હિંસાનું કારણ શું ? હિંસા પ્રગટે છે માણસના મનમાંથી જ. માણસનું મન ઇન્દ્રિયો દ્વારા કાર્ય કરે છે. પાંચ કર્મેન્દ્રિયો છે : વાક્, પાણિ, પાદ, ઉપસ્થ, ગુદા, અને પાંચ જ્ઞાનેન્દ્રિયો છે : કર્ણ, નેત્ર, ત્વચા, રસના, અને નાસિકા. જેટલે અંશે માણસ એના મન ઉપર પ્રભુત્વ સ્થાપે છે તેટલે અંશે આ ઇન્દ્રિયો કાંઈ કરી શકતી નથી. હિંસાનું મુખ્ય કારણ માણસના મનમાં જે ખ્યાલો, પૂર્વગ્રહો, માન્યતાઓ ભરાઈ ગયાં છે એને દૂર કર્યે જ છૂટકો. જોકે આ કામ શિક્ષણનું છે અને આટલાં વર્ષો પછી પણ શિક્ષણમાં આપણે શું સિદ્ધ કર્યું છે તે તપાસવા જેવું છે.

મેં અગાઉ લખેલું કે બધા ધર્મમાર્ગો મનુષ્યપ્રેમનો મહિમા કરે છે. ક્યાંય અન્ય ધર્મ માટે કે અન્ય સાધનાપ્રણાલી માટે અનાદર નથી. અમુક માર્ગ જ ચડિયાતો એવું પણ નથી. છતાં સાંપ્રત સમયમાં ધર્મઅસહિષ્ણુતા એની પરાકાષ્ઠાએ પહોંચેલી જોવા મળે છે. ધર્મ રાજકારણનું હથિયાર બન્યો છે. આ દેશના રાજકારણીઓએ એકે વસ્તુને પવિત્ર રહેવા દીધી નથી. વૈયક્તિક સ્વાર્થાંધતા માટે દરેકેદરેક ચીજનો દુરુપયોગ કર્યો છે. વાસ્તવિક રીતે તો ધર્મ—ધારક તત્ત્વ-નો પ્રભાવ રાજકારણ આદિ ક્ષેત્રો ઉપર પડવો જોઈએ. એને સાટે ધર્મ રાજકારણની ચુંગાલમાં આવ્યો છે એ કેવું વરવું દશ્ય છે ! કોઈ ધર્મમાં હિંસાને સ્થાન નથી, જ્યારે આજે ધર્મને નિમિત્તે હિંસાચાર થતો દેખાય છે. મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદભાવ અને વૈરભાવના પ્રગટાવે એવી વિચારસરણીનો ધ્વંસ કરવાનો સમય પાકી ગયો છે. સઘળાં ધર્મશાસ્ત્રો અને તત્ત્વજ્ઞાન-ગ્રંથો વારેવારે આ વાત ઉપર ભાર મૂકે છે. 'મહાભારત'કારે તો न मानुषात श्रेष्ठतरं हि किञ्चित - મનુષ્ય કરતાં કશું વધુ શ્રેષ્ઠ નથી - એમ કહી દીધું છે. બંગાળી કવિ ચંડીદાસ પણ કહે છે : 'શુન હે માનુષ ભાઈ, સબાર ઉપરે માનુષ સત્ય, તાહાર ઉપરે નાઈ'—હે મનુષ્ય બંધુ, સાંભળ. સૌની ઉપર મનુષ્ય સત્ય છે, એની ઉપર કશું નથી.-આપણે આ સાંભળીશું ?

ગુજરાત માટેનો કવિનો અહોભાવ આપણે પુનઃસ્થાપિત કરવો જોઈએ. જે ગુજરાતમાં ગાંધીજી પાક્યા, રવિશંકર મહારાજ થયા, નરસિંહ મહેતા થયા, એ ગુજરાતની અત્યારની દશા જોઈ કંપારી છૂટે છે. ક્યાં ધા નાખવી ? પ્રભુ સિવાય કોઈ આરો નથી. તે આપણી લાગણીનો પ્રતિસાદ આપશે ?

**રમણલાલ જોશી**



તંત્રી

## સાહિત્યસંસ્કારરસિક મહાનુભાવનું દુઃખદ અવસાન :

શ્રી પ્રફુલ્લભાઈ એન. ભટ્ટ (પી. એન. ભટ્ટ તરીકે ઓળખાતા) સાહિત્યસંસ્કારરસિક સજ્જનનું તા. ૧૫ એપ્રિલ ૨૦૦૨ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેઓ 'ઉદ્દેશ'ના આજીવન સભ્ય હતા, અને 'ઉદ્દેશ'નો નવો અંક બહાર પડે કે તરત ફોન કરી એનાં લખાણોની ચર્ચા કરતા. તેઓ સ્ટેટ બૅંકમાં હતા. રિટાયર્ડ થયા બાદ અંગ્રેજીના ક્લાસિઝ ચલાવતા. તેમના અવસાનથી ગુજરાતના વિચાર કરનારા સંસ્કારપુરુષની મોટી ખોટ પડી છે. પ્રભુ એમના અવસાનનું દુઃખ સહન કરવાની તેમનાં પત્ની શ્રી લતાબહેનને શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

## શ્રી ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમે યોજાયેલી જાહેર ચર્ચા સભાની અપીલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના માનદ મંત્રી શ્રી પ્રબોધ પરીખ અને સહાયક મંત્રી શ્રી મંજુ ઝવેરી લખી જણાવે છે કે

''ગુજરાતની વર્તમાન કોમી વિદ્વેષની પરિસ્થિતિ અત્યંત ચિંતાજનક છે, ગુજરાતના તેમજ ભારતના ભાવિ માટે; કેવળ એકતા-એકાત્મતાની દૃષ્ટિએ જ નહીં, આર્થિક-સામાજિક વિકાસની દૃષ્ટિએ પણ. આપણું રાષ્ટ્રીયત્વ સર્વધર્મસમભાવ પર નિર્માયું તેમજ વિકાસ પામ્યું છે. આપણાં અસ્તિત્વ અને અસ્મિતાનો એ આધાર છે.

''અમે સાહિત્યના જીવો, નાગરિકો પણ છીએ. એટલે અમારી પણ એ જવાબદારી છે કે રાષ્ટ્રના પાયાને હાનિ પહોંચે એવું કંઈ પણ થતું હોય, રાજકારણમાં કે ધર્મકારણમાં, તો એને રોકવું. અમારું એ કર્તવ્ય છે.

''એ પશ્ચાદ્ભૂમાં અમે ગુજરાતી ભાષાના સર્જકો ગુજરાતની જનતાને, સરકારને અને વહીવટતંત્રને હાર્દિક અપીલ કરીએ છીએ કે આપણા પ્રદેશના તેમજ રાષ્ટ્રના પાયાને આઘાત પહોંચાડનારી વર્તમાન પરિસ્થિતિનો તાબડતોબ અંત લાવે અને કોમી સદ્ભાવ તેમજ સહકાર ફરીથી પ્રસ્થાપિત થાય તેવાં પગલાં લેવા કટિબદ્ધ થાય, જેથી સામાન્ય નાગરિક જીવન ફરી ધબકતું અને શાંતિભર્યું બને.''

અનેક લેખકોએ આ નિવેદનમાં સહી કરી છે.

## ગુજરાતી લેખકએ મંડળે સાંપ્રત પરિસ્થિતિ વિશે કરેલો ઠરાવ

ગુજરાતી લેખક મંડળના મંત્રી શ્રી અમિત દવેએ સાંપ્રત સંજોગોમાં અભિવ્યક્તિસ્વાતંત્ર્ય બાબતનો ઠરાવ મોકલી આપ્યો છે. ઠરાવમાં જણાવાયું છે કે -

''ગુજરાતમાં તા. ૨૭ ફેબ્રુઆરી ૨૦૦૨ના ગોધરાકાંડથી માંડીને આજ સુધીના અનેકાનેક હત્યાકાંડો અને કોમી તોફાનોએ આપણને સૌને ક્ષુબ્ધ બનાવી દીધા છે. આપણે માણસ હોવાની પણ શરમ અનુભવીએ છીએ.

''આવી ઘટનાઓ, આ અનુભવો, સમાજમાં દેખાતાં-સંભળાતાં, પ્રચાર-દુષ્પ્રચાર, નફરત, વેરઝેરવિષયક વિચારો, માન્યતાઓ, તે અંગેના સમાચારોને પોતાની કલમ/કૅમેરાથી અભિવ્યક્તિ આપવાનું કામ કરી રહેલા સૌ લેખકો-પત્રકારો સમક્ષ ઊભા થઈ રહેલા ખતરા વિશે ગુજરાતી લેખક મંડળ ચિંતિત છે.

''આપણા જે કલમજીવીઓને દમન, દબાણો, ધાકધમકીઓ સહન કરવાં પડ્યાં છે કે હજુ કરી રહ્યા છે, તેમને લેખક મંડળ આ સાથે દિલસોજી પાઠવે છે.

''વિશેષમાં સરકાર પોલીસ કે સરકારી તંત્ર યા બિનસરકારી, ધાર્મિક, રાજકીય સંસ્થાઓ અથવા તો જે સંસ્થા માટે લેખક કામ કરે છે, તે સંસ્થાના માલિક, તંત્રી કે ઉપરી દ્વારા જે દબાણો, ધમકીઓ ને શારીરિક/માનસિક ત્રાસ દ્વારા લેખકોની અભિવ્યક્તિ રોકવાનો પ્રયત્ન થયો છે, તેને લેખક મંડળ વખોડી નાંખે છે. અભિવ્યક્તિસ્વાતંત્ર્ય કોઈ પણ લોકતંત્રનું અભિન્ન અંગ છે. સમગ્ર લેખકસમુદાય અને સમાજના સંવેદનશીલ નાગરિકોને લેખક મંડળ આગ્રહભરી અપીલ કરે છે કે તેઓ લેખકોના અભિવ્યક્તિસ્વાતંત્ર્યના અધિકારોની રખેવાળી માટે કટિબદ્ધ બને અને આપણા

ગુજરાતમાં વિશ્વયુદ્ધ સમયના જર્મનીના ઇતિહાસનું પુનરાવર્તન ન થાય તે માટે સહિયારો સંકલ્પ કરે.

"ગુજરાતમાં ફરી શાંતિ સ્થપાય અને સમાજજીવનના તાણાવાણા જળવાઈ રહે તે માટે કલાસંસ્કૃતિના સૌ સર્જકો અને સમર્થકો સક્રિય યોગદાન આપે તેવી આશા વ્યક્ત કરીએ છીએ."

આ ઠરાવમાં પણ અન્ય લેખકોએ પોતાની સહી કરી છે.

## ગુજરાત સાહિત્ય સભાનું સનતકુમારી મહેતા પારિતોષિક

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર ત્રણ વર્ષે અપાતું સનતકુમારી મહેતા શ્રેષ્ઠ લેખિકા પારિતોષિક ઈ.સ. ૧૯૯૫-૯૬-૯૭ના સમયગાળા માટે હિમાંશી શેલત કૃત 'એ લોકો' ને તથા ઈ.સ. ૧૯૯૮-૯૯-૨૦૦૦ના સમયગાળા માટે પ્રીતિ સેનગુપ્તા કૃત 'નમણી વહે છે નદી' પુસ્તકને આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. નિર્ણાયક તરીકે ડૉ. ઉષાબહેન ઉપાધ્યાય તથા અનિલાબહેન દલાલ હતાં.

## પ્રા. બકુલ રાવલ અભિવાદન સમારોહ

પ્રા. બકુલ રાવલ સન્માન સમિતિએ તા. ૧૩ ફેબ્રુઆરી ૨૦૦૨ના રોજ મુંબઈ ખાતે એક સન્માન સમારંભ યોજીને શ્રી બકુલ રાવલનું રૂ. ૨,૭૧,૦૦૦/- નો ચેક અર્પણ કરી સન્માન કર્યું હતું, અને એમની સાહિત્યસેવાઓને બિરદાવી હતી. શ્રી બકુલ રાવલને અભિનંદન.



## વસંતબ્રહ્મનો ઉઘાડ

*સમયફૂલ આખું ખીલેલું, ખીલેલું !*
*દલેદલ સુહ ઊર્ધ્વનો રસ ઝીલેલું !*
*ગઈ કાલ લગ જે બીડેલું - સીડેલું*
*હતું તે બધું દલદલે ઊઘડેલું !*
*ઈંડું બ્રહ્મસેવ્યું તિરાડોમાં તૂટ્યું*
*તૂટ્યું લક્ષ તરડો મહીં ઝગ્મગેલું !*
*અહો, પિંડ પણ પૃથ્વીનો મ્હેકી ઊઠ્યો,*
*હૃદય માટીનું રૂંરૂં બહેકી ઊઠેલું !*
*નથી ક્યાંય કાર્પણ્ય જેવું કશુંયે*
*દીસે શૂન્ય તે બ્રહ્મ જેવું ભરેલું !*
*ન નાભિ દીસે, શેષયે નાહીં, માત્ર*
*દીસે પદ્મ, ઢાંકી બધું નીકળેલું !*
*અહો, આજ ઉશનસ્ તણી સિસૃક્ષાને*
*દ્યૌ-પૃથિવી ગૂંથવી સાવ સ્હેલું.*

**ઉશનસ્**



# શલ્યે કર્ણનો તેજોભંગ કર્યો ?

મ. અ. મેહેન્દળે

સર્વસાધારણ સમજ એવી છે કે કર્ણાર્જુનયુદ્ધ વખતે કર્ણનું સારથ્ય કરતા શલ્યે કર્ણનો તેજોભંગ કર્યો. મહાભારત વિશે જે કેટલીક ખોટી ધારણાઓ છે તેમાંની આ એક છે. આવી જાતની ગેરસમજૂતી થાય તે માટે મહાભારતે જ અવસર આપ્યો છે.

મહાભારતના ભીષ્મપર્વના ૪૧મા અધ્યાયમાં એક ઘણી વિચિત્ર લાગે એવી ઘટના થયાનું વર્ણન છે. એ ઘટના ઘણી વિચિત્ર છે એ કારણે અને બીજાં પણ કેટલાંક કારણોને લીધે એ ઘટના પ્રક્ષિપ્ત છે એવો મારો મત છે. અત્યારે એ વિષયમાં જવાનું આપણને કારણ નથી. એ ઘટનાના અંતમાં એવું કહ્યું છે કે ભીષ્મ, દ્રોણ, કૃપ એ ત્રણ જણની યુદ્ધ કરવા માટે અનુમતિ મેળવ્યા પછી યુધિષ્ઠિર શલ્ય પાસે ગયા અને એને વંદન કરી એની પણ યુદ્ધ કરવા માટે યુધિષ્ઠિરે રજા માંગી. શલ્યે પરવાનગી આપી અને 'યુદ્ધસ્વ જયમાપ્નુહિ' (૬.૪૧.૭૫.૮૨) એવો આશીર્વાદ આપ્યો. વળી બીજી પણ કંઈ મદદ કરવાની શલ્યે પોતાની તૈયારી દર્શાવી. તે વેળા યુધિષ્ઠિરે શલ્ય પાસે એવો વર માંગ્યો કે યુદ્ધ થાય ત્યારે શલ્યે કર્ણનો તેજોભંગ કરવો અને તે પ્રમાણે કરવાનું શલ્યે કબૂલ કર્યું (૬.૪૧.૮૧-૮૨).

કબૂલ કર્યા પ્રમાણે શલ્યે કર્ણનો તેજોભંગ કરવાનું કામ ચોખ્ખી રીતે કર્યું એવો આભાસ મહાભારતની ઉપલબ્ધ કથામાં નિર્માણ કરવામાં આવ્યો છે. શલ્ય અને કર્ણ યુદ્ધક્ષેત્ર તરફ જવા માટે રથમાં બેઠા પછી બન્નેમાં જે સંભાષણ થયું તે વેળા શલ્યે કર્ણનો તેજોભંગ થાય, કર્ણ લડવાની હિંમત હારે, તે માટે તેને ઘણું બધું કહ્યાનું વર્ણન મહાભારતમાં છે. (૮.૨૬.૨૯, ૬૧-૬૮, ૮.૨૭.૧૭-૨૫, ૩૦-૫૨; ૮.૨૮.૧-૬૬; ૮.૩૦.૮૩-૮૭). શલ્યે કર્ણને ચોખ્ખી રીતે કહ્યું કે "આ યુદ્ધ તારા મોત માટે જ છેડાયું છે. આજે તું રણાંગણ છોડીને નાસી જજે, નહીં તો તારા પ્રાણ ગયા એમ જ સમજી લે." (૮.૨૬.૬૯).[1]

તેથી શલ્યે કર્ણનો તેજોભંગ કર્યો એવી ગેરસમજ નિર્માણ થવા માટે મહાભારતમાંનું ઉપર્યુક્ત વર્ણન કારણ બન્યું છે.

પરંતુ એવી ગેરસમજૂતી કરી લેતા પહેલાં શલ્યે કર્ણનો તેજોભંગ કર્યો હોવાની કોઈ શક્યતા નથી એમ સ્પષ્ટપણે જણાવતા જે શ્લોકો છે, જે ઘટનાઓ છે તે તરફ સંપૂર્ણપણે દુર્લક્ષ થયું છે. એ શ્લોકો પરથી એમ જાણવા મળે છે કે શલ્યે કર્ણનો તેજોભંગ તો કર્યો નહીં જ, ઊલટું તેણે કર્ણને અર્જુન સાથે લડવા માટે ઉત્સાહિત કર્યો, યોગ્ય વેળાએ એને ધીરજ આપી, અને યોગ્ય પ્રસંગે કર્ણને સાવધ પણ કર્યો. સારથ્ય કરવાનું પોતાનું કામ શલ્યે ચોખ્ખી રીતે કર્યું. શલ્યની સૂચનાનો કર્ણે સ્વીકાર કર્યો નહીં, એમ કરવું એને માટે અશક્ય હતું એ સમજી લેવા માટે કઈ પરિસ્થિતિમાં શલ્ય કર્ણનો સારથિ થયો તે સારી રીતે સમજી લેવું અગત્યનું છે. દ્રોણવધ થયો પછી કર્ણ કૌરવોનો સેનાપતિ થયો. પહેલા દિવસનું યુદ્ધ પૂરું થયા પછી કર્ણે એક વાત સારી પેઠે જાણી કે એની પાસે કૃષ્ણ જેવો કુશળ સારથિ નથી.

પહેલા દિવસનું યુદ્ધ પૂરું થયા પછી રાતે તેણે એ વાત દુર્યોધનને કહી. તે રાતે તે વાત તેટલી જ રહી. બીજે દિવસે સવારે કર્ણે દુર્યોધનને સ્પષ્ટ શબ્દમાં કહ્યું કે તેને શલ્ય જેવા કુશળ સારથિની જરૂરત છે. આયુધો અને અસ્ત્રપ્રયોગોમાં કર્ણ પોતાને અર્જુનની સરખામણીમાં વિશેષ ગણતો હતો. એનું વિજયધનુષ્ય પણ અર્જુનના ગાંડીવ કરતાં સારું હતું, એમ એ માનતો હતો. પણ બે વાતોમાં અર્જુન કર્ણ કરતા સરસ હતો. એક તો અર્જુન પાસે અક્ષય્ય ભાથાંઓ હતાં, જેથી અર્જુનને કદી પણ બાણોની અછત રહેતી ન હતી. આ ઊણપ કર્ણના રથ પાસે બાણોથી ભરેલા રથ રાખીને દૂર કરવાનું શક્ય હતું. બીજી વાત એ કે અર્જુનનું સારથ્ય કૃષ્ણ જેવો ચતુર સારથિ કરતો હતો. અર્જુનનું રક્ષણ એનો સારથિ કરતો

૧. વધુ માટે જુઓ ૮.૨૭.૧૭.૫૨. બંને વચ્ચે થયેલા સંભાષણ વખતે કર્ણે શલ્યને જવાબ આપતાં મદ્રદેશના લોકોની ઘણી નિંદા કરી છે (૮.૨૭.૭૧-૯૦; ૮.૩૦.૧-૮૨). એ તરફ ધ્યાન આપવાને કારણ નથી. એ બધા શ્લોકો નિઃસંદેહ પ્રક્ષિપ્ત છે.

હતો (૮.૨૨.૪૯). કૌરવોના પક્ષમાંનો શલ્ય કૃષ્ણ કરતાં પણ વધારે કુશળ સારથિ હતો. જો શલ્ય કર્ણનું સારથ્ય કરવાનું માની લે તો યુદ્ધમાં કર્ણ કેવા ચમત્કાર કરે તે દુર્યોધન જોઈ શકે (૮.૨૨.૫૩, ૫૮).

અહીંયાં આપણે ધ્યાનમાં લેવું જોઈએ કે કર્ણને શલ્યની આવશ્યકતા હતી તે માત્ર તેના રથના ઘોડા શલ્ય કુશળતાથી હાંકે તેટલા પૂરતી નહીં, પણ પોતાનું રક્ષણ શલ્ય કરે - જેમ કૃષ્ણ અર્જુનનું કરતા હતા - તે માટે પણ.

દુર્યોધને શલ્યને કર્ણનો સારથિ થવા માટે વિનંતી કરી. વિનંતી કરતી વખતે દુર્યોધને પણ શલ્યને કહ્યું કે સારથિને નાતે એણે કર્ણનું રક્ષણ કરવું (૮.૨૩.૫-૬). સારથિ થવા કહ્યું તેથી શલ્ય પ્રથમ ઘણો ગુસ્સે થયો. પરંતુ દુર્યોધને જ્યારે કહ્યું કે શલ્ય કૃષ્ણ કરતાં શ્રેષ્ઠ સારથિ છે ત્યારે શલ્ય શાંત થયો અને તેણે સારથિ થવાનું માની લીધું.

શલ્યે સારથિ થવા માટે માન્યતા આપી ત્યારે એણે કઈ જાતની જવાબદારી સ્વીકારી હતી એનું શલ્યને પૂરું ધ્યાન હતું. એણે પોતે જ કર્ણને કહ્યું તે પ્રમાણે લડનારા બે યોદ્ધાઓના બલાબલની પૂરી જાણ સારથિને હોવી જોઈએ, જે જગ્યા ઉપર યુદ્ધ થવાનું હોય ત્યાંના સમવિષમ ભાગ એણે ધ્યાનમાં રાખવા જોઈએ. રથી અને રથના ઘોડાઓને કેટલો શ્રમ થયો છે, તે કેટલા થાક્યા છે એ સારથિએ ઓળખવું જોઈએ. રથી માટે શક્ય શું છે, અઘરું શું છે એ પણ રથને પોતાના એક કુટુમ્બ તરીકે માનતા સારથિએ જાણવું જોઈએ (સર્વમેતન્મયા જ્ઞેયં રથસ્યાસ્ય કુટુમ્બિના. ૮.૨૮.૬-૮).[૨] જે રથ પર બેસીને શલ્ય સારથિનું કામ કરનાર હતો તેને એ પોતાનું કુટુંબ માનતો હતો. એટલે એ રથમાં બેસીને યુદ્ધ કરનાર કર્ણ વિશે એની દૃષ્ટિ પોતાના 'કુટુમ્બ'ની એક વ્યક્તિ સમાન હતી એ વાત આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. પોતાના કુટુમ્બની એક વ્યક્તિનો શલ્ય તેજોભંગ કરે એમ માનવું મુશ્કેલ છે.

સારથિ થવાનું શલ્યે માન્ય કર્યું ત્યારે તેણે એક શરત મૂકી હતી તે એવી કે કર્ણનું હિત થાય તે માટે શલ્ય કર્ણને જે કંઈ પ્રિય અથવા અપ્રિય સંભળાવે તે તેણે સહી લેવું જોઈએ. કર્ણના વતી દુર્યોધને એ શરત સ્વીકારી હતી. એ શરતનો ગમે તેવો મનમાન્યો અર્થ કરી પ્રક્ષેપકારોએ શલ્યને મોઢે કર્ણની નિંદા કરતા અને એનુ મનોધૈર્ય ઉતરાવતા શ્લોકો મૂક્યા. એવા શ્લોકો રચી, આગળ શલ્યે યુધિષ્ઠિર આગળ કબૂલ કર્યું હતું તે પ્રમાણે કર્ણનો તેજોભંગ કર્યો એવો આભાસ નિર્માણ કરવામાં પ્રક્ષેપ કરનારાઓએ અપરંપાર યશ મેળવ્યો.

પરંતુ પ્રક્ષેપકારોએ નિર્માણ કરેલો આભાસ એક સાચી વાત છે એમ માની લેતી આપણી પરંપરાએ આગળ જણાવેલી વિગતો તરફ જરૂરી હતું તેવું ધ્યાન આપ્યું નહિ. : (૧) શલ્ય કર્ણને તેવો પ્રસંગ ઊભો થાય તો અપ્રિય બોલનાર હતો તે કર્ણનું હિત ધ્યાનમાં રાખીને (હિતકામ:. ૮.૨૫.૬), કર્ણનું ધૈર્ય ઓછું કરવા માટે નહિ. (૨) સારથિ થતી વેળા શલ્યે કર્ણને આશ્વાસન આપ્યું હતુ : "કર્ણ, હવે પછી તારે કોઈ ચિંતા કરવી નહિ. (વિજ્વરો ભવ સૂતજ. ૮.૧૫.૭૭). (૩) દુર્યોધનને ખાતરી હતી કે શલ્ય સારથિ થયા પછી કર્ણ અર્જુનનો પરાભવ ચોક્કસ કરશે. (ત્વયાભિગુપ્તો રાધેયો વિજેષ્યતિ ધનંજયમ્. ૨૬.૫). (૪) શલ્યે કર્ણને એની ભલાઈ માટે સારી સૂચના કરી હતી કે તેણે એકલાએ અર્જુન સાથે યુદ્ધ કરવું નહીં, સ્વપક્ષના યોદ્ધાઓની સહાય લઈ લડવું. એમ કરવાથી દુર્યોધનનું અને કર્ણનું પણ હિત થશે (૮.૨૭.૨૬-૨૭). (૫) યુદ્ધમાં પ્રથમ ભીમ સાથે લડવાનો પ્રસંગ ઊભો થાય તો પ્રથમ ભીમનો વધ કરીને પછી અર્જુન સાથે યુદ્ધ કરવાનો પોતાનો વિચાર કર્ણે શલ્યને સંભળાવ્યો. શલ્યે કર્ણને ટેકો આપ્યો. એટલું જ નહીં, પણ એમ કરવાથી કર્ણની ઘણા દિવસોની ઇચ્છા પૂરી થશે એની ખાતરી આપી (૮.૩૪.૨૧-૨૫).

આ બધી વિગતો શલ્યે કર્ણનો તેજોભંગ કર્યાનું સૂચન કરતી નથી.

શલ્યે કર્ણનો તેજોભંગ કર્યો ન હતો એમ સિદ્ધ કરવા માટે ઉપર જણાવ્યા તેટલા જ પુરાવા છે એમ નથી. એના કરતાં પણ બલવત્તર પુરાવા મહાભારતમાં ઉપલબ્ધ છે.

(૧) અર્જુનનો રથ કર્ણની દિશામાં આવતો જોઈ શલ્યે કર્ણને કહ્યું, "આ અર્જુન તારી સામે ગાંડીવ હાથમાં લઈ ઊભો છે. એનો વધ આજે તું કરીશ તો તેથી

૨. રામાયણમાં સારથિનાં કર્તવ્યો રાવણના સારથિએ રાવણને સંભળાવ્યાં તે વખતે એ પણ સારથિનો રથ એનુ કુટુંબ હોય છે એમ કહે છે. ('રથકુટુમ્બિન', રામાયણ ૬.૯૩.૧૮-૨૦).

આપણા સૌનું કલ્યાણ થશે. કૌરવોના પક્ષમાં તારા સિવાય બીજો કોઈ ધનુર્ધર અર્જુનને રોકે એવો નથી. અત્યારે અર્જુન એકલો છે, પાછળથી કે બન્ને બાજુથી એનું રક્ષણ કરનાર કોઈ યોદ્ધા નથી. કૃષ્ણાર્જુન સાથે બાથ ભીડવા તું એકલો જ સમર્થ છે. જીભ ચાટનાર સાપને, ગર્જન કરતા વૃષભને, અથવા સંતાઈ બેઠેલા વાઘને જેમ કોઈ મારે તેમ તું અર્જુનને માર. ભયથી કૌરવોની સેના અત્યારે નાસવા લાગી છે, તેમનો ભય દૂર કરનાર અન્ય કોઈ આજે કૌરવપક્ષમાં નથી. ભૂતકાળમાં જે ધૈર્યથી તેં વૈદેહ, અમ્બષ્ઠ, કામ્બોજ, નગ્નજિત્ અને ગાંધાર લોકોને જીત્યા છે તે જ ધૈર્યનો આજે અંગીકાર કરી કૃષ્ણાર્જુન સાથે તું યુદ્ધ કર.'' (૮.૫૭.૧૩-૧૬, ૨૨-૩૨).

અર્જુનની સાથે આખરી યુદ્ધ થવાનો સમય આવ્યો ત્યારે કર્ણને ઉદ્દેશીને શલ્યે કહેલા ઉપરના શબ્દો, શું કર્ણનો તેજોભંગ થાય તેવા છે ?

(૨) દુઃશાસનનો વધ ભીમે જે રીતે કર્યો તે જોઈ કર્ણ પણ મનમાં થોડો કચવાયો હોય એમ લાગે છે. એણે સ્પષ્ટ શબ્દોમાં કશું કહ્યું નહીં. પણ શલ્ય માણસના મોઢા પર પલટાતા ફેરફાર જાણનારો હતો (આકારભાવજ્ઞઃ) તેથી કર્ણના મનમાં થતી ગડમથલ એણે જાણી અને કર્ણને કહ્યું : ''કર્ણ, દુઃશાસનના વધનો ખેદ તું કરીશ નહીં. આ ઘડીએ એ યોગ્ય નથી. દુર્યોધન ભ્રાતૃવધના કારણે ઘણો દુઃખી થયો છે. અર્જુનને આગળ કરી પાંડવો તારા પર ચડી આવે છે. તેથી મોટું પૌરુષ ધારણ કરી અને ક્ષાત્રધર્મને જાળવી તારે અત્યારે અર્જુન પર હુમલો કરવાનો છે. યુદ્ધનો બધો ભાર દુર્યોધને તારા માથા પર મૂક્યો છે. તારે તારી જવાબદારી યથાશક્તિ સંભાળવાની છે. યુદ્ધમાં જય થાય તો તને પ્રચંડ કીર્તિ મળશે, પરાજય થાય તો તને સ્વર્ગ પ્રાપ્ત થશે.'' શલ્યના આ શબ્દો સાંભળી કર્ણનું મન સુસ્થિર થયું અને તે યુદ્ધ માટે એ સજ્જ થયો. (જયે સ્યાદ્ વિપુલા કીર્તિર્ધ્રુવઃ સ્વર્ગઃ પરાજયે હૃદિ માનુષ્યકં ભાવં ચક્રે યુદ્ધાય સુસ્થિરમ્. ૮.૬૨.૮-૧૬).

યોગ્ય વખતે કર્ણને ધીરજ આપતાં શલ્યે જે ખબરદારી લીધી છે તે ધ્યાનમાં લેવા જેવી છે. કર્ણની સામે બે વિકલ્પો રજૂ કરતી વખતે તેણે જય કાં તો પરાજય એવા શબ્દો યોજ્યા છે, ''જય કાં તો મૃત્યુ'' એવા શબ્દો યોજ્યા નથી. અર્જુનને ઉપદેશ કરતી વખતે ગીતાની શરૂઆતમાં કૃષ્ણે અર્જુન સામે આવા બે વિકલ્પો રજૂ કર્યા ત્યારે તેમણે ''મૃત્યુ કાં તો જય'' એવા વિકલ્પો સૂચવ્યા હતા (હતો વા પ્રાપ્સ્યસિ સ્વર્ગં જિત્વા વા ભોક્ષ્યસે મહીમ્ (૨.૩૭). તે જ પ્રમાણે શલ્યે પહેલો ઉલ્લેખ જયનો કર્યો છે, પછીથી પરાજયનો. ત્યારે કૃષ્ણે પહેલો ઉલ્લેખ મૃત્યુનો કર્યો છે, પછી જયનો. ગીતા સંભળાવી તે વખતે યુદ્ધની શરૂઆત પણ થઈ ન હતી. શલ્ય-કર્ણ વચ્ચે સંવાદ થયો ત્યારે યુદ્ધના સોળ દિવસ થઈ ગયા હતા. યુદ્ધનો અંત પાસે આવતો હતો. એ વેળા શલ્યે લીધેલી ખબરદારી યોગ્ય હતી. તેણે 'મૃત્યુ' શબ્દનો ઉપયોગ કર્યો નથી, 'પરાજય' શબ્દનો કર્યો છે. શલ્યના શબ્દોમાં એની કર્ણ વિશેની લાગણી જોવા મળે છે, કર્ણનો તેજોભંગ કરવાનો ઉદ્દેશ નથી.

(૩) કર્ણ અને અર્જુન વચ્ચે યુદ્ધની શરૂઆત થતા પહેલાં કર્ણ શલ્યને પૂછે છે : ''યુદ્ધમાં અર્જુનના હાથે મારું મોત થાય તો તું શું કરીશ ?'' શલ્યે તત્કાળ જવાબ આપ્યો : ''અર્જુન તને મારવામાં કદાચ સફળ થયો તો હું એકલો કૃષ્ણાર્જુનને મારીશ.'' (૮.૬૩.૭૪). કર્ણનો તેજોભંગ કરવા માટે શલ્ય કર્ણનો સારથિ થયો હોત તો તે આવો જવાબ વાળે નહીં.[૩]

(૪) શલ્યે કર્ણનો તેજોભંગ કરવાનો પ્રયત્ન કર્યો ન હતો, બલકે કર્ણનું હિત થાય તે માટે તે દક્ષ રહ્યો હતો એમ જણાવતી એક મહત્ત્વની ઘટના મહાભારતમાં મળી આવે છે. અર્જુનનો વધ કરવા માટે કર્ણે એક અમોઘ બાણ સાચવી રાખ્યું હતું. એ જ કારણસર કર્ણે સાચવી રાખેલી અમોઘ શક્તિ ઘટોત્કચના વધ માટે વપરાઈ ગઈ હતી. પરંતુ હજી એની પાસે એક બાણ હતું. કહેવાય છે કે એ બાણ પર તક્ષકપુત્ર અશ્વસેન અર્જુનનું વેર લેવા માટે બેસી રહ્યો હતો. એ વાત સાચી હોય-ન હોય, એક વાત ચોક્કસ કે એ બાણ ઇંદ્રે કર્ણને આપેલી શક્તિ જેટલું જ પ્રભાવી હતું. કર્ણે એ બાણ ધનુષ્ય પર મૂકી અર્જુનના કંઠનું નિશાન લીધું. ત્યારે એક કુશળ સારથિ હોવાથી શલ્યે તરત જ જાણી લીધું કે કર્ણનું નિશાન યોગ્ય હોવા છતાં અર્જુનના કંઠ તરફ આવતું કર્ણનું બાણ ચૂકવવા માટે કૃષ્ણ જરૂર કોઈ યુક્તિ કરશે અને કર્ણનું બાણ ફોકટ જશે. તેથી તેણે કર્ણને ચેતવણી

૩. આ પ્રસંગ અને એના પછીનો કૃષ્ણાર્જુનનો એવો જ સંવાદ આપતા શ્લોકો (૮.૬૩. ૭૫-૭૭) પ્રક્ષિપ્ત લાગે એવા છે.

આપી કે કર્ણે નિશાન તાકી જે દિશામાં બાણ છોડવાનું નિર્ધાર્યું છે તેમ એણે કરવું નહીં. પહેલું નિશાન બદલી યોગ્ય વેળાએ કર્ણે બીજું નિશાન લેવું જોઈએ. (ન કર્ણ ગ્રીવામિષુરેષુ પ્રાપ્સ્યતે સંલક્ષ્ય સંધત્સ્વ શરં શિરોઘ્નમ્ ૮.૬૬.૭). પણ કર્ણ અતિશય ગર્વિષ્ઠ હોવાથી તેને શલ્યની સૂચના ગમી નહીં. શલ્યે આપેલી સૂચનાનું પાલન કરવાને બદલે તેણે શલ્યને ગર્વપૂર્ણ શબ્દોમાં સંભળાવ્યું : "મારા જેવો ધનુર્ધર એક વાર બાણનું નિશાન નક્કી કરી શરને તાક્યા પછી બીજી વાર શરને તાકતો નથી. મારા જેવા યોદ્ધાઓ કપટનું અવલંબન કરતા નથી. (ન સંધત્તે દ્વિઃ શરં શલ્ય કર્ણો, ન માદૃશાઃ શાઠ્યયુક્તા ભવન્તિ. ૮.૬૬.૮).

શલ્યે કલ્પના કરી હતી તેમ કર્ણે જ્યારે ધનુષ્ય પરથી બાણ અર્જુનની દિશામાં છોડ્યું ત્યારે કૃષ્ણે ઝડપથી પગનો ભાર રથ પર આપી ઘોડાઓને ઘૂંટણ પર બેસાડ્યા. અર્જુનનું શિર તેથી નીચે ઝૂક્યું અને કર્ણના બાણથી અર્જુનનું શિર કપાઈ ન જતાં માત્ર એના શિર પરનો કિરીટ દૂર ફેંકાઈ ગયો. કર્ણે શલ્યની સૂચના માની હોત અને ક્ષણભર રોકાઈ જઈ કૃષ્ણ શું કરે છે તે જોઈ બાણનું નિશાન બીજી વાર લીધું હોત તો કર્ણનું કામ ફતેહ થાત. પરંતુ એના ગર્વને કારણે એનું બીજું નિશાન પણ નિષ્ફળ થયું. કર્ણનો તેજોભંગ કરવા શલ્ય એના રથ પર બેઠો હોત તો કર્ણને તેનુ બાણ નિશાન ન ચૂકે માટે એક અમૂલ્ય સૂચના એ કરત નહીં. એ ચૂપ રહ્યો હોત.

ઉપર જણાવેલી બધી વિગતો એમ પુરવાર કરે છે કે શલ્યે કર્ણનો તેજોભંગ કરવાનો જરાયે પ્રયત્ન કર્યો ન હતો. શલ્યે કર્ણનો તેજોભંગ કર્યો, કર્ણ હિંમત હારે અને અર્જુન તેનો સહેજે પરાજય કરી શકે એવું ચિત્ર નિર્માણ કરતા શ્લોકો ચોક્કસ પ્રક્ષિપ્ત છે અને તેમનો આધાર યુધિષ્ઠિરે શલ્ય પાસેથી તેવી જાતનું આશ્વાસન યુદ્ધપૂર્વકાળમાં મેળવ્યું હતું એ બીજો એક પ્રક્ષેપ તરીકે ઉમેરાયેલો પ્રસંગ છે.

કર્ણને સાચવવાની શલ્યે પૂરતી કાળજી લીધી હતી. એક જ બાબતમાં કૃષ્ણ કરતાં એ નબળો નીવડ્યો. એમા શલ્યનો દોષ ન હતો. કર્ણનો રથ યુદ્ધભૂમિમાં પડેલા ખાડામાં સપડાય નહીં તેવું શલ્ય કરી શક્યો નહીં. કર્ણના રથનું ચક્ર ભૂમિમાં સપડાયું અને કર્ણને મારવો અર્જુન માટે સહેલું થયું. ભૂમિમાં ચક્ર સપડાયા પછી પણ કર્ણ ઘણા આવેશથી લડ્યો છે, એવો આવેશ કે જેથી કૃષ્ણના મનમાં અર્જુન વિશે થોડી ચિંતા પેદા થઈ (૮.૬૬.૪૫-૫૭; ૮.૬૭.૭-૧૦). પણ કર્ણનું બધું પરાક્રમ નિષ્ફળ નીવડ્યું અને અંતમાં તેનો વધ થયો. કર્ણનો રથ ભૂમિના છિદ્રમાં સપડાયો એનો દોષ શલ્યના માથે મૂકી શકાય નહીં. તેનું કારણ એ છે કે શલ્યે સારથિનું કામ એક જ દિવસ માટે કર્યું હતું. તેથી રણભૂમિનું સર્વેક્ષણ કરવાની તક એને મળી ન હતી. રણભૂમિ પર ખાડા-ટેકરાઓ ક્યાં છે તે સારી પેઠે જાણી લેવાનું કામ સારથિનું છે, રથીનું નથી એ વાત શલ્ય જાણે છે. ભારતીય યુદ્ધના પહેલા સોળ દિવસ શલ્ય સારથિ હતો, સારથી નહીં. સારથિ તો એ યુદ્ધના સત્તરમે દિવસે થયો હતો. ઊલટું, કૃષ્ણ યુદ્ધના પ્રારંભથી જ સારથિ બન્યા હતા, તેથી તેમને રણક્ષેત્રનું જ્ઞાન પૂરતું મેળવવા માટે જોઈતી તક મળી હતી. યુદ્ધભૂમિનું નિરીક્ષણ કરવાની બાબતમાં કૃષ્ણ અને શલ્યનો અનુભવ સરખો ગણાય નહીં. તેથી કર્ણના રથનું ચક્ર ભૂમિમાં સપડાયું તે માટે શલ્યને દોષી ગણાય નહીં.

*



## સાભાર સ્વીકાર

**અમૃતપર્વ** : લે. મોહનલાલ પટેલ, પ્ર.રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯. કિં.રૂ.૧૦૦/-; **મોહનલાલ પટેલ અધ્યયન ગ્રંથ** : સંપાદક : મણિભાઈ પ્રજાપતિ, પરામર્શક : ભોળાભાઈ પટેલ, રઘુવીર ચૌધરી, પ્ર.: ઉપર મુજબ, કિં. રૂ. ૨૦૦/-; **ઉજાસ અને ઉલ્લાસ** : સંપાદન : મકરન્દ દવે, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. કિં.રૂ. ૧૦૦/-; **ઝરૂખે દીવા** : લે. ઈશા-કુન્દનિકા, પ્ર.: ઉપર મુજબ, કિં.રૂ. ૮૫/-; **પ્રેરક કેળવણીકારો** : લે. ડૉ. મીનાક્ષી ઠાકર, પ્ર.: રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજેમાળે, જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. **કુરુક્ષેત્ર** (તૃતીય આવૃત્તિ) : લે. મનુભાઈ પંચોળી. 'દર્શક', પ્ર.: અક્ષર ભારતી પ્રકાશન, ૫, રાજગુલાબ શૉપિંગ સેન્ટર, વાણિયાવાડ, ભુજ-૩૭૦૦૦૧. કિં. રૂ. ૧૧૦/-; **દીપનિર્વાણ** (પુનર્મુદ્રણ) : લે. પ્ર. : ઉપર મુજબ, કિંમત રૂ. ૧૧૫/-; **સાચના કાચમાંથી ભા-૨** : લે.પ્ર. : વસંત પરીખ, સાકેત સોસાયટી, વડનગર-૩૮૪૩૫૫. કિંમત નથી.

# 'કાલગ્રસ્ત' : અસ્વસ્થ મનો(જ)ગતનું સ્વસ્થ આલેખન

ભરત મહેતા

અનુસુરેશ જોષીયુગના લબ્ધપ્રતિષ્ઠ વાર્તાકાર શ્રી મોહન પરમાર સમાંતરે નવલકથાઓ આપતા રહ્યા છે. 'ભેખડ'થી 'આસ્થાફળ' સુધીની એમની નવલકથાયાત્રાનો નોંધપાત્ર વિરામ 'કાલગ્રસ્ત' પણ છે. રાબેતા મુજબનું, ગોઠવાઈ ગયેલું, કોઠે પડી ગયેલું જીવન અને તેનો ભાર કદીક ખટકે અને એ છોડી દેવાની રઢ ઊપડે એ કોઈ પણ સંવેદનશીલ મનુષ્યનો અનુભવ છે. એ છટપટાહટની, અસ્વસ્થતાની ઘણી નવલકથાઓ લખાઈ છે કે જેમાં તાત્ત્વિક મૂંઝારાઓમાં નાયક, નાયિકા પડી જાય. હરમાન હેસની 'સિદ્ધાર્થ' કે લાભશંકર ઠાકરની 'કોણ' આ પ્રકારની નવલકથા છે. 'કાલગ્રસ્ત' આ પંગતમાં બેસતી નવલકથા છે. આમ પણ આંતરમુખી, મનોયંત્રણારત નાયકોની લાંબી યાદી મોહન પરમારના કથાસાહિત્યમાં છે જ. 'ભેખડ', 'આસ્થાફળ' કે એમની નોંધપાત્ર વાર્તાઓમાંથી પસાર થનાર સહુને એનો પરિચય છે.

ઘટના પ્રચંડ નથી. કથાનાયકના પિતાના કારણે મફતલાલ જેવા સજ્જન ખોટમાં ફસડાઈ પડ્યા. કથાનાયક મનોગતથી આ સહન થતું નથી. પિતાનો એકનો એક પુત્ર હોવાથી મનોગતને થાય છે કે આટલી બધી સંપત્તિ છે છતાં પપ્પા કોના માટે આ બધું કરી રહ્યા છે ? વળી નવાઈની વાત તો એ છે કે મનોગતને પીડા આપતી આ ઘટનાનો એના પિતા મનહરલાલને જરાય રંજ નથી. મફતલાલની ખોટ કરતાંય પિતાના આ વર્તનના કારણે મનોગતના મનમાંથી મફતલાલને પિતાએ કરેલ અન્યાય હટતો નથી, અમળાયા કરે છે. એમાં રહેલી પોતાની સંડોવણી મનોગતને કઠે છે. મફતલાલને કરેલા અન્યાયના પ્રાયશ્ચિત્તરૂપે એ પોતાના દેહ ઉપર દમન શરૂ કરે છે. ગાડી વાપરવાનું બંધ કરી ચાલે છે ! કૌટુંબિક પ્રવૃત્તિમાંથી, સમાજસેવામાંથી રસ ઊઠતો જાય છે. સિયારામ આશ્રમ જવાનું શરૂ કરે છે, હોદ્દો-નાત-જાત વીસરીને બાજુની 'વસ્તી'માં ભજન સાંભળવા જાય છે. પોતાનાથી અને પરિવારથી વિમુખ બનતો જતો મનોગત એની પત્ની સુપર્ણાને વિચારતી કરી મૂકે છે. પતિના વર્તનથી રિબાતી, પતિને આશ્વસ્ત કરવા માગતી, પતિથી આશ્વાસિત થવા માગતી સુપર્ણાનું પાત્ર લેખકની શક્તિનો પરિચય આપે છે.

મફતલાલવાળી ઘટના પછી મનોગત ઓછાબોલો થતો જાય છે. અભ્યાસી ભાવક જોઈ શકશે કે નવલકથામાં જલ્લવે જ સંવાદો છે. આંતર એકોક્તિઓની માત્રા ઘણી છે. મનોગતને થયા કરે છે — 'કેમ આ બધામાં રમમાણ થઈ શકાતું નથી ?' તેથી કશા કારણ વિના અહીં તહીં ભટકવાનું એને ગમવા માંડે છે.

''....ઘર તરફ જતા પગને એણે બસસ્ટૉપ તરફ ખેંચી લીધા. એ પગ પર પગ ચઢાવી બસસ્ટૉપ પર બેઠો. આવતી જતી, ક્યારેક આ બસસ્ટૉપ પર ઊભી રહેતી બસોને જોવામાં એ રમમાણ થયો. કશામાં દિલ ચોંટતું નહોતું. મનમાં તો લાંબી લાંબી દાઢીઓ ગૂંચળું વાળીને પડી હતી. મોટા મોટા પહાડો વચ્ચે એકાંત જગ્યા અને ભરપૂર વનરાજી વચ્ચે નિખાલસ જીવન જીવી લેવાનું મન થયા કરતું હતું. આ ઘોંઘાટથી જાણે ભાગી જવું હતું. પણ ક્યાં ?''

રાબેતા મુજબનું જીવવું નથી અને મનોવાંછિત કેવી રીતે જીવી શકાય તેની સૂઝ પડતી નથી, સૂઝ પડે તો એ હદે નિર્મમ થઈ શકાતું નથી એવી નિરાધાર સ્થિતિનો અનુભવ મનોગતને થાય છે. સુપર્ણાને આઘાત આપી ઑફિસથી બારોબાર ફરવા જાય છે. રૂઢ નિયમાવલિને તોડે છે. આકાશમાં ઊડતાં પંખીઓ, બાળકોના નિખાલસ હાવભાવ, વૃક્ષનું પવનમાં હલવું વગેરે જોવામાં એને રસ પડે છે. જે કૃત્ય નિખાલસ આનંદ આપે તેની નિકટ રહેવા મથે છે. મામા-મામી મળવા આવ્યાં છે ત્યારે ત્યાં આવતો નથી. સાધનામાં રત થઈ જાય તો પોતાનો ખંડ ન પણ ખોલે, ઑફિસ જાય પણ ખરો, ન પણ જાય ! આની અસર પરિવેશ પર પડતી જાય છે. મનહરલાલને થાય છે, 'મનોગતને ક્યાંક બતાવવો પડશે.' સુપર્ણાની

બહુધા અબોલ પ્રતિક્રિયાઓ અને મધુસૂદનની મનોગતના વર્તન વિશેની સીધી ટીકાઓ દ્વારા મનોગતના વ્યવહારની પરિવેશ પર પડતી, કુટુંબ-સમાજ પર પડતી અસર નિરૂપવામાં લેખક સફળ રહ્યા છે. ખુદ મનોગતને ક્યારેક વળી થાય કે આ પ્રકારે શાંતિ મેળવવી એ સ્વાર્થી, સ્વકેન્દ્રિત પ્રવૃત્તિ નથી ? આ રીતે 'કાલગ્રસ્ત' મનોવિચલનની રસપ્રદ કથા છે.

મનોગતના મનોવિચલનને સમજવામાં ઉપકારક એવી કેટલીક ઘટનાઓ પણ નવલકથામાં ધ્યાન ખેંચે છે. અચાનક મળી ગયેલ મધ્યમવર્ગીય દંપતી અલકા-વિનોદને પોતે કંપનીનો માલિક છે કે કાર પોતાની છે એવો પરિચય નથી આપતો, પણ છુપાવે છે. પોતે કંપનીમાં મેનેજર છે તેમ કહે છે. બેકારીથી પીડાતી અલકાને નોકરી આપી આત્મસંતોષ અનુભવે છે. વિનોદની ગેરહાજરીમાં અલકા સાથે ફરવા ગયેલો પોતાને સ્વસ્થ સમજતો મનોગત વૃત્તિનાં ભરતી-ઓટ અનુભવે છે. એ જ રીતે મિત્ર મધુસૂદન અને તેની પત્ની સુમિત્રા સાથે ફરવા નીકળેલા મનોગતની સ્વસ્થ-અસ્વસ્થ થતી, દોલાયમાન થતી સ્થિતિ નિરૂપાઈ છે. રસ્તે રઝળતા ગાંડાને ઑફિસમાં લાવી, તેને હૂંફ આપી, માળી બનાવતો મનોગત પણ આ રીતે જોઈ શકાય. પોતાનું ખાલી વિશાળ મકાન કર્મચારીઓને ફાળવી દેવા બાપ સાથે રકઝક કરે છે. દુષ્કાળ રાહત સમિતિમાં ૫,૦૦૦/-નો ચેક આપી ફટાફટ ચાલી નીકળે છે. અલગારી રખડપટ્ટીનો આદતી બને છે. આ બધી ઘટનાઓ બતાવે છે કે તે કશુંક નવું ઝંખે છે, જે છે તે એને મંજૂર નથી. છતાં પોતાથી કોઈકને છેક જ અન્યાય થઈ જાય ત્યારે સાવધ બનવાનો પ્રયત્ન પણ કરે છે. ચીલાચાલુ ફિલ્મ જોવાની જરાય ઇચ્છા ન હોવા છતાં સુપર્ણા સાથે જાય અને ઘસઘસાટ ઊંઘી જાય. મધ્યાંતર પછી સુપર્ણાની ઇચ્છાને માન આપી ફિલ્મ જુએ પણ ખરો ! ત્રણ મહિનાથી સુપર્ણા સાથે શરીરસંબંધ નહોતો બાંધ્યો તે એક પળે— બંધાઈ જાય છે ત્યારે અનુભવે છે કે —

''સાચે જ, સુપર્ણા ! મને થાય છે કે સાલું માયા તો અજરામર છે. એ કોઈ પણ સંજોગોમાં નહિ છૂટે !'' મનોમન કબૂલે છે કે ક્ષણિક સુખની પળો સાવ નકામી તો નથી જ. નિજાનંદમાં રત રહેતો ગાંડો એને ગમે છે. આ દિવસોમાં એને ચિત્રવિચિત્ર અનુભૂતિઓ થાય છે. એક નમૂનો જુઓ :

''....સવારે ઊઠીને જોયું તો જગત આખું બદલાઈ ગયેલું લાગતું હતું. બધી જગ્યાએ એને માત્ર મનોગતનાં દર્શન થતાં હતાં. પગચંપી કરતા મજૂરોની નિષ્ઠામાં, દાણા ચણતાં કબૂતરોની ચાંચમાં, આવેશમાં આવી પુરુષોને આલિંગવા મથતી સ્ત્રીઓની જાંઘમાં, ખિહી ખિહી ખિખિયાટા કરતા હીજડાઓના તાબોટામાં, અનુમાનના આધારે ધાવવા મથતાં બાળકોના કુમળા મોંમાં-બધી જગ્યાએ એણે મનોગતને અમળાતો દીઠાયો. એ જાણે નિરાકાર બની ગયો.''

મનોવિચલનની આ નવલકથામાં આ પ્રકારની fantacy કથાવસ્તુને રસપ્રદ પરિમાણમાં મૂકી આપે છે. આકાશદર્શન કરતાં મનોગતની આંખોનું આકાશગમન, અગાશીમાંથી પડું પડું થતી બકરીમાં કે પંખા સાથે અથડાઈને લોહી નીંગળતી ચકલીમાં પોતાપણાનું આરોપણ કરવું, વંટોળિયા સાથે વાતો કરવી કે જળાશય સ્થિર છે છતાં એની સામે ઊભાં ઊભાં સંચલનો અનુભવવાં-આ બધી ઘટનાઓ મનોગતના વિચલિત મનોજગતનો સુપેરે પરિચય આપે છે.

સુમિત્રા, સુપર્ણા, અલકા જેવી સ્ત્રીઓ સિવાય ખેતરવાળી કમુ પણ આ નવલકથામાં મનોગતના સંસર્ગમાં આવતું મહત્ત્વનું પાત્ર છે. સુપર્ણા-અલકા-સુમિત્રામાં સર્જક વાસ્તવિકતાની સમાંતરે ચાલ્યા છે, પણ કમુનું પાત્રાલેખન હવાઈ થયું છે. કમુના ખેતરમાં ઘૂસતો મનોગત બાળસહજ કરતૂતો કરતો રહે તે કમુ નિભાવી લે છે કમુમાં અ-લૌકિક અંશોનું આરોપણ સમજાતું નથી. અસ્વસ્થ, સંતસમાગમી મનોગતની ભાષામાં રહેલો philosophical temperament સમજાય, પણ કમુ શા કારણે મનોગતની સ્ત્રી-આવૃત્તિ જેવી લાગે છે ? નિર્વિકલ્પ અવસ્થાના પ્રતીક સમી એ મનોગતને લાગે છે. મનોગત એનાથી ઉત્કટપણે- આકર્ષાઈ રહે છે. કમુનો 'વધુપડતો' મુક્ત વ્યવહાર હવાઈ લાગે છે. એમાંય કમુનો પિતા સાંકોજી જુવાનજોધ દીકરીના અજાણ્યા પુરુષના સહચારને હળવી નજરે જુએ છે એમાં પણ સામાજિક વાસ્તવિકતાને ઠેસ પહોંચી છે. 'સોનગેરુ'માં (રામચંદ્ર પટેલ) કે 'છિન્નપત્ર'માં સ્ત્રી-પુરુષ-સંબંધને આ

રીતે સમાજનિરપેક્ષ મૂલવવાનું જે વલણ છે એની અહીં યાદ આવે છે. કમુ સાથેના વ્યવહારોમાંય મનોગત વૃત્તિની ચંચળતાને દાબી શકતો નથી.

મફતલાલવાળી ઘટનાથી વિચલિત થયેલો મનોગત આવી અસ્થિરતા અનુભવતો હોય છે, નવજીવનની મથામણ કરતો હોય છે, ત્યાં એક મહત્ત્વની ઘટના બને છે. પરિવારનાં સહુ પ્રવાસે જઈ રહ્યાં છે ત્યારે મનોગત પ્રવાસમાં જવાનું ટાળે છે. જુઠ્ઠું બોલીને પ્રવાસમાં નહીં જવાનું પોતાનું વલણ એને ગમતું નથી. પરિવાર વિનાનો અભાવ એને કઠે છે. ઘર કરડવા આવતું અનુભવે છે. પહેલાં સૂનકાર ઝંખતો હતો. હવે કોલાહલ વિના ચેન નથી પડતું.

''કોઈની જાન જતી હતી, લોકો આનંદમાં મગ્ન હતા. દુનિયાદારીની પરવા કર્યા વગર કેવા આનંદમાં મગ્ન હતા ? ક્યાં તેઓ ભક્તિના રંગે રંગાયા છે ? તેમને ક્યાં ભગવાનની શોધ કરી મોક્ષ મેળવવો પડે છે ? મનોગતને પોતાની જાત સ્વાર્થી લાગી.''

આવી સમજણથી એને પુનઃ રાબેતા મુજબના જીવનમાં રસ પડે છે. પોતે મનોમન જેની નિકટતા ઉત્કટતાથી ઝંખી હતી તે કમુને મળવા રઘવાટ અનુભવે છે. કમુના ગામ પહોંચે છે, તો કમુ વેલડામાં સાસરે જઈ રહી હતી.

''....તડકામાં કમુનું રૂપ ચળકતું હતું, પણ એના મોં પર વેદનાના ઊપસી રહેલા ભાવ જોઈને મનોગતના પગ કાબૂમાં ન રહ્યા. (અહીં કોઈકને યોગેશ જોશીની 'સમુડી'નાં નાયક-નાયિકાનું અંતિમ 'મિલન' યાદ આવી શકે.)એ વેલડાની પાછળ દોડવા માંડ્યો. કમુ ઘૂમટો ઊંચો કરીને હજીયે દોડતા મનોગતને જોઈ રહી હતી. એની આંખોમાંથી ટપ ટપ્ આંસુ પડતાં જોયાં. મનોગત બૂમ પાડવા ગયો, પણ બૂમ જાણે ગળામાં અટવાઈ ગઈ.

''કમુએ હાથ લાંબો કરી હલાવ્યો. પછી મોં ઘૂંઘટમાં છુપાવી દીધું. મનોગત વેદનાથી જાણી ભાંગી પડ્યો. વેલડાના ચીલામાં પગ રોપીને એ ઊભો રહ્યો. એની આંખમાંથી પહેલી વાર આંસુની ધાર થઈ. સામે જંગલ હતું. પાછળ ગામ હતું. ઉપર આકાશ હતું. નીચે પૃથ્વી હતી. ને પવન જોરઝપાટે વાતો હતો. ક્ષિતિજમાં વેલડું અદશ્ય થયું ત્યાં સુધી એ જોઈ રહ્યો. માયાનાં બધાં બંધનો છૂટી ગયાં હોય તેમ એણે વેલડાના ચીલામાં પગ ઘસ્યો. ને પછી કશું જ બન્યું ન હોય તેમ જંગલ તરફ ચાલવા લાગ્યો.''

- મનોગત પુનઃ નિરાધાર બન્યો છે. આપણે જેને ઝંખીએ છીએ તેને પામી શકતા નથી એવા નિરાશાવાદી દર્શન સાથે કૃતિ વિરમે છે. મનુષ્યમાત્ર કાળગ્રસ્ત છે એ વાત કૃતિના અંત દ્વારા સ્થાપિત થાય છે. કેવળ અતૃપ્તિ જ આપણી નિયતિ છે.

'કાલગ્રસ્ત' નવલકથાના દર્શનમાં પડે તેટલો રસ કૃતિની ભાષાસંરચનામાં પણ પડે છે. કલ્પનપ્રચુરતાવાળું ગદ્ય આધુનિક નવલકથાની પરંપરા માફક અહીં છે. વળી, ભાષાભાતમાં વાક્યસંરચના પણ કથાવસ્તુને વળ આપનારી છે. ઉદાહરણથી વાત સ્પષ્ટ કરું.

''ગીત મીઠા મધ જેવું લાગ્યું.'' (૧)

''ગીત જેવું લાગ્યું.'' (૨)

આ બે વાક્યોની તુલના કરીએ. પહેલા વાક્યમાં ગીતને પૂરેપુરું માણ્યું છે તેની તથા ગીત સુમધુર હતું તેની પ્રતીતિ છે. જ્યારે બીજા વિધાનમાં જે સાંભળ્યું તે ગીત હોય પણ ખરું અને ન પણ હોય એવી દ્વિધાયુક્ત ભાવસ્થિતિ સમાયેલી છે. મારે એમ કહેવું છે - 'કાલગ્રસ્ત' નવલકથાની ભાષા બીજા પ્રકારની વાક્યાવલિઓથી ઘડાયેલી છે. મનોગતની દ્વિધાયુક્ત મનઃસ્થિતિને ઝીલવા જ જાણે આ પ્રકારની વાક્યાવલિઓ પ્રચુર માત્રામાં ન હોય ! 'જેવું'ની જેમ 'તેવું', 'જેમ-તેમ', 'જેવી-તેવી' 'જેટલું-તેટલું' જેવાં સાદશ્યદર્શકોથી અનિશ્ચિતતાને વાચા મળી છે. હુ માત્ર 'જેવું'નાં 'થોડાં' ઉદાહરણો ટાકું છું.

- ''તકલીફ **જેવું** જીવનમાં કશું જ અનુભવ્યું નથી.''

- ''ઝઘડા **જેવું** થયું હતું.'', ''અહોભાવ **જેવું** કશુંક કળાયું.''

- ''જીવને રાહત **જેવું** લાગ્યું.'' ''એને તમ્મર આવવા જેવું થયું.''

- ''તેમાં નાસ્તા **જેવું** હતું.''

- ''તણખલાં **જેવું** નીચે પડવા લાગ્યું.''

- ''એને સાવ નવાઈ **જેવું** લાગ્યું નહીં.'', ''પછી પાછું મનમાં અભાવ **જેવું** સતાવ્યા કરે.''

- "હવે તો ખેતરો **જેવું** જણાતું હતું.", "અહીં શાંતિ **જેવું** કશુંક લાગ્યું."

- "કાંટા **જેવું** વાગ્યું ખરું.", "એકબાજુ થોડા ઘંઉ **જેવું** વાવેલું હતું."

- "કૂવાની બાજુમાં ઝૂંપડી **જેવું** હતું. ઝૂંપડીમાં દીવા **જેવું** બળતું હતું."

- "આખા શરીરે સનેપાત **જેવું** થયું.", 'પગમાં મચકોડ આવવા **જેવું** થયું."

- "અસલામતી **જેવું** લાગતાં તે કૂદકો મારીને થાળા પર આવ્યો."

- "મનોગતને હવે હળવાશ **જેવું** લાગ્યું."

વળી, આ પ્રકારની વાક્યાવલિઓની એકવિધતા કઠતી નથી.

'પ્રિયતમા' કે 'નેળિયું' જેવી દલિત નવલકથાની સમાંતરે 'ભેખડ', 'આસ્થાફળ' કે 'કાલગ્રસ્ત' જેવી મનોયંત્રણાની નવલકથા આપીને શ્રી મોહન પરમારે સર્જકતાનો પરિચય આપ્યા કર્યો છે. તાજેતરમાં જ સુરેશ જોષી પછીની વાર્તાકળા વિશેનો એમનો અભ્યાસ પણ ગ્રંથસ્વરૂપે પ્રાપ્ત થયો છે. એમની આ મથામણ જોતાં એમની સર્જકતા વધુ ને વધુ સંપ્રજ્ઞતાસંપન્ન બનતી રહે તેવી શુભેચ્છા સાથે વિરમું છું.

[પ્રગટ થનાર નવલકથા 'કાલગ્રસ્ત'ની (લે.મોહન પરમાર) પ્રસ્તાવના]



## એક તારકિત એક્સ્ટસીમાં જલ્પ

*હજારો જન્મારા ટીકીટીકી તને તારક-મીકી*
*થકી છાયેલા હે ગગન ! નિશીથે આંખ ભરીને,*
*કર્યું છે જોયા મેં રતિરસ થકી - ખાસ કરીને*
*નિગૂઢા સંબંધે-થઈ કદીક તો આંખમીંચકી !*
*થયું ત્યારે ત્યારે અચૂક અશું કે ચોક્કસ કદી*
*હું તારા વાડામાં ઉડુગણખચ્યામાં ઉડુ થઈ*
*જવાનો છું ભેગો ભળી જ, તૃણ કેરું ઋણ લઈ-*
*થતું : માટીમાં છું, પણ છું બીજમાં તો અનહદી,*

*થયું છે આવુંયે : કદીક થઈ ઉચ્છૃંખલ વૃષ*
*પ્રવેશું આ તારાગ્રહની કૃષિના ખેતરખળે,*
*ખરીથી, શૃંગોથી કરી મૂકું બધું ઉપરતળે,*
*હું દ્યૌઅન્તઃપુરે વિલસું પશુ શો પૃથ્વીપુરુષ;*
*અને કલ્પું : દ્યાવાપૃથિવીમય સંયોગ પ્રસવે*
*જુદી સૃષ્ટિ દ્યાવાપૃથિવીમય ચૈતન્યથી નવે.*

ઉશનસ્



# અનુકરણ એટલે....

**દુષ્યન્ત પંડ્યા**

શાળાની કે શાળાના પરીક્ષાના પ્રશ્નપત્રનો પ્રશ્ન સમજી શીર્ષકમાંની ખાલી જગ્યા પૂરવાની ઉતાવળ કોઈએ ન કરવી એ વિનંતી છે. સત્તારૂઢોની હુલ્લડ બંધ કરવાની વિનંતીના જેવી આ વિનંતીને ન સમજવા વિનંતી છે.

પ્લેટોએ કે, ઍરિસ્ટૉટલે કે, હિપૉક્રેટીસે કે હિપોપોટેમસે, કોઈકે કહ્યું છે કે કલામાત્ર અનુકરણ છે, જીવનનું અનુકરણ છે. પણ જીવન પોતે અનુકરણ નથી ? ''સામેવાળા લખાકાકા આમ ચાલે'', એમ કહી અઢીત્રણ વર્ષનો બાબો લંગડાતા ચાલતા લખાકાકાનું અનુકરણ કરે છે. પોતાની મમ્મીની જેમ સાડીનો છેડો ખોસવા મથતી ચારપાંચ વરસની બેબલી એની માતાનું અનુકરણ કરે છે. શાળામાં શિક્ષણનો આરંભ કરતાં બાળકો પોતાનાં શિક્ષક-શિક્ષિકાઓનું અનુકરણ કરે છે ને પછી અભિનેતા-અભિનેત્રીઓનું અનુકરણ ચાલુ થઈ જાય છે. આપણા કવિઓ રવીન્દ્રનાથનું, બુદ્ધદેવ બસુનું કે બોદલેરનું અનુકરણ કરે છે. ચૂંટાઈ આવેલા નેતાઓ (મિલકત ભેગી કરવામાં) ડાકુઓનું અનુકરણ કરે છે અને ચૂંટણી લડતા ડાકુઓ નેતાઓનું અનુકરણ કરે છે. ગલીના ગાંગુલીઓ અને શેરીના સલમાનખાનો કોનું અનુકરણ કરે છે તે કહેવાની જરૂર નથી.

અનુકરણને ઉત્તેજન આપતું મોટામાં મોટું સાધન આજે ટી.વી. છે. હોળીના પરસાદની જેમ એ ઘેરઘેર પહોંચી ગયું છે. ટી.વી.ના કે સિનેમાના, પડદા પર પ્રગટ થતા રામને, મહાદેવને, શ્રીકૃષ્ણને કે ઈસુ ખ્રિસ્તને જોઈને આપણને સાચા ભગવાનનાં દર્શનનો આનંદ થાય છે. અને એ દેવદેવીઓના પાઠ ભજવતાં અભિનેતા અને અભિનેત્રીઓને દેવને સ્થાને આપણે બેસાડી દઈએ છીએ. અભિનેતા-અભિનેત્રીઓની છબીઓ પૂજાતી પણ થઈ છે. એ માધ્યમની અસર આટલી પ્રભાવક છે. તેમાં પણ ટી.વી.ની અસર વધારે વ્યાપક છે.

અમારા એક ઓળખીતા સજ્જન એનું એક સરસ ઉદાહરણ છે. ટી.વી. જાહેરાતનું ટૂથબ્રશ અને ટૂથપેસ્ટ જ એ વાપરે છે. ટી.વી.ની જાહેરાતમાં ન આવતી હોય એ ચા એમને વર્જ્ય છે. હવે લોકો મીઠા વગરના બની ગયા હશે તે કારણે હોય કે અન્ય કારણે, પણ, ટી.વી. ઉપર હવે મીઠાની જાહેરાત પણ આવવા માંડી છે એટલે, એ સજ્જન એ બ્રાંડ મીઠું જ વાપરતા થયા છે. આમ ટી.વી. પરની જાહેરાત જોયા પછી તરત જ, મિલ્ખાસિંગની કે હુલ્લડ થયા પછી દુકાન લૂંટનારની ઝડપથી એ બજારમાં દોડી જાય છે અને નવી ચીજ વાપર્યે જ સંતોષ માને છે.

નૂડલ નામના કોઈ ખાદ્ય પદાર્થની જાહેરાતે, ઝોડની જેમ, એમના મનનો કબજો લઈ લીધો. ટી.વી.ની જાહેરાતનું પાત્ર-કે-પાત્રો - નૂડલ ખાધા પછી, ભગવાનનું દર્શન પામનાર ભકતના જેટલો, પાંત્રીસ ટકાનીયે આશા નહીં રાખનાર વિદ્યાર્થીને સિત્તેર ટકા ગુણ મળતાં થાય તેટલો અને ત્રણ ખૂન અને ધાડનો આરોપી વિધાનસભામાં ચૂંટાય અને તરત એને મિનિસ્ટરપદું મળતાં થાય તેટલો આનંદ, એ નૂડલ ખાનાર સૌનાં મુખકમળો પર જોવા મળે અને સૌ 'યમ યમ'નો આનંદોદ્‌ગાર કાઢે. આ 'યમ'ને નચિકેતા જેને મળીને હેમખેમ પાછો આવ્યો તે યમ નહીં. આ ટી.વી.ની ભાષાનો હર્ષોદ્‌ગાર છે. નૂડલ ખાનાર સૌનાં મુખો પરનો આ અમૃતનો ઓડકાર જોઈને આ સજ્જન તરત પ્રભાવિત થઈ ગયા, અને રાતે નિરાંતે વાળુ કરીને બેઠા ન હોત અને સવાર હોત તો, નોકરીએ જવાને બદલે એ નૂડલ લેવા દોડી ગયા હોત.

આજે ફૅશનેયબલ ગણાતાં રેસ્ટોરાંઓની વિશેષતા ફાફડા-જલેબીની કે ઢોકળાંપાતરાંની નથી રહી. ત્યાંની વિશેષતા છે ચીની, હવાઈ, મેક્સિકન કે ઇટેલિયન વાનગીઓ સર્વ કરવાની. બીજી સવારે, નોકરીએ જતાં એ સજ્જન આવા કોઈ મૉડર્ન રેસ્ટોરાંમાં ગયા, પણ ત્યાં નૂડલ વાનગી પહોંચી ન હતી. હવે ?

પોતાના મોદીની દુકાને એ ગયા, દવાવાળાની દુકાને એ ગયા, પણ ત્યાંયે એમને નૂડલનું પડીકું ન મળ્યું. કાછિયાને, ફળ વેચનારને કે ફાફડાવાળાને કે

સેવમમરા વેચવાવાળાને પૂછવાનો કશો અર્થ ન હતો. આખરે એમને કોઈ મૉડર્ન પ્રૉવિઝન સ્ટોરમાંથી નૂડલનું પડીકું મળી ગયું. પાંચ વર્ષના બાળકને કાચનો ટુકડો મળતાં થાય, પબ્લિસિટી ખાતામાં નોકરી કરતા અમલદારની બદલી રેવન્યુ ખાતામાં થતાં તેને થાય તેવો આનંદ એમના મુખ પર વ્યાપી ગયો, અને જંગ જીતી આવેલા કાણિયાની અદાથી એ ઘેર આવ્યા.

ઘેર આવી, બારણું ઉઘાડતાવેંત એમણે પોતાની સહધર્મચારિણીને બૂમ મારી બોલાવી, અને પેલું પડીકું આપતાં કહ્યું, ''આ નૂડલ બનાવ''.

લાંબું પડીકુ જોઈ, માત્ર ગુજરાતી વાનગીઓ રાંધવે કુશળ એવી એ ગૃહિણી બોલી ઊઠી : ''આના પૂડલા કેવી રીતે કરવા ?''

આ સદ્‌ગૃહસ્થ આજે બિલાડીના ટોપની જેમ ફૂટી નીકળેલી ઇંગ્લિશ મીડિયમની સ્કૂલની નહીં, પણ ઠાકોર આઠમાના પ્રભાવ હેઠળની શિક્ષણપ્રથાની પેદાશ હતા એટલે ''સિલી, ઇડિયટ'' જેવા બોલ એમને મોઢે ન ચઢ્યા. પણ મનમાં ભાવ તો એ જ હતો. એમણે એ પડીકું હાથમાં લીધું, અને ઠીક ઠીક મુશ્કેલીથી, એ પડીકા ઉપરની આંગ્લભાષી સૂચના વાંચી પોતે સમજ્યા. પછી પોતાની પ્રિયાને એ સમજાવવા લાગ્યા.

''જો સાંભળ, પહેલાં તપેલામાં પાણી મૂકવાનું. એ ઊકળવા લાગે પછી આ નૂડલ તેમાં નાખી તરત તપેલું નીચે ઉતારી લેવાનું. સમજી ?'' પત્નીઓએ સમજવું જ પડે એ ન્યાયે એમનાં પત્નીએ કહ્યું : ''હા, સમજી''.

પતિને ખુશ કરવાની હોંશમાં પત્ની તરત રસોડામાં ગયાં, અને 'આંખનું કાજળ ગાલે ઘસ્યું'ની માફક, પતિએ આપેલી સૂચના વીસરી જઈ, એમણે ચૂલે તપેલું મૂકી, તરત જ, તેમાં પેલું પડીકું ખાલી કરી નાખ્યું અને પાણી ઊકળે તેની રાહ જોવા લાગ્યા. એ પાણી આખરે ઊકળ્યું તો ખરું, પણ ત્યાં સુધીમાં, પેલાં નૂડલનો શીરો થઈ ગયો, પૂનમ ન હતી, સત્યનારાયણની કથા ન હતી તે છતાં. નૂડલનો રંગ ન બદલાયો પણ રૂપ જરૂર બદલાઈ ગયું. મરીમીઠું ભભરાવી, સૉસ છાંટી એ નવીનરૂપધારી નૂડલ ખાવા જતાં એમને ઊબકો આવ્યો. નૂડલ ગયાં, ઊબકાની અસર ગઈ, પણ એમની અનુકરણવૃત્તિ ન ગઈ.

એવી જ અનુકરણવૃત્તિ ધરાવતા એક સજ્જન મુંબઈને ઉત્તર છેડે આવેલા દહિસરમાં રહેતા. ઘેરથી દસબાર મિનિટ ચાલી, દહિસરને સ્ટેશને આવી, સવારે નવને સુમારે એ મુંબઈની લોકલ પકડતા એમ કહેવા કરતાં, લોકલ એમને પકડતી એમ કહેવું વધારે ઠીક થશે. લોકલના ડબ્બામાં પ્રવેશતાં નાકે દમ આવી જતો. એમનાં કપડાં ચોળાઈ જતાં, પેટમાં કંઈકની કોણીના ગોદા વાગતા ત્યારે માંડમાંડ એ લોકલના ડબ્બા ભેગા થઈ શકતા. વિરારથી ગાડી પકડી, નિરાંતથી બેસી છ જણાની મંડળી કોઈક ખાનામાં છકડી રમતી હોય તેમની ઈર્ષા કોઈને પણ આવે એ સ્વાભાવિક છે. બીજા ખાનામાં નારદજીના વંશજો હોય તે રીતે કોઈ મંડળી ખંજરીમંજીરા સાથે ભજનો ગાતી તે સાંભળી આ ગૃહસ્થને પોતાની જાતની દયા આવતી. આ ભવે શક્ય નથી તે ભક્તિ આવતા ભવમાં કરવાની તક, મૃત્યુ પાસે નહીં આવ્યું હોવા છતાં, એ ભગવાન પાસે માગતા.

ઘેરથી દસબાર મિનિટ ચાલવાનું, જેમતેમ કરીને ડબ્બામાં ઘૂસવાનું, વાંદ્રે ગાડી બદલવાની, બોરીબંદર ઊતરી પાછું દસબાર મિનિટ ચાલવાનું : જુમ્માદાદાનો અખાડો ન આપી શકે એટલો વ્યાયામ રોજ થતો. કપડાં તદ્દન ચોળાઈ જતાં. કોઈ વાર કોઈની હાથચાલાકી કામ કરી જતી. આર. કે. લક્ષ્મણના કૉમન મૅનના કરતાં પણ એ વધારે મુફલિસ દેખાતા.

રાતે વાળુપાણી કરીને ટી.વી. જોતાં, એમાંની એક જાહેરાતે એમના ચિત્તનો કબજો લઈ લીધો. ટી.વી.માં પર્ફેક્ટ જેન્ટલમૅન થવાનો સરસ કીમિયો બતાવવામાં આવતો હતો તે જોઈ પાણીમાં શિંગડાં જોતા સાબર જેવું તેમને થયું. ''અમારી મિલમાં બનેલા કાપડનો સૂટ પહેરો અને પર્ફેક્ટ જેન્ટલમૅન બનો'', આ જાહેરાત વાંચી તેનો અમલ કરવાનું મન એમને થયું. એ જાહેરાત રોજ આવતી, અને કોઈકોઈ પ્રોગ્રામમાં તો ત્રણ-ચાર વાર. ખાંધ પરના બકરીના બચ્ચાને ત્રણ ઠગોએ ત્રણ વાર કૂતરું કહેતાં તેનો ખાંધેથી ઘા કરી દેનાર બ્રાહ્મણની જેમ એમણે પણ તુરત નિશ્ચય કરી લીધો, પેલી મિલનું કાપડ લેવાનો અને તેનો સૂટ સિવડાવવાનો. પૂરા આખા મહિનાના પોતાના પગાર જેટલી રકમ હોમી ત્યારે સૂટ થયો, અને એ સૂટની સાથે શોભે તેવા બૂટ પાછળ અર્ધા મહિનાનો પગાર ગયો.

બૂટની કિંમત એમના ખિસ્સાને કઠી હતી, તેમ નવા બૂટ એમને કઠ્યા. દહિસર ચાલવાનું, વાંદ્રે ચાલવાનું ને સીડીની ચડઊતર કરવાની અને પાછું બોરીબંદર ચાલવાનું. એમના બેય પગમાં ડંખ પડી ગયા. પર્ફેક્ટ જેન્ટલમૅન બનવાને બદલે એ પર્ફેક્ટ તૈમૂર લંગ બની ગયા. લંગડાતી ચાલે, પરસેવે રેબઝેબ શરીરે, આકળ-વિકળ ચહેરે, પણ નવા સૂટમાં એમને ઑફિસમાં પ્રવેશતા ભાળી, સુદામાને જોઈને શ્રીકૃષ્ણની પટરાણીઓને થયું હતું તેવું જ અચરજ ઑફિસમાંના એમના સાથીઓને થયું. સુદામા શ્રીકૃષ્ણના મિત્ર હતા એટલે સત્યભામા વગેરેએ એમનું કંઈ નામ પાડ્યું નહીં, પરંતુ આ ઇમ્પર્ફેક્ટ ચાલવાળા પર્ફેક્ટ જેન્ટલમૅનનું એમના સાથી કર્મચારીઓએ 'બબૂચક' પાડી દીધું. વધારામાં, એમનાં નવાં કપડાં નીરખવાને નામે, એ સાથીઓ એમના દેહમાં આંગળાં ઘોંચવા મંડ્યા. કોઈ એમની ટાઈ તાણવા લાગ્યું, કોઈ પાછળથી કોટ ખેંચવા લાગ્યું. કોઈ ટપલાં મારવા લાગ્યું. આમ ઑફિસમાં એ પર્ફેક્ટ જોકર બની ગયા.

સાંજે ઑફિસમાંથી છૂટતી વેળા એમણે મુક્તિનો દમ અનુભવ્યો. પણ બોરીબંદર પહોંચતા સુધીમાં પગમાંના ડંખની સંખ્યા દસગણી થઈ ગઈ. સરકસમાં તાર પર ચાલતા નટની અદાથી આમથી તેમ નમતાઝૂલતા ચાલતા, માંડમાંડ એ લોકલ ભેગા થયા. રસ્તે અનેક લોકો એમને જોતા હતા, પણ તે પર્ફેક્ટ જેન્ટલમૅનને નહીં, પણ નૃત્યકાર ઉદયશંકરને પણ શરમાવે તેવી એમની ચાલને. માંડમાંડ કોઈ ડબ્બામાં ઘૂસી શક્યા. પણ વાંદ્રા પહોંચી ઊતરે ને નજર કરે છે તો, એમના કોટના ખિસ્સામાં કોઈએ મોટો કાપ મૂક્યો હતો, જાણે મગરીએ બટકું ભર્યું ન હોય. યુદ્ધમાં માથું કપાઈ ગયા પછી લડતા વાર્તાવીરની માફક, કપાયેલે ખિસ્સે, ઘાયલ થયેલા લડવૈયાની જેમ લંગડાતા એ ઘેર પહોંચ્યા, ત્યારે પત્ની રજપૂતાણી નહીં હોઈ, એમને મોતીડે વધાવવાને બદલે, સૂટ કરાવવા તૈયાર થયા હતા ત્યારથી વાંધો કાઢતી એમની પત્નીએ એમનો ઊઘડો લીધો. 'જેન્ટલ' બનીને એ બધું સાંભળતા રહ્યા.

જાહેરાતોમાં દર્શાવાતી કેટલીક બાબતો લાભદાયી પણ નીવડતી હોય છે. એક ગૃહસ્થનાં પ્રૌઢ વયનાં બા સાંજે વાળુ ન કરતાં, પણ કૉફી પીતાં. બોરીબંદરથી ફાઉન્ટન તરફ જતાં જમણે હાથે આવતી એક દુકાનેથી આપણી આંખ સામે દળાયેલી તાજી કૉફી એ લેતા અને માજીને એ ભાવતી. અચાનક એક રાતે ટી.વી.માં કીટલીમાંથી મોટા બધા કપમાં કૉફીનું પાણી રેડાતું એમણે જોયું, એ કૉફીનાં વખાણ થતાં એમણે સાંભળ્યાં અને એને પહેલે જ ઘૂંટે, સૌ પીનારાંઓનાં મુખારવિંદો પર નવી ચમક આવી ગઈ. બાર હાથનું ચીભડું ને તેર હાથના બીની માફક વીસ મિનિટના મૂળ કાર્યક્રમમાં ત્રીસ મિનિટની જાહેરાતો પાંચ વાર આવે એટલે, એ માજીને પણ પોતાના કરચલિયાળા મોઢા પર એવી ચમક લાવવાની ઇચ્છા થઈ હશે તેથી, કે નવો સવાદ માણવાના અભરખા જાગ્યા હશે તેથી, એમણે પોતાના પુત્ર પાસે એ જાહેરાતિયા કૉફીની ઇચ્છા પ્રદર્શિત કરી.

પણ પુત્ર હતો ચાલાક. સીધી ના પાડવાને બદલે, બીજી રાતે એ પણ ટી.વી.ની આરતી ઉતારવા બેઠો અને જેવી પેલી કૉફીની જાહેરાત આવી કે તરત તેણે પોતાનાં બાને એ ધ્યાનપૂર્વક જોવા કહ્યું. એ જાહેરાતમાંનાં કૉફી પીનારાં લોકો માજીના જેવા જૂના સાડલામાં સજ્જ ન હતાં એ એક વાત હતી, પણ એથી ક્યાંય વધારે અગત્યની વાત એ હતી કે, પૅરિ(સ)ના એફેલ ટાવર પાસે, લંડનના બિગબેન પાસે કે ન્યૂયૉર્કના એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ પાસે એ પીનારાં સૌ ઊભાં હતાં. પુત્રે આસ્તે રહીને બાને કહ્યું: "બા, આ કૉફી અહીં ની મલે. એ તો મલવાની"- એટલું કહી એણે પૅરિ(સ), લંડન અને ન્યૂયૉર્કનાં વર્ણન માંડ્યાં. બુઢ્ઢાં બા માની ગયાં.

પરંતુ બધાં માણસો એ 'બા' જેવાં સમજદાર હોતાં નથી. કોઈ બનિયનની વારંવાર આવતી જાહેરાત જોઈને એક અમદાવાદી સજ્જનને ખાતરી થઈ ગઈ કે એ બ્રાંડનું બનિયન એટલે રેલગાડીમાં મફત મુસાફરીનો પરવાનો. લાભ લેવો તો પૂરતો શા માટે ન લેવો એમ વિચારી પોતાની પત્ની અને ત્રણ પુત્રો સાથે એ કાશી જવા માટે સાબરમતી એક્સ્પ્રેસમાં બેઠા. એ પોતે પેલી જાહેરાત જેવી ચડ્ડી અને એ જાહેરાતના બનિયનમાં સજ્જ હતા. એમના પનોતા ત્રણેય પુત્રોએ પણ એ જ યુનિફૉર્મ પહેર્યો હતો. એમનું ચાલ્યું હોત તો એમની પત્નીને પણ એમણે એ જ ગણવેશ પહેરાવ્યો હોત. જાહેરાતમાંના બનિયનધારીનાં બાવડાંના મસલ જેવા એમના સાથળના પણ મસલ ન હતા એ મોટો તફાવત હતો. એ બનિયનને જોરે એમણે ટિકિટ વગર પ્રવાસ આરંભ્યો.

ગોધરામાં એમના ડબ્બાને કોઈએ આગ તો ન ચાંપી, પણ રતલામ પહેલાં કોઈ સરદારજી ટિકિટચેકર આવ્યા. એમણે આ ગૃહસ્થ પાસે ટિકિટની માગણી કરતાં,

આ ગૃહસ્થ પેલી જાહેરાતના હીરોની જેમ ઊભા થઈ બાવડાના અનુપસ્થિત મસલનું પ્રદર્શન કરવા ગયા. અહીં સુધી તો બધું ટી.વી. જાહેરાતને સમાંતર હતું. પણ પછી તરત જ દૃશ્ય બદલાયું. આ ટિકિટચેકર ટી.વી.નો ટિકિટ-ચેકર ન હતો, અને પોતાની આવી નોકરીને કારણે, કદાચ, એ ટી.વી.ની બનિયનની જાહેરાતથી અજાણ્યો હશે. મસલ વિનાના બાવડાના પ્રદર્શનથી એને અપમાન જેવું લાગ્યું હશે કે શું, એણે પેલા બનિયનધારીનું બનિયન પકડી એમને બેચાર વખત આમતેમ હલાવી જોરથી પાછળ ધકેલી દીધા. એમને સદ્‌ભાગ્યે એ એમની પત્નીના જ ખોળામાં અર્ધા બનિયને પડ્યા, નહીં તો ત્યાં કોઈ બીજાની પત્ની હોત તો બીજી તકરાર થાત એ જુદું. એમના બનિયનનો જે ટુકડો ટિકિટચેકરના હાથમાં રહી ગયો હતો તેનો એણે બારીમાંથી ઘા કરી દીધો હતો. એ પ્રામાણિક ટિકિટચેકરે દંડ સાથે પૈસા વસૂલ કર્યા. પરિણામે રતલામ જ એમનું કાશી બની ગયું અને બીજે જ દિવસે એ પાછા ઘરભેગા થઈ ગયા. એમના બનિયનના ટુકડાએ વગર ટિકિટે મુસાફરી કરી હતી એ સાચું.

ટી.વી. પર જાહેરાતો ગોઠવી આપવાનો ધંધો કરતી કંપનીઓના સંચાલકો બરાબર સમજે છે કે બાલચિત્ત એકદમ સંસ્કારપટુ હોય છે. એટલે ધોવણયંત્રની જાહેરાત હોય, ઠંડા પીણાની જાહેરાત હોય, દાળશાકના મસાલાની જાહેરાત હોય કે ગમે તેની જાહેરાત હોય, દરેક જાહેરાતમાં બાળકો અને લાવણ્યવતી લલનાઓ હોવાનાં જ; ખજુરાહોનાં શિલ્પોમાં છે તેથીય આછેરાં ને ઓછેરાં વસ્ત્રો ધારણ કરતી એ ફૂટડી યુવતીઓ, અને ભોળાંભટાક અને કોરી પાટી જેવાં સોત્કંઠ બાળકો મોટા ભાગની જાહેરાતોમાં હોય છે અને તે પણ મોટી સંખ્યામાં.

અમારા પડોશીનો ચારેક વર્ષનો બાબો એક સવારે આઠેક વાગ્યે જોરથી રડતો હતો. એના હાથમાં દાંતે ઘસવાનું બ્રશ હતું, મોઢું ટૂથપેસ્ટથી ખરડાયેલું હતું અને આંસુના રેગાડાથી એ ટૂથપેસ્ટના રેગાડા નવું નવું રૂપ ધારણ કરતા હતા. કોઈ સેન્ટ ફલાણાના નામવાળી અંગ્રેજી માધ્યમની શાળામાં એને દાખલ કરાવેલો. ઘરના માધ્યમ અને શિક્ષણના માધ્યમની વચ્ચેના વિરોધનો એ ભોગ બન્યો હોઈ શાળાએ જવાને સમયે એ સામાન્ય રીતે રડતો જ. એનું આ રુદન કટાણાનું હતું. તપાસ કરતાં જાણવા મળ્યું કે ટી.વી.માં કોઈ ટૂથપેસ્ટની જાહેરાતમાં, દાંતે એ ઘસ્યા પછી, દાંતને હાથ ફૂટતા. એ જ ટૂથપેસ્ટ ને એ જાહેરાતમાંનું જ બ્રશ પોતે અર્ધા કલાકથી ઘસતો હતો. પેસ્ટની અર્ધી ટ્યૂબ ખલાસ થઈ ગઈ, બ્રશના કૂચા થઈ ગયા, એના દાંત લગભગ હલી ઊઠ્યા, એનાં પેઢાં છોલાઈ ગયાં, પણ દાંતમાંથી હાથ ફૂટતા જ ન હતા !

એ બાળકના બાપનાં એંશી ઉપરનાં દાદી એ બાળકને સમજાવતાં હતાં : ''ગગા, ઈ ફેસ્ટનો કર્ય ઘા. આ જો, બાવળના દાતણનો પરતાપ. ઈ ફેસ્ટવાળાના હાથ આવે ને, તો ઈવડા ઈનાંય ઈ બટકાં કરી નાખે.''

એ છોકરાના આરાધ્ય દેવતા ટી.વી.ની જાહેરાત હતી. એ છોકરો અને એના જેવાં બીજાં અનેક ભોળિયાંઓ દાંતને હાથ ફૂટે તેને માટે, લોકસભાનો સભ્ય વિદેશ જતા ડેલિગેશનમાં જવા ઝંખે તેમ, ઝંખતાં હોય છે.

અને બાવળ પોતાના દાતણની જાહેરાત ટી.વી. ઉપર કરતું નથી.



## સાભાર સ્વીકાર

**પરિચય ટ્રસ્ટ** (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચરની રોડ, મુંબઈ-૪૦૦૦૨)ની પુસ્તિકાઓ : દરેકની કિં. રૂ. ૬/-

**શેકસપિયરની નાટ્યકથાઓ**-લે.મધુસૂદન પારેખ-પુસ્તિકા-૧૦૩૦; **ઊર્જાના વિવિધ સ્રોતો**-લે-નગીના મોદી-પુસ્તિકા-૧૦૩૧; મેકસ મ્યૂલર - લે - વિજય પંડ્યા - પુસ્તિકા-૧૦૩૨

**અન્ય**

**આયુ પ્રકાશન** (૩૦૩, હરેકૃષ્ણ કોમ્પ્લેકસ, પ્રીતમનગર, એલિસબ્રીજ, અમદાવાદ-૩૮૦૦૦૬)નાં :

**શૂલ** : લે. શોભન, કિંમત રૂ. ૧૦/-; **ઘરગથ્થુ તાત્કાલિક સારવાર** : લે. ઉપરમુજબ કિંમત રૂ. ૨૫/-; **વાળના રોગો** : લે. ઉપર મુજબ, કિંમત રૂ.૩૫/-; **અનુભવનું અમૃત : ૩** :- લે. ઉપર મુજબ, કિંમત રૂ. ૮૦/- ; **અનુભવનું અમૃત : ૪** :- લે. ઉપર મુજબ, કિંમત રૂ. ૮૦/-; **અનુભવનું અમૃત : ૫** :- લે. ઉપર મુજબ, કિંમત રૂ. ૮૦/-; **સચિત્ર દિવ્યૌષધિ દર્શન** : ભાગ-૩ : લે. ઉપર મુજબ, કિંમત રૂ. ૧૦૦/-

# અનામી સંગીતકાર

**શરદ વ્યાસ**

ડિસેમ્બરના દિવસો હતા. અમે ખૂબ થાકેલા હતા. આગલે દિવસે ૧૪ કિલોમીટર ચાલીને વૈષ્ણોદેવીનાં દર્શને ગયા હતા. રસ્તો સારો, પણ ચઢાણ પણ ખરું જ. તે છતાં અમે ચાલતા જ ગયા. ઠંડી કહે મારું કામ. નિરાંતે આસ્તે આસ્તે ચઢાણ ચડતાં ચારેક કલાક લાગ્યા. પછી 'જય માતાદી'-દર્શન, પછી ચા-પાણી નાસ્તો. સાંજે જમવાનું ને રાત્રે થાક્યાપાક્યા આવી અસહ્ય ઠંડીમાં પણ ઊંઘી ગયા. બીજે દી' સવારે રવાના. બે-અઢી કિલોમીટર ચઢાણ ચડવાનું હતું ને પછી ઊતરવાનું ૧૬ કિલોમીટર. પણ જેમ નિરાંતે આસ્તે આસ્તે ચઢાણ ચડ્યા, તેમ જ નિરાંતે ઊતર્યા. થાક તો લાગ્યો, પણ ઠંડી હોવાને કારણે મજા પણ ખૂબ જ આવી.

સાંજે જમ્મુમાં ફરવા નીકળ્યા. જોવાલાયક સ્થળો જોતાં જોતાં શ્રી રઘુનાથજીના મંદિરે સાંજે આરતીના સમયે પહોંચ્યા. આરતી પૂર્ણ થવામાં હતી. મંદિર ખાસ્સું મોટું. વિશાળ બાગબગીચો અને બીજાં ઘણાં મંદિર. મુખ્ય મંદિરના એક ખૂણામાં મેં જોયું તો હારમોનિયમ, તબલાં, તાનપૂરો લઈને બે-ચાર માણસો સાંધ્ય સંગીતની પ્રાથમિક તૈયારી કરતા સાજ મેળવતા હતા. આવું સુંદર મંદિર અને સંગીત શરૂ થવાનું વાતાવરણ જોઈને હું જરા થંભી ગયો. મેં બધાને કહ્યું કે તમે બધા આસપાસમાં દર્શન કરી લો, ફરી લો, જોઈ લો, એટલી વાર હું અહીં જરા સંગીત સાંભળી રહ્યો છું.

બે તાનપૂરા છેડનાર, પાસે હારમોનિયમ વગાડનાર, બીજી તરફ તબલાંની સંગત કરનારની વચ્ચે બેઠેલો ગાયક ૫૦-૫૫ ની ઉંમરનો તો હશે જ. દૂબળુપાતળું ઊંચુ શરીર, ટટ્ટાર બેઠક. ચાંદી જેવા સફેદ વાળનાં જુલ્ફાં, મોટી મોટી મૂછો. ગાલ ઉપર લમણાંનાં ઊપસેલાં હાડકાં, બંધ આંખોએ એણે હાથ જોડી 'સા' લગાવ્યો.... બે-પાંચ ક્ષણ તો હું સ્તબ્ધ થઈ ગયો.. આવો 'સા' શુદ્ધ કલ્યાણના આલાપમાં વિસ્તરતો ગયો. આવો 'સા', આ 'સા', જાણે કે મારા રોમેરોમમાં એનો રવાનુકાર વ્યાપી ગયો. ગાયક કલાકારનો અવાજ રિયાઝી અને માંજેલો હતો, એ એના 'સા'થી જ હું પામી ગયો. સ્વરની શુદ્ધતા અને સ્વરનો ઠહેરાવ અદ્‌ભુત હતો. આસ્તે આસ્તે રાગ શુદ્ધ કલ્યાણના આલાપનો વિસ્તાર વાતાવરણમાં પથરાતો છવાતો ગયો. આટલા સમય સુધી હું ત્યાં ઊભો જ હતો. પછી આસપાસ નજર કરી જોઈને હું ત્યાં જ એક બાજુ બેસી ગયો.

મેં ઘણાં સારાં ગાયક કલાકારોને ખૂબ નજીકથી સાંભળ્યાં છે. એટલુ જ નહીં, પણ કેટલાંક કલાકારોના નિકટના પરિચયમાં પણ આવ્યો છું. સ્વ. ઉસ્તાદ અમીરખાં સાહેબ, પંડિત ભીમસેન જોશી, શ્રીમતી માલવિકા કાનન, પંડિત જગદીશપ્રસાદ, સ્વ. યશવંત પુરોહિત. આ ગાયકોના શુદ્ધ કલ્યાણ મેં સાંભળ્યા છે. એ બધા જ જાણે કે અંતરમાંથી પસાર થયા. આલાપમાં સ્વરવિસ્તાર, સરગમ, તાનપલટા, ગમક, હરકતોની કરામત સાંભળતાં તનમન શુદ્ધ કલ્યાણથી છલોછલ ભરાઈ ગયું. કહું કે ઊભરાઈ આવ્યું. ને આંખો વરસી રહી.

જે સહજ સરળતાથી આલાપમાં એ મંદ્ર ખરજમાં ઊતરી ગયા એ સાંભળતા હું તો ભાવવિભોર થઈ ગયો. ને કોઈ અદ્‌ભુત અનુભૂતિ થઈ. પંડિત ઓમ્‌કારનાથ ઠાકુરે એક વખત પોતાના પ્રવચનમાં સરગમના આરોહ-અવરોહ ગાઈ બતાવતાં એમાં એમણે જે 'સા' કરેલો, તે એવો તો અદ્‌ભુત હતો કે મારા અંતરમાં જીવનભર યાદ રહી જ ગયો.

એક વખત મુંબઈમાં ભારતીય વિદ્યા ભવનમાં અમે શ્રી અબ્દુલહલીમ જાફરખાન સાહેબ, સ્વ. ડૉ. સુરેશ જોષી અને આ લખનાર એમ. એસ. શુભલક્ષ્મીનો પ્રોગ્રામ સાંભળવા ગયા હતા. શુભલક્ષ્મીએ 'સા' જે રીતે લગાવ્યો, ને શ્રોતાગણ સ્તબ્ધ થઈ ગયો. એમનો રક્તિમંડિત અવાજ વાતાવરણમાં અદ્‌ભુત રીતે છવાઈ ગયાનું યાદ છે.

એક નહીં, અનેક સંગીતકારોને સાંભળ્યાં, એમાં જેના જેના શુદ્ધ કલ્યાણ સાંભળેલા તે મનમાં યાદ આવ્યા.

તેમાં યાદગાર શુદ્ધ કલ્યાણ સ્વ. ઉસ્તાદ અમીરખાં સાહેબનો સાંભળેલો એ મનમાં છપાઈ ગયો. જાણે રેકૉર્ડ થઈ ગયો હોય એવી છાપ મનમાં તાજી અને તાદશ છે. એ શુદ્ધ કલ્યાણની શ્રુતિઓ અને સ્મૃતિઓ મનમાં, કર્ણમૂળમાં અંકાઈ ગઈ છે. કિરાના ઘરાનાના ગાયક સ્વ. યશવંત પુરોહિતનો શુદ્ધ કલ્યાણ તો એમને ત્યાં એમની રૂમમાં એમને રિયાઝ કરતાં સાંભળેલો. હીરાબાઈ બડોદેકર અને સરસ્વતી રાણેની જુગલબંધીમાં પણ શુદ્ધ કલ્યાણ સાંભળેલો. આ બધા જ શુદ્ધ કલ્યાણ મનમાં ઝંકૃત થઈ ઊઠ્યા.

હા, તો હું જમ્મુના રઘુનાથ મંદિરમાં સાંભળેલા શુદ્ધ કલ્યાણની વાત કરતો હતો. એ સાંભળતાં મન ક્યાંયનું ક્યાં અતીતમાં પહોંચી ગયું ને સ્મૃતિઓમાં શ્રુતિઓ સળવળી ઊઠી શુદ્ધ કલ્યાણની.

બસ, આ જ એક અસર છે સંગીતની. એને તમે સંગીતનો જાદુ-સંગીતની અસર-સંગીતનો ચમત્કાર જે કાંઈ પણ કહેવું હોય તે કહી શકો છો. હું તો એમ જ કહું કે અધ્યાત્મવાદી સાધકોને ધ્યાનમાં બેસવામાં ધ્યાનમાં, ઊતરી જવામાં સૌથી સહજ અને સરળ રસ્તો સંગીત જ છે કે જેમાં એક ક્ષણમાં કે ક્યારેક અર્ધક્ષણિકામાં તમે સંગીતમાં લીન થઈ જ જાવ. બસ આ જ ધ્યાન અગર તો ધ્યાનનું પ્રથમ સોપાન. ક્યારેક તો એ અસરમાંથી સરળ રીતે કે સહજ રીતે બહાર આવી શકાતું નથી. સાંભળેલો રાગ મનમાં એવો તો ઘર કરી જાય કે આખો દિવસ અને રાત એનાં આવર્તનો સતત મનમાં ગુંજ્યા કરે છે.

આમ કેટલો સમય થયો તેનું ભાન ન રહ્યું. સંગીતની જાદુઈ અસરમાં સમયની પાબંદી વળી શી ? ત્યાં અમારી સફરના સાથીઓ દર્શન કરી મંદિરમાં ફરીને આવી ગયા. પણ મારુ ધ્યાન તો સાંભળવામાં જ ને શુદ્ધ કલ્યાણની સંપૂર્ણ અસર નીચે સંપૂર્ણ એકાગ્રતામાં. પણ સહયાત્રીઓ હરફર કરતાં મારું તેઓ તરફ ધ્યાન ખેચવામાં સફળ થયા. ને મારુ મન કચવાયું કે આવું સુંદર સંગીત અધૂરુ મૂકીને ઊઠવું એ કેમ થઈ શકે ?

– એ તો સંગીતનું, સંગીતકાર ગાયકનું અપમાન જ કહેવાય. અને મારા મનનું ? મારા મનનું શું ? મારા સાંભળવાનું શું ? મારા સંગીત-ધ્યાનનું, મારી એકાગ્રતાનું, સંગીતની મારી મહામૂલ્ય અનુભૂતિનું શું ?

એણે વિલંબિત ખ્યાલ પૂરો કરતાં હાથ જોડતાં આખો ખોલી અને મેં ઊઠવાનું કરતાં ગાયકને પ્રણામ કર્યા. તો એણે હસતાં, આંખો મીંચતાં બંને કાનની બૂટે હાથનો સ્પર્શ કરી મારાં વંદન સ્વીકાર્યા. મન આર્દ્ર થઈને મારી આંખો ભીની થઈ ને શરીરમાં રોમરોમ શુદ્ધ કલ્યાણનો ગુંજારવ ગુંજતો જ રહ્યો...ગુંજતો જ રહ્યો....

આપણા સમગ્ર દેશમાં આવા અનામી કલાકાર કેટલા ? હા, અનામી જ. હું તો એનું નામ પણ જાણતો નથી. પુછું તો કોને પછું ? અને નામ જાણ્યા પછી શું ? કોઈકે કહ્યું છે ને કે નામમાં શું ? અને એ તો જગતનિયંતા સમક્ષ સમર્પિત ભાવે જ પોતાનું સંગીત પીરસી રહ્યો હતો. એ સમયે એ પોતાનું નામ પણ ભૂલી ગયો હશે. એને નામની શી પડી હોય ? કાંઈ પણ જો નામ હોય તો એ શુદ્ધ કલ્યાણ. સ્વરો, શ્રુતિઓ, ધ્વનિ અને નાદ. મને તો માત્ર એના સંગીતથી જ કંઈ કેટલીયે યાદો તાજી થઈ, કેટલા, કોના શુદ્ધ કલ્યાણના સ્વરો મનમાં તરી રહ્યા, નજરે દેખાયા ને કાનમાં સતત ગુંજતા જ રહ્યા. બસ આનું જ નામ સંગીત, સ્વર, શ્રુતિ, નાદ.... નજરમાં, કાનમાં, મનમાં, તનમાં એક અદ્ભુત નાદ ગુંજી ઊઠ્યો. 'નાદ', અનાહત નાદ.

આવા અનેક કલાકાર (સંગીતકાર, ચિત્રકાર, શિલ્પકાર) આપણા દેશના ખૂણેખાંચે પોતાની કળાને સમર્પિત ભાવે સાધી રહ્યા હશે, જેમને નામની ક્યાંય જરૂર જ નથી. અનામી કલાકાર.

મારા મનમાં જે ગુંજી રહ્યો છે તે નાદ.. કે..... અનાહત નાદ.... !



## સાભાર સ્વીકાર

**સંબંધનો તહેવાર** : લે. ફાધર વર્ગીસ પૉલ, પ્ર. આર. આર. શેઠની કંપની, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. કિં. રૂ. ૫૦/-; **સત્યનું સન્માન** : લે. પ્ર.: ઉપર મુજબ, કિં. રૂ.૫૦/-; **પ્રેમને રસ્તે** : લે.પ્ર.: ઉપર મુજબ, કિં. રૂ. ૫૦/-.

પ્રીતિ સેનગુપ્તા

## નાટ્યરસનાં ચટકાં

મનોરંજનના ક્ષેત્રે ફિલ્મ માટેના વાર્ષિક ઇનામ-સમારંભથી આપણે બધાં વાકેફ હોઈએ છીએ. ખાસ કરીને, ભારતમાં 'ફિલ્મફેર એવૉર્ડ', અને અમેરિકામાં 'ઑસ્કર એવૉર્ડ'. દુનિયામાં અન્યત્ર ઓછા જાણીતા એવૉર્ડ હશે જ, અને ખૂબ જાણીતા ફિલ્મ-મહોત્સવો તો છે જ. અમેરિકામાં તો અન્ય પ્રકારો-જેવા કે સંગીતની વિવિધ શૈલીઓ, તેમજ નાટકો અને ગીત-નાટિકાઓ વગેરે-માટે પણ એવૉર્ડ હોય છે, ને એ સમારંભો પણ જાહેર માધ્યમોમાં યથોચિત ધ્યાન તથા અગત્ય પામતા હોય છે.

રંગમંચીય અનુષ્ઠાનોના બે વિભાગ-નાટક અને ગીતનાટિકા. એમાં સંવાદનપ્રધાન એ નાટકો માટેનાં ઇનામને 'ટોની' (The Tonys) કહે છે. 'બ્રૉડવે' તરીકે ઓળખાતા ન્યૂયૉર્કના સામૂહિક રંગમંચો પર રજૂ થતાં નાટકો માટે, તથા એમાં સંકળાયેલાં કળાકારો, લેખકો, દિગ્દર્શકો વગેરે દરેકને માટે આ 'ટોની' એવૉર્ડ સૌથી વધુ પ્રતિષ્ઠાપૂર્ણ ગણાય છે. આ એવૉર્ડ અઠ્ઠાવીસ વર્ષથી અપાતો આવ્યો છે. એના નામની પાછળ કોઈ વ્યક્તિનું નામ નથી, પરંતુ અમેરિકામાંની આગવી છાંટવાળી અંગ્રેજી ભાષામાં 'ટોની' શબ્દનો સંદર્ભ 'સ્પેશિયલ' અને 'સ્ટાઇલિશ' સાથે છે. એ અર્થમાં 'ટોની' એવૉર્ડમાં નામ પ્રમાણે ગુણ છે, એમ કહી શકાય.

દર વર્ષે બ્રૉડવે પરનાં સારામાં સારાં ગણાયેલાં ચાર નાટકોનાં નામ 'ટોની' માટેની હરીફાઈમાં ઉલ્લિખિત થાય. એમાંનું એક જ જીતવાનું, ને એ વર્ષનું શ્રેષ્ઠતમ નાટક ગણાવાનું. વિવેચકોના મત સાથે આપણે હંમેશાં સંમત ના પણ થઈએ. એમણે વખાણ્યું હોય એ નાટક આપણને ના પણ ગમે. વળી, 'ટોની' માટે ઉલ્લિખિત બધાં નાટકો આપણે જોઈ શક્યાં પણ ના હોઈએ. ઘણી વાર એવું જ બને કે આખું વરસ નીકળી જાય, ને અમુક નાટક જોવાનું રહી જ ગયું હોય. હંમેશાં કાંઈ ધાર્યું થાય છે ?

'ટોની' એવૉર્ડ જાહેર થયા પછી પણ એ નાટકો તો ચાલુ જ હોય, પણ એને માટે ભીડ વધી ગઈ હોય, ને ટિકિટ મેળવવા માટેની મુશ્કેલી પણ. પછી જવા દઈએ એવા કોઈ નાટકને. ન્યૂયૉર્કના રંગમંચો પર પ્રત્યેક રાતે સોએક જેટલાં નાટકો 'પડતાં' જ હોય, એટલે 'એક નહીં તો બીજું' એવું સહેલાઈથી વિચારી, તથા કરી શકાય. છૂટકો જ નહીં, કારણ કે તમે પહોંચી જ ના વળો એટલું પ્રાચુર્ય, ને એટલી શક્યતાઓ.

હવે ઇત્તફાકથી આ વર્ષે એવું બન્યું કે 'ટોની' એવૉર્ડ માટે ઉલ્લિખિત થયેલાં ચારેય નાટક જોવાનાં થયાં, ને તે પણ એ હરોળ જાહેર થઈ તે પહેલાં. આ કારણે ઇનામ-સમારંભ જોવામાં (ટી.વી.પર) ઘણો રસ પડ્યો, અને લગભગ બધા નિર્ણય ઠીક જ લાગ્યા. એમાંના એક નાટકની 'ટોની' માટેની પસંદગીનું કારણ સમજાયું ન હતું, ને એને કશાં ઇનામ મળ્યાં નહીં, એટલે વિરોધ નોંધવાની (મનોમન પણ) જરૂર ના રહી !

એ નાટકનું નામ હતું 'ધ ટેલ ઑફ ધ ઍલર્જિસ્ટ્સ વાઈફ'-એક ઍલર્જીસ્પેશિયાલિસ્ટની પત્નીની વાત. નામનો ખાસ અર્થ ન હતો. કોઈ પણ જાતનો ડૉક્ટર બતાવ્યો હોત તો ચાલત. પણ ડૉક્ટર જોઈએ, ને તે એટલા માટે કે એનું સૂચન અભ્યાસ તથા જીવન-કક્ષાના પ્રમાણ સાથે હોય છે. હાસ્યનાટક હતું, અને એની અંદરનો વિનોદ 'અમેરિકી શૈલી'નો હતો, તેથી તે લોકપ્રિય તો થવાનું. ચાર્લ્સ બુશ (Busch) નામના યુવાન અમેરિકન નાટ્યકારના લખેલા એ નાટકમાંનાં કળાકારો જોયેલાં ને જાણીતાં હતાં, તેથી ટિકિટ ખરીદેલી. પણ કથાનક છીછરું લાગ્યું, વિનોદ સ્થૂળ હતો, ને અભિનય ઠીક હતો. ડૉક્ટરની પત્ની એટલી ચીસો ને બૂમો પાડતી હતી કે અમારું હસવું ઊડી ગયું, ને કાનમાં આંગળીઓ ખોસવી પડી.

અમારી ફરિયાદ હવે એ છે કે આજકાલ બ્રૉડવે પર બહુ જ સરસ કહેવાય એવાં નાટકો આવતાં નથી. હવે સાધારણ કશું ગમતું નથી, ને લોકપ્રિય બનેલું દરેક

નાટક ઉત્તમનું પ્રમાણ ધારણ કરતું નથી. મોટું ઇનામ મેળવી ગયેલું નાટક પણ ઘણી વાર સંપૂર્ણ સંતોષ આપી શકતું નથી. કૈંક એવું બન્યું 'પ્રૂફ'(Proof) નામના નાટકમાં. ડેવિડ ઑબર્ન નામના બીજા એક યુવાન નાટ્યકાર ગયા વર્ષે પારિતોષિક પામેલા. આ વર્ષે એમને શ્રેષ્ઠ નાટકનો 'ટોની' એવૉર્ડ પણ મળ્યો. આ બંને ઇનામો જરા વધારે પડતાં લાગ્યાં. નાટક સારું જરૂર હતું, પણ અસાધારણ ના કહી શકાય. એનું કથાનક એટલું જુદું હતું કે કદાચ એ લોકપ્રિયતા માટે કારણભૂત બન્યું.

એમાં એક ગણિતશાસ્ત્રી પ્રોફેસરની વાત છે. એમણે ઘણી સિદ્ધિ તેમજ નામના મેળવેલાં, પણ છેલ્લાં પાંચ વર્ષથી એ મગજ ગુમાવી રહ્યા છે, ને કશું કામ કરી નથી શક્યા. એમના મૃત્યુ પછી એક થિયોરમનું અસાધારણ પરિણામ-પ્રમાણ 'પ્રૂફ' મળી આવે છે. વિદ્યાર્થીઓ ફરીથી ભક્તિભાવ અનુભવી રહે છે, ને પછી છેલ્લે બધાંને જાણ થાય છે કે એ સાબિત કરી આપનાર હતી પ્રોફેસરની અતડી તથા નકામા જેવી લાગતી દીકરી.

વિષયવસ્તુ જુદી જાતનું હતું ખરું, પણ એમાં અસાધારણત્વ ન હતું. થોડી અનુમાનનીયતા ને ઘણી બધી ભાવુકતાનું એમાં મિશ્રણ હતું. એને માટે એટલું કહી શકાય કે બીજાં ઉપરછલ્લાં અને સાધારણ નાટકો કરતાં સારું, તેમજ યાદ રહે એવું હતું !

આ પછીનું નાટક લખનાર એક વિશિષ્ટ સર્જક છે- નામે ઑગસ્ટ વિલ્સન. એ કવિ છે, નાટ્યકાર છે, જાણીતા છે, માનને પાત્ર થયેલા છે, અને આ બધી પ્રાપ્તિને તીવ્રતર બનાવતું કારણ છે- એ 'બ્લૅક' અમેરિકન છે. એ જ્યાં ઊછર્યા તે પિટ્સબર્ગ શહેરના બ્લૅક લત્તાઓમાં એમના દરેક નાટકનાં બીજ છે. વળી એ બધાં-જેવાં કે 'ટુ ટ્રેન્સ રનિંગ', 'જિટની', 'સેવન ગિટાર્સ', અને છેલ્લે 'કિંગ હેડલી બીજો'— એક સળંગ, અતૂટ આવર્તન રૂપે લખાયાં છે. એ દરેકમાં બ્લૅક અમેરિકન જીવનના અનુભવો— સારા, નરસા, સુખના, દુઃખના-ચિત્રિત થતા રહે છે. ઉપરાંત, ઘણાં પાત્રો પણ પછીનાં નાટકોમાં ફરીથી પ્રવેશ પામતાં રહે છે.

ઑગસ્ટ વિલ્સનનાં નાટકોમાં બ્લૅક જીવનની જટિલતાનું નિરૂપણ જોવા મળે છે, પણ એ જાણે ફોટોગ્રાફ જેવી રીતે થયેલું હોય છે. નાટ્યકાર પોતે તટસ્થ રહે છે, પાત્રોને પોતાની રીતે પ્રગટ થવા તથા બોલવા દે છે.

'કિંગ હેટલી બીજો' નાટકમાં મુખ્ય પાત્રનું નામ, પોતાના પિતાના નામ પરથી, કિંગ છે. 'હેડલી' કુટુંબની અટક છે. એ પિતાએ એક ખૂન કરેલું, ને આ દીકરો ચાલબાજ ને ચોર બન્યો છે. બગડેલી આર્થિક પરિસ્થિતિવાળા ૧૯૮૫ના અમેરિકામાં એ ટકી રહેવાનાં ફાંફાં મારતો હોય છે. એનું દિલ તો કુમાશથી ભરેલું છે.

આવાં નાટકોની વાસ્તવિકતા હંમેશાં સ્પર્શતી હોય છે, હચમચાવતી હોય છે. સાથે જ, આવાં નાટકો જોવાનો અનુભવ યાદગાર બની રહેતો હોય છે. જે નાટ્યકારોનું કામ જાણતાં હોઈએ એમનાં નવાં નાટક જોવાનો ઉત્સાહ તથા રોમાંચ મનમાં સ્થાયી હોય છે. ક્યારેક જરાક 'ડર' પણ લાગે- બહુ બૌદ્ધિક હશે, ને નહીં સમજાય તો ? છતાં એ જોવા તો જઈએ જ, કારણ કે એ બૌદ્ધિક પ્રક્રિયાને લીધે તો એ જોવાલાયક, રસપ્રદ, અસામાન્ય- ને ક્યારેક ઉત્તમોત્તમ-બનતાં હોય છે. આવા એક સુખ્યાત નાટ્યલેખક ટૉમ સ્ટૉપાર્ડ (Stoppard) છે. એ મૂળ ઇંગ્લૅંડના, પણ અમેરિકામાં એમનું નામ-તેમજ એમનું પ્રચુર કામ-નાટક, સિનેમા તેમજ ટેલિવિઝનના ક્ષેત્રમાં મોખરે પહોંચી ચૂક્યું છે. એમનાં સર્જનનાં વિષય-વૈવિધ્ય તથા મૌલિકતા ખરેખર વિસ્મયકારક-અને 'અદ્ભુત'- છે.

અહીં જે એક નાટકનો ઉલ્લેખ થાય છે તેનું નામ 'Invention of Love.' એનો અર્થ 'પ્રેમની ઉદ્ભાવના'- કે 'મિથ્યા-કલ્પના'-કરીએ તો ખોટાં નહીં પડીએ. સાધારણ, સામાજિક પ્રેમની આ વાત નથી. આમાં એક પુરુષના બીજા પુરુષ માટેના પ્રેમનું નિરૂપણ છે. એ પ્રેમ તીવ્ર અને સ્થાયી છે, પરન્તુ માનસિક સ્તરે જ રહે છે, અને છેલ્લે સુધી પ્રચ્છન્ન પણ. વર્તમાન તથા અતીતનાં દશ્યોમાં કથાનક ફરતું રહેતું હોવાથી એ જટિલ બને છે. વળી, ઇંગ્લૅંડની ઑક્સ્ફર્ડ યુનિવર્સિટીમાં ભણતા તથા ભણાવતા વિદ્વાનો-કે જે ગ્રીક અને લૅટિનનાં અવતરણ બોલતા રહે છે તે જૉન રસ્કિન, જેરોમ કે. જેરોમ, વૉલ્ટર પેટર, ઑસ્કર વાઈલ્ડ વગેરે-ની એમાં વાત છે, તેથી અઘરી તો લાગે જ ને! પણ રજૂઆત શું સરસ છે. છેવટે તો બુદ્ધિપ્રધાન અનુષ્ઠાન જોયાનો હર્ષ જ યાદ રહે.

'ઇન્વેન્શન ઑફ લવ' નાટકનું મુખ્ય પાત્ર આલ્ફ્રેડ એડ્વર્ડ હૌસમૅન નામના અંગ્રેજ છે. નાટકની કથામાં બે અભિનેતા એ પાત્ર ભજવે છે. એક સિત્તોતેર વર્ષના છે,

અને મૃત્યુ પામેલા છે. બીજા અઢારથી છવ્વીસ વર્ષની ભૂમિકા ભજવે છે. કથાનો પ્રવાહ બે કાળમાં જ નહીં, બે લોકમાં પણ વહે છે ! હૌસમૅન પછી કવિ બને છે, પણ તેથીયે વધારે ગ્રીક અને લૅટિનના અતુલનીય વિદ્વાન અને જ્ઞાતા બને છે. ઉપરાંત, ૧૮૯૨માં લંડનમાં, ને ૧૯૧૧માં કેમ્બ્રિજનમાં એ લૅટિનના પ્રાધ્યાપકની પદવી પામે છે.

આ બે 'ક્લાસિક' ભાષાઓના અભ્યાસ માટે હૌસમૅન ૧૮૭૭માં, અઢાર વર્ષની ઉંમરે, ઑક્સફર્ડમાં દાખલ થાય છે. ત્યાં, ને તે જ વર્ષે, એ મોઝીઝ જૅકસન નામના યુવાનને મળે છે, બંને ખાસ મિત્ર બને છે, ને હૌસમૅન ત્યારથી જ એને ચાહવા માંડે છે. એ પ્રેમ પ્રચ્છન્ન છે, એકપક્ષી છે, પણ આશાહીન નથી. જોકે એ આશા પણ એકપક્ષી જ રહે છે. જૅકસનને સાત વર્ષ સુધી આ પ્રેમનો અંદેશો પણ નથી. બીજી અનેક વિગતોથી વણાયેલા આ વૃત્તાંત પર કદાચ શીર્ષકનો આધાર રહેલો છે.

એમાંની એક વિગત તો કહું જ. હૌસમૅન ઑક્સફર્ડમાં ગયા તે પછીના વર્ષે ૧૮૭૮માં-ઑસ્કર વાઇલ્ડ પ્રતિષ્ઠા અને પારિતોષિક સાથે સ્નાતક થઈને બહારના વિશ્વમાં ચાલી ગયા. હૌસમૅન અને વાઇલ્ડ ક્યારેય મળ્યા ન હતા. ટૉમ સ્ટૉપાર્ડ બંનેને આ નાટકમાં મળતા બતાવે છે, ને તે બંનેના મૃત્યુ પછી. આ મિલન, અને એમની વચ્ચેના સંવાદોને લેખક, અંગત રીતે, ખૂબ અગત્યના તથા નાટકની ભાવુકતાના કેન્દ્રમાં ગણે છે. આ ગંભીર અને પ્રબળ કથાનકમાં ઑસ્કર વાઇલ્ડની કેટલીક લાક્ષણિક 'કાકુ'-સભર ઊક્તિઓ આવશ્યક રાહત પણ બક્ષે છે. આમ, વિભિન્ન રીતે આ નાટક બહુસ્તરીય બનેલું છે.

સ્ટૉપાર્ડના આ નાટકને આ વર્ષનો 'ટોની' ના મળ્યો. તો કાંઈ નહીં. પહેલા ત્રણ 'ટોની' એમને મળી ચૂક્યા છે, ને ભવિષ્યમાં બીજા જરૂર મળશે પણ ખરા. ઉત્તમની વ્યાખ્યા ઘણી વાર ઇનામ-પ્રાપ્તિથી ક્યાંયે દૂર નીકળી ગયેલી હોય છે. અને બુદ્ધિને સંતોષે તથા મનને આનંદ પમાડે તેવું અનુષ્ઠાન જોવા મળી જાય તો ભેદમૂલક પ્રેક્ષકો માટે વધારે સૌભાગ્ય બીજા શેમાં હોઈ શકે ?



## યાદ આવ્યું મને

*તમે પાન ચાવ્યાં હતાં યાદ આવ્યું મને !*
*પછી સ્વાદ વાવ્યા હતા યાદ આવ્યું મને !*
*ન બંધન હતાં બે અલગ પણ હતાં દોડમાં*
*તમે શ્વાસ દાબ્યા હતા યાદ આવ્યું મને !*
*કળી-કાલ ભૂલીય પાછી ફરી ના ઘડી*
*તમે ખુદ ચાહ્યા હતા યાદ આવ્યું મને !*
*પનારો, સહારો, ઘસારો હતો આંગણે*
*છતાં નેણ ઢાળ્યાં હતાં યાદ આવ્યું મને !*
*ન પગલાં પડાયાં ન તરણાં ઘસાયાં કદી*
*સપનમાં જ મ્હાલ્યાં હતાં યાદ આવ્યું મને*
*હવામાંય પંખી થઈ ખૂબ ઊડ્યાં હતાં*
*ધરાથી ધરાયાં હતાં યાદ આવ્યું મને !*
*ન આક્ષેપ આ એક બારી ઉઘાડી હતી*
*મળી દ્વાર વાસ્યાં હતાં યાદ આવ્યું મને !*
*હતી પાસ 'શિલ્પી', શરમ પીગળેલી નદી*
*બદન-તોડ નાહ્યાં હતાં યાદ આવ્યું મને !*

**ઈશ્વર સુથાર 'શિલ્પી'**



# સદા વિજયિની વિજયાબહેન મનુભાઈ પંચોળી

નીલમ પરીખ

"તું મને જરાયે અજાણી લાગતી જ નથી. જુગજુગથી તને ઓળખતો હોઉં એવું લાગે છે."

"મારાં સદ્‌ભાગ્ય ! મારે સેવાગ્રામ આવવા વિશેનો સમય ક્યારે કહી શકશો ?"

"....તને પટલાણીને સમય શેનો આપું ? મને નવરો જો તે વખતે વાત કરવા આવ. મારી પાસે શું કામ આવવું છે ?"

"આપના જીવનમાંથી કંઈ લઈ શકાય તો લેવા."

"...સૂરજ પાસે રહીએ તો શું થાય ?"

"બળી મરાય."

"તો મારી પાસે પણ એવું જ છે. એના કરતાં દૂર રહીને મારાં લખાણોમાંથી જે મળે એનાથી સંતોષ માન."

"ના-મારે આપની પાસે જ રહેવું છે."

શું કામ કરીશ ? "મને જે આવડતું હશે તે બધું."

"ખોટી બદામ તો નહીં નીકળે ને ?"

"ખોટી બદામને જ આપની પાસે આવવાની જરૂર પડે સાચાં થવા માટે. એટલે રખે ને સાચી માનીને ચાલતા. ખોટી માનીને ઘડજો."

"બાની રજા લઈ લે. બા જો ના પાડે તો નહીં આવવાનું."

ગાંધીજી અને વિજયાબહેન સાથેનો ઉપર્યુક્ત સંવાદ કસ્તૂરબા સાંભળી રહ્યાં હતાં. "વિજયા સેવાગ્રામ આવતી હોય તો હું રાજી જ છું." - કસ્તૂરબાનો આ જવાબ સાંભળી વિજયાબહેનને તો સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો. પછી તો ગાંધીજી જ એમનાં મા-બાપ, ભાઈ-બહેન બન્યા !

૨૪ નવેમ્બર ૧૯૩૬ના રોજ વિજયાબહેન ગાંધીજી પાસે સેવાગ્રામ રહેવા આવી ગયાં. ખેડૂતની દીકરી તરીકે પોતાની જાતને ઓળખનાર વિજયાબહેને પોતાની સરળતા, સહજતા અને સ્નેહશીલતાથી ગાંધીજીને આંજી નાખ્યા. એક દિવસ ગાંધીજી કસ્તૂરબાને કહે છે : "આ વિજયા પીરસવા આવે છે ત્યારે મા પીરસતી હોય એવું લાગે છે !" ગાંધીજી અને વિજયાબહેન વચ્ચે સહજ સ્નેહનો તાંતણો ગૂંથાયે જતો હતો. ગાંધીજીની વાતો, વિચારો વિજયાબહેન સાંભળે, સમજે અને તે મુજબ જીવવાનો પ્રયત્ન કરે. ધીમે ધીમે ખોટી બદામનું ઘડતર થતું ચાલ્યું, શક્તિઓ વિકસવા માંડી. અઢી-ત્રણ વર્ષના સમયગાળા દરમિયાન વિજયાબહેન ગાંધીજી અને કસ્તૂરબાનો પુષ્કળ પ્રેમ પામ્યાં. વિજયાબહેનના રોમરોમ ભીંજાયા અને પોતાનું બાળપણ વાગોળ્યું.

સૂરત જિલ્લાના બારડોલી તાલુકાના વરાડ ગામના વતની અને પાટીદાર જ્ઞાતિના આગેવાન ખેડૂત નારણભાઈનાં એ પુત્રી. દાદુપંથી મા-બાપ બહુ ભણેલાં નહોતાં. પિતાએ માંડ બે-ત્રણ ચોપડી ફાડેલી. તેમના સ્વમાન, ઉદારતા, સચ્ચાઈ, સ્વચ્છતાના ગુણો વિજયાબહેનમાં ઊતર્યા હતા. વરાડમાં સુરતના દાદુપંથી મંદિરના અને બહારના સાધુસંતો અવારનવાર એમના ઘરે આવે અને કથાકીર્તન કરે. વિજયાબહેન બાળવયથી આ સત્સંગ માણે. તા. ૧૨-૨-૧૯૧૩ના જન્મેલાં વિજયાબહેનને રામકૃષ્ણની કથા સાંભળતાં હંમેશ મનમાં થતું કે મારો જન્મ એ જમાનામાં થયો હોત તો ? એટલામાં ૧૯૨૮ની સાલમાં બારડોલીની નાકર લડત વખતે ડુંગળીચોર મોહનલાલ પંડ્યાએ વિજયાબહેનને સાધુસંતોની મંડળી વચ્ચે જોયાં. એમને ઘરે જઈ તેમણે 'ગાંધીજીની આત્મકથા' વાંચવા આપી. એ વાંચ્યા પછી તો વિજયાબહેનને ગાંધીજી પાસે પહોંચવાની તાલાવેલી જાગી.

પોતે કાંતવા-પીંજવાનું શરૂ કર્યું. ખાદીની સાડી પહેરવા માંડી. સોના-ચાંદીના દાગીના ન પહેરવાનું વ્રત લીધું. પછી તો ગામમાં કે આસપાસનાં ગામડાંમાં થતી સભાઓમાં પણ જવા માંડ્યું. ૧૯૩૦ની દેશવ્યાપી લડત શરૂ થઈ અને દાંડીકૂચ નીકળી ત્યારે તો એમનું મન ગાંધીજી પાસે પહોંચી જવા થનગની રહ્યું હતું. એ માટે પંડ્યાજી ગાંધીજીની રજા પણ મેળવી લાવ્યા. પણ નસીબમાં નહીં તે પોતે તે વખતે ન જઈ શક્યાં !

દાંડી પહોંચી ગાંધીજીએ બહેનોને દારૂ-તાડીના પિકેટિંગનું કામ, પરદેશી કાપડના બહિષ્કારનું કામ ઉપાડી લેવાનું કહ્યું. એમ કરતાં માર પડે કે જેલ જવું પડે તોય મૂંગે મોઢે સામનો કરવો. અને આગેવાની મીઠુબહેન

પિટિટને સોંપી. ગાંધીજીનો આ આદેશ ઝીલી લઈ વિજયાબહેન તો કૂદી જ પડ્યાં અને સુરતની મુખ્ય છાવણીમાં આવી પહોંચ્યાં. ત્યાં મીઠુબહેનની મદદમાં સાબરમતી આશ્રમની બહેનો અને કસ્તૂરબા પણ હતાં. કસ્તૂરબાનો સહવાસ વિજયાબહેનને આ છાવણીમાં મળ્યો અને પછી તો ગાંધીજી પાસે રહેવાની ઇચ્છા બલવત્તર બનતી ગઈ.

મરોલીની છાવણીમાં વિજયાબહેન આદિવાસી ભાઈ-બહેનોને કાંતણ-વણાટના વર્ગોમાં શીખવતાં. એક નવા શરૂ કરેલા કન્યા છાત્રાલયની જવાબદારી સોંપાઈ. પણ પોતાના ઓછા અભ્યાસને કારણે તેમાં ફાવટ ન આવી. તેથી પોતે ગૂજરાત વિદ્યાપીઠની સુણાવ શાળામાં થોડો વધુ અભ્યાસ કર્યો. ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા બાદ ગાંધીજીને સરકારે પકડી લીધા ત્યારે પોતે અભ્યાસ છોડી છ-સાત બહેનો સાથે ગામડે નીકળી પડ્યાં. કડક સરકારી કાયદાને કારણે લોકો ગભરાઈને તેમને સાથ-સહકાર ન આપે. અઠવાડિયામાં જ સરકારે આ બહેનોને પકડી બે માસની જેલ અને રૂા. ૨૦૦ દંડ કર્યો. વિજયાબહેને બે માસની જેલ પૂરી કરી. દંડ પેટે જપ્તી કરીને ઘરેથી ઘણું લઈ ગયા. એટલે ઘરનાં સૌનો ગુસ્સો વહોર્યો. ''હવે જો લડાઈમાં ગઈ છે તો આપણો સંબંધ પૂરો થયો માનજે''- એમ પિતાએ સંભળાવી. પણ તેમને તો લડતમાં જવું હતું જ. દેશ કાંઈ ગાંધી કે સરદાર વલ્લભભાઈનો એકલાનો નથી કે એમણે જ દેશ માટે મરી ફીટવું. દેશ આપણાં બધાંનો છે. એટલે દેશ માટે મરી ફીટવું એ આપણો ધર્મ છે. હવે પછી તમને મુશ્કેલી ન પડે એ રીતે હું વિચારીને, ગોઠવીને લડાઈમાં જઈશ - એમ માતાપિતાને સમજાવી વિજયાબહેન ભારે હૈયે નીકળી ગયાં.

આણંદ નજીકના મોગર ગામમાં કાશીબાની સાથે રહી લોકોને ગાંધીજીની વાતો સમજાવવાનું શરૂ કર્યું. ફરી પકડાયાં અને છ માસ જેલમાં ગયાં. તે દરમિયાન એમનાં માતા તથા ભાઈ જેલમાં પણ મળવા ગયેલાં. પિતાએ તો આ છ માસ દરમિયાન ઘરમાં સારું રાંધવા-ખાવાની મનાઈ કરેલી ! છૂટ્યા પછી ફરી કામ કરતાં કરતાં વિજયાબહેનને લાગ્યું કે હજુ થોડો વધુ અભ્યાસ કર્યો હોય તો કામ કરવાની શક્તિ વધે. એટલે વધુ અભ્યાસ માટે ભાવનગર ગયાં. ત્યાં મનુભાઈ પંચોળી 'દર્શક' સાથે ઓળખાણ થઈ. પરંતુ લગ્ન મા-બાપની સંમતિ અને આશીર્વાદ મળે ત્યારે જ કરવાં એમ બન્નેએ નક્કી કર્યું.

વરાડ આવી વિજયાબહેને પોતાના નવા સંબંધની વાત કરતાં મા-બાપને જણાવ્યું કે લડતમાં તમારી ઉપરવટ ગઈ, પણ લગ્ન માટે તમારા આશીર્વાદ એ મારી મૂડી છે એટલે એના વિના કંઈ નહીં કરું.

૧૯૩૬માં ગાંધીજી પાસે આવ્યા પછી તેમને પણ વિજયાબહેને પોતાના આ સંબંધની અને મા-બાપની સંમતિ વિના લગ્ન ન કરવાના નિર્ણયની જાણ કરી. ગાંધીજીએ પોતાની રીતે મનુભાઈને નાણ્યા. આ સંબંધ એક શરતે વધારવાની સંમતિ આપી કે તેઓ બન્ને જે કંઈ પત્રવ્યવહાર કરે અને જવાબ આવે તે ગાંધીજીને વંચાવે. લગભગ એકાદ વરસ સુધી તેમનો પત્રવ્યવહાર જોઈને પછી ગાંધીજીએ ખુશ થઈને કહ્યું, ''તને સાધુપુરુષ મળ્યો છે.'' વિજયાબહેનના પિતા નારણભાઈને સંમતિ આપવા ગાંધીજીએ મનુભાઈની સજ્જનતા અને શાલીનતા બતાવ્યાં ! વિજયાબહેન પાટીદાર અને મનુભાઈ બ્રાહ્મણ. ૬૦-૬૫ વર્ષ પહેલાં આંતરજ્ઞાતીય લગ્ન ચર્ચાને ચકડોળે ચડે જ. પણ ત્રણ વર્ષને અંતે બન્નેની તપસ્યા ફળી. 'વિજયાનાં લગ્ન તમે આશ્રમમાં જ કરજો'-એમ માબાપના આશીર્વાદ સાથે સેવાગ્રામમાં ગાંધીજીની હાજરીમાં ૧૯૩૯ની ફેબ્રુઆરીની સાતમીએ વિજયાબહેન-મનુભાઈનાં લગ્ન સાદાઈથી થયાં. ગાંધીજીએ ભેટ તરીકે એમને રેંટિયો આપેલો !

ગાંધીજીની ઇચ્છા લગ્ન પછી બંનેને પોતાની પાસે સેવાગ્રામમાં રાખવાની હતી, પણ વિજયાબહેનનું મન નહોતું માનતું. પોતાને તો સેવાગ્રામ રહેવાનું મળે તો ગમે. પણ મનુભાઈએ તો જમાઈ બનીને રહેવું પડે ને ? એટલે એ પસંદ નહોતું. મનુભાઈની ઇચ્છા નાનાભાઈ ભટ્ટની સાથે જ સ્થિર થવાની અને શિક્ષણમાં જ કામ કરવાની હતી તેથી બન્નેએ નાનાભાઈ ભટ્ટ સાથે ભાવનગર-સૌરાષ્ટ્રમાં જ ધૂણી ધખાવી !

ગાંધીજીએ વિજયાબહેનને દીકરી જ માનેલી એટલે લગ્ન થતાં તેમને પોતાની પાસે બેસાડી કહે છે : ''આ ખોળો સદાય તારા માટે ખાલી જ છે. જ્યારે આવવાની ઇચ્છા થાય ત્યારે આવી જ રહેજે !.... આશ્રમમાંથી કોઈ પણ વસ્તુ તને ગમતી હોય તો લઈ જજે.'' પણ વિજયાબહેને ત્યાંથી શું લીધું ? ગાંધીજીના સહવાસ

દરમિયાન તેમણે જે કંઈ કહ્યું તે હૃદયમાં ભરી જીવનભર એ માર્ગે જીવ્યાં અને મનુભાઈનેય ખેંચ્યા !

લગ્ન પછી પોતાનું સમગ્ર જીવન ભાવનગર દક્ષિણામૂર્તિ અને લોકભારતી સણોસરામાં મનુભાઈની સાથે સંસ્થાની સેવામાં સમૃદ્ધ કર્યું. પિતાને ત્યાં દોમદોમ સાહ્યબી અને અહીં મનુભાઈને ત્યાં ચાર વાસણમાં ઘરવખરી પૂરી થતી હતી. છતાં ખુશ હતાં. એમના ગામ વરાડના ખેતરના પડોશી અમેરિકન સ્પ્રિંગના શ્રી લલ્લુભાઈ પટેલે જ્યારે એમને સણોસરામાં જોયાં ત્યારે સહજતાથી કહેવાઈ ગયું, ''અરે વિજયાબહેન, તમે આવા ઘરમાં રહો છો ?'' તો વિજયાબહેને માથું ઊંચું રાખી ગૌરવથી કહ્યું, ''આવું ઘર પણ કેટલાં ગરીબોને મળે છે ?'' આવા સંતોષી જીવ હતાં !

ગિજુભાઈ પાસે બાલશિક્ષણની તાલીમ પામેલાં વિજયાબહેન બાલશિક્ષણ અને ગૃહમાતાની જવાબદારી સંભાળતાં. વિદ્યાર્થીઓ સાથે ગૌશાળા અને ખેતીના કામમાં મચી પડતાં. સંસ્થાના એકેએક વિદ્યાર્થી કે કાર્યકર્તા કે નાનામાં નાના મજૂરને પણ એમના વિશાળ હૃદય અને વાત્સલ્યનો અનુભવ થયેલો. દરેકેદરેકનાં તેઓ આપ્તજન હતાં. આજે પણ તેમના સંપર્કમાં આવેલાં સૌકોઈ એમની વાતો કરતાં થાકતાં નથી. વળી પોતે ઘરગથ્થુ ઔષધોનાં પણ જાણકાર. આજે આંબલા અને લોકભારતી-સણોસરામાં એક વખતની સૂકી ધરતી પર ચીકુ, લીંબુ, નારિયેળી, આંબા વગેરે ફળઝાડ કે અન્ય ઔષધિઓના છોડમાં એમની દૃષ્ટિ, સૂઝનો ફાળો નાનો સૂનો નથી. વળી જમાડવાનાં પણ તેઓ ભારે શોખીન. જમનારને સ્વાદ વાનગીનો નહીં, પણ હૃદયભાવનો હતો !

વિજયાબહેનમાં પાટીદારોને સહજ એવી ધિંગી નિર્ભીકતા હતી. સંસ્થાનું હિત સતત હૈયે રહેતું. મનુભાઈ મોટા ગજાના લેખક. વિજયાબહેન એમનાં લખાણો વાંચી આનંદ અનુભવે. પરંતુ કોઈ વાર મનુભાઈ, નાનાભાઈ કે કોઈ મોટી વ્યક્તિના વિચારોથી પોતે જુદાં પડે તો પોતાની વાત કહ્યા વિના ન રહે એવાં નિર્ભીક અને સત્યનિષ્ઠ હતાં. ૧૯૪૨ની લડત વખતે મનુભાઈ અને નાનાભાઈ જેલમાં હતા ત્યારે તેમણે હિંમતથી સંસ્થા સંભાળેલી. ગુણાનુરાગી પણ ભારે. ક્યાંય કોઈ સારો પ્રયોગ થયો હોય કે સારું કામ ચાલતું હોય, કે ક્યાંય સારું લખાણ જુએ-વાંચે તો તેની વાત પણ તેઓ બધે કહેતાં ફરે. મનુભાઈને સંગે પોતેય કલમ અજમાવી 'બાપુનો પ્રસાદ' અને 'શીતલા સાધુસંગતિ' એવી બે નાની પુસ્તિકાઓ લખેલી.

મનુભાઈ કલ્પના અને ભાવલોકમાં વિહરનારા અને વિજયાબહેન ધરતીનાં, વ્યવહાર અને કોઠાસૂઝનાં માણસ. મનુભાઈની ઉગ્રતા અને વિજયાબહેનની દૃઢતા ક્યારેક ટકરાય છતાં બંને એક જ ધ્યેયનિષ્ઠાને કારણે ટકી જતાં. વિજયાબહેનને સંગ્રહણીનો જૂનો રોગ, એથી જ્યારે ભારે માંદગીમાં પટકાય ત્યારે બાળકોને સાચવતા, ડોલ ભરીને ઘરનાં કપડાં ધોઈને કૂવેથી પાછા ફરતા અને વિજયાબહેનની સેવા કરતા અલગારી પતિ મનુભાઈને બહુ ઓછાએ જાણ્યા હશે. જોકે મનુભાઈમાં સ્વજનો પ્રત્યે અખૂટ વાત્સલ્ય, સ્નેહ અને સહજ નિકટતા હતી.

૨૫ એપ્રિલ ૧૯૯૫ના રોજ વિજયાબહેનના અવસાન બાદ પ્રાર્થનાસભામાં ખુદ મનુભાઈએ એમના ઘણા ગુણો પૈકી ત્રણ મુખ્ય ગુણોનો ઉલ્લેખ કરેલો. એક નિર્ભયતા, બીજો સતીનાં લક્ષણો અને ત્રીજો સંવેદનશીલતાનો-પારકાં બાળકોને પોતાનાં ગણી પ્રેમથી ભીંજવી સગી માની જેમ તેમની સેવાચાકરી કરી. મનુભાઈ સ્વભાવે આકરા-તેજ, ઝડપથી ઉગ્રતા પ્રગટ કરી દેનારા. એમણે કહેલું : '' જેમ એકલા સૂર્યપ્રકાશથી છોડ બળી જાય છે, એકલા ચંદ્રપ્રકાશથી છોડ ઠરી જાય છે, તેને સૂર્ય-ચંદ્ર બંનેના પ્રકાશની જરૂર છે, તેમ કેળવણીની સંસ્થાઓમાં પણ આવાં બંને પ્રકારનાં વ્યક્તિત્વોની જરૂર હોય છે. તમારી બહેને ચંદ્રપ્રકાશનું કામ સતત કર્યું છે.''

મનુભાઈ શબ્દના સાધક હતા તો વિજયાબહેન સત્યનાં સાધક હતાં. ગાંધીજીના વિચારો અને સિદ્ધાન્તોનું પાલન એમણે મન, વચન અને કર્મથી કર્યું હતું. મનુભાઈની પણ નમ્રતા હતી કે તેમણે સેવા અને સાહિત્યનાં ઉન્નત શૃંગો સર કર્યાં તેનો બધો યશ ગાંધીજી અને નાનાભાઈ ભટ્ટના ચરણે ધર્યો અને હંમેશ કહેતા, ''કોણ જાણે એમણે મારા કાનમાં એવી તો ફૂંક મારી કે હું મૂઢમાંથી માનવ બન્યો, નહીં તો ક્યાંય ભટકતો હોત !'' ધન્ય છે આવા અલગારી મનુભાઈ અને સદા વિજયિની વિજયાબહેનને ! બન્નેને અંતરની વંદના !!



# શ્રી મોટા ઉર્ફે અમારા ચુનીભાઈ

**કુરંગી દેસાઈ**

ચુનીલાલ આશારામ ભગત, જેઓ પાછળથી ગુજરાતમાં શ્રી મોટા તરીકે જાણીતા થયા તે, અમારા બાપુના કુટુંબના પરિચિત—પરિચિત જ નહિ, અમારા કુટુંબીજન. મારા કાકા ધનુભાઈને ત્યાં કાલોલમાં તેમનું શરૂઆતનું ભણતર ને બાપુનાં માસી પ્રભાબાને ત્યાં તેઓ પેટલાદમાં હાઈસ્કૂલના અભ્યાસ દરમ્યાન રહેતા. મારા કાકાનાં દીકરીઓનાં બાળકો તેમને ચુનિયામામા કહેતાં ને અમે ચુનીભાઈનું સંબોધન કરતાં.

પણ મારું બાળપણ (મ્યાનમાર) બ્રહ્મદેશમાં વીત્યું, ને મેટ્રિક સુધી દાદા પાસે બ્રહ્મદેશમાં રહી. એટલે ત્યાં સુધી મને ને ચિત્રાને બધાં જ કુટુંબીજનોનો અછડતો પરિચય, ને તેથી ચુનીભાઈનો પણ આછેરો જ પરિચય હતો. ૧૯૩૭થી જ કુટુંબમાં બીજાં બધાંની જેમ ચુનીભાઈ સાથે ઘનિષ્ઠતા વધી. તેમાં સહુથી પહેલાં અમારી પરસ્પર નિકટતા પત્રો મારફત કેળવાઈ. મને કાગળો લખવાનો પહેલેથી શોખ. કોઈનો કાગળ આવે કે તરત જ જવાબ લખવાનો ચુનીભાઈનો નિયમ. એટલે અમારી પત્રમૈત્રી સારી પાંગરી.

બાપુની નોકરી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપનીમાં. સાધારણ રીતે દૂરનાં બંદરો પર મૅનેજર તરીકે તેમની નિમણૂક થાય. દાદાના અવસાન વખતે બાપુ ચિતાગૉંગ હતા એટલે મુંબઈથી ચિતાગૉંગ ગયા. તે પહેલાં ફેબ્રુઆરી મહિનામાં બાપુ સાથે વડોદરા તથા તેની આસપાસનાં ગામોમાં કુટુંબીજનોની ઊડતી મુલાકાત લીધી હતી. તે વખતે ચુનીભાઈ સાથે આત્મીયતા બંધાવાની શરૂઆત થઈ.

ચિતાગૉંગમાં થોડા જ વખત પહેલાં બ્રિટિશ સરકાર સામે ભયંકર વિદ્રોહ થયેલો. બંગાળી વિપ્લવવાદીઓએ ૧૩ દિવસ સુધી ચિતાગૉંગનો કબજો રાખેલો. પછી બહારથી લશ્કર બોલાવીને બ્રિટિશ સરકારે માંડ માંડ પાછો કબજો મેળવેલો. તેની અસર અમે ગયાં ત્યાં સુધી શહેર પર હતી. લોકો સારા પ્રમાણમાં ડરી ગયેલા. કૉંગ્રેસની પ્રવૃત્તિઓ લગભગ છાનેમાને ચાલે.

એ સંજોગોમાં બ્રહ્મદેશથી સંદેશો આવ્યો કે કૉંગ્રેસના લાડીલા નેતા પંડિત નહેરુ ચિતાગૉંગ આવે છે. બધા રાજી તો બહુ થયા, પણ પંડિતજીને પોતાને ઘેર ઉતારવાની કોઈ કૉંગ્રેસ પદાધિકારીની હિંમત નહિ. તે વખતે બાપુને સિંધિયા કંપની તરફથી મોટો બંગલો મળેલો, ને તેમણે પંડિત નહેરુને પોતાના મહેમાન બનાવવાની હિંમત કરી. પંડિત નહેરુના થોડા કલાકના અમારી સાથેના વસવાટની વાત અમે ચુનીભાઈને લખી ને તેઓ ખુશ થયેલા એવું યાદ છે.

પણ એ પ્રસંગનો બીજી રીતે પણ પડઘો પડ્યો. હું ૧૯૩૬ના ડિસેમ્બરમાં મેટ્રિક પાસ થયેલી, એટલે ૧૯૩૭ના જૂનમાં કૉલેજમાં દાખલ થવા માટે મેં અરજી કરી. પ્રિન્સિપાલે મને મળવા બોલાવી અને બહુ વિવેકભર્યા શબ્દોમાં મને કૉલેજમાં પ્રવેશ આપવાની ના કહી. એ વાત મેં ચુનીભાઈને લખી એટલે તેમને તરત ખ્યાલ આવ્યો કે જવાહરલાલના યજમાન બનવાની આ સજા હતી. તેમનો એ મતલબનો લાંબો કાગળ આવ્યો. તેમાં મુખ્ય લખાણ કંઈક આવું હતું : ''આ આઘાત થવાનો પ્રસંગ આવ્યો તે સારું થયું. *બ્રિટિશ હકૂમતની અન્યાયભરી જોહુકમીનો ખ્યાલ આવ્યો.*''

મને યાદ છે ત્યાં સુધી મને આઘાત જેવું બહુ લાગ્યું નહોતું. કેમ કે કલકત્તા યુનિવર્સિટીમાં ખાનગી અભ્યાસ કરીને પરીક્ષા અપાતી હતી ને મેં એ પ્રમાણે અભ્યાસ શરૂ પણ કરી દીધો હતો. પણ રાષ્ટ્રીય ભાવના વિષેની મારી સભાનતા આ પ્રસંગને લીધે ઊગવી શરૂ થઈ ને તેનું મુખ્ય કારણ ચુનીભાઈનો એ કાગળ.

૧૯૩૭ના આખરી મહિનાઓમાં બાપુની બદલી કરાંચી થઈ. થોડાક જ મહિનામાં ચુનીભાઈ ત્યાં આવ્યા. તેમની સાથે રહેવાનો અનુભવ પહેલો જ, પણ એક દિવસ પણ અમને તેમની સાથે પારકું ન લાગ્યું. તે વખતે તેઓ હરિજનસેવાનું કામ કરતા હતા. હરિજન સેવક સંઘના સેક્રેટરી હશે કે પછી તરતના છૂટા થયા હોય, કે પછી લાંબી રજા લીધેલી હોય. તેમના અનુભવોની વાતો

પરથી ગાંધીજીના હરિજનકાર્યના રચનાત્મક પ્રકારનો સારો ખ્યાલ આવતો હતો.

તે વખતે ચુનીભાઈ અમારી સાથે ઠીક લાંબો સમય રહ્યા- વચ્ચે વચ્ચે અમદાવાદ કે/અને નડિયાદ વગેરે જઈ આવતા એવું કંઈક યાદ છે. '૮ની અધવચમાં ચુનીભાઈ આવ્યા હશે. તે વખતે હું બનારસ યુનિવર્સિટીની ઇન્ટરની પરીક્ષાની તૈયારી કરતી હતી, ચિતાગૌંગમાં કલકત્તાનો ઇન્ટરનો અભ્યાસ શરૂ કરેલો, પણ પછી ખબર પડી કે બંગાળાની બહાર રહેનારથી કલકત્તા યુનિવર્સિટીની પરીક્ષા ખાનગી પરીક્ષાર્થી તરીકે અપાતી નહોતી. બનારસનો અભ્યાસ કરવા માંડ્યો. આમ તો દરેક વિષયનો અભ્યાસ કોઈક જાણકારની સાથે જ કરતી હતી. પણ અભ્યાસને વ્યવસ્થિત રાખવો, ટાઈમટેબલ કરવું, દરેક વિષયનો પૂરતો અભ્યાસ થાય, તે બધું તો મારે મેળે જ કરવાનું હતું. તે પહેલાં કોઈ વિષયનો પદ્ધતિસર અભ્યાસ કેમ કરાય તે ખબર નહોતી. ચુનીભાઈએ એ કળા મને શીખવી. સવારે વાંચવા માટે મને વહેલી ઉઠાડે. પોતે પણ મારી સાથે બેસે, કે જેથી મને કંટાળો કે ઊંઘ આવી ન જાય. મારે કંઈ મદદની જરૂર હોય તો પોતે મારી ચોપડી વાંચીને મને સમજાવે. ચોપડીમાંના સવાલોના જવાબો મોંએ કરવાને બદલે લખવાનો આગ્રહ રાખે. મારે મેળે વાંચવું હોય તો પણ પોતે પાસે બેઠા બેઠા પોતાનું વાંચવા-લખવાનું કામ કરે. ક્યારેક લીંબુ-મધ ગરમ પાણીમાં ભેળવીને આપે, કે જેથી ઊંઘ ઊડી જાય. આવી ને આના જેવી કેટલીયે ઝીણી ઝીણી મદદ કર્યા કરે.

તે ગાળામાં ચુનીભાઈએ મને શિક્ષકની, માર્ગદર્શકની, મોટા ભાઈની અને માની એવી અનેકવિધ હૂંફ આપી.

૧૯૩૯ના માર્ચ-એપ્રિલમાં મારી એક બહેનપણી રસિકા ખાંડવાળા અને હું બનારસ પરીક્ષા આપવા રહ્યાં. યુનિવર્સિટીના વિસ્તારમાં છોકરીઓ એકલી ન રહી શકે એવો નિયમ હતો તેથી અમારા વાલી તરીકે ચુનીભાઈ અમારી સાથે રહ્યા. તે વખતે પણ ચુનીભાઈ લાઈબ્રેરીમાં જાય, અમારા વિષયોના જૂના પેપરોની નકલ કરે ને અમારી પાસે એમાંના સવાલોના જવાબો લખાવે. આમ તેમની હાજરી અમને કેટલીય રીતે ઉપયોગી થઈ.

ઘણા વખત પછી મને ખબર પડી કે ૧૯૩૨માં માના અવસાન પછી તરત અમે થોડા દિવસ વડોદરા ગયાં હતાં ત્યારે મા વિના અમારો ઉછેર પોતે શી રીતે કરી શકશે એ બાબતની મૂંઝવણ બાપુએ ચુનીભાઈને જણાવી હતી. ચુનીભાઈએ તે જ વખતે કહ્યું કે "એ કામ માટે હું તમને કોઈ પણ રીતે મદદ કરી શકીશ એવું તમને લાગે તો મને ખબર આપજો. બધું કામ મૂકીને તમારી પાસે આવી જઈશ." કરાંચી આવીને બાપુએ ચુનીભાઈને લખ્યું હતું કે કેમ તે ખબર નથી, પણ તે વખતે, તેમ જ પછીથી બી.એ. અને એમ.એ.ની પરીક્ષાઓ વખતે, દરેક પ્રસંગે તેમણે પોતાનું વચન સો ટકા નિભાવ્યું. એમાંની એક વખતે તેમના માની છેલ્લી માંદગીમાં બીજી વ્યવસ્થા કરવાની અમારી તૈયારી છતાં, ને આગ્રહભરી સૂચના છતા તેમણે અમને એકલાં ન મૂક્યાં. પોતાનાં માની પાસે રહેવાની અદમ્ય ઇચ્છાને બળે તેમનાં માને છેલ્લી ક્ષણોમાં તેમને દીઠાની અનુભૂતિ થઈ હતી તે વાત તેમણે પછીથી મને કહી હતી.

ચુનીભાઈ કંઈક સાધના કરતા હતા તેનો સાધારણ ખ્યાલ હતો. કોઈક વાર તે વિષે પૂછ્યું પણ હશે. પણ તેમણે ખાસ જવાબ આપ્યો હોય તેવું યાદ નથી. કરાંચીમાં સુંદર સંગીતથી કે ભાવવાહી કવિતાથી ને કોઈ વાર તો દેખીતા કારણ વગર તેઓ ધ્યાનસ્થ થઈ જતા, તે અમે કાયમ જોતાં. પોતાના અલગારીપણાની કેટલીક વાતો કહેલી. ક્યારેક સાધનાને પરિણામે શારીરિક અસ્વસ્થતા તેમને થઈ આવતી, ત્યારે તેમની સૂચના પ્રમાણે તેમની સારવાર હું કરતી. પણ તેમની સાધના વિષે ખાસ કુતૂહલ નહિ થયેલું. અમુક અમુક ચમત્કાર જેવા પ્રસંગોની તો હું સાક્ષી પણ બનેલી. તેમાંનો એક પ્રસંગ તો બહુ જાણીતો થયેલો, બનારસમાં ચોર મારાં ઘરેણાં પાછાં આપી ગયો હતો તે વખતે આશ્ચર્ય જરૂર થતું, પણ વિશેષ જાણવાનું મન ન થાય. તે વખતે તેમજ તે પછી ચુનીભાઈને શ્રી મોટા તરીકે અનેક સાધકોએ ગુરુ ગણ્યા તે વખતે પણ, મને એ આધ્યાત્મિક પ્રવૃત્તિ કરતાં ચુનીભાઈ તરફથી અમને મળતા અખૂટ પ્રેમમાં, અને તે મારફતે અમારામાં થતા ગુણ-વિકાસમાં વધારે રસ હતો.

આપણા કરતાં ઓછા નસીબદાર લોકોને મદદ કરવી જોઈએ તે વાત ચુનીભાઈએ બહુ સરસ રીતે ગળે ઉતારેલી. કરાંચીમાં હું ને મારી બહેન ચિત્રા ડ્રૉઈંગ-પેઇટિન્ગના વર્ગમાં દાખલ થયાં. ચુનીભાઈ તે વખતે ત્યાં હતા. મને કહે : "બહેન, સાબરમતી આશ્રમમાં મારો એક હરિજન વિદ્યાર્થી છે, તેને પણ ડ્રૉઈંગ સરસ આવડે છે. તારા જેવી સગવડ તેને અમદાવાદમાં મળી શકે, તો

તે ખૂબ આગળ વધે. પણ બિચારો પૈસા કયાંથી લાવે ? તને નથી લાગતું કે આપણે તેને કંઈક મદદ કરી શકીએ ?'' મને તેમનો વિચાર બરોબર લાગ્યો ને વાત આગળ ચાલી. અંતે અમે નક્કી કર્યું કે એ વિદ્યાર્થીને અમારે- મારે અને ચિત્રાએ-દર મહિને અમુક રકમ- ડ્રૉઈંગ કલાસની ફી જેટલી રકમ- દર મહિનાની અમારી હાથખરચીની રકમમાંથી અમારી શૉપની ખરીદી પર કાપ મૂકીને આપવી. થોડાં વર્ષો પછી એ વિદ્યાર્થી ડ્રૉઈંગની પરીક્ષાઓ આપીને નિશાળમાં ડ્રૉઈંગનો શિક્ષક થયો, એવું કંઈક યાદ છે. तेन त्यक्तेन भुञ्जीथाः એ ઉપનિષદ્‌વાક્યની વ્યવહારુ ઉપયોગિતા અમને આ રીતે ચુનીભાઈએ પ્રત્યક્ષ કરી આપી.

આવી જ રીતે સાદાઈ, નમ્રતા, ખાદી, ગ્રામોદ્યોગ, સર્વધર્મસમભાવ વગેરે કેટલીયે બાબતોનું મહત્ત્વ, દાખલાદલીલ સહિત પોતાના અનુભવોની વાતોથી એવી જ સરળ રીતે તેમણે સમજાવ્યું, અને જીવનમાં સંસ્કારિતાનું ભાથું બંધાવ્યું.

પોતાનાં સ્નેહીજનોની સાચી મનોદશાનો તાગ લેવાની ચુનીભાઈની એક આગવી રીત હતી.

મારી સગાઈ થવાની તૈયારી ચાલતી હતી. મારું મન ખરેખર એ બાબતમાં કઈ રીતે કામ કરે છે તે જાણવાની ચુનીભાઇને ઇચ્છા થઈ. તેમણે એક કાગળમાં મને લખ્યું કે તેમને એક કન્યા-છાત્રાલયનાં ગૃહમાતાનો પરિચય થયો. એ બહેનની આવડત, નિષ્ઠા વગેરેનું વર્ણન કરીને છેલ્લે તેમણે લખ્યું : ''તારામાં પણ આ બહેન જેવી શક્તિ છે, ને તે શક્તિનો લાભ સમાજને તારે આપવો જોઈએ એવું તને લાગતું હોય તો લગ્ન કંઈ જીવનમાં અનિવાર્ય નથી.'' તેમની સાથે તે વખતે તેમના ખાસ મિત્ર હેમંતભાઈ નીલકંઠ રહેતા હતા, જે મારા પતિના મામા થાય (તેમની મારફત જ લગ્નની વાત શરૂ થયેલી). હેમંતભાઈને ચુનીભાઈ પોતાની બધી ટપાલ વંચાવે તેમ આ કાગળ પણ વંચાવ્યો. કુદરતી રીતે હેમંતભાઈએ ધારી લીધું કે હવે આ સગાઈ નહિ થાય, ને તેમણે લાગતાંવળગતાંને ચેતવી પણ દીધાં.

અલબત્ત, મારો કંઈ ચુનીભાઈ જેવો વિચાર હતો જ નહિ, ને હું તો લગ્નના વિચારમાં મક્કમ રહી. થોડા વખતમાં સગાઈ થઈ. પણ તે પહેલાં જ ચુનીભાઈએ મારા લગ્નના નિર્ણયની દૃઢતા વિષે ખાતરી કરી લીધી હતી. થોડો વખત બધાંને ચિંતા કરાવી તે જુદી વાત !

મારાં લગ્ન થયા પછી પણ બંને કુટુંબ સાથેના ચુનીભાઈના આત્મીયતાના સંબંધને કારણે મારો તેમની સાથેનો વડીલ બંધુ તરીકેનો સંબંધ કાયમ રહ્યો. ૧૯૪૨માં તેઓ હરિજન ફંડ ઉઘરાવવા માટે થોડા મહિના ખારમાં અમારે ત્યાં (મારા સાસરાના ઘરમાં) રહ્યા પણ હતા. ત્યારે પોતાને ફાળો ઉઘરાવવામાં થતા ખટમીઠા અનુભવોની રોચક વાતો હળવી શૈલીમાં બધાંને કહેતા. ત્યારપછી પણ તેમનાં અનેક કામમાંથી વખત કાઢીને ખાર મળવા આવતા. એક વાર બાપુ ખારમાં પથારીવશ હતા ત્યારે પોતે કયાં જાય છે તે પોતાના યજમાનને કહ્યા વિના અમારે ત્યાં બાપુને નિરાંતે મળવા આવેલા.

તેમના નડિયાદના હરિઃ ઓમ્ આશ્રમમાં અમે એકથી વધારે વખત ગયાં હતાં. તેમના અવસાનના થોડાક મહિના પહેલાં તેમનો સંદેશો આવતાં હું અને ચિત્રા ખાસ તેમને મળવા નડિયાદ ગયાં હતાં. એ અમારી છેલ્લી મુલાકાત.

ચુનીભાઈ કહેતા કે તેમના અત્યંત ગરીબીના દિવસોમાં, કાલોલના ઉપલા સામાજિક સ્તરનાં માણસો કરતાં પણ ઊંચે ચઢવાની તેમની અદમ્ય મહત્ત્વાકાંક્ષા હતી. અનેક તકલીફો વેઠીને ભણ્યા. ગાંધીજીના આંદોલનમાં તેમજ રચનાત્મક કાર્યોમાં ભાગ લીધો ને તે માટે પણ અનેક કષ્ટ વેઠ્યાં, સામાજિક અવહેલના સહન કરી—એ બધાની પાછળ પેલી મહત્ત્વાકાંક્ષાનું બળ પણ ખરું—માત્ર અમુક વખત પછી 'મોટાઈ'નો માપદંડ બદલાઈ ગયો. પૈસા કે કીર્તિ દ્વારા નહિ, પણ ચારિત્ર્યબળથી તેમજ આધ્યાત્મિક ઊંચાઈએ પહોંચીને તેઓ માત્ર કાલોલ-ના જ નહિ, બીજા કેટલાય સંપત્તિવાન અને સંભાવિત સજ્જનો કરતાં પણ મુઠ્ઠીઊંચેરા બન્યા.

એક બાજુ અનેક સક્ષમ વ્યક્તિઓના માર્ગદર્શક બન્યા, મૌનમંદિરમાં આત્મવિશ્લેષણ દ્વારા સાધનાની એક આગવી પદ્ધતિ સાધકોને ભેટ ધરી; તો બીજી બાજુ પોતાના અનુયાયીઓ પાસેથી મળતી અઢળક સંપત્તિના ઉપયોગથી પોતે તદ્દન અલિપ્ત રહીને એ બધી જ સંપત્તિનો ઉપયોગ ગ્રામશિક્ષણ મારફત સમાજને બેઠો કરવામાં કર્યો. કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગનો સુંદર સમન્વય કર્યો. આ કંઇ જેવી તેવી સિદ્ધિ હતી ?

પોતાના જીવનથી તેમને સંતોષ હતો, તો એ સાર્થક જીવનયાત્રા જોનાર અમને, તેમનાં સ્વજનોને પણ એનો ઓછો આનંદ નહોતો.



**પ્રકાશ ન. શાહ**

**એપ્રિલ'૨૦૦૨ના અંકમાં પ્રગટ થયેલ મારા લેખ 'જીવનભરની વિદ્યા-આરાધનાનું સન્માન' વિશે પ્રતિભાવરૂપે શ્રી પ્રકાશ ન. શાહે લખેલ પત્ર નીચે આપ્યો છે.**

- રમણલાલ જોશી

*

મુ. રમણભાઈ,

એપ્રિલ ૨૦૦૨ના આપના અગ્રલેખ 'જીવનભરની વિદ્યા-આરાધનાનું સન્માન'ના સંદર્ભમાં આ પત્ર.

શ્રી કે.કા.શાસ્ત્રીને 'વાચસ્પતિ પુરસ્કાર' પ્રદાન અને 'ભારતમાર્તંડ' પદવી અર્પવાના સમારંભની એ સવાર આપને રળિયામણી અનુભવાઈ. અને એક રીતે એ ઠીક જ છે, કેમ કે સારસ્વતોના સન્માનનું વલણ એક પ્રજાને નાતે આપણા સૌને સારુ શોભીતું જ લેખાય.

માત્ર, 'ઉદ્દેશ' પોતાને હંમેશ 'સંસ્કૃતિ'ની પરંપરામાં જોતું આવ્યું છે (અને 'સંસ્કૃતિ'કારે તો આ સામયિક-ચર્ચા એટલા વાસ્તે જ વહોરેલી કે એમને સમય સાથે ગાઢ અનુસંધાનપૂર્વક જીવવું હતું) એટલે એ એક વાત આ અગ્રલેખના સંદર્ભમાં અખરે કે જે અઠવાડિયાંઓમાં આ સમારોહ યોજાયો એ અઠવાડિયાંઓ દરમ્યાન શાસ્ત્રીજીએ ગુજરાતના હિંસાચાર વિશે સતત કરેલી અનુમોદના વિશે આપને એક હરફ પણ ઉચ્ચારવાપણું ન વસ્યું.

રિડિફ ડૉટ કૉમ (૧૨/૩), ગુજરાત સમાચાર (૧૭/૩), ટાઈમ્સ ઑફ ઇન્ડિયા (૧૫/૩) અને ઇન્ડિયન એક્સપ્રેસ (૨૯/૩) સાથે વિશ્વ હિંદુ પરિષદના ગુજરાત એકમના પ્રમુખ તરીકે શાસ્ત્રીજીએ કરેલી વાતચીતના હેવાલોમાંથી નકરી સાંપ્રદાયિકતા અને હિંસા સોડાય છે. ગુજરાતમાં જે સંહારસત્ર (પોગ્રમ) ચાલ્યું એ એમને જાણે કામ્ય ને ધર્મ્ય અનુભવાતું ન હોય !

'ઉદ્દેશ'ની સહૃદય વાચકમંડળીની જાણ સારુ એ પૈકીનાં થોડાં વિધાનો ટાંકું ?

સંહારસત્ર વિશે : ''કરવું જ પડે, કરવું જ પડે.''

કરનાર વિશે : ''કેળવાયેલા હિંદુ છોકરા હતા.''

એકંદરે : ''આ તો હિંદુત્વનું મોજું ફરી વળ્યું છે... અને એમાં વીએચપીનો કોઈકોઈ કાર્યકર પણ સામેલ હોઈ શકે તેમાં બે મત નથી.''

પોલીસ વિશે : ''એમના પૈકી કેટલાક હિંદુ હતા, જેમને થયું કે ટોળાને જે કરવું હોય તે કરવા દો.''

હવે શું : ''અમે પરિસ્થિતિને કાબૂમાં લાવવા કોશિશ કરી રહ્યા છીએ. અમારા મોટાભાગના માણસોને અમે પાછા ખેંચી લીધા છે. જે થોડા બાકી છે તે પણ તરતમાં પાછા ફરશે. અને ત્યારે બધું થાળે પડી જશે.''

કદાચ આ [illegible] મેં નયે લખ્યો હોત, પણ આપે ''શાસ્ત્રીજી બધા ધર્મો પ્રત્યે સમભાવ ધરાવે છે'' એવું કહ્યું અને વળી દિલ્હીની સાહિત્ય અકાદમીના 'એન્સાઈક્લોપીડિયા ઑફ ઇન્ડિયન લિટરેચર'ના પાંચમા વૉલ્યુમમાંથી એમને વિશેના આપના અધિકરણમાંથી આપે એ અંશ પણ ઉતાર્યો જેમાં એમને 'હ્યૂમેનિટેરિયન' ('માનવતાવાદી') કહ્યા છે. એપ્રિલ ૨૦૦૨માં વંશીય નિકંદન પર્વ (એથ્નિક ક્લિન્ઝિંગ) પ્રકારનું મનોવલણ ધરાવનારને સર્વધર્મસમભાવી અને માનવતાવાદી કહેવા, એમાં મને કશુંક બુનિયાદી ગોંધળ વરતાય છે.

પૂજાર્હ વ્યક્તિત્વો અને એમના પૂજનમુદ્દાઓ વિશે ઊર્વિસાર ને વિવેકબૃહસ્પતિ ગુજરાતે જાત પાસે જવાબ માંગવાની ઘડી આ છે.

પ્રેમાદરપૂર્વક **પ્રકાશ ન. શાહ**

*

શ્રી કે. કા. શાસ્ત્રીને ઉપર્યુક્ત પત્ર મોકલી આપવામાં આવ્યો હતો. તેમનો પ્રત્યુત્તર મળ્યો તે નીચે આપ્યો છે.

**તંત્રી**

## શ્રી કે. કા. શાસ્ત્રીનો પ્રત્યુત્તર

પ્રિય ભાઈશ્રી પ્રકાશભાઈનો તમારા ઉપરનો પત્ર વાંચવા મોકલ્યો એ મળ્યો, એ માટે આભારી છું.

મારે એ વિશેષ કાંઈ લખવાનું નથી. મને આવા આક્ષેપો થાય તો એનો પ્રત્યાઘાત આપવાની ટેવ નથી. શ્રી પ્રકાશભાઈ જે કાંઈ લખે-બોલે એ ભગવાન જ કરી રહ્યા છે માની હું સહન કરી લેનારો માણસ છું. હું કોઈને શત્રુ માનતો નથી.

શ્રી નારાયણભાઈએ પણ 'નિરીક્ષક'ના ૩૫૭મા

અંકમાં લખ્યું છે, જેનો પણ ઉત્તર આપવાની મને જરૂર નથી.

અંગ્રેજી મીડિયાવાળા અને ચેનલોવાળા કેટલુંયે મનઘડંત આપે છે. ક્યાં કોને જવાબ આપવો જવો ?

શ્રી પ્રકાશભાઈએ જે કાંઈ લખ્યું એ માટે આભાર વ્યક્ત કરી આશીર્વાદ આપું છું.

લિ. સ્નેહાધીન

કેશવરામ કા. શાસ્ત્રીના સપ્રેમ સાદર શુભાશિષઃ નમસ્કાર

*

## કણસે છે અહીં આ પ્રશ્નો નિરુત્તર

પંદરેક વર્ષ પહેલાં શામળાજી વિસ્તારના આદિવાસીઓની સેવા, તેમની વ્યસનમુક્તિ, દેવામુક્તિ, વેઠ, કુરિવાજ, નિરક્ષરતા, અજ્ઞાન, અબુધતા અને બીજાં અનેક દૂષણોમાંથી મુક્તિ માટે જીવન ખર્ચી નાખનાર સ્વ. નરસિંહભાઈ ભાવસારનાં જીવન-કવન પર ડૉક્યુનૉવેલ લખી હતી 'પરભવના પિતરાઈ' (પ્રકાશક : આર. આર. શેઠ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦૦૦૨). તે વખતે દિવસો લગી સતત ઠેઠના આદિવાસી વિસ્તારોમાં જઈને એ પછાત - પીછડેલા આદિવાસીઓના આંતરિક જીવનવ્યવહારને સાવ નજીકથી જોવાનું બન્યું હતું. એના આલેખનના સર્જનાત્મક આનંદની સમાંતરે એક એટલી જ માત્રાનો ખેદ હૃદયમાં ઊભરાયા કરતો હતો અને તે કાથોડી કોમના લોકોની જીવનછબિ આલેખવાનો. એ ખેદ, એ વસવસો આજ લગી જારી છે. છુટકારો તો એમાંથી ફરીવાર ત્યાં જઈને એનું આલેખન કરવાથી યા મારા મરણથી જ મળી શકે.

શું હતું એ કાથોડી કોમમાં ? કઈ હતી એ કોમ ? સાબરકાંઠાના ઊંડાણના ડુંગરાળ, વનપ્રદેશમાં આદિવાસીઓ પણ જેને અછૂત, પરાઆદિવાસી અને પશુ ગણે છે તેવા કાથોડી લોકો 'કાથોડી' એટલા માટે કહેવાય છે કે દોઢેક સદી પહેલાં સાબરકાંઠા વિસ્તારનાં ખેરનાં વૃક્ષોના ઇજારાદારો એ લોકોને ખાનદેશમાંથી વૃક્ષોમાંથી કાથો ખેરવવાના ચોક્કસ પ્રકારનું કૌશલ્ય માંગી લેતા કામ માટે લઈ આવેલા. એ લોકો ત્યાંના પણ ઠેઠ આદિવાસી હતા અને અહીં આવીને રહ્યા ત્યારે અહીંના આદિવાસીઓ-વનવાસીઓએ તેમને અસ્પૃશ્ય ગણીને છેટાના છેટા રાખ્યા. એ લોકો જંગલમાં વૃક્ષો નીચે ઘાસપરાળનાં ઝૂપડાં બાંધીને રહ્યા. (હા, એટલી મનુષ્યતા બચી હતી !) ઇજારાદારો શોષણ કરતા. રૂપિયા પૈસા ના આપતા, સાવ પેટવડિયાં કામ કરાવતા. પણ એ લોકોને અહીંની રાબ ના ભાવતી એટલે તેતર-કબૂતર-વાનર મારી ખાતા. એમાં એક તબક્કે કાથો પાડવાનું કામ યંત્રોએ સંભાળ્યું એટલે એ લોકો સાવ નધણિયાતા, ઊતરી ગયેલા બળદ જેવા થઈ પડ્યા, જેને લોકો શું કરવા નીરણ નાખે ? એ લોકો છેવટે પશુની કોટિએ આવી ગયા. સાવ પ્રાકૃત જરૂરત માટેના સો-દોઢ સો શબ્દોની આગવી બોલી, આદિમ વૃત્તિઓના ઉછાળથી માત્ર વિયાવા જેવી સુવાવડો-રોગના ભોગથી બાળમરણો, તે એનોય લાંબો ચાલે એવો વિયોગભાવ - શોકભાવ નહીં. કાંગળા, પથરાળ, ડુંગરાળ વનમાં તેતર-હોલા-કબૂતર પાછળ દોડીદોડીને પશુની ચપળતાથી તીર મારીમારીને નીચે પાડીને કાચાં ને કાચાં ખાઈ જવાં. વાંદરાં એમનો ભાવતો ખોરાક - વાંદરાં પણ એમને જોઈને ભડકીને હૂપાહૂપ કરી મૂકે, ભાગવા માંડે. કાથોડી પુરુષ પાછળ પડે. એને મારીને એના દેહ પર જ ત્યાં ને ત્યાં જયાફત ઉડાવે. આ રીતે દોડીદોડીને એમના પગના પંજા આપણા જેવા સામાન્ય મનુષ્યના હોય તે કરતાં બેગણા પહોળા થઈ જાય ને એમાં પાછાં નહોરિયાં ઊગે. દાઢી-મૂછ પથરો ઘસીઘસીને ઓછા કરે. સ્ત્રીઓ ખુલ્લા વક્ષે ફરે. કોઈ સંકોચ નહીં. કમર પર વસ્ત્ર, ઝાડની છાલનાં, એટલા માટે પહેરે કે સ્ત્રીજાતને થતા નૈસર્ગિક ભયથી રક્ષણ મળે. થોડા ફોટા મેં પાડ્યા હતા. મારી સાથે ખુદ નરસિંહભાઈ હતા. થોડીઘણી કાથોડી બોલી જાણે. એમણે મારા વતી પ્રશ્નો પૂછ્યા ત્યારે જે જવાબ મળ્યા તે પરથી મને ખબર પડી કે એ લોકોને દિન-દશાનું ભાન જ નથી. તારીખ - તિથિ - વાર - સમય, દશા (દિશા)ની સમજણ નહીં. જવાબ આપતી વેળા સદીઓથી સુધરેલા સમાજ પ્રત્યેનું જમા થયેલું ખુન્નસ ઘુરકાટરૂપે બહાર આવે.

આ કાથોડી કોમ વિશે થોડી દસ્તાવેજી માહિતી ગુજરાત સરકારના આદિવાસી કલ્યાણખાતા પાસે હશે.

થોડીક ઇન્દુકુમાર જાની દ્વારા સંપાદિત વૈચારિક પાક્ષિક 'નયા માર્ગ'માં વાંચી હતી, પણ એ બધી દસ્તાવેજી સામગ્રી છે. કોઈ સર્જકને હાથ ચડીને કલાઘાટ પામી નથી. અરે, આઝાદી પછી આદિવાસી ઊંચો આવ્યો છે, પણ કાથોડી તો આજની તારીખે પણ વનમાં આ જ રીતે જીવેમરે છે. અંગ્રેજીમાં મને એમને માટે શબ્દ સ્ફુર્યો હતો : 'સબસ્ટાન્ડર્ડ' નહીં, પણ 'સબહ્યૂમન'.

***

હમણાં જ જેમને ગુજરાત સાહિત્ય અકાદમીના ગૌરવ પુરસ્કારની નવાજેશ થઈ છે તે જાણીતા વિવેચક, મુ. રમણલાલ જોશી દ્વારા સંપાદિત માસિક 'ઉદ્દેશ'ના માર્ચ ૨૦૦૨ના અંકમાં પ્રગટ થયેલી એક વાર્તા 'ઇનામ' તરફ મિત્રકવિ રમેશ પારેખે મારું ધ્યાન દોર્યું. મૂળ ઓરિસાના ભગવતીચરણ પાણિગ્રહીની આપણા વયોવૃદ્ધ બાળસાહિત્યકાર રમણલાલ સોનીનાં વિદુષી પુત્રવધૂ ડૉ. રેણુકા શ્રીરામ સોની દ્વારા અનૂદિત વાર્તા 'ઇનામ' છાપીને ઘણાનાં ચિત્ત ઝકઝોરી નાખ્યાં. રમેશે મને વાત કરી તે સાથે જ કવિ અનિલ જોશીને કરી. અમે ત્રણે રાજકોટમાં ભેગા થયા ત્યારે સતત આદિવાસીના ચિત્તની જીવતી છબિ જેવી વાર્તા વિશે ચર્ચા ચાલી. વિનોદ ઝઘડા કે અનિલ ખંભાયતા, પત્રકાર રમેશ ઓઝા જેવા મર્મજ્ઞોએ એમાં ઊલટભેર ભાગ લીધો. કદાચ આ વાર્તાની ઝેરૉક્સ અંગત વર્તુળમાં છૂટથી વહેંચાશે કાં 'ઉદ્દેશ'નાં લવાજમો ભરાશે.

એવું શું છે એ વાર્તામાં ?

માત્ર બે જ પૃષ્ઠની એ વાર્તા, સાહિત્યકૃતિ, વાર્તા હોવાના કોઈ બરા વગરની છે. બિનકાઠિયાવાડીને 'બરો' શબ્દ ના સમજાય તો એનો સાહિત્યિક પર્યાય આપું તો 'પરિવેશ', અને બોલચાલનો આપું તો 'અંચળો'. નહીં તો વાર્તા વાંચતાં આપણે થિયેટરમાં બેસીને નાટક જોતા હોઈએ એવું લાગે. પાડોશમાં ભજવાતું કોઈ દશ્ય જોતા હોઈએ એવું ના લાગે.

કોઈ એમ કહે કે આ વાર્તા તો બ્રિટિશ યુગની છે અને હવેના સંદર્ભમાં એ સાચી નથી તો એમ બોલનારાના જ્ઞાનાર્થે મેં કાથોડી કોમ વિશે લખેલા ઉપરના ફકરા ફરી વાંચી જવા વીનવું. આ વાતા 'ઇનામ' કાથોડી કોમના કોઈ પાત્ર વિશે નથી, પરંતુ લેખકે જોયેલા એ આદિવાસી સમાજના પાત્ર વિશે છે કે જેની અને કાથોડી વચ્ચે લેબલ સિવાય ઝાઝો ફેર નહીં હોય. બીજા કોઈ સામાન્ય માણસના માટે ભોળા, ભોટ, બોઘા જેવાં વિશેષણો વાપરી શકાય, કારણ કે એમના એ લક્ષણવિશેષો એના સામાન્ય સમાજના સરેરાશ માણસના બૌદ્ધિક સ્તર સાથેની સરખામણી બતાવે છે. 'ભોળો' કહે એટલે 'મારા જેટલી ચાલાકી વગરનો' એટલો જ અર્થ થાય, જ્યારે આ આદિવાસી સમાજમાં બધા જ આવા છે એટલે કોની સાથેની સરખામણીમાં કોને ભોળો કહેવાય ? 'ઇનામ' વાર્તાના નાયક ઘિનુઆને ભોળો નહીં કહી શકાય. એ જે સમાજમાં જીવે છે તેમાં બધા એના જેવા જ છે. દીનદુખિયાથી દાઝેલા માણસમાં જન્મતી આપોઆપ હુશિયારી, સાવધાની, ચોંપ તેનામાં નથી, કારણ કે એને એવો અનુભવ જ નથી એટલે એને 'ભોળો'ને બદલે 'અપ્રદૂષિત' કહેવો ઠીક રહે તેમ છે.

સાચી વાર્તા-કૃતિમાં છેવટ સુધીના સસ્પેન્સનું તત્ત્વ હોય તોપણ તે એનું પ્રાણાધાર નથી હોતું - એવું હોય તો સારી સસ્પેન્સ ફિલ્મો આપણે એકથી વધુ વાર જોતા ના હોઈએ. એમ આ વાર્તા 'ઇનામ'માં ઘિનુઆના વ્યક્તિત્વની, એના માનસની અપ્રદૂષિતતાની છબિ ધીરેધીરે દોરાતી આવે છે. તેમાં છેલ્લે તેના ગળામાં હત્યા બદલ ગાળિયો પડે છે, તે હકીકતથી સંપૂર્ણતા આવે છે. જોકે વાચકના મનમાં આ વાર્તાનો અંત તો ધારી લેવામાં આવ્યો જ હોય છે, પણ છતાં તે (અંત જાણવા છતાં) વાર્તાના પ્રવાહમાં ખેંચાયા જ કરે છે, કારણ કે તેના ચિત્તમાં શાશ્વત કહી શકાય તેવા પ્રશ્નોની ફૂલઝર ફૂટતી રહેવા સાથે જ અંત તરફની ગતિને સૌંદર્યબોધ થતો રહે છે. શિકારી તરીકે વિખ્યાત ઘિનુઆ વારંવાર હરણ, ચિત્તા, સાબર, રીંછ મારીમારીને તેનાં મસ્તક ડેપ્યુટી કમિશ્નરને ચરણે ધરતો હોય છે ને ઇનામ પામતો હોય છે. આ વેળા તે એક બીજા જ પ્રાણીનું મસ્તક લઈને ધરવા જાય છે ને તે છે જુલમગાર ગોવિંદ સરદારનું માથું. ઇનામની આશા તો છે જ, પણ, એટલું જ નહીં, આ જોઈને ઘા ખાઈ ગયેલા સાહેબથી માંડીને તેના કર્મચારીઓનાં

ગર્ભિત વાક્યો પણ તે પૉઝિટિવલી લે છે ને તે છેક મનુષ્યવધ માટે તો ગળામાં ગાળિયો પડે છે ત્યાં સુધીની હદે ! ઇનામ મળવાની તેની ખાતરી હતી ને તે ઇનામ તે મૃત્યુદંડ છે. આ આખી વાર્તામાં ઘટનાના વહેવા સાથે સમગ્ર આદિવાસી સમાજના પ્રતીકરૂપે ધિનુઆની સુરેખ છબિ દોરાતી આવી છે તે તો મારે મન આ કલાકૃતિનું પ્રમુખ આકર્ષણ ખરું, પણ છેવટ તો વિસ્ફોટની જેમ અનેક શાશ્વત - સનાતન, કોઈ પણ કાળે, કોઈ પણ સ્થળે,, કોઈ પણ સમાજમાં લાગુ પડતા પ્રશ્નો ચિત્તના આકાશ પર છવાઈ જાય છે, જે અત્યારના કોમી દાવાનળના દિવસોમાં પણ તીર જેવા છે. તે છે : શા માટે, ક્રાંતિકારીઓના માથા સાટે ઇનામ મળે ને શા માટે જુલમગારનો વધ કરવા માટે દેહાંતદંડ ? હત્યા એ આખરે હત્યા જ છે. શા માટે મૂગાં પશુના માથા સાટે શિરપાવ અને શા માટે માણસના શિકાર સાટે મોત ? શા માટે એક હત્યા હરામ ને બીજી હલાલ ?

**રજનીકુમાર પંડ્યા**

('જન્મભૂમિ પ્રવાસી' સાપ્તાહિક પૂર્તિના તા. ૧૪-૪-૨૦૦૨ના અંકમાં 'શબ્દવેધ' કૉલમમાં પ્રગટ થયેલ લેખ, 'જન્મભૂમિ પ્રવાસી'ના સૌજન્યથી.)



## ત્યાં નામ તારું

અમારું બધું તો સરેઆમ તારું
મને માણવા જો [illegible]રજામ તારું

વહી આવતી હોય છે એક ખુશબો
ઉલ્લેખાય છે જે પળે નામ તારું

જવું તો હતું મૂળ ગોકુળ અમારે
ને વચમાં જ આવી ગયું ગામ તારું

થતી કેમ ધડકન મહીં તોય વધઘટ
અહીં છે ગુજરવું નકર આમ તારું

મને લાગતી ઓર નમણાશ એમાં
તને લાગતું જે વદન શ્યામ તારું

ફરી એકદા બસ હસી દે અમૂલું
અમે લેખશું એય અકરામ તારું

જગા એક પાવન, પરમ લાગતી જે
ફકત એ સલૂણું હૃદયધામ તારું

જગત હોય તારા વિકલ્પે ખડું જો
જગતનેય કહેશું કે કર કામ તારું

અનાયાસ લીટા કરીએ હવે જ્યાં
લખાતું અનાયાસ ત્યાં નામ તારું

**મનસુખવન ગોસ્વામી**

## ચાંદ સત્ય છે

પીળચટ્ટા એ નદીવસ્ત્રને
પકડી ઊભો ચાંદ માંદલો,
કોણ ટોકશે, કહેશે એને,
છોડ હવે એ બાળહઠને ?

વીતેલાં વર્ષોના ડાઘા
શાને ચહેરા પર લઈ ફરતો,
જુદાઈ-જીવતર એક સાથ છે,
આ અથવા તો પેલા-
છેવટ છે પોલા દરવાજા.

સરવાળા કે બાદબાકી
કરીશ ક્યાં લગ ? પાટી કાચી
ગણિત છોડ ને ગમ્મત કર,
અઢળક ચહેરા રહ્યા વકાસી,
પેન પકડ ને અક્ષર ઘૂંટ.
ચાંદ સત્ય છે, સઘળું જૂઠ'

**પ્રવીણ દરજી**



પ્રસાદ બ્રહ્મભટ્ટ, અંજની મહેતા

## 'સાવિત્રી'ના દર્શનનો આસ્વાદ્ય અભ્યાસ

'સાવિત્રી (એક અધ્યયન)' જગદીશ વ્યાસે મહર્ષિ શ્રી અરવિંદ રચિત ભાવિયુગના મહાકાવ્ય 'સાવિત્રી'-વિષયક લખવા ધારેલાં ત્રણ પુસ્તકોની શ્રેણીનું પ્રથમ પુસ્તક છે. મહાકાવ્ય 'સાવિત્રી'માં ૧૨ પર્વ અને ૪૯ સર્ગ છે. આ પુસ્તકમાં લેખકે પ્રથમ પર્વના પાંચ સર્ગની કથાને કેન્દ્રમાં રાખી પોતાનો અભ્યાસ રજૂ કર્યો છે.

લેખકે દર્શાવ્યું છે તે પ્રમાણે 'સાવિત્રી' મહાકાવ્યના મુખ્યત્વે ત્રણ મોટા વિભાગો પાડી શકાય : (૧) અશ્વપતિનો યોગ, (૨) સાવિત્રીનો યોગ, અને (૩) યમ સાથે સંવાદ. લેખકે આ પ્રથમ ખંડમાં પહેલા વિભાગને આવરી લેવાનો પ્રયાસ કર્યો છે. લેખકે પોતાના નિવેદનમાં દર્શાવ્યું છે : ''આ પુસ્તક સામાન્ય વાચકને લક્ષમાં લઈને લખાયેલું છે. 'સાવિત્રી' મહાકાવ્ય શું છે અને સમગ્ર માનવસમાજ માટે તેનું કેવું મૂલ્ય છે તેની વાત સાદી અને સરળ ભાષામાં કહેવાનો અહીં પ્રયત્ન થયો છે. પુસ્તકમાં શ્રી અરવિંદ જેવા યુગપુરુષના પચાસ વર્ષના પુરુષાર્થનું વર્ણન છે અને જો આપણે તેમને સાચા અર્થમાં અનુસરીએ તો આપણું અને જગતનું ભાવિ કેટલું દિવ્ય બની શકે તેની ઝાંખી કરાવવાનો પ્રયાસ થયો છે.'' (પૃ. ૧૩૩).

લેખકે પોતાનું પુસ્તક મૌલિક હોવાનો દાવો કર્યો નથી. 'સાવિત્રી' મહાકાવ્ય ઉપર લખાયેલ અનેકવિધ પુસ્તકો, પત્રો, કવિતાઓ અને અન્ય સામગ્રીના આધારે પોતે આ પુસ્તક તૈયાર કર્યું છે એવી કબૂલાત પણ તેમણે કરી છે.

પુસ્તકના પ્રારંભે લેખકે મૂળ મહાભારતમાં આવતી સાવિત્રીની સમગ્ર કથાનો તંતુ સંક્ષેપમાં આપ્યો છે. પછી 'સાવિત્રી'વિષયક આંકડાશાસ્ત્રીય માહિતી આપી 'સાવિત્રી' શું નથી એ સ્પષ્ટ કર્યું છે. ત્યારબાદ શ્રી અરવિંદ અને રાજા અશ્વપતિ વચ્ચેનો તફાવત દર્શાવી તેમણે મહાકાવ્યનાં પ્રતીકો અને પાત્રસૃષ્ટિની સમજ આપી છે. 'સાવિત્રી' વિશે શ્રી માતાજી અને શ્રી અરવિંદના વિચારો પણ તેમણે ટૂંકમાં રજૂ કર્યા છે.

''મારે જો સામાન્ય વાચકો માટે 'સાવિત્રી' લખવાનું હોત તો હું 'સાવિત્રી' બિલકુલ લખત જ નહિ.'' એમ કહી શ્રી અરવિંદે 'સાવિત્રી'ની શૈલી વિષે લખ્યું છે, '''સાવિત્રી'માં કોઈ પણ જગાએ કેવળ મારું ચિત્ર ઉઠાવવા માટે, કે ભાષાના પ્રયોગની સસ્તી અસર ઉપજાવવા માટે કશું જ લખ્યું નથી. આખા કાવ્યમાં મેં જે જોયું છે, અનુભવ્યું છે, અથવા તો અંતરમાં જાણ્યું છે, તે જ વ્યકત કરવાનો પ્રયત્ન કરેલો છે.'' (પૃ.૧૪).

પ્રથમ ચૌદ પાનાંમાં આવશ્યક વિગતો આપી લેખક પંદરમા પૃષ્ઠથી 'સાવિત્રીપ્રવેશ' પ્રસ્તાવના 'ઘૂંઘટ કા પટ ખોલ' દ્વારા કરે છે. સોળ પાનાંની આ પ્રસ્તાવનામાં લેખક 'સાવિત્રી'માં શું છે, તેનો મધ્યવર્તી વિચાર શો છે, તેનું તત્ત્વ આપણને કઈ રીતે સમજી શકાય તેની છૂટક છૂટક વાતો કરે છે. 'સાવિત્રી'નું આ કોઈ સળંગસૂત્ર બયાન નથી, પણ ઝાંખી માત્ર છે. લેખક 'સાવિત્રી'ને શ્રી અરવિંદ અને શ્રી માતાજીની આધ્યાત્મિક આત્મકથા તરીકે ઓળખાવે છે.

આપણે જાણીએ છીએ કે આ વિશ્વ એક કોયડો છે. 'સાવિત્રી' મહાકાવ્ય એ વૈશ્વિક કોયડાઓનો વૈશ્વિક પ્રતિભાવ છે. લેખક કહે છે કે શ્રી અરવિંદે જગતના તમામ કોયડાઓનો ઉકેલ લખી આપ્યો છે, માનવજન્મ અને મૃત્યુ વિશેની સઘળી સમસ્યાઓની ચાવી 'સાવિત્રી'માં મૂકી છે. લેખક આ મહાકાવ્યને આધ્યાત્મિક અનુભૂતિઓનો એનસાઇકલોપીડિયા કહે છે. શ્રી અરવિંદ કહે છે કે આ આખુંય સ્થૂળ જગત ચેતનાના પાયા પર રચાયેલું છે. આ સૃષ્ટિના મૂળમાં પદાર્થ નહિ, પણ ચેતના છે, કારણ, પદાર્થ પોતે જ ચેતનાનો આવિર્ભાવ છે. જીવન પ્રલોભનોની મધલાળ છે. પળે પળે આવતાં પ્રલોભનોની જાળમાં જો સાધક સપડાઈ જાય તો પછી જીવનના રહસ્યની જિજ્ઞાસા તે ખોઈ બેસે છે. પ્રલોભનની ઉપરવટ જવાનું ખમીર હોય તો જ આધ્યાત્મિક જીવનની યાત્રામાં આગળ વધાય છે. સાવિત્રી પાસે અદ્ભુત ખમીર

હતું. તે યમના પડકારને ઝીલી લે છે અને અંતે અજ્ઞાન અને મૃત્યુના જડબામાં દબાઈ ગયેલા આત્માને (સત્યવાનને) મુક્ત કરે છે.

આ રીતે લેખક પ્રસ્તાવનામાં સમગ્ર મહાકાવ્યનો મર્મ સ્ફુટ કરી આપી ભાવકનો કૃતિપ્રવેશ કરાવે છે. પછીનાં પાંચ પ્રકરણોમાં તેઓ 'સાવિત્રી'ના પ્રથમ પર્વના પાંચ સર્ગનો આસ્વાદમૂલક પરિચય કરાવે છે. પ્રથમ સર્ગનું શીર્ષક છે. 'The Symbolic Dawn' અર્થાત્ 'પ્રતીકાત્મક ઉષા'. દ્વિતીય સર્ગનું શીર્ષક 'સમસ્યા-કોયડો' છે. પ્રથમ પર્વના ત્રણથી પાંચ સર્ગ રાજા અશ્વપતિની યાત્રાને માટે ફાળવ્યા છે. તેમને અનુક્રમે 'રાજાનો યોગ આત્માની મુક્તિનો યોગ', 'અશ્વપતિની યાત્રા રહસ્યજ્ઞાન', 'રાજાનો યોગ આત્માની મુક્તિ અને મહિમાનો યોગ' એવાં શીર્ષકો આપવામાં આવ્યાં છે. આ પાંચે પ્રકરણોવાળા આ પ્રથમ ખંડને લેખકે 'અશ્વપતિનો યોગ' અથવા 'અશ્વપતિની સાધના' અથવા 'અનુભૂતિ સાથે સંપર્ક' એવાં ઉપશીર્ષકો આપ્યાં છે. આરંભે પ્રકાશ અને ચેતના, સત્ય, પ્રેમ (આનંદ) અને જીવન એ મૂળ ચતુર્વિધ સ્વરૂપો છે એમ દર્શાવી લેખક અંધકારમાંથી પ્રકાશ પ્રત્યેની, અસત્યમાંથી સત્ય પ્રત્યેની યાતના અને દુઃખમાંથી દિવ્ય આનંદ પ્રત્યેની તથા મૃત્યુમાંથી દિવ્ય જીવન પ્રત્યેની નવી ગતિ દ્વારા રૂપાંતર સધાશે એનો સંકેત કરે છે.

પ્રથમ પર્વના પ્રથમ સર્ગના પ્રારંભે જ લેખક જણાવે છે કે 'સાવિત્રી' મહાકાવ્યનો પ્રથમ સર્ગ સમગ્ર મહાકાવ્યની પ્રસ્તાવના જેવો છે. શ્રી અરવિંદે પણ એમ કહ્યું છે કે જો તમને આ સમજાય તો પછી બીજું બધું સમજાશે. પ્રથમ સર્ગનો વિષય છે સત્યવાનના મૃત્યુદિનનું પ્રભાત. લેખક સમજાવે છે કે આ મહાકાવ્ય સૃષ્ટિની પ્રલયરાત્રિના અંતે આવતા એક નવા પ્રભાતની જાહેરાત ઉપર રચાયું છે. અહીં ઉષાનો પ્રતીકાત્મક ઉપયોગ થયો છે. અહીં રાત્રિ પણ પ્રતીક છે. લેખક પ્રતીકો ઉકેલવાનો પ્રયાસ કરે છે. શ્રી અરવિંદનો યોગ એ વાત પુરવાર કરે છે કે મનુષ્ય પાસે પ્રકાશ ઝીલવાની શક્તિ છે. આ શ્રી અરવિંદની શોધ છે. મનુષ્ય તેની અભીપ્સા દ્વારા ખૂબ ઊંચે સુધી આરોહણ કરી શકે તેમ છે. શ્રી અરવિંદનો આ સંદેશ છે. શ્રી અરવિંદ મહાકાવ્યના પહેલા સર્ગમાં જ માનવજાતિની મૂળભૂત કટોકટીનો ઉલ્લેખ કરી દે છે. પરિણામે વાચકને પહેલેથી જ રસ ઉત્પન્ન થાય છે. સાવિત્રી વિકરાળ પ્રશ્નનો સામનો કઈ રીતે કરે છે તે જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. પ્રથમ સર્ગને અંતે કવિ દર્શાવે છે કે આ જ તે દિવસ હતો, જે દિવસે સત્યવાન માટે મૃત્યુ નિર્માયું હતું : This was the day when Satyawan must die.

બીજા સર્ગમાં લેખક મહાકાવ્યમાં નિરૂપિત સમસ્યા-કોયડો સ્પષ્ટ કરે છે. એક વર્ષની મધુરજની માણ્યા પછી સાવિત્રીના જીવનમાં કટોકટીપૂર્ણ પળ આવે છે. જીવનમાં આવી પળ આવે છે ત્યારે કોઈ ઉપાય કારગત નથી નીવડતો. મનુષ્યનાં બધાં જ હથિયારો હેઠાં પડી જાય છે. તેનું કંઇ જ નથી ઊપજતું. પરંતુ શ્રી અરવિંદ દર્શાવે છે તેમ માણસ જો તેના મિથ્યાભિમાનથી ભરેલા બાહ્ય વ્યક્તિત્વને ફગાવી દઈ શકે તો પછી તેનું સાચું વ્યક્તિત્વ અને સ્વરૂપ ઊપસી આવે અને સક્રિય રીતે કામ કરતું થાય. માણસની શક્તિ સમયાતીત છે અને તે સમય અને કર્મના બંધનમાંથી મુકત થઈ શકે છે. મનુષ્યના સાચા સ્વરૂપમાં સમગ્ર વિશ્વ સામે ખડા થઈ જવાની તાકાત છે, પણ માનવ અંધકાર અને અજ્ઞાનનો ગુલામ છે. પરિણામે દુઃખ, યાતના અને મૃત્યુ અનિવાર્ય બને છે. એ પ્રશ્ન 'સાવિત્રી' મહાકાવ્યમાં આરંભથી આપણું ધ્યાન આકર્ષે છે. આખા કાવ્ય દરમિયાન એ સમશ્યા કદી પણ નજર બહાર જતી નથી. આ સમસ્યાનું નિરાકરણ શોધતી-મથતી સાવિત્રી સમગ્ર વિશ્વના પ્રશ્નનું નિરાકરણ શોધે છે. સમયના ચોકઠામાં બંધાયેલી ચેતના મૃત્યુને પડકારી શકતી નથી. પણ સાવિત્રી તો પોતાની ચેતનાને વિસ્તારી મૂકે છે તથા તેમ કરીને કાળની મર્યાદાને છેદી નાખે છે. અહીં શ્રી અરવિંદ મહાન અવતરણની વાત કરે છે. જ્યારે નીચેથી આપણી ચેતના આરોહણ કરે છે ત્યારે માનવમાં પ્રજ્ઞા જાગ્રત થાય છે અને અંતરમાં દિવ્ય દૃષ્ટિ વિકાસ પામે છે.

પ્રથમ પર્વના તૃતીય સર્ગમાં શ્રી અરવિંદ 'રાજાનો યોગ'-અંતર્ગત આત્માની મુક્તિનો યોગ વર્ણવે છે. શ્રી અરવિંદના પૂર્ણયોગની પેઠે આપણે અશ્વપતિના યોગને પણ આરોહણ અને અવરોહણના યોગ તરીકે ઓળખાવી શકીએ. શ્રી અરવિંદે 'Aspiration, Rejection and Surrender'ને યોગ કહ્યો છે. આત્માના માર્ગદર્શનની

નીચે જીવન ચલાવવું તેનું નામ આધ્યાત્મિકતા છે. તીવ્ર આંતરિક દિવ્ય અસંતોષ અશ્વપતિની મહાન યાત્રાનું પ્રારંભબિંદુ છે. શ્રી અરવિંદ કહે છે કે મનુષ્યની ચેતના-અવસ્થાને ઘણાં સ્તરો છે. યોગ અને આધ્યાત્મિક જીવન જે કરે છે તે એ કે તે તમને તમારી પોતાની તમામ ચેતનાઓ અંગે જાગ્રત કરે છે. જાગ્રત બનેલો અશ્વપતિ અજ્ઞાનના અંધકારમાંથી મુક્ત બની જ્ઞાનના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. એ જ્ઞાન કેવું છે તે શ્રી અરવિંદ સર્ગમાં 'The Secret Knowledge' (રહસ્યજ્ઞાન) અંતર્ગત દર્શાવે છે.

એક વાર તમે અજ્ઞાનના અંધકારમાંથી મુક્તિ મેળવો એટલે તમારી આધ્યાત્મિક આરોહણની યાત્રાનો પ્રારંભ થયો એવું માની શકાય. અંતરયાત્રામાં તમારી સાથે બીજો કોઈ સાથીદાર હોતો નથી. કવિ કહે છે કે આપણી અંદર એક જ્યોતિ જલે છે. તમારા બધા પ્રશ્નો તમારા મનને પૂછવાને બદલે આ જ્યોતિને પૂછવાના છે. તમારી આધ્યાત્મિક યાત્રા તમારા ઉપલકિયા અસ્તિત્વને સાવ ભૂંસી નાખે છે. માત્ર દિવ્યતા સાથે જ તાદાત્મ્ય સાધ્યા પછી જ દિવ્યતાનું ધ્યેય સમજાય.

પાંચમા સર્ગમાં શ્રી અરવિંદ 'રાજાનો યોગ, આત્માની મુક્તિ અને મહિમાનો યોગ' દર્શાવે છે. અશ્વપતિ પોતાની ચેતનાની યાત્રા દરમ્યાન સૂર્યના પ્રદેશમાં એટલે કે જ્ઞાનના પ્રદેશમાં અને ચંદ્રના પ્રદેશમાં એટલે કે શીતળતાના પ્રદેશમાં એટલે કે શીતળ અને શાંતિના પ્રદેશમાં પરમ તત્ત્વની અનુભૂતિ કરે છે. આ પ્રક્રિયામાં તે સ્થળકાળથી પર ચાલ્યો જાય છે. અનેક મુશ્કેલીઓ વેઠતો વેઠતો આ મહાન યાત્રી સત્, ચિત્, અને આનંદના એટલે અતિમનસ્‌ના ચેતનાના પ્રદેશમાં પહોંચીને વિજય હાંસલ કરે છે તથા તેમ કરીને મહાદર્શનને પામે છે.

લેખકે મૂળ મહાકાવ્યની પંક્તિઓ આપતા જઈ 'સાવિત્રી'ના પ્રથમ પર્વના પાંચ સર્ગની કથા કહેતાં કહેતાં તેનું રહસ્ય, તેનો મર્મ પણ પ્રગટ કરવાનો પ્રયાસ કર્યો છે. મૂળ કાવ્યની પંકિતઓ તેમણે છૂટથી ઉદ્ધૃત કરી છે. પણ તેનો અનુવાદ આપ્યો નથી. શ્રી સુન્દરમ્, શ્રી પૂજાલાલ વગેરેએ 'સાવિત્રી'ના ઘણા ખંડોના સુંદર અનુવાદો કર્યા છે. લેખકે તેનો ઉપયોગ કર્યો હોત તો અંગ્રેજી ન જાણનાર વાચકોને-ભાવકોને તે મદદરૂપ નીવડત.

લેખકની ભાષા પ્રમાણમાં સરળ, પ્રવાહી છે. શ્રી અરવિંદ અને શ્રી માતાજીની સૌન્દર્યની ભાવના લક્ષમાં લઈને લેખકે પુસ્તકની શક્ય તેટલી સજાવટ કરવાનો પ્રયત્ન કર્યો છે. પ્રત્યેક પ્રકરણના પ્રારંભે સૂચક, સમુચિત સુંદર ચિત્રો પણ મૂકવામાં આવ્યાં છે. મુદ્રણ પણ આકર્ષક છે. જોકે થોડીક ક્ષતિઓ રહી ગઈ છે. કવચિત્ વ્યાકરણના દોષો પણ દષ્ટિગોચર થાય છે. પરંતુ ક્ષતિઓનું પ્રમાણ અલ્પ છે. એકંદરે પુસ્તક સુરુચિપૂર્ણ, સુરમ્ય, સુંદર બન્યું છે. શ્રી અરવિંદના અને ખાસ તો 'સાવિત્રી'ના તત્ત્વજ્ઞાનને સમજવામાં, પામવામાં આ પુસ્તક અવશ્ય ઉપયોગી પુરવાર થશે. શ્રી અરવિંદના અભ્યાસીઓ પુસ્તકના બીજા ખંડોની પ્રતીક્ષા કરશે. આવનારા ખંડો આનાથી પણ ઉત્કૃષ્ટ થાય એવી અપેક્ષા સાથે આપણે આ અધ્યયનને આવકારીએ.

*

ભાવિ યુગનું મહાકાવ્ય સાવિત્રી : એક અધ્યયન, ખંડ ૧, લે. જગદીશ વ્યાસ, ધીરજ પ્રકાશન, અમદાવાદ-૩૮૦ ૦૧૩, પ્રથમ આવૃત્તિ ૨૦૦૧, પૃ. ૧૩૮, કિં. રૂા. ૪૦/-

**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

*

## સહજસુંદરકૃત 'ગુણરત્નાકરછંદ' : વર્ણનો અને ભાવજગત

ડૉ. કાન્તિભાઈ બી. શાહે પીએચ.ડી.ના અભ્યાસ નિમિત્તે સંશોધિત-સંપાદિત કરેલી અને પારિતોષિકપાત્ર ઠરેલી કાવ્યકૃતિ 'ગુણરત્નાકરછંદ'ની રચના ઈ.સ. ૧૫૧૬માં થઈ છે. આ રચનાના જૈન સાધુકવિ સહજસુંદર છે.

મધ્યકાળમાં સ્થૂલિભદ્ર-કોશાના વિષયવસ્તુવાળી નાનીમોટી ઘણી કૃતિઓ પ્રસિદ્ધ થયેલી છે. આ રચનાઓની તુલનામાં કવિ સહજસુંદરે મૂળ ગ્રંથોનો જરૂરી આધાર લઈને સ્થૂલિભદ્રના પ્રસિદ્ધ ચરિત્રકથાનકના વિસ્તૃત અંશોને છોડી દઈને આ કૃતિનું નિર્માણ કર્યું છે. વર્ણનો અને પાત્રોના મનોભાવોના નિરૂપણમાં પંક્તિએ પંક્તિએ કવિ મન મૂકીને વરસ્યા છે, એમાં કવિની વિવિધ લયછટાઓ જોવા મળે છે.

સ્થળ, કાળ કે અન્ય બાહ્ય વર્ણનો સાથે આ

કૃતિમાં આલેખાયેલા મનઃસંઘર્ષનાં, આંતરમથામણનાં તથા કોશાનું સ્થૂલિભદ્ર પ્રત્યેનું પ્રેમાકર્ષણ, કોશાની પ્રણય-ક્રીડા, એનું ધૈર્ય, તેનો સમભાવ, કોશાનાં આ રીતે બદલાતાં મનઃસંવેદનોનું વર્ણન પણ એટલું જ આકર્ષક બન્યું છે.

સ્થૂલિભદ્રનું બાળપણ, એના ઉછેરનું વર્ણન તેમજ તેને નિર્દેશવા વપરાયેલાં ક્રિયાપદો તથા લયનાં આવર્તનોથી, તે કેવો મોટો થાય છે તેનો નિર્દેશ થયો છે, વસ્ત્રાલંકારોનું વર્ણન પણ અચૂક ધ્યાન ખેંચે છે. જેમ કે જરી અને રેશમના વસ્ત્રની અવનવી સુંદર ટોપી માથે શોભે છે. હાથે સાકળાં, સોનાની વીંટી પહેરી છે. વળી હાથે વાંકી કડલી છે. કમળની પાંખડી જેવી કુમળી અને અણિયાળી આંખ આંજી છે. રાતું નાનું અંગરખું અને બે રંગવાળી મોજડી શોભે છે.

આ ઉપરાંત બાળ સ્થૂલિભદ્રની વિવિધ ક્રિયાઓ, ચેષ્ટાઓનું ત્વરિતપણું, તેનું સંક્રમણ તથા એનું સ્વાભાવિક રીતે ઊપસતું ચિત્ર 'લીલાવતી છંદોલય'ની છટા સાથે નાદસંગીતને પણ માણી શકાય એવી પંક્તિઓમાંની બે પંક્તિઓને વાંચીએ.

*"લીલા લટકંતઉ, કર ઝટકંતઉ, ક્ષલિચટકંતઉ, વિખલેતઉ,*
*પુહવીતલિ પડતઉ, પુત્ર આરડતઉ, ન રહઈ રડતઉ, ઠણકંતઉ."*

બાળકના પાલનપોષણ-ઉછેરની માતાની વિવિધ ક્રિયાઓનું ગતિપૂર્ણ ચિત્ર સુંદર સ્વાભાવોક્તિ દ્વારા ઊપસ્યું છે, શબ્દાનુપ્રાસની જે આગવી ભાત વણાય છે તે ખાસ ધ્યાન ખેંચે છે.

રોતઉ, વિગોતઉ, પોતઉ, પુઢાડઈ, ઓઢાડઈ, રમાડઈ અને સુહાવઈ, કરાવઈ, પહિરાવઈ - જેવાં ક્રિયાપદો કડીની પંક્તિએ પંક્તિએ પ્રાસમાં ઢાળ્યાં છે.

યુવાન સ્થૂલિભદ્રની રાજસવારી અને વનવિહાર કરતાં કરતાં વિગતપ્રચુર રીતે થયેલા પ્રકૃતિદર્શનનું વર્ણન તો સુંદર રીતે આલેખન પામ્યું જ છે. તો એ ઉપરાંત ઘોડાના હણહણાટનાં, હાથીઓના ઘંટના ટંકારના, ઢોલ, ભેરી અને નિશાનના નાદસૌંદર્યનાં વર્ણનો પણ એટલાં જ સમરસ રીતે રજૂ થયાં છે, શ્રીફળ, દાડમફલ, બીજોરાં અને બોરાં ખાતાં સારસ, પોપટ, કોકિલ, ચાસ, ચકવાની જોડી એમ જાતજાતનાં પંખીઓથી ઊભરાતી પ્રકૃતિ-શોભાની જે ખાસ જાણકારી ધરાવે છે, તેમના મનને તો કોઈ વિશિષ્ટ આહ્‌લાદની જાણે સર્જકે ભેટ ધરી છે.

સવારી આગળ વધતાં વનની વિગતો રજૂ કરતાં કવિ જણાવે છે કે અઢારે પ્રકારની વનસ્પતિવાળાં ઘણાં વૃક્ષો છે, ફળો છે, જાતજાતનાં લાખો પંખીઓ ત્યાં છે, મોર કળા કરીને નૃત્ય માંડે છે, હંસી અને હંસ પરસ્પરનું પડખું છોડતાં નથી. કેળ. દ્રાક્ષ, વેલ, આંબા, રાયણ, દાડમડી, વડ, કૂવો, જળાશય ઉપરાંત ઊંચો કઠિન કાંટાળો તથા મોટો તાડ - આમ આ બધી પાર ન આવે એવી પ્રાકૃતિક સ્થાનોની યાદી હજી પણ લંબાવી શકાય તેવી છે, પણ વાચકોની આંખો દુખવા ન માંડે એમ કહી કવિ પછી તરત જ સ્થૂલિભદ્ર પોતાને ત્યાં આવતા જાણી કોશાના મનોરથો, એના મનોભાવોનાં વિવિધ વર્ણનોના લસરકાથી એક જુદા જ વર્ણનપ્રદેશમાં વાચકને ખેંચી જાય છે.

સ્થૂલિભદ્રને જોતાં જુદી જ પ્રીતિની લાગણી કોશા અનુભવે છે. પ્રીતિના જળથી એનું હૃદય ભીંજાયું નથી માટે જ એને પાણી માટે ઝંખતા નિર્જળ તળાવની ઉપમાથી કવિએ સહજ રીતે નવાજી છે.

કોશા શકટાલપુત્રને જોઈ પરવશ બની ગઈ છે. વડીલવેશ્યા કોશાને શકટાલના પુત્રની ઝંખના ન રાખવા સમજાવે છે. સખીઓના મનોભાવને જે પ્રશ્નોત્તરીનું રૂપ અપાયું છે તેમાં તથા કોશાના મનમાં સ્થૂલિભદ્રના જ્ઞાન-નૈપુણ્ય સંદર્ભે ઉદ્‌ભવતા પ્રશ્નોના ઉત્તર 'હા-હા' રૂપે કવિએ ચારણી લયછટામાં પ્રગટ કર્યા છે.

"હું એ પુરુષને પુરુષોત્તમ તરીકે જોઉં છું - એનાથી ભેદાવું ટળે તેમ નથી - મને હવે તેમ થવામાં અટકાવશો નહીં."- કોશાનો વડીલવેશ્યા અક્કાની સલાહ સામે અનુરાગ- ભર્યો પ્રત્યુત્તર. કોશાની ગણિકાભાવથી ઊભરાતી વૃત્તિ હવે શમી જાય છે. સ્થૂલિભદ્ર પ્રત્યેનો પ્રતિભાવ કોશાના ભાવસંક્રમણ દ્વારા વર્ણવાતાં તેના વ્યક્તિત્વને જાણે નવો ઓપ આપે છે.

સ્થૂલિભદ્ર કોશાનો આ અનુરાગ જોઈને વેશ્યાચરિત્ર વિશે પોતાના ઉદ્‌ગારો પ્રગટ કરે છે, એ અંગેનું કવિ સહજસુંદરે કરેલું એક કલ્પનાચિત્ર વિરલ તો છે જ, પરંતુ અદ્વિતીય જણાય છે.

બીજા અધિકારની ૩૮મી કડીનો, એ માટેનો

ભાવાનુવાદ : ''જ્યારે સૂર્ય આથમે છે ત્યારે રાત્રિ કેશ છૂટા મૂકીને રડે છે. જ્યારે જેની વેળા ત્યારે તેની સાથે તેનું મન મોહે છે, તે (રાત્રિ) તારારૂપી ફૂલો માથામાં નાખીને ચંદ્ર સાથે રમે છે, પણ સૂર્યનો (આવવાનો) સમય જાણીને એ ફૂલો હાથથી નાખી દે છે.

પરંતુ પછી ?

*''ઈમ રયણિ કૂડ બિહું સ્યઉં કરઈ, વેશિ કહી સાચી નઉં હઈ,*
*જાણયો જાણ યુગતઈ વલી, સહજસુંદર કવિ ઈમ કહઈ.''*

''એમ રજની બન્નેની સાથે કપટ કરે છે. વેશ્યા કદી સાચી હોતી નથી એમ આ યુક્તિથી, દાખલાથી સમજુ લોકો સમજશે.'' એમ કવિ સહજસુંદર કહે છે.

માથામાં ગૂંથેલાં તારારૂપી ફૂલોને રાત્રિ સૂર્ય ઊગવાના સમયે ફેંકી દે છે, એવા કલ્પન દ્વારા વેશ્યાના છદ્મચિત્રને કવિએ રસિકતાથી મૂર્ત કર્યું છે.

સ્થૂલિભદ્ર માટેનાં કોશાનાં પ્રેમ, ધૈર્ય, સહિષ્ણુતા અને ઔદાર્ય જેવા ગુણો પ્રગટાવતી ઉક્તિ-

''અગ્નિ સળગતો હોય તો જળથી બુઝાવું, પણ પાણી બાળતું હોય તો શી રીતે ઠારું ?'' ''બીજાના ખરાબ બોલ સાંભળી મન ખિન્ન થાય, પણ કંથ જ જો કહે તો (એમને) શું કહેવાય ?'' અહીં પોતાની હૃદયવ્યથાની સચોટતા દૃષ્ટાંત અલંકાર દ્વારા વ્યકત થઈ છે.

સ્થૂલિભદ્ર પ્રત્યેની પ્રીતિમાં કોશાની નિશ્ચલતા વ્યકત થાય છે.

*'અવલાં જલ ગંગ વહંતિ કયા, વલી પન્નગ મૂકઈ -*
- વિકખ સયા -
*ધનયૌવન જીવી કાય ખઉ, પ્રભુ પાસ ન છોડઉં તુમ્ભ તઉ''*

''કદાચિત્ ગંગાનાં પાણી અવળા વહે, વળી સર્પ સદા વિષ ત્યજી દે. ધન, યૌવન, જીવન અને કાયાનો ક્ષય થાય,- ત્યારેયે હે પ્રભુ, તારો સંગ (હું) છોડું નહીં.''

મનમાન્યો ભોગવિલાસ ભોગવવાનું સ્થૂલિભદ્રને કોશાનું ઇજન રસિક રીતે વર્ણવાયા પછી. કોશાના આવાસનું વર્ણન, એમાં ચિત્રશાળા, પટશાળા, ગોખ, ઝરૂખા, સ્તંભો, ઘુમ્મટ, દ્વાર, ટોડલા અને એની સજાવટનાં વર્ણનો- એક જ ઉદાહરણથી અન્ય બાબતોના વર્ણનની વાચક પૂરી કલ્પના કરી શકશે.

કોશાના આવાસની અન્તર્ગત સજાવટ તથા આવાસના વિવિધ ભાગોનું વર્ણન—

''ધ્વજ, સોનાના પિંડ જેવા કલશ, મદનદંડ રચ્યા છે. પૃથ્વી લગી નવેય ખંડ મોહ્યા છે. નવા નવા ચંદરવા બાંધ્યા છે. મોતીનાં ઝૂમખાં લગાડ્યાં છે. એના ગુણ ઘણા વધ્યા છે અને તેજથી તગતગે છે. જલસ્નાન માટે સોનાનો હોજ છે. કમળદંડ કર્યા છે ત્યાં ભોગીજનોની ભ્રમરમાલ ગુંજી રહી છે. ભૂમિ પર મજબૂત કાચ ઢાળ્યા છે (તે પર) નવલા નાચ નાચે છે. ત્યાં મધુરી વાણી બોલે છે.''

'ગુણરત્નાકરછંદ'ના બીજા અધિકારની ૧૧૨ થી ૧૬૦ કડીઓમાં સ્થૂલિભદ્ર અને કોશાના ભોગવિલાસ, રંગરાગનું વર્ણન થયું છે. વસંતઋતુને ભૂપતિનું રૂપક અપાયું છે અને કેસૂડાને ખીલેલા દીવાનું રૂપક અપાયું છે. કેસૂડો અને દીપકજ્યોત વચ્ચે રંગ અને આકારનું સામ્ય તો ખરું જ. વળી વસંત તો સ્થૂલિભદ્રનું મદનરૂપ જોવા આવ્યો હતો ને ! એટલે જાણે કેસૂડાનો દીવડો પ્રગટાવીને એ રૂપને નીરખ્યું, એવું કલ્પનાચિત્ર આલેખાયું છે.

સ્થૂલિભદ્રને પ્રાપ્ત કર્યાના આનંદની કોશાની કાવ્યાત્મક અભિવ્યક્તિ- ''મુઝ ગુલાલ મિલઉ હવઈ સૂધઉ'' મને હવે સરસ - શુદ્ધ ગુલાલ પ્રાપ્ત થયો છે, હવે ક્ષણનો પણ વિયોગ કોશા માટે અસહ્ય છે. પોતાનાં નયણાંને ન રડવા કહેતી કોશાના હૃદયભાવ ચોટદાર રીતે પ્રગટ થયા છે.

પોતાને અખંડનાથ મળ્યાનો કોશાનો ઉદ્ગાર મીરાંની 'અખંડવરને વરી' એ પંક્તિનું અચૂક સ્મરણ કરાવે છે.

આ ઉપરાંત અકુલીન સ્ત્રીઓ ઘરકંકાસ, ગૃહસ્થ-જીવનનો રોજિંદો કકળાટ જેવા વિષયોને, તો વળી સ્ત્રીને નરકના દ્વાર સમી વર્ણવી છે. કોશાને પ્રતિબોધતાં સ્થૂલિભદ્ર કામ-વિષયને મોટો વેરી કહીને એના વ્યાપ અને પ્રભાવને વર્ણવે છે. વિષયને અગ્નિ, કળણ, ધાડપાડુ, નરકના દૂત જેવી ઉપમાઓ આપી એના દુષ્કૃત્યને કવિએ વર્ણવ્યું છે.

કવિએ વળી ગર્ભવિકાસની પ્રક્રિયા, ગર્ભસ્થ જીવની વેદના, નારકી દુઃખો અને પરમાધમીઓના જુલ્મો પણ વર્ણવ્યા છે.

ઉપર દર્શાવ્યાં તે વર્ણનો સાથે કાવ્યસ્પર્શથી રસવંતાં

વર્ણનો પણ ઉદ્‌ભવ્યાં છે. તેમાં સરસ્વતીદેવીના સાત્ત્વિક સૌંદર્યનાં, વસ્ત્રાલંકારનાં, દેવીના શ્વેત શણગારનાં, સમગ્ર શોભાનાં કલ્પનાસમૃદ્ધ આલંકારિક વર્ણનો કર્યા છે, જેમાં ક્યાંક નાદવૈભવની છોળ ઉડાડી આપી શોભાને વર્ણવે છે. ઉપમા અલંકાર દ્વારા સરસ્વતીમાને ચંદ્રવદની, મૃગલોચની, જલપોયણી સમી, સુકોમળી, ગજગામિની જેવા પ્રાસ તેમજ 'ઈ'કારનાં આવર્તનોને પ્રચુરતાથી પ્રયોજ્યાં છે.

સ્થૂલિભદ્ર અને કોશાની પ્રણયક્રીડાવેળાનું સુંદર કાવ્યાત્મક ચિત્ર કવિએ અહીં આપ્યું છે.

કોશા જ્યારે પિયુના સંગમાં સ્નાન કરે છે, મુખમાં સુગંધી રાતું પાનબીડું છે, રાગથી રમત રમે છે, ત્યારે એ દેખીને ભમરાઓની શ્રેણી જાગી જાય છે. તે વેળા કોશા બોલ્યા વિના જ મૌન રહેવાનું કેમ પસંદ કરે છે ? કવિ નીચેનો ગદ્યાનુવાદ એના ઉત્તર નિમિત્તે આપે છે :

"પરિમલના ગુણથી છેતરાયેલા ભમરાઓ કમળની ભ્રાંતિથી જ ઊડી આવ્યા છે. કોશા વિચારે છે કે 'પોતે બોલવા જાય તો અધર ઉપર એ (ભ્રમર) ડસે.' આમ વિચારીને કોશાએ મૌન રહેવાનું પસંદ કર્યું." આખું વર્ણન કલાસમૃદ્ધ અને રસિક છે. ભ્રમર રખે ને અધરને ડસે એવી કોશાની ભીતિમાં અધરચુંબનનો શૃંગારિક ભાવ પણ ભળ્યો છે, તે જોઈ શકાય છે.

હવે 'ગુણરત્નાકરછંદ'માં આલેખાયેલાં પાત્રોના મનોભાવોના કલાત્મક નિરૂપણની યથાર્થતાને તપાસીએ.

કોશાને સ્થૂલિભદ્રનાં જેવાં પ્રથમ દર્શન થાય છે, ત્યાં એનો હૃદયભાવ કેવો છે ?

*"પહિલઉ ઠગ વિદ્યાહુંતી દીઠઈ થયઉ સભાવ,*
*સાંહામૂં લાગી ઝૂરિવા, જલ વિણ જિસ્ટાઉ તલાવ."*

ઠગવિદ્યાને સ્થાને હવે કોશા જુદી જ – પ્રીતિની–લાગણીનો અનુભવ કરે છે. પહેલાં ઠગાઈનો ભાવ હતો, હવે નારીહૃદયની પુરુષ માટેની પ્રણયઝંખના પ્રકટે છે. અનેક પુરુષો સાથે રંગરાગ માણવા છતાં સાચા પ્રીતિજળથી એનું હૃદય ભીંજાયું જ નથી, એથી તો કવિ એને પાણી માટે ઝંખતા જળ વિનાના તળાવની ઉપમા આપે છે. કોશા પ્રસન્નતાનો પૂર્ણ પ્રતિભાવ તત્કાળ પ્રગટ કરે છે, "હે પિયુડા, તારી કરણીને હું કેવી કહું ! જગતને ધૂતનારીને તેં ગૃહિણી કીધી" ભાવના એક જ લસરકામાં, "મારા માળી, હવે આ તમારી વાડી સંભાળો."– પ્રિયતમ પ્રત્યે કોશાને ગૃહિણી તરીકે સ્થાપવાની સ્વામીની ચેષ્ટા, પોતાને મળી ચૂકેલા સ્વામી પ્રત્યે કોશા સમર્પિત ભાવ વ્યક્ત કરે છે અને ગૃહિણી તરીકેના કેવા કેવા અભિલાષ એના મનમાં જાગે છે.

*"પગ ચાંપઉં ને પાય તલહાસઉં,*
*સૂઝસેવતી ન છોડઉં પાસઉં."*

ત્રીજા અધિકારમાં પિતાનું મૃત્યુ થતાં રાજ્યનું તેડું લઈ નાનો ભાઈ શ્રીયક સ્થૂલિભદ્રને બોલાવવા આવે છે. શ્રીયક મોટા ભાઈને સુખનિદ્રા ત્યજી રાજમુદ્રાના સ્વીકાર માટે પોરસ ચઢાવે છે. હૃદયમાં વ્યાકુળતા અનુભવતો સ્થૂલિભદ્ર, કોશાને ત્યાં જવા નીકળે છે, પણ બાર બાર વર્ષનું સાહચર્ય છોડતાં શી હાલત થઈ છે.

*"આધા પાઉ ન પાઠવઈ, ફિરિફિરિ પાછઉ જોઈ."*

આગળ ડગ માંડતો નથી. ફરી ફરી પાછું જુએ છે. તો કોશાને સ્થૂલિભદ્રનો વિરહ અસહ્ય બનતાં.–

"આગલિ પાછલિ, પીઉ પાલવ ઝાલંતિ". (૩:૨૩) આગળ પાછળ ઊતરીને પ્રિયનો (વસ્ત્રનો) છેડો પકડે છે. સ્થૂલિભદ્ર બે પરિસ્થિતિ વચ્ચે કેવી રહેસામણ અનુભવે છે ?

એક બાજુ કોશા મન ડગાવે છે તો બીજી બાજુ ભાઈ મોટેથી અવાજ કરી રાજાની આજ્ઞા જણાવે છે. હૈયામાં દુઃખથી દાઝેલો, બન્ને પ્રકારે મુશ્કેલીમાં મુકાયો – ઉપાય શો કરવો ? સ્થૂલિભદ્ર મનોદ્વંદ્વ અનુભવે છે. રાજખટપટ, સ્ત્રી–આસક્તિ આદિ તરફ ધીમે ધીમે ધિક્કાર અનુભવતો અને અંતે જ્ઞાનપ્રકાશ, વૈરાગ્ય માટેનો નિર્ણય– જેને જાણી કોશાના હૃદયભાવોનું, વિરહવેદનાનું નિરૂપણ, કોશાનો પ્રથમ પ્રત્યાઘાત 'વેશ્યા પડી ભૂખંડલિ રડતી' (૩:૫૩), એ જ રીતે દૈવને ઠપકો આપતાં હવે આગળ કહે છે.

મનપંખીનો માળો નષ્ટ કરી નાખતા દૈવ સામેની કોશાની આ હૃદયચીસ આર્દ્ર કરી મૂકે તેવી છે. કોશાની વિરહવેદનાને કવિએ યમક પ્રયોગ સહિત લગભગ ૩:૬૧–થી ૭૮ કડી સુધી વર્ણવી છે. -

સ્થૂલિભદ્ર કોશાના નિવાસસ્થાને ચાતુર્માસ ગાળવા

નિર્ણય કરે છે. જ્યાં એણે બાર વર્ષ ભોગવિલાસમાં વિતાવેલાં, ત્યાં જ પોતે કરેલા અડગ નિશ્ચયમાં કામવૃત્તિઓ સામેનો પડકાર પોતે જ મનોમન સાક્ષીભાવે આપતા હોય તે રીતે રજૂઆત થાય છે. સામાન્ય રીતે તો કામને જીતવા એનાં સ્થાનો ત્યજવાં પડે, પણ અહીં સ્થૂલિભદ્ર તો સામે ચાલીને કામની સોડમાં જઈને કામવિજેતા બનવાનો નિર્ધાર કરે છે.

ગુરુની ચેતવણી છતાં પણ સ્થૂલિભદ્ર સાવધાન જ છે. ઊંડું વિચારીને પોતે અવિચળ જ છે, પોતાના નિર્ણયમાં. એથી ગુરુનો ઉપદેશ સંઘની સાક્ષીએ સાંભળી, આદેશ મેળવીને, હરખાઈને સ્થૂલિભદ્રે કોશાના આવાસે સત્વર પ્રયાણ આદર્યું.

કોશાના આવાસે જ્યારે સ્થૂલિભદ્ર ચાતુર્માસ ગાળવા નિર્ણય કરે છે ત્યારે કવિએ બન્નેને યોદ્ધા તરીકે વર્ણવ્યાં છે. પણ અંતે જય કોનો ? આ માટેનો નિર્ણય અધ્યાહાર જ રહે છે.

ચોથા અધિકારની ૮૭ કડીઓમાંથી ૬૫ કડી સુધીનો ભાગ : કોશાને ત્યાં આવેલા સ્થૂલિભદ્રે કોશાને ઉપદેશવચનોથી પ્રતિબોધ પમાડ્યો. ભવોભવની વેદનાને ગર્ભધારણ અને ગર્ભવિકાસની પ્રક્રિયાને નરકગતિનાં દુઃખો સાથે સરખાવી. આ પ્રતિબોધગાથા કવિએ વિસ્તારથી ગાઈ છે.

અહીં પણ કવિનું પાંડિત્યસભર સર્જક વ્યક્તિત્વ જોઈ શકાય છે. મોટા દુશ્મન સમી વિષયવાસના અને જર્જરિત વૃદ્ધત્વનું વર્ણનાત્મક નિરૂપણ થયા પછી કોશા સ્થૂલિભદ્રની શિખામણનો સ્વીકાર કરે છે. પણ દીક્ષાપાલન માટેની કોશાની લાચારી હોતાં અંતે તે સમ્યક્ત્વથી રંગાઈને શુદ્ધ શ્રાવકવ્રતના પાલનનો સંકલ્પ કરે છે.

પોતાના પૂર્વજીવનની પ્રેમિકા કોશાના આવાસમાં જ ચાતુર્માસ રહેવા છતાં સ્થૂલિભદ્ર અવિચલિત રહ્યા અને કામવિજેતા બનીને આવ્યા. સંયમની આ વિરલતા ગુરુ પાસે 'દુષ્કર', 'દુષ્કર' એમ બે વાર ઉદ્ગાર કઢાવે છે. અન્ય મુનિઓ કરતાં વિશેષ આદર પામનાર સ્થૂલિભદ્ર સામે ઈર્ષ્યાથી પ્રેરિત સિંહગુફાવાસીને કોશાને ત્યાં જતા આલેખ્યા છે.

આ રીતે આ ગ્રંથમાં સર્જાતી કાવ્યચમત્કૃતિ ધ્યાનાર્હ બની રહે છે.

આ સંપાદિત ગ્રંથમાં સંપાદકે કડીવાર ગદ્યાનુવાદ, પાઠાંતરો, પાઠચર્ચા અને વિવરણ આપવા સાથે કૃતિનો આલોચનાત્મક અભ્યાસ રજૂ કર્યો છે, તેમજ લગભગ ૧,૮૮૦ મધ્યકાલીન શબ્દોનો સાથ શબ્દકોશ પણ આપ્યો છે. 'ગુણરત્નાકરછંદ'નું મધ્યકાલીન પ્રકાશન ગુજરાતી સાહિત્યમાં એક નોંધપાત્ર પ્રદાન બન્યું છે.

**અંજની મહેતા**



**સંકલ્પ**

*છૂપો વર્તુળોમાં પવન ફરકે, કેમ કરીશું ?*
*અવંતીના ખૂણા સતત સમજી, વ્યોમ ભરીશું.*

*ઊંડી ખીણોમાંથી, રતન પથરા એમ લઈશું.*
*પછી લીલી ભોમે, ભળી મળી જતાં શ્વાસ ગણીશું.*

*તિરાડોમાંથી તો તિમિરશરણે કેમ જઈશું ?*
*ધરાથી તો આભે જઈ હવનનું હવ્ય થઈશું.*

*અને શોધી શોધી સકળ વિશ્વો શેષ કરશું,*
*અમાવાસ્યે આંજી કિરણ ધવલું ખૂબ કરીશું.*

**રાજેન્દ્ર પટેલ**

## સાભાર સ્વીકાર

**શ્રી અરવિંદનાં સંસ્કૃત તથા સંસ્કૃતવિષયક લખાણો** : લે. ડૉ. રમણલાલ ધનેશ્વર પાઠક, પ્ર.: સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર-૩૮૮૧૨૦, કિં. રૂ. ૫૬/-; **ગુજરાતીઓ અને પૂર્વ આફ્રિકા, ૧૮૫૦-૧૯૬૦** : લે. મકરન્દ મહેતા, પ્ર. સુહૃદ ત્રિવેદી, માન. મંત્રી, દર્શક – ઇતિહાસ નિધિ, ૭૫, આસોપાલવ, થલતેજ, અમદાવાદ-૩૮૦૦૫૯. કિં.રૂ. ૨૫૦/-; **ઇતિહાસનો મર્મ** : અનુવાદક : પ્રફુલ્લ ઝાલા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૨૫/-; **પારખું** : લે. દશરથ પરમાર, પ્ર. આર. આર. શેઠની કંપની, ફુવારા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂ. ૧૦૦/-; **ભૂમિથી ભૂમા** : લે. પ્ર: કંદર્પ ર. ત્રિવેદી, ૪, પ્રજ્ઞા સોસાયટી, તીથલ રોડ, વલસાડ-૩૯૬૦૦૧. કિંમત રૂ. ૩૫/-.

**અન્ય**

**ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ.** (૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦૦૦૨ અને ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬)નાં -

**શ્રવણની કાવડ** : લે. વિજય શાસ્ત્રી, કિં. રૂ. ૯૦/-; **સફરના સાથી** : લે. રતિલાલ 'અનિલ', કિંમત રૂ. ૧૫૦/-; **તમારા વિના સાંજ ડૂસકે ચઢી છે** (કાવ્યવિશેષ) : ભગવતીકુમાર શર્મા, સંપાદન-સુરેશ દલાલ, કિંમત રૂ.૫૦/-; **દિવસો જુદાઈના જાય છે** (કાવ્યવિશેષ) : ગની દહીંવાલા, સંપાદન-સુરેશ દલાલ, કિંમત રૂ. ૨૫/-; **માહોલ મુશાયરાનો...**: લે. રઈશ મનીઆર, કિંમત રૂ. ૯૦/-; **મનને મૂંઝવતા પ્રશ્નોના ઉકેલ** : લે. ડૉ. મુકુલ ચોકસી, કિંમત રૂ. ૫૦/-; **અનુસંગ** : અનુવાદ-શરીફા વીજળીવાળા, કિંમત રૂ. ૧૦૦/-.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** (રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧)નાં-

**ખોવાઈ ગયેલી વસ્તુ** : લે. ધીરેન્દ્ર મહેતા, કિં. રૂ. ૧૦૦/-; **દેવીનું કાવ્ય** : લે. પ્રવીણ દરજી, કિં. રૂ. ૭૦/-; **જે કર ઝુલાવે પારણું** : લે.-ડૉ.પ્ર.ન.જોશી, અનુવાદક-રશ્મિન્ મહેતા, કિં. રૂ. ૫૫/-; **અપ્રગટ, જયંત કોઠારી** : સંપાદક-નિખિલ કોઠારી, કિં. ૧૦૦/-.

**રાખનું પંખી** : લે. રમણલાલ સોની, પ્ર.: ડૉ. રેણુકા શ્રીરામ સોની, સુતરિયા હાઉસ, ત્રીજો માળ, ભાઈકાકા ભવન પાસે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦૦૦૬. કિં. રૂ. ૩૦૦/-; **શ્રી ભગવતીસૂત્ર-વંદના** : સં. પૂજ્ય આચાર્યશ્રી વિજયપ્રદ્યુમ્નસૂરિ મહારાજ, સહસં. કાન્તિભાઈ બી. શાહ, પ્રાપ્તિસ્થાન – શ્રી જિતેન્દ્ર કાપડિયા, અજંતા પ્રિન્ટર્સ, લાભ કૉમ્પ્લેક્સ, ૧૨/બી, સત્તર તાલુકા સોસાયટી, પો. નવજીવન, અમદાવાદ : ૩૮૦૦૧૪ કિં. રૂ. ૪૦/-.

**સાહિત્યસૂચિ** : સંપા. દર્શના કોઠારી, પ્ર. શ્રુતજ્ઞાન પ્રસારક સભા, અમદાવાદ, કિંમત રૂ. ૪૦/-; **હોઠ પર પડી તિરાડ** (ભૂકંપવિષયક ગઝલસંગ્રહ) : લે. સૈયદ શકીલ, પ્ર. જગદમ્બા પ્રકાશન પ્રા. લિ., હેતલ એપાર્ટમેન્ટ-૨, તાડવાડી, રાંદેર રોડ, સુરત, કિંમત રૂ. ૫૦/-.

**અને**

**મંદિરની પછી તે** : લે. રઘુવીર ચૌધરી, પ્ર: રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદા સાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯. કિં. રૂ. ૧૧૦/-; **કોરેલ ગ્રામ અને નિરુપમા દેવી** : અનુવાદ : નિરુપમ-અજિત શેઠ, પ્ર:. સંગીત ભવન ટ્રસ્ટ, ઇસ્માઇલ બિલ્ડીંગ, ફલોરા ફાઉન્ટન, મુંબઈ-૪૦૦૦૧. કિં. રૂ. ૫૦/-; **એકલું તમને લાગે ત્યારે....!** : લે. પ્ર. પ્રકાશ નાગર, ૨/૯, ગાયત્રીનગર, 'માનકૃપા', રાજકોટ-૩૬૦૦૦૨. કિંમત રૂ. ૫૦/-; **કવિરત્ન ભકતશ્રી દયારામ** : સંપા. વીણા શેઠ, પ્ર. આં.પુ.વૈ.પરિષદ, મણિનગર મહિલા શાખા, "કૃષ્ણાશ્રય", ૨, શ્રીનાથ એપાર્ટમેન્ટ્સ, જયંત પાર્ક, મણિનગર, અમદાવાદ-૩૮૦૦૦૮. કિંમત રૂ. ૧૫/-; **ગુંજન** : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. -; **સ્પન્દનવન** : પ્રજ્ઞા દીપક વશી, પ્ર. ધ્વનિ પ્રકાશન, સી/૧૪, મુક્તાનંદનગર, સરદાર બ્રીજ સર્કલ પાસે, સુરત-૩૯૫૦૦૯. કિં. રૂ. ૮૦/-; **શ્રી અરવિંદના પ્રકાશમાં સાધનાપથનું પ્રથમ પગલું** : સંકલન કર્તા અને પ્ર. કાંતિલાલ મ. જોષી, ૩૧, અમરજ્યોત સોસાયટી, ઇન્દ્ર કોમ્પ્લેક્ષ સામે, લાલબાગ રોડ, વડોદરા-૩૯૦૦૦૪. કિં. નથી.



## સાભાર સ્વીકાર

**સાહિત્ય સંકુલ** (ચૌટાબજાર, સુરત-૩૯૫૦૦૩)નાં

**તમારા પ્રતિસ્પર્ધીને ઓળખો ને સફલ થાઓ** : લે. જનક નાયક, કિં. રૂ. ૫૦/-; **મિત્રો બનાવો ને લોકપ્રિય બનો** : લે. અને કિં. ઉપર મુજબ; **સફળ થવું અઘરું નથી** : લે. અને કિંમત ઉપર મુજબ; **ચિંતા છોડો, નિરાંતે ઊંઘો** : લે. અને કિં. ઉપર મુજબ; **તમે અને તમારો આખો દિવસ** : લે. અને કિંમત ઉપર મુજબ; **સુખી જીવો, લાંબુ જીવો** : લે. અને કિંમત ઉપર મુજબ; **બૃહદ સુવાક્યસંચય** : સંપાદક : શાંતિલાલ શાહ, પ્ર. ઉપર મુજબ કિંમત રૂ. ૩૫૦/-

**ગુજરાતનું પંખીજગત** : (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ - ૧૦૩૬) : લે. લાલસિંહ રાઓલ, પ્ર. પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિઅલ બિલ્ડીંગ, નેતાજી સુભાષ રોડ, ચર્નીરોડ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂ. ૬/-; **દવાની સારી માઠી અસર** : (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૩૭) : લે. ડો. કેતન ઝવેરી, પ્ર. અને કિંમત ઉપર મુજબ; **ભારતનાં ઉત્તમ બાળ-ચલચિત્રો** : (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૩૮) : લે. અમૃત ગંગર, પ્ર. અને કિંમત ઉપર મુજબ;

**વહાલું વાસીદું** : લે. 'સહૃદય' જગદીશ એન. શેલત, પ્ર. : શ્રીમતી સંધ્યા વીરેન્દ્ર દવે, 'સુલભ'-'એ' ૩૦૩, રવીન્દ્રનગર પાસે, તીથલરોડ, વલસાડ-૩૯૬૦૦૧ અને શ્રીમતી નીલમ રાજેન્દ્ર જોશી, ૧૦, જયમાલા સોસાયટી, ઇસનપુર રોડ, અમદાવાદ-૩૮૨૪૪૩, કિં. રૂ. ૧૩૦/-; **बिखरी पंखुडियाँ** : सहृदय जगदीश, एन. शेलत, प्रः- श्रीमती मल्लिका रसेस अध्वर्यु, श्री रमेश पोपटलाल अध्वर्यु, ९, ओलमपिआ बुलवर्ड, परामस, गार्डन-स्टेट, एन.जे-०७६५२, किं. रू. ३०/-; **તેજોમયી** : સંપાદન : વિનોદ મેઘાણી, પ્ર. સ્પેરો, બી-૩૨, જીતનગર, વરસોવા, મુંબઈ-૪૦૦૦૬૧, કિં. રૂ. ૧૫૦/-; **કલાધરી** : સંપાદક, પ્રકાશક અને કિંમત ઉપર મુજબ; **અસ્મિતા** : લે. જયંત જી. ગાંધી, પ્ર. શ્રીમતી લતા જ. ગાંધી, ૫૭, દુર્વેશનગર ''ઓમ જલનિધિ'', જૂનાગઢ-૩૬૨૦૦૧, કિં. રૂ. ૧૮/-; **પુષ્ટિ સુધાબિંદુ** : લે. ઉપર મુજબ, પ્ર.- પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કોર્પો. સામે, ઢેબરરોડ, રાજકોટ, કિં. રૂ. ૪૫/-.

## બોલ માલમ, બોલ !

મારે તો મન બાઈ, રેતીને છીપોને ભરતીને ઓટોને
બાથુંમાં લઉં ઈ જ દરિયો,
બોલ માલમ, તું બોલ, આ રેતીને છીપોને ભરતીને ઓટોને
આંખ્યુંમાં લઈ કેમ તરિયો ?

છીપલાં વીણ્યાનું સુખ માછલાને એવું કે ખાડીની બા'ર ન આવ્યા,
ઝાંઝેરાં ફીણને દરિયો માનીને અમે છીપલાંનાં હોડકાં હલાવ્યાં.
માટીના પિંડોમાં, શમણાંના સંગાથે કાયાની માયા લૈ
મારા હોવાને ન મળિયો.....

આભલાં ભર્યાનું ઘેન ચાકળાને એવું કે મોતીના ચંદરવા બાળ્યા,
આછેરી ચાંદનીમાં ચહેરાને જોયો ને સપનાનું સુખ માંગી લાવ્યા.
ન્હાનેરા જીવને, ચમકીલી કાયાનો મઠિરા વેણ થકી
ડંખીલો કેફ કેમ ચડિયો ?...

દેવેન શાહ

## નિયતિ

નાગ-ફેણને શીતલ છાંયે
મૂષક નીંદર માણે !
એવી અમારી નિયતિ સમજો,
અમૃત કાણા ભાણે !
મહાસાગરનાં મોંઘાં મોતી
વર્જી કોડી-કામણ !
અંતર્-દીપ છતાંયે અંધા !
જીવતરની રામાયણ !
સત્યે જય ને ધર્મે ધીંગા:
એ મહાભારત શીખ,
નર-કુંજરના ભેદ ભૂલીને
પીયૂષ-ધોળ્યાં વિખ.
પારસમણિને વાટકે માગી
જિન્દગીભર રે ભીખ !
ત્હારા ચરણ-કમલમાં મુક્તિ:
જાણી-પ્રમાણી ન શીખ,
નાગ-ફેણને શીતલ છાંયે
હાલાહલ રે વિખ !

'અનામી'

Uddesh (A literary, cultural monthly), May - 2002 ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No. 188 R. No. GUJ 356/2002

શરીરને કંકણની ઉપમા આપી છે, તે સાચી જ છે. જેટલીવાર કંકણને ફૂટતાં લાગે છે તેટલી પણ શરીરને નથી લાગતી. જતનથી રાખીએ તો કાચનું કંકણ દિર્ઘાયુ નભી શકે.

- મહાત્મા ગાંધી (ગંગાબેનને પત્રો-તા. ૮-૫)



# વિહંગ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક અગિયારમો જૂન : ૨૦૦૨

તંત્રી

રમણલાલ જોશી

૧૪૩



# ઉદ્દેશ

વર્ષ : બારમું　　અંક : અગિયારમો　　સળંગ અંક : ૧૪૩

## અનુક્રમ : જૂન ૨૦૦૨



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦, ૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪ ફોન . ૨૧૬ ૭૬૦૩

### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (એરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય . રૂા. ૧,૫૦૦
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
  ફોન . ૭૯૧૯૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે .

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ 001
ફોન . ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ 001
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.

ધર્મ, સંસ્કૃત-પાલિ જેવાં અભ્યાસક્ષેત્રોનાં વિદુષી અને સંસ્કારપ્રેમી ભારતીય પ્રજાનાં શ્રદ્ધાજનો પૈકી એક એવાં દુર્ગાતાઈની વિદ્યાક્ષેત્રને પડેલી ખોટ ઝટ પુરાય તેમ નથી.

૧૯૭૭માં ગુજરાતી સાહિત્ય પરિષદ પરિસરમાં ભૂમિપૂજન નિમિત્તે પધારેલાં દુર્ગાતાઈનું પુણ્યસ્મરણ કરીને આ સભા ગુજરાતના સૌ સંસ્કારપ્રેમીઓ અને વ્યાપક વિદ્યાસમાજ વતી સદ્ગતને શ્રદ્ધાંજલિ અર્પે છે.

## આકાશવાણી–રાજકોટ કેન્દ્રે મેળવેલા એવૉર્ડ્ઝ

આકાશવાણી રાજકોટ કેન્દ્રે મેળવેલા એવૉર્ડ્ઝની યાદી પ્રગટ થઈ છે. એમાં સર્વશ્રી નરોત્તમ પલાણ, ડૉ. યજ્ઞેશ દવે, દિલીપ જોશી, સલીમ સોમાણી અને ધીરજ ગોસાંઈએ લખેલી વિવિધ કૃતિઓને પુરસ્કારો પ્રાપ્ત થયા છે. લેખકો અને પ્રસ્તુતકર્તાઓને અભિનંદન.

## ભાયાણીસાહેબના પત્રોનું સંપાદન

સદ્ગત વિદ્યાપુરુષ ડૉ. હરિવલ્લભ ભાયાણી ઉપર આવેલા અને તેમના અન્યને લખેલા પત્રોનું સંપાદન હાથ ધરવામાં આવ્યું છે. સદ્ગત ભાયાણીસાહેબને ત્યાં પડેલી સાહિત્યસામગ્રીમાંથી તેમના ઉપર આવેલા અસંખ્ય પત્રો મળ્યા છે, પણ તેમણે અન્ય વિદ્વદ્જનો પર લખેલા પત્રો જે તે વિદ્વદ્જન પાસે જ હોય તે સમજી શકાય તેવું છે. ભાયાણી-સાહેબના આવા પત્ર કે તેમના પર લખેલા કોઈ પત્રની નકલ આપની પાસે હોય તો મૂળ પત્ર તમારી પાસે રાખી, તેની ઝેરોક્સ નકલ નીચેના સરનામે પંદરમી ઑગસ્ટ પહેલાં મોકલી આપવા વિનંતી છે. આ પ્રકારનું સાહિત્ય ઘણું ઉપયોગી થાય તે આપ સ્વીકારશો. તે કાર્યમાં આપ મદદરૂપ થશો જ એવી શ્રદ્ધા છે. પત્રની ઝેરોક્સ મોકલવાનું સરનામું . ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ., ૧-૨ અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬. અને ૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨.

## નવોદિત કવિઓ માટે કાવ્યસ્પર્ધા-૨૦૦૨

કલાગુર્જરી (સ્થાપક સંસ્થા) દ્વારા આયોજિત 'વિમળાબેન ગોરધનદાસ સૂચક નવોદિત કવિઓ માટેની કાવ્યસ્પર્ધા ૨૦૦૨'નું આયોજન રવિવાર તારીખ ૧૧-૮-૨૦૦૨ના રોજ સવારે ૧૦.૦૦ કલાકે કલાગુર્જરી સંસ્થા કાર્યાલય, દશરથલાલ જોષી પુસ્તકાલય, સ્ટેશન રોડ, વિલે પાર્લે (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૫૬ ટેલિફોન નં. ૬૧૮૮૪૫૨ કાર્યાલયમાં કરવામાં આવ્યું છે. આ સ્પર્ધા માટે વયમર્યાદા નથી. કૃતિઓના સર્જકે સ્પર્ધાના ઉપરના સ્થળે હાજર રહી પોતાની કૃતિઓનું પઠન કરવાનું રહેશે. અને પ્રવેશપત્ર અને સ્પર્ધકની કૃતિઓ સંસ્થા કાર્યાલયમાં તારીખ ૨૯-૭-૨૦૦૨ સુધી પહોંચાડવાની રહેશે.

## બે લેખકોનું દુઃખદ અવસાન

વાર્તાકાર શ્રી લક્ષ્મીકાન્ત બી. વ્યાસ અને 'બુદ્ધિધન' સામાહિકના તંત્રી અને ગઝલકાર શ્રી રમેશ પંડ્યા 'આરસ'નું તાજેતરમાં વડોદરા મુકામે દુ:ખદ અવસાન થયું છે. પ્રભુ આ બંનેના આત્માને ચિરશાંતિ અર્પે એવી પ્રાર્થના.



## વેશ

(છન્દ : ત્રિપદી ખાંયણાં)

*કેટલા વેશ ધરી જગમાં હરિ ખેલે,*
*જાતને પોતે જ ભૂલે,*
*નવેલા સ્વાંગમાં.*

*પિણ્ડમાં આવેલ પ્રાણ તે હસે, રડે;*
*સુખની શોધ ? શું નડે ?*
*ન ઇચ્છ્યું સાંપડે.*

*વેશ ધર્યાના ઊતરશે જ્યાં વાઘા,*
*કશાયના નહિ લાંઘા,*
*નિજી વૈકુણ્ઠમાં.*

**રાજેન્દ્ર શાહ**



# 'ગીતાંજલિ' – રવીન્દ્રનાથનો પર્યાય

નિરંજન ભગત

શું ભારતમાં કે શું વિશ્વમાં રવીન્દ્રનાથ એટલે 'ગીતાંજલિ' અને 'ગીતાંજલિ' એટલે રવીન્દ્રનાથ એવું સમીકરણ આજે પણ પ્રચલિત છે. આ 'ગીતાંજલિ'. એટલે બંગાળી 'ગીતાંજલિ' નહિ, પણ અંગ્રેજી 'ગીતાંજલિ' વિશ્વને અને ભારતને-અરે, સ્વયં બંગાળને પણ - એક મહાન પ્રતિભાશાળી વિશ્વકવિ તરીકેનો રવીન્દ્રનાથનો પ્રથમ પરિચય ૧૯૧૨-૧૯૧૩માં અંગ્રેજી 'ગીતાંજલિ' દ્વારા થયો હતો. રવીન્દ્રનાથ સર્વતોમુખી પ્રતિભા હતા, 'નાના રવીન્દ્રનાથ' હતા. એમણે કવિતા, નાટક, નવલકથા, ટૂંકી વાર્તા, નિબંધ, પ્રવાસ, પત્ર આદિ અનેક સાહિત્યસ્વરૂપોમાં – એક મહાકાવ્યના અપવાદ સાથે - સર્જન કર્યું છે, અને વિપુલ સર્જન કર્યું છે. સાહિત્ય ઉપરાંત એમણે સંગીત અને ચિત્રની કળાઓમાં પણ સર્જન કર્યું છે અને એટલું જ વિપુલ સર્જન કર્યું છે. આજે ૨૦૦૨માં રવીન્દ્રરચનાવલિના ૨૮ ગ્રંથો, રવીન્દ્રપત્રાવલિના ૨૮ ગ્રંથો, ૨,૦૦૦ ગીતો અને ૩,૦૦૦ ચિત્રો સુલભ છે. છતાં આજે પણ રવીન્દ્રનાથના આ વિવિધ અને વિપુલ સર્જનરાશિમાં અંગ્રેજી 'ગીતાંજલિ'નું વિરલ અને વિશિષ્ટ સ્થાન છે. ૧૯૧૨માં અંગ્રેજી 'ગીતાંજલિ'નું પ્રકાશન થયું તે પૂર્વે વિશ્વને અને ભારતને પણ રવીન્દ્રનાથનો કોઈ પરિચય્ ન હતો. ૧૯૧૨ પૂર્વે રવીન્દ્રનાથના એક પણ સાહિત્યગ્રંથનો ભારતની કે વિશ્વની કોઈ પણ ભાષામાં અનુવાદ થયો ન હતો અને એનું પ્રકાશન થયું ન હતું. ૧૯૧૨ પૂર્વે રવીન્દ્રનાથે બંગાળી ભાષામાં કવિતા, નાટક, નવલકથા, ટૂંકી વાર્તા, નિબંધ, પ્રવાસ, પત્ર આદિ વિવિધ સાહિત્યસ્વરૂપોમાં સર્જન કર્યું હતું અને એનું પ્રકાશન પણ કર્યું હતું. પણ બંગાળમાં જ ધાર્મિક, સામાજિક, રાજકીય એવાં વિવિધ કારણે રવીન્દ્રનાથ સર્વસ્વીકૃત સર્જક ન હતા, વિવાદગ્રસ્ત સર્જક હતા. ક્યારેક તો વ્યક્તિ રવીન્દ્રનાથ અને એમના કાર્યનો મોટા ભાગના બંગાળીઓએ જાહેરમાં તિરસ્કાર કર્યો હતો, એક અતિસીમિત મિત્રવર્તુળે અને સાહિત્યવર્તુળે જ એમનો પુરસ્કાર કર્યો હતો.

'ગીતાંજલિ' (હવે પછી આ પ્રસ્તાવનામાં 'ગીતાંજલિ' એટલે અંગ્રેજી 'ગીતાંજલિ')માં રવીન્દ્રનાથનું મૃત્યુંજયી રૂપ છે. શૈશવમાં એમને એકલતાનો અનુભવ હતો. એમની આત્મકથા 'જીવનસ્મૃતિ' (૧૯૧૨)માં એમણે એમની એકલતાનો વિગતે ઉલ્લેખ કર્યો છે. ભર્યુંભર્યું ઠાકુરકુટુંબ, ભર્યુંભર્યું કલકત્તા નગર, એમાં એમનો જન્મ થયો હતો. ભર્યુંભર્યું એમનું જીવન – અસંખ્ય વ્યક્તિઓ અને વ્યવહારો, પ્રવૃત્તિઓ અને પ્રવાસોથી સભર એવું ૮૦ વર્ષનું એમનું દીર્ઘ જીવન હતું. છતાં અથવા તો એથી જ એમના જીવનમાં એકલતા હતી. એનાં અનેક કારણો હશે, પણ એમાં એક મુખ્ય કારણ એમનો મૃત્યુનો અનુભવ. રવીન્દ્રનાથને માટે મૃત્યુ એ માત્ર કવિતાનો વિષય જ ન હતો. એ જીવનનો ગૂઢ અને ગાઢ અનુભવ હતો. મૃત્યુની ગહનગભીર છાયામાં જ એમનું જીવન સતત ફૂલ્યું-ફાલ્યું અને ફળ્યું હતું. જીવનના આરંભે જ, ૨૪ વર્ષની વયે જીવનની વસંતમાં જ એમને એમના જીવનનો કરુણમાં કરુણ અનુભવ, મૃત્યુનો અનુભવ થયો હતો. એથીસ્તો એક ગીતમાં એમણે ગાયું છે, "રોદનભરા એ બસંત....", એમની વસંત રુદનભરી વસંત હતી. ૧૮૮૪માં એમના મોટા ભાઈ જ્યોતિરિન્દ્રનાથનાં પત્ની કાદંબરીદેવી (જ. ૧૮૫૯)નું ૨૫ વર્ષની વયે ઓચિંતું, અકસ્માત્ રહસ્યમય મૃત્યુ થયું. કાદંબરીદેવી રવીન્દ્રનાથથી વયમાં બે વર્ષ મોટાં હતાં. એ સંવેદનશીલ અને કલ્પનાશીલ હતાં, નિઃસંતાન અને એકાકી હતાં. એ કવિતા -સવિશેષ બંગાળી કવિતા–નાં પ્રેમી હતાં. કવિતા એ કાદંબરીદેવી અને રવીન્દ્રનાથના સમાન રસનો વિષય હતો. એમનો ૧૬ વર્ષ જેટલા દીર્ઘ સમયનો સંબંધ આધ્યાત્મિક આત્મીયતાનો સંબંધ હતો. જેને નામ ન આપી શકાય, રવીન્દ્રનાથના જીવનમાં એનો જે અર્થ હતો, એનું જે મૂલ્ય હતું એ વાણીમાં વ્યક્ત ન થાય એવો આ સંબંધ હતો. કાદંબરીદેવીનું મૃત્યુ એ રવીન્દ્રનાથના જીવનની મોટામાં મોટી કરુણતા હતી. કાદંબરીદેવીએ રવીન્દ્રનાથને જે આપ્યું હતું તે કોઈ મર્ત્ય મનુષ્યે એમને પૂર્વે કે પછી જીવનમાં ક્યારેય આપ્યું ન હતું. કાદંબરીદેવીના અચાનક મૃત્યુ પછી રવીન્દ્રનાથના જીવનમાં ઘોર અંધકાર હતો. એમની આસપાસનું વિશ્વ તો

એવું ને એવું હતું, માત્ર એક પ્રિયજન જ હવે એમાંથી સદાયને માટે સ્વપ્નની જેમ લુપ્ત થયું હતું. આ અંધકારમાં જ એમને જીવનનું એક અદ્‌ભુત દર્શન થયું હતું. આ જીવન શાશ્વત નથી એવું જીવનનું સત્ય મૃત્યુએ પ્રગટ કર્યું. મૃત્યુ એ જીવનમાંથી મુક્તિ છે. મુક્તિના આ દર્શન પછી એમને પરમ શાશ્વત શાંતિનો અનુભવ થયો હતો. એમને જીવન અને મૃત્યુનું એમના સમતોલ પરિપ્રેક્ષ્યમાં દર્શન થયું હતું. જીવનને અને જગતને એમની પરિપૂર્ણતામાં જોવા-જાણવાનું અને માણવા-પ્રમાણવાનું દર્શન થયું હતું. એમાં મૃત્યુના શાશ્વત પટ પર ક્ષણિક જીવનનું ચિત્ર અંકાયું હતું. આ મૃત્યુમાં એમને જીવનના સત્ય, શિવ અને સુન્દર સ્વરૂપનો અનુભવ થયો હતો. રવીન્દ્રનાથના એકાકી જીવનમાં માત્ર એક જ સ્ત્રી – કાદંબરીદેવી – હતી. અન્ય કોઈ સ્ત્રી માટે એમના હૃદયમાં સ્થાન ન હતું, એટલું જ નહિ, અન્ય કોઈ સ્ત્રી એમના હૃદયમાંથી કાદંબરીદેવીને દૂર કરી શકે એમ ન હતી, વિક્તોરિયા ઓકામ્પો પણ નહિ. વિક્તોરિયા ઓકામ્પો રવીન્દ્રનાથના પ્રેમમાં હતાં અને રવીન્દ્રનાથ એમના પ્રેમમાં હોય એવી એમની તીવ્ર ઝંખના હતી. એથી ૧૯૨૫માં રવીન્દ્રનાથે એમને એક પત્રમાં લખ્યું હતું, "તેં અનેક વાર જોયું છે કે હું ઘરને યાદ કરું છું, પણ તે ભારતને કારણે નહિ, પણ મારા હૃદયમાં એક શાશ્વત સત્ય છે, જેમાં હું મારી અંતરતમ સ્વતંત્રતાનો અનુભવ કરું છું એ કારણે.... મારી આ સ્વતંત્રતાનો ત્યાગ કરવા માટે હું સ્વતંત્ર નથી, કારણ કે આ સ્વતંત્રતા પર એકમાત્ર મારા પરમેશ્વરનો જ અધિકાર છે." કાદંબરીદેવી, કાદંબરીદેવીનું મૃત્યુ અને એ મૃત્યુને કારણે રવીન્દ્રનાથના જીવનમાં એકલતા અને કરુણતાનો અનુભવ રવીન્દ્રનાથનાં અનેક સર્જનોમાં સતત પરોક્ષપણે પ્રગટ થતો રહ્યો હતો. 'નષ્ટનીડ' અને 'છબિ'માં તો એ પ્રત્યક્ષપણે પ્રગટ થયો છે. રવીન્દ્રનાથે કાદંબરીદેવીના મૃત્યુના અનુભવ વિશે એમની આત્મકથા 'જીવનસ્મૃતિ'માં લખ્યું છે, "પરંતુ ૨૪ વર્ષની વયે મને મૃત્યુનો જે પરિચય થયો તે સ્થાયી પરિચય હતો. તે પછી પ્રત્યેક મૃત્યુના શોકની સાથે એ મળી-ભળી ગયો છે. એને અશ્રુની માળામાં ગૂંથીને એ માળાને હું લાંબી ને લાંબી બનાવતો રહ્યો છું."

૧૮૮૪માં કાદંબરીદેવીનું મૃત્યુ થયું પછી ૧૮ વર્ષ પછી ૧૯૦૨થી ૧૯૦૭ લગીનાં પાંચ વર્ષમાં રવીન્દ્રનાથને ચાર આત્મીયજનોનાં મૃત્યુનો કરુણ અનુભવ થયો હતો. ૧૯૦૨માં પત્ની મૃણાલિનીદેવી (જ. ૧૮૭૩)નું ૨૯ વર્ષની વયે કલકત્તામાં ડૉક્ટરો જાણી ન શક્યા એવા રોગથી મૃત્યુ થયું. ત્યારે રવીન્દ્રનાથનું ૪૧ વર્ષનું વય. એમનું લગ્ન ૧૮૮૩માં, ત્યારે રવીન્દ્રનાથનું ૨૨ વર્ષનું વય અને મૃણાલિનીદેવીનું ૧૦ વર્ષનું વય. મૃણાલિનીદેવી રવીન્દ્રનાથથી ૧૨ વર્ષ નાનાં. એમનું ૧૯ વર્ષનું લગ્નજીવન. એમાં એમને પાંચ સંતાનો – માધુરીલતા, રથીન્દ્રનાથ, રેણુકા, મીરા અને શમીન્દ્રનાથ. ૧૯૦૨માં રવીન્દ્રનાથ વિધુર થયા ત્યારે એમની સૌથી મોટી પુત્રી માધુરીલતાનું ૧૬ વર્ષનું વય અને એમના સૌથી નાના પુત્ર શમીન્દ્રનાથનું ૮ વર્ષનું વય. આમ, મૃણાલિનીદેવીના મૃત્યુ પછી રવીન્દ્રનાથને ૪૧ વર્ષની વયે પિતા ઉપરાંત ૮થી ૧૬ વર્ષની વચ્ચેની નાની વયનાં પાંચ સંતાનોની માતા તરીકેનું કર્તવ્યપાલન કરવાનું થયું હતું. મૃણાલિનીદેવીના મૃત્યુ પછી તરત જ રવીન્દ્રનાથે 'સ્મરણ' કાવ્યસંગ્રહમાં ૨૭ કાવ્યોમાં મૃણાલિનીદેવીને અને એમના ૧૯ વર્ષના લગ્નજીવનને અંજલિ આપી હતી. મૃણાલિનીદેવીના મૃત્યુ પછી તરત જ ૧૯૦૩માં વચેટ પુત્રી રેણુકાનું ૧૪ વર્ષની વયે કલકત્તામાં ક્ષયથી મૃત્યુ થયું. ત્યારે એમણે 'શિશુ' કાવ્યસંગ્રહમાં કાવ્યો રચવાનો આરંભ કર્યો હતો. ૧૯૦૫માં પિતા દેવેન્દ્રનાથ (જ. ૧૮૧૭)નું ૮૮ વર્ષની વયે મૃત્યુ થયું. ૧૯૦૭માં સૌથી નાના પુત્ર શમીન્દ્રનું ૧૩ વર્ષની વયે મુંગેરમાં કૉલેરાથી મૃત્યુ થયું.

રવીન્દ્રનાથના જીવનમાં ૧૯૦૧થી ૧૯૧૦ લગીના આ દાયકામાં આંતરજીવનની આ કરુણતાના અનુભવની સમાંતર બાહ્ય જગતમાં પણ એમને આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં કરુણતાનો અનુભવ થયો હતો. ૧૯૦૧માં એમણે શાંતિનિકેતનની સ્થાપના કરી હતી. એમાં ત્રિપુરાના મહારાજાની સહાય હતી. પૈતૃક વારસા તરીકે ૧,૨૫૦-૧,૫૦૦ રૂપિયાની માસિક આવક હતી, એ કુટુંબના સંચાલન માટે પર્યાપ્ત હતી. શાંતિનિકેતનના સંચાલન માટે એટલું ધન પર્યાપ્ત ન હતું. તરત જ ૧૯૦૨માં એમણે પોતાનું ઘડિયાળ, પુરીનું સમુદ્રતટ પરનું પોતાનું ઘર અને પોતાની અંગત લાઇબ્રેરીમાંથી કેટલાંક પુસ્તકો વેચ્યાં હતાં. પત્ની મૃણાલિનીદેવીએ પણ પતિને સહાયરૂપ થવા પોતાના દાગીના વેચ્યા હતા. ૧૯૦૪માં 'હિતવાદી'ને સૌ ગદ્યસ્વરૂપના ગ્રંથોનો કૉપીરાઈટ મર્યાદિત આવૃત્તિનો સંચય કરવા માટે ૨,૦૦૦ રૂપિયાની રૉયલ્ટીથી વેચ્યો હતો.

૧૯૦૪થી ૧૯૦૭ લગી, ૩ વર્ષ લગી રવીન્દ્રનાથ 'સ્વદેશી'ના સામાજિક આંદોલનમાં અને 'બંગભંગ'ના

રાજકીય આંદોલનમાં પ્રમુખ પ્રેરણામૂર્તિ હતા, આ બંને આંદોલનોમાં એ સંપૂર્ણપણે સક્રિય હતા. 'સ્વદેશી' એ સ્વાશ્રય અને રચનાત્મક કાર્ય દ્વારા ગ્રામીણ સ્વદેશી સમાજનું સર્જન કરવાનું આંદોલન હતું. 'બંગભંગ' એ અંગ્રેજોના અમાનુષી અત્યાચારના પ્રતિકારનું સવિનય અસહકારનું આંદોલન હતું. ૧૯૦૫ના ઑક્ટોબરની ૧૬મીએ ભારતના વાઇસરૉય લૉર્ડ કર્ઝને બંગાળનું વિભાજન કરવાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું અને ભારતની બે પ્રમુખ ધર્મજાતિઓનું વિભાજન કરવાનો આરંભ કર્યો. 'સ્વદેશી' આંદોલનમાં કોઈ નેતા ન હતો અને એકબે ગામો સિવાય સમગ્ર ભારતના ગ્રામપ્રદેશના નેતા થવા માટેનો પોતાને અવકાશ ન હતો, વળી કાર્યકરોને રચનાત્મક કાર્યક્રમમાં રસ ન હતો એ કારણે તથા 'બંગભંગ'ના આંદોલનમાં નિર્લજ્જ નેતાઓમાં સ્વાર્થ અને સંકુચિતતા, દંભ અને દ્વેષનાં દોષો અને દૂષણો હતાં અને હિન્દુ-મુસ્લિમ હુલ્લડોમાં ધાર્મિક હિંસા તથા વિપ્લવવાદીઓમાં રાજકીય હિંસા હતી એ કારણે ૧૯૦૭માં રવીન્દ્રનાથ આ બંને આંદોલનો વિશે નિર્ભ્રાંત થયા હતા અને ત્રણ જ વર્ષમાં અંતે એમાંથી નિવૃત્ત થયા હતા.

આંતરજીવન અને બાહ્યજગતના આ કરુણ અનુભવોની પરાકાષ્ઠાની ક્ષણે ૧૯૦૯-૧૯૧૦માં, ૨ વર્ષમાં શાંતિનિકેતન અને શિલાઈદહમાં રવીન્દ્રનાથે બંગાળી 'ગીતાંજલિ'નાં ૧૫૭ કાવ્યો રચ્યાં હતાં. 'નૈવેદ્ય' (૧૯૦૧), 'સ્મરણ' (૧૯૦૨), 'ઉત્સર્ગ' (૧૯૦૩) અને 'ખેયા' (૧૯૦૫) - આ ચાર કાવ્યસંગ્રહોમાં બંગાળી 'ગીતાંજલિ'ની પૂર્વભૂમિકા છે.

રવીન્દ્રનાથે ગાયું હતું, ''આછે દુઃખ, આછે મૃત્યુ.'' દુઃખ છે, મૃત્યુ છે - જીવનનું એ સત્ય એમણે સ્વીકાર્યું હતું. મૃત્યુનું દુઃખ એમણે અનુભવ્યું હતું. વિશ્વક્રમમાં મૃત્યુનું પણ જીવન જેટલું જ મહત્ત્વ છે, વિશ્વવ્યવસ્થામાં દુઃખને પણ સુખ જેટલું જ સ્થાન છે એ એમની સૂઝસમજ હતી. આ વિશ્વમાં દુઃખ અને મૃત્યુ છલોછલ છે. 'રોદનભરા એ બસંત.....' - વસંત પણ રુદનભરી છે એ તો રવીન્દ્રનાથ જ ગાઈ શકે. વેદનામાંથી સંવેદના અને સંવેદનામાંથી સમસંવેદનાનો એમને અનુભવ થયો હતો. પોતાના દુઃખ દ્વારા એ પારકાના દુઃખ પ્રત્યે, સમસ્ત વિશ્વના દુઃખ પ્રત્યે સંવેદન, સમસંવેદન અનુભવી શકયા હતા. આમ, દુઃખ અને મૃત્યુના અનુભવ દ્વારા એ અન્ય મનુષ્યો, પ્રકૃતિ, સમસ્ત વિશ્વ અને એ સૌના સર્જનહાર પરમેશ્વર સાથે ઐકય અનુભવી શકયા હતા. એથીસ્તો એ વિશ્વથી અલગ હતા છતાં વિશ્વ સાથે એક હતા. અને એથી જ એમની એકલતા એ શૂન્યતા ન હતી, સભરતા હતી, પૂર્ણતા હતી. પરમેશ્વરને અર્પણ કરવા જેવી જો કોઈ ભેટ મનુષ્ય પાસે હોય તો તે આંસુ ! આમ, દુઃખ અને મૃત્યુનો અર્થ એ જાણી શક્યા હતા, દુઃખ અને મૃત્યુનું મૂલ્ય એ પ્રમાણી શક્યા હતા. આ ઐકય એ જ આનંદ અને એ જ અમૃત. આ ઐકય માટે અનેક કારણો હશે, પણ એક મુખ્ય કારણ એમનો દુઃખ અને મૃત્યુનો આ અનુભવ. જીવનમાં દુઃખ છે, જગતમાં મૃત્યુ છે છતાં અથવા તો એથી જ એમના જીવનમાં આનંદ હતો. દુઃખ અને મૃત્યુની વચમાં જ દુઃખ અને મૃત્યુ દ્વારા જ એમને આનંદ અને અમૃતનો અનુભવ થયો હતો. એમની આત્મકથા 'જીવનસ્મૃતિ'માં એમણે 'મૃત્યુશોક' કંડિકામાં આ સત્ય સ્પષ્ટપણે કહ્યું છે. રવીન્દ્રનાથે જીવનના આરંભે જ વાલ્મીકિના સંદર્ભમાં 'ભાષા ઓ છંદ' કાવ્યમાં વેદનાના આ સત્યનું દર્શન કર્યું હતું, ''અલૌકિક આનંદેર ભાર/વિધાતા જાહારે દેય, તા'ર વક્ષે વેદના અપાર.'' - વિધાતા જેને અલૌકિક આનંદનો ભાર અર્પે છે તેના હૃદયમાં અપાર વેદના હોય છે. આમ, રવીન્દ્રનાથને માટે દુઃખ અને મૃત્યુ સત્ય છે, શિવ છે, સુંદર છે. રુદ્રનું દક્ષિણ મુખ રમ્ય છે એવું એમનું મૃત્યુનું દર્શન હતું. રવીન્દ્રનાથના મૃત્યુના અનુભવમાં ક્યાંય મનોરુગ્ણતા નથી, ક્યાંય હૃદયદૌર્બલ્ય નથી. એમાં દુઃખ છે છતાં એમણે મૃત્યુનો સ્વીકાર કર્યો હતો અને એ સ્વીકાર દ્વારા એ મૃત્યુને અતિક્રમી ગયા હતા. એથી એ આનંદ અને અમૃતના અધિકારી હતા. એમણે મૃત્યુમાં જીવનનો જય અનુભવ્યો હતો, જીવનની ધન્યતા, ચરિતાર્થતા અનુભવી હતી. એથી જ એ પરમ શ્રદ્ધાથી ગાઈ શક્યા હતા, ''આમિ પરાભૂત હઈબ ના'' - હું હાર માનવાનો નથી. દુઃખ અને મૃત્યુ તો ઈશ્વરનું વરદાન છે. દુઃખ અને મૃત્યુ એ ઈશ્વરેચ્છા હોય તો રવીન્દ્રનાથ એ ઇચ્છાને અધીન થયા હતા અને ગાયું હતું, ''તોબે તાઈ હોક'' - તો ભલે તેમ જ હો.

રવીન્દ્રનાથનો ધર્મ એ કવિનો ધર્મ હતો, એ માનવધર્મ હતો. રવીન્દ્રનાથે ૧૯૩૦માં એમનાં 'The Religion of Man' વ્યાખ્યાનોમાં કહ્યું છે, ''મારો ધર્મ એ કવિનો ધર્મ છે. હું જ્ઞાનમાં નહિ, દર્શનમાં એનો અનુભવ કરું છું.'' એમનો ધર્મ એમના વ્યક્તિત્વની વ્યાપ્તિ હતી. એની પ્રેરણા એમના અંગત અનુભવમાં હતી. એ એક વ્યક્તિનો અંગત ધર્મ હતો. કોઈ

ડૉક્ટરની મનાઈને કારણે પ્રવાસ મુલતવી રહ્યો હતો. આરામ અને આશ્વાસન માટે માર્ચના અંતથી મેના અંત લગી લગભગ ૨ માસ માટે એ શાંતિનિકેતનથી શિલાઇદહ ગયા હતા. એમનામાં મૌલિક સર્જનનો ભારે માનસિક શ્રમ કરવાની શક્તિ ન હતી. (જોકે આ સમયમાં એમણે 'ગીતિમાલ્ય'નાં કેટલાંક કાવ્યો તો રચ્યાં હતાં.) પણ સંપૂર્ણપણે નિષ્ક્રિય થાય તો એ ''આમિ ચંચલ'' ગાનાર રવીન્દ્રનાથ નહિ. એથી એમણે એમની પ્રિય નદી પદ્માના તટ પર ચૈત્ર માસની મોહક અને માદક ઋતુમાં બંગાળી 'ગીતાંજલિ' અને અન્ય કાવ્યસંગ્રહમાંથી કેટલાંક કાવ્યોનો અંગ્રેજીમાં ગદ્યમાં અનુવાદ કર્યો હતો. આમ, રવીન્દ્રનાથે ૫૧ વર્ષની પ્રૌઢ વયે પ્રથમ વાર જ પોતાનાં લખાણોનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો; એમની ભાષામાં કહેવું હોય તો અંગ્રેજી ભાષા સાથે 'પ્રણયચેષ્ટા' કરી હતી. એમણે જીવનભર એમનું મૌલિક સર્જન તો માત્ર બંગાળીમાં જ કર્યું હતું. રવીન્દ્રનાથને એમના અંગ્રેજી વિશે કોઈ ભ્રમ ન હતો. એ વિશે એમના મનમાં સતત ભય અને શંકાનો ભાવ રહ્યો હતો. એમણે આ અનુવાદ કોઈ ડંફાસ કે ફિશિયારી માટે નહિ, પણ ભૂતકાળમાં બંગાળી 'ગીતાંજલિ' અને અન્ય કાવ્યસંગ્રહોનાં કાવ્યો રચ્યાં ત્યારે એમાંના ભાવ અને વિચારથી જે આનંદનો અનુભવ થયો હતો એ આનંદનો પુનશ્ચ અનુભવ થાય એ માટે કર્યો હતો. સ્વસ્થ થયા પછી એ થોડાક દિવસ શાંતિનિકેતનમાં રહ્યા હતા અને ૧૯૧૨ના મેની ૨૭મીએ કલકત્તાથી સ્ટીમરમાં એમના પુત્ર રથીન્દ્રનાથ અને પુત્રવધૂ પ્રતિમાદેવી સાથે લંડન જવા વિદાય થયા હતા. અનુવાદની હસ્તપ્રત સાથે હતી. સ્ટીમર પર પણ અનુવાદનું કામ થતું રહ્યું હતું. ૧૯૧૨ના જૂનની ૭મીએ લંડનમાં આગમન થયું ત્યારે રવીન્દ્રનાથે સ્વપ્નમાં પણ કલ્પ્યું ન હતું કે આ પ્રવાસ ઇતિહાસ રચશે અને આ અનુવાદથી એમને સાહિત્ય માટેનું વિશ્વનું સર્વશ્રેષ્ઠ પારિતોષિક પ્રાપ્ત થશે.

લંડનમાં આરંભમાં એ બ્લુમ્સબરીમાં એક હૉટેલમાં રહ્યા હતા. પછી હેમ્સ્ટેડમાં ભાડાના ઘરમાં રહ્યા હતા. આરંભમાં જ પિતા-પુત્ર ચારિંગ ક્રૉસથી બ્લુમ્સબરીની અંડરગ્રાઉન્ડ - ટ્યૂબ-ટ્રેનમાં હૉટેલ પર જતા હતા ત્યારે રથીન્દ્રનાથ જેમાં અનુવાદની હસ્તપ્રત - એક માત્ર હસ્તપ્રત - હતી તે બ્રીફકેસ ટ્રેનમાં ભૂલી ગયા હતા. સદ્‌ભાગ્યે પછીથી એ બ્રીફકેસ લૉસ્ટ લગેજ ઑફિસમાંથી મળી આવી હતી. લંડનમાં રવીન્દ્રનાથને કોઈનો પરિચય ન હતો. એકમાત્ર ચિત્રકાર વિલિયમ રોથેન્સ્ટાઈનનો અલ્પ પરિચય હતો. ૧૯૧૦માં રોથેન્સ્ટાઈન જ્યારે ચિત્રકામ અંગે પહેલી અને છેલ્લી વાર ભારત આવ્યા ત્યારે કલકત્તામાં જોરાસાંકોમાં રવીન્દ્રનાથના બે ચિત્રકાર ભત્રીજાઓ - અવનીન્દ્રનાથ અને ગગનેન્દ્રનાથ - સાથે અવારનવાર એમનું મિલન થયું હતું. એમાંના એક પ્રસંગે અવનીન્દ્રનાથ મૂક શ્રોતા તરીકે ઉપસ્થિત હતા ત્યારે રોથેન્સ્ટાઈન રવીન્દ્રનાથના આકર્ષક રૂપથી અને વ્યક્તિત્વથી પ્રભાવિત થયા હતા. અને રવીન્દ્રનાથનો પેન્સિલ સ્કેચ કર્યો હતો. પણ ત્યારે રવીન્દ્રનાથ એમના સમયની એક અનન્ય અસાધારણ વ્યક્તિ છે એવો અણસાર સુધ્ધાં એમને ન હતો. પણ એ ભારતમાંથી વિદાય થયા તે પૂર્વે એમની અને રવીન્દ્રનાથની વચ્ચે થોડોક પત્રવ્યવહાર થયો હતો. એમાં એમણે રવીન્દ્રનાથનાં કાવ્યો અને વાર્તાઓના અનુવાદ વાંચવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. ૧૯૧૧માં રોથેન્સ્ટાઈન લંડન પાછા આવ્યા પછી 'મૉડર્ન રિવ્યૂ'માં એમણે રવીન્દ્રનાથની એક વાર્તાનો અનુવાદ વાંચ્યો હતો. એથી પણ એ પ્રભાવિત થયા હતા. એમણે ઠાકુરકુટુંબને એક પત્રમાં રવીન્દ્રનાથની વધુ વાર્તાઓના અનુવાદ મોકલી આપવા જણાવ્યું હતું. ઠાકુરકુટુંબે એમને વાર્તાઓના અનુવાદ નહિ, પણ અજિત ચક્રવર્તીએ રવીન્દ્રનાથનાં જે કાવ્યોના અનુવાદ કર્યા હતા એની હસ્તપ્રત મોકલી આપી હતી. એ વાંચીને રોથેન્સ્ટાઈન વધુ પ્રભાવિત થયા હતા. વળી ૧૯૧૧માં લંડનમાં રોથેન્સ્ટાઈનને એમના બે બ્રાહ્મો મિત્રો પાસેથી કવિ તરીકે રવીન્દ્રનાથ વિશે વધુ જાણવાનું થયું હતું. આમ, રવીન્દ્રનાથ અને રોથેન્સ્ટાઈનને પરસ્પરનો અલ્પ પરિચય - પ્રત્યક્ષથી વિશેષ તો પરોક્ષ પરિચય - હતો.

૧૯૧૨ના જૂનમાં એક સાંજે કોઈ એક ધન્ય ક્ષણે અનુવાદની હસ્તપ્રત રોથેન્સ્ટાઈને માંગી અને રવીન્દ્રનાથે એમના હાથમાં મૂકી હતી. એ વાંચીને આ એક મહાન કવિનાં કાવ્યો છે એવી પ્રતીતિ થવાને કારણે એ એટલા તો પ્રસન્ન થયા હતા કે એમણે તરત જ યેટ્સનો સંપર્ક સાધ્યો હતો. યેટ્સે એ હસ્તપ્રત માંગી એથી રોથેન્સ્ટાઈને એ એમને મોકલી આપી હતી. યેટ્સ પણ એ વાંચીને એટલા જ પ્રસન્ન થયા હતા. યેટ્સ લંડન આવ્યા અને બીજી વાર એ હસ્તપ્રત ધ્યાનથી વાંચીને કેટલાંક સૂચનો કર્યાં હતાં. અલબત્ત, એ સૂચનો વિશે અંતિમ નિર્ણય તો સ્વયં કવિએ જ કરવાનો હતો. યેટ્સને હસ્તપ્રતમાંનાં કાવ્યોથી જે ઉત્તેજનાનો અનુભવ થયો હતો

ારિતોષિક અર્પણ થયું એ પૂર્વે ૮ માસમાં 'ગીતાંજલિ'ની ૧૦ આવૃત્તિઓ-૧ માસમાં તો ૩ આવૃત્તિઓ-નું પ્રકાશન થયું હતું. તરત જ જિદ, યિમેનેઝ, પાસ્તરનાક, આક્માતોવા આદિ મહાન સર્જકોએ 'ગીતાંજલિ'નો અનુવાદ કર્યો હતો. પશ્ચિમના જગતમાં પ્રથમ વાર જ પૂર્વના કવિનો આવો સ્વીકાર અને પુરસ્કાર થયો હતો. એથી પશ્ચિમના જગતને ભારત તથા ભારતની સંસ્કૃતિ અને પ્રકૃતિનો પરિચય તો થયો, પણ એથીય વિશેષ તો એને પોતાની જાતનો પરિચય થયો હતો. 'ગીતાંજલિ'માં કોઈને બાઈબલનું દર્શન થયું, તો રવીન્દ્રનાથમાં કોઈને બુદ્ધ, કોઈને ક્રાઇસ્ટ ને કોઈને ડેન્ટિનું દર્શન થયું. 'ગીતાંજલિ'માં શૈલીસ્વરૂપ અને વિશેષ તો વસ્તુવિષયમાં સરળતા, સહજતા, સહૃદયતા અને વૈશ્વિક્તાને કારણે એમાં સમગ્ર મનુષ્યજાતિના હૃદયની વાણી છે એની પ્રતીતિ તથા ભારત અને ભારતનો આત્મા જીવંત છે એટલું જ નહિ, પણ જાગ્રત છે એવી પ્રતીતિનો સૌને અનુભવ થયો. રવીન્દ્રનાથ હવે વ્યક્તિ ન હતા, ભારતના પ્રતીક હતા. 'ગીતાંજલિ' દ્વારા રવીન્દ્રનાથને પ્રતિષ્ઠા અને પુરસ્કાર જ નહિ, પણ એથીયે વિશેષ તો જગતભરમાં મૈત્રી અને પ્રેમ પ્રાપ્ત થયાં હતાં. એક જ કાવ્યસંગ્રહ અને તે પણ અનુવાદ દ્વારા કોઈ કવિનો જગતભરમાં સ્વીકાર અને પુરસ્કાર થાય, કોઈ કવિને જગતના મહાન સર્જકોમાં સ્થાન પ્રાપ્ત થાય એ સાચ્ચે જ જગતકવિતાના ઇતિહાસની એક અદ્ભુત અને અભૂતપૂર્વ ઘટના છે. 'ગીતાંજલિ' સાચ્ચે જ આશ્ચર્યોનું આશ્ચર્ય છે !

એકના એક પ્રશિષ્ટ ગ્રંથનો અનુવાદ વારંવાર થવો જોઈએ, વાચકોની પ્રત્યેક પેઢી માટે નેવસરથી થવો જોઈએ. કારણ કે જીવન સતત ગતિશીલ, પ્રગતિશીલ છે. પ્રશિષ્ટ ગ્રંથ તો એનો એ જ હોય છે, પણ આવા જીવનના સંદર્ભમાં વાચકોની પ્રત્યેક પેઢીને એમાં નવો અર્થ પ્રાપ્ત થાય છે. વળી આવા જીવનના સંદર્ભમાં ભાષા એની એ રહેતી નથી, ભાષામાં લય, આરોહ-અવરોહ, લઢણ, લહેકામાં પરિવર્તન થાય છે. અનુવાદથી પ્રશિષ્ટ ગ્રંથને પણ જિવાતા જીવનના, સમકાલીન જીવનના સંદર્ભમાં નવો અર્થ, નવું પરિમાણ પ્રાપ્ત થાય છે. એથી પ્રશિષ્ટ ગ્રંથ પૂર્વે હતો એથી વધુ અર્થપૂર્ણ, વધુ સમૃદ્ધ થાય છે. અનુવાદથી પ્રશિષ્ટ ગ્રંથની શ્રી અને સૌરભ જિવાતા જીવનની, સમકાલીન જીવનની ભાષામાં પ્રગટ થાય છે એથી ભાષા પણ પૂર્વે હતી એથી વધુ સુન્દર, વધુ સમૃદ્ધ થાય છે. આમ, પ્રત્યેક નવા અનુવાદથી પ્રશિષ્ટ ગ્રંથ અને અનુવાદની ભાષા બંને સદાય તાઝે બતાઝે નૌ બનૌ રહે છે. આ અર્થમાં અનુવાદ એ માત્ર અનુ-વાદ નથી, એ અનુસર્જન છે, સહસર્જન છે.

૧૯૧૩થી ૨૦૦૨ લગીમાં, નવ દાયકામાં 'ગીતાંજલિ'ના ગુજરાતીમાં આઠેક અનુવાદો થયા છે. આ નવમો અનુવાદ છે. એક અપવાદ (જેમાં બંગાળીમાંથી ગદ્ય અને પદ્યમાં અનુવાદ છે) સાથે આ સૌ અનુવાદો અંગ્રેજીમાંથી ગદ્યમાં કરવામાં આવ્યા છે. આ અનુવાદ પણ અંગ્રેજીમાંથી ગદ્યમાં કરવામાં આવ્યો છે. અગાઉ નોંધ્યું છે તેમ, ૧૯૧૧માં રવીન્દ્રનાથે એમનાં કેટલાંક કાવ્યસંગ્રહો અને એક નાટકમાંથી મૂળ બંગાળી કાવ્યોના અંગ્રેજીમાં ગદ્યમાં અનુવાદ કર્યા હતા. એમાંથી અંગ્રેજી 'ગીતાંજલિ' માટે યેટ્સે ૧૦૩ કાવ્યો - 'ગીતાંજલિ' (૫૧), 'ગીતિમાલ્ય' (૧૭), 'નૈવેદ્ય' (૧૬), 'ખેયા' (૧૧), 'શિશુ' (૩), 'ચૈતાલિ' (૧), 'સ્મરણ' (૧), 'કલ્પના' (૧), 'ઉત્સર્ગ' (૧) અને નાટક 'અચલાયતન' (૧) - પસંદ કર્યા હતાં. આ અનુવાદમાં કાવ્યને અંતે આ અંગેની વિગતો આપી છે. આમ, અંગ્રેજી 'ગીતાંજલિ' એ સ્વયં એક અનુવાદ છે. એથી આ અનુવાદ અને અન્ય આઠ અનુવાદો એ અનુવાદનો અનુવાદ છે. અનુવાદને પણ એનો મહિમા છે. અનુવાદને પણ એનું મહત્ત્વ છે, એનું સૌંદર્ય છે. અગાઉ નોંધ્યું છે તેમ, ૧૯૧૨-૧૩માં અંગ્રેજ ભાવકો-કવિઓ પર 'ગીતાંજલિ'માં જે અંગ્રેજી ગદ્યમાં અનુવાદો છે તેની જાદુઈ મોહિની હતી. જોકે રૉબર્ટ ફ્રૉસ્ટે કહ્યું છે, "Poetry is that which gets lost in translation" - અનુવાદમાં કવિતા ખોવાઈ જાય છે. અહીં ઉમેરવું જોઈએ કે માત્ર કવિતા જ નહિ, સર્જનાત્મક ગદ્ય પણ અનુવાદમાં ખોવાઈ જાય છે. કોઈ પણ અનુવાદમાં મૂળ કૃતિની ભાષાનું સમગ્ર સૌંદર્ય પ્રગટ કરવું અશક્ય છે. એક ભાષાનું જે સૌંદર્ય હોય તે જ સૌંદર્ય અન્ય ભાષામાં પ્રગટ કરવું શક્ય નથી. અન્ય ભાષાને એનું સ્વકીય સૌંદર્ય હોય છે. આ સંદર્ભમાં કવિતા - અને સર્જનાત્મક ગદ્ય - અનુવાદગમ્ય નથી. એથી પ્રત્યેક અનુવાદ એ મૂળ કૃતિનો દ્રોહ છે, મૂળ કૃતિ પ્રત્યેનો અપરાધ છે. પ્રત્યેક અનુવાદકને લલાટે વિધાતાએ આ અભિશાપ સદાયને માટે લખ્યો છે. આનો કોઈ વિકલ્પ છે ? એક જ વિકલ્પ છે કે અનુવાદ ન કરવો. તો એ તો વધુ મોટો દ્રોહ છે, અપરાધ છે. અંગ્રેજી 'ગીતાંજલિ'ના ગદ્યાનુવાદ દ્વારા ૧૯૧૨-૧૩માં જેમ અંગ્રેજ ભાવકો-કવિઓ રવીન્દ્રનાથની કવિતા પામી શક્યા હતા

તેમ આ ગદ્યાનુવાદ દ્વારા ગુજરાતી-ભાષી ભાવકો રવીન્દ્રનાથની કવિતા પામી શકે તો એમાં ગદ્યાનુવાદની સાર્થક્તા અને સફળતા છે. આ અનુવાદકે પણ રવીન્દ્રનાથની જેમ ૫૦ વર્ષની વયે નિજાનંદે 'ગીતાંજલિ'નો અનુવાદ કર્યો છે. પણ આ પ્રકાશન અન્ય રવીન્દ્રપ્રેમી ભાવકોને એમના આ આનંદમાં જાણે કે સહભાગી થવાનું નિમંત્રણ છે.

આ પ્રકાશન એ દ્વિભાષી પ્રકાશન છે. એમાં અંગ્રેજી 'ગીતાંજલિ'નાં કાવ્યો અને એના ગુજરાતીમાં અનુવાદ એમ બે ભાષામાં પ્રગટ કર્યા છે. આજની પેઢીનો ગુજરાતીભાષી વાચક સ્વયં દ્વિભાષી છે. એને ગુજરાતી અને અંગ્રેજી બંને ભાષા એકસરખી સુગમ અને સુલભ છે. એથી એ ભાવક એકસાથે એ બંને ભાષામાં રવીન્દ્રનાથની કવિતાને પામી શકે અને એનો દ્વિગુણિત રસ અને આનંદ અનુભવી શકે એટલો અનુવાદકે એમાં અવકાશ કરી આપ્યો છે.

શૈલેશ પારેખ એમના આ અનુવાદમાં 'ગીતાંજલિ'માં રવીન્દ્રનાથનો દુ:ખ, મૃત્યુ, પરમેશ્વર, પરમેશ્વરનું સર્જન, પ્રકૃતિ અને મનુષ્યનો જે અનુભવ છે, જે ભાવ અને વિચાર છે તે ગુજરાતીમાં પ્રગટ કરવામાં સફળ રહ્યા છે એ એમની સૌથી મોટી સિદ્ધિ છે. એનું મૂળ કારણ આજની બોલાતી અને લખાતી ગુજરાતી ભાષાની એમની સૂઝસમજ છે, એના સ્વરૂપ પ્રત્યેની એમની સંવેદનશીલતા છે. 'ગીતાંજલિ'નાં કાવ્યોમાં પરિચ્છેદ છે. અહીં આ પ્રકાશનમાં 'ગીતાંજલિ' અને એના અનુવાદમાં પરિચ્છેદને સ્થાને ભાવ અને વિચારને અનુરૂપ એવા પરિચ્છેદના ખંડો છે. જેવો અનુભવ, ભાવ અને વિચાર, એવી ભાષા, એવી શિષ્ટ અને તળપદા શબ્દોની પસંદગી. એવી વાક્યરચના. એવો વ્યુત્ક્રમ, એવો લય, એવો લહેકો, એવો આરોહ-અવરોહ, એવો કાકુ – આમ, વસ્તુવિષય અને શૈલીસ્વરૂપ વચ્ચે સંવાદિતા છે. પરિણામે એમનો અનુવાદ સરલ, સહજ, પ્રવાહી અને લયવાહી થયો છે. એથી ભાવકને જાણે અનુવાદ નહિ, પણ મૌલિક કાવ્યો પોતે વાંચી રહ્યો છે એવો અનુભવ થાય છે. ભાવક અને કાવ્યો વચ્ચે જાણે કે આત્મીયતાનો અનુભવ થાય છે. એથી ભાવક જાણે કે રવીન્દ્રનાથનાં કાવ્યો નહિ, પણ પોતાનાં જ કાવ્યો વાંચી રહ્યો છે એવો અનુભવ થાય છે. આ સિદ્ધિનું રહસ્ય – રહસ્યોનું રહસ્ય – અંતે તો 'ગીતાંજલિ'નાં કાવ્યોમાં રવીન્દ્રનાથની પોતાની સરળતા અને સહજતા, વિનમ્રતા અને વૈશ્વિકતા જ છે. 'ગીતાંજલિ'નો આ અનુવાદ એક અર્થમાં રવીન્દ્રપ્રેમી શૈલેશ પારેખની રવીન્દ્રનાથને અને એમની કવિપ્રતિભાને અંજલિ છે. કોઈ પણ કવિને માટે અનુવાદ જેવી અન્ય કોઈ અંજલિ હશે ?

અહીં અંતે 'ગીતાંજલિ'નાં ભિન્ન ભિન્ન કાવ્યો ભિન્ન ભિન્ન રસરુચિના ભાવકોને કેવાં સ્પર્શી શકે છે એનાં ઉદાહરણો દ્વારા રવીન્દ્રનાથની કવિતાની વૈશ્વિકતાનો અણસારો આપવાનો પ્રયત્ન છે. કાવ્ય ૩૯, "શુષ્ક જીવને કરુણાધારા વરસાવો....." – ગાંધીજીનું આ પ્રિય કાવ્ય હતું. ૧૯૩૨માં સપ્ટેમ્બરની ૨૫મીએ પૂનામાં ગાંધીજીના આમરણાંત ઉપવાસના પાંચમા દિવસે રવીન્દ્રનાથ શાંતિનિકેતનથી પૂના ગયા હતા. અને ગાંધીજીને પારણાં કરાવ્યાં હતાં. તે પ્રસંગે મહાદેવભાઈની વિનંતીથી રવીન્દ્રનાથે આ ગીત ગાયું હતું. કાવ્ય ૬૦, "બાળકો મળતાં, અસીમ અવનિના સાગરતટે..." – યેટ્સે એમની પ્રસ્તાવનાને અંતે આ કાવ્યનું અવતરણ આપ્યું હતું, એટલું આ કાવ્ય એમને પ્રિય હતું. કાવ્ય ૬૩, "અપરિચિત મિત્રોનો પરિચય કરાવ્યો તેં....." – એઝરા પાઉન્ડનું આ પ્રિય કાવ્ય હતું. ૧૯૧૩ના નવેમ્બરની ૧૩મીએ રવીન્દ્રનાથે નોબેલ પારિતોષિક અર્પણ કરવા માટે સ્વીડિશ એકેડેમીનો આભાર માનવા તાર કર્યો હતો એમાં આ કાવ્યનો ઉલ્લેખ કર્યો હતો. કાવ્ય ૬૭, "તું છે આકાશ મારું અને તું જ મારો માળો...." – રૉબર્ટ બ્રિજીસનું આ પ્રિય કાવ્ય હતું. એમણે એમના સંચય 'The Spirit of Man'માં આ કાવ્ય પ્રસિદ્ધ કર્યું હતું. યેટ્સે પણ એમના સંચય 'The Oxford Book of Modern Verse'માં આ કાવ્ય પ્રસિદ્ધ કર્યું હતું. એટલી આ કાવ્યમાં વૈશ્વિકતા છે. કાવ્ય ૯૬, "જ્યારે હું અહીંથી જઈશ ત્યારે....." – આ કાવ્ય વિલ્ફ્રેડ ઓવનને પ્રિય હતું. આ કાવ્ય મનુષ્યમાત્રના જીવનનું ભરતવાક્ય છે.

આ અનુવાદ ગુજરાતના રવીન્દ્રપ્રેમી ભાવકોની રસરુચિનું સંતર્પણ કરશે એવી મને શ્રદ્ધા છે. *

---

* શ્રી શૈલેશ પારેખ – અનૂદિત 'ગીતાંજલિ'ની પ્રસ્તાવના.



# હોડી, સિંહ અને સફરજન

તારિણીબહેન દેસાઈ

મમ્મી સાથે મારે બહેનપણાં. સવારથી મારી હારોહાર જ, એટલે કે હું કામ ઉપર જાઉં ત્યારે મારી સાથે આવે એવું નહીં. પણ... ઘરમાં સાથોસાથ. હું કામે જાઉં ત્યારે પોતાનું બધું કામ પતાવી દે જલદી જલદી. બાકી ઘરમાં તો મારી હારે જ. દાદાજી હંમેશ કહેતા—

"તમારાં બંનેની તો ટોળી છે ટોળી. બાકી બીજાં બધાં તો છુટ્ટાં છે, પણ તમારાં બંનેની એક મંડળી છે, ભઈ !"

એટલે સુધી કે મારો કોઈ ફોન આવે કે તરત જ તે એ જ રૂમમાં આવી બેસી જાય. હું ફ્રીલાન્સ કામ કરું છું તેથી કામ માટે પણ ફોન ઘેર આવે. વળી ફ્રેન્ડ્ઝના ફોન પણ આવે. હું ફોન ઉપર વાત કરતી હોઉં ત્યારે મમ્મી ત્યાં હાજર જ થઈ જાય. મારે ફોનમાં શી વાત ચાલે છે એની પળોજણ નહીં. પણ... એને વિસ્મય ભારે.

જ્યારે એને કોઈક ટકોર કરતાં કહે-

"શું બધાંની વાતો સાંભળવામાં જીવ રાખે છે ?" ત્યારે તરત જ એ બોલે -

"હું કોઈ નોકરીધંધો કરતી નથી. પણ... મને પણ બહારની દુનિયાની વાતો જાણવાનું મન ના હોય ? તેથી તો હું જીવી જાઉં છું આનંદથી."

ને વિસ્મય જ એની જિંદગીનો પાયો.

ટેલિવિઝનના જુદા જુદા કાર્યક્રમોની ભારે શોખીન. કૌન બનેગા કરોડપતિ, છપ્પર ફાડકે, બોર્નવિટા ક્વિઝ કૉન્ટેસ્ટ વગેરેની. હૉટ સીટ ઉપર બેઠેલી વ્યક્તિ જવાબ આપે તે પહેલાં તો મમ્મી જ ફટાફટ જવાબ આપી દે. હા... માસ્ટરમાઇન્ડ નામનો બી.બી.સી. ઉપર આવતો કાર્યક્રમ એને જરા અઘરો લાગે. અમે એને કહીએ કે તું પણ આવા કાર્યક્રમોમાં ભાગ કેમ લેતી નથી ?

એના જવાબમાં તરત જ કહે—

"ના...ભાઈ, ના ! ફિલ્મ કે ક્રિકેટ ઉપરના પ્રશ્નોનો જવાબ મને ના આવડે ત્યારે મારું કેટલું બધું ખરાબ દેખાય ? પણ... તમારે બધાંએ તો પ્રયત્ન કરવો જ જોઈએ. તમને જો કોઈ વખત ના આવડે તો... તમારું બધાંનું તો ઠીક છે."

એ 'ઠીક છે'નું તો એટલે સુધી કે કોઈના લગ્નમાં જવાનું હોય ત્યારે પણ, અમે બધાં ગમે તેવું દેખાઈએ તેનો એને વાંધો નહીં; પણ.... એનું ગમે તેવું ના દેખાવું જોઈએ.

જોકે એણે પોતાના જીવનનો એક ઢાંચો બનાવ્યો હતો. એમાં બધું ફિટ થવું જોઈએ, એટલે બસ. પણ- જીવનને માણનારી જબરી, સવારનાં ચા-પાણી પીધા પછી બહુ જ ધ્યાનથી પેપર વાંચે. દસ-પંદર મિનિટ થોડુ પેપર ઉથલાવે. મુખ્ય સમાચાર ઉપર નજર નાંખી જોઈ લે. પછી એક ધ્યાનથી પેપરને જોયા કરે. ત્યારે મારા ગમે તેટલા મહત્ત્વના કામ બાબત પૂછું તોયે મારી સામે જુએ જ નહીં, ખાસ બહેનપણાં હોવા છતાં. પછી નજીક જઈને ધ્યાનથી જોઉં ત્યારે ખબર પડે કે એ તો 'શબ્દખેલ' ભરે છે ! પપ્પા જ્યારે એને વઢે-

"શું આવું અક્કલ વગરનું કામ કર્યે રાખે છે રોજ સવાર-સવારમાં !"

ત્યારે એમને ભારપૂર્વક સમજાવતાં કહેતી—

"આ તો અક્કલની રમત છે. ગણિતમાં આપણે એક્સરસાઇઝ કેવી કરતાં હતાં ને... ત્યારે જ આપણું ગણિત પાકું થતું હતું. એવી જ રીતની આ એક્સરસાઇઝ છે. અક્કલને પાકી કરવાની અને વધારવાની."

આમ એનો આખો દિવસ પસાર થઈ જાય આનંદમાં. રાત્રે અમે સૂઈએ સાથે જ. પપ્પા રાતના મોડે સુધી વાંચે એટલે તેઓ આગળના રૂમમાં સૂએ. અમે બંને સાથે જ સૂઈએ બેડરૂમમાં ડબલબેડ ઉપર.

એક દિવસ રોજની માફક મમ્મી વહેલી સૂઈ ગઈ, તરત જ ઘસઘસાટ. અને હું પણ મારું કામ પતાવી સૂવા માંડી. પછી તો ક્યારે ઊંઘ ચઢી ગઈ ખબર જ ના પડી. પણ.... મધરાત થઈ હશે અને મમ્મી તો મોટેમોટેથી બોલવા માંડી-

"બેટા...બેટા....જો.....જો... નાનકડી હોડી કેવી સરસ રીતે સરકે છે !"

હું ઝબકીને જાગી. મમ્મીની સામે જોયું.... મમ્મી તો ઘસઘસાટ ઊંઘતી હતી. ઘોરણ બોલાવતી સૂતી હતી. મને નવાઇ લાગી. તો પછી હોડીની વાત કોણે કરી ? અવાજ તો મમ્મીનો જ હતો. વળી મારી રૂમમાં તો બીજું કોઈ જ નહોતું મમ્મી સિવાય. 'મને ભ્રમ થયો હશે'- સમજી હું તો સૂઈ જ ગઈ. પછી સવાર પડી. મેં મમ્મીને એ બાબત પૂછ્યું પણ નહીં. મને કદાચ ખોટું સ્વપ્નું પણ આવ્યું હોય ને ! અને હું કામે જતી રહી.

સાંજે પાછી આવી ત્યારે મમ્મીએ રસોઈ બનાવી રાખી હતી. અમે બધાં સાથે જમવા બેઠાં. પપ્પા તો કોઈ કાર્યક્રમમાં જવાના હોવાથી બહારથી જમીને આવવાના હતા. ભાઈઓ પણ સાથે જમવામાં હતા. પછી ટી.વી.નો કાર્યક્રમ જોવા બેઠાં. શાહરુખખાનનું પિક્ચર - 'કુછ કુછ હોતા હૈ' - ચાલતું હતું. વળી જાહેરાત આવી. ત્યારે વાત નીકળી ઍક્ટરની-શાહરુખખાન તેમજ આમિરખાન વગેરેની. એટલે મમ્મી તરત જ ઊછળીને બોલી-

"તમારા આ બધા શાહરુખ....બાહરુખ તો ઠીક છે. પણ... મને તો ગમે સંજીવકુમાર. શું સરસ એની અદા ! અને લાગણીથી ભરી ભરી બોલવાની રીત ! પોતાની પત્નીને કેટલો બધો વહાલ કરત, જો... પરણ્યો હોત તો... બેટા.... નીલી ! હું જો એને પરણી હોત તો...."

"પણ.... મમ્મી ! તું એની સાથે પરણી શકી હોત કેવી રીતે ? તું ક્યાં ઍક્ટ્રેસ છે ? તને એ પસંદ જ કરત નહીં ને...."

"અરે.... પણ બધા જ ઍક્ટરો કાંઈ ઍક્ટ્રેસ સાથે જ પરણે છે એવું થોડું છે ?"

"હા... એ ખરું. પણ શું તેં એને પરણવા પ્રયત્ન કર્યો હતો ખરો ? તું એને કોઈ જગ્યાએ મળી હતી.... શું તું એને ઓળખતી હતી કે ?"

"ના...રે ના...બેટા !"

"તો... પછી એ તને કેવી રીતે પરણી શકે ?"

"આ.... તો અમસ્તી વાત. એ તો મારા કરતાં નાનો હતો."

"તે એમાં શું થઈ ગયું ? પંજાબી ભાષાનાં સુપ્રસિદ્ધ કવયિત્રી અને લેખિકા શ્રીમતી અમૃતા પ્રીતમના પતિ શ્રી ઇમરોઝ પણ એમનાથી નાના જ છે ને ?"

"મને તો શશી કપૂર પણ બહુજ ગમતો. એ તો મારા કરતાં મોટો. હવે તો બહુ જ જાડિયો થઈ ગયો છે."

"એ તો એવું છે ને કે, ઉંમર થાય તેમ દરેક વ્યક્તિ જાડી તો થવાની જ. તું પણ કેટલી બધી જાડી થઈ ગઈ છે ! જાડા-ઊંજાડીની જોડી તો ઉલટી વધારે જામત ! સારું છે ને કે પપ્પા અત્યારે ઘરમાં નથી. નહીં તો પાછા ચિઢાત. એમને તો... તું કોઈ બીજા સાથે લગ્નની વાત વિચારે તે ગમે જ નહીં. એ તો મ્યાનમાંથી તલવાર કાઢત."

પાછી બિન્ધાસ્ત તો એવી કે ન પૂછો વાત.

એક વખત અમે બધાં સાથે પિક્ચર જોવા ગયાં હતાં. ત્યારે કૉમેડિયન ઍક્ટર મુકરી પોતાના કુટુંબ સાથે પિક્ચર જોવા આવ્યો હતો. શો પૂરો થયા પછી અમે બધાં થિયેટરમાંથી બહાર નીકળ્યાં. બધાં દાદરા ઊતરી ગયાં. પણ..... મમ્મી દેખાઈ નહીં. પણ નજર પડી ત્યારે જોયું તો... મમ્મી હસતી હતી અને મુકરી સાથે દાદર ઊતરતી હતી. પપ્પા એની સામે જોયા જ કરે. ત્યારે મમ્મી આંખથી ઇશારો કરીને મુકરીને બતાવતી હતી અને હસતી હતી. નજીક આવ્યા પછી પપ્પાએ કહ્યું-

"અરે... પણ તું કેમ મોડી ઊતરી દાદર ? મારી સાથે ચાલવું જોઈએ ને ?"

"તમારી સાથે તો રોજ જ ચાલું છું, આજે વળી મુકરી સાથે ચાલી, એમાં વળી થઈ શું ગયું ?"

આનો જવાબ પપ્પા પાસે નહોતો.

આમ મનથી મઝા કરનારી જબરી. દિવસ તો ક્યાંય જતો રહેતો મમ્મી સાથે, ખબર જ પડતી નહીં. પછી રાત તો પડે જ. એટલે સૂવું પણ પડે જ. સાથે સૂઈએ પણ ખરાં.

થોડા દિવસો પછીની વાત છે, જ્યારે મમ્મી થાકીને સૂવા ગઈ. તરત જ ઊંઘી જતી હંમેશ-થાકેલી જ હોય તેથી. હું તો કમ્પ્યૂટર ઉપર કામ કરતી હતી. પણ.. હું પણ ક્યારે સૂઈ ગઈ તે ખબર જ ના પડી. પણ... મધરાત થઈ હશે ત્યારે મને સિંહની ગર્જના સંભળાઈ ! હું તો ઝબકીને જાગી. અહીં વળી સિંહની ગર્જના ક્યાંથી

સંભળાઈ ? આ કાંઈ જંગલ થોડુ જ છે ? ગર્જના સંભળાતી જ રહી. મને થયું- 'ચોક્કસ જ કમ્પ્યૂટર ચાલુ રહી ગયું હશે.' વિચારી ઊઠીને જોયું તો... કમ્પ્યૂટર તો ચાલુ હતું જ નહીં. તો... શું 'વિન્ડોઝ' નામના પેકેજની સિંહણ કમ્પ્યૂટરમાંથી બહાર નીકળી ગઈ હશે કે ?

અને મેં કમ્પ્યૂટર ચાલુ કર્યું અને સિંહણ દેખાઈ જ. એની ગર્જના પણ સંભળાઈ. પછી ચિઢાઈને કમ્પ્યૂટર બંધ કરી દીધું. કમ્પ્યૂટરની સિંહણમાં જીવ કેવી રીતે આવી ગયો અને એ બહાર નીકળી શકી ? ચિઢાઈને એ બંધ કરી દીધું, વાહિયાત વિચારને બાજુ ઉપર મૂકી ને હું પથારીમાં સૂતી. કાચી ઊંઘમાંથી ઊઠી હતી તેથી પાછી તરત જ ઊંઘ આવવા માંડી. સૂતી ના સૂતી ને પાછી ગર્જના સંભળાઈ. ચિઢાઈ... પાછું શું થયું ? સિંહણ તો કમ્પ્યૂટરમાં છે. તો પછી કમ્પ્યૂટર બંધ હોવા છતાં ગર્જના ક્યાંથી શરૂ થઈ ? અને મેં મમ્મી સામે જોયું તો... મમ્મી જ ગર્જતી હતી. આજુબાજુ જોતી પણ જતી હતી. મને થયું-ચોક્કસ જ મમ્મીને સ્વપ્નુ આવ્યું હશે. પણ તેમાં મારે શું ? મને કેવી રીતે ગર્જના સંભળાઈ ? તરત તો હું ગૂંચવાઈ. સિંહ અહીં ઘરમાં તો નહીં ઘૂસી ગયો હોય ને ?

આમ ગાંડું ગાંડું વિચારતી હું તો સૂઈ જ ગઈ.

બીજે દિવસે મેં પૂછ્યું-

"મમ્મી ! ગઇ કાલે રાત્રે તું શું કરતી હતી... સિંહ જેવી ગર્જના કે..."

એના જવાબમાં એણે કહ્યું-

"શું.... નીલી... સિંહ અને ગર્જના... એ વળી શું કહે છે તું ?"

આ સાંભળી મેં કાંઈ પણ આગળ પૂછવાનું માંડી વાળ્યું.

આમ મને ખબર કે મમ્મીને પ્રાણીઓ બહુ ગમે છે. અમે નાનાં હતાં ત્યારે અમને ઘણુંખરું પ્રાણીબાગમાં લઈ જાય. અને તેમાંય વાઘ-સિંહનાં પાંજરાં આગળ અમે ઘણું ઊભાં રહીએ. વાઘ ચાલતો હોય, સિંહ ગર્જના કરતો હોય તે અચૂક જોઈએ જ. પણ.... તેથી શું.... ઘરમાં કાંઈ સિંહની ગર્જના સંભળાતી હોય... મમ્મી કાંઈ સિંહ જેવી ગર્જના કરતી હોય !

જોકે ટેલિવિઝનના 'ડિસ્કવરી' ચૅનલના કાર્યક્રમમાં સિંહ-વાઘનું ઘણું આવે છે. મમ્મી તે જુએ જ છે. તેમાં આવતી ગર્જના રાત્રે ઘરમાં થવા માંડી હશે ? તો શું... 'ડિસ્કવરી' ચૅનલ ઘરમાં શરૂ થઈ ગઈ છે ? જોકે આવો વિચાર કરવો બેહૂદું કહેવાય. રાત્રે થયું એ થયું. એને દિવસના ભાગમાં દોહરાવવાની શી જરૂર ? જીવન તો મઝાનું ચાલે છે દિવસના ભાગમાં.

સિગ્મન્ડ ફ્રૉઈડ જેવા મનોવૈજ્ઞાનિકો તો આવી વાત ઉપર ચોપડીઓ ઉપર ચોપડીઓ લખી નાંખે. પણ... જ્યાં સુધી આવી વાત આપણને ડિસ્ટર્બ ના કરે ત્યાં સુધી એના ઉપર વિચાર ન કરવો જોઈએ. નહીં તો પછી મમ્મી વધારે ગૂંચવાશે. આમ તો ઘણી બોલ્ડ છે. પણ... એના મગજને કાંઈ અસર થઈ જાય અને વાત વધારે વણસે તે યોગ્ય નહીં-સમજી મેં ઘરમાં કોઈને જ કહ્યું નહીં. એમ સવારે કામે જતી રહી.

કામ ઉપરથી આવી તો મમ્મી માળા ફેરવતી હતી. મને થયું-કેમ એકદમ માળા ફેરવવા બેસી ગઈ-સિંહની ગર્જનાને લીધે કે ? પણ... મેં એને કાંઈ પૂછ્યું જ નહીં. જોકે જપ કરવા તો એને ઘણા જ ગમતા. આખા દિવસને નાનાં નાનાં ગમતાં કામોથી કેમ સમૃદ્ધ કરવો એ એની પ્રવૃત્તિ.

એને જપમાં તો ડિસ્ટર્બ ના જ કરાય. જોકે એને તો કશા જ કામમાં ડિસ્ટર્બ ના કરાય. એ શબ્દખેલ ભરતી હોય તોયે... તો તો પછી આ પૂજામાંથી તો ડિસ્ટર્બ કેવી રીતે કરી શકાય ? અને હું મારું કામ કરવા માંડી. મેં ગઈ કાલની રાતની વાત ઘરમાં કોઈને જ ના કરી. કારણ, કાં તો બધાં મને ગાંડી સમજત કે પછી મમ્મીને... તેથી- 'બીજું મોટું કામ મને મળ્યું છે'ની વાત કરી. એટલે બધાં રસપૂર્વક સાંભળવા માંડ્યાં.

પછી થોડા દિવસો સુધી તો રાત્રે બધું વ્યવસ્થતિ ચાલ્યું. જાણે આગલી રાતોમાં કાંઈ જ ન બન્યું હોય તેમ રહ્યું. મને પણ થયું કે મારા મગજમાં જ કાંઈક બનતું હશે, મમ્મીના મગજમાં નહીં.

બીજે દિવસે પપ્પાની વર્ષગાંઠ હોવાથી મમ્મીએ પૂરણપોળી બનાવી હતી. મને તો બહુ ભાવે નહીં, એકાદ ખાધી. ભાઈને પૂરણપોળીની છેલછા. અને પપ્પાને પણ- બીજાં બધાંને ઠીકઠીક. એ દિવસ ખૂબ આનંદમાં પસાર થયો. પપ્પા મમ્મી માટે સાડી ખરીદીને આવ્યા. કહેવા માંડ્યા-

"તમારી મમ્મી મારી કાળજી રાખતી હોય તો પછી મારે પણ એની રાખવી જોઈએ ને ?"

અને હા... હા... હી...હી... કરી બધાં સૂવા ગયાં. મમ્મી સમજી હશે કે પોતાના જીવનને એક અર્થ મળ્યો છે... બીજાંને ખુશ રાખીને.... અને આનંદથી સૂવા ગઈ. મારે પણ બીજે દિવસે વહેલું જવાનું હોવાથી હું પણ જલદી સૂઈ ગઈ. ઊંઘમાં વચ્ચે થોડી આંખ ઊઘડી ગઈ ને... જોયું તો મમ્મી ઝાડ ઊપર ચઢી હતી. અને ફળો તોડતી હતી. મેં તો ખૂબ આંખો ચોળી. પછી આંખ બંધ કરવા માંડી. જે જોયુ છે તે ખોટું છે.... હંબક છે... સમજી સૂઈ ગઈ. સવારે ઊઠી ત્યારે જોયું તો... મમ્મીના પલંગમાં સફરજનો જ સફરજનો. મેં એને પૂછ્યું—

"ક્યાંથી આવ્યાં.... આ બધાં સફરજનો... કોણ આપી ગયું ?"

એણે ઠંડકથી કહ્યું—

"કોણ આપવાનું હતું.... આપણને ? આ તો હું લઈ આવી."

"કેવી રીતે ?"

"કેમ.... વળી... ઝાડ ઊપરથી તોડીને..."

"હેં.... શું.... કહ્યું... ઝાડ ઊપરથી તોડીને ?"

"હા..હા.... ને હા...."

"હેં... શું કહ્યું.... મમ્મી ! ઝાડ ઉપરથી તોડીને ? કેવી રીતે ?"

"હા... હા... ઝાડ ઉપર ચઢીને, વળી..."

હૃદયે એક ધક્કો અનુભવ્યો... તો શું ગઈ કાલે ઝાડ ઉપર મમ્મી ચઢી હતી ને મેં તે જોયું હતું તે સાચું હતું ? પણ- અહીં ઝાડ ક્યાંથી આવ્યું ? અહીં બગીચો ક્યાંથી આવ્યો... ઘરમાં ઝાડ... બગીચો અને પાછી મોટી ઉંમરની મમ્મી ઝાડ ઉપર ચઢી ?

મગજ બહેર મારી ગયું. પણ કહે છે ને કે મન હોય તો માળવે જવાય. પણ.... પહેલાં તો કોઈ વસ્તુનું મન હોવું જોઈએ ને ? પણ... મમ્મીને એવું મન કેવી રીતે થયું ?... માળવે જવાનું ?

પછી મમ્મીએ તો સાંજે બધાંને જ સફરજન કાપીને આપ્યાં. ઘણાં મીઠાં હતાં. બધાંએ ખાસ કાંઈ પૂછ્યું પણ નહીં... ક્યાંથી આવ્યાં તે... પણ ખાધાં બધાએ જ. અને વખાણ્યાં પણ ખરાં.

પછીના દિવસે મમ્મીની બહેનપણી એને મળવા આવી. એ લોકોને ડિસ્ટર્બન્સ ના થાય એટલે હું બીજા રૂમમાં મારું કામ કરતી હતી. બંનેએ ચા-પાણી-નાસ્તો કર્યો. પછી ગપાટે ચઢ્યાં. થોડી વાર પછી સ્મિતાબહેનનું ડૂસકું સંભળાયું. એમની વાત ઉપરથી ખબર પડી કે એમના પતિનું બીજી સાથે મન મળી ગયું છે. એની જ સાથે બેસી રહે છે. ગપ્પાં મારે છે. નાસ્તાપાણી માંગ્યા કરે સ્મિતાબહેન પાસે. જાણે કે પત્ની એની નોકર ના હોય ! ગપ્પાં એની સાથે અને કામ આની પાસે. મમ્મીએ એમને સલાહ આપી—

"તું તારે જતી રહે ને.. તુંયે ગપ્પાં માર્યા કર કોઈ સાથે. પેલું સંસ્કૃત ભાષાનું વાક્ય તો ખબર છે ને...

*'શઠં પ્રતિ શાઠ્યમ્ કુર્યાત્'*

જેવા સાથે તેવું જ કરવાનું.

આમ દિલ ખોલી સ્મિતાબહેન તો ગયાં. મમ્મી આમ બધાંને સલાહ આપતી. સંસાર અસાર છે એમ તે અચૂક માનતી. સંઘર્ષ વગર રસ્તો જડતો નથી એમ બધાંને જ કહેતી પણ ખરી. પણ... પોતાના જીવનમાં સંઘર્ષ છે કે નહીં-એ બહુ વિચારતી નહીં.

પાછી ઘણુંખરું પત્તાંની પેશન્સ રમતી હોય-એ એકલી એમાં ગળાડૂબ. રાજા, રાણી, ગુલામ સાથે વાતો પણ કરે. મગજને ફ્રેશ કરવાની રમતો શોધી કાઢે. એને કોઈ વખત બહાર જવાની જરૂર જ પડતી નહીં. તેમ જ કોઈ સાથે ગપ્પાં મારવાની પણ... એક વાર એ પેશન્સ રમતી હતી ત્યારે મેં એને ધીરે રહીને કહ્યું-

"મમ્મી.... મમ્મી..." પણ... એણે કાંઈ સાંભળ્યું નહીં. પાછું મેં કહ્યું-

"મમ્મી... મમ્મી... મારે તને કાંઈ પૂછવું છે. પ્લીઝ... સાંભળને."

"ડોન્ટ ડિસ્ટર્બ મી પ્લીઝ..."

આમ અંગ્રેજી બોલે એટલે પછી આપણે આગળ કાંઈ બોલવાનું જ નહીં. આ એનો ફાઈનલ વર્ડ. હું ચૂપ થઈ ગઈ. પત્તાંની ગેઈમ તરફ જોયું તો... રાજા ઉપર રાણી ક્યાંથી મૂકવી એની ગડભાંજમાં મમ્મી હતી. પેશન્સ પૂરી થયા પછી પાછી સ્વાભાવિક. આ એની ફ્રેશ થવાની રીત. જિંદગીના થાકને કોઈનાય ઉપર ચિઢાયા વગર overcome કરતી. જ્યારે પપ્પા પોતાનો થાક કાઢવા કે વાંકને છુપાવવા બધાં ઉપર ચિઢાય. જ્યારે મમ્મીની

પાસે તો થાકની એકસીર દવા-શબ્દખેલ... પેશન્સ...ક્વિઝ....

પછી એક દિવસ અમે પિકનિકમાં બધાં જ ગયાં. શિયાળો હતો એટલે ગરમ કપડાં પહેર્યા અને ગાડીમાં ખીચોખીચ ભરાયાં. નાસ્તા-પાણી સાથે લીધાં. ઘણું enjoy કર્યું. અને પાછાં આવ્યાં. અમે મમ્મીને પપ્પા સાથે બેસાડી હતી. ખીચોખીચ બેસવામાં મઝા આવે ને માટે. પપ્પાને આવું બધું ઓછું ગમે. બધાં આગળ ખરાબ લાગે. પણ... મમ્મી તો બિન્ધાસ્ત. એને કાંઈ છુપાવવાનું જ નહીં. પતિ-પત્ની તરીકે સપ્તપદીના સાત ફેરા અગ્નિની સાક્ષીએ ફર્યા છીએ પછી શો વાંધો ? એની સમજણમાં તો... ''જે છે ઇ આ છે....''

દાદાજી ક્હેતા હતા તેમ જ... અમારી જોડી જબરી. સાથે સૂવું, સાથે ગપ્પાં-ગોષ્ઠી કરવી, અલકમલકની વાતો કરવી અને એવું બધું...

એક દિવસ અચાનક મને કહે-

''બેટા...નીલી ! તું કોઈ છોકરો પસંદ કરી લે ને...''

એનું સાંભળીને મને નવાઈ લાગી. ક્યારે પણ લગ્ન કરવાની વાત કરે જ નહીં. હું વિચારમાં પડી. મમ્મીએ એ વાત ચાલુ જ રાખી.

''નીલી... સાંભળતી નથી કે મારું ?''

''અરે... પણ મમ્મી.. મળવો જોઈએ ને- સારો છોકરો''-

''તારી આજુબાજુ છે ને... એમાંથી કોઈ મદ્રાસી કે પછી પંજાબી, કોઈ સિંધી કે કોઈ ગુજરાતી, કોઈ મરાઠી કે કોઈ પછી પંજાબી....''

'અરે... અરે.. અરે.. મમ્મી ! તું તો ક્યાંથી ક્યાં પહોંચી ગઈ, તું તો ન્યાતના છોકરાનો આગ્રહ રાખતી હતી ને..?'

''હા...ભાઈ, હા ! એ કહેવું તારું સાચું છે. પણ.. ન્યાત અને બાત.. ઠીક છે એ બધુ તો.. ઘંટડી વગાડ તારા મનમાં કોઈ માટે.. બસ.''

''પણ... મમ્મી ! એક વાર ઘંટડી વાગ્યા પછી પણ તારી બહેનપણી સ્મિતાબહેનના વરના મગજમાં બીજાની ઘંટડી વાગી ગઈ છે ને....''

''બેટા.... સતત ઘંટડી વગાડ્યા કરો જીવનમાં, જીવન રણકતું રહેશે....''

આવી બધી વાતો અમે બે એકલાં હોઈએ ત્યારે જ કરીએ. ઘરનાં બીજાં બધાં વાતોમાં નાહક પથરા નાંખે. અમે ગમ્મત કરતાં કરતાં વાતોને વાગોળીએ, વધાવીએ અને ઉકેલીએ.

તે દિવસે રાત્રે અમે સૂતાં. પથારીમાં પડ્યાં બંને સાથે. મારે ને મમ્મીને પાકાં બહેનપણાં ખરાં ને... અને સીધાં સૂઈ જ ગયાં. આંખો ઊઘડે જ નહીં. ખૂબ થાક્યાં હોઈએ કે પછી ખૂબ મીણાયાં હોઈએ-સ્વાદિષ્ટ વધારે ખાઈને.

મમ્મીનાં નસકોરાં પહેલાં સંભળાયાં. અને મારાં તો કોઈએ સાંભળ્યાં જ નહીં. ખૂબ ઠંડી હોવાથી અમે બંનેએ ચોરસો અને રગ ઓઢ્યા હતા. બંને મસ્તીથી સૂતાં હતાં. પણ.... ત્યાં જ કાંઈ ખખડાટ થયો. અને હું ઊઠી ગઈ. જોયું તો... મમ્મી હોડીમાં બેઠી હતી. પાછી આંખો ચોળી તો... આજુબાજુ પાણી દેખાયું. મમ્મી હોડીમાં ફેશ બેઠી... શું પથારીમાંથી કૂદીને બેઠી કે ઊઠીને બેઠી પાણી હતું તોય ? મને થયું-

''હશે... પેલા દિવસની માફક જ....કાંઈક...''

પણ-પાછી આંખ ઊઘડી ગઈ ને જોયું તો... એ સિંહને પંપાળતી હતી અને વહાલ કરતી હતી. ગભરાઈને એકદમ બોલી જવાયું-

''અરે...અરે... પણ મમ્મી... તને ફાડી ખાશે... મારી નાંખશે... તું શું કરે છે આમ ?''

''બેટા ! પાળેલો સિંહ કદી મારે નહીં.''

''આવું ડાહ્યું ડાહ્યું શું બોલવા બેઠી ?''

પણ મમ્મી તો હાથથી સિંહને પંપાળી સફરજન ખવડાવતી હતી અને સિંહ ખાતો હતો અને ખુશ થતો હતો. મેં મમ્મીને હોડીમાં બેઠેલી પણ જોઈ અને હોડી સરકતી હતી. મમ્મી પોતાના હાથથી મને 'આવજો' કરી રહી હતી. હું તો આ બાબત કાંઈ વિચાર કરવાનું છોડી સૂઈ જ ગઈ.

સવારે ઊઠી ત્યારે મમ્મી તો પથારીમાં ક્યાંથી હોય ? એ તો હંમેશ સવારે બધાંને ચા-નાસ્તો આપવા વહેલી ઊઠતી હતી. હું તો ઊઠીને દાતણ-પાણીથી પરવારી મમ્મી પાસે ચા માંગવા આખાય ઘરમાં ફરી વળી. બાકી હંમેશાં તો હું ઊઠું કે મમ્મી મને ચા આપવા મારી આસપાસ ફર્યા જ કરે. તેને બદલે આજે તો ઊંધું થઈ ગયું. ઘરનાં બધાં જ ચા માટે બધે જ ફરી વળ્યાં-આખાયે ઘરમાં-મમ્મી માટે. પણ... મમ્મી ક્યાંય નહીં.

બધાં વિચારમાં પડ્યાં. 'મમ્મી ક્યાં ગઈ હશે ?' વિચારતી હું-મમ્મી જે મંદિરમાં હંમેશ જાય ત્યાં જોવા ગઈ. તો ત્યાં મમ્મી નહીં. શાકભાજીની દુકાને પણ નહીં, અને દૂધવાળાની દુકાને પણ નહી. તો મમ્મી ગઈ ક્યાં ?

અને મેં ગઈ કાલ રાતની વાત બધાંને કરી. અને તેના પહેલાં પણ થયેલી વાત કરી. ત્યારે પપ્પાએ તરત જ ચિઢાઈને કહ્યું-

''નીલી... તો તું આટલા દિવસો કેમ ચૂપ રહી ? મને કહેવું જોઈએ ને ?''

ભાઈ પણ ચિઢાઈને બોલી ઊઠ્યા— ''હા...હા...હા... અમને કહ્યું હોત તો... કોઈ રસ્તો કાઢત ને....''

''શો... રસ્તો કાઢત... એને હોડીમાં સિંહ સાથે ના બેસવા દેત... અને એના હાથમાંથી સફરજન ઝૂંટવી લેત... કે ?''

''આમ તો... મમ્મી ખુશ રહેતી હતી ઘરમાં... પોતાનો આનંદ પોતે જ મેળવી લેતી હતી... પછી વાત જ ક્યાં ?''

''હા...હા... એ બધું તમારું સાચું, પણ... મમ્મી કદાચ કાંઈક મિસ કરતી હશે. મેં કદાચ એની કાળજી ઓછી રાખી હશે !''

''ના... ના... ના.... પપ્પા. આપણે બધાંએ જ...''

''પણ... આ નીલી પણ એવી જ નીકળી ને... એને તો મમ્મી સાથે બહેનપણાં હતાં, તો પણ....''

અને જીવન એક કોયડો બની ગયું.



## ભાગ્યને પઢી ન શક્યો

*જિન્દગીને કદી મળી ન શક્યો*
*કાળને છેતરી - છળી ન શક્યો.*

*એકલું-એકલું જીવી ન શક્યો,*
*સાથ આપીશ તું - પૂછી ન શક્યો.*

*હું સભામાંથી એટલે ઊઠ્યો—*
*એ ન'તાં એટલું સહી ન શક્યો !*

*ભાન આવી જવાનો ડર લાગ્યો;*
*હું કદી જામને અડી ન શક્યો !*

*શું 'ગીતા', શું પઢે 'કુરાન' 'જલાલ'—*
*જે કદી ભાગ્યને પઢી ન શક્યો !*

**પ્રકાશ ચૌહાણ 'જલાલ'**



## છેક શું આમ !

*હરિ, તમે છેક શું આમ !*
*હજી વગાડો વાંસળી, ચારેકોર કેવું સૂમસામ !*

*ઝળહળ ને આ ભડભડ ને આ પાણો ને આ દાણો,*
*બળ્યો નહીં એ હાથે બાળ્યું, એ ભેદ તમે પરમાણો.*

*કોઈ ન જાણે કોણે, ક્યારે, કેમ કર્યું આ કામ !*

*ભાષા ભૂલી જઈને સઘળે ગાજી રહ્યા છે નારા,*
*દમણ નીચેથી નાગ નીકળ્યો છોડી જમના-આરા.*

*ચોરે ચૌટે રાસ આ કેવો, જોઈ રહ્યા છો, શ્યામ ?*

**ધીરેન્દ્ર મહેતા**



# વાર્તા-વિચાર :
# 'ફટફટિયું' : નાયકના અધોગમનનું વ્યાપક પ્રતીક

રાધેશ્યામ શર્મા

સુમન શાહની ટૂંકી-છતાં કંઈક લાંબી કહી શકાય એવી-વાર્તા 'ફટફટિયું', એના નાયક પ્રવીણની તીવ્રતર આત્મલક્ષી સં-વેદના અને મનોયાતનાના સંકુલ આલેખ લેખે ખરેખર આસ્વાદ્ય બની છે.

વાર્તાનું શીર્ષક 'ફટફટિયું' અત્યત સયુક્તિક છે, સાભિપ્રાય છે. ફટફટિયું જેવા પદાર્થ નિમિત્તે નાયકની બાહ્ય ચેષ્ટાઓને અને આંતરિક આવેગોને વ્યકત થવાની તક મળે છે. વાર્તાના અંત પર્યત પહોંચતાં, એક જ ફટફટિયું નહીં, પણ ત્રણ ત્રણ ફટફટિયાં ફેરવી ફેરવીને લેખકે વારતાનો વસ્તાર-વિસ્તાર વધારવાનો કસબ પ્રદર્શિત કર્યો છે. આરંભના એક ફટફટિયા પર બેસીને કોઈ ભાગી જાય છે, બીજું ફટફટિયું બ્રેકફેઇલ્ડ હોવાથી (સસ્પેન્સ) નાયક સવારી કરી રૂખડા નીચે મૂકી દે છે, ત્રીજી મોટરબાઈક યાને કિ મિત્ર સ્નેહી મહેશનું ફટફટિયું કોઈક ચોરી ગયું હોવાથી પ્રવીણ-નાયકે ગોઠવેલી પાર્ટીમાં તે હાજર નહિ રહી શકવાનો ફોન કરે છે.

પાર્ટીનું રચનામા સ્થાન છે, પણ ફટફટિયાની સ્થિતિ-ગતિ જેટલું નહિ અને છતાં પાર્ટીના અનુષંગે જ મહેશ, એની હાલની પત્ની શોભા અને બેબી મીતા સાથે અનુબંધિત પૂર્વસંબંધનાં ભાતપોત ખૂલી પડવાની નાયકની મન સ્થિતિઓના કારણે, પાર્ટીનું પૂરતું મહત્ત્વ છે.

વાર્તાની સ્વરૂપ-સંરચના સમજવા ટૂંકો કથાસાર એટલો કે અત્યારે પત્ની રમા સાથે ભૌતિક સમૃદ્ધિભર્યો સંસાર ભોગવતો વાર્તાનાયક પ્રવીણ, હાલ મહેશની પત્ની થયેલી શોભા સંગાથે પ્રી-મૅરિટલ અફેરમાં સંકળાયેલો હતો અને બેબી મીતા મહેશની નહિ, પ્રવીણની જ પુત્રી છે. આ તથ્ય પ્રવીણ જાણે છે, પણ પત્ની રમાને જણાવ્યું નથી. શોભા તો જાણતી જ હોય, પણ તેણે મહેશને કે મહેશે શોભાને મીતાના પિતૃત્વ વિશે કેવું વાણી-વર્તન કર્યું હશે એના સ્પષ્ટ ફોડ-ખુલાસા વાર્તામાં નથી. થોડાંક સૂચનો વેરાયેલાં છે, પણ એને વાચકના અનુમાન માટે છુટ્ટાં છોડેલાં છે.

પાર્ટીમાં મહેશ-શોભા-મીતા આવે એ ગણતરીથી તે ગોઠવાયેલી, પણ ફટફટિયાં નંગ ત્રણ, નાયકને નડે છે, પ્રતિનાયક જેવા મહેશને પાર્ટીમાં આવતો રોધે છે એટલી પાતળી ઘટનાની આજુબાજુ લેખકે માત્ર નાયક પ્રવીણનું શંકાશીલ, વહેમી, ભ્રાન્તિ-આચ્છાદિત, ગુનાગ્રસ્ત તેથી રઘવાયા આવેગોવાળું માનસ આલેખવાનો શુદ્ધ શબ્દ-પુરુષાર્થ કર્યો છે. એમાં પશુપંખીવિષયક ઉપમા-કર્મ, કલ્પનવિનિયોગ, સાગરકિનારાની સીનરીનાં કાવ્યમય વર્ણનો બહુધા ઉપકારક છે.

પરંતુ ઘટનાકલાપની ઠોસ ગેરહાજરીના કારણે, અન્ય સર્વ પાત્રોને નાયક-અપવાદે વિકસિત ના થવા દેવાથી કેવળ પ્રવીણની મનોઘટનાઓના ઉતાર-ચઢાવ પર જ ધ્યાન કેન્દ્રિત થઈ રહેવાથી આ પ્રયોગ વાંછનીયતાનું, કલાત્મક સંયમનું સ્તર જાળવવામાં કેટલો સફળ થયો છે ? આવાં બધાં કારણસર વાર્તા લાંબી ને લંબાઈ થઈ જતી અ-ટકી હોત તો, આ ક્ષણે પણ હાજરાહજૂર છે એવાં હૃદ્ય પરિણામો પ્રમાણી શકાત.

આમ છતાં નાયકની મનોઘટનાના વાંકવળાંક, વેરાવંચાના વિસ્તારની માત્ર ટીકાટિપ્પણી પૂરતી નથી. સૂક્ષ્મતા, સંકુલતાપૂર્વકના વિરોધાભાસ, વિધિનિર્મિત ઘટનાવક્રતા આદિ સંયોગોની યોજનામાં કર્તાનું કૌશલ્ય સિદ્ધ છે.

વાર્તાના આરમ્ભમાં નાયક પ્રવીણ આઠમા માળની બાલ્કનીમાંથી છેક નીચે 'ત્રીજી વાર' જુએ છે. અંતમાં "પણ પ્રવીણ બાલ્કનીમાંથી નીચે જોતો ક્યાંય લગી ત્યાં જ રહ્યો..." ઉપર જોવા કરતાં નીચે જોવાની અધોગતિમાન ક્રિયાનું વિવિધતાવાળું પુનરાવર્તન છે. પ્રવીણ નીચે જુએ ત્યારે એની જાતને થાય કે "પોતે કોઈને શોધે છે..." અને એમ કરતાં એને જડી આવે છે એક 'વાનરની રૂંછાળી પીઠ' ધરાવતો ગોબરો માણસ, જે કોઈ બ્લેક મોટરબાઈક પર ચઢી શહેરની આંટીઘૂંટીમાં ધમધમાટ કરતો ભાગી જાય છે.

બીજી એવી જ મોટરબાઇક, નાયક પેલાનો પીછો કરવામાં નિષ્ફળ જઈ પાછો આવે છે ત્યાં પણ હોય છે (ફટફટિયું નંબર બે). લિફ્ટમાં નાયક પોતાના ઘરે પહોંચે છે ત્યાં ''ઑરેન્જનું શરબત ગ્લાસમાંના આઈસ-ક્યૂબ્ઝને હજી ઓગાળતું'' જુએ છે. શંકાભિભૂત પ્રવીણ પત્નીને પૂછે છે, ''રમા, એ મહેશ તો નહોતો ને ?'' પોતાની ઊલટતપાસ લે તે પૂર્વે રમાની પતિ પ્રવીણ ઊલટતપાસ લેતો પ્રવર્તે છે. લિફ્ટમાં નાયક રઘવાટભર્યો ઉપરતળે તપાસ કરે છે, પણ કોણ આવીને જતો રહ્યો અજનબી, એની રમાને પણ ખબર નથી પડતી. શંકાના રંગનો ચેપ રમાને પણ અડે છે. (''કહીને ન જવાય ?'')

પ્રવીણ-જાણે ઘોડા પર સવાર થઈ બીજા ફટફટિયા પર ભાગી ગયેલાને પકડવા નીકળે છે, પણ બાઇકને બ્રેક ન હોવાથી પાછો ફરે છે ને પારકી મોટરબાઈકની ચાવી ખેંચી લઈ લિફ્ટમાં ઘરે આવે છે. ત્યારે પત્ની રમા ટકોરે છે, ''પ્રવીણ, એ ચાવી તારે અહીં નહોતી લાવવી જોઈતી, બાઇકમાં જ રહેવા દેવી'તી. બને કે બાઈક ચોરીની હોય.'' રમાના આ સહજ ઉદ્ગારમાં કર્તાએ કાબિલે દાદ સૂચન રમતું મેલ્યું છે. ચોરીની બાઈક જાણે (લેખકે 'જાણે'નો ધ્રુવપંક્તિની જેમ વારેવારે ઉપયોગ લીધો છે) મહેશની હાલ પત્ની શોભા છે અને એની યાદ તે અહીં ''નહોતી લાવવી જોઈતી'' તે ચાવી છે. આને વાર્તાકાર-પ્રાયોજિત 'સિમ્બોલિક ફન્ક્શન' કહેવું ઘટે.

સુજ્ઞ ભાવક સંવાદમાંથી પ્રતીકલક્ષી સૂચનો સદ્ય ગ્રહી શકે. શોભાના 'નધણિયાતી ચીજ' તરીકે આડકતરા મોટરબાઈક સંદર્ભે ઉલ્લેખો છે, સાથે પત્ની રમામુખે સ્પષ્ટરેખ બોધક સુભાષિત પણ મુકાયું છે : ''ચોરીના માલને અડાયું હોય તો સજ્જનો હમેશાં એને અધવચાળે છોડી દે છે'' (પૃ. ૫૭). પણ પ્રવીણ તો શોભાની યાદ ઉપરાંત, જેણે હીરોની અદાથી શોભાનો ભૂતકાળ જાણવા છતાં એનો પત્નીરૂપે અને પછીથી પ્રવીણપ્રાપ્ત બેબી મીતાનોયે સ્વીકાર કર્યો છે એ મહેશ પ્રત્યેના રાગ-દ્વેષથી સતત ઑબ્સેસ્ડ છે. બાઇક પર ભાગી જનાર અને બીજી બાઇક બ્રેક વગર છોડી જનાર પણ મહેશે જ મોકલ્યાનો સંદેહ, પ્રવીણના ગુનાગ્રસ્ત માનસનું રિમોટ સૂચન અર્પે છે.

એક તબક્કે નાયક પોતાને નિષ્ફળ વૉચમેન તરીકે જુએ છે તો બીજા પ્રસંગે મહેશને વૉચમેન તરીકે અને વૉચમેનને પણ ગુનેગાર ગણવાની હદે મનોમન સરકે છે : ''એને થયું, ગુનેગાર પોતે નથી, મહેશ છે - કેમ કે એ જ તો છે વૉચમેન'' (પૃ. ૫૯). મહેશને શોભા નામના 'પ્રાઇઝ પઝેશન'ને 'વિન' કરી જનાર 'ગ્રેટ' હીરો રૂપે નાયક પ્રવીણ એક વાર સ્વીકારે છે, તો બીજી વેળા મહેશનું 'હીરોઇઝમ્ પત્તાંના ઘરની જેમ તૂટી પડ્યું છે....''(પૃ. ૫૭) એમ માને છે.

કર્તાની કુશાગ્ર કુશળતા, પાર્ટીમાં ટાઇમબૉમ્બ બનવાની સંપૂર્ણ શક્યતા ધરાવતાં પૂર્વરાગ પ્રેયસી શોભા અને પોતાનાથી થયેલી બેબી મીતાનાં પાત્રોને પ્રવીણના મનોનાટ્યમંચ પરથી અળગાં-આઘાં વિંગમાં રાખીને કામ કઢાવી લેવાની રીતિમાં છે. લેખકે મહેશને જ નિશાન બનાવી નાયક પ્રવીણના સ્કંધે બંદૂક રાખી જાણે ખાનગી ગોળીબાર કરાવવાનું મિશન પાર પાડ્યું છે !

પાર્ટી થાય છે, પણ જેમના આગમનના ભણકારાથી નાયક ભડકી ઊઠેલો છે ને જાતભાતની તરાહોમાં અટવાતો, ભુલભુલામણીમાં ફસાતો જાય છે, તે મહેશ (શોભામીતા-પરિવાર સમેત) જ પાર્ટીમાં નહીં આવી શકે એવો ફોન કરે છે ! બહાનું કે કારણ એટલું જ કે એની મોટરબાઇક પણ કોઈક ચોરી ગયું છે ! એક સાપ-વાનર શો ચોર ફટફટિયું લઈ ભાગી ગયો, બીજો અજાણ્યો કો'ક ફટફટિયું મૂકી ગયો અને ત્રીજો કો'ક મહેશનું ફટફટિયું અપહરી ગયો !

આમ ત્રણ, ફટફટિયાંની ઘટના-આયોજનામાં, પત્ની રમા સાથેના સંવાદોમાં, નાયક પ્રવીણની આવી ન્યૂરૉટિક કહેવાય એવી કલ્પનાશીલતામાં 'ફટફટિયું' રચના સમસ્ત એક સ્વતઃસિદ્ધ સફળ પ્રતીકધર્મી વાર્તાસ્વરૂપે મહોરી ઊઠી છે.

'ફટફટિયું' ઉપરાંત શોભાનું સૂચન પણ પ્રતીકાત્મક રીતિએ કર્તાએ નાયકની નિદ્રામાં સરસ ગોઠવ્યું છે. રમા, પ્રવીણના ભમેલા મગજની ખાતરી આપતાં ઊંઘમાં તે શું બબડેલો એ આ સંવાદમાં સ્પષ્ટ કહ્યું છે : ''તું બબડેલો : મને મારી સારંગી પાછી આપી દે, મહેશ''—(પૃ. ૫૦). અહીં સામાન્ય વાચકને પણ ટોહોલ્ડ આપ્યો છે કે મહેશ પાસે પહોંચી ગયેલી સારંગી-તે ભૂતપૂર્વ પ્રેમિકા, પોતાની બેબી મીતાની માતા શોભાનું પ્રતીક છે.

વાર્તા-અંતે અનોખા કાવ્યમય ગદ્યમાં, ફટફટિયાને રૂખડાની જમીનમાં ખૂંપાવી, ધરતીમાં અલોપ કરાવી ''કોઈ કહેતાં કોઈ કદીયે જરા જેટલુંય ન લઈ જાય'' એમ પદાર્થની પ્રતીકક્ષમતાનો ઘૂંટીને કસ કાઢવામાં કસર નથી છોડી :

''એટલે, એ પછી એ પર ધરતીનાં ધૂળ-માટી જામશે, પડો ચઢશે, ઘાસ-તરણાં એને છાવરવાનું શરૂ કરશે. પવનોથી, તાપ, ટાઢ અને વરસાદથી ખવાવા માંડશે ફટફટિયું. અંદર લોઢું એનું ક્ષારો ખાશે, કાટ એનો પીશે જમીનના રસકસ. બ્રેક-ફેઇલ્ડ મોટરબાઇક એક દિવસ હશે જ નહીં—ભળીને ધરતીમાં અલોપ થઈ ગઈ હશે'' (પૃ. ૬૪). ત્યાં જ નાયક પ્રવીણ અલોપ થઈ જવાની અસહ્ય ઘટનાનો જાહેર ઇનકાર કરી પ્રતીકાત્મક વાક્ય પણ ઉચ્ચારે છે : ''ડાળ બની એ મારા ભણી ઝૂલી રહે એની હું રાહ જોઈશ.''

નાયક જ્યાં ફરવા જતો એ સી-શૉરના વર્ણન અનુષંગે મન-હરણની ગતિને સમાગમ સાથે સમીકૃત કરાય એવું કલ્પન-વર્ણન પણ વાર્તાકારના પ્રતીકલક્ષી અભિગમનું દ્યોતન કરે : ''પોતે ખૂબ ખેંચાય એ અંદર ને અંદર દોરી જતા કિનારાથી.... પછી શરૂ થાય લીલી વનરાજિ—પેસું એમાં, ખાબકું જાણે.... રમા સાથેની ભરી-ભરી રાતનો એમાં કેફ હોય-શરીર આખામાં મજાનો ઠાર લસલસે.....'' (પૃ. ૫૮).

નાયક પ્રવીણની મનોદશાના સૂચનરૂપે ફટફટિયા પર પ્રથમ ભાગી જનારને વાનર યા સાપ જેવો, વૉચમેનને 'માણસ સિવાયનું પ્રાણી' જેવો, પોતાને ક્યારેક હરણ જેવો, ક્યારેક ગર્વીલા કબૂતર જેવો દર્શાવ્યો છે—આવું બધું ઝિલાયું છે મસ્તકના ''ક્લોઝઅપ-પોઝમાં : ''પછી પાછળ મસ્તકને દસેય આંગળાંની ગ્રિપના ઝૂલામાં પડવા દીધું'' (પૃ. ૪૬, પૃ. ૫૯). ગ્રિપનો ઝૂલો પ્રવીણની દોલાયમાન સ્થિતિનું સાર્થ પ્રતિરૂપ, પ્રતીક છે.

વાર્તાનું ભાષાકર્મ, શબ્દોના સમાન ધ્વનિવાળા અન્ય એવા શબ્દો પર પુનઃ પુનઃ ચઢી જવાના પ્રયોગ લેખે સફળ છે. દા. ત. હાંફળફાંફળ (૫૩), ઊંઘ-બૂંધ (૫૭) વગેરે. વૉચમેનની ભાષા તળપદી તાકાતથી મઢેલી વંચાય, પરંતુ પૃ. ૫૧ ઉપર નાયકની શૈલીનો તરંગી રંગ વૉચમેન પર ચઢી ગયો લાગશે : ''એ તો સાએબ, શી રીતે કઉં ? વાહન-વારા, ને વગરના, આવનાર-જનાર બધોંનું તો મગજમા ચેટલ્યું રહે, સાએબ—? તમારો પરૉબલેમ હું છે ? અવડા કે'તા'તા કે કોઈ ઘૂહી ગયેલો, ને આનું પૂછો છો, ગયા ચ્યાં-!'' જોકે પૃ. ૪૯ પર આવતા 'લલા ભટ' અને પૃ. ૫૦ પરનો 'ગોઝાર' શબ્દ સંવાદના દોર પર અધિક ચાલતી વારતાના વાર્તાવરણને પોષક છે.

*

મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ તરફથી સંવાદ પ્રકાશને બે અભ્યાસપૂર્ણ સંપાદનો પ્રકટ કર્યા, એમાં 'ગુજરાતી વાર્તાસંચય : ૨' (સંપાદન : જયંત પારેખ, શિરીષ પંચાલ)માં મુદ્રિત સુમન શાહની ''લાક્ષણિક'' કૃતિ 'ફટફટિયું', એમની બીજી વાર્તા 'ટૉયોટા' સાથે, પ્રસિદ્ધ થઈ છે.

'ગુજરાતી ટૂંકી વાર્તા : ઉત્તરાર્ધ' એ પ્રસ્તાવનામાં વિવેચક શિરીષ પંચાલે સાતમાઆઠમા દાયકાના કેટલાક વાર્તાકારોની આધુનિકતાની 'લાક્ષણિકતા' ચીંધવા એ વાર્તાકારોની શૈલી પૂર્વાર્ધની શૈલી કરતાં જુદી પડવાની વિગત માત્ર 'પ્રતીકાત્મક યુક્તિ પાછળની સભાનતા'ના અભાવમાં દીઠી છે.

આ પૂર્વે શિરીષે ઉપર્યુક્ત વાર્તાકારોની મૌલિકતાની પોતાની દૃષ્ટિ સમજાવતાં આવા વાર્તાકારોમાં ''સમકાલીનોથી સુધ્ધાં જુદા પડવું છે એવી તીવ્ર સભાનતા'' દર્શાવી છે. વળી સાથે એવું વિધાન પણ કર્યું કે ''આ સભાનતાએ રચનાઓને કૃતક બનાવી.''

હવે પ્રશ્નો થાય કે પ્રતીકાત્મક રીતિ-શૈલી પ્રગટ કરતી વાર્તાઓ જ કેવળ સભાનતા નોતરે છે અને એ સિવાયની શૈલીમાં લખાયેલી વાર્તામાં સભાનતાની કૃતકતા શું હોતી જ નથી ? ''પ્રતીકાત્મક શૈલીના ઉપયોગને કારણે પરંપરાગત વિષયવસ્તુઓ'', પંચાલ કબૂલે છે તે પ્રમાણે, બદલાઈ જતાં હોય તો તેવા પ્રયોગોને એઓ કેવી રીતે 'કૃતક'નું લેબલ મારી શકે ? ''સમકાલીનોથી સુધ્ધાં જુદા પડવું છે'' એવી તીવ્ર સભાનતાનો મતલબ પણ 'પ્રતીકાત્મક યુક્તિ' - પ્રયોગવાળા વાર્તાકારોથી જુદા પડી જવાની 'તીવ્ર સભાનતા' હોય, તો એવા તીવ્ર સભાનતાવાળા પ્રયોગોની ફૅશનમાં ફસાયેલી વાર્તાઓ 'કૃતક' કેમ ના લેખાય ? કેવળ પ્રયોગોમાં સભાનતા

જોઈને કૃતક જાહેર કરવાનું વલણ, કળાપરક સભાનતાને માત્ર દોષના ખાનામાં ધકેલી મારવાની દકેયાનૂસી દષ્ટિ ઉઘાડી પાડે છે. 'ફટફટિયું' સંદર્ભે વિવેચકનું મોઘમ વિધાન વાંચીએ :

"સર્જકતાનું સાતત્ય ધરાવતા આ લેખકોની વાત કરીએ તો એ વાર્તાકારોની શૈલી પૂર્વાર્ધની શૈલી કરતાં જુદી પડી ગયેલી દેખાય છે. (તાત્પર્ય કે પ્રતીકાત્મક રીતિ નહિ પ્રયોજતી શૈલી). આ વલણના લાક્ષણિક દષ્ટાંત તરીકે સુમન શાહના 'અવરશુકેલુબ' (૧૯૭૬) અને 'જેન્તી હંસા સિમ્ફની' (૧૯૯૨) વાર્તાસંચયો લઈ શકાય, જાણે પૂર્વાર્ધની વાર્તાઓને ચઢાવેલાં આવરણો દૂર સરવા માંડે છે. અહીં ગ્રંથસ્થ થયેલી 'ફટફટિયું' પેલી સિમ્ફનીનો જ એક ભાગ છે." (તાત્પર્ય કે પોતાની સ્થાપિત સિમ્ફનિક શૈલીથી સુમન પણ જુદા પડવાનું સર્જનાત્મક સાહસ કરવા માગતા નથી.) આ વિધાન પણ હાલપૂરતું નભાવી લઈએ, પણ એ પછીનું વાર્તિક તો કોથળામાં પાંચશેરી જેવું જનરલ વિધાન છે : "આ બધી વાર્તાના કેન્દ્રમાં પાકટ વયે પહોંચેલાં દંપતીનો અશરીરી નહીં એવો પ્રેમ છે. આને નિમિત્તે કેટલાક નવા ભાવખંડ ઊઘડતા આવે છે." 'જેન્તી હંસા સિમ્ફની'ને વધુ લાગુ પડી શકે એવું વિધાન 'ફટફટિયું' સાથે સાંધીને, સુમન જેવા પણ ઘણી વાર્તાઓમાં પ્રતીકધર્મી છે એ હકીકત છાવરવાનો અંચળો પ્રસ્તુત રચનાના ગુણવિશેષ તારવવામાં વિફલ વિવેચનને ઓઢાડી દીધો !

હવે 'નવી વાર્તા' (૧૯૭૫)ના સંપાદનને અનુસરી પ્રસ્તુત 'વાર્તા-સંચય'ના 'મિતાક્ષરી'માં વિવેચક જયંત પારેખ 'ફટફટિયું'ની સર્જનસાલ ૧૯૯૭ને બદલે ૧૯૪૯ (!) કૌંસમાં દર્શાવી, પંચાલનું જ 'પથેર પાંચાલી' પોતાની ક્રિટિકલ કમેન્ટમાં સ્વીકારે છે : "આ બધાંના આલેખનમાં સુમન શાહ પ્રશંસનીય કુનેહ દાખવે છે. 'ફટફટિયું'માં એ હકીકતોને જ વળગી રહે છે ને ઘટનાનું વાસ્તવિક નિરૂપણ કરે છે, ક્યાંય કોઈ સૂચન, પ્રતીકરચના ન થઈ જાય એની તકેદારી રાખે છે.'

આવી તકેદારી (સૂચન-પ્રતીકરચના ન થઈ જવાની સાવધાની) મારા સર્જકમિત્ર સુમને રાખી હોવાનું ઉભય શિરીષ-જયંત 'ફટફટિયું'માંથી સંશોધી શક્યા છે, તો પ્રામાણિક સાહિત્યચર્ચા ખાતર પણ પૂછવું પડે કે આ તકેદારી પણ પૂર્વોક્ત તીવ્ર પ્રયોગસભાનતાની કૃતકતાથી વ્યાચ્છાદિત વૃત્તિ કેમ ન હોઈ શકે ?

સૂચનાત્મકતા, પ્રતીકયુક્તિ સ્વીકારતી લગભગ ઘણી વાર્તાઓ પ્રસ્તુત સંચયમાં છે, સુરેશભાઈ જેવા પણ આમાંથી બાકાત નથી, એટલે આ લખનારે પોતાને ગમતી વાર્તા 'ફટફટિયું'ને, બીજી વાર્તાઓ સાથેના એક સારા નમૂનારૂપે લઈ આસ્વાદ-વાર્તિક લખ્યું છે. ઉભય સંનિષ્ઠ જવાબદાર સંપાદકોને રસકીય ચર્ચા માટે 'ફટફટિયું'નું લખાણ અર્પણ કરી પૂછું છું કે તમારા સંચયમાંથી કે અન્ય સંચયોમાંથી 'હકીકતોને વળગી રહી' 'ઘટનાનું વાસ્તવિક નિરૂપણ કરતી વાર્તાઓએ પ્રતીકાત્મક રીતિથી સાવ ડાયવોર્સ લીધા છે એવું નવેસરથી સપ્રમાણ વિવેચન આપી શકશો ? શો યૉર ટ્રૂલ્સ .. પ્લીઝ...



## સાભાર સ્વીકાર

**વહાલું વાસીદું** : લે. 'સહૃદય', જગદીશ એન. શેલત, પ્ર. શ્રીમતી સંધ્યા વીરેન્દ્ર દવે, 'સુલભ', 'એ' ૩૦૩, રવીન્દ્રનગર પાસે, તીથલ રોડ, વલસાડ-૩૯૬૦૦૧ **અને** શ્રીમતી નીલમ રાજેન્દ્ર જોશી, ૧૦, જયમાલા સોસાયટી, ઈસનપુર રોડ, અમદાવાદ-૩૮૨ ૪૪૩. કિં. રૂા. ૧૩૦/-; **बिखरी पंखुडियाँ** : 'सहृदय'. जगदीश एन. शेलत, प्र. श्रीमती मल्लिका रमेश अध्वर्यु, श्री रमेश पोपटलाल अध्वर्यु, १, ओलम्पिआ बुलवर्ड, पगयस, गार्डन-स्टेट, एन. जे.-०७६५२, कीमत रु. ३०/-; **તેજોમયી** : સંપાદન : વિનોદ મેઘાણી, પ્ર. સ્પેરો, બી-૩૨, જીતનગર, વરસોવા, મુંબઈ-૪૦૦૦૬૧, કિં. રૂા. ૧૫૦/-; **કલાધરી** : સંપાદક, પ્રકાશક અને કિંમત ઉપર મુજબ; **અસ્મિતા** : લે. જયંત જી. ગાંધી, પ્ર. શ્રીમતી લતા જ. ગાંધી, ૫૩, દુર્વેશનગર, ઓમ્ જલનિધિ, જૂનાગઢ-૩૬૨૦૦૧, કિં. રૂા. ૧૮/-; **પુષ્ટિસુધાબિંદુ**: લે. ઉપર મુજબ, પ્ર. પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂા. ૪૫/-.



# 'ફકીરો' : તરણા ઓથે ડુંગરની કથા

પ્રા. દિનકર દેસાઈ 'વિશ્વબંધુ'

ગુજરાતી સાહિત્યમાં કેટલીક લઘુનવલો સ્વરૂપની સભાનતા સાથે રચાયેલી છે અને કેટલીક સ્વરૂપની સભાનતા વિના રચાયેલી છે. શ્રી પન્નાલાલ પટેલની કૃતિ 'વળામણાં' (૧૯૩૯) એ આપણી સ્વરૂપની સભાનતા રાખીને લખાયેલી પ્રથમ લઘુનવલ છે. એ જ લેખકની બીજી લઘુનવલ 'ફકીરો' (૧૯૫૫) છે.

લઘુનવલ 'ફકીરો' નથી કપોલકલ્પિત, નથી વક્રતાદર્શી, નથી પ્રતીકાત્મક, નથી વૈચારિક; પણ વાસ્તવલક્ષી-રંગદર્શી લઘુનવલ છે. ટૂંકી વાર્તા કરતાં દીર્ઘ અને નવલકથા કરતાં ટૂંકી તે લઘુનવલ, એવી સમજ પરિપકવ સમજ નથી, અધૂરી સમજ છે.

લાઘવયુક્ત અનિવાર્ય વર્ણનો, કરકસરયુક્ત સંવાદો, સંકેતયુક્ત સંચલનો, અર્થયુક્ત વ્યંજનાઓ, મર્યાદિત પાત્રો, પ્રલાપ કે વાર્તાલાપને જરાય અવકાશ નહીં, સ્થળ-વૈવિધ્ય બાધક, ભાષા ઘૂંટાયેલી એટલે ધ્વન્યાત્મક, એકાદ અનુભૂતિની પળ પર રચનાકૌશલ, મુખ્ય ચરિત્રના અનુભવમાં કે સંદર્ભમાં કેન્દ્રિત થતી ઘટનાઓ, જીવન ભીતરના સત્ય કે રહસ્યને મૂર્ત કરી આપવાનો હેતુ, પ્રસ્તારને બદલે ઊંડાણ, સ્થૂળતાને બદલે સૂક્ષ્મતાનું ગૌરવ—ટૂંકમાં લઘુનવલ એટલે લાઘવથી કળાનિર્મિતિની પ્રક્રિયા.

લઘુનવલનો લેખક કથા પોતે પ્રસ્તુત કરે, પ્રવક્તા દ્વારા પ્રસ્તુત કરે, મુખ્ય ચરિત્ર દ્વારા પ્રસ્તુત કરે કે કોઈ ગૌણ પાત્ર દ્વારા પ્રસ્તુત કરે—'ફકીરો' લઘુનવલના લેખક સર્વજ્ઞરૂપે પોતે જ કથા પ્રસ્તુત કરે છે. આ પદ્ધતિ નવલકથાઓમાં વધુ વ્યાપકપણે ઉપયોગમાં લેવાય છે. 'ફકીરો'માં પહેલી પદ્ધતિનો વિનિયોગ થયો છે. આવી પદ્ધતિમાં લેખક અને કથક બંને એક હોવાને કારણે અને કથાવિશ્વના પરિઘ બહાર હોવાથી પરલક્ષીપણે કથા કહી શકતો હોવાથી તેને ઘણું સ્વાતંત્ર્ય મળે છે પણ આ રીતિવાળી કૃતિઓમાં ભાવક કૃતિમાં ઓતપ્રોત થવામાં અગ્રેસર થઈ શકતો નથી. વસ્તુનિરૂપણની આ બધી રીતિઓમાંથી પ્રથમ પુરુષના દૃષ્ટિબિંદુવાળી આત્મકથાત્મક રીતિ લઘુનવલને વિશેષ અનુકૂળ આવે છે, કારણ કે લઘુનવલ અનિવાર્યપણે ચરિત્રપ્રધાન સાહિત્યસ્વરૂપ છે. 'ફકીરો' શીર્ષક મુખ્ય ચરિત્રને આધારે જ યોજ્યું છે.

વિવેચક શ્રી નરેશ વેદ એમના 'લઘુનવલ: એક વિશિષ્ટ કલાસ્વરૂપ' લેખમાં કહે છે, "ટૂંકી વાર્તા અને નવલકથા જેવાં બે મહત્ત્વનાં અને લોકપ્રિય સ્વરૂપો હાથવગાં હોવા છતાં કથાસર્જકોને લઘુનવલ જેવા ત્રીજા સ્વરૂપની જરૂર શા માટે પડી હશે ? આગલાં બે સ્વરૂપો કામ નહિ આપી શક્યાં હોય. એ કામ એટલે વાસ્તવિક અને કલ્પિત એવાં પરસ્પરવિરોધી તત્ત્વોનું સમુચિત સંયોજન. નવલકથામાં જ્યાં કળાની ખેવના રાખવામાં આવી ત્યાં જીવનતત્ત્વ ક્ષીણ થયું, જ્યાં જીવનતત્ત્વની ખેવના રાખવામાં આવી ત્યાં કલારૂપની ઉપેક્ષા થઈ. નવલકથાની આ પ્રકૃતિગત ખાસિયતોને કારણે જેમાં જીવનતત્ત્વ અને સ્વરૂપસિદ્ધિ બંને સાચવી શકાય તેવા સ્વરૂપની આવશ્યકતા ઊભી થઈ હતી; ટૂંકી વાર્તાના સ્વરૂપથી આ આવશ્યકતા સંતોષાઈ નહિ, કેમકે એ સ્વરૂપ પ્રકૃતિએ રૂપકાત્મક હતું. તેમાં અનુભવનિષ્ઠ કરતાં માર્મિક અંશોનું પ્રાબલ્ય હતું. એટલે કે તેમાં જીવનના વાસ્તવિક અનુભવોના અંશો ઓછા, પણ કલ્પનાના અંશો વધારે હતા. સ્વરૂપની શુદ્ધતા સચવાય અને જીવનનો આસ્વાદ મળે એવા કોઈ કથાસ્વરૂપની આવશ્યકતાની પૂર્તિ માટે કદાચ લઘુનવલનું સ્વરૂપ અસ્તિત્વમાં આવ્યું છે."

'ફકીરો' માત્ર ૧૩૨ પાનાંમાં સમાઈ જતી કૃતિ છે. મોટો ભાગ ફકીરો, કાશીભાભી અને ભૂરોભાઈ- જે મુખ્ય પાત્રો છે, તે રોકે છે. આખી કથા 'ફકીરા'ના જીવનના કેટલાક બનાવોની આસપાસ જ ઘૂમરાયા કરે છે.

"વસંતની ફરફરતી હવાનું સ્થાન લૂએ લીધું હોય એવી ઉનાળાની એક સાંજ છે. આસપાસની ઝાડી ઉપર ગોરજ ઊડી રહી છે. વચ્ચેની ટેકરી ઉપર આવેલા એક નાનકડા ગામમાંથી ધુમાડાની સેરો આભમાં ચડી રહી

છે"—આવા વાતાવરણથી પન્નાલાલ પટેલ કથાની શરૂઆત કરે છે. પ્રારંભમાં બે ફકીરો છપ્પનિયા કાળમાં ગામમાંથી ભાગેલા ભાથીના એકના એક દીકરા ગલિયા સાથે ગામમાં પ્રવેશે છે. ફકીરો મુસલમાન હોવા છતાં ગલિયાને વટલાવ્યો નથી. ગામલોકોએ પંગતમાં બેસાડી ગલાને જમાડ્યો. મૂઠી જેવડી થઈ ગયેલી નાતમાં એક જીવનો ઉમેરો થયો અને ગલિયાનો સ્વીકાર કરી, આધેડ ઉંમરના ઘરમદાએ ગલિયાનું નામ 'ફકીરો' રાખ્યું. ફકીરો આઠેક દિવસ રોકાયા. દસેક વર્ષના ગલિયા-ફકીરાને ફકીરોએ ઘર સુધારી આપ્યું, મુખીને બે બળદ લાવી આપવા પચ્ચીસ રૂપિયા આપ્યા. વાંદરાનું બચ્ચું જાણે માને વળગ્યું હોય તેમ ગલિયો ફકીરોને વળગી રહ્યો. "બાબા, મને લઈ જાઓ, બાબા ! એ બાબા !" ગલિયો-હવે ફકીરો-આક્રંદ કરી રહ્યો. પછી ધરતીખોળે આંસુ વેરતો ખાલી હાથે ફકીરો પોતાની ઝૂંપડી તરફ પા પા પગલે જઈ રહ્યો.

ફકીરો ખેડૂતનો છોકરો છે તોય હજુ હળ તો ભાળ્યું નથી. રાતે રખવાળી રાખવી પડે ને વાઢી-લણીને ખળાંય આપમેળે લેવાં પડશે. મુખીનો વિચાર આ છોકરાને હળ કરાવવાનો નથી, પણ પોતાનું જ હળ હંકાવવાનો છે. ભાગિયા ભાગની ચોથાઈ નક્કી કરી, પારકા છોકરાને જતિ કરીને, 'ઠેકાણે પાડીને', બધા છૂટા પડ્યા. મુખીના ઘરનો કંસાર જમી, લાકડી સંભાળી ઢોર ચરાવવાની નોકરી ઉપર એ જ દિવસે ચડી ગયો. ફકીરાને વગડામાં જાણે પાંખો આવે છે અને ગામમાં તો જાણે બિલાડી. 'મીઠો એનો ટર્‌ર્‌ર્‌કારો કે આભલે હુડીલો ઊડતો ભાળ્યો' એવું ગીત ગાતાં ગાતાં એણે ઉંમરમાંય દસ ઉપર આઠનો આંકડો ચડાવી દીધો, ફકીરો અઢાર વર્ષનો થયો. હોઠ પર કાળા દોરા ફૂટવા લાગ્યા.

ફકીરાએ પહેલી જ વાર પોતાના ખેતરમાં આગવું હળ જોતર્યું અને 'ખાખરો લેર્યો લ્યા વાલમા, ફૂલડે થેર્યો લ્યા વા'લમા' એ ગીતની મસ્તીમાં બીજાં ત્રણ-ચાર વરસ ખેંચી કાઢ્યાં. સ્ત્રીવૃંદ ફકીરાને જોઈ મશ્કરીઓ કરતું અને ફકીરો મરકમરક હસ્યા જ કરતો. ફકીરાને લાગતું, પેલી યુવતીઓ એની ઠઠ્ઠો નથી કરતી, બલકે ભીતરબહાર એને પીઠી ચોળી રહી છે-લાડાને પાટલે બેસાડી ગળે હાથ નખાવી નાચતી નાચતી જાણે નચાવી રહી છે. હોળી આવતાં ગામની યુવાન વહુવારુઓએ ફકીરાને માથે-શરીરે કાદવ ચોળ્યો. આ બધાંમાં પહેલે આણે આવેલી મતાદારની બીજી વારની પત્ની કાશી એક હિંમતબાજ નીકળી. એ મદભર પાતળી ડોક ફેરવતાં બોલી, "દિલ ઘણુંય માનેલા સાંઢનું, પણ માંય કાળજું તો હોલાનું ને ?" અને ફકીરા ઉપર મારકણી એક નજર ફેંકી, કમરને આછેરી લચક આપી, ગામ તરફ ચાલી ગઈ. અને ફકીરો પણ "યાદ રાખજે ત્યારે !" કહેતો અને છેલ્લી લીટી "રંગમાં ઝળોળી શી વેલડી !" ગાતો ગાતો કૂવામાં કૂદી પડ્યો. ભાળો જીવેય કેવા છે ? આ તો જીવ મળ્યાની વાત, નક્કી ! શ્રી પન્નાલાલ પટેલે 'મળેલા જીવ' નવલકથા લખી છે. એમાં 'કાનજી' અને 'જીવી'ના જીવ મળેલા છે. અહીં 'ફકીરો' અને 'કાશી' વચ્ચે પણ કશુંક એવું જ રંધાઈ રહ્યું છે, જરાક જુદી રીતે, નામફેરે વાત તો 'મળેલા જીવ'ની જ.

સંવનનના રંગ પારખવાની શક્તિ તો પશુપક્ષીમાંય છે, પછી ફકીરામાં હોય એમાં શી નવાઈ ? કાશી છડે-ચોક ફકીરાની છેડતી કરતી ત્યારે કહેતો, "મને સતાવ્યામાં સાર નથી" અને કાશી જવાબ આપતી, "મારેય બળ્યો એ સાર જ જોવો છે". અન્ય યુવાનોને કાશી ફક્ત ટોળ-ટપ્પાથી જ રસિયણ લાગતી. કાશી ચોખવટ કરતાં કહેતી, "જેવું તેવું બફાય (બોલાય) ખરું, પણ જેવું તેવું ખવાય નહીં !" અને ફકીરાને કહેતી, "અરે મુનિમા'રાજ ! જરા કોક ફેરા તો મુનિવ્રત વે'તાં મેલો !" લોકોને લાગતું કે કાશી આ રાભા જેવા ફકીરામાં શું જોઈ ગઈ છે ? "હાળો નથી તો પે'ર્યા-ઓઢ્યામાં સમજતો કે નથી સમજતો આવામાંય ?" પહેલી વાર મેળે ગયેલો ત્યારે પૈસા પાછા લઈને આવેલો. પણ બીજી વાર ગયો ત્યારે કાશીએ વો'રાચાર કરાવેલો એટલે કે ખરીદી કરાવેલી. કાંસકો, અરીસો, રંગબેરંગી ફૂમતાં હોય તેવાં બટણ અને ભાતીગળ રેશમી રૂમાલ લીધા પછી વધેલા પૈસામાંથી તેલની શીશી લેવા જતાં કાશીભાભીના હાથમાંથી પૈસા લઈ લીધેલા, ત્યારે કાશી બબડેલી, "આ બાપ રે બાપ ! શું જોર છે આનામાં !" અને એ પૈસામાંથી ફકીરાએ કાશીભાભી માટે કંકણ ખરીદેલાં, તે પેલા વહેળા આગળ એકલી પડી ત્યારે, "લે કાશીભાભી, આટલું, મારા વતી" કહીને મોતી-ભર્યા મોંઘાં કંકણ આપેલાં અને કાશી ખુશખુશ થઈ ગયેલી

અને "આ બાઘોરાને આવડી રૂપાળી વસ વહોરતાં સૂઝ્યું ક્યાંથી ?" એવું આશ્ચર્ય થયેલું. 'મળેલા જીવ'નો કાનજી જીવીની હથેળીમાં ચૂંટલી ભરે છે. એ રસિક છે; જ્યારે અહીં ફકીરો હાથમાંથી પૈસા કઢાવતાં જોગ કરે છે, ફકીરો રસિકતામાં ઊણો, પણ સંયમી જણાય છે.

કાશીના પતિએ કંકણ બાબતમાં કંકાસ કર્યો. કાશીને મન કંકણની વિસાત ન હતી, પણ આ તો દલડાંની વાત હતી. એક વાર ફજેતી તો થવાની હતી તે થઈ ગઈ. કાશીના પતિએ એક છોકરા દ્વારા ફકીરાને પૈસા મોકલાવ્યા, પણ ફકીરાએ પૈસા ફંગોળી દેતાં કહ્યું, "અમે તો નાગડા ને પે'રેલો તો તું જ એકલો છે !" કાશીને થયું, "આવો માણસ તો જો મારા હાથમાં હોય તો ગણ્યા દનોમાં એને ઓશીકે બેસતો કરી દઉં." એને સમજ નો'તી પડતી, "એનામાં શું નથી ?" બલકે બધું જ હતું, "જો કોઈ એને દોરનાર-કેળવનાર મળે તો !" આ બનાવ પછી કાશીએ ફકીરા જોડે બોલવાનું બંધ કર્યું અને ફકીરાએ કાશી સામે જોવાનુંય બંધ કર્યું, પછી છાશવારે છાશ લેવા કે એકાંતરે શાક લેવા જવાની વાત જ ક્યાં રહી !

કોઈક વાર ખાલી તાંસળે ફકીરો પાછો ફરતો ત્યારે કાશીની આંખને ખૂણે આંસુ ડોકાઈ જતાં અને એણે કોઈને કહેતી હોય તેમ કહીય નાખ્યું, "એક જણનું પેટ ભરવું એમાંય બળ્યો નીતનો ભિખારો (ભીખ) !" કાશીના આ બોલ પર પારકે ઘેરથી શાક લાવવાને બદલે પોતે જ લિજ્જતદાર શાક બનાવવા માંડ્યું. કહેતાની સાથે ગાંઠ પાડે એવા નર તો આ દુનિયામાં વિરલ હશે, ફકીરો એમાંનો એક છે. ફકીરાનું પાત્ર કશીક વિલક્ષણતા ધરાવે છે. એ વિલક્ષણતા એનામાં રહેલી કશીક અ-સાધારણતાને કારણે ઉત્પન્ન થાય છે, પણ એ વિલક્ષણતા એવી નથી કે એને સામાન્ય માનવી મટી અસાધારણ માનવી બનાવી બેસે. ફકીરા જેવા નાગડા માણસમાં થઈ રહેલો ફેરફાર જોઈ ગામલોક અટકળ કરતા, "બેટ્ટાને પેલા ફકીર કાંક આલતા ગયા લાગે છે." આ બધામાં સાચો ભેદ જાણનારો ભૂરોભાઈ જ હતો. આ ભૂરાનું પાત્ર 'મળેલા જીવ' નવલકથામાં આવતા પારકાના મનના જાણતલ એવા 'ભગત'ના પાત્રની યાદ અપાવે છે. મારો વા'લો આ 'ભૂરો' બધું જ જાણે છે અને ન જાણતો હોય તો ગમે તેમ કરી જાણી લાવે છે. ફકીરાને સંભળાવવા કાશીએ ભૂરાને કહ્યું, "આ કોનો વાસ છે ? અહીં કોઈ મનેખ રહેતું હોય એમ નથી લાગતું." અને બીજે જ દિવસથી ફકીરો જળોની પેઠે કામે વળગી ગયો અને આંગણું ચોખ્ખું-ચણાક કરી દીધું. કોકના જીવની ખાતર આટલી હદ સુધી કોઈ જાય ? કાશી માટે આ વાત અસહ્ય થઈ પડી. આંસુ છુપાવતી બોલી, "એની જ તો મોંકાણ છે, ભાઈ !" ભૂરો કાશીના આ નાનકડા વાક્યની પાછળ રામાયણ જેવડી કોઈ લાંબી વાત જોતો હોય—'તરણા ઓથે ડુંગર' દેખતો હોય તેમ ચાલી જતી કાશીની પીઠ તરફ બસ તાકી જ રહ્યો.

કાશીના પતિને સાપ કરડ્યો છે અને સાપ ઉતારનારને તેડી લાવવા કાશીએ ફકીરાને સાથે લઈ જવાનું ભૂરાને કહ્યું છે. ભૂરા અને ફકીરા વચ્ચેનો સંવાદ નોંધપાત્ર છે—

"જો જૂઠું બોલે તો તને તારી માયાના સોગન છે, તારે ને કાશીભાભીને કેવો સંબંધ ?"

"આમ તો ભાઈ-બૂનનો."

"ને આમ ?"

ફકીરાનું મોં જ નહિ, આત્માય જાણે હસી ઊઠ્યો, "જોતો નથી અત્યારે જ, એનું વેણ ને મારો જીવ."

"કંઈ ફાયદો ?"

ફકીરો હસીને બોલ્યો, "એની વાત માનવામાં મઝા પડે સે !"

ભૂરોય સમજી ગયો : "આ તો ભાઈ જીવ મળ્યાની વાત છે." સાપ ઉતારનારને લઈને કાઠે આવ્યા, ત્યાં તો, કાશીનું હૈયાફાટ આક્રંદ સાંભળીને ફકીરો સીધો માળા તરફ ગયો. "કાશીનું વિલાપ કરતું દુખિયારું મોઢું જોઈ નહીં શકાય" એમ કહેતા ફકીરાને જોઈ ભૂરો મનમાં ચિડાઈ રહ્યો, "આવા અક્કલ વગરના માણસ કોઈથી જીવ ન મેળવતા હોય તો !"

કાશી ફકીરા સાથે નાતરું કરી લે તો ? કાશી ને ફકીરા વચ્ચેનું સામાજિક છેટું રાય અને રંકના જેવડું જ મોટું હતું. રાજા ભોજ ક્યાં ને ભિખારો આ ગાંગો તેલી ક્યાં ? કુંવારા સાથે નાતરું કરવું એ નાતની કસૂર જ નહિ, પણ ધર્મશાસ્ત્રનું ઉલ્લંઘન યાને મહાપાપ હતું. કાશીના ભત્રીજાએ માલમિલકત-ઘર પર કબજો જમાવી

દીધો. કાશીનો ભાઈ તેડવા આવ્યો. ખુદ કાશીભાભી કહે તો પણ ફકીરો નાતરું કરવા તૈયાર નથી, કારણ કે, "આ ઘી-દૂધમાં ઊછરેલી બાઈને મારે ઘેર છાશનાંય સમણાં પડે ને ? એને કોક ખાધેપીધે ને બધીય રીતે મોટું ઘર મળે" એવી ફકીરાની ઇચ્છા છે.

કાશી પિયરની વાટ લેતા પહેલાં છેલ્લી મુલાકાત લેવા ફકીરાને માળે જાય છે. ગોદડી પાથરીને ફકીરો સ્વાગત કરે છે. એ વખતે આબરૂ એટલે શું ? એ સમજાતાં કાશીએ કહેલું, "વશુ વના નર પશુ ! હમણાં જો તમારી પાસે પૈસા આવે તો આબરૂ એની પાછળ રેંકતી રેંકતી આવે. પાડી પાછળ પેલી ભેંસ આવે એમ !" ત્યારે ફકીરાને ફકીરબાબાનાં વચનો યાદ આવ્યાં, "બેટા, પૈસાકા ગુલામ મત બનના, પણ પૈસેકું આપણા ગુલામ બનાના." ફકીરો આમ જુઓ તો જાણે ડા'પણનો દરિયો, ને આમ જુઓ તો જાણે મૂરખનો સરદાર ! કાશી કંકણનું પડીકું ગોદડી નીચે સેરવીને નિસરણી ઊતરી પડી.

વિધવા કાશી દસેક વર્ષની ઓરમાન દીકરીને ઇચ્છા હોવા છતાં સાથે લઈ જઈ શકતી નથી અને દીકરી પિતાના મૃત્યુ વખતે નો'તી રડી એટલું રડી ! ફકીરાને તો સૂમસામ થઈ રહેલું ગામ પણ રડતું લાગ્યું. ફકીરો કાશીભાભીના માર્ગ વચ્ચે ખડો થઈ ગયો. કાશી ઊભી વાટે કાળજાં કપાઈ જાય તેવું રડતી હતી. કાશીને કહેવાનું મન થયું, "ભૂંડા, તીં જ મને રવડતી મેલી છે." પણ બોલી ત્યારે બીજું જ બોલી, "અમને બૈરાં મનેખને તો પારકાં પોતાનાં કર્યાં ને આજે એ પોતાનાં પાછાં પારકાં કરવાં પડ્યાં, એટલે લાગે." ફકીરાની આંખ ભીની થઈ. કાશીએ કહ્યું, "મરદનો રેદો રુએ. ને બૈરીની આંખ ચૂએ". ફકીરો મળ્યો તેથી કાશીનો જીવ હળવો થયો. "કમાવામાં લગન રાખજો ને એ પા આવવાનું થાય તો જરૂર મલજો" એવું કહેતી ગઈ. ઊભો રહ્યો પેલો અબુધ, એકલ, એદી ને બેદરકાર ફકીરો !

જાણભેદુ ભૂરો સમાચાર લાવ્યો છે કે "કાશીભાભીના કાકાના કાયટા ઉપર તને ખચીતબુંદ ઘઉંનું ખળું ન લેવાયું હોય તોય જવાનું કહ્યું છે. ને કે'વડાવ્યું છે કે મને મલ્યા વગર રે' નંઈ' બારમે ગયા વગર છૂટકો જ ન હતો. ભાઈબૂન જેટલો સંબંધ ક્યાં લગી ? રામ રખાવે ત્યાં લગી, કાશીભાભી રખાવે ત્યાં લગી. સામું માણસ માન આપે એવો વિવા'માં પહેરાય તેવો વેશ પહેરી ફકીરો ભૂરા સાથે ઊપડ્યો. ભૂરા સાથે પેલા ફૂલફટાક જુવાનને જોઈ કાશી ઝપાટાભેર ઘેર પહોંચી. ફકીરો કાશીને આજે બહુ જ રૂપાળો લાગ્યો, તો ફકીરાને કાશી બે-પાંચ વર્ષ નાની લાગી. ભૂરો બંનેને એકલાં મૂકવા દીકરી જમનાને મળવા ગયો. કાશીના ભાઈના સાળા ધનજીને પહેલી બૈરીથી બે દીકરીઓ હતી, પણ દીકરો ન હતો, તેથી તે કાશીને લૂગડાં પોતા વેરે પહેરાવવા માગતો હતો. નાતમાં ધનજી કથરોટનો ધણી ગણાતો, તો ફકીરો વાઢીનો ધણી હતો. નાગડા-ફકીરાને ઘરમાં બેસાડી ચા પિવડાવતાં સામે બેઠેલી કાશીને જોઈ ધનજી ગુસ્સે થયો અને "ઊઠ અહીંથી બેસ આમ પાંગથે" એમ ફકીરાને પડકાર્યો. એટલામાં ભૂરો આવી પહોંચ્યો. બંનેને સમજાવ્યા. ધનજીને આગવો ખાટલો આપ્યો, પણ ફકીરો ઓશીકે બેઠેલો તે પાંગથે ન જ બેઠો. અને "પાવો તમતમારે પેલા મોંઘા મે'માનને" કહી ધનજીએ ચાલતી પકડી. ભય હવે ભાગવા માંડ્યો છે અને ફકીરો અદશ્ય થવા છતાંય એ તરફ કાશી જોઈ રહી છે-જાણે બહાર આવતા ફકીરાની પેલી ભાવિ કેડી ન નીરખતી હોય !

'છેડા વગરની વાત' પ્રકરણમાં પાછું અલ્પ વર્ણન જોવા મળે છે— *"ને ત્યાં જ બરાબર ધડડડ કરી ગર્જના* કરતો આષાઢ મહિનો, બળતી-જળતી ધરતીની જાણે વહારે ધાયો. જવાળાઓ ક્યાંક છુપાઈ બેઠી તો પેલા વંટોળેય મૂઠીઓ વાળી. અરે, પાછળ પડી ગયેલા વાયરાય જાણે ઝાડનાં પેલાં નવપલ્લવિત પાંદડાં પાછળ જ ભરાઈ બેઠાં." એક પા ધનજી સાથેની કાશીની સગાઈ તૂટી ગઈ ને બીજી પા - કોથળીમાંથી બિલાડું નીકળ્યું-કાશીના ઉદરમાં પારકું પાપ પાંગરી રહ્યું હતું. ફકીરાએ જાણ્યું ત્યારે બોલ્યો, "હોય નંઈ, કાશીભાભી એવું કરે જ નંઈ, ઊંહું, હું માનું જ નંઈ ને !" ફકીરાને પોતાની કુંવારી જાત પ્રત્યે તિરસ્કાર થયો. ફકીરાને ભૂરાની બધી વાતો ગોળગોળ-છેડા વગરની લાગી. ધનજીની પહેલી પત્ની લઢવા લાગી, "તારી દેન છે તે તું તારી રાંડેલી છોડીને મારા ઉપર નાખી શોક્નું સાલ ઘાલી દે ? આવડી નાતમાં તને કોઈ ન જડ્યું હોય તો બોલ, હું દેખાડું ? નાખ પેલા વાંઢા ફકીરાને વેરે કે આ તારી છકેલી છોડી વશમાં તો પડી જાય." ધનજીએ પણ કહ્યું, "એ ત્યારે ઘરી રહી

તારી બતરીલખણી બૂન, હુંય ભાળું છું ને કે કેવોકનો મોટો આબરૂવાળો શોધી કાઢે છે ?'' ને સગપણ તૂટ્યું. કાશીના આ પાપનો ભાગીદાર કોણ ? ભૂરો વિચારે છે, ''આ પાપનો ભાગીદાર ધનજી કે ફકીરો ?'' કોઈ જડીબુટ્ટીની મદદથી કાશીના આ કલંકને ઘરખૂણે ખલાસ કરી દેવાનું વિચારાયું, પણ કાશી માની નહીં.

ભૂરો બે-ત્રણ પ્રસંગોને યાદ કરતાં ફકીરા પર વહેમાય છે અને પસ્તાવાનો માર્યો ક્યાંય ફાંસો તો નહીં ખાધો હોય, પાપ ડંખે તો ભલું પૂછવું ? જો ધનજી હા પાડે તો કહેવા ઇચ્છનાર એમેય કહી શકે કે બાઈની આ દશા લાવનાર ધનજી જ હતો અને બીજુંય કહે કે ઘરમાં તો હરામના હમેલ લાવ્યો છે. કાશીના ભાઈના બોલ પણ ધનજી ભૂલી શકે તેમ ન હતો.

''હૈયે ધડાવ રાખજે !'' પ્રકરણમાં ફકીરાનું ચરિત્ર બરાબર ખીલ્યું છે. હવે એ મોળો નથી રહ્યો. સગાઈ તૂટ્યાના સમાચારથી ખુશ થયેલો ફકીરો વિચારે છે, ''ધનજીનો કડપ ને નાગણ જેવી શોકના સાલ વચ્ચે બાપડી ઇઝરાઈ ઇઝરાઈને જ મરી જાત.'' ને ફકીરો પહોંચ્યો કાશીને ગામ. કાશી અને વછેરી સરખી ભોજાઈ ઘાસ લેવા ખેતરે આવેલ. કાશી એકલી પડતાં ફકીરાએ ખૂંખારીને કહી દીધું, ''આ દોહ્યલી વેળામાં એમ લાગતું હોય કે તારું કોઈ નથી, તો ભૂલી જજે ! હું વાઘ જેવો બેઠો છું. અડધી રાતેય તું તારે હેંડી આવજે મારી પાસે ! હથેળીયોના તને છાંયડા કરીશ,'' આટલું કહી ફકીરો પાછો ફર્યો. કાશીની વચેટ ભાભી દવા ગટગટાવી જઈ કલંકમુક્ત થવા આગ્રહ કરે છે. પણ બધાને મન કલંક, પણ કાશીને મન તે અંગનાં જ લોહી-માંસ છે. કાશી કહે છે, ''મારા પેટમાં છે તોય મારેય પારકું ?'' અને ''અત્યારે ધોળે દને તો નઈ જ, ભાભી'' એમ કહી દવા પીવાનું ટાળે છે. અને બધાંય તરફ પીઠ ફેરવી ફકીરા પાસે આવવા ચાલી નીકળી.

ભૂરાએ ફકીરા પાસે જઈને સત્ય જાણવા પ્રયાસ કર્યો, પણ ફકીરાએ કહ્યું, ''તું મને અમથો વગોવે છે, ભૂરા !'' વધુમાં કહે છે, ''જો મારું જ નામ લેવાતું હોય તો અત્તરઘડી હું એને ઊંચી કરી લાવું. છે વિચાર ?'' કાશીની શોધ કરનારાઓએ ફકીરાને ઘેર તાળું જોયું અને માળે તપાસ કરી તો ફકીરો એકલો હતો. ભૂરો ફકીરાને સલાહ આપે છે, ''જો એ અભાગણ અહીં આવે તો તારે એ જ પગલે એને પાછી વાળી દેવી, નહીં તો પોલીસની આફત આવશે.'' મકાઈમા સંતાયેલી કાશી આ બંનેની વાતો સાંભળી જાય છે. આ સ્થળે કાશી લાગણીઓનો ઝંઝાવાત, વિચારોનું ચંક્રમણ, પરસ્પરવિરોધી ભાવોની દ્વિધા અનુભવે છે; એનું ચિત્ત જે રીતે દોલાયમાન થાય છે, ઝોલે ચડે છે, તેનું વેધક ચિત્ર આલેખાયું છે. સીમિત કથાપટમાં એક વ્યક્તિની આત્મગુહાનું અવલોકન અને આકલન રજૂ કરીને લઘુનવલ પોતાનો કલાત્મક પ્રભાવ ઊભો કરી શકે છે. 'નવજીવનની વાટે' પ્રકરણમાં કાશી દ્વિધા અનુભવે છે—

''મારે તો એને રાજની, નાતની ને લોકનિંદાની બધી આફતમાં મૂકતાં વિચાર કરવો જોઈએ ને ?''; ''જો એને પાછો પેસવા દેતો ! પૂરી આફત આવશે''; ''શું કામ ત્યારે પોલીસનાં લફરાં-ને કેવાં સુધી હું બાપડાં માબાપનેય હૈયાસગડી થયા કરીશ ! ને – આ બાપડા ભોળિયા જીવનેય તારે શું કામ અમથો ઉપાધિમાં નાખવો ?' કાશી અત્રે સ્વ સાથે સંઘર્ષરત હોય છે. કાશી કૂવામાં પડી અને પાછળ જ 'હડિંબ' અવાજ સાંભળી દોડી આવેલો ફકીરો કાશીને બચાવવા કૂવામાં પડ્યો. ફકીરો કહે છે, ''હું આ ચંદરમાની સાખે સોગન ખાઉં છું કે આજથી હું ને તું બે એક જ દોરો પરોવાયેલાં ધણી-ધણિયાણી.'' કાશીએય ઊટકેલા લોટાનું ભરેલું બેડું માથે ધરીને ગામ તરફ ચાલવા માંડ્યું.

જેણે ગલિયાનું નામ ફકીરો પાડ્યું હતું તે જ્ઞાતિના અવ્વલ નંબરના આગેવાન ધરમદાને સમજાવી ભૂરાએ રંગે ચંગે વિવા' કરાવી દીધા વિવા'નાં ગીતો ગવાવા લાગ્યાં, 'વીરા, બરોબરીમાં રે'યે'; 'બેની, બરોબરીમાં રે'યે.' 'કાશીને હેવાતન પે'રાવો ભાઈ-ચૂડી લાવ્યો છો કે નંઈ ?' ભૂરો ચૂડી તો લાવ્યો ન હતો. પણ ફકીરાએ પેલાં મેળાવાળાં કંકણ સાચવી રાખેલાં તે આપ્યાં, ને કહ્યું, ''જો જોય, આ બરાબર છે ?''

કાશી-ફકીરાનું સહજીવન નવું-જૂનું થઈ ગયું, ત્યાં પાછા પેલા ફકીરબાબા આવી પહોંચ્યા. ફકીરે જાણ્યું કે ફકીરો તો કોકની આબરૂ બગાડીને બૈરું લાવ્યો છે, અધરમનું એક છોકરુંય છે. ગુસ્સે થયેલા ફકીરબાબા બોલતા રહ્યા, ''ઇસ ગાંવ કી તમાકુ ભી હરામ હૈ; ઉસ કુત્તે સે મુઝે મિલા દો. બચપન મેં હમ ને ઉસ કો બહોત સમઝાયા-સિખાયા હૈ કિ—

*"સત્ય બચન ઔર નમ્રતા, પરસ્ત્રી માત સમાન,*
*ઇન તીન સે હરિ ના મિલે, તો તુલસીદાસ જમાન !"*

ફકીરબાબા ફકીરાને ઘેર મળવા ગયા ત્યારે "જરા અહીં આવજે" કહી ફકીરાએ કાશીને બોલાવી. પણ ફકીરબાબાએ ફકીરાને બોલવા કહ્યું. "બોલવાનું તો શું છે બાબા, પણ - હા, મારે ને આ બાઈને હેત હતાં એમાં તો ભૂલ નંઈ, ને એટલે જ તો બાબા, કોકને હાથે ઠોકર ખાઈ બેઠેલી એ બાઈને અને એના એ પારકા હમેલને મારે માથે ઓઢી લેવું પડ્યું ને ?" કાશીએ કહ્યું, "મીં એમને જૂઠું બોલતાં કોઈ દન સાંભળ્યા નથી, ફકીર મા'રાજ !" અને બુઢ્ઢો ફકીર બબડી રહ્યો, "મુઝે માફ કર, બેટા ! આજ હી મુઝે ખબર હુઈ, મૈં ને ઇન્સાન કો નહીં, કોઈ ફિરસ્તે કો ભીખી હુઈ રોટી ખિલાઈ થી ! માફ કર ! માફ કર !" ફકીરો અને ફકીરબાબા ભેટી પડ્યા. એકબે તો કહેવા લાગ્યા, "અલે દોડો 'લે. ફળિયામાં જઈને ખબર આલો, પેલો ફકીર બાબો ને ફકીર કાકો બે બાથે પડ્યા છે ! દોટ મેલો 'લે."

ભગવાને ફકીરાનાં બાવડાંમાં અતુલ બળ મૂક્યું હતું, મસલભર્યા એના ઉઘાડા બાહુ જોઈને ગાડાનો લઠ્ઠો યાદ આવી જતો. પગની પિંડીઓ પણ જાણે પગે વાંદરાનું બચ્ચું વળગ્યું. એવી જ વિશાળ છાતી ને એવા જ પહોળા ખભા. ચામડીનો રંગ અને દળ પણ જાણે - બાખડા પાડાનું ખાલડું જોઈ લો. માથાના વાળ પણ ટૂંકા ને જાડા. એવો જ ઓછાબોલો ને સ્વભાવેય બરછટ લાગે. પણ લઘુનવલને અંતે આ ફકીરો કેવો ભવ્ય અને મુઠ્ઠીઊંચેરો માનવી બની બેસે છે. ધનજી જે રીતે ફકીરાનું નામ વગર પૂછ્યે આગળ કરતો હતો, તે જોતાં શંકાની સોય એના તરફ વળે છે. બાકી કાશી-ફકીરાના જીવ મળેલા, પણ પહેલાં દેહ નહીં મળેલા, તે નક્કી ! વ્યક્તિના જીવનની એકાદ અનન્ય અને અર્થપૂર્ણ પરિસ્થિતિનું ચિત્રણ 'ફકીરો' લઘુનવલમાં અવશ્ય થયું છે.

શ્રી પન્નાલાલ પટેલ 'ફકીરો' લઘુનવલમાં ભાવ-પરિસ્થિતિનું સુંદર અંકન કરી શક્યા છે, ચરિત્રના ભીતરના વાસ્તવમાં ડોકિયું કરી શક્યા છે, ચિત્રવિચિત્ર સ્થિતિમાં માણસને મૂકતી નાનાવિધ લાગણીઓનાં વિવિધ રૂપો પણ તેઓ ઓળખી શકે છે.

વિવેચક શ્રી નરેશ વેદ એમના 'કથાવિમર્શ' ગ્રંથમાં શ્રી પન્નાલાલની કેટલીક મર્યાદાઓ નોંધે છે, જે 'ફકીરો' લઘુનવલ માટે પણ એટલી જ પ્રસ્તુત છે—

"એમનામાં જે કાંઈ ખૂટતું જણાય છે તે આ : માનવીય પરિસ્થિતિમાં જે કાંઈ સત્ય રહસ્યમય રીતે અંતર્નિહિત હોય છે એને કોઈ ટેકનિકની શોધ દ્વારા ઉપસાવી આપવાની શક્તિ તેઓ બતાવી શકતા નથી. એમની પાસેથી વાચનક્ષમ કથાઓ મળે છે, પરંતુ રચનાગત કથા સ્થૂળ કથા જ ન રહેતાં પ્રતીકની કક્ષાએ પહોંચીને માનવજીવનના કોઈ ગહન સંકુલ રહસ્યને ધ્વન્યાત્મક રીતે વ્યંજિત કરે એવા સંદર્ભ રચી આપવાનું એમનાથી બની શક્યું નથી, આ ખામી છે સ્વરૂપસૂઝની. પન્નાલાલ જાતમહેનતથી તૈયાર થયેલા કથાલેખક છે. દેશ-વિદેશની ઉત્તમ રચનાઓનો કે કથાસાહિત્ય અંગેની નિત્યપ્રતિ વર્તમાન સૈદ્ધાંતિક વિવરણનો એમને પરિચય નથી. આપણા વિવેચને પણ કેવળ એમની પ્રશંસા કરી છે, એમને યોગ્ય દિશામાં પ્રેરવામાં કે દોરવામાં રસ દાખવ્યો નથી. પરિણામ એ આવ્યું છે કે એમનામાં આ સ્વરૂપને ખેડી શકવાની ક્ષમતાના જે બીજાંકુરો હતા એ વિકસી શક્યા નહીં અને તેઓ ઘરેડમાં પડી જઈ સામાન્ય કથાલેખક બની રહ્યા. એમની આરંભિક લઘુનવલોમાં દેખાતા સામાજિક વાસ્તવ કરતાં ચૈતસિક વાસ્તવનો આગ્રહ, રચનાના સંઘટનસૂત્ર તરીકે વક્રતા (irony)ના તત્ત્વનો વિનિયોગ અને ચરિત્રની સંવેદનાને ધારણ કરતી, પ્રત્યક્ષવત્ તથા કસાવદાર ભાષા, એ ત્રણ લક્ષણોએ કેટલીક આશાઓ ઊભી કરી હતી, પણ એ પરિપૂર્ણ થઈ નહીં. તેઓ આ સ્વરૂપના ઇતિહાસમાં એક ઐતિહાસિક ઘટના બનીને અટકી ગયા છે."

'ફકીરો'નો સર્જક લઘુનવલના સ્વરૂપથી અનભિજ્ઞ હોવા છતાં પ્રારંભમાં જ જે સત્ત્વ બતાવી શક્યો છે, તેની અવગણના થઈ શકે તેમ નથી. કેડી કંડારી આપનારનું મૂલ્ય કદાપિ ઓછું ન આંકી શકાય. નજર તો નાખો ! લઘુનવલનો ફાલ તો ઘણો ઊતર્યો છે, છતાં એમાં જોઈએ તેવું ઊંડાણ ક્યાંય જોઈ શકાય છે ? કોઈ શ્રેષ્ઠ સર્જક પ્રતિભા ગુજરાતી સાહિત્યને મળી રહે તેવી આશા રાખીએ !



પ્રીતિ સેનગુપ્તા

## માન આપવાની ને લેવાની પ્રણાલી

એવું કોઈ માણસ નહીં હોય, જેને બીજાં તરફથી કનડગત કે હેરાનગતિ ના મળી હોય, કે અન્યની અસૂયા. કે તિરસ્કારનો ભોગ ના બન્યું હોય. આવા કુત્સિત ભાવો પણ ઈશ્વરની જ દેણ હશે ને, કારણ કે ભાગ્યે જ કોઈ એમાંથી બાકાત દેખાય. બૌદ્ધિકતા અને સંવેદનશીલતાના, કંઈક ઊંચા કહી શકાય એવા સ્તર પર આધારિત સર્જન-ક્ષેત્રમાં સંકળાયેલા લોકો પણ જ્યારે આવા કીચડમાંથી નીકળી ના શકે—કે નીકળવાનો સભાન પ્રયત્ન પણ ના કરે—ત્યારે નવાઈ લાગે, અને મન કચવાય પણ ખરું.

ક્યારેક લાગે કે શું આપણા સમાજમાં, કે આપણાં ઓળખીતાંમાં જ આવી 'હિંસ્ર' વૃત્તિ હશે ? પણ હકીકત એમ હોય છે કે કોઈની પણ પાસે જતાં જ ક્ષતિઓ દેખાવા માંડે છે. દૂરની વ્યક્તિઓ કે સમાજો જો જુદાં કે વધારે સારાં લાગતાં હોય તો તે એમને અંગેની અપૂરતી ઓળખાણ ને માહિતીને કારણે. પશ્ચિમના દેશોમાં પણ 'મોટા મોટા' લોકો એકબીજાનું બૂરું બોલવામાં ને ઇચ્છવામાં પાછા નથી પડતા હોતા. ભારત જેવા દેશમાં, જ્યાં જુદી જુદી ઘણી ભાષાઓ છે ત્યાં, સર્જન-ક્ષેત્રમાંના અપશબ્દ ને અહિતના કિસ્સા તે તે રાજ્યમાંનાં જાહેર માધ્યમો, તેમજ તે તે ભાષાના જાણકારો સુધી જ પહોંચીને અટકતા હોય છે. પરન્તુ જ્યાં એક જ ભાષા હોય છે ત્યાં અનેક વિગતો સહેલાઈથી રાષ્ટ્રીય સ્તરે પહોંચી જતી-ફેલાઈ જતી હોય છે.

વધારે અગત્યની રીતે, વ્યક્તિની ખ્યાતિ પણ આખા દેશમાં પ્રસરી જતી હોય છે. અમેરિકાનાં સર્વ મુખ્ય વર્તમાનપત્રોમાં દરેકેદરેક સફળ પ્રયાસની નોંધ લેવાઈ જતી જોવા મળે છે. સંગીત, નાટક, કળા, લેખન વગેરે જેવાં સર્જનક્ષેત્રોમાંના સફળ પ્રણેતાઓ અમેરિકામાં જે રીતનાં તેમજ જેટલાં માનપાન પામે છે તેની કલ્પના પણ આપણે કરી ના શકીએ. આ દરેક ક્ષેત્ર માટેનાં જુદાં જુદાં સામયિકો અપાર હોય છે. એમની અંદર તો તે ક્ષેત્રના સર્જક અંગે લેખો આવી જ જાય, પણ 'ન્યૂયૉર્ક ટાઇમ્સ' જેવા વર્તમાનપત્રમાં લેખ તો શું, પણ એક નોંધ પણ જો આવી જાય તો બસ, તે તે સર્જકોનાં ભાગ્ય પલટો ખાઈ જતાં જાણવાં. મર્યા કે તર્યા-એનો આધાર વિવેચક ને લેખના સૂર પર રહે છે.

પ્રશંસા પામેલા કળાકારને રાજવી રીતનાં માન-પાન મળવા માંડે છે. જ્યાં જાય ત્યાં સાથે ખબરપત્રીઓ અને છબીકારોનું ધાડું, તથા પ્રશંસકોની ભીડ. હાથ મેળવવા માટે, હસ્તાક્ષર લેવા માટે, પરસ્પર સ્મિતની આપ-લે માટે પડાપડી. આપણા દેશમાં જે 'ભાવ' સિનેમાનાં સિતારાઓ ને તારિકાઓ જ પામે છે તે અમેરિકામાં દરેક વિખ્યાત સર્જક પામી શકે છે. હા, ભેગી થતી ભીડ ઓછીવત્તી હોઈ શકે, પણ નૃત્યકાર ને સંગીતકાર- તે કેવળ લોકપ્રિય પ્રકારના નહીં, પરંતુ શાસ્ત્રીય પ્રકારના કળાકાર-ને પણ ઘેરી વળનારાં, સ્નેહથી વધાવી લેનારાં અસંખ્ય હોય છે.

વિખ્યાત, પશ્ચિમી શાસ્ત્રીય સંગીતના, વ્લાદિમિર હૉરોવિત્ઝ નામના, રશિયાથી હિજરત કરી આવેલા, અતુલનીય પિયાનોવાદકને માટે લાંબી લાઈનમાં હું પણ ઊભી રહેલી છું. એમની આંગળીઓ પિયાનોની હાથીદાંતની પટ્ટીઓ પર એટલી ઝડપથી પડતી કે એ ગતિ જાણે દેખાય પણ નહીં-સુંદર જળપ્રપાત ને રૂપેરી વીજ-રેખની જેમ. ન્યૂયૉર્કના રસ્તા પર ચાલતાં ચાલતાં એક મોટા મ્યૂઝિક-સ્ટોરની બારીમાં લગાવેલી જાહેરાત વાંચી કે હૉરોવિત્ઝ આવવાના હતા. કામકાજ પડતું મૂકીને હું લાઈનમાં જોડાઈ ગઈ. પહેલાં તો એમના વાદનની રેકોર્ડ ખરીદી. ઘેર કેટલીક હતી, પણ કઈ કઈ હતી, તે કાંઈ યાદ હોય ? તેથી આશરે જ એક એલ.પી. ખરીદી (જેની એક નકલ ઘરમાં હતી જ !). કલાક લાઈનમાં

ઊભાં રહ્યા પછી વારો આવ્યો. 'માએસ્ત્રો' ('માસ્ટર')ને સામસામેથી જોયા, એમની સાથે આંખો મળી, ને એમણે મેં ધરેલી રૅકૉર્ડના જૅકેટ પર હસ્તાક્ષર કરી આપ્યા. હજી પણ આ યાદથી રોમાંચ થાય છે.

મારા જ અનુભવોની વાત શરૂ થઈ ગઈ છે તો બીજા એક 'દર્શન'ને પણ યાદ કરી લઉં. મને એવી ટેવ છે કે રસ્તે ચાલતાં કોઈ દેવળ (કે મસ્જિદ, કે મંદિર) આવે તો અંદર બે મિનિટ માટે તો જઈ જ આવવું. દેવ-ધામ તો ખરું જ, પણ સ્થાપત્ય પણ જોવા જેવું હોય. વળી, અંદર શાંતિ ને ઠંડક હોય. આવી રીતે ન્યૂયૉર્કના એક દેવળની અંદર ગઈ તો જોયું કે મારા એક પ્રિય અદાકાર ત્યાં કોઈ નાના સમારંભ માટે આવેલા હતા. એમનું નામ રાઉલ હુલિયા. મૂળે એ 'પુએર્તો રીકો' ટાપુ પરની સ્પૅનિશ જાતિના. મેં એમની કેટલીક ફિલ્મો તો જોયેલી જ, પણ બ્રૉડવેના નાટ્યમંચો પરનાં બે કે ત્રણ નાટકોમાં પણ મેં એમને જોયેલા. એકમાં તો મને બીજી હરોળમાં, બરાબર વચ્ચે જ બેઠક મળેલી, ને તેથી એમની અદાકારીને ઝીણવટથી, ને ધ્યાનથી જોયેલી.

એ દેવળમાં હું અંદર ગઈ ત્યારે સમારંભ પૂરો થઈ ગયેલો. શ્રીમાન હુલિયાની આસપાસ થોડા જ લોકો હતા. વાત કરવા જતાં થોડો અચકાટ તો થયો, પણ ગમતા કળાકાર આમ અચાનક કેટલી વાર મળી જાય ? તેથી હું પાસે ગઈ, થોડી વાતો કરી; ને એમના અભિનયને ક્યાં ક્યાં, કેટલા શોખથી માણ્યો છે એ જણાવ્યું. એકદમ સહજ, ને સરસ સ્મિત, અને ''એમ કે ? એમ કે ?'', ''થૅન્ક્સ'' – એમ જવાબમાં એ કહેતા રહ્યા.

ખરેખર સાચા અર્થમાં જે 'મોટા' માણસ હોય છે તે વિનમ્ર, નિરભિમામાની, અને સામાનો સ્નેહ સમજનારા હોય છે. શ્રીમાન હુલિયાની સાથે આમ મુલાકાત, અને 'દર્શન' થઈ ગયાં તે સારું થયું. એ પછી વરસેકમાં, હૃદયરોગના હુમલામાં, એમનું અવસાન થયું હતું.

ક્યારેક ભારતીય કળાકારોની નજીક હાજર હોવાનું પણ બનતું હોય છે: તનુજા અને વહીદા રહેમાન સાથે એક એક વાર થોડી વાતો કરેલી. પણ મોટે ભાગે તો હું વાત કરવા જવાનું ટાળું. કોને ખબર, કેવા મૂડ-મિજાજ હોય. નસીરુદ્દીન શાહ સાથે એવું જ થયું. વાતચીતની થોડી આપ-લે થઈ, પછી મેં એમને પૂછેલું કે ''બ્રૉડવે પર કોઈ સારું નાટક જોયું ?'' એ પોતે ફિલ્મ તેમજ નાટકના ખ્યાતનામ કળાકાર, એટલે ન્યૂયૉર્કમાં નાટક જોવાનું ના જ ચૂકે એવું મારું માનવું. પણ એમણે તો એવું કાંઈ જોયેલું નહીં. ભઈ, મને શી ખબર ? પણ એનો સરખો જવાબ એ આપી ના શક્યા, એટલે છંછેડાઈ ગયા હશે-તે એ રોષ એમણે રેસ્ટૉરાંના ત્રણેક વેઇટર સાથે ફોટો પડાવવાની ના પાડીને દર્શાવ્યો. બિચારા નિર્દોષ જણ વગર વાંકે ભોંઠા પડ્યા.

હું બે રીતે નિરાશ થઈ ગઈ– એક તો, નસીરુદ્દીનના આવા તોછડા, સાધારણ, અશોભનીય વર્તાવથી, અને ભારતીય મંચના આવા કળાકારે ન્યૂયૉર્કમાં કોઈ સરસ, બુદ્ધિપૂર્ણ નાટક જોવાનો પ્રયત્ન ના કર્યો તેથી. હમણાં સાંભળ્યું કે પીટર બ્રુકના 'આંતરરાષ્ટ્રીય શેક્સપિયર'માં એ હતા. મનમાં થયું, ''તે હશે. એમાં શું ?'' માણસ તરીકેની એમની કિંમત તો થઈ જ ચૂકી હતી.

અમેરિકામાં તો સફળ લેખકો પણ ઘણો અહોભાવ અને આદર મેળવતા હોય છે. આ દેશનાં પંદર-સત્તર જેટલાં શહેરોમાં 'વાચન-પ્રવાસ' માટે એમને મોકલવામાં આવે છે. આ ખર્ચો તથા પ્રબંધ પ્રકાશક તરફથી થતો હોય છે. તે તે શહેરોમાં રહેવાનું પણ પ્રકાશક જ ગોઠવે. સારી સારી હોટેલોમાં રૂમ, એમાં આવકારરૂપે ફૂલો, ફળ ને વળી 'શૅમ્પેઈન' પણ મૂકેલાં હોય; ને આવવા-જવા માટે ગાડી-કે ટૅક્સી-ની સગવડ. દરેક શહેરના અમુક મોટા બુક-સ્ટૉર સાથે તારીખ ને સમય નક્કી થયાં હોય, તથા એની જાહેરાત વ્યવસ્થિત રીતે છાપાંમાં, યથાયોગ્ય સામયિકોમાં અને બુક-સ્ટૉર દ્વારા દર મહિને છપાતાં ચોપાનિયાંમાં મહિના પહેલાં થઈ ગઈ હોય.

જોકે આ પછી સાદગી. લેખકની પાછળ ''હા-જી-હા'' કરનારાંનું ટોળું ના હોય. બુક-સ્ટૉરનો/ની એકાદ કાર્યકર સર્જકને સ્ટૉરમાં એ નિયત જગ્યાએ દોરી લાવે, જ્યાં સરસ રીતે ખુરશીઓ ગોઠવી હોય, ને અડધા-પોણા કલાકથી શ્રોતાઓ, વાચકો ને પ્રશંસકો બેસી ગયેલાં હોય. સર્જકની ઓળખાણ સાદામાં સાદી, અને ટૂંકામાં ટૂંકી રીતે અપાય. જાણકારો જ ભેગાં થયાં હોય ને ? સર્જક પણ લાંબું કશું બોલે નહીં. પોતાના નવા

બહાર પડેલા પુસ્તકમાંથી પંદર-વીસ મિનિટ જેવું વાંચે. પછી બીજી એટલી મિનિટ પ્રશ્નોત્તર ચાલે.

સમય પ્રમાણે એ કાર્યકર જ શ્રોતાઓને અટકાવી દે. ત્યારબાદ, એ પુસ્તક ખરીદીને લોકો એ સર્જકના હસ્તાક્ષર લેવા માટે લાઈન કરીને ઊભા રહે. બંને પક્ષે લાભ! અલબત્ત, સર્જકને વધારે. ને આ વાચન-વિક્રય પતે એટલે સર્જકને સરસ ભોજન માટે ખાસ કોઈ રેસ્ટોરાંમાં લઈ જવામાં આવે. જે શ્રમથી પુસ્તક લખ્યું હોય તેનું પકવ ફળ સર્જકને, એ 'વાચન-પ્રવાસ'માં જ્યાં જાય ત્યાં, મળતું રહે.

આવી વૈયક્તિક તત્પરતાનો ઉપહાર એટલે આનંદ અને સંતોષનો અનુભવ. ઘણાં વધારે જણાં કટુતા ને કુત્સિત ભાવોનો ભોગ બનતાં હોય છે-જેવાં આપણે ત્યાં, તેવાં જ અન્ય સર્વ દેશોમાં. પરન્તુ પશ્ચિમી સમાજમાં જે સ્નેહ તથા સહૃદયતા સર્જકને બતાવવામાં આવે છે, જે રીતે રાષ્ટ્રીય સ્તરે સર્જકનું બહુમાન કરવામાં આવે છે-તે આપણે માટે ધોળે દિવસે તારા જોવા ઇચ્છા કરવા સમાન થઈને રહેવાનું. પર-દેશોના સાવ જુદા રીત-રિવાજોની વાત કરતાં હોઈએ ત્યારે આ બાબતનો ઉલ્લેખ કરવો પડે.



## ગઝલ

*શબ્દસર્જન મહીં, સનમ સહિયારો સાથ,*
*લડખડાતા કદમ મહીં, સનમ સધિયારો હાથ.*
*ભર્યો પ્રેમ હૈયા મહીં, સનમ ભારોભાર સમાન,*
*યાચે તો શું યાચે, સનમ સઘળે દીધેલ વરદાન.*
*માગ્યા વિના આપે, સનમ ઉધાર શ્વાસોશ્વાસ,*
*નિરાશાના ઘેરા મહીં, સનમ જીવન-સહવાસ.*
*કરી ભૂલો ઘણી બધી, સનમ ક્ષમામાં વિશ્વાસ,*
*અટવાય તિમિર મહીં, સનમ ટમટમતો ઉજાશ.*
*ગઝલની ગમ ન પડે, 'મુરાદ', સનમ શબ્દપ્રકાશ,*
*નિંદે ભલે સકળ જગત, સનમ સહજ સ્વભાવ.*

**મુરાદખાન ચાવડા**



## સાભાર સ્વીકાર

**ગુજરાતનું પંખીજગત** : (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૩૬) : લે. લાલસિંહ રાઓલ, પ્ર. : પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂ. ૬/-; **દવાની સારીમાઠી અસર** : (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૩૭) : લે. ડૉ. કેતન ઝવેરી, પ્ર. અને કિંમત ઉપર મુજબ; **ભારતનાં ઉત્તમ બાળ-ચલચિત્રો** : (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૩૮) : લે. અમૃત ગંગર, પ્ર. અને કિંમત ઉપર મુજબ.



# લંડન : મોટું મુંબઈ — આસુરી વિશાળતા-ખોખલું જીવન

વ્યા. ચિન્મય જાની

ચાર્લ્સ ડિકન્સની 'A Tale of Two Cities' એ નવલકથા વાંચી લંડન અને પૅરિસનાં બે મહાનગરો જોવાની થોડીક ઉત્સુક્તા જાગી હતી. ઇંગ્લૅન્ડના રાજવી કુટુંબની કુલવધૂ ડાયેનાની ઇંગ્લિશ ચૅનલમાં થયેલી રહસ્યગર્ભ હત્યાએ પણ કુતૂહલ ઊભું કરેલું. તેથી લંડનથી ઇંગ્લિશ ચૅનલમાં થઈને પૅરિસ જોવાનો પ્રવાસ ગોઠવ્યો.

એ પ્રવાસની વિગતો કહેવાનો આશય નથી. એ વિષે ઘણી પ્રવાસકથાઓ લખાઈ હશે. પણ ત્યાંના ગુજરાતી પ્રજાજીવન વિષે અને નગરજીવન વિષે મનમાં કંઈક છાપ પડેલી તે કહેવી યોગ્ય લાગે છે.

મુંબઈ જોનારને લંડનમાં વિશેષતા લાગતી નથી. લંડન મુંબઈ કરતાં અનેકગણું મોટું છે, અનેકગણું સ્વચ્છ, અનેકગણું સગવડવાળું, પણ ચુપકીદીવાળું ખર્ચાળ મહાનગર છે. એ શહેરમાંનો ટ્રેઇન-પ્રવાસ નવા પ્રવાસી માટે મૂંઝવનારો હોય છે. કારણ કે કોઈ સ્થળ તરફ જવા માટે બે-ત્રણ ટ્રેઇન પણ બદલવી પડે. બધી જ ટ્રેઇનોમાં એક જ ટિકિટ ચાલે; એ જ ટિકિટ બસમાં જવા માટે પણ ચાલે. પણ સાથે ભોમિયો ન હોય તો અજાણતાં ખોટી ટ્રેઇનમાં ચઢી જનાર પ્રવાસી કલાકો સુધી ફરતો જ રહે. ત્યાંની ટ્રેઇન-બસની ટિકિટનો ખર્ચ ભારતની ટૅક્સી કરતાં પણ વધી જાય.

લંડનનું હવામાન 'ક્રૂર' કહી શકાય. એપ્રિલ માસમાં પણ ભારે ઠંડી પડે : ભારે પવનના કારણે એ ઠંડીમાં વધારો થાય. અને વારંવાર પડતા વરસાદના કારણે ઠંડી તીવ્ર બને અને શરીરમાં અચાનક જ શરદી અને ઉધરસનો પ્રાદુર્ભાવ થાય. પરિણામે રસ્તે ચાલનાર પ્રવાસી ભાગ્યે જ નજરે પડે. ભારતમાં મધ્યમ વર્ગનું કુટુંબ બે વખત સમયસર ગરમ ભોજન કરી આનંદ કરતું હોય છે. થોડીક બચત કરવા વધારે સમય અન્ય પ્રવૃત્તિ પણ કરતું હોય છે. સગાંને કે મિત્રોને મળવા ફુરસદ મેળવી શકાય છે; તેમના નાનામોટા સારામાઠા પ્રસંગે મળવાનું થતું હોય છે. જ્યારે લંડનમાં વસેલાં મધ્યમવર્ગીય કુટુંબો વખાનાં માર્યાં આવેલાં છે. દક્ષિણ આફ્રિકાથી અનિવાર્ય કારણે આવેલા અનેક પરિવારો છે. 'જૉબ' મેળવવા માટે ભારતની માફક લાખોની કતાર નહિ હોવાથી અને ભ્રષ્ટાચાર નહિ હોવાથી ઘરનાં મોટા ભાગનાં સ્ત્રીપુરુષ સભ્યો નોકરી મેળવી કમાણી કરવા મંડી પડે છે. પરિણામે બપોરના ગરમ રસોઈ થતી નથી, અને બ્રેડટોસ્ટથી સંતોષ લેવો પડે છે. અહીંની માફક ઘરકામ કરનાર નોકરો મળતા નથી, અને રસોઈ કરનાર મહારાજો પણ મળતા નથી. તેથી જીવનરીતિમાં ચોખ્ખો ભેદ નજરે પડે છે. જૉબ કરે છે, સાંજ પડતાં રસોઈ પણ કરે છે અને ઘરનું પરચૂરણ કામ પણ કરે છે, અને પરિણામે કાં તો યુવાન કન્યાઓ સ્વચ્છંદી થઈ જાય છે અથવા મહિલાઓનું, બેવડું કામ કરાવી, શોષણ થતું હોય છે.

અહીં વસતાં બાળકો માટે ગુજરાતી એક પરદેશી ભાષા છે, તેના માટે પ્રેમ કે આકર્ષણ નથી. ભારતની અનેકગણી ચડિયાતી અને સમૃદ્ધ ભૂમિ વિષે કે તેના અપૂર્વ પ્રેમાળ સંસ્કારો પ્રત્યે એમને તિરસ્કાર કે અભાવ હોય છે. લંડનમાં લાચારીથી વસતાં માબાપની તેમનાં સંતાનો વિષેની ચિંતા સકારણ હોય છે. પુત્રીઓનો સંબંધ સારા ઠેકાણે થાય અને એ દુખી ન થાય એ માટે માબાપ મથતાં હોય છે, અને વખતોવખત ભારતમાં આવજા કરે છે. પણ જીવનરીતિની અને સંસ્કારોની ભિન્નતા એમને ભાગ્યે જ સફળ થવા દે છે. અલબત્ત, પરદેશ પ્રત્યેનું કે કમાણી માટેનું આંધળું આકર્ષણ કેટલાકને સ્વદેશ છોડવા પ્રેરે છે. પણ ભારતની પ્રજા અનેકગણી સુખી છે. જે સ્નેહ અને પોતીકાપણાની ભીનાશ આ દેશમાં અનુભવાય છે, તેનો અંશ પણ પાઉન્ડ-ડૉલરના દેશોમાં જડતો નથી. સરવાળે તો આપણો દેશ એનાં આગવાં દુઃખદર્દો વચ્ચે રહીને પણ સમગ્રપણે વધારે સમૃદ્ધ (rich) છે. ચીન જેવી પ્રગતિ કરશે તો જરૂર વધારે સમૃદ્ધ બનશે. લંડનમાં રહેતા ઘણા ગુજરાતી પરિવારો ત્યાંના ખોખલા જીવન વિષે સભાન તો છે જ, પણ તે

ખોટને છુપાવવા સોનાચાંદી, હીરામોતીના દાગીના પહેરી બનાવટી અને દંભી મુખવટો ઓઢી ભારતમાં વસતાં સગાંવહાલાં-મિત્રો-પડોશીઓને આંજી દેવા પ્રયત્નશીલ હોય છે.

સવિશેષ છાપ પડે છે લંડનમાં પગે ચાલતા વયોવૃદ્ધો પ્રત્યેના આદરની. ભારતમાં મોટાં નગરોમાં પગેથી ચાલી રસ્તો ઓળંગવો મુશ્કેલ હોય છે. ઇન્કમટેક્સ ચાર રસ્તા પાસેથી ટ્રાફિક સિગ્નલમાં લીલી લાઇટ હોય તો પણ રસ્તો ચાલતાં ઓળંગવો એ એક પડકાર છે. કોઈ પદયાત્રી એ હિંમત કરી શકતો નથી. વાહનચાલકો પદયાત્રીઓની પરવા કર્યા વિના, ટ્રાફિકના નિયમોને અવગણીને વાહનો દોડાવ્યે જાય છે. એનાથી ઊલટું, લંડનમાં કોઈ પણ વયોવૃદ્ધ વ્યક્તિ માત્ર હાથના ઇશારે રસ્તો ઓળંગવા જાય છે ત્યારે બંને તરફનાં વાહનો પોતાની ગતિ રોકી દે છે અને એ વ્યક્તિ સહીસલામત રસ્તો ઓળંગી લે પછી જ એ વાહનો ચાલુ થાય છે. એમને સમયની પાબંદી નહિ હોય ? ભારતના જેવી આંધળી ગતિ ભાગ્યે જ નજરે પડે છે. પોતાના ઘરમાં જે આદર સીનિયર સિટિઝન્સને નહિ મળતો હોય એ આદર ઘર બહાર રસ્તા પર મળે છે.

લંડન મોટું મુંબઈ છે. ત્યાંની રોયલ કોર્ટ્સ ઑફ જસ્ટિસ; વેસ્ટમિન્સ્ટર બ્રિજ; મેડમ ટુસાડનું સંગ્રહસ્થાન; ટેમ્સ નદીનો પ્રવાસ; અનેક નાળમાં ફેલાયેલા સ્ટોર્સ; વિકટોરિયા અને આલ્બર્ટ મ્યૂઝિયમ; વિંડસર કેસલ; પાર્લમેન્ટ હાઉસ; બકિંગહેમ પેલેસ; મોટું હીથ્રો એરપોર્ટ; લંડન ટાવર; ટ્રફાલ્ગર સ્ક્વેર; પિકાડિલી સર્કસ; સેન્ટ પોલ કથીડ્રલ; ટાવર બ્રિજ; સ્પિરિટ ઑફ લંડન— બધું જોયું. પણ ત્યાં મનને ભરી દેનાર અરબી મહાસાગર, ચોપાટી કે મરીન ડ્રાઈવ નહોતાં, માત્ર આસુરી ભવ્યતા અને વિશાળતા હતી.

લંડન કરતાં પૅરિસ જોતાં એક કલામય મહાનગર તરીકેની વિશિષ્ટ છાપ ઉદ્‌ભવી. સીન નદીના બંને કિનારે ઊભેલાં ઊંચાં ઊંચાં કળામય ભવનો, વિશાળ ભૂખંડ રોકતો એફિલ ટાવર, અને એવો જ વિશાળ ભૂખંડ રોકતું ડિસ્નેલૅન્ડ મનને ભર્યું ભર્યું કરી ગયાં-ત્યાંનાં વિષમ હવામાન અને વરસાદ છતાં. પણ દર વખતે યાદ આવી ફ્રેન્ચ રાજ્યક્રાંતિ— 'A Tale of Two Cities'માં હૃદયભેદક રીતે વર્ણવેલી એક કાળકથા—કતલખાનાની માફક ગિલોટિનથી નિર્દોષોનાં પણ શિર જુદાં પાડતી ક્રાંતિની કથા. એ કથાની આગળ ઇંગ્લૅન્ડમાં પોતાની રાણીઓને મૃત્યુદંડ દેનાર હેન્રી આઠમાની કથા અને જોન ઑફ આર્કની કથા ગૌણ બની ગઈ. દુનિયામાં આવા આવા ઘાતકી અને ક્રૂર માનવી વસી ગયા એની સ્મૃતિ જ મનને ખિન્ન કરી ગઈ.

અને એ જ વખતે મારા દેશની હજારો વર્ષ જૂની શિલ્પકૃતિઓ, સુંદર દેવમૂર્તિઓ, પાવન લોકમાતા સરિતાઓ યાદ આવી; હૈયાને ઉન્નત કરનાર અને કંકરને શંકર બનાવનાર ત્યાંનું વાતાવરણ યાદ આવ્યું; મનોહર પદાવલીઓમાં પોતાની ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમની આરતી ઉતારનાર મહાકવિઓ યાદ આવ્યા. અને થયું કે આ મારી દેવભૂમિ કરતાં મહાન કોઈ ભૂમિ નથી. આ મહાન ભૂમિ પર જન્મ ધરવા, દુઃખ કે સુખ ભોગવવા અને શ્વાસ લેવા હું પણ ભાગ્યશાળી બન્યો છું : આ પુણ્યભૂમિને કોટિ કોટિ વંદન.



## સાભાર સ્વીકાર

**ભોજા ભગતની વાણી** (બીજી આવૃત્તિ) **:** સંપાદક : મનસુખલાલ સાવલિયા, પ્ર. : પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂા. ૨૦૦/–; **વિશ્વની અમર વિભૂતિઓ :** સંપાદન : ડૉ. યશવંત ત્રિવેદી, પ્ર. : એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂા. ૨૫૦/–; **સખી :** લે. દિનેશ દેસાઈ, પ્ર. : નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ અને ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂા. ૨૦૦/–.



રમણલાલ જોશી

## દક્ષિણ ગુજરાતનાં જૈન મંદિરોનાં પટચિત્રોનું સંશોધન, અનુકૃતિ અને આલેખન

કલામીમાંસક અને ચિત્રકાર વાસુદેવ સ્માર્ત ૭૪ વર્ષની વયે અવસાન પામ્યા. પણ એ પૂર્વે તેમણે કલાવિવેચક તરીકે જે કામ કર્યું તે ભૂલી શકાય એમ નથી. સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં ફેલો હતા. એ પછી વારાણસી હિન્દુ યુનિવર્સિટીમાં શ્રી જગન્નાથ અહિવાસીના માર્ગદર્શન નીચે કામ કર્યું. તેમનો ચિત્રકળાનો અભ્યાસ ઘણો ઊંચો હતો. ભીંતચિત્રોની જુદી જુદી શૈલીઓ અને ટેકનિક વિશે તે જાણતા હતા. ભારતનાં વિવિધ સ્થળોનાં ભીંતચિત્રોની અનુકૃતિઓ અને દક્ષિણ ભારતનાં શિલ્પ અને ચિત્રોની રેખાકૃતિઓ પણ એમણે કરેલી. 'કલાદર્પણ' નામે તેમનું પુસ્તક જાણીતું છે. 'રૂપસંહિતા'નું સંપાદનકાર્ય પણ મહત્ત્વનું છે. ભરત નાટ્યશાસ્ત્ર આધારિત સંસ્કૃત નાટકોમાં તેમની કલાનું દિગ્દર્શન કર્યું. ગુજરાતની લલિત કલા અકાદમીમાં માનદ સભ્ય તરીકે નિમાયેલા. બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં કલાના અધ્યાપક તરીકે તેમણે ઘણાં વરસ કામ કર્યું. જીવનનાં છેલ્લાં વર્ષોમાં દક્ષિણ ગુજરાતનાં જૈન મંદિરો ઉપર તેમણે સંશોધનકાર્ય કરેલું. સુરત, ભરૂચ, અંકલેશ્વરનાં ભીંતચિત્રો અને પટચિત્રોની અનુકૃતિઓ કરી, જૈન કલાના સંવર્ધનનું એક મોટું કામ કર્યું.

તાજેતરમાં તેમનું 'જૈનકાષ્ઠપટચિત્ર' પુસ્તક પ્રગટ થયું છે. આ પુસ્તકમાં દક્ષિણ ગુજરાતનાં જૈન મંદિરોનાં પટચિત્રોનું સંશોધન, અનુકૃતિ અને આલેખન મળે છે. શ્રી જગદીપ સ્માર્તે એનું સંપાદન કર્યું છે.

સંપાદકે યોગ્ય જ નોંધ્યું છે કે સંશોધનની ચકાસણી, જૈન મંદિરોનાં અવલોકનોમાં, ક્યાંક કોઈ ફેરફાર અને કંઈ પણ ન રહી જાય એ દષ્ટિએ તેમણે પ્રવાસો પણ કરેલા. તેઓ કહે છે કે "કાષ્ઠપટની સાથે જ જૈન કળાના બે નમૂના જે 'ફ્રેસ્કો' પદ્ધતિ ભીંતચિત્ર તરીકે કરવામાં આવ્યા હતા, એની અનુકૃતિ પણ શ્રી વાસુદેવ સ્માર્તે કરી છે, જે પટ તરીકે આ ગ્રંથમાં સમાવવામાં આવ્યા છે. મૂળ તો 'જૈન મંદિરોનાં મ્યૂરલ ચિત્રો' વિષય હેઠળ એમણે નોંધ કરી છે. એટલે નેવું ટકા કાષ્ઠપટની જ પરંપરાનાં ચિત્રો થયાં છે, એમ કહી શકાય. ફક્ત બે મંદિરોમાં જ આ 'ફ્રેસ્કો' પેઇન્ટિંગ મળ્યાં. એક રાંદેરના આદીશ્વરનાથના દહેરામાંથી 'નંદીશ્વર દ્વીપ' અને બીજું અંકલેશ્વરમાંથી 'ઢાઈ દ્વીપ'. દસ્તાવેજ અને ચિત્રકળાની રીતે ઉત્કૃષ્ટ બંને ચિત્રોની વિગત, આથી, સમાવવામાં આવી છે. બંને ચિત્રો હવે લગભગ નષ્ટપ્રાયઃ થવાની દિશામાં છે. છેલ્લે, આ કાષ્ઠપટની પરંપરા કેવી રીતે બદલાય છે એ નોંધીએ તો ખ્યાલ આવશે કે કળાની મૂળભૂત સંવેદના લુપ્ત થઈ છે અને એને બદલે સામાજિકીરણ અને સંપત્તિનો ઠઠારો વધુ દેખાય છે. સમકાલીન પટ 'આમોદ'ના શીર્ષક હેઠળ બે પટચિત્રોની છબિઓ સાથે છે. લગભગ સિત્તેર વર્ષ પહેલાં બનેલા પટમાં ચિત્રકામને બદલે આરસ કે લાકડાનું કોતરકામ છે એટલે પટનું માધ્યમ બદલાય છે. અર્ધ શિલ્પ છે. વિષયમાં એ જ, પરંતુ ઝાડ અને પહાડ વધારે, માનવીય આકૃતિઓ ઓછી થતી જાય છે. અને વિગતલેખન ઓછું થયું છે. તીર્થયાત્રાના રસ્તા પર મોટર-ગાડી, આધુનિક અંગ્રેજ અસરના પહેરવેશ જોવા મળે છે, અને રંગો પણ એકદમ ઓછા થઈ ગયા છે, એટલે શહેરી અસર દેખાય છે. છેલ્લાં પચાસ વર્ષમાં જૂનાં જૈન મંદિરો તૂટ્યાં અને આરસનાં મંદિરો બંધાયાં, જેની અસરમાં આરસના પટો બન્યા. મૂળ કળાનો એકાએક ધ્વંસ થયો. મોટા ભાગનાં મંદિરોમાં આ રીતે આરસના પટ અથવા કાચના રંગીન ટુકડાઓથી મોઝેઈક સ્ટાઈલનાં ભદ્દાં ચિત્રો જોવા મળે છે."

આ ગ્રંથમાં જૈન શિલ્પસ્થાપત્ય અને ચિત્રકલા, જૈન કલાની વિશેષતા, જૈન પટચિત્ર, સુરતનાં જૈન મંદિરો, ભરૂચ, ભરૂચનાં જૈન તીર્થધામો, અંકલેશ્વરનાં જૈન મંદિરો વિશે ઘણી ઉપયોગી સંશોધનસામગ્રી મળે છે. જૈન મંદિરો વિશેની સ્થૂલ માહિતી પણ સામેલ કરવામાં આવી

છે. ગ્રંથમાં આપેલાં રેખાંકનો અને ચિત્રો ગ્રંથની મહત્તામાં વધારો કરે છે. આ ચિત્રોનાં વિષયો અને શૈલી ઉપર પણ પ્રકાશ પાડવામાં આવ્યો છે. સંપાદકે જૈન મંદિરનાં ચિત્રોને ત્રણ વિભાગમાં વહેંચ્યાં છે. તેમના શબ્દોમાં - "સર્વપ્રથમ ભીંતચિત્રો, બીજા વિભાગમાં લાકડા પરનાં પટચિત્રો અને ત્રીજામાં કાપડ પર ચિત્રિત પટચિત્રો તેમજ મૂળનાયકની પાર્શ્વભૂમિના જરીકામના પટો. ઘણાં જૈન મંદિરોની મુલાકાત પછી જાણવા મળ્યું છે કે ભીંતચિત્રો આજે લગભગ લુપ્ત થઈ ગયાં છે. ફક્ત આદીશ્વર ભગવાનના મંદિર, રાંદેરમાં ૧૨૫ વરસ જૂનું વિશાળ ભીંતચિત્ર છે. પણ તે નષ્ટપ્રાયઃ છે. નવાં બંધાયેલાં મંદિરોમાં આરસના પથ્થરમાં ઉભારેલા પટો, કાચની રંગીન કપચી અથવા પથ્થરની રંગીન કપચીથી કરેલાં ભીંતચિત્રો અને તૈલરંગમાં કરેલાં ચિત્રો જોવા મળે છે, જે જૂની પરંપરાગત શૈલીથી તદ્દન ભિન્ન છે.

જૂનાં મંદિરો પ્રમાણમાં બહુ ઓછાં જોવા મળે છે. આ મંદિરોમાં લાકડાના ચિત્રપટો ભીંતોમાં જડી દેવામાં આવ્યા છે. કાષ્ઠસ્તંભો પર કોતરણીકામ ઉપરાંત વિવિધ વાદ્યો વગાડતી માનવાકૃતિઓ અને ભાતચિત્રો છે. ઘુમ્મટ, છતો અને બારસાખો તથા દ્વારો પણ ચિત્રોથી સુશોભિત છે. ગર્ભગૃહ, રંગમંડપ અને પ્રદક્ષિણાપથ સુંદર રીતે ચિત્રિત છે. સ્તંભો પર વાજિંત્રો વગાડતી પરીઓ સુવર્ણ રંગથી શોભે છે.

પટચિત્રોના વિષયોમાં પંચતીર્થોનાં ચિત્રો અવશ્ય હોય છે. શત્રુંજય મહાતીર્થ, ગિરનાર, અષ્ટાપદ, સમેતશિખર અને આબુનાં તીર્થધામો ચીતરાયેલાં હોય છે. દરેક મંદિરનાં ચિત્રોમાં ચિત્રસંયોજનનું વૈવિધ્ય અવશ્ય જોવા મળે છે, જેમાં ચિત્રકારોની મૌલિકતા ઊભરી આવી છે. આ મંદિરોની જૈન ચિત્રકળાના ચિત્રસંયોજનમાં બન્ને બાજુ સરખાપણું જોવા મળે છે. આકારોમાં ચોરસ વર્તુળ અને ત્રિકોણાકાર લગભગ સામાન્ય હોય છે. ચિત્રોમાં (સ્થાપત્યમાં) અલંકરણોનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે. નાનાં નાનાં બિન્દુઓથી આકૃતિઓને ઉભારવામાં આવી હોય છે. માનવાકૃતિઓનાં વસ્ત્રોમાં ભાતોનું વૈવિધ્ય વિશેષ પ્રમાણમાં જોવા મળે છે, તેમ જ આભૂષણનો ઉપયોગ સારા પ્રમાણમાં થયેલો હોય છે. સબળ ગતિશીલ રેખાંકન ચિત્રનો આત્મા છે. સીમિત રંગો આ બધાં ચિત્રોમાં સામાન્ય છે. લાલ, પીળો, નારંગી, ભૂરો, લીલો, સફેદ, કાળો, સોનેરી જેવા રંગોનો ઉપયોગ થયો છે.

આ ગ્રંથની વિશેષતા એ છે કે એમાં ઘણાં મૂલ્યવાન રેખાચિત્રો અને છબિઓ આપવામાં આવી છે. આ જાતનું પુસ્તક ગુજરાતીમાં કદાચ આ પહેલું જ છે. શ્રી શીલચંદ્રવિજય યોગ્ય જ કહે છે કે "કલાક્ષેત્રે શ્રી વાસુદેવ સ્માર્તે હિન્દ-સમગ્રની કલા-શૈલીઓને પોંખી છે, પોતાની પીંછીમાં અવતારી છે અને તે રીતે તેનું સંરક્ષણ-સવર્ધન કર્યું છે. પરંતુ, તે બધા કરતાં વધુ મહત્ત્વપૂર્ણ ગણાય એવું તેમનું પ્રદાન તો છે – દક્ષિણ ગુજરાતનાં જૈન મંદિરોમાં જ મહદંશે ઉપલબ્ધ અથવા સચવાયેલી ચિત્રકલાને તેમણે 'કલાજગત સમક્ષ અનાવૃત-પ્રસ્તુત કરી તે. આ મંદિરોનાં કાષ્ઠફલકો પર આલેખાયેલાં બહુમૂલ્ય ચિત્રોની અનુકૃતિઓ તથા રેખાંકનો કરીને તે ચિત્રકલાની પિછાન કલાજગતને સૌપ્રથમ વાર કરાવવાનું શ્રેય તેમને ફાળે જાય છે."

[ જૈન કાષ્ઠપટચિત્ર-વાસુદેવ સ્માર્ત, સંપાદક : જગદીપ સ્માર્ત, પ્રાપ્તિસ્થાન : આચાર્યશ્રી ઓમ્કારસૂરિ જ્ઞાનમંદિર, સુભાષ ચોક, ગોપીપુરા, સુરત-૩૯૫ ૦૦૧; કિંમત રૂ. ૧,૦૦૦/- ]

*

## 'માંદગીને ખંખેરી નાંખો' : પુનઃ પુનઃ પઠન યોગ્ય પુસ્તિકા

કવિશ્રી સુરેશ દલાલનાં ઘણાં પુસ્તકો આપણે વાંચીએ છીએ. પરંતુ તેમનાં પત્ની શ્રી સુશીબહેને હમણાં પ્રગટ કરેલું એક સુંદર નાજુક પુસ્તક વાંચી આનંદ અનુભવ્યો. સુશીબહેને ગીની ગ્રીનના પુસ્તકનો સરસ ભાવાનુવાદ 'માંદગીને ખંખેરી નાંખો' નામે પ્રગટ કર્યો છે. પ્રત્યેક પાના ઉપર સુંદર ચિત્રાંકન સાથે લખાણ આપવામાં આવેલ છે. પુસ્તકના ચોથા પૂઠા ઉપર શ્રી માતાજીનું એક વાક્ય આપ્યું છે : "તમે સદાયે જીવન પ્રત્યે સ્મિત વેરતા રહો, તો જીવન પણ હંમેશાં તમારી પ્રત્યે સ્મિત વેરતું રહેશે." સમગ્ર પુસ્તક જીવનની હરકોઈ પરિસ્થિતિમાં સ્મિત વેરતા રહેવાની કલા બતાવે છે. માંદગીનો કશો વિચાર કર્યા વગર કુદરતમાંથી લખલૂટ આનંદ લૂંટવાનો માર્ગ બતાવ્યો છે. સર્વત્ર ઉદ્‌બોધનશૈલીનો ઉપયોગ થયો છે, પરંતુ ક્યાંય ઉપદેશકતા પ્રવેશી નથી એ નોંધપાત્ર છે.

બધી જગ્યાએ મિત્રની વાણી આપણે સાંભળીએ છીએ. થોડાં ઉદાહરણ જોઈએ :

"ફૂલોને પણ સૂર્યનો પ્રકાશ જોઈએ છે, જ્ઞાનથી તમે તમારી જાતની આળપંપાળ કરો.", "તમારા બગીચાની તમે જ માવજત કરો.", "પ્રકૃતિને માણો.", "રડવું આવે ત્યારે રડી લો." વગેરે વગેરે.

વ્યક્તિગત દૈનંદિન જીવન કઈ રીતે જીવવું એનો માર્ગ બતાવ્યો છે. સ્વાભાવિકતાથી પ્રભુ-સમર્પિત જીવન જીવવાથી માણસ જીવનનો સાચો આનંદ અનુભવી શકે છે. પુસ્તકને અંતે સુરેશ દલાલે લખ્યું છે

"કરિયે કૃષ્ણ-ઉપાસના, ધરિયે રુદયામાં ધ્યાન,
પળપળના આ પદ્મ મહીં આસન લે ભગવાન.

આવતી કાલ એ ઈશ્વરનું વચન છે : એના પર પ્રવચન કોણ કરે ? કૃષ્ણને કરવું હોય તે કરે."

પુનઃ પુનઃ પઠન કરવા યોગ્ય પુસ્તિકા આપવા માટે શ્રી શુશીબહેનને અભિનંદન.

(માંદગીને ખંખરી નાંખો : અનુ. - સુશી સુરેશ દલાલ, પ્ર. : ઇમેજ પબ્લિકેશન્સ પ્રા.લિ., ૧-૨, અપર લેવલ, સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦૦૦૬ અને મુંબઈ-૨, કિંમત રૂા. ૧૨૫.૦૦)



## જોઉં છું

*વીત્યા યુગોના વિત્તને વંદીને જોઉં છું,*
*ભાષાને સાંભળું છું ને લિપિને જોઉં છું.*
*એમાં વહી ચૂકી નદીની મહેક મીઠડી,*
*પર્વતના અંતસત્ત્વને સૂંઘીને જોઉં છું.*
*હા, હું જ ત્યાં બિમ્બાઉં મારા મૂળ રૂપમાં,*
*જ્યાં ધૂળ ધૂળ આઈનો લૂછીને જોઉં છું.*
*સાચાજૂઠાની તુર્ત મળી જાય છે પિછાણ,*
*સરનામું હર મનુષ્યને પૂછીને જોઉં છું.*

**કિસન સોસા**



## સાભાર સ્વીકાર

**સાહિત્ય સંકુલ** (ચૌટા બજાર, સુરત-૩૯૫૦૦૩)નાં :

**તમારા પ્રતિસ્પર્ધીને ઓળખો ને સફળ થાઓ** : લે. જનક નાયક, કિં. રૂા. ૫૦/-; **મિત્રો બનાવો ને લોકપ્રિય બનો** : લે. અને કિં. ઉપર મુજબ; **સફળ થવું અઘરું નથી** : લે. અને કિંમત ઉપર મુજબ; **ચિંતા છોડો, નિરાંતે ઊંઘો** : લે. અને કિં. ઉપર મુજબ; **તમે અને તમારો આખો દિવસ** : લે. અને કિંમત ઉપર મુજબ; **સુખી જીવો, લાંબું જીવો** : લે. અને કિંમત ઉપર મુજબ; **બૃહદ્ સુવાક્યસંચય** : સંપાદક : શાંતિલાલ શાહ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૩૫૦/-.



# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ગુસ્તાવ ફ્લોબેરથી માંડી અર્નેસ્ટ હેમિંગ્વે સુધીના લેખકો પોતાની એક રચનાને અનેક વાર મઠારતા રહ્યા છે, વારંવાર સુધારતા રહ્યા છે. મૂળ લખાયેલી રચના અને એમાં પછી થતા આવતા ફેરફારો સાથે બદલાતા પાઠોને ઉદ્‌ગમમૂલક વિવેચન (genetic criticism) સંશોધનનો વિષય બનાવે છે. ગુજરાતીમાં ગોવર્ધનરામે 'સરસ્વતીચન્દ્ર'ના પ્રૂફપાઠ સુધી સરસ્વતીચન્દ્ર અને કુમુદને પરણાવ્યાં છે, પણ પછી સ્વજનોનો વિરોધ ઊઠતાં 'સરસ્વતીચન્દ્ર'ના અંતમાં આજે છે તેવો ફેરફાર કર્યો છે— આ બધા આંતરસ્રોત- વિચલન (internal source deviation)ના નમૂના છે. આંતરસ્રોત-વિચલનમાં લેખક પોતાની જ રચનામાં અનેક ફેરફાર કરતો કરતો રચનામાં વિચલન કરતો હોય છે. જેમ લેખક પોતાની રચનામાં વિચલન કરે છે એ જ રીતે રચના અંગેની સામગ્રી જ્યાંથી મેળવી હોય એ સ્રોતથી પણ રચનાને વિચલિત કરતો હોય છે, જેને આપણે બાહ્યસ્રોત-વિચલન (external source deviation) તરીકે ઓળખી શકીએ. 'સરસ્વતીચન્દ્ર'માં લેખકે બદલાવેલો અંત જો 'આંતરસ્રોત- વિચલન' છે, તો 'લલિતાદુ:ખદર્શન'ના મૂળસ્રોતથી માળખાને ઉપાડી એને પ્રશિષ્ટ કરવાની ગોવર્ધનરામની રીત 'બાહ્યસ્રોત-વિચલન' છે. ન્હાનાલાલે આ જ કારણે 'લલિતાદુ:ખદર્શન'ને સરસ્વતીચન્દ્રની પૂર્વતૈયારી રૂપે ઓળખાવ્યું છે.

બાહ્યસ્રોત-વિચલન મારફતે લેખક રચનાને જુદા અભિગમથી, જુદા આશયથી કે જુદા દૃષ્ટિકોણથી નવું કલેવર ધરતો હોય છે. જાણીતા જપાની ફિલ્મદર્શક કુરોસાવાએ શેક્સપિયરના 'મેકબેથ' નાટકનું ચલચિત્રીકરણ કર્યું ત્યારે લેડી મેકબેથને સસત્ત્વા બતાવી નવા આશયના આરોપણ દ્વારા જુદી જ રચના ઊભી કરી. એ જ રીતે કુરોસાવાએ 'રાન'માં શેક્સપિયરના 'કિંગ લિયર' નાટકના ચલચિત્રીકરણ વખતે મૂળ નાયકની ત્રણ દીકરીઓને સ્થાને ત્રણ દીકરાઓ દાખલ કર્યા છે. કુરોસાવાનું શેકસપિયરનું આ સંસ્કરણ જેન સ્માઈલી (Jane Smiley)એ જુદી રીતે જોયું છે. જેન સ્માઈલી ૧૯૯૨માં એની સાતમી નવલકથા 'હજાર એકર' (૧૯૯૧) માટે પુલિત્ઝર ઇનામ વિજેતા અમેરિકી લેખિકા છે.

જેન સ્માઈલીને પણ 'કિંગ લિયર' નાટકનું ભારે આકર્ષણ છે. એની 'હજાર એકર' નવલકથા આ નાટક પર જ આધારિત છે. લેરી કુક અને એની ત્રણ દીકરીઓ જિની, રોઝ અને કેરોલિનની એમાં કથા છે. પણ શેક્સપિયર, કુરોસાવા અને જેન સ્માઈલીના સંદર્ભે રસપ્રદ છે. કુરોસાવાએ 'રાન'માં ઊઘડતા દૃશ્યમાં ત્રણ દીકરા મૂક્યા છે અને મોટો દીકરો કહે છે કે "તમે જ અમને, આજે અમે જે છીએ તેવા બનાવ્યા છે." જેન સ્માઈલીએ કુરોસાવાએ કરેલા આ ફેરફારને ઉપાડી લીધો. જેન કહે છે કે નાટક ઊઘડતા પહેલાં આ પાત્રોનો કોઈ ઇતિહાસ ન હોય એવું માનવા હું તૈયાર નથી. નાટકનું રહસ્ય એ છે કે બંને મોટી બહેનોને જુદી રીતે વર્તવાનું કારણ શું છે ? બંને બહેનોએ રાજા લિયરની ઘણી બધી ગેરવાજબી હરકતો અને માગણીઓનો સ્વીકાર કર્યો છે અને ડોસાની આ ગેરવાજબી માગણીઓનો સ્વીકાર કર્યો એ જ મોટી બહેનોનો મોટો ગુણ ગણાવો જોઈએ.

કુરોસાવા પાસેથી આશયનો ભાગ લઈને જેન સ્માઈલીએ દીકરાઓને સ્થાને ફરી દીકરીઓને જ ગોઠવી છે. દીકરીઓના આશયોને દીકરાઓના આશયોની જેમ શા માટે ચકાસી ન શકાય ? અને એમ જેન સ્માઈલી દીકરીઓના આશયમાં ઊતરી છે. જેનને લાગે છે, ક્રોધે ભરાયેલી મોટી દીકરીઓ જેવી ઘણી સ્ત્રીઓ હોય છે, પણ એનું કારણ માતાપિતા તરફથી અને ખાસ તો પિતા તરફથી થયેલો પૂર્વનો દુર્વ્યવ્યવહાર અને એની પીડા જવાબદાર હોય છે. આ જ એમના ક્રોધનું અને પિતાથી અલગ થઈ જવાનું મુખ્ય કારણ હોય છે. કિંગ લિયરે સતત આત્મરતિ (narcissism)ને ઝનૂનપૂર્વક પ્રગટ કર્યા કરી છે. લિયર એટલો બધો આત્મરતિથી ભરેલો હતો કે દીકરીઓને એમનું પોતાનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ કે જીવન હોઈ શકે એ વાત સમજી શક્યો નહોતો. પોતાથી અલગ દીકરીઓને જોઈ શક્યો નહોતો.

શેક્સપિયરની મૂળ રચના 'કિંગ લિયર' અને કુરોસાવા તેમજ જેન સ્માઈલીનાં એનાથી કરેલાં આ બાહ્યસ્રોત-વિચલનો દ્વારા મૂળ 'કિંગ લિયર'ને નવેસરથી જોવાનો પ્રસંગ તો ઊભો થાય છે જ, પણ બાહ્યસ્રોત-વિચલનથી પોતાની રચનાને, નવા સંદર્ભ પર લેખક કેવી રીતે સ્થિર કરે છે એ જોવાનો પણ પ્રસંગ ઊભો થાય છે.



## સાભાર સ્વીકાર

**અ....ને... સપનું ફળ્યું :** લે. વિનાયક રાવલ, પ્ર. : રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિંમત રૂા. ૪૦/-; **સાધનામાર્ગનાં ભયસ્થાનો :** એમ. પી. પંડિત, અનુ. કિરીટ ઠક્કર, પ્ર. શ્રી અરવિંદ કેન્દ્ર, વલસાડ, ૧૭-એ, સુવિધા કો. હા. સોસાયટી, દાળિયા ફળિયા, વલસાડ-૩૯૬ ૦૦૧, કિં. રૂા. ૧૦/-; **પણ :** લે. ગોવિન્દભાઈ, પ્રાપ્તિસ્થાન : સુમન પ્રકાશન, ૯૮ પ્રિન્સેસ સ્ટ્રીટ, મન્સૂર બિલ્ડિંગ, મુંબઈ-૪૦૦ ૦૦૨ અને પાર્શ્વ પ્રકાશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂા. ૭૦/-; **અદૃશ્ય દીવાલો :** લે. માવજી મહેશ્વરી, પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની, ફુવારા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૧, અને ૧૧૦/૧૧૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબઈ-૪૦૦૦૦૨. કિં.રૂા. ૮૦/; **સાવિત્રી (એક અધ્યયન) :** લે. જગદીશ વ્યાસ, પ્રાપ્તિસ્થાન : શ્રી ગૌરાંગ વ્યાસ, બંગલા નં. ૯૪, શારદાનગર, વાસણા, અમદાવાદ-૩૮૦૦૦૭, કિં. અર્પણ રૂા. ૪૦/-; **યોગ, આધુનિક મનોવિજ્ઞાન અને શ્રી અરવિંદ :** વક્તા : રોહિત મહેતા, સંપાદન : જગદીશ વ્યાસ, પ્રાપ્તિસ્થાન : શ્રી ગૌરાંગ વ્યાસ, બંગલા નં. ૯૪, શારદાનગર, વાસણા, અમદાવાદ-૩૮૦૦૦૭. કિં. અર્પણ રૂા. ૪૦/-.

**શ્રી વિષ્ણુકૃપા વિદ્યાનિધિ** (સરોજિની પટેલ, ૧૭-૨-૪, ચક્રબેરિયા રોડ (સાઉથ), કોલકાતા - ૭૦૦૦૨૫)નાં :

**અર્જુન :** લે. સુનીલ ગંગોપાધ્યાય, અનુ. : નલિન પટેલ, કિં. રૂા. ૯૦/-; **તાજમહાલ મીણનો :** લે. કવિતા સિંહ, અનુ. : નલિન પટેલ, કિં. રૂા. ૭૦/-; **વૃષ્ટિ ભોરની :** લે. આશિષ સાન્યાલ, અનુ. : નલિન પટેલ, કિં. રૂા. ૬૦/-.

### અન્ય

**કોહેનૂર :** લે. ચીનુભાઈ ગી. શાહ, પ્ર. સ્વસ્થ માનવ, સી-૧૪, રમણકલા, સંઘવી હાઈસ્કૂલ રેલવે ફાટક પાસે, નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩, કિં. રૂા. ૬૦૦/-; **સર્વને મારા નમસ્કાર :** અનુ. ચંદ્રકાન્ત મહેતા, સંકલન - નિરુપમા શેઠ, પ્ર. - એન.એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂા.૧૦૦/-; **વિશ્વની અમર વિભૂતિઓ :** સંપા. ડૉ. યશવંત ત્રિવેદી, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૨૫૦/-; **પ્રેમ વિષે :** સં. હેમંત ઠક્કર, પ્ર. ઉપર મુજબ, કિં. રૂા. ૫૫/-.

**પરિચય ટ્રસ્ટ** (મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦૦૦૨)નાં :

**હરીન્દ્ર દવે** (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ નં. ૧૦૨૪) : લે. સુરેશ દલાલ, કિં. રૂા. ૬/-; **વૃદ્ધાવસ્થાને સમજીએ** (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ નં. ૧૦૨૫) : લે. હર્ષિદા રામુ પંડિત કિં. રૂા. ૬/-; **જિનેટિક એન્જિનિયરિંગ :** (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ નં. ૧૦૨૬) : લે. ડૉ. મનુ કોઠારી કિં. રૂા. ૬/-.

**અક્ષર ભારતી પ્રકાશન** ('૫, રાજગુલાબ શૉપિંગ સેન્ટર, વાણિયાવાડ, ભુજ (કચ્છ) - ૩૭૦૦૦૧')નાં:

**એક નવું આકાશ :** લે. ગીતા ચાવડા, કિં. રૂા. ૧૭૫/-; **નારીસૃષ્ટિ : બંધન અને મુક્તિ :** લે. ઉપર મુજબ, કિં. રૂા. ૭૫/-; **સ્ત્રીસપ્તક :** લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/-.

### અન્ય

**મુક્તક-રત્નકોશ :** ચયન અને અનુવાદ - ડૉ. હરિવલ્લભ ભાયાણી, પ્ર. : ગુજરાત સાહિત્ય અકાદમી, જૂનું વિધાનસભા ભવન, સેક્ટર ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭, કિં. રૂા. ૧૮૫/-; **કવિજન કહે કુંડળિયો :** લે. પ્ર. ડૉ. રમણીકલાલ છ. મારુ 'અમિત', ૪, લેઈક વ્યૂ પ્લૉટ, આર્ય સમાજ મંદિર પાસે, ધ્રાંગધ્રા-૩૬૩૩૧૦, કિં. રૂા. ૬૦/-; **આ પણ અમેરિકા છે, દોસ્તો ! :** લે. બટુક વોરા, પ્ર. : યજ્ઞ પ્રકાશન, હુજરાતપાગા, વડોદરા-૩૯૦૦૦૧, કિં. રૂા. ૫૦/-; **અનુપમ નિરુપમા :** લે. પ્ર. : સનત્ ત્રિવેદી, 'તૃપ્તિ', ૧૧, નૂતનનગર, કાલાવડ રોડ, રાજકોટ-૩૬૦૦૦૧, કિં. રૂા. ૧૨૦/-.

## એકલતા

*આજ મારી આ એકલતામાં*
*કોણ મને સંભાળે ?*
*નિસ્સારતાના સિન્ધુમાં ડૂબેલ :*
*નાવ બનીને તારે ?.... આજ૦*

*ભર્યાં ભર્યાં સંસારમાં ઝૂલતો*
*પ્રમત્ત યૌવન-કાળે !*
*માનવીઓનો મેળો મળ્યો'તો*
*આગ્રહ, દિલને ધારે,*
*મેળાનાં પંખી ઊડી ગયાં સૌ,*
*માળો વિખેર્યો કાળે,*
*કોણ મને સંભાળે ?..... આજ૦*

*સંયોગ સાથે વિયોગ જાણું :*
*અકળ, અટળ ધારો;*
*અવલંબનની આદત એવી !*
*ગૂંથાઈ માયાની જાળો !*
*એકલ એ આધાર ખસી જતાં*
*ડૂબતો સાયર-પાળે !*
*કોણ મને સંભાળે ?..... આજ૦*

*ભક્તિ-વિહોણું જ્ઞાન ન તારે,*
*બોજ બનીને મારે !*
*જ્ઞાન-ભક્તિ-હલેસે જાવું*
*ભવસાગર-ઓવારે.*
*આજ તો જલતો ભવની ઝાળે,*
*કોણ મને સંભાળે ?..... આજ૦*

**અનામી**



### સાભાર સ્વીકાર

**ગુજરાત સાહિત્ય અકાદમી** (જૂનું વિધાનસભા ભવન, સેક્ટર નં. ૧૭, ગાંધીનગર-૩૮૨૦૧૭)નાં :

**આવ, ગિરા ગુજરાતી** : લે. ભોળાભાઈ પટેલ, રૂા. ૧૪૦/-; મ.ન.દ્વિવેદી સાહિત્ય શ્રેણી-૪ : **આત્મવૃત્તાંત-ગુલાબસિંહ** : સંપાદક : ધીરુભાઈ ઠાકર, કિં. રૂા. ૨૨૦/-; **આધ્યાત્મિક ક્રાંતિનાં ફૂલ** : અનુવાદક : પ્રદીપ ખાંડવાળા, કિં. રૂા. ૮૦/-.






# ગુજરાત સાહિત્ય અકાદમી
## જૂનું વિધાનસભા ભવન, સે. ૧૭, ગાંધીનગર

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો /આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

### (૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-૨૦૦૧ થી તા. ૩૧-૧૨-૨૦૦૧ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાના જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં <u>બાળવિભાગમાં</u> (૧) કાવ્ય (૨) વાર્તા (૩) ચરિત્રાદિ (૪) નાટકો અને <u>પ્રૌઢ વિભાગમાં</u> (૧) નવલકથા (૨) ટૂંકી વાર્તા (૩) નાટક-એકાંકી નાટક (૪) હાસ્ય-વ્યંગ-કટાક્ષ (૫) નિબંધ અને પ્રવાસ (૬) કવિતા (૭) વિવેચન (૮) સંશોધન-ભાષાવ્યાકરણ (૯) આત્મકથા-રેખાચિત્ર-પત્ર-જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) (૧૦) લોકસાહિત્ય (૧૧) અનુવાદ વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની નકલ તા. ૩૧-૭-૨૦૦૨ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

### (૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

### (૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવશે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો, ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

### (૪) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે, અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંકઃ ૨ થી ૪ નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૭-૨૦૦૨ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| કનૈયાલાલ મ. પંડ્યા | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

ક્રમાંકઃગસઅ-યોજ

હું કોઈ જ નથી.
કાંઈ જ નથી.
તમે કોણ છો ?
શું તમે પણ
કાંઈ જ નથી ?
કોઈ જ નથી ?

એમિલી ડિકિન્સન અનુ. ધનવન્તી

❑

પૂર્વસૂચના છે એ
લૉન પર લંબાતો પડછાયો,
સૂર્ય ડૂબવાનો ઇશારો.
અંધારું આવી રહ્યું છે તેની
ચમકેલા ઘાસને ચેતવણી.

એમિલી ડિકિન્સન અનુ. ધનવન્તી

❑

કોઈ કહે,
શબ્દ બોલાય
એટલે
એ મરી જાય.
હું કહું છું,
એ ઘડીએ
એનો જન્મ થાય.

એમિલી ડિકિન્સનડિકિન્સન
અનુ. ધનવન્તી

## જુનવાણી ડોસીઓનું જૂઠ

જુનવાણી ડોસીઓ ઉચ્ચારતી :
'દુ:ખના દહાડા ચાર.'
ને એ ચાર દહાડા વીતવાની રાહમાં
બચપણ વીત્યું
ને જોવનાઈ પણ ગઈ
ને આ હવે ખભ્ભે બુઢાપો પણ ચડ્યો છે.
કિંતુ મારા દુ:ખના એ ચાર દહાડા
ના હજી પૂરા થયા.

કચકચાવી દાંત
ભાંડું ગાળ જૂઠી ડોસીઓને રોજ ને નક્કી કરું છું
કમ સે કમ હું કોઈ બાળકને
નહીં કહું જૂઠ એ.

જૂઠ આખર જૂઠ છે.
જૂઠના એ તંગ લાંબા દોરડા પર
જિંદગીભર સંતુલનપૂર્વક અવિરત ચાલવું-
ટકવું ને જીવવું કેટલું કરપીણ છે !

ઓ રે જૂઠી ડોસીઓ !
સુખની થોડી મરણમૂડી સુધ્ધાં
છેવટ કથીર થઈ જાય છે.....
નઘરોળ ડોસીઓ !
તમારું જૂઠ બહુ દારુણ, બહુ જીવલેણ છે.....

એક દિવસ સ્વપ્નમાં આવી એ સદગત ડોસીઓ,
ફિક્કું હસી, બોલી કે બેટા !
જૂઠના એ તંગ લાંબા દોર પર
વૈધવ્યનો વસમો સમય ઊંચકી અમે ચાલ્યાં હતાં.
ને પગમાં ફરફોલા ઉપેક્ષાના, અનાદરના હતા અમને
છતાં ચાલ્યાં હતાં, જીવ્યાં હતાં છેવટ લગી,
રાખીને સંતુલન સતત.
વારસો જે જૂઠનો અમને મળેલો
એ તને આપ્યો અમે.
જૂઠના એ વારસા પર આખ્ખુંયે કાંટાળું આ જીવતર નભે
-એ કેવી મોટી વાત છે !
કોઈ પણ રીતે નભાવી લેવું જીવતર-આમ સમજેલાં અમે
ને એમ જીવ્યાં'તાં અમે......

રમેશ પારેખ

**Uddesh** (A literary, cultural monthly) **June - 2002** ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No. 188 R. No. GUJ.156/2002

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ બારમું : અંક બારમો

જુલાઈ : ૨૦૦૨

તંત્રી

રમણલાલ જોશી

૧૪૪



# ઉદ્દેશ

વર્ષ : બારમું | અંક : બારમો | સળંગ અંક : ૧૪૪

## અનુક્રમ : જુલાઈ ૨૦૦૨



પ્રકાશક : રમણલાલ જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન. ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' ફાઉન્ડેશન વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

લેઆઉટ, ટાઇપસેટિંગ : પ્રતિકૃતિ, ૭, શ્યામ એપાર્ટમેન્ટ્સ, વિશ્રામનગરની પાછળ, ગુરુકુળ રોડ, મેમનગર, અમદાવાદ - ૩૮૦ ૦૫૨. ફોન : ૭૪૧૭૬૭૦, ૭૪૮૭૬૧૮

મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૪. ફોન : ૨૧૬ ૭૬૦૩

### સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
- આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂા. ૧૫૦, વિદેશમાં (ઍરમેલ) રૂા. ૭૫૦, આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂા. ૧,૫૦૦.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. કૃતિ સાથે ટિકિટ ચોડેલું જવાબી પરબીડિયું મોકલવું જરૂરી છે અન્યથા કૃતિ પરત મોકલાશે નહિ.
- સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ મહિનામાં અપાય છે.
- છૂટક નકલ રૂા. ૨૫, પોસ્ટેજ સાથે.
- લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' ફાઉન્ડેશન
  ૨, અચલાયતન સોસાયટી,
  સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે,
  નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯.
  ફોન : ૭૯૧૧૬૭૭; ૭૯૧૦૨૨૭
- લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામના ચેક/ડ્રાફ્ટથી મોકલવાં. બહારગામના ચેકો સ્વીકારાશે નહિ.
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) વિજય મૅગેઝીન વર્લ્ડ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૫૩૫૪૫૯૬

(૨) સૌરભ પુસ્તક ભંડાર
કેલિકો ડોમ પાસે, મેડા ઉપર,
રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩૧૨૩૦, ૭૪૭૫૦૯૭

(૩) મૅગેઝીન વર્લ્ડ
સ્ટેશન રોડ, આણંદ - ૩૮૮ ૦૦૧

(૪) ઇમેજ પબ્લિકેશન પ્રા. લિ.
૧, ૨, સેન્ચુરી બજાર, પહેલા માળે,
આંબાવાડી સર્કલ, આંબાવાડી,
અમદાવાદ - ૩૮૦ ૦૦૬.

'ઉદ્દેશ'ના છૂટક અંકો પણ ઉપરના સરનામે મળશે.



# મ્હારાં નયણાંની આળસ રે...

'ઉદ્દેશ'ના જૂન ૨૦૦૨ના અંકમાં 'ભગવાન શું છે ? અને ક્યાં મળે ?' એ લખાણ થયું. એ પછી હું મનમાં નીચેની પંક્તિઓ બોલતો :

*નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે,*
*નાથ વાયુની પેઠે રે, સદા મુજબ ઉરમાં વહે.*

પણ આ પંક્તિઓ ન્હાનાલાલના કયા કાવ્યમાં આવે છે એ યાદ ન આવ્યું. પછી 'ન્હાનાલાલ મધુકોષ' પુસ્તક હાથ આવ્યું. આ પુસ્તક ઉમાશંકરે પોતાની સહી કરીને મને ભેટ આપેલું. તારીખ લખી છે ૧૪-૪-૬૨.

પ્રભુ તો સર્વત્ર અને સર્વ પદાર્થોમાં છે. પણ આપણી આંખ એને જોઈ શકતી નથી. આપણી આંખોની આળસ છે. આપણા ઉપર પ્રભુ જાણે કે આકાશરૂપે છવાઈ ગયા છે. અને પવનની જેમ આપણા હૃદયમાં હંમેશાં વહે છે. પરંતુ આપણને એનું દર્શન થતું નથી. એનું કારણ આપણી દૃષ્ટિની આળસ છે. એટલે તો કવિ પ્રભુ પાસે દિવ્ય દૃષ્ટિની માંગણી કરે છે. અજ્ઞાનરૂપી અંધકાર દૂર થયા વગર પ્રભુનાં દર્શન શી રીતે થાય ? એટલે તો કવિ આંખોને આળસ ત્યજી દેવાનુ કહે છે. કારણ કે એમની ઇચ્છા-કહો કે એકમાત્ર ઇચ્છા-હૃદય ભરીને હરિને નીરખવાની છે. આ કાવ્ય ગાંધીજીને પણ પ્રિય હતું. આવું જ મારું એક બીજુ પ્રિય કાવ્ય તે તુલસીદાસનું 'ઠુમક ચલત રામચન્દ્ર, બાજત પૈંજનિયાં'. ઘણી વાર રામચન્દ્રને એ રીતે ચાલતા જોવા મન તલસે છે.

ન્હાનાલાલના આ અત્યંત કલાત્મક કાવ્યનું વિવરણ શું કરવું ? કાવ્ય જ નીચે આપું છું :

*મ્હારાં નયણાંની આળસ રે, ન નીરખ્યા હરિને જરી;*
*એક મટકું ન માંડ્યું રે, ન ઠરિયાં ઝાંખી કરી.*

*શોક-મોહના અગ્નિ રે, તપે ત્હેમાં તપ્ત થયાં;*
*નથી દેવના દર્શન રે, કીધાં ત્હેમાં રક્ત રહ્યાં.*

*પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યાં;*
*નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઊભર્યાં.*

*નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઈ રહે;*
*નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમા વહે.*

જરા ઊઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ તદા;
બ્રહ્મ બ્રહ્માંડ - અળગા રે, ઘડીયે ન થાય કદા.

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ ત્હેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ ત્હોયે કંઈ દિનની

સ્વામી સાગર સરીખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, 'વિરાટ, વિરાટ' વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ! ક્યહારે ઊઘડશે ?
એવાં ઘોર અંધારાં રે, પ્રભુ ! ક્યહારે ઊતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડદા; પડદાં;
નેનાં ! નીરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા.

આંખ ! આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ.

**રમણલાલ જોશી**



## 'ઉદ્દેશ'ના નવા આજીવન પ્રોત્સાહક સભ્યો

| | | |
|---|---|---|
| ૧. | શ્રી રાજેન્દ્ર નાણાવટી | વડોદરા |
| ૨. | ડૉ. અરુણ બી. શેલત | અમદાવાદ |
| ૩. | શ્રી કીર્તિકાન્ત બી. પુરોહિત | વડોદરા |
| ૪. | શ્રીમતી ચિન્મયી એમ. રાલી | અમદાવાદ |
| ૫. | ડૉ. ઉર્વીશ જે. વસાવડા | જૂનાગઢ |
| ૬. | પ્રા. કૈલાસબહેન ડિ. જાની | મુંબઈ |

તંત્રી

## ઈન્દ્ર શાહને મળેલો પ્રતિષ્ઠિત 'ફ્રીડમ એવૉર્ડ'

ક્લીવલૅન્ડ, ઓહાયોની 'અમેરિકન નેશનાલિસ્ટિસ મૂવમેન્ટ' સંસ્થા તરફથી શ્રી ઈન્દ્ર શાહને 'ફ્રીડમ એવૉર્ડ' આપવામાં આવ્યો છે. ટાઈટલ ઇન્શ્યુરન્સ, રિઅલ એસ્ટેટ તથા બાર એસોસિયેશનના ક્ષેત્રમાં તેમની વિવિધ કામગીરી માટે આ એવૉર્ડ તેમને આપવામાં આવ્યો છે. તેમણે ગુજરાત યુનિવર્સિટીમાંથી એમ.બી.એ. અને કાયદાશાસ્ત્રમાં માસ્ટર ડિગ્રી મેળવી છે. ૧૯૭૧માં અમેરિકા આવી તેઓ વકીલાતના વ્યવસાયમાં જોડાયા. તેઓ ક્લીવલૅન્ડ બાર એસોસિયેશનના ટ્રસ્ટી, તથા ઓહાયો લૅન્ડ ટાઇટલ એસોસિયેશનના ઑનરરી આજીવન સભ્ય છે.

ઓહાયોસ્થિત 'ઇન્ડિયા કમ્યૂનિટી સેન્ટર'ના તેઓ ભૂતપૂર્વ પ્રમુખ હતા અને એ સંસ્થાના ઉપક્રમે નીકળતા માસિક 'ધ લોટસ'ના તંત્રી હતા. સ્થાનિક રિપબ્લિકન પક્ષની 'આઉટરીચ કમિટી'ના તેઓ ચેરમૅન છે. આવી અનેક સંસ્થાઓમાં તેમણે આપેલી સેવાની નોંધ ઓહાયોના ગવર્નર, સેનેટર, તથા ઈસ્ટ લેક સિટીના મેયરે લીધી છે અને તેમને માનપત્ર પણ આપવામાં આવ્યાં છે.

વકીલાતના વ્યવસાય સાથે ઇન્દ્ર શાહે કાવ્યો પણ લખ્યાં છે. તેમનાં કાવ્યો 'ગુર્જરી ડાયજેસ્ટ' અને અમેરિકા અને ભારતથી પ્રગટ થતાં ઘણાં સામાયિકોમાં પ્રગટ થાય છે.

શ્રી ઇન્દ્ર શાહને ૨૦૦૨ના વર્ષનો 'એશિયન અમેરિકન લીડરશીપ એવૉર્ડ' કોલંબસમાં મે ની ૨૭ તારીખે ઓહાયો સિવિલ રાઈટ્સ કમિશન દ્વારા અર્પણ થયો હતો. ઇન્દ્ર શાહે ઇન્ડિયા કમ્યૂનિટી સેન્ટરના પ્રમુખ તરીકે અને તેના માસિક 'લોટસ'નાં તંત્રી તરીકે સેવાઓ આપી છે, અત્યારે એ સંસ્થાના ટ્રસ્ટી છે અને લેઈક કાઉન્ટીની રિપબ્લિકન પાર્ટીની આઉટરીચ કમિટીના તેઓ પ્રમુખ છે. તે સપરિવાર અમેરિકા રહે છે. ડૉ. ઈન્દ્ર શાહનાં પત્ની મીનાક્ષીબહેન અને પુત્ર ડૉ. સંભવ તેમનાં સામાજિક - સાંસ્કૃતિક કાર્યોમાં સહયોગ આપે છે.

## શ્રી જનક નાયકને 'ગિજુભાઈ બધેકા એવૉર્ડ'

પ્રસિદ્ધ લેખક શ્રી જનક નાયકને નાનુબાપાની વિજ્ઞાનવાર્તાઓ માટે 'ગિજુભાઈ બધેકા એવૉર્ડ' એનાયત થયો છે. અભિનંદન.

## ભારતીય સંસ્કૃતિ ફાઉન્ડેશન તરફથી રામસિંહજી રાઠોડની પંચમ સંવત્સરી નિમિત્તે કાર્યક્રમો

સ્વ. શ્રી રામસિંહજીભાઈ રાઠોડની પંચમ સવત્સરી નિમિત્તે અર્ઘ્ય આપવા તા. ૩૦-૬-૨૦૦૨ના રોજ ભુજમાં કાર્યક્રમ યોજાયો હતો. આ સમારંભમાં શ્રી નારાયણ જોષી 'કારાયલ' (વિગોડી-કચ્છ) અને ડૉ. ગોવર્ધન શર્મા તથા ડૉ. ભાવનાબેન મહેતા (ગાંધીનગર)ને આશાપુરા ફાઉન્ડેશન પ્રેરિત સુવર્ણચંદ્રક અર્પણ થયો હતો. અભિનંદન અને શુભેચ્છાઓ.

## અજોડ કોશકાર પાંડુરંગ ગણેશ દેશપાંડેનું દુઃખદ અવસાન

ગુજરાતીના મહાન કોશકાર પાંડુરંગ ગણેશ દેશપાંડે (જન્મ : ૧૯ ડિસેમ્બર ૧૯૦૦)નું તા. ૧૫ જૂન ૨૦૦૨ના રોજ દુઃખદ અવસાન થયું. તેઓ કોશકાર, અનુવાદક અને ચિત્રકાર હતા. ગૂજરાત વિદ્યાપીઠમાંથી ૧૯૨૪માં સ્નાતક થયેલા અને વિદ્યાપીઠમાં જ શિક્ષક અને ગ્રંથપાલ તરીકે સેવાઓ આપેલી. થોડો સમય નવજીવન પ્રકાશન મંદિરમાં પ્રૂફરીડિંગ, હસ્તપ્રત તપાસવાનું અને અનુવાદકનું કામ કરેલું. એ પછી ગાંધી સ્મારક સંગ્રહાલય, નવી દિલ્હીમાં વ્યવસ્થાપક તરીકે હતા. ૧૯૫૬થી ૧૯૬૭ સુધી 'Collected Works of Mahatma Gandhi'નાં સંપાદક અને અનુવાદક તરીકે કાર્ય કરેલું. તેમણે ચરિત્રો પણ લખ્યાં છે. 'રાષ્ટ્રીય જાગૃતિના જનક લોકમાન્ય ટિળક' (૧૯૫૬)એ એમનો ચરિત્રગ્રંથ જાણીતો છે. પરંતુ કોશનું તેમનુ કાર્ય અનુપમ છે. એમનો અંગ્રેજી-ગુજરાતી કોશ ખૂબ જાણીતો છે. એ પછી તેમણે ગુજરાતી-અંગ્રેજી કોશ પણ પ્રગટ કરેલાં. 'અંગ્રેજી-ગુજરાતી વિનીત કોશ' પણ જાણીતો

છે. તેમણે 'સેવા-ધર્મ', 'હિન્દુસ્તાનની જ્ઞાતિસંસ્થા' અને 'આધુનિક ભારત' જેવા અનુવાદો પણ આપ્યા છે. તેમણે મરાઠી અને અંગ્રેજીમાંથી ગુજરાતીમાં તેમજ હિન્દી અને ગુજરાતીમાંથી મરાઠી અને અંગ્રેજીમાં પણ અનુવાદો કરેલા. 'કાલેલકર અધ્યયન ગ્રંથ' (૧૯૬૧)ના સંપાદનકાર્યમાં ઉમાશંકર જોશી, અનંતરાય રાવળની સાથે તેમનું નામ પણ છે. આ રીતે વિવિધ વિદ્યાકાર્યમાં તેઓ સક્રિય હતા. એક સો બે વર્ષે તેમનું અવસાન થયું. તેમની શતાબ્દી ગુજરાતે ઉચિત રીતે ઊજવી નહીં એનો ખેદ છે, તેમના અવસાનથી ગુજરાતના સંસ્કારજીવનને ન પુરાય તેવી ખોટ પડી છે. પ્રભુ સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે અને તેમના અવસાનનું દુઃખ સહન કરવાની તેમનાં કુટુંબીજનોને શકિત અર્પે એ પ્રાર્થના.



## આભનો ચંદરવો

*કેમ કરી એક એક વીણું હું તારલા,*
*રમતી આ રાત વહી જાય,*
*આભના ચંદરવાની પોટલી કરીને લાવ*
*તારલાને બાંધું એ માંય.*
*આછા-આછા અજવાળે અજવાળે લાવ ને*
*પકડું ચંદરવાની કોર,*
*આકાશે આંબતા ગિરિવરની ટોચ પર*
*જાઉં ને ઝાલું આ પોર.*
*ચીબરીને ચિત્કારે ચિરાતી રાતડી*
*રૂપકડી ચાંદીમાં ન્હાય,*
*લહેરાતા દૂધમલ પાલવની કોરથી*
*ધરતીને વ્હાલ કરી જાય.*
*ટમટમતા તારલાના ભીના અજવાળામાં*
*ઝાડીમાં આગિયા સોહાય,*
*ઊબડ-ખાબડ ભોમ માથે ભટકતાં*
*તમરાંનાં ગીતો સંભળાય.*
*રૂપકડાં આભલાંની ઓથે સંતાયેલું*
*આભ અતિ ઊંચેરું જાય,*
*રાત રહી થોડી ને વેશ ઘણા ઝાઝા છે,*
*આભ સુધી ક્યારે પહોંચાય ?*
*એકાદી ટેકરી ઓળંગી હોંશથી,*
*નાનકડું સરવર દેખાય,*
*આભ કેરા તારલિયા સાગમટે આવીને*
*સરવરમાં નિરાંતે ન્હાય.*
*કરુણાસાગર કેરી કરુણા નિહાળતાં*
*આનંદે હૈયું ઊભરાય,*
*લાવ ફટોફટ વીણી તારલિયા સામટા*
*મૂકું એ ગજવાની માંય.*
*સરવરની પાળ પર આવીને જોરથી*
*કૂદ્યો એ સરવરની માંય,*
*પલભરમાં વેરછેર થાતા સોહામણા*
*ન્હાતા એ તારલા બધાય.*
*આવ્યો આ હાથ હવાં સરકીને જાય ક્યાંય,*
*જળ માંહે જાતે લોપાય,*
*જેમ જેમ લોપાતા જાયે તારલિયા,*
*તેમ તેમ મનડું દુખાય.*
*ધરતીના ગાભ થકી ઉગમણા આભ મહીં*
*સૂરજડો રાતો ડોકાય,*
*પૂરા આકાશ મહીં રેલાતાં રશ્મિમાં*
*તારલો ના એકે દેખાય.*
*ચક્ષુને આંગણથી ચૂયાં બે આંસુડાં,*
*ટપક્યાં એ સરવરની માંય,*
*અમૃતથી મીઠડાં પાણી પલકમાં*
*ખારાં ખારાં ઊસ થઈ જાય.*

**ડૉ. અરુણ બી. શેલત 'વ્યથિત'**

# પારાશર્યની પ્રકૃતિકવિતા

નીતિન વડગામા

કવિમાત્રની કાવ્યસર્જનની પ્રવૃત્તિમાં પ્રકૃતિનો પ્રગાઢ અને અવિનાભાવી એવો હિસ્સો સ્વીકારાયો છે. અનાદિકાળથી અદ્ય પર્યન્ત એક યા બીજી રીતે કાવ્યપ્રવૃત્તિ દરમ્યાન પ્રકૃતિનું મહિમાગાન કરતાં કવિને માટે પ્રકૃતિનું અક્ષયપાત્ર જાણે કે સદાસર્વદા ભર્યુંભાદર્યું જ રહ્યું છે. હા, કાલાન્તરે પ્રકૃતિને માણવા-પિછાણવા-પ્રમાણવા કે પ્રકૃતિને નીરખવા-નિરૂપવા પ્રત્યેનો કવિઓનો અભિગમ બદલાતો રહે, પરંતુ પ્રકૃતિના વૈભવથી વિમુખ બનવું તો કવિઓને ન જ પાલવે. પ્રકૃતિ, કવિને માટે કાવ્યસર્જનની પ્રેરણાનું નિમિત્ત બની રહે છે કે પછી પ્રકૃતિના વિપુલ ભંડારમાંથી કવિને કાવ્યસામગ્રીની ઉપલબ્ધિ પણ થતી રહે છે.

નિસર્ગની નિર્મળ તારતન્ત્રીથી છૂટા પડેલા ને અહંત્વમાં અથડાતા માનવીને ઉપાલંભ આપતાં તથા સર્જનની જનેતા સમી નિસર્ગશ્રીનું માહાત્મ્ય સમજતાં-સ્વીકારતાં કવિશ્રી મુકુન્દરાય પારાશર્ય, સ્વયં નિસર્ગશ્રી સાથેની તદ્રૂપતા ઝંખે છે —

*પતંગિયું થૈ રમું પુષ્પઅંકમાં,*
*તૃણે તૃણે થાઉં તુષારબિન્દુ,*
*વિહંગ-કલ્લોલ-પ્રમોદનો સદા*
*સાક્ષી સમો હું પ્રતિકમ્પમાં કવું.*
*તારા જ એ પુષ્પિત પલ્લવાન્તરે*
*માગું સદા જીવનજંપ નીડમ્.*

('સંસૃતિ', ૬૦-૬૧)

નિસર્ગશ્રીનો મહિમા પિછાણતા-પ્રમાણતા આ કવિ પંડે કાવ્યાન્તર્ગત નિસર્ગનું મહિમાગાન ન કરે તો જ નવાઈ ! 'અમે તો વનવગડાના વાસી / પુષ્પ પવન ને ઝરણ હરણના / અમે સદા સહવાસી' એમ કહીને, પોતાની કવિ-ઓળખ આપતા કવિ પારાશર્યની કવિતામાં પણ, સ્વાભાવિક રીતે જ, પ્રકૃતિનાં વિવિધ રૂપોનું વર્ણન-નિરૂપણ થાય છે.

પૂર્વના ગગનમાં અરુણોદયને પ્રતિપલ ઝંખતું પરોઢનું પંખી; સિન્ધુના દઢ કરે વીંટાયેલી ચૈત્રની વિશદ શાન્ત પૂર્ણિમા; આછી આછી ને ઊજળી એવી વનમાં નિર્ઝરતી ચન્દ્રિકા કે પછી આથમતો પૂર્ણચન્દ્ર-એ સઘળાં પ્રકૃતિ-તત્ત્વોનાં પ્રસન્નમધુર ચિત્રો, પારાશર્યની કલમે અવાર-નવાર અંકાય છે. આ કવિની કવિતામાં પ્રકૃતિ, ક્યારેક સાધ્યરૂપે આવે છે, તો ક્યારેક વળી સાધનરૂપે આવતી પણ જણાય છે. એટલે, આ કવિ, એક બાજુ, પ્રકૃતિનાં તત્ત્વોનું નર્યું-નીતર્યું સૌન્દર્યદર્શન કરવાનું લક્ષ્ય રાખે છે, તો બીજી બાજુ, તેમની કવિતામાં પ્રકૃતિ, ચિંતન-દર્શન કે બોધ-ઉપદેશને વ્યક્ત કરવાનું વાહન તેમજ માનવના મનોભાવોને પ્રગટ કરવાનું માધ્યમ બનીને પણ આવે છે.

પુષ્પ-પવન-પૂનમ, ઝરણ-હરણ, સરિતા-સાગર, ફૂલ-ફોરમ કે વર્ષા-વસંત જેવી ઋતુઓ રૂપે વિલસતી પ્રકૃતિની માધુરી કેવી તો મનોહારી હોય છે એની પ્રતીતિ પારાશર્યનાં અનેક કાવ્યોમાંથી થતી રહે છે. ભાષા, બુદ્ધિ, સ્મરણ કે ગ્રહણશક્તિનું વરદાન પામેલા મનુષ્યો પણ જેનાથી વંચિત રહી જવા પામ્યા છે એવા કર્ણમધુર ટહુકાનું કામણ કેવું છે ? સદ્ભાગી કોકિલને મળેલા એ ઉપહારને કવિ પણ વધાવે છે.

*સુધાતૃપ્ત્યુલ્લાસે તુજ લહરતી કાવ્યસુરભિ;*
*પતત્રિન્ ત્વત્કંઠે શુચિ પરમઆહ્લાદિત ધ્વનિ;*
*યથા સ્વેચ્છાચારી પવનપગલે વારિ ઊછળે,*
*રહ્યું તેવું નાચી હૃદય મુજ તારા ટહુરવે.*

('સંસૃતિ', ૭૭)

કોકિલના ટહુકાને મિષે પ્રકૃતિને મનુષ્યથી ચડિયાતી દર્શાવીને કવિ, આમ, પ્રકૃતિની મહત્તા પ્રસ્થાપિત કરે છે ને પ્રકૃતિનું સાંનિધ્ય માણવું ઇષ્ટ સમજે છે.

પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોને અનુષંગે કવિશ્રી પારાશર્ય, કેટલાંક અલંકૃત તો કેટલાંક સ્વભાવોક્તિ એવાં ચિત્રો પણ દોરે છે. ઘવાયેલાં હૈયાંને ઉરભાવે રૂઝવતી ને વાત્સલ્યમાં લપેટીને શ્રમિતોને નિજ અંકે ધરતી સન્ધ્યા, કવિને મન, ઉષાથી પણ અદકી ન્યારી અને પ્યારી છે, એ સિદ્ધ કરવા કવિ ઉષા અને સન્ધ્યા ઉભયનાં ગુણલક્ષણો વર્ણવે છે, એ વેળાએ દોરાયેલું ઉષાની સૌંદર્યશ્રીનું

સ્વભાવોક્તિ શબ્દચિત્ર માણવા જેવું છે. કોમલ કરાંગુલિથી રજનીનો પડદો ઊંચો કરીને પ્રવેશ પામતી ઉષાનું જાજરમાન ચિત્રાંકન નિહાળો –

*કરી ઊંચો નીલો રજનિપડદો કોમળ કરે*
*ઉષા પ્રાચીદ્વારે પ્રણયપલકારે સ્મિત કરે,*
*ઘડી આશાઘેલાં કુસુમ કુસુમે લોચન રમે,*
*નવે ખંડે મંજુ કવન અધીરાં કંકણ કરે.*

* * *

*લસે તાજી આછી શરમસુરખી ગૌર વદને.*
*તજી સર્વે વ્યોમે અમિત પગથારે ઉમળકે*
*નવોઢા શી પ્યાસી સમદ, સરતી ધીર પગલે.*

('અર્ચન', ૧૦૦)

એવી જ રીતે, નિરાશ થઈને રડતા ને કપાળ કૂટતા નાવિકને આશાવાદી બનીને તરવા ને નાવને તારવા માટે પ્રવૃત્ત રહેવાની શિખામણને શબ્દબદ્ધ કરતા કાવ્ય 'નાવિકને'માં દોરાયેલાં પરસ્પરવિરોધી બે ચિત્રો પણ આસ્વાદક્ષમ છે. સુપ્ત જલનિધિના શાંત જલરાશિમાં ધીમેધીમે તરતાં હોડલાંનું કોમલ ચિત્ર આંકતા કવિ, એ જ કાવ્યમાં, વીજના કડાકા સાથેની અંધારઘેરી રાત્રિએ અબ્ધિ રૂઠતાં સર્જાતી ભયાવહતાનું કરાલ ચિત્ર પણ આંકે છે. પ્રકૃતિની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ અને કવિસહજ ચિત્રાંકનશકિતનો એકસાથે પરિચય આપી જાય છે આ પંકિતઓ —

*તારાઓનાં વિશદ કિરણે વ્યોમ હોયે પ્રકાશ્યું,*
*નીચે હોયે જલનિધિ તણું સુપ્ત વારિ વિરામ્યું,*
*તેમાં વચ્ચે ઉદિત શશીનાં રશ્મિમાં સ્નાન લેતું*
*ધીમુંધીમું તરલિત થતું હોય હોડું તણાતું.*

* * *

*રૂઠ્યો અબ્ધિ, ઊછળી જબરી ફાળ લેતા તરંગો,*
*વાયુ ફૂંકે અજડ, પટકે નાવ, તૂટે સુકાન,*
*નાના મોટા ખડક ફરતા, ગાઢ-અંધાર-છાયા,*
*કાળી રાતે પ્રબલ ચમકી વીજ લેતી કડાકા.*

('અર્ચન', ૧૩૨)

'ફૂલ ફાગણનાં'ના કવિ પારાશર્યને, ફૂલ અને ફાગણ ઉભયનું અડાબીડ આકર્ષણ રહ્યું છે. તાપમાં ને જળમાં, સાંજે, સવારે ને પરોઢે ખીલતાં ને સુરભિ ઢોળી વાયરે ઝૂલતાં તથા ઉરસુગંધ ને કોમળતામાં મશગૂલ બની રહેતાં ફૂલની સંમોહક સૌન્દર્યછટાને કવિ અનેક કાવ્યોમાં શબ્દસ્થ કરે છે. શરદના શાન્ત શીતળ સવારે ધીરેધીરે ખરતાં ને ઝાકળભીની હરિત દુર્વાની સે જ ઉપર આરામથી મલકતાં ને વિલસતાં પારિજાતનાં ફૂલની મૃદુતા-મુલાયમતા-મધુરતાની સાથોસાથ, એના કમનીય કામણની વ્યાપકતાને કવિ આ શબ્દોમાં આલેખે છે —

*સુરભિના સૂત્રથી ગીત બુલબુલ તણાં*
*ગૂંથતાં ધરતીને કંઠ ધરતાં,*
*નીલ નિર્મળ નભસ્પર્શથી પૃથ્વીના*
*શું ન રોમાંચ સાકાર બનતા !*

('ફૂલ ફાગણનાં', ૧૩)

'ફૂલવેલ વાએ ચડી' કાવ્યમાં, વાએ ચડેલી ને ઝોલે ચડેલી ફૂલવેલની સુગંધિત એવી ગતિવિધિને કવિ કાવ્યવિષય બનાવે છે; 'ભદ્રા' સંગ્રહના 'ફૂલ' કાવ્ય-અંતર્ગત પ્રિયપાત્રની સ્મૃતિસંનિધિમાં નિહાળાતા ફૂલના પ્રભાવને ઝીલી બતાવે છે —

*તને સ્મરી ફૂલ જોયું મેં,*
*મેં તને સ્મરી ફૂલ જોયું,*
*સુગંધના નિર્બંધ ગગનમાં મનપંખી મેં ખોયું.*

('ભદ્રા', ૭૩)

અહીં, તને સ્મરી ફૂલ જોયું મેં' જેવી સપાટબયાન અભિવ્યક્તિથી થોડા નિરાશ થયેલા સહૃદયને, તરત જ એનું સાટું વાળી દેતી 'સુગંધના નિર્બંધ ગગનમાં મનપંખી મેં ખોયું' જેવી કાવ્યાત્મક પંક્તિ કહીને કવિ સંતર્પક અનુભવ કરાવે છે.

પારાશર્યની પ્રકૃતિકવિતામાં કેટલાંક ઋતુકાવ્યો પણ વિશેષ ધ્યાન આકર્ષે છે. એમાંયે વર્ષા અને વસંત ઋતુ પ્રત્યેનો કવિનો પક્ષપાત જાણે કે એ વિશે કવિ પાસે વારંવાર કાવ્યો લખાવે છે. કવિના શૈશવ-કૈશોર્યકાળે માણેલી પ્રકૃતિના સંસ્કારો પછીથી સહજ-સ્વાભાવિક રીતે જ શબ્દદેહ પામતા રહે છે. આ કવિને વરસાદનું નાનપણથી જ આકર્ષણ રહ્યું છે. "શાળાકૉલેજમાં ભણતો ત્યારે ચાલતે વર્ગે વરસાદ શરૂ થાય તો હું વર્ગ છોડી બહાર જતો. નોકરીના સમયમાં એ ન થઈ શક્તું એનો વસવસો રહેતો.... ચોમાસામાં સાંઢિડા મહાદેવની જગ્યામાં કે એકલિયા મહાદેવની જગ્યામાં મહિનો માસ રહેવા જતા ત્યારે ત્યાંની ટેકરીઓમાં ને મેદાનોમાં ફરવા ગમે ત્યારે નીકળી પડતા. વરસાદ ગોરંભે ત્યારે તરત પાછા ન ફરતા. વરસાદમાં પલળવાનું, નાહવાનું, દોડવાનું

અમને ગમતું.'' ('અલકા', નિવેદન) - એવા એકરારમાં પોતાની વર્ષાપ્રીતિ પ્રગટ કરતા પારાશર્ય, 'મેઘદૂત'નો પ્રભાવ ઝીલીને તથા શાકુન્તલ, કુમારસંભવ, ઉત્તરરામચરિત, શ્રીમદ્ ભગવદ્ગીતા અને ભાગવતના શ્લોકોની અસરને સ્વીકારીને 'અલકા' જેવી કૃતિની રચના કરે છે, તો એમનાં અન્ય અનેક કાવ્યો પણ, વર્ષાની છાલકથી ભાવકને ભીંજવે છે.

'વર્ષાની આશા', 'વાદળી શ્રાવણ', 'મેહુલિયો', 'વીજલડી ચમકે' ('ફૂલ ફાગણનાં') જેવાં કાવ્યો કવિની વર્ષાપ્રીતિની પ્રતીતિ કરાવે છે. ભીતરને પણ ભીંજવી દેતી વર્ષાનો મૂળ સ્રોત છે ભરીભાદરી વાદળી. એ વાદળીના અમીવર્ષણથી વર્ષાનું અવતરણ નથી થતું. એ વેળાએ વર્ષાની આશ રાખીને બેઠેલું કવિચિત્ત પ્રશ્ન છેડે છે —

*કેમ ના'વી રે હજી કેમ ના'વી ?*
*મારી વર્ષાની વાદળી કેમ ના'વી ?*
*રૂમઝૂમ અનુપ એનાં રંગભર્યાં રૂપ,*
*છલકાતા ઢોળતી અમૃતના કૂપ,*
*એ ભૂલી શું પંથ, હજી કેમ ના'વી ?*

('ફૂલ ફાગણનાં', ૯)

તો વળી, શ્રાવણની વાદળીને વરસી જવા ને ખેતરે વાવેલા મોલનાં ડૂંડાં ઝુલાવતી જવા કવિ આર્ત્તસ્વરે આજીજી પણ કરે છે અને એ વિનવણી સાંભળીને મેહુલિયો પધરામણી પણ કરે ! મેહુલિયાનું એ આગમન કેવું આહ્લાદક છે ને મેહુલિયાનું પગલેપગલું પ્રકૃતિ અને માનવપ્રકૃતિને માટે કેવું તો અસરકારક છે એને પણ કવિ નિહાળે છે અને નિરૂપે છે —

*ઘન ગાઢ ગગનમાં છાયો,*
*મેહુલિયો પ્રેમનો આયો.*

* *

*જાગ્યાં ઝરણાં ને જંગલમાં*
*દાવાનળ ઓલાયો;*
*ધરા ધરાતી ને મદમાતી*
*જોઈ ઝૂકી હરખાયો. મેહુલિયો૦*

('ફૂલ ફાગણનાં', ૧૦)

એવી જ રીતે, વર્ષાના આગમનની છડી પોકારતી વીજલડીનો ચમકાર પણ કવિસંવિદમાં ઝિલાય છે, ને એમ, આષાઢી સાંજની વેળાએ સીમમાં ને પાદરમાં; દરિયા પર, ડુંગર પર ને રેતાળી નદીઓનાં નીર પર; ઓશીકે, અંબોડે, ઓઢણમાં ને પોઢણમાં એમ સર્વત્ર ચમકતી ને પ્રભાવ પાથરતી વીજલડીની લીલાને કવિ 'વીજલડી ચમકે' કાવ્યમાં વર્ણવે છે.

વર્ષાની માફક જ વસંતને પણ કવિશ્રી મુકુન્દ પારાશર્ય - ખૂબ જ લાડ લડાવે છે ને વહાલપૂર્વક વધાવે છે. 'આશ હતી, આશ હતી, એક વસન્તની આશ હતી' એવી પંક્તિ દ્વારા, સીધેસીધી વસંતની આશાને વ્યક્ત કરતા આ કવિ, અન્ય કેટલાંક કાવ્યોમાં, વસંતનાં રૂપ-રંગ-ગુણ વિશે તેમજ વસંતની સમૃદ્ધિ સંદર્ભે સર્જનાત્મક સ્તરે પણ વાત કરે છે. વ્યક્તિ અને સમષ્ટિનાં આંતર્-બાહ્યને નવપલ્લવિત કરી દેતી ને સર્વત્ર ચેતનાનો સંચાર કરતી વસંતનાં કુમકુમવરણાં પગલાં સાંભળવા આતુર એવા કવિ, ગીતના માધ્યમથી 'વસન્તેચ્છા' પ્રગટ કરે છે —

*ફરી આજ વસન્ત ઘર આવી રહો.*
*મારે આજ વસન્ત ઘર આવી રહો.*
*જીર્ણ થયા તરુવિટપ વિટપ પર*
*પલ્લવપુષ્પ છવાઈ રહો. મારે આજ૦*
*મંજુલ પરિમલ-પૂર્ણ સમીરણ*
*ચેતન-સીકર રેલી રહો. મારે આજ૦*

('સંસૃતિ', ૫૨)

અને પછી તો, કવિની વસન્તેચ્છા સાકાર થતી હોય તેમ, વીંઝણો લઈને આવેલી વસન્તને પગલે ફૂલવેલ વીંટાય, આંબો મહોરે, મંજરી ઝૂલે ને કોકિલના કંઠેથી છૂટતા ટહુકાઓ સંભળાય ! વસંતાગમનથી થતું આવું પ્રાકૃતિક પરિવર્તન કવિના કેમેરામાં પણ આબાદ રીતે ઝિલાય ! ઘેલો ફાગણિયો વનવન ફૂલડે ફાલે ને કામણગારો કેસૂડો ઘેરો રંગ ઉડાડે. એ વેળાની પ્રકૃતિની પ્રભાવકતા કવિના 'ફાગણિયો' ગીતમાં સુંદર રીતે નિરૂપાય છે. શિશિર વિદાય લઈ લે અને પાનખર પણ એની છાયા ખંખેરીને અદશ્ય થઈ જાય; પછી કૂંપળના અંગે નવજીવનની માયા જાગે ત્યારે નીખરી ઊઠતા વનશ્રીનાં મનોહારી દશ્યને કવિની કલમ આ રીતે ચિત્રાંકિત કરે છે —

*તરલ સુમનના સુરભિત પુંજે મત્ત ભ્રમરગણ ગુનુનુનુ ગુંજે,*
*કોકિલરવ ઓચિંતો કુંજે ઊઘડે રે.*

*હવા ગુલાબી અડતી અંગે, વસંતને લઈ સંગ અનંગે,*
*ઉત્સવપ્રેર્યા પ્રણયપ્રસંગે પલપલે રે !*

('ફૂલ ફાગણનાં', ૩)

કવિશ્રી પારાશર્ય, આમ, વસંતના વૈભવને વિલોકે છે ને આલેખે છે, તો કવચિત્, તેઓ પાનખરને નિમિત્તે પ્રકૃતિની ક્રૂરતા- કરાલતાને પણ અભિવ્યક્તિ આપે છે. વસંતની અપેક્ષાએ પાનખરની શુષ્કતા-રુક્ષતાને કવિની કલમ એક મુકતકમાં ઉઘાડી પાડે છે —

*સૂકાં પર્ણ ઢગો દિનાન્ત લગ રે ફંફોળતો વાયરો*
*પામ્યો પાનખરે ન પલ્લવ-સુધા, ઢૂંઢી વનાન્તે વળ્યો.*
*વીતી રાત, વ્યથા ધરાતલ તણી જોઈ પરોઢે દ્રવી*
*(શાખાગ્રે રમતો કરી પવનને) વાસંતી ઉષ્મા દઈ*
*ડાળેડાળ નવાંકુરે નભ ગળ્યું જાતે વનશ્રી બની.*

('ભદ્રા', ૮૭)

જોઈ શકાય છે કે અહીં, પાનખરના આક્રમણનો ભોગ બનેલી ધરતીની વ્યથા જોઈને દ્રવી ઊઠતો વાયરો, જે આઘાત-પ્રત્યાઘાત અનુભવે છે એનું સ્પર્શક્ષમ આલેખન મુકતકના પૂર્વાર્ધમાં થયું છે.

પ્રકૃતિની મધુરતાને મન ભરીને ગાતા આ કવિ, પ્રકૃતિની નિર્ભેળ રૂપલીલાને અનેકશઃ વર્ણવે છે; તો કવચિત્ પ્રકૃતિનું અવલંબન લઈને ગ્રામવિરુદ્ધ નગરવર્ણન પણ કરે છે. યંત્રયુગીન માનવ, નિસર્ગનો નમણો સહવાસ અને ગ્રામજીવનનો પ્રાકૃતિક સંગાથ છોડીને નગરમાં વસતો થયો ત્યારપછીથી આવેલું પરિવર્તન કવિચિત્તને વ્યથિત કરી મૂકે છે. પર્વત, સાગર કે વન-જંગલને સ્થાને આભઊંચી ઇમારતો ખડકાઈ ગઈ છે કે પંખીના કલરવને સ્થાને યંત્રોનો કોલાહલ વ્યાપી વળ્યો છે એવા નગરજીવનમાં, માણસનું નિસર્ગશ્રીથી કેવું ને કેટલું છેટું પડી ગયું છે એનું વ્યથાગર્ભ નિરૂપણ કવિ 'નિસર્ગ-માનવ' કાવ્યમાં કરે છે —

*નિસર્ગ સહવાસ રોધી જડયન્ત્રચક્રે ચડ્યો*
*મનુષ્ય : હિમઅદ્રિ, સાગર, વનાન્ત આડે ખડાં*
*મકાન નભ તોળતાં, ભભક રોશની ચન્દ્રિકા*
*દહે, અગનકાય ડામર ધખે, ન પંખીરવો,*
*કઠોર ખખડાટ વાહન પ્રચંડ ચક્રો તણો.*

('અર્ચન', ૩૩)

પ્રકૃતિ, પારાશર્યની કવિતામાં જ્યારે સાધ્ય બનીને આવે છે ત્યારે કવિ, પ્રકૃતિનાં વિવિધ અંગોનાં કે રૂપ-રંગોનાં વર્ણનો-ચિત્રાંકનો કરીને, પ્રકૃતિને કાવ્યના વર્ણ્ય વિષય તરીકે સ્વીકારે છે; તો કવિની કવિતામાં જ્યારે પ્રકૃતિ સાધનનો દરજ્જો પામે છે ત્યારે, વિષયવસ્તુની સહાયક કે અન્ય કશાકનું માધ્યમ બનીને અભિવ્યકત થતી રહે છે. પારાશર્યનાં પ્રકૃતિવિષયક કેટલાંક કાવ્યો, આમ, પ્રકૃતિનાં નાનાવિધ તત્ત્વોની અનુભૂતિ કરાવવા ઉપરાંત માનવભાવોની સંકુલ લીલાનેય પ્રગટાવે છે એટલે પ્રકૃતિને ઉદ્દેશીને થયેલી પરંતુ વ્યંજનાથી માનવભાવને અનુલક્ષતી અન્યોક્તિઓ પણ આ કવિની કવિતામાંથી સુલભ બને છે. વિશેષ કરીને પક્ષીઓને અને પુષ્પોને ઉદ્દેશીને રચેલાં 'દીપમાળા'નાં મુક્તકોમાંથી આ વાતને સમર્થન મળી રહે છે. એકાદ દૃષ્ટાંત લેખે 'પાનખર' શીર્ષકનું મુકતક લઈએ તો, થરથર કંપતાં પીપળાનાં બે પાન દ્વારા, ધૈર્યવાન છતાં અવસ્થાજન્ય દેહકંપ ધરાવતાં વૃદ્ધ દંપતીની સ્થિતિ-ગતિ-કેવું આબાદ રીતે તાકે છે તે જુઓ —

*વિગત સમવયસ્કોના વિયોગો સહીને,*
*અરસપરસ છેલ્લી સ્હાય દેવા ચહીને,*
*પરિણત વયકાળે એકલાં ધૈર્યવાળાં*
*થર થર થર કમ્પે પાન બે પીપળાનાં.*

('દીપમાળા', ૧૦)

પ્રણયભાવના આલંબન કે ઉદ્દીપનરૂપે પણ પારાશર્ય, પ્રકૃતિને ઘણી વાર ખપમાં લે છે. પ્રણયના ભાવ-સંવેદનનો આશ્રય બનતો બુલબુલનો સ્વર હોય; ઓગળતી ચાંદની રાતે હૈયાની વેદના ખોલતા ને વંનરામાં બોલતા મોરલાનો કંઠ હોય કે પછી પ્રેમના પ્રકટીકરણ માટેનું પ્રબળ નિમિત્ત કારણ બનતું વસંતમઢ્યું વાતાવરણ હોય – કવિ, પ્રેમની અનુભૂતિની પશ્ચાદ્ભૂ તરીકે અહીં પ્રકૃતિનો ઉપયોગ કરતા રહે છે. 'પુનઃ પરિચિત સ્થળે' પ્રકૃતિને પડછે પ્રણયને આલેખતું કવિનું સુંદર કાવ્ય છે. એક વખતે જે પ્રાકૃતિક પરિવેશના સાન્નિધ્યમાં પ્રેમના અંકુરો ફૂટ્યા હતા ને પછીથી જ્યાં પ્રેમનો છોડ પાંગર્યો હતો એવા સ્થળે પુનઃ થતો પ્રવેશ, પેલા પૂર્વના સંસ્કારોને કેવા જીવંત કરી દે છે, ને એમ, પ્રકૃતિનાં એ તત્ત્વો પ્રિયપાત્રનાં સ્મરણને કેવાં બલવત્તર બનાવે છે એનો આલેખ આપતાં કવિ કહે છે —

*અહો સુભગ ટેકરી ! હરિત ઝુંડ વૃક્ષો તણી !*
*સરોવર વિશાળ ને ઝરણ રમ્ય જાતાં સરી !*
*અહો ! તવ ઉરે રહ્યાં સ્મરણ એમનાં પૂર્વનાં,*
*મને તવ પદે ફરી નીરખવા પુકારી રહ્યાં.*

('અર્ચન', ૩૪)

આમ, આવાં અનેક કાવ્યોમાં કવિ દ્વારા પ્રકૃતિના રૂપ અને હૃદયના ભાવનું યુગપત્ આલેખન થતું રહ્યું છે.

પ્રકૃતિ, ક્વચિત્, કવિ પારાશર્યના ચિંતન-દર્શનનું સાધન કે મનન-મંથનનું માધ્યમ બનતી પણ માલૂમ પડે છે. પ્રકૃતિના ઓઠા તળે કવિ, પોતાને અભિમત એવો બોધ-ઉપદેશ પણ સલૂકાઈથી આપી દે છે. 'દીપમાળા'માંનાં 'પદ્મને', 'કમલને' 'હરિણને', 'જલનિધિને' વગેરે ઉપદેશાશ્રિત મુક્તકો ઉપરાંત અન્ય અનેક પ્રકૃતિકાવ્યોમાંથી કવિનું ચિંતનાત્મક વલણ પ્રગટ થયા કરે છે. વસંતાચ્છાદિત વિ-ગત જીવનની પલ્લવસુધાને મુકાબલે આજે અનુભવાતો પાનખરનો પ્રપાત કેવો ભયાવહ ને દારુણ છે એને 'પાનખર' શીર્ષકના કાવ્યમાં અસરકારક અભિવ્યક્તિ મળે છે —

*અરે આજે સ્પર્શે હલક ન વસન્ત-પ્રસરની;*
*ઉરે દાઝે શુષ્ક સ્થિતિ-વિજનતા પાનખરની.*
*ખરે સૂકાં પર્ણો અપથ ગતસૌંદર્ય તરુથી;*
*સરી જાતી મારે જીવનરતિ અંતઃકરણથી.*

('સંસૃતિ', ૭૫)

'એ દિન આવશે' કાવ્યમાં પણ, પ્રકૃતિનાં તત્ત્વોના અવલંબન સાથે, કવિનો આશાવાદી અભિગમ અભિવ્યક્ત થયો છે. આજે પાનખરસદશ શુષ્કતાનો અહેસાસ થતો હોય તો પણ, આવતી કાલે વસન્તનો સમીર સઘળું પલ્લવિત ને સુરભિત કરશે તેમજ આજે ઘનીભૂત અંધકારના ઓળા ઊતરતા હોય તો પણ, 'કાલ સવારે પરોઢનાં તેજ રેલાશે ને સઘળું ઝળાંહળાં થઈ જશે' એવો આશાવાદ, પ્રકૃતિના પરિપ્રેક્ષ્યમાં વહેતો મુકાયો છે —

*એ દિન આવશે રે દિન આવશે જે દી વાશે વસન્ત સમીર,*
*જીર્ણ સુકાયલ પાંગરશે તરુ, ઝૂકશે પલ્લવ ધીર.*
*એ દિન આવશે રે દિન આવશે, છાશે રમ્ય પરોઢનાં તેજ,*
*દશ દિશે અન્ધકાર વિખેરી રેલશે કુંકુમરેલ.*

('સંસૃતિ', ૫)

'અર્ચન'નું 'સિન્ધુ' શીર્ષકનું મુક્તક તથા 'ફૂલ ફાગણનાં'નું ગીત 'આરોહણ' પણ કવિના ઉપદેશાત્મક વલણને વ્યક્ત કરવા માટે પ્રકૃતિને યોજતાં કાવ્યોનાં દષ્ટાંતો છે.

એવી જ રીતે કવિશ્રી મુકુન્દ પારાશર્ય, અધ્યાત્મભાવનું અવલંબન બનાવીને પણ પ્રકૃતિને વિનિયોજે છે. પ્રકૃતિનાં વિવિધ સાદશ્યોની સહાયથી જીવ અને શિવના પારસ્પરિક સંબંધને સ્ફુટ કરતાં અનેક અધ્યાત્મરંગી પદો-ભજનો આ કવિએ રચ્યાં છે. એમાંથી એકાદબે ઉદાહરણો લઈએ. જીવને શિવનો સધિયારો હોય પછી નિર્બંધ અને નિશ્ચિંત એવા જીવની ગતિ કેવી હોય એને આલેખતાં કવિ કહે છે —

*હરિ, મને કોકિલ બનાવી વગડે મેલિયો,*
*વળી તમે વસંત બનીને વિલસ્યા પાસ,*
*હવે હું મૂંગો કયમ રહું !*
*હરિ, મને ઝરણું બનાવી ગિરિથી દેડવ્યું,*
*વળી તમે દરિયો થઈ દીધી દિલે આશ,*
*હવે હું સૂતો કયમ રહું !*

('પ્રાણ પપૈયાનો', ૭)

જીવ-શિવ કે આત્મા-પરમાત્માના એકત્વનો અનુભવ કેવો ઉત્કટ હોય કે પછી કેવો હોય જીવનો શિવ પ્રત્યેનો પ્રબળ સમર્પણભાવ એને પણ એક અન્ય રચનામાં કવિ, પ્રકૃતિતત્ત્વોની સહાયથી, સુપેરે ઉદ્‌ઘાટિત કરી આપે છે –

*આ તો નદીયું જઈ સાગરે સમાણી,*
*નિમુબાઈ મારાં, છૂટાં પડાય કેમ પાણી !*
*બાંધી કળીએ અજાણી મૂંગી સુવાસ નિમુબાઈ,*
*કોને એ કાજ, ના કળાણી.*
*ઊઘડી પાંખડીઓ હવે ઝાલી ઝલાય કયાંથી ?*
*પવને સુવાસ આ તણાણી, નિમુબાઈ.*

('પ્રાણ પપૈયાનો', ૧૨)

મુકુન્દરાય પારાશર્ય, આમ, પ્રકૃતિનાં વિધવિધ તત્ત્વોને ભિન્નભિન્ન કોણથી કાવ્યાન્તર્ગત પ્રયોજે છે, ને એનું સુચારુ-સંતર્પક પરિણામ નિપજાવે છે. અલબત્ત, એમનાં આ પ્રકૃતિકાવ્યોમાં કળી, ફૂલ, સુરભિ, ઝરણું કે નદી જેવાં પ્રકૃતિનાં અંગો વારંવાર પુનરાવર્તિત થયા કરે છે; કયાંક કેવળ અભિધાના સ્તરે પ્રકૃતિનાં તત્ત્વોની યાદી પણ અપાતી રહે છે. તો ક્વચિત્ 'નયણાં વાવ્યાં તે સૂરજ ઊગિયો, મોર્યા તારકનાં ફૂલ' ('ભદ્રા', ૫૯) જેવી પંક્તિમાં, અનવધાનને પરિણામે, એકસાથે 'સૂરજ'ને 'તારક'ની સહોપસ્થિતિ પણ કવિ દર્શાવી દે છે. પરંતુ એવાં કેટલાંક સ્થાનોને અતિક્રમીને આપણે પારાશર્યની પ્રકૃતિકવિતાને માણીએ-મૂલવીએ છીએ ત્યારે એ કવિતા, સહૃદયને પ્રસન્નકર અનુભવ કરાવે છે તથા એમની અનેક કવિતાઓમાં પ્રકૃતિસૌન્દર્યને પડછે કાવ્યસૌન્દર્ય પણ પ્રગટ થયા કરે છે અવશ્ય.



# સંગીતભરી યાદ અને હું.... કિરાના ઘરાનાની કમાલ

**શરદ વ્યાસ**

૧૯૫૧ની સાલની આ વાત મનમાં એવી જ યાદ છે, પણ જ્યારે આ લખવા બેઠો છું ને સળંગસૂત્ર યાદ કરું છું ત્યારે એમ ખ્યાલ આવે છે કે વાતનો મુખ્ય મુદ્દો જ યાદ છે. એટલે જે યાદ રહ્યું છે તે જ અહીં લખવાનો પ્રયત્ન કરું છું.

મારા પિતાશ્રી મુંબઈ હરકિસનદાસ હૉસ્પિટલમાં ઑપરેશન કરાવવા ગયા હતા. બધું જ બરાબર થઈ ગયું. એમની તબિયતના ખબર પૂછવા સગાં-સ્નેહી-મિત્રો ઘણાં બધાં આવતાં. તેમ એક આવતા શ્રી શિવકુમાર શુકલ, જે પં. ઓમ્કારનાથજીના શિષ્ય હતા. (પછી તેઓ ઉસ્તાદ અમાનઅલીખાંસાહેબ પાસે એમની ગાયકી શીખતા.) તેઓ રોજ સાંજે આવે ને ખૂબ જ વાતો થાય સંગીતની, સંગીતના પ્રોગ્રામની વગેરે. મારા પિતાશ્રીને સંગીતનો બહુ જ શોખ. ગોંડળમાં મારા પિતાશ્રી અને શ્રી શિવકુમારભાઈના પિતાશ્રી એકબીજા પડોસી અને કૌટુમ્બિક સંબંધ. એ હિસાબે શિવકુમારભાઈ રોજ સાંજે મારા પિતાશ્રી પાસે હૉસ્પિટલમાં આવે. એક દિવસ એમણે મને કામ સોપ્યું કે આ ચિઠ્ઠી તારે શ્રી યશવંતભાઈ પુરોહિતને આપવા જવાનું છે. તેઓ ગામદેવીમાં એક મકાનમાં ઉપર એક રૂમમાં રહેતા. (ઍડ્રેસ તો તેમણે આપેલું જ, પણ અત્યારે હું ભૂલી ગયો છું.) એટલે હું એ ચિઠ્ઠી આપવા ગયો. ગામદેવી પહોંચતાં રસ્તામાં અનેક વિચારો મનમાં ઊભરાઈ રહ્યા. રાજકોટમાં એમનો પ્રોગ્રામ સાંભળ્યો હતો એ બધું યાદ આવ્યું. રાગ માલકૌંસ સાંભળેલો, રાગ માલકૌંસ મને બહુ જ પસંદ, અતિ પસંદ એમ જ કહું.....

..... મને યાદ છે. તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭ના રોજ આપણે સ્વતંત્ર થયા. બીજે દિવસે ૧૬મી ઑગસ્ટે રાત્રે અગિયાર વાગ્યે ઑલ ઇન્ડિયાં રેડિયો, દિલ્હી સ્ટેશનેથી પંડિત ઓમ્કારનાથજીનો સંગીતનો કાર્યક્રમ. તે દિવસે પંડિતજીએ રાગ માલકૌંસ ગાયેલો.

'પીરનજા', વિલંબિત બંદિશ.

'પગ ઘૂંઘરૂ બાંધ મીરા નાચી' દ્રુત બંદિશ – રાત્રે ૧૨.૩૦ ના સમય સુધી આ કાર્યક્રમ ચાલ્યો અને ઑલ ઇન્ડિયા રેડિયોનાં બધાં જ સ્ટેશનોએ એ રિલે કરેલો. એ માલકૌંસ અને આ બન્ને બંદિશ આજે પણ એવી જ મનમાં યાદ છે.

ગામદેવીમાં મકાન શોધીને ઉપર પહોંચ્યો. રૂમનું બારણું અધખૂલું હતું ને તાનપૂરાનો ગુંજારવ સંભળાતો હતો. હું ઊભો રહ્યો; ને દરવાજાને જરાક ધક્કો મારી ઊભો.

અંદરથી અવાજ આવ્યો, "કોણ છે ? અંદર આવો." હું અંદર ગયો, તો શ્રી યશવંતભાઈ હાથમાં તંબૂર લઈ બેઠા હતા. મેં વંદન કર્યા ને ચિઠ્ઠી એમના હાથમાં આપતાં કહ્યું કે શિવકુમારભાઈએ ચિઠ્ઠી મોકલી છે. "બેસો", ચિઠ્ઠી વાંચીને કહે, "હું આવીશ. હૉસ્પિટલમાં કોણ છે ?" મારું નામ, સંબંધ બધું પૂછીને પછી ચાપાણીનું પૂછ્યું. મેં કહ્યું, "ના, પણ જો આપ રજા આપો તો થોડી વાર બેસીને આપના રિયાઝની પ્રસાદી સાંભળું."

"અરે, દોસ્ત, તને સંગીતનો શોખ છે, તો ચોક્કસ બેસ." આલાપમાં તાનપલટા ચાલતા હતા ને રાગ હતો 'માલકૌંસ'. રાજકોટમાં એક કાર્યક્રમમાં એમનો માલકૌંસ સાંભળતાં હું તો ભાવવિભોર થઈ ગયો હતો એ મનમાં તાજું થયું... આમ લગભગ ૪૦/૫૦ મિનિટ હું સાંભળતાં બેસી રહ્યો, ત્યાં તંબૂરની જીવારી મેળવવા તેઓ જરા થોભ્યા, એટલે મેં કહ્યું, "ઊઠવાનું મન તો નથી જ, પણ જવું જ પડશે; હૉસ્પિટલ ડ્યૂટી અને રસ્તામાંથી દવા પણ ખરીદવાની છે."

બીજે દિવસે સાંજે શિવકુમારભાઈ આવ્યા ને બેઠા, ત્યાં પાંચેક મિનિટ પછી યશવંતભાઈ આવી પહોંચ્યા. શિવકુમારભાઈએ મારા પિતાશ્રીની ઓળખાણ કરાવી કે તેઓ મારા મિત્ર છે, અને આ એમનો પુત્ર.... તો કહે, "અરે, કાલે ચિઠ્ઠી દેવા એ આવ્યો ત્યારે અમારી ઓળખાણ થઈ જ ગઈ છે; અને આ તો સંગીતનો રસિયો છે. એણે રાજકોટમાં મારો માલકૌંસ સાંભળ્યો છે. તે બહુ જ ગમેલો એમ પણ કહ્યું." ઘણી વાતો કરી.

એક-દોઢ કલાક બેઠા પછી એ અને શિવકુમારભાઈ બન્ને ગયા. ''ફરી પણ આવીશ. કાંઈ કામકાજ હોય તો કહો'' એમ કહેતા ગયા.

ત્યારપછી એક વખત એ બન્ને મિત્રો સાથે આવેલા. આમ ત્રણ વખત મળવાનું થયું. મને 'માલકૌંસપ્રેમી' કહે.... આ પછી તો ઘણો સમય થઈ ગયો... ભાવનગરથી એક દી અચાનક ટપાલમાં એમનો પત્ર આવ્યો કે ''જામનગર પહોંચું છું. મારા માટે એક ટિકિટ ભુજના પ્લેનની બુક કરાવી રાખજો. રોકાઈશ નહીં. ચા-પાણી સાથે પીશું ને પ્લેનમાં ભુજ જઈશ.'' અરે... હું તો મનમાં રાજીનો રેડ થઈ ગયો. એમણે લખ્યા મુજબ મેં અહીંથી ભુજની એક ટિકિટનું બુકિંગ કરાવી દીધું. પત્રમાં લખ્યા મુજબ ટૅક્સીમાં તેઓ આવી પહોંચ્યા સવારે ૧૦/૧૦।ના સમયે. મળ્યા. બહુ આનંદ થયો - એમને અને મને પણ. કહે, ''ગઈ કાલે રાજકોટમાં પ્રોગ્રામ હતો.'' મેં કહ્યું, ''મને કહ્યું હોત તો હું રાજકોટ તમને સાંભળવા આવત જ.'' તો કહે, ''ઓહ સૉરી, ઉતાવળમાં પત્રમાં એક એ લીટી લખવી જ રહી ગઈ. ચાલો ભુજ મારી સાથે, ત્યાં પણ પ્રોગ્રામ જ છે.''

મેં ભુજની એક વધારે ટિકિટની તપાસ કરી. પણ અફસોસ, ટિકિટ ન મળી. છતાં હુ એરપૉર્ટ સુધી ગયો. છેલ્લી ઘડીએ કોઈની ટિકિટ કૅન્સલ થાય તો એ લઈને હું ભુજ જાઉં એવું મનમાં હતું. પણ... એમ ન બન્યું....

પ્લેન આવ્યું ને પૅસેન્જરો જવા ચાલવા માંડ્યા ત્યારે મેં વંદન કરતાં યશવંતભાઈને અમસ્તું જ સહજ ભાવે પૂછ્યું કે ''ભુજમાં શું ગાવાના છો ?'' તો કહે, ''તું આવ્યો હોત તો માલકૌંસ'' અને હું તો મનોમન સ્તબ્ધ થઈ ગયો કે આટલા સમય પછી પણ, આ કલાકાર ગાયકને મારી માલકૌંસપ્રીતિ આજે પણ યાદ છે. એ વિચારમાત્રથી મારું હૈયું હાથ ન રહ્યું....

અને ભુજ જતું પ્લેન ટેઇકઑફ થયું ત્યાં સુધી મારી નજર એની સાથે દોડતી... ઊપડી... ને ઊડી... તેઓ ભુજ પહોંચ્યા હશે ત્યારે હું ઘેર પહોંચ્યો.

'કિરાના ઘરાનાનો મશહૂર સિતારો ખરી પડ્યો'

૧૯૬૪ના જાન્યુઆરીમાં એક દી છાપામાં વાંચ્યું કે 'કિરાના' ઘરાનાના ગાયક શ્રી યશવંત પુરોહિતનું અવસાન... મન લાકડું થઈ ગયું. સમાચારની નીચેની વિગત માંડમાંડ આંસુના આવરણે જેમતેમ વાંચી... પછી...... ચારઆઠ દી સુધી સ્વ. યશવંતભાઈ અને એમનો માલકૌંસ (મારો પ્રિય રાગ માલકૌંસ) મનમાંથી ખસે જ નહીં. ને હજી આજે પણ માલકૌંસ સાંભળતો હોઉં ત્યારે સ્વ. યશવંતભાઈ મારા મનમાં સતત હાજર હોય જ....

..... ત્યારપછી ઘણો સમય વીતી ગયો. આસ્તે આસ્તે સ્મૃતિઓ ઝાંખી પડવા લાગી... અને....

– એક દી બપોરે જમીને હું આરામખુરશીમાં સૂતો કાંઈક વાંચુ, ને વાંચતાં વાંચતાં એકાદ ઝોલું આવે. પછી વળી પાછો વાંચું. એમ બપોરના વામકુક્ષિ ચાલે. તે દિવસે હું 'કુમાર' માસિકની ૧૯૬૪ની સાલની ફાઈલ લઈને એમાંથી કશુંક શોધવા - જોવા બેઠો હતો. ઝોલું આવી ગયું ને પછી.... ઊંઘ ઊડી ત્યારે રેડિયો ઑન કર્યો, રોજ બપોરે અનુરંજની કાર્યક્રમ (વિવિધ ભારતી) સાંભળવો જ એવો એક વણલખ્યો નિયમ.

જરાક બેત્રણ મિનિટ મોડો થયો ને અનુરંજની શરૂ થઈ ગયેલો. કોઈ 'માલકૌંસ' ગાઈ રહ્યું હતું... અરે... આ તો સ્વ. યશવંતભાઈનો અવાજ... માલકૌંસ પૂરો થયો.. ''અભી આપ ને યશવંત પુરોહિત કા ગાયા હુઆ રાગ માલકૌંસ સુના.'' રેડિયોની સ્વિચ મેં બંધ કરી ને.. ને.... 'કુમાર'નો અંક જોવા ખોલ્યો તો જ્યાં બુકમાર્ક હતું ત્યાં... સ્વ. યશવંતભાઈની અવસાનનોંધ જોઈ... તા. ૩ જાન્યુઆરી ૧૯૬૪ના રોજ એમનું અવસાન થયું હતું. આજે એમની પુણ્યતિથિ (તારીખ) હતી એટલે એમની સ્મૃતિમાં ઑલ ઇન્ડિયા રેડિયોમાં અનુરંજનીમાં એમના જ સંગીતથી એમને શ્રદ્ધાંજલિ આપી હતી.

રાગ માલકૌંસ અને સ્વ. યશવંતભાઈને યાદ કરતાં આ માલકૌંસપ્રેમી શ્રોતાનું હૈયું હાથ ન રહ્યું.... માલકૌંસ સાંભળું ત્યારે સ્વ. શ્રી યશવંતભાઈ.... અને.... યશવંતભાઈ યાદ આવે ત્યારે મનમાં માલકૌંસ ગુંજતો જ હોય..... ગુંજતો જ હોય....

.....કિરાના ઘરાનાનાં ગાયકોમાં આલાપમાં મૃદુ રાગવિસ્તાર, મધુર ભાવવાહી શૈલી, સરગમ બોલવાની નાજુક નમણી રીત, પાણીના રેલાની માફક વહી જતી એક પછી એક સહજ તાનો, બંદિશનો મુખડો દોહરાવતી પંક્તિ અને પછી આવતો સમ.

- આમ ગાયકીના પ્રત્યેક અંગમાં એક અદ્દ્ભુત મૃદુ મધુરતા, સૌમ્યતા, ગંભીરતા અને સ્વરઠહેરાવમાં

શુદ્ધતા.... આ લખનારે કિરાના ઘરાનાનાં ઘણાં ગાયકોને પ્રત્યક્ષ સાંભળ્યાં છે : ગંગુબાઈ હંગલ, હીરાબાઈ બડોદેકર, સરસ્વતી રાણે, પ્રભા અત્રે, સ્વ. યશવંત પુરોહિત, સ્વ. માણિક વર્મા, કુમાર ગાંધર્વ, ભીમસેન જોશી. આ બધાં ગાયકોને બે-ચાર-પાંચ વખત સાંભળવાનું સદ્ભાગ્ય આ લખનારને પ્રાપ્ત થયું છે, અને સ્વ. સુરેશબાબુ માને અને રોશનઆરા બેગમ આ બે ગાયક કલાકારોને નથી સાંભળી શકયો તેનો વસવસો છે જ. રોશનઆરાબેગમની એક રેકોર્ડ કોમળ રિષભ આશાવરી રાગની સાંભળી છે એ ન ભુલાય એવી અદ્ભુત છે, કદાચ અત્યારે અપ્રાપ્ય છે.

આ કિરાના ઘરાનાના કેટલાક ખાસ રાગ પણ, એમ એટલા જ સાંભળવા મળ્યા છે. શુદ્ધ કલ્યાણ, માલકૌંસ, દેવગંધાર, સરપરદા, ગારા, જીંજોટી, ભૈરવી ....અને બીજા કેટલાક. તેમાં આ ઘરાનાની ભૈરવીની ચીજ 'જમુના કે તીર' એ બંદિશ એ સમયમાં ભૈરવીનો પર્યાય બની રહી જતી. 'જમુના કે તીર એટલે ભૈરવી' અને 'ભૈરવી એટલે જમુના કે તીર', અને 'જમુના કે તીર'–ભૈરવી એટલે ઉસ્તાદ અબ્દુલ કરીમખાંસાહેબ, આ ચીજ 'જમુના કે તીર' ભૈરવી ન ગવાય ત્યાં સુધી જલસો અધૂરો જ કહેવાય. ....વાહ, આવી અદ્ભુત અવિસ્મરણીય દેણ એ તો માત્ર ઉસ્તાદ અબ્દુલ કરીમખાંસાહેબની જ....

આ કિરાના ઘરાનાની એક અદ્ભુત સિદ્ધિની વાત એ કે આ ઘરાનાનો કોઈ પણ સારો ગાયક કલાકાર પોતાના ગાયનમાં તાર સમકમાં ટીપના સૂરો પર પહોંચે એટલે જાણે કે સ્વયં અબ્દુલ કરીમખાંસાહેબ જ ગાય છે એવા ભાવનો શ્રોતાઓને ભાસ થાય. આવે વખતે મને હંમેશાં મારા મનમાં એક અણઉકેલ પ્રશ્ન થયો છે કે આ તે કેવી કમાલ ? કે કિરાના ઘરાનાનો કોઈ ગાયક પોતાની ગાયકીમાં ચરમ સીમાએ પહોંચતાં જ જાણે એના ગુરુની ગાયકી અવાજમાં સંપૂર્ણપણે ભળી મળી જાય.. કેવું અદ્ભુત ! વાહ. .....અને શ્રોતા ભાવવિભોર થઈ એમ જ માને કે જાણે સ્વ. ઉસ્તાદ અબ્દુલ કરીમખાંસાહેબ જ ગાય છે...

એક જલસામાં મેં હિંમત કરીને એક ગાયકને આ સવાલ પૂછ્યો, "ક્ષમા ચાહતા હૂં, મેરે મનકા એક સવાલ પુછના ચાહતા હૂં", તો કહે, "અરે, ઐસા કયોં, ભાઈ ! શૌક સે પૂછિયે". પછી મેં પૂછ્યું કે "આપ ઘરાને કે સબ ગાયક તાર સમક કે ટીપ સ્વરોં મેં પહુંચતે હી, જેસે કિ સ્વ. ઉસ્તાદ અબ્દુલ કરીમખાંસાહબ ખુદ ગા રહે હૈં, યે કયા ? ઐસા કયોં લગતા હે ?"

તો એ જવાબ દેતાં હસતા હસતા આર્દ્ર થઈ ગયા, "અરે દોસ્ત, અચ્છા પકડા," એમ કહેતાં એમણે બંને કાનની બૂટ પકડી, કહે કે "યહી તો ગુરુકૃપા હૈ...." 'ગુરુકૃપા...' આ એક એવી ઘડી પણ હતી કે ગાયક અને શ્રોતા કૃતકૃત્ય થઈ ગળગળા થઈ ગયા.



## સાભાર સ્વીકાર

**પાર્શ્વ પબ્લિકેશન** (નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧)નાં :

**ખંડકાવ્ય : સ્વરૂપ અને વિકાસ** : લે. ચિનુ મોદી, કિં. રૂા. ૧૫૦/-; **સવાલ અસ્તિત્વનો** : લે. હિના ગજ્જર, કિં. રૂા. ૫૦/-; **હૃદયપદ્મ પર પડેલી સંસ્કૃત છબિઓ** : લે. સી. વી. મહેતા, કિં. રૂા. ૧૨૫/-; **મહિમ ભટ્ટનો અનુમિતિસિદ્ધાંત** : લે. ડૉ. અરુણા કે. પટેલ, કિં. રૂા. ૧૨૫/-; **ગુજરાતી કવિતાનો આસ્વાદ** : લે. સુરેશ હ. જોષી, કિં. રૂા. ૧૦૦/-; **સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી જીવનકથા** : લે. પ્રેમજી પટેલ, કિં. રૂા. ૧૦૦/-; **સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી નાટકોમાં સ્ત્રીપાત્રો-૧** : લે. ડૉ. કપિલા પટેલ, કિં. રૂા. ૮૫/-; **બહુસંવાદ** : લે. ચન્દ્રકાન્ત ટોપીવાળા, કિં. રૂા. ૧૬૦/-; **મોપાસાંની શ્રેષ્ઠ વાર્તાઓ** : અનુ. : કિરીટ સી. જોષી, કિં. રૂા. ૫૫/-; **સંત અને બીજી વાર્તાઓ** : અનુવાદ : અવનીશ ભટ્ટ, ઉર્વશી પંડ્યા, કિં. રૂા. ૫૦/-; **હસ્તપ્રતવિદ્યા અને - :** લે. ડૉ. બળવંત જાની, કિં. રૂા. ૮૦/-; **રેતીનું ઘર** : લે. ભાનુમતી શાહ, કિં. રૂા. ૧૦૦/-; **આ પણ ગુજરાત છે, દોસ્તો !** : લે. વિદ્યુત જોષી, કિં. રૂા. ૮૦/-; **આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તામાં ઘટનાતત્ત્વનું નિરૂપણ** : લે. જયેશ ભોગાયતા, કિં. રૂા. ૧૭૫/-; **અનુબંધ** : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૧૪૦/-; **ભાભુની બુન** : લે. વાલ્મીક મહેતા, કિં. રૂા. ૧૧૦/-; **હાસ્યવિપ્લવ** : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૯૦/-; **પ્રાતઃસ્મરણીય નારીરત્નો** : લે. યશવંત કડીકર, કિં. રૂા. ૬૦/-.



# સર્જકતાની કોટિએ પહોંચતી વાર્તાઓ

નલિન રાવળ

મહેશ દવે આપણા એક સંસિદ્ધ સાહિત્યકાર છે. નવલકથા, નવલિકા, કવિતા આદિ સાહિત્ય-સ્વરૂપોમાં એમનું પ્રદાન વિશિષ્ટ લેખી શકાય એવું છે. 'અનુધ્વનિ' સંગ્રહની અનૂદિત રચનાઓમાંથી પસાર થતાં સતત પ્રતીતિ થતી રહે કે અનુવાદક તરીકેની તેમની શક્તિ કાબિલે તારીફ છે – મૂળ ભાષાના અર્થ-લયનો આટલો સુંદર-સાક્ષાત્કાર અન્યત્ર જવલ્લે જ જોવા મળે.

માનવસંબંધોનાં આંતરસંવેદનોને આલેખતો પ્રસ્તુત સંગ્રહ – 'તાણાવાણા' – તેમનો બીજો વાર્તાસંગહ છે. આ પૂર્વે પ્રગટ થયેલા તેમના વાર્તાસંગ્રહ. 'કેન્દ્રબિંદુ'નાં આરંભનાં પૃષ્ઠોમાં અંગત કેફિયત આપતા વાર્તાકાર તરીકેના સ્વ-ઘડતરમાં પ્રભાવિત કરનાર કેટલાક સર્જકોનાં વાર્તાકારને લગતાં મંતવ્યને સ્મરી પોતાને અભીષ્ટ એવો વાર્તાવિચાર તેમણે આ શબ્દોમાં મૂકયો છે : "અનેક દૃષ્ટિબિંદુઓ ખુલ્લાં હોય છે તેમાંથી વાર્તાકાર એક દૃષ્ટિબિંદુ પસંદ કરે છે તેની પાછળ તેનું જ્ઞાત કે અસંપ્રજ્ઞાત જીવનદર્શન કામ કરતું હોય છે. વિશ્વ બહુરૂપી છે. તેમાં મંગળ છે તો ભયાનક પણ છે, તેમાં શુભ છે તો દારુણ પણ છે. તેમાં ન્યાય છે, વિષમતા છે; તેમાં રહસ્ય છે, અગોચર છે; પામર છે, હાસ્યાસ્પદ છે; વ્યવસ્થા છે ને કઢંગાપણું પણ છે. તેમાં આનંદપ્રમોદ છે, નિયતિની કઠોરતા પણ છે અને કરુણતા પણ છે. આ બધાં પાસાંઓમાંથી એકરસ થઈ લેખકમાં તર્કબદ્ધ world-view કે જીવનદર્શન રચાયું હોય એવું હંમેશાં બનતું નથી. વાર્તાકારમાં સુગ્રથિત જીવનદર્શન પણ હોઈ શકે કે જુદાજુદા અબદ્ધ વિચાતરંગ-floating moods – રમ્યા કરતા હોય એવું પણ બને. કોઈ પ્રસંગ, ઘટના, સમાચાર, અનુભવ, સ્મૃતિ, ફેન્ટસી, કલ્પના કે ઉદ્ગાર લેખકની સંવેદનાને સ્પર્શી જાય તેમાંથી વાર્તાનું વિષયવસ્તુ મળે છે. વિષયવસ્તુથી છંછેડાયેલું કે અસર પામેલું વાર્તાકારનું સંવેદનતંત્ર વાર્તાકારના જીવનદર્શન કે તે વખતના દાર્શનિક મૂડથી ભીંજાય છે." સાહિત્ય જીવનનું પ્રમાણ છે એમ લેખક માનતા હોય. જીવનની ભોંયમાંથી જ વાર્તાવૃક્ષ ઊગે છે ને નવપલ્લવિત થાય છે તેવી પ્રતીતિ પણ અહીં જણાય. મહેશભાઈ અહીં વાર્તા વિષેની કોઈ વિભાવનામાં બંધાયા નથી કે નથી કર્યો તેમણે ભાષાકર્મનો વિશેષ ઉલ્લેખ. તેમણે તો મનુષ્યના સંવેદનતંત્રને જીવનદર્શનની સંમુખ મૂકી આપ્યું છે ને કહ્યું છે કે જુઓ હવે આ સમગ્ર વાર્તાપ્રપંચને અનેક દૃષ્ટિબિંદુથી.

પ્રસ્તુત સંગ્રહની વાર્તાઓનો પરિસર મુંબઈ-અમદાવાદનાં જનકોલાહલે ભર્યાં ભર્યાં સ્થળો છે. ઉચ્ચ મધ્યમવર્ગીય કુટુંબો તેમજ નવાં માલેતુજાર થયેલાં કુટુંબોના આંતરઊર્મિસંઘાતોનાં નિરૂપણો દરમિયાન લેખક સતત એક એવા પાત્રલોકનું દર્શન કરાવતા રહે છે, જેમાં વિસંવાદોની વચ્ચે પણ માણસ માણસ વચ્ચે પ્રેમ ઝંખતો હોય – આત્મીયતા ઝંખતો હોય. અહીં પાત્રપાત્ર વચ્ચેના સંવાદો દ્વારા વાર્તા આકાર ધરતી આવે છે એટલે સુરેખ લયબદ્ધ વાક્યોચ્ચયોનું સંમોહન અનુભવાતું રહે. જોકે સંગ્રહમાંની 'ડાયલૉગ' જેવી વાર્તા માત્ર વાર્તાલાપ જ ન બની રહેતી હોય, એવું લાગે.

પ્રથમ વાર્તાનો ધ્વનિ આત્મજનની પ્રાપ્તિ અર્થેનો છે. બલકે અહીં દરેક વાર્તાનું પાત્ર ઝંખે છે એક એવી વ્યક્તિને, જે પરમસુખનો પર્યાય હોય. આપ્તજનોની ઝંખના પરસ્પર આત્મીયતા વધે તેની હોય, પણ એમ બનતું નથી. કયારેક અણજાણ વ્યક્તિ સાથેના પળ-બે પળ ચાલેલા સમાગમમાં તેના આત્મશ્રીથી છલકતા વ્યક્તિત્વનો પરમ પરિચય થાય છે. ઇંગ્લેન્ડની 'કન્ટ્રીસાઈડ'નું સૌંદર્ય માણવા નીકળેલ નિખિલ મર્ચન્ટ સપરિવાર 'ઍમ્બલસાઇડ' આવી પહોંચે છે. અહીં મનમાં પહેલો ઝટકો લાગે છે : 'આ ગામ તો મારું જોયેલું છે ! જાણીતું છે.' એ આ પૂર્વે ઇંગ્લેન્ડ આવ્યો નથી. સ્ટેશનરી શૉપમાં નેન્સી ઍન્ડરસન નામની અંગ્રેજ બાનુને મળતાં પણ એ જ ભાવ જાગે છે : 'મેં આને જોઈ છે – મળ્યો છું.' સામે પક્ષે નેન્સીને પણ નિખિલમાં સ્નેહભાવ જાગે છે. ઇન્ડિયા આવવાનું થશે તો મળીશું તેવા વચન સાથે બંને છૂટાં પડે છે. રાત્રે સ્વપ્નમાં પુનઃ નિખિલ-નેન્સી મળે છે. પૂર્વે પણ આ

જ સ્વપ્ન અનેક વાર નિખિલ જોઈ ચૂક્યો છે. સ્વપ્ન-જાગૃતિ, સાંપ્રત - ગતકાલ સર્વસ્વને છાઈ વળેલો આ અનુભવ પુનઃ થોડા સમયના અંતરે પ્રત્યક્ષ થાય છે. નેન્સી સ્વયં નિખિલને ત્યાં આવે છે ને ઘટસ્ફોટ કરે છે કે ઍમ્બલસાઈડની સ્ટેશનરી શૉપમાં જતાં એ પામી ગયેલી કે નિખિલ પૂર્વજન્મનો આત્મસખા છે – બંનેનો મનોમેળ જુગજૂનો. બધા જ સંબંધોથી પર એવી મન-પ્રાણ-દેહને અપાર પ્રસન્નતાથી ભરી દેતી આત્મીયતાનો અનુભવ નેન્સી-નિખિલ યુગલને આત્મસાક્ષાત્કારની પરમ ક્ષણ પર લઈ જાય છે.

સંગ્રહની બધી જ વાર્તાઓનું કેન્દ્ર છે આધુનિક-અનુઆધુનિક સમયની સંક્રાંત રેખા પર ઊભેલો પરિવર્તનની જટિલ ક્રિયામાંથી પસાર થતો સમાજ. ચીફ એકાઉન્ટન્ટ સુમન શુકલના પ્રેમમાં પડેલી સુલુ – એક બિન્ધાસ્ત સ્ત્રીપાત્ર – સહેજ પણ ખચકાટ વગર લગ્નેતર સંબંધ (extramarital relationship) વિશે કહે છે : ''આપણા સમાજમાં આપણી ભાષામાં 'રખાત' શબ્દ સાથે હીણપતનો ભાષાસંકેત જોડાયેલો છે. રખાત એટલે જાણે હલકી બાઈ, પણ મને કદી એવું નથી લાગ્યું. 'રખાત' શબ્દ સાથે મને હંમેશાં જાપાનીઝ 'ગેઈશા'નું સ્મરણ થઈ આવે છે.... મનગમતા પુરુષની કાયમી ગેઈશા થઈ રહેવું મને ગમે, પછી ભલે તમે તેને રખાત કહી વગોવો. પત્ની બન્યા વગર દેવદાસી દેવને સર્વ સમર્પિત કરે છે તેવી જ રીતે રખાત પુરુષની રાખ-રખાપત કરે છે.'' વયમાં મોટાં, પરણિત, બે સંતાનોના પિતા સુમન શુકલ સાથે સુલુ સંબંધ રાખે છે – વર્ષો સુધી. કશાય છોછ વગર. કહે પણ છે, ''સાહેબ મને આનંદ આપે છે, હું તેમને સુખ આપું છું. એમાં શરીર-સુખની વાત ગૌણ છે, આનંદના સહભાજનની વાત મુખ્ય છે.'' સઘન કથનશૈલીમાં આલેખિત આ એક અદ્દભુત વાર્તા છે (વાર્તાશીર્ષક છે 'ઉલ્લુ'). સંસ્કારસંપન્ન યુવાન છોકરી અને પરિણત વયમાં મોટેરી વ્યક્તિ કયા આંતરિક ખેંચાણના બળે પરસ્પરની આટલી નજીક આવી તે અત્યંત રસિક અને સાહજિક રીતે અહીં દર્શાવાયું છે અને તેમાં જ વાર્તાકલાની મહત્તા જણાઈ આવે છે. આવી જ એક સુગ્રથિત શૈલીની કૃતિ છે 'ઓથાર.' મિત્ર-પત્ની રંજન સાથેના સહશયનની રંગીન કેફિયત આપતા નાયકમાં આત્મીયતાની ભાવનાનાં નહીં, પણ માંસલ દેહલિપ્સાનાં દર્શન થાય છે.

નર્યા લાઘવથી ધારદાર કલમે આલેખાયેલી અન્ય એક ઉત્તમ કૃતિ છે 'તરસ.' કરોડરજ્જુમાં કારમું શીત ફરી વળે એવા દાહક વાસ્તવની આ કથામાં સમાજના નીચલા થરના, ગરીબીમાં સબડતા કુટુંબની સાત વર્ષની અબુધ બાળકી – કસલી – ના યૌવનશોષણનું વર્ણન થયું છે. 'તરસ' શીર્ષક જ ધ્વન્યાત્મક છે. કોની તરસ ? રુગ્ણ જાતીય વૃત્તિ સંતોષવા મથતા એવા વૃદ્ધ શેઠની કે અંતે શેઠના મૃત્યુ પછી ઘરઆંગણે પછડાઈ પાણી વિના વલખતી બેશુદ્ધ કસલીની ? 'આત્મીયતા' પરમ માનવીય સંબંધની નિરામય કથા છે. માનવસમાજનો અહીં સુંદર ચહેરો ઊઘડી આવ્યો છે. 'તરસ' મનુષ્યના કુત્સિત સંબંધની કારમી કથા છે. અહીં માનવસમાજનો ભયાનક ચહેરો ઊઘડ્યો છે.

'તલાશ' વાર્તાના ''એ એકલું, અટૂલું, એકલવાયું થડિયું એટલે હું'' એમ બોલી ચૂપ થઈ ગયેલ હરિલાલનો પુત્ર ખોયાનો વિષાદ કે 'ઝન્નાટ' છોકરીઓ સાથેના પ્રણયપ્રસંગો સાચા નથી, પણ કપોલકલ્પિત છે એમ કહી મુરબ્બી મિત્રની માફી યાચતા 'ડબલ નાર્સિસસ'ના રંગીલા નાયક રૉબિનનો પરિતાપ હૃદય સોરવી નાખે તેવો છે.

સંગ્રહને સમગ્ર રીતે જોતાં જણાય કે દરેક કૃતિનું કથાવસ્તુ પાત્રોના આંતરિક ઊર્મિસંઘાતોથી બંધાતું આવે છે. કથાજન્ય ઘટનાના સંદર્ભમાં જોતાં પાત્રો અંતમાં વ્યક્તિવિશેષ પાત્ર તરીકે ઊભરી આવી – સૂક્ષ્મ મનોભાવનો નિર્દેશ આપી રહે છે. નાનીમોટી ઘણી વિગતોની વચ્ચે વાર્તા વાર્તા તરીકે તરતી રહે છે. જીવનના સંકુલ સંબંધો નીતિ-અનીતિથી પર એવી માનવીય ભૂમિકાએ એવી અનોખી રીતે નિરૂપિત થયા છે કે સમગ્ર સર્જન સર્જકતાની કોટિએ પહોંચતું નજરે ચડે છે.



## સાભાર સ્વીકાર

**પાર્શ્વ પબ્લિકેશન** (નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧)નાં :

**માંગલ્યભાવના** : લે. યશવંત કડીકર, કિં. રૂા. ૬૫/-; **નારીચેતના** : લે. ઉપર મુજબ, કિં. રૂા. ૪૫/-; **કૃષ્ણલાલ શ્રીધરાણીનાં ઉત્તમ કાવ્યો** : લે. રમણ સોની, કિં. રૂા. ૪૦/-.



# ગોળી

મૂ. લે. સઆદત હુસન મન્ટો
અનુ. શરીફા વીજળીવાળા

શફ્કત બપોરે ઑફિસેથી આવ્યો ત્યારે ઘરે મહેમાન આવેલાં હતાં. સ્ત્રીઓ જ હતી. એ બધી મોટા ઓરડામાં બેઠી હતી. શફ્કતની પત્ની આયશા મહેમાનોની આગતાસ્વાગતામાં વ્યસ્ત હતી. શફ્કતે આંગણામાં પગ મૂકયો એ સાથે જ એની પત્ની બહાર નીકળી અને કહેવા માંડી : ''અઝીઝસાહેબનાં પત્ની અને એમની દીકરીઓ આવી છે.''

શફ્કતે હેટ ઉતારી, માથા પરનો પરસેવો લૂછ્યો. ''કોણ અઝીઝસાહેબ ?''

આયશાએ સાવ ધીમા અવાજે જવાબ આપ્યો : ''હાય, ખરા છો તમે. તમારા અબ્બાના દોસ્ત અઝીઝ-સાહેબ !''

''ઓહો - અઝીઝચાચા !''

''હા, હા, એ જ !''

શફ્કતે જરાક આશ્ચર્યથી કહ્યું : ''પણ એ તો આફ્રિકામાં હતા.''

આયશાએ મોઢા પર આંગળી ધરી – ''અરે, જરાક તો ધીમે બોલો. તમે તો બસ રાડો પાડવાની જ શરૂ કરી દો છો. એ આફ્રિકામાં જ હતા. પણ જે આફ્રિકામાં હોય, એ શું પાછા ન આવી શકે !''

''લો, હવે તું બેઠી માથાફોડ કરવા...''

''તમે તો લડવા માંડ્યા''. આયશાએ ઓરડામાં એક નજર નાખીને કહ્યું : ''અઝીઝસાહેબ આફ્રિકામાં જ છે. એમનાં પત્ની એમની દીકરીનાં લગ્ન કરવા આવ્યાં છે. કોઈ સારા છોકરાની શોધમાં છે.''

અંદરથી અઝીઝની પત્નીની બૂમ સંભળાઈ : ''આયશા, ભલા, તેં શફ્કતને રોકી કેમ લીધો ! આવવા દે એને – આવ શફ્કત દીકરા, આવ. તને જોયાને તો વર્ષો વીતી ગયાં છે.''

''આવું છું, ચાચીજાન !'' શફ્કતે હેટ ખીંટી પર લટકાવી અને અંદરના ઓરડામાં દાખલ થયો. ''આદાબ અર્જ, ચાચીજાન !''

અઝીઝની પત્નીએ ઊઠીને દુવાઓ દીધી, એના માથા પર હાથ ફેરવ્યો અને પછી બેસી ગઈ. શફ્કતે બેસતાં બેસતાં જોયું કે સામે સોફા પર બે ગોરી ગોરી છોકરીઓ બેઠી હતી. એક નાની હતી, બીજી મોટી. બેઉ ચહેરેમહોરે લગભગ સરખી હતી. અઝીઝસાહેબ એકદમ દેખાવડા હતા. એમનું એ દેખાવડાપણું એમની દીકરીઓમાં કમાલનું વહેંચાયેલું હતું. આંખો મા જેવી-આસમાની હતી. વાળ ભૂરા અને ખાસ્સા લાંબા હતા. બેઉ બહેનોએ બે ચોટલા વાળ્યા હતા. નાનીના ચહેરાની રંગત મોટીની સરખામણીએ વધુ ખૂલેલી હતી. મોટીનો ચહેરો વધુપડતો ગંભીર હતો.

એમની માએ દીકરીઓને કહ્યું : ''બેટા, સલામ કરો ભાઈને.''

નાનીએ ઊભી થઈને શફ્કતને સલામ કરી. મોટીએ બેઠાં બેઠાં જરાક નમીને કહ્યું, ''સલામ !''

શફ્કતે પણ યોગ્ય જવાબ વાળ્યો. એ પછી અઝીઝસાહેબ અને આફ્રિકા વિશે અંતહીન વાતોનો દોર શરૂ થઈ ગયો. નૈરોબી, ટાંગાનીકા, દારેસ્સલામ, યુગાન્ડા... આ બધાંની વાતો થઈ. ક્યાંની ઋતુ સારી, ક્યાંની ખરાબ, ક્યાંનાં ફળફળાદિ સારાં... વગેરે. ફળોની વાત આવી તો નાનીએ કહ્યું - ''અહીં હિંદુસ્તાનમાં તો એકદમ જ કચરા જેવાં ફળ મળે છે.''

''જી, નહીં. અહીં પણ બહુ સારાં ફળ છે... હા, શરત એટલી કે એ ફળની મોસમ હોવી જોઈએ.'' શફ્કતે એના હિંદુસ્તાનની આબરૂ બચાવવા દલીલ કરી.

''ખોટી વાત.'' નાનીએ જોરદાર વિરોધ કર્યો – ''અમ્મીજાન, કાલે આપણે બજારમાંથી જે માલ્ટા લીધેલાં એ શું આપણે ત્યાંનાં મચંગાનો મુકાબલો કરી શકે ?''

છોકરીઓની મા બોલી : ''શફ્કત બેટા, આ સાચું કહે છે. અહીંનાં માલ્ટા ત્યાંનાં મચંગાનો મુકાબલો નહીં કરી શકે.''

આયશાએ નાની છોકરીને પૂછ્યું – ''તિલઅત, આ મચંગા વળી કઈ બલા છે ? નામ તો એકદમ જ વિચિત્ર છે.''

તિલઅત હસી - ''આપા, મચંગા એક ફળ છે. માલ્ટાની જેમ જ આ ફળ એટલું તો મઝેદાર હોય છે કે હું શું કહું ? અને એનો રસ-એક નિચોવો ને તો આ ગ્લાસ - આ ટિપૉઈ પર પડ્યો છે ને ? એ ગ્લાસ - આખ્ખો ભરાઈ જાય.''

શફકતે ગ્લાસ તરફ જોયું અને ફળ કેવડુંક મોટું હશે એ વિશે અનુમાન કરવાની કોશિશ કરી - ''એક મચંગાથી આવડો મોટો ગ્લાસ ભરાઈ જાય છે ?''

તિલઅતે એકદમ ગર્વથી કહ્યું - ''જી હા, ભરાઈ જાય છે.''

શફકતે એ સાંભળીને કહ્યું : ''તો તો ચોક્કસ જ એ ફળ ખાસ્સું મોટું હશે.''

તિલઅતે માથું હલાવ્યું : ''જી નહીં, એવું ખાસ મોટું નથી હોતું. ને સાવ નાનું પણ નથી હોતું. તમારે ત્યાં જે મોટાં માલ્ટા મળે છે ને.... બસ એની જેવડું જ હોય છે. પણ એની ખૂબી જ એ છે કે એ રસથી ભરપૂર હોય છે. અને અમ્મીજાન, ત્યાંનું અનાનસ ! મોટી રોટી જેવડાં તો એનાં પતીકાં હોય છે.''

કેટલીય વાર સુધી અનાનસની વાતો થતી રહી. તિલઅત બહુ વાતોડિયણ હતી. એ આફ્રિકાને ચાહતી હતી. ત્યાંની દરેક ચીજ એને પસંદ હતી. મોટી છોકરી નિગહત, આ વાતો દરમિયાન એકદમ જ ચૂપચાપ બેઠી હતી. એણે વાતચીતમાં બિલકુલ ભાગ નહોતો લીધો. શફકતે જ્યારે એની આ ખામોશીને મહેસૂસ કરી તો એણે એને ઉદ્દેશીને કહ્યું : ''તમને કદાચ આ બધી વાતોમાં રસ નથી પડતો ?''

નિગહતે હોઠ ખોલ્યા - ''ના જી, એવું કંઈ નથી. હું એકદમ મોજથી આ બધું સાંભળી રહી છું.''

શફકતે કહ્યું - ''પણ તમે કંઈ બોલ્યાં નહીં.''

અઝીઝની પત્નીએ જવાબ આપ્યો : ''શફકત બેટા, એની તબિયત જ એવી છે.''

શફકતે એકદમ સ્પષ્ટપણે કહ્યું : ''અમ્મીજાન, આ ઉંમરે છોકરીઓને ચુપકીદી ગમે એ કઈ રીતે ચાલે ? આ ઉંમરે મોંમાં મગ ભરીને બેસી રહે એ ક્યાંનો ન્યાય ?'' પછી નિગહતને ઉદ્દેશીને એણે કહ્યું - ''જનાબ, તમારે બોલવું તો પડશે જ.''

નિગહતના હોઠ પર શરમાળ સ્મિત રેલાયું - ''બોલું તો છું, ભાઈજાન !''

શિફકત હસ્યો - ''તમને ચિત્રો જોવામાં રસ છે ખરો ?''

નિગહતે નજર ઝુકાવીને જવાબ આપ્યો : ''હા, છે.''

''તો ઊઠો, હું તમને મારું આલ્બમ બતાવું. આલ્બમ બીજા ઓરડામાં છે.'' કહેતો શફકત ઊભો થયો ને બોલ્યો, ''ચાલો.''

આયશાએ શફકતનો હાથ દબાવ્યો. પાછળ ફરીને એણે પત્ની સામે પ્રશ્નભરી નજરે જોયું. એની પત્નીએ આંખથી ઇશારો કર્યો, પણ શફકત એના ઇશારાનો મતલબ ન સમજી શક્યો. એ આશ્ચર્યચકિત હતો.... ખુદા જાણે શી વાત હતી કે એની પત્નીએ એનો હાથ દબાવ્યો અને ઇશારો પણ કર્યો. એ હજી વિચારી રહ્યો હતો ને તિલઅત ફટાક દઈને ઊભી થઈ ગઈ - ''ચાલો ભાઈજાન, મને બીજાનાં આલ્બમ જોવાનો બહુ શોખ છે. મારી પાસે પણ એક કલેક્શન છે.''

શફકત, તિલઅત સાથે બીજા ઓરડામાં જતો રહ્યો. નિગહત ચૂપચાપ બેઠી રહી. શફકત તિલઅતને ચિત્રો દેખાડતો રહ્યો. આદતવશ તિલઅત બોલતી જ રહી. પણ શફકતનું મગજ બીજે રોકાયેલું હતું. એ નિગહત વિશે વિચારતો હતો. એ આટલી ચૂપચાપ કેમ છે ? ચિત્રો જોવા કેમ ન આવી ? જ્યારે પોતે એને સાથે આવવા કહ્યું ત્યારે આયશાએ એનો હાથ કેમ દબાવ્યો ? એણે આંખથી કરેલા ઇશારાનો શો મતલબ હતો ?

ચિત્રો પૂરાં થઈ ગયાં. તિલઅતે આલ્બમ ઉઠાવ્યું અને શફકતને કહ્યું : ''હું બાજીને બતાવું છું. એમને બહુ શોખ છે ચિત્રો એકઠાં કરવાનો.''

એને જો એટલો બધો શોખ છે તો એ કેમ એ લોકોની સાથે ન આવી એવું શફકત પૂછવા જતો હતો, પણ એ પહેલાં તિલઅત આલ્બમ લઈને ઓરડામાંથી નીકળી ગઈ. શફકત મોટા ઓરડામાં દાખલ થયો ત્યારે નિગહત રસપૂર્વક આલ્બમ જોઈ રહી હતી. દરેક ચિત્ર એને આનંદિત કરી રહ્યું હતું.

આયશા, છોકરીઓની મા સાથે વાતો કરવામાં મશગૂલ હતી. શફકત ત્રાંસી આંખે નિગહતને જોતો રહ્યો. ગંભીરતાના આવરણ હેઠળ લપેટાયેલો એનો ચહેરો હવે પ્રસન્ન દેખાતો હતો. કળાના ઉત્તમ નમૂનારૂપ આ ચિત્રો એને આનંદ આપી રહ્યાં હોય એવું લાગતું હતું. એની

આંખોમાં હવે ચમક હતી. પણ જ્યારે ઘોડો અને તંદુરસ્ત સ્ત્રીનું ચિત્ર આવ્યું તો એની આંખની ચમક ઝાંખી પડી ગઈ. એના હૈયામાંથી એક હળવો નિસાસો નીકળતા પહેલાં જ દબૂરાઈ ગયો.

ચિત્રો પૂરાં થયાં તો નિગહતે શફકત તરફ જોયું અને સ્નેહભર્યા અવાજે કહ્યું - ''ભાઈજાન, શુક્રિયા.''

શફકતે નિગહતના હાથમાંથી આલ્બમ લઈને ત્યાં પડેલ ટિપોઈ પર રાખી દીધું. એના મગજમાં ખદબદ થઈ રહી હતી. એને એવું લાગતું હતું કે આ છોકરીની જિંદગી સાથે કોઈ મોટું રહસ્ય સંકળાયેલું છે. એણે વિચાર્યું.... કદાચ પ્રેમમાં નિરાશા મળી હોય... કે પછી કોઈ મનોવૈજ્ઞાનિક ઘટના.....

ચા આવી તો શફકતે નિગહતને ઉદ્દેશીને કહ્યું - ''ઊઠો અને ચા બનાવો... આ સ્ત્રીઓનો વિશેષાધિકાર છે.''

નિગહત ચૂપ રહી, પણ તિલઅત ઠેકડો મારીને ઊભી થઈ ગઈ – ''ભાઈજાન, ચા હું બનાવું છું.''

નિગહતનો ચહેરો પાછો ગંભીરતાના આવરણમાં લપેટાઈ ગયો. શફકતનું કુતૂહલ વધતું ચાલ્યું. એક વાર અકસ્માતે જ એણે નિગહત સામે ધારીને જોયું તો એ સંકોચાઈ ગઈ. શફકતને મનોમન આવી અનુચિત હરકત કરવા બદલ અફસોસ થયો.

ચા પીતાં પીતાં અહીંતહીંની કેટલીયે વાતો થઈ. તિલઅતે એ વાતોમાં સૌથી વધુ ભાગ લીધો. ટેનિસની વાત નીકળી તો એણે શેખીની હદે જઈ પહોંચતાં અભિમાનથી કહ્યું કે નૈરોબીમાં એ એક નંબરની ટેનિસ ખેલાડી હતી અને પંદરવીસ ઇનામો પણ જીતી ચૂકી હતી.

નિગહત ચૂપચાપ બેઠી હતી. એની ખામોશી ઉદાસીનતાભરી હતી. સ્પષ્ટ દેખાતું હતું કે એને પણ એની ખામોશીનો અહેસાસ હતો.

એક વાતની શફકતે ખાસ નોંધ લીધી કે અઝીઝની પત્ની નિગહત પર વધુ પ્રેમ વરસાવતી હતી, એનું વધારે ધ્યાન રાખતી હતી. એણે પોતે ઊભી થઈને એકદમ પ્રેમથી એને ક્રીમરોલ આપ્યા. મોઢું લૂછવા પોતાનો રૂમાલ આપ્યો. એની સાથે એકદમ મમતાથી વાતો કરતી હતી. એવું લાગતું હતું, જાણે એ વાતો દ્વારા પણ એના માથે વહાલભર્યો હાથ ફેરવી રહી છે, એને દુલાર કરી રહી છે.

જવાનો સમય થયો તો અઝીઝની પત્નીએ ઊભાં થઈને બુર્ખો ઉઠાવ્યો. આયશાને ગળે મળી. શફકતને દુવાઓ દીધી અને નિગહતની પાસે જઈ આંખમાં આંસુ લાવી દે એવા પ્રેમથી કહ્યું - ''ચાલો બેટા, જઈએ.''

તિલઅત ઠેકડો મારીને ઊભી થઈ. અઝીઝની પત્નીએ નિગહતનો એક હાથ પકડ્યો. બીજો હાથ તિલઅતે પકડ્યો. અને એને ઊભી કરી. શફકતે જોયું કે નિગહતનું નીચેનું શરીર એકદમ બેજાન હતું. એક ક્ષણ માટે એનાં દિલોદિમાગ કામ કરતાં બંધ થઈ ગયાં. જ્યારે એ જરાક સ્વસ્થ થયો તો હૈયામાં પીડાની ટીસ ઊઠતી મહેસૂસ થઈ.

મા અને બહેનના સહારે, ડગમગતા પગે નિગહત બિલકુલ વિશ્વાસ વગર ડગલાં ભરતી હતી. માથા પાસે હાથ લઈ જઈને એણે શફકત અને આયેશાને સલામ કરી. એની સલામ કરવાની રીત કેવી ગમી જાય એવી હતી ! પણ એના એ હાથે શફકતના હૈયા પર જાણે એક મુક્કો માર્યો. હવે એને સઘળું રહસ્ય સમજાઈ ગયું હતું. એના મગજમાં સૌથી પહેલો વિચાર આ જ આવ્યો - 'કુદરત કેમ આટલી બધી ક્રૂર હોય છે ? આટલી સુંદર છોકરી સાથે આવો અત્યાચાર ! .....આવો ક્રૂર અત્યાચાર ! ....આ માસૂમે એવો તે શો ગુનો કર્યો હતો કે એને આવી કઠોર સજા દેવામાં આવી ?.....'

બધાં ચાલ્યાં ગયાં. આયશા એમને બહાર સુધી મૂકવા ગઈ. શફકત ફિલસૂફની જેમ વિચારતો ઊભો રહ્યો. એટલામાં એના કેટલાક મિત્રો આવી ચડ્યા ને એ એની પત્ની સાથે નિગહત વિશે કશી વાત ન કરી શક્યો. મિત્રો સાથે પાનાં રમવામાં શફકત એટલો તો મશગૂલ થઈ ગયો કે નિગહત અને એના રોગને ભૂલી ગયો. જ્યારે રાત પડી ને આયશાએ નોકર દ્વારા એને વાળુ કરવા બોલાવ્યો ત્યારે એને અફસોસ થયો કે કેવળ એક રમત પાછળ એણે નિગહતને બિલકુલ વિસારે પાડી દીધી. એટલે આયશા પાસે એણે નિગહતની વાત કાઢી. પણ એણે કહ્યું, ''તમે વાળુ કરી લો, પછી વિગતે વાતો થશે.''

પતિ-પત્ની બેઉ ભેળાં જ સૂતાં હતાં. લગ્ન થયા પછી કદી પણ રાતે એકબીજાથી અલગ નહોતાં થયાં. એમનાં લગ્નને લગભગ છ વર્ષ થઈ ગયાં હતાં. પણ આ દરમિયાન એકે બાળક નહોતું થયું. દાકતરોનું કહેવું હતું કે આયશામાં એવી કંઈક ખામી છે, જે માત્ર

ઑપરેશનથી દૂર થઈ શકે. પણ એને ઑપરેશનની બહુ બીક લાગતી હતી. પતિ-પત્ની એકદમ પ્રેમભરી જિંદગી વિતાવતાં હતાં.

રાતે હંમેશની જેમ બેઉ સાથે સૂતાં ત્યારે શફકતને નિગહત યાદ આવી. એણે એક નિસાસો નાખીને પત્નીને પૂછ્યું, ''આયશા, બિચારી નિગહતને શું થયું છે ?''

આયશાએ પણ નિસાસો નાખ્યો ને એકદમ દુઃખી અવાજે કહ્યું : ''એ ત્રણ વરસની હતી ત્યારે એને ટાઇફૉઇડ થયેલો અને નીચેનું શરીર બેજાન થઈ ગયું.''

શફકતનું હૈયું નિગહત પ્રત્યેની સહાનુભૂતિથી છલકાઈ ઊઠ્યું.

એણે પત્નીની પીઠને છાતી સાથે દબાવીને કહ્યું : ''આયશા, ખુદા કેમ આટલો જાલિમ છે ?''

આયશાએ કંઈ જવાબ ન આપ્યો. શફકતને દિવસ દરમિયાનની ઘટનાઓ યાદ આવવા લાગી. – ''જ્યારે મેં એને આલ્બમ બતાડવાનું કહ્યું ત્યારે તેં મારો હાથ એટલે દબાવ્યો હતો કે.....''

''હાસ્તો, બીજા વળી શાના માટે ? તમે તો વારે વારે....''

''ખુદાની કસમ, મને ખબર જ નો'તી.''

''એને પોતે અપંગ છે એનું બહુ દુઃખ છે.''

''તેં મને આવું કહ્યું ત્યારે મને એવું લાગ્યું, જાણે કોઈએ મારી છાતીમાં તીર ના માર્યું હોય !''

''જ્યારે એ આવી ને... ત્યારે ખુદાની કસમ મને બહુ દુઃખ થયેલું. એ બિચારીને પેશાબ કરવા જવું હતું. એની મા અને નાની બેન સાથે ગયાં. ઇજારની નાડી ખોલી, પાછી બાંધી... કેટલી સરસ છોકરી છે. બેઠી હોય તો...''

''તો ખુદાની કસમ જરાય ખબર નથી પડતી કે એ અપંગ છે.''

''બહુ અક્કલવાળી છોકરી છે.''

''ખરેખર ?''

''એણે કહ્યું હતું કે અમ્મીજાન, હું લગ્ન નહીં કરું, કુંવારી જ રહીશ..... એવું એની મા કહેતી હતી.''

શફકત થોડીક વાર ચૂપ થઈ ગયો. પછી એકદમ દુઃખી અવાજે એણે કહ્યું – ''તો એને એ વાતનો અહેસાસ છે કે એની સાથે લગ્ન કરવા કોઈ તૈયાર નહીં થાય.''

આયશાએ શફકતની છાતીના વાળમાં આંગળાં ફેરવતાં કહ્યું – ''શફકતસાહેબ, એક અપંગ સાથે કોણ લગ્ન કરવાનું ?''

''નહીં, આયશા, એવું ના કહે.''

''શફકતસાહેબ, આટલી મોટી કુર્બાની કોણ આપી શકે ?''

''તું સાચું કહે છે !''

''સુંદર છે, ખાતા-પીતા ઘરની છોકરી છે, બધું બરાબર છે. પણ....''

''હું સમજું છું....પણ....''

''પુરુષોના દિલમાં દયા ક્યાં ?''

શફકતે પડખું ફેરવીને કહ્યું – ''આયશા, એવું ના કહે.''

આયશાએ પણ પડખું બદલ્યું. બેઉ આમનેસામને થઈ ગયાં – ''હું બધું જાણું છું. તમે કોઈ એવો પુરુષ શોધો, જે આ બિચારી સાથે પરણવા તૈયાર હોય....''

''મને ખબર નથી...પણ....''

''બિચારી મોટી છે. એનાથી નાની બેનનાં લગ્નની વાતચીત થઈ રહી છે એ વાતથી બિચારીને કેટલું દુઃખ થતું હશે ?''

''સાચું કહે છે તું !''

આયશાએ ઊંડો નિસાસો નાખ્યો- ''શું બિચારી આમ જ જિંદગી આખી મનોમન બળતી રહેશે ?''

''નહીં !'' એવું કહીને શફકત બેઠો થઈ ગયો.

આયશાએ પૂછ્યું – ''એટલે ? તમે શું કહેવા માગો છો ?''

''તને એના પ્રત્યે સહાનુભૂતિ છે ?''

''કેમ નહીં વળી ?''

''ખુદાની કસમ ખાઈને કહે.''

''હાય, આ તે કંઈ કસમ ખવડાવવાની વાત છે ? કોઈ પણ માણસને એના પ્રત્યે સહાનુભૂતિ હોવી જોઈએ.''

શફકતે થોડીક વાર ચૂપ રહ્યા પછી કહ્યું – ''તો મેં એક વાત વિચારી છે.''

આયશાએ ખુશ થઈને કહ્યું – ''શું ?''

''મને હંમેશાં એવું લાગ્યું છે કે તું બહુ ઊંચા વિચારોવાળી સ્ત્રી છે. આજે તેં મારા એ ખ્યાલને પુરવાર કરી આપ્યો છે. મેં નિર્ણય કર્યો છે કે – ખુદા મારા આ નિર્ણયને દૃઢતા બક્ષે – મેં નક્કી કર્યું છે કે હું નિગહત

સાથે લગ્ન કરીશ. અને આનો બધો જ સવાબ (પુણ્ય) તને મળશે.''

થોડી વાર ખામોશી છવાયેલી રહી. પછી એકદમ જાણે કે વિસ્ફોટ થયો. – ''શફકતસાહેબ, જો તમે એની સાથે લગ્ન કર્યા ને....તો હું એને ગોળી મારી દઈશ...''

શફકતને એવો અહેસાસ થયો કે એને મરણતોલ ગોળી વાગી છે અને એ મરીને એની પત્નીના પડખામાં દફન થઈ ગયો છે. ('લાઈસન્સ' વાર્તાસંગ્રહમાંથી)

[સ્ત્રી–ગૃહસ્થ હોય કે વેશ્યા–ના મનની સૂક્ષ્માતિસૂક્ષ્મ લાગણીઓને મન્ટોએ એની વાર્તાઓમાં આલેખી છે. અપંગ નિગહત પ્રત્યે પતિપત્ની બેઉને સંપૂર્ણ સહાનુભૂતિ છે. આયશા તો પુરુષજાત પર ફિટકાર પણ વરસાવે છે... આવી સુંદર છોકરી..... પણ અપંગ સાથે કોણ પરણે ? પુરુષના હૈયામાં વળી દયામાયા થોડી જ હોય ? ..... પણ સહાનુભૂતિના આવેશમાં એનો જ પતિ જ્યારે પરણવા તૈયાર થાય છે ત્યારે પુરુષોની કઠોરતાની નિંદા કરનાર સ્ત્રીની પ્રતિક્રિયા કેવી વિસ્ફોટક, કેવી કઠોર છે ? મન્ટોએ કદી પણ વાસ્તવિકતાને આદર્શનાં મહોરાં પહેરાવવાની કોશિશ નથી કરી. આયશાની ઈર્ષા એકદમ સ્ત્રીસહજ છે.... સહાનુભૂતિ સુધી વાત ઠીક છે પણ પતિ આટલી સુંદર છોકરી સાથે પરણે એ કોઈ સ્ત્રી ન જ ચલાવે.... પછી ભલે ને એ અપંગ છોકરી કેમ ન હોય !....

મેં અહેસાસ, શુક્રિયા, આદાબ અર્ઝ, સવાલ જેવા શબ્દો જેમના તેમ રહેવા દીધા છે. આ શબ્દો અતિપરિચિત છે એટલે પણ.... અને આના કારણે ભાષાની મૂળ લિજ્જત અમુક અંશે સચવાઈ રહે છે એટલે પણ....

– શરીફા વીજળીવાળા]



*શિયાળાના પાછલા પ્રહરમાં*
*છે તેજનો એક અનોખો ઢાળ*
*જે ગૂંગળાવે, મૂંઝવે—*
*ધ્યમ ગિરજાના ગીતનો ભાર.*

*

*આપે એ દિવ્ય જખ્મો,*
*મળે ન કયાંયે કાપ.*
*પણ અંતરમાં કંઈ ઘટે નિરાળું,*
*જ્યાં રહે જીવનના મર્મ.*

*

*મનાવવા ન મથશો એને,*
*હતાશાનો છે એ સિક્કો,*
*સ્વર્ગથી સીધો પાઠવેલો*
*ઈશ્વરી ઉત્તાપ.*

*

*એ આવે જ્યારે*
*ધરતી ધ્યાન ધરી દે કાન;*
*પડછાયા રોકે એમના શ્વાસ.*
*જ્યારે એ જાય*
*ત્યારે અનુભવાય*
*મોતની મીટનું છેટું.*

**એમિલી ડિકિન્સન, અનુ. ધનવન્તી**



## સિંદૂર

*છેલ્લું સિંદૂર સેંથામાં પૂરિયું,*
*કેવાં શોભાવંતી નાર !*
*તમારો અંતિમ શણગાર !.....છેલ્લું૦*

*પ્હેલું સિંદૂર પૂરી સાસર સંચર્યાં,*
*એનો મહિમા શો અપરંપાર !..... પ્હેલું૦*

*કાળ-કરે પ્હેલું સિંદૂર ભૂંસિયું,*
*છેલ્લા સિંદૂરમાં સ્મરણ-સંભાર !....છેલ્લું૦*

*પ્હેલા સિંદૂરમાં પાર્વતી તપ તપે,*
*છેલ્લા સિંદૂરમાં રુદ્રની ઝાળ....પ્હેલું૦*

*પ્હેલા-છેલ્લાના ભેદ કશા રહ્યા ?*
*માણ્યા અગનના શણગાર !.... છેલ્લું૦*
*તમે શોભાવંતી નાર......*

**અનામી**



રાધેશ્યામ શર્મા

સવારનો સૂર્ય કે
બપોરનો તડકો
ખોલી શકતો નથી ઘર બંધ
તેથી બધી ભીંત હવે અંધ

મહારાજના ઝાંખા ચિત્ર પર
ફરતી સ્મૃતિની ગરોળી
જોતી, મૂંઝાતી, અટકીને ચાલી જાય
અજાણ્યા દરમાં

સરી જાય ચૂપચાપ સમયનાં પગલાં
સાથિયો ભૂંસતાં
તિરાડમાંથી વહી
ઘરની કોરે ઊગવા મથતા ઘાસ જોડે
ગોષ્ઠિ કરતાં કરતાં

થાકી જાય ભૂતકાળનું એકમાત્ર લીલું ઝાડ
સડી જાય નામની તકતી
ઊધઈ ફેલાઈ જાય ભીંતોને
કરતી રેત રેત

ક્યાંક ખૂણામાં પડેલો એક દડો
ઊછળ્યા કરે આવતી કાલનાં સ્વપ્ન જોઈ
અજાણ્યા બાળકના હાથનો સ્પર્શ
તેની બધીય સપાટીને જીવતી રાખે

કોઈ ટકોરા મારતું નથી
છતાં બંધ બારણું અવિરત રાહ જુએ
તેના તરફ વળતા
જીવતા પગરવની

રાજેન્દ્ર પટેલ

કવિતાની અનેક વ્યાખ્યાઓમાં એક વ્યાખ્યા જે અત્યંત સાદીસીધી અને સચોટ ગણી શકાય એવી છે તે એ કે પ્રત્યેક શુદ્ધ કવિતા, જગતની અન્ય તમામ કૃતિઓથી ભિન્ન, સ્વતંત્રી, સ્વયંસંપૂર્ણ હોય. જગતના ઉલ્લેખમાં આ કવિ, તે કવિ કે પેલા કવિ પણ આવી જાય; કેમ કે સાચો કવિ પુનરાવર્તન કરતો નથી. એલિયટનું નિરીક્ષણ

અને અનુભવ સાચો કે શુદ્ધ સર્જક જ્યારે કવિતા કરે છે ત્યારે તે પ્રસંગ 'હોલ્લી એ ન્યૂ સ્ટાર્ટ ઍન્ડ ડિફરન્ટ કાઈન્ડ ઑફ ફેઈલ્યૉર' ('તદ્દન અભિનવ આરમ્ભ અને વિશિષ્ટ પ્રકારની વિફલતા') બની રહેવાની સંભાવના છે.

અભિનવ આરંભમાં બેધારો સંકેત છે. પરમ્પરા સાથે, ટ્રેડિશન સાથે સંબંધ તોડવાનું સાહસ અને એ જ ક્ષણે એની 'ઇન્ડિવિડ્યુઅલ ટેલન્ટ', વૈયક્તિક સર્જક-ક્ષમતાનો પરિચય તે આપે છે. આવા પ્રયોગમાં સિદ્ધિ સાંપડે યા ના પણ સાંપડે. નિષ્ફળતા મળે કદાચ, તો એ પણ 'વિશિષ્ટ પ્રકારની વિફળતા' ગણાય, જેને સામાન્ય નગણ્યતામાં ખપાવી ના શકાય; કેમ કે એનોય મહિમા છે.

શીર્ષકવિહોણી પ્રસ્તુત ગદ્યરચના વાંચતાં સકારણ આવા વિચાર આવી ગયા. કવિની ખુદની અને અન્ય કવિઓની કૃતિઓમાં સૂર્ય, ઘર, ગરોળી, ઝાડ, ઊધઈ, બારણું, 'બારણે ટકોરા' આદિ શબ્દોના સંકેતોના પ્રચલિત અર્થ-ધ્વનિ-અધ્યાસોનો ભાવકોને વિભિન્ન અનુભવ હોઈ શકે. છતાં અહીં પદ્યાવલિપ્રબન્ધ, લયભાત, શબ્દવરણી, વિરામસ્થાનો કવિતા માત્રની આકૃતિનું સૌંદર્ય, અન્ય રચનાઓથી સ્વતંત્ર સ્વયં સંપૂર્ણરૂપે પ્રસ્તુત કરે છે.

પ્રથમ તૂકની પદ-રચના કાવ્યરસિત તર્ક (poetic logic) કેવી રીતે રમતો મેલે છે ! સૂર્ય કે તડકો ક્યારેય કોઈનું બંધ ઘર ખોલવા જાય છે ? એમાં એની શક્તિ કે શક્યતા નથી. છતાં કર્તાનું સ્વાતંત્ર્ય એક નવી વાસ્તવિકતા ચીંધે છે. સવારનો સૂર્ય કે બપોરનો તડકો બંધ ઘરને ખોલી શકતો નથી. પછી તુરત 'તેથી' શબ્દથી કારણમૂલક તર્ક પ્રવેશ પામે છે : તેથી બધી ભીંત હવે અંધ. તૂકની છેલ્લી બે કડીમાં 'બંધ' અને 'અંધ'ના પ્રાસ સાચવવા સાથે લયનું જતન પણ થઈ ગયું.

એક અંધ ભીંતવાળા બંધ ઘરના વર્ણન પછી ઘરના અવાવરુ અસબાબનું સેટિંગ બીજી ચાર કડીમાં મૂર્ત થાય છે. 'મહારાજાના ઝાંખા ચિત્ર'-ફોટાના અછડતા ઉલ્લેખથી રાજા-મહારાજાના સમયનો (feudal period) પરદો ખૂલે છે અને એની સાથોસાથ ચિત્ર પર ફરતી સ્મૃતિની ગરોળી વ્યતીતરાગ (nostalgia) સાથે સન્ધાન સાધી આપે છે. જોકે, ગરોળીને 'સ્મૃતિની'ના કહી હોત તો પ્રતીકનો વ્યાપ વધત. બાકી ગરોળી જોતી, મૂંઝાતી, અટકીને જ્યાં પાછી ચાલી જાય એ અજાણ્યું દર મનુષ્યનું અજ્ઞાત ચિત્ત હોવાનું સરસ ઇંગિત છે અહીં.

સ્મૃતિનો સંબંધતંતુ સમય સાથે નિશ્ચિત છે એટલે ત્રીજી તૂકમાં સમયને પણ ગરોળી માનવાની હદે જવાની સુવિધા છે. બીજી તૂકની છેલ્લી પંક્તિ 'અજાણ્યા દરમાં' જેટલી ગરોળીને લાગુ પડે એટલી જ ચૂપચાપ સરી જતાં સમયનાં પગલાંને પણ લાગુ પડે એવી પદરચના સ્પષ્ટ છે. પણ આ ખૂબીમાં નાવીન્ય નથી. તો તે કયાં છે ? આવી ગોઠવણીમાં —

**અજાણ્યા દરમાં**
**સરી જાય ચૂપચાપ સમયનાં પગલાં**
**સાથિયો ભૂંસતાં**
**તિરાડમાંથી વહી**
**ઘરની કોરે ઊગવા મથતા ઘાસ જોડે**
**ગોષ્ઠિ કરતાં કરતાં**

'સાથિયો ભૂંસતાં' પદ, કોઈ પર્વપ્રસંગે ચીતરેલા સાથિયાનો સંબંધ કોઈ સૌભાગ્યવંતી નારીનું અને તિરાડમાંથી વહી, ઘરની કોરે ઊગવા મથતું ઘાસ ભાવિ પેઢીનાં સંતાનોનું સૂચન આપે છે. ઘાસ હજુ ઊગવા મથી રહ્યું છે, ઊગ્યું નથી, કેમ કે સમયનાં પગલાં સાથિયો કહેતાં સંનારીને ભૂંસીને સરકી ગયાં છે. વળી સમયનાં પદચિહ્નોએ ઘાસ સંગાથે માત્ર ગોઠડી કરી લેવા જેટલો અલપઝલપ સંપર્કસમય જ ફાળવ્યો છે.

ચોથી તૂકમાં ભૂતકાળનું નિવારી શકાય એવું આવર્તન છે. 'સ્મૃતિની ગરોળી'ની ઉપમાની માફક અહીં ભૂતકાળને 'એકમાત્ર લીલું ઝાડ'ની ઉપમા મળી છે. ભૂતકાળને હરિયાળો 'લીલો' દર્શાવ્યો છે, સાથે જ 'થાકેલો' પણ કથ્યો છે ! નામની તકતી સડી ગઈ છે, અને પેલી ઉપર-ઉક્ત 'અંધ' ભીંતો પર ફેલાતી ઊધઈ બંધ ઘર આખાને રેતરેતમાં પલટી નાખે છે !

પરંતુ આસ્વાદ લખવાનું મન થાય એવી અને રચનામાં પ્રવહમાન ગતિશીલ કલ્પન (kinetic image)ના નમૂના સમી પંક્તિઓ હવે આવે છે :

**ક્યાંક ખૂણામાં પડેલો એક દડો**
**ઊછળ્યા કરે આવતી કાલનાં સ્વપ્ન જોઈ**
**અજાણ્યા બાળકના હાથનો સ્પર્શ**
**તેની બધીય સપાટી જીવતી રાખે**

ભાવિ સ્વપ્નો જોઈ ઊછળ્યા કરતો દડો બીજા કશા કરતાં સર્જક ચેતનાનું અહીં ઉત્તમ પ્રતીક ગણાય. ઊગવા મથતા પૂર્વોક્ત ઘાસનો સંબંધ અહીં અજાણ્યા બાળક સાથે સંકલિત કરી શકાય.

'અજાણ્યા' શબ્દનો આ ગદ્યરચનામાં બે વાર વિનિયોગ ધ્યાનાર્હ. સ્મૃતિ-સમયને સંગ્રહતા દરને કવિએ 'અજાણ્યું' ગણ્યું ('અજાણ્યા દરમાં') અને પછી બાળકને પણ 'અજાણ્યા' વિશેષણથી નવાજ્યું તે શું સૂચવે ? બાળકમાત્રને પોતાને ક્યા દરમાંથી, કઈ યોનિમાંથી પ્રસવ્યો એ તથ્ય જાણ્યું તોયે અજાણ્યું રહે છે. એટલે અજાણ્યા દરમાંથી બહાર જગતમાં આવી પડેલો બાળક પણ 'અજાણ્યા' જેવો જ પ્રતીત થયો હોય. વળી 'અજાણ્યા'ના આવર્તનથી ભવિષ્યકાળ તથા રહસ્યયુક્ત અજ્ઞાત તત્ત્વનો અર્થ પણ ભળી જાય છે. આવું રહસ્ય દડાની 'બધીય સપાટી જીવતી રાખે' એમાં શી નવાઈ !

અંતિમ ચાર પંક્તિઓ 'નૉક ઑન ધ ડૉર' ('બારણે ટકોરા')ની નાટ્યાત્મક પરિસ્થિતિને ઉલટાવીને મૂકે છે, 'કોઈ ટકોરા મારતું નથી' ! આરંભે બારણું બંધ બતાવેલું તે હજુયે બંધ છે, પણ અંતે જતાં 'બંધ બારણું અવિરત રાહ જુએ છે.' કોની ? 'તેના તરફ વળતા જીવતા પગરવની.'

વેઇટિંગ ફૉર ગોદો ?, નો, 'વેઇટિંગ ફૉર લાઈવ ફુટપ્રિન્ટ્સ'...... સૂર્ય કે તડકો બંધ ઘર (બંદીઘર) ખોલી શક્યા નથી ત્યાંથી કૃતિનો નૈરાશ્યપ્રધાન આરંભ થયેલો એ સ્થિતિદિશા અંતે પલટાઈને આશાવાદના ઇશારા-અણસારામાં પરિણમે છે, કેમ કે અહીં ઘરનું બંધ બારણું જીવંત પદરવની અવિરત પ્રતીક્ષા કરવા તત્પર છે – ભલે 'બારણે ટકોરા' મારવા કોઈ નવરું નથી !

એક ગુજરાતી અછાંદસકાર રાજેન્દ્ર પટેલ એમની રચનામાં સંવાદિતાનો પૉઝિટિવ સૂર રેલાવવાનું ગજું દેખાડે એ નિહિલિઝમના સાંપ્રત પૂરની સામે તરવા જેવું શબ્દકર્મ લેખાય. બાકી બેકેટની પેઠે ગેબ્રિયેલ ગાર્સિયા માર્ક્વેઝે પણ એમના પાત્રમુખે પ્રતીક્ષાની નિષ્ફળતા પ્રદર્શિત કરી છે : He who awaits much, can expect little.



## બે ગીત

**૧**

*કબીરા, મનગમતું અંધારું !*
*કબીરા, મનગમતું અંધારું !*
*તાણે વાણે વણી ચદરમાં ગૂંથાયું છે સારું !*
*દરવાજે તો ખુલ્લમ્-ખુલ્લો,*
*બારીઓ બેત્રણ બંધ,*
*હદ-સરહદની પાર મળાયું-*
*કેવો ઋણાનુબંધ,*
*ગલી-ગૂંચમાં ગુમ થવાયું, જડ્યું ના એકે બારું,*
*કબીરા, મનગમતું અંધારું !*
*લોથપોથ પડછાયે ધૂળમાં*
*પગલી બેત્રણ પાડી,*
*પડાવ પર પ્હોંચ્યાની સાથે*
*બંધ પડી ગઈ નાડી,*
*મિથ્યા મિથ્યા કરી કરીને જિવાયું એકધારું,*
*કબીરા, મનગમતું અંધારું !*

**૨**

*મન મીરાં થઈને મ્હોરે !*
*મન મીરાં થઈને મ્હોરે !*
*તનતંબૂરે રણઝણ થઈને ભીતર આખું કોરે !*
*હરખ-શોકના સાસ-નિસાસા*
*ઝીણા વાયરે વાય,*
*અંધકારનાં ઝેર પિયાલે*
*ભરી ભરી પિવાય,*
*મરુભૂમિમાં કાનજી કાળો નસનસને ઝઝકોરે,*
*મન મીરાં થઈને મ્હોરે !*
*ભીતરના અજવાળે ખખડે*
*મંજીરાની જોડ,*
*વેદ-ફેદ નથી ભણવા મારે,*
*નથી શોધવા તોડ,*
*હું ને મારો નટખટ નટવર બંધાશું એક દોરે,*
*મન, મીરાં થઈને મ્હોરે !*

**ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'**



પ્રીતિ સેનગુપ્તા

## ઘડીક સંગની વાત

નાનપણનાં વર્ષો દરમ્યાન અમદાવાદથી નીકળીને જો કોઈ એક જગ્યાએ સૌથી વધારે વાર ગયાં હોઈએ તો તે માઉન્ટ આબુ છે. સમય ઓછો હોય, દૂર જવાય એવું ના હોય, અમદાવાદમાં બહુ ગરમી હોય, તો તરત, "ચલો, આબુ જઈ આવીએ !" વળી, ઘરનો પુરુષ-વર્ગ સાથે ના આવી શકે તોયે મમ્મી એકલાં પણ નાની દીકરીઓને 'ઘરની બહાર' લઈ જઈ શકે.

પછી તો મોટાં થયાં, એટલે જાણે આબુ જઈ જઈને કંટાળ્યાં ! થોડાં વર્ષ ના પણ ગયાં. છતાં, પ્રવાસી તરીકેનો અભિગમ કેળવાતો ગયો તેમ ફરીથી, અને ફરી ફરી, એની એ જગ્યાએ જવું બહુ જ ગમવા માંડ્યું, ને બહુ જ સરસ અર્થપૂર્ણતા એમાંથી મળવા માંડી.

જ્યાં અનેક વાર, દરેક વર્ષે એક વાર તો અચૂક-ગયાં હોઈએ તેવી બીજી જગ્યા તે મુંબઈ. ગુજરાત મેલમાં રાતે ચઢી જવાનું-તે જ ને? એક વાર મોટા ભાઈએ બંને નાની બહેનોને વિમાનમાં મુંબઈ મોકલવાની હોંશ કરી. જિંદગીનું એ પહેલું ઉડ્ડયન ! શરમાતાં શરમાતાં બેઠેલાં. પછી પાઇલટ ખાસ બહાર આવીને અમને ચાલક-કક્ષમાં લઈ ગયા. ત્યાંના મોટા, ચોખ્ખા કાચમાંથી તો ધરતીનો કેટલો બધો વિસ્તાર દેખાય, ને જમીન કેવી ઝડપથી સરકી જતી લાગે. ચળકતો દરિયો જોઈને તો જરા ગભરાઈ પણ ગયેલાં !

મુંબઈ શહેરની અંદર, અને આસપાસનાં સ્થળોએ ફરવાનું તો ઘણું મળતું, પણ મુંબઈ જરાયે ગમતું નહીં. ત્યાંનું પાણી પણ ભાવતું નહીં, ને લગભગ દર વખતે ત્યાં પહોંચતામાં તાવ પણ આવી જતો. મોટર કે ટેક્સીમાં નીકળતાં ત્યારે બધું બહુ દૂર લાગતું; અને લોકલ ટ્રેનમાં જતાં ત્યારે થોડી દોડાદોડ લાગતી, અને વળી, માંકડ પણ કરડી જતા.

બહુ મોટું શહેર, ભઈ. ગમતું નથી. આપણું અમદાવાદ સારું એના કરતાં તો !

સંજોગવશાત્, કાળક્રમે દુનિયાનું સૌથી મોટું શહેર ઘર બન્યું. જગ્યાઓને જોવા તથા ગમતી કરવા અંગેની આવડત મળી, સમજણ વિકસી. મુંબઈમાં એકલાં, પોતાની રીતે ફરતાં થયાં, ને એનાં વિવિધ સ્વરૂપને, એમની રીતે સ્વીકારતાં થયાં. બાળક તરીકે ડબલડેકર બસોની રાહ જોતાં રહેતાં, કે જેથી ઉપરના પરિપ્રેક્ષ્યથી નગર-દર્શન કરાય. મોટાં થયા પછી જવા-આવવાનો સમય જાણે ઓછો પડવા માંડ્યો, ને તેથી ફાસ્ટ ટ્રેનો લેવા તરફ પાછાં વળ્યાં.

પરાંનાં સ્ટેશન પર જ્યાં સ્ત્રીઓને, યુવતીઓને ઊભેલી જોઉં ત્યાં હું પણ ઊભી રહી જાઉં, જેથી 'સ્ત્રીઓનો ડબ્બો' સામે આવે. બેસવાની જગ્યા એમાં મળી જ જાય. ક્યારેક તરત જગ્યા ના દેખાય, તો બહેનો જરા-તરા ખસીને, સંકડાશ ખમીને પણ, એક વધારે જણને વચ્ચે બેસાડી દે. અજાણી 'બહેન' સાથે પણ સ્મિતની આપ-લે થઈ ગઈ હોય. એમાં એક જાતની હૂંફ લાગે, એક જાતનું 'આપણા-પણું' લાગે.

બાજુમાં બેઠેલી બહેન સાથે ઘણી વાર વાત પણ શરૂ થઈ જાય. બસ, એમ જ. 'અલકમલકની' કહીએ તેવી. સાધારણ વાતો જ હોય. ઊંડા સુખ-દુઃખની ના હોય કાંઈ. ને એ જ સારું. એક 'સાધારણ', ને સહજ સંધાનની જ જરૂર હોય જાણે. એટલું જ પર્યાપ્ત હોય.

નહીં તો હું નિરીક્ષણ કરતી રહું. કોઈને કઠે તે રીતે નહીં-બલકે કોઈને ખ્યાલ પણ ના આવે તે રીતે. અમુક સ્ત્રીઓ રોજ મળી જતી હોય. એમની વચ્ચે વાતોનો દોર અતૂટ લાગે. અમુક જણ થેલીમાંથી નાસ્તો કાઢીને આપ-લે કરી લે. કોઈ, વળી, નારંગી ફોલી લે, સફરજન કાપી લે. કશુંક ખરીદાયું હોય તે જોવા-બતાવવાનું પણ આ સમુદાયમાં થતું રહે. ચાલતી ગાડીમાં આમ નિરાંત ને આનંદનો ભાવ જોવાની મને બહુ મઝા આવે.

ક્યારેક બે-ચાર માછણો બેઠી હોય. મને એ બધી બહુ રૂપાળી લાગે. શ્યામ ત્વચા; લાંબા ચહેરા;

સાલ્લાના કછોટા વાળેલા હોય. એમના ખાલી ટોપલામાંથી– ને કદાચ એમના દેહમાંથી પણ–માછલીની ગંધ આવતી હોય. એ ગંધને શ્વાસમાં લેવી અઘરી ખરી, પણ એ માછણોએ ગાંઠમાં બાંધેલા વાળમાં સૂરજના રંગના, સુંદર, સુગંધિત સોન-ચંપા ખોસ્યા હોય. એ આકર્ષક ફૂલોમાં, ને એમની આછી ફેલાતી સુગંધમાં, મન-હૃદય પરોવાયેલાં રહે. પરસ્પર સ્મિતની તક મળે એની હું રાહ જોઉં. એક વાર એમ નજર મળી ત્યારે એક માછણે મને એનો સોન-ચંપો આપેલો. ચળકતો દરિયો આખો પાસે આવી ગયેલો જાણે !

દોઢેક વર્ષ પહેલાં પ્લૅટફૉર્મ પર આશરે ઊભેલી, ને ટ્રેન આવતાં એમ જ એક ડબ્બામાં ચઢી ગઈ. એ 'પુરુષોનો' નીકળ્યો. ભીડનો સમય નહોતો, ને બેસવાની જગ્યા મળી ગઈ. બાજુમાં કોઈ બેઠું નહીં, કારણ કે ઘણી ખાલી બેઠકો હતી. હું ભૂલમાં ચઢી ગઈ હોઈશ, ને બહારગામની હોઈશ, એ બધા સમજી જ ગયા લાગ્યા. કોઈએ ડહાપણ, ચાંપલાશ કે છેડતી કરી નહીં. કોઈએ સામું પણ જોયું નહીં. મારી સામે તો નહીં જ, પણ એક-બીજાની સામે પણ નહીં. 'સ્ત્રીઓના ડબ્બા'માં થાય છે તેવું કોઈ આદાનપ્રદાન–વાતોનું કે વસ્તુનું–અહીં થયું નહીં. બધા પુરુષો ચૂપચાપ કે ઝોકાં ખાતાં બેસી રહ્યા.

મોટે ભાગે તો મુંબઈની બસોમાં કે ટ્રેનોમાં સફર કરવા જેટલો સમય ના હોય, ને ટૅક્સીમાં જ બેસી જઈએ. વળી, ભીડ અને ધક્કામુક્કીથી પણ બચવું હોય. છતાં તાજેતરમાં ફરીથી આવી સફરનો મોકો મળ્યો. સમય હતો, અને જાહેર રજા હોવાથી ભીડ ઓછી હશે એમ ધારણા હતી. ખારથી ચોપાટી જવું હતું. ઘોડબંદર રોડ પરથી બસ લેવાની, ઑપેરા હાઉસની પહેલાં ઊતરી જવાનું, ને પછી થોડું જ ચાલવાનું રહે.

કાકાના બંગલાની આસપાસનાં ગલીઓ ને બગીચાઓ નાનપણથી પરિચિત. મોટાં મોટાં ઝાડને કારણે હંમેશાં ત્યાં ઠંડક રહે. પહેલાં જેવી શાંતિ હવે ત્યાં રહી નથી. વાહનોની અવરજવર વધી છે, છતાં વહેલી બપોરે ઓછી. મેં જોયું કે લગભગ દરેક બંગલાના ઝાંપાની બહાર એક એક ગાડી પડી હતી. અંદર આયોજિત દુકાન કે શિશુ-વિહાર કે ખાસ વર્ગોમાં મૅડમ ગયાં હોય, ને ડ્રાયવર બેઠો બેઠો હિન્દી ગીતો સાંભળતો હોય. એ દરેક કાં તો ઊંઘરેટો હતો, કાં તો કંટાળેલો. મુંબઈના મધ્યમવર્ગીય સમાજની જીવન-રીતિની નોંધ લેતાં મને જરા હસવું આવી ગયું.

બસ આવી તો જલદી, પણ બેસવાની એક પણ ખાલી જગ્યા ન હતી. આગલા ભાગ તરફ જતાં જતાં બીજી-ત્રીજી સીટ પાસે ડાંડો પકડીને હું ઊભી રહી. સ્ત્રીઓ ચઢતી રહી, ડાંડો પકડીને ઊભી રહેતી ગઈ. હું ઊભી હતી તેની પાસેની સીટ પર એક પુરુષ, અને બારી તરફ એક બાબો બેઠેલા. એને ખોળામાં લેવાની તો વાત નહીં. મારું ધ્યાન બરાબર એ સીટની બારીની ઉપર લગાવેલી નોટિસ પર ગયેલું. મરાઠીમાં હતી, પણ સમજાયેલી. લખેલું કે આ સીટ સ્ત્રીઓ માટે ખાલી કરવી. અલબત્ત, એ ખાલી નહોતી કરાઈ. કન્ડક્ટરે પણ નહોતી કરાવી. અડધો કલાક આમ ગયો. હું વિચારતી હતી કે સ્ત્રી-હક્કથી સભાન એવી આધુનિક સ્ત્રીની જેમ મારે એ બાબતે કશું કહેવું–કરવું જોઈએ ? કે પછી દયા ખાઈને એને બેસી રહેવા દઉં ?

હું મારા વિચારો સાથે રમત રમતી હતી, ને મનોમન હસતી હતી. પછી આગળ વાંચ્યું કે એ સીટ ખાલી નહીં કરનાર પુરુષને દોઢ સોથી ત્રણ સો રૂપિયા સુધીનો દંડ થશે. એ વાંચ્યા પછી તરત આધુનિક સ્ત્રીપણાએ આગેવાની લીધી. એ બાબાને મેં હિન્દીમાં કહ્યું, "બેટા, આવ. મારા ખોળામાં બેસી જા." બાબો તરત ઊઠ્યો – જોકે એને ખોળામાં તો એ પુરુષે જ લીધો, ને બબડ્યો કે સ્ત્રીઓએ પાછળ બેસવાનું હોય છે. મેં કહ્યું, "આ ઊભી સાત-આઠ સ્ત્રીઓ અહીં જ."

એણે ફરિયાદ ચાલુ રાખી, "તો પુરુષો શું કરે ? ક્યાં જઈને બેસીએ અમે ?" મેં કહ્યું, "ભાઈ, તમે તો બેઠા જ છો. મેં અડધો કલાક ઊભાં રહ્યા પછી તમને ખસવાનું કહ્યું." ને ઊઠી જવાનું તો સૂચવ્યું પણ ન હતું. એ બાબો વળી એનો ન હતો. એને તો બીજી સીટમાં બેઠેલી માએ પોતાનું સ્ટૉપ આવતાં બોલાવી લીધો. એ પુરુષ ઊતર્યા પછી એક યુવક બાજુમાં બેઠો. એની સાથે વાંચવા વિષેની વાત શરૂ થઈ ગઈ–એ હિન્દી વાંચી ન હતો શકતો, એ પરથી.

ક્યાંકથી એક અત્યંત દૂબળા-પાતળા, ને વયોવૃદ્ધ પુરુષ ચઢ્યા. ડાંડો પકડીને ઊભા રહેવું પણ એમને માટે અઘરું હતું. હું ઊઠીને એમને બેસવા બોલાવી લઉં એ પહેલાં, એ વૃદ્ધની પાસેવાળી સીટ પરથી એક સજ્જન ઊઠ્યા,

ને એમને બેસાડ્યા. મને એ ખૂબ ગમ્યું. મેં વિચાર્યું કે એ ભાઈ નક્કી પરદેશમાં રહેતો હોવા જોઈએ. આવો વિવેક, આવી તત્ક્ષણ કરુણા પશ્ચિમમાં વધારે જોવા મળે, ને એ ખ્રિસ્તી વર્તનસરણી લાગે છે.

મારી બાજુમાં એક યુવતી બેઠી, જે હસી, ને હિન્દીમાં પૂછવા લાગી, "ક્યાં ઊતરવાનાં ?" પછી કહે, "ઓહ, તમારે તો હજી લાંબે જવાનું છે." આટલો એક સંપર્ક પણ ગમે. સમયને એથી તાજગી મળતી રહે છે. "તમારે બે સ્ટૉપ બાકી," કહી એ ઊતરી ગઈ.

મને એમ હતું કે એ ભાઈને પૂછીશ કે "તમે પરદેશમાં ક્યાં રહો છો ?" પણ ઊતરવા માટે ઊભી થઈ એટલામાં ઘણું વધારે સરસ કહેવાનું સૂઝી આવેલું. એ આગલાં પગથિયાં પાસે ઊભેલા. એમની સામે જોઈને મેં કહ્યું, "આપને જો કિયા વહ બહુત અચ્છા થા." એ સાથે જ પરસ્પર સ્મિત ઝિલાયાં.

કદાચ એમને લાગ્યું હોય કે હું પરદેશમાં રહેતી હોઈશ–કારણ કે આવી સહૃદય પ્રતિક્રિયા પશ્ચિમી વધારે લાગે. ખરેખર તો એ પૂર્વીય વધારે હોવી જોઈએ, કારણ કે આપણી પ્રાચીન પ્રણાલીઓ તો આવાં વલણનું જ માહાત્મ્ય કરતી દેખાય છે.

વ્યક્તિ તરીકે, મારે માટે આ આખી વાત સોનચંપા જેવી તાજગીની છે, સ્મિત જેવી હૂંફની છે, અજાણ્યાં સાથે ઘડીક સંગની છે, તથા અન્ય સ્થાનો–સર્વ સ્થાનોમાં ઘરનાંની જેમ રહેવાની છે.



## ભૂકંપ

સાગર મૌન છે.
આકાશ મૌન છે.
તું પણ અવાક્ છે.
લાગે છે, ફરીથી કોઈ ધરતીકંપ આવનાર છે.
બજારની ભીડ
ખરીદ-વેચાણ કરીને
ઘરે પાછી ફરી ચૂકી છે.
ઊભી છે
માત્ર તું
એક ખૂણામાં
મૌન ધારણ કરીને.
કેવું મૌન એ !
કેવી એ સ્તબ્ધતા !
લાગે છે કે
સાગરને જ પૂછવું પડશે
કે આનો અર્થ શો ?
પરંતુ
ડર છે,
પ્રશ્ન પૂછતા પહેલાં જ
ફરીથી કોઈ ધરતીકંપ ન આવી જાય.

**શૈલેન્દ્રકુમાર સિંહ**
**અનુવાદક : નરેન્દ્ર પટેલ**

## સૈનિકો

વરસાદી મોસમમાં
પીઠ પર ભારેખમ
ગોરંભાનો ઓથાર ઊંચકી
હાથમાં
સજ્જડપણે ગ્રહી મૃત્યુ
અબનૂસ કદમે
ડાંગરનાં ખેતરોને ખૂંદતા
આવી રહ્યા છે
એક
    પછી
        એક
સૈનિકો......
પોતાના
આશંકિત/આંગણમાં
ભયાકુળ ચહેરે ઊભા
ગૃહસ્થો પર
અછડતી દૃષ્ટિ નાખી
જઈ રહ્યા છે
એક
 પછી
    એક
        ક્યાં ?

**કિસન સોસા**



## મને સાચનો ડર છે

*જરાક ખંજવાળો અને......*
*પણ મને*
*માણસની ચામડી*
*ઉઝરડાય*
*એનો*
*ભય લાગતો હોય છે.*
*રખે ને*
*એની નીચે*
*લોહીમાંસમાં ખદબદતી*
*દુર્ગંધ*
*મારા નાકમાં પેસી જાય,*
*અને એનું રૂપ*
*વરવું થઈ જાય !*
*મને*
*એના વરવા રૂપનો નહિ,*
*પણ*
*મારી 'ઇમેજ'*
*કુરૂપ થઈ જાય*
*એનો ભય લાગતો હોય છે.*

*એક નાનકડા*
*ટશિયાની કાળાશ*
*કેવી ઠેસ પહોંચાડે દિલમાં !*
*માણસ નામની આડમાં રહેલ*
*તમામ કાલિમા*
*છતી થઈ જાય તો ?*
*જીરવાય ખરી ?*

*મને તો*
*મારોય ભય લાગે છે.*
*વિચાર આવે છે –*
*આ રૂપકુરૂપને ટટોલતી નજર*
*કોઈ અન્યની કીકીમાં*
*બેસી જાય,*
*મારા વજનદાર*
*'હું'ને હડસેલી*
*ધમની અને શિરામાં*
*વહેતી*
*અસલિયતનો રંગ*
*ઓળખે તો ?*
*મારાથી ભાગીને*
*હું કયાં જાઉં ?*

*કદાચ –*
*આવું બધું*
*કંઈ પણ ન હોય.*
*પણ સાચું પૂછો તો*
*હવે મને*
*સાચનો ડર લાગે છે.*

*અને આથી જ તો*
*મારી સમજને મેં*
*શાહમૃગ બનાવી*
*દીધી છે.*
*ભલે ને*
*ભ્રમની રેતીમાં*
*મોં દબાવી રાખે !*

**ઇન્દુ કે. ડી. મહેતા**



### સાભાર સ્વીકાર

**પાર્શ્વ પબ્લિકેશન** (નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧)**નાં :**

**સમક્ષ :** લે. રમણ સોની, કિં. રૂા. ૧૦૦/-; **સ્વપ્નતીર્થ :** લે. રાધેશ્યામ શર્મા, કિં. રૂા. ૮૫/-; **રાધેશ્યામ શર્માની વિશિષ્ટ વાર્તાઓ :** લે. ઉપર મુજબ, કિં. રૂા. ૮૦/-; **શ્રીમદ્ કાગડા પચ્ચીસી :** લે. બાબુ સુથાર, કિં. રૂા. ૫૦/-; **વાકયકથા :** લે. ઉપર મુજબ, કિં. રૂા. ૪૦/-; **રમ્ય અને ભવ્ય નરસિંહ મહેતા :** લે. રત્નાદે શાહ, કિં. રૂા. ૨૨૫/-.



# ચાર ગઝલ

## ૧. હું પણ ડોલું

મારું રૂપ ને મારો ઘૂંઘટ, હું પણ ખોલું, તું પણ ખોલ,
ગ્રીષ્મની લૂમાં તરસ બ્હાવરી, હું પણ ઢોળું, તું પણ ઢોળ.

માથા પરની દેવચકલીને વગડા વચ્ચે સહે ચાડિયો,
ચાસે ચાસે લીલાં દર્દો, હું પણ ઘોળું, તું પણ ઘોળ.

અઢળક આંસુ, અનહદ વૈભવ, લયની ગંગા, ભરચોમાસું,
ચૂતાં નેવાં, વ્હેતી નીકો, હું પણ શોધું, તું પણ શોધ.

રંગરંગીલા મોરપિચ્છમાં ટહુકે ટહુકે કૃષ્ણ ઊમટ છે,
વગાડ વાંસળી, સૂરમોહિની, હું પણ ડોલું, તું પણ ડોલ.

રાત્રિ-દિવસ, માસ-વરસ ને યુગે યુગે કરી પ્રતીક્ષા,
'કોઈ ન આવ્યું ?' 'કોઈ નથી ?'ને હું પણ તોડું, તું પણ તોડ.

ઈશ્વર નામે ઓથ છે વસમી, કાળ અજનબી, મોત છે રુસ્વા,
મોક્ષની મદિરા, ઉધાર પી....પી..., હું પણ ડોલું તું પણ ડોલ.

મૃત્યુ 'માસૂમ', મોક્ષ પણ 'માસૂમ', હું પણ 'માસૂમ', તું પણ 'માસૂમ',
શ્વાસ ખૂટ્યાના અજવાળાને, હું પણ સોંપું, તું પણ સોંપ.

## ૨. શૂન્ય સકળ છે

ઝરમર ખુશ્બૂ, રંગીન તડકો, ધૂમ્રવલય શા શ્વાસો છે,
મૂંગી તરજો, મૌનના પડઘા, ચીતરેલા કેન્વાસો છે.

શંખલે સાગર, મોતી-છીપલાં, મીનના પંજા, ફીણ-ફિણોટા,
ઘૂઘવે મોજાં, ઓટ ને ભરતી, વમ્મળના હુલ્લાસો છે.

ખુલ્લું ઘર ને દ્વારે સાંકળ, ઉંબરનું ઓગળવું છે,
હોય સતત કમરામાં હરફર, તોય નાગનો પાસો છે.

શબ્દોમાં વંચાતી ઝળહળ, ઇતર-ભીતર શૂન્ય સકળ છે,
ક્ષિતિજોના લીલા કાચમાં મરક મરક પડછાયો છે.

ચાસે ચાસે રડે ચાડિયો, પંખી થઈ ગ્યાં ફરરરર ફૂ;
શેઢે શેઢે હવા કણસતી, વિખવાદી અજવાશો છે.

ક્યાંક હવા છે મુરલી જેવી, ક્યાંક સુદર્શન ચક્કર શી,
વૃંદાવન કે હોય મથુરા, રોમ રોમ રાધાઓ છે.

મનમરકટનો ઊંચો કૂદકો, 'માસૂમ'-ફાસૂમ કોણ વળી,
ક્યાંક હિમાલય, ક્યાંક સમંદર, ક્યાંક નદી ને પ્હાડો છે.

## ૩. પહેલો અગ્નિ

કાંઈ નથી-ના દર્પણત્વમાં મારો ચ્હેરો, તારો ચ્હેરો,
તરજુમો છે ઈશ્વરિયતનો, પહેલો અગ્નિ: પહેલો ધૂણો.

મૌનમાં રણકે રૂપાઘંટડી, શબ્દે .શબ્દે મેહુલિયો છે,
સૈકાઓથી સમથળ રહેતો શબ્દ ન હોયે સ્હેજે ઊણો.

ઈંડું ફૂટ્યું, પાંખમાં હલચલ, ચક ચક ચારેકોર મચી,
ગંધની આંધી, પાંદડે મર્મર, આકાશોને લાગ્યો લૂણો.

ચશ્મની ચાદર, મંત્ર : અગોચર, નિર્લેપોના ગેબી પડઘા,
કોમલ-અંગી સારસ-જોડી, અવસાદી સૂર સુણો: સુણો.

શ્રુતિ શ્વાસની, વેદની ઋચા, નાભિમાંથી ગીતિ પ્રકટે,
ચર્મ-મર્મની ચરમ સીમા છે, અખિલાઈના ઝેરને ભૂણો.

તર્જની છેડે દર્દના દરિયા, ગુલ : ગુલઝારે તાતા-થૈયા,
નિર્મોહી છે યાર-ઇલાહી, અશ્કને આખર તૂણો-પૂણો.

નક્ષત્રોમાં ક્ષત્રનો લય છે, ચંદ્ર ટૂંપાતો ગ્રહ-વિગ્રહમાં,
શુક્રકણીના અજવાળાને ગગન-અંબરે ગુણો-ગુણો.

આંખમાં મૃગજળ, હોઠ પે દરિયો, પ્યાસી તરસ્યું માસૂમિયતની,
કા..કા.. કરતાં ઊડી જવાનું, લઈ સંગાથે સૌનાં ઋણો.

## ૪. ગ્રીષ્મની લૂ

હોઠની મર્મર, ક્ષુધા સ્મરણની, સહજ સાથે વીંટળાઈ છે,
નિશીથ શબ્દનો તરજુમો છે, અરથ-બરથ હરજાઈ છે.

પ્રીત પછીનો પહેલો અવસર, સ્હેજ મળી ખુશ્બૂની લથબથ,
લય-વિલયનું આરોહણ છે, સુખડ શબ્દ દુહાઈ છે.

સાવ લગોલગ જન્નત-બન્નત, ઓસણ આઠે પ્હોર છે લયનાં,
આંખ મીંચ્યાનું અજવાળું છે, ઋતુઓ પણ વરદાઈ છે.

આકાર :અવાચક, ભીતર :અનહદ, વિરહ :વેદના, ઘર્ષણ-વર્ષણ,
આંખની અંદર પ્રજળ્યા કરતી ગ્રીષ્મની લૂ પરજાઈ છે.

ભાન-સાન રાધાનું વરસે, મોરપિચ્છના ભર-ચોમાસે,
ટહુકે-ટહુકે કૃષ્ણ - ઊમટ છે, અંદર-બાહર અધીરાઈ છે.

'માસૂમ', આજે હળવે હાથે ઘરને ઉંબર શ્રીફળ વધેરો,
બારસાખમાં આસોપાલવ, શુભ-લાભની સફુલાઈ છે.

**ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'**



# વિસ્તરતી સીમાઓ

## સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ

**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

આધુનિકતાવાદીઓનો પરંપરામાંથી વિશ્વાસ ઊઠી ગયો હતો અને ખાસ કરીને અમેરિકી કવિઓએ તો સામૂહિક રીતે મુક્તપદ્યને અપનાવી લીધું હતું, ત્યારે રશિયાથી અમેરિકા દેશવટે પહોંચેલા નોબેલ પારિતોષિક વિજેતા કવિ જોસફ બ્રૉડસ્કીના પરંપરા વિશેના, મુક્તપદ્ય વિશેના તેમજ ઇતિહાસ વિશેના ખ્યાલો અમેરિકી વાતાવરણથી તદ્દન જુદો મિજાજ ધરાવતા હતા. એટલું જ નહીં, પણ અમેરિકી આધુનિક પરિવેશ વચ્ચે પણ બ્રૉડસ્કીએ રશિયન વારસાની જહેમતથી જાળવણી કરી. આજે અનુઆધુનિક મિજાજ જ્યારે પરંપરા તરફ, છંદો તરફ અને માનવીય સંદર્ભ તરફ વળી રહ્યો છે, ત્યારે આ સમગ્ર કિસ્સો નજીકથી તપાસવા જેવો છે.

આધુનિકતાવાદનો સૌથી વિવાદાસ્પદ મુદ્દો એવો હતો કે કલાઓએ નરદમ જાતે શરૂઆત કરી અને જુદા પડી અત્યંત મૌલિક બનવાનું છે. કોઈ તદ્દન નવી વસ્તુનો આવિષ્કાર કરવાનો છે; અને દરેક આવિષ્કારને અનુકૂળ એવું એનું પોતાનું વૈયક્તિક રૂપ શોધવાનું છે. આથી પ્રશિષ્ટ સ્વરૂપોને છોડી, પ્રાસ તેમજ છંદને છોડી, સ્ટીવન્સન, એલિયટ, મૂર જેવા કવિઓ દ્વારા અમેરિકી કવિતાએ જે ભૂમિકા રચી એમાં બ્રૉડસ્કીનો રશિયન જીવ કોઈ વિશેષ સાર જોતો નથી. એટલું જ નહીં, પણ લાફૉર્ગ જેવા ફ્રેન્ચ કવિને અનુસરીને લીધેલો રસ્તો બ્રૉડસ્કીને ભૂલભરેલો લાગ્યો છે. વળી, પરંપરા અને ભૂતકાળથી નર્યો છેડો ફાડી બેઠેલા આધુનિકતાવાદીઓની સામે બ્રૉડસ્કીની માન્યતા હતી કે એક કવિ જ છે જે ભૂતકાળને વર્તમાનથી જોડે છે. કવિઓ પરંપરાના સંરક્ષક છે. આથી પણ આગળ વધી બ્રૉડસ્કી સ્પષ્ટ કરે છે કે કવિતામાં જ સાચો ઇતિહાસ સચવાયેલો રહે છે. ઇતિહાસકાર જે ઇતિહાસ લખે છે એમાં તો કાર્યકારણની તાર્કિકતા ભરેલી પડી હોય છે. કવિતા જ ભૂતકાળની માનવસંબંધને સંચકી રાખે છે. કદાચ પરંપરાના આ જ ખ્યાલે બ્રૉડસ્કી રૉબર્ટ ફ્રોસ્ટ જેવા અમેરિકી કવિ તરફ વધુ પક્ષપાત ધરાવે છે. અને તેથી જ રૉબર્ટ ફ્રોસ્ટની માફક બ્રૉડસ્કીની કવિતા પણ છંદ અને પ્રાસને સ્વીકારીને ચાલે છે. અલબત્ત, એ રશિયન કવિતાની પ્રમુખ ખાસિયત છે અને ત્યાં જ રશિયન કવિતા અન્ય પશ્ચિમના દેશોથી જુદી પડે છે.

બ્રૉડસ્કી પરંપરા અંગે અને ખાસ તો કવિતાને વારસામાં મળેલા છંદો અંગે શ્રદ્ધાપૂર્વક ઉચ્ચારે છે કે "સ્મરણમાં રહે, છંદો પોતે એક પ્રકારના ચેતનાવિસ્તારો (spiritual magnitudes) છે, જેનું સ્થાન અન્ય કોઈ લઈ શકે નહીં. છંદો એકમેકને બદલે, પણ સ્થાન લઈ શકે નહીં. અછાંદસની તો વાત જ મૂકો. છંદોમાં જે ભેદ છે તે વ્યક્તિ અને એના હૃદયધબકારનો ભેદ છે. પ્રાસની તરાહમાં જે ભેદ છે તે ચિત્તની ક્રિયાઓનો ભેદ છે. છંદ અને પ્રાસને ભ્રષ્ટ કરવા કે એમનું ખૂન કરવું એ કવિતા સાથેનો વિકૃત વ્યવહાર છે - ચિત્તનો અપરાધ છે.

બ્રૉડસ્કીની કેટલીક શ્રદ્ધા આત્યંતિક લાગવાનો સંભવ છે. પરંતુ અનુઆધુનિકતાવાદનો એક સંદર્ભ વેગથી પાછો વળી રહ્યો છે ત્યારે અને નવી શક્તિથી તેમજ ઉત્સાહથી પૂર્વવારસાનાં પોતાની રીતનાં અદ્દભુત મિશ્રણોમાં રોકાયેલો છે ત્યારે બ્રૉડસ્કીના વિચારો કે એના અભિગમનું મૂલ્ય નવું પરિમાણ લે છે. ખાસ તો ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાવાદી પ્રવૃત્તિના નામે આડેધડ ચાલેલી અને ચાલતી રહેલી અછંદાસ પ્રવૃત્તિને પણ બ્રૉડસ્કીનો અભિગમ જવાબદારીનો માર્ગ ચીંધી શકે તેમ છે.



**અપ્રગટ જયંત કોઠારી :** સંપાદક : નિખિલ કોઠારી, પ્ર. જયંત કોઠારી પરિવાર, 'ઝબક', ૨૪, નેમિનાથનગર (સત્યમય) સોસાયટી, સુરેન્દ્ર મંગળદાસ રોડ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂા. ૧૦૦/–; **નીલમણિ :** લે. અનિલ વાઘેલા, પ્ર. કુમકુમ પ્રકાશન, મામુ નાયકની પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂા. ૩૫/–; **વિશ્વકોશ વિમર્શ :** સંપા. પ્રીતિ શાહ, પ્ર. ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સ હૉસ્ટેલ કમ્પાઉન્ડ, રિઝર્વ બૅન્ક ક્વાર્ટર્સ સામે, કૉમર્સ છ રસ્તા, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯, કિં. રૂા. ૧૨૦/–; **'ધૂમકેતુ'નું વાર્તાવિશ્વ :** લે. અને પ્ર. ડૉ. અનંતરાય વ. દવે, 'શ્રી ભીડભંજનકૃપા', ૪, સુભાષનગર, રૈયા રોડ, રાજકોટ-૩૬૦૦૦૧, કિં. રૂા. ૨૫૦/–; **ખેલ :** લે. રજનીકાન્ત સોની, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, હિંગળોક જોષીની પોળ, બાલા હનુમાન પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂા. ૨૫/–; **ઢોલા-મારુણી :** લે. પ્રકાશક ડૉ. ભગવાનદાસ પટેલ, ગાયત્રીમંદિર પાસે, મુ. ખેડબ્રહ્મા - ૩૮૩૨૫૫, જિ. સાબરકાંઠા, કિં. રૂા. ૪૦/–.

**આદર્શ પ્રકાશન** (ગાંધી માર્ગ, બાલા હનુમાન સામે, અમદાવાદ-૩૮૦૦૦૧)નાં :

**ચંદ્રકાન્ત શેઠનાં કાવ્યો :** સં. ડૉ. રમેશ એમ. ત્રિવેદી, કિં. રૂા. ૫૦/–; **શામળનાં કાવ્યો :** સં. ઉપર મુજબ, કિં. રૂા. ૫૦/–; **નદીવિચ્છેદ :** લે. ભગવતીકુમાર શર્મા, કિં. રૂા. ૮૦/–; **માંગલ્યકથાઓ :** લે. ઉપર મુજબ, કિં. રૂા. ૮૫/–; **પ્રેમ પચીસી :** સંપાદક : પ્રસાદ બ્રહ્મભટ્ટ, કિં. રૂા. ૫૦/–; **દૂરના એ સૂર :** લે. દિગીશ મહેતા, કિં. રૂા. ૫૫/–; **નંદ સામવેદી :** લે. ચંદ્રકાન્ત શેઠ, કિં. રૂા. ૭૦/–; **અંતિમ દીપ :** લે. મોહનલાલ પટેલ, કિં. રૂા. ૭૫/–; **વિશ્વની શ્રેષ્ઠ હાસ્યકથાઓ :** સંપાદક : સતીશ ડણાક, કિં. રૂા. ૬૫/–; **પારિજાતનાં ફૂલ :** સંપાદક : ઉપર મુજબ, કિં. રૂા. ૮૦/–.

**સાહિત્ય સંકુલ** (ચૌટા બજાર, સુરત-૩૯૫૦૦૩)નાં :

**સિદ્ધ સંત શ્રી સાંઈબાબા :** કિં. રૂા. ૨૫/–; **માતૃ-પિતૃવંદના :** લે. ધીરુભાઈ અં. દેસાઈ, કિં. નથી.; **સુંદર વાળ - માવજત અને સમસ્યાઓ :** લે. ડૉ. તૃપ્તિ ઠક્કર, કિં. રૂા. ૭૦/–; **વાળ : મૂંઝવણ અને માર્ગદર્શન :** લે. ઉપર મુજબ, કિં. રૂા. ૫૦/–; **ડાયેટ એન્ડ ફિટનેસ :** લે. ડૉ. હરીશ ઠક્કર અને ડૉ. તૃપ્તિબેન ઠક્કર, કિં. રૂા. ૭૦/–; **મૂળ, પાન, મરી-મસાલા :** સંપાદકો ડૉ. એચ. બી. ભટ્ટ, ડૉ. રાજેશ અધ્વર્યુ, કિં. રૂા. ૫૦/–; **ચાણક્યનીતિ :** લે. કિરીટ નાયક, કિં. રૂા. ૪૦/–; **ઈઝી ઇંગ્લિશ સ્પીકિંગ કોર્સ :** લે. સુહાસ આર. કછારા, કિં. રૂા. ૨૦/–; **અકબર-બીરબલ :** લે. રીમા કિરીટભાઈ નાયક, કિં. રૂા. ૩૬/–; **હજીયે ન જાગે મારો આતમરામ :** લે. રતિલાલ ચૌહાણ 'શાન્તમ્', કિં. રૂા. ૩૦/–; **અમરનાથ, એક અલ્પવિરામ :** સંપાદન : મોહનલાલ વાઘેલા 'પ્રવાસી', કિં. રૂા. ૨૫/–; **દેશ-વ્યવહાર-વ્યવસ્થાનાં મૂળ તત્ત્વો :** ભાષાંતરકાર : કવિ નર્મદાશંકર લાલશંકર, કિં. રૂા. ૧૬૦/–.

**અન્ય**

**પડકાર : (કિરણ બેદી જીવન-રેખા)** : લે. પરમેશ ડંગવાલ, અનુ. ડૉ. કેશુભાઈ દેસાઈ, પ્ર. આર. આર. શેઠની કંપની, ફુવારા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂા. ૨૦૦/–; **સ્વામીશ્રી સહજાનંદ અને નંદ સંતો :** લે. કૃપાશંકર જાની, પ્ર. લક્ષ્મી પુસ્તક ભંડાર, ૬૪/૧, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧, કિં. રૂા. ૩૦/–; **ષડ્દર્શન :** લે. જયંત પ્રે. ઠાકર, પ્ર. કુલસચિવ, સરદાર પટેલ યુનિવર્સિટી, મુ. વલ્લભવિદ્યાનગર - ૩૮૮૧૨૦, કિં. રૂા. ૨૩૦/–; **મૂડીવાદ (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૨૭)** : લે. સુકુમાર એમ. ત્રિવેદી, પ્ર. પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ-૪૦૦૦૦૨, કિં. રૂા. ૬/–; **નસકોરાંની વ્યાધિ (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૨૮)** : લે. ડૉ. અજય કોઠારી, પ્ર. અને કિં. ઉપર મુજબ; **ધ્યાનસૃષ્ટિ (પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૧૦૨૯)** : લે. નરેન્દ્ર પટેલ, પ્ર. અને કિં. ઉપર મુજબ; **નદીની મોકળાશ કાંઠા વચ્ચે :** લે. રચના નાગરિક, પ્ર. માનવ વિકાસ ટ્રસ્ટ, ગુજરાત, ૯, મહાકાન્ત કૉમ્પ્લેક્સ, વી. એસ. હૉસ્પિટલ સામે, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦૦૦૬, કિં. રૂા. ૫૦/–.

# ઉદ્દેશ

## વર્ષ બારમું

### ઑગસ્ટ ૨૦૦૧થી જુલાઈ ૨૦૦૨

# વાર્ષિક સૂચિ

**તૈયાર કરનાર : રતિલાલ જોગી**

**(આ સૂચિમાં 'કવિઓની દિવાળી' અને 'પ્રતિભાવ'નો સમાવેશ કરાયો નથી.)**

## કાવ્યો

## પત્રપ્રસાદી



## વાર્તા-નાટક



## સ્વાધ્યાય અને સમીક્ષા

## સાંપ્રત પ્રવાહો

## લેખો

## લેખકસૂચિ

❑

50980

મધુ કોઠારી

# અહીં જ, અહીં જ !

હે ગિરિધર નાગર !
નથી મારી નાડીઓમાં વહેતી યમુના,
નથી મારી પાંપણની પાર ઊગ્યાં કદંબ,
નથી મારા શ્વાસમાં મહેક્યાં મોરપિચ્છ,
તોય હું આજે તમને પ્રપોઝ કરું છું ઘૂંટણિયે બેસી,
" પ્રિન્સ ચાર્મિંગ ! હું તમને ચાહું છું."
તો તમે સાચું માનશો, અંતર્યામી ?

સમયની ત્વચાની આરપાર
સૂરજને ભેદીને
આકાશગંગાને ઓળંગીને
એક શ્યામ મેઘની સાક્ષીએ
જન્મી હતી મારામાં તમને ચાહવાની ક્ષણ.
ના –
તુલના ન કરશો મારી કોઈની સાથે –
હું ગોપી નથી, રાધા નથી, રુક્મિણી નથી, મીરાં નથી.
હું તો છું માત્ર હું જ.
લંબાવું છું હાથ
ત્યાં બસ થોર જ થોર.
ભરું છું ડગ
ત્યાં બસ ખીણ જ ખીણ.
માંડું છું નજર
ત્યાં બસ રણ જ રણ.

પણ હુંય માણસ છું, માધવ !
બંસરીને સાંભળવાની
ગોરજને સ્પર્શવાની
મને ઇચ્છા ન થાય ?
અને વળી મને તો આવું પણ થાય !
તાજના ઝોડિયાક રેસ્ટોરાંમાં
તમારી સાથે કોલ્ડ કૉફી વિથ આઇસ્ક્રીમ સિપ કરું !
અને તમારો મૂડ હોય તો
મુબારકબેગમની પેલી સુંદર ગઝલ
'કભી તન્હાઇયોં મેં યૂં હમારી યાદ આયેગી'
તમને ગાઈ સંભળાવું પણ ખરી !

પણ હે કમલનયન !
મારે ક્યાં સુધી ઈ-મેઇલનું મૃગજળ પીધા કરવાનું ?
કે પછી
દ્વારકા આવી સમાઈ જાઉં તમારી મૂર્તિમાં ?
નો નો નો –
મારે શ્વસવું છે
આ માટીમાં, આ જળમાં, આ આકાશમાં.
યસ, શ્યામસુંદર,
આઈ વૉન્ટ ટુ લિવ
અહીં જ. અહીં જ !

યોગિની શુક્લ

**Uddesh** (A literary, cultural monthly) **July - 2002** ISSN 0971-6599
Licensed to post without prepayment Licence No 188 R No GUJ 156/2002